શ્રી હરિઃ

# સંક્ષિપ્ત મહાભારતના ભાવાનુવાદની

## —વિષયસૂચિ—

## ભીષ્મપર્વ

## દ્રોણ પર્વ

## કર્ણપર્વ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्बोधयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तु जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : ચૈત્ર—વૈશાખ—૨૦૦૫ : એપ્રીલ–મે ૧૯૪૯ : અંક ૧—૨ જો.

# પરમાત્મ વન્દન

અનુષ્ટુપ

ગાઢ અજ્ઞાનના મ્હોટા પર્વતોથી દબાયલા
છૂટી ન શકતા જીવો પરતન્ત્ર બની રહ્યા
અને તું સર્વ કૂટોની ઊર્ધ્વે કૈવલ્ય ધામના
કૈલાસોમાં વિલાસે છે કૂટસ્થ નિજ તત્ત્વમાં:

ને કૂટસ્થ છતાં કૂટ ગોવર્ધન સમા ધરે
બની ગોવિન્દ ! તું ભક્તો રક્ષવા ભક્તવત્સલ.
કરુણાળુ ! જીવે વિશ્વ ત્હારી એ કરુણા થકી,
તું કરે નિજ ભક્તોને અભિવ્યક્ત સ્વરૂપથી.

નમું છું નિજતા મૂકી વિભો ! સર્વાત્મને ત્હને,
સર્વરૂપે રહેલાને, પરાત્પર પરેશને:
નમું બુદ્ધિપ્રણેતાને નમું માનસસાક્ષીને
નમું ઇન્દ્રિય જ્ઞાનોના જ્ઞાતા દેવાધિદેવને
નમું સંસ્કારપિણ્ડોના ધાતાને સ્મૃતિશાલીને
નમું બ્રહ્માણ્ડભાણ્ડોના સ્રષ્ટા સર્જનકારને.

—શ્રી જયનારાયણ ભટ્ટ

ૐ હરે રામ, હરે રામ રામ રામ હરે હરે: હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

| વાર્ષિક લવાજમ : | તંત્રી : | હિંદ બહાર : |
|---|---|---|
| રૂા. ૫—૪—૦ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | રૂા. ૭—૮—૦ |


## જ્ઞાનદાનનો અનુગ્રહ

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ।
तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

"જેઓ સંસારના સમ્પૂર્ણ પદાર્થોમાંથી આસક્તિ રહિત થઈને સતત એકાગ્રતાપૂર્વક મને ભજે છે, તેમની બુદ્ધિને હું મારે વિષે જોડી દઉં છું, જેથી તેઓ મને પ્રાપ્ત થઈ જાય છે." મનુષ્યે ફક્ત બધા આગ્રહોથી—બધી આસક્તિઓથી મુક્ત થઈ શાન્ત થઈ બેસવાનું છે. આવા મનુષ્યના ચિત્તમાં બાકીનું કામ ભગવાન પોતે જ પૂરું કરી દે છે. તે કહે છે કે "સર્વમાં આત્મરૂપે રહેલો હું તેવા મનુષ્યો ઉપર અનુગ્રહ કરીને તેમના અજ્ઞાનના અન્ધકારને પ્રકાશમય જ્ઞાનપ્રદીપ વડે નષ્ટ કરી જ દઉં છું."

ગીતા ૧૦/૧૦-૧૧

જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાય પોસ્ટકાર્ડ કે ટિકિટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને રોડ મહીને મળે છે. વી. પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

લખો :—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬, અમદાવાદ.

| | | |
|---|---|---|
| શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ<br>સલાપોસ ક્રોસરોડ<br>અમદાવાદ. | મુદ્રક અને પ્રકાશક :<br>દેસાઈ મગનભાઈ છોટાભાઈ | શ્રી "ભક્તિમાર્ગ" કાર્યાલય<br>સલાપોસ ક્રોસરોડ,<br>ગોતીવિદ્યા બંગલો નં ૧ અમદાવાદ. |




**વિશ્વનિયન્તાની કૃપાથી 'વિશ્વમંગલ'ના તેરમા વર્ષના પ્રથમાંક તરીકે સર્વજ્ઞ ભગવાન વેદવ્યાસની સારપ્રસાદીરૂપ આ મહાભારતાંક-દ્વિતીય ખંડ પ્રકટ કરાય છે. ગયા વર્ષે પ્રથમ ખંડનો જનતાએ જે આદર કર્યો છે તેથી આ અંક તૈયાર કરવા અમે પ્રેરાયા અને તે આ સ્વરૂપે તૈયાર થઈ શકયો છે.**

મહાભારત અને રામાયણ એ વિશ્વધર્મનાં સનાતન કાવ્યો છે. માનવી સૃષ્ટિના હૃદયમાં એ કાવ્યોનાં કવનબીજો પડેલાં છે. એ બીજોમાંથી જ્યારે એ સંવાદમય કવનનું ઉદ્‌ગાન થવા લાગશે ત્યારે માનવ સમાજમાં માનવતાનું યથાતથા દર્શન થઇ શકશે. ને જેમ રામરાજ્યમાં આ પૃથ્વી ઉપર દેવો અને મનુષ્યો સાથે જ નિવાસ કરતા હતા તેમ દિવ્ય માનવતા-સ્વર્ગીયતા એ આ જગતથી દૂરની વસ્તુ નહિ રહે. માનવતા જ્યારે આસુરી ભાવોથી મુક્ત બને છે ત્યારે તે દિવ્યતાથી-સ્વર્ગીયતાથી જુદી નથી રહેતી.

આ વસ્તુ આપણને અશક્ય જણાય છે અથવા બહુ દૂરની જણાય છે અથવા કેટલાકને તો રામાયણ-મહાભારતની દિવ્ય માનવતા એ ગપ્પાં જેવી જણાય છે. પરન્તુ તેથી પાછા વળવાનું નથી, તે વસ્તુ ફેંકી દેવાની નથી કે તેથી નિરાશ થવાનું નથી. આપણે જ્યારે આપણામાંના આસુરી ભાવોને પરાજિત કરી દઇશું, આપણી સંકુચિતતા-તુચ્છતાને શોધી કાઢી તેનાથી મુક્ત થઇશું, ત્યારે આપણને જણાશે કે તે વસ્તુ-દિવ્યતા, સ્વર્ગીયતા દૂર નથી. તે જેટલી દૂર જણાય છે તેટલી જ પાસે પણ છે. ઋષિનું વચન છે કે : तद्दूरे तद्‌ उ अन्तिके તે દૂર છે તેમ પાસે પણ છે.

સ્વર્ગ પૃથ્વીના આધારે રહેલું છે અને પૃથ્વી સ્વર્ગના આધારે રહેલી છે. માનવતાના વિકાસમાંથી જ સ્વર્ગીયતા સર્જાય છે. જેણે પોતામાંના આસુરી ભાવોને જીતવામાં પીઠ નથી બતાવી તે વીર સ્વર્ગને જીતી લે છે. અને પૃથ્વી ઉપરની માનવતામાંથી જ્યારે સંપૂર્ણ દૈવી ભાવોનો લોપ થઇ જાય ત્યારે સૃષ્ટિને નષ્ટ થઇ જ સમજો મહાભારતના શ્રેષ્ઠ વીર અર્જુને ધર્મના નિયમમાં રહી-ધર્મની આજ્ઞામાં રહી પરમાત્માને પોતાના સુકાની બનાવી-નેતા બનાવી પોતાના રથની લગામ તેમના હાથમાં સોંપી પૃથ્વી ઉપર ધર્મના રાજ્યની સ્થાપના માટે યુદ્ધ કર્યું હતું. અને તે જીતી શક્યો હતો. અને જે વીર ધર્મયુદ્ધ કરતાં મરાય તે પણ સ્વર્ગને પ્રાપ્ત કરી લે છે

પૃથ્વી ઉપરથી દુઃખો, વ્યાધિઓ, ક્લેશો, ઝઘડાઓ અને મરણનો નાશ કરીને મનુષ્યજાતિને સુખ, શાન્તિ, સન્તોષ અને સાચો આનન્દ પ્રાપ્ત કરાવવા માટે, મનુષ્યજાતિની સલામતી માટે એ દિવ્ય માનવતાને લાવ્યા વગર છૂટકો નથી. આવા રામરાજ્યની સ્થાપના માટે પ્રજામાંથી આસુરી ભાવોને નષ્ટ કર્યા વગર ચાલવાનું નથી. ભગવાન રામે પોતાના જીવનમાં પૃથ્વી ઉપરથી અનેક અસુરોનો સંહાર કર્યો હતો. તેમના રાજ્યમાં ચોર-લુંટારાઓનું નામનિશાન ન હતું. સર્વત્ર નિર્ભયતા, પ્રસન્નતા, આનંદ વર્તતાં હતાં. એ રામરાજ્ય પ્રજાને મોક્ષના દ્વારરૂપી બની રહ્યું હતું. શ્રીરામનું રામરાજ્ય અને યુધિષ્ઠિરનું ધર્મરાજ્ય એ એક જ વસ્તુ છે. અને આ સંસારના મનુષ્ય સમાજને સુખશાન્તિ પ્રાપ્ત કરવા માટે તે આદર્શરૂપે રામાયણ અને મહાભારત દ્વારા પ્રાપ્ત થાય છે

સંપૂર્ણ સ્વરાજ્ય અથવા સાચી આઝાદી એ આવા માનવતાપૂર્ણ ધર્મરાજ્યમાં જ છે

રાજકીય રીતે હિન્દ આઝાદ થયું છે પરંન્તુ આપણે જોઈએ છીએ કે તેની પ્રજા લોભ, શઠતા, સ્વાર્થ અને અનીતિના સકંજામાં પડેલી હોવાથી સુખ શાન્તિ અનુભવી શકતી નથી. આ આસુરી ભાવોએ પ્રજાને એવી રીતે ઘેરી લીધી છે કે તેમની નાગચૂડમાં તે બધાને ગઈ છે. એક વર્ગ બીજા વર્ગના ભોગે જ સુખ શોધવાના ચક્કરમાં પડેલો છે. અને તેથી બધાને ય સુખ મળતું નથી. આમ આસુરી પરવશતાને–લીધેનૈતિક પતનને લીધે રાજકીય આઝાદી પણ વ્યર્થ બની રહી છે

તેથી હવે દેશની પ્રજાને આસુરી ગુલામીમાંથી મુક્ત થવું એ ખાસ કાર્ય છે. પ્રજામાં નૈતિક બળો ઉત્પન્ન કરવાં, સર્વોદયી ભાવના પ્રકટ કરવી, નિઃસ્વાર્થતા, સેવાભાવ, આત્મભાવ; ઘમણ્ડ, દમ્ભ અને લુચ્ચાઈનો ત્યાગ–એ રામરાજ્યની–ધર્મરાજ્યની–સ્થાપના માટે, યથાર્થ આઝાદીના અનુભવ માટે આવશ્યક છે. આમ હોવા છતાં પણ આસુરી ગુલામીની અસર એટલી સૂક્ષ્મ રીતે વ્યાપી છે કે આ જાણવા છતાં પણ મનુષ્યો આસુરી ભાવો સામે–નૈતિક અધોગતિ સામે સત્યાગ્રહ કરવાની હિમ્મત કરી શકતા નથી. આસુરી ભાવો સામે એકનિષ્ઠાથી યુદ્ધ કરતા હોય તેવા માણસો સમાજમાં દેખાતા નથી. સમાજના મૂળમાં તે ઠેઠ સુધી આસુરી તાબેદારી ફેલાઈ ગઈ છે. યુધિષ્ઠિરના જેવા સત્યનિષ્ઠ તથા લોકાપવાદને દમામથી દાબી ન દેતાં પ્રજાની હૃદયશુદ્ધિ માટે પોતાની સગર્ભા પત્નીનો પણ અરણ્યમાં ત્યાગ કરી વિયોગદુઃખને સહન કરવામાં આનન્દ માનનાર રામ જેવા સત્યાગ્રહીઓની સમાજને આજે જરૂર છે.

**આ નૈતિક આઝાદીનું દર્શન–નૈતિક આઝાદીના આદર્શનું દર્શન આપણને માનવધર્મદ્રષ્ટાઓ પોતાનાં સનાતન મહાકાવ્યો દ્વારા–રામાયણ અને મહાભારત દ્વારા કરાવે છે. સમાજમાં નૈતિક બળની સ્થાપના માટે રામાયણ અને મહાભારત તુલ્ય એકે સાધન નથી. રામાયણ અને મહાભારત આપણને આપણામાંના આસુરી ભાવોને શોધતાં અને તેમની સાથે યુદ્ધ કરતાં શીખવે છે. અને તેની અત્યારની સામયિક અગત્ય પણ અસાધારણ છે, તેથી અમે આ રીતે તેનું પ્રકાશન હાથ ધર્યું છે.**

<u>મહાભારતાંકની વિશિષ્ટતા</u>

મહાભારતનો આ અનુવાદ અમે ગીતા–પ્રેસ, ગોરખપુર તરફથી પ્રકટ થતા 'કલ્યાણ' માસિકના મહાભારતાંક ઉપરથી તૈયાર કર્યો છે. મહાભારતનું હૃદય સરળ રીતે લોકભાષામાં સમગ્ર સમાજ એ ઉદ્દેશનું આમાં રક્ષણ કરવામાં આવ્યું છે. તેથી શાસ્ત્રીય ભાષાના, સાધારણ લોકભાષા પદ્ધતિથી અતડા અને સામાન્ય માણસને વાંચતાં કંટાળો ઉત્પન્ન થાય એવા બીજા અનુવાદોથી જે અસન્તોષ રહેતો તે આનાથી ટળી શકશે. મૂળના અનુવાદનાં સમ્પૂર્ણ મહાભારતોમાં સાધારણ સમાજને દુર્ગમ ગ્રન્થવિસ્તારને લીધે તથા તેમની મોટી રકમની કિંમતને લીધે સમાજના લોકો તેનો છૂટથી ઉપયોગ કરી શકતા નથી.

**આ મહાભારતાંકો સાધારણ લોકોને પોષાય તેટલી કિંમતના હોવા છતાં પોતાની સહૃદય ભાષાથી વાચકના અન્તરમાં મહાભારતના તત્ત્વને સરળ રીતે ઉતારે છે. બાળકો પણ તેમાંનાં તરેહતરેહના ચિત્રો જોઈ તેની સરળ ભાષામાં આલેખેલા પ્રસંગોને હોંસથી વાંચી શકે છે. તેથી અમો 'વિશ્વમંગલ'ના વિશેષાંક તરીકે તેને ગ્રાહકોને નિવેદિત કરીએ છીએ. આ અંકમાં ચાર પર્વોનો**

સમાવેશ કરતાં પૃષ્ઠસંખ્યા પ્રથમ ખંડ કરતાં પણ વધી ગઇ છે. તેથી ગ્રાહકોએ આને એપ્રીલ અને મે એમ બે માસનો અંક સમજવો.

## માસિકનું ધ્યેય

દશ દ્વિરંગી ચિત્રો તેમજ ચારસો સાદાં ચિત્રો અને ૫૨૫ પૃષ્ઠોનો આ અંક તથા બીજા દશ માસિક અંકો પોસ્ટેજ સાથે રૂા. ૫-૪-૦માં ગ્રાહકોને આપતાં આમાં કોઈ ફાયદો રહેતો નથી, એ વિચાર કરતાં સર્વ કોઇને માલુમ પડયા વગર રહેશે નહિ. કારીગરી અને સાધનોની મોંઘવારી ચાલુ જ રહી છે. છતાં પણ મનુષ્યોને દુર્ગતિમાંથી બચાવનાર સનાતન ધર્મના પ્રચારને લક્ષ્યમાં રાખીને જ આ માસિક ચલાવવામાં આવે છે. અને આ નિમિત્તે આત્મસ્વરૂપ માનવબન્ધુઓને નીતિમય-ભગવન્મય જીવનમાં પ્રેરી શકાય છે તે જ એક અમારા સન્તોષની વસ્તુ છે. આ માસિક વડે જો પૈસા કમાવા હોય તો હાલના જ રખણિયા યુગમાં આ વિસ્તૃત ક્ષેત્રવાળા માસિકમાં જાહેરખબરો લઇ હજારો રૂપિયા મેળવી શકાય છે. પરન્તુ પ્રથમથી જ આ માસિક કેવળ વિશુદ્ધ ધર્મપ્રચારના લક્ષ્યથી જ ચલાવાય છે. તેથી ધર્મ સિવાયના કોઇપણ વસ્તુને આમાં સ્થાન આપવામાં આવતું નથી.

આ સંસારમાં કામનાઓની ભ્રમણામાં ફસાઇને દુઃખી થઇ રહેલા અથવા તુચ્છ સુખોમાં રાચી રહેલા જીવોને પોતાના નિર્લેપ સ્વરૂપનું ભાન કરાવનાર ધર્મને અર્થે જે પ્રયત્ન થાય છે તે જ ઇશ્વરને સૌથી વધુ પ્રસન્ન કરે છે. આવા યત્નમાં સાથ આપનાર જે પુરુષો છે તે ઇશ્વરના પ્રિય બને છે. મતિમાન્ દરેક મનુષ્યનું આ કર્તવ્ય છે. વિશ્વમંગલના વાચકો આ કર્તવ્યને ચૂકશે નહિ તેઓ વિશ્વમંગલને પોતાનું જ સમજશે વિશ્વમંગલ તેમનું પોતાનું જ કાર્ય બજાવી રહ્યું છે. તેઓ પોતાના સ્નેહીઓ અને સમ્બન્ધીઓની શુભ ભાવનાથી જ જગન્નિયન્તાના નિયમોને-ધર્મને દર્શાવનાર વિશ્વમંગલ'ને તેમની આગળ રજુ કરશે અને મિત્રોને ધર્મસમૃદ્ધિ મેળવવામાં અને 'વિશ્વમંગલ'ને શક્તિસમૃદ્ધિ અપાવવામાં સહાયક થશે. આથીઅમે અભિલાષા રાખીએ છીએ કે પ્રત્યેક ગ્રાહક જે એક ગ્રાહક વધારી આપશે. જે ભાઇઓએ આવી રીતે સહકાર આપ્યો હશે તેમને નીચેની ચાર વસ્તુઓમાંથી તેઓ જે વસ્તુ જણાવશે તે ભેટ મોકલવામાં આવશે. ૧ સત્યનારાયણની વ્રતકથા. ૨ સેવાધર્મનું પુસ્તક, ૩ ત્રિરંગી કેલેન્ડર, ૪ સેવાધર્મનું પુસ્તક ભાગ બીજો (પ્રગટ થયે મોકલાવીશું.)

આ સાથે કાર્ડ મુકવામાં આવ્યું છે. તેમાં આપ જે નવાગ્રાહક વધારી આપો તેમનાં નામ-સરનામાં ભરી અમારા ઉપર મોકલશો.

## સંપૂર્ણ મહાભારત માટે

મહાભારત એ અતિ ઉપયોગી અને સંગ્રાહ્ય ગ્રંથ છે. ઘણાં માણસોના હાથે વંચાવા છતાં પણ તે પોતાના વારસો માટે સુરક્ષિત રહી શકે તે માટે તેને પાકા બાઇન્ડીંગથી આપવાની યોજના કરી છે. તે અનુસાર મહાભારતના ચારે ખંડો માટે ચાર વર્ષનું સામટું લવાજમ રૂ. ૨૦) ભરનારને પ્રત્યેક વર્ષે બહાર પડનારા મહાભારતના ખંડો પાકા બાઇન્ડીંગના મોકલવામાં આવે છે. પાકા બાઇન્ડીંગનું ખર્ચ રૂ. ૧-૦-૦ વધુ આવે છે. અને તે એક વર્ષના થનારા ગ્રાહકોને આપવું પોષાઇ શકે તેમ નથી. જેઓ ચાર વર્ષનું લવાજમ અગાઉથી એકી સાથે ભરે તેમને માટે જ આવી સગવડ કરવામાં આવી છે. આ ચાર વર્ષનું સામટું લવાજમ ભરનાર પાસેથી બાઇન્ડીંગ ખર્ચ

સાથેના લવાજમના રૂા. ૨૫-૦-૦ ને બદલે ૨૦-૦-૦ લેવામાં આવે છે. જેથી આવા ગ્રાહકોને રૂા. ૫-૦-૦ ફાયદો રહેશે. **જેઓની પાસે મહાભારત-પ્રથમ ખંડ હોય તેઓ ત્રણ વર્ષનું સામટું લવાજમ રૂ. ૧૫-૧૨-૦ ભરીને ગ્રાહક બની ત્રણ વર્ષ સુધીના મહાભારતના ત્રણ ખંડો પાકા બાઈન્ડીંગના મેળવી શકશે.** તે સિવાય પાકા બાઇન્ડીંગ નો અંક મેળવવો હોય તો રૂા. ૫-૪-૦ ને બદલે રૂા. ૬-૪-૦ મોકલી આપવા.

**મહાભારતાંક જલદી મેળવવા માટે, જે ગામમાં એજન્ટો છે (તેમની નામાવલી આગળના પૃષ્ઠ ઉપર આપવામાં આવી છે.) તેમને ત્યાં પણ વિશ્વ-મંગલનું લવાજમ ભરી લવાજમ ભર્યાની પાકી પહોંચ લઈ ગ્રાહક બની શકશે.**

**સ્થાનિક ગ્રાહકો શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયમાં આવી લવાજમ ભરી અંક રૂબરૂ મેળવી શકે છે અથવા જે ભાઈઓ પત્ર લખીને દિવસ અને સમય જણાવશે તો અમારો માણસ તે વખતે આવી લવાજમની પહોંચ અને અંક આપી લવાજમ લઈ જશે.**

જે ભાઇઓએ નવા વર્ષનું લવાજમ મોકલ્યું નથી અને પોતાનો ગ્રાહક-નમ્બર પત્ર લખીને કેન્સલ પણ કરાવ્યો નથી તેઓ ગ્રાહક તરીકે ચાલુ રહેવા માગે છે એમ સમજી તેમના ઉપર મહાભારતાંકનું રૂા. ૫-૬-૦નું વી. પી. કરવામાં આવશે. તેઓ આ ધાર્મિક સંસ્થાને નિરર્થક પોસ્ટખર્ચના નુકશાનમાં ન ઊતારતાં વી. પી. છોડાવી લેવા કૃપા કરશે. સંભવ છે કે કોઇ ભાઇઓએ લવાજમનો મનીઓર્ડર કર્યો હોય અને તે અમને અહિં પહોંચતા પહેલાં જ અહિંથી તેમની સેવામાં વી. પી. રવાના થઇ ચૂક્યું હોય. તો તેઓ વી. પી. પાછું ન છોડાવી લઇ બીજા ગમે તે કોઇ જિજ્ઞાસુને ગ્રાહક બનાવી તેને અંક આપી દે તથા તેનું નામ-શિરનામું અમને મોકલી આપવા કૃપા કરે.

**આભાર સ્વીકાર**

અન્તમાં આ મહાભારતને ગુજરાતીમાં છાપવા માટે 'ગીતા-પ્રેસના, ગોરખપુર'ની સંસ્થાના 'કલ્યાણ'ના પરમોદાર મહાનુભાવોએ સમ્મતિ આપી છે તે માટે અમે તેમના ઋણી છીએ. અને તેમનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. તેમજ પ્રથમ ખંડની જેમ આ ખંડનો પણ શ્રી. જયનારાયણ ભટ્ટે ગુજરાતીમાં અનુવાદ કરી આપ્યા બદલ તેમના પણ આભારી છીએ.

આ અંકના ટાઇટલનું તથા બીજાં મોટાં દ્વિરંગી હશ ચિત્રો ખુબ મમતાપૂર્વક કલાત્મક રીતે તૈયાર કરી આપવા બદલ અમે અહિં ચિત્રકાર શ્રી. ગંગાધર ખત્રીનો પણ આભાર માનીએ છીએ. જે સહૃદયી ગ્રાહક ભાઇઓએ એક તેમજ મોટી સંખ્યામાં ગ્રાહકો કરી આપ્યા છે. તેમના અમો કૃતજ્ઞ છીએ તેઓ ઉપર હવે તુર્તમાંજ સેવાધર્મનું પુસ્તક મોકલી આપવામાં આવશે. તેમજ પ્રેસના કારીગરો પણ આ કામને ખૂબ ઉત્સાહપૂર્વક યથાસમય પૂરૂં કરી આપી ધન્યવાદને પાત્ર બન્યા છે. તે સિવાય જે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી અમો આ અંક તૈયાર કરી શકયા છીએ. અને જે મહાનુભાવ પુરુષોએ અમને આ કાર્યમાં સલાહ અને સહકાર આપ્યો છે, તે સર્વનું પણ અમે કૃતજ્ઞતાપૂર્વક આભારસ્મરણ કરીએ છીએ. ૐ

નિવેદક:,

દેસાઈ મગનભાઈ છોટાભાઈ

# આ ખંડમાંના કેટલાંક વીણેલાં મોતી



## ચિત્રસૂચિ

श्रीगणेशाय नमः ॥

# સંક્ષિપ્ત મહાભા

## ઉદ્યોગપર્વ

### વિરાટનગરમાં પાંડવપક્ષના આગેવાનોની મંત્રણાઓ, સૈન્યની તૈયારીઓ તથા દ્રુપદ રાજાનું ધૃતરાષ્ટ્રની પાસે દૂતનુ મોકલવું

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

અન્તર્યામી ભગવાન નારાયણને, તેમના નિત્ય સખા નરરત્ન અર્જુનને, તેમની લીલા પ્રકટ કરનારી ભગવતી સરસ્વતીને તથા તેના વક્તા મહર્ષિ વેદવ્યાસને નમસ્કાર કરીને આસુરી સમ્પત્તિઓ ઉપર વિજયપ્રાપ્તિ કરાવી અન્તઃકરણને શુદ્ધ કરનાર મહાભારત ગ્રન્થનો પાઠ કરવો જોઇએ.

**વૈશમ્પાયન કહે છે**—જનમેજય! કુરુવંશી મહાવીર પાંડવો અભિમન્યુનો વિવાહ કરીને પોતાના યાદવ મિત્રોની સાથે આનન્દપૂર્વક રાત્રિ પસાર કરીને બીજે દિવસે સવારમાં જ રાજા વિરાટની સભામાં આવી પહોંચ્યા.



સૌથી પહેલાં સમસ્ત રાજાઓમાં માનનીય અને વૃદ્ધ વિરાટ અને દ્રુપદ આસનો ઉપર બેઠા. પછી પિતા વસુદેવજી સહિત બલરામ અને શ્રીકૃષ્ણ વિરાજમાન થયા. સાત્યકિ અને બલરામ પંચાલરાજ દ્રુપદની પાસે બેઠા અને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિરે વિરાટ રાજાની સમીપ આસન લીધાં. તેમની પછી દ્રુપદ રાજાના બધા પુત્રો, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ, પ્રદ્યુમ્ન, સામ્બ, વિરાટના પુત્રો સહિત અભિમન્યુ અને દ્રૌપદીના બધા કુમારો આવ્યા. આ બધા સુવર્ણજડિત મનોહર સિંહાસનો ઉપર જઇને બેઠા.

બધા આવી જતાં તે પુરુષશ્રેષ્ઠો પરસ્પર મળીને તરેહ તરેહની વાતચીત કરવા લાગ્યા. પછી શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણવા માટે તેઓ થોડી વાર સુધી તેમની તરફ જોઇ રહ્યા. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું; 'સુબલપુત્ર શકુનિએ જે રીતે કપટદ્યૂતમાં હરાવીને મહારાજ યુધિષ્ઠિરનું રાજ્ય છીનવી લીધું હતું તથા તેમને વનવાસના નિયમથી બાંધી લીધા હતા તે બધું તો તમને સર્વને માલુમ જ છે. પાંડવો તે વખતે પણ પોતાનું રાજ્ય લેવા માટે સમર્થ હતા પરન્તુ સત્યનિષ્ઠ હોઇને તેઓએ તેર વર્ષ સુધી તે કઠોર નિયમનું પાલન કર્યું. હવે આપલોકો એવો ઉપાય વિચારો કે જે કૌરવો અને પાંડવો માટે ધર્મયુક્ત અને હિતકર હોય. કારણ કે અધર્મ દ્વારા તો ધર્મરાજ યુધિષ્ઠિર દેવતાઓનું રાજ્ય લેવાને પણ નહિં ઇચ્છે. અને જો ધર્મ અને અર્થ પ્રમાણે હશે તો તેઓ એક ગામનું રાજ્ય સ્વીકારવામાં પણ અચકાશે નહિં.—જો કે ધૃતરાષ્ટ્રના પુત્રોને લીધે તેમને અસહ્ય દુઃખ ભોગવવાં પડ્યાં છે, છતાં પોતાના સુહૃદો સહિત તેઓ સદા તેમનું મંગલ જ ચાહતા રહે છે. હવે આ પુરુષપ્રવર પોતાનું તે જ રાજ્ય ઇચ્છે છે કે જે તેમણે પોતાના બાહુબળથી રાજાઓને પરાસ્ત કરીને પ્રાપ્ત કર્યું હતું. આપલોકોથી એ અજાણ્યું નથી કે જ્યારે પાંડવો બાળક હતા ત્યારથી જ ક્રૂર સ્વભાવવાળા કૌરવો તેમની પાછળ

પ્રેરેલા છે અને તેમનું રાજ્ય હડપ કરવા માટે તરેહ તરેહનાં ષડ્યન્ત્ર રચતા રહે છે. હવે તેમના વધી ગયેલા લોભનો, રાજા યુધિષ્ઠિરની ધર્મશીલતા તથા તેઓના પરસ્પરના સમ્બન્ધનો વિચાર કરીને તમે બધા મળીને કોઈ વસ્તુનો નિર્ણય કરો. આ યોદ્ધા તો સદા સત્ય પર લાગી રહેનારા છે અને તેમણે પોતાની પ્રતિજ્ઞાનું પણ બરાબર પાલન કર્યું છે. તેથી જો હવે ધૃતરાષ્ટ્રના પુત્રો અન્યાય કરશે તો તેઓ એમને મારી નાખશે. તથા પાંડવોના સુહૃદો પણ કૌરવોનો અન્યાય જોઈને તેમનો સામનો કરશે. પરન્તુ હજુ આપણને દુર્યોધનના વિચારની પણ બરાબર ખબર નથી, કે તે શું કરવા માગે છે. તેમજ બીજા પક્ષનો વિચાર જાણ્યા વગર આપ કોઈ કર્તવ્યનો નિશ્ચય પણ કેવી રીતે કરી શકો ? માટે તેઓને સમજાવવા માટે તથા યુધિષ્ઠિરને અર્ધું રાજ્ય અપાવવા માટે અહિંથી કોઈ પવિત્ર ચિત્તવાળા, ધર્માત્મા, કુલીન, સાવધાન અને સમર્થ પુરુષે દૂત બનીને જવું જોઈએ.'

રાજન્ ! શ્રીકૃષ્ણનું ભાષણ ધર્મ અને અર્થથી યુક્ત, મધુર અને પક્ષપાતથી રહિત હતું. બલરામે તેની બહુ પ્રશંસા કરી અને પછી આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો—'આપે શ્રીકૃષ્ણનું ધર્મ તથા અર્થને અનુકૂલ ભાષણ સાંભળ્યું. તે જેટલું ધર્મરાજાને માટે હિતકર છે એટલું જ કુરુરાજ દુર્યોધનને માટે પણ છે. વીર કુન્તીપુત્રો અર્ધું રાજ્ય કૌરવોને માટે છોડીને જ બાકીના અર્ધાને માટે પ્રયત્ન કરવા ચાહે છે. આથી દુર્યોધન અર્ધું રાજ્ય આપી દે તો તે આનન્દપૂર્વક રહી શકે છે. આથી દુર્યોધનનો વિચાર જાણવા માટે અને યુધિષ્ઠિરનો સન્દેશ સંભળાવવા માટે દૂત મોકલવામાં આવે. અને જો આ રીતે કૌરવ—પાંડવોનો નિકાલ થઈ જાય તો મને બહુ પ્રસન્નતા થશે. ત્યાં જે દૂત જાય તેણે જે વખતે સભામાં કુરુશ્રેષ્ઠ ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, દ્રોણ, અશ્વત્થામા, વિદુર, કૃપાચાર્ય, શકુનિ, કર્ણ તથા શસ્ત્રો અને શાસ્ત્રોમાં પારંગત ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપસ્થિત હોય તથા વિદ્યા અને વયમાં વૃદ્ધ નગરજનો પણ ત્યાં આવી જાય ત્યારે તેમને પ્રણામ કરીને રાજા યુધિષ્ઠિરનું કાર્ય સિદ્ધ કરનારાં વચન કહેવાં જોઈએ. કોઈ પણ અવસ્થામાં કૌરવોને કુપિત નહિ કરવા જોઈએ, કારણ કે તેમણે બળવાન હોઈને જ તેમનું ધન છીનવી લીધું હતું. યુધિષ્ઠિરની જુગારમાં આસક્તિ હતી અને તે જુગારનો આશ્રય લેતાં જ તેઓએ તેમનું રાજ્ય હરી લીધું હતું, તેથી શકુનિએ યુધિષ્ઠિરને જુગારમાં હરાવી દીધા તેમાં તેનો કોઈ અપરાધ કહી શકાય નહિ.'

બલરામજીની આ વાત સાંભળી સાત્યકિ તાડુકીને એકદમ ઊભો થયો અને તેમના ભાષણની બહુ નિન્દા કરતાં આ પ્રમાણે કહેવા લાગ્યો—'પુરુષ જેવા ચિત્તવાળો



હોય છે તેવી જ વાત તે બતાવે છે. સંસારમાં શૂરવીરો પણ હોય છે અને કાયરો પણ. તે ઠીક છે કે ધર્મરાજ જુગાર રમતાં જાણતા ન હતા અને શકુનિ તેમાં પારંગત હતો; પરંતુ યુધિષ્ઠિરની તેમાં બિલકુલ શ્રદ્ધા ન હતી. આવી સ્થિતિમાં તેમને છલી લીધા તેને તમે કેવી રીતે ધર્માનુસાર ગણી શકો છો ? અરે ! કૌરવોએ તો તેમને બોલાવીને કપટપૂર્વક હરાવ્યા હતા, તો તેમનું ભલું કેવી રીતે થઈ શકે છે ? વનવાસની અવધિ પૂરી થવાથી હવે મહારાજ યુધિષ્ઠિર સ્વતંત્ર છે અને પોતાના પિતાના રાજ્યના અધિકારી છે. આવી સ્થિતિમાં તેઓ કૌરવો પાસે ભીખ માગે ?—આ કેવી રીતે બની શકે છે ? ભીષ્મ, દ્રોણ અને વિદુરે તો કૌરવોને ઘણીવાર સમજાવ્યા છે, છતાં પાંડવોને તેમની પિતૃપ્રાપ્ત સમ્પત્તિ આપી દેવાનું તેમને મન નથી થતું. હવે હું રણભૂમિમાં મારાં તીક્ષ્ણ બાણોથી તેમને સીધા કરી દઈશ અને મહાત્મા યુધિષ્ઠિરનાં

અસ્ત્રોમાં તેમનાં મસ્તકો ગુડાવશીશું. જો તેઓ તેમની આગળ ઝુકવા તૈયાર નહિં થાય તો પોતાના મંત્રીઓ સહિત યમરાજને ઘેર જશે. ભલા, એવો કોણ છે જે સંગ્રામમાં ગાંડીવધારી અર્જુન, ચક્રપાણિ શ્રીકૃષ્ણ, દુર્ધર્ષ ભીમ, ધનુર્ધર નકુલ-સહદેવ, વીરવર વિરાટ અને દ્રુપદ તથા મારો વેગ સહન કરી શકે; ધૃષ્ટદ્યુમ્ન, પાંડવોના પાંચ પુત્રો, ધનુર્ધર અભિમન્યુ તથા કાળ અને સૂર્યના સમાન પરાક્રમી ગદ, પ્રદ્યુમ્ન તથા સામ્બ વગેરેના પ્રહારો સહન કરવાની તાકાત રાખતો હોય? અમે લોકો શકુનિ સહિત દુર્યોધન અને કર્ણને મારીને મહારાજ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીશું. અન્યાયી શત્રુઓની આગળ ભીખ માગવી એ તો અધર્મ અને અપયશનું કારણ છે. માટે આપલોક મહારાજ યુધિષ્ઠિરના હૃદયની આ અભિલાષા સાવધાનીથી પૂરી કરો કે તેઓ સીધી રીતે ધૃતરાષ્ટ્રના આપવાથી જ પોતાનું રાજ્ય પ્રાપ્ત કરી લે. આ પ્રમાણે તેમને હમણાં જ રાજ્ય મળી જવું જોઈએ. નહિં તો સંપૂર્ણ કૌરવો યુદ્ધમાં માર્યા જઈને પૃથ્વી ઉપર શયન કરશે.'

આ ઉપર રાજા દ્રુપદે કહ્યું-મહાબાહો! દુર્યોધન શાન્તિથી રાજ્ય નહિં આપે. પુત્રના મોહને વશ થઈ ધૃતરાષ્ટ્ર પણ તેને જ અનુસરશે. તથા ભીષ્મ અને દ્રોણ દીનતાને લીધે તથા કર્ણ અને શકુનિ મૂર્ખતાને લીધે તેમના જ પક્ષે રહેશે. મારી બુદ્ધિને પણ શ્રી બલદેવજીનો આ અભિપ્રાય નથી રુચતો. છતાં પણ શાન્તિની ઇચ્છાવાળા પુરુષે એ પ્રમાણે કરવું જ જોઈએ. દુર્યોધનની આગળ મીઠાં વચન તો કોઈ રીતે ન જ બોલવાં જોઈએ. મને એમ જણાય છે કે તે દુષ્ટ મીઠી વાણીથી કાબુમાં આવનાર નથી. દુષ્ટ લોકો મૃદુ બોલનારને શક્તિહીન સમજી લે છે. તેઓ જ્યાં નમ્રતા જુએ છે ત્યાં પોતાનો જ મતલબ સાધવા લાગી જાય છે. આપણે તે પ્રમાણે પણ કરીશું છતાં સાથે બીજો ઉપાય પણ શરૂ કરી દેવો જોઈએ. આપણે આપણા મિત્રોની પાસે દૂત મોકલી દેવા જોઈએ કે જેથી તેઓ આપણે માટે તેમની સેના તૈયાર રાખે. શલ્ય, ધૃષ્ટકેતુ, જયત્સેન અને કેકયરાજ-આ દરેકના ઉપર શીઘ્રગામી દૂત મોકલવા જોઈએ. દુર્યોધન પણ જરૂર બધા રાજાઓ પાસે દૂત મોકલશે. આ રાજાઓ જેનું આમન્ત્રણ પહેલું આવશે તેને મદદ કરવા માટે વચન આપી દેશે, તેથી રાજાઓને પહેલાં આપણું નિમન્ત્રણ પહોંચે એ માટે શીઘ્રતા કરવી જોઈએ. હું તો એમ સમજું છું કે આપણને બહુ મહત્ત્વના કામનો ભાર ઉપાડવાનો છે. આ મારા પુરોહિત બહુ વિદ્વાન બ્રાહ્મણ છે. તેમને આપનો સન્દેશ આપીને ધૃતરાષ્ટ્રની પાસે મોકલો. દુર્યોધન, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર અને દ્રોણાચાર્ય ઉપર પણ જુદું જુદું જે કંઈ કહેવાપણું હોય તે તેમને સમજાવી દે.

શ્રીકૃષ્ણ બોલ્યા—મહારાજ દ્રુપદે બહુ જ ઠીક વાત કરી છે. તેમને અમિતકાય(?) અનુપમ તેજસ્વી મહારાજ યુધિષ્ઠિરના કાર્યને સિદ્ધ કરવાનો છે. અમે પણ સત્ય નીતિથી કામ લેવા માગીએ છીએ, માટે આપણે પહેલાં તે પ્રમાણે જ કરવું જોઈએ. જે પુરુષ તેથી વિપરીત આચરણ કરે છે તે તો મહામૂર્ખ છે. વય અને શાસ્ત્રજ્ઞાનની દૃષ્ટિએ આપ જ અમારા સૌમાં અધિક છો. અમે બધા તો તમારા શિષ્ય સમાન છીએ. તેથી આપ જ રાજા ધૃતરાષ્ટ્રની પાસે એવો સન્દેશ મોકલાવો કે જેનાથી પાંડવોનું કાર્ય સિદ્ધ થાય. આપ તેમને જે સન્દેશ મોકલાવશો તે અમને બધાંને માન્ય થશે. જો કુરુરાજ ધૃતરાષ્ટ્ર ન્યાયપૂર્વક સન્ધિ કરી લેશે તો પછી કૌરવ-પાંડવોનો ભીષણ સંહાર નહિં થાય. અને જો મોહવશ અભિમાનને લીધે દુર્યોધન શાન્ત નહિ સ્વીકારે તો તે ગાંડીવધારી અર્જુનને કોપાયમાન થતાં તેના સલાહકારો અને સગા-સમ્બન્ધીઓ સહિત નષ્ટ-ભ્રષ્ટ થઈ જશે.

ત્યારપછી રાજા વિરાટે શ્રીકૃષ્ણનો સત્કાર કરીને તેમને બન્ધુ-બાન્ધવો સહિત વિદાય કર્યા. ભગવાનના દ્વારકા ગયા પછી યુધિષ્ઠિરાદિ પાંચે ભાઈઓ અને રાજા વિરાટ યુદ્ધની બધી તૈયારીઓ કરવા લાગ્યા. રાજા વિરાટ, દ્રુપદ અને તેમના સમ્બન્ધીઓએ બધા રાજાઓની પાસે પાંડવોને સહાયતા આપવા માટે સન્દેશા મોકલ્યા. બધા નૃપતિઓ કુરુશ્રેષ્ઠ પાંડવોનું તથા વિરાટ અને દ્રુપદનું નિમંત્રણ મળવાથી બહુ પ્રસન્ન થઈ તેમની મદદ માટે આવવા લાગ્યા. પાંડવોને ત્યાં સેનાઓ ભેગી થઈ રહી છે એવા સમાચાર જાણીને ધૃતરાષ્ટ્રના પુત્રો પણ રાજાઓને પોતાના તરફ એકત્રિત કરવા લાગ્યા. તે સમયે કૌરવો અને પાંડવોની સહાયતા માટે આવનાર રાજાઓથી આખી પૃથ્વી ભરાઈ ગઈ.

રાજા દ્રુપદે પોતાના પુરોહિતને કહ્યું-પુરોહિતજી! નિર્જીવ પદાર્થો કરતાં પ્રાણ ધારણ કરનાર જીવો શ્રેષ્ઠ છે. પ્રાણીઓમાં બુદ્ધિથી કામ લેનારાઓ શ્રેષ્ઠ છે. બુદ્ધિમાન જીવોમાં મનુષ્ય શ્રેષ્ઠ છે. મનુષ્યોમાં દ્વિજ શ્રેષ્ઠ છે. દ્વિજોમાં વિદ્વાન ઉત્તમ છે, વિદ્વાનોમાં સિદ્ધાંતને અનુસરનાર ઉત્કૃષ્ટ છે



અને સિદ્ધાંતોમાં બહુવેત્તા શ્રેષ્ઠ છે. મારા માનવા પ્રમાણે સિદ્ધાંતવેત્તાઓમાં આપ ઉત્તમ છો. આપનું કુળ પણ શ્રેષ્ઠ છે તથા ઉંમર અને શાસ્ત્રજ્ઞાનની દૃષ્ટિએ પણ આપ જ્યેષ્ઠ છો. આપની બુદ્ધિ શુક્રાચાર્ય અને બૃહસ્પતિ સમાન છે. તે વાત તમે જાણતા જ હશો કે 'કૌરવોએ પાંડવોને ઠગ્યા હતા; શકુનિએ કપટદ્યૂત દ્વારા યુધિષ્ઠિરને દગો દીધો હતો. તેથી તેઓ જાતે તો કોઈ રીતે રાજ્ય આપશે નહિ; પરન્તુ આપ ધૃતરાષ્ટ્રને ધર્મયુક્ત માર્ગ બતાવીને તેમના અનુયાયી વીરોનાં ચિત્ત અવશ્ય બદલી દઈ શકો છો. વિદુર પણ તમારાં વચનોનું સમર્થન કરશે. તમે ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય વગેરેમાં મતભેદ ઉત્પન્ન કરી શકશો. આ પ્રમાણે જ્યારે તેમના મન્ત્રીઓમાં મતભેદ પડી જશે અને યોદ્ધાઓ તેમની વિરુદ્ધ થઈ જશે તો કૌરવો તેમને એકમત કરવામાં લાગી જશે અને પાંડવો આ દરમ્યાન સરળતાથી સૈન્યસંગઠન અને ધનસંચય કરી લેશે. આપ ત્યાં વધુ સમય ગાળવાનો પ્રયત્ન કરશો, કેમ કે આપના ત્યાં રહેવાથી તેઓ સૈન્ય એકઠું કરવાનું કામ કરી શકશે નહિં. વળી એવો પણ સંભવ છે કે આપની સંગતિથી ધૃતરાષ્ટ્ર આપની ધર્માનુકૂલ વાત માની લે. આપ ધર્મનિષ્ઠ છો, એથી મારો વિશ્વાસ છે કે તેમની સાથે ધર્મયુક્ત આચરણ કરીને, કૃપાળુ પુરુષોની આગળ પાંડવોએ સહન કરેલાં દુઃખોની વાતો કહીને તથા વૃદ્ધ પુરુષો આગળ પૂર્વજોએ આચરેલા કુલધર્મની ચર્ચા ચલાવીને આપ તેમનાં ચિત્તને બદલી દેશો. માટે આપ યુધિષ્ઠિરની કાર્યસિદ્ધિને માટે પુષ્ય નક્ષત્ર અને વિજય મુહૂર્તમાં પ્રસ્થાન કરો.

દ્રુપદે આ પ્રમાણે સમજાવતાં તેના સદાચારસમ્પન્ન અને અર્થનીતિવિશારદ પુરોહિત પાંડવોનું હિત કરવાના ઉદ્દેશથી પોતાના શિષ્યો સહિત હસ્તિનાપુર ચાલી નીકળ્યા.

---

## શ્રીકૃષ્ણને અર્જુન તથા દુર્યોધનનું નિમંત્રણ અને તેમના દ્વારા બંને પક્ષની સહાયતા

વૈશમ્પાયન કહે છેઃ—રાજન્! હસ્તિનાપુર તરફ પુરોહિતને મોકલીને પાંડવોએ જ્યાંત્યાં રાજાઓની પાસે દૂત મોકલ્યા. પછી શ્રીકૃષ્ણચંદ્રને નિમંત્રણ આપવા માટે સ્વયં કુન્તીનંદન અર્જુન દ્વારકા ગયો. દુર્યોધનને પણ પોતાના ગુપ્તચરો દ્વારા પાંડવોની બધી પ્રવૃત્તિ માલુમ પડી ગઈ. તેને જ્યારે ખબર પડી કે શ્રીકૃષ્ણ વિરાટનગરથી દ્વારકા ગયા છે ત્યારે તે થોડીક સેનાની સાથે ત્યાં પહોંચી ગયો. તે જ દિવસે પાંડુકુમાર અર્જુન પણ દ્વારકા આવી પહોંચ્યો. બંને વીરો શ્રીકૃષ્ણના ભવનમાં ગયા ત્યારે તેઓ સૂઈ ગએલા હતા. દુર્યોધન તેમના શયનખંડમાં જઈને તેમના મસ્તક બાજુના એક ઉત્તમ સિંહાસન ઉપર બેઠો. ત્યારપછી અર્જુને પ્રવેશ કર્યો. તે બહુ નમ્રતાથી હાથ જોડીને શ્રીકૃષ્ણના ચરણ તરફ ઊભો રહ્યો. ભગવાન જાગતાં તેમની દૃષ્ટિ પહેલાં અર્જુન ઉપર જ પડી. પછી તેમણે તે બંનેનો સ્વાગતસત્કાર કરી આવવાનું કારણ પૂછ્યું. ત્યારે દુર્યોધને હસતાંહસતાં કહ્યું; "પાંડવોની સાથે અમારું જે યુદ્ધ થવાનું છે તેમાં તમારે અમારી સહાયતા કરવાની છે. આપને તો જેવી અર્જુન સાથે મિત્રતા છે તેવી મારી સાથે પણ છે તથા અમારા બંને સાથેનો સંબંધ પણ એકસરખો જ છે. અને આજ

આવ્યો પણ હું જ પહેલો છું. સત્પુરુષ જે પહેલો આવેલ હોય તેને જ સાથ આપે છે. માટે આપ સત્પુરુષોના આચરણ પ્રમાણે વર્તશો.

શ્રીકૃષ્ણે કહ્યું—આપ પહેલા આવ્યા છો તેમાં તો કોઇ સન્દેહ નથી; પરન્તુ મેં પહેલાં અર્જુનને જોયા છે.



માટે, આપ પહેલા આવ્યા છો અને મેં અર્જુનને પહેલાં જોયા છે તેથી હું બન્નેને સહાયતા કરીશ. મારી પાસે એક અબજ ગોપ છે. તેઓ બધા મારા જેવા જ બલિષ્ઠ અને સંગ્રામમાં ઝૂઝનારા છે. તે સર્વેનું નામ નારાયણ છે. એક તરફ તો તે દુર્જય સૈનિકો રહેશે અને બીજી તરફ હું પોતે રહીશ. પરન્તુ હું યુદ્ધ પણ નહિ કરું અને શસ્ત્રો પણ નહિ ધારણ કરું. અર્જુન! ધર્મ અનુસાર પહેલાં માગણી કરવાનો અધિકાર તમને છે. કારણ કે તમે દુર્યોધન કરતાં ન્હાના છો. માટે બન્નેમાંથી તમારે જે જોઇએ તે લઇ લો.

શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં અર્જુને શ્રીકૃષ્ણને જ લેવાની ઇચ્છા પ્રગટ કરી. અર્જુને સ્વેચ્છાથી જ મનુષ્યરૂપમાં અવતાર ધારણ કરેલ શત્રુદમન નારાયણને લેવાનો સ્વીકાર કરતાં જ દુર્યોધને તેમની બધી સેના લઇ લીધી. ત્યારપછી તે મહાબલી બલરામની પાસે ગયો અને તેમને પોતાના આવવાના બધા સમાચાર સંભળાવ્યા. ત્યારે બલદેવજીએ કહ્યું; 'પુરુષશ્રેષ્ઠ! હું શ્રીકૃષ્ણના વિના એક ક્ષણ પણ રહી શકતો નથી. આથી શ્રીકૃષ્ણનું વલણ જોઇને મેં અર્જુનની સહાયતા કરવાનો જ નિશ્ચય કરી લીધો છે તેથી હું તમારી તરફ રહી શકીશ નહિ'.

બલરામજીએ આ પ્રમાણે કહેતાં દુર્યોધને તેમને આલિંગન આપ્યું અને પોતે તેમની નારાયણી સેના લઇને શ્રીકૃષ્ણને ઠગી લીધા છે એમ સમજી મનમાં ફુલાવા લાગ્યો. ત્યારપછી તે કૃતવર્માની પાસે ગયો. કૃતવર્માએ તેને એક અક્ષૌહિણી સેના આપી. એ બધી સેનાઓથી હર્ષિત થતો દુર્યોધન તેમને લઇને ત્યાંથી ચાલી નીકળ્યો.

આ બાજુ દુર્યોધન શ્રીકૃષ્ણના મહેલથી ચાલ્યો ગયા પછી ભગવાને અર્જુનને પૂછ્યું; 'અર્જુન! હું લડવાનો તો છું નહિ છતાં તેં શું સમજીને મને માગ્યો!' અર્જુને કહ્યું; 'ભગવન્! મારા મનમાં હમેશાનો એવો વિચાર રહે છે કે હું આપને મારા સારથી બનાવું! આ જ વિચારમાં મારી કેટલીયે રાત્રિઓ નીકળી ગઇ છે. આપ તેને પૂરો કરવાની કૃપા કરો.' શ્રીકૃષ્ણે કહ્યું; 'અચ્છા, તારી ઇચ્છા પૂર્ણ થાઓ. હું તારું સારથીપણું કરીશ.' આ સાંભળી અર્જુનને બહુ પ્રસન્નતા થઇ. તે શ્રીકૃષ્ણ સહિત બીજા દાશાર્હવંશી મુખ્ય પુરુષોની સાથે રાજા યુધિષ્ઠિરની પાસે પાછો ફર્યો.

---

## શલ્યનો સત્કાર તથા તેનું દુર્યોધન અને યુધિષ્ઠિરને વચન આપવું

વૈશમ્પાયન કહે છે—રાજન્! દૂતોના મુખથી પાંડવોનો સંદેશ સાંભળી રાજા શલ્ય બહુ મોટી સેના અને પોતાના મહારથી પુત્રો સહિત પાંડવોની સહાયતા માટે નીકળ્યો. તેની સેના એટલી મહાન હતી કે તેનો પડાવ ચાર ગાઉની જગ્યામાં થતો હતો. તે એક અક્ષૌહિણી સેનાનો સ્વામી હતો. તથા હજારો ક્ષત્રિય વીરો તેની સરદારીમાં હતા. આ વિશાળ સેના સાથે તે ધીમેધીમે પડાવ નાખતો પાંડવોની પાસે જતો.

દુર્યોધને જ્યારે મહારથી શલ્યને પાંડવોની સહાયતા માટે આવતા સાંભળ્યા ત્યારે તેણે જાતે જ જઇને તેનો સત્કાર કર્યો. તેનો સત્કાર કરવા માટે તેણે શિલ્પીઓ દ્વારા રસ્તાના રમણીય પ્રદેશોમાં રત્નજડિત સભાસ્થાનો બનાવી

દેવડાવ્યાં. તેઓમાં તેણે તેને માટે જુદાજુદા પ્રકારની આરામ અને મનોરંજનની સામગ્રીઓ મૂકાવી હતી અને જ્યારે શલ્ય તે ભવનોમાં વિશ્રામ માટે આવતો ત્યારે દુર્યોધનના મંત્રીઓ તેનો દેવતા સમાન સત્કાર કરતા. એક ભવન પછી તે બીજા વિશ્રામભવનમાં પહોંચ્યો. ત્યાં તેણે અદ્‌ભુત વિષયોનું સેવન કર્યું. તેણે આથી અત્યન્ત પ્રસન્ન થઇ નોકરોને પૂછ્યું; ' આ ભવનોને યુધિષ્ઠિરે કયા માણસો દ્વારા તૈયાર કરાવ્યાં છે ? તે માણસોને મારી પાસે લાવો, હું તેમને ઇનામ આપવા ઇચ્છું છું.

સેવકોએ ચકિત થઇને આ બધા સમાચાર દુર્યોધનને સંભળાવ્યા. દુર્યોધને જાણ્યું કે આ સમયે શલ્ય અત્યન્ત પ્રસન્ન છે તથા પોતાના પ્રાણ આપવાને માટે પણ તૈયાર છે તેથી તે તેની પાસે ગયો. મદ્રરાજ શલ્યે દુર્યોધનને જોઇને અને આ બધા સત્કારનો તેનો જ પ્રયત્ન જાણીને તેને ગળે લગાવી દીધો અને કહ્યું કે, ' તમારી જે ઇચ્છા



હોય તે મારી પાસે માગી લો.' દુર્યોધને કહ્યું; ' મહાનુભાવ ! આપનું વચન સત્ય હો. આપ અવશ્ય મને વર આપો. મારી ઇચ્છા છે કે આપ મારી સમ્પૂર્ણ સેનના નાયક બનો.' શલ્યે કહ્યું; ' અચ્છા, મેં તમારી વાત સ્વીકારી લીધી. જાઓ, તમારું પ્રિય હું અવશ્ય કરું'

ત્યારે દુર્યોધને વારંવાર આ જ કહ્યું કે ' મારાં તો આપે બધાં જ કામ પૂરાં કરી દીધાં.'



ત્યારપછી શલ્યે કહ્યું–દુર્યોધન ! તમે તમારી રાજધાનીમાં જાઓ. મારે હજુ યુધિષ્ઠિરને મળવું છે. તેમને મળીને હું તુરત જ તમારી પાસે આવી જઇશ.' દુર્યોધને કહ્યું; ' રાજન્ ! યુધિષ્ઠિરને મળીને આપ સત્વર આવશો. અમે તો હવે તમારે જ આધીન છીએ. આપના વરદાનને ભૂલશો નહિ.' પછી શલ્ય અને દુર્યોધને પરસ્પર એકબીજાને આલિંગન આપ્યું. દુર્યોધન શલ્યની આજ્ઞા લઇને પોતાના નગરમાં ગયો અને શલ્ય દુર્યોધનની આ બધી વાત કહેવા માટે યુધિષ્ઠિરની પાસે આવ્યો. વિરાટનગરના ઉપપ્લવ્ય પ્રદેશમાં પહોંચીને તે પાંડવોની છાવણીમાં આવ્યો. ત્યાં તેણે બધા પાંડવોને જોયા, અને તેમનો સત્કાર ગ્રહણ કર્યો. પછી મદ્રરાજ શલ્યે કુશળ-સમાચાર પૂછીને યુધિષ્ઠિરને આલિંગન આપ્યું અને ભીમ, અર્જુન તથા પોતાના ભાણેજ નકુળ–સહદેવને હૃદયે લગાવીને આસન ઉપર બેઠો. તેણે યુધિષ્ઠિરને કહ્યું; ' કુરુશ્રેષ્ઠ ! તમે કુશળ છો ને ? એ બહુ પ્રસન્નતાની વાત છે કે તમે વનવાસના બંધનથી છૂટી ગયા. તમે દ્રૌપદી અને ભાઇઓ સાથે વનમાં રહીને ખરેખર બહુ મુશ્કેલ કામ

કર્યું છે. અને તે કરતાં પણ કઠિન અજ્ઞાતવાસને પણ તમે સારી રીતે પૂરો કર્યો છે. સાચું છે કે રાજ્યહીન થઈને તો દુઃખ જ ભોગવવું પડે છે. છતાં રાજન્! દયા, દમ, સત્ય અહિંસા અને સદ્ભાવ—એ આપનામાં અદ્ભુત રીતે સ્વભાવથી જ વિદ્યમાન છે. તમે બહુ જ મૃદુ સ્વભાવના, ઉદાર, બ્રાહ્મણસેવી, દાની અને ધર્મનિષ્ઠ છો. તમને આ મહાન દુઃખથી મુક્ત થએલા જોઈને મને બહુ પ્રસન્નતા થઈ રહી છે.'

તે પછી રાજા શલ્યે જે રીતે તેનો દુર્યોધનની સાથે સમાગમ થયો હતો, દુર્યોધને તેની સેવા-શુશ્રૂષા કરી હતી તથા પોતે તેને જે વચન આપ્યું હતું તે બધી વાત યુધિષ્ઠિરને જણાવી. આ સાંભળી રાજા યુધિષ્ઠિરે કહ્યું; 'મહારાજ! આપે પ્રસન્ન થઈને દુર્યોધનને સહાયતા કરવાનું જે વચન આપી દીધું છે તે બહુ સારું કર્યું છે; પરન્તુ એક કામ હું પણ આપની પાસે કરાવવા ચાહું છું. રાજન્! આપ યુદ્ધમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણના સમાન પરાક્રમી છો. જે વખતે કર્ણ અને અર્જુન રથો ઉપર ચઢીને પરસ્પર યુદ્ધ કરશે તે વખતે આપને કર્ણના સારથી બનવાનું થશે—તેમાં સન્દેહ નથી. જો આપ મારું ભલું ચાહતા હોય તો તે સમયે આપ અર્જુનની રક્ષા કરશો અને મારા વિજયને માટે કર્ણને ઉત્સાહભંગ કરતા રહેશો.'

શલ્યે કહ્યું—યુધિષ્ઠિર! સાંભળો. તમારું મંગળ થાઓ. હું સંગ્રામભૂમિમાં કર્ણનો સારથી અવશ્ય બનીશ. કારણ કે તે મને સદા શ્રીકૃષ્ણના સમાન જ સમજે છે. તે વખતે જરૂર હું તેને વક્ર અને અપ્રિય વચનો કહીશ. તેનાથી તેનો ગર્વ અને તેજ નષ્ટ થઈ જશે અને પછી તેને મારવો એ સરળ બની જશે. રાજન્! તમે અને દ્રૌપદીએ જુગારને વખતે બહુ દુઃખ સહન કર્યું હતું. સૂતપુત્ર કર્ણે તમને બહુ કડવાં વચન સંભળાવ્યાં હતાં. પણ હવે તમે તેને માટે હૃદયમાં ક્ષોભ ન કરો. દુઃખ તો મોટામોટા મહાપુરુષોને પણ ઉઠાવવાં પડે છે. જુઓ, ઇન્દ્રાણી સહિત સ્વયં ઇન્દ્રને પણ મહાન દુઃખ ઉઠાવવું પડ્યું હતું.

## ત્રિશિરા અને વૃત્રાસુરના વધનો વૃત્તાન્ત તથા તિરસ્કાર થતાં ઇન્દ્રનું જળમાં છુપાઈ જવું



યુધિષ્ઠિરે પૂછ્યું—રાજન્! ઇન્દ્ર અને ઇન્દ્રાણીને ઘોર દુઃખ કેમ ઉઠાવવું પડ્યું તે જાણવાની મને ઇચ્છા છે.

શલ્યે કહ્યું—ભરતશ્રેષ્ઠ! સાંભળો. હું તમને તે પ્રાચીન ઇતિહાસ સંભળાવું છું. દેવોમાં શ્રેષ્ઠ ત્વષ્ટા નામના એક પ્રજાપતિ હતા. તેમને ઇન્દ્ર સાથે દ્વેષ થતાં તેમણે એક ત્રણ મસ્તકવાળો પુત્ર ઉત્પન્ન કર્યો. તે બાળક પોતના એક મુખથી વેદપાઠ કરતો હતો, બીજા મુખથી અમૃત પીતો હતો અને ત્રીજાથી જાણે બધી દિશાઓને ગળી જવા માગતો હોય તેમ જોતો હતો. તે મહાન તપસ્વી, નમ્ર, જિતેન્દ્રિય તથા ધર્મ અને તપમાં તત્પર રહેતો હતો. તેનું તપ બહુ જ તીવ્ર અને દુષ્કર હતું. તે અતુલ તેજસ્વી બાળકનું તપોબળ અને સત્ય જોઈને દેવરાજ ઇન્દ્રને બહુ ખેદ થયો. તેને લાગ્યું કે આ કદાચ તેની તપસ્યાના બળથી ઇન્દ્ર બની જશે! તો શું કરવું કે જેથી તે તપસ્યાને છોડી ભોગોમાં આસક્ત થઈ જાય! આ પ્રમાણે ખૂબ વિચાર કરીને તેણે તેને લલચાવવા માટે અપ્સરાઓને આજ્ઞા કરી.

ઇન્દ્રની આજ્ઞા થતાં અપ્સરાઓ તે ત્રિશિરાની પાસે આવી અને તેને તરેહ-તરેહના હાવભાવોથી લોભાવવા

લાગી. પરન્તુ ત્રિશિરા પોતાની ઈન્દ્રિયોને વશ રાખીને પ્રશાન્ત મહાસાગરની માફક અવિચલ રહ્યો. છેવટે બહુ પ્રયત્ન કરવા છતાં પણ નિષ્ફળ થવાથી અપ્સરાઓ ઈન્દ્રની પાસે પાછી ફરી. તેઓ હાથ જોડીને કહેવા લાગી:–મહારાજ! ત્રિશિરા બહુ જ નિશ્ચલ છે. તે ધૈર્યથી ડગે તેવો સંભવ નથી. હવે આને બીજું જે કંઈ કરવું હોય તે કરો.' ઇન્દ્રે સત્કારપૂર્વક અપ્સરાઓને વિદાય કરી અને પોતે એવો વિચાર કર્યો કે 'આજ હું તેના ઉપર વજ્ર છોડું કે જેથી તે તુરત જ નષ્ટ થઇ જાય.' આવો નિશ્ચય કરીને તેણે ક્રોધમાં ભરાઇને ત્રિશિરા પર પોતાના ભીષણ વજ્રનો પ્રહાર કર્યો. વજ્ર લાગતાં જ ત્રિશિરા વિશાળ પર્વતશિખરની માફક મરીને પૃથ્વી પર પડી ગયો. આથી ઇન્દ્ર પ્રસન્ન અને નિર્ભય થઇને સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો.

પ્રજાપતિ ત્વષ્ટાને જ્યારે માલુમ પડ્યું કે ઇન્દ્રે મારા પુત્રને મારી નાખ્યો છે ત્યારે તેની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ. અને તેણે કહ્યું; 'મારો પુત્ર હંમેશાં ક્ષમાશીલ અને શમ-દમયુક્ત હતો. તે તપસ્યા કરી રહ્યો હતો ને ઇન્દ્રે તેને કંઇ જ અપરાધ વિના મારી નાખ્યો છે. આથી હું ઇન્દ્રનો નાશ કરવા માટે વૃત્રાસુરને ઉત્પન્ન કરીશ. લોકો મારું પરાક્રમ અને તપોબળ જુઓ.'



આ પ્રમાણે વિચારીને મહાન યશસ્વી અને તપસ્વી ત્વષ્ટાએ ક્રોધિત થઇને જળનું આચમન કર્યું અને અગ્નિમાં આહુતિ આપી વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો અને તેને કહ્યું; 'હે ઇન્દ્રશત્રુ! મારા તપના પ્રભાવથી તમે મહાન બની જાઓ.' બસ, એ જ વખતે સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી વૃત્રાસુર વધીને આકાશ સુધી પહોંચી ગયો અને બોલ્યો; 'કહો, હું શું કરું?' ત્વષ્ટાએ કહ્યું; 'ઇન્દ્રને મારી નાખો.' ત્યારે તે સ્વર્ગમાં ગયો. ત્યાં ઇન્દ્ર અને વૃત્રનો બહુ ભયંકર સંગ્રામ થયો. તેમાં છેવટે વીરવર વૃત્રાસુરે ઇન્દ્રને પકડી લીધો અને તેને આખો જ ગળી ગયો. હવે દેવતાઓએ વૃત્રનો નાશ કરવા માટે બગાસાની રચના કરી અને જે વખતે વૃત્રે બગાસું ખાધું કે ઇન્દ્ર પોતાનું અંગ સંકોચીને તેના ઊઘડેલા મુખમાંથી બહાર નીકળી ગયો. ઇન્દ્રને બહાર આવેલો જોઇને દેવતાઓ બહુ પ્રસન્ન થયા. ત્યારપછી ઇન્દ્ર અને વૃત્રનું યુદ્ધ થવા લાગ્યું. જ્યારે ત્વષ્ટાનું તેજ અને બળ મેળવીને વૃત્રાસુર સંગ્રામમાં અત્યન્ત પ્રબળ બની ગયો ત્યારે ઇન્દ્ર મેદાન છોડીને ભાગી ગયો.

ઇન્દ્ર ભાગી જવાથી દેવતાઓને બહુ જ ખેદ થયો અને તેઓ ત્વષ્ટાના તેજથી ગભરાઇને ઇન્દ્ર અને મુનિઓની સાથે મળીને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું જોઇએ. ઇન્દ્રે કહ્યું; 'દેવતાઓ! વૃત્રે તો આ આખા સંસારને ઘેરી લીધો છે. તેનો નાશ કરી શકે એવું મારી પાસે કોઇ શસ્ત્ર નથી. માટે મારો તો એવો વિચાર છે કે આપણે બધા મળીને ભગવાન વિષ્ણુના ધામમાં જઇએ અને તેમને મળીને તે દુષ્ટના નાશનો ઉપાય જાણી લઇએ.

ઇન્દ્રે આ પ્રમાણે કહેતાં બધા દેવતાઓ અને ઋષિઓ શરણાગતવત્સલ ભગવાન વિષ્ણુના શરણમાં ગયા અને તેમને કહેવા લાગ્યા; 'પૂર્વકાળમાં આપે આપનાં ત્રણ ડગલાંથી ત્રણે લોકોને માપી લીધા હતા, આપ સમસ્ત દેવતાઓના સ્વામી છો. આ સંપૂર્ણ સંસાર આપનાથી વ્યાપ્ત છે. આપ દેવદેવેશ્વર છો. બધા લોકો આપને નમસ્કાર કરે છે. આ વખતે આ આખું ય જગત વૃત્રાસુરથી વ્યાપ્ત છે. માટે હે અસુરોનું નિકન્દન કરનાર! આપ ઇન્દ્ર તથા સમસ્ત દેવતાઓને આશ્રય આપો.' વિષ્ણુ ભગવાને કહ્યું; 'મારે તમારું હિત અવશ્ય કરવું છે, માટે હું તમને એવો ઉપાય બતાવું છું કે જેથી જરૂર




તેનો અન્ત આવી જશે. તમે બધા દેવતાઓ, ઋષિઓ અને ગન્ધર્વો વિશ્વમાં વ્યાપી ગએલ વૃત્રાસુરની પાસે જાઓ અને તેની આગળ સામ (સમજાવટ પૂર્વકની) નીતિથી વર્તો, તેનાથી તેને તમે જીતી લેશો. દેવતાઓ! આ પ્રમાણે મારા અને ઇન્દ્રના પ્રભાવથી તમારી જીત થશે. હું અદૃશ્ય રૂપથી દેવરાજના આયુધ વજ્રમાં પ્રવેશ કરીશ.'

વિષ્ણુ ભગવાને આ પ્રમાણે કહેતાં બધા દેવતાઓ અને ઋષિઓ ઇન્દ્રને આગળ કરી વૃત્રાસુર પાસે ગયા અને બોલ્યા; 'હે દુર્જય વીર! આ સમ્પૂર્ણ જગત તમારા તેજથી વ્યાપ્ત છે. છતાં પણ તમે ઇન્દ્રને જીતી શક્યા નથી. તમારે બન્નેને લડતાંલડતાં બહુ વખત નીકળી ગયો છે. આથી દેવતાઓ, અસુરો અને મનુષ્યો-બધી જ પ્રજાને બહુ કષ્ટ થઇ રહ્યું છે. માટે હવે હંમેશને માટે તમે ઇન્દ્રની સાથે મિત્રતા કરી લો.' મહર્ષિઓની વાત સાંભળીને પરમ તેજસ્વી વૃત્રે કહ્યું; 'આપ તપસ્વી લોકો અવશ્ય મારા માનનીય છો; પરન્તુ જે વસ્તુ હું કહું છું તે જો પૂરી થાય તો આપલોકો જે કહી રહ્યા છો તે સર્વ હું કરવા માટે તૈયાર છું. તે એ કે મને ઇન્દ્ર અથવા દેવતા લોકો કોઇ પણ સૂકી અથવા લીલી વસ્તુથી, પત્થર યા લાકડીથી, અસ્ત્ર કે શસ્ત્રથી અથવા દિવસ કે રાતમાં મારે નહિં. આ શરત ઉપર હું સદાને માટે ઇન્દ્રની સાથે સન્ધિ કરવાનો સ્વીકાર કરી શકું છું.' ત્યારે ઋષિઓએ કહ્યું; 'ઠીક છે, એ પ્રમાણે જ થશે.' આ પ્રમાણે સન્ધિ થઇ જવાથી વૃત્રાસુર બહુ પ્રસન્ન થયો. ઇન્દ્ર પણ મનમાં પ્રસન્ન થયો પણ તે વૃત્રાસુરને મારવા માટે લાગ શોધતો રહેતો હતો.

એક દિવસ ઇન્દ્રે સન્ધ્યાકાળમાં વૃત્રાસુરને સમુદ્રતટ પર ફરતાં જોયો. આ વખતે તેણે વૃત્રાસુર સાથે થએલી સન્ધિ ઉપર વિચાર કર્યો—'આ સન્ધ્યાકાળ છે, તેથી નથી દિવસ કે નથી રાત્રિ, માટે મારે અવશ્ય મારા શત્રુ વૃત્રનો વધ કરવો જોઇએ. જો આજ હું આ મહાન અસુરને દગો દઈ મારી નહીં નાખું તો મારું હિત થઈ શકશે નહીં.' આ પ્રમાણે વિચારીને ઇન્દ્રે જ્યાં વિષ્ણુ ભગવાનનું સ્મરણ કર્યું તો તેને સમુદ્ર ઉપર




પર્વતના જેવું ફીણ ઉપસી આવેલું દેખાયું; તેણે વિચાર્યું—'આ નથી સૂકું તેમ નથી લીલું, અથવા આ કોઈ શસ્ત્રની જાતનું પણ નથી, આથી જો હું આને વૃત્રાસુર ઉપર ફેંકું તો તે એક ક્ષણમાં જ નષ્ટ થઇ જશે.' આ પ્રમાણે વિચારીને તેણે તુરત જ પોતાના વજ્ર સહિત તે ફીણ વૃત્રાસુર ઉપર ફેંક્યું, અને ભગવાન વિષ્ણુએ

તેમાં પ્રવેશ કરીને તે જ વખતે વૃત્રાસુરને મારી નાખ્યો. વૃત્રના મરતાં જ બધી પ્રજા પ્રસન્ન થઈ ગઈ તથા દેવતા, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, નાગ અને ઋષિ—આ સર્વ ઇન્દ્રની સ્તુતિ કરવા લાગ્યા.

ઇન્દ્રે દેવતાઓને માટે ભયરૂપ બની રહેલા મહાબળવાન વૃત્રાસુરનો વધ તો કર્યો, પરન્તુ પહેલાં ત્રિશિરાને મારવાથી લાગેલી બ્રહ્મહત્યાને લીધે તથા અસત્ય વ્યવહાર કરવાને લીધે તે મનમાં બહુ દુઃખી થઈ રહ્યો હતો. આ પાપોને લીધે તે જ્ઞાનશૂન્ય અને અચેત જેવો થઇ ગયો તથા મનમાં તિરસ્કાર પામીને સંપૂર્ણ લોકની સીમા પર જઈને જળમાં છુપાઈને રહેવા લાગ્યો. આમ જ્યારે દેવરાજ ઇન્દ્ર સ્વર્ગ છોડીને ચાલ્યો ગયો તો આખી પૃથ્વી વૃક્ષો અને વનસ્પતિના સુકાઈ જવાથી ઉજ્જડ જેવી થઈ ગઈ. નદીઓનાં વહેણો અટકી ગયાં અને સરોવરો જળહીન બની ગયાં. વૃષ્ટિ ન થવાને

બધા જીવોમાં ખળભળાટ મચી ગયો તથા દેવતાઓ અને મહર્ષિઓને પણ બહુ ત્રાસ થવા લાગ્યો. કોઈ રાજા ન રહેવાથી આખું જગત ઉપદ્રવોથી પીડાવા લાગ્યું. હવે દેવતાઓને પણ ભય થયો કે અમારો રાજા કોણ થાય, કારણ કે દેવતાઓમાંથી તો કોઈનું મન રાજ્યનો ભાર માથે લેવા ઉત્સુક થતું ન હતું.

---

## નહુષને ઇન્દ્રપદની પ્રાપ્તિ, તેનું ઇન્દ્રાણી પર આસક્ત થવું અને સમય માગીને ઇન્દ્રાણીનું અશ્વમેધ યજ્ઞદ્વારા ઇન્દ્રને શુદ્ધ કરવું

**રાજા શલ્ય** કહે છે—યુધિષ્ઠિર ! ત્યારે બધા દેવતાઓ અને ઋષિઓએ કહ્યું કે 'આ વખતે રાજા નહુષ બહુ પ્રતાપી છે. તેનો જ દેવતાઓના રાજપદ પર અભિષેક કરો. તે બહુ તેજસ્વી, યશસ્વી અને ધાર્મિક છે.' આ પ્રમાણે વિચાર કરીને તે બધાએ નહુષની પાસે જઈ કહ્યું કે, 'આપ અમારા રાજા બનો.' ત્યારે નહુષે કહ્યું: 'હું



તો બહુ જ બળહીન છું. આપલોકોનું રક્ષણ કરવા જેટલી મારામાં શક્તિ નથી.' ઋષિઓ અને દેવતાઓએ કહ્યું; 'રાજન્ ! દેવતાઓ, દાનવો, યક્ષો, ઋષિઓ, રાક્ષસો, પિતૃઓ, ગન્ધર્વો અને ભૂતો—આ સર્વ આપની આગળ ઊભાં રહેશે. આપ તેમના તરફ દૃષ્ટિ કરીને જ તેમનું તેજ લઇને બળવાન થઈ જશો. આપ ધર્મમાં સ્થિર રહીને સમ્પૂર્ણ લોકોના સ્વામી બની જાઓ, તથા સ્વર્ગલોકમાં રહીને બ્રહ્મર્ષિઓનું તથા દેવતાઓનું રક્ષણ કરો.' આ પ્રમાણે કહીને તેમણે સ્વર્ગલોકમાં નહુષનો રાજ્યાભિષેક કરી દીધો. આમ તે સમ્પૂર્ણ લોકનો સ્વામી બની ગયો.

પરન્તુ આ દુર્લભ વરદાન અને સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરીને પહેલાં ધર્મપરાયણ હોવાં છતાં પણ તે વિલાસી બની ગયો. તે દેવોના સમસ્ત બગીચાઓમાં, નન્દનવનમાં તથા કૈલાસ અને હિમાલય વગેરે પર્વતોનાં શિખરો ઉપર તરેહ-તરેહની ક્રીડાઓ કરવા લાગ્યો. આથી તેનું મન દૂષિત બની ગયું. એક વખત તે ક્રીડા કરી રહ્યો હતો તેવામાં તેની નજર દેવરાજની પવિત્ર ભાર્યા ઇન્દ્રાણી ઉપર પડી. તેને જોઇને તે દુષ્ટ પોતાના સભાસદોને કહેવા લાગ્યો; 'હું દેવતાઓનો રાજા અને સમસ્ત લોકનો સ્વામી છું, તો પછી ઇન્દ્રની મહારાણી દેવી ઇન્દ્રાણી મારી સેવા માટે કેમ આવતી નથી? આજને આજ ઇન્દ્રાણીએ મારા મહેલમાં આવી જવું જોઇએ.'

નહુષની આ વાત સાંભળી દેવી ઇન્દ્રાણીના ચિત્તમાં બહુ આઘાત થયો. તેણે દેવગુરુ બૃહસ્પતિને કહ્યું; 'બ્રહ્મન્! હું આપને શરણે છું. આપ નહુષથી મને બચાવો. આપે મને કેટલીયે વાર અખંડ સૌભાગ્યવતી,



એકની પત્ની અને પતિવ્રતા થવાનું વચન આપેલું છે. માટે આપ આપની આ વાણી સત્ય કરો.' ત્યારે બૃહસ્પતિએ ભયથી વ્યાકુળ થએલી ઇન્દ્રાણીને કહ્યું; 'દેવી! મેં જેજે કહ્યું છે તે અવશ્ય સત્ય જ થશે. તું નહુષથી ડરીશ નહિ. હું સાચેસાચું કહું છું કે હું તને તુરતમાં જ ઇન્દ્રની સાથે મેળવી દઇશ.' આ તરફ જ્યારે નહુષને માલુમ પડ્યું કે ઇન્દ્રાણી બૃહસ્પતિના શરણમાં ગઇ છે તો તેથી તેને બહુ ક્રોધ થયો. તેને ક્રોધમાં ભરાએલો જોઇ દેવતાઓ તથા ઋષિઓએ કહ્યું; 'દેવરાજ! ક્રોધને ત્યજો. આપના જેવા સત્પુરુષ ક્રોધ નથી કરતા. ઇન્દ્રાણી પરસ્ત્રી છે. માટે આપ આપના મનને પરસ્ત્રીગમન જેવા પાપથી દૂર રાખો. આપ તો દેવોના રાજા છો; માટે આપ આપની પ્રજાનું ધર્મપૂર્વક પુત્રવત્ પાલન કરો. ભગવાન્ આપનું મંગલ કરો.'

ઋષિઓએ આ પ્રમાણે નહુષને ઘણો સમજાવ્યો, પરન્તુ તેણે કામાસક્ત હોવાથી કોઇનું કહ્યું માન્યું નહિ. ત્યારે ઋષિઓ બૃહસ્પતિની પાસે જઇ અને તેમને બોલ્યા; 'દેવશ્રેષ્ઠ! અમે સાંભળ્યું છે કે ઇન્દ્રાણી આપના શરણમાં આવેલી છે અને આપના જ ભવનમાં રહેલી છે. તથા આપે તેને અભયદાન આપેલું છે. પરન્તુ અમે દેવતાઓ અને ઋષિઓ આપને પ્રાર્થના કરીએ છીએ કે આપ તેને નહુષને આપી દો.' દેવતાઓ અને ઋષિઓએ આ પ્રમાણે કહેતાં દેવી ઇન્દ્રાણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને તે દીનતાપૂર્વક રોઇ-રોઇને કહેવા લાગી કે, 'બ્રહ્મન્! હું નહુષનો પતિરૂપે સ્વીકાર કરવા ચાહતી નથી. હું તમારા શરણે છું, આપ આ મહાન્ ભયથી મારી રક્ષા કરો.' બૃહસ્પતિએ કહ્યું; 'ઇન્દ્રાણી! મારો એ નિશ્ચય છે કે હું શરણાગતનો ત્યાગ કરી શકતો નથી. હે અનિન્દિતે! તું ધર્મને જાણનારી તથા સત્યશીલા છે. માટે હું તને ત્યજીશ નહિ.' પછી દેવતાઓને કહ્યું; 'હું ધર્મમાર્ગને જાણું છું, મેં ધર્મશાસ્ત્રનું અધ્યયન કરેલું છે અને સત્યમાં મારી નિષ્ઠા છે. તે સિવાય હું છું પણ બ્રાહ્મણ જાતિનો, હું કોઇ ન કરવા જેવું કામ નથી કરી શકતો. આપલોક જાઓ. હું તે પ્રમાણે નહિ કરું. આ વિષયમાં પૂર્વકાળમાં બ્રહ્માએ કેટલાંક વચનો કહેલાં છે, તે સાંભળોઃ—

"જે પુરુષ ભયભીત થઇને શરણમાં આવેલ વ્યક્તિને શત્રુના હાથમાં આપી દે છે તેનાં વાવેલાં બીજ યથાસમય ઊગતાં નથી. તેના ખેતરમાં સમય પ્રમાણે વરસાદ વરસતો નથી, જ્યારે તેને ભય આવી પડ્યો હોય ત્યારે તેનું રક્ષણ કરનાર કોઇ મળતો નથી. આ દુર્બળ ચિત્તવાળો પુરુષ જે ભોગો પ્રાપ્ત કરે છે તે વ્યર્થ થઇ જાય છે. તેની ચેતનાશક્તિ વ્યર્થ થઇ જાય છે. તે સ્વર્ગથી ભ્રષ્ટ થઇ જાય છે. દેવતાઓ તેની આપેલી આહુતિ સ્વીકારતા નથી. તેનાં સન્તાનો અકાળે મૃત્યુ પામે છે. તેના પિતૃઓનો સર્વદા નરકમાં નિવાસ થાય છે તથા ઇન્દ્ર સહિત દેવતાઓ તેને વજ્રથી મારે છે."

આ પ્રમાણે બ્રહ્માના વચન પ્રમાણે શરણાગતના ત્યાગથી થનારા અધર્મને જાણવા છતાં હું ઇન્દ્રાણીને નહુષના હાથમાં આપી શકીશ નહિ. આપલોકો કોઇ એવો ઉપાય કરો કે જેથી તેનું અને મારું—બન્નેનું હિત થાય."

ત્યારે દેવતાઓએ ઇન્દ્રાણીને કહ્યું:—'દેવી! આ સ્થાવર-જંગમ સઘળું જગત એક તમારા જ આધારથી ટકેલું છે. તમે પતિવ્રતા અને સત્યનિષ્ઠ છો. તમે એકવાર નહુષની પાસે જાઓ. તમારી કામના કરનારો એ પાપી

તુરતજ નષ્ટ થઈ જશે. અને દેવરાજ શક્ર (ઇન્દ્ર) ફરી પોતાનું ઐશ્વર્ય પ્રાપ્ત કરશે.' અને દેવરાજની કાર્યસિદ્ધિને માટે દેવતાઓ સાથે આ પ્રમાણે નિશ્ચય કરીને ઇન્દ્રાણી અત્યન્ત સંકોચપૂર્વક નહુષની પાસે ગઇ. તેને જોઈને દેવરાજ નહુષે કહ્યું; 'હે શુભ હાસ્યવાળી! હું ત્રણે લોકનો સ્વામી છું. હે સુંદરી! તું મને પતિરૂપે સ્વીકારી લે.' નહુષે આ પ્રમાણે કહેતાં પતિવ્રતા ઇન્દ્રાણી ભયથી વ્યાકુળ થઈને કંપવા લાગી. તેણે હાથ જોડીને બ્રહ્માને નમસ્કાર કર્યા અને દેવરાજ નહુષને કહ્યું; 'હે સુરેશ્વર! તેને માટે હું આપની પાસે કેટલોક સમય (અવધિ) માગું છું. કારણ કે હજી એ જાણી શકાયું નથી કે દેવરાજ શક્ર ક્યાં છે અને તેઓ પાછા આવશે કે નહિં. તેમની બરાબર ખોળ કરવા છતાં જો તેમનો કોઇ પત્તો નહિ લાગે તો હું આપની સેવા સ્વીકારીશ.' નહુષે કહ્યું; 'સુન્દરી! ભલે, તું જેમ કહે છે તેમ, તું ઇન્દ્રનો પત્તો લગાડ. પરંતુ જો, તારાં સત્ય વચનોને યાદ રાખજે.

ત્યારપછી નહુષથી વિદાય થઈને ઇન્દ્રાણી બૃહસ્પતિને ઘેર આવી. ઇન્દ્રાણીની વાત સાંભળી અગ્નિ વગેરે દેવતાઓ એકઠા થઈને ઇન્દ્રના વિષયમાં વિચાર કરવા લાગ્યા. પછી તેઓ દેવાધિદેવ ભગવાન વિષ્ણુને મળ્યા અને વ્યાકુળ થઈને કહ્યું; 'દેવેશ્વર! આપ જગતના સ્વામી તથા અમારા આશ્રય અને પૂર્વજ છો. આપ સમસ્ત પ્રાણીઓની રક્ષાને માટે જ વિષ્ણુ (વ્યાપક) રૂપમાં રહેલા છો. ભગવન! આપના તેજથી વૃત્રાસુરનો વિનાશ થઇ જતાં ઇન્દ્રને બ્રહ્મહત્યાએ ઘેરી લીધો છે, આપ તેમાંથી છૂટવાનો ઉપાય બતાવો.' દેવતાઓની આ વાત સાંભળી વિષ્ણુ ભગવાને કહ્યું; 'ઇન્દ્ર અશ્વમેધ યજ્ઞદ્વારા મારું પૂજન કરે. હું તેને બ્રહ્મહત્યાથી મુક્ત કરી દઇશ. તેનાથી તે બધાં પાપોથી છૂટીને ફરી દેવતાઓનો રાજા થઈ જશે અને દુષ્ટબુદ્ધિ નહુષ પોતાના કુકર્મથી જ નષ્ટ થઇ જશે.'



ભગવાન વિષ્ણુની તે સત્ય, શુભ અને અમૃતમય વાણી સાંભળી દેવતાઓ ઋષિઓ અને ઉપાધ્યાયો સહિત જે સ્થાને ઇન્દ્ર છુપાયો હતો ત્યાં ગયા. ત્યાં ઇન્દ્રની શુદ્ધિ માટે બ્રહ્મહત્યા નિવૃત્ત કરનારા અશ્વમેધ-મહાયજ્ઞનો આરંભ કરવામાં આવ્યો. તેમણે બ્રહ્મહત્યાના વિભાગ કરીને તેને વૃક્ષો, નદીઓ, પર્વતો, પૃથ્વી અને સ્ત્રીઓમાં વહેંચી દીધી. આથી ઇન્દ્ર નિષ્પાપ અને શોક રહિત બની ગયો. હવે જ્યારે તે પોતાનું સ્થાન ગ્રહણ કરવા માટે આવ્યો તો તેણે જોયું કે નહુષ દેવતાઓના વરદાનના પ્રભાવથી બહુ જ અસહ્ય તેજવાળો થએલો છે. તે પોતાની દૃષ્ટિથી જ સમસ્ત પ્રાણીઓના તેજને નષ્ટ કરી દે છે. આ જોઈ ઇન્દ્ર ભયથી કંપી ઊઠ્યો અને ત્યાંથી પાછો ફરી ગયો, તથા અનુકૂળ સમયની રાહ જોતો બધા જીવોથી અદૃશ્ય રહીને વિચરવા લાગ્યો.

## ઇન્દ્રની બતાવેલી યુક્તિથી નહુષનું પતન તથા ઇન્દ્રનું ફરી દેવોના રાજ્ય-પર પ્રતિષ્ઠિત થવું

યુધિષ્ઠિર! ઇન્દ્રના ચાલ્યા જવાથી ઇન્દ્રાણી પર ફરી પાછાં શોકનાં વાદળ ઘેરાવા લાગ્યાં. તે અત્યન્ત દુઃખી થઈને 'હા ઇન્દ્ર!' આ પ્રમાણે કહેતી વિલાપ કરવા લાગી, અને કહેવા લાગી—'જો મેં દાન કર્યાં હોય, પરોપકાર કર્યા હોય, ગુરુજનોને મારી સેવાથી સન્તુષ્ટ રાખ્યા હોય અને મારામાં સત્ય હોય તો મારું પતિવ્રતા-વ્રત અવિચળ રહો. હું કદી પરપુરુષ તરફ જોઈશ નહિં. મારી સત્યનિષ્ઠા મારો મનોરથ સફળ કરે.' પછી તેણે એકાગ્રચિત્ત થઈને રાત્રિદેવી ઉપશ્રુતિની ઉપાસના કરી તથા તેને પ્રાર્થના કરી કે જ્યાં દેવરાજ હોય તે સ્થાન મને બતાવો.

ઇન્દ્રાણીની આ પ્રાર્થના સાંભળી ઉપશ્રુતિ દેવી સાક્ષાત્ પ્રકટ થઈ. તેને જોઈને ઇન્દ્રાણીને બહુ પ્રસન્નતા થઇ. તેણે તેનું પૂજન કરીને કહ્યું; 'દેવી! આપ કોણ છો? મને આપનો પરિચય કરવાની બહુ ઉત્કંઠા છે.' ઉપશ્રુતિએ કહ્યું; 'દેવી! હું ઉપશ્રુતિ છું. તારા સત્યના પ્રભાવથી જ હું તને દર્શન આપવા માટે આવી છું. તું પતિવ્રતા અને યમ-નિયમથી યુક્ત છે. હું તને દેવરાજ ઇન્દ્રની પાસે લઈ જઈશ. તું જલદીથી મારી પાછળ ચાલી આવ, તને દેવરાજનાં દર્શન થઈ જશે.' પછી ઉપશ્રુતિ ચાલતાં ઇન્દ્રાણી તેની પાછળ ગઈ. તે દેવતાઓનાં વન, અનેક પર્વત તથા હિમાલયને ઓળંગીને એક દિવ્ય સરોવર પર પહોંચી. તે સરોવરમાં એક અતિસુન્દર કમળોની જગા હતી. તેમાં એક કમળનાળ ઉપર ગૌર વર્ણનું મહાકમળ ખીલી રહ્યું હતું. ઉપશ્રુતિએ તે કમળના નાળને ફાડીને ઇન્દ્રાણી સહિત તેમાં પ્રવેશ કર્યો. ત્યાં એક તન્તુમાં તેમણે ઇન્દ્રને છુપાએલો જોયો. ત્યારે



ઇન્દ્રાણીએ ઇન્દ્રનાં પૂર્વનાં કર્મોનો ઉલ્લેખ કરી તેની સ્તુતિ કરી. ઇન્દ્રે કહ્યું; 'દેવી! તું અહિં કેવી રીતે આવી છે અને તને મારો પત્તો કેવી રીતે લાગ્યો?' ઇન્દ્રાણીએ તેને નહુષની બધી વાત કહી અને પોતાની સાથે આવી નહુષનો નાશ કરવાની પ્રાર્થના કરી.

ઇન્દ્રાણીએ આ પ્રમાણે કહેતાં ઇન્દ્રે કહ્યું; 'દેવી! આ સમયે નહુષનું બળ વધી ગએલું છે. તેથી મારે પરાક્રમ કરવાનો આ વખત નથી. હું તને એક યુક્તિ બતાવું છું તે પ્રમાણે તું કર. તું નહુષની પાસે જઈને કહે કે 'જો તમે ઋષિઓદ્વારા તમારી પાલખી ઉપડાવીને મારી પાસે આવો તો હું પ્રસન્ન થઇને તમારે આધીન થઈ જઈશ.' દેવરાજે આ પ્રમાણે કહેતાં ઇન્દ્રાણી નહુષની પાસે ગઇ. તેને જોઇને નહુષે હસીને કહ્યું; 'કલ્યાણી! તું આવી તે બહુ સારું થયું. કહે હું તારી શું સેવા કરું? તું મારા ઉપર વિશ્વાસ કર. હું સત્યના સોગંદ ખાઇને કહું છું કે હું તારી વાત જરૂર માનીશ.' ઇન્દ્રાણીએ કહ્યું; 'હે જગત્પતે! મેં તમારી પાસેથી જે સમયની અવધિ (મુદત) માગી છે તે પૂરી થવાની જ હું વાટ જોઈ રહી છું. પરન્તુ મારા મનમાં એક ઇચ્છા છે. આપ તેના ઉપર વિચાર કરો. જો આપ તે મારી પ્રેમભરી માગણી પૂરી કરી દેશો તો અવશ્ય હું આપને આધીન થઇ જઇશ. રાજન્! મારી એવી ઇચ્છા છે કે બધા ઋષિઓ મળીને આપને પાલખીમાં બેસાડીને મારી પાસે લાવે.'

નહુષે કહ્યું—'સુન્દરી! તેં તો મારે માટે આ બહુ અપૂર્વ સવારી બતાવી. આવા વાહન ઉપર તો કોઇ ચઢ્યું નહીં હોય. આ સવારી મને બહુ જ પસન્દ આવશે. મને તો તું તારે આધીન જ સમજ. હવેથી સપ્તર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ જ મારી પાલખી ઉઠાવીને ચાલશે.' આ પ્રમાણે કહીને તેણે ઇન્દ્રાણીને વિદાય કરી અને અત્યન્ત કામાસક્ત હોવાથી ત્યારથી તે ઋષિઓની પાસે જ પાલખી ઉપડાવવા લાગ્યો.

આ બાજુ શચીએ બૃહસ્પતિની પાસે જઇને કહ્યું; 'નહુષે મને જે અવધિ આપી હતી તે હવે થોડી જ બાકી રહી છે. હવે આપ મારા ઉપર કૃપા કરીને તુરત જ ઇન્દ્રની શોધ કરાવો.' ત્યારે બૃહસ્પતિએ કહ્યું; 'ઠીક છે. તું દુષ્ટચિત્તવાળા નહુષથી જરા પણ ભય પામીશ નહિં. આ નરાધમ મહર્ષિઓ પાસે પોતાની પાલખી ઉપડાવે છે. તેને ધર્મનું કંઈ પણ ભાન નથી. માટે હવે તેને પડ્યો જ સમજ. હવે તે વધારે દિવસ આ સ્થાન ઉપર ટકી શકવાનો નથી. તું જરા પણ ડરીશ નહીં. ભગવાન તારું મંગલ કરશે.' ત્યારપછી મહાતેજસ્વી બૃહસ્પતિએ અગ્નિ પ્રજ્વલિત કરીને શાસ્ત્ર અનુસાર ઉત્તમ હવિથી હવન કર્યું અને અગ્નિદેવને ઇન્દ્રની ખોળ કરવાને



કહ્યું. તેમની આજ્ઞાથી અગ્નિદેવે વાવ, તળાવો, સરોવરો અને સમુદ્રમાં ઇન્દ્રની ખોળ કરી. ખોળતાં ખોળતાં તેઓ જે સરોવરમાં ઇન્દ્ર છુપાએલો હતો ત્યાં આવ્યા. ત્યાં તેમને એક કમળના નાળના તન્તુમાં દેવરાજ ઇન્દ્ર છુપાએલો જોવામાં આવ્યો. પછી તેમણે બૃહસ્પતિને જણાવ્યું કે ઇન્દ્ર અણુ જેટલું રૂપ ધરીને એક કમળ-નાળનાં તાંતણામાં છુપ એલો છે. આ સાંભળી બૃહસ્પતિ દેવર્ષિઓ અને ગન્ધર્વો સહિત તે સરોવરના તટ ઉપર આવ્યા અને ઇન્દ્રનાં પહેલાંનાં પરાક્રમોનો ઉલ્લેખ કરીને તેની સ્તુતિ કરવા લાગ્યા. આથી ધીમે ધીમે ઇન્દ્રનું તેજ વધવા લાગ્યું અને તે પોતાનું પૂર્વનું રૂપ ધારણ કરીને શક્તિસમ્પન્ન બની ગયો. તેણે બૃહસ્પતિને કહ્યું; 'કહો, હવે આપનું શું કાર્ય કરવાનું છે? મહાદૈત્ય વિશ્વરૂપને તો મારી નાખ્યો હતો અને વિશાળકાય વૃત્રાસુરનો પણ અન્ત આવી ગયો છે.' બૃહસ્પતિએ કહ્યું; 'નહુષ નામનો એક માનવ રાજા દેવતાઓ અને ઋષિઓના તેજથી વધીને તેમનો અધિપતિ થઇ ગયો છે. તે અમને બહુ જ સતાવે છે. તમે તેનો નાશ કરો.'

---

## શલ્યની વિદાય, કૌરવો અને પાંડવોએ એકઠાં કરેલાં સૈન્યોનું વર્ણન



રાજન્ ! જે વખતે બૃહસ્પતિ ઇન્દ્રને આ પ્રમાણે કહી રહ્યા હતા તે જ વખતે ત્યાં કુબેર, યમ, ચન્દ્રમા અને વરુણ પણ આવી ગયા. અને બધા દેવતાઓ ઇન્દ્રની સાથે મળીને નહુષના નાશનો ઉપાય વિચારવા લાગ્યા. એટલામાં જ ત્યાં પરમ તપસ્વી અગસ્ત્ય મુનિ દેખાયા. તેમણે ઇન્દ્રને અભિનન્દન આપીને કહ્યું; 'બહુ પ્રસન્નતાની વાત છે કે વિશ્વરૂપ અને વૃત્રાસુરના વધથી અને નહુષનું પતન થઇ જવાથી આપનો અભ્યુદય થઇ રહ્યો છે.' ત્યારે ઇન્દ્રે મહર્ષિ અગસ્ત્યનો સ્વાગતસત્કાર કર્યો અને તેઓ આસન ઉપર વિરાજમાન થયા એટલે તેમને પૂછ્યું; 'ભગવન્! પાપબુદ્ધિ નહુષનું પતન કેવી રીતે થયું તે હું જાણવા માગું છું.' અગસ્ત્યજીએ કહ્યું; 'દુષ્ટ નહુષ જે રીતે સ્વર્ગથી પડ્યો તે પ્રસંગ હું તમને કહું છું. સાંભળોઃ-મહાતેજસ્વી દેવર્ષિઓ નહુષની પાલખી ઉપાડીને ચાલી રહ્યા હતા એ વખતે ઋષિઓની સાથે તેનો વિવાદ થવા લાગ્યો અને અધર્મથી બુદ્ધિ બગડી જવાથી તેણે મારા મસ્તક ઉપર લાત મારી.

આથી તેનું તેજ અને કાન્તિ નષ્ટ થઈ ગયાં. મેં તેને કહ્યું: 'રાજન્ ! તું પ્રાચીન મહર્ષિઓએ સ્થાપેલાં અને આચરેલાં કર્મો પર દોષનો આરોપ કરે છે અને બ્રહ્માના જેવા તેજસ્વી ઋષિઓ પાસે પોતાની પાલખી ઊંચકાવે છે તથા તેં મારા માથા ઉપર લાત મારી છે. આથી તું પુણ્યહીન થઈને પૃથ્વી ઉપર પડ. હવે તું દશ હજાર વર્ષ સુધી અજગરનું રૂપ ધારણ કરીને ભટકીશ અને આ અવધિ પૂરી થતાં ફરી પાછો સ્વર્ગ પ્રાપ્ત કરીશ.' આ પ્રમાણે મારા શાપથી તે ઇન્દ્રપદથી ચ્યુત થઈ ગયો છે. હવે તમે સ્વર્ગલોકમાં આવીને સર્વ લોકનું પાલન કરો.'

'ત્યારે દેવરાજ ઇન્દ્ર ઐરાવત હાથી ઉપર ચઢીને અગ્નિદેવ, બૃહસ્પતિ, યમ, વરુણ, કુબેર, સમસ્ત દેવો તથા ગન્ધર્વો અને અપ્સરાઓ સહિત દેવલોકમાં ગયો. ત્યાં ઇન્દ્રાણીને મળીને તે અત્યન્ત આનન્દપૂર્વક સર્વ લોકનું પાલન કરવા લાગ્યો. આ સમયે ત્યાં મહાતેજસ્વી ભગવાન અંગિરા પધાર્યા. તેમણે અથર્વવેદના મન્ત્રોથી દેવરાજનું પૂજન કર્યું. આથી ઇન્દ્ર બહુ પ્રસન્ન થયો અને તેણે તેમને આ વર આપ્યો કે આપે અથર્વ વેદનું ગાન કર્યું છે માટે વેદોમાં અથર્વાંગિરા નામથી વિખ્યાત થશો અને યજ્ઞનો ભાગ પણ પ્રાપ્ત કરશો.' આ પ્રમાણે અથર્વાંગિરા ઋષિનો સત્કાર કરીને ઇન્દ્રે તેમને વિદાય કર્યા. પછી તે સમસ્ત દેવતાઓ અને તપોધન ઋષિઓનો સત્કાર કરી ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો.

મહારાજ શલ્ય કહે છે—યુધિષ્ઠિર! આ પ્રમાણે ઇન્દ્રને પણ પોતના શત્રુઓનો વધ કરવાની ઇચ્છાથી અજ્ઞાતવાસ પણ કરવો પડ્યો હતો. માટે તમારે પણ દ્રૌપદી અને ભાઈઓ સહિત વનમાં રહીને જે દુઃખ ભોગવવું પડ્યું છે તેને માટે તમે શોક ન કરો. જેમ ઇન્દ્રે વૃત્રાસુરને મારીને પોતાનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું તેમ તમને પણ પોતાનું રાજ્ય મળી જશે. તથા જેમ અગસ્ત્યના શાપથી નહુષનું પતન થયું હતું તેવી રીતે તમારા શત્રુઓ—કર્ણ અને દુર્યોધન વગેરેનો પણ નાશ થઈ જશે.'

રાજા શલ્યે આ પ્રમાણે આશ્વાસન આપતાં ધર્માત્માઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે તેનો વિધિપૂર્વક સત્કાર કર્યો. ત્યારપછી મહારાજ શલ્ય યુધિષ્ઠિરની અનુમતિ લઈ પોતાની સેના સહિત દુર્યોધનની પાસે ચાલ્યો ગયો.

વૈશમ્પાયન કહે છે—રાજન્ ! આ પછી યદુવંશી મહારથી સાત્યકિ બહુ વિશાળ ચતુરંગિણી સેના લઈ રાજા યુધિષ્ઠિરની પાસે આવ્યો. તેની સેના જુદાજુદા દેશોના અનેક વીરોથી શોભી રહી હતી. તેમાં ફરશી, ભિન્દિપાલ, શૂલ, તોમર, મુદ્‌ગર, પરિઘ, લાઠી, પાશ, તલવાર, ધનુષ, અને તરેહતરેહનાં આયુધો ચમકી રહ્યાં હતાં. આ સેના રાજા યુધિષ્ઠિરની છાવણીમાં પહોંચી. આ પ્રમાણે એક અક્ષૌહિણી સેના લઈને ચેદિરાજ ધૃષ્ટકેતુ આવ્યો. એક અક્ષૌહિણી સેના સાથે જરાસન્ધનો પુત્ર મગધરાજ જયત્સેન આવ્યો, તથા સમુદ્રતટ ઉપરના તરેહ તરેહના યોદ્ધાઓ સાથે પાંડ્યરાજ પણ યુધિષ્ઠિરની સેવામાં ઉપસ્થિત થયો. આ પ્રમાણે ભિન્ન-ભિન્ન દેશોની સેનાઓ ભેગી થવાથી પાંડવોનો સૈન્ય-સમૂહ પણ બહુ ભવ્ય અને શક્તિશાળી જણાતો હતો. મહારાજ દ્રુપદની સેના મહારથી પુત્રો અને દેશદેશથી આવેલા શૂરવીરોવાળી સેના પણ બહુ સારી જણાઈ આવતી હતી. મત્સ્યદેશના રાજા વિરાટની સેનામાં પર્વતના પ્રદેશના અનેક રાજાઓ મળેલા હતા. તે સેના પણ પાંડવોની છાવણીમાં આવી પહોંચી. આ પ્રમાણે ત્યાં-




ત્યાંથી આવીને સાત અક્ષૌહિણી સેના મહાત્મા પાંડવોના પક્ષમાં એકત્રિત થઈ. કૌરવોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળી આ વિશાળ સેનાને જોઈ પાંડવો પ્રસન્ન થયા.

સામી બાજુએ રાજા ભગદત્તે એક અક્ષૌહિણી સેના આપીને કૌરવોનો હર્ષ વધાર્યો. તેની સેનામાં ચીન અને કિરાત દેશના વીરો હતા. આ પ્રમાણે દુર્યોધનના પક્ષમાં બીજા પણ કેટલાયે રાજાઓ એકએક અક્ષૌહિણી સેના લઇને આવ્યા. હદીકનો પુત્ર કૃતવર્મા ભોજ, અન્ધક અને કકુરવંશી યાદવ વીરો સહિત એક અક્ષૌહિણી સેના લઇને દુર્યોધનની પાસે ઉપસ્થિત થયો. સિન્ધુ અને સૌવીર દેશના જયદ્રથ વગેરે રાજાઓની સાથે પણ કેટલીક અક્ષૌહિણી સેના આવી. કામ્બોજનરેશ સુદક્ષિણ, શક અને યવન વીરોની સાથે આવ્યો. તેની સાથે પણ એક અક્ષૌહિણી સેના હતી. આ પ્રમાણે માહિષ્મતી પુરીનો રાજા નીલ દક્ષિણ દેશના મહાબળવાન વીરો સહિત આવ્યો. દક્ષિણ દેશના રાજાઓ વિન્દ અને અનુવિન્દ પણ એકેક અક્ષૌહિણી સેના લઇને દુર્યોધનની સેવામાં હાજર થયા. કેકય દેશના પાંચ ભાઇઓ રાજા હતા. તેમણે પણ એક અક્ષૌહિણી સેના સાથે આવી કુરુરાજને પ્રસન્ન કર્યો. આ સિવાય બીજી જગાઓથી આવેલા રાજાઓની પણ ત્રણ અક્ષૌહિણી સેના હતી. આ પ્રમાણે દુર્યોધનના પક્ષમાં કુલ અગિયાર અક્ષૌહિણી સેના એકત્રિત થઇ. તે તરેહ તરેહની ધ્વજાઓથી સુશોભિત અને પાંડવો સાથે લડવાને ઉત્સુક હતી. પંચનદ, કુરુજાંગલ, રોહિતવન, મારવાડ, અહિચ્છત્ર, કાલકૂટ, ગંગાતટ, વારણ, વટધાન અને યમુનાતટનો પર્વતીય પ્રદેશ—આ સર્વ ધનધાન્યપૂર્ણ વિસ્તૃત ક્ષેત્ર કૌરવોની સેનાથી ભરાઇ ગયું હતું. મહારાજ દ્રુપદે પોતાના જે પુરોહિતને દૂત બનાવીને મોકલ્યો હતો, તેણે આ પ્રકારે એકત્રિત થએલી તે કૌરવોની સેના જોઈ.

---

## દ્રુપદના પુરોહિતની સાથે ભીષ્મ અને ધૃતરાષ્ટ્રની વાતચીત

**વૈશમ્પાયન કહે છે**—ત્યારપછી તે દ્રુપદનો પુરોહિત રાજા ધૃતરાષ્ટ્રની પાસે પહોંચ્યો. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ અને વિદુરે તેનો બહુ સત્કાર કર્યો. પુરોહિતે પહેલાં પોતાના પક્ષના કુશળસમાચાર કહી સંભળાવ્યા. પછી તેમની કુશળતા પૂછી. ત્યારપછી તેણે સમસ્ત સેનાપતિઓની વચ્ચે આ પ્રમાણે કહ્યું;–'આ વાત પ્રસિદ્ધ છે કે ધૃતરાષ્ટ્ર અને પાણ્ડુ બન્ને એક જ પિતાના પુત્રો છે. માટે પિતાના ધન ઉપર બન્નેનો સરખો અધિકાર છે. છતાં ધૃતરાષ્ટ્રના પુત્રોને તો તેમના પિતાનું ધન પ્રાપ્ત થયું છે પણ પાંડુના પુત્રોને મળ્યું નથી–તેનું કારણ શું છે? કૌરવોએ કેટલીએ વાર અનેક ઉપાયો કરીને પાંડવોના પ્રાણ લેવાનો પ્રયત્ન કર્યો પરન્તુ તેઓ તેમના આયુષ્યના બળથી મૃત્યુ પામ્યા નથી. આટલાં કષ્ટો સહન કર્યાં પછી પણ મહાત્મા પાંડવોએ પોતાના બળથી રાજ્ય વધાર્યું, પરન્તુ ધૃતરાષ્ટ્રના ક્ષુદ્ર બુદ્ધિવાળા પુત્રોએ શકુનિની સાથે મળી તે સઘળું રાજ્ય છળથી પડાવી લીધું. રાજા ધૃતરાષ્ટ્રે પણ આ કર્મમાં સંમતિ આપી હતી, અને પાંડવોને વિવશ થઇને તેર વર્ષ સુધી વનમાં રહેવું પડ્યું. આ બધા અપરાધોને ભૂલી જઇને પાંડવો હજુ પણ કૌરવો સાથે સમજુતી કરવા ઇચ્છે છે. માટે પાંડવો અને દુર્યોધનના વર્તાવ ઉપર વિચાર કરીને તેમના હિતેચ્છુઓની ફરજ છે કે તેઓ દુર્યોધનને સમજાવે. પાંડવો વીર છે તો પણ તેઓ કૌરવો સાથે યુદ્ધ કરવા ચાહતા નથી. તેમની તો આ જ ઇચ્છા છે કે સંગ્રામમાં જન–સંહાર કર્યા વિના જ અમને અમારો ભાગ મળી જાય. દુર્યોધન જે લાભ તરફ જોઇને યુદ્ધ કરવા ચાહે છે તે કદી સિદ્ધ થઇ શકવાનો નથી, કારણ કે પાંડવો ઓછા બળવાન નથી. યુધિષ્ઠિરની પાસે પણ સાત અક્ષૌહિણી સેના એકઠી થઇ છે. અને તે યુદ્ધને માટે ઉત્સુક તથા તેમની આજ્ઞાની જ વાટ જોઇને ઊભેલી છે. આ સિવાય પુરુષસિંહ સાત્યકિ, ભીમસેન, નકુળ અને સહદેવ–આ સઘળા જ હજારો અક્ષૌહિણી સેના બરાબર છે. એક બાજુથી અગિયાર અક્ષૌહિણી સેના આવે અને એક બાજુ એકલો અર્જુન હોય તો અર્જુન જ તે સેના કરતાં વધી જશે. એવા જ મહાબાહુ શ્રી કૃષ્ણ પણ છે. પાંડવોની સેનાનું બળ, અર્જુનનું પરાક્રમ અને શ્રીકૃષ્ણની બુદ્ધિમત્તા જોઈને પણ કયો મનુષ્ય તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થશે? માટે ધર્મ અને સમયનો વિચાર કરીને તમારે પાંડવોને જે ભાગ આપવાનો હોય તે તુરત જ આપી દેવો જોઈએ. આ અવસર તમારા હાથમાંથી પસાર ન થઈ જાય તેનું ધ્યાન રાખવું જોઈએ.'

પુરોહિતનાં વચન સાંભળી મહાબુદ્ધિમાન ભીષ્મે તેની બહુ પ્રશંસા કરી. અને સમયને અનુકૂળ આ વચન કહ્યાં; 'બ્રહ્મન્! એ બહુ સૌભાગ્યની વાત છે કે બધા પાંડવો

ભગવાન શ્રીકૃષ્ણની સાથે કુશળ છે. તથા એથી પણ આનંદ થાય છે કે એમને પણ રાજાઓની સહાયતા પ્રાપ્ત થઈ છે. સાથે તે પણ પ્રસન્ન થવા જેવું છે કે તેઓ ધર્મમાં તત્પર છે. વળી સૌથી આનંદની વાત તો એ છે કે તે પાંચે ભાઈઓ યુદ્ધનો વિચાર છોડીને પોતાના બન્ધુઓની સાથે સન્ધિ કરવા ચાહે છે. વાસ્તવિક રીતે જોતાં પણ કિરીટધારી અર્જુન બળવાન, અસ્ત્રવિદ્યામાં નિપુણ અને મહારથી છે. ભલા, યુદ્ધમાં તેનો મુકાબલો કોણ કરી શકે તેમ છે? સાક્ષાત્ ઇન્દ્રમાં પણ તેટલી તાકાત નથી તો બીજા ધનુર્ધારીઓની તો વાત જ શું કરવી! મને તો વિશ્વાસ છે કે ત્રણે લોકમાં તે એકમાત્ર સમર્થ વીર છે.'

ભીષ્મ આ પ્રમાણે કહી રહ્યા હતા તે વખતે કર્ણ ક્રોધમાં ભરાઈ ગયો અને ધૃષ્ટતાપૂર્વક ભીષ્મની વાત



અટકાવીને કહેવા લાગ્યો; ' બ્રહ્મન્! અર્જુનના પરાક્રમની વાત કોઈથી છુપી નથી, પછી તો વારંવાર કહ્યા કરવાથી શું લાભ? પહેલાંની વાત છે: શકુનિએ દુર્યોધનને માટે યુધિષ્ઠિરને જુગારમાં હરાવ્યા હતા તે વખતે તેઓ જે શરત કબુલ કરીને વનમાં ગયા હતા તે શરતને પૂરી કર્યા વિના જ તેઓ મત્સ્ય તથા પાંચાલ દેશના રાજાઓના ભરોસા ઉપર મૂર્ખની માફક પિતાની સમ્પત્તિ લેવા ચાહે છે. પરન્તુ તેમના ડરથી દુર્યોધન રાજ્યનો ચોથો હિસ્સો પણ આપી દઈ શકે નહિ. જો તેઓ પોતાના બાપદાદાનું રાજ્ય લેવા ચાહતા હોય તો પ્રતિજ્ઞા પ્રમાણે ફરી બાર વર્ષ સુધી વનમાં રહે. જો તેઓ ધર્મને છોડીને લડાઈમાં જ તત્પર હોય તો કૌરવ વીરોની સાથે આવતાં તેઓને મારાં વચનો સારી રીતે યાદ આવશે.'

ભીષ્મ બોલ્યા—રાધાપુત્ર! મોઢેથી કહેવાની શી જરૂર છે; જ્યારે વિરાટનગરના સંગ્રામમાં અર્જુને એકલાએ જ ૭ મહારથીઓને હરાવી લીધા હતા—તે વખતના તેના પરાક્રમને તો યાદ કર. તે વખતે તેની આગળ જઈને તારે અનેક વાર પરાસ્ત થવું પડ્યું હતું. તે વખતે જ તારું પરાક્રમ તો જણાઈ ગયું હતું. જો આપણે આ બ્રાહ્મણના વચન પ્રમાણે કાર્ય નહીં કરીએ તો અવશ્ય આ યુદ્ધમાં પાંડવોને હાથે મરીને ધૂળ ફાકવી પડશે.

ભીષ્મનાં આ વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે તેમનું સમ્માન કર્યું અને તેમને પ્રસન્ન કરતાં કર્ણને ધમકાવીને કહ્યું—'ભીષ્મજીએ જે કહ્યું છે તેમાં જ અમારું અને પાંડવોનું હિત છે. તેથી જ જગતનું પણ કલ્યાણ છે. બ્રાહ્મણદેવતા! હું બધાંની સાથે વાતચીત કરીને સંજયને પાંડવોની પાસે મોકલીશ. હવે આપ શીઘ્ર પધારો.' આ પ્રમાણે કહીને ધૃતરાષ્ટ્રે પુરોહિતનો સત્કાર કર્યો અને તેમને પાંડવોની પાસે મોકલી દીધા.

---

## ધૃતરાષ્ટ્ર અને સંજયની વાતચીત

વૈશમ્પાયન કહે છે—ત્યારપછી રાજા ધૃતરાષ્ટ્રે સંજયને સભામાં બોલાવીને કહ્યું—'સંજય! લોકો કહે છે કે પાંડવો આવીને ઉપપ્લવ્ય નામના સ્થાનમાં રહ્યા છે. તમે પણ ત્યાં જઈને તેમની માહિતી મેળવો. અજાતશત્રુ યુધિષ્ઠિરને આદરપૂર્વક મળીને કુશળસમાચાર પૂછજો. તે સર્વને અમારી કુશળતા જણાવજો. તેઓ કદી પણ વનવાસને યોગ્ય ન હોવા છતાં તેમને તેનાં કષ્ટ ભોગવવાં પડ્યાં. છતાં પણ તેમને અમારા ઉપર ક્રોધ થતો નથી. તેઓ અત્યન્ત નિષ્કપટ અને પરોપકારી છે, સંજય! મેં કદી પાંડવોને અન્યાય કરતાં જોયા નથી. તેઓ પોતાનું



પરાક્રમથી લક્ષ્મી પ્રાપ્ત કરીને પણ તે બધી મારે આધીન કરી દીધી હતી. હું હંમેશાં તેમના દોષ શોધ્યા કરતો હતો છતાં મને તેમનામાં કોઇ પણ દોષ દેખાયો નહિ, કે જેથી તેમની નિન્દા કરી શકું. તેઓ સમય આવતાં મિત્રોને ધન આપીને સહાય કરે છે. તેઓ હંમેશાં યથાયોગ્ય સર્વનો આદર-સત્કાર કરે છે. અજમીઢ વંશના ક્ષત્રિયોના પક્ષમાં દુર્યોધન અને કર્ણના સિવાય બીજો કોઇ તેમનો શત્રુ નથી. સુખ અને પ્રિયજનોથી વિખૂટા પડેલા પાંડવોના ક્રોધને આ બન્ને જ વધાર્યા કરે છે. દુર્યોધન મૂર્ખ હોવાથી જ પાંડવોના જીવતાં તેમનો ભાગ પડાવી લેવો સરળ સમજી રહ્યો છે. જે યુધિષ્ઠિરની પાછળ અર્જુન, શ્રીકૃષ્ણ, ભીમસેન, સાત્યકિ, નકુળ, સહદેવ અને સંજયવંશના સમસ્ત વીરો છે તેમનો રાજ્યભાગ યુદ્ધના પહેલાં જ આપી દેવામાં કલ્યાણ છે. ગાણ્ડીવધારી અર્જુન એકલો જ રથમાં બેસીને આખી પૃથ્વીને પોતાને આધીન કરી શકે છે. એ જ પ્રમાણે વિજયી તેમજ અતુલ સામર્થ્યવાળા વીર મહાત્મા શ્રીકૃષ્ણ પણ ત્રણે લોકના સ્વામી થઇ શકે છે. ભીમના જેવો ગદાધારી અને હાથી ઉપર સવારી કરનાર તો કોઇ છે જ નહિ. તેની સાથે જો વૈર થશે તો તે મારા પુત્રોને સળગાવીને ભસ્મ કરી દેશે. સાક્ષાત્ ઇન્દ્ર પણ તેને યુદ્ધમાં હરાવી શકતો નથી. માદ્રીનન્દન નકુળ અને સહદેવ પણ શુદ્ધ ચિત્તવાળા અને બળવાન છે. પક્ષીઓના સમૂહને જેમ બે બાજ નષ્ટ કરી દે છે તેમ તે બન્ને ભાઈઓ શત્રુઓને જીવતા છોડી નથી શકતો. પાંડવપક્ષમાં જે એક ધૃષ્ટદ્યુમ્ન નામનો યોદ્ધો છે તે બહુ જ વેગથી યુદ્ધ કરનાર છે. મત્સ્યદેશનો રાજા વિરાટ પણ પોતાના પુત્રો સહિત પાંડવોનો સહાયક છે. મેં સાંભળ્યું છે કે તે યુધિષ્ઠિરનો બહુ ભક્ત છે. પાણ્ડ્યદેશનો રાજા પણ બહુ વીરોની સાથે પાંડવોની સહાયતા માટે આવ્યો છે. તેમજ તેમની ઇચ્છા પૂરી કરવા માટે સાત્યકિ તો તેમની સેવામાં લાગેલા જ છે.

"કુન્તીનન્દન યુધિષ્ઠિર બહુ ધર્માત્મા, લજ્જાશીલ અને બળવાન છે. તેમણે કદી કોઇના પ્રત્યે શત્રુભાવ તો કર્યો જ નથી. છતાં દુર્યોધને તેમની સાથે પણ છળ કર્યું છે. મને તો ભય રહે છે કે ક્યાંક તેઓ ક્રોધ કરીને મારા પુત્રોને બાળીને ભસ્મ ન કરી નાખે! હું રાજા યુધિષ્ઠિરના કોપથી જેટલો ડરું છું એટલો ભય મને શ્રીકૃષ્ણ, ભીમ, અર્જુન કે નકુળ-સહદેવથી પણ નથી; કારણ કે યુધિષ્ઠિર મહાન તપસ્વી છે. તેમણે નિયમ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, આથી તેઓ પોતાના મનમાં જે સંકલ્પ કરશે તે પૂરો થયા વિના રહેશે જ નહિ. પાંડવો શ્રીકૃષ્ણ ઉપર બહુ જ પ્રેમ રાખે છે. તેમને પોતાના આત્મા સમાન માને છે. શ્રીકૃષ્ણ પણ મહાવિદ્વાન અને પાંડવોનું હિત સાધવામાં લાગી રહેલા છે. તેઓ જો સન્ધિ માટે કંઈ પણ કહેશે તો તેને યુધિષ્ઠિર માની લેશે. યુધિષ્ઠિર તેમની વાતને કદી ટાળતા નથી. સંજય! તમે ત્યાં જઇને મારા તરફથી પાંડવો અને સંજયવંશી વીરોની તથા શ્રીકૃષ્ણ, સાત્યકિ, વિરાટ તેમજ દ્રૌપદી તથા તેના પાંચ પુત્રોની ખબર પૂછજો. પછી બધા રાજાઓની વચ્ચે સમય અનુસાર જે પ્રમાણે ઉચિત હોય તે પ્રમાણે વાતચીત કરજો. જેનાથી ભરતવંશીઓનું હિત થાય, પરસ્પર ક્રોધ અને વૈમનસ્ય ન વધે અને યુદ્ધનું કારણ પણ ઊભું ન થાય એવી વાત કરવી જોઇએ."

---

## ઉપપ્લવ્યમાં સંજય અને યુધિષ્ઠિરનો સંવાદ

**વૈશમ્પાયન કહે છે**—રાજા ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજય પાંડવોને મળવા માટે ઉપપ્લવ્યમાં ગયો. ત્યાં પહોંચીને તેણે પહેલાં કુન્તીનન્દન રાજા યુધિષ્ઠિરને પ્રણામ કર્યા. ત્યારપછી પ્રસન્ન થઇને કહ્યું; 'રાજન્! આજ આપ આપના સહાયકો સહિત સકુશળ દેખાઈ રહ્યા છો તે બહુ સૌભાગ્યની વાત છે. અંબિકાનન્દન રાજા ધૃતરાષ્ટ્રે આપનું કુશળ પૂછ્યું છે. ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ કુશળ તો છે ને? સત્ય વ્રતનું આચરણ કરનારી વીરપત્ની રાજકુમારી દ્રૌપદી પ્રસન્ન છે ને?'

રાજા યુધિષ્ઠિરે કહ્યું—સંજય! તમારું સ્વાગત છે. તમને મળવાથી આજ મને બહુ પ્રસન્નતા થઈ. હું ભાઈઓ સહિત અહિં કુશળ છું. અમારા પિતામહ ભીષ્મ કુશળ છે? તેમનો અમારા ઉપર પહેલાંના જેવો સ્નેહભાવ તો છે ને? પોતાના પુત્રો સહિત રાજા ધૃતરાષ્ટ્ર તથા મહારાજ બાહ્લીક તો કુશળ છે ને? સોમદત્ત, ભૂરિશ્રવા, રાજા શલ્ય, પુત્ર સહિત દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય—આ મુખ્ય ધનુર્ધારીઓ પણ સ્વસ્થ છે ને? ભરતવંશની વૃદ્ધ વડીલ માતાઓ, સ્ત્રી તથા વહુઓને કોઈ કષ્ટ તો નથી ને? રસોઈ બનાવનારી સ્ત્રીઓ, દાસીઓ, પુત્રો, ભાણેજો, બહેનો ને ધાવો નિષ્કપટભાવથી હળીમળીને રહે છે ને? રાજા દુર્યોધન પહેલાંની માફક બ્રાહ્મણોની સાથે યથાયોગ્ય વર્તાવ કરે છે કે નહિ? મેં બ્રાહ્મણોને નિર્વાહ માટે જે વૃત્તિ બાંધી આપી હતી તેને છીનવી તો નથી લીધી ને? કોઈ દિવસ બધા કૌરવો એકઠા થઈને ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને મને રાજ્યનો ભાગ આપી દેવા કહે છે? રાજ્યમાં લુંટારાઓનાં ટોળાં જોઈને તેમને એકી સાથે એકસો બાણો ચલાવનાર વીરનાયક અર્જુન કદી યાદ આવે છે? ભીમસેન પણ જ્યારે હાથમાં ગદા લે છે ત્યારે તેને જોતાં જ શત્રુદળ કંપી ઉઠે છે, આવા જ પરાક્રમી નકુળ-સહદેવને પણ તેઓ ભૂલી તો નથી ગયા ને? મન્દબુદ્ધિ દુર્યોધન વગેરે જ્યારે હલકા વિચારથી વનમાં ગયા અને યુદ્ધમાં પરાજિત થઈ શત્રુઓથી કેદ થયા, તે સમયે ભીમસેન અને અર્જુને જ તેમની રક્ષા કરી હતી—આ વાત તેમને યાદ આવે છે કે નહિ! સંજય! જો અમે દુર્યોધનને પૂરેપૂરો પરાજિત ન કરીએ અને એકવાર તેને ભલાઈથી છોડી દઈએ તો પછી તે વશ કરવો કઠિન થઈ પડે.

સંજય બોલ્યો—પાંડુનન્દન! આપે જે કંઈ કહ્યું તે તદ્દન બરાબર છે. તમે જેમના કુશળસમાચાર પૂછ્યા તેઓ સર્વ આનન્દમાં છે. દુર્યોધન તો શત્રુઓને પણ દાન કરે છે તો પછી બ્રાહ્મણોને આપેલી વૃત્તિ શાનો લઈ શકે! ધૃતરાષ્ટ્ર તેમના પુત્રોને આપની સાથે દ્રોહ કરતાં સાંભળીને મનમાં બહુ જ દુઃખી થાય છે. કારણ કે તેઓ પોતાને ત્યાં આવેલા બ્રાહ્મણોના મુખથી સાંભળે છે કે 'મિત્રનો દ્રોહ કરવો તે સૌથી ભારે પાપ છે. યુદ્ધની ચર્ચા ચાલતાં રાજા ધૃતરાષ્ટ્રને વીરવર અર્જુન, ગદાધારી ભીમ તથા રણધીર નકુળ-સહદેવ હંમેશ યાદ આવે છે. અજાતશત્રુ! હવે આપ જ આપની બુદ્ધિથી વિચાર કરીને કોઈ એવો માર્ગ કાઢો કે જેથી કૌરવો, પાંડવો તથા સંજયવંશીઓને સુખ મળે. અહીં જે રાજાઓ આવેલા છે તેમને તથા આપના મન્ત્રીઓ



અને પુત્રોને બોલાવો, હું તમારી આગળ આપના કાકા ધૃતરાષ્ટ્રે તમને બધાને જણાવવાનો જે સન્દેશ મોકલ્યો છે તે સંભળાવું છું.

યુધિષ્ઠિરે કહ્યું—સંજય! અહિં ભગવાન શ્રીકૃષ્ણ, સાત્યકિ તથા રાજા વિરાટ મોજુદ છે તથા પાંડવો અને સંજયો પણ એકત્રિત છે. હવે ધૃતરાષ્ટ્રનો સંદેશ સંભળાવો.

સંજય બોલ્યો—રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધ નહિ પણ શાન્તિ ઇચ્છે છે. તેમણે બહુ ઉતાવળથી રથ તૈયાર કરાવીને મને અહિં મોકલ્યો છે. હું આશા રાખું છું કે ભાઈઓ, પુત્રો અને કુટુમ્બી જનો સહિત રાજા યુધિષ્ઠિર આ વાતને પસંદ કરશે. તેનાથી પાંડવોનું હિત થશે. હે કુન્તીના પુત્રો! આપ આપનાં દિવ્ય શરીર, નમ્રતા, સરળતા આદિથી બધા ધર્મો અને ગુણોથી યુક્ત છો. તમારો જન્મ ઉત્તમ કુળમાં થયેલો છે. આપ બહુ દયાળુ અને દાની છો. તમારો સ્વભાવ મર્યાદાશીલ અને પરિણામનો વિચાર કરીને કાર્ય કરવાનો છે. આપનું હૃદય સત્ત્વગુણી છે તેથી તમારાથી કોઈ ખરાબ કામ બનવાનો સંભવ નથી. જો આપમાં કોઈ દોષ હોત તો તે તુરત જ જણાઈ જાત, કારણ કે સફેદ વસ્ત્રમાં કાળો ડાઘ છુપો રહેતો નથી. જે કરવામાં સર્વનો વિનાશ દેખાતો હોય, જેથી સર્વ પ્રકારનાં પાપો ઉત્પન્ન થતાં હોય અને અન્તમાં નરકનું દર્શન થતું હોય એવા યુદ્ધ જેવા ઘોર કર્મમાં કયો સમજદાર પુરુષ પ્રવૃત્ત થઈ શકે? તેમાં તો જય અને પરાજય બન્ને

સમાન જ છે. ભલા, કુન્તીના પુત્રો બીજા અધમ પુરુષોની પેઠે આવું કામ કરવા માટે શાથી તૈયાર થઈ ગયા કે જે નથી ધર્મનું સાધક કે નથી અર્થનું સાધક. અહીં ભગવાન વાસુદેવ પણ છે. સર્વથી વૃદ્ધ પાંચાલરાજ દ્રુપદ પણ છે. આ સર્વને પ્રણામ કરીને હું પ્રસન્ન કરવા ચાહું છું. હું હાથ જોડીને આપના શરણમાં આવ્યો છું જેથી આપ મારી પ્રાર્થના પર ધ્યાન દઈને એવું કાર્ય કરો કે જેથી કૌરવો અને સૃંજયવંશનું કલ્યાણ થાય. મને વિશ્વાસ છે કે ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન મારી પ્રાર્થનાને ઠોકરી નહિ શકે. બીજું તો શું, મારાં માગતાં અર્જુન પોતાના પ્રાણ પણ દઈ શકે છે. આમ સમજીને જ હું સન્ધિનો પ્રસ્તાવ કરું છું. સન્ધિ જ શાંતિનો સર્વોત્તમ ઉપાય છે. ભીષ્મપિતામહ અને રાજા ધૃતરાષ્ટ્રની પણ આ જ સમ્મતિ છે.

યુધિષ્ઠિરે કહ્યું — સંજય! તમે એવી કઇ વાત સાંભળી છે કે જેથી મારી યુદ્ધ કરવાની ઇચ્છા છે એમ સમજીને ભયભીત થઇ રહ્યા છો? યુદ્ધ કરવા કરતાં ન કરવું પડે તે જ સારું છે. સન્ધિનો અવસર મળવા છતાં પણ એવો કોણ હશે કે જે યુદ્ધ ઇચ્છશે? એ વાતને તો હું પણ જાણું છું કે જો યુદ્ધ કર્યા વગર થોડો પણ લાભ મળતો હોય તો તેને અધિક માનવો જોઇએ. સંજય! તમે જાણો છો કે અમે વનમાં કેટલાં દુઃખ સહન કર્યાં છે. છતાં પણ અમે તમારી વાત ધ્યાનમાં લઇને કૌરવોના અપરાધ ક્ષમા કરી શકીએ છીએ. કૌરવોએ પહેલાં અમારી સાથે જે વર્તાવ કર્યો અને તે વખતે અમે તેમની સાથે જે રીતે વર્ત્યા તે પણ તમારાથી છૂપું નથી, હજુ પણ તમે કહો છો તે સર્વ થઇ શકે અને અમે શાન્તિ ધારણ કરી લઈએ, પરંતુ તે ત્યારે જ બની શકે કે દુર્યોધન અમને અમારું ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય પાછું આપી

સંજય બોલ્યો — પાંડુનન્દન! આપનાં પ્રત્યેક કર્મ ધર્મને અનુસાર હોય છે. જો કે જીવન અનિત્ય છે તો પણ તેનાથી મહાન સુયશની પ્રાપ્તિ થઈ શકે છે. રાજન્! તમે આ વાતનો વિચાર કરીને આપની કીર્તિનો નાશ ન કરો. હે અજાતશત્રુ! જો કૌરવો યુદ્ધ કર્યા વગર તમને તમારો રાજ્યભાગ ન આપે તો પણ, હું તો અન્ધક અને વૃષ્ણિવંશી રાજાઓના રાજ્યમાં ભીખ માગીને નિર્વાહ કરી લેવો એ સારો ગણું છું, પરંતુ યુદ્ધ કરીને આખું રાજ્ય લેવું ઠીક નથી. મનુષ્યોનું જીવન બહુ થોડો સમય ટકનારું છે, તે હંમેશાં ક્ષીણ થનારું, દુઃખમય અને ચંચલ છે, માટે હે પાંડવ! આ નરસંહાર તમારા યશને યોગ્ય નથી. તમે યુદ્ધરૂપી પાપમાં પ્રવૃત્ત ન થાઓ. આ જગતમાં ધનની તૃષ્ણા બંધનમાં નાખનારી છે. તેમાં ફસાવાથી ધર્મમાં વિઘ્ન આવે છે. જે ધર્મને સ્વીકારે તે જ જ્ઞાની છે. ભોગોની ઇચ્છા રાખનારો મનુષ્ય મોક્ષથી ભ્રષ્ટ થઇ જાય છે. જે અજ્ઞાની મનુષ્ય બ્રહ્મચર્ય અને ધર્માચરણનો ત્યાગ કરી અધર્મમાં પ્રવૃત્ત થાય છે અને મૂર્ખતાને લીધે પરલોક વિષે (કર્મ અનુસાર થતા પુનર્જન્મ ઉપર) અવિશ્વાસ કરે છે, તેને મૃત્યુ પછી બહુ કષ્ટ ભોગવવાં પડે છે. પરલોકમાં જવા છતાં પણ પોતાનાં પૂર્વનાં પાપ-પુણ્ય રૂપી કર્મોનો નાશ નથી થતો. **કર્મ કરતી વખતે તો પાપ-પુણ્ય મનુષ્યની પાછળ પાછળ ચાલે છે પરંતુ કર્મ થઇ ગયા પછી મનુષ્યને જ તે કર્મોનાં પાપ-પુણ્યની પાછળ પાછળ ચાલવું પડે છે.** આ શરીર હોય ત્યાં સુધીમાં જ કાંઇ પણ સત્કર્મ કરી શકાય છે, મર્યા પછી બીજા જન્મને સુધારવા માટે કશું કરી શકાતું નથી. આપે તો પરલોકમાં સુખ આપનારાં અનેક પુણ્યકર્મ કર્યાં છે, છતાં પણ હવે જો આપને તે યુદ્ધરૂપી પાપકર્મ જ કરવું હોય તો તેના કરતાં ચિરકાલ સુધી વનમાં જઈને રહેવું તે જ સારું છે. વનવાસમાં દુઃખ તો પડશે પણ ધર્મ તે જ છે. કુન્તીનન્દન! આપની બુદ્ધિ કદી અધર્મમાં લાગતી નથી, આપે ક્રોધને વશ થઈ કદી પાપકર્મ કર્યું હોય એવું પણ નથી, તો પછી બતાવો કે, એવું શું કારણ છે કે આપ આપના વિચારોથી વિપરીત કાર્ય કરવા ચાહો છો?

યુધિષ્ઠિરે કહ્યું—સંજય! તમારું આ કહેવું તદ્દન બરાબર છે કે બધા પ્રકારનાં કર્મોમાં ધર્મ જ શ્રેષ્ઠ છે. પરન્તુ હું જે કાર્ય કરવા માગું છું તે ધર્મ છે કે અધર્મ તેની પહેલાં બરાબર તપાસ કરી લો, પછી મારી નિન્દા કરશો. કેટલીક વાર અધર્મ ધર્મનો આકાર લઇ લે છે અને કેટલીક વાર પૂરેપૂરો ધર્મ પણ અધર્મ જેવો દેખાય છે. આની પરીક્ષા વિદ્વાનો પોતાની બુદ્ધિથી કરી લે છે. એક વર્ણને માટે જે ધર્મ છે તે બીજા વર્ણને માટે અધર્મ છે. આ પ્રમાણે જો કે ધર્મ અને અધર્મ નિત્ય રહેનારા છે, તો પણ આપત્તિ વખતે તેઓ ઉલટ-સુલટ પણ થઈ જાય છે. જેને માટે જે ધર્મ મુખ્ય બતાવ્યો હોય તે અનુસાર તેણે આચરણ કરવું જોઈએ. બીજાએ તો તે ધર્મ આપત્તિકાળે જ આચરવાનો છે.

જ્યારે આજીવિકાનાં બધાં સાધન નાશ પામ્યાં હોય ત્યારે જે ધંધાનો-કર્મનો આશ્રય લેવાથી જીવનની રક્ષા થાય અને કોઈનું અહિત ન થાય તે ધંધાના-કર્મના આશ્રય લેવો જોઈએ. જે આપત્તિકાળ ન હોવા છતાં પણ આપત્તિકાળની દૃષ્ટિથી જીવિકા ચલાવતો હોય તથા જે આપત્તિ સમયે પણ તે અનુસાર જીવિકા ન ચલાવતો હોય-તે બન્ને ય નિન્દાને પાત્ર છે. જીવિકાનું મુખ્ય સાધન ન હોય ત્યારે બ્રાહ્મણોનો નાશ ન થઈ જાય એટલા માટે વિધાતાએ બીજા વર્ણોની વૃત્તિથી જીવિકા ચલાવી તેને માટે પ્રાયશ્ચિત્ત કરવાનું વિધાન કરેલું છે. બ્રહ્માની આ વ્યવસ્થા અનુસાર જો તમે મને આનાથી વિપરીત આચરણ કરતાં જુઓ તો અવશ્ય મારી નિન્દા કરો. મારા પિતા-પિતામહ તથા તેમના પૂર્વજો જે માર્ગને માનતા હતા તથા પોતાના ધર્મ અનુસાર તેઓ જેજે કર્મ કરતા હતા, તે જ કર્મો અને માર્ગોને હું મારે માટે ધર્મ માનું છું, તેનાથી જુદાંને નહિ. સંજય! આ પૃથ્વી ઉપર જે કંઈ ધન છે; દેવતાઓ, પ્રજાપતિઓ તથા બ્રહ્માના લોકમાં જે વૈભવો છે તે બધા મને પ્રાપ્ત થતા હોય તો પણ હું તેમને અધર્મથી લેવા ચાહતો નથી. અહિં ભગવાન્ શ્રીકૃષ્ણ બેઠેલા છે. તેઓ સમસ્ત ધર્મોને જાણનાર, કુશળ, નીતિમાન, બ્રાહ્મણભક્ત અને બુદ્ધિમાન છે. તેઓ મોટા મોટા બળવાન રાજાઓ અને ભોજ-વંશનું શાસન કરે છે. જો હું સન્ધિનો પરિત્યાગ કરીને અથવા યુદ્ધ કરીને પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈ રહ્યો હોઉં તો તેઓ મને તેમનો અભિપ્રાય જણાવે, કારણ કે તેઓ બન્ને પક્ષોનું હિત સાધવા ઇચ્છે છે. તેઓ પ્રત્યેક કર્મનું અન્તિમ પરિણામ જાણે છે. તેમના કરતાં શ્રેષ્ઠ બીજો કોઈ નથી. તે અમારા સૌથી વધુ પ્રિય છે. હું તેમની વાતની કદી ઉપેક્ષા નથી કરી શકતો.

## સંજય પ્રતિ ભગવાન શ્રીકૃષ્ણનાં વચન

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું**—સંજય! જે પ્રમાણે હું પાંડવોને વિનાશથી બચાવવા ચાહું છું, તેમને ઐશ્વર્ય અપાવવા તથા તેમનું પ્રિય કરવા ચાહું છું, તે પ્રમાણે અનેક પુત્રોથી યુક્ત રાજા ધૃતરાષ્ટ્રનું પણ શુભ ઇચ્છું છું. મારી એકમાત્ર ઇચ્છા આ જ છે કે બન્ને પક્ષ શાન્ત



રહે. રાજા યુધિષ્ઠિરને પણ શાન્તિ પ્રિય છે તે હું જાણું છું અને તેઓ પણ સ્વીકારે છે. પરન્તુ સંજય! શાન્તિ થાય એ કઠિન માલુમ પડે છે. જો ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રો સહિત લોભવશ આમનું રાજ્ય પણ હડપ કરી જવા ચાહે છે તો કજિયો કેમ નહિ વધે. તમે એ જાણો છો કે મારાથી અથવા યુધિષ્ઠિરથી ધર્મનો લોપ થઈ શકતો નથી. યુધિષ્ઠિર કે જેઓ ઉત્સાહપૂર્વક પોતાના ધર્મનું પાલન કરે છે, તેમને માટે ધર્મલોપની શંકા તમને શાથી થઇ? તેઓ તો પહેલેથી જ કુટુમ્બમાં પોતાના ધર્મ અનુસાર રહે છે, તેઓ પોતાના રાજ્યભાગને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે છે તેને તમે ધર્મનો લોપ શી રીતે બતાવી રહ્યા છો? તેમને માટે આ પ્રમાણેનું ગૃહસ્થજીવન પણ શાસ્ત્રથી જ વિહિત છે. તેને છોડીને વનવાસી થવાના વિચાર તો બ્રાહ્મણોમાં જ હોવા જોઈએ. કેટલાક તો અનાસક્તિ-પૂર્વક ગૃહસ્થધર્મમાં રહીને જ કલ્યાણની સિદ્ધિ થવી માને છે. કેટલાક લોકો કર્મને છોડીને જ્ઞાનના દ્વારા જ કલ્યાણસિદ્ધિ થાય છે એમ માને છે. પરન્તુ ખાધા-પીધા વિના કોઇની પણ ભૂખ મટી શકતી નથી. આથી બ્રહ્મ-વેત્તા જ્ઞાનીને માટે પણ ગૃહસ્થોને ઘેર ભિક્ષા માગવાનું વિધાન છે. આમ જ્ઞાનયોગની વિધિનું વિધાન પણ કર્મની સાથે જ છે. જ્ઞાનપૂર્વક કરવામાં આવેલું કર્મ જ નિવૃત્ત થઇ જાય છે—બન્ધનકારક થતું નથી. આમાં કર્મને છોડીને કેવળ સંન્યાસ વગેરેને જ જે લોકો ઉત્તમ માને છે તેઓ દુર્બળ છે. તેમના કથનનું

કાંઇ મૂલ્ય નથી. સંજય ! તમે તો સંપૂર્ણ લોકોના ધર્મ જાણો છો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના ધર્મ પણ તમારાથી અજ્ઞાત નથી. આવા જ્ઞાની થઈને પણ તમે કૌરવોને માટે કેમ હઠ કરી રહ્યા છો ? પાંડવો સ્વધર્મ અનુસાર કર્તવ્યનું પાલન કરે અને ક્ષત્રિયોચિત યુદ્ધ-કર્મમાં પ્રવૃત્ત થઈ જો દૈવવશાત્ મૃત્યુ પણ પામે, તો તેમનું તે મૃત્યુ ઉત્તમ જ માનવું પડશે. જો તમે સર્વ કંઈ છોડીને શાન્તિ ધારણ કરવામાં જ ધર્મ માનો છો તો તે બતાવો કે યુદ્ધ કરવાથી રાજાઓના ધર્મનું બરાબર પાલન થાય છે કે યુદ્ધને છોડીને ભાગી જવામાં ? આ વિષયમાં હું તમારો મત સાંભળવા ઇચ્છું છું. પાંડવોને જે રાજ્યનો ભાગ ધર્મ અનુસાર પ્રાપ્ત થવો જોઈએ, તેને ધૃતરાષ્ટ્ર એકદમ હડપ કરી જવા ચાહે છે. તેમના પુત્ર સમસ્ત કૌરવો પણ તેમને સાથ આપી રહ્યા છે. કોઈ પણ પ્રાચીન રાજધર્મ તરફ દૃષ્ટિ કરતા નથી. લુંટારાઓ છુપા રહીને ધન ચોરી લઇ જાય અથવા બળપૂર્વક સામી છાતીએ ધાડ પાડે તે બન્નેયમાં તેઓ નિંદાના પાત્ર છે. સંજય ! તમે જ બતાવો કે દુર્યોધન અને તે ચોર-લુંટારાઓમાં શું ફેર છે ? દુર્યોધન તો ક્રોધને વશ થઈ રહેલો છે. તેણે જે છળથી રાજ્ય પડાવી લીધું છે તેમાં તે પોતાની લોભબુદ્ધિથી ધર્મ સમજે છે. પરન્તુ પાંડવોનું રાજ્ય તો વનવાસના સમય સુધી તેની પાસે થાપણ રૂપે રહેલું છે. તેને કૌરવો કેવી રીતે લઈ શકે ? દુર્યોધને જેઓને લડવા માટે એકત્રિત કર્યા છે તેઓ તેમની મૂર્ખતાને લીધે જ મોતના ફંદામાં આવીને ફસાયા છે. સંજય ! ભરી સભામાં કૌરવોએ જે વર્તાવ કર્યો હતો તે મહાન પાપકર્મ પર પણ નજર કરો. પાંડવોની પ્યારી પત્ની શીલવતી દ્રૌપદીને જ્યારે તે રજસ્વલા હતી ત્યારે સભામાં ખેંચી લાવવામાં આવી, પરન્તુ ભીષ્મ વગેરે મુખ્ય કૌરવોએ પણ તેના તરફ ઉપેક્ષા બતાવી. તે વખતે જો બાળકથી લઇને વૃદ્ધો સુધીના બધા જ કૌરવોએ દુઃશાસનને રોકી દીધો હોત તો ધર્મની રક્ષા થાત અને ધૃતરાષ્ટ્રના પુત્રોનું પણ હિત થાત. સભામાં કેટલા યે રાજાઓ વિદ્યમાન હતા, પરન્તુ દીનતાને વશ થઈ કોઇથી પણ તેનો વિરોધ થઇ શક્યો નહિ. કેવળ વિદુરજીએ જ પોતાનો ધર્મ સમજીને મૂર્ખ દુર્યોધનને તેમ કરવા ના પાડી હતી. સંજય ! ખરું કહું તો તમે ધર્મને સમજ્યા વિના જ આ સભામાં યુધિષ્ઠિરને ધર્મનો ઉપદેશ કરવા માંડયા છે. તે દિવસે દ્રૌપદીએ સભામાં જઈને કેટલું મહાન કાર્ય કર્યું; તેણે પોતાના પતિઓને સંકટમાંથી ( દાસપણાથી ) બચાવી લીધા. ત્યાં તેને કેટલું અપમાન-સહેવું પડ્યું ! સભામાં તે પોતાના સસરાઓ-આગળ ઊભેલી હતી તો પણ સૂતપુત્ર કર્ણે તેને કહ્યું કે 'યાજ્ઞસેની ! હવે તારે માટે બીજો કોઇ રસ્તો નથી, દાસી બનીને દુર્યોધનના મહેલમાં ચાલી જા. તારા પતિઓ તો દાવમાં હારી ગયા છે. હવે કોઈ બીજા પતિને વરી લે.' જ્યારે પાંડવો વનમાં જવા માટે કાળાં મૃગચર્મ ધારણ કરી રહ્યા હતા તે વખતે દુઃશાસને કડવાં વચનો સંભળાવ્યાં હતાં કે—આ બધા નપુંસકો હવે નષ્ટ થઈ ગયા, હંમેશને માટે નરકના ખાડામાં પડી ગયા.' સંજય ! હું ક્યાંસુધી કહું, જુગાર વખતે જેટલાં હલકાં વચનો કહેવામાં આવ્યાં હતાં તે બધાં તમે જાણો છો. તો પણ આ બગડેલા કાર્યને સુધારવા માટે હું પોતે હસ્તિનાપુર આવવા ચાહું છું. જો પાંડવોના હિતનો નાશ કર્યા વિના હું કૌરવો સાથે સન્ધિ કરાવવામાં સફળ થઇશ તો હું મારા આ કાર્યને બહુ જ શુભ અભ્યુદયકારક ગણીશ, અને કૌરવો પણ મૃત્યુના પંજામાંથી છૂટી જશે. પાંડવો તો ધૃતરાષ્ટ્રની સેવાને માટે પણ તૈયાર છે અને યુદ્ધને માટે તૈયાર છે. હવે રાજાને જે સારું લાગે તે સ્વીકારે. પાંડવો ન્યાયી રીતે વર્તનારા છે, તેઓ શક્તિશાળી યોદ્ધાઓ હોવા છતાં સન્ધિ કરવા માટે ઉત્સુક છે. તમે આ બધી વાતો ધૃતરાષ્ટ્રને સારી રીતે સમજાવજો.

---

## સંજયનો વિદાય અને યુધિષ્ઠિરનો સન્દેશ

સંજયે કહ્યું—પાંડુનન્દન ! આપનું કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું અને તે માટે આપની આજ્ઞા ચાહું છું. મેં મનના આવેગને લીધે વાણીથી આપને જે કંઈ કહી દીધું તેનાથી આપને કષ્ટ તો નથી થયું ?

યુધિષ્ઠિર બોલ્યા—જાઓ, તમારું કલ્યાણ થાઓ. તમે તો કદી અમને કષ્ટ થાય એવી વાતનો વિચાર પણ કરતા નથી. સમસ્ત કૌરવો તથા અમે જાણીએ છીએ કે તમે કોઇના પક્ષપાતી નથી અને તમારું હૃદય શુદ્ધ

છે. તમે વિશ્વાસને યોગ્ય છો, તમારી બુદ્ધિ કદી મોહવાળી થતી નથી, અને કડવાં વચન કહેવા છતાં પણ તમને કદી ક્રોધ થતો નથી. તમારી વાતો કલ્યાણકારક હોય છે. તમે શીલવાન અને સન્તોષી છો, તેથી મને બહુ પ્રિય લાગો છો. હે સંજય! તમે અમારા પ્રિય છો અને વિદુરની જેમ દૂત બનીને આવ્યા છો તથા અર્જુનના પણ પ્રિય સખા છો. ત્યાં જઈને તમે સ્વાધ્યાયશીલ બ્રાહ્મણો, સંન્યાસીઓ તથા વનવાસી તપસ્વીઓને અને વડીલ વૃદ્ધ લોકોને મારા પ્રણામ કહેજો અને સર્વને અમારા કુશળસમાચાર કહેજો. જેઓ પ્રજાનું પાલન કરતા રાજ્યમાં રહે છે તે ક્ષત્રિયોને અને જેઓ વ્યાપાર-ઉદ્યોગ કરીને પોતાની જીવિકા ચલાવી રહ્યા છે તે વૈશ્યોને પણ અમારા સમાચાર કહીને તેમની ખબર પૂછજો. આચાર્ય દ્રોણને પ્રણામ કહેજો, અશ્વત્થામાને કુશળ પૂછજો અને કૃપાચાર્યના મારા તરફથી ચરણસ્પર્શ કરજો. જેમનામાં શૌર્ય, ક્રૂરતાનો અભાવ, તપસ્યા, બુદ્ધિ, સદાચાર, શાસ્ત્રજ્ઞાન અને ધૈર્ય વગેરે ગુણો રહેલા છે તે ભીષ્મજીના ચરણોમાં મારું નામ લઈને પ્રણામ કહેજો. રાજા ધૃતરાષ્ટ્રને પ્રણામ કરીને અમારું કુશળ કહેજો અને દુર્યોધન, દુઃશાસન, કર્ણ વગેરેને કુશળ પૂછજો. દુર્યોધને અમારી સાથે યુદ્ધ કરવા માટે જે જુદાજુદા દેશોના રાજાઓને એકત્રિત કર્યા છે તેઓમાં ક્રૂરતાથી રહિત, સુશીલ અને સદાચારી હોય તે સર્વને પણ કુશળ પૂછજો.

પ્રિય સંજય! ગંભીર બુદ્ધિવાળા દીર્ઘદર્શી વિદુર અમારા પ્રેમી, ગુરુ, સ્વામી, પિતા, માતા, મિત્ર અને મન્ત્રી છે. તેમને પણ અમારા તરફથી કુશળ પૂછજો. કુરુકુળની જે વૃદ્ધ સ્ત્રીઓ અમારી વડીલ માતાઓ છે તે સર્વને મળીને અમારા પ્રણામ કહેજો, તથા ત્યાં જે અમારા ભાઈઓની સ્ત્રીઓ છે તે સર્વનું કુશળ પૂછજો. તે સુન્દર કીર્તિવાળી અને પ્રશંસનીય આચરણવાળી સ્ત્રીઓ સુરક્ષિત રહીને સાવધાનતાપૂર્વક ગૃહસ્થધર્મનું પાલન તો કરી રહી છે ને? તેમને તે પણ પૂછજો કે —'દેવીઓ! તમે તમારા શ્વશુરોની સાથે કલ્યાણમય તથા કોમળ વર્તાવ કરો છો ને? તમારા ઉપર તમારા પતિઓ જે રીતે પ્રસન્ન રહે તે પ્રકારે વ્યવહાર કરતી રહો છો ને?'

સેવકોને પૂછજો—'ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન પ્રાચીન સદાચારનું પાલન તો કરે છે ને? તમને દરેક પ્રકારની સગવડો તો આપે છે ને?' કાણાં-કુબડાં, લંગડાં-લૂલાં, દરિદ્ર તથા રોગિષ્ઠ મનુષ્યોને કે જેમનું દુર્યોધન પાલન કરે છે (તેમને) પણ કુશળ પૂછજો.

દુર્યોધનને કહેજો—'મેં કેટલાક બ્રાહ્મણોને આજીવિકા માટે વૃત્તિ બાંધી આપી હતી, પરંતુ ખેદની વાત છે કે તમારા અધિકારીઓ તેમની સાથે યોગ્ય વ્યવહાર નથી કરતા, હું તે બ્રાહ્મણોને પહેલાંની માફક વર્ષાસન મળતું રહે તે જોવા ઇચ્છું છું, આ પ્રમાણે રાજાને ત્યાં જેટલા અતિથિ અભ્યાગત આવ્યા હોય, દૂરદૂરના દેશોથી જેજે દૂતો આવ્યા હોય તે સર્વનું કુશળ પૂછજો અને મારું પણ તેમને જણાવજો. જો કે દુર્યોધને યોદ્ધાઓ એકઠા કર્યા છે તેમના જેવા પૃથ્વી ઉપર બીજા કોઈ નથી, તો પણ એક ધર્મ જ નાશ રહિત છે. મારી પાસે તો શત્રુનો નાશ કરવા માટે એક મહાબળવાન એવો ધર્મ જ છે. સંજય! દુર્યોધનને તમે આ વાત પણ કહી દેજો કે—'તમારા હૃદયમાં જે આ ઇચ્છા ખટકયા કરે છે કે હું એકલો જ કૌરવનું નિષ્કંટક રાજ્ય કરું, તો તે સફળ થવાનો કોઈ ઉપાય નથી. અમે લોકો એવા નથી કે ચુપચાપ બેસી રહીને તમારું પ્રિય કાર્ય થવા દઈએ. ભારતવીર! યા તો તમે ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય મને આપી દો યા તો યુદ્ધ કરો.'

સંજય! સજ્જન-દુર્જન, બાળક-વૃદ્ધ, નિર્બળ તથા બળવાન-સર્વ વિધાતાના વશમાં છે. મારું સૈન્યબળ જાણવાની ઇચ્છા કરતાં તમે સર્વને મારી સ્થિતિ બરાબર બતાવી દેજો. પછી રાજા ધૃતરાષ્ટ્રની પાસે જઈને તેમને પ્રણામ કરીને મારા તરફથી કુશળ પૂછજો અને કહેજો કે 'આપના જ પરાક્રમથી પાંડવો સુખપૂર્વક જીવન વીતાવી રહ્યા છે. જ્યારે તેઓ બાળક હતા ત્યારે આપની જ કૃપાથી તેમને રાજ્ય મળ્યું હતું. એક વખત પહેલાં તેમને રાજ્ય પર બેસાડીને હવે તેમને દુર્બળ જાણીને તેમની ઉપેક્ષા ન કરો.' સંજય! એ પણ બતાવજો કે, 'તાત! આ પૃથ્વી એક જ જણ માટે પૂરતી નથી, આપણે બધા મળીને સાથે રહી જીવન વ્યતીત કરીએ. આમ થવાથી જ આપ કદી શત્રુઓના વશમાં આવશો નહિ.

આ પ્રમાણે પિતામહ ભીષ્મને પણ મારું નામ દઈને શિર નમાવીને પ્રણામ કરજો, અને કહેજો કે—'પિતામહ! આ શાન્તનુનો વંશ એક વખત ડૂબી ચૂકયો હતો. આપે જ તેનો ફરીથી ઉદ્ધાર કર્યો છે. હવે આપ આપની બુદ્ધિથી વિચાર કરીને કોઈ એવો ઉપાય કરો

કે જેથી આપના બધા પુત્રો પરસ્પર પ્રેમપૂર્વક જીવન ધારણ કરી શકે. આ પ્રમાણે મન્ત્રી વિદુરજીને પણ કહેશો–' સૌમ્ય ! આપ યુદ્ધ ન થવાની જ સલાહ આપશો; કારણ કે આપ તો હંમેશાં યુધિષ્ઠિરનું હિત ચાહનારા છો.' આ પછી દુર્યોધનને પણ ખૂબ ઉપાયોથી સમજાવીને કહેશો–' તમે કૌરવોના નાશનું કારણ ન બનો. પાંડવો અત્યન્ત બળવાન હોવા છતાં પણ મોટામોટા ક્લેશ સહન કરી ચૂક્યા છે. તમારી અનુમતિથી દુઃશાસને દ્રૌપદીના કેશ પકડીને તેનો જે તિરસ્કાર કર્યો હતો તે અપરાધને પણ અમે ખ્યાલમાં રાખતા નથી. પરન્તુ હવે અમે અમારો યોગ્ય ભાગ લઇશું. તમે બીજાના ધન ઉપરથી તમારી લોભવાળી બુદ્ધિ દૂર કરો. આમ કરવાથી જ શાન્તિ થશે અને પરસ્પર પ્રેમભાવ પણ વધશે. અમે શાન્તિ ચાહીએ છીએ, તમે અમને રાજ્યનો એક જ ભાગ આપી દો. હે સુયોધન ! અવિસ્થલ, વૃકસ્થલ, માકન્દી, વારણાવત અને પાંચમું ગમે તે કોઈ એક ગામ આપી દો તો પણ આપણું યુદ્ધ બંધ થઈ શકશે. અમને પાંચ ભાઇઓને પાંચ જ ગામ આપી દો જેથી શાન્તિનો નાશ ન થાય.' સંજય ! હું શાન્તિ રાખવામાં પણ સમર્થ છું અને યુદ્ધ કરવામાં પણ સમર્થ છું. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનું પણ મને બરાબર જ્ઞાન છે. હું સમય અનુસાર કોમળ પણ થઇ શકું છું અને કઠોર પણ.

---

## સંજયની ધૃતરાષ્ટ્ર સાથે ભેટ

**વૈશમ્પાયન** કહે છે-રાજન્ ! ત્યારપછી રાજા યુધિષ્ઠિરની આજ્ઞા લઇને સંજય ત્યાંથી વિદાય થયો. હસ્તિનાપુર પહોંચીને તે શીઘ્ર અન્તઃપુરમાં ગયો અને પહેરાવાળાને બોલ્યો–' દ્વારપાળ ! તું રાજા ધૃતરાષ્ટ્રને મારા આવવાની ખબર આપ. મારે તેમને અત્યન્ત જરૂરી કામ માટે મળવાનું છે.' દ્વારપાળે જઈને કહ્યું–' રાજન્ ! પ્રણામ છે. સંજય આપને મળવા માટે દ્વાર પર આવ્યા છે. તેઓ પાંડવોની પાસેથી આવ્યા છે. કહો, તેમને માટે શું આજ્ઞા છે?'

ધૃતરાષ્ટ્રે કહ્યું–સંજયને સ્વાગતપૂર્વક અંદર લઈ આવો. મને મળવાની તેમને માટે કદી મનાઈ નથી, તો પણ તેઓ દરવાજા પર કેમ ઊભા છો ?

ત્યારપછી રાજાની આજ્ઞા મળતાં સંજયે તેમના મહેલમાં પ્રવેશ કર્યો અને સિંહાસન પર બેઠેલા રાજાની પાસે જઈ હાથ જોડી કહ્યું–' રાજન્ ! હું સંજય આપને પ્રણામ કરું છું. હું પાંડવોને મળીને અહિં આવ્યો છું. પાંડુનન્દન રાજા યુધિષ્ઠિરે બહુ પ્રસન્નતાપૂર્વક આપના પુત્રોના સમાચાર પૂછ્યા છે કે આપ આપના પુત્ર, જ્ઞાતિ, મિત્ર, મન્ત્રી તથા આશ્રિતો સહિત આનંદપૂર્વક છો ને ?

ધૃતરાષ્ટ્રે કહ્યું–પ્રિય સંજય ! ધર્મરાજ પોતાના મન્ત્રી, પુત્ર અને ભાઈઓ સહિત કુશળ તો છો ને ?

સંજય બોલ્યો–રાજન્ ! યુધિષ્ઠિર પોતાના મંત્રીઓ સહિત કુશળપૂર્વક છે. હવે તેઓ પોતાનો રાજ્યભાગ લેવા ચાહે છે. તેઓ વિશુદ્ધ ભાવથી ધર્મ અને અર્થનો ઉપયોગ કરનારા, મનસ્વી, વિદ્વાન અને સદાચારી છે, પરન્તુ તમે જરા તમારાં કર્મો તરફ તો નજર નાખો. ધર્મ અને અર્થથી યુક્ત જે શ્રેષ્ઠ પુરુષનો વ્યવહાર હોવો જોઇએ તેના કરતાં તમારો વર્તાવ બીલકુલ વિપરીત છે. આને લીધે આ લોકમાં તો તમારી ખૂબ નિંદા થઈ જ ચૂકી, પણ આ પાપ પરલોકમાં પણ તમને છોડશે નહિ. તમે તમારા પુત્રોના વશમાં થઈને પાંડવોને છોડીને જ બધું રાજ્ય તમારે આધીન કરી લેવા ચાહો છો. રાજન્ ! આથી તમારા દ્વારા પૃથ્વી ઉપર મહાન અધર્મ ફેલાશે. આ કર્મ તમારે યોગ્ય કદાપિ નથી. બુદ્ધિહીન, દુરાચારી, લાંબા વખત સુધી વૈર રાખનારા, પરાક્રમહીન અને અશિષ્ટ પુરુષો પર વિપત્તિઓ તૂટી પડે છે. જે સદાચારી, બળવાન, યશસ્વી, વિદ્વાન અને જિતેન્દ્રિય છે, તે પ્રારબ્ધ અનુસાર સમ્પત્તિને પ્રાપ્ત કરે છે.

તમારા આ મન્ત્રી લોકો હંમેશાં એકઠા થઇને બેઠક લગાવ્યા કરે છે અને તેમણે પાંડવોને રાજ્ય ન આપવાનો જે પ્રબળ નિશ્ચય કરી લીધો છે તે કૌરવોના નાશનું જ કારણ છે. જો આપના પાપને લીધે કૌરવોનો અકાળે વિનાશ થવાનો હશે તો તેનો બધો અપરાધ યુધિષ્ઠિર તમારા જ માથા ઉપર રાખીને તેનો વિનાશ કરવા તત્પર થશે. આને માટે સંસારમાં તમારી ખૂબ જ નિન્દા થશે. રાજન્ ! આ જગતમાં મનુષ્યને પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ, નિન્દા-પ્રસંશા પ્રાપ્ત થયા જ કરે છે. પરન્તુ નિન્દા તેની જ થાય છે, કે જે અપરાધ કરે છે. તથા પ્રસંસા તેની જ થાય છે કે જેનો વ્યવહાર બહુ ઉત્તમ હોય છે. ભરતવંશમાં વિરોધ ઉત્પન્ન કરવાને લીધે હું તમારી નિન્દા કરું છું. આ વિરોધને લીધે જરૂર

પ્રજાજનોનો સતાવનારા થશે. આખા જગતમાં આ રીતે પુત્રને આધીન થનાર તો મેં તમને જ દેખ્યા છે. તમે એવા લોકોને પાસે રાખ્યા છે કે જેઓ વિશ્વાસને યોગ્ય નથી; તથા વિશ્વાસપાત્રોને દણ્ડ દીધા છે. આ દુર્બળતાને લીધે હવે તમે કદી પૃથ્વીની રક્ષા કરવામાં સમર્થ નથી થઈ શકવાના. હું મુસાફરીમાં રથના ખૂબ વેગથી ધક્કા :આવવાને લીધે થાકી ગયો છું. જો આજ્ઞા આપો તો બિછાનામાં આરામ કરવા જાઉં. સવારમાં બધા કૌરવો જ્યારે સભામાં એકત્ર થશે તે વખતે અજાતશત્રુનાં વચન સંભળાવીશ.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સૂતપુત્ર ! હું આજ્ઞા દઉં છું કે તમે ઘેર જઈને શયન કરો. સવારમાં સભામાં જ, તમને યુધિષ્ઠિરે કહેલો સન્દેશ બધા કૌરવો સાંભળશે.

---

## વિદુરદ્વારા ધૃતરાષ્ટ્રને નીતિનો ઉપદેશ
### (વિદુરનીતિઃ અધ્યાય પહેલો)

**વૈશમ્પાયન** કહે છે—સંજયના ગયા પછી મહાબુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્રે દ્વારપાળને કહ્યું; 'હું વિદુરને મળવા ચાહું છું. તેમને હમણાં જ અહીં બોલાવો.' ધૃતરાષ્ટ્રે મોકલેલો તે દૂત વિદુર પાસે જઈને બોલ્યો; 'હે મહામતે ! અમારા સ્વામી મહારાજા ધૃતરાષ્ટ્ર આપને મળવા ચાહે છે.' દૂતે આ પ્રમાણે કહેતાં વિદુર ધૃતરાષ્ટ્રના મહેલે ગયા અને દ્વારપાલને કહ્યું કે 'ધૃતરાષ્ટ્રને મારા આવ્યાની સૂચના આપો.' દ્વારપાળે જઈને કહ્યું; 'મહારાજ ! આપની આજ્ઞાથી વિદુર અહીં આવી પહોંચ્યા છે. તેઓ આપના ચરણોનાં દર્શન ચાહે છે. મને આજ્ઞા આપો કે મારે તેમને શું કહેવું ?' ધૃતરાષ્ટ્રે કહ્યું–'મહાબુદ્ધિમાન્ દૂરદર્શી વિદુરને અહીં લઈ આવો. વિદુરને મળવા માટે તો હું હમેશાં આતુર છું.' દ્વારપાલ વિદુરની પાસે આવી બોલ્યો; 'વિદુરજી ! આપ બુદ્ધિમાન્ મહારાજ ધૃતરાષ્ટ્રના અન્તઃપુરમાં પ્રવેશ કરો. મહારાજે મને કહ્યું છે કે, મને વિદુરને મળવામાં કદી પણ અડચણ નથી.' ૧–૬

**વૈશમ્પાયન** કહે છે—ત્યારપછી વિદુર ધૃતરાષ્ટ્રના મહેલમાં જઈને વિચારમગ્ન બનેલા રાજાને હાથ જોડીને બોલ્યા—'મહારાજ ! હું વિદુર આપની આજ્ઞાથી અહીં આવ્યો છું. મારા માટે જો કોઈ કામ હોય તો આજ્ઞા કરો.' ૭–૮.

ધૃતરાષ્ટ્રે કહ્યું—વિદુર ! સંજય પાંડવોની પાસે જઈને આવ્યો હતો, તે મને સારુંખોટું સંભળાવીને ચાલ્યો ગયો છે. કાલ સભામાં તે અજાતશત્રુ યુધિષ્ઠિરનાં વચન કહેશે. આજ હું તે કુરુવીર યુધિષ્ઠિરની વાતને જાણી ન શક્યો તેથી મારાં અંગો બળી રહ્યાં છે. અને તેથી જ હું હજુસુધી જાગતો પડી રહ્યો છું. હે મિત્ર ! હું ચિન્તાથી બળતો હોવાથી હજુ સુધી મને ઊંઘ આવી નથી. માટે મારે માટે તમને જે કલ્યાણકારી વાત જણાય તે કહો. કારણ કે તમે ધર્મ અને અર્થના જ્ઞાનમાં નિપુણ છો. જ્યારથી સંજય પાંડવો પાસેથી પાછો ફરી, અહીં આવ્યો છે ત્યારથી મારા મનની શાન્તિ ચાલી ગઈ છે. બધી ઇન્દ્રિયો જડ થઈ ગઈ છે. કાલે તે શું કહેશે તે જ વાતની અત્યારે મને બહુ ભારે ચિન્તા થઈ રહી છે. ૯–૧૨.

**વિદુર બોલ્યા**—જેનો બળવાનની સાથે વિરોધ થઈ ગયો હોય એવા સાધનહીન દુર્બળ મનુષ્યને, જેનું સર્વસ્વ હરાઈ ગયું હોય તેને, કામીને તથા ચોરને ઉજાગરાનો રોગ લાગી જાય છે. નરેન્દ્ર ! શું આપને આ મહાન્ દોષોમાંનો કોઈ લાગી તો નથી ગયો ? કે પરાયા ધનના લોભથી તો આપને કષ્ટ નથી થઈ રહ્યું ? ૧૩–૧૪

**ધૃતરાષ્ટ્રે કહ્યું**—તમારાં ધર્મયુક્ત તથા કલ્યાણ કરનારાં સુંદર વચનો હું સાંભળવા ચાહું છું. કારણ કે રાજર્ષિઓના આ વંશમાં એક તમે જ વિદ્વાનોના માનનીય-ધર્મજ્ઞ છો. ૧૫

**વિદુર બોલ્યા**—મહારાજ ધૃતરાષ્ટ્ર ! જે શ્રેષ્ઠ લક્ષણોથી સમ્પન્ન રાજા યુધિષ્ઠિર ત્રણે લોકના સ્વામી થઈ શકે છે તે જ યુધિષ્ઠિર આપના આજ્ઞાકારી હતા, છતાં પણ આપે તેમને વનમાં મોકલી દીધા. આપ ધર્માત્મા અને ધર્મના જાણનાર હોવા છતાં પણ આંખોથી આંધળા હોવાને લીધે તેમને ઓળખી (સમજી) શક્યા નહિ. અને તેથી જ તેમનાથી વિપરીત થઈ બેઠા અને તેમને રાજ્યનો ભાગ આપવામાં પણ આપની સમ્મતિ થઈ નહિ. યુધિષ્ઠિરમાં ક્રૂરતાનો અભાવ, દયા, ધર્મ, સત્ય તથા પરાક્રમ છે, તેઓ આપનામાં પૂજ્યબુદ્ધિ રાખે છે. આ સદ્‌ગુણોને લીધે તેઓ સમજી-વિચારીને ખામોશીથી ઘણ-



આપ અનેક કલેશ સહી રહ્યા છે. આપ દુર્યોધન, શકુનિ, કર્ણ તથા દુઃશાસન જેવા અયોગ્ય માણસો ઉપર રાજ્ય-ભાર મૂકીને કેવી રીતે ઐશ્વર્યની વૃદ્ધિ ચાહી રહ્યા છો? પોતાની વાસ્તવિક સ્થિતિનું જ્ઞાન, ઉદ્યોગ, દુઃખ સહન કરવાની શક્તિ અને ધર્મમાં સ્થિરતા—આ ગુણોથી જે મનુષ્ય પોતાના કલ્યાણકારી માર્ગથી ભ્રષ્ટ નથી થતો તે જ પણ્ડિત કહેવાય છે. જે સત્કર્મોનું સેવન કરે છે અને ખરાબ કામોથી દૂર રહે છે તેમજ જે આસ્તિક અને શ્રદ્ધાળુ છે, તે તેના આવા ગુણોને લીધે પણ્ડિત કહેવાય છે. ક્રોધ, હર્ષ, ગર્વ, લજ્જા, ઉદ્દણ્ડતા તથા પોતાને જ પૂજ્ય સમજવો—આ ભાવોથી જે પુરુષ અવળે રસ્તે નથી દોરાતો તે જ પણ્ડિત કહેવાય છે. જેનું કર્તવ્ય, યોજના અને વિચારો બીજા લોકો પહેલેથી જાણી નથી લેતા, કામ પૂરું થયે જ તેમના જાણવામાં આવે છે તે જ પણ્ડિત-છે. ઠંડી, ગરમી, ભય, પ્રીતિ, સમ્પત્તિ અથવા દરિદ્રતા—આ જેના કાર્યમાં વિઘ્ન કરી શકતાં નથી તેને જ પણ્ડિત કહેવો જોઈએ. જેની વ્યવહારુ બુદ્ધિ સંપત્તિને ધર્મપૂર્વક પ્રાપ્ત કરવામાં જ રહેતી હોય, જે એશ-આરામને છોડીને હંમેશાં પુરુષાર્થને જ પસંદ કરે છે તે જ પણ્ડિત છે. વિવેકપૂર્ણ બુદ્ધિવાળા મનુષ્યો શક્તિ વિચારીને જ કામ કરવાની ઇચ્છા રાખે છે, અને કામ કરે પણ છે, તથા કોઈ વસ્તુને તુચ્છ સમજીને તેનો તિરસ્કાર નથી કરતા, કોઈ પણ વાતને ખૂબ વાર સુધી સાંભળે છે પણ તુરત જ સમજી લે છે. સમજીને લોભથી નહિ, કામનાથી નહિ, પણ ધર્મબુદ્ધિથી પુરુષાર્થમાં પ્રવૃત્ત થાય છે. કોઈ પણ બાબતની વ્યર્થ વાતો કરતા નથી. આ પણ્ડિતનાં મુખ્ય લક્ષણ છે. પણ્ડિતોના જેવી બુદ્ધિ રાખનારા મનુષ્યો કોઈ અસાધ્ય વસ્તુની કામના કરતા નથી, ગુમાવેલી વસ્તુનો શોક કરતા નથી અને વિપત્તિમાં પડીને ગભરાતા નથી. જે પહેલાં પૂરો વિચાર કરીને કાર્યનો આરંભ કરે છે, કાર્યની અધવચ્ચે અટકી પડતો નથી, કાર્યનો આરંભ કર્યા પછી સમયને વ્યર્થ વીતાવતો નથી અને ચિત્તને વશમાં રાખે છે તે જ પણ્ડિત કહેવાય છે. હે ભરતકુલભૂષણ! પણ્ડિત મનુષ્યો શ્રેષ્ઠ કર્મોમાં રુચિ રાખે છે, ઉન્નતિનાં કાર્ય કરે છે તથા હિતનું કાર્ય કરનારાઓના દોષ નથી કાઢતા. જે પોતાને માન-આદર મળતાં હર્ષથી ફુલાઈ નથી જતો, અનાદર-અપમાન થતાં બળતો નથી, તથા ગંગાના ઊંડા ધરાની માફક તેના ચિત્તમાં ક્ષોભ નથી થતો, તે પણ્ડિત કહેવાય છે. જે બધા પદાર્થોના ગુણ-દોષોનું જ્ઞાન ધરાવે છે, બધાં કાર્યો કરવાની પદ્ધતિ જાણે છે તથા જે દરેક પ્રશ્નોનો સૌથી સચોટ ઉપાય બતાવી શકે છે તે પણ્ડિત કહેવાય છે. જેની વાણી કદી ગુંચવાતી નથી, જે વિચિત્ર રીતે વાતચીત કરી શકે છે, જે તર્કમાં નિપુણ અને પ્રતિભાશાળી છે તથા જે વાતના તાત્પર્યને શીઘ્ર બતાવી શકે છે તે પણ્ડિત કહેવાય છે. જેની વિદ્યા બુદ્ધિ-પૂર્વકની છે, જે શિષ્ટ પુરુષોની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, તે જ પણ્ડિતની પદવી મેળવી શકે છે.

વિના વિદ્વત્તાએ જ ગર્વ કરનારાને, દરિદ્ર હોવા છતાં પણ મોટામોટા મનસૂબા બાંધનારને અને કામ કર્યા વગર જ ધન મેળવવાની ઇચ્છા કરનારને પણ્ડિત લોકો મૂર્ખ કહે છે. જે પોતાના કર્તવ્યમાં તકલીફ લાગવાથી કે લોભથી બીજાનું કર્તવ્ય કરવા જાય છે, તથા મિત્રની સાથે કપટભર્યું અસદ્ આચરણ કરે છે તે મૂર્ખ કહેવાય છે. જે પોતાને ન ચાહનારાઓને ચાહે છે અને પ્રેમ રાખનારાઓની ઉપેક્ષા કરે છે. તથા જે પોતાનાથી બળવાનોની સાથે વૈર બાંધે છે, તે મૂઢ વિચારનો મનુષ્ય છે. જે શત્રુને મિત્ર બનાવે છે અને મિત્રની સાથે દ્વેષ કરીને તેને કષ્ટ પહોંચાડે છે, તથા હંમેશાં બૂરાં કર્મોમાં જ લાગ્યો રહે છે તે 'મૂઢ ચિત્તવાળો' કહેવાય છે. ભરતશ્રેષ્ઠ! જે પોતાનાં કામોનો વ્યર્થ ફેલાવો કરે છે, સર્વત્ર સંદેહ કરે છે, તથા જલદી થઈ જાય; એવા કામમાં પણ વાર લગાડે છે. જે પિતૃઓનું શ્રાદ્ધ અને દેવતાઓનું પૂજન કરતો નથી, જેને કોઈ અન્તઃકરણનો

મિત્ર નથી, તે મનુષ્ય મૂઢ હૃદયનો કહેવાય છે. આવો મનુષ્ય વિના બોલાવ્યે અંદર ચાલ્યો આવે છે, વિના પૂછ્યે જ વધારે પડતું બોલે છે, તથા અયોગ્ય મનુષ્યો પર પણ વિશ્વાસ રાખે છે. પોતાનો વ્યવહાર દોષયુક્ત હોય તો પણ જે બીજાઓ ઉપર તેનો દોષ ઢોળીને આક્ષેપ કરે છે તથા અસમર્થ હોવા છતાં પણ વ્યર્થ ક્રોધ કરે છે તે મનુષ્ય મહામૂર્ખ છે. જે પોતાના બળને ન સમજીને ધર્મથી વિરુદ્ધ, વસ્તુને મેળવવાની ઇચ્છા કરે છે, તે પુરુષ આ સંસારમાં મૂઢબુદ્ધિવાળો ગણાય છે. રાજન્! જે અધિકારી ન હોય તેવાને ઉપદેશ કરે છે, જે શૂન્યની ઉપાસના કરે છે—નાસ્તિક છે, તથા જે કંજુસનો આશ્રય લે છે તેને લોકો મૂઢ કહે છે. જે ખૂબ ધન, વિદ્યા તથા ઐશ્વર્ય મેળવીને પણ ગર્વ કરતો નથી તે પંડિત કહેવાય છે.

જે પોતાને જેમનું ભરણ-પોષણ કરવાનું હોય તેવાં માણસોને વહેંચ્યા વિના એકલો જ ઉત્તમ ભોજન ખાય છે અને સારાં વસ્ત્રો પહેરે છે, તેનાથી વધારે ક્રૂર બીજો કોણ હોઈ શકે! જે મનુષ્ય એકલો પાપ કરીને ધન મેળવે છે અને તેનાથી બીજા મોજ ઉડાવે છે, તેમાં મોજ ઉડાવનારાં તો છૂટી જાય છે પણ પાપનો કરનાર જ દોષનો ભાગી બને છે. ધનુષધારી વીર છોડેલું બાણ તો કોઈ એક જ મનુષ્યને મારે છે અથવા નથી મારતું, પરંતુ બુદ્ધિમાન મનુષ્યે ચલાવેલી બુદ્ધિ તો રાજા સહિત આખા રાષ્ટ્રનો વિનાશ કરી દે છે. કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય એ બે વસ્તુનો નિશ્ચય એક જ બુદ્ધિ કરી શકે છે. સામ, દાન, દંડ અને ભેદ—આ ચાર ઉપાયથી શત્રુ, મિત્ર અને ઉદાસીન—આ ત્રણેને વશ કરી શકાય છે. પાંચ ઇંદ્રિયોને જીતનાર માણસ સન્ધિ, વિગ્રહ વગેરેનો નિર્ણય બરાબર સાધી શકે છે, તથા સ્ત્રી, જુગાર, મૃગયા, મદ્ય, કઠોર વચન, અતિ દંડ કરવો તથા અન્યાયથી ધન મેળવવું—આ સાતને છોડવાથી મનુષ્ય સુખી થઈ શકે છે. ઝેર તેને પીનાર એકનો જ નાશ કરે છે, અસ્ત્રથી એકનો જ વધ થાય છે પરંતુ ગુપ્ત વિચાર ફૂટી જતાં તે એની સાથે રાજા અને પ્રજાનો નાશ કરી દે છે. સ્વાદિષ્ટ ભોજન એકલાએ જ ન કરવું, કોઈ બાબતનો નિશ્ચય એકલાએ જ ન કરી દેવો, નિર્જન રસ્તામાં એકલાએ ન જવું અને બધાં સૂતાં હોય ત્યાં એકલાએ જાગતા ન રહેવું. ૧૧-૫૧

રાજન્! જેમ સમુદ્રને પાર કરવા માટે નાવ જ એકમાત્ર સાધન છે, તે પ્રમાણે સ્વર્ગને માટે સત્ય એ જ એકમાત્ર રસ્તો છે. પરન્તુ આપ સમજતા નથી. ક્ષમાશીલ પુરુષ ઉપર એક જ દોષ આરોપાય છે, તેના ઉપર બીજા દોષો આવતા નથી. તે દોષ એ કે તેને લોકો અસમર્થ સમજી લે છે, પરંતુ ક્ષમાશીલ મનુષ્યે તેને પોતાનો દોષ ન ગણવો જોઈએ. કારણ કે ક્ષમા એ એક મહાન બળ છે. જે અસમર્થ મનુષ્ય હોય છે તેને પણ ક્ષમાથી ગુણ-ફાયદો થાય છે અને જે સામર્થ્યવાન્ હોય છે તેને તો ક્ષમા તેની શોભારૂપ બની રહે છે. આ જગતમાં ક્ષમા એ સર્વને વશ કરવાનું સાધન છે, ભલા, ક્ષમાથી શું નથી સિદ્ધ થઈ શકતું! જેની પાસે ક્ષમા (શાંતિ) રૂપી તલવાર છે તેને દુર્જનો શું કરી શકવાના હતા? તણખલાં વગરની જગામાં પડેલો અગ્નિ આપોઆપ જ શાન્ત થઈ જાય છે. ક્ષમાહીન મનુષ્ય પોતાને અને બીજાઓને પણ ગુનેગાર બનાવી મૂકે છે. કેવળ ક્ષમાધર્મ જ પરમ કલ્યાણકારક અને શાન્તિનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે. તેવી જ રીતે એક વિદ્યા જ પરમ સંતોષ આપનાર વસ્તુ છે અને એક અહિંસા જ સાચું સુખ આપનારી છે.

દરમાં રહેનાર ઉંદર વગેરે જીવોને જેમ સાપ ખાઈ જાય છે તેમ આ પૃથ્વી શત્રુ સાથે વિરોધ ન કરનાર રાજાને તથા ઘેર બેસી રહેનાર બ્રાહ્મણને ખાઈ જાય છે. જરા પણ કઠોર ન બોલનાર તથા દુષ્ટ પુરુષોનો આદર ન કરનાર મનુષ્ય આ લોકમાં વિશેષ શોભા પામે છે. બીજી સ્ત્રીઓએ પસંદ કરેલા પુરુષને ચાહનારી સ્ત્રીઓ, અને બીજા મનુષ્યોએ સત્કારેલા મનુષ્યનો આદર કરનારાઓ બીજાઓના વિશ્વાસે ચાલનારા હોય છે. નિર્ધન હોવા છતાં કિંમતી વસ્તુની ઇચ્છા કરવી અને નિર્બળ હોવા છતાં ક્રોધ કરવો આ—બન્નેય પોતાના શરીરને સૂકવી નાખનાર કાંટા સમાન છે. જે ગૃહસ્થ હોવા છતાં નિરુદ્યમી છે અને જે સંન્યાસી હોવા છતાં પ્રપંચનાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે—આ બન્નેય પોતાનાં વિપરીત કર્મોને લીધે શોભતા નથી. રાજન્! આ બે પ્રકારના મનુષ્યો સ્વર્ગ કરતાં પણ ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરે છે—એક તો શક્તિશાળી હોવા છતાં જે ક્ષમા કરે છે અને બીજો જે નિર્ધન હોવા છતાં દાન આપે છે. ન્યાયપૂર્વક મેળવેલા ધનનો દુરુપયોગ બે રીતે થઈ શકે છે—અપાત્રને આપવું અને સત્પાત્રને ન આપવું. જે મનુષ્ય ધનવાન હોવા છતાં દાન નથી દેતો અને જે નિર્ધન હોવા છતાં કષ્ટ સહન નથી કરી શકતો—આ બે પ્રકારના મનુષ્યોને

ગળામાં પથ્થરો બાંધીને પાણીમાં ડૂબાડી દેવા જોઈએ. હે પુરુષશ્રેષ્ઠ! આ બે પ્રકારના મનુષ્યો સૂર્યમણ્ડળની પણ પાર ઊર્ધ્વ ગતિને પ્રાપ્ત કરે છેઃ—યોગયુક્ત સંન્યાસી અને રણસંગ્રામમાં પીઠ બતાવ્યા વિના યુદ્ધ કરતાં હણાયેલો યોદ્ધો. હે ભરતશ્રેષ્ઠ! મનુષ્યોના કાર્યને સિદ્ધ કરનારો કયો ઉપાય ઉત્તમ છે, કયો મધ્યમ છે અને કયો અધમ છે તે વેદવેત્તા સ્થિરબુદ્ધિવાળા મનુષ્યો જાણે છે. રાજન્! માણસો પણ ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના હોય છે. તેમાં ઉત્તમ માણસોને જ ઉત્તમ કાર્યમાં લગાડવા જોઈએ, મધ્યમ કાર્યમાં મધ્યમ માણસોને જ લગાડવા જોઈએ અને અધમ કામમાં અધમ માણસોને જ મૂકવા જોઈએ. રાજન્! સ્ત્રી, પુત્ર અને દાસ આ ત્રણ જ મનુષ્યના ધનનાં અધિકારી ગણાય છે. કારણ કે તેઓ જે કંઈ મેળવે છે તે બધું તેઓ જેના આધીન રહેતાં હોય છે તેનું થઈ જાય છે. આ ત્રણ કામ મનુષ્યોના નાશ કરનારાં બને છેઃ—બીજાના ધનનું હરણ, બીજાની સ્ત્રીનો સંસર્ગ તથા સાચા મિત્રનો ત્યાગ. તેમજ આત્માનો નાશ કરનારા આ ત્રણ નરકના દરવાજા છેઃ— કામ, ક્રોધ અને લોભ. માટે મનુષ્યે આ ત્રણેને તજવા જોઈએ. રાજન્! વરદાન મેળવવું, રાજ્ય પ્રાપ્ત થવું અને પુત્રનો જન્મ થવો આ ત્રણેના બરાબર, શત્રુના હાથમાંથી છૂટી જવું એ એક છે. ભકત, સેવક તથા 'તમારો જ છું' આ પ્રમાણે કહીને શરણે આવેલાને સંકટ વખતે પણ ન છોડવા જોઈએ. ઓછી બુદ્ધિવાળા, દીર્ઘસૂત્રી, ઉતાવળીઆ તેમજ ખુશામત કરનારાઓ જોડે ગુપ્ત વિચાર ન કરવા જોઈએ. રાજાએ તો આવા ચારે ય પ્રકારના મનુષ્યોનો ત્યાગ જ કરી દેવો જોઈએ. હે તાત! ગૃહસ્થધર્મમાં રહેનાર વૈભવશાળી કુટુમ્બીએ પોતાના ઘરમાં આ ચાર પ્રકારના મનુષ્યોને રાખવા જોઈએઃ—પોતાના કુટુમ્બનો વૃદ્ધ વડીલ, સંકટમાં પડી ગએલો ઉચ્ચ કુળનો મનુષ્ય, ધનહીન મિત્ર અને સંતાનહીન (વિધવા) બહેન. મહારાજ! ઇન્દ્રે બૃહસ્પતિને પૂછ્યું ત્યારે તેમણે જે ચાર વસ્તુઓને તત્કાળ સિદ્ધ થનારી બતાવી તે સાંભળોઃ— દેવતાઓનો સંકલ્પ, બુદ્ધિમાનોનો પ્રભાવ, વિદ્વાનોની નમ્રતા અને પાપીઓનો વિનાશ. આ ચાર કર્મો ભય દૂર કરનારાં છે પરંતુ જો તેમને બરાબર રીતે ન કરવામાં આવે તો ઊલટાં ભય આપનાર બને છેઃ—આદરપૂર્વક અગ્નિહોત્ર, આદરપૂર્વક મૌનનું પાલન, આદરપૂર્વક સ્વાધ્યાય, આદરપૂર્વક યજ્ઞનું અનુષ્ઠાન. હે ભરતશ્રેષ્ઠ! પિતા, માતા, અગ્નિ, આત્મા અને ગુરુ—આ પાંચ અગ્નિ સમાન છે, તેમની બહુ યત્નપૂર્વક સેવા કરવી જોઈએ. દેવતાઓ, પિતૃઓ, મનુષ્યો, સંન્યાસીઓ અને અતિથિઓ—આ પાંચેની પૂજા-સત્કાર કરનાર મનુષ્ય શુદ્ધ યશ પ્રાપ્ત કરે છે. રાજન્! આપ જ્યાંજ્યાં જશો ત્યાં–શત્રુ, મિત્ર, મધ્યસ્થ, આશ્રય આપનાર અને આશ્રય લેનાર—આ પાંચ પ્રકારનાં મનુષ્યો આપને મળ્યા વગર રહેશે નહિં. પાંચ જ્ઞાનેન્દ્રિયવાળા મનુષ્યની જો એક પણ ઇન્દ્રિય કાબુમાં ન રહે તો જેમ પખાલના છિદ્રમાંથી પાણી બહાર નીકળી જાય છે તેમ તેની બુદ્ધિનો નાશ થઈ જાય છે. ૫૨–૮૨

ઉન્નતિ ચાહનાર પુરુષે નિદ્રા, તન્દ્રા, ડર, ક્રોધ, આળસ તથા દીર્ઘસૂત્રતા (જલદી થઈ જાય એવા કામમાં બહુ વાર લગાડવાની આદત) આ ૭ દુર્ગુણોનો ત્યાગ કરવો જોઈએ. ઉપદેશ ન દેનાર આચાર્ય, મન્ત્ર બોલ્યા વગર હોમ કરનાર હોતા, રક્ષા કરવામાં અસમર્થ રાજા, કડવાં વચન બોલનારી સ્ત્રી, ગામમાં રહેવાની ઇચ્છાવાળો ગોવાળ તથા વનમાં રહેવાની ઇચ્છાવાળો હજામ–આ છનો માણસોએ એવી રીતે ત્યાગ કરવો જોઈએ કે જેમ સમુદ્રની મુસાફરી કરવા ઇચ્છનાર તૂટેલી નાવને છોડી દે છે. મનુષ્યે કદી પણ સત્ય, દાન, કર્મણ્યતા, અનસૂયા–અદેખાઈ ન કરવી તે, ક્ષમા તથા ધૈર્ય–આ ૭ ગુણોનો ત્યાગ ન કરવો જોઈએ. ધનની આવક, હંમેશાં તન્દુરસ્તી, અનુકૂળ તથા પ્રિય બોલનાર સ્ત્રી, આજ્ઞા માનનાર પુત્ર તથા ધન પ્રાપ્ત કરાવનાર વિદ્યાનું જ્ઞાન–આ ૭ વસ્તુઓ મનુષ્યોને આ લોકમાં સુખ આપનારી છે. મનમાં નિત્ય રહેનારા આ ૭ શત્રુ- કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર–ને જે જિતેંદ્રિય પુરુષ વશ કરી લે છે તે પાપોથી લિપ્ત થતો નથી, અને તેથી પાપોથી ઉત્પન્ન થનારા અનર્થો તો તેને પ્રાપ્ત જ શી રીતે થાય! ચોર અસાવધાન મનુષ્યો દ્વારા પોતાની જીવિકા ચલાવે છે, વૈદ્ય રોગી દ્વારા, વ્યભિચારિણી સ્ત્રીઓ કામી પુરુષોદ્વારા, પુરોહિત યજમાનોદ્વારા, રાજા ઝઘડા કરનારાઓ દ્વારા, તથા વિદ્વાન પુરુષો મૂર્ખાઓ ઉપર પોતાની આજીવિકા ચલાવે છે. આ ૭ ચીજો ઉપર થોડીવાર પણ ધ્યાન ન આપીએ તો તેઓ નષ્ટ થઈ જાય છે–ગાય, સેવા, ખેતી, સ્ત્રી, વિદ્યા અને દુર્જનોની સોબત કરનાર. ઘણેભાગે આ ૭ વસ્તુઓનો, તેમનો ઉપયોગ કરનારાઓ અનાદર કરે છેઃ

વિદ્યા ભણી લીધા પછી શિષ્ય આચાર્યનો, વિવાહ થઈ ગયા પછી છોકરાઓ માતાનો, કામવાસનાની શાંતિ થઈ ગયા પછી પુરુષ સ્ત્રીનો, કામ પૂરું થયા પછી તેમાં સહાય કરનારનો, નદી પાર કર્યા પછી નાવનો તથા રોગ મટયા પછી વૈદ્યનો–લોકો તિરસ્કાર કરે છે. નીરોગી હોવું, દેવું ન હોવું–પરદેશમાં ન હોવું, સારા પુરુષો સાથે મેળ હોવો, પોતાના ધંધાથી જીવિકા ચલાવવી અને નિર્ભય થઈને રહેવું. આ ૭ મનુષ્યલોકનાં સુખ છે. ઈર્ષ્યા કરનાર, ઘૃણા કરનાર, અસંતોષી, ક્રોધી અને સદા વહેમી –આ ૭ પ્રકારના મનુષ્યો હમેશાં દુઃખી રહે છે. સ્ત્રીઓમાં આસક્તિ, જુગાર, શિકાર, મદ્યપાન, કઠોર વાણી, અતિશય દણ્ડ દેવો અને ધનનો દુરુપયોગ કરવો–આ ૭ દોષ રાજાઓએ હમેશાં ત્યજવા જોઈએ, કારણ કે તેથી સામર્થ્યવાન રાજા પણ નષ્ટ થઈ જાય છે.

જે માણસનો વિનાશ થવાનો હોય તેનામાં પ્રથમ આ આઠ લક્ષણો ઉત્પન્ન થાય છેઃ–પહેલાં તો તે સત્પુરુષોનો દ્વેષ કરે છે પછી તેમનો વિરોધી બને છે, બ્રાહ્મણોનું ધન હડપ કરી લે છે, તેમને મારવા ઇચ્છે છે, બ્રાહ્મણોની નિંદામાં આનંદ માને છે, તેમની પ્રશંસા સાંભળી શકતો નથી, ઉત્સવોમાં તેમને બોલાવતો નથી તથા તેઓ જો કંઈ પણ માગે તો તેમના દોષ કાઢવા લાગી જાય છે. આ બધા દોષોને બુદ્ધિમાન મનુષ્ય સમજીને છોડે. ભારત! મિત્રો સાથે સમાગમ, અધિક ધનની પ્રાપ્તિ, પુત્રનું આલિંગન, મૈથુનમાં પ્રવૃત્તિ, પ્રિય વચનો કહેવાં, પોતાના વર્ગમાં ઉન્નતિ, અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ અને જનસમાજમાં સંમાન–આ આઠ વાનાં મનુષ્યને હર્ષ આપનારાં અને તેના લૌકિક સુખનાં સાધન હોય છે. બુદ્ધિ, કુલીનતા, ઇન્દ્રિયનિગ્રહ, શાસ્ત્રજ્ઞાન, પરાક્રમ, વધુ પડતું ન બોલવું, શક્તિ અનુસાર દાન અને કૃતજ્ઞતા–આ આઠ ગુણોથી પુરુષની ખ્યાતિ વધે છે. જે વિદ્વાન પુરુષ (આંખ, કાન વગેરે) નવ દરવાજાવાળા, ત્રણ (વાત, પિત્ત, કફ) થાંભલાવાળા, પાંચ (જ્ઞાનેંદ્રિયોરૂપ) સાક્ષીવાળા, આત્માને રહેવાના શરીરરૂપી આ ઘરને જાણે છે તે બહુ મોટો વિદ્વાન છે. ૯૮–૧૦૫

મહારાજ ધૃતરાષ્ટ્ર! આ દશ પ્રકારના લોકો ધર્મને જાણતા નથીઃ—નશામાં ચકચૂર, અસાવધાન, પાગલ, થાકેલો, ક્રોધી, ભૂખ્યો, ઉતાવળીઓ, લોભી, ભયભીત અને કામી, વિદ્વાન પુરુષોએ કોઈ વિષયમાં આસક્તિ ન વધારવી. આ બાબતનો અસુરોના રાજા પ્રહ્લાદે પોતાના પુત્રને અને સુધન્વાને ઉપદેશ કર્યો હતો. આ પ્રાચીન ઇતિહાસનું નીતિ જાણનારા લોકો ઉદાહરણ આપે છે. જે રાજા કામ અને ક્રોધનો ત્યાગ કરે છે, સુપાત્રને ધન આપે છે, દરેક વાતનું પોતાની વિશિષ્ટ રીતે જ્ઞાન ધરાવે છે, શાસ્ત્રોનો જ્ઞાતા અને કર્તવ્યનું સારી રીતે પાલન કરનાર છે તેને બધા લોકો પ્રમાણભૂત ગણે છે. જે રાજા વિશ્વાસ ઉત્પન્ન કરાવી શકે છે, જેનો ગુન્હો સાબીત થયો હોય તેને જ દંડ આપે છે, તથા જે દંડ આપવાના વત્તા–ઓછા પ્રમાણને જાણે છે અને યોગ્ય પ્રમાણમાં ક્ષમાનો પણ ઉપયોગ કરે છે તે રાજાની સેવામાં સંપૂર્ણ સંપત્તિ ચાલી આવે છે. જે કોઈ દુર્બળનું અપમાન કરતો નથી, સદા સાવધાન રહીને શત્રુની સાથે બુદ્ધિપૂર્વકનો વ્યવહાર કરે છે, બળવાનોની સાથે યુદ્ધ કરતો નથી પણ સમય આવતાં પરાક્રમ બતાવે છે તે જ ધીર છે, જે મહાપુરુષ આપત્તિ આવી પડતાં કદી દુઃખી નથી થતો પણ સાવધાનીથી ઉદ્યોગનો આશ્રય લે છે તથા સમય આવતાં દુઃખને સહન પણ કરી લે છે તેના શત્રુઓને પરાજિત થએલા જ સમજો. જે નિરર્થક વિદેશવાસ, પાપીઓનો સંગ, પરસ્ત્રીગમન, પાખંડ, ચોરી, ચાડી તથા મદિરાપાન કરતો નથી તે સુખી થાય છે. જે ક્રોધ અને ઉતાવળપૂર્વક ધર્મ, અર્થ અને કામનાં કાર્યોનો આરંભ કરતો નથી, પૂછવાથી સાચી વસ્તુ જ બતાવે છે, મિત્રની સાથે ઝઘડો કરવા ઇચ્છતો નથી, માન ન મળતાં ક્રોધ કરતો નથી, વિવેકથી ભ્રષ્ટ થતો નથી, બીજાઓના દોષ જોતો નથી, સર્વ પર દયા કરે છે, દુર્બળ હોય તો કોઈની વચ્ચે પડતો નથી, વધારે પડતું બોલતો નથી તથા વિવાદને સહન કરી લે છે–એવો મનુષ્ય સર્વ જગાએ પ્રશંસા પામે છે. જે કદી ઉદ્ધતાઈ ભરેલો વેષ પહેરતો નથી, બીજાઓ આગળ પોતાનાં પરાક્રમની બડાઈ હાંકતો નથી, ક્રોધથી વ્યાકુળ થવા છતાં પણ કડવાં વચન બોલતો નથી, તે મનુષ્ય હમેશાં લોકોનો પ્રિય બને છે. જે શાન્ત થએલી વેરની આગને પ્રજ્વલિત કરવા માગતો નથી, 'વિપત્તિમાં આવી પડ્યો છું'' એવું ધારીને અયોગ્ય કામ કરતો નથી, તેવા ઉત્તમ આચરણવાળા પુરુષને સભ્ય લોકો શ્રેષ્ઠ કહે છે. જે પોતાના સુખમાં પ્રસન્ન થતો નથી, બીજાના દુઃખ ઉપર હર્ષ કરતો નથી, દાન આપીને પશ્ચાત્તાપ કરતો નથી,

તે સજ્જનોમાં સદાચારી કહેવાય છે. જે મનુષ્ય દેશના વ્યવહારો, લોકાચાર તથા જાતિઓના ધર્મોને જાણવાની ઇચ્છા કરે છે તેને ઉત્તમ-અધમનો વિવેક થઈ જાય છે. તે જ્યાં જાય છે ત્યાં જનસમુદાય ઉપર પોતાનો પ્રભાવ સ્થાપિત કરે છે. જે બુદ્ધિમાન્ દંભ, મોહ, અહંકાર, પાપકર્મ, રાજદ્રોહ, ચાડી, સમૂહ સાથે વેર, ઉન્મત્ત, પાગલ તથા દુર્જનો સાથે વિવાદને છોડી દે છે તે શ્રેષ્ઠ છે. જે દાન, હોમ, દેવપૂજન, માઙ્ગલિક કર્મ, પ્રાયશ્ચિત્ત તથા અનેક પ્રકારના લૌકિક આચાર—આ નિત્યકર્મોને કરે છે તેનો દેવતાઓ અભ્યુદય કરે છે. જે પુરુષ પોતાના સમોવડીઆઓ સાથે વિવાહ, મિત્રતા, વ્યવહાર તથા વાતચીત કરે છે—પોતાનાથી હીનના સાથે નહિ, તથા ગુણવાન પુરુષોને આગળ રાખે છે તે જ વિદ્વાનની નીતિ શ્રેષ્ઠ છે. જે પોતાનાં આશ્રિત માણસોને વહેંચીને થોડું ભોજન કરે છે, વધારે કામ કરીને થોડું સૂએ છે તથા જે મિત્ર ન હોય તેને પણ ધન આપે છે, તે મનસ્વી પુરુષને સઘળા અનર્થો દૂરથી જ તજી દે છે. જેના પોતાની ઇચ્છાને અનુકૂળ અને બીજાની ઇચ્છાને વિરુદ્ધના કાર્યને, બીજા લોકો જાણી જતા નથી, તેનો વિચાર ગુપ્ત રહેવાથી તેનું ધારેલું કાર્ય બગડ્યા વગર બરાબર સિદ્ધ થઈ જાય છે. જે મનુષ્ય સર્વ પ્રાણીઓને શાન્તિ આપવામાં તત્પર, સત્યવાદી, કોમળ, બીજાઓને આદર આપનાર તથા પવિત્ર વિચારવાળો છે તે સારા મનુષ્યોમાં પ્રસિદ્ધિ મેળવે છે. જે ખૂબ લજ્જાશીલ-મર્યાદાવાળો છે, તે બધા લોકોમાં શ્રેષ્ઠ ગણાય છે. તે પોતાના અનન્ત તેજ, શુદ્ધ હૃદય તથા એકાગ્રતાથી યુક્ત હોવાથી સૂર્ય સમાન ઉજ્જવળ કાન્તિથી શોભે છે. હે અમ્બિકાનન્દન! કિન્દમનો શાપ પામેલા રાજા પાંડુને વનમાં જે પાંચ પુત્રો ઉત્પન્ન થયા છે તેઓ પાંચેય ઇન્દ્ર સમાન શક્તિશાળી છે, તેમને બચપણમાં આપે જ પાળ્યા છે અને શિક્ષણ આપ્યું છે. તેઓ પણ સદા આપની આજ્ઞાનું પાલન કરતા રહે છે. તાત! તેમને તેમનો ન્યાય પ્રમાણેનો રાજ્યભાગ આપીને આપ પુત્રોની સાથે આનન્દ ભોગવો. નરેન્દ્ર! આમ કરવાથી આપ દેવતાઓ તથા મનુષ્યોમાં ચર્ચાસ્પદ થતા બચી જશો. ૧૦૧–૧૨૮

---

## વિદુરનીતિ

### (અધ્યાય બીજો)

**ધૃતરાષ્ટ્ર બોલ્યા:**—પ્રિય! હું ચિંતાથી બળતો હજી સુધી જાગી રહ્યો છું. તમે જે કાર્ય મારે કરવા યોગ્ય સમજતા હોવ તે મને બતાવો, કારણ કે તમે ધર્મ તથા અર્થના જ્ઞાનમાં નિપુણ છો. હે ઉદારચિત્ત વિદુર! તમે તમારી બુદ્ધિથી વિચારીને મને યોગ્ય ઉપદેશ કરો. જે વાત યુધિષ્ઠિરને માટે હિતકર અને કૌરવોને માટે પણ કલ્યાણકારી સમજો તે અવશ્ય બતાવો. હે વિદ્વન્! મારા મનમાં અનિષ્ટની આશંકા થઈ રહી છે તેથી હું સર્વત્ર અનિષ્ટ જ જોઈ રહ્યો છું. આથી વ્યાકુળ હૃદયથી હું તમને પૂછી રહ્યો છું કે અજાતશત્રુ યુધિષ્ઠિર શું ચાહે છે તે બધું ઠીકઠીક બતાવો. ૧–૩

**વિદુરે કહ્યું**—મનુષ્ય જેનો પરાજય ન ઇચ્છતો હોય, તેને તેણે તેના પૂછ્યા વગર જ તેનું કલ્યાણ કરનારી અને અનિષ્ટ કરનારી, સારી અથવા ખોટી વાત બતાવી દેવી જોઈએ. તેથી રાજન્! જેનાથી સમસ્ત કૌરવોનું હિત થતું હોય તે જ વાત હું આપને કહીશ. હું જે કલ્યાણકારી અને ધર્મયુક્ત વચન કહી રહ્યો છું, તેને આપ ધ્યાન દઈને સાંભળો: ભારત! અસદ્ ઉપાયો (જુગાર વગેરે) દ્વારા જે કપટભરેલાં કાર્યો સિદ્ધ થાય છે તેમાં આપ મોહ ન પામો. તે જ પ્રમાણે સારા ઉપાયો વડે સાવધાનીથી કરવામાં આવેલું કોઈ પણ કામ જો સફળ ન થાય તો તેથી બુદ્ધિમાન્ પુરુષે મનમાં ગ્લાનિ ન કરવી જોઈએ. કોઈપણ પ્રયોજનથી કરવામાં આવતા કામમાં પહેલાં પ્રયોજનનો પૂરેપૂરો વિચાર કરી લેવો જોઈએ. ખૂબ સમજી-વિચારીને કામ કરવું જોઈએ. ઉતાવળથી કોઈ કામનો આરંભ ન કરવો જોઈએ. ધીર મનુષ્યે પહેલાં કર્મોનાં પ્રયોજન, પરિણામ, તથા પોતાની ઉન્નતિનો વિચાર કરીને પછી જ કાર્યનો આરંભ કરવો. જે રાજા આબાદી, લાભ, હાનિ, ખજાનો, દેશ તથા દંડ વગેરેના પ્રમાણને જાણતો નથી તે રાજ્ય ઉપર સ્થિર રહી શકતો નથી. જે તેનાં પ્રમાણોને બરાબર જાણે છે તથા ધર્મ અને અર્થનાં કામોમાં ધ્યાન આપે છે તે રાજ્યને પ્રાપ્ત કરે છે. 'હવે તો રાજ્ય મળી જ ગયું' એવું સમજીને અયોગ્ય વર્તાવ ન કરવો જોઈએ. જેમ ઘડપણ સૌંદર્યને નષ્ટ કરી દે છે તેવી જ રીતે ઉદ્ધતાઈ સમ્પત્તિને

નષ્ટ કરી દે છે. માછલી સ્વાદિષ્ટ વસ્તુથી ઢંકાએલા લોઢાના કાંટાને લોભથી પકડીને મોંમાં ઘાલી દે છે પણ તેનાથી થનારા પરિણામનો વિચાર કરતી નથી. માટે પોતાની ઉન્નતિ ઇચ્છનાર પુરૂષે તે જ વસ્તુ ખાવી અથવા ગ્રહણ કરવી જોઈએ કે જે ખાવા અથવા ગ્રહણ કરવા યોગ્ય હોય, ખાઈ શકાય, ખાધા અથવા ગ્રહણ કર્યા પછી પચી શકે અને પચ્યા પછી હિતકારી થાય. જે ઝાડનાં કાચાં ફળોને તોડે છે, તે, તે ફળોનો રસ તો મેળવી શકતો નથી પણ તે ફળના બીજનો પણ નાશ કરે છે. પરન્તુ જે સમય પ્રમાણે પાકેલા ફળને ગ્રહણ કરે છે તે તેનો રસ મેળવી શકે છે અને તેવાં બીજાં ફળો ઉત્પન્ન કરનાર બી પણ મેળવી શકે છે. જેમ ભમરો ફૂલોને નષ્ટ કર્યા વગર જ તેમનામાંથી મધનો સ્વાદ લે છે તેવી રીતે રાજાએ પણ પ્રજાજનોને કષ્ટ આપ્યા વગર જ તેમની પાસેથી ધન લેવું જોઇએ. જેમ માળી ફૂલો લેવા માટે છોડવાઓ ઉપરથી એકએક ફૂલ ચૂંટે છે પણ આખા છોડવાઓને ઉપાડી લેતો નથી તે પ્રમાણે રાજાએ પણ પ્રજાનું રક્ષણ થાય એ રીતે જ કર લેવો જોઈએ; કોલસા બનાવનારની માફક જડમૂળથી નાશ ન કરવો જોઇએ. આ કામ કરવાથી મને શું લાભ થશે અને શું હાનિ થશે—આ પ્રમાણે સારી રીતે વિચાર કરીને મનુષ્યે કર્મનો આરંભ કરવો અથવા ન કરવો. કેટલાંક એવાં કામો છે કે હંમેશાં જરૂરનાં ન હોવાથી આરંભ કરવાને યોગ્ય નથી હોતાં, તેમને માટે કરેલો પુરુષાર્થ પણ વ્યર્થ જાય છે. જેની પ્રસન્નતાથી કંઇ લાભ નથી અને જેના ક્રોધથી કંઈ નુકશાન નથી તેવા મનુષ્યને પ્રજા સ્વામી બનાવવા ચાહતી નથી—જેમ સ્ત્રી નપુંસકને પતિ બનાવવા ઇચ્છતી નથી. જેનું મૂળ (સાધન) નાનું અને ફળ મહાન છે તેનો બુદ્ધિમાન પુરુષ તુરત જ આરંભ કરી દે છે. તેવાં કામોમાં તે વિઘ્ન આવવા દેતો નથી. જે રાજા, 'જાણે આંખોથી પી જશે' એવી પ્રેમભરી દૃષ્ટિથી જુએ છે, તે ચુપચાપ બેઠો રહે તોપણ પ્રજા તેના ઉપર અનુરાગ રાખે છે. રાજાએ વૃક્ષની માફક સારી રીતે ફૂલવા છતાં (પ્રસન્ન રહેવા છતાં) પણ ફળથી ખાલી રહેવું જોઈએ (વધારે પડતું આપી ન દેવું જોઈએ.) રાજા, જો ફળથી યુક્ત (દાનશીલ) હોય તો પણ, જેના ઉપર ચઢી ન શકાય એવો (લોભિયા લોકો તેને પહોંચીને તેની પાસેથી ધન ખેંચી ન જાય એવો) થઇને રહે. ઓછા બળવાળો હોવા છતાં શક્તિસમ્પન્નની માફક પોતાને પ્રકટ કરે. આવું કરવાથી તે નાશ પામતો નથી. જે રાજા નેત્ર, મન, વાણી અને કર્મ—આ ચારથી પ્રજાને પ્રસન્ન કરે છે તેનાથી પ્રજા પ્રસન્ન રહે છે. જેમ શિકારીથી હરણો ડરે છે તેમ જેનાથી સમસ્ત પ્રાણીઓ ડરે છે તે રાજા સમુદ્રપર્યન્ત પૃથ્વીનું રાજ્ય મેળવે તો પણ પ્રજાજનો દ્વારા તેનો ત્યાગ કરી દેવામાં આવે છે. બાપદાદાઓનું રાજ્ય પ્રાપ્ત કરીને પણ જો રાજા અન્યાયી રીતે વર્તે તો પવનથી જેમ વાદળો નષ્ટ થઈ જાય છે તેમ તેનું રાજ્ય નષ્ટ થઈ જાય છે. જે રાજા સજ્જન પુરુષોએ આચરેલા ધર્મ પ્રમાણે વર્તે છે તે રાજાની પૃથ્વી ધનધાન્યથી પૂર્ણ રહે છે અને તેની પ્રજા ઉન્નતિને પ્રાપ્ત કરે છે. જે રાજા ધર્મ છોડીને અધર્મનું આચરણ કરે છે, તેના રાજ્યની ભૂમિ આગ ઉપર મૂકેલા ચામડાની માફક સંકુચિત થઈ ક્ષીણ થઈ જાય છે. જે યત્ન બીજા રાષ્ટ્રના નાશ માટે કરવામાં આવે છે તેને પોતાના રાજ્યના રક્ષણ માટે જ કરવો જોઈએ. ધર્મથી જ રાજ્ય પ્રાપ્ત કરવું અને ધર્મથી જ તેની રક્ષા કરવી. કારણ કે ધર્મથી પ્રાપ્ત થએલ રાજલક્ષ્મીને રાજા છોડતો નથી અને તે રાજલક્ષ્મી રાજાને છોડતી નથી. નિરર્થક બોલનારા નાના બાળકની પણ યોગ્ય વાત જેમ પથ્થરોમાંથી સોનું લઈ લઈએ તેમ ગ્રહણ કરવી જોઈએ. જેમ શિલોંછ વૃત્તિથી જીવિકા ચલાવનારો એક એક કણ ભેગો કરે છે તેમ ધીર પુરુષે જ્યાંત્યાંથી પણ ભાવપૂર્ણ વચનો, સૂક્તિઓ અને સત્કર્મોનો સંગ્રહ કરવો જોઈએ. ગાયો ગન્ધથી જાણી શકે છે, બ્રાહ્મણો વેદોથી, રાજાઓ જાસુસોથી અને સર્વસાધારણ લોકો આંખોથી જોઈને, જાણી શકે છે. રાજન્! જે ગાય સહેલાઈથી દોહવા દે છે તેને લોકો કષ્ટ આપતા નથી, જે ધાતુ ગરમ કર્યા વગર વળે છે તેને આગમાં તપાવવામાં આવતી નથી, જે લાકડું સરળતાથી નમે છે તેના ઉપર કોઈ શસ્ત્ર વાપરતું નથી. આ દૃષ્ટાન્ત અનુસાર બુદ્ધિમાન પુરુષે અધિક બળવાન આગળ નમી જવું જોઈએ. જે બળવાનની આગળ નમે છે તે સમજો કે ઇન્દ્રદેવતાને પ્રણામ કરે છે. પશુઓનો રક્ષક મેઘ છે, રાજાઓનો સહાયક મન્ત્રી છે, સ્ત્રીઓનો રક્ષક પતિ છે, અને બ્રાહ્મણોનો રક્ષક વેદ છે. સત્યથી ધર્મની રક્ષા થાય છે. યોગથી વિદ્યા સુરક્ષિત થાય છે. ચોકખાઈથી સુંદર રૂપની રક્ષા થાય છે અને સદાચારથી કુળની રક્ષા થાય છે. જોખવાથી અનાજ સુરક્ષિત રહે છે, ફેરવવાથી ઘોડા સુર-

ક્ષિત રહે છે, વારંવાર તપાસ રાખવાથી ગાયોની રક્ષા થાય છે તથા સાદાં વસ્ત્રોથી સ્ત્રીઓની રક્ષા થાય છે. સદાચારથી હીન મનુષ્યનું કુલીનપણું માન્ય થતું નથી, કારણ કે નીચ કુળમાં ઉત્પન્ન થએલ મનુષ્યનો પણ સદાચાર શ્રેષ્ઠ મનાય છે. જે બીજાઓના ધન, રૂપ, પરાક્રમ, કુલીનતા, સુખ, સૌભાગ્ય અને કીર્તિથી બળે છે તેનો આ દાહનો રોગ અસાધ્ય બની જાય છે. ન કરવા યોગ્ય કામ કરવાથી, કરવા યોગ્ય કામમાં પ્રમાદ કરવાથી તથા કાર્ય સિદ્ધ થવા પહેલાં જ યોજના ફૂટી જાય તેનાથી ડરવું જોઈએ. જેનાથી નશો ચઢે એવું પીણું પીવું ન જોઈએ, વિદ્યાનો મદ, ધનનો મદ અને ઉચ્ચ કુળનો મદ–આ ઘમંડી પુરુષોને માટે મદ છે પરન્તુ સજ્જન પુરુષોને માટે સંયમનાં સાધન છે. કોઈ વાર કોઈ કાર્ય માટે સજ્જનો પ્રાર્થના કરે ત્યારે દુષ્ટ મનુષ્ય પોતાને સજ્જન માનવા લાગી જાય છે. મનસ્વી પુરુષોને સહાય આપનાર સંત છે, સંતોને પણ સહાય આપનાર સંત છે અને દુષ્ટોને પણ સહાય આપનાર સંત છે; પણ દુષ્ટો કદી સન્તને સહારો આપતા નથી યોગ્ય વિચારવાળો સભાને જીતી લે છે, જેની પાસે ગાયો છે તે સ્વાદની ઇચ્છાને જીતી લે છે, સવારીથી ચાલનારો માર્ગને જીતી લે છે અને શીલવાળો પુરુષ સર્વને જીતી લે છે. પુરુષોમાં શીલ (સારું વર્તન) પ્રધાન છે. જેનું શીલ નાશ પામ્યું છે તેનું આ સંસારમાં જીવન, ધન કે બન્ધુઓ સાથેનું કોઈ પણ પ્રયોજન સિદ્ધ થતું નથી. હે ભરતશ્રેષ્ઠ! ધનથી ઉન્મત્ત થએલા મનુષ્યોના ભોજનમાં માંસ મુખ્ય હોય છે, મધ્યમ શ્રેણીના લોકોમાં દૂધ, દહિં, ઘી, છાશ મુખ્ય હોય છે તથા દરિદ્રોના ભોજનમાં તેલ મુખ્ય હોય છે. દરિદ્રતાને લીધે ભૂખ વેઠનારા લોકો હંમેશાં સ્વાદિષ્ટ ભોજન કરે છે. કારણ કે ગમે તેવા ભોજનમાં ભૂખ જ સ્વાદ ઉત્પન્ન કરે છે. તે સ્વાદ ધનવાનોને માટે સર્વથા દુર્લભ છે. રાજન્! સંસારમાં લગભગ ધનિકોમાં ભોજન કરવાની શક્તિ હોતી નથી, પરંતુ દરિદ્રોના પેટમાં લાકડાં પણ પચી જાય છે. અધમ પુરુષોને આજીવિકા ન મળવાનો ભય રહે છે; મધ્યમ કક્ષાના મનુષ્યોને મૃત્યુનો ભય રહે છે અને ઉત્તમ પુરુષોને અપમાનથી ભય રહે છે. પીવાનો નશો એ તો સાધારણ નશો છે, પણ ઐશ્વર્યના નશાથી ચકચૂર થએલો મનુષ્ય ઐશ્વર્યભ્રષ્ટ થયા વિના હોશમાં આવતો નથી. ઇન્દ્રિયો વશમાં ન રહેતાં વિષયોમાં રમવાથી આ સંસારના લોકો એવી રીતે દીન બની જાય છે કે જેમ સૂર્ય વગેરે ગ્રહોથી નક્ષત્રો નિસ્તેજ બની જાય છે. ૪–૫૪

જીવને વશ કરી દેનારી પાંચ ઇન્દ્રિયોથી જે જીતાઈ જાય છે તેની આપત્તિઓ શુક્લપક્ષના ચન્દ્રમાની માફક વધતી જાય છે. ઇન્દ્રિયો સહિત મનને જીત્યા વિના જ જે રાજા મન્ત્રીઓને જીતવાની ઇચ્છા કરે છે, અથવા જે મન્ત્રીઓને વશ કર્યા વિના શત્રુને જીતવા ચાહે છે તે અજિતેન્દ્રિય પુરુષનો સર્વ લોકો ત્યાગ કરી દે છે. જે પહેલાં ઇંદ્રિયો સહિત મનને જ શત્રુ સમજીને વશ કરી લે અને પછી જો મન્ત્રીઓ અને અને શત્રુઓને જીતવાની ઇચ્છા કરે તો તે સફળ થઇ શકે છે. ઇન્દ્રિયો તથા મનને જીતનાર, અપરાધીઓને દણ્ડ દેનાર અને જોઈ-વિચારીને કામ કરનાર ધીર પુરુષની લક્ષ્મી તેની અત્યન્ત સેવા કરે છે. રાજન્! મનુષ્યનું શરીર રથ છે, બુદ્ધિ સારથી છે અને ઇન્દ્રિયો તેના ઘોડા છે. તેમને વશમાં કરીને સાવધાન રહેનારો ચતુર અને બુદ્ધિમાન પુરુષ, જેણે ઘોડાઓ કાબુમાં કર્યા છે એવા રથીની માફક સુખપૂર્વક યાત્રા કરી શકે છે. કેળવવામાં ન આવ્યા હોય અને કાબુમાં ન રહેતા હોય એવા ઘોડા જેમ સારથીને રસ્તામાં જ પાડી દે છે, તેવી જ રીતે ઇન્દ્રિયો વશમાં ન રહે તો તેઓ પુરુષને મારી નાખવામાં પણ સમર્થ થાય છે. ઇન્દ્રિયો વશમાં ન રહેવાથી અજ્ઞાની પુરુષ અર્થને, અનર્થ અને અનર્થને અર્થ સમજીને મહાન દુઃખને પણ સુખ માની બેસે છે. જે ધર્મ અને અર્થનો પરિત્યાગ કરીને ઇન્દ્રિયોને વશ થઈ જાય છે, તે થોડી જ વારમાં ઐશ્વર્ય, પ્રાણ, ધન તથા સ્ત્રીથી પણ હાથ ધોઇ બેસે છે. જે અધિક ધનનો સ્વામી હોવા છતાં પણ ઇન્દ્રિયો પર અધિકાર રાખતો નથી તે ઇન્દ્રિયોને વશમાં ન રાખવાને લીધે જ ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ જાય છે. મન બુદ્ધિ અને ઇન્દ્રિયોને પોતાને આધીન કરીને પોતાની મેળે જ (અર્થાત અન્તઃકરણદ્વારા) આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છા કરવી. કારણ કે જાણવાથી આત્મા જ પોતાનો બન્ધુ છે અને ન જાણવાથી આત્મા જ પોતાનો શત્રુ છે. જેણે પોતાના દેહને જીતી લીધો છે તેનો આત્મા જ તેનો બન્ધુ છે. તે જ સાચો બન્ધુ અને (ન જાણવાથી) તે જ કાયમી શત્રુ છે. રાજન્! જે પ્રમાણે જાળમાં પડેલી બે મોટી માછલીઓ મળીને જાળને કાપી નાખે છે તે જ પ્રમાણે આ કામ અને ક્રોધ બન્ને આત્માના જ્ઞાનને લુપ્ત કરી દે છે. આ જગતમાં જે ધર્મ અને અર્થનો વિચાર

કરીને વિજય પ્રાપ્ત કરવાની સામગ્રી એકઠી કરે છે, તે જ તે સામગ્રીથી સદા સુખપૂર્વક સમૃદ્ધિશાળી બની રહે છે. જે ચિત્તના વિકારરૂપ પાંચ ઇન્દ્રિયોરૂપ આન્તર શત્રુઓને જીત્યા વિના જ બીજા શત્રુઓને જીતવા ચાહે છે તેને શત્રુઓ પરાજિત કરી દે છે. ઇન્દ્રિયો પર અધિકાર ન હોવાને લીધે મોટામોટા સાધુઓ પણ કર્મોથી, અને રાજાઓ ભોગવિલાસોથી બંધાએલા રહે છે. દુષ્ટોનો ત્યાગ ન કરતાં તેમની સાથે મળેલો રહેવાથી નિરપરાધ સજ્જન પણ તેમના જેટલો જ દણ્ડ પામે છે, જેમ સૂકાં લાકડાંમાં રહેલું લીલું લાકડું પણ બળી જાય છે. માટે દુષ્ટ પુરુષોની સાથે કદી પણ મળેલા ન રહેવું જોઇએ. જે પાંચ જાતના વિષયો તરફ દોડનારા પાંચ ઇન્દ્રિયો રૂપ શત્રુઓને મોહને લીધે વશમાં નથી કરતો તે મનુષ્યને વિપત્તિ ગ્રસી લે છે. ગુણોમાં દોષ ન જોવા, પવિત્રતા, સન્તોષ, પ્રિય વચન બોલવાં, ઇન્દ્રિયોનું દમન, સત્ય ભાષણ તથા અચંચલતા—આ ગુણો દુરાત્મા પુરુષોમાં હોતા નથી. ભારત! આત્મજ્ઞાન, ખિન્નતાનો અભાવ, સહનશીલતા, ધર્મપરાયણતા, વચનની રક્ષા તથા દાન—આ ગુણો અધમ પુરુષોમાં હોતા નથી. મૂર્ખ મનુષ્ય વિદ્વાનોને ગાળો તથા નિન્દાથી કષ્ટ પહોંચાડે છે; પણ ગાળ દેનારો પાપનો ભાગી થાય છે અને ક્ષમા કરનારો પાપથી મુક્ત થઈ જાય છે. દુષ્ટ પુરુષોનું બળ હિંસા છે, રાજાઓનું બળ દણ્ડ છે, સ્ત્રીઓનું બળ છે સેવા અને ગુણવાનોનું બળ છે ક્ષમા. રાજન્! વાણીનો પૂર્ણ સંયમ બહુ જ કઠિન મનાયો છે, પરન્તુ વિશેષ અર્થયુક્ત અને ચમત્કારપૂર્ણ વાણી પણ વધુ બોલી નથી શકાતી. રાજન્! મધુર શબ્દોમાં કહેલી વાત અનેક રીતે કલ્યાણ કરે છે, પરન્તુ તે જ વાત જો કડવા શબ્દોમાં કહેવામાં આવે તો મહાન્ અનર્થકારક બની જાય છે. બાણોથી વિંધેલું અને કુહાડીઓથી કાપેલું વન ફરી વૃક્ષોયુક્ત થઈ જાય છે, પણ કડવાં વચનોથી કરેલો ભયાનક ઘાવ રુઝાતો નથી. કર્ણી, નાલીક અને નારાચ નામનાં બાણો શરીરમાંથી પાછાં ખેંચી કાઢી શકાય છે, પરન્તુ કટુવચન રૂપ કાંટો કાઢી શકાતો નથી. કારણ કે તે હૃદયમાં ભળી જાય છે. વચનરૂપી બાણ મુખમાંથી છૂટીને, જે મનુષ્ય ઉપર ચોટ કરે છે તે મનુષ્ય રાતદિવસ પીડાતો રહે છે. માટે વિદ્વાન પુરુષે તેનો કદી પ્રયોગ ન કરવો જોઇએ. દેવતાઓ જેનો પરાજય કરવા માગે છે, તેની બુદ્ધિને તેઓ પહેલેથી હરી લે છે. આથી તે મનુષ્ય નીચ કર્મો કરવા તરફ જ દષ્ટિ રાખે છે. મનુષ્યનો વિનાશકાળ આવતાં બુદ્ધિ મલિન થઇ જાય છે તેથી તેને અન્યાય પણ ન્યાયના જેવો જ દેખાવા લાગે છે. આમ પાંડવોની સાથે વિરોધને લીધે આપના પુત્રોની ન્યાયી બુદ્ધિ નષ્ટ થઇ ગઇ છે. આપ પાંડવોની સાથે વિરોધને લીધે આપના પુત્રોના અન્યાયને જોઈ શકતા નથી. મહારાજ ધૃતરાષ્ટ્ર! યુધિષ્ઠિર રાજાને યોગ્ય બધાં લક્ષણોથી સંપન્ન હોવાથી ત્રિભુવનના પણ રાજા થઈ શકે છે, આપની આજ્ઞાનું પાલન કરનાર તે યુધિષ્ઠિર જ આ પૃથ્વીના શાસક (રાજા) થવાને યોગ્ય છે. તેઓ ધર્મ તથા અર્થના તત્ત્વને જાણનારા, તેજ અને બુદ્ધિથી યુક્ત, પૂર્ણ સૌભાગ્યશાળી તથા આપના સર્વ પુત્રોમાં શ્રેષ્ઠ છે. રાજેન્દ્ર! ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર દયા તથા સૌમ્યભાવ ધારણ કરી આપના દુર્વ્યવહારથી થતાં અનેક કષ્ટ સહી રહ્યા છે. ૫૫–૮૬

---

# વિદુરનીતિ

## (ત્રીજો અધ્યાય)

ધૃતરાષ્ટ્રે કહ્યું—બુદ્ધિમાન્ વિદુર! તમે ફરીથી આવી ધર્મ અને અર્થથી ભરેલી વાતો કહો. તેમને સાંભળવામાં મને તૃપ્તિ થતી નથી. આ નીતિના વિષયમાં તમારું ભાષણ અદ્ભુત છે.

વિદુર બોલ્યા—સર્વ તીર્થોમાં સ્નાન અને સર્વ પ્રાણીઓ સાથે કોમળતાનો વર્તાવ—આ બન્ને સમાન છે. તેમાં પણ કોમળતાના વર્તાવનું, વિશેષ મહત્ત્વ છે. રાજન્! આપ આપના પુત્રો કૌરવો અને પાંડવો—બન્નેની સાથે સમાન રીતે કોમળતાનો વર્તાવ કરો. આથી આપ આ લોકમાં મહાન સુયશ પ્રાપ્ત કરીને મરણ પછી સ્વર્ગલોકને પ્રાપ્ત કરશો. પુરુષશ્રેષ્ઠ! આ લોકમાં જ્યાંસુધી મનુષ્યની પાવન કીર્તિનું ગાન થાય છે ત્યાંસુધી તે સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત રહે છે. આ બાબતમાં આ પ્રાચીન ઇતિહાસનું દૃષ્ટાન્ત છે. આમાં કેશિની નામની સ્ત્રીને માટે સુધન્વાનની સાથે વિરોચનના વિવાદનું વર્ણન છે. રાજન્! એકવાર કેશિની નામની

અનુપમ રૂપવાળી કન્યા સર્વશ્રેષ્ઠ પતિને વરવાની ઇચ્છાથી સ્વયંવરની સભામાં ઉપસ્થિત થઈ. તે વખતે દૈત્યકુમાર વિરોચન તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યો. તે વખતે ત્યાં કેશિનીએ દૈત્યોના રાજા સાથે આ પ્રમાણે વાતચીત કરી. ૨-૭

**કેશિની બોલી**—વિરોચન! બ્રાહ્મણો શ્રેષ્ઠ હોય છે કે દૈત્યો? જો બ્રાહ્મણો શ્રેષ્ઠ હોય તો હું સુધન્વાની સાથે કેમ વિવાહ ન કરું? ૮

**વિરોચને કહ્યું**—કેશિની! અમે પ્રજાપતિના શ્રેષ્ઠ સન્તાનો છીએ, માટે સર્વથી ઉત્તમ છીએ. આ સંપૂર્ણ સંસાર અમારોજ છે. અમારી આગળ દેવતાઓ અથવા બ્રાહ્મણો શી ચીજ છે? ૯

**કેશિની બોલી**—અહિં આપણે બન્ને સુધન્વાની રાહ જોઈએ, સવાર થતાં તે અહિં આવશે, પછી



તમને બન્નેને સાથે હું જોઈશ. ૧૦

**વિરોચન બોલ્યો**—કલ્યાણી! તું જેમ કહે છે તેમ કરીશ. પ્રાતઃકાળે તું મને અને સુધન્વાને એકસાથે ઊભેલા જોઈશ. ૧૧

**વિદુર કહે છે**—ત્યારપછી જ્યારે રાત્રિ પૂરી થઈ, અને સૂર્યમંડળનો ઉદય થયો ત્યારે સુધન્વા પ્રહ્લાદકુમાર વિરોચન અને કેશિની હતાં ત્યાં આવ્યો. બ્રાહ્મણને આવેલો જોઈ કેશિની ઊભી થઈ અને આસન, પાદ્ય અને અર્ધ્ય નિવેદન કર્યાં. ૧૨-૧૩

**સુધન્વા બોલ્યો**—પ્રહ્લાદનન્દન! હું તમારા આ સુવર્ણમય સિંહાસનનો કેવળ સ્પર્શ કરી લઉં છું; તમારી સાથે આની ઉપર બેસી નથી શકતો, કારણ કે એમ થવાથી આપણે બન્ને સમાન જ થઈ જઈશું. ૧૪.

**વિરોચને કહ્યું**—સુધન્વા! તમારે માટે તો ચટાઇ અથવા દર્ભનું જ આસન યોગ્ય છે. તમે મારી સાથે સમાન આસન ઉપર બેસવાને યોગ્ય જ નથી. ૧૫.

**સુધન્વાએ કહ્યું**—પિતા અને પુત્ર એકીસાથે આસન ઉપર બેસી શકે છે. બે બ્રાહ્મણ, બે ક્ષત્રિય, બે વૃદ્ધ, બે વૈશ્ય—અને બે શૂદ્ર પણ એક સાથે બેસી શકે; પરન્તુ બીજી કોઈ બે વ્યક્તિઓ પરસ્પર એકસાથે નથી બેસી શકતી. તમારા પિતા પ્રહ્લાદ નીચા બેસીને જ મારી સેવા કર્યા કરે છે. તમે હજુ બાળક છો, ઘરમાં સુખમાં ઉછરેલા છો, માટે તમને આ વસ્તુનું કંઈપણ જ્ઞાન નથી. ૧૬-૧૭.

**વિરોચન બોલ્યો**—સુધન્વા! હું અમારી અસુરોની પાસે જે કંઈ સેના, ગાયો, ઘોડા, ધન વગેરે છે તે બધાને શરતમાં મૂકું છું આપણે બન્ને આ વિષયમાં જે જાણકાર હોય તેની પાસે જઈને પૂછીએ કે આપણા બન્નેમાં શ્રેષ્ઠ કોણ છે. ૧૮.

**સુધન્વા બોલ્યો**—વિરોચન! સુવર્ણ, ગાય, અને ઘોડા મારે ન જોઈએ, આપણે બન્ને પ્રાણોની જ શરત લગાવીને પૂછીએ. અને જે શ્રેષ્ઠ હોય તેને બીજાએ પોતાના પ્રાણ આપી દેવા.

**વિરોચને કહ્યું**—અચ્છા, પ્રાણોની હોડ બકીને આપણે બન્ને કોની પાસે જઈશું? હું તો કદી દેવતાઓની કે મનુષ્યોની પાસે જઈ નિર્ણય નથી કરાવી શકતો. ૨૦

**સુધન્વા બોલ્યો**—પ્રાણોની શરત લગાવીને આપણે બન્ને તમારા પિતાની પાસે જઈશું. મને વિશ્વાસ છે કે પ્રહ્લાદ પોતાના પુત્રને માટે કદી જુઠું બોલી શકતા નથી ૨૧.

**વિદુર કહે છે**—આ પ્રમાણે શરત લગાવીને પરસ્પર ક્રોધાયમાન થતા વિરોચન અને સુધન્વા તે વખતે જ્યાં પ્રહ્લાદજી હતા ત્યાં ગયા. ૨૨.

**પ્રહ્લાદજીએ** (મનમાં) કહ્યું—જે બન્ને કદી એકસાથે ચાલ્યા ન હતા, તે આ સુધન્વા અને વિરોચન આજ સાપની માફક ક્રોધિત થઈને એક જ રસ્તેથી આવી રહેલા દેખાય છે, (પછી વિરોચનને

કહ્યું ) વિરોચન! હું તને પૂછું છું કે શું સુધન્વાની સાથે તારી મિત્રતા થઈ ગઈ છે? તમે બન્ને એકસાથે શાથી ચાલ્યા આવો છો? પહેલાં તો તમે બન્ને કદી એકસાથ ચાલતા ન હતા? ૨૩-૨૪

વિરોચન બોલ્યો—પિતાજી! સુધન્વાની સાથે મારી મિત્રતા નથી થઈ. અમે બન્ને પ્રાણોની શરતમાં ઊતર્યા છીએ. હું આપને ખરેખરી વાત પૂછું છું; આપ મારા પ્રશ્નનો ખોટો ઉત્તર ન આપશો ૨૫.

પ્રહ્લાદે કહ્યું—સેવકો! સુધન્વાને માટે જળ અને મધુપર્ક લાવો. (પછી સુધન્વાને કહ્યું) બ્રહ્મન્! તમે મારા પૂજનીય અતિથિ છો. મેં તમારે માટે એક સરસ ધોળી ગાય લઈ રાખી છે. ૨૬.

સુધન્વા બોલ્યા—પ્રહ્લાદ! જળ અને મધુપર્ક તો મને રસ્તામાં જ મળી ગયાં છે. તમે હવે હું જે પૂછું છું તેનો બરાબર ઉત્તર આપો—શું બ્રાહ્મણ શ્રેષ્ઠ છે કે વિરોચન? ૨૭

પ્રહ્લાદ બોલ્યા—બ્રહ્મન્! મારે એક જ પુત્ર છે અને સામે તમે ઊભેલા છો. ભલા, તમારા બન્નેના વિવાદમાં મારા જેવો માણસ કેવી રીતે નિર્ણય આપી શકે? ૨૮.

સુધન્વા બોલ્યો—મતિમન્! તમારી પાસે ગાયો તથા બીજું જે કંઈ પ્રિય ધન હોય તે તમે તમારા પ્રિય પુત્રને આપી દો, પરન્તુ અમારા બન્નેના વિવાદમાં તો તમારે બરાબર ઉત્તર આપવો જોઈએ. ૨૯

પ્રહ્લાદે કહ્યું—સુધન્વા! હવે હું તમને એ વાત પૂછું છું કે જે સત્ય ન બોલે અથવા ખોટો નિર્ણય કરે એવા દુષ્ટ અભિપ્રાયવાળાની શું સ્થિતિ થાય છે? ૩૦

સુધન્વા બોલ્યો—શોક્ય સ્ત્રી, જુગારમાં હારેલો જુગારી અને ભાર ઉપાડવાથી દુઃખી ગએલા શરીરવાળા મનુષ્યની રાતમાં જે સ્થિતિ થાય છે તે જ સ્થિતિ અવળો ન્યાય આપનાર વક્તાની થાય છે. જે જૂઠો નિર્ણય આપે છે તે રાજા પોતાના નગરમાં કેદ થઈને દરવાજા ઉપર ભૂખનું કષ્ટ ઊઠાવતો પોતાના અનેક શત્રુઓથી જોવાય છે. જૂઠું બોલવાથી જો પશુ મરતું હોય તો પાંચ પેઢીઓ, ગાય મરતી હોય તો દશ પેઢીઓ, ઘોડો મરતો હોય તો સો પેઢીઓ અને મનુષ્ય મરતો હોય તો હજાર પેઢીઓ નરકમાં પડે છે. સોનાને માટે જૂઠું બોલનારો થએલી અને થનારી બધી પેઢીઓને નરકમાં નાખે છે. જમીન તથા સ્ત્રીને માટે જૂઠું બોલનાર તો પોતાનો સર્વનાશ જ કરી મૂકે છે. માટે તમે સ્ત્રીને માટે કદી જૂઠું ન બોલશો. ૩૧-૩૪

પ્રહ્લાદે કહ્યું—વિરોચન! સુધન્વાના પિતા અંગિરા મારાથી શ્રેષ્ઠ છે, સુધન્વા તારાથી શ્રેષ્ઠ છે, તેની માતા તારી માતા કરતાં શ્રેષ્ઠ છે. માટે તું આજે



સુધન્વાથી હારી ગયો. સુધન્વા તારા પ્રાણોના માલિક છે. સુધન્વા! હવે જો તમે મને વિરોચનને આપી દો, તો હું વિરોચનને પ્રાપ્ત કરવા ઇચ્છું છું ૩૫-૩૬

સુધન્વા બોલ્યો—પ્રહ્લાદ! તમે ધર્મને જ અનુસર્યા છો. તમે સ્વાર્થને વશ થઈ જૂઠું બોલ્યા નથી. તેથી હવે હુ આ દુર્લભ પુત્ર વિરોચનને તમને આપી દઉં છું. પ્રહ્લાદ! પરંતુ તમારો આ પુત્ર હવે તે કુમારી કેશિનીની પાસે જઈને મારા પગ ધુવે. ૩૭-૩૮

વિદુર કહે છે—મહારાજેન્દ્ર! આપ પૃથ્વીને માટે જૂઠું ન બોલો. પુત્રના સ્વાર્થને વશ થઈ સાચી વાત ન કહીને પુત્ર અને મન્ત્રીઓ સહિત વિનાશના મુખમાં ન જાઓ. દેવતાઓ મનુષ્યો ઉપર દયા લઈને પહેરો ભરતા નથી. તેઓ જેની રક્ષા કરવા ચાહે છે તેને સદ્બુદ્ધિ આપે છે. મનુષ્ય જેમજેમ કલ્યાણમાં મન લગાવે છે તેમતેમ તેની અભીષ્ટ વસ્તુઓ સિદ્ધ થાય છે તેમાં જરા પણ સન્દેહ નથી. કપટયુક્ત વ્યવહાર કરનાર માયાવીને વેદો પાપોથી મુક્ત નથી કરતા, પરંતુ

જેમ પક્ષીનાં બચ્ચાંઓ પાંખો ફૂટતાં માળો છોડી દે છે તેમ નેહ પણ અન્તકાળમાં તેને છોડી દે છે. શરાબ પીવો, કલહ, સમૂહની સાથે વેર, પતિપત્નીમાં ભેદ ઉત્પન્ન કરવો, કુટુમ્બીઓમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન કરવી, રાજાની સાથે દ્વેષ, સ્ત્રી અને પુરુષનો વિવાદ અને દુરાચાર—આ બધાં ત્યાગ કરવા યોગ્ય બતાવ્યાં છે. હસ્તરેખા જોનાર, વ્યાપારમાં ચોરી કરનાર, જુગારી, વૈદ્ય, શત્રુ, મિત્ર અને ચારણ—આ સાતને કદી સાક્ષી ન બનાવવા. આદરપૂર્વક અગ્નિહોત્ર, આદર સહિત મૌનનું પાલન, આદરપૂર્વક સ્વાધ્યાય અને આદર સાથે યજ્ઞનું અનુષ્ઠાન—આ ચાર કર્મો ભયને દૂર કરનારાં છે, પરંતુ જો તે બરાબર રીતે અનુષ્ઠિત ન થાય તો ભય આપનારાં બને છે. ઘરમાં આગ લગાડનાર, વિષ આપનાર, જારથી ઉત્પન્ન થએલ સન્તાનની કમાણી ખાનાર, સોમરસ વેચનાર, શસ્ત્ર બનાવનાર, ગુરુસ્ત્રીગામી, બ્રાહ્મણ થઈને શરાબ પીનાર, બહુ ક્રોધી સ્વભાવવાળો, કાગડાની માફક કાંકાં કરનાર, નાસ્તિક, વેદની નિન્દા કરનાર, ઘુસણખોર, પતિત, ક્રૂર તથા રક્ષા કરવા માટે પ્રાર્થના કરવા છતાં મારી નાખનાર—આ બધા બ્રહ્મહત્યારાઓના સમાન જ છે. અગ્નિમાં સોનાની પરીક્ષા થાય છે, સદાચારથી સત્પુરુષની, વ્યવહારથી સાધુની, ભય આવી પડતાં શૂરવીરની, આર્થિક મુશ્કેલીમાં ધીરજની તેમજ કઠિન આપત્તિઓમાં શત્રુની તથા મિત્રની પરીક્ષા થાય છે. ઘડપણ સુંદર રૂપને, આશા ધીરતાને મૃત્યુ પ્રાણોને, દોષ જોવાની ટેવ ધર્માચરણને, ક્રોધ લક્ષ્મીને, નીચ પુરુષોની સેવા સત્સ્વભાવને, કામ લજ્જાને અને અભિમાન સર્વસ્વને નષ્ટ કરી દે છે. શુભ કર્મોથી લક્ષ્મીની ઉત્પત્તિ થાય છે, ગંભીરતાથી વધે છે, ચતુરાઈથી સ્થિર બને છે અને સંયમથી સુરક્ષિત રહે છે. આઠ ગુણો પુરુષની શોભા વધારે છે—બુદ્ધિ, કુલીનતા, શાસ્ત્રજ્ઞાન, પરાક્રમ, વધારે ન બોલવું, યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા. તાત! એક ગુણ એવો છે કે જે બધા મહત્ત્વના ગુણો ઉપર અધિકાર જમાવી લે—રાજસમ્માન. આ એક ગુણ તે વખતે બધા ગુણોથી શોભે છે. રાજન્! મનુષ્યલોકમાં આ આઠ ગુણ સ્વર્ગલોકનો અનુભવ કરાવનારા છે. તેમાં ચાર તો સજ્જનોમાં સ્વાભાવિક રીતે જ હોય છે અને બીજા ચાર ગુણો પ્રભાવે સજ્જનો વર્તન કરે છે: યજ્ઞ, દાન, અધ્યયન અને તપ—આ ચાર સજ્જનોમાં સ્વાભાવિક રીતે જ હોય છે; અને ઇન્દ્રિયનિગ્રહ, સત્ય, સરળતા, તથા નમ્રતા—આ ચારનું સત્પુરુષો પાલન કરે છે. યજ્ઞ, અધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, દયા અને અલોભ—આ આઠ પ્રકારના ધર્મના માર્ગ બતાવવામાં આવ્યા છે. આમાંના પહેલા ચારનું તો કેટલાક લોકો દંભથી પણ સેવન કરે છે; પરન્તુ બીજા ચાર તો જે મહાત્મા નથી તેનામાં કદી પણ આવી શકતા નથી. જે સભામાં વૃદ્ધ પુરુષો નથી તે સભા સભા નથી, જે ધર્મયુક્ત વાત કહેતો નથી તે વૃદ્ધ નથી, જેમાં સત્ય નથી તેમાં ધર્મ નથી અને જે કપટથી ભરેલો હોય તેમાં સત્ય નથી. સત્ય, વિનય, શાસ્ત્રજ્ઞાન, વિદ્યા, કુલીનતા, શીલ, બળ, ધન, શૂરતા અને ચમત્કાર ભરેલી વાતો કરવી—આ દશ સ્વર્ગનાં સાધન છે. પાપકીર્તિવાળો મનુષ્ય પાપનું આચરણ કરતો પાપરૂપ ફળને જ પ્રાપ્ત કરે છે. અને પુણ્યકર્મ કરનાર મનુષ્ય પુણ્ય કરતો અત્યન્ત પુણ્યફળનો ઉપભોગ કરે છે. માટે સદાચાર-વ્રતનું પાલન કરનાર મનુષ્યે પાપ ન કરવું જોઈએ. કારણ કે વારંવાર કરવામાં આવતું પાપ બુદ્ધિને નષ્ટ કરી દે છે. જેની બુદ્ધિ નાશ પામી જાય છે તે મનુષ્ય હંમેશાં પાપ જ કર્યા કરે છે. આ પ્રમાણે વારંવાર કરવામાં આવેલું પુણ્ય બુદ્ધિને વધારે છે. જેની બુદ્ધિ વધે છે તે મનુષ્ય સદા પુણ્ય જ કરે છે અને તે પુણ્યકર્મા મનુષ્ય પુણ્ય કરતાં કરતાં પુણ્યલોકમાં જ જાય છે. માટે મનુષ્યે હંમેશાં એકચિત્ત થઈને પુણ્યનું જ સેવન કરવું જોઈએ. ગુણોમાં દોષ જોનાર, મર્મ ઉપર ઘા કરનાર, નિર્દય, શત્રુતા કરનાર અને શઠ મનુષ્ય પાપનું આચરણ કરતો થોડા જ વખતમાં મહાન્ કષ્ટને પ્રાપ્ત થાય છે. દોષદૃષ્ટિથી રહિત શુદ્ધ બુદ્ધિવાળો મનુષ્ય સદા શુભ કર્મોને કરતો મહાન સુખને પ્રાપ્ત કરે છે. અને સર્વત્ર તેનું સમ્માન થાય છે. જે બુદ્ધિમાન પુરુષો પાસેથી સદ્બુદ્ધિ પ્રાપ્ત કરે છે તે જ પંડિત છે. કારણ કે બુદ્ધિમાન પુરુષ જ ધર્મ અને અર્થને પ્રાપ્ત કરીને અનાયાસે જ પોતાની ઉન્નતિ કરવામાં સમર્થ થાય છે. દિવસભર એવું કાર્ય કરો કે જેથી સૂતી વખતે સંતોષ અને સુખ રહે. અને આઠ મહિના એવું કાર્ય કરો કે જેથી વર્ષાઋતુના ચાર મહિના સુખથી પસાર થાય. પહેલી અવસ્થામાં એવું કાર્ય કરો કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખપૂર્વક રહી શકો અને જીવનભર એવું કાર્ય કરો કે જેથી મરણ પછી સુખથી રહી શકાય. સજ્જન પુરુષ અન્નની પ્રશંસા તે પચ્યા પછી કરે છે, સ્ત્રીની પ્રશંસા તેની જુવાની કલંક વગર પૂરી થયા પછી કરે

છે, શૂરવીરની સંગ્રામમાં છતયા પછી અને તપસ્વીની પ્રશંસા તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી જ કરે છે. અધર્મથી પ્રાપ્ત થએલા ધનદ્વારા જે દોષ છુપાવવામાં આવે છે તે છુપાતો નથી પણ તેથી બીજા નવા દોષો પ્રકટ થઇ જાય છે. મન અને ઇન્દ્રિયોને વશ કરનારા શિષ્યોનો શાસક ગુરુ છે, દુષ્ટોનો શાસક રાજા છે, અને છૂપાં પાપ કરનારાઓનો શાસક સૂર્યપુત્ર યમરાજ છે. ઋષિ, નદી, મહાત્માઓનું કુળ તથા સ્ત્રીઓના દુરાચારનું મૂળ જાણી શકાતું નથી. રાજન્! બ્રાહ્મણોની પૂજા કરનાર, દાતા, કુટુમ્બી જનો પ્રત્યે કોમળતાનો વર્તાવ કરનાર અને શીલવાન રાજા ચિરકાળ સુધી પૃથ્વીનું પાલન કરે છે. શૂર, વિદ્વાન અને સેવાધર્મને જાણનારા—આ ત્રણ પ્રકારના મનુષ્યો પૃથ્વીથી સુવર્ણરૂપી પુષ્પનો સંચય કરે છે. રાજન્! બુદ્ધિથી વિચાર કરીને કરેલાં કર્મો શ્રેષ્ઠ હોય છે, બાહુબળથી કરવામાં આવેલાં કર્મો મધ્યમ છે. જંઘા, જનનેન્દ્રિય અને પગોથી કરેલાં કાર્યો અધમ છે. રાજન્! હવે આપ દુર્યોધન, શકુનિ, મૂર્ખ દુઃશાસન તથા કર્ણ પર રાજ્યનો ભાર મૂકીને ઉન્નતિ કેવી રીતે ચાહો છો? ભરતશ્રેષ્ઠ! પાંડવો તો બધા ઉત્તમ ગુણોથી સમ્પન્ન છે, અને તમારામાં પિતાના જેવો ભાવ રાખીને યોગ્ય વર્તાવ કરે છે. આપ પણ તેમના ઉપર પુત્રના જેવો ભાવ રાખીને યોગ્ય વર્તાવ કરો. ૩૯–૯૭.

---

# વિદુરનીતિ

## ( ચોથો અધ્યાય )

વિદુર કહે છે—આ વિષયમાં દત્તાત્રેય અને સાધ્ય દેવતાઓનાં સંવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તે મેં પણ સાંભળેલું છે. પ્રાચીન કાળમાં ઉત્તમ વ્રતવાળા મહાન બુદ્ધિમાન મહર્ષિ દત્તા-




ત્રેય હંસ ( પરમહંસ ) રૂપથી વિચરી રહ્યા હતા. તે સમયે સાધ્ય દેવતાઓએ તેમને પૂછ્યું:–મહર્ષે! અમે બધા* સાધ્યદેવતાઓ છીએ. આપને કેવળ જોઇને જ અમે આપના વિષે કંઇ અનુમાન કરી શકતા નથી. છતાં અમને આપ શાસ્ત્રજ્ઞાનથી યુક્ત, ધીર તેમજ બુદ્ધિમાન જણાઓ છો. આથી આપ અમને આપની વિદ્વત્તાપૂર્ણ ઉદાર વાણી સંભળાવવાની કૃપા કરો. ૧–૩

હંસે કહ્યું—દેવતાઓ! મેં સાંભળ્યું છે કે ધૈર્યધારણ, મનોનિગ્રહ તથા સત્ય-ધર્મોનું પાલન જ કર્તવ્ય છે. આના વડે પુરુષે હૃદયપૂર્વક પ્રિય અને અપ્રિય પદાર્થોને આત્માની માફક સમાન જ સમજવા જોઇએ. બીજાઓ પાસેથી ગાળ સાંભળીને પણ પોતે તેમને ગાળ ન દેવી. ક્ષમા કરનારે રોકેલ ક્રોધ જ ગાળ દેનારને બાળી નાખે છે. અને તેના પુણ્યને પણ લઇ લે છે. માટે બીજાને ગાળ ન દેવી તેમજ તેનું અપમાન ન કરવું. મિત્રોથી દ્રોહ તથા નીચ પુરુષોની સેવા ન કરવી, સદાચારથી હીન અને અભિમાની ન થવું, નિષ્ઠુર તથા રોષ ભરેલી વાણીનો ત્યાગ કરવો, આ જગતમાં નિષ્ઠુર વાતો મનુષ્યનાં મર્મસ્થાન, હાડકાં, હૃદય તથા પ્રાણોને સળગાવી મૂકે છે. આથી ધર્માનુરાગી પુરુષ મનુષ્યને બાળનારી નિષ્ઠુર વાણીનો સદાને માટે ત્યાગ કરે. જેની વાણી નિષ્ઠુર અને સ્વભાવ તુચ્છ છે, જે વાગ્બાણોથી મનુષ્યોનાં મર્મસ્થાનો પર આઘાત પહોંચાડે છે, તે મનુષ્યોમાં મહા દરિદ્ર છે તેમ સમજવું જોઇએ અને તે પોતાની વાણીમાં

* સાધ્ય એ દેવતાઓની એક જાત છે. તે જ્ઞાનીના રૂપમાં વિચરતા રહે છે.

દરિદ્રતાને બાંધીને કરી દીધો છે તેમ સમજવું જોઇએ. જો કોઇ માણસ મનુષ્યને અગ્નિ અને સૂર્ય સમાન બાળનારાં તીખાં વાગ્બાણોથી આઘાત પહોંચાડે તો તે વિદ્વાન પુરુષે તેની વેદના સહન કરતાં પણ એમ સમજવું જોઇએ કે આ માણસ મારાં પુણ્યોને પુષ્ટ કરી રહ્યો છે. વસ્ત્ર જેવા રંગમાં રંગવામાં આવે તેનો જ રંગ તેના ઉપર ચઢી જાય છે. તે પ્રમાણે જો કોઇ મનુષ્ય સજ્જન, દુર્જન, તપસ્વી અથવા ચોરની સેવા કરે તો તેના ઉપર તેનો રંગ ચઢી જાય છે. જે કોઇના પ્રત્યે ખરાબ વાત કહેતો નથી. બીજાઓ દ્વારા પણ કહેવડાવતો નથી, માર ખાઇને જે બદલામાં મારતો નથી અને બીજાઓ દ્વારા મરાવતો નથી, અપરાધીને પણ જે મારવા ચાહતો નથી તેના આગમનની રાહ દેવતાઓ પણ જોતા રહે છે. બોલવા કરતાં ન બોલવું સારું ગણાવ્યું છે, પરન્તુ સત્ય બોલવું એ વાણીની બીજી વિશેષતા છે. અર્થાત્ મૌનની અપેક્ષાએ બમણું લાભપ્રદ છે. સત્ય પણ જો પ્રિય બોલવામાં આવે તો તે એક ત્રીજી વિશેષતા છે અને તે પણ જો ધર્મસમ્મત હોય તો તે વાણીની ચોથી વિશેષતા છે. મનુષ્યો જેવા લોકોની સાથે રહે છે, જેવા લોકોની સેવા કરે છે અને જેવા થવા ઇચ્છે છે તેવા જ થાય છે. જેજે વિષયોથી મનને હટાવવામાં આવે છે તેમાંતેમાંથી તેની મુક્તિ થતી જાય છે. આ પ્રમાણે જો દરેક બાજુથી તેની નિવૃત્તિ થતી જાય તો મનુષ્યને લેશમાત્ર દુઃખનો અનુભવ પણ કદી થતો નથી. જે કોઇને જીતતો નથી ને કોઇનાથી જીતાતો નથી, તેમજ બીજાઓને જીતવાની ઇચ્છા પણ કરતો નથી, કોઇની સાથે વૈર કરતો નથી, બીજાઓને આઘાત પહોંચાડતો નથી તથા નિન્દા અને પ્રશંસામાં સમાન ભાવ રાખે છે, તે હર્ષ-શોકથી પર થઇ જાય છે. જે સર્વનું કલ્યાણ ચાહે છે, કોઇના અકલ્યાણની વાત મનમાં પણ લાવતો નથી, જે સત્યવાદી, કોમળ અને જિતેન્દ્રિય છે તે પુરુષ ઉત્તમ મનાયો છે. જે ખોટું આશ્વાસન આપતો નથી, આપવાની પ્રતિજ્ઞા કરીને આપી જ દે છે, અને બીજાઓના દોષોને જાણે છે તે પુરુષ મધ્યમ શ્રેણીનો મનાયો છે. જુઓ. દુઃશાસન ગન્ધર્વો દ્વારા દીપવામાં આવ્યો, અસ્ત્ર-શસ્ત્રોથી ઘાયલ કરવામાં આવ્યો (તે સમયે પાંડવોએ તેની રક્ષા કરી) તો પણ તે કૃતઘ્ન અને ક્રોધને વશ થઇ પાંડવોનું હલકું બોલવામાં પાછો નથી પડતો. તે દુરાત્મા કોઇનો પણ મિત્ર નથી. આવી ચિત્તવૃત્તિ અધમ પુરુષોની થયા કરે છે. જે પોતાના દ્વારા કલ્યાણ થવામાં સન્દેહ હોવાને લીધે બીજાઓથી પણ કલ્યાણ થવાનો વિશ્વાસ નથી રાખતો, જે મિત્રોને પણ દૂર રાખે છે તે અત્યન્ત અધમ પુરુષ છે. જે પોતાની ઉન્નતિ ચાહતો હોય તેણે ઉત્તમ પુરુષોની જ સેવા કરવી. વખત આવ્યો હોય તો મધ્યમ પુરુષોની પણ સેવા કરી લે, પરન્તુ અધમ પુરુષોની સેવા કદાપિ ન કરે. મનુષ્ય દુષ્ટ પુરુષોની માફક બળથી, નિરન્તર ઉદ્યોગથી, બુદ્ધિથી તથા પુરુષાર્થથી ભલે ધન પ્રાપ્ત કરી લે, પરન્તુ આથી તે ઉત્તમ કુલીન પુરુષોની સમાન સમ્માન અને સદાચારને કદાપિ પ્રાપ્ત કરી નથી શકતો. ૪-૨૧

ધૃતરાષ્ટ્રે કહ્યું—વિદુર! ધર્મ અને અર્થને જાણનારાઓ તથા બહુશ્રુત દેવતાઓ પણ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ પુરુષોની ઇચ્છા કરે છે. આથી હું તમને પ્રશ્ન કરું છું કે ઉત્તમ કુળ શું છે? ૨૨

વિદુર બોલ્યા—જેમાં તપ, ઇન્દ્રિયસંયમ, વેદોનો સ્વાધ્યાય, યજ્ઞ, પવિત્ર વિવાહ, સદા અન્નનું દાન અને સદાચાર—આ સાત ગુણો રહેલા હોય તેને ઉત્તમ કુળ કહે છે. જેનો સદાચાર શિથિલ નથી થતો, જે પોતાના દોષોથી માતાપિતાને કષ્ટ પહોંચાડતો નથી, પ્રસન્ન ચિત્તથી ધર્મનું આચરણ કરે છે તથા અસત્યનો પરિત્યાગ કરીને પોતાના કુળની વિશેષ કીર્તિ ચાહે છે, તેમનું જ કુળ ઉત્તમ છે. યજ્ઞ ન હોવાથી, નિન્દિત કુળમાં વિવાહ કરવાથી, વેદનો ત્યાગ અને ધર્મનું ઉલ્લંઘન કરવાથી ઉત્તમ કુળ પણ અધમ થઇ જાય છે. પરોપકારનો નાશ, બ્રાહ્મણના ધનનું અપહરણ અને બ્રાહ્મણોની મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી ઉત્તમ કુળ પણ અધમ થઈ જાય છે. ભારત! બ્રાહ્મણોનો અનાદર અને નિન્દાથી, તથા થાપણ મૂકેલી બીજાની વસ્તુ પચાવી પડવાથી સારું કુળ પણ નિન્દનીય થઈ જાય છે. ગાયો, મનુષ્યો અને ધનથી સમ્પન્ન હોવા છતાં જે કુળ સદાચારથી હીન છે, તે સારા કુળની ગણનામાં આવી નથી શકતું. ઓછા ધનવાળું કુળ પણ જો સદાચારથી સમ્પન્ન હોય તો તે સારા કુળમાં ગણાય છે, અને મહાન યશ પ્રાપ્ત કરી શકે છે. સદાચારની રક્ષા યત્નપૂર્વક કરવી જોઇએ. ધન તો આવતું-જતું રહે છે. ધન ક્ષીણ થઈ જવા છતાં પણ સદાચારી મનુષ્યને ક્ષીણ માનવામાં નથી આવતો, પરન્તુ જે સદાચારથી ભ્રષ્ટ થઈ ગયો હોય તેને તો નાશ પામ્યો જ સમજવો જોઇએ. જે કુળ સદા-

ચારથી હીન હોય છે તે ગાયો, પશુઓ, ઘોડા તથા ખેતી વગેરેથી સમ્પન્ન હોય તો પણ ઉન્નતિ પ્રાપ્ત નથી કરી શકતું. અમારા કુળમાં કોઈ વેર કરનાર ન થાય, બીજાઓના ધનનું અપહરણ કરનાર રાજા અથવા મન્ત્રી ન થાય તથા મિત્રનો દ્રોહ કરનાર, કપટી તથા અસત્યવાદી ન થાય. આ પ્રમાણે માતા–પિતા, દેવતા તેમજ અતિથિઓને ભોજન કરાવ્યા પહેલાં ભોજન કરનાર પણ ન થાય. આપણામાંથી જે બ્રાહ્મણોની હત્યા કરે, બ્રાહ્મણોની સાથે દ્વેષ કરે તથા પિતૃઓને પિણ્ડદાન તથા તર્પણ ન કરે તે અમારી સભામાં ન આવે. ગરીબમાં ગરીબ સજ્જનને ઘેર પણ અતિથિને ઘાસનું આસન, ઓટલો, પાણી અને મીઠી વાણી–આ ચાર ચીજો હમેશાં મળે છે. રાજન્! પુણ્યકર્મ કરનાર ધર્માત્મા પુરુષોને ત્યાં ઉપરની વસ્તુઓ સત્કારપૂર્વક અર્પણ કરવામાં આવે છે. નૃપવર! નાનો એવો પણ રથ ભાર ઉપાડી શકે છે પણ બીજાં લાકડાં મોટાં હોવા છતાં ભાર વહી શકતાં નથી. તે પ્રમાણે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ ઉત્સાહી પુરુષ અતિથિઓનો ભાર સહી શકે છે; બીજા મનુષ્યો એવા નથી હોતા. જેના કોપથી ભયભીત થવું પડે તથા શંકાશીલ રહીને જેની સેવા કરવી પડે તે મિત્ર નથી. મિત્ર તો તે જ છે કે જેના ઉપર પિતાની માફક વિશ્વાસ કરી શકાય, બીજા તો માત્ર સોબતીઓ જ છે. પહેલાંથી કોઈ સમ્બન્ધ ન હોવા છતાં પણ જે મિત્રતાનો વર્તાવ કરે, તે જ બન્ધુ, તે જ મિત્ર, તે જ સહારો અને તે જ આશ્રય છે. જેનું ચિત્ત ચંચળ હોય, જે વૃદ્ધોની સેવા નથી કરતો, તેવા અસ્થિર બુદ્ધિવાળા મનુષ્યને સ્થાયી મિત્રો હોઈ શકતા નથી. જેમ હંસ સુકાઈ ગયેલા સરોવરની આસપાસ ચક્કર લગાવીને જતા રહે છે પણ તેમાં પ્રવેશ કરતા નથી, તે પ્રમાણે જેનું ચિત્ત ચંચળ છે, જે ઇન્દ્રિયોનો ગુલામ છે તેને ઉત્તમ અર્થની પ્રાપ્તિ નથી થઈ શકતી. દુષ્ટ પુરુષોનો સ્વભાવ મેઘના સમાન ચંચળ હોય છે, તે એકદમ ક્રોધ કરી નાખે છે અને સહેજમાં પ્રસન્ન થઈ જાય છે. જે મિત્રોના સત્કાર પામવા છતાં અને તેમની સહાયતાથી પોતાનું કાર્ય સિદ્ધ કરવા છતાં તેમનો બનતો નથી તેવા કૃતઘ્ન મનુષ્ય મરી જતાં તેનું માંસ માંસભક્ષી જન્તુઓ પણ ખાતાં નથી. ધન હોય યા ન હોય, મિત્રોનો સત્કાર તો કરવો જ જોઈએ. મિત્રો પાસેથી કંઈ પણ ન માગીને તેમના સારાસારની પરીક્ષા ન કરવી. સન્તાપથી રૂપ નષ્ટ થાય છે, સન્તાપથી બળ નષ્ટ થાય છે, સન્તાપથી મનુષ્ય રોગને પ્રાપ્ત થાય છે. અભીષ્ટ વસ્તુ શોક કરવાથી નથી મળતી, તેનાથી તો કેવળ શરીરને કષ્ટ જ થાય છે, અને શત્રુ પ્રસન્ન થાય છે. તેથી આપ મનમાં શોક ન કરો, મનુષ્ય વારંવાર મરે છે અને જન્મ પામે છે. વારંવાર હાનિ ભોગવે છે અને વૃદ્ધિ પામે છે. વારંવાર તે બીજાઓને માટે શોક કરે છે અને બીજા તેને માટે શોક કરે છે. સુખ–દુઃખ, ઉત્પત્તિ–વિનાશ, લાભ–હાનિ અને જીવન–મરણ આ વારંવાર પ્રાપ્ત થયા કરે છે. આથી ધીર પુરુષે તેમને માટે શોક ન કરવો જોઈએ. મનુષ્યની ઇન્દ્રિયો બહુ જ ચંચળ છે. જે ઇન્દ્રિય જે વિષય તરફ વળે છે તેનાથી જેમ કાણા ઘડામાંથી પાણી નીતરી જાય છે તેમ બુદ્ધિ ક્ષીણ થઈ જાય છે. ૨૩–૪૮

ધૃતરાષ્ટ્રે કહ્યું–લાકડામાં છુપાએલા અગ્નિ સમાન સૂક્ષ્મ ધર્મથી બંધાએલા રાજા યુધિષ્ઠિરની સાથે મેં ખોટો વ્યવહાર કર્યો છે. આથી તેઓ યુદ્ધ કરીને મારા મૂર્ખ પુત્રોનો નાશ કરી નાખશે. હે મહામતે! મારાં સર્વ કાર્ય સદા ભયથી યુક્ત છે. મારું મન પણ ભયથી ઉદ્વેગ પામેલું છે. તેથી જે ઉદ્વેગશૂન્ય અને શાન્ત પદ હોય તે જ મને બતાવો. ૪૯–૫૦

વિદુર બોલ્યા–પાપશૂન્ય નરેશ! વિદ્યા, તપ, ઇન્દ્રિયનિગ્રહ અને લોભત્યાગના સિવાય આપને માટે બીજો કોઈ શાન્તિનો ઉપાય મને દેખાતો નથી. બુદ્ધિથી મનુષ્ય પોતાના ભયને દૂર કરે છે, તપસ્યાથી ઉચ્ચ પદને પ્રાપ્ત કરે છે, ગુરુશુશ્રૂષાથી જ્ઞાન અને યોગથી શાન્તિ પામે છે. મોક્ષની ઇચ્છા રાખનાર મનુષ્ય દાનના પુણ્યનો આશ્રય નથી લેતા, પરન્તુ વેદના મર્મને જાણી લઈને નિષ્કામભાવથી પવિત્ર થઈ આ લોકમાં વિચરતો રહે છે. સારી રીતે અધ્યયન, ન્યાયયુક્ત યુદ્ધ, પુણ્યકર્મ અને સારી રીતે કરવામાં આવેલી તપસ્યાના અન્તમાં સુખની વૃદ્ધિ થાય છે. રાજન્! આપસમાં ફૂટ રાખનાર મનુષ્ય સારાં બિછાનાંવાળો પલંગ મળવા છતાં પણ સુખે નિદ્રા નથી લઈ શકતા. તેને સ્ત્રીઓની પાસે રહેવાથી તથા બંદીજનો દ્વારા કરાતી સ્તુતિથી પણ પ્રસન્નતા નથી થતી. જેઓ પરસ્પર ભેદભાવ રાખે છે તેઓ કદી ધર્મનું આચરણ નથી કરતા, કદી સુખ પણ નથી પામતા, તેમને ગૌરવ નથી પ્રાપ્ત થતું તથા શાન્તિની વાત પણ સોહામણી નથી લાગતી તેને હિતની

વાત કહેવામાં આવે તો પણ ગમતી નથી. તેના યોગક્ષેમની પણ સિદ્ધિ નથી થતી. રાજન્ ! ભેદભાવવાળા **પુરુષોની વિનાશ સિવાય બીજી કોઇ ગતિ નથી.** જેમ ગાયોમાં દૂધ, બ્રાહ્મણમાં તપ અને યુવતિ સ્ત્રીઓમાં ચંચલતા હોવાનો અધિક સંભવ છે. તે જ પ્રકારે તેવા ભેદબુદ્ધિવાળા મનુષ્યને પોતાના જાતિ-બંધુઓથી ભય થવાનો પણ અધિક સંભવ છે. નિત્ય સિંચન કરીને મોટી કરેલી પાતળી લતાઓ અનેક હોવાથી ઘણાં વર્ષો સુધી જુદાજુદા ધક્કાઓને સહન કરી શકે છે. આ જ વસ્તુ સત્પુરુષો માટે પણ સમજવી જોઇએ. તેઓ દુર્બળ હોવા છતાં પોતાના સમૂહની શક્તિથી બળવાન હોય છે. ભરતશ્રેષ્ઠ ! બળતાં લાકડાં અલગ-અલગ કરવાથી ધૂમાડો કરે છે અને એક સાથે રહેતાં પ્રજ્વલિત થઇ ઊઠે છે. એ પ્રકારે જાતિ-બન્ધુઓ પણ ફૂટ હોવાને લીધે દુઃખી થાય છે અને એકસંપથી રહેતાં સુખી થાય છે. ધૃતરાષ્ટ્ર ! જે લોકો બ્રાહ્મણો, સ્ત્રીઓ, જાતિવાળાઓ અને ગાયો ઉપર જ શૂરતા પ્રકટ કરે છે તેઓ ડીંટડાથી પાકી ગયેલા ફળની માફક નીચે પડી જાય છે. ઝાડ પણ જો એકલું હોય તો તે મજબૂત અને દૃઢ મૂળવાળું તથા બહુ મોટું હોવા છતાં પણ વાવાઝોડાથી એક ક્ષણમાં ઊખડી જાય છે. પરન્તુ જે ઘણાં વૃક્ષો એકસાથે સમૂહમાં ઊગેલાં હોય છે તેઓ એકબીજાના સહકારથી મોટા વેગના પવનને પણ સહી શકે છે. આ પ્રમાણે સમસ્ત ગુણોથી સમ્પન્ન મનુષ્યને પણ એકલો રહેતાં શત્રુઓ પોતાની તાકાતનો શિકાર જ સમજે છે; જેમ એકલા વૃક્ષને વાયુ. પરન્તુ એકબીજાથી મેળ હોય તો જેમ સરોવરમાં કમળો ખીલે છે તેમ જાતિ-બન્ધુઓ વૃદ્ધિ પામે છે. બ્રાહ્મણ, ગાયો, કુટુમ્બી, બાળક, સ્ત્રી, અન્નદાતા અને શરણાગત આ અવધ્ય હોય છે. રાજન્ ! આપનું કલ્યાણ થાઓ. મનુષ્યમાં ધન અને સદ્બુદ્ધિ સિવાય બીજો કોઈ ગુણ નથી. કારણ કે બુદ્ધિહીન તો મડદા સમાન જ છે. મહારાજ ! ક્રોધ રોગ વગર ઉત્પન્ન થએલ, કડવો, શિરમાં પીડા ઉત્પન્ન કરનાર, પાપથી યુક્ત, કઠોર, તીક્ષ્ણ અને ગરમ છે. તે ક્રોધને સજ્જનો જ પી જાય છે. તેને દુર્જનો પી શકતા નથી. તે ક્રોધને આપ પી જઈ શાન્ત થાઓ. ક્રોધરૂપ રોગથી પીડિત મનુષ્યો મધુર ફળોનો આદર નથી કરતા, વિષયોમાં પણ તેમને કંઇ સુખ અથવા સાર નથી મળતો. ક્રોધના રોગી સદાય દુઃખી રહે છે. તેઓ ધનનાં અથવા ભોગનાં સુખોનો પણ અનુભવ નથી કરી શકતા. રાજન્ ! પહેલાં જુગારમાં દ્રૌપદીને જીતાએલી જોઇને મેં કહ્યું હતું; 'આપ દ્યૂતક્રીડામાં આસક્ત દુર્યોધનને રોકો. વિદ્વાનો આવી ધૂર્તતાનો નિષેધ કરે છે. પરન્તુ આપે મારું કહેલું ન માન્યું. જેનો સરળ સ્વભાવ સાથે વિરોધ હોય તે બળ સાચું બળ નથી. સૂક્ષ્મ ધર્મનું આપે તુરત જ પાલન કરવું જોઇએ. ક્રૂરતાપૂર્વક મેળવેલી લક્ષ્મી નાશ પામનારી હોય છે. જો તે ધર્મપૂર્વક સરળતાથી મેળવવામાં અને વધારવામાં આવી હોય તો તે પુત્રો અને પૌત્રો સુધી સ્થિર રહે છે. રાજન્ ! આપના પુત્રો પાંડવોની રક્ષા અને પાંડુના આપના પુત્રોની રક્ષા કરે. બધા કૌરવો એકબીજાના શત્રુને શત્રુ સમજે અને એકબીજાના મિત્રને મિત્ર સમજે. બધાંનું એક જ કર્તવ્ય હોય. બધા સુખી અને સમૃદ્ધિશાળી થઈને જીવન વ્યતીત કરે. હે અજમીઢકુલનંદન ! આ વખતે આપ જ કૌરવોના આધારસ્તંભ છો. કુરુવંશ આપને જ આધીન છે. તાત ! કુન્તીના પુત્રો હજુ બાળક અને વનવાસથી બહુ જ કષ્ટ પામી ચૂકેલા છે. આ વખતે આપ આપના યશની રક્ષા કરીને પાંડવોનું પાલન કરો. કુરુરાજ ! આપ પાંડવો સાથે સન્ધિ કરી લો. જેથી શત્રુઓને આપનું છિદ્ર જોવાનો વખત ન મળે. નરદેવ ! સમસ્ત પાંડવ સત્ય પર સ્થિર છે. હવે આપ આપના પુત્ર દુર્યોધનને રોકો.

## विदुरनीति

### ( પાંચમો અધ્યાય )

વિદુર કહે છે—રાજેન્દ્ર વિચિત્રવીર્યનન્દન ! સ્વાયંભુવ મનુએ કહ્યું છે કે નીચે જણાવેલા સત્તર પ્રકારના પુરુષોને યમરાજ હાથમાં પાશ લઇને નરકમાં લઈ જાય છેઃ—જે આકાશમાં મૂઠીથી પ્રહાર કરે છે, જે પકડવામાં ન આવનારાં સૂર્યનાં કિરણોને પકડવાનો પ્રયત્ન કરે છે, શાસન માટે અયોગ્ય પુરુષ પર શાસન કરે છે, મર્યાદાનું ઉલ્લંઘન કરીને સન્તુષ્ટ થાય છે, શત્રુની સેવા કરે છે, સ્ત્રીઓની રક્ષા દ્વારા પોતાની આજીવિકા ચલાવે છે, યાચના કરવાને અયોગ્ય પુરુષ પાસે યાચના કરે છે તથા પોતાની પ્રશંસા કરે છે, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થવા છતાં

નીચ કર્મ કરે છે, દુર્બળ થઈને પણ બળવાન સાથે વેર બાંધે છે, શ્રદ્ધાહીનને ઉપદેશ કરે છે, ન ચાહવા યોગ્ય વસ્તુને ચાહે છે, શ્વશુર થઈને પુત્રવધૂ સાથે હાસ્યવિનોદ કરવાનું પસંદ કરે છે તથા પુત્રવધૂના સહવાસથી સંકટથી છૂટીને પણ ફરીથી તેની પાસે પોતાની પ્રતિષ્ઠા ચાહે છે, પરસ્ત્રી સાથે સમાગમ કરે છે, સ્ત્રીની હદ ઉપરાંત નિન્દા કરે છે, કોઈની પાસેથી કાંઈ વસ્તુ લઈને પાછીથી 'યાદ નથી' એવું કહીને તેને દબાવવા ચાહે છે, માગવાથી દાન આપીને પોતાની મોટાઈનાં ડીંગ હાંકે છે અને જૂઠાને સાચું સાબીત કરવાનો પ્રયાસ કરે છે. જે મનુષ્ય આપણી સાથે જેવો વર્તાવ કરે તેની સાથે તેવો જ વર્તાવ કરવો જોઈએ—આ નીતિ છે. કપટનું આચરણ કરનારાઓની સાથે પણ સદ્વ્યવહારથી જ વર્તવું જોઈએ. ઘડપણ રૂપનો, આશા ધૈર્યનો, મૃત્યુ પ્રાણોનો, અદેખાઈ ધર્માચરણનો, કામ લજ્જાનો, નીચ પુરુષોની સેવા સદાચારનો, ક્રોધ લક્ષ્મીનો અને અભિમાન સર્વસ્વનો નાશ કરે છે. ૧-૮

ધૃતરાષ્ટ્રે કહ્યું—જો બધા વેદોમાં પુરુષોનું સો વર્ષનું આયુષ્ય બતાવ્યું છે તો શા કારણથી પુરુષ પોતાના પૂર્ણ આયુષ્યને મેળવી શકતો નથી?

વિદુર બોલ્યા—રાજન્! આપનું કલ્યાણ થાઓ. અત્યન્ત અભિમાન, વધુ બોલવું, ત્યાગનો અભાવ, ક્રોધ, પોતાનું જ પેટ ભરવાની ચિન્તા અને મિત્રદ્રોહ—આ ૭ તીક્ષ્ણ તલવારો દેહધારીઓના આયુષ્યને કાપે છે, તે જ મનુષ્યોનો વધ કરે છે, મૃત્યુ નહિ. ભારત! જે પોતાના ઉપર વિશ્વાસ કરનારી સ્ત્રીની સાથે સમાગમ કરે છે, જે ગુરુસ્ત્રીગામી છે, બ્રાહ્મણ થઈને શૂદ્રની સ્ત્રી સાથે સંબંધ રાખે છે, દારૂ પીએ છે, તથા જે મોટાઓ ઉપર હુકમ ચલાવે છે, જેઓ બીજાઓની આજીવિકા નષ્ટ કરનાર, બ્રાહ્મણોને પોતાની સેવા માટે અહિં-તહિં મોકલનાર અને શરણાગતની હિંસા કરનાર છે—આ બધા બ્રહ્મહત્યા કરનારાઓ સમાન છે. તેમનો સંગ થઈ જતાં પ્રાયશ્ચિત્ત કરવું એવી વેદની આજ્ઞા છે. મોટાઓની આજ્ઞા માનનાર, નીતિજ્ઞ, દાતા, યજ્ઞશેષ અન્નનું ભોજન કરનાર, હિંસા રહિત, અનર્થકારી કાર્યોથી દૂર રહેનાર, કૃતજ્ઞ, સત્યવાદી અને કોમળ સ્વભાવવાળો વિદ્વાન સ્વર્ગમાં જનાર હોય છે. રાજન્! સદા પ્રિય વચન બોલનાર મનુષ્ય તો સહજમાં જ મળી શકે છે, પરન્તુ અપ્રિય પણ હિતકારક વચન બોલનાર તથા તેને સાંભળી રહેનાર—આ બન્ને પ્રકારના મનુષ્યો દુર્લભ છે. જે ધર્મનો આશ્રય લઈને, સ્વામીને પ્રિય લાગશે કે અપ્રિય તેનો વિચાર છોડીને અપ્રિય હોવા છતાં પણ હિતની વાત કહે છે, તેનાથી જ રાજાને સાચી સહાયતા મળે છે. કુળની રક્ષાને માટે એક મનુષ્યનો, ગામની રક્ષાને માટે કુળનો, દેશની રક્ષાને માટે ગામનો અને આત્માની રક્ષાને માટે આખી પૃથ્વીનો ત્યાગ કરી દેવો જોઈએ. આપત્તિને માટે ધનની રક્ષા કરવી, ધન દ્વારા પણ સ્ત્રીની રક્ષા કરવી અને સ્ત્રી તથા ધન—બન્ને દ્વારા પોતાની રક્ષા કરવી. પહેલાંના વખતમાં જુગાર ખેલવો એ મનુષ્યોમાં વેર ઊભું થવાનું કારણ સાબીત થયું છે માટે બુદ્ધિમાન પુરુષે ગમ્મત માટે પણ જુગાર ન ખેલવો. રાજન્! મેં જુગારનો ખેલ આરંભ થતાં જ કહ્યું હતું કે આ ઠીક નથી. છતાં જેમ રોગીને દવા અને પથ્ય ભાવતાં નથી તેવી જ રીતે મારી વાત પણ આપને સારી ન લાગી. નરેન્દ્ર! આપ કાગડાઓ સમાન તમારા પુત્રો દ્વારા વિચિત્ર પાંખવાળા મોર સમાન પાંડવોને પરાજિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છો, સિંહને છોડીને શિયાળની રક્ષા કરી રહ્યા છો પણ વખત આવતાં તમારે તેને માટે પશ્ચાત્તાપ કરવો પડશે. તાત! જે સ્વામી સદા હિતસાધનમાં લાગી રહેનારા પોતાના ભક્ત સેવક પર કદી ક્રોધ નથી કરતો, તેના પર પૂરેપૂરો વિશ્વાસ કરે છે અને તેનો આપત્તિને વખતે પણ ત્યાગ નથી કરતો. સેવકોની આજીવિકા બંધ કરીને બીજાના રાજ્ય અને ધનને પચાવી લેવાનો પ્રયત્ન ન કરવો જોઈએ, કારણ કે પોતાની આજીવિકા છિનવાઈ જવાથી ભોગોથી વંચિત થવાથી પહેલાનાં પ્રેમી મન્ત્રી પણ તે વખતે વિરોધી બની જાય છે અને રાજાનો પરિત્યાગ કરી દે છે. પહેલાં કર્તવ્ય, આવક-વ્યય અને યોગ્ય પગાર વગેરેનો નિશ્ચય કરીને પછી સુયોગ્ય સહાયકોનો સંગ્રહ કરો, કારણ કે કઠિનમાં કઠિન કાર્યો પણ સહાયકોથી સિદ્ધ થાય છે. જે સેવક સ્વામીના અભિપ્રાયને સમજીને આળસ રહિત થઈ સમસ્ત કાર્યોને પૂરાં કરે છે, જે હિતની વાત કહેનાર, સ્વામીભક્ત, સજ્જન અને રાજાની શક્તિને જાણનાર છે તેને પોતાના સમાન સમજીને તેના ઉપર કૃપા કરવી જોઈએ. જે સેવક સ્વામીએ આજ્ઞા કરતાં તેની વાતનો આદર નથી કરતો, કોઈ કામ બતાવતાં તેને નકારે છે, પોતાની બુદ્ધિ ઉપર ગર્વ કરે છે અને વિરુદ્ધ વચનો બોલે છે તેનો તુરત જ ત્યાગ કરી દેવો જોઈએ. અહંકાર રહિત,

કાયરતાશૂન્ય. જલદી કામ પૂરું કરનાર, દયાળુ, શુદ્ધ હૃદયવાળો, બીજાઓથી ઉશ્કેરાઈ ન જનાર, નીરોગી અને ઉદાર વચનવાળો–આ આઠ ગુણોથી યુક્ત મનુષ્ય દૂત બનાવવા યોગ્ય છે. સાવધાન મનુષ્યે વિશ્વાસ હોવા છતાં પણ સાયંકાળે કદી શત્રુને ઘેર ન જવું, રાતમાં છુપાઇને ઝાંપા પર ન ઊભા રહેવું, જે સ્ત્રીને રાજા ચાહતો હોય તેને પ્રાપ્ત કરવાનો યત્ન ન કરવો. દુષ્ટ સહાયકોવાળો રાજા જ્યારે બહુ લોકો સાથે સભામાં બેસીને મંત્રણા કરી રહ્યો હોય–સલાહ લઈ રહ્યો હોય, તે વખતે તેની વાતનું ખંડન ન કરવું. 'હું તમારા પર વિશ્વાસ નથી કરતો' એવું પણ ન કહેવું, પરંતુ કોઈ બંધ બેસતું બહાનું બતાવીને ત્યાંથી હટી જવું. અધિક દયાળુ રાજા, વ્યભિચારિણી સ્ત્રી, રાજાનો અધિકારી, પુત્ર, ભાઈ, નાનાં બાળકોવાળી વિધવા, સૈનિક અને અધિકાર છિનવી લેવામાં આવ્યો હોય તેવો પુરુષ–આ બધાંની સાથે આપવા–લેવાનો વ્યવહાર ન કરવો. આ આઠ ગુણો પુરુષની શોભા વધારે છે:–બુદ્ધિ, કુલીનતા, શાસ્ત્રજ્ઞાન, ઇન્દ્રિયનિગ્રહ, પરાક્રમ, અધિક ન બોલવાનો સ્વભાવ, યથાશક્તિ દાન અને કૃતજ્ઞતા. એક ગુણ એવો છે કે જે બધા મહત્ત્વના ગુણો કરતાં વધી જાય છે. જે મનુષ્ય રાજાથી સંમાનિત થતો હોય છે તે, તેના આ રાજાથી સંમાનિત થવારૂપ એક જ ગુણથી બીજા ગુણો કરતાં વધારે શોભા પામે છે. નિત્ય સ્નાન કરનાર મનુષ્યને બળ, રૂપ, મધુર સ્વર, ઉજ્જ્વલ વર્ણ, કોમળતા, સુગન્ધ, પવિત્રતા, શોભા, સુકુમારતા અને સુંદર સ્ત્રીઓ–આ દશ લાભ પ્રાપ્ત થાય છે. થોડું ભોજન કરનારને આ છ ગુણ પ્રાપ્ત થાય છે:–આરોગ્ય, આયુષ્ય, બળ અને સુખ તો મળે જ છે, તેનાં સન્તાન પણ સુન્દર થાય છે, તથા આ 'ખાઉધરો છે' એમ કહીને લોકો તેના ઉપર આક્ષેપ નથી કરતા. અકર્મણ્ય, ખૂબ ખાનાર, બધા લોકોથી વેર કરનાર, અધિક ક્રૂર, દેશકાળનું જ્ઞાન ન રાખનાર અને નિન્દિત વેષ ધારણ કરનાર મનુષ્યને કદી પોતાના ઘરમાં રહેવા ન દેવો. ખૂબ દુઃખી થવા છતાં પણ કૃપણ, ગાળો બોલનાર, મૂર્ખ, જંગલમાં રહેનાર, ધૂર્ત, નીચની સેવા કરનાર, નિર્દય, વેર બાંધનાર અને કૃતઘ્ન પાસેથી કદી સહાયતાની માગણી ન કરવી જોઈએ. ક્લેશયુક્ત કર્મ કરનાર, અત્યંત પ્રમાદી, અસત્ય ભાષણ કરનાર; અસ્થિર પ્રીતિવાળો, સ્નેહથી રહિત, પોતાને ચતુર માનનાર–આ છ પ્રકારના અધમ પુરુષોની સેવા ન કરવી. ધનની પ્રાપ્તિ સહાયતાની અપેક્ષા રાખે છે; સહાયક ધનની અપેક્ષા રાખે છે; આ બન્ને એક–બીજાના આશ્રિત છે; પરસ્પર સહયોગ વિના તેમની સિદ્ધિ નથી થતી. પુત્રોને ઉત્પન્ન કરીને તેમને ઋણના ભારથી મુક્ત કરીને તેમને માટે આજીવિકાનો પ્રબન્ધ કરવો, પછી કન્યાઓનો યોગ્ય વરની સાથે વિવાહ કરીને વનમાં મુનિઓનું જીવન ગાળવાની ઇચ્છા કરવી. જે સંપૂર્ણ પ્રાણીઓ માટે હિતકર અને પોતાને માટે પણ સુખદ હોય, તેવું કામ ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવું. સંપૂર્ણ સિદ્ધિઓનો આ જ મૂળ મંત્ર છે. જેનામાં વધવાની શક્તિ, પ્રભાવ, તેજ, પરાક્રમ, ઉદ્યોગ અને નિશ્ચય છે તેને કોઈનાથી પોતાની જીવિકાના નાશનો ભય થતો નથી. પાંડવોની સાથે યુદ્ધ કરવામાં જે દોષ છે તેના ઉપર ધ્યાન આપો. તેમની સાથે સંગ્રામ કરતાં ઇંદ્ર વગેરે દેવતાઓને પણ દુઃખ પ્રાપ્ત થાય, તે સિવાય પુત્રોની સાથે વેર, નિત્ય ઉદ્વેગ ભરેલું જીવન, કીર્તિનો નાશ અને શત્રુઓને આનંદ થશે. આકાશમાં વક્ર તેજથી ઊગેલા ધૂમકેતુથી જેમ સંસારમાં અશાંતિ અને ઉપદ્રવ ઊભો થાય છે તે રીતે ભીષ્મ, દ્રોણાચાર્ય, આપ અને રાજા યુધિષ્ઠિરનો વધી ગયેલો કોપ આ સંસારનો સંહાર કરી શકે છે. આપના સો પુત્રો, કર્ણ અને પાંચ પાંડવ મળીને સમુદ્રપર્યંત પૃથ્વીનું શાસન કરી શકે છે, રાજન્! આપના પુત્ર વન સમાન છે અને પાંડવો તેમાં રહેનાર વાઘ છે. આપ વાઘો સહિત સમસ્ત વનને નષ્ટ ન કરો તથા વનથી તે વાઘોને દૂર ન હટાવો. વાઘો વગર વનની રક્ષા નથી થઈ શકતી અને વન વગર વાઘ રહી શકતા નથી. કારણ કે વાઘ વનની રક્ષા કરે છે અને વન વાઘની. જેનું મન પાપોમાં લાગેલું રહે છે તે બીજા મનુષ્યોના કલ્યાણમય ગુણો જાણવાની ઇચ્છા નથી કરતો–જેટલી તેમના અવગુણો જાણવાની કરે છે. જે અર્થની પૂર્ણ સિદ્ધિ ચાહે છે તેણે પહેલાં ધર્મનું જ આચરણ કરવું જોઈએ. જેમ સ્વર્ગથી અમૃત દૂર નથી થતું તેમ ધર્મથી અર્થ જુદો નથી થતો. જેણે બુદ્ધિ પાપોથી હટાવીને કલ્યાણમાં લગાડી છે તેણે સંસારમાં જે કાંઈ પ્રવૃતિ અને નિવૃતિ છે તેને જાણી લીધી છે. જે સમયાનુસાર ધર્મ, અર્થ અને કામનું સેવન કરે છે તે આ લોકમાં અને પરલોકમાં પણ ધર્મ, અર્થ અને કામને પ્રાપ્ત કરે છે. રાજન્! જે ક્રોધ અને

હર્ષના વેગોને રોકી લે છે અને આપત્તિઓમાં પણ ધૈર્યને ખોઇ નથી બેસતો, તે જ રાજલક્ષ્મીનો અધિકારી થાય છે. રાજન્! આપનું કલ્યાણ થાઓ. મનુષ્યોમાં સદા પાંચ પ્રકારનું બળ હોય છે, સાંભળો:–જે બાહુબળ છે તે કનિષ્ઠ બળ કહેવાય છે, મંત્રની સહાય તે બીજું બળ છે, ધન એ ત્રીજું બળ છે. વંશપરંપરાથી પ્રાપ્ત થયેલું બળ તે 'અભિજાત' નામનું ચોથું છે. અને ભારત! જેનાથી આ બધાં બળોને વશ કરી શકાય છે તે બળોમાં શ્રેષ્ઠ 'બુદ્ધિબળ' કહેવાય છે. જે, કોઇને અત્યંત નુકશાન કરતાં અચકાતો નથી તે પુરુષની સાથે વેર ઊભું કરીને એવા વિશ્વાસે ન રહેવું કે હું તેનાથી દૂર છું, એવો કોણ બુદ્ધિમાન હશે કે જે સ્ત્રી, રાજા, સાંપ, ભણેલા પાઠ, સામર્થ્યશાળી વ્યક્તિ, શત્રુ, ભોગ અને આયુષ્ય પર પૂર્ણ વિશ્વાસ કરી શકે? જેને બુદ્ધિના બળથી મારવામાં આવેલો હોય તેને માટે કોઇ વૈદ્ય નથી, કોઇ દવા નથી, મંત્ર નથી અથવા અથર્વવેદમાં બતાવેલો કોઇ પ્રયોગ કે કોઇ સિદ્ધ જડીબુટ્ટી નથી. રાજન્! મનુષ્યે સાપ, અગ્નિ, સિંહ અને પોતાના કુળમાં ઉત્પન્ન થયેલ વ્યક્તિનો અનાદર ન કરવો જોઇએ, કારણ કે તે બધા તેજસ્વી હોય છે. સંસારમાં અગ્નિ એક મહાન તેજ છે. તે કાષ્ઠમાં છુપાઇને રહે છે પરંતુ જ્યાંસુધી બીજા લોકો તેને પ્રજ્વલિત કરતા નથી ત્યાંસુધી તે કાષ્ઠને બાળતો નથી. તે જ અગ્નિને જો મંથન કરીને પ્રકટાવવામાં આવે તો તે કાષ્ઠને તથા પાસેનાં જંગલોને પણ બાળી નાખે છે. આ પ્રમાણે આપના કુળમાં ઉત્પન્ન થયેલ તે અગ્નિ સમાન તેજસ્વી પાંડવો ક્ષમાભાવથી યુક્ત અને વિકારરહિત થઇને શાંતભાવથી રહેલા છે. આપના પુત્રો સહિત આપ લતાઓ સમાન છો અને પાંડવો મહાન વૃક્ષ સમાન છે. વૃક્ષનો આશ્રય લીધા વિના લતાઓ કદી વધી શકતી નથી. રાજન્! આપના પુત્રો એક વન છે અને પાંડવોને તેમાં રહેનારા સિંહ સમજો. રાજન! સિંહથી સૂનું થઇ જતાં વન નષ્ટ થઇ જાય છે અને વનના વિના સિંહ નષ્ટ થઇ જાય છે. ૧૦–૬૪.

---

## વિદુરનીતિ

### ( છઠ્ઠો અધ્યાય )

વિદુર કહે છે—જ્યારે કોઇ માનનીય વૃદ્ધ પુરુષ નજીક આવે છે તે વખતે નવયુવક વ્યક્તિના પ્રાણ ઊંચા થાય છે પછી જ્યારે તે વૃદ્ધના સ્વાગત માટે ઊભો થાય છે અને તેને પ્રણામ કરે છે ત્યારે પાછા પ્રાણોને વાસ્તવિક સ્થિતિમાં પ્રાપ્ત કરે છે. જ્યારે કોઇ સાધુપુરુષ અતિથિના રૂપમાં ઘેર આવે તો ધીર પુરુષે પહેલાં તેને આસન આપીને જળ લાવી પગ ધોવા, પછી તેના કુશળ પૂછી પોતાની સ્થિતિ કહેવી, ત્યારપછી ભોજન કરાવવું. જેને ઘેર લોભ, ભય અથવા કંજુસાઇને લીધે વેદવેત્તા લોકો સત્કારને ગ્રહણ કરતા નથી તે ગૃહસ્થના જીવનને શ્રેષ્ઠ પુરુષોએ વ્યર્થ ગણેલું છે. વૈદ્ય, મારફાડ કરનાર, બ્રહ્મચર્યથી ભ્રષ્ટ, ચોર, ક્રૂર, શરાબ પીનાર, ગર્ભહત્યારો, ધાડપાડુ અને વેદ વેચનાર—તેઓ જો કે પગ ધોવા યોગ્ય નથી તો પણ જો ઘેર આવે તો તેમનો પણ આદર કરવો જોઇએ. મીઠું, રાંધેલું અનાજ, દહિં, દૂધ, મધ, તેલ, ઘી, તલ, માંસ, ફળ, મૂળ, શાક, લાલ કપડું, દરેક પ્રકારની ગંધ અને ગોળ–આટલી વસ્તુઓ વેચવા યોગ્ય નથી. જે ક્રોધ ન કરનાર, લોઢું, પત્થર અને સુવર્ણને સમાન સમજનાર, શોકહીન, સન્ધિ-વિગ્રહથી રહિત, નિંદા–પ્રશંસાથી શૂન્ય, પ્રિય-અપ્રિયનો ત્યાગ કરનાર તથા ઉદાસીન છે, તે જ ભિક્ષુક ( સંન્યાસી) છે. જે નીવાર ( જંગલી ડાંગર ), કન્દ-મૂળ, ઇંગુદી ફળ અને શાક ખાઇને નિર્વાહ કરે છે, મનને વશમાં રાખે છે, અગ્નિહોત્ર કરે છે, વનમાં રહેવા છતાં પણ અતિથિ-સેવામાં સદા સાવધાન રહે છે, તે જ પુણ્યાત્મા વાનપ્રસ્થ શ્રેષ્ઠ મનાય છે. બુદ્ધિમાન પુરુષનું અહિત કરીને એવા વિશ્વાસે ન રહેવું કે હું દૂર છું. બુદ્ધિમાનના હાથ બહુ લાંબા હોય છે. તેને સતાવનાં તે તેના તે હાથેથી બદલો લે છે. જે વિશ્વાસને પાત્ર નથી તેનો તો વિશ્વાસ કરવો જ નહિં, પરંતુ જે વિશ્વાસપાત્ર છે તેના પર પણ અધિક વિશ્વાસ ન કરવો, વિશ્વાસપાત્ર મનુષ્યથી ઉત્પન્ન થયેલ ભય મનુષ્યનો મૂળ સહિત નાશ કરી દે છે. મનુષ્યે ઇર્ષા રહિત, સ્ત્રીઓનો રક્ષક, સમ્પત્તિનો ન્યાયપૂર્વક ઉપયોગ કરનાર, પ્રિયવાદી અને શુદ્ધ થવું જોઇએ. સ્ત્રીઓની આગળ મીઠાં વચન બોલવાં પણ તેમને વશ કદી ન થવું. સ્ત્રીઓને ઘરની લક્ષ્મી કહેલી છે. તેઓ

અત્યન્ત સૌભાગ્યશાળી, પૂજાને યોગ્ય, પવિત્ર તથા ઘરની શોભારૂપ છે. આથી તેમની વિશેષ રીતે રક્ષા કરવી જોઈએ. અન્તઃપુરની રક્ષાનું કાર્ય પિતાને સોંપવું, રસોડાનો પ્રબંધ માતાના હાથમાં આપવો; ગાયોની સેવામાં પોતાના સમોવડી વ્યક્તિને જોડવી અને ખેતરનું કામ જાતે કરવું, સેવકો દ્વારા વેપાર કરવો અને પુત્રો દ્વારા બ્રાહ્મણોની સેવા કરવી. જળથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિય અને પત્થરથી લોઢું ઉત્પન્ન થએલ છે. તેમનું તેજ સર્વત્ર વ્યાપ્ત હોવા છતાં પોતાના ઉત્પત્તિસ્થાનમાં શાન્ત થઇ જાય છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન તેજસ્વી, ક્ષમાશીલ અને વિકાર-શૂન્ય સન્ત સદા કાષ્ઠમાં અગ્નિની સમાન શાન્ત ભાવથી રહે છે. જે રાજાની મન્ત્રણાને તેના બહિરંગ અને અન્તરંગ મન્ત્રીઓ સુદ્ધાં નથી જાણતા એવો સર્વ તરફ દૃષ્ટિ રાખનાર રાજા ચિરકાળ સુધી ઐશ્વર્યનો ઉપભોગ કરે છે. ધર્મ, કામ અને અર્થ સમ્બન્ધી કાર્યોને કરતા પહેલાં પ્રકટ કરવાં નહિ, કરીને જ બતાવવાં. આ પ્રમાણે કરવાથી પોતાની મન્ત્રણા બીજાઓમાં ફૂટી નથી જતી. પર્વતના શિખર પર જઈને અથવા જંગલમાં નિર્જન સ્થાનમાં જઈને મન્ત્રણા કરવી જોઇએ. હે ભારત! જે મિત્ર ન હોય, મિત્ર હોવા છતાં પણ પણ્ડિત ન હોય, પણ્ડિત હોવા છતાં પણ જેનું મન વશમાં ન હોય તેને પોતાનો ગુપ્ત વિચાર જણાવવો ન જોઈએ. રાજાએ સારી રીતે પરીક્ષા કર્યા વગર કોઈને પોતાનો મંત્રી ન બનાવવો જોઈએ, કારણ કે ધનની પ્રાપ્તિ અને મંત્ર (ગુપ્ત વિચાર)—ની રક્ષાનો ભાર મંત્રી પર જ રહે છે. જેનાં ધર્મ, અર્થ અને કામ સંબંધી બધાં કાર્યોને પૂર્ણ થયા પછી જ સભાસદ લોકો જાણી શકે છે; તે જ રાજા સમસ્ત રાજાઓમાં શ્રેષ્ઠ છે. જે મોહવશ ખરાબ કર્યો કરે છે, તે, તે કાર્યોનું વિપરીત પરિણામ આવતાં પોતાના જીવનથી પણ હાથ ધોઇ બેસે છે. ઉત્તમ કર્મોનું અનુષ્ઠાન સુખ આપનારા થાય છે, તેને લીધે પશ્ચાત્તાપ કરવો પડતો નથી. જેમ વેદોને ભણ્યા વગર બ્રાહ્મણ શ્રાદ્ધનો અધિકારી નથી થતો, તેમ સન્ધિ, વિગ્રહ, યાન, આસન દ્વૈધીભાવ અને સમાશ્રય નામના ૭ ગુણોને જાણ્યા વગર કોઇ માણસ ગુપ્ત મંત્રણા સાંભળવાનો અધિકારી નથી થતો. રાજન્! જે સન્ધિ, વિગ્રહ વગેરે ૭ ગુણોને જાણવાને લીધે પ્રસિદ્ધ થએલ છે; સ્થિતિ, વૃદ્ધિ અને ક્ષયને જાણે છે, તથા જેના સ્વભાવની બધા પ્રશંસા કરે છે તે જ રાજાને આધીન પૃથ્વી રહે છે. જેના ક્રોધ અને હર્ષ વ્યર્થ નથી જતા, જે મહત્ત્વનાં કાર્યોની જાતે તપાસ રાખે છે અને ખજાનાથી પણ જાણકાર રહે છે તેની પૃથ્વી પૂર્ણ ધન આપનારી થાય છે. રાજાએ પોતાના 'રાજા' નામથી અને રાજાને યોગ્ય છત્ર વગેરેથી સંતુષ્ટ રહેવું, સેવકોને પૂરતું ધન આપવું, બધું પોતે જ હડપ ન કરી જવું, બ્રાહ્મણને બ્રાહ્મણ જ જાણી શકે છે, સ્ત્રીને તેનો પતિ જાણે છે, મંત્રીને રાજા જાણે છે અને રાજાને પણ રાજા જાણે છે. વશમાં આવેલા વધયોગ્ય શત્રુને કદી છોડવો ન જોઇએ. જો પોતાનું બળ અધિક ન હોય તો નમ્ર થઇને તેની પાસે સમય વીતાવવો જોઇએ અને બળ હોય તો તેને મારી જ નાખવો જોઈએ. કારણ કે જો શત્રુને મારી નાખવામાં ન આવે તો તુરત જ તેનાથી ભય ઉત્પન્ન થઈ જાય છે. દેવતા, બ્રાહ્મણ, રાજા, વૃદ્ધ, બાળક અને રોગી પર થનારા ક્રોધને પ્રયત્ન-પૂર્વક રોકવો જોઇએ. નિરર્થક કલહ કરવો એ મૂર્ખોનું કામ છે, બુદ્ધિમાન પુરુષે તેનો ત્યાગ કરવો જોઈએ. તેથી લોકોમાં યશ પ્રાપ્ત થાય છે, તથા અનર્થનો સામનો નથી કરવો પડતો. જેના પ્રસન્ન થવાનું કાંઇ ફળ નથી તથા જેનો ક્રોધ પણ વ્યર્થ હોય છે તેવા રાજાને જેમ સ્ત્રી નપુંસકને ચાહતી નથી તેમ પ્રજા ચાહતી નથી. બુદ્ધિથી ધન પ્રાપ્ત થાય છે અને મૂર્ખ દરિદ્ર રહે છે એવો કોઈ નિયમ નથી. સંસારચક્રના રહસ્યને કેવળ વિદ્વાન જ જાણે છે, બીજા કોઈ નહિ. ભારત! મૂર્ખ મનુષ્ય વિદ્યા, શીલ, અવસ્થા, બુદ્ધિ, ધન અને કુળમાં મોટા અને માનનીય પુરુષોનો સદા અનાદર કર્યા કરે છે. જેનું ચારિત્ર્ય નિંદનીય છે, જે મૂર્ખ, ગુણોમાં દોષ જોનાર, અધાર્મિક, બૂરાં વચન બોલનાર અને ક્રોધી છે તેના ઉપર થોડા જ વખતમાં અનર્થ (સંકટો) તૂટી પડે છે. ઠગાઇ ન કરવી, દાન આપવું, નિશ્ચય ઉપર દૃઢ રહેવું અને હિતવચનોનું કથન—આ સર્વ પ્રાણીઓને પોતાનાં બનાવી લે છે. કોઇને પણ દગો ન દેનાર, ચતુર, કૃતજ્ઞ, બુદ્ધિમાન અને સરળ રાજા ખજાનો ખતમ થવા છતાં પણ સહાયકો મેળવી શકે છે. અર્થાત્ તેને સહાયકો મળી જાય છે. ધૈર્ય, મનોનિગ્રહ, ઇન્દ્રિયસંયમ, પવિત્રતા, દયા કોમળ વાણી અને મિત્રથી દ્રોહ ન કરવો—આ સાત વસ્તુઓ લક્ષ્મીને વધારનાર છે. રાજન્! જે પોતાના આશ્રિતોને યોગ્ય પ્રમાણમાં ધન આપતો નથી, તથા, દુષ્ટ કૃતઘ્ન અને નિર્લજ્જ છે, તેવો રાજા ત્યાગ કરવા યોગ્ય છે. જે પોતે દોષિત હોવા છતાં

પણ નિર્દોષ આત્મીય જનને કુપિત કરે છે, તે સર્પવાળા ઘરમાં રહેનારની પેઠે રાતમાં સુખપૂર્વક સૂઈ શકતો નથી. ભારત! જેમના ઉપર દોષારોપણ કરવાથી સલામનીમાં વિઘ્ન આવે તે લોકોને દેવતાઓની માફક સદા પ્રસન્ન રાખવા જોઈએ. જેઓ ધન વગેરે પદાર્થો અને સ્ત્રી વગેરેને પ્રમાદી, પતિત તેમજ નીચ પુરુષોના હાથમાં સોંપી દે છે તેઓ સંશયમાં પડી જાય છે. રાજન્! જ્યાંનું રાજ્ય સ્ત્રી, જુગારી અને બાળકના હાથમાં છે ત્યાંના લોકો નદીમાં પથ્થરની નાવ પર બેસનારાઓની જેમ વિપત્તિના સમુદ્રમાં ડૂબી જાય છે. જે લોકો જેટલું જરૂરનું હોય તેટલા જ કામમાં લાગેલા રહે છે, વધારેમાં હાથ ઘાલતા નથી, તેઓને હું પંડિત માનું છું. કારણ કે અધિકમાં હાથ ઘાલવો એ સંઘર્ષ કરાવનાર થાય છે. જુગારી જેની તારીફ કરે છે, ચારણ જેની પ્રશંસાનું ગાન કરે છે, વેશ્યાઓ જેની મોટાઈ બકે છે તે મનુષ્ય જીવતો જ મડદા સમાન છે. હે ભારત! આપે તે મહાન ધનુર્ધર અને અત્યંત તેજસ્વી પાંડવોને છોડીને આ મહાન ઐશ્વર્યનો ભાર દુર્યોધન પર રાખી દીધો છે, તેથી આપ તુરત જ તે ઐશ્વર્યના મદથી મૂઢ થયેલા દુર્યોધનને ત્રણ લોકના સામ્રાજ્યથી પડેલા બાળકની માફક આ રાજ્યથી ભ્રષ્ટ થતાં જોશો. ૧–૪૭

---

# વિદુરનીતિ

## (સાતમો અધ્યાય)

**ધૃતરાષ્ટ્રે કહ્યું**—વિદુર! પુરુષ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને તથા નષ્ટ કરવાને સ્વતંત્ર નથી. બ્રહ્માએ દોરાથી બાંધેલી લાકડાની પુતળીની માફક તેને પ્રારબ્ધને આધીન કરી દીધો છે. માટે તમે કહે રાખો, હું સાંભળવા માટે ધૈર્ય ધારણ કરીને બેઠો છું. ૧

**વિદુર બોલ્યા**—ભારત! સમયને અનુસાર ન હોય એવું બૃહસ્પતિ પણ કંઈ બોલે તો તેમનું અપમાન જ થાય છે, અને તેમની બુદ્ધિની પણ અવગણના થાય છે. સંસારમાં કેટલાક માણસો દાન દેવાથી પ્રિય થાય છે, કેટલાક સારી વાણી બોલવાથી અને કેટલાક મંત્ર અને ઔષધના બળથી પ્રિય થાય છે. પરંતુ જે વાસ્તવિક રીતે પ્રિય છે તે તો સદા પ્રિય જ રહે છે. જેનામાં દ્વેષ ઉત્પન્ન થાય છે તે નથી સાધુ, નથી વિદ્વાન કે નથી બુદ્ધિમાન. પ્રિયજનનાં બધાં કર્મો શુભ જ લાગે છે અને દુશ્મનનાં બધાં પાપમય જણાય છે. રાજન્! દુર્યોધનના જન્મ વખતે જ મેં કહ્યું હતું કે 'તમે કેવળ આ જ પુત્રનો ત્યાગ કરો. આના ત્યાગથી સોએ પુત્રોની વૃદ્ધિ થશે અને આનો ત્યાગ ન કરવાથી સોએ પુત્રોનો નાશ થશે.' જે વૃદ્ધિ ભવિષ્યમાં નાશનું કારણ બને તેને વધારે મહત્ત્વ ન આપવું જોઈએ. તેમ જ તેવા ક્ષયનો પણ ખૂબ આદર કરવો જોઈએ કે જે આગળ જતાં અભ્યુદય કરનાર હોય. મહારાજ! ખરી રીતે તો જે ક્ષય વૃદ્ધિનું કારણ થાય છે તે ક્ષય જ નથી; પરંતુ તેવા લાભને પણ ક્ષય સમજવો જોઈએ કે જે પ્રાપ્ત થવાથી અનેકનો નાશ થઈ જાય. ધૃતરાષ્ટ્ર! કેટલાક લોકો ગુણરૂપ ધનવાળા હોય છે, કેટલાક લોકો દ્રવ્યરૂપ ધનવાળા હોય છે. જેઓ દ્રવ્યથી ધનવાન હોવા છતાં પણ ગુણોના કંગાળ છે તેમને ત્યજી દો. ૨–૮

**ધૃતરાષ્ટ્રે કહ્યું**—વિદુર! તમે જે કંઈ કહી રહ્યા છો તે પરિણામમાં હિતકર છે; બુદ્ધિમાન પુરુષો તેનું અનુમોદન કરે છે. તે પણ બરાબર છે કે જે તરફ ધર્મ હોય છે તે જ પક્ષની જીત થાય છે. તો પણ હું મારા પુત્રનો ત્યાગ નથી કરી શકતો. ૯

**વિદુર બોલ્યા**—જે અધિક ગુણોથી સંપન્ન અને વિનયી છે તે પ્રાણીઓનો જરા પણ સંહાર થતો જોઈને તેની ઉપેક્ષા નથી કરી શકતો. જે બીજાઓની નિંદામાં જ લાગી રહે છે, બીજાઓને દુઃખ આપવામાં અને પરસ્પર ફૂટ પાડવામાં સદા ઉત્સાહની સાથે પ્રયત્નશીલ રહે છે, જેનું દર્શન દોષથી ભરેલું (અશુભ) છે અને જેની સાથે રહેવામાં પણ ખૂબ મોટું જોખમ છે, એવા લોકો પાસેથી ધન લેવામાં મહાન દોષ છે અને એમને આપવામાં પણ બહુ ભય છે. બીજાઓમાં ફૂટ પાડવાનો જેનો સ્વભાવ છે, જે કામી, નિર્લજ્જ, શઠ અને પાપી તરીકે પ્રસિદ્ધ છે, તે સેવન કરવાને અયોગ્ય માનવામાં આવ્યો છે. ઉપર જણાવેલા દોષ સિવાયના પણ જે મહાન દોષ છે તે દોષોથી યુક્ત માણસનો પણ ત્યાગ કરવો જોઈએ.

એકદીલી મટી જતાં નીચ પુરુષોનો પ્રેમ નષ્ટ થઈ જાય છે, તે એકદીલીથી મળનારું સુખ અને સિદ્ધિનો પણ નાશ થઈ જાય છે. પછી તે નીચ પુરુષ નિંદા

કરવાનો યત્ન કરે છે. થોડો પણ અપરાધ થઇ જતાં તે મોહવશ થઈને તેના વિનાશનો ઉદ્યોગ આરંભે છે, તેને જરા પણ શાંતિ નથી મળતી. તે પ્રકારના નીચ, ક્રૂર અને અજિતેંદ્રિય પુરુષના સંગનો વિદ્વાન પુરુષ પોતાની બુદ્ધિથી પૂર્ણ વિચાર કરીને ત્યાગ કરે. જે પોતાના કુટુંબી, દરિદ્ર, દીન તથા રોગી પર અનુગ્રહ કરે છે, તે પુત્ર અને પશુઓથી સમૃદ્ધ થઈ અનંત કલ્યાણનો અનુભવ કરે છે. રાજેન્દ્ર! જે લોકો પોતાના ભલાની ઇચ્છા કરે છે, તેમણે પોતાના જાતિભાઇઓને ઉન્નતિશીલ બનાવવા જોઈએ, માટે આપ સારી રીતે આપના કુળની વૃદ્ધિ કરો. રાજન્! જે પોતાના કુટુમ્બી જનોનો સત્કાર કરે છે, તે કલ્યાણ પ્રાપ્ત કરે છે. ભરતશ્રેષ્ઠ! પોતાના કુટુમ્બના લોક ગુણહીન હોય તો પણ તેમની રક્ષા કરવી જોઇએ તો પછી જેઓ આપની કૃપાના અભિલાષી અને ગુણવાન છે તેમના તો વાત જ શું કરવી? રાજન્! આપ સમર્થ છો. વીર પાંડવો ઉપર કૃપા કરો અને તેમને આજીવિકા માટે કેટલાંક ગામ આપી દો. નરેશ્વર! એ પ્રમાણે કરવાથી આપને આ સંસારમાં યશ પ્રાપ્ત થશે. તાત! આપ વૃદ્ધ છો તેથી આપે આપના પુત્રો પર શાસન ચલાવવું જોઇએ. ભરતશ્રેષ્ઠ! મારે પણ આપના હિતની જ વાત કહેવી જોઈએ. આપ મને આપનો હિતેચ્છુ સમજો. તાત! શુભ ઇચ્છા રાખનારે પોતાના જાતિભાઇઓ સાથે કંકાસ ન કરવો જોઈએ. પરન્તુ તેમની સાથે મળીને સુખનો ઉપભોગ કરવો જોઈએ. જાતિભાઇઓની સાથે પરસ્પર ભોજન, વાતચીત તથા પ્રેમ કરવો એ જ કર્તવ્ય છે. તેમની સાથે કદી વિરોધ ન કરવો જોઇએ. આ જગતમાં જાતિભાઈઓ તારે છે અને ડુબાડે પણ છે. તેઓમાં જે સદાચારી છે તેઓ તો તારે છે. અને દુરાચારીઓ ડુબાડી દે છે. રાજેન્દ્ર! આપ પાંડવો પ્રત્યે સદ્વ્યવહાર કરો. હે માનદ! તેમનાથી સુરક્ષિત થઇને આપ શત્રુઓના આક્રમણથી બચી જશો. ઝેરીલાં બાણ હાથમાં લઈને ઊભેલા શિકારીની પાસે પહોંચતાં જેમ મૃગને કષ્ટ ભોગવવું પડે છે તે પ્રમાણે જે જાતિબન્ધુ પોતાના ધનવાન બંધુની પાસે જઇ દુઃખ પામે છે તેના પાપનો ભાગી તે ધનવાન થાય છે. નરશ્રેષ્ઠ! આપ પાંડવોને અથવા આપના પુત્રોને માર્યા ગયા સાંભળી પાછળથી સંતાપ કરશો. માટે એ વાતનો પહેલેથી વિચાર કરી લો. (આ જીવનનું કાંઇ ઠેકાણું નથી.) જે કર્મ કરવાથી અન્તે ખાટલા ઉપર બેસીને પસ્તાવો કરવો પડે તેને પહેલેથી જ ન કરવું જોઈએ. શુક્રાચાર્ય સિવાય બીજો કોઈ પણ મનુષ્ય એવો નથી કે જે નીતિનું ઉલ્લંઘન ન કરતો હોય. આથી જે થઇ ગયું તે થઇ ગયું, બાકીના કર્તવ્યનો વિચાર આપ જેવા બુદ્ધિમાન પુરુષો ઉપર આધાર રાખે છે. નરેશ્વર! દુર્યોધને પહેલાં પાંડવો પ્રત્યે જે અપરાધ કર્યો છે તેની શુદ્ધિ આપ જેવા વૃદ્ધ વડીલ દ્વારા થઇ જવી જોઈએ. નરશ્રેષ્ઠ! જો આપ એમને રાજ્યપદપર સ્થાપિત કરી દેશો તો સંસારમાં આપનો કલંક ધોવાઇ જશે અને આપ બુદ્ધિમાન પુરુષોના માનનીય બની જશો. જે ધીર પુરુષોનાં વચનોનાં પરિણામ ઉપર વિચાર કરીને તે અનુસાર કાર્ય કરે છે તે ચિરકાળ સુધી યશસ્વી બને છે. કુશળ વિદ્વાનો દ્વારા પણ ઉપદેશાએલું જ્ઞાન, જો તે પ્રમાણે વર્તન કરવામાં ન આવે તો વ્યર્થ જ છે. જે વિદ્વાન પાપ રૂપ ફળ આપનાર કર્મોનો આરંભ નથી કરતો તે વૃદ્ધિ પામે છે, પરન્તુ જે પૂર્વે કરેલાં પાપનો વિચાર ન કરીને તે પ્રમાણે જ વર્ત્યા કરે છે તે બુદ્ધિહીન મનુષ્ય અગાધ કીચડથી ભરેલા નરકમાં પડે છે. બુદ્ધિમાન પુરુષ વિચાર ફૂટી જવાનાં આ છ દ્વારોને જાણે અને ધર્મનું રક્ષણ કરવા માટે તેમને સદા બંધ રાખે—નશાનું સેવન, નિદ્રા, આવશ્યક વસ્તુઓ ઉપર ધ્યાન ન આપવું, પોતાના નેત્ર, મુખ વગેરેનો વિચાર, દુષ્ટ મન્ત્રીઓમાં વિશ્વાસ, અને મૂર્ખ દૂત પર પણ ભરોસો રાખવો. રાજન્! જે આ દ્વારોને જાણીને તેમને સદા બંધ રાખે છે, તે અર્થ, ધર્મ અને કામના સેવનમાં લાગેલો રહીને શત્રુઓને પણ વશમાં કરી લે છે. બૃહસ્પતિ સમાન મનુષ્ય પણ શાસ્ત્રજ્ઞાન અને વૃદ્ધોની સેવા કર્યા વગર ધર્મ અને અર્થનું જ્ઞાન પ્રાપ્ત નથી કરી શકતા. સમુદ્રમાં પડી ગએલી વસ્તુ નષ્ટ થઈ જાય છે, જે સાંભળતો નથી તેને કહેલી વાત નષ્ટ થઈ જાય છે. અજિતેન્દ્રિય પુરુષનું શાસ્ત્રજ્ઞાન અને રાખમાં કરવામાં આવેલ હવન પણ નષ્ટ જ છે. બુદ્ધિમાન પુરુષ બુદ્ધિથી વિચારીને પોતાના અનુભવથી વારંવાર તેની યોગ્યતાનો નિશ્ચય કરે, પછી બીજાઓ દ્વારા સાંભળીને અને જાતે જોઇને સારી રીતે વિચાર કરીને વિદ્વાનોની સાથે મિત્રતા કરે. વિનયીપણું અપયશનો નાશ કરે છે. પરાક્રમ અનર્થને દૂર કરે છે, ક્ષમા સદા ક્રોધનો નાશ કરે છે અને સદાચાર કુલક્ષણનો નાશ કરે છે. રાજન્! નાના પ્રકારની ભોગસામગ્રી, માતા, ઘર, સ્વાગત-સત્કા-

રનો ઢંગ અને ભોજન તથા વસ્ત્રદ્વારા કુળની પરીક્ષા કરવી. દેહાભિમાનથી રહિત પુરુષની પાસે પણ જો ન્યાયયુક્ત પદાર્થ સ્વતઃ (અનાયાસે જ ) પ્રાપ્ત થાય તો તે પણ તેનો વિરોધ નથી કરતો, તો કામાસક્ત મનુષ્યને માટે તો કહેવું જ શું ? જે વિદ્વાનોની સેવામાં રહેનાર, વૈદ્ય, ધાર્મિક, દેખાવમાં સુન્દર, મિત્રોથી યુક્ત તથા મધુર બોલનાર હોય તેવા સુહૃદની દરેક રીતે રક્ષા કરવી જોઈએ. અધમ અથવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો હોય પણ જે મર્યાદાનું ઉલ્લંઘન નથી કરતો, ધર્મની અપેક્ષા રાખે છે, કોમળ સ્વભાવનો તથા સજ્જન છે, તે સેંકડો કુલીનો કરતાં અધિક છે. જે બે મનુષ્યોનાં ચિત્ત, ગુપ્ત રહસ્યો અને બુદ્ધિ પરસ્પર એકરૂપ બની જાય છે, તેમની મિત્રતા કદી નષ્ટ નથી થતી. બુદ્ધિમાન પુરુષે દુર્બુદ્ધિ અને વિચારશક્તિથી હીન પુરુષનો ઘાસથી ઢંકાયેલા કૂવાની જેમ ત્યાગ કરી દેવો, કારણ કે તેની સાથે કરેલી મિત્રતા નાશ પામે છે. વિદ્વાન પુરુષે અભિમાની, મૂર્ખ, ક્રોધી, ઉતાવળીયા અને ધર્મહીન પુરુષો સાથે મિત્રતા ન કરવી. મિત્ર તો એવો હોવો જોઈએ કે જે કૃતજ્ઞ, ધાર્મિક, સત્યવાદી, ઉદાર, પ્રેમી, જિતેન્દ્રિય, મર્યાદાશીલ અને મૈત્રીનો ત્યાગ ન કરનાર હોય. ઇન્દ્રિયોને સર્વથા રોકી રાખવી એ તો મૃત્યુથી પણ કઠિન છે અને તેમને બિલકુલ છૂટી મૂકી દેવાથી દેવતાઓનો (ઇન્દ્રિયોની શક્તિનો ) પણ નાશ થઈ જાય છે. સમ્પૂર્ણ પ્રાણીઓ પ્રત્યે કોમળતાનો ભાવ, ગુણોમાં દોષ ન જોવા, ક્ષમા ધૈર્ય અને મિત્રોનું અપમાન ન કરવું—આ બધા ગુણો આયુષ્યને વધારનાર છે, એમ વિદ્વાનો કહે છે. જે અન્યાયથી નષ્ટ થયેલા ધનને સ્થિર બુદ્ધિનો આશ્રય લઈ સારી નીતિથી ફરી મેળવવાની ઇચ્છા કરે છે, તે વીર પુરુષોના જેવું આચરણ છે. જે આવી પડનાર દુઃખને રોકવાનો ઉપાય જાણે છે, વર્તમાન સમયના કર્તવ્યના પાલનમાં દૃઢ નિશ્ચય રાખનાર છે, અને ભૂતકાળનું જે કર્તવ્ય બાકી રહી ગયું હોય તેને પણ જાણે છે તે મનુષ્ય કદી અર્થથી હીન થતો નથી. મનુષ્ય મન, વાણી અને કર્મથી જેનું નિરન્તર સેવન કરે છે તે કાર્ય તે પુરુષને પોતાની તરફ ખેંચી લે છે માટે સદા કલ્યાણકારી કાર્યોને જ કરવાં. માંગલિક પદાર્થોનો સ્પર્શ, ચિત્તવૃત્તિઓનો નિરોધ, શાસ્ત્રનો અભ્યાસ, ઉદ્યોગશીલતા, સરળતા અને સત્પુરુષોનાં વારંવાર દર્શન—આ સર્વ કલ્યાણકારી છે. ઉદ્યોગમાં લાગ્યા રહેવું તે ધન, લાભ અને કલ્યાણ પ્રાપ્ત કરાવનાર છે. આથી ઉદ્યોગ ન છોડનાર મનુષ્ય મહાન બને છે અને અનન્ત સુખનો ઉપભોગ કરે છે. તાત! સમર્થ પુરુષોને માટે દરેક દેશમાં અને દરેક સમયે ક્ષમાના સમાન બીજો કોઈ હિતકારક તથા શ્રીસમ્પન્ન બનવાનો ઉપાય મનાયો નથી. જે શક્તિહીન છે તે તો સર્વના ઉપર ક્ષમા કરે. જેની દૃષ્ટિમાં અર્થ અને અનર્થ બન્ને સમાન જ છે તેને માટે તો ક્ષમા જ હિતકર છે. જે સુખનું સેવન કરતો રહેવાથી મનુષ્ય ધર્મ અને અર્થથી ભ્રષ્ટ ન થાય તેનું સેવન કરે. પરન્તુ મૂઢવ્રત ( આસક્તિ તેમજ અન્યાયપૂર્વક વિષયનું સેવન ) ન કરે. જે દુઃખથી પીડિત, પ્રમાદી, નાસ્તિક, આળસુ, અજિતેન્દ્રિય અને ઉત્સાહરહિત છે તેને ત્યાં લક્ષ્મીનો વાસ નથી થતો. દુષ્ટબુદ્ધિવાળા લોકો સરળતાથી યુક્ત અને સરળતાને લીધે જ લજ્જાશીલ એવા મનુષ્યને અશક્ત સમજીને તેનો તિરસ્કાર કરે છે. અત્યન્ત શ્રેષ્ઠ, અતિશય દાની, અતિ શૂરવીર બહુ વ્રત-નિયમોનું પાલન કરનાર અને બુદ્ધિના ઘમંડમાં ચકચૂર રહેનાર મનુષ્ય પાસે લક્ષ્મી ભયની મારી આવતી નથી. રાજલક્ષ્મી અત્યન્ત ગુણવાનોની તેમ અત્યન્ત દુર્ગુણીઓની પાસે નથી રહેતી, તે ખૂબ ગુણોને પણ ઇચ્છતી નથી તેમ ગુણહીન પ્રત્યે પણ પ્રેમ કરતી નથી. ઉન્મત્ત *ગાયની માફક આ લક્ષ્મી કોઈક જગાએ જ ઊભી રહે છે. વેદોનું ફળ અગ્નિહોત્ર કરવું તે છે, શાસ્ત્રાધ્યયનનું ફળ સુશીલતા અને સદાચાર, સ્ત્રીનું ફળ રતિસુખ તથા પુત્રની પ્રાપ્તિ, અને ધનનું ફળ છે દાન અને ઉપભોગ. જે અધર્મદ્વારા કમાયેલા ધનથી પરલોકમાં સુખ આપમાટે યજ્ઞ વગેરે કરે છે, તે મર્યા પછી તે ફળને પામતો નથી, કારણ કે તેનું ધન ખરાબ માર્ગોથી આવેલું છે. ઘોર જંગલમાં, દુર્ગમ માર્ગમાં, કઠિન આપત્તિને વખતે ગભરાટમાં અને કોઈએ પ્રહાર કરવા માટે શસ્ત્ર ઉગામ્યું હોય તે વખતે પણ મનોબળવાળા મનુષ્યને ભય થતો નથી. ઉદ્યોગ, સંયમ, દક્ષતા, સાવધાની, ધૈર્ય, સ્મૃતિ અને વિચારપૂર્વક કાર્યનો આરંભ કરવો—તેને ઉન્નતિનો મૂળ મન્ત્ર સમજવો. તપસ્વીઓનું બળ છે તપ, વેદવેત્તાઓનું બળ છે વેદ, અસાધુઓનું બળ છે હિંસા અને ગુણવાનોનું બળ છે ક્ષમા. જળ, મૂળ, ફળ, દૂધ, ઘી, બ્રાહ્મણની ઇચ્છા પૂર્ણ કરવી, ગુરુનું વચન અને ઔષધ—આ આઠ, વ્રતનો નાશ કરનારાં બનતાં નથી.

જે પોતાને પ્રતિકૂળ જણાય તે બીજાઓને માટે પણ પણ ન કરવું—ટૂંકામાં ધર્મનું સ્વરૂપ આ જ છે. તે સિવાય જેમાં કામનાથી પ્રવૃત્તિ કરાય છે તે તો અધર્મ જ છે. અક્રોધથી ક્રોધને જીતવો, દુર્જનને સદ્‌વ્યવહારથી, કૃપણને દાનથી અને જૂઠા ઉપર સત્યથી વિજય પ્રાપ્ત કરવો. સ્ત્રી, ધૂર્ત, આળસુ, ડરપોક, ક્રોધી, પુરુષત્વનું અભિમાન રાખનાર, ચોર, કૃતઘ્ન અને નાસ્તિકનો વિશ્વાસ ન રાખવો જોઈએ. જે નિત્ય ગુરુજનોને પ્રણામ કરે છે અને વૃદ્ધોની સેવામાં લાગી રહે છે તેની કીર્તિ, આયુષ્ય, યશ અને બળ—આ ચારે વધે છે. જે ધન અત્યન્ત ક્લેશ ઉઠાવવાથી, ધર્મનું ઉલ્લંઘન કરવાથી અથવા શત્રુની સામે શિર ઝુકાવવાથી પ્રાપ્ત થતું હોય તેની ઈચ્છા ન કરવી જોઈએ. વિદ્યાહીન પુરુષ, સન્તાન ઉત્પન્ન કરવા સિવાયનો સ્ત્રીસંગ, પેટ ન ભરી શકનારી પ્રજા અને રાજા વિનાના રાષ્ટ્ર માટે શોક કરવો જોઈએ. લાંબો રસ્તો ચાલવો એ દેહધારીઓને માટે દુઃખરૂપ ઘડપણ છે, ઉપર વરસાદ વરસે તે પર્વતોનું ઘડપણ છે, સંભોગથી વંચિત રહેવું તે સ્ત્રીઓનું ઘડપણ છે અને બીજાનાં વચનરૂપી બાણોથી ઘવાવું તે મનને માટે ઘડપણ સમાન છે. અધ્યયન ન કરવું તે વેદોનો મળ છે, બ્રાહ્મણોચિત નિયમોનું પાલન ન કરવું તે બ્રાહ્મણોનો મળ છે. જૂઠું બોલવું પુરુષોનો મળ છે, ક્રીડા-વિનોદ પતિવ્રતા સ્ત્રીનો મળ છે. પતિ વિના પરદેશ રહેવું તે સ્ત્રીનો મળ છે. સોનાનો મળ છે ચાંદી, ચાંદીનો મળ છે જસત, જસતનો મળ છે સીસું અને સીસાનો મળ છે મળ. ઊંઘીને ઊંઘને જીતવાનો પ્રયાસ ન કરો, કામ-ભોગ દ્વારા સ્ત્રીને જીતવાનો પ્રયાસ ન કરો, લાકડાં નાખીને અગ્નિને જીતવાનો પ્રયત્ન ન કરો. વધુ વ્યસન કરીને વ્યસનને જીતવાની આશા ન રાખશો. જેણે મિત્ર ધન આપીને વશ કરેલો છે, શત્રુને યુદ્ધમાં જીતી લીધો છે, અને ખાન-પાન દ્વારા સ્ત્રી વશમાં કરેલી છે તેનું જીવન સફળ છે. જેની પાસે હજાર છે તે પણ જીવે છે અને જેની પાસે સો છે તે પણ જીવે છે. માટે મહારાજ ધૃતરાષ્ટ્ર! આપ અધિકનો લોભ છોડી દો. જેટલું આપી હશે તેનાથી પણ જીવન ચલાવી શકાશે જ. આ જેટલું અન્ન, સોનું, પશુઓ અને સ્ત્રીઓ વગેરે છે તે બધું મળીને પણ એક લોભી મનુષ્યની ઈચ્છાને પૂર્ણ કરી શકતું નથી. આ સમજનાર મનુષ્ય મોહમાં નથી પડતો. રાજન! હું ફરી કહું છું કે જો આપનો આપના પુત્રો અને પાંડવોમાં સમાન ભાવ હોય તો આપ તે બધા પુત્રો સાથે એકસરખો વર્તાવ કરો. ૧૦-૮૫

## વિદુરનીતિ

### ( આઠમો અધ્યાય ).

વિદુર કહે છે—જે સજ્જન, માણસોનો આદર મેળવીને લોભ રહિત થઈને પોતાની શક્તિ અનુસાર અર્થસાધન કરતો રહે છે તે શ્રેષ્ઠ પુરુષને થોડા જ વખતમાં યશ પ્રાપ્ત થાય છે. જેના ઉપર સંતો પ્રસન્ન રહે છે તે સદા સુખી રહે છે. જે અધર્મથી મેળવેલા મહાન ધનને પણ તેના ઉપર ખેંચાણ વિના જ ત્યજી દે છે, જેમ સાપ પોતાની કાંચળીને છોડી દે છે—તે દુઃખોથી મુક્ત થઈ શાન્તિ અનુભવે છે. જૂઠું બોલીને ઉન્નતિ કરવી, રાજાને ચાડી કરવી, ગુરુ આગળ પણ મિથ્યા આગ્રહ રાખવો—આ ત્રણ કર્મો બ્રહ્મહત્યા સમાન છે. ગુણોમાં દોષ જોવા એ મૃત્યુ સમાન છે, કઠોર બોલવું અથવા નિન્દા કરવી એ લક્ષ્મીનો વધ છે, કહેવું સાંભળવાની ઈચ્છાનો અભાવ, ઉતાવળિ-યાપણું અને આત્મપ્રશંસા—આ ત્રણ વિદ્યાના શત્રુ છે. આળસ, મદ, મોહ, ચંચળતા, ગોષ્ઠી, ઉદ્દંડતા, અભિમાન અને લોભ—આ સાત વિદ્યાર્થીઓ માટે દોષ મનાએલા છે. સુખ ઈચ્છનારને વિદ્યા ક્યાંથી મળે? વિદ્યા ઈચ્છનાર માટે સુખ નથી. સુખની ઈચ્છા હોય તો વિદ્યાને છોડો અને વિદ્યાની ઈચ્છા હોય તો સુખ છોડો. લાકડાંથી અગ્નિની, નદીઓથી સમુદ્રની, સમસ્ત પ્રાણી-ઓથી મૃત્યુની અને પુરુષોથી કુલટા સ્ત્રીની કદી તૃપ્તિ નથી થતી. આશા ધૈર્યને, યમરાજ સમૃદ્ધિને, ક્રોધ લક્ષ્મીને, કૃપણતા યશને અને સાચવણીનો અભાવ પશુઓને નષ્ટ કરી દે છે. એક બ્રાહ્મણ પણ જો ક્રોધિત થઈ જાય તો સમ્પૂર્ણ રાષ્ટ્રનો નાશ કરી દે છે. બકરીઓ, કાંસાનું વાસણ, ચાંદી, મધ, અર્ક ખેંચવાનું યન્ત્ર, પક્ષી, વેદ-વેત્તા બ્રાહ્મણ, ઘરડો કુટુમ્બી અને વિપત્તિમાં પડેલો કુલીન પુરુષ—આ બધા આપના ઘરમાં સદા રહેવા જોઈએ. ભારત! હવે હું આ તમને બહુ મહત્ત્વની, ઉત્તમ પુણ્ય આપનારી વાત કહું છું—કામનાથી, ભયથી, લોભથી તથા

આ જીવનને માટે પણ ધર્મનો ત્યાગ ન કરવો. ધર્મ નિત્ય છે અને સુખદુઃખ તો નાશવન્ત છે; તેમ જીવ નિત્ય છે અને સુખદુઃખનું કારણ અજ્ઞાન અનિત્ય—નાશવન્ત છે. આપ અનિત્યને છોડીને નિત્યનું ગ્રહણ કરો અને સન્તોષ ધારણ કરો. કારણ કે સન્તોષ જ સૌથી મહાન લાભ છે. ધનધાન્યથી પરિપૂર્ણ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત કરીને અન્તે સમસ્ત રાજ્ય અને વિપુલ ભોગોને અહિં છોડીને યમરાજના વશમાં ગયેલા મોટામોટા બળવાન રાજાઓ તરફ નજર કરો. રાજન્! જેનું બહુ હેતથી પાલન-પોષણ કર્યું હોય તે પુત્ર જ જ્યારે મરી જાય છે ત્યારે મનુષ્ય તેને ઉપાડીને તુરત ઘરની બહાર કાઢે છે. પહેલાં તેને માટે કરુણ વિલાપ કરે છે અને પછી તેને સાધારણ લાકડાની માફક ચિતામાં બાળી દે છે. મરેલા મનુષ્યનું ધન બીજા લોકો ભોગવે છે, તેના શરીરને પક્ષીઓ ખાય છે અથવા અગ્નિ બાળી નાખે છે અને આ મનુષ્ય પાપ-પુણ્યથી બંધાયેલો તે બન્નેની જ સાથે પરલોકમાં ગમન કરે છે. તાત! ફળ-ફૂલ વગરના ઝાડને જેમ પક્ષીઓ છોડી દે છે, તે જ પ્રકારે મરનાર મનુષ્યને જ્ઞાતિજનો, મિત્રો અને પુત્ર ચિતામાં છોડીને પાછા ફરે છે. અગ્નિમાં નખાયેલા તે પુરુષની પાછળ તો કેવળ તેણે કરેલું સારું અને ખરાબ કર્મ જ જાય છે. આથી પુરુષે યત્નપૂર્વક ધર્મનો જ સંગ્રહ કરવો જોઈએ. આ લોક અને પરલોકની ઉપર અને નીચે સુધી સર્વત્ર અજ્ઞાનરૂપ મહાન્ અન્ધકાર જ ફેલાયેલો છે. તે ઇન્દ્રિયોને મહાન મોહમાં નાખી દે છે. રાજન્! આપ તેને જાણી લો કે જેથી તે આપનો સ્પર્શ ન કરી શકે. મારી આ વાતને જો આપ બરાબર સમજી શકશો તો આ મનુષ્યલોકમાં આપને મહાન યશ પ્રાપ્ત થશે અને આ લોક તથા પરલોકમાં આપને માટે ભય નહિ રહે. ભારત! આ જીવાત્મા એક નદી છે. તેમાં પુણ્યરૂપ તીર્થ છે, સત્યસ્વરૂપ પરમાત્માથી તે નીકળેલી છે. ધૈર્ય તેના કિનારા છે. તેમાં દયાની લહેરો ઊઠે છે. પુણ્ય કર્મ કરનાર મનુષ્ય તેમાં સ્નાન કરીને પવિત્ર બને છે, કારણ કે લોભ રહિત આત્મા સદા પવિત્ર જ છે. કામ-ક્રોધાદિરૂપ મગરોથી ભરેલી, પાંચ ઇન્દ્રિયોના જળથી ભરપૂર આ નદીના જન્મમરણરૂપ દુસ્તર પ્રવાહને ધૈર્યની નૌકા બનાવીને પાર કરો. જે મનુષ્ય બુદ્ધિ, ધર્મ, વિદ્યા, અને અવસ્થામાં મોટા એવા પોતાના બંધુને આદર-સત્કારથી પ્રસન્ન કરીને તેને શું કરવું અને શું ન કરવું તે વિષયમાં પ્રશ્નો પૂછીને વર્તે છે તે કદી મોહમાં પડતો નથી. શિશ્ન અને ઉદરને ધીરજથી વશમાં રાખવાં, અર્થાત્ કામવેગ અને ભૂખની જ્વાળાને સહન કરવી. આ પ્રમાણે હાથ અને પગની આંખોથી, આંખો અને કાનની મનથી તથા મન અને વાણીની સત્કર્મોથી રક્ષા કરવી. જે પ્રતિદિન જળથી સ્નાન-સન્ધ્યા-તર્પણ વગેરે કરે છે, નિત્ય યજ્ઞોપવીતનું વ્રત ધારણ કરીને રહે છે, નિત્ય સ્વાધ્યાય કરે છે, પતિતોના અન્નનો ત્યાગ કરે છે, સત્ય બોલે છે અને ગુરુની સેવા કરે છે, તે બ્રાહ્મણ કદી બ્રહ્મલોકથી (બ્રાહ્મણપણાથી) ભ્રષ્ટ થતો નથી. વેદોને ભણીને, યજ્ઞો કરીને, પ્રજાનું પાલન કરીને ગાયો અને બ્રાહ્મણોના હિતને માટે સંગ્રામમાં મૃત્યુને પ્રાપ્ત થયેલ ક્ષત્રિય અન્તઃકરણ શુદ્ધ થઈ જવાથી સ્વર્ગે ચાલ્યો જાય છે. વૈશ્ય વેદશાસ્ત્રોનું અધ્યયન કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા આશ્રિત જનોને સમય પર ધન આપીને તેમની સહાયતા કરીને અને યજ્ઞોદ્વારા ત્રણે અગ્નિઓના પવિત્ર ધુમાડાની સુગન્ધ લઈને મરણ બાદ સ્વર્ગલોકમાં દિવ્ય સુખ ભોગવે છે. શૂદ્ર જો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની ન્યાયપૂર્વક સેવા કરીને તેમને સન્તુષ્ટ કરે તો તે મનના સન્તાપથી રહિત થઈ, પાપોથી મુક્ત થઈ દેહત્યાગ પછી સ્વર્ગસુખનો ઉપભોગ કરે છે. મહારાજ! આપને મેં આ ચારે વર્ણોનો ધર્મ બતાવ્યો છે. તે બતાવવાનું કારણ પણ સાંભળો:-આપને લીધે પાંડુનન્દન યુધિષ્ઠિર ક્ષત્રિયધર્મથી ચ્યુત થઈ રહ્યા છે, માટે આપ તેમને ફરીથી રાજધર્મમાં સ્થાપિત કરો. ૧-૨૯

ધૃતરાષ્ટ્રે કહ્યું—વિદુર! તમે પ્રતિદિન મને જે પ્રકારે ઉપદેશ આપ્યા કરો છો તે બહુ ઠીક છે. સૌમ્ય! તમે મને જે કંઈ કહો છો તેવો જ મારો પણ વિચાર છે. જો કે હું પાંડવો પ્રત્યે સદા એવી જ બુદ્ધિ રાખું છું તો પણ દુર્યોધનને મળવાથી પાછી બુદ્ધિ ફરી જાય છે. પ્રારબ્ધનું ઉલ્લંઘન કરવાની શક્તિ કોઈ પણ પ્રાણીમાં નથી. હું તો પ્રારબ્ધને જ અચળ માનું છું, તેની આગળ પુરુષાર્થ તો વ્યર્થ છે. ૩૦-૩૨

## સનત્સુજાત ઋષિનું આગમન

### પહેલો અધ્યાય

**ધૃતરાષ્ટ્ર બોલ્યા—વિદુર!** જો તમારી વાણીથી બીજું કંઈ વિશેષ કહેવાનું બાકી રહી ગયું હોય તો કહો, મને સાંભળવાની ખૂબ ઇચ્છા છે. કારણ કે તમારી કહેવાની શૈલી અનુપમ છે. ૧

**વિદુરે કહ્યું—ભરતવંશી ધૃતરાષ્ટ્ર!** 'સનત્સુજાત' નામથી વિખ્યાત જે બ્રહ્માજીના પુત્ર પરમ પ્રાચીન સનાતન ઋષિ છે તેમણે એક વાર કહ્યું હતું કે 'મૃત્યુ છે જ નહિ.' મહારાજ! તેઓ સમસ્ત બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે, તેઓ જ આપના હૃદયમાં રહેલા પ્રકટ અને અપ્રકટ–દરેક પ્રકારના પ્રશ્નોના ઉત્તર આપશે. ૨–૩

**ધૃતરાષ્ટ્રે કહ્યું—વિદુર!** શું તમે તે તત્ત્વને નથી જાણતા કે જેથી હવે મને તે સનાતન ઋષિ બતાવશો? જો તમારી બુદ્ધિ કંઈ પણ કામ આપતી હોય તો તમે જ મને ઉપદેશ કરો. ૪

**વિદુર બોલ્યા–રાજન્!** મારો જન્મ શૂદ્ર સ્ત્રીના ગર્ભથી થયો છે તેથી આ સિવાય બીજો કેઇ ઉપદેશ આપવાનો મારો અધિકાર નથી. પરંતુ કુમાર સનત્સુજાતની બુદ્ધિ સનાતન બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારી છે. તે હું જાણું છું. જેનો જન્મ બ્રાહ્મણયોનિમાં થયો છે તે ગુપ્ત તત્ત્વનું પ્રતિપાદન કરી દે તો પણ તે દેવતાઓની નિન્દાનું પાત્ર બનતો નથી. હું પોતે આપને ઉપદેશ ન કરતાં સનત્સુજાતનું નામ બતાવું છું તેનું આ જ કારણ છે. ૫–૬.

**ધૃતરાષ્ટ્રે કહ્યું–**તે પરમ પ્રાચીન સનાતન ઋષિનું સ્થાન મને બતાવો. ભલા, આ જ દેહથી અહિં જ તેમનો સમાગમ કેવી રીતે થઈ શકે છે?

**વૈશમ્પાયન કહે છે—રાજન્!** ત્યારપછી વિદુરે ઉત્તમ વ્રતવાળા તે સનાતન ઋષિનું સ્મરણ કર્યું. તે ઋષિએ પણ વિદુર મારું ચિન્તન કરી રહ્યા છે તે જાણીને પ્રત્યક્ષ દર્શન આપ્યું. ધૃતરાષ્ટ્રે પણ શાસ્ત્રોક્ત વિધિથી પાદ્ય, અર્ઘ્ય ને, મધુપર્ક આદિ અર્પણ કરીને તેમનું સ્વાગત કર્યું. ત્યારપછી જ્યારે તેઓ સુખપૂર્વક બેસીને વિશ્રામ કરવા લાગ્યા ત્યારે વિદુરે તેમને કહ્યું–'ભગવાન્! ધૃતરાષ્ટ્રના હૃદયમાં કંઈક સંશય ઊભો થયો છે, જેનું સમાધાન મારા દ્વારા થવું યોગ્ય નથી, આપ જ તે વિષયનું નિરૂપણ કરવાને યોગ્ય છો. તેને સાંભળીને આ નરેશ બધા દુઃખોથી પાર થઈ જાય અને લાભ–હાનિ, પ્રિય–અપ્રિય, જરા–મૃત્યુ, ભય, ક્રોધ, ભૂખ–તરસ, મદ ઐશ્વર્ય, ચિન્તા–આળસ, કામ, ક્રોધ તથા ઉન્નતિ અવનતિ–આ દ્વન્દ્વો તેમને કષ્ટ ન પહોંચાડી શકે. ૮–૧૨.

---

## સનત્સુજાતદ્વારા ધૃતરાષ્ટ્રના પ્રશ્નોના ઉત્તર

### સનત્સુજાતીય–બીજો અધ્યાય

**વૈશમ્પાયન કહે છે—**ત્યારપછી બુદ્ધિમાન અને મનસ્વી રાજા ધૃતરાષ્ટ્રે વિદુરના વચનને અનુસરીને પોતાની બુદ્ધિને પરમાત્માના વિષયમાં લગાડવા માટે એકાન્તમાં સનત્સુજાત મુનિને પ્રશ્ન કર્યો. ૧

**ધૃતરાષ્ટ્ર બોલ્યા—સનત્સુજાતજી!** મેં એવું સાંભળ્યું છે કે મૃત્યુ છે જ નહિ એવો આપનો સિદ્ધાંત છે, સાથે એ પણ મેં સાંભળ્યું છે કે દેવતાઓ અને અસુરોએ મૃત્યુથી બચવા માટે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. આ બન્નેમાં કઈ વાત ઠીક છે? ૨

**સનત્સુજાતે કહ્યું—રાજન્**, તમે જે પ્રશ્ન કર્યો છે તેમાં બે પક્ષ છે. મૃત્યુ છે અને તે કર્મથી દૂર થઈ શકે છે એ એક પક્ષ અને મૃત્યુ છે જ નહિ એ બીજો પક્ષ. પરન્તુ વાસ્તવિક રીતે આ વસ્તુ જેવી છે તેવી જ હું તમને બતાવું છું, ધ્યાનથી સાંભળો, અને મારા કથનમાં સંદેહ ન કરશો. ક્ષત્રિય! આ પ્રશ્નના બન્ને પક્ષને સત્ય સમજો. કેટલાક વિદ્વાનોએ મોહવશ મૃત્યુના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે પરન્તુ મારું કહેવું તો આ જ છે કે પ્રમાદ (અજ્ઞાન–અવિવેક) જ મૃત્યુ છે. અને અપ્રમાદ (જ્ઞાન–વિવેક) અમૃત છે. પ્રમાદને જ કારણે આસુરી સમ્પત્તિવાળા મનુષ્યો મૃત્યુથી પરાજિત થયા અને અપ્રમાદથી જ દૈવી સમ્પત્તિવાળા મહાત્મા પુરુષો બ્રહ્મરૂપ થઇ જાય છે. આ નિશ્ચિત છે કે મૃત્યુ વાઘની માફક પ્રાણીઓનું ભક્ષણ નથી કરતું કારણ કે તેનું કોઈ રૂપ દેખવામાં નથી આવતું. કેટલાક લોકો મૃ



બતાવેલ પ્રમાદથી ભિન્ન 'યમ'ને મૃત્યુ કહે છે અને હૃદયથી દૃઢતાપૂર્વક પાલન કરવામાં આવેલ બ્રહ્મચર્યને જ અમૃત માને છે. યમ-દેવતા પિતૃલોકમાં રાજ્ય કરે છે. તેઓ પુણ્યકર્મો કરનારાઓ માટે સુખદાયક અને પાપીઓને માટે ભયંકર છે. આ યમની આજ્ઞાથી જ ક્રોધ, પ્રમાદ અને લોભરૂપ મૃત્યુ મનુષ્યોના વિનાશમાં પ્રવૃત્ત થાય છે. અહંકારને વશ થઈને વિપરીત માર્ગ પર ચાલનાર કોઈ પણ મનુષ્ય આત્માનો સાક્ષાત્કાર કરી શકતો નથી. મનુષ્યો મોહવશ અહંકારને આધીન થઈને આ લોકમાંથી જઈને પુનઃપુનઃ જન્મમરણના ચક્રમાં પડે છે. મરણ પછી તેમનાં મન, ઇંદ્રિયો અને પ્રાણ પણ સાથે જાય છે. શરીરથી પ્રાણરૂપ ઇંદ્રિયોનો વિયોગ—પૃથક્ થવું તેને જ મરણ કહે છે. પ્રારબ્ધ કર્મનો ઉદય થતાં કર્મના ફળમાં આસક્તિ રાખનાર લોકો સ્વર્ગ વગેરે લોકોમાં જાય છે. આથી તેઓ મૃત્યુની પાર જઈ શકતા નથી. દેહાભિમાની જીવ પરમાત્મસાક્ષાત્કારના ઉપાયને ન જાણવાને લીધે ભોગની વાસનાથી ચારે તરફ જુદાજુદા પ્રકારની યોનિઓમાં ભટકતો રહે છે. આ પ્રમાણે જે વિષયો તરફ આસક્તિ છે તે અત્યંત ઇંદ્રિયોને મહાન મોહમાં નાખે છે. અને આ જુદા વિષયોમાં રાચનાર મનુષ્યની તે વિષયો તરફ પ્રવૃત્તિ થાય એ પણ સ્વાભાવિક છે. મિથ્યા ભોગોમાં આસક્તિ થવાથી જેના અંતઃકરણની જ્ઞાનશક્તિ નાશ પામી હોય તે બધી તરફ વિષયોનું જ ચિંતન કરતો મનમાં—ને—મનમાં તેમનો સ્વાદ લીધા કરે છે. પહેલાં તો વિષયોનું ચિંતન જ લોકોને મારી નાખે છે ત્યારપછી કામ અને ક્રોધ જ તે વિવેકહીન (પ્રમાદી) મનુષ્યને મૃત્યુની પાસે પહોંચાડે છે. પરંતુ જે સ્થિર બુદ્ધિવાળો પુરુષ છે તે ધીરજથી મૃત્યુની પાર થઈ જાય છે. આથી જે મૃત્યુને જીતવાની ઇચ્છા રાખે છે તેણે વિષયોના સ્વરૂપનો વિચાર કરીને તેમને જરા પણ મહત્ત્વ આપ્યા વિના તેમની ઇચ્છાઓને ઉત્પન્ન થતી જ અટકાવી દેવી જોઈએ. આ પ્રમાણે જે વિદ્વાન ઇચ્છાને મસળી દે છે તેને સાધારણ પ્રાણીઓના જેવું મૃત્યુ મારી શકતું નથી. અર્થાત્ તે જન્મમરણથી મુક્ત થઈ જાય છે. અને કામનાઓની પાછળ ચાલનાર મનુષ્ય કામનાઓની સાથે જ નષ્ટ થઈ જાય છે. અને કામનાઓને ત્યજી દેનાં મનુષ્ય આ જે દુઃખરૂપ રજોગુણ છે તેને નષ્ટ કરી દે છે. આ કામ જ સમસ્ત પ્રાણીઓને માટે મોહ ઉત્પન્ન કરનાર હોવાથી તમોગુણ અથવા અજ્ઞાનરૂપ છે. તથા નરકના સમાન દુઃખદાયક જણાય છે. જેમ ઉન્મત્ત પુરુષ [illegible] ખાડાની તરફ દોડી જાય છે તેવી જ રીતે મોહયુક્ત કામી પુરુષ ભોગોમાં સુખ માનીને તેમના તરફ દોડે છે જેના ચિત્તની વૃત્તિઓ કામનાઓથી મોહિત નથી થઈ તે જ્ઞાની પુરુષનું ઘાસના બનાવેલા વાઘની જેમ મૃત્યુ શું બગાડી શકે છે? માટે રાજન્! આ કામની સત્તા નાશ કરવા માટે કોઈ પણ પ્રકારના વિષયને ગણે તુચ્છ ગણીને તેનું ચિંતન છોડી દેવું જોઈએ. રાજન્! આ જે તમારા શરીરની અંદર અન્તરાત્મા છે તે જ મોહને વશ થઈને ક્રોધ, લોભ અને મૃત્યુરૂપ બની જાય છે. આ પ્રમાણે મોહથી થનારા મૃત્યુને જાણીને જે જ્ઞાનનિષ્ઠ થઈ જાય છે તે આ લોકમાં મૃત્યુથી કદી ડરતો નથી. તેની સામે આવીને મૃત્યુ એવી રીતે નાશ પામી જાય છે કે જેમ મૃત્યુના અધિકારમાં આવેલો મરણધર્મવાળો મનુષ્ય નાશ પામી જાય છે. ૩–૧૧

ધૃતરાષ્ટ્ર બોલ્યા—દ્વિજોને માટે વેદદ્વારા જે પવિત્રતમ સનાતન તેમજ શ્રેષ્ઠ લોકોની પ્રાપ્તિ બતાવી છે અને જ્યાં વેદ તેમને જ પરમ પુરુષાર્થ કહે છે તે તત્ત્વને જાણનાર વિદ્વાન તે ઉત્તમ કર્મોનો જ આશ્રય કેમ ન લે? ૧૨

સનત્સુજાતે કહ્યું—રાજન્! અજ્ઞાની પુરુષ જ આ પ્રકારે ભિન્નભિન્ન લોકોમાં ગમન કરે છે તથા વેદ પુરુષોને માટે જ વેદ કર્મોનાં અનેક ફળ બતાવે છે.

પરન્તુ જે નિષ્કામ પુરુષ છે તે તો જ્ઞાનમાર્ગદ્વારા બીજા સઘળા માર્ગોનો બાધ કરીને પરમાત્મસ્વરૂપ થતો પરમાત્માને પ્રાપ્ત થાય છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા—વિદ્વન્! જો તે પરમાત્મા જ ક્રમશઃ આ સમ્પૂર્ણ જગતના રૂપમાં પ્રકટ થાય છે તો તે અજન્મા અને પુરાતન પુરુષ પર કોણ શાસન કરે છે? અથવા પરમાત્માને આ જગતના રૂપમાં આવવાની શું જરૂર હોય છે તથા તેથી તેને શું સુખ મળે છે—આ બધું મને ઠીક ઠીક બતાવો.

સનત્સુજાતે કહ્યું—તમારા પ્રશ્નમાં જે અનેક વિકલ્પ કરવામાં આવ્યા છે તે અનુસાર ભેદની પ્રાપ્તિ થાય છે. અને તેને સ્વીકારી લઇએ તો મહાન દોષ આવે છે. કારણ કે, 'અનાદિ માયાના સમ્બન્ધથી જીવોનો નિત્ય પ્રવાહ ચાલતો રહે છે'—એવું માનવાથી આ પરમાત્માની મહત્તા નષ્ટ નથી થતી અને તેની માયાના સમ્બન્ધથી જીવો પણ પુનઃપુનઃ ઉત્પન્ન થતા રહે છે. આ જે દેખાઈ રહેલું જગત છે તે પરમાત્માનું સ્વરૂપ છે અને પરમાત્મા નિત્ય છે. તે વિકાર અથવા માયાના સમ્બન્ધથી આ વિશ્વને ઉત્પન્ન કરે છે તથા માયા તે પરમાત્માની શક્તિ છે એમ માનવામાં આવે છે. અને એવા અર્થનું વેદ પ્રતિપાદન કરે છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા—આ જગતમાં કેટલાક લોકો એવા છે કે જેઓ ધર્મનું આચરણ નથી કરતા અને કેટલાક લોકો તેનું આચરણ કરે છે. આથી હું પૂછું છું કે ધર્મ પાપના દ્વારા નષ્ટ થાય છે કે ધર્મ પાપને નષ્ટ કરી દે છે?

સનત્સુજાતે કહ્યું—ધર્મ અને પાપ બંનેનાં બે પ્રકારનાં ફળ હોય છે, અને બંને ય ભોગવવાં પડે છે. પરમાત્મામાં સ્થિત થતાં વિદ્વાન પુરુષ તે નિત્ય વસ્તુના જ્ઞાનદ્વારા પોતાનાં પૂર્વનાં કરેલાં પાપ અને પુણ્ય-બંનેનો સદાને માટે નાશ કરી દે છે. જો એવી સ્થિતિ ન થઇ તો દેહાભિમાની મનુષ્ય કોઈવાર પુણ્યનું ફળ પ્રાપ્ત કરે છે તો કોઈવાર કામનાથી પ્રાપ્ત થએલ પૂર્વકૃત પાપના ફળનો અનુભવ કરે છે. આ પ્રકારે પુણ્ય અને પાપનાં જે બે અસ્થિર ફળ છે તેમને ભોગવીને તે આ જગતમાં જન્મ લઇ ફરીથી તે અનુસાર કર્મોમાં લાગી જાય છે. પરંતુ કર્મોના તત્ત્વને જાણનાર નિષ્કામ પુરુષ ધર્મરૂપ કર્મ દ્વારા પોતાનાં પૂર્વનાં પાપોનો આ જ જન્મમાં નાશ કરી દે છે. આ પ્રમાણે ધર્મ જ અત્યંત બળવાન છે. માટે ધર્માચરણ કરનારાઓને સમય અનુસાર અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૨૩—૨૫

ધૃતરાષ્ટ્ર બોલ્યા—વિદ્વાન્! પુણ્યકર્મ કરનાર દ્વિજોને પોતાના ધર્મના ફળરૂપે જે સનાતન લોકોની પ્રાપ્તિ બતાવવામાં આવેલી છે, તેનો ક્રમ બતાવો તથા તેનાથી ભિન્ન જે અત્યંત ઉત્કૃષ્ટ મોક્ષસુખ છે તેનું પણ નિરૂપણ કરો. હવે હું સકામ કર્મની વાત સાંભળવા નથી ઇચ્છતો. ૨૬

સનત્સુજાતે કહ્યું—જેમ બળવાન પહેલવાનોમાં એક-બીજાનું બળ વધારવાને કુસ્તી થાય છે તે પ્રમાણે જેઓ નિષ્કામભાવથી યમ-નિયમ વગેરેના પાલનમાં બીજાઓ કરતાં વધવાનો પ્રયાસ કરે છે, તે બ્રાહ્મણો અહિંથી મરીને ગયા પછી બ્રહ્મલોકમાં પોતાના તેજનો પ્રકાશ ફેલાવે છે. જેની વર્ણાશ્રમધર્મનું પાલન કરવામાં સ્પર્ધા છે તેને માટે તે જ્ઞાનનું સાધન છે, પરંતુ તે બ્રાહ્મણો જો સકામ ભાવથી તેનું સેવન કરે તો મૃત્યુ પછી અહિંથી દેવતાઓના નિવાસસ્થાન સ્વર્ગમાં જાય છે. બ્રાહ્મણના સદાચારની વેદવેત્તા પુરુષો પ્રશંસા કરે છે, પરંતુ જેઓ પોતામાં વર્ણાશ્રમધર્મનું અભિમાન રાખવાને લીધે બહિર્મુખ છે તેમને વધુ મહત્ત્વ ન આપવું જોઈએ. જેઓ નિષ્કામ ભાવથી વૈદિક ધર્મનું પાલન કરવાથી અંતર્મુખ થએલા છે એવા પુરુષોને શ્રેષ્ઠ સમજવા જોઈએ. જેમ વર્ષા ઋતુમાં ઘાસ-ધાન્ય વગેરેની અધિકતા હોય છે તે પ્રમાણે જ્યાં વેદવેત્તા સંન્યાસીને યોગ્ય અન્નપાન વગેરેની અધિકતા જણાય તે દેશમાં રહીને જીવનનિર્વાહ કરવો, ભૂખ-તરસથી પોતાને કષ્ટ ન પહોંચાડવું. જ્યાં પોતાનું મહત્ત્વ પ્રકટ ન કરવાથી ભય અને અમંગલ પ્રાપ્ત થતું હોય ત્યાં રહીને પણ જે પોતાની વિશેષતા પ્રકટ નથી કરતો, તે જ શ્રેષ્ઠ પુરુષ છે. જે કોઈને પોતાની બડાઈ હાંકતો જોઈ બળતો નથી, તથા બ્રાહ્મણના ધનનું અપહરણ કરીને તેનો ઉપયોગ નથી કરતો તેના અન્નનો સ્વીકાર કરવાની સત્પુરુષો સંમતિ આપે છે. જેમ કૂતરું પોતાનું ઉલટી કરેલું પણ ખાઈ લે છે, તે પ્રમાણે જે સંન્યાસી પોતના પરાક્રમ અથવા પવિત્ર્યનું પ્રદર્શન કરીને જીવિકા ચલાવે છે તે સંન્યાસી ઉલટી કરેલાનું ભોજન કરનાર છે, અને તેથી તેની સદાય અવનતિ થતી રહે છે. જે કુટુમ્બી જનોની વચ્ચે રહીને પણ પોતાની નિષ્કામ સાધનાને તેમનાથી સદા ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે તેવા બ્રાહ્મણને જ

વિદ્વાન પુરુષો બ્રાહ્મણ માને છે. આ પ્રમાણે જીવન વીતાવનાર ક્ષત્રિયને પણ બ્રહ્મનો પ્રકાશ પ્રાપ્ત થાય છે, તે પણ પોતાના બ્રહ્મભાવને જુવે છે, આ પ્રમાણે જે ભેદશૂન્ય, ચિહ્ન રહિત, અવિચળ, શુદ્ધ તેમજ દરેક પ્રકારના દ્વૈતથી રહિત આત્મા છે તેને જાણનાર કયો બ્રહ્મવેત્તા પુરુષ તેને હણવા-તેનું અધઃપતન કરવા ઈચ્છશે ! જે આ પ્રમાણે રહેલા આત્માને આથી વિપરીત સમજે છે, તે આત્માનું અપહરણ કરનાર ચોરે કયું પાપ નથી કર્યું ! જે કર્તવ્યપાલનમાં કદી થાકતો નથી, દાન લેતો નથી, સત્પુરુષોથી સમ્માનિત અને શાન્ત છે, તથા શિષ્ટ હોવા છતાં પણ શિષ્ટતાનું પ્રદર્શન નથી કરતો, તે જ બ્રાહ્મણ બ્રહ્મવેત્તા અને વિદ્વાન છે. જે લૌકિક ધનની દૃષ્ટિએ નિર્ધન હોવા છતાં પણ દૈવી સંપત્તિ અને પરોપકાર વગેરેથી યુક્ત છે, તે સમર્થ અને નિર્ભય છે, તેને બ્રહ્મની સાક્ષાત્ મૂર્તિ સમજવો જોઈએ. જો કોઈ આ લોકમાં અભીષ્ટ સિદ્ધ કરનાર સકામ પુરુષ સમસ્ત દેવતાઓને જાણી લે, તો પણ તે બ્રહ્મવેત્તાની સમાન નથી, કારણ કે તે તો અભીષ્ટ ફળની સિદ્ધિને માટે જ પ્રયત્ન કરી રહ્યો છે. જે બીજાઓથી સંમાન પામીને પણ અભિમાન ન કરે અને બીજા સંમાનનીય પુરુષને જોઈને બળે નહિ, તથા પ્રયત્ન ન કરવા છતાં પણ વિદ્વાન લોકો જેનો આદર કરે, તે જ ખરેખરો સમ્માનિત છે. જગતમાં જ્યારે વિદ્વાન પુરુષો આદર આપે ત્યારે તે વ્યક્તિએ એમ સમજવું જોઈએ કે આ સમ્માન આપવું એ તો સજ્જનોનું સ્વાભાવિક કામ છે. પરંતુ આ સંસારમાં જે અધર્મમાં નિપુણ, છળ-કપટમાં ચતુર અને માનનીય પુરુષોનું અપમાન કરનારાં છે, તે આદરણીય વ્યક્તિઓનો કદી આદર નહિ કરે. એ નિશ્ચિત છે કે માન અને મૌન સદા એક સાથે રહેતાં નથી, કારણ કે માનથી આ લોકમાં સુખ મળે છે અને મૌનથી પરલોકમાં. જ્ઞાની પુરુષો આ વસ્તુને જાણે છે. રાજન્ ! ઐશ્વર્યરૂપ લક્ષ્મીને લોકમાં સુખનું ઘર ગણવામાં આવી છે. પરંતુ તે પણ કલ્યાણમાર્ગમાં લુંટારાની માફક વિઘ્ન નાખે છે. હીન બુદ્ધિના માણસને માટે તો બ્રહ્મજ્ઞાનરૂપ લક્ષ્મી સર્વથા દુર્લભ છે. સંત પુરુષો અહિં તે બ્રહ્મસુખનાં અનેક સાધન બતાવે છે. તેનાથી મોહનો નાશ થાય છે. પણ આ સાધનો કઠિનતાથી ધારણ કરી શકાય છે. તેમનાં નામ છે—સત્ય, સરલતા, લજ્જા, દમ, શૌચ અને વિદ્યા. ૨૭-૪૧.

## બ્રહ્મજ્ઞાનમાં ઉપયોગી મૌન, તપ આદિનાં લક્ષણ તથા ગુણદોષોનું નિરૂપણ

### સનત્સુજાતીય-ત્રીજો અધ્યાય

ધૃતરાષ્ટ્ર બોલ્યા-વિદ્વન્ ! તે મૌન કોનું નામ છે ? વાણીના સંયમ અથવા પરમાત્માનું સ્વરૂપ-આ બન્નેમાં મૌન કયું છે ? અહિં મૌનભાવનું વર્ણન કરો. શું વિદ્વાન પુરુષ મૌનના દ્વારા મૌનરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે ? હે મુને ! સંસારમાં લોકો મૌનનું આચરણ કેવી રીતે કરે ? ૧.

સનત્સુજાતે કહ્યું-જ્યાં મન સહિત વાણીરૂપ વેદ પહોંચી શકતો નથી તે પરમાત્માનું જ નામ મૌન છે. વૈદિક તથા લૌકિક શબ્દોનો જ્યાંથી પ્રાદુર્ભાવ થયો છે તે પરમેશ્વર તન્મયતાપૂર્વક ધ્યાન કરવાથી પ્રકાશમાં આવે છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા-જે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જાણે છે, તથા પાપ કરે છે તે તે પાપથી લિપ્ત થાય છે કે નહિ ? ૩

સનત્સુજાતે કહ્યું-રાજન્ ! હું તમને અસત્ય નથી કહેતો; ઋક્, સામ અથવા યજુર્વેદ, કોઈ પણ પાપ કરનારા અજ્ઞાનીની તે પાપથી રક્ષા નથી કરતા. જે કપટપૂર્વક ધર્મનું આચરણ કરે છે તે મિથ્યાચારીનો વેદો પાપોથી ઉદ્ધાર નથી કરતા. ૪-૫

ધૃતરાષ્ટ્ર બોલ્યા-વિદ્વન્ ! જો ધર્મના વિના વેદ રક્ષા કરવામાં સમર્થ નથી તો વેદવેત્તા બ્રાહ્મણો પવિત્ર હોવાનો પ્રલાપ ચિરકાળથી કેમ સાંભળવામાં આવે છે ? ૬

સનત્સુજાતે કહ્યું-મહાનુભાવ ! પરમાત્માના નામરૂપ વગેરે વિશેષ પ્રકારોથી આ જગતની પ્રતીતિ થાય છે. આ વસ્તુનું વેદ સારી રીતે નિરૂપણ કરે છે. પરન્તુ પરમાત્માનું સ્વરૂપ આ વિશ્વથી વિલક્ષણ બતાવવામાં આવ્યું છે. તેની જ પ્રાપ્તિ માટે વેદમાં તપ અને યજ્ઞનું પ્રતિપાદન કરેલું છે. આ તપ અને યજ્ઞો દ્વારા તે શ્રોત્રિય વિદ્વાન પુરુષને પુણ્યની પ્રાપ્તિ થાય છે. પછી તે પુણ્યથી પાપ નષ્ટ થતાં જ્ઞાનના પ્રકાશથી સચ્ચિદાનન્દ સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. આ પ્રમાણે વિદ્વાન પુરુષ જ્ઞાનથી

આત્માને પ્રાપ્ત થાય છે. તે સિવાય જો તે ધર્મ, અર્થ અને કામના ફળની ઇચ્છાવાળો હોય તો આ લોકમાં કરેલાં બધાં કર્મોને સાથે લઇને તેમને પરલોકમાં ભોગવે છે, તથા ભોગ સમાપ્ત થતાં આ લોકમાં પાછો ફરે છે. આ લોકમાં તપસ્યા કરાય છે અને પરલોકમાં તેનું ફળ ભોગવાય છે. આ એક સાધારણ નિયમ છે. પરન્તુ તપમાં સ્થિર રહેનારા નિષ્કામ બ્રહ્મવેત્તા પુરુષોને માટે તો કેવળ આ જ લોક છે. તેમને અહિં જ ( આ જીંદગીમાં જ ) જ્ઞાનરૂપ ફળ પ્રાપ્ત થઈ જાય છે. ૭–૧૦

**ધૃતરાષ્ટ્ર બોલ્યા**–સનત્સુજાતજી ! એક જ તપની કોઈવાર વૃદ્ધિ તો કોઈવાર ક્ષય શી રીતે થાય છે ? આપ આ અમે સમજી શકીએ તે રીતે બતાવો. ૧૧

**સનત્સુજાતે કહ્યું**–કોઈ કામના અથવા પાપરૂપ દોષથી મુક્ત ન હોય તે વિશુદ્ધ તપ છે. કેવળ તેનું જ તપ વૃદ્ધિ પ્રાપ્ત કરે છે. પરન્તુ જ્યારે તે તપમાં કામના અથવા પાપરૂપ દોષનો સંસર્ગ થાય છે ત્યારે તેનો ક્ષય થવા લાગે છે. રાજન્ ! તમે જે કંઈ મને પૂછી રહ્યા છો તે બધું તપથી જ પ્રાપ્ત થનાર છે. વેદવેત્તા વિદ્વાન આ તપથી જ પરમ અમૃતને પ્રાપ્ત થાય છે. ૧૨–૧૩

**ધૃતરાષ્ટ્ર બોલ્યા**–સનત્સુજાતજી ! મેં દોષ રહિત તપસ્યાનું માહાત્મ્ય સાંભળ્યું; હવે તપસ્યાના જે દોષ છે તે બતાવો, જેથી હું સનાતન ગુપ્ત તત્ત્વને જાણી શકું. ૧૪

**સનત્સુજાતે કહ્યું**–રાજન્ ! તપસ્યાના ક્રોધ વગેરે બાર દોષ છે. તથા તેર પ્રકારના ક્રૂર મનુષ્યો હોય છે. પિતૃઓ અને બ્રાહ્મણોના ધર્મ વગેરે બાર ગુણ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, અસન્તોષ, નિર્દયતા, અસૂયા, અભિમાન, શોક, સ્પૃહા, ઈર્ષ્યા અને નિન્દા–મનુષ્યોમાં રહેનારા આ બાર દોષ સદા ત્યાગ કરવા યોગ્ય છે. નરશ્રેષ્ઠ ! જેમ શિકારી મૃગોને મારવાની તક શોધતો તેમની તપાસમાં લાગ્યો રહે છે, તે પ્રમાણે આ દોષોમાંનો પ્રત્યેક દોષ મનુષ્યનું છિદ્ર જોઇને તેના પર આક્રમણ કરે છે. પોતાની ખૂબ બડાઇ હાંકનારા, લોલુપ, અહંકારી, નિરંતર ક્રોધી, ચંચલ અને આશ્રિતોની રક્ષા ન કરનાર–આ ૭ પ્રકારના મનુષ્યો પાપી છે. તેઓ મહાન સંકટોમાં પડવા છતાં પણ નીડર થઇને આ પાપકર્મોનું આચરણ કરે છે. સંભોગમાં જ મન રાખવાવાળા, રાગદ્વેષ રાખવાવાળા, અત્યન્ત માની, દાન આપ્યા પછી પશ્ચાત્તાપ કરનાર, અત્યન્ત કૃપણ, અર્થ અને કામની પ્રશંસા કરનાર તથા સ્ત્રીઓના દ્વેષી આ સાત તથા પહેલા બતાવ્યા તે ૭, કુલ તેર પ્રકારના મનુષ્યો ક્રૂર જાતના કહેવામાં આવ્યા છે. ધર્મ, સત્ય, ઇન્દ્રિયનિગ્રહ, તપ, મત્સરનો અભાવ, લજ્જા, સહનશીલતા, કોઈના દોષ ન જોવા, યજ્ઞ કરવો, દાન દેવું, ધૈર્ય અને શાસ્ત્રનું જ્ઞાન–આ બ્રાહ્મણનાં બાર વ્રત છે. જે આ બાર વ્રતો (ગુણો) ધારણ કરે છે, તે આ સમ્પૂર્ણ પૃથ્વીનાં મનુષ્યોને પોતાને આધીન કરી શકે છે. આમાંથી ત્રણ, બે અથવા એક ગુણથી પણ જે યુક્ત છે તેની પાસે દરેક પ્રકારનું ધન છે એમ સમજવું જોઇએ. દમ, ત્યાગ અને આત્મકલ્યાણમાં પ્રમાદ ન કરવો–આ ત્રણ ગુણોમાં અમૃતનો વાસ છે. કારણ કે બુદ્ધિમાન બ્રાહ્મણો આ ગુણોને પરમાત્માની પ્રાપ્ત કરાવનારા કહે છે. દમ અઢાર ગુણોવાળો છે. નીચે જણાવેલા અઢાર દોષોના ત્યાગને જ અઢાર ગુણ સમજવા જોઇએઃ– કર્તવ્ય-અકર્તવ્યના વિષયમાં વિપરીત ધારણા, અસત્ય ભાષણ, ગુણોમાં દોષદૃષ્ટિ, સ્ત્રી સંબંધી કામના, સદા ધન મેળવવામાં જ લાગ્યા રહેવું, ભોગની ઇચ્છા, ક્રોધ, શોક, તૃષ્ણા, લોભ, ચાડી કરવાની આદત, ઇર્ષ્યા, હિંસા, સન્તાપ, ચિન્તા, કર્તવ્યનું વિસ્મરણ, અધિક બોલવું અને પોતાને મોટા સમજવું –આ દોષથી જે મુક્ત છે તેને જ સત્પુરુષો જિતેન્દ્રિય કહે છે. ૧૫–૨૫

મદમાં અઢાર દોષ છે. જે દમના વિરોધી દોષો ગણાવ્યા તે જ દોષો મદમાં પણ રહેલા છે. ( આગળ મદનો સ્વતંત્ર દોષ પણ કહેવામાં આવશે. ) ત્યાગ ૭ પ્રકારના હોય છે. તે છએ પ્રકારનો ત્યાગ અત્યન્ત ઉત્તમ છે; પરન્તુ એમાં ત્રીજો અર્થાત્ કામત્યાગ બહુ જ કઠિન છે. તે ત્યાગદ્વારા મનુષ્ય અનેક પ્રકારનાં દુઃખોને અવશ્ય પાર કરી જાય છે. કામનો ત્યાગ કરી દેતાં સર્વકંઈ જીતી શકાય છે. રાજેન્દ્ર ! ૭ પ્રકારનો જે સર્વશ્રેષ્ઠ ત્યાગ છે તેને બતાવું છું : લક્ષ્મી પ્રાપ્ત કરીને હર્ષિત ન થવું એ પ્રથમ ત્યાગ છે, યજ્ઞ, હોમ વગેરેમાં તથા કૂવા, તળાવ તથા બગીચા બનાવવા વગેરેમાં ધન ખરચ કરવું તે બીજો ત્યાગ છે અને સદા વૈરાગ્યથી યુક્ત રહીને કામનો ત્યાગ કરવો તે ત્રીજો ત્યાગ છે. એવા ત્યાગીને સચ્ચિદાનન્દ રૂપ કહે છે. આથી ત્રીજો ત્યાગ વિશેષ ગુણ મનાયો છે. સ્વેચ્છાપૂર્વક પદાર્થોના ત્યાગથી જે નિષ્કામતા આવે છે તે તેમનો ઉપભોગ કરવાથી નથી આવતી. અધિક ધનસંપત્તિના સંગ્રહથી

ધણુ નિષ્કામના સિદ્ધ નથી થતી. તથા ધનની કામના પૂર્ણ કરવા માટે ઉપયોગ કરવાથી પણ કામનાનો ત્યાગ થતો નથી, અને જેનાં કામ સિદ્ધ ન થાય તો તેને માટે દુઃખ ન કરવું, ને દુઃખથી ગ્લાનિ ન ધારણ કરવી, આ ગુણોથી યુક્ત મનુષ્ય જો દ્રવ્યવાન્ હોય તો પણ તે ત્યાગી છે. કોઈ અપ્રિય ઘટના બને તો પણ કદી વ્યથિત ન થવું—આ ચોથો ત્યાગ છે. પોતાના અભિષ્ટ પદાર્થો—સ્ત્રી, પુત્ર વગેરેની કદી યાચના ન કરવી એ પાંચમો ત્યાગ છે. યોગ્ય યાચક આવી મળતાં તેને દાન કરવું એ છઠ્ઠો ત્યાગ છે. આ બધાંથી કલ્યાણ થાય છે. આ ત્યાગરૂપ ગુણોથી મનુષ્ય પવિત્ર બને છે. પવિત્રતાનાં પણ આઠ લક્ષણો માનેલાં છે—સત્ય, ધ્યાન, સમાધિ, તર્ક, વૈરાગ્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ. આ આઠ ગુણ ત્યાગ અને પવિત્રતામાં સમાએલા છે. આ પ્રમાણે મદના જે અઢાર દોષ પહેલાં બતાવવામાં આવ્યા તેમનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. પ્રમાદના આઠ દોષ છે તે પણ તજી દેવા જોઇએ. ભારત! પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનની પોતપોતાના વિષયોમાં જે ભોગબુદ્ધિથી પ્રવૃત્તિ થાય છે તે છ દોષ પ્રમાદથી થાય છે. તથા ભૂતકાળની ચિન્તા અને ભવિષ્યની આશા—આ બે દોષ છે. આ આઠ દોષોથી મુક્ત પુરુષ સુખી થાય છે. રાજેન્દ્ર! તમે સત્ય સ્વરૂપ થઇ જાઓ. સત્યને આધારે જ બધા લોક રહેલા છે. દમ, ત્યાગ અને અપ્રમાદ વગેરે ગુણો પણ સત્યસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર છે. સત્યમાં જ અમૃતની પ્રતિષ્ઠા છે. દોષોને નિવૃત્ત કરીને જ આ તપ અને સત્યના વ્રતનું આચરણ કરવું જોઇએ એ વિધાતાનો બનાવેલો નિયમ છે. સત્ય જ શ્રેષ્ઠ પુરુષોનું વ્રત છે. જે મનુષ્ય, ઉપર બતાવેલા ગુણોથી યુક્ત અને દોષોથી રહિત થાય છે તે જ પુરુષ સત્યવ્રત અને તપથી અત્યન્ત વિશુદ્ધ થઈ શકે છે. રાજન્! તમે મને જે પૂછ્યું હતું તે મેં સંક્ષેપમાં બતાવી દીધું. આ તપ, જન્મ, મૃત્યુ અને વૃદ્ધાવસ્થાના કષ્ટને દૂર કરનાર, પાપ હરનાર તથા પરમ પવિત્ર છે.

ધૃતરાષ્ટ્રે કહ્યું—મુને! જેઓ ઇતિહાસ અને પુરાણરૂપ પાંચમા વેદ સહિત ચાર વેદોનું અધ્યયન કરે છે. તેઓ પંચવેદી કહેવાય છે. એમ કેટલાક ચતુર્વેદી, ત્રિવેદી, દ્વિવેદી, એકવેદી તથા ઋચાનું અધ્યયન ન કરનાર અનૃચ કહેવાય છે. આ બધામાંથી એવા કોણ છે કે જેમને હું નિશ્ચિત રૂપથી બ્રાહ્મણ સમજું? ॥૪૧-૪૨

સનત્સુજાતે કહ્યું—રાજન્! એક જ વેદને ન જાણવાથી ઘણા વેદ કરવામાં આવ્યા છે. તે સત્સ્વરૂપ એક વેદના સત્તત્ત્વ પરમાત્મામાં તો કોઈ વિરલ જ સ્થિત થાય છે. તે જ બ્રાહ્મણ ગણવા યોગ્ય છે. આ પ્રમાણે વેદના તત્ત્વને ન જાણીને પણ કેટલાક લોકો 'હું વિદ્વાન છું' એમ માનવા લાગે છે. પછી તેઓ દાન, અધ્યયન અને યજ્ઞ વગેરે કર્મોમાં લૌકિક અને પારલૌકિક ફળના લોભથી જ પ્રવૃત્ત થાય છે. જે પરમાત્માના સત્ય સ્વરૂપથી ભ્રષ્ટ થયો છે, તેને ફળના લોભના જ સંકલ્પ થયા કરે છે. પછી તે ફળને મેળવવા માટે વેદના પ્રમાણને આધારે યજ્ઞ વગેરેનું અનુષ્ઠાન કરવામાં આવે છે. કોઇનો યજ્ઞ મનથી, કોઈનો વાણીથી તથા કોઈનો ક્રિયાદ્વારા સમ્પાદિત થાય છે. પુરુષ સંકલ્પમય છે અને તે પોતાના સંકલ્પ અનુસાર પ્રાપ્ત થનારા લોકોમાં જાય છે. પરન્તુ જ્યાંસુધી સંકલ્પ શાન્ત ન થાય ત્યાંસુધી યજ્ઞ વગેરે ધર્મોનું પાલન કરતા રહેવું જોઈએ. સત્પુરુષોને માટે સત્યસ્વરૂપ પરમાત્મા જ સર્વથી અધિક છે. કારણ કે પરમાત્માના જ્ઞાનનું ફળ પ્રત્યક્ષ છે અને તપનું ફળ પરોક્ષ છે. તેથી જ્ઞાનનો જ આશ્રય લેવો જોઈએ. વધારે ભણનાર બ્રાહ્મણને કેવળ વધુ ભણેલો જાણવો જોઈએ. માટે હે ક્ષત્રિય! કેવળ વાણીની છટાથી જ કોઈને બ્રાહ્મણ ન માની લેવો. જેનું ધ્યાન સત્યસ્વરૂપ પરમાત્માથી કદી છૂટું નથી પડતું તેને જ તમે બ્રાહ્મણ સમજો. રાજન્! અથર્વા મુનિ તેમજ મહર્ષિઓએ પૂર્વકાળમાં જેનું ગાન કર્યું છે તે જ વેદ (છન્દ) કહેવાય છે. જેઓ સમ્પૂર્ણ વેદ ભણી લેવા છતાં પણ વેદદ્વારા જાણવા યોગ્ય પરમાત્માના તત્ત્વને જાણતા નથી, તેઓ વેદના ખરેખરા વિદ્વાન નથી. નરશ્રેષ્ઠ! છન્દ એટલે વેદ પરમાત્માથી જુદો નથી અને તે પોતાનું જ્ઞાન સ્વચ્છન્દ રીતે—સ્વતન્ત્ર રીતે કરાવે છે. (અર્થાત્ સ્વતઃપ્રમાણ છે.) આથી તેનું અધ્યયન કરીને જ વેદવેત્તા આર્યજનો પરમાત્માનો અનુભવ કરી શકયા છે. રાજન્! ખરી રીતે તો વેદના તત્ત્વને જાણનાર કોઈ હોતું નથી, અથવા વિરલ જ હોય છે. જે કેવળ વેદનાં વાક્યોનું અધ્યયન કરે છે તે વેદોદ્વારા જાણવામાં આવતા પરમાત્માને જાણી નથી શકતો. પરન્તુ જે સત્યમાં નિષ્ઠા રાખે છે તે વેદવેદ્ય પરમાત્માને જાણી શકે છે. મન, ઇન્દ્રિયો વગેરે જે અનાત્મ વસ્તુ છે તેઓમાંથી કોઈ પરમાત્માના જ્ઞાતા નથી થઈ શકતાં, આથી મનુષ્ય મન વગેરે દ્વારા નથી આત્માને જાણતા

કે નથી અનાત્માને. જે આત્માને જાણી લે છે, તે જ અનાત્માને પણ જાણી લે છે. જે કેવળ અનાત્માને જાણે છે તે સત્ય આત્માને નથી જાણતો. જે પુરુષ વેદોના તત્ત્વને જાણે છે તે જ જગત વગેરેને પણ જાણે છે. પરન્તુ તે વેદોના જ્ઞાતાને, નથી તો વેદપાઠીઓ જાણતા કે નથી વેદ જાણતો. તો પણ આવા વેદવેત્તા જન તે આત્મતત્ત્વને વેદના દ્વારા જ જાણે છે. બીજના ઝીણા ચન્દ્રને બતાવવા માટે જેમ ઝાડની ડાળીનો ઉપયોગ કરાય છે કે 'પેલા ઝાડની ડાળીની ઉપર આકાશમાં ચન્દ્રને જુઓ.' તે પ્રમાણે સત્ય સ્વરૂપ પરમાત્માનું જ્ઞાન કરાવવા માટે જ વેદોનો પણ ઉપયોગ કરવામાં આવે છે. હું તો જે પરમાત્માના તત્ત્વને જાણનાર અને યથાર્થ રીતે વેદોની વ્યાખ્યા કરનાર છે તેને જ બ્રાહ્મણ સમજું છું. આપણા અને બીજાંના સર્વ સન્દેહો મટાડી શકે તે જ બ્રાહ્મણ છે. આ આત્માને શોધવા માટે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અથવા ઉત્તર તરફ ખોળ કરવાની જરૂર નથી, અથવા અનાત્માના બેસી રહેવાની પણ જરૂર નથી. તેમજ અનાત્મ પદાર્થોમાં પણ તે મળશે નહિ, વેદનાં વાક્યોમાં પણ નથી, કેવળ તપ દ્વારા જ તેના સાક્ષાત્કાર કરવો. દરેક પ્રકારની વાસનાઓથી રહિત થઇ મનમાં પરમાત્માનું જ ચિન્તન કરવું. રાજન્! તમે પણ તમારા હૃદયાકાશમાં રહેલા તે વિખ્યાત પરમેશ્વરની ઉપાસના કરો. મૌન રહેવાથી અથવા જંગલમાં નિવાસ કરવામાત્રથી કોઈ મુનિ નથી થઈ શકતો, જે પોતાના આત્માને જાણે છે તે જ શ્રેષ્ઠ મુનિ કહેવાય છે. સમ્પૂર્ણ અર્થોને વ્યાકૃત (પ્રકટ) કરવાને લીધે જ જ્ઞાની પુરુષ વૈયાકરણ (સર્જક) કહેવાય છે. આ સમસ્ત અર્થોનું પ્રાકટ્ય મૂળ તત્ત્વ બ્રહ્મથી જ થાય છે. આથી તે બ્રહ્મ જ મુખ્ય વૈયાકરણ (સર્જક) છે. વિદ્વાન પુરુષ પણ બ્રહ્મમય થઇને અર્થોને પ્રકટ કરતો હોવાથી તે પણ વૈયાકરણ છે. જે સમ્પૂર્ણ લોકોને પ્રત્યક્ષ જોઈ લે છે તે મનુષ્ય તે સર્વ લોકોનો દ્રષ્ટામાત્ર છે. (સર્વજ્ઞ નથી) પરન્તુ જે એકમાત્ર સત્યસ્વરૂપ બ્રહ્મમાં સ્થિત છે તે બ્રહ્મવેત્તા મનુષ્ય સર્વજ્ઞ થઈ જાય છે. રાજન્! મેં પહેલાં જણાવ્યા તે ધર્મો વગેરેનું પાલન કરવાથી તથા વેદોનું વિધિવત્ અધ્યયન કરવાથી પણ મનુષ્ય આ પ્રમાણે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. આ વસ્તુ હું મારી બુદ્ધિદ્વારા નિશ્ચય કરીને આપને જણાવી રહ્યો છું.

## બ્રહ્મચર્ય તથા બ્રહ્મનું નિરૂપણ

### સનત્સુજાતીય—ચોથો અધ્યાય

ધૃતરાષ્ટ્રે કહ્યું-સનત્સુજાતજી! આપ જે સર્વોત્તમ અને સર્વરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી રહ્યા છો તેમાં વિષયભોગોની ચર્ચા બીલકુલ નથી. હે કુમાર! તો મારું એ કહેવું છે કે આપ આ પરમ દુર્લભ વિષયનું ફરીથી પ્રતિપાદન કરો.

સનત્સુજાતે કહ્યું-રાજન્! તમે જે મને પ્રશ્ન કરતી વખતે હર્ષથી અત્યન્ત ફુલાઇ ગયા છો, પણ તે આ પ્રમાણે ઉતાવળીયાપણું કરવાથી બ્રહ્મનો બોધ થઈ જતો નથી. બુદ્ધિમાં મનનો લય થઈ જતાં વૃત્તિઓનો નિરોધ કરનારી જે સ્થિતિ છે તેનું નામ છે બ્રહ્મવિદ્યા અને તે બ્રહ્મચર્યનું પાલન કરવાથી જ પ્રાપ્ત થાય છે.

ધૃતરાષ્ટ્રે કહ્યું-જે બ્રહ્મવિદ્યા પ્રાણીઓના અન્તઃકરણમાં જ રહેલી છે પણ કર્મોદ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી, તે અનન્ત બ્રહ્મની બ્રહ્મવિદ્યાને આપ બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત થવા યોગ્ય બતાવો છો તો મારા જેવા લોકો તે બ્રહ્મવિદ્યારૂપ મોક્ષને કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

સનત્સુજાત બોલ્યા-હવે હું અવ્યક્ત બ્રહ્મ સાથે સમ્બન્ધ રાખનારી તે પુરાતન વિદ્યાનું વર્ણન કરીશ, કે જે વિદ્યા બુદ્ધિ અને બ્રહ્મચર્યના દ્વારા જ પ્રાપ્ત થાય છે. જેને પ્રાપ્ત કરીને પુરુષ આ મરણધર્મવાળા શરીરને સદાને માટે ત્યજી દે છે.

ધૃતરાષ્ટ્રે કહ્યું-બ્રહ્મન્! જો તે બ્રહ્મવિદ્યા બ્રહ્મચર્યદ્વારા જ સુગમતાથી જાણી શકાતી હોય તો મને પહેલાં તે જ બતાવો કે બ્રહ્મચર્યનું પાલન કેવી રીતે થઈ શકે છે?

સનત્સુજાત બોલ્યા-જે લોકો આચાર્યના આશ્રમમાં પ્રવેશ કરીને પોતાની સેવાથી આચાર્યના પ્રીતિપાત્ર બનીને બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેઓ અહિં જ શાસ્ત્રજ્ઞ થઇ જાય છે, અને દેહત્યાગ પછી પરમ યોગરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. આ સંસારમાં રહીને જેઓ કામનાઓને જીતી લે છે, અને નિર્દ્વન્દ્વ સ્થિતિને પ્રાપ્ત કરવા માટે જ અનેક પ્રકારનાં કષ્ટોને સહન કરે છે તેઓ

સત્ત્વગુણદ્વારા અહિં જ મુંજના પડમાંથી વચલી સળીની માફક આ દેહથી પૃથક્ આત્માનો વિવેક કરી શકે છે. ભારત! જો કે માતા અને પિતા—આ બન્ને જ આ શરીરને જન્મ આપે છે તો પણ આચાર્યના ઉપદેશથી જે જન્મ થાય છે તે પરમ પવિત્ર અને અજર અમર છે. જે આચાર્ય પરમાર્થ તત્ત્વના ઉપદેશથી સત્યને પ્રકટ કરીને અમરપણાનું જ્ઞાન આપીને બ્રાહ્મણ વગેરે વર્ણોની રક્ષા કરે છે તે આચાર્યને માતા–પિતા જ સમજવા જોઈએ, તથા તેમણે કરેલા ઉપકારને સ્મરણમાં રાખી તેમનો દ્રોહ ન કરવો જોઈએ. બ્રહ્મચારી શિષ્યે નિત્ય ગુરુને પ્રણામ કરવા જોઈએ. અંદર અને બહારથી પવિત્ર થઈને પ્રમાદ છોડીને સ્વાધ્યાયમાં મન લગાડવું, અભિમાન ન કરવું, ક્રોધ ન કરવો, આ બ્રહ્મચર્યનું પહેલું ચરણ છે. જે શિષ્યના આચાર પ્રમાણે રહીને તન–મન–ધનથી આચાર્યનું પ્રિય કરે, જેવો ગુરુ પ્રત્યે શ્રદ્ધા અને સંમાનભર્યો વ્યવહાર હોય તેવો ગુરુપત્ની અને ગુરુપુત્રની સાથે પણ રાખે તે બ્રહ્મચર્યનું બીજું ચરણ છે. તથા નિત્ય ગુરુ પ્રત્યે કૃતજ્ઞતાનો ભાવ તે બ્રહ્મચર્યનું ત્રીજું ચરણ છે. આચાર્યના બદલો ચૂકવ્યા વિના—તેમને ગુરુદક્ષિણા આપ્યા વિના શિષ્ય ત્યાંથી બીજે ન જાય, તથા ગુરુને કંઈ આપતાં 'હું ગુરુ પર ઉપકાર કરી રહ્યો છું' એવો ભાવ ન ધરે તથા મુખથી કદી પણ ન બતાવે—તે બ્રહ્મચર્યનું ચોથું ચરણ છે. આ પ્રમાણેનું બ્રહ્મચર્ય તથા યમ નિયમ વગેરેનું આચરણ આચાર્યના સમ્પર્કમાં રહીને વેદના અર્થનું તત્ત્વ જાણવાથી જ સફળ થાય છે. એવું વિદ્વાનોનું કથન છે. આ પ્રમાણે કરનાર શિષ્યની સંસારમાં દરેક પ્રકારે ઉન્નતિ થાય છે. તે પુત્ર અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે, બધી દિશાઓ તેને માટે સુખમય થઈ જાય છે. તેની પાસે ધન પ્રાપ્ત કરવા માટે અનેક લોકો નિવાસ કરે છે. આ બ્રહ્મચર્યના પાલનથી જ દેવતાઓએ દેવત્વ પ્રાપ્ત કર્યું અને ઋષિઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ થઈ. આના જ પ્રભાવથી ગન્ધર્વો અને અપ્સરાઓને દિવ્ય રૂપ પ્રાપ્ત થયું. આ બ્રહ્મચર્યના જ પ્રતાપથી સૂર્યદેવ સમસ્ત લોકોને પ્રકાશિત કરવામાં સમર્થ થાય છે. જેમ ચિન્તામણિની યાચના કરનારાઓને તેમના અભીષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થાય છે તે રીતે બ્રહ્મચર્ય પણ મનોવાંછિત વસ્તુ આપનાર છે. ઋષિઓ અને દેવતાઓ બ્રહ્મચર્યના પાલનથી જ તેમની સિદ્ધિઓને પામ્યા છે. રાજન્! જે આ બ્રહ્મચર્યનો આશ્રય લે છે તે યમનિયમાદિ તપનું આચરણ કરતો પોતાના સમ્પૂર્ણ શરીરને પણ પવિત્ર બનાવી દે છે, આનાથી વિદ્વાન પુરુષ અવશ્ય આત્મબળને પ્રાપ્ત કરે છે; તથા અન્ત સમયમાં તે મૃત્યુને જીતી લે છે. રાજન્! સકામ પુરુષ પોતાનાં પુણ્યકર્મો દ્વારા નાશવન્ત લોકોને જ પ્રાપ્ત કરે છે, પરન્તુ જે બ્રહ્મને જાણનાર છે તે જ તે જ્ઞાનદ્વારા સર્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે. મોક્ષને માટે જ્ઞાન સિવાય બીજો કોઈ માર્ગ નથી.

ધૃતરાષ્ટ્ર બોલ્યા—વિદ્વાન પુરુષ અહિં સત્યસ્વરૂપ પરમાત્માના જે અમૃત અને અવિનાશી પરમ પદનો સાક્ષાત્કાર કરે છે, તેનું રૂપ કેવું હોય છે? શું તે સફેદ જેવું, લાલ જેવું અથવા કાજળ જેવું યા સુવર્ણ જેવા પીળા રંગનું હોય છે?

સનત્સુજાતે કહ્યું—જો કે સફેદ, લાલ, કાળું, લોઢાના જેવું અથવા સૂર્ય સમાન પ્રકાશમાન અનેક પ્રકારનાં રૂપ પ્રતીત થાય છે તો પણ બ્રહ્મનું વાસ્તવિક રૂપ નથી પૃથ્વીમાં, નથી આકાશમાં નથી સમુદ્રના જળમાં તેમજ તારાઓમાં, વિજળીમાં કે વાદળોમાં પણ તે નથી. આ પ્રમાણે વાયુ, દેવતાઓ, ચન્દ્રમા અને સૂર્યમાં પણ તે નથી. રાજન્! ઋગ્વેદની ઋચાઓમાં, યજુર્વેદના મન્ત્રોમાં, અથર્વ વેદની સૂક્તોમાં કે શુદ્ધ સામવેદમાં પણ તે દૃષ્ટિગોચર થતું નથી, કારણ કે તે બ્રહ્મ નિત્ય છે. બ્રહ્મના તે સ્વરૂપનો કોઈ પાર પામી શકતું નથી, તે અજ્ઞાનરૂપ અન્ધકારથી પર છે, મહાપ્રલયમાં સર્વનો અન્ત કરનાર કાળ પણ તેમાં લીન થઈ જાય છે. તેનું રૂપ અસ્ત્રાની ધાર સમાન અત્યન્ત સૂક્ષ્મ અને પર્વતોથી પણ મહાન છે. (અર્થાત્ તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને મહાનથીય મહાન છે.) તે જ સર્વનો આધાર છે. તે જ અમૃત છે. તેજ લોક. તે જ યશ તથા તે જ બ્રહ્મ છે. સમ્પૂર્ણ ભૂત તેમાંથી જ પ્રકટ થયાં અને તેમાં જ લીન થઈ જાય છે, આ કાર્યરૂપ જગતને વિદ્વાનો કેવળ વાણીનો વિકારમાત્ર જ બતાવે છે. આ કાર્યરૂપ જગત જેમાં પ્રતિષ્ઠિત છે તે નિત્ય કારણસ્વરૂપ બ્રહ્મને જેઓ જાણે છે તેઓ અમર થઈ જાય છે, તે બ્રહ્મ રોગ, શોક અને પાપથી રહિત છે અને તેના મહાન્ યશરૂપ આ તેની લીલા સર્વત્ર ફેલાયેલી છે.

# યોગપ્રધાન બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન

## સનત્સુજાતીય—પાંચમો અધ્યાય

સનત્સુજાતજી કહે છે-રાજન્! શોક, ક્રોધ, લોભ, કામ, માન, અતિશય ઊંઘ, ઈર્ષા, મોહ, તૃષ્ણા, કાયરતા, ગુણોમાં દોષ જોવા, અને નિન્દા કરવી-આ બાર મહાન દોષ મનુષ્યોના પ્રાણોનો નાશ કરનારા છે. રાજન્! એક પછી એક આ બધા દોષો મનુષ્યોને પ્રાપ્ત થાય છે, જેનાથી આવેશમાં આવીને મૂઢબુદ્ધિવાળો મનુષ્ય પાપકર્મ કરવા લાગે છે. લોલુપ, ક્રૂર, કઠોર બોલનાર, કૃપણ, મનમાં-ને-મનમાં જ ક્રોધ કરનાર અને વધુ આત્મપ્રશંસા કરનાર-આ ૭ પ્રકારના મનુષ્યો અવશ્ય ક્રૂર કર્મો કરનારા હોય છે. તેઓ ધન મેળવીને પણ સારાં આચરણો કરતા નથી. સંભોગમાં મન લગાવનારા, ભેદભાવ રાખનારા, અત્યન્ત અભિમાની, થોડું આપીને વધારે ડીંગ હાંકનારા, કંજુસ, દુર્બળ હોવા છતાં પોતાની મહત્તા બતાવનારા અને સ્ત્રીઓ સાથે સદા દ્વેષ રાખનારા-આ સાત પ્રકારના મનુષ્યો જ પાપી અને ક્રૂર કહેવાએલા છે. ધર્મ, સત્ય, તપ, ઇન્દ્રિયસંયમ, દ્વેષ ન કરવો, લજ્જા, સહનશીલતા, કોઇના દોષ ન જોવા, દાન, શાસ્ત્રજ્ઞાન, ધૈર્ય અને ક્ષમા-આ બ્રાહ્મણનાં બાર મહાન વ્રત છે. જે આ બાર વ્રતોથી કદી ભ્રષ્ટ નથી થતો તે આ સમ્પૂર્ણ પૃથ્વી પર શાસન કરે છે. આમાંથી ત્રણ, બે અથવા એક ગુણથી પણ જે યુક્ત છે, તે જગતમાં પોતાને માટે કંઈ પણ થતું નથી એમ સમજે છે. (અર્થાત્ કોઇ પણ વસ્તુમાં તેને મમતા થતી નથી.) ઇન્દ્રિયનિગ્રહ, ત્યાગ અને અપ્રમાદ-એમાં અમૃતનો વાસ છે. બ્રહ્મને પ્રાપ્ત કરવાનું લક્ષ્યવાળા બ્રાહ્મણનાં આ જ મુખ્ય સાધન છે. ખરી કે ખોટી પણ બીજાની નિન્દા કરવી એ બ્રાહ્મણને શોભતું નથી. જે લોકો બીજાઓની નિન્દા કરે છે તેઓ અવશ્ય નરકમાં પડે છે. મદના અઢાર દોષ છે. પહેલાં પણ તે વિષે સ્પષ્ટતા કરી છે:-લોકવિરોધી કાર્ય કરવું, શાસ્ત્રથી વિરુદ્ધ આચરણ કરવું, ગુણવાનો ઉપર દોષારોપણ, અસત્ય બોલવું, કામ, ક્રોધ, પરાધીનતા, બીજાઓના દોષ જાહેર કરવા, ચાડી કરવી, ધનનો દુરુપયોગ, કજીઓ, દ્વેષ, પ્રાણીઓને કષ્ટ પહોંચાડવું, ઈર્ષા, હર્ષ, બહુ બોલવું, વિવેકશૂન્યતા તથા ગુણોમાં દોષ જોવાનો સ્વભાવ. માટે વિદ્વાન પુરુષે મદને વશ ન થવું જોઈએ. કારણ કે સત્પુરુષોએ સદા તેની નિન્દા જ કરેલી છે. મિત્રતાના ૭ ગુણો છે-મિત્રનું પ્રિય થતાં હર્ષિત થવું અને અપ્રિય થતાં મનમાં કષ્ટનો અનુભવ કરવો-આ બે ગુણો. અને ત્રીજો ગુણ એ છે કે પોતે જે કંઈ લાંબા વખતથી એકઠું કરેલું ધન હોય તે મિત્રના માગતાં તેને આપી દેવું. મિત્રની માગણી થતાં ન દેવા યોગ્ય વસ્તુ પણ અવશ્ય આપવા યોગ્ય બની જાય છે. બીજું તો શું, મિત્રના માગતાં તે શુદ્ધ ભાવથી પોતાના પ્રિય પુત્રો, વૈભવ તથા પત્નીને પણ તેના હિતને માટે છોડી દે છે. મિત્રને ધન આપીને તેનો બદલો લેવાની ઇચ્છાથી તેને ત્યાં નિવાસ ન કરવો તે ચોથો ગુણ છે. મિત્રની કમાણી પર આધાર ન રાખતાં પોતાના પરિશ્રમથી કમાએલા ધનનો ઉપભોગ કરવો એ પાંચમો ગુણ છે. અને મિત્રના ભલાને માટે પોતાના ભલાની પરવા ન કરવી એ છઠ્ઠો ગુણ છે. જે ધનવાન ગૃહસ્થ આ પ્રકારે ગુણવાન, ત્યાગી અને સાત્ત્વિક હોય છે તે પોતાની પાંચે ઇન્દ્રિયોને પાંચે વિષયોમાંથી હઠાવી લે છે. જે વૈરાગ્યના અભાવને લીધે નિષ્કામપણાથી ભ્રષ્ટ થઈ ગયો છે એવા મનુષ્યોનું ઇન્દ્રિયનિગ્રહરૂપ તપ કેવળ ઊર્ધ્વ લોકોની પ્રાપ્તિ કરાવનારું જ થાય છે, મુક્તિનું નહિ. કારણ કે સત્યસ્વરૂપ બ્રહ્મના બોધ ન થવાથી જ આ સકામ કર્મોની વૃત્તિ થાય છે. કોઈના યજ્ઞ મનથી, કોઈના વાણીથી અને કોઈના ક્રિયાદ્વારા પૂર્ણ થાય છે. સકામ પુરુષ કરતાં નિષ્કામ પુરુષની સ્થિતિ ઉચ્ચ રહે છે. પરન્તુ બ્રહ્મજ્ઞાનીની સ્થિતિ તેના કરતાં પણ વિશિષ્ટ છે. તે સિવાય એક વાત બીજી પણ બતાવું છું. સાંભળો:—પરમાત્માથી ભિન્ન આ સમ્પૂર્ણ દૃશ્ય પ્રપંચ માત્ર વાણીના વિકારરૂપ છે. (અર્થાત્ કહેવા પૂરતો જ છે) કોઈ સત્ય વસ્તુ નથી. આ વસ્તુને જેઓ જાણી લે છે તેઓ અમર થઈ જાય છે. રાજન્! કેવળ સકામ પુણ્યકર્મદ્વારા સત્યસ્વરૂપ પરમાત્માને જીતી શકાતો નથી. અથવા જે હવન કે યજ્ઞ કરવામાં આવે છે તેનાથી પણ અજ્ઞાની પુરુષ અમરપણું પામી નથી શકતો, તથા અન્તકાળમાં તેને શાન્તિ પણ નથી મળતી. દરેક પ્રકારની કામનાથી રહિત થઈને એકાન્તમાં ઉપાસના કરવી. મનથી પણ કાંઈ પ્રવૃત્તિ થવા ન દેવી તથા વખાણથી પ્રેમ તથા નિન્દાથી ક્રોધ ન કરવો. રાજન્! આ પ્રમાણે સાધન કરવાથી મનુષ્ય અહિં જ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને તેમાં સ્થિત થઈ જાય છે. હે વિદ્વન્! આ હું તમને મેં વેદોમાં વિચાર કરીને જે જાણ્યું છે તે ક્રમથી બતાવી રહ્યો છું. ૧-૨૧.

---

# પરમાત્માનુ સ્વરૂપ અને તેનો યોગીજનોદ્વારા સાક્ષાત્કાર

**સનત્સુજાત કહે છે**—જે પ્રસિદ્ધ બ્રહ્મ છે તે શુદ્ધ, મહાન, જ્યોતિર્મય, તેમજ વિશાળ યશરૂપ છે. તેની જ બધા દેવતાઓ ઉપાસના કરે છે. તેના જ પ્રકાશથી સૂર્ય પ્રકાશિત થાય છે. તે સનાતન ભગવાનના યોગીજનો સાક્ષાત્કાર કરે છે. શુદ્ધ સચ્ચિદાનંદથી હિરણ્યગર્ભની ઉત્પત્તિ થાય છે. તથા તેનાથી જ તે વૃદ્ધિ પામે છે. તે શુદ્ધ જ્યોતિર્મય બ્રહ્મ જ સૂર્ય વગેરે જ્યોતિઓમાં સ્થિત થઈને તેમને પ્રકાશિત કરી રહ્યું છે, તે બીજા કશાથી પ્રકાશિત ન હોઈ પોતે જ સર્વનું પ્રકાશક છે. તે જ સનાતન ભગવાનનો યોગી જનો સાક્ષાત્કાર કરે છે. પરમાત્માથી 'આપ' અર્થાત્ પ્રકૃતિ ઉત્પન્ન થઈ, પ્રકૃતિથી સલિલ અથવા મહત્તત્ત્વ પ્રકટ થયું, આકાશમાં સૂર્ય અને ચન્દ્ર આ દેવતાઓ તેને જ આશ્રિત છે. જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મનું તે સ્વયંપ્રકાશ સ્વરૂપ જ સદા સાવધાન રહીને આ બન્ને દેવતાઓ, પૃથ્વી અને પ્રકાશને ધારણ કરે છે. તે સનાતન ભગવાનના યોગી જનો સાક્ષાત્કાર કરે છે. સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી, આકાશ તથા સમ્પૂર્ણ દિશાઓ અને આ વિશ્વને તે શુદ્ધ બ્રહ્મ જ ધારણ કરે છે. તેનાથી જ બધી દિશાઓ, સરિતાઓ અને મોટામોટા સમુદ્રો પ્રકટ થયા છે. તે સનાતન ભગવાનનો યોગી જનો સાક્ષાત્કાર કરે છે. કર્મ સ્વયં નાશવન્ત હોવા છતાં તેને ભોગવ્યા વિના તેનો નાશ થતો નથી. તે દેહરૂપી રથના મનરૂપી ઘોડાઓ બુદ્ધિમાન્, દિવ્ય તેમજ અજરામર નિત્યનવીન જીવાત્માને જે પરમાત્મા તરફ લઈ જાય છે તે સનાતન ભગવાનનો યોગીજનો સાક્ષાત્કાર કરે છે. તે પરમાત્માનું સ્વરૂપ કોઈની સરખામણીમાં આવી નથી શકતું, તેને કોઈ પ્રાકૃત દૃષ્ટિથી જોઈ શકતું નથી. જેને નિશ્ચયાત્મક બુદ્ધિથી, મનથી અને હૃદયથી જેઓ જાણી લે છે તેઓ અમર થઈ જાય છે. તે સનાતન ભગવાનનો યોગી જનો સાક્ષાત્કાર કરે છે. દશ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ—આ બારનો સમુદાય જેની અંદર રહેલો છે તથા જે પરમાત્માથી સુરક્ષિત છે, તે અવિદ્યા નામની નદીના વિષયરૂપ મધુર જળને જોનારા અને પીનારા લોકો સંસારમાં ભયંકર દુર્ગતિને પ્રાપ્ત થાય છે. તેનાથી મુક્ત કરનાર તે સનાતન પરમાત્માનો યોગીજનો સાક્ષાત્કાર કરે છે. જેમ મધમાખી અર્ધા મહિના સુધી મધનો સંગ્રહ કરે છે અને પછી અર્ધા મહિના સુધી તેને પીએ છે, તે પ્રમાણે આ ભ્રમણશીલ સંસારી જીવ પૂર્વજન્મના સંચિત કર્મને આ જન્મમાં ભોગવે છે. પરમાત્માએ સમસ્ત પ્રાણીઓને માટે તેમનાં કર્મો અનુસાર અન્નની વ્યવસ્થા કરી રાખી છે. તે સનાતન ભગવાનનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. જેનાં વિષયરૂપી પાંદડાંઓ સુવર્ણ સમાન મનોહર દેખાઈ રહ્યાં છે, તે સંસારરૂપી નાશવન્ત વૃક્ષ ઉપર આવીને પાંખ વગરનો જીવ કર્મરૂપી પાંખ ધારણ કરીને પોતાની વાસના અનુસાર જુદીજુદી યોનિઓમાં પડે છે, પરન્તુ જેના જ્ઞાનથી જીવોની મુક્તિ થાય છે તે સનાતન પરમાત્માનો યોગી જનો સાક્ષાત્કાર કરે છે. પૂર્ણ પરમેશ્વરથી પૂર્ણ ચરાચર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, પૂર્ણથી જ તે પૂર્ણ પ્રાણીઓ ચેષ્ટા કરે છે, પછી પૂર્ણથી જ પૂર્ણ બ્રહ્મમાં તેમનો લય થાય છે તથા અન્તમાં એકમાત્ર પૂર્ણ બ્રહ્મ જ શેષ રહે છે તે સનાતન પરમાત્માનો યોગીજનો સાક્ષાત્કાર કરે છે. તે પૂર્ણ બ્રહ્મથી જ વાયુનો આવિર્ભાવ થયો છે અને તેમાં જ તેની સ્થિતિ છે તેનાથી જ અગ્નિ અને સોમની ઉત્પત્તિ થઇ છે તથા તેનામાં જ આ પ્રાણનો વિસ્તાર થયો છે. કયાં સુધી ગણાવાય, આપણે તમામ વસ્તુઓની જુદીજુદી ગણતરી કરવાને અસમર્થ છીએ, તમે એટલું જ સમજો કે સર્વકંઈ પરમાત્માથી પ્રકટ થયું છે. તે સનાતન ભગવાનનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે, અપાનને પ્રાણ પોતામાં લીન કરી લે છે, પ્રાણને ચન્દ્રમા, ચન્દ્રમાને સૂર્ય અને સૂર્યને પરમાત્મા પોતામાં લીન કરી લે છે. તે સનાતન પરમેશ્વરનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. આ સંસાર-જળથી ઉપર રહેલ હંસરૂપ પરમાત્મા પોતાના એક અંશને ઉપર લઈ લેતો નથી, જો તેને પણ તે ઉપર લઈ લે તો સર્વનો બંધ અને મોક્ષ સદાને માટે મટી જાય. તે સનાતન પરમેશ્વરનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. હૃદયપ્રદેશમાં સ્થિત એ અંગૂઠા જેવડો અન્તર્યામી પરમાત્મા લિંગશરીરના સંબંધથી જીવાત્માના સ્વરૂપમાં સદા જન્મ-મરણને પ્રાપ્ત થાય છે, તે સર્વના નિયન્તા, સ્તુતિ કરવા યોગ્ય, સર્વસમર્થ, સર્વના આદિકરણ, સર્વત્ર વિરાજમાન પરમાત્માને મૂઢ પુરુષો જોઈ શકતા નથી, પરન્તુ યોગી જનો તે સનાતન પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. કોઈ સાધન-સંપન્ન હોય યા સાધન-

હીન. સર્વ મનુષ્યોમાં આ બ્રહ્મ સમાનરૂપે દષ્ટિગોચર થાય છે. આ બ્રહ્મ બદ્ધ અને મુક્તમાં પણ સમાન ભાવે રહેલું છે. ફરક એટલો જ છે કે જે મુક્ત પુરુષ છે તે આનન્દના મૂળ તત્ત્વ પરમાત્મામાં મળી જાય છે. તે જ સનાતન ભગવાનનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. વિદ્વાન પુરુષ બ્રહ્મવિદ્યાદ્વારા આ લોક અને પરલોક બન્નેને વ્યાપ્ત કરીને બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. તે વખતે તેના દ્વારા જો અગ્નિહોત્ર આદિ કર્મો ન થયાં તો પણ તે પૂર્ણ થએલાં ગણવામાં આવે છે. રાજન્! આ બ્રહ્મવિદ્યા તમારામાં ક્ષુદ્રતા નહિ ઉત્પન્ન થવા દે તે તથા આના દ્વારા તમને પ્રજ્ઞા પ્રાપ્ત થશે કે જેને ધીર પુરુષો જ પ્રાપ્ત કરી શકે છે. તે જ પ્રજ્ઞાદ્વારા યોગી લોકો તે સનાતન પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. એ પ્રમાણે પરમાત્માને પ્રાપ્ત થએલો પુરુષ અગ્નિને પોતામાં જ સમાવી લે છે. તે પરમેશ્વરને જે જાણી લે છે તે કૃતકૃત્ય થઈ જાય છે. 'એ સનાતન પરમાત્માનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. તે પરમાત્માનું સ્વરૂપ જોવામાં નથી આવતું. જેનું અન્તઃકરણ અત્યન્ત શુદ્ધ છે તેઓ જ તેને જોઈ શકે છે. જે સર્વનો હિતૈષી અને મનને વશમાં કરનાર છે તથા જેના મનમાં કદી દુઃખ થતું નથી—આવી દશામાં આવીને જે સંન્યાસ લે છે તે મુક્ત થઈ જાય છે. જેમ સાપ દરનો આશ્રય લઈને પોતાને છુપાવી રાખે છે, તે જ પ્રકારે કેટલાક દમ્ભી મનુષ્યો પોતાની શિક્ષા અને વ્યવહારના પ્રસંગોમાં પોતાને ગુપ્ત પાપોથી છુપાવી રાખે છે, મૂર્ખ લોકો તેમની ઉપર વિશ્વાસ કરીને અત્યન્ત મોહમાં પડી જાય છે, અને જેઓ યથાર્થ માર્ગ એટલે પરમાત્માની માર્ગમાં ચાલનારા છે તેમને પણ તેઓ ભયમાં નાખવાનો પ્રયત્ન કરે છે. પરંતુ યોગી લોકો ભગવાનની કૃપાથી તેમના ફંદમાં ન ફસાઈને તે સનાતન પરમાત્માનો જ સાક્ષાત્કાર કરે છે. રાજન્! હું કદી કોઈ અસત્કારને પાત્ર નથી થતો, નથી મારું મૃત્યુ થતું કે મારો નથી જન્મ; પછી મોક્ષ તો થઈ જ ક્યાંથી શકે. કારણ કે હું નિત્ય મુક્ત બ્રહ્મ છું. સત્ય અને અસત્ય સર્વકંઈ મારા સનાતન સમ બ્રહ્મમાં સ્થિત છે. એકમાત્ર હું જ તે સત્ અને અસત્‌ની ઉત્પત્તિનું સ્થાન છું. મારા સ્વરૂપભૂત તે સનાતન પરમાત્માનો યોગી જનો સાક્ષાત્કાર કરે છે. પરમાત્માનો સત્કર્મ સાથે કે અસત્કર્મ સાથે સમ્બન્ધ નથી. આ વિષમતા તો દેહાભિમાની મનુષ્યોમાં જ જોવામાં આવે છે. બ્રહ્મનું સ્વરૂપ સર્વત્ર સમાન જ સમજવું જોઈએ. આ પ્રમાણે જ્ઞાનયોગથી યુક્ત થઈને તે આનન્દમય બ્રહ્મને જ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી, કે જે સનાતન પરમાત્માનો યોગી લોકો સાક્ષાત્કાર કરે છે. આ બ્રહ્મવેત્તા પુરુષના હૃદયને નિન્દાનાં વાક્યો દુઃખી નથી કરતાં, 'મેં સ્વાધ્યાય ન કર્યો, અગ્નિહોત્ર ન કર્યું' વગેરે વાતો પણ તેને ક્લેશ પહોંચાડતી નથી, બ્રહ્મવિદ્યા તત્કાળ જ તે ધીર પુરુષને સ્થિર બુદ્ધિ આપે છે કે જેના દ્વારા તે યોગી જનો જેનો સાક્ષાત્કાર કરે છે તે સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે જે સમસ્ત ભૂતોમાં નિરન્તર પરમાત્માને જુએ છે, તે તેવી દષ્ટિ પ્રાપ્ત કર્યા બાદ વિષયભોગમાં આસક્ત મનુષ્યોને માટે શો શોક કરે? જો ચારે તરફથી ભરેલું જળાશય પ્રાપ્ત થતાં બીજી જગાએ જળની ખોજ કરવાની આવશ્યકતા રહેતી નથી, તે પ્રમાણે આત્મજ્ઞાનીને માટે સમ્પૂર્ણ વેદોની આવશ્યકતા નથી રહેતી. આ અંગૂઠા જેવડો અન્તર્યામી પરમાત્મા સર્વના હૃદયમાં સ્થિત છે, પરન્તુ કોઈના જોવામાં નથી આવતો. તે અજન્મા, ચરાચરસ્વરૂપ અને દિનરાત સાવધાન રહેનારો છે. જે તેને જાણી લે છે તે વિદ્વાન પરમાનન્દમાં નિમગ્ન થઈ જાય છે.

ધૃતરાષ્ટ્ર! હું જ સર્વની માતા અને પિતા છું હું જ પુત્ર છું અને સર્વનો આત્મા પણ છું. જે છે તે પણ અને જે નથી તે પણ હું છું ભારત! હું તમારો વૃદ્ધ પિતામહ, પિતા અને પુત્ર પણ છું. તમે સર્વ લોકો મારા જ આત્મામાં રહેલા છો. છતાં પણ તમે મારા નથી અને હું તમારો નથી એવું નથી. કારણ કે આત્મા એક જ છે. આત્મા જ મારું સ્થાન છે અને આત્મા જ મારો જન્મ છે. હું સર્વમાં ઓતપ્રોત અને મારા નિત્ય અભિનવ મહિમામાં સ્થિર છું. હું અજન્મા ચરાચર સ્વરૂપ અને નિત્ય સાવધાન રહેનારો છું. મને જાણીને વિદ્વાન પુરુષ પરમ પ્રસન્ન થઈ જાય છે. પરમાત્મા સૂક્ષ્મ અને વિશુદ્ધ મનવાળો છે. તે જ સર્વભૂતોમાં અન્તર્યામીરૂપે વિરાજમાન છે. સમ્પૂર્ણ પ્રાણીઓના હૃદયકમળમાં રહેલા તે પરમ પિતાને વિદ્વાન પુરુષો જ જાણે છે. ૨૯–૩૧

# સંજયનું કૌરવોની સભામાં આવીને દુર્યોધનને અર્જુનનો સંદેશ સંભળાવું

**વૈશમ્પાયન** કહે છે—રાજન્! આ પ્રકારે ભગવાન સનત્સુજાત અને બુદ્ધિમાન વિદુરજીની સાથે વાતચીત કરતાં કરતાં રાજા ધૃતરાષ્ટ્રને આખી રાત વીતી ગઈ. પ્રાતઃકાળ થતાં જ દેશદેશાન્તરથી આવેલા બધા રાજાઓ તથા ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય, કૃતવર્મા, જયદ્રથ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લીક, વિદુર અને યુયુત્સુએ મહારાજ ધૃતરાષ્ટ્રની સાથે તથા દુઃશાસન, ચિત્રસેન, શકુનિ, દુર્મુખ, દુઃસહ, કર્ણ, ઉલૂક, અને વિવિંશતિએ કુરુરાજ દુર્યોધનની સાથે સભામાં પ્રવેશ કર્યો. તેઓ બધા સંજયના મુખથી પાંડવોની ધર્મ અને અર્થથી યુક્ત વાતો સાંભળવાને ઉત્સુક હતા. સભામાં પહોંચીને તેઓ



સર્વ પોતપોતાની મર્યાદા અનુસાર આસનો ઉપર બેસી ગયા. એટલામાં જ દ્વારપાળે સૂચના આપી કે સંજય સભાના દ્વાર ઉપર આવી ગયા છે. સંજય તુરત જ રથથી ઊતરીને સભામાં આવ્યો અને કહેવા લાગ્યો; "કૌરવો! હું પાંડવોની પાસેથી આવી રહ્યો છું. તેમણે સર્વને અભિવાદિત કર્યા છે."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! હું તને પૂછું છું કે ત્યાં બધા રાજાઓની વચ્ચે, દુરાત્માઓને પ્રાણદણ્ડ દેનાર અર્જુને શું કહ્યું હતું!

સંજયે કહ્યું—રાજન્! ત્યાં શ્રીકૃષ્ણની સમક્ષ મહારાજ યુધિષ્ઠિરની સંમતિથી મહાત્મા અર્જુને જે શબ્દો કહ્યા છે તેને કુરુરાજ દુર્યોધન સાંભળી લે. તેમણે કહ્યું છે કે 'જે કાળની દાઢમાં જનાર મન્દબુદ્ધિ મહામૂઢ સૂતપુત્ર હમેશાં તારી સાથે યુદ્ધ કરવાની ડીંગ હાંકતો રહે છે તે કટુભાષી દુરાત્મા કર્ણને સંભળાવીને



તથા જે રાજાઓને પાંડવોની સાથે યુદ્ધ કરવા માટે બોલાવવામાં આવ્યા છે તેમને સંભળાવતાં તમે મારો આ સંદેશ મંત્રીઓ સહિત રાજા દુર્યોધન સાંભળી શકે તે પ્રમાણે કહેશો.' ગાંડીવધારી અર્જુન યુદ્ધને માટે ઉત્સુક જણાતા હતા. તેમણે આંખો લાલ કરીને કહ્યું છે—'જો દુર્યોધન મહારાજ યુધિષ્ઠિરનું રાજ્ય

છોડવા માટે તૈયાર ન હોય તો જરૂર ધૃતરાષ્ટ્રના પુત્રોએ કોઇક એવું પાપકર્મ કર્યું છે કે જેનું ફળ તેમને ભોગવવાનું બાકી છે. જો દુર્યોધન ચાહતો હોય કે ભીમ, અર્જુન, નકુળ, સહદેવ, શ્રીકૃષ્ણ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શિખણ્ડી અને પોતાના સંકલ્પમાત્રથી પૃથ્વી અને આકાશને ભસ્મ કરવાના સામર્થ્યવાળા મહારાજ યુધિષ્ઠિરની સાથે કૌરવોનું યુદ્ધ થાય એ જ ઠીક છે, તો તેથી તો પાંડવોનો જ મનોરથ પૂરો થઈ જશે. માત્ર પાંડવોના જ હિતની દષ્ટિથી તમારે સન્ધિ કરવાની કોઈ જરૂર નથી. તેમ હોય તો યુદ્ધ જ થવા દો. મહારાજ યુધિષ્ઠિર તો નમ્રતા, સરળતા, તપ, દમ, ધર્મરક્ષા અને બળ આ બધા જ ગુણોથી યુક્ત છે. તેઓ ઘણા દિવસથી અનેક પ્રકારનાં સંકટો ઊઠાવતા છતાં પણ સત્ય જ બોલે છે, અને આપલોકોના કપટી વ્યવહારોને સહન કર્યે જાય છે. પરન્તુ જે સમયે તેઓ અનેક વર્ષોથી એકઠા થએલા ક્રોધને કૌરવો પર છોડશે તે વખતે દુર્યોધનને પસ્તાવું પડશે. જે સમયે દુર્યોધન રથમાં બેઠેલા ગદાધારી ભીમસેનને ખૂબ વેગથી ક્રોધરૂપ કાલકૂટ પ્રકટ કરતા જોશે તે વખતે તેને યુદ્ધ કરવા માટે અવશ્ય પશ્ચાત્તાપ થશે. જે પ્રમાણે ઘાસની ઝુંપડીઓવાળું ગામ આગથી ખાખ થઇ જાય છે. તેવી જ કૌરવોની દશા થએલી જોઇને તથા વિજળી પડેલા ખેતરની જેમ પોતાની વિશાળ સેનાને નષ્ટભ્રષ્ટ થએલી જોઇને તથા ભીમસેનના શસ્ત્રાગ્નિથી દગ્ધ થઇને કેટલાયે વીરોને ધરાશાયી થતા જોઈને તથા કેટલાયને ભાગી જતા જોઇને દુર્યોધનને યુદ્ધ છેડવા માટે જરૂર પસ્તાવું પડશે. જ્યારે વિચિત્ર યોદ્ધો નકુળ યુદ્ધસ્થળમાં શત્રુઓનાં મસ્તકોના ઢગલા કરી દેશે, જ્યારે લજ્જાશીલ, સત્યવાદી અને સમસ્ત ધર્મોનું આચરણ કરનાર સ્ફૂર્તિમાન વીર સહદેવ શત્રુઓનો સંહાર કરતો શકુનિ ઉપર આક્રમણ કરશે અને જ્યારે દુર્યોધન દ્રૌપદીના મહાન ધનુર્ધર, શૂરવીર અને રણયુદ્ધવિશારદ પુત્રોને કૌરવો પર ઝપટ લગાવતા જોશે, ત્યારે તેને યુદ્ધ માંડવા માટે અવશ્ય સન્તાપ થશે. અભિમન્યુ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણના સમાન બળવાન છે. જે વખતે તે અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જિત થઇને વરસાદની માફક બાણવર્ષા કરીને શત્રુઓને સન્તપ્ત કરશે તે વખતે દુર્યોધનને રણ રોપવા માટે જરૂર પસ્તાવો થશે. જે સમયે વૃદ્ધ મહારથીઓ વિરાટ અને દ્રુપદ પોતપોતાની સેનાઓ સાથે સુસજ્જિત થઇને ધૃતરાષ્ટ્રપુત્રો




પર નજર કરશે તે વખતે દુર્યોધનને પશ્ચાત્તાપ જ કરવો પડશે. જ્યારે કૌરવોમાં અગ્રગણ્ય સંતશિરોમણિ મહાત્મા ભીષ્મ શિખણ્ડીના હાથથી મૃત્યુ પામશે ત્યારે હું સત્ય કહું છું કે મારા શત્રુઓ બચી નહિ શકે. આમાં તમે જરા પણ સન્દેહ ન કરશો. જ્યારે અતુલ તેજસ્વી સેનાનાયક ધૃષ્ટદ્યુમ્ન પોતાનાં બાણોથી ધૃતરાષ્ટ્રના પુત્રોને પીડિત કરતો દ્રોણાચાર્ય પર આક્રમણ કરશે તો દુર્યોધનને યુદ્ધ ઊભું કરવા માટે પસ્તાવું પડશે. સોમવંશમાં શ્રેષ્ઠ સાત્યકિ જે સેનાનો નેતા છે તેનો વેગ શત્રુઓ કદી નહિ સહી શકે. તમે દુર્યોધનને કહેજો કે 'હવે તમે રાજ્યની આશા છોડી દો. જે સમયે દુર્યોધન રથમાં ગાણ્ડીવ ધનુષ, શ્રીકૃષ્ણ અને તેમનો દિવ્ય પાંચજન્ય શંખ, ઘોડા, બે અક્ષય ભાથા, દેવદત્ત શંખ, અને મને જોશે તે વખતે યુદ્ધ માટે તેને પસ્તાવો જ થશે. જે વખતે યુદ્ધ કરવા માટે એકઠા થએલા તે લુંટારૂઓને નષ્ટ કરીને નવીન યુગને પ્રવૃત્ત કરવા માટે હું અગ્નિની સમાન પ્રજ્વલિત થઈને કૌરવોને ભસ્મ કરવા લાગીશ તે સમયે પુત્રો સહિત મહારાજ ધૃતરાષ્ટ્રને પણ બહુ કષ્ટ થશે. દુર્યોધનનો બધો ગર્વ ગળી જશે. તથા પોતાના ભાઈ, સેના તથા સેવકો સહિત રાજ્યથી ભ્રષ્ટ થઈને તે મન્દમતિ વૈરીઓના હાથથી માર ખાઈને કાંપવા લાગશે ત્યારે તેને ખૂબ જ

પશ્ચાત્તાપ થશે. મેં વજ્રધર ઇન્દ્ર પાસેથી આ વર માગ્યો હતો કે આ યુદ્ધમાં શ્રીકૃષ્ણ મારા સહાયક થાઓ.

"એક દિવસ સવારમાં હું જપ કરવા બેઠો હતો




તે વખતે એક બ્રાહ્મણે આવીને મને કહ્યું — 'અર્જુન! તમારે દુષ્કર કર્મ કરવાનું છે. પોતાના શત્રુઓની સાથે યુદ્ધ કરવાનું છે. તમે શું ચાહો છો? ઉચ્ચૈઃશ્રવા ઘોડા ઉપર બેસીને હાથમાં વજ્ર ધારણ કરેલ ઇન્દ્ર તમારી સાથે રહે કે સુગ્રીવ વગેરે ઘોડાઓ જોડેલા દિવ્ય રથ પર બેઠેલા ભગવાન શ્રીકૃષ્ણ તમારું રક્ષણ કરતા તમારી સાથે રહે?" તે વખતે મેં વજ્રધર ઇન્દ્રને છોડીને આ યુદ્ધમાં શ્રીકૃષ્ણને જ સહાયકરૂપે પસંદ કર્યા હતા. આ પ્રમાણે તે ડાકુઓના વધ માટે મને શ્રીકૃષ્ણ મળી ગયા છે. મને જણાય છે કે આ દેવતાઓનું જ કરેલું વિધાન છે. ભલે શ્રીકૃષ્ણ યુદ્ધ ન કરે પણ જો તેઓ મનથી પણ જેનો જય ઇચ્છશે તે અવશ્ય પોતાના શત્રુઓને પરાસ્ત કરી દેશે. ભલે પછી તેના શત્રુઓ દેવતાઓ અથવા ઇન્દ્ર જ હોય, પછી મનુષ્યોને જીતવાની તો વાત જ શી? આ શ્રીકૃષ્ણે સૌભ નામના વિમાનમાં બેસી આકાશમાં ફર્યા કરનાર મહાભયંકર અને માયાવી રાજા શાલ્વ સાથે યુદ્ધ કર્યું હતું અને સૌભના દરવાજામાંથી શાલ્વની તોપોને કબજે કરી હતી. તેમના વેગને કોણ સહન કરી શકે છે? હું રાજ્ય મેળવવાની ઇચ્છાથી પિતામહ ભીષ્મ, પુત્ર સહિત આચાર્ય દ્રોણ અને અનુપમ વીર કૃપાચાર્યને પ્રણામ કરીને યુદ્ધ કરીશ. જે કોઇ પાપી આ યુદ્ધમાં પાંડવોની સામે લડશે તેનું મરણ, ધર્મ અનુસાર મારા વિચાર પ્રમાણે નિશ્ચિત જ છે. કૌરવો! ધૃતરાષ્ટ્ર પુત્રોનું હું તમને સાફસાફ કહી દઉં છું કે જો કોઇ રીતે ધૃતરાષ્ટ્ર પુત્રોનું જીવન બચી શકતું હોય તો તે કેવળ યુદ્ધથી દૂર રહેવાથી જ છે. યુદ્ધ કરતાં તો કોઇપણ નહિ બચે. એ વસ્તુ નિશ્ચિત જ છે કે હું સંગ્રામભૂમિમાં કર્ણ અને ધૃતરાષ્ટ્ર પુત્રોને મારીને કૌરવોનું તમામ રાજ્ય જીતી લઇશ. અજાતશત્રુ મહારાજ યુધિષ્ઠિર અમને શત્રુઓનો સંહાર કરવામાં સફળ થનાર માને છે અને સમ્પૂર્ણ અદૃષ્ટના જ્ઞાતા ભગવાન શ્રીકૃષ્ણને પણ આમાં કોઈ સન્દેહ લાગતો નથી. હું પોતે પણ સાવધાન થઈને જોઉં છું તો મને પણ આ યુદ્ધનું તે જ ભાવિ જણાય છે. મારી યોગદૃષ્ટિ પણ ભવિષ્યદર્શનમાં ભૂલ કરનારી નથી. મને સ્પષ્ટ દેખાઈ રહ્યું છે કે યુદ્ધ કરતાં ધૃતરાષ્ટ્ર-પુત્રો જીવતા રહેશે નહિ. જે પ્રકારે ગ્રીષ્મ ઋતુમાં અગ્નિ પ્રજ્વલિત થઈને ગાઢ જંગલને બાળી મૂકે છે, તેમ હું અસ્ત્રવિદ્યાના ભિન્નભિન્ન પ્રકારોથી સ્થૂણાકર્ણ, પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, અને ઇન્દ્ર વગેરે મહાન અસ્ત્રોના પ્રયોગ કરીને કોઇને બાકી નહિ રહેવા દઉં. સંજય! તમે તેમને સ્પષ્ટ કહી દેજો કે મારો આ દૃઢ અને ઉત્તમ નિશ્ચય છે કે મને એમ કરવાથી જ શાન્તિ મળશે. માટે હવે તેમણે વૃદ્ધ ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને બુદ્ધિમાન વિદુરજી જે કહે તેમજ કરવું જોઇએ, તેમ કરવાથી જ કૌરવ લોક જીવતા રહી શકશે.

## કર્ણ, ભીષ્મ અને દ્રોણનો અભિપ્રાય તથા સંજય દ્વારા પાંડવપક્ષના વીરોનું વર્ણન

વૈશમ્પાયન કહે છે—ભરતનન્દન! તે વખતે કૌરવોની સભામાં સમસ્ત રાજાઓ એકત્રિત થયેલા હતા. સંજયનું ભાષણ સમાપ્ત થતાં શાન્તનુનન્દન ભીષ્મે દુર્યોધનને કહ્યું; 'એક સમયે બૃહસ્પતિ, શુક્રાચાર્ય તથા ઇન્દ્ર વગેરે દેવગણો બ્રહ્માજીની પાસે ગયા અને તેમની આજુબાજુ બેઠા, તે જ વખતે બે પ્રાચીન ઋષિએ

પોતાના તેજથી સર્વનાં ચિત્ત અને તેજને હરતા સર્વને ઓળંગીને ચાલ્યા ગયા. બૃહસ્પતિએ બ્રહ્માને પૂછ્યું કે




'આ બન્ને કોણ છે કે જેઓ આપની ઉપાસના કર્યા વિના જ ચાલ્યા જઇ રહ્યા છે ?' ત્યારે બ્રહ્માએ બતાવ્યું કે આ પ્રબળ પરાક્રમી મહાબળવાન નર–નારાયણ ઋષિ છે. તેઓ પોતાના તેજથી પૃથ્વી અને સ્વર્ગને પ્રકાશિત કરી રહ્યા છે. તેમણે પોતાનાં કર્મોથી સમ્પૂર્ણ લોકોના આનન્દને વધાર્યો છે. તેઓએ પરસ્પર અભિન્ન હોવા છતાં પણ અસુરોનો નાશ કરવા માટે બે શરીર ધારણ કર્યાં છે. તેઓ અત્યન્ત બુદ્ધિમાન તથા શત્રુઓને સન્તપ્ત કરનારા છે. સમસ્ત દેવતાઓ અને ગન્ધર્વો તેમની પૂજા કરે છે. મેં એવું સાંભળ્યું છે કે આ યુદ્ધમાં જે શ્રીકૃષ્ણ અને અર્જુન એકત્ર છે તે નરનારાયણ નામના પ્રાચીન દેવતાઓ જ છે. તેમને આ સંસારમાં ઇન્દ્ર સહિત દેવતાઓ અને અસુરો પણ જીતી નથી શકતા. તેમાં શ્રીકૃષ્ણ નારાયણ છે અને અર્જુન નર છે. આ રીતે તો નારાયણ અને નર–આ બન્ને રૂપોમાં એક જ વસ્તુ છે. ભાઈ દુર્યોધન ! જે સમયે તું શંખ, ચક્ર અને ગદા ધારણ કરેલ શ્રીકૃષ્ણને અને અનેક અસ્ત્રશસ્ત્રો અને ગાણ્ડીવ ધનુષ લીધેલ અર્જુનને એક જ રથમાં બેઠેલા જોઇશ તે વખતે તને મારી વાત યાદ આવશે. જો તું મારી વાત પર ધ્યાન આપીશ નહિ તો સમજી લે કે કૌરવોનો અન્ત આવી જ ગયો છે, તથા તારી બુદ્ધિ અર્થ અને ધર્મથી ભ્રષ્ટ થઇ ગઈ છે, તને તો ત્રણની જ સલાહ સારી લાગે છે—એક તો અધમ જાતિના સૂતપુત્ર કર્ણની, બીજા સુબલપુત્ર શકુનિની અને ત્રીજા તારા ક્ષુદ્રબુદ્ધિવાળા પાપાત્મા ભાઈ દુઃશાસનની."

આ ઉપર કર્ણ બોલી ઊઠ્યો–પિતામહ ! આપ જેવી વાત કરો છો તે આપ જેવા વયોવૃદ્ધના મુખમાં સારી નથી લાગતી. હું ક્ષાત્રધર્મમાં સ્થિત રહ્યો છું અને કદી મારા ધર્મનો ત્યાગ નથી કરતો, મારો એવો કયો દુરાચાર છે કે જેથી આપ મારી નિન્દા કરી રહ્યા છો ? મેં દુર્યોધનનું કદી કાંઈ ખરાબ નથી કર્યું અને હું એકલો જ યુદ્ધમાં મારી સામે આવી જતાં સમસ્ત પાંડવોને મારી નાખીશ.

કર્ણની વાત સાંભળી પિતામહ ભીષ્મે રાજા ધૃતરાષ્ટ્રને સમ્બોધીને કહ્યું–"આ કર્ણ સદાય એ કહ્યા કરે




છે કે 'હું પાંડવોને મારી નાખીશ,' પણ તે પાંડવોના સોળમા અંશની બરાબર પણ નથી. તમારા દુષ્ટ પુત્રોને જે અનિષ્ટ ફળ મળનારું છે તે બધું આ દુષ્ટબુદ્ધિ

સૂતપુત્રના જ કારસ્તાનથી થશે. તમારા પુત્ર મન્દમતિ દુર્યોધને પણ આનું જ બળ મળવાથી પાંડવોનો તિરસ્કાર કર્યો છે. પાંડવોએ સાથે મળીને અને અલગઅલગ જે દુષ્કર કર્મો કર્યાં છે તેનું આ સૂતપુત્રે કયું પરાક્રમ કર્યું છે ? જ્યારે વિરાટનગરમાં અર્જુને તેની સામે જ તેના વહાલા ભાઈને મારી નાખ્યો હતો ત્યારે આણે અર્જુનનું શું કરી નાખ્યું હતું ? જે સમયે અર્જુને એકલાએ જ સમસ્ત કૌરવો પર આક્રમણ કર્યું અને તેમને પરાસ્ત કરીને તેમનાં વસ્ત્રો છિનવી લીધાં તે વખતે શું તે ક્યાંય બહાર ચાલ્યો ગયો હતો ? ઘોષયાત્રા વખતે જ્યારે ગન્ધર્વ લોકો તમારા પુત્રને કેદ કરી લઈ ગયા હતા તે વખતે આ ક્યાં હતો ? અત્યારે તો મોટા બળદની માફક ગાજી રહ્યો છે ! ત્યાં પણ ભીમસેન, અર્જુન અને નકુળ–સહદેવે મળીને જ ગન્ધર્વોને પરાસ્ત કર્યા હતા. ભરતશ્રેષ્ઠ ! આ ખૂબ જ બડવાદ કરનાર છે, તેની બધી જ વાતો એવી રીતે જૂઠી છે, આ તો ધર્મ અને અર્થ બન્નેને ચોપટ કરી દેનારો છે."

ભીષ્મની વાત સાંભળી મહામના આચાર્ય દ્રોણે તેમની પ્રશંસા કરી અને પછી રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું–'રાજન્ ! ભરતશ્રેષ્ઠ ભીષ્મ જેમ કહે છે તેમ જ કરો. જેઓ અર્થ અને કામના જ ગુલામ છે તેમની વાત ન માનવી જોઈએ. હું તો યુદ્ધના પહેલાં પાંડવોની સાથે સન્ધિ કરવી જ સારી ગણું છું. અર્જુને જે વાત કહી છે અને સંજયે તેનો જે સન્દેશ આપને સંભળાવ્યો છે તે બધાને હું સમજું છું. અર્જુન જરૂર તે પ્રમાણે જ કરશે. તેના સમાન ત્રણે લોકમાં કોઈ ધનુર્ધર નથી.'

રાજા ધૃતરાષ્ટ્રે ભીષ્મ અને દ્રોણના કથન ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ અને તેઓ સંજયને પાંડવોના સમાચાર પૂછવા લાગ્યા. તેમણે પૂછ્યું–'સંજય ! અમારી વિશાળ સેનાના સમાચાર જાણીને ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરે શું કહ્યું હતું ? યુદ્ધને માટે તેઓ શું શું તૈયારીઓ કરી રહ્યા છે તથા તેમના ભાઈઓ અને પુત્રોમાંથી કોણ કોણ તેમની આજ્ઞાની રાહ જોઈ રહ્યા છે ?

સંજયે કહ્યું—મહારાજ ! રાજા યુધિષ્ઠિરની આજ્ઞા ઉઠાવવા માટે તો પાંડવ અને પાંચાલ બન્ને કુટુંબના લોકો ઉત્સુક થઈ રહ્યા છે અને તેઓ સર્વને આજ્ઞા પણ આપે છે. ગોવાળીઆઓ અને જંગલી મનુષ્યોથી લઈને પંચાલ, કેકય અને મત્સ્ય દેશના રાજર્ષીઓ સુધી સર્વકોઈ યુધિષ્ઠિરનું સન્માન કરે છે.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! એ બતાવો કે પાંડવો કોની સહાયતા મેળવીને અમારા ઉપર ચઢાઈ કરી રહ્યા છે?

સંજયે કહ્યું—રાજન્ ! પાંડવપક્ષમાં જેજે યોદ્ધાઓ એકઠા થયા છે તેમનાં નામ સાંભળો, આપની સાથે યુદ્ધ કરવા માટે વીર ધૃષ્ટદ્યુમ્ન તેમની સાથે મળી ગયો છે, હિડિમ્બ રાક્ષસ તેમના પક્ષમાં છે, ભીમસેન તો પોતાના બળને લીધે પ્રસિદ્ધ છે જ. વારણાવત નગરમાં તેણે જ પાંડવોને ભસ્મ થતા બચાવ્યા હતા, તેણે જ ગન્ધમાદન પર્વત પર ક્રોધવશ નામના રાક્ષસોનો નાશ કર્યો હતો. તેની ભુજાઓમાં દશ હજાર હાથીઓનું બળ છે. તે જ મહાબળવાન ભીમની સાથે પાંડવ લોકો આપના ઉપર આક્રમણ કરી રહ્યા છે. અર્જુનના પરાક્રમની બાબતમાં તો કહેવાનું જ શું છે ? શ્રીકૃષ્ણની સાથે એકલા અર્જુને જ અગ્નિને તૃપ્ત કરવા માટે ઇન્દ્રને પરાજિત કરી દીધો હતો. તેણે જ યુદ્ધ કરીને સાક્ષાત્ દેવાધિદેવ ત્રિશૂળધારી ભગવાન શંકરને પ્રસન્ન કર્યા હતા, એટલું જ નહિ, ધનુર્ધર અર્જુને જ સમસ્ત લોકપાલોને જીતી લીધા હતા. તે જ અર્જુનને સાથે લઈને પાંડવો આપ પર ચઢાઈ કરી રહ્યા છે. જેણે મ્લેચ્છોથી ભરેલી પશ્ચિમ દિશાને પોતાને આધીન કરી લીધી હતી તે અનેક પ્રકારે યુદ્ધ કરનાર વીર નકુળ પણ તેમની સાથે છે. તથા જેણે કાશી, અંગ, મગધ અને કલિંગ દેશોને યુદ્ધમાં જીતી લીધા હતા તે સહદેવ પણ આપના ઉપર આક્રમણ કરવામાં તેમનો સહાયક છે. પિતામહ ભીષ્મના વધને માટે વિધિએ જેને પુરુષ બનાવી દીધો છે તે શિખંડી પણ ખૂબ મહાન ધનુષ ધારણ કરીને પાંડવોની સાથે છે. કેકય દેશના પાંચ સહોદર રાજકુમારો મોટા ધનુર્ધર છે. તેઓ પણ કવચ-ધારણ કરીને આપ પર ચઢાઈ કરી રહ્યા છે. સાત્યકિ કેટલો સ્ફૂર્તિથી શસ્ત્ર ચલાવનાર છે ? તેની સાથે પણ આપને સંગ્રામ કરવો પડશે. જેમને ત્યાં અજ્ઞાતવાસના સમયમાં પાંડવોએ આશ્રય લીધો હતો તે રાજા વિરાટ સાથે પણ યુદ્ધસ્થળમાં આપલોકોને ધમસાણ મચશે. મહારથી કાશિરાજ પણ તેમની સેનાનો યોદ્ધો છે. આપના ઉપર ચઢાઈ કરતી વખતે તે પણ તેમની સાથે રહેશે. જે વીરતામાં શ્રીકૃષ્ણના સમાન અને સંયમમાં મહારાજ યુધિષ્ઠિરના સમાન છે તે અભિમન્યુ સહિત પાંડવો આપના પર આક્રમણ કરશે. શિશુપાળનો પુત્ર એક અક્ષૌહિણી સેના લઈને પાંડવોને મળ્યો છે.

જરાસન્ધના પુત્રો સહદેવ અને જયત્સેન પણ રથયુદ્ધમાં બહુ પરાક્રમી છે, તેઓ પણ પાંડવોના તરફથી યુદ્ધ કરવા તૈયાર છે. મહાતેજસ્વી દ્રુપદ બહુ મોટી સેના સહિત પાંડવોને માટે મરતાં સુધી યુદ્ધ કરવા માટે તૈયાર છે. આ પ્રમાણે પૂર્વ અને ઉત્તર દિશાના બીજા પણ સેંકડો રાજાઓ પાંડવોના પક્ષમાં છે. તેમની સહાયતાથી ધર્મરાજ યુધિષ્ઠિર યુદ્ધની તૈયારી કરી રહ્યા છે.

## પાંડવ વીરોની પ્રશંસા કરતાં ધૃતરાષ્ટ્રનું યુદ્ધને માટે અનિચ્છા પ્રકટ કરવું

**રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું**—સંજય! આમ તો તમે જેમનો ઉલ્લેખ કર્યો તે બધા રાજાઓ મોટા ઉત્સાહવાળા છે. છતાં પણ એક તરફ તે બધાને સમજ અને બીજી તરફ એકલા ભીમને. જેમ બીજા જીવો સિંહથી ડરતા રહે છે તેમ હું પણ ભીમથી ડરીને આખી રાત ગરમ-ગરમ શ્વાસ લેતો જાગતો રહું છું. કુન્તીપુત્ર ભીમ બહુ જ અસહનશીલ, ક્રૂર શત્રુતા રાખનાર, સાચી મશ્કરી કરનાર, ઉન્મત્ત, વક્ર દૃષ્ટિથી જોનાર, ભારે ગર્જના કરનાર, મહાન્ વેગવાન્, બહુ ઉત્સાહી, વિશાળ બાહુવાળો અને ખૂબ જ બળવાન છે. જરૂર તે યુદ્ધ કરીને મારા અલ્પ બળવાળા પુત્રોને મારી નાખશે. તેનું સ્મરણ થતાં મારું દિલ ધડકવા લાગે છે. બાલ્યાવસ્થામાં પણ જ્યારે મારા પુત્રો તેની સાથે રમતમાં લડતા હતા ત્યારે તે હાથીની માફક તેમને મસળી નાખતો હતો. જે સમયે તે રણભૂમિમાં ક્રોધિત થશે તે સમયે પોતાની ગદાથી રથો,




હાથીઓ, મનુષ્યો અને ઘોડાઓ—સર્વને કચરી નાખશે. તે મારી સેનાની વચ્ચમાં થઈને જ રસ્તો કાઢશે, તેને આમતેમ ભગાડી દેશે અને જે વખતે હાથમાં ગદા લઈને રણાંગણમાં કૂદશે તે વખતે પ્રલય મચાવી દેશે. દેખો, મગધ દેશનો રાજા મહાબળી જરાસન્ધ આ સમસ્ત પૃથ્વીને પોતાને વશ કરીને પીડતો હતો, પરંતુ ભીમસેને કૃષ્ણની સાથે તેના અન્તઃપુરમાં જઈને તેને પણ મારી નાખ્યો. ભીમસેનના બળને હું જ નહિ—આ ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય પણ સારી રીતે જાણતા નથી. આથી જેઓ પાંડવોની સાથે યુદ્ધ કરવા ઉપર જ લાગ્યા છે તેમનો જ મને શોક થાય છે. વિદુરે આરંભમાં જ જે રોદણું રોયું હતું તે આજ સામે આવી ગયું. આ વખતે કૌરવો પર જે મહાન્ વિપત્તિ આવી પડવાની છે તેનું મુખ્ય કારણ જુગાર જ જણાય છે. હું બહુ મન્દ બુદ્ધિનો છું. હાય! ઐશ્વર્યના લોભથી જ મેં આ મહાપાપ કરી નાખ્યું હતું. સંજય! હું શું કરું? કેમ કરું અને ક્યાં જાઉં? આ મન્દબુદ્ધિ કૌરવો તો કાળને વશ થઈ વિનાશ તરફ જ જઈ રહ્યા છે. હાય! સોએ પુત્રોના મરી ગયા પછી જ્યારે મારે વિવશ થઈને તેમની સ્ત્રીઓનાં કરુણ આક્રન્દ સાંભળવાં પડશે, ત્યારે મોત પણ મને શાનું મારશે? જે પ્રમાણે વાયુથી પ્રજ્વલિત થએલો અગ્નિ ઘાસના ઢગલાને ભસ્મ કરી દે છે તે જ રીતે અર્જુનની સહાયતાથી ગદાધારી ભીમ મારા બધા પુત્રોને મારી નાખશે.

જુઓ, આજ સુધી મેં યુધિષ્ઠિરનું એક પણ કથન જૂઠું નથી સાંભળ્યું અને અર્જુન જેવો વીર તેમના પક્ષમાં છે. તેથી તેઓ તો ત્રણ લોકનું રાજ્ય પણ પ્રાપ્ત કરી શકે છે. રાત-દિવસ વિચાર કરતાં મને એવો કોઈ યોદ્ધો દેખાતો નથી કે જે રથયુદ્ધમાં અર્જુનનો સામનો કરી શકે. જો કોઈ પ્રકારે વીરવર દ્રોણાચાર્ય અને કર્ણ તેનો સામનો કરવા માટે આગળ વધે તો પણ તેઓ જીતશે એ વિષયમાં તો મને સન્દેહ જ રહે છે. તેથી મારો વિજય થાય એવી કોઈ સ્થિતિ નથી. અર્જુનનું તો સમસ્ત દેવતાઓને જીતી ચૂક્યો છે. તે કોઈ

પણ જગાએ હાર્યો હોય એવું મેં આજસુધી સાંભળ્યું નથી. કારણ કે જે કૃષ્ણ તેના સારથી છે તેમના સમાન જ તેનો સ્વભાવ અને આચરણ છે. જે સમયે રોષપૂર્વક તે રણભૂમિમાં પોતાનાં તીક્ષ્ણ બાણોની વર્ષા કરશે તે વખતે વિધાતાએ રચેલા સર્વસંહારક કાળની માફક તેને ક્ષણમાં કરવો - અસંભવિત બની જશે. તે સમયે મહેલોમાં બેઠેલો હું પણ નિરન્તર કૌરવોના સંહાર અને રૂદની જ વાતો સાંભળતો હોઇશ. ખરેખર આ યુદ્ધમાં દરેક બાજુથી ભરતવંશ પર વિનાશ જ ઊતરવાનો છે.

સંજય ! પાંડવો વિજયને માટે ઉત્સુક છે, તેમજ તેમના સાથીઓ પણ વિજયને માટે કટિબદ્ધ થઇને પાંડવોને માટે પોતાના પ્રાણ ન્યોચ્છાવર કરવાને તૈયાર છે. તમે મારી આગળ શત્રુપક્ષના પાંચાલ, કેકય, મત્સ્ય, અને મગધ દેશના રાજાઓનાં નામ લીધાં છે પરન્તુ જગત્સ્રષ્ટા શ્રીકૃષ્ણ તો ઇચ્છામાત્રથી જ ઇન્દ્ર સહિત સર્વ લોકોને પોતાના વશમાં કરી શકે છે ! તેમણે પણ પાંડવોના વિજયનો નિશ્ચય કરેલો છે. સાત્યકિએ પણ અર્જુન પાસેથી સમ્પૂર્ણ અસ્ત્રવિદ્યા શીખી લીધી છે. મહારથી ધૃષ્ટદ્યુમ્ન પણ મહાન અસ્ત્રજ્ઞ છે. ભાઇ ! મને તો દરેક સમયે યુધિષ્ઠિરના કોપ અને અર્જુનના પરાક્રમનો અને નકુળ, સહદેવ તથા ભીમસેનનો ભય લાગે છે. યુધિષ્ઠિર સર્વગુણસમ્પન્ન છે અને અગ્નિ સમાન તેજસ્વી છે. એવો કોણ મૂઢ હશે કે જે પતંગિયાની સમાન તેમાં પડવા ચાહશે. માટે કૌરવો ! મારી વાત સાંભળો. હું તો તેમની સાથે યુદ્ધ ન કરવું જ સારું ગણું છું. યુદ્ધ કરવાથી તો જરૂર સમ્પૂર્ણ કુળનો નાશ થઇ જશે. યુદ્ધ ન કરવાથી જ મારા મનને શાન્તિ મળી શકે છે. જો તમને સર્વને તે બરાબર જણાતું હોય તો આપણે સન્ધિને માટે પ્રયત્ન કરીએ.

સંજયે કહ્યું—મહારાજ ! આપ કહો છો તેમ જ છે. મને પણ ગાણ્ડીવ ધનુષથી સમસ્ત ક્ષત્રિયોનો નાશ દેખાઈ રહ્યો છે. જુઓ આ કુરુજાંગલ દેશ તો વારસાગત રાજ્ય છે અને તે સિવાયની બધી જ પૃથ્વી આપને પાંડવોની જીતેલી જ મળી છે. પાંડવોએ પોતાના બાહુબળથી જીતીને આ ભૂમિ આપને ભેટ કરી દીધી છે. છતાં આપ તેને પોતે જ જીતેલી માની રહ્યા છો. જ્યારે ગન્ધર્વરાજ ચિત્રસેને આપના પુત્રોને કેદ કરી લીધા હતા તે વખતે તેમને પણ અર્જુન જ છોડાવી લાવ્યા હતા. બાણ છોડનારાઓમાં અર્જુન શ્રેષ્ઠ છે, ધનુષોમાં ગાણ્ડીવ શ્રેષ્ઠ છે, સમસ્ત પ્રાણીઓમાં શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ છે અને ધ્વજાઓમાં વાનરના ચિહ્નવાળી ધ્વજા સર્વથી શ્રેષ્ઠ છે. આ બધી વસ્તુઓ અર્જુનની પાસે છે. આથી અર્જુન કાલચક્રની માફક આપણને બધાને નષ્ટ કરી દેશે. ભરતશ્રેષ્ઠ ! એ ચોક્કસ સમજો કે ભીમ અને અર્જુન જેના સહાયક છે તેની જ આજ આ સમસ્ત પૃથ્વી છે.

---

## દુર્યોધનનું વક્તવ્ય અને સંજયદ્વારા અર્જુનના રથનું વર્ણન

**આ બધું સાંભળી દુર્યોધને કહ્યું**—મહારાજ ! આપ ડરો નહિ, અમારી બાબતની કશી ચિન્તા કરવાની પણ જરૂર નથી. અમે પૂરેપૂરા શક્તિમાન છીએ અને સંગ્રામમાં શત્રુઓને પરાસ્ત કરી શકીએ છીએ. જે સમયે ઇન્દ્રપ્રસ્થથી થોડે જ દૂર વનવાસી પાંડવોની પાસે બહુ મોટી સેના લઇને શ્રીકૃષ્ણ આવ્યા હતા તથા કેકયરાજ, ધૃષ્ટકેતુ, ધૃષ્ટદ્યુમ્ન અને પાંડવોના સાથી બીજા મહારથીઓ એકઠા થયા હતા ત્યારે તે બધાંએ આપની અને બધા કૌરવોની બહુ નિન્દા કરી હતી. તેઓ કુટુમ્બ સહિત આપનો નાશ કરવા માટે તૈયાર થએલા તથા પાંડવોને પોતાનું રાજ્ય પાછું લઈ લેવાની સલાહ આપતા હતા. જ્યારે આ વાત મેં સાંભળી તો બન્ધુઓના વિનાશની આશંકાથી મેં ભીષ્મ, દ્રોણ અને કૃપને પણ આની સૂચના આપી. એ વખતે મને એમ જ લાગતું હતું કે હવે પાંડવો જ રાજસિંહાસન ઉપર બેસશે. મેં તેમને કહ્યું કે 'શ્રીકૃષ્ણ તો અમારો બધાનો ઉચ્છેદ કરીને યુધિષ્ઠિરને જ કૌરવોના એકચ્છત્ર રાજા બનાવવા ચાહે છે. હવે બતાવો અમારે શું કરવું—તેમની આગળ માથું ઝૂકાવી દેવું ? ડરીને ભાગી જવું ? અથવા પ્રાણોનો મોહ છોડીને યુદ્ધમાં ઝૂઝવું ? યુધિષ્ઠિરની સાથે યુદ્ધ કરવામાં તો નિશ્ચિત રૂપે અમારો જ પરાજય થશે. કારણ કે બધા રાજા તેમના જ પક્ષમાં છે. અમારા ઉપર તો દેશ પણ પ્રસન્ન નથી; મિત્રો પણ રૂઠેલા છે તથા બધા રાજાઓ અને ઘરના લોકો પણ અમારાથી વિરુદ્ધ છે.'

મારી આ વાત સાંભળીને દ્રોણાચાર્ય, ભીષ્મ, કૃપાચાર્ય અને અશ્વત્થામાએ કહ્યું હતું—'રાજન્ ! તમે ડરો નહિ, જે સમયે અમે યુદ્ધમાં ઊભા થઈશું તે

વખતે શત્રુઓ અમને જીતી નહિ શકે. અમારામાંથી પ્રત્યેક જણ એકલો જ સમસ્ત રાજાઓને જીતી શકે છે. તેઓ આવે તો ખરા, અમે અમારાં તીક્ષ્ણ બાણોથી તેમનો બધો ગર્વ ઠંડો કરી દઇશું.' તે વખતે મહાતેજસ્વી દ્રોણાચાર્ય વગેરેનો આવો જ નિશ્ચય થયો હતો. પહેલાં તો સમ્પૂર્ણ પૃથ્વી અમારા શત્રુઓના જ આધીન હતી. હવે તે બધી અમારા હાથમાં છે. તે સિવાય અહિં જે રાજાઓ એકઠા થયા છે તેઓ પણ અમારાં સુખદુઃખને પોતાનાં જ સમજે છે, વખત આવતાં તેઓ મારે માટે આગમાં પણ પ્રવેશ કરી શકે છે અને સમુદ્રમાં પણ કૂદી પડી શકે છે—આ આપ નિશ્ચિત સમજો. આપ શત્રુઓ સંબંધી મોટી મોટી વાતો સાંભળીને વિલાપ કરવા લાગ્યા છો અને દુઃખી થઇને પાગલ જેવા થઇ ગયા છો એ જોઇને આ બધા રાજાઓ



આપની હાંસી કરી રહ્યા છે. આમાંનો દરેક રાજા પોતાને પાંડવોનો સામનો કરવા માટે સમર્થ સમજે છે. તેથી આપને જે ભયે દબાવી દીધા છે તેને દૂર કરી દો.

મહારાજ ! હવે યુધિષ્ઠિર પણ મારા પ્રભાવથી એવા ડરી ગયા છે કે શહેરો ન માગતાં કેવળ પાંચ ગામડાં માગવા લાગ્યા છે. આપ જે કુન્તીપુત્ર ભીમને મોટો બળવાન સમજો છો તે પણ આપનો ભ્રમ જ છે. અ હજુ મારા પ્રભાવની પૂરેપૂરી ખબર નથી. આ પર ગદાયુદ્ધમાં મારા જેવો કોઇ પણ નથી, પહેલાં નહિ અને હવે થવાનો નથી. જે વખતે રણભૂમિમાં ઉપર મારી ગદા પડશે તે વખતે તેનાં બધાં અંગો ચૂરા થઇ જશે અને તે મરીને ધરતી પર જઇ પ માટે આ મહાન યુદ્ધમાં આપ ભીમસેનનો ભય ન આપ ઉદાસ ન થાઓ, તેને તો હું જરૂર મારી નાખ તે સિવાય ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા, કર્ણ, ભૂરિ પ્રાગ્જ્યોતિષ-નરેશ, શલ્ય અને જયદ્રથ—આમાંથી પ્ર વીર પાંડવોને મારવામાં સમર્થ છે. અને જે વખતે તે બધા ભેગા મળીને તેમના પર આક્રમણ કરશે ત્યારે એક ક્ષણમાં જ તેમને યમરાજને ઘેર મોકલી દે ગંગાનદીના ગર્ભથી ઉત્પન્ન થએલ બ્રહ્મર્ષિ સમ પિતામહ ભીષ્મના પરાક્રમને તો દેવતાઓ પ નથી સહી શકતા. તે સિવાય તેમને મારનાર પણ સંસારમાં કોઇ નથી; કારણ કે તેમના પિતા શાન્તનુ પ્રસન્ન થઇને તેમને વર આપ્યો હતો કે 'તમારી ઇચ્છા વિના તમે મરશો નહિ.' બીજા વીર ભરદ્વાજપુત્ર દ્રોણ તેમના પુત્ર અશ્વત્થામા પણ અસ્ત્રશસ્ત્રમાં પારંગત આચાર્ય કૃપને પણ કોઇ મારી નથી શકતો. આ બ મહારથીઓ દેવતાઓના સમાન બળવાન છે. અર્જુ તો આમાંના કોઇની સામે આંખ પણ નથી ઉઠાવ શકતો. હું તો કર્ણને પણ ભીષ્મ અને દ્રોણાચાર્યના સમાન જ સમજું છું. સંશપ્તક વીરોનું દળ પણ એવું જ પરાક્રમી છે. તેઓ તો અર્જુનને મારવા મા પોતાને પૂરતા જ સમજે છે. આથી તેના વધને મા તો મેં તેમને જ નક્કી કરી રાખ્યા છે. રાજન્ ! આપ નિરર્થક પાંડવોથી શા માટે આટલા ડરો છો ? ભલાવો તો ખરા કે ભીમસેનના માર્યા ગયા પછી તેઓમાં અમારી સાથે યુદ્ધ કરી શકે એવો કોણ છે ? શત્રુઓની સેનામાં તો પાંચ ભાઇઓ, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ— આ સાત જ વીરોનું મુખ્ય બળ છે. પરન્તુ અમારી બાજુ તો ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા, કર્ણ, સોમદત્ત, બાહ્લીક, પ્રાગ્જ્યોતિષ દેશનો રાજા, શલ્ય, અવન્તિરાજ વિન્દ અને અનુવિન્દ, જયદ્રથ, દુઃશાસન, દુર્મુખ, દુઃસહ, શ્રુતાયુ, ચિત્રસેન, પુરુમિત્ર, વિવિંશતિ, શલ, ભૂરિશ્રવા અને વિકર્ણ—આ મોટામોટા વીરો છે તથા અગિયાર અક્ષૌહિણી સેના એકત્રિત થએલી છે. શત્રુઓની પાસે તો

આપણા કરતાં ઓછી કેવળ સાત અક્ષૌહિણી સેના છે. તો પછી અમારી હાર કેમ થશે ? માટે આપ સહેજ પણ ગભરાઓ નહિ.

**આ પ્રમાણે કહીને રાજા દુર્યોધને સમય અનુસાર પ્રાપ્ત કાર્યને જાણવાની ઇચ્છાથી સંજયને ફરી પૂછ્યું**-સંજય! તમે પાંડવોની બહુ પ્રશંસા કરી રહ્યા છો, તો તે તો બતાવો કે અર્જુનના રથમાં કેવા ઘોડાઓ અને કેવી ધ્વજાઓ છે.

સંજયે કહ્યું—રાજન્! તેના રથની ધ્વજામાં દેવતાઓએ માયાથી અનેક પ્રકારની નાની-મોટી કિંમતી આકૃતિઓ બનાવી છે. પવનનન્દન હનુમાનજીએ તેના પર પોતાની મૂર્તિ સ્થાપિત કરી છે. અને તે ધ્વજા બધી બાજુએ એક યોજન સુધી ફેલાએલી છે. વિધાતાની એવી માયા છે કે ઝાડ વગેરેને લીધે પણ તે રથની ગતિમાં કોઇ અટકાવ થતો નથી. અર્જુનના રથમાં ચિત્રરથ ગન્ધર્વના આપેલા, વાયુ સમાન વેગવાળા સફેદ રંગના ઉત્તમ જાતિના સો ઘોડા જોડેલા છે. તેમની ગતિ પૃથ્વી, આકાશ અને સ્વર્ગ વગેરે કોઈ પણ સ્થાનમાં રોકાતી નથી, ને ઘોડામાંથી જો કોઇ મરી જાય તો વરદાનના પ્રભાવથી નવો ઘોડો ઉત્પન્ન થઇ જાય છે અને ફરી સોની સંખ્યામાં ઘટાડો થતો નથી.



## પાંડવ પક્ષના વીરોનું વર્ણન સાંભળી યુદ્ધ ન કરવાનો ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય, દુર્યોધનની અસંમતિ તથા સંજયનું રાજા ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણનો સન્દેશ સંભળાવવું

ધૃતરાષ્ટ્રે પૂછ્યું— સંજય! જેઓ પાંડવોને માટે મારા પુત્રોની સેના સાથે યુદ્ધ કરશે, એવા કોણકોણ વીરોને તમે યુધિષ્ઠિરની પ્રસન્નતા માટે ત્યાં આવેલા જોયા હતા ?

સંજયે કહ્યું—મેં અન્ધક અને વૃષ્ણિવંશના યાદવોમાં પ્રધાન શ્રીકૃષ્ણને તથા ચેકિતાન અને સાત્યકિને ત્યાં મોજુદ રહેલા જોયા હતા. આ બન્ને સુપ્રસિદ્ધ મહારથીઓ જુદીજુદી એકએક અક્ષૌહિણી સેના લઇને અને પંચાલનરેશ દ્રુપદ પોતાના દશ પુત્રો, સત્યજિત્ અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે સહિત એક અક્ષૌહિણી સેના લઇને આવ્યા છે. મહારાજ વિરાટ પણ શંખ અને ઉત્તર નામના પોતાના પુત્રો અને મદિરાક્ષ નામના વીરોની સાથે એક અક્ષૌહિણી સેના લઇને યુધિષ્ઠિરને મળ્યા છે. તે સિવાય કેકય દેશના પાંચ સહોદર રાજાઓ પણ એક-એક અક્ષૌહિણી સેનાને સાથે લઇને પાંડવોની પાસે આવ્યા છે.

રાજન્! યુદ્ધને માટે ભીષ્મ શિખંડીના ભાગમાં રાખવામાં આવ્યા છે. શિખંડીના પાર્શ્વરક્ષક તરીકે મત્સ્યદેશના વીરો સહિત રાજા વિરાટ રહેશે. મદ્રરાજ શલ્ય અને તેમના મોટા ભાઈ સાથે લડવાની જવાબદારી યુધિષ્ઠિર ઉપર છે. પોતાના સો ભાઈ અને પુત્રો સહિત દુર્યોધન તથા પૂર્વ અને દક્ષિણ દિશાના રાજાઓ સાથે લડવાનું ભીમસેનના ભાગમાં છે. કર્ણ, અશ્વત્થામા, વિકર્ણ અને સિન્ધુરાજ જયદ્રથ અર્જુનના ભાગમાં ગયા છે. તે સિવાય બીજા પણ રાજાઓ કે જેમની સાથે બીજા કોઇનો યુદ્ધ કરવાનો સંભવ નથી તેમને પણ અર્જુને પોતાના ભાગમાં રાખ્યા છે. કેકય દેશના જે મહાન ધનુર્ધર પાંચ સહોદર રાજપુત્રો છે તેઓ આપણા પક્ષના કેકય વીરોની સાથે જ યુદ્ધ કરશે. દુર્યોધન અને દુઃશાસનના બધા પુત્રો અને રાજા બૃહદ્બલ સુભદ્રાનન્દન અભિમન્યુના ભાગમાં આવ્યા

છે. ધૃષ્ટદ્યુમ્નની નેતાગીરીમાં દ્રૌપદીના પુત્રો આચાર્ય દ્રોણુનો સામનો કરશે. સોમદત્તની સાથે ચેકિતાનનું રથયુદ્ધ થશે અને ભોજવંશી કૃતવર્માની સાથે સાત્યકિ લડવા માગે છે. માદ્રીના પુત્ર મહાવીર સહદેવે પોતે જ આપના સાળા શકુનિને ભાગમાં રાખ્યો છે. તથા નકુળે ઉલૂક, કૈતવ્ય અને સારસ્વતોની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે. તે સિવાય આ મહાયુદ્ધમાં બીજા પણ જેજે રાજાઓ આપના તરફથી લડવાના છે તેમની ગણતરી કરીને તેમની સાથે લડવા માટે પણ પાંડવોએ યોદ્ધાઓ મૂકી દીધા છે.

રાજન્! હું નિશ્ચિન્ત બેઠો હતો તે સમયે ધૃષ્ટદ્યુમ્ને મને કહ્યું કે 'તમે તુરત જ અહિંથી જાઓ અને ત્યાં જે દુર્યોધનના પક્ષના વીરો છે તેમને, તથા બાહ્લીક, કુરુ અને પ્રતીપ વંશના યોદ્ધાઓને, તેમજ કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, જયદ્રથ, દુઃશાસન, વિકર્ણ, રાજા દુર્યોધન અને ભીષ્મને જઈને કહો કે તમારે મહારાજ યુધિષ્ઠિર સાથે ભલાઈથી જ વ્યવહાર કરવો જોઈએ. એમ નહિ થાય તો દેવતાઓથી સુરક્ષિત અર્જુન તમને મારી નાખશે. તમે જલદીથી જ ધર્મરાજને તેમનું રાજ્ય સોંપી દો. તેઓ પૃથ્વીમાં સુપ્રસિદ્ધ વીર છે. તમે તેમની ક્ષમા માગો. સવ્યસાચી અર્જુન જેવા પરાક્રમી છે તેવો યોદ્ધો આ પૃથ્વીતલ પર બીજો કોઈ નથી. ગાણ્ડીવધારી અર્જુનના રથની રક્ષા દેવતાઓ કરી રહ્યા છે,' તેમને કોઈ પણ મનુષ્ય જીતી નથી શકતો. માટે તમે યુદ્ધની ઇચ્છા ન કરશો.'

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું—દુર્યોધન! તું યુદ્ધનો વિચાર છોડી દે. મહાપુરુષો તો કોઈ પણ સ્થિતિમાં યુદ્ધને સારું નથી ગણતા. માટે બેટા! તું પાંડવોને તેમનો યોગ્ય ભાગ આપી દે. તારા અને તારા મંત્રીઓના નિર્વાહને માટે તો અર્ધું રાજ્ય પણ ઘણું છે. જો, હું પણ યુદ્ધ કરવા નથી ચાહતો, બાહ્લીક પણ લડવાના પક્ષમાં નથી અને ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, સંજય, સોમદત્ત, શલ્ય અથવા કૃપાચાર્ય પણ યુદ્ધ કરવા નથી ચાહતા. તે સિવાય સત્યવ્રત, પુરુમિત્ર, જય અને ભૂરિશ્રવા પણ યુદ્ધના પક્ષમાં નથી. હું સમજું છું કે તું પણ પોતાની ઇચ્છાથી આ યુદ્ધ નથી કરી રહ્યો, પરન્તુ પાપાત્મા દુઃશાસન, કર્ણ અને શકુનિ જ તારી પાસે આ કામ કરાવી રહ્યા છે.

આ ઉપર દુર્યોધને કહ્યું—પિતાજી! મેં આપ, દ્રોણ, અશ્વત્થામા, સંજય, ભીષ્મ, કામ્બોજનરેશ, કૃપ, સત્યવ્રત, પુરુમિત્ર, ભૂરિશ્રવા અથવા આપના બીજા યોદ્ધાઓના ભરોસા ઉપર પાંડવોને યુદ્ધને માટે આમન્ત્રણ નથી આપ્યું. આ યુદ્ધમાં પાંડવોનો સંહાર તો હું, કર્ણ અને ભાઈ દુઃશાસન—અમે ત્રણ જ કરી લઈશું. પાંડવોને મારીને હું જ આ પૃથ્વીનું શાસન કરીશ અથવા પાંડવો મને મારીને તેને ભોગવશે. હું જીવન, રાજ્ય અને ધન એ બધુંય છોડી શકું છું પરન્તુ પાંડવોની સાથે રહેવું હું કદી પણ સ્વીકારી શકતો નથી. સોયની બારીક અણીથી જેટલી ભૂમિ છેદી શકાય એટલી પણ હું પાંડવોને નથી આપી શકતો.

ધૃતરાષ્ટ્રે કહ્યું—બન્ધુઓ! મને બધા કૌરવો માટે ખૂબ શોક થાય છે. દુર્યોધનને સમજાવવો તો હવે મેં છોડી દીધો, પરન્તુ આ મૂર્ખને જેઓ અનુસરશે તેઓ પણ અવશ્ય યમલોકમાં જશે. જ્યારે પાંડવોનો માર ખાઈને તમારી સેના વ્યાકુળ થઈ જશે ત્યારે તમને



મારી વાત યાદ આવશે. પછી સંજયને કહ્યું: 'સંજય! મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુને તમને જે-જે વાતો કહી હોય તે બધી મને સંભળાવો. તેમને સાંભળવાની મને બહુ ઇચ્છા છે.'

સંજયે કહ્યું—રાજન્ ! શ્રી કૃષ્ણ અને અર્જુનને મેં જે સ્થિતિમાં જોયા હતા તે સાંભળો તથા તે વીરોએ જે કંઈ કહ્યું છે તે સંભળાવું છું. મહારાજ ! આપનો સન્દેશ સંભળાવવા માટે હું પગોની આંગળીઓ તરફ દૃષ્ટિ રાખીને બહુ સાવધાનીથી હાથ જોડીને તેમના મહેલમાં ગયો. તે સ્થાનમાં અભિમન્યુ અને નકુળ-સહદેવ પણ નહોતા જઈ શકતા. ત્યાં પહોંચીને મેં જોયું તો શ્રીકૃષ્ણે પોતાના બન્ને ચરણ અર્જુનના ખોળામાં રાખેલા છે. તથા અર્જુનના ચરણ દ્રૌપદી અને સત્યભામાના ખોળામાં છે. અર્જુને બેસવા માટે મને એક સોનાનું પાદપીઠ ( પગ મૂકવાની ઘોડી ) આપ્યું. હું તેને હાથ અડાડીને પૃથ્વી ઉપર બેસી ગયો. તે બન્ને મહાપુરુષોને એક આસન ઉપર બેઠેલા જોઈને મને બહુ ભય ઉત્પન્ન થયો. અને હું વિચારવા લાગ્યો કે મન્દબુદ્ધિ દુર્યોધન કર્ણના બકવાદમાં ફસાઈને આ વિષ્ણુ અને ઇન્દ્ર સમાન વીરોને કશું નથી સમજતો. તે સમયે મારો તો એવો જ નિશ્ચય થયો કે આ બન્ને જેની આજ્ઞામાં રહે છે તે ધર્મરાજ યુધિષ્ઠિરના મનનો સંકલ્પ પૂરો થશે જ. ત્યાં અન્ન-પાન વગેરેથી મારો સત્કાર કરવામાં આવ્યો. પછી આરામથી બેઠા પછી મેં તેમને આપનો સન્દેશ સંભળાવ્યો. આથી અર્જુને શ્રીકૃષ્ણના ચરણોમાં પ્રણામ કરીને તેનો ઉત્તર આપવા માટે પ્રાર્થના કરી. ત્યારે ભગવાન આરંભમાં મધુર પરન્તુ પરિણામમાં કઠોર શબ્દોથી મને કહેવા લાગ્યા; "સંજય ! બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર, કુરુવૃદ્ધ ભીષ્મ અને આચાર્ય દ્રોણને તમે અમારા તરફથી આ સન્દેશ કહેશો. તમે પહેલાં મોટાઓને અમારા પ્રણામ અને નાનાઓને કુશળ પૂછીને કહેજો કે, 'તમારા માથા ઉપર મોટું સંકટ આવી ગયું છે તેથી તમે અનેક પ્રકારનાં પુણ્યનાં કામ કરો. બ્રાહ્મણોને દાન આપો અને સ્ત્રી-પુત્રો સાથે થોડાક દિવસ આનન્દ ભોગવી લો.' જુઓ, પોતાનાં ચીર ખેંચાતી વખતે દ્રૌપદીએ જે 'હે ગોવિન્દ !' એમ કહીને મને પોકાર્યો હતો તેનું ઋણ મારા ઉપર બહુ વધી ગયું છે. તે ઋણ એક ક્ષણ પણ મારા હૃદય પરથી દૂર થતું નથી. અરે ભલા, જેની સાથે હું છું એવા અર્જુનની સામે યુદ્ધ કરવાનું, જેના માથા ઉપર કાળ નાચી રહ્યો હોય તેના સિવાય બીજો કોણ માગી શકે છે ? મને તો દેવતાઓ, મનુષ્યો, અસુરો, મનુષ્યો, યક્ષો, ગન્ધર્વો અને નાગોમાં એવો કોઈ દેખાતો નથી કે જે રણભૂમિમાં અર્જુનનો સામનો કરી શકે. વિરાટનગરમાં તે તેણે એકલાએ જ કૌરવદળમાં ભાગાભાગી કરાવી મૂકી હતી. એ જ તેનું પ્રમાણ છે. બળ, વીર્ય, તેજ, સ્ફૂર્તિ, કામની સફાઈ, પ્રસન્નતા અને ધૈર્ય—આ બધા ગુણો અર્જુન સિવાય બીજી કોઈ એક વ્યક્તિમાં નથી મળતા.' આ પ્રમાણે અર્જુનને ઉત્સાહિત કરતાં શ્રીકૃષ્ણે મેઘના સમાન ગર્જના કરીને આ શબ્દો કહ્યા હતા.

---

## કર્ણનું વક્તવ્ય, ભીષ્મદ્વારા તેનું અપમાન, કર્ણની પ્રતિજ્ઞા વિદુરનું વક્તવ્ય તથા ધૃતરાષ્ટ્રનું દુર્યોધનને સમજાવવું

**વૈશમ્પાયન કહે છે**—જનમેજય ! ત્યારે દુર્યોધનનો હર્ષ વધારતાં કર્ણે કહ્યું; 'ગુરુવર પરશુરામજી પાસેથી મેં જે બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત કર્યું હતું તે હજુ સુધી મારી પાસે છે. આથી હું અર્જુનને જીતવા માટે સારી રીતે સમર્થ છું. તેને પરાસ્ત કરવાનો ભાર મારા ઉપર રહ્યો. એટલું જ નહિ હું પાંચાલ, કરૂષ, મત્સ્ય અને પુત્રો સહિત બીજા પાંડવોને પણ એક ક્ષણમાં મારીને અસ્ત્રશસ્ત્રોથી પ્રાપ્ત થનારા લોકોમાં પહોંચાડી દઈશ. પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય તથા અન્ય બધા રાજાઓ પણ તમારી પાસે રહ્યા, પાંડવોને તો મારી મુખ્ય સેના સહિત જઈને હું એકલો જ મારી દઈશ, આ કામની જવાબદારી હું લઉં છું.'

જ્યારે કર્ણ આ પ્રકારે કહી રહ્યો હતો ત્યારે ભીષ્મ કહેવા લાગ્યા; 'કર્ણ ! તારી બુદ્ધિ તો કાળવશ નષ્ટ થઈ ગઈ છે. તું શું વધારીવધારીને વાતો બનાવી રહ્યો છે ! યાદ રાખ, આ કૌરવોનું મૃત્યુ તો તારા જેવા વીરોના મર્યા પછી જ થશે, માટે પહેલાં તું તારી રક્ષાનો પ્રબન્ધ કરી લે. અરે ! ખાંડવવનનું દહન કરતી વખતે શ્રીકૃષ્ણ સહિત અર્જુને જે કામ કર્યું હતું તેને સાંભળીને જ તારે પોતાના બન્ધુબાન્ધવો સહિત હોશમાં આવી જવું જોઈએ. જો, બાણાસુર અને ભૌમાસુરનો વધ કરનાર શ્રીકૃષ્ણ અર્જુનની રક્ષા કરે છે, આ ઘોર સંગ્રામમાં તેઓ તારા જેવા અગ્રગણ્ય વીરોનો જ નાશ કરશે.'

આ સાંભળી કર્ણ બોલ્યો-પિતામહ જેમ કહે

છે તેવા જ શ્રીકૃષ્ણ છે, અરે તેથી પણ અધિક છે પરન્તુ તેમણે મારે માટે જે કંઈ કહેવા શબ્દો કહ્યા છે; જાતિના જ છીએ. તો પછી આપ કેમ સમજો છો કે પાંડવોનો જ વિજય થશે ? હું, દ્રોણાચાર્ય,





તેનું પરિણામ પણ તેઓ કાન ખોલીને સાંભળી લે, હવે હું મારાં શસ્ત્રો મૂકી દઉં છું. આજથી મને પિતામહ રણભૂમિ અથવા રાજસભામાં જોશે નહિ, બસ જ્યારે એમનો અન્ત થઈ જશે ત્યારે જ પૃથ્વીના બધા જ રાજાલોક મારો પ્રભાવ જોશે.' આ પ્રમાણે કહીને મહાન ધનુર્ધર કર્ણ સભામાંથી ઊઠીને પોતાને ઘેર ચાલ્યો ગયો.

હવે ભીષ્મ બધા રાજાઓની આગળ હસતાં રાજા દુર્યોધનને કહેવા લાગ્યાઃ–'રાજન્ ! કર્ણ તો સત્યપ્રતિજ્ઞ છે; તો પછી તેણે રાજાઓની આગળ જે પ્રતિજ્ઞા કરી હતી કે 'હું રોજ હજારો વીરોનો સંહાર કરીશ,' તેને તે કેવી રીતે પૂરી કરશે ? તેનો ધર્મ અને તપ તો જ્યારે તેણે ભગવાન્ પરશુરામ પાસેથી પોતાને બ્રાહ્મણ જણાવીને શસ્ત્રવિદ્યા શીખી ત્યારે જ નષ્ટ થઈ ગયાં હતાં."

જ્યારે ભીષ્મે આ પ્રમાણે કહ્યું અને કર્ણ શસ્ત્રો છોડીને સભામાંથી ચાલ્યો ગયો ત્યારે મન્દમતિ દુર્યોધન કહેવા લાગ્યો–પિતામહ ! પાંડવો અને અમે અસ્ત્રવિદ્યા, યોદ્ધાઓ તથા શસ્ત્રસંચાલનની શીઘ્રતામાં સરખા જ છીએ, બન્ને મનુષ્ય તમે, કૃપાચાર્ય આદીક અથવા બીજા રાજાઓના બળ ઉપર આધાર રાખીને આ યુદ્ધ નથી ઊભું કરી રહ્યો. પાંચે પાંડવોને તો હું, કર્ણ અને દુઃશાસન–અમે ત્રણ જ અમારાં તીક્ષ્ણ બાણોથી મારી નાખીશું.

આ ઉપર વિદુરજીએ કહ્યું–વૃદ્ધ પુરુષો આ લોકમાં ઇન્દ્રિયોના દમને જ કલ્યાણનું સાધન બતાવે છે. જે પુરુષ દમ, દાન, તપ, જ્ઞાન અને સ્વાધ્યાયને અનુસરે છે, તેને જ દાન, ક્ષમા અને મોક્ષ યોગ્ય રૂપે પ્રાપ્ત થાય છે. દમ (ઇન્દ્રિયોનો જય) તેજની વૃદ્ધિ કરે છે, દમ પવિત્ર અને સર્વશ્રેષ્ઠ છે. આ પ્રમાણે પાપ નિવૃત્ત થવાથી જેનું તેજ વૃદ્ધિ પામ્યું છે તે પુરુષ પરમ પદ પ્રાપ્ત કરી લે છે. રાજન્ ! જે પુરુષમાં ક્ષમા ધૃતિ, અહિંસા, સમતા, સત્ય, સરળતા, ઇન્દ્રિયનિગ્રહ, ધૈર્ય, અક્રોધ, સંતોષ અને શ્રદ્ધા–આટલા ગુણો હોય તે પોતાની પાસે કામ, લોભ, અભિમાન, દંભ, ઈર્ષા, શોક વગેરે દુર્ગુણોને તો ફરકવા પણ દેતો નથી. કુટિલતા અને શઠતાથી રહિત હોવું એ દમશીલ પુરુષનું લક્ષણ છે. જે પુરુષ લોલુપતા રહિત, ભોગોના ચિન્તનથી વિમુખ

અને સમુદ્ર સમાન ગંભીર આચરણવાળો, શીલવાન, આત્મવેત્તા અને બુદ્ધિમાન છે તે આ લોકમાં સંમાન પામીને મરણ પછી સદ્ગતિ પ્રાપ્ત કરે છે.

તાત ! મેં પૂર્વપુરુષોના મુખથી સાંભળ્યું હતું કે કોઈ એક વખતે એક શિકારીએ પક્ષીઓને પકડવા માટે પૃથ્વી પર જાળ પાથરી. તે જાળમાં સાથેસાથે રહેનારાં બે પક્ષી ફસાઈ ગયાં. તે બન્ને પક્ષી જાળને લઈને ઊડી નીકળ્યાં. શિકારી તેમને આકાશમાં ઊડતાં જોઈને ઉદાસ થઈ ગયો અને જે બાજુ તે ઊડતાં હતાં તે તરફ દોડતો જવા લાગ્યો. એટલામાં એક મુનિની તેના પર દૃષ્ટિ પડી; વ્યાધને તે મુનિએ પૂછ્યું; 'અરે વ્યાધ ! મને આ બહુ વિચિત્ર લાગે છે કે તું ઊડતાં પક્ષીઓની પાછળ પૃથ્વી પર ભટકી રહ્યો છે ?' શિકારીએ કહ્યું; 'આ બન્ને પક્ષીઓ આપસમાં મળી ગયાં છે તેથી જ મારી જાળને લઈને જઈ રહ્યાં છે. હવે જ્યાં તેમનામાં ઝઘડો થવા લાગશે કે તે જ વખતે તેઓ મારા વશમાં આવી જશે. થોડી જ વારમાં કાળવશ તે પક્ષીઓમાં ઝઘડો થવા લાગ્યો અને તેઓ લડતાંલડતાં પૃથ્વી પર પડી ગયાં. બસ, શિકારીએ ચુપચાપ તેમની પાસે જઈને તે બન્નેને



પકડી લીધાં. આ જ પ્રમાણે જ્યારે બે કુટુમ્બીઓમાં સંપત્તિને માટે પરસ્પર ઝઘડો થવા લાગે છે ત્યારે તેઓ શત્રુઓના પાશમાં ફસાઈ જાય છે; માટે કુટુમ્બીઓએ પરસ્પર મળીને કામ કરવું, આપસમાં પ્રેમથી વાતચીત કરવી, એક-બીજાના સુખદુઃખને પૂછવું અને હળીમળીને રહેવું જોઈએ. વિરોધ કરવો ન જોઈએ. જે પુરુષ નિષ્કપટ થઈને પોતાના પૂજ્ય ગુરુજનો અને વૃદ્ધોનો આશ્રય લે છે તે સિંહથી સુરક્ષિત વનની માફક કોઈના પણ કબજામાં આવતો નથી.

એક વખત કેટલાક ભીલો અને બ્રાહ્મણોની સાથે હું ગન્ધમાદન પર્વત પર ગયો હતો. ત્યાં મેં એક મધથી ભરેલો મધપૂડો જોયો. અનેક ઝેરી સર્પો તેનું રક્ષણ કરી રહ્યા હતા. તે મધપૂડો એવો ગુણકારી હતો કે જો કોઈ પુરુષ તેને મેળવી લે તો અમર થઈ જાય, આંધળો સેવન કરે તો દેખતો થઈ જાય અને ઘરડો ખાય તો યુવાન થઈ જાય. આ વાત અમે રસાયન જાણનારા બ્રાહ્મણો પાસેથી સાંભળી હતી. ભીલ લોકો તેને પ્રાપ્ત કરવાનો લોભ જતો ન કરી શક્યા અને તે સર્પોવાળી ગુફામાં જઈને નાશ પામ્યા. એ જ પ્રકારે આપનો પુત્ર દુર્યોધન આખી પૃથ્વીને એકલો જ ભોગવવા ચાહે છે. તેને મોહવશ મધ તો દેખાઈ રહ્યું છે પરન્તુ પોતાના નાશનો સામાન દેખાતો નથી. યાદ રાખો કે અગ્નિ બધી વસ્તુઓને બાળી નાખે છે તેમ દ્રુપદ, વિરાટ અને ક્રોધમાં ભરાએલો અર્જુન આ સંગ્રામમાં કોઈને પણ જીવતા નહિં છોડે. માટે રાજન્ ! આપ યુધિષ્ઠિરને પણ આપની પાસે સ્થાન આપો. નહિ તો આ બન્નેનું યુદ્ધ થતાં કોની જીત થશે તે કહી નથી શકાતું.

વિદુર બોલી રહ્યા પછી રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું—બેટા દુર્યોધન ! હું તને જે કહું છું તેના પર ધ્યાન આપ. તું અજાણ્યા મુસાફરની માફક અવળા રસ્તાને જ સવળો રસ્તો સમજી રહ્યો છે. તેથી જ તું પાંચે પાંડવોના તેજને દબાવવાનો વિચાર કરી રહ્યો છે. પરન્તુ યાદ રાખ કે તેમને જીતવાનો વિચાર કરવો એ પોતાના પ્રાણોને સંકટમાં નાખવા બરાબર છે. શ્રીકૃષ્ણ પોતાનું શરીર, ઘર અને સ્ત્રી-પુત્ર વગેરેને એક તરફ અને અર્જુનને બીજી તરફ સમજે છે. તેને માટે તેઓ સર્વકાંઈનો ત્યાગ કરી શકે છે. જ્યાં અર્જુન રહે છે ત્યાં જ શ્રીકૃષ્ણ છે. તેના વેગ તો પૃથ્વીને માટે પણ અસહ્ય બની જાય છે. જો, તું સત્પુરુષો અને તારા હિતનું કહેનારાઓના વચનો પ્રમાણે આચરણ કર. આ વયોવૃદ્ધ પિતા ભીષ્મની વાત પર ધ્યાન દે. હું પણ કૌરવોના હિતની જ વાત વિચારું

છુ. તારે મારી વાત પણ માનવી જોઈએ, અને દ્રોણ, કૃપ, વિકર્ણ અને મહારાજ બાહ્લીકના કથન પર પણ ધ્યાન આપવું જોઈએ. ભરતશ્રેષ્ઠ! આ બધા ધર્મના મર્મજ્ઞ અને કૌરવો તથા પાંડવો પર સમાન સ્નેહ રાખનારા છે. માટે તું પાંડવોને પોતાના સગા ભાઈ સમજીને તેમને અર્ધું રાજ્ય આપી દે.

---

## શ્રીવ્યાસજી અને ગાન્ધારીની આગળ સંજયનું ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણનું માહાત્મ્ય સંભળાવવું

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! દુર્યોધનને એ પ્રમાણે કહીને રાજા ધૃતરાષ્ટ્રે સંજયને ફરી કહ્યું; 'સંજય! હવે જે વાત કહેવાની રહી ગઇ હોય તેને સંભળાવી દો. શ્રીકૃષ્ણ પછી અર્જુને તને શું કહ્યું હતું તે સાંભળવા માટે મને ખૂબ જ આતુરતા છે.

**સંજયે કહ્યું**—શ્રીકૃષ્ણની વાત સાંભળીને અર્જુને તેમની આગળ જ કહ્યું; 'સંજય! તમે પિતામહ ભીષ્મ, મહારાજ ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, રાજા બાહ્લીક, અશ્વત્થામા, સોમદત્ત, શકુનિ, દુઃશાસન, વિકર્ણ અને ત્યાં એકઠા થએલ સમસ્ત રાજાઓને મારું યથાયોગ્ય અભિવાદન કહેજો અને મારા તરફથી તેમનું કુશળ પૂછજો. તથા પાપાત્મા દુર્યોધન, તેના મન્ત્રીઓ અને ત્યાં આવેલા બધા રાજાઓને શ્રીકૃષ્ણચન્દ્રનો સમાધાનયુક્ત સન્દેશ સંભળાવીને મારા તરફથી પણ એટલું કહેજો કે શત્રુદમન મહારાજ યુધિષ્ઠિર જે પોતાનો ભાગ લેવા ચાહે છે તે જો તમે નહિ આપો તો હું મારાં તીખાં તીરોથી તમારા ઘોડા, હાથી અને પાયદળસેના સહિત તમને યમપુરીમાં મોકલી દઈશ.' મહારાજ! ત્યારપછી હું અર્જુનથી વિદાય લઈને અને શ્રીકૃષ્ણને પ્રણામ કરીને તેમનો ગૌરવપૂર્ણ સન્દેશ આપને સંભળાવવા માટે તુરત જ અહિં ચાલ્યો આવ્યો.

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! શ્રીકૃષ્ણ અને અર્જુનની આ વાતોનો દુર્યોધને કંઈ પણ આદર ન કર્યો. બધા લોકો ચુપ જ રહ્યા. પછી ત્યાં જે દેશદેશાન્તરના રાજાઓ બેઠા હતા તેઓ બધા ઊઠીને પોતપોતાનાં સ્થાનોમાં ચાલ્યા ગયા. આ એકાન્તને વખતે ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું; 'સંજય! તમને તો બન્ને પક્ષના બળનું જ્ઞાન છે, તેમજ તમે ધર્મ અને અર્થનું રહસ્ય સારી રીતે જાણો છો, અને કોઈ પણ વાતનું પરિણામ તમારાથી છૂપું નથી. આથી તમે ઠીકઠીક બતાવો કે આ બંન્ને પક્ષમાં કોણ સબળ છે અને કોણ નિર્બળ?'

**સંજયે કહ્યું**—રાજન્! એકાન્તમાં તો હું આપને કાંઈ વાત કહેવા નથી માગતો. કારણ કે આથી આપના હૃદયમાં દાહ થશે. તેથી આપ મહાન તપસ્વી ભગવાન વ્યાસ અને મહારાણી ગાન્ધારીને પણ બોલાવી લો. તે બન્નેની સામે હું આપને શ્રીકૃષ્ણ અને અર્જુનનો પૂરેપૂરો વિચાર જણાવી દઈશ.

સંજયે આ પ્રમાણે કહેતાં ગાન્ધારી અને શ્રીવ્યાસજીને બોલાવવામાં આવ્યાં, અને વિદુરજી તુરત જ તેમને સભામાં લઇ આવ્યા. ત્યારે મહામુનિ વ્યાસજી ધૃતરાષ્ટ્ર




અને સંજયનો વિચાર જાણીને કહેવા લાગ્યા; 'સંજય! ધૃતરાષ્ટ્ર તમને પ્રશ્ન કરી રહ્યા છે, માટે તેમની આજ્ઞા અનુસાર તમે શ્રીકૃષ્ણ અને અર્જુનના વિષયમાં જે કંઇ જાણતા હોવ તે બધું જેવું ને તેવું જ સંભળાવી દો.'

**સંજયે કહ્યું**—અર્જુન અને શ્રીકૃષ્ણ બન્નેય મોટા

વિખ્યાત ધનુર્ધર છે. શ્રીકૃષ્ણના ચક્રનો અંદરનો ભાગ પાંચ હાથ પહોળો છે, અને તેઓ તેનો ઇચ્છાનુસાર પ્રયોગ કરી શકે છે. નરકાસુર, શમ્બર, કંસ અને શિશુપાળ—આ બધુ ભયંકર વીરો હતા; પરન્તુ ભગવાન શ્રીકૃષ્ણે તેમને રમતમાં જ પરાસ્ત કરી દીધા હતા. જો એક તરફ સમસ્ત સંસારને અને બીજી તરફ શ્રીકૃષ્ણને રાખવામાં આવે તો શ્રીકૃષ્ણ જ બળમાં અધિક નીકળશે. તેઓ સંકલ્પમાત્રથી સંપૂર્ણ સંસારને ભસ્મ કરી શકે છે. શ્રીકૃષ્ણ તો ત્યાં જ રહે છે કે જ્યાં સત્ય, ધર્મ અને સરળતાનો નિવાસ હોય. અને જ્યાં શ્રીકૃષ્ણ રહે છે ત્યાં જ વિજય રહે છે. તે સર્વાન્તર્યામી–પુરુષોત્તમ–જનાર્દન લીલાથી જ પૃથ્વી, આકાશ અને સર્વ લોકને પ્રેરિત કરી રહ્યા છે. આ સમગ્ર સર્વને પોતાની માયાથી મોહિત કરીને તે પાંડવોને જ નિમિત્ત બનાવીને આપના અધર્મનિષ્ઠ મૂઢ પુત્રોને ભસ્મ કરવા ચાહે છે. આ શ્રી કેશવ જ પોતાની જ્ઞાનશક્તિથી અહર્નિશ કાલચક્ર, જગચ્ચક્ર અને યુગચક્રને ઘુમાવતા રહે છે. હું સત્ય કહું છું કે એકમાત્ર તેઓ જ કાળ, મૃત્યુ અને સમ્પૂર્ણ સ્થાવર–જંગમ જગતના સ્વામી છે તથા પોતાની માયાદ્વારા લોકોને મોહમાં નાખી રહ્યા છે. જે લોકો કેવળ તેમનું જ શરણ લે છે, તેઓ મોહમાં નથી પડતા.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! શ્રીકૃષ્ણ સમસ્ત લોકોના અધીશ્વર છે, એ વાતને તમે કેવી રીતે જાણો છો અને હું શાથી જાણી ન શક્યો ? આનું રહસ્ય મને બતાવો.

સંજયે કહ્યું—રાજન્ ! આપને જ્ઞાન નથી અને મારી જ્ઞાનદૃષ્ટિ કદી મન્દ નથી પડતી. જે પુરુષ જ્ઞાનહીન છે તે શ્રીકૃષ્ણના વાસ્તવિક સ્વરૂપને નથી જાણી શકતો. હું જ્ઞાનદૃષ્ટિથી પ્રાણીઓની ઉત્પત્તિ અને વિનાશ કરનારા અનાદિ મધુસૂદન ભગવાનને જાણું છું.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! ભગવાન્ કૃષ્ણમાં સર્વદા તમારી જે ભક્તિ રહે છે તેનું સ્વરૂપ શું છે ?

સંજયે કહ્યું—મહારાજ ! આપનું કલ્યાણ થાઓ, સાંભળો; હું કદી પણ કપટનો આશ્રય નથી લેતો, કોઈ વ્યર્થ ધર્મનું આચરણ નથી કરતો, ધ્યાનયોગદ્વારા મારો ભાવ શુદ્ધ થઈ ગયો છે, આથી શાસ્ત્રનાં વાક્યોદ્વારા મને શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન થઈ ગયું છે.

આ સાંભળી રાજા ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું—ભાઈ દુર્યોધન ! સંજય આપણો હિતૈષી અને વિશ્વાસપાત્ર છે. માટે તું પણ હૃષીકેશ જનાર્દન ભગવાન શ્રીકૃષ્ણનું શરણ લે.

દુર્યોધને કહ્યું—દેવકીનન્દન ભગવાન કૃષ્ણ ભલે ત્રણે લોકોનો સંહાર કરી નાખે, પરન્તુ તેઓ પોતાને અર્જુનનો સખા જાહેર કરી ચૂક્યા છે તેથી હું તેમના શરણમાં નથી જઈ શકતો,

ત્યારે ધૃતરાષ્ટ્રે ગાન્ધારીને કહ્યું—ગાન્ધારી ! તમારો આ દુર્બુદ્ધિ અને અભિમાની પુત્ર ઈર્ષ્યાને વશ થઈ સત્પુરુષોની વાત ન માનીને અધોગતિ તરફ જઈ રહ્યો છે.

ગાન્ધારીએ કહ્યું—દુર્યોધન ! તું ખૂબ જ દુષ્ટબુદ્ધિનો અને મૂર્ખ છે. અરે ! તું ઐશ્વર્યના મદમાં ફસાઈને તારા વૃદ્ધ વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યો છે. જણાય છે કે હવે તું તારું ઐશ્વર્ય, જીવન, પિતા અને માતા—સર્વથી હાથ ધોઈ ચૂક્યો છે. જો, ભીમસેન તારો પ્રાણ લેવા તૈયાર થશે ત્યારે તને તારા પિતાજીની વાતો યાદ આવશે.

પછી વ્યાસજીએ કહ્યું—ધૃતરાષ્ટ્ર ! તમે મારી વાત સાંભળો, તમે શ્રીકૃષ્ણના પ્રિય છો. અહો ! સંજય જેવો તમારો દૂત છે, તમને તે કલ્યાણના માર્ગમાં લઈ જશે. તેને પુરાણપુરુષ શ્રીહૃષીકેશના સ્વરૂપનું પૂરું જ્ઞાન છે, માટે જો તમે તેની વાત સાંભળશો તો તે તમને જન્મમરણના મહાન ભયથી મુક્ત કરી દેશે. જે લોકો કામનાઓમાં આંધળા થઈ રહ્યા છે તેઓ આંધળાની પાછળ લાગેલા આંધળાઓ પેઠે પોતાનાં કર્મો અનુસાર વારંવાર મૃત્યુના મુખમાં જાય છે. મુક્તિનો માર્ગ તો સર્વથી નિરાળો છે, તેને બુદ્ધિમાન પુરુષ જ પકડી શકે છે, તેને ગ્રહણ કરીને મહાપુરુષો મૃત્યુની પાર થઈ જાય છે. અને તેમની કોઈ પણ જગાએ આસક્તિ નથી રહેતી.

ત્યારે ધૃતરાષ્ટ્રે પૂછ્યું—ભાઈ સંજય ! તમે મને કોઈ એવો નિર્ભય માર્ગ બતાવો કે જેના દ્વારા હું શ્રીકૃષ્ણને પામી શકું અને મને પરમ પદ પ્રાપ્ત થઈ જાય.

સંજયે કહ્યું—કોઈ અજિતેન્દ્રિય પુરુષ ઇન્દ્રિયોના અધીશ્વર ભગવાનને પામી નથી શકતો. આ સિવાય તેમને મેળવવાનો બીજો કોઈ માર્ગ નથી. ઇન્દ્રિયો બહુ ઉન્મત્ત છે. સાવધાનીથી ભોગોનો ત્યાગ એ જ તેમને જીતવાનું સાધન છે. પ્રમાદ અને હિંસાથી દૂર રહેવું—નિઃસન્દેહ આ જ જ્ઞાનનું મુખ્ય સાધન છે. ઇન્દ્રિયોને નિશ્ચલરૂપે પોતાના કાબૂમાં રાખવી તેને વિદ્વાન લોકો જ્ઞાન કહે છે. આ જ વાસ્તવિક જ્ઞાન છે અને માર્ગ છે. આનાથી જ બુદ્ધિમાન લોક તે પરમ પદ તરફ આગળ વધે છે.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! તમે એકવાર ફરી શ્રીકૃષ્ણચન્દ્રના સ્વરૂપનું વર્ણન કરો કે જેથી તેમનાં નામ અને કર્મોનું રહસ્ય જાણીને હું તેમને પ્રાપ્ત કરી શકું.

સંજયે કહ્યું—મેં શ્રીકૃષ્ણનાં નામોનું કેટલુંક તાત્પર્ય સાંભળ્યું છે. તેમાંથી જેટલું મને યાદ આવે છે તે કહું છું. ખરી રીતે શ્રીકૃષ્ણને તો જીવો પોતાનાં મન, બુદ્ધિ કે ઇન્દ્રિયોના કોઈ પણ પ્રમાણો દ્વારા જાણી શકતા નથી. કારણ કે સમસ્ત પ્રાણીઓ પોતાના અહંકારની અવિદ્યાથી આવૃત છે. શ્રીકૃષ્ણ પોતાની સમ્પૂર્ણ માયાથી પર અને સર્વ પ્રાણીઓ અને દેવતાઓનું જન્મસ્થાન હોવાથી 'વાસુદેવ' વ્યાપક તથા મહાન હોવાથી 'વિષ્ણુ' છે. મૌન, ધ્યાન અને યોગથી પ્રાપ્ત થવાને લીધે 'માધવ' છે, તથા મધુ દૈત્યનો વધ કરનાર અને સર્વતત્ત્વમય હોવાથી 'મધુસૂદન' છે. કૃષ્ણ શબ્દમાં 'કૃષ' ધાતુનો અર્થ સત્ છે અને 'ણ' નો અર્થ આનન્દ છે. આથી અવિનાશી સત્ અને આનન્દરૂપ હોવાને લીધે યદુકુળમાં અવતરેલા ભગવાન વિષ્ણુને 'કૃષ્ણ' કહેવામાં આવે છે. સાત્ત્વિક હૃદયરૂપ શ્વેત કમળ તેમનું નિત્ય સ્થાન હોવાથી 'પુણ્ડરીકાક્ષ' કહેવાય છે. તથા દુષ્ટોનું દમન કરનાર હોવાથી 'જનાર્દન' છે. તેઓ પોતાના સત્ત્વથી કદી ચ્યુત થતા ન હોવાથી 'સાત્વત' છે. આર્ષ અર્થાત્ ઉપનિષદોથી પ્રકાશિત થતા હોવાને લીધે ઋષભ છે તથા વેદ જ તેમનું નેત્ર હોવાથી 'વૃષભેક્ષણ' છે. તેઓ કોઈ પણ ઉત્પન્ન થનાર પ્રાણીથી ઉત્પન્ન નથી થતા તેથી 'અજ' છે. ઉદર એટલે ઇન્દ્રિયોનો સ્વયં પ્રકાશ કરનાર-તથા તેમનું દમન કરનાર હોવાથી દામોદર છે. વૃત્તિના અને સ્વરૂપના સુખને હૃષીક કહે છે. તે સુખના ઈશ હોવાથી 'હૃષીકેશ' કહેવાય છે. પોતાની ભુજાઓથી પૃથ્વી અને આકાશને ધારણ કરનાર હોવાથી 'મહાબાહુ' છે. કદી માયાથી ક્ષીણ ન થવાને લીધે 'અધોક્ષજ' છે તથા નરોનાં (જીવોના) અયન (આશ્રય) હોવાથી 'નારાયણ' છે. જે સર્વમાં પૂર્ણ અને સર્વનો આશ્રય હોય તેને પુરુષ કહે છે. તેમાં શ્રેષ્ઠ હોવાથી તેમને 'પુરુષોત્તમ' કહે છે. તેઓ સત્-અસત્ સર્વની ઉત્પત્તિ અને લયનું સ્થાન હોવાથી અને સર્વદા સર્વને જાણતા હોવાથી 'સર્વ' કહેવાય છે. શ્રીકૃષ્ણ સત્યમાં રહેલા છે અને સત્ય તેમનામાં રહેલું છે, તથા તેઓ સત્યના પણ સત્ય છે તેથી 'સત્ય' પણ તેમનું નામ છે. સદા વિજયી હોવાથી 'જિષ્ણુ' છે. નિત્ય હોવાથી અનન્ત છે. ગો અર્થાત્ ઇન્દ્રિયોના જ્ઞાતા હોવાથી 'ગોવિન્દ' છે. તેઓ પોતાની સત્તાની સ્ફુરણા વડે અસત્યને સત્ય જેવું બતાવીને સમ્પૂર્ણ પ્રજાને મોહમાં નાખે છે. નિરન્તર ધર્મમાં સ્થિત રહેનારા ભગવાન મધુસૂદનનું સ્વરૂપ આવું હોય છે. તે અચ્યુત ભગવાન કૌરવોને નાશમાંથી બચાવવા માટે અહિં પધારનારા છે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા—જે લોકો પોતાનાં નેત્રોથી ભગવાનના તેજોમય દિવ્ય સ્વરૂપનું દર્શન કરે છે, તેવા નેત્રોવાળા પુરુષોના ભાગ્યની મને પણ ઇચ્છા છે. હું આદિ, મધ્ય અને અન્તથી રહિત, અનન્ત કીર્તિવાળા તથા બ્રહ્માદિથી પણ શ્રેષ્ઠ તે પુરાણપુરુષ શ્રીકૃષ્ણનું શરણ લઉં છું. જેમણે ત્રણે લોકોની રચના કરી છે, જેઓ દેવતા, અસુર, નાગ અને રાક્ષસ-સર્વની ઉત્પત્તિ કરનારા છે તથા રાજાઓ અને વિદ્વાનોમાં પ્રધાન છે તે શ્રીકૃષ્ણના હું શરણમાં છું.

---

## કૌરવોની સભામાં દૂત બનીને જવા માટે શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરનો સંવાદ

**વૈશમ્પાયન કહે છે**—આ બાજુ સંજયના ચાલ્યા ગયા પછી રાજા યુધિષ્ઠિરે યદુશ્રેષ્ઠ ભગવાન કૃષ્ણને કહ્યું; "મિત્રવત્સલ કૃષ્ણ! મને આપના સિવાય બીજો કોઇ એવો નથી દેખાતો કે જે અમને આપત્તિમાંથી પાર કરે. આપના ભરોસા ઉપર જ અમે નિર્ભય છીએ અને દુર્યોધન પાસે અમારો ભાગ માંગવા ચાહીએ છીએ.

**શ્રીકૃષ્ણે કહ્યું**—રાજન્! હું તો આપની સેવામાં હાજર જ છું. આપ જે કંઈ કહેવા ચાહતા હો તે કહો. આપ જે જે આજ્ઞા કરશો તે બધી જ હું પૂર્ણ કરીશ.

**યુધિષ્ઠિરે કહ્યું**—રાજા ધૃતરાષ્ટ્ર અને તેમના પુત્રો જે કંઈ કરવા ચાહે છે તે તો આપે સાંભળી જ લીધું. સંજયે જે કંઈ કહ્યું છે તે બધો તેમનો જ મત છે. કારણ કે દૂત તો સ્વામીના કથન અનુસાર જ કહેતો હોય છે. દૂત જો સ્વામીના કથનથી જુદી વાત કહેતો તે પ્રાણદણ્ડને યોગ્ય બને છે. ધૃતરાષ્ટ્રને રાજ્યનો ખૂબ લોભ છે. તેથી જ તેઓ અમારાં અને કૌરવો પ્રત્યે

સમાન ભાવ ન રાખીને અમને રાજ્ય આપ્યા વિના જ સન્ધિ કરવા માગે છે. અમે તો મહારાજ ધૃતરાષ્ટ્ર



પોતાના વચનનું પાલન કરશે એમ સમજીને જ તેમની આજ્ઞાથી બાર વર્ષ વનમાં રહ્યા અને એક વર્ષ અજ્ઞાતવાસ કર્યો. પરન્તુ તેમને તો ખૂબ લોભ હોય તેમ જણાય છે. તેઓ ધર્મનો કઇ પણ વિચાર નથી કરતા અને પોતાના મૂર્ખ પુત્રોના મોહપાશમાં ફસાએલા હોઇને તેમનું જ કહ્યું કરવા ચાહે છે. અમારી સાથે તો તેઓનો બિલકુલ બનાવટી વર્તાવ છે. જનાર્દન! જરા વિચાર તો કરો કે હું નથી માતાજીની સેવા કરી શકતો કે નથી મારા કુટુમ્બીઓનું ભરણ-પોષણ કરી શકતો. આથી વધારે દુઃખની વાત બીજી કઇ હોય. જો કે કાશિરાજ, ચેદિરાજ, પંચાલનરેશ, મત્સ્યરાજ અને આપ મારા સહાયક છો, તો પણ હું કેવળ પાંચ ગામડાં જ માગી રહ્યો છું. મેં તો એટલે સુધી કહ્યું છે કે અવિસ્થલ, વૃકસ્થલ, વારણાવત, માકન્દી અને પાંચમું તમને જે ગમે તે-એમ પાંચ ગામ અથવા શહેરો અમને આપો કે જેથી અમે પાંચે ભાઈ ગાળીને રહી શકીએ, અને અમારે લીધે ભરતવંશનો નાશ ન થાય. પરન્તુ દુષ્ટ દુર્યોધન એટલું પણ કરવા માટે તૈયાર નથી. તે દરેક પર પોતાની જ હકુમત રાખવા ઇચ્છે છે. લોભથી બુદ્ધિ મારી જાય છે, બુદ્ધિ નષ્ટ થવાથી લાજ-શરમ રહેતી નથી, લાજની સાથે જ ધર્મ ચાલ્યો જાય છે. અને ધર્મ ગયો કે લક્ષ્મી અને ઐશ્વર્ય પણ નાશ પામે છે. અને એવા પુરુષથી સ્વજનો, સુહૃદ અને સત્પુરુષો દૂર રહે છે-જેમ પુષ્પ અને ફળ વગરના વૃક્ષને છોડીને પક્ષીઓ ઊડી જાય છે. નિર્ધન અવસ્થા ખૂબ જ દુઃખમય છે. આવી અવસ્થામાં પહોંચીને કોઈ કોઇ તો મોત જ માગવા લાગે છે. કોઈ બીજા ગામમાં કે વનમાં ચાલ્યા જાય છે, અને કોઇ તો મોતને જભેટી લે છે. જે લોકો જન્મથી જ નિર્ધન છે તેઓને નિર્ધનતાનું એટલું દુઃખ લાગતું નથી કે જેટલું લક્ષ્મી મેળવીને સુખ ભોગવ્યા પછી ધનનો નાશ થએલા મનુષ્યોને લાગે છે.

માધવ! આ વિષયમાં અમારો પહેલો વિચાર તો એ છે કે અમે અને કૌરવો પરસ્પર સન્ધિ કરીને શાન્તિપૂર્વક સમાનરૂપથી તે રાજ્યલક્ષ્મીને ભોગવીએ. અને જો તેમ નહિ થાય તો છેવટે અમારે એ જ કરવું પડશે કે કૌરવોને મારીને તે બધું જ રાજ્ય અમે અમારે આધીન કરી લઇશું. યુદ્ધમાં તો સર્વદા કંકાસ જ રહે છે અને પ્રાણ પણ સંકટમાં રહે છે. હું તો નીતિનો આશ્રય લઇને જ યુદ્ધ કરીશ. કારણ કે હું રાજ્ય છોડવા ચાહતો નથી તેમ કુળનો નાશ થાય એવી પણ મારી ઇચ્છા નથી. આમ તો અમે સામ, દાન, દણ્ડ અને ભેદ-બધા ઉપાયોથી અમારું કામ કરીને લેવા ચાહીએ છીએ; પણ જો થોડી નમતા બતાવવાથી સન્ધિ થઇ જાય તો તે જ સૌથી સારી વાત છે. અને જો સન્ધિ નહિ થાય તો યુદ્ધ થશે જ. જો શાન્તિથી કામ નથી થતું તો એની મેળે જ કડવાશ આવી જાય છે. અને માટે પણ્ડિતોએ કૂતરાંના કજિયાની ઉપમા આપી છે. કૂતરું પહેલાં તો પૂંછડી હલાવે છે, ત્યારપછી બીજાના દોષ જોવા લાગે છે, પછી ઘુરકવાની શરૂઆત કરે છે અને પછી દાંત દેખાડવાનું અને ભસવાનું શરુ થાય છે. અને પછી તો લડવાનું શરુ થઇ જાય છે. તેમાં જે બળવાન હોય છે તે જ બીજાનું માંસ ખાય છે. મનુષ્યોમાં પણ આથી કોઇ વિશેષતા નથી.

હે શ્રીકૃષ્ણ! હવે હું તે જાણવા ચાહું છું કે આવો વખત આવી પડતાં આપ શું કરવું યોગ્ય ગણો છો? એવો કયો ઉપાય છે કે જેથી અમે અર્થ અને ધર્મથી ભ્રષ્ટ ન થઇએ. પુરુષોત્તમ! આ સંકટમાં અમે આપને છોડીને બીજા કોની પાસેથી સલાહ લઇએ? ભલા,

આપના જેવો અમારો પ્રિય અને હિતૈષી તથા સમસ્ત કર્મોનાં પરિણામને જાણનાર સમ્બન્ધી કોણ છે?

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! મહારાજ યુધિષ્ઠિરે આ પ્રમાણે કહેતાં શ્રીકૃષ્ણે કહ્યું; 'હું બન્ને પક્ષના હિતને માટે કૌરવોની સભામાં જઇશ. અને જો ત્યાં આપના લાભને કોઈ પ્રકારની હાનિ પહોંચાડયા વગર સન્ધિ કરાવી શકીશ તો મારાથી બહુ ભારે પુણ્યકર્મ બની ગયું સમજીશ.'

**યુધિષ્ઠિરે કહ્યું**—શ્રીકૃષ્ણ! આપ કૌરવોની પાસે જાઓ, એમાં મારી સમ્મતિ તો છે નહિ. કારણ કે આપ ખૂબ યુક્તિપૂર્વક સમજાવીને કહેશો તો પણ દુર્યોધન તેને માનશે નહિ. આ વખતે ત્યાં દુર્યોધનના વશમાં રહેનારા બધા રાજાઓ પણ એકઠા થઈ રહ્યા છે. આથી એવા બધાઓની વચમાં આપે જવું એ મને ઠીક જણાતું નથી. માધવ! આપને કષ્ટ થતાં તો અમને ધન, સુખ, દેવપણું અને સમસ્ત દેવતાઓ ઉપર અધિકાર પણ પ્રસન્ન નહિ કરી શકે.

**શ્રીકૃષ્ણે કહ્યું**—મહારાજ! દુર્યોધન કેવો પાપી છે તે હું જાણું છું, પરન્તુ જો હું આપના તરફથી બધી બાબતો તેમને સ્પષ્ટરૂપે કહી દઇશ તો સંસારમાં કોઈ પણ રાજા આપણને દોષી નહિ કહી શકે. હવે રહી મારા ઉપરના ભયની વાત: પણ જેવી રીતે સિંહની આગળ બીજાં જંગલી જાનવર ટકી શકતાં નથી તેવી જ રીતે હું ક્રોધ કરું તો સંસારના સમસ્ત રાજાઓ મળીને પણ મારો મુકાબલો નથી કરી શકતા. સંભવ છે કે કામ બની જાય. અને જો કામ નહિ બને તો પણ નિન્દાથી તો બચી જ જઇશું.

**યુધિષ્ઠિરે કહ્યું**—શ્રી કૃષ્ણ! જો આપને એવું જ ઉચિત જણાતું હોય તો આપ પ્રસન્નતાથી કૌરવોની પાસે જાઓ. આશા છે કે હું આપને અમારા કાર્યમાં સફળ થઈને પાછા ફરેલા જોઇશ. આપ ત્યાં પધારીને કૌરવોને શાન્ત કરો કે જેથી અમે બધા મળીને શાન્તિપૂર્વક રહી શકીએ. આપ અમને જાણો છો અને કૌરવોને પણ ઓળખો છો તથા અમારાં બન્નેનું હિત પણ આપનાથી છૂપું નથી. તે સિવાય વાતચીત કરવામાં પણ આપ ખૂબ કુશળ છો. માટે જેમાં અમારું બધાંનું હિત હોય તે બધી બાબતો આપ દુર્યોધનને કહેશો.

**શ્રીકૃષ્ણ બોલ્યા**—રાજન્! મેં સંજય અને આપની બન્નેની વાત સાંભળી છે, તથા મને કૌરવો તથા આપ—બન્નેના અભિપ્રાય પણ માલુમ છે. આપની બુદ્ધિ ધર્મનો આશ્રય લીધેલી છે અને તેમની બુદ્ધિ શત્રુતામાં ડૂબેલી છે. આપ તો યુદ્ધ કર્યા વિના જ જે મળી જાય તેને જ સારું ગણશો. પરન્તુ મહારાજ! આ ક્ષત્રિય સ્વભાવને યોગ્ય નથી. બધા આશ્રમવાળાઓનું કહેવું છે કે ક્ષત્રિયને ભીખ ન માગવી જોઇએ. તેને માટે તો વિધાતાએ આ જ સનાતન (હંમેશનો) ધર્મ બતાવ્યો છે કે યા તો સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવો યા તો મરી જવું. દીનતા તેને માટે શોભાની વસ્તુ નથી. રાજન્! દીનતાનો આશ્રય લેવાથી ક્ષત્રિયની જીવિકા નથી ચાલી શકતી. માટે આપ પણ પરાક્રમપૂર્વક શત્રુઓનું દમન કરો. ધૃતરાષ્ટ્રના પુત્ર ખૂબ જ લોભી છે. વળી ઘણા દિવસોથી સાથે રહી સ્નેહનો વર્તાવ કરીને તેમણે અનેક રાજાઓને પોતાના મિત્ર બનાવી લીધા છે. આથી તેમની શક્તિ પણ ખૂબ જ વધી ગઇ છે. તેથી તેઓ આપની સાથે સન્ધિ કરી લે એવી કોઇ શક્યતા જણાતી નથી. તે સિવાય તેઓ ભીષ્મ અને કૃપાચાર્ય વગેરેને લીધે પોતાને બળવાન પણ સમજે છે. આથી જ્યાંસુધી આપ તેમની સાથે નરમાશથી વર્તાવ કરશો ત્યાંસુધી તેઓ આપના રાજ્યને હડપ કરી જવાનો જ પ્રયત્ન કરશે. રાજન્! આવા કુટિલ સ્વભાવ અને વર્તનવાળાઓ સાથે આપ મેળમિલાપ કરવાનો પ્રયત્ન ન કરો. તેઓ તો આપે જ નહિ,પરન્તુ સર્વ લોકોએ મારી નાખવા યોગ્ય જ છે.

જે વખતે જુગારનો ખેલ થયો હતો અને પાપી દુ:શાસન અસહાય સમાન રોતી દ્રૌપદીને તેના કેશ પકડીને રાજસભામાં ખેંચી લાવ્યો હતો, તે સમયે ભીષ્મ અને દ્રોણની આગળ પણ તેને વારંવાર ગાય કહીને પોકારી હતી. તે વખતે તમારા મહાપરાક્રમી ભાઈઓને આપે રોકી દીધા હતા. આથી ધર્મપાશથી બંધાઈ જવાને લીધે તેમણે તેનો કંઈ પણ પ્રતીકાર કર્યો નહિ. પરન્તુ દુષ્ટ અને અધમ પુરુષોને તો મારી નાખવા જોઈએ. માટે આપ કોઈ પ્રકારનો વિચાર કર્યા વગર તેઓને મારી જ નાખો. હા, આપ જે પિતાતુલ્ય ધૃતરાષ્ટ્ર અને પિતામહ ભીષ્મ પ્રત્યે નમ્રતાનો ભાવ બતાવી રહ્યા છો તે તો તમારે યોગ્ય જ છે. હવે હું કૌરવોની સભામાં જઈને બધા લોકોની સામે આપના સમગ્ર ગુણોને પ્રકટ કરીશ અને દુર્યોધનના દોષ બતાવીશ. હું તે જ વાત કહીશ કે જે ધર્મ અને અર્થને

અનુકૂળ હશે. સન્ધિને માટે પ્રાર્થના કરવા છતાં પણ આપની નિન્દા નહિ થાય, બધા રાજાઓ ધૃતરાષ્ટ્ર અને કૌરવોની જ નિન્દા કરશે. હું કૌરવોની પાસે જઈને એવી રીતે સન્ધિનો પ્રયત્ન કરીશ કે જેથી આપનું હિત સધાવામાં પણ કોઈ જાતની ત્રુટી ન આવે તથા તેમની દાનતને પણ જાણી લઈશ. મને તો પૂરે-પૂરું એ જ ભાન થાય છે કે શત્રુઓની સાથે આપણો સંગ્રામ જ થશે. કારણ કે મને એવા જ શકુન થઈ રહ્યા છે. માટે આપ સર્વ વીરો એક નિશ્ચય કરીને શસ્ત્ર, યન્ત્ર, કવચ, રથ, હાથી અને ઘોડા તૈયાર કરી લો. તે સિવાય બીજી પણ જે યુદ્ધને ઉપયોગી સામગ્રીઓ હોય તે પણ એકઠી કરી લો. એ નિશ્ચિત માનો કે જ્યાંસુધી દુર્યોધન જીવતો છે ત્યાંસુધી તો તે કોઈ પણ પ્રકારે આપને કાંઈ પણ આપશે નહિ.

## શ્રીકૃષ્ણની સાથે ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ અને સાત્યકિની વાતચીત

**ભીમસેને કહ્યું**—મધુસૂદન ! આપ કૌરવોને એવી જ વાતો કહેશો કે જેથી તેઓ સન્ધિ કરવાને તૈયાર થઈ જાય; તેમને યુદ્ધની વાત સંભળાવીને ભયભીત ન કરશો. દુર્યોધન બહુ જ અસહનશીલ, ક્રોધી, ટુંકી નજરનો, નિષ્ઠુર, બીજાઓની નિન્દા કરનાર અને હિંસાપ્રિય છે. તે મરી જશે પણ પોતાની ટેક છોડશે નહિ. જે પ્રમાણે ગ્રીષ્મ ઋતુ આવતાં વન દાવાનળથી ભસ્મ થઈ જાય છે, તેવી જ રીતે દુર્યોધનના ક્રોધથી એક દિવસ બધા ય ભરતવંશીઓ ભસ્મ થઈ જશે. કેશવ ! કલિ, મુદાવર્ત, જનમેજય, બહુલ, વસુ, અજબિન્દુ, રુષર્દ્ધિક, અર્કજ, ધૌતમૂલક, હયગ્રીવ, વરયુ, બાહુ, પુરુરવા, સહજ, વૃષધ્વજ, ધારણ, વિગાહન અને શમ—આ અઢાર રાજાઓ એવા થયા છે કે જેમણે પોતાના જ સજાતીય, સુહૃદ અને બન્ધુબાન્ધવોનો સંહાર કરી નાખ્યો હતો. આ વખતે હવે કુરુવંશીઓના સંહારનો સમય આવી ગયો છે, તેથી જ કાળની ગતિથી આ કુલાંગાર પાપાત્મા દુર્યોધન ઉત્પન્ન થયો છે. આથી આપ જે કંઇ કહો તે મધુર અને કોમળ વાણીમાં ધર્મ અને અર્થથી યુક્ત તેના હિતની જ વાત કહેશો. સાથે એ પણ ધ્યાન રાખશો કે તે વાત વધુ પડતી તેને અનુકૂળ જ હોય. અમે બધા તો દુર્યોધનના નીચે રહીને ખૂબ નમ્રતાપૂર્વક તેનું અનુસરણ કરવા પણ તૈયાર છીએ. અમારે લીધે ભરતવંશનો નાશ ન થવો જોઈએ. આપ કૌરવોની સભામાં જઈને એવું કહેશો કે જેથી ભાઈઓ—ભાઈઓમાં મેળ બની રહે અને દુર્યોધન પણ શાન્ત થઈ જાય.

**વૈશમ્પાયન કહે છે**—રાજન્ ! ભીમસેનના મુખથી કદી કોઈએ નમ્રતાની વાતો સાંભળી નહોતી. આથી તેનાં આ વચન સાંભળીને શ્રીકૃષ્ણ હસી પડ્યા અને પછી તેને ઉત્તેજિત કરતા આ પ્રમાણે કહેવા લાગ્યા—‘ભીમસેન ! તમે બીજા વખતે તો આ ક્રૂર ધૃતરાષ્ટ્રપુત્રોને



કચરી નાખવાની ઇચ્છાથી યુદ્ધની જ પ્રશંસા કરતા હતા. તથા તમે પોતાના ભાઈઓની વચ્ચે ગદા ઉઠાવીને આ પ્રતિજ્ઞા પણ કરી હતી કે ‘આ હું સત્ય કહી રહ્યો છું; આમાં જરા પણ ફેરફાર નથી થઈ શકતો કે સંગ્રામભૂમિમાં મારી સામે આવતાં આ ગદાથી જ હું તે દ્વેષથી પૂર્ણ દુર્યોધનનો વધ કરી નાખીશ.’ પરન્તુ અત્યારે દેખાય છે કે જેમ યુદ્ધને માટે ઉતાવળા થઈ રહેલા અનેક વીરોનો ઉત્સાહ યુદ્ધનો વખત આવતાં ઢીલો પડી જાય છે તે પ્રમાણે તમે પણ યુદ્ધથી ભય પામવા લાગ્યા છો. આ તો

મહે દુઃખની વાત છે. આ સમયે તો નપુંસકના સમાન તમારામાં પણ કંઈ પુરુષાર્થ દેખાતો નથી. માટે હે ભરતનન્દન! તમે પોતાનું કુળ, જન્મ અને કર્મો પર નજર કરીને ઊભા થઈ જાઓ. વ્યર્થ કોઈ પણ પ્રકારનો ખેદ ન કરો, અને પોતાના ક્ષત્રિયોચિત ધર્મ પર લાગ્યા રહો. તમારા ચિત્તમાં આ વખતે જે બન્ધુ-બાન્ધવોને લીધે યુદ્ધ કરવા ઉપર ગ્લાનિ ઉત્પન્ન થઈ છે તે તમને યોગ્ય નથી, કારણ કે જે ચીજ પુરુષાર્થદ્વારા પ્રાપ્ત ન થતી હોય તેને ક્ષત્રિય કદી પોતાના ઉપયોગમાં લેતો નથી.

ભીમસેને કહ્યું—વાસુદેવ! હું તો કંઈક જુદું જ કહેવા માગું છું પણ આપ બીજી વાત સમજી ગયા. મારું બળ અને પુરુષાર્થ બીજા પુરુષોના પરાક્રમ સાથે સમાન નથી. પોતાના મુખે પોતાની બડાઈ કરવી—એ સત્પુરુષોની દૃષ્ટિએ સારી વસ્તુ નથી. પરન્તુ આપે મારા પુરુષાર્થની નિન્દા કરી છે તેથી મારે મારા બળનું વર્ણન કરવું જ પડશે. આપ લોઢાના મોટા થાંભલાઓ જેવા આ મારા બાહુદણ્ડોને તો જુઓ; આમની વચમાં આવીને જીવતો નીકળી જાય એવો મને કોઈ દેખાતો નથી. જેના પર હું આક્રમણ કરું તેની રક્ષા તો ઇન્દ્ર પણ નથી કરી શકતો. પાંડવો પર અત્યાચાર કરવા માટે તૈયાર થએલા આ યુદ્ધના ઉત્સાહવાળા સમસ્ત ક્ષત્રિયોને હું પૃથ્વી પર પાડીને તેમના પર લાત લગાવીને બેસી જઈશ. મેં જે પ્રકારે રાજાઓને જીતીજીતીને મારે આધીન કર્યા હતા તે શું આપ ભૂલી ગયા છો? જો સમ્પૂર્ણ સંસાર કુપિત થઈને મારા પર તૂટી પડે તો પણ મને ભય નહિ થાય. મેં જે શાન્તિની વાતો કહી તે તો કેવળ મારી સહૃદયતા જ છે. હું દયાને વશ થઈને જ બધા પ્રકારનાં કષ્ટ સહી લઉં છું, અને તેથી જ ચાહું છું કે ભરતવંશીઓનો નાશ ન થાય.

શ્રીકૃષ્ણે કહ્યું—ભીમસેન! મેં પણ તમારો ભાવ જાણવા માટે જ પ્રેમથી તે વાતો કહી છે. મારી બુદ્ધિમાની અથવા ક્રોધને લીધે એવું નથી કહ્યું. હું તમારા પ્રભાવ અને પરાક્રમને સારી રીતે જાણું છું. તેથી તમારો તિરસ્કાર નથી કરી શકતો. હવે કાલે હું ધૃતરાષ્ટ્રની પાસે જઈને આપલોકોના હિતની રક્ષા કરતાં સન્ધિનો પ્રયત્ન કરીશ. જો તેઓ સન્ધિ કરી લેશે તો મને તો ચિરસ્થાયી યશ મળશે, તમારું કામ થઈ જશે અને તેમનો ખૂબ મોટો ઉપકાર થશે. અને જો તેમણે અભિમાનવશાત્ મારી વાત ન માની તો પછી યુદ્ધ જેવું ભયંકર કર્મ કરવું જ પડશે. ભીમસેન! આ યુદ્ધનો બધો ય ભાર તમારા જ ઉપર રહેશે અથવા અર્જુને તેની જવાબદારી લેવી પડશે. તથા બાકીના બધા લોકો તમારી આજ્ઞામાં રહેશે. યુદ્ધ થશે તો હું અર્જુનનો સારથી બનીશ. અર્જુનની પણ એવી જ ઇચ્છા છે. આથી તમે હું યુદ્ધ કરવા નથી ઇચ્છતો એવું ન સમજશો. કારણ કે એથી જ જ્યારે તમે કાયરના જેવી વાત કરી ત્યારે મને તમારા વિચાર પર સન્દેહ થઈ ગયો અને મેં આવી વાતો કહીને તમારા શૌર્યને ઉત્તેજિત કર્યું.

અર્જુન કહેવા લાગ્યો—શ્રીકૃષ્ણ! જે કંઈ કહેવાનું હતું તે તો મહારાજ યુધિષ્ઠિરે કહી દીધું છે. પરન્તુ આપની વાતો સાંભળીને મને તો એવું લાગે છે કે ધૃતરાષ્ટ્રના લોભ અને મોહને લીધે આપને સન્ધિ થવી સહેલી નથી લાગતી. પરન્તુ જો કોઈ કામ બરાબર રીતે કરવામાં આવે છે તો તે સફળ પણ થઈ જાય છે. તેથી આપ એવું કરો કે જેથી શત્રુઓની સાથે સન્ધિ થઈ જ જાય. અથવા આપની જેવી ઇચ્છા હોય તેમ કરો. આપે જે કંઈ વિચારી રાખ્યું હશે તે જ અમને તો માન્ય છે. પરન્તુ જે દુર્યોધન ધર્મરાજાની પાસે લક્ષ્મી જોઈને તેને સહન ન કરી શક્યો અને કપટદ્યૂત જેવા કુટિલ ઉપાયથી તેમની રાજલક્ષ્મી હરી લીધી તે દુષ્ટાત્મા શું તેના પુત્રો, પૌત્રો અને બન્ધુ-બાન્ધવો સહિત મૃત્યુના મુખમાં મોકલવા લાયક નથી? તે પાપીએ જે પ્રકારે સભાની વચ્ચે દ્રૌપદીને અપમાનિત કરીને તેને કલેશ પહોંચાડ્યો હતો તે તો આપને માલુમ જ છે. અમે તો તેને પણ સહન કરી લીધો. પરન્તુ હજુ પણ તે દુર્યોધન પાંડવોની સાથે સારો વર્તાવ કરશે તે વાત મારા મગજમાં બિલકુલ બેસતી નથી. ઊસર જમીનમાં વાવેલાં બીજોને અંકુર ફૂટવાની આશા કરી શકાય છે? માટે આપને જે ઉચિત જણાય અને જેમાં પાંડવોનું હિત હોય તે જ કામ જલદીથી આરમ્ભી દો. તથા અમારે આગળ જે કંઈ કરવાનું હોય તે પણ બતાવી દો.

શ્રીકૃષ્ણે કહ્યું—મહાબાહુ અર્જુન! તમે જે કંઈ કહો છો તે ઠીક જ છે. હું પણ તે જ કરીશ કે જેમાં કૌરવો અને પાંડવોનું હિત હશે. પરન્તુ પ્રારબ્ધને બદલવું એ તો મારા હાથની પણ વાત નથી. દુરાત્મા દુર્યોધન તો ધર્મ અને લોકાચાર બન્નેને તિલાંજલિ આપીને સ્વેચ્છાચારી થઈ ગયો છે. આવાં કર્મોથી તેને

પશ્ચાત્તાપ પણ નથી થતો. વળી તેના સલાહકાર—શકુનિ, કર્ણ અને દુઃશાસન પણ તેની તે પાપમય દુર્બુદ્ધિને વધારતા જ રહે છે. તેથી અર્ધું રાજ્ય આપવાથી તેને ચેન નહિં પડે. તેનો તો પરિવાર સહિત નાશ થયે જ શાન્તિ થશે. અને અર્જુન! તને તો દુર્યોધનનું મન અને મારા વિચારની જાણ તો છે જ. પછી અજાણ્યાની માફક મારી આગળ શંકા કેમ કરી રહ્યો છે? પૃથ્વીનો ભાર ઉતારવા માટે દેવતાઓ પૃથ્વી પર અવતીર્ણ થયા છે. આ દિવ્ય વિધાનને પણ તું જાણે જ છે. તો પછી બતાવ કે સન્ધિ શી રીતે થઈ શકવાની હતી? તે છતાં પણ મારે દરેક રીતે ધર્મરાજાની આજ્ઞાનું પાલન તો કરવાનું જ છે.

હવે નકુળે કહ્યું— માધવ! ધર્મરાજે આપને જે પ્રકારની વાતો કહી છે તે બધી આપે સાંભળી લીધી છે. ભીમસેને સન્ધિને માટે જ કહીને પછી આપને પોતાનું બાહુબળ જણાવ્યું છે, તે પ્રમાણે અર્જુને જે કંઈ કહ્યું છે તે પણ આપ સાંભળી ચૂક્યા છો તથા આપના વિચાર પણ જણાવી દીધા છે. તેથી હે પુરુષોત્તમ! આ બધી વાતોને છોડીને આપ શત્રુનો શો વિચાર છે તે જાણીને જેમ કરવું યોગ્ય લાગે તેમ કરો. શ્રીકૃષ્ણ! વનમાં રહેતી વખતે અમને રાજ્ય મેળવવાનો એટલો ઉત્સાહ ન હતો જેટલો આજે છે. આપ કૌરવોની સભામાં જઈને પહેલાં તો સન્ધિની જ વાતો કરશો, પછી યુદ્ધની ધમકી આપશો અને એવી રીતે વાત કરશો કે જેથી મન્દબુદ્ધિ દુર્યોધન વ્યથિત ન થાય. ભલા, વિચારો તો, એવો કોણ પુરુષ છે જે સંગ્રામભૂમિમાં મહારાજ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, સહદેવ, આપ, બલરામ, સાત્યકિ, વિરાટ, ઉત્તર, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, ચેદિરાજ, ધૃષ્ટકેતુ અને મારી સામે ટકી શકે. આપ કહેશો એટલે વિદુર, ભીષ્મ, દ્રોણ અને બાહ્લીક સમજી શકશે કે કૌરવોનું હિત શામાં છે. અને પછી તેઓ રાજા ધૃતરાષ્ટ્ર અને સલાહકારો સહિત પાપી દુર્યોધનને સમજાવી દેશે.

ત્યારપછી સહદેવે કહ્યું—મહારાજે જે વાત કહી છે તે તો સનાતન ધર્મ જ છે; પરન્તુ આપ એવો પ્રયત્ન કરો કે જેથી યુદ્ધ જ થાય. જો કૌરવો સન્ધિ કરવા ચાહે તો પણ આપ તેમની સાથે યુદ્ધ થાય એવો જ રસ્તો કાઢશો. શ્રીકૃષ્ણ! સભામાં કરેલી દ્રૌપદીની દુર્દશા જોઈને મને દુર્યોધન પર જે ક્રોધ થયો હતો તે તેના પ્રાણ લીધા વિના શી રીતે શાન્ત થશે!

સાત્યકિએ કહ્યું—મહાબાહો! મહામતિ સહદેવે બહુ જ બરાબર કહ્યું છે. તેમનો અને મારો કોપ તો દુર્યોધનનો વધ થયા પછી જ શાન્ત થશે. ખરી રીતે તો વીરવર સહદેવે જે વાત કહી છે તે જ બધા યોદ્ધાઓનો મત છે.

સાત્યકિએ આ પ્રમાણે કહેતાં જ ત્યાં બેઠેલા બધા યોદ્ધાઓ ભયંકર સિંહનાદ કરવા લાગ્યા. યુદ્ધનો ઉત્સાહ-વાળા તે વીરોએ 'ઠીક છે, ઠીક છે' એ પ્રમાણે કહીને સાત્યકિને હર્ષિત કરતાં દરેક પ્રકારે તેના જ મતનું સમર્થન કર્યું.

## ભગવાન શ્રીકૃષ્ણ સાથે દ્રૌપદીની વાતચીત તથા તેમનું હસ્તિનાપુરને માટે પ્રસ્થાન

વૈશંપાયન કહે છે—રાજન્! ત્યારે મહારાજ યુધિષ્ઠિરનાં ધર્મ અને અર્થયુક્ત વચન સાંભળીને દ્રુપદનન્દિની કૃષ્ણા સહદેવ અને સાત્યકિની પ્રશંસા કરતી રોઈ રોઈને આ પ્રમાણે કહેવા લાગી; 'ધર્મજ્ઞ મધુસૂદન! દુર્યોધને જે પ્રમાણે ક્રૂરતાનો આશ્રય લઈને પાંડવોને રાજસુખથી વંચિત કર્યાં હતા તે તો આપને માલુમ જ છે. તથા સંજયને રાજા ધૃતરાષ્ટ્રે એકાન્તમાં પોતાનો જે વિચાર સંભળાવ્યો છે તે પણ આપથી છૂપો નથી. તેથી જો દુર્યોધન અમારો રાજ્યનો ભાગ આપ્યા વગર જ સન્ધિ કરવા ચાહે તો આપ તેને કોઈ રીતે સ્વીકારશો નહિ. આ સંજય વીરો સહિત પાંડવો દુર્યોધનની રણોન્મત્ત સેના સાથે સારી રીતે મુકાબલો કરી શકે છે. સામ અથવા દાન દ્વારા કૌરવો સાથે આપણું કાર્ય સિદ્ધ થઈ શકે એવી કોઈ આશા નથી. તેથી આપ પણ તેમની તરફે કંઈ ઢીલું ન મૂકશો. કારણ કે જેની પાસેથી પોતાની જીવિકાને છોડાવવી હોય એવા, સામ અથવા દાનથી કાબૂમાં ન આવનારા શત્રુ ઉપર તો દણ્ડનો જ પ્રયોગ કરવો જોઈએ. આથી અચ્યુત! આપે પણ પાંડવો અને સંજય વીરોને સાથે લઈ કૌરવોને તુરત જ ભારે દણ્ડ દેવો જોઈએ.

જનાર્દન! શાસ્ત્રનો મત છે કે જો દોષ વધ ન કરવા યોગ્યનો વધ કરવામાં છે તે જ દોષ વધ કરવા યોગ્યનો

વધ ન કરવામાં પણ છે. તેથી આપ પણ એવું કરો કે જેથી આ દોષ આપણને લાગી ન શકે. ભલા, બતાવો તો, મારા સમાન પૃથ્વી પર કઈ સ્ત્રી છે ! હું મહારાજ દ્રુપદની વેદીથી પ્રકટ થએલી અયોનિજ પુત્રી છું, ધૃષ્ટદ્યુમ્નની બહેન છું, આપની પ્રિય સખી છું, મહાત્મા પાણ્ડુની પુત્રવધૂ છું, અને પાંચ ઈન્દ્ર સમાન પાંડવોની પટરાણી છું. આટલી સમ્માનિત હોવા છતાં મને કેશ પકડીને સભામાં લાવવામાં આવી અને પછી ત્યાં પાંડવોના અને આપના જીવતા હોવા છતાં અપમાનિત કરી ! હાય ! પાંડવો, યાદવો અને પાંચાલ વીરોના પ્રાણોમાં પ્રાણ રહેતાં છતાં તે પાપીઓની સભામાં હું દાસીના દશામાં પહોંચી ગઈ. પરન્તુ મને એવી સ્થિતિમાં જોઈને પણ પાંડવોને ન તો ક્રોધ આવ્યો કે ન તો તેમણે ચુંચાં પણ કર્યું. તેથી હું તો એ જ કહું છું કે દુર્યોધન જે એક ક્ષણ પણ જીવે છે તેમાં અર્જુનની ધનુર્ધરતા અને ભીમસેનના બળવાનપણાને ધિક્કાર છે. આથી જો આપ મને આપની કૃપાપાત્ર સમજો છો અને ખરેખરી રીતે આપની મારા પ્રત્યે દયાદ્રષ્ટિ છે, તો આપ ધૃતરાષ્ટ્રના પુત્રો પર પૂરેપૂરો કોપ કરો.'

ત્યારપછી દ્રૌપદી પોતાના કાળાકાળા લાંબા કેશને ડાબા હાથમાં પકડીને શ્રીકૃષ્ણની પાસે આવી અને



નેત્રોમાં આંસુ ભરીને તેમને કહેવા લાગી—'કમળનયન શ્રીકૃષ્ણ ! શત્રુઓ સાથે સન્ધિ કરવાની તો આપની ઇચ્છા છે. પરન્તુ તમારા આ બધા પ્રયત્નમાં આપ દુઃશાસનના હાથોથી ખેંચાએલા આ કેશપાશને યાદ રાખશો. જો ભીમ અને અર્જુન કાયર થઈને આજ સન્ધિને માટે ઉત્સુક છે તો પોતાના મહારથી પુત્રો સહિત મારા વૃદ્ધ પિતા કૌરવો સાથે સંગ્રામ કરશે તથા અભિમન્યુ સહિત મારા પાંચ મહાબળવાન પુત્રો તેમની સાથે ઝુઝશે. જો હું દુઃશાસનના તે કાળા હાથને-કપાઈને ધૂળમાં રગદોળાએલો નહિં જોઉં તો મારી છાતી શી રીતે ઠંડી થશે ? આવા ભડભડતા અગ્નિ જેવા ક્રોધને હૃદયમાં રાખીને વાટ જોતાં મને આજે તેર વર્ષો વીતી ગયાં છે. આજ ભીમસેનની કાયર વાણીથી ઘવાઈને મારું કાળજું ફાટી જાય છે. હાય ! હજુ પણ આ તો ધર્મને જ જોયા કરે છે !' આટલું કહેતામાં વિશાળ નેત્રોવાળી દ્રૌપદીનો કંઠ ભરાઈ આવ્યો. આંખોથી આંસુઓની ઝડી લાગી ગઇ, હોઠ કાંપવા લાગ્યા અને તે ઠૂસકે ઠૂસકે રોવા લાગી.

ત્યારે વિશાળબાહુ શ્રીકૃષ્ણે તેને ધૈર્ય બંધાવતાં કહ્યું- 'કૃષ્ણા ! તું થોડા જ વખતમાં કૌરવોની સ્ત્રીઓને રુદન કરતી દેખીશ. આજ જેમના પર તારો કોપ છે તે શત્રુઓનાં સ્વજનો, સુહૃદો અને સેના વગેરે નષ્ટ થઈ જતાં તેમની સ્ત્રીઓ પણ આ પ્રમાણે રોશે. મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમ, અર્જુન અને નકુળ-સહદેવ સહિત હું પણ એ જ કામ કરીશ. જો ધૃતરાષ્ટ્રપુત્રો કાળને વશ થઇ મારી વાત નહિં સાંભળે તો યુદ્ધમાં માર્યા જઈને કૂતરાં અને શિયાળનું ભોજન બનશે. તું એ નક્કી સમજે કે હિમાલય તેના સ્થાનથી ખસી જાય, પૃથ્વીના ટુકડેટુકડા થઈ જાય, તારાઓથી ભરેલું આકાશ તૂટી પડે, પરન્તુ મારી વાત જુઠી નથી થઈ શકતી. કૃષ્ણા ! તારાં આંસુઓને રોક, હું સત્ય પ્રતિજ્ઞા કરીને કહું છું કે તું તુરત જ શત્રુઓના માર્યા જવાથી તારા પતિઓને ઐશ્વર્યસમ્પન્ન થએલા જોઇશ.'

અર્જુને કહ્યું—શ્રીકૃષ્ણ ! આ સમયે કુરુવંશીઓના આપ જ સૌથી મોટા સુહૃદ છો. આપ બન્ને ય પક્ષના સમ્બન્ધી અને પ્રિય છો. તેથી પાંડવોની સાથે કૌરવોનો મેળ કરાવીને બન્નેમાં સન્ધિ પણ કરાવી શકો છો.

શ્રીકૃષ્ણ બોલ્યા—ત્યાં જઈને હું એવી જ વાતો કરીશ કે જે ધર્મને અનુકૂળ હશે અને જેનાથી આપણું

અને કૌરવોનું-બન્નેનું હિત થાય. અચ્છા, હવે હું રાજા ધૃતરાષ્ટ્રને મળવા માટે જાઉં છું.

વૈશમ્પાયન કહે છે—રાજન્! શ્રીકૃષ્ણચન્દ્રે શરદ્‌ઋતુ પૂરી થયા પછીના કાર્તિક માસમાં રેવતી નક્ષત્રના મૈત્ર મુહૂર્તમાં યાત્રાનો આરંભ કર્યો. તે વખતે તેમણે પોતાની પાસે બેઠેલા સાત્યકિને કહ્યું કે 'તમે મારા રથમાં શંખ, ચક્ર, ગદા, બાણના ભાથા, શક્તિ વગેરે બધાં શસ્ત્રો મૂકી દો. આ પ્રમાણે તેમનો વિચાર જાણીને સેવકો તેમનો રથ તૈયાર કરવા માટે દોડી ગયા, તેમણે નવધવી-ધોવધવીને, શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ઘોડાઓને રથમાં જોડ્યા, તથા તે રથની ધ્વજા ઉપર પક્ષિરાજ ગરુડ વિરાજમાન થયા. ત્યારપછી શ્રીકૃષ્ણ રથ ઉપર ચઢી ગયા તથા સાત્યકિને પણ પોતાની સાથે લઇ લીધો. પછી જ્યાં રથ ચાલ્યો તો તેના ઘરઘરાટથી પૃથ્વી અને આકાશ ગૂંજી ઉઠ્યાં. આ પ્રમાણે તેમણે હસ્તિનાપુર ગમન કર્યું'.

ભગવાન નીકળ્યા તે વખતે કુન્તીપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન નકુળ, સહદેવ, ચેકિતાન, ચેદિરાજ, ધૃષ્ટકેતુ, દ્રુપદ, કાશિરાજ, શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, પુત્રો સહિત રાજા વિરાટ અને કેકયરાજ પણ તેમને વિદાય આપવા ચાલ્યા. તે વખતે મહારાજ યુધિષ્ઠિરે સર્વગુણસમ્પન્ન શ્યામસુન્દરને હૃદયે લગાડીને કહ્યું; 'ગોવિન્દ! અમારી જે અબળા માતાએ અમને બાળપણથી પાળી-પોષીને મોટા કર્યા છે, જે નિરન્તર ઉપવાસ અને તપમાં લાગી રહીને અમારા કુશળપ્રેમનો જ પ્રયત્ન કરતી રહે છે તથા જેને દેવતા, ગુરુજનો અને અતિથિઓના સત્કારમાં બહુ પ્રેમ છે તેને આપ અમારા કુશળ પૂછશો. તેને દરેક વખતે અમારો શોક સતાવ્યા કરે છે, આપ અમારાં નામ લઇને અમારા તરફથી તેને પ્રણામ કહેશો શત્રુદમન શ્રીકૃષ્ણ! શું કોઇ દિવસ એવો સમય આવશે કે અમે આ દુઃખમાંથી છૂટીને અમારી દુઃખી માતાને કંઇ સુખ પહોંચાડી શકીશું? તે સિવાય રાજા ધૃતરાષ્ટ્ર અને અવસ્થાથી વયોવૃદ્ધ રાજાઓને તથા ભીષ્મ, દ્રોણ, કૃપ, બાહ્લીક દ્રોણપુત્ર અશ્વત્થામા, સોમદત્ત તથા બીજા ભરતવંશીઓને અમારાં યથાયોગ્ય અભિવાદન કહેશો, તેમજ કૌરવોના પ્રધાન મંત્રી અગાધબુદ્ધિ ધર્મજ્ઞ વિદુરજીને પણ મારા તરફથી આલિંગન દેશો'. આ પ્રમાણે કહીને મહારાજ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની પરિક્રમા કરી અને તેમની આજ્ઞા લઇ પાછા ફર્યા.



પછી રસ્તામાં આગળ ચાલતાં ચાલતાં અર્જુને કહ્યું; 'ગોવિન્દ! પહેલાં મન્ત્રણાઓ વખતે અમને અર્ધું રાજ્ય આપવાની વાત થઇ હતી, તેને બધા રાજાલોક જાણે છે. હવે દુર્યોધન તેમ કરવાને તૈયાર હોય તોતો બહુ સારી વાત છે, તેને પણ મહાન આપત્તિમાંથી છુટકારો મળી જશે. અને જો તેમ ન કર્યું તો હું અવશ્ય તેના પક્ષના સમસ્ત ક્ષત્રિય વીરોનો નાશ કરી દઇશ. અર્જુનની વાત સાંભળી ભીમસેન પણ બહુ પ્રસન્ન થયો અને તેણે બહુ જોરથી સિંહનાદ કર્યો. તેનાથી ભયભીત થઇને મોટા ધનુર્ધર પણ કંપવા લાગ્યા. આ પ્રમાણે શ્રીકૃષ્ણને પોતાનો નિશ્ચય સંભળાવીને તેમનું આલિંગન કરીને અર્જુન પણ પાછો વળ્યો. એ રીતે બધા રાજાઓ પાછા જતાં શ્રીકૃષ્ણ ખૂબ વેગથી હસ્તિનાપુર તરફ ઉપડી ગયા.

માર્ગમાં શ્રીકૃષ્ણે રસ્તાની બન્ને બાજુએ ઉભા રહેલા અનેક મહર્ષિઓ જોયા. તેઓ બધા બ્રહ્મતેજથી દેદીપ્યમાન હતા. તેમને જોતાં જ તેઓ રથથી ઉતરી પડ્યા અને ખૂબ આદરભાવથી પ્રણામ કરીને કહેવા લાગ્યા; 'કહો, આપ સર્વ લોકોમાં કુશળ છો ને? ધર્મનું બરાબર પાલન થઇ રહ્યું છે? આપ લોક અત્યારે ક્યાં



જઈ રહ્યા છો? આપનું હું કામ કરું? હું આપની શી સેવા કરુ? આપ પૃથ્વીતલ પર શા નિમિત્તે પધાર્યા છો?

ત્યારે શ્રી પરશુરામે શ્રીકૃષ્ણને ગળે લગાવીને કહ્યું– 'યદુપતે! આ સર્વ દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ પ્રાચીન કાળના અનેક દેવતાઓ અને અસુરોને જોઈ ચૂક્યા છે. આ સમયે તેઓ હસ્તિનાપુરમાં એકત્રિત થએલા ક્ષત્રિય રાજાઓને, સભાસદોને અને આપને જોવા માટે જઈ રહ્યા છે. ત્યાંનો બધો સમારોહ જરૂર બહુ જ જોવા લાયક હશે, ત્યાં કૌરવોની રાજસભામાં આપ જે ધર્મ અને અર્થને અનુકૂળ ભાષણ કરશો તે સાંભળવાની અમારી ઇચ્છા છે. તે સભામાં ભીષ્મ, દ્રોણ અને મહામતિ વિદુર જેવા મહાપુરુષો તથા આપ પણ હશો. તે સમયે અમે આપનાં અનેક દિવ્ય વચનો સાંભળવા ઇચ્છીએ છીએ. તે વચનો જરૂર બહુ હિતકર અને યથાર્થ હશે. વીરવર! આપ પધારો, અમે તે સભામાં જ આપનાં દર્શન કરીશું.'

રાજન્! દેવકીનન્દન શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જતાં હતા તે વખતે દશ મહારથીઓ, એક હજાર પાયદળ, એક હજાર ઘોડેસ્વારો, પુષ્કળ ભોજનસામગ્રી અને સેંકડો સેવકો પણ તેમની સાથે હતાં, તેમની નીકળતી વખતે જે શુકન અને અપશુકન થયા તે હું સંભળાવું છું તે વખતે વાદળાં વગર જ બહુ ભારે ગર્જના અને વિજળીના કડાકા થયા તથા વરસાદ થવા લાગ્યો પૂર્વ દિશા તરફ વહેનારી



૭ નદીઓ અવળી વહેવા લાગી, બધી દિશાઓ એવી



અસ્પષ્ટ થઈ ગઈ કે કશું સમજાતું જ ન હતું. પરન્તુ માર્ગમાં જ્યાંજ્યાં શ્રીકૃષ્ણ ચાલતા હતા ત્યાં બહુ સુન્દર સુખપ્રદ વાયુ વાતો હતો અને શકુન પણ સારા થતા હતા. જ્યાંત્યાં હજારો બ્રાહ્મણ તેમની સ્તુતિ કરતા તથા મધુપર્ક અને અનેક માંગલિક દ્રવ્યોથી સત્કાર કરતા હતા. આ પ્રમાણે માર્ગમાં અનેક પશુઓ અને ગામોને જોતા તથા અનેક નગરો અને દેશોમાં થઈ પસાર થતા તેઓ પરમ રમણીય શલિયવન નામના સ્થાનમાં પહોંચ્યા. ત્યાંના નિવાસીઓએ શ્રીકૃષ્ણચન્દ્રનો બહુ જ સત્કાર કર્યો. ત્યારપછી સાયંકાળ વખતે જ્યારે સૂર્ય અસ્ત થઈ રહ્યો હતો ત્યારે તેઓ વૃકસ્થલ નામના ગામમાં પહોંચ્યા. ત્યાં તેઓએ રથથી ઊતરીને નિયમાનુસાર શૌચ વગેરે કર્મ કર્યું અને રથ છોડવાની આજ્ઞા આપીને સન્ધ્યાવન્દન કર્યું. સારથી દારુકે ઘોડા છોડ્યા. પછી ભગવાને ત્યાંના નિવાસીઓને કહ્યું કે અમે રાજા યુધિષ્ઠિરના કામ માટે જઈ રહ્યા છીએ અને આજ રાતમાં અહિં જ રહીશું.' તેમનો એવો વિચાર જાણીને ગ્રામવાસીઓએ તેમનો રહેવાનો પ્રબન્ધ કરી દીધો અને એક ક્ષણમાં જ ખાન-પાનની ઉત્તમ સામગ્રી એકઠી કરી દીધી. પછી તે ગામમાં જે મુખ્યમુખ્ય બ્રાહ્મણો હતા તેમણે આવીને આશીર્વાદ અને માંગલિક શ્લોકો બોલતાં તેમનો વિધિવત્ સત્કાર કર્યો. ત્યારપછી ભગવાને બ્રાહ્મણોને સ્વાદિષ્ટ ભોજન કરાવીને પોતે ભોજન કર્યું અને બધા લોકોની સાથે ખૂબ આનન્દપૂર્વક તે રાત્રિ ત્યાં જ રહ્યા.

---

## હસ્તિનાપુરમાં શ્રીકૃષ્ણના સ્વાગતની તૈયારીઓ અને કૌરવોની સભામાં મન્ત્રણા

**વૈશમ્પાયન કહે છે**—આ બાજુ જ્યારે દૂતોદ્વારા રાજા ધૃતરાષ્ટ્રને ખબર પડી કે શ્રીકૃષ્ણ આવી રહ્યા છે ત્યારે તેમને હર્ષથી રોમાંચ થઈ આવ્યો અને તેમણે ખૂબ આદરથી ભીષ્મ, દ્રોણ, સંજય, વિદુર, દુર્યોધન અને તેના મન્ત્રીઓને કહ્યું; 'સાંભળવામાં આવ્યું છે કે પાંડવોના કામ માટે આપણને મળવા માટે શ્રીકૃષ્ણ આવી રહ્યા છે. તેઓ દરેક રીતે અમારા માનનીય અને પૂજ્ય છે. સંપૂર્ણ લોકવ્યવહાર તેમનામાં રહેલો છે. કારણ કે, તેઓ સમસ્ત પ્રાણીઓના ઇશ્વર છે. તેમનામાં ધૈર્ય, વીર્ય પ્રજ્ઞા અને ઓજ—બધા ગુણ છે. તેઓ સનાતન ધર્મસ્વરૂપ છે, તેથી દરેક પ્રકારે સંમાનને યોગ્ય છે, તેમનો સત્કાર કરનાર જ સુખી થાય છે અને તેમની અવજ્ઞા કરનાર માટે તેઓ દુઃખનું નિમિત્ત બની જાય છે. જો તેઓ આપણા સત્કારથી સન્તુષ્ટ થઈ જશે તો આપણાં સમસ્ત અભીષ્ટ સિદ્ધ થઈ જશે. દુર્યોધન! તું તેમના સ્વાગતસત્કારની આજથી જ તૈયારી કર અને રસ્તામાં દરેક પ્રકારની આવશ્યક સામગ્રીઓથી યુક્ત વિશ્રામ સ્થાન બનાવડાવ. તું એવા ઉપાય કર કે જેથી શ્રીકૃષ્ણ તારા પર પ્રસન્ન થઈ જાય. ભીષ્મજી! આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?'

ત્યારે ભીષ્મ વગેરે દરેક સભાસદોએ રાજા ધૃતરાષ્ટ્રના કથનની પ્રશંસા કરી અને કહ્યું કે 'આપનો વિચાર બહુ જ યોગ્ય છે. સર્વનો અભિપ્રાય જાણીને દુર્યોધને ઠેકાણે-ઠેકાણે વિશ્રામસ્થાન બનાવવાનો પ્રારમ્ભ કર્યો. જ્યારે તેણે દેવતાઓના સ્વાગતને યોગ્ય દરેક પ્રકારની તૈયારી કરાવી દીધી ત્યારે તેણે રાજા ધૃતરાષ્ટ્રને તેની સૂચના આપી. પરન્તુ શ્રીકૃષ્ણે તે વિશ્રામસ્થાનો અને વિવિધ પ્રકારનાં રત્નો તરફ દૃષ્ટિ પણ ન નાખી.

**દુર્યોધને બધી તૈયારી થઇ ગયાની સૂચના આપી ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું**—શ્રીકૃષ્ણ ઉપપ્લવ્યથી આ તરફ આવી રહ્યા છે. આજ તેમણે વૃકસ્થલમાં વિશ્રામ કર્યો છે. કાલ સવારે તેઓ અહિં આવી જશે. તેઓ ખૂબ જ ઉદાર ચરિત્રવાળા, પરાક્રમી અને મહાબળવાન છે. યાદવોનું જે વિસ્તૃત રાજ્ય છે તેનું પાલન અને રક્ષણ કરનારા તેઓ જ છે. વધુ તો શું કહું, તેઓ તો ત્રણે લોકના પિતામહ બ્રહ્માના પણ પિતા છે. તેથી આપણી જે-સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃદ્ધો વગેરે પ્રજા છે તેણે સાક્ષાત્ સૂર્ય સમાન શ્રીકૃષ્ણનાં દર્શન કરવાં જોઇએ. દરેક બાજુએ મોટીમોટી ધ્વજાઓ અને પતાકાઓ બંધાવી દો, તથા તેમને આવવાના રસ્તાને વળાવીને પાણી છંટકાવી દો. જુઓ, દુઃશાસનનું ભવન દુર્યોધનના મહેલ કરતાં પણ સારું છે, તેને તુરત જ સાફ કરાવી સારી રીતે સજાવી દો, તથા જેજે પદાર્થો શ્રીકૃષ્ણને યોગ્ય હોય તેની તેમને ભેટ આપો.

**વિદુરજીએ કહ્યું**—રાજન્! આપ ત્રણે લોકમાં બહુ સમ્માનિત છો અને આ ત્રિલોકમાં બહુ પ્રતિષ્ઠિત અને માનનીય ગણાઓ છો. આ સમયે આપ જે વાતો કહી રહ્યા છો તે શાસ્ત્ર અને ઉત્તમ બુદ્ધિના આધારથી

- જ કહેવી જણાય છે. આથી માલુમ પડે છે કે આપની બુદ્ધિ સ્થિર છે. વયોવૃદ્ધ તો આપ છો જ, પરન્તુ હું આપને એક સાચી વાત ખ[illegible] કહું છું. આપ ધન આપીને અથવા કોઈ બીજા પ્રયત્નદ્વારા શ્રીકૃષ્ણને અર્જુનથી અલગ નહિ કરી શકો. હું શ્રીકૃષ્ણનો મહિમા જાણું છું અને પાંડવો તેમના પર જે દૃઢ અનુરાગ છે તે પણ મારાથી [illegible] નથી. અર્જુન તો તેમને પ્રાણ સમાન પ્રિય છે. તો તે છોડી જ નથી શકતા. તેઓ પાણી અને કુશલપ્રશ્ન સિવાય આપની બીજી કોઈ ચીજ પર આંખ ઊઠાવીને પણ જોશે નહિ. હા, તેમનો અતિથિસત્કાર તો અવશ્ય કરો. આ સમયે શ્રીકૃષ્ણ બન્ને પક્ષના હિતની ઇચ્છાથી જે કામ માટે આવી રહ્યા તેને આપ પૂરૂં કરો. તેઓ તો પાંડવોની સાથે આપની અને દુર્યોધનની સન્ધિ કરાવવા ચાહે છે. તેમની આ વાતને આપ માની લેશો. મહારાજ! આપ પાંડવોના પિતા છો, તેઓ આપના પુત્ર છે. આપ વૃદ્ધ છો, તેઓ આપની સામે બાળક છે. તેઓ આપની સાથે પુત્રોની માફક જ વર્તાવ કરી રહ્યા છે. આપ પણ તેમની સાથે પિતાના જેવો વર્તાવ કરો.

દુર્યોધન બોલ્યો–પિતાજી! વિદુરે જે કંઇ કહ્યું છે તે ઠીક છે. શ્રીકૃષ્ણનો પાંડવો પ્રત્યે બહુ પ્રેમ છે. તે પ્રેમને કોઇ તોડી શકતું નથી, માટે આપ તેમના સત્કારને માટે તેમને જે તરેહ–તરેહની વસ્તુઓ આપવા ચાહો છો તે તેમને કદી ન આપવી જોઇએ.

દુર્યોધનની વાત સાંભળી પિતામહ ભીષ્મે કહ્યું—શ્રીકૃષ્ણે પોતાના મનમાં જે કંઇ કરવાનો નિશ્ચય કરી લીધો હશે તેને કોઈ પણ પ્રકારે કોઇ બદલાવી નહિ શકે. તેથી તેઓ જે કંઇ કહે તે વસ્તુ સંશય-રહિત થઈને કરવી જોઇએ. તમે શ્રીકૃષ્ણ દ્વારા પાંડવો સાથે જલદીથી સંધિ કરી લો. ધર્મપ્રાણ શ્રીકૃષ્ણ જરૂર એવી જ વાત કહેશે કે જે ધર્મ અને અર્થને અનુકૂળ હશે. માટે તમે અને તમારા સબંધીઓએ તેમની સાથે પ્રિય ભાષણ જ કરવું જોઇએ.

દુર્યોધને કહ્યું—પિતામહ! આ રાજલક્ષ્મીને હું પાંડવોને ભાગ આપી દઇને ભોગવું એ વાત મને જ્યાંસુધી મારા શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી મંજુર નથી. મેં જે મહાન કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે તે તો એ છે કે હું તે પાંડવોના પક્ષપાતી કૃષ્ણને કેદ કરી લઉં. તેમને કેદ કરતાં જ, સમસ્ત યાદવો, સમ્પૂર્ણ પૃથ્વી અને પાંડવલોક મારે આધીન થઇ જશે; અને તે કૃષ્ણ કાલ સવારમાં જ અહિં આવી રહ્યા છે. હવે આપ મને આમાં એવી સલાહ આપો કે જેથી આ વાતની કૃષ્ણને ખબર ન પડે અને કોઇ જાતનું આપણને નુકશાન પણ ન થાય.

શ્રીકૃષ્ણ વિષે દુર્યોધનની આ ભયંકર વાત સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર અને તેમના મન્ત્રીઓને ખૂબ આઘાત થયો અને તેઓ વ્યાકુળ થઈ ગયા. પછી તેમણે દુર્યોધનને કહ્યું; 'બેટા! તું મુખમાંથી આવી વાત ન કાઢ. આ તો સનાતન ધર્મની વિરુદ્ધ છે. શ્રીકૃષ્ણ તો દૂત બનીને આવી રહ્યા છે તેમજ તેઓ આપણા સંબંધી અને સુહૃદ છે. તેમણે કૌરવોનું કંઇ બગાડ્યું પણ નથી. તો પછી તેઓ કેદ કરવા યોગ્ય કેવી રીતે હોઈ શકે છે?

ભીષ્મે કહ્યું—જણાય છે કે તમારા આ મન્દમતિ પુત્રને મૃત્યુએ ઘેરી લીધો છે. તેના સુહૃદ અથવા સમ્બન્ધી કોઇ તેને હિતની વાત બતાવે છે તો આ અહિતને જ ગળે લગાડી દે છે. આ પાપી તો કુમાર્ગમાં ચાલે છે, તેની સાથે તમે પણ પોતાના હિતૈષીઓની વાત પર ધ્યાન ન આપીને તેની જ ઇચ્છા પ્રમાણે ચાલવા માગો છો, તમે નથી જાણતા કે આ કુબુદ્ધિ જો



શ્રીકૃષ્ણના સામે તેમનો મુટાબલો કરવા ઊભો રહેશે તો

એક ક્ષણમાં જ પોતાના સર્વ સલાહકારો સહિત નષ્ટ થઈ જશે. આ પાપીએ ધર્મને તો એકદમ તિલાંજલિ જ આપી દીધી છે, તેનું હૃદય ખૂબ જ કઠોર છે. હું તેની આ અનર્થ ભરેલી વાતો બિલકુલ સાંભળી નથી શકતો.

આ પ્રમાણે કહીને પિતામહ ભીષ્મ અત્યન્ત ક્રોધમાં ભરાઈને તે જ સમયે સભામાંથી ઊઠીને ચાલ્યા ગયા.

---

## શ્રીકૃષ્ણનો હસ્તિનાપુરમાં પ્રવેશ તથા રાજા ધૃતરાષ્ટ્ર, વિદુર અને કુન્તીને ત્યાં જવું

**વૈશમ્પાયન** કહે—આ બાજુ વૃકસ્થલમાં શ્રીકૃષ્ણચંદ્ર પ્રાતઃકાળમાં ઊઠીને નિત્યકર્મથી નિવૃત્ત થયા અને પછી બ્રાહ્મણોની આજ્ઞા લઈને હસ્તિનાપુર તરફ ચાલી નીકળ્યા. તેઓ ચાલતાં જે ગ્રામવાસીઓ તેમને વિદાય દેવા ગયા હતા તેઓ તેમની આજ્ઞા લઈને પાછા ફર્યા. હસ્તિનાપુરની પાસે પહોંચતાં દુર્યોધન સિવાય બધા ધૃતરાષ્ટ્રપુત્રો તથા ભીષ્મ, દ્રોણ અને કૃપ વગેરે ઉત્તમ વસ્ત્રો પહેરીને તેમના સ્વાગત માટે ગયા. તે સિવાય અનેક નગરવાસીઓ પણ કૃષ્ણદર્શનની ઇચ્છાથી ચાલીને અને તરેહતરેહની સવારીઓમાં બેસીને ચાલ્યા. રસ્તામાં જ ભીષ્મ, દ્રોણ અને બધા ધૃતરાષ્ટ્રપુત્રો સાથે ભગવાનનો સમાગમ થઈ ગયો, અને તેમનાથી ઘેરાઈને શ્રીકૃષ્ણે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. શ્રીકૃષ્ણના સન્માન માટે આખું નગર ખૂબ સજાવવામાં આવ્યું હતું. રાજમાર્ગમાં અનેક કિંમતી અને જોવા લાયક વસ્તુઓ ઉત્તમ ઢંગથી ગોઠવવામાં આવી હતી. શ્રીકૃષ્ણને જોવાની ઉત્કંઠાને લીધે તે દિવસે કોઈ પણ સ્ત્રી, વૃદ્ધ અથવા બાળક ઘરમાં ટકી ન શક્યું. બધાં લોકો રાજમાર્ગમાં આવીને નમીનમીને શ્રીકૃષ્ણની સ્તુતિ કરી રહ્યા હતા.

શ્રીકૃષ્ણે આ સઘળી ભીડને પાર કરીને મહારાજ ધૃતરાષ્ટ્રના ભવનમાં પ્રવેશ કર્યો. આ મહેલ આસપાસનાં અનેક ભવનો કરતાં સુશોભિત હતું. તેમાં ત્રણ દરવાજાઓ હતા. તેમને વટાવીને શ્રીકૃષ્ણ રાજા ધૃતરાષ્ટ્રની પાસે પહોંચી ગયા. શ્રીયદુનાથના પહોંચતાં જ કુરુરાજ ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ વગેરે બધા સભાસદો સહિત ઊભા થઈ ગયા. તે સમયે કૃપાચાર્ય, સોમદત્ત અને બાહ્લીક પણ પોતાનાં આસનો પરથી ઊભા થઈને શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. શ્રીકૃષ્ણે રાજા ધૃતરાષ્ટ્ર અને પિતામહ ભીષ્મની પાસે જઈને વાણીદ્વારા તેમનો સત્કાર કર્યો; પછી તેઓ ક્રમશઃ બધા રાજાઓને મળ્યા અને ઉંમર અનુસાર બધાનું યથાયોગ્ય સન્માન કર્યું. શ્રીકૃષ્ણને માટે ત્યાં એક સુન્દર સુવર્ણનું આસન રાખવામાં આવ્યું હતું. રાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી તેઓ તેના પર બિરાજી ગયા. મહારાજ ધૃતરાષ્ટ્રે પણ તેમનું વિધિવત્ પૂજન કરીને સત્કાર કર્યો.




ત્યારપછી ધૃતરાષ્ટ્રની રજા લઈને તે વિદુરજીના ભવ્ય ભવનમાં આવ્યા. વિદુરજી દરેક પ્રકારની માંગલિક વસ્તુઓ લઈને તેમની સામા ગયા અને પોતાને ઘેર લાવીને તેમનું પૂજન કર્યું. પછી તેઓ કહેવા લાગ્યા—'કમલનયન! આજ આપનાં દર્શન કરીને મને જે આનંદ થયો છે તે હું આપને કેવી રીતે કહું; આપ તો સમસ્ત દેહધારીઓના અન્તરાત્મા જ છો.' અતિથિસત્કાર થઈ જતાં ધર્મજ્ઞ વિદુરે પાંડવોનું કુશળ પૂછ્યું. વિદુર પાંડવોના પ્રેમી અને ધર્મ અને અર્થમાં તત્પર




રહેનારા હતા. ક્રોધ તો તેમને કદી સ્પર્શ પણ કરતો ન હતો. આથી શ્રીકૃષ્ણે પાંડવો જે કરવા ચાહતા હતા તે બધું વિસ્તારથી તેમને સંભળાવી દીધું.

ત્યારબાદ બપોર પછી ભગવાન કૃષ્ણ પોતાની ફોઇ કુન્તીની પાસે ગયા. શ્રીકૃષ્ણને આવેલા જોઈ તે તેમના ગળે વળગી પડયાં અને પુત્રોને યાદ કરીને રોવા લાગ્યાં. આજ પાંડવોના સખા શ્રીકૃષ્ણને પણ તેમણે ઘણા દિવસે જોયા હતા. આથી તેમને જોઇને કુન્તીની આંખોમાં આંસુની ઝડી લાગી ગઈ. સત્કાર કર્યા પછી જયારે શ્રીકૃષ્ણ બેઠા તો તેણે ગદ્ગદ્કણ્ઠ થઈને કહ્યું; 'માધવ! મારા પુત્રો બાળપણથી જ ગુરુજનોની સેવા કરનારા હતા. તેમને પરસ્પર ખૂબ સ્નેહ હતો. બીજા લોકો તેમનો આદર કરતા હતા અને તેઓ પણ સર્વ પ્રત્યે સમાન ભાવ રાખતા હતા. પરન્તુ આ કૌરવોએ કપટપૂર્વક તેમનું રાજ્ય છિનવી લીધું અને અનેક મનુષ્યોની વચ્ચે રહેવાને યોગ્ય હોવા છતાં તેઓ નિર્જન વનમાં ભટકતા રહ્યા. તેઓ હર્ષ–શોકને વશમાં કરી ચૂકયા હતા, બ્રાહ્મણોની સેવા કરતા હતા અને સર્વદા સત્ય બોલતા હતા, તેથી તેમણે તે જ વખતે રાજ્ય અને ભોગો ઉપરથી મન ઊઠાવી લીધું અને મને રોતી છોડીને વનમાં ચાલી નીકળ્યા, ભાઈ! તેઓ વનમાં ગયા છે ત્યારના મારા હૃદયને તો પોતાની સાથે જ લઇ ગયા છે હવે તો હું બિલકુલ હૃદયહીન છું. જે ખૂબ જ લજ્જાવાન, સત્યનો ભરોસો રાખનાર, જિતેન્દ્રિય, પ્રાણીઓ પર દયા કરનાર, શીલ અને સદાચારથી યુક્ત, ધર્મજ્ઞ, સર્વગુણ-સમ્પન્ન અને ત્રણે લોકના રાજા બનવાને યોગ્ય છે, તે સમસ્ત કુરુવંશીઓમાં શ્રેષ્ઠ અજાતશત્રુ યુધિષ્ઠિર આ વખતે કેમ છે? જેનામાં દશ હજાર હાથીઓનું બળ છે, જે વાયુ સમાન વેગવાળો છે, પોતાના ભાઇઓનું નિત્ય પ્રિય કરવાને લીધે જે તેમને ખૂબ વહાલો છે, જેણે ભાઈઓ સહિત કીચક, બક, હિડિમ્બ તથા ક્રોધવશ નામના અસુરોને વાતની વાતમાં મારી નાખ્યા હતા, આથી જે પરાક્રમમાં ઇન્દ્ર અને ક્રોધમાં સાક્ષાત શંકર સમાન છે તે મહારથી ભીમના અત્યારે કેવા હાલ છે? જે તેજમાં સૂર્ય સમાન; સંયમમાં મહર્ષિ, ક્ષમામાં પૃથ્વી અને પરાક્રમમાં ઇન્દ્ર સમાન છે તથા સમસ્ત પ્રાણીઓને જીતનાર તથા પોતે કોઇથી ન જીતાનાર છે, તે તમારો ભાઈ અને સખા અર્જુન આ સમયે કેમ છે? સહદેવ પણ ખૂબ જ દયાળુ, લજ્જાળુ, અસ્ત્રશસ્ત્રોનો જ્ઞાતા, મૃદુ સ્વભાવનો, ધર્મજ્ઞ અને મને અત્યન્ત પ્રિય છે, તે ધર્મ અને અર્થમાં કુશળ અને પોતાના ભાઈઓની સેવામાં તત્પર રહે છે. આ વખતે તેની શી દશા છે? નકુળ પણ બહુ સુકુમાર, શૂરવીર અને રૂપવાન યુવક છે. પોતાના ભાઇઓને તો તે પ્રાણ સમાન જ છે. તે અનેક પ્રકારનાં યુદ્ધ કરવામાં કુશળ છે, તથા મહાન ધનુર્ધર અને પરાક્રમી છે. કૃષ્ણ! આ વખતે તે કુશળ તો છે ને? પુત્રવધૂ દ્રૌપદી તો બધા ગુણોથી સમ્પન્ન, પરમ રૂપવતી અને સારા કુળની બેટી છે. મને તે મારા બધા પુત્રો કરતાં પણ પ્રિય છે, તે સત્યવાદી અને પોતાના પ્યારા પુત્રોને પણ છોડીને વનમાં પોતાના પતિઓની સેવા કરે છે. આ વખતે તેના શા હાલ છે?

કૃષ્ણ! મારી દષ્ટિમાં કૌરવો અને પાંડવોમાં કદી ભેદભાવ નથી રહ્યો. તે જ સત્યના પ્રભાવથી હવે હું શત્રુઓનો નાશ થતાં પાંડવો સહિત તમને રાજ્યસુખ ભોગવતાં દેખીશ. પરન્તપ! જે સમયે અર્જુનનો જન્મ થયો તે વખતે રાત્રિમાં મને જે આકાશવાણી સંભળાઈ હતી કે 'આ તમારો પુત્ર આખી પૃથ્વીને જીતશે, તેનો યશ સ્વર્ગ સુધી ફેલાઇ જશે, તે મહાયુદ્ધમાં કૌરવોને મારીને તેમનું રાજ્ય પ્રાપ્ત કરી લેશે, અને પછી પોતાના

ભાઇઓ સહિત અશ્વમેધ યજ્ઞ કરશો.' તેને અર્જુનને હું દોષ નથી દેતી, હું તે સર્વથી મહાન્ નારાયણસ્વરૂપ ધર્મને જ નમસ્કાર કરું છું. તે જ સંપૂર્ણ જગતનો વિધાતા છે અને તે જ સમ્પૂર્ણ પ્રજાનો ધારણ કરનાર છે. જો ધર્મ સાચો છે, તો તમે પણ તે સમયે દેવવાણીએ જે કહ્યું હતું તે બધું કામ પૂરું કરી લેશો.

"માધવ તમે ધર્મપ્રાણ યુધિષ્ઠિરને કહેશો કે તમારા ધર્મની ખૂબ હાનિ થઇ રહી છે. બેટા! જે બીજાઓનો આશ્રિત થઇને જીવનનિર્વાહ કરે તેને તો ધિક્કાર છે. દીનતાથી પ્રાપ્ત થએલી જીવિકા કરતાં તો મરી જવું તે સારું છે.' તમે અર્જુન અને ઉદ્યોગશીલ ભીમને કહેશો કે 'ક્ષત્રિયાણીઓ જે કામને માટે પુત્ર ઉત્પન્ન કરે છે તે કરવાનો સમય આવી ગયો છે. આવો અવસર આવવા છતાં પણ જો તમે યુદ્ધ નહિ કરો તો તમે આને વ્યર્થ જ ખોઇ નાખશો. તમે બધા લોકોમાં સમ્માનિત છો. છતાં પણ જો તમે દીનતા સ્વીકારશો તો ફરી કદી હું તમારું મોંઢું જોઇશ નહિ. અરે! સમય આવે તો પોતાના પ્રાણોનો પણ લોભ ન કરશો.' માદ્રીના પુત્ર નકુળ-સહદેવ ક્ષત્રિયધર્મ પર લાગી રહેનારા છે. તેમને કહેશો કે પોતાના પ્રાણોને હોડમાં મૂકીને પણ પોતાના પરાક્રમથી પ્રાપ્ત થએલા ભોગની જ ઇચ્છા કરવી. કારણ કે જે મનુષ્ય ક્ષાત્રધર્મ અનુસાર પોતાનું જીવન વ્યતીત કરે છે તેના મનને પરાક્રમથી પ્રાપ્ત કરેલા ભોગો જ સુખ પહોંચાડી શકે છે.'

"શત્રુઓએ રાજ્ય છીનવી લીધું તે કોઇ દુઃખની વાત નથી; જુગારમાં હાર્યા તે પણ દુઃખનું કારણ નથી; મારા પુત્રોને વનમાં રહેવું પડ્યું તેનું પણ મને દુઃખ નથી; પરન્તુ મારી જુવાન પુત્રવધૂને કે જે કેવળ એક જ વસ્ત્ર પહેરેલી હતી તેને પકડીને સભામાં લાવવામાં આવી અને તેને એ પાપીઓનાં કઠોર વચન સાંભળવાં પડ્યાં તેનાથી વધુ દુઃખની વાત બીજી કઇ હોઇ શકે. હાય! તે માસિક ધર્મમાં (રજસ્વલા) હતી; પરન્તુ પોતાના વીર પતિઓની હાજરીમાં પણ તે ક્ષત્રિયાણી અનાથ જેવી થઇ ગઇ. પુરુષોત્તમ! હું પુત્રવતી છું. તે સિવાય મને તમારો, બલરામનો અને પ્રદ્યુમ્નનો પણ પૂરેપૂરો આશ્રય છે. છતાં પણ હું આવાં દુઃખો ભોગવી રહી છું. હાય! દુર્ધર્ષ પરાક્રમી ભીમ અને યુદ્ધથી પીઠ ન બતાવનાર અર્જુનના રહેતાં પણ મારી આ દશા!"

કુન્તી પુત્રોના દુઃખથી અત્યન્ત વ્યાકુળ થઇ ગયાં હતાં. તેમની આવી વાતો સાંભળી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા—'ફોઇ! તમારા સમાન સૌભાગ્યવતી સ્ત્રી બીજી કોણ હશે? તમે રાજા શૂરસેનનાં પુત્રી છો અને મહારાજ અજમીઢના વંશમાં તમારો વિવાહ થએલો છે! તમે દરેક પ્રકારના શુભ ગુણોથી સમ્પન્ન છો અને પોતાના પતિદેવથી પણ તમે ખૂબ સમ્માન પ્રાપ્ત કર્યું હતું. તમે વીરમાતા અને વીરપત્ની છો. તમારા જેવી મહિલાઓ જ દરેક પ્રકારનાં સુખદુઃખો સહી શકે છે. પાંડવલોક નિદ્રા-તન્દ્રા, ક્રોધ-હર્ષ, ભૂખ-તરસ આ સર્વને જીતીને વીરોચિત આનન્દ ભોગવી રહ્યા છે. તેમણે અને દ્રૌપદીએ આપને પ્રણામ કહાવ્યા છે, અને પોતાના કુશળસમાચાર જણાવ્યા છે તથા તમારું કુશળ પૂછ્યું છે. હવે તમે થોડા જ વખતમાં પાંડવોને નીરોગ અને સફળમનોરથ જોશો. તેમના બધા શત્રુઓ માર્યા જશે, અને તેઓ સમ્પૂર્ણ લોકોના અધિપતિ થઇને રાજલક્ષ્મીથી સુશોભિત થશે.'

શ્રીકૃષ્ણે આ પ્રમાણે ધૈર્ય બંધાવવાથી કુન્તીએ પોતાના અજ્ઞાનનો મોહ દૂર કરીને કહ્યું—'કૃષ્ણ! પાંડવોના હિતને માટે આપ જે જે કામ કરવાના હો તે એવી રીતે કરશો કે જેથી ધર્મનો લોપ ન થાય અને કપટનો આશ્રય ન લેવો પડે. હું તમારું સત્ય અને કુળનો પ્રભાવ સારી રીતે જાણું છું. પોતાના મિત્રોનું કામ કરવામાં તમે જે બુદ્ધિ અને પરાક્રમથી કામ લો છો તે પણ મારાથી છૂપું નથી. અમારા કુળમાં તમે મૂર્તિમાન ધર્મ, સત્ય અને તપ જ છો. તમે સર્વના રક્ષા કરનારા છો, તમે જ પરબ્રહ્મ છો અને તમારામાં જ આ સમ્પૂર્ણ પ્રપંચ રહેલો છે. તમે જે પ્રમાણે કહી રહ્યા છો તે જ પ્રમાણે તમારી વાત સત્ય થઇને રહેશે.

ત્યારપછી મહાબાહુ શ્રીકૃષ્ણ કુન્તીની આજ્ઞા લઇને તેમની પ્રદક્ષિણા કરીને દુર્યોધનના મહેલ તરફ ગયા.

# રાજા દુર્યોધનનું નિમન્ત્રણ છોડીને ભગવાનનું વિદુરજીને ત્યાં ભોજન તથા તેમની સાથે વાતચીત

**વૈશમ્પાયન** કહે છે—રાજન્ ! શ્રીકૃષ્ણના પહોંચતાં જ દુર્યોધન પોતાના મન્ત્રીઓ સહિત આસન ઉપરથી ઊભો થઇ ગયો. ભગવાન દુર્યોધન અને તેના મન્ત્રીઓને મળીને પછી ત્યાં એકઠા થએલા બધા રાજાઓને યથાયોગ્ય મળ્યા. ત્યારપછી તે અત્યન્ત સ્વચ્છ સુવર્ણના




પલંગ પર બેસી ગયા. સ્વાગત—સત્કાર પછી રાજા દુર્યોધને ભોજનને માટે પ્રાર્થના કરી. પરન્તુ શ્રીકૃષ્ણે તેનો સ્વીકાર ન કર્યો. ત્યારે દુર્યોધને શ્રીકૃષ્ણને શરૂઆતમાં મધુર પરન્તુ પરિણામમાં શઠતાથી ભરેલા શબ્દોમાં કહ્યું; 'જનાર્દન ! અમે આપને જે સારાસારા ખાવા-પીવાના પદાર્થો, વસ્ત્રો અને શય્યાઓ ભેટ કરી રહ્યા છીએ તેનો આપ સ્વીકાર કેમ નથી કરતા ? આપે તો બન્ને પક્ષને સહાયતા આપી છે અને આપ હિત પણ બન્નેનું જ કરવા ચાહો છો. તે સિવાય આપ મહારાજ ધૃતરાષ્ટ્રના સમ્બન્ધી અને પ્રિય પણ છો. ધર્મ અને અર્થનું રહસ્ય પણ આપ સારી રીતે જાણો જ છો. આથી આનું શું કારણ છે તે હું સાંભળવા ચાહું છું.'

દુર્યોધને આ પ્રમાણે પૂછતાં મહામના મધુસૂદને પોતાનો વિશાળ બાહુ ઊંચાચીને મેઘના સમાન ગંભીર વાણીથી કહ્યું: 'રાજન્ ! એવો નિયમ છે કે દૂત પોતાનો ઉદ્દેશ પૂરો થઇ ગયા પછી જ ભોજન વગેરે ગ્રહણ કરે છે. આથી જ્યારે મારું કામ પૂરું થઇ જાય ત્યારે તમે પણ મારો અને મારા મન્ત્રીઓનો સત્કાર કરજો. હું કામ, ક્રોધ, દ્વેષ, સ્વાર્થ, કપટ અથવા લોભમાં પડીને ધર્મને કોઈ રીતે છોડી નથી શકતો. ભોજન કાં તો પ્રેમવશ કરવામાં આવે છે અથવા તો આપત્તિમાં પડવાથી કરવામાં આવે છે. તેથી, તમારો મારા પ્રત્યે પ્રેમ છે નાહ અને હું આપત્તિમાં આવી પડ્યો નથી. જુઓ, પાંડવો તો તમારા ભાઇઓ જ છે, તેઓ સદા પોતાના સ્નેહીઓને અનુકૂળ રહે છે અને તેમનામાં બધા ગુણો વિદ્યમાન છે. છતાં પણ તમે વિના કારણ તેમની સાથે જન્મથી જ દ્વેષ કરો છો. તેમની સાથે દ્વેષ કરવો ઠીક નથી. તેઓ તો સર્વદા પોતાના ધર્મમાં રહે છે. તેમની સાથે જે દ્વેષ કરે છે તે તો મારી સાથે પણ દ્વેષ જ કરે છે, અને જે તેમને અનુકૂળ છે તે મારે પણ અનુકૂળ છે. ધર્માત્મા પાંડવોની સાથે તમે મને એકરૂપ થએલો જ સમજો. જે પુરુષ કામ અને ક્રોધનો ગુલામ છે તથા મૂર્ખતાવશ ગુણવાનોથી વિરોધ અને દ્વેષ કરે છે તેને જ અધમ કહે છે. તમારા આ સમ્પૂર્ણ અન્નનો સમ્બન્ધ દુષ્ટ પુરુષો સાથે છે, તેથી તે ખાવાયોગ્ય નથી. મારો તો એવો જ વિચાર છે કે મારે કેવળ વિદુરજીનું અન્ન ખાવું જોઈએ.

દુર્યોધનને આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ તેના મહેલથી નીકળી વિદુરજીને ઘેર આવી ગયા. વિદુરને ઘેર જ તેમને મળવા માટે ભીષ્મ, દ્રોણ, કૃપ, બાહ્લીક તથા બીજા કેટલાક કુરુવંશીઓ આવ્યા. તેમણે કહ્યું—'વાર્ષ્ણેય ! અમે આપને ઉત્તમ-ઉત્તમ પદાર્થોથી પૂર્ણ અનેક ભવનો સમર્પિત કરીએ છીએ, ત્યાં આવીને આપ વિશ્રામ કરો.' તેમને શ્રી મધુસૂદને કહ્યું; 'આપ સર્વે પધારો, આપ મારો દરેક પ્રકારે સત્કાર કરી ચૂક્યા.' કૌરવોના ગયા પછી વિદુરે ખૂબ ઉત્સાહથી શ્રીકૃષ્ણનું પૂજન કર્યું. પછી તેમને તેમણે અનેક પ્રકારના ઉત્તમ ગુણયુક્ત ખાવા-પીવાના પદાર્થો અર્પણ કર્યા. તે પદાર્થોથી શ્રીકૃષ્ણે

પહેલાં બ્રાહ્મણોને તૃપ્ત કર્યા, અને પછી પોતાના સેવકો સાથે બેસીને પોતે ભોજન કર્યું.



જ્યારે ભોજન બાદ ભગવાન વિશ્રામ કરવા લાગ્યા ત્યારે રાત્રિને વખતે વિદુરે તેમને કહ્યું; 'કેશવ! આપ અહિં હસ્તિનાપુર આવ્યા તે આપે ઠીક નથી કર્યું. મન્દબુદ્ધિ દુર્યોધન ધર્મ અને અર્થ બન્નેને છોડીને બેઠો છે. તે ક્રોધી અને ગુરુજનોની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર છે. ધર્મશાસ્ત્રને તો તે કંઇ સમજતો જ નથી. પોતાની જ હઠ પકડી રાખે છે. તેને કોઈ પણ રીતે સન્માર્ગમાં લઈ જવો અસંભવિત છે. તે વિષયોનો પ્રેમી, પોતાને ખૂબ બુદ્ધિમાન માનનાર, મિત્રોથી દ્વેષ કરનાર, સર્વને શંકાની નજરે જોનાર, કૃતઘ્ન અને બુદ્ધિહીન છે. તે સિવાય તેનામાં બીજા પણ અનેક દોષ છે. આપ તેને હિતની વાત કહેશો તો પણ ક્રોધવશ તે કંઈ જ સાંભળશે નહિ. ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા અને જયદ્રથને લીધે તેને આ રાજ્યને પોતે જ હડપ કરી લેવાનો પૂરો ભરોસો છે. તેથી તેને સન્ધિ કરવાનો તો વિચાર જ નથી થતો. તેને તો પૂરો વિશ્વાસ છે કે એકલો કર્ણ જ મારા સમસ્ત શત્રુઓને જીતી લેશે. તેથી તે સન્ધિ નહિ કરે, આપ તો સન્ધિનો પ્રયત્ન કરી રહ્યા છો પરન્તુ ધૃતરાષ્ટ્રના પુત્રોએ તો પ્રતિજ્ઞા કરી છે કે 'અમે પાંડવોને તેમનો ભાગ કદી પણ નહિ આપીએ.' જ્યારે તેમનો આવો જ વિચાર છે તો તેમને કંઈ પણ કહેવું તે વ્યર્થ જ છે. મધુસૂદન! જ્યાં સારી અને ખરાબ બન્ને પ્રકારની વાતનો વિવેક થતો નથી ત્યાં બુદ્ધિમાન પુરુષે કંઇ પણ ન કહેવું જોઇએ. ત્યાં કોઈ હિતવાર્તા કહેવી એ તો બહેરાઓની આગળ સંગીતના આલાપ સંભળાવવા બરાબર છે.

"શ્રીકૃષ્ણ! પહેલાં જે રાજાઓએ આપની સાથે વેર બાંધ્યું હતું તે બધાએ હવે આપના ભયથી દુર્યોધનનો આશ્રય લીધો છે. તે બધા યોદ્ધાઓ દુર્યોધનની સાથે મેળ કરીને પોતાના પ્રાણો સુદ્ધાં છોડવા તૈયાર છે. માટે આપ તે બધાંની વચ્ચે જાઓ—એ વાત મને સારી નથી લાગતી. જો કે દેવતાઓ પણ આપની સામે ટકી નથી શકતા અને હું આપનો પ્રભાવ, બળ અને બુદ્ધિને સારી રીતે જાણું છું, તો પણ આપના પ્રત્યે પ્રેમ અને સૌહાર્દનો ભાવ હોવાથી હું આપને આ પ્રમાણે કહી રહ્યો છું. કમલનયન! આપનાં દર્શન કરીને આજ મને જે પ્રસન્નતા થઈ છે તેને હું કેવી રીતે કહી શકું? આપ તો સમસ્ત દેહધારીઓના અન્તરાત્મા છો; આપથી છૂપું શું છે!"

શ્રીકૃષ્ણે કહ્યું—વિદુરજી! એક મહાન બુદ્ધિમાને જેવી વાત કહેવી જોઇએ અને મારા જેવા પ્રેમપાત્રને આપે જે કંઇ કહેવું જોઇએ, તથા આપના મુખથી જેવું ધર્મ અને અર્થ યુક્ત સત્ય વચન નીકળવું જોઇએ તેવી જ વાત આપે માતા-પિતાની પેઠે સ્નેહથી કહી છે. હું દુર્યોધનની દુષ્ટતા અને ક્ષત્રિય વીરોનો વેરભાવ વગેરે બધું જાણીને જ આજ કૌરવોની પાસે આવ્યો છું. મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે ધર્મથી જે કાર્ય પ્રાપ્ત થાય તેને કરવું. યથાશક્તિ પ્રયત્ન કરવા છતાં પણ જો તે તેને પૂરું કરી ન શકે તો પણ તેને તેનું પુણ્ય તો અવશ્ય મળશે જ—એમાં મને સન્દેહ નથી. દુર્યોધન અને તેના મન્ત્રીઓએ પણ મારી શુભ અને હિતકારી તેમ જ ધર્મ અને અર્થને અનુકૂળ વાત માનવી જ જોઇએ. હું તો નિષ્કપટભાવથી કૌરવો, પાંડવો અને પૃથ્વીતલના સમસ્ત ક્ષત્રિયોના હિતનો જ પ્રયત્ન કરીશ. આ પ્રમાણે હિતનો પ્રયત્ન કરવા છતાં પણ જો દુર્યોધન મારી વાતમાં શંકા કરશે તો પણ મારું ચિત્ત તો પ્રસન્ન જ થશે અને હું મારા કર્તવ્યના

ઋણથી મુક્ત પણ થઇ જઇશ. 'શ્રીકૃષ્ણ સન્ધિ કરાવી શકતા હતા તો પણ તેમણે ક્રોધના આવેશમાં આવેલા કૌરવ-પાંડવોને ન રોક્યા' એવી વાત મૂઢ અધર્મીઓ ન કહે એટલા માટે જ હું અહીં સન્ધિ કરાવવા માટે આવ્યો છું. દુર્યોધને જો મારી ધર્મ અને અર્થને અનુકૂળ હિતકર વાત સાંભળીને પણ તેના પર ધ્યાન ન આપ્યું તો તે પોતાની કરણીનું ફળ ભોગવશે.

ત્યારપછી યદુકુળભૂષણ શ્રીકૃષ્ણ પલંગ પર પોઢી ગયા. તે આખી રાત શ્રીકૃષ્ણ અને મહાત્મા વિદુરને વાત કરતાંકરતાં વીતી ગઈ.

---

## શ્રીકૃષ્ણનું કૌરવોની સભામાં આવવું તથા સર્વને પાંડવોનો સન્દેશ સંભળાવવું

**વૈશમ્પાયન કહે છે**—સવારમાં ઊઠીને શ્રીકૃષ્ણે સ્નાન, જપ અને હોમથી નિવૃત્ત થઈ ઊગી રહેલા સૂર્યનું ઉપસ્થાન કર્યું, અને પછી વસ્ત્રો અને આભૂષણો ધારણ કર્યાં. તે જ સમયે રાજા દુર્યોધન અને સુબલના પુત્ર શકુનિએ તેમની પાસે આવીને કહ્યું–' મહારાજ ! ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મ વગેરે બધા કૌરવમહાનુભાવો સભામાં આવી ગયા છે અને આપના આવવાની વાટ જોઇ રહ્યા છે.' ત્યારે શ્રીકૃષ્ણે ખૂબ મધુર વાણીમાં તે બન્નેને અભિનન્દન આપ્યું. ત્યારપછી સારથીએ આવી શ્રીકૃષ્ણના ચરણોમાં પ્રણામ કર્યા. અને તેમનો ઉત્તમ ઘોડા જોડેલો શ્વેત રથ લાવીને ઊભો રાખ્યો. શ્રીયદુનાથ તે રથ પર સવાર થયા. તે વખતે કૌરવવીરો તેમને ચારે બાજુએ વીંટળાઈને ચાલ્યા. ભગવાનની પાછળ તેમના રથમાં જ સમસ્ત ધર્મોના જાણનાર વિદુરજી પણ બેસી ગયા; તથા દુર્યોધન અને શકુનિ એક બીજા રથમાં બેસીને તેમની પાછળ-પાછળ ચાલ્યા. થોડી વારમાં ભગવાનનો રથ રાજસભાના દ્વાર પર આવી ગયો અને તેઓ ઊતરીને અંદર સભામાં ગયા. જે વખતે શ્રીકૃષ્ણ વિદુર અને સાત્યકિનો હાથ પકડીને સભામાં પધાર્યા તે વખતે તેમની કાન્તિએ સમસ્ત કૌરવોને નિસ્તેજ કરી દીધા. તેમની આગળ-આગળ દુર્યોધન તથા કર્ણ અને પાછળ કૃતવર્મા અને વૃષ્ણિવંશી વીરો ચાલી રહ્યા હતા. શ્રીકૃષ્ણ સભામાં પહોંચતાં તેમનું સન્માન કરવા માટે રાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ, દ્રોણ વગેરે બધા લોકો પોતપોતાનાં સ્થાનો પર





ઊભા થઇ ગયા. શ્રીકૃષ્ણને માટે રાજસભામાં મહારાજ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી સર્વતોભદ્ર નામનું સુવર્ણમય સિંહાસન રાખવામાં આવ્યું હતું. તેના પર બેસીને શ્રીશ્યામસુન્દર મન્દ હાસ્ય કરતા રાજા ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ તથા બીજા રાજાઓ સાથે વાતચીત કરવા લાગ્યા. સમસ્ત કૌરવો અને આવેલા રાજાઓએ સભામાં પધારેલા શ્રીકૃષ્ણનું પૂજન કર્યું.

આ વખતે શ્રીકૃષ્ણે સભાની અંદર અન્તરિક્ષમાં નારદ વગેરે ઋષિઓને ઊભેલા જોયા. ત્યારે તેમણે ધીમેથી શાન્તનુનન્દન ભીષ્મને કહ્યું; 'આ રાજસભાને જોવા માટે ઋષિલોક આવેલા છે. તેમનાં આસનો વગેરે મૂકીને ખૂબ સત્કારથી તેમનુ આવાહન કરો. તેમના બેઠા વિના અહિં કોઈ પણ બેસી નહિ શકે. આ શુદ્ધચિત્ત મુનિઓની સત્વર પૂજા કરો.' એટલામાં જ મુનિઓને સભાના દ્વાર પર આવેલા જોઇને ભીષ્મે ખૂબ શીઘ્રતાથી સેવકોને આસન લાવવાની આજ્ઞા કરી. તેઓ તુરત જ ખૂબ આસનો લઈ આવ્યા. જ્યારે ઋષિઓએ આસનો પર બેસીને અર્ઘ્ય વગેરે ગ્રહણ કર્યાં. ત્યારે શ્રીકૃષ્ણ તથા બધા રાજાઓ પોતપોતાનાં આસનો પર બેસી ગયા, મહામતિ વિદુરજી શ્રીકૃષ્ણના સિંહાસનની પાસેના એક શ્વેત મૃગચર્મ પાથરેલા મણિમય આસન પર બેઠા. રાજાઓને શ્રીકૃષ્ણનું ઘણા દિવસે દર્શન થયું હતું આથી જેમ અમૃત પીતાંપીતાં તૃપ્તિ થતી નથી તેમ તેઓ શ્રીકૃષ્ણને જોતાંજોતાં ધરાતા ન હતા. તે સભામાં સર્વનું મન શ્રીકૃષ્ણમાં લાગ્યું હતું. તેથી કોઇના પણ મુખથી કાંઇ વાત નીકળતી ન હતી.

જ્યારે સભામાં બધા રાજાઓ મૌન થઇને બેસી ગયા તો શ્રીકૃષ્ણે મહારાજ ધૃતરાષ્ટ્ર તરફ જોતાં ખૂબ ગંભીર વાણીથી કહ્યું:-રાજન્ ! મારો અહિં આવવાનો ઉદ્દેશ એ છે કે વીર ક્ષત્રિયોનો સંહાર થયા વગર જ કૌરવો અને પાંડવોમાં સન્ધિ થઇ જાય. આ વખતે રાજાઓમાં કુરુવંશ જ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. એનામાં શાસ્ત્ર અને સદાચારનું ખૂબ આદરપૂર્વક પાલન થાય છે. તથા બીજા પણ અનેક શુભ ગુણો છે. બીજા રાજવંશીઓની અપેક્ષાએ કુરુવંશીઓમાં કૃપા, દયા, કરુણા, મૃદુતા, સરળતા ક્ષમા અને સત્ય-એ વિશેષરૂપે રહેલાં છે. આ પ્રકારના ગુણોથી ગૌરવશાળી બનેલા આ વંશમાં જો આપને લીધે કોઇ અયોગ્ય વસ્તુ બને તો તે ઉચિત નથી. જો કૌરવોમાં ગુપ્ત અથવા પ્રકટ રૂપે કોઈ અસદ્ વ્યવહાર હોય તો તેને રોકવાનું કામ આપનું



જ છે. દુર્યોધન વગેરે આપના પુત્રો ધર્મ અને અર્થને ન અનુસરીને ક્રૂર પુરુષોના જેવાં આચરણ કરે છે. પોતાના ભાઇઓની જ સાથે તેમનો અશિષ્ટ પુરુષોના જેવો વ્યવહાર છે. તથા ચિત્ત પર લોભનું ભૂત સવાર થઇ જવાથી તેમણે ધર્મની મર્યાદાને એકદમ છોડી દીધી છે. આ બધી વાત તો આપને માલુમ છે જ. આ ભયંકર આપત્તિ આ વખતે કૌરવો પર જ આવી છે અને જો તેની ઉપેક્ષા કરવામાં આવશે તો તે સમસ્ત પૃથ્વીને ચોપટ કરી દેશે. જો આપ આપના કુળને નાશથી બચાવવા ચાહતા હોવ તો હમણાં પણ તેનું નિવારણ થઇ શકે છે. હું માનું છું તે પ્રમાણે આ બન્ને પક્ષોમાં સન્ધિ થવી બહુ કઠિન નથી. આ સમયે શાન્તિ કરાવવી એ આપના અને મારા જ હાથમાં છે. આપ આપના પુત્રોને મર્યાદામાં રાખો અને હું પાંડવોને નિયમમાં રાખીશ. આપના પુત્રોએ તેમનાં બાળબચ્ચાં સહિત આપની આજ્ઞામાં રહેવું જ જોઈએ. જો તેઓ આપની આજ્ઞામાં રહેશે તો તેમનું મહાન હિત થઈ શકે છે. મહારાજ ! આપ પાંડવોની રક્ષામાં રહીને ધર્મ અને અર્થને અનુસરો. આપના આવા રક્ષો પ્રયત્ન કરવા

છતાં પણ નથી મળી શકતા. ભરતશ્રેષ્ઠ! જેની પાસે ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, વિવિંશતિ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લીક, યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ, સહદેવ, સાત્યકિ અને યુયુત્સુ જેવા વીરો હોય તેની સામે યુદ્ધ કરવાની કયા બુદ્ધિહીનની હિંમત થઈ શકે છે. કૌરવો અને પાંડવોના મળી જવાથી આપ સમસ્ત લોકોનું આધિપત્ય પ્રાપ્ત કરશો તથા શત્રુઓ આપનું કંઈ પણ બગાડી નહિ શકે. તથા જે રાજાઓ આપની સમાન કક્ષાના તથા આપથી મોટા છે તેઓ પણ આપની સાથે સન્ધિ કરી લેશે. આમ થતાં આપ આપના પુત્ર, પૌત્ર, પિતા, ભાઈ અને સુહૃદોથી સુરક્ષિત રહીને સુખથી જીવન વ્યતીત કરી શકશો. જો આપ પાંડવોને જ આગળ રાખીને તેમનો પૂર્વવત્ આદર કરશો તો આ સમસ્ત પૃથ્વીને આનન્દથી ભોગવી શકશો. મહારાજ! યુદ્ધ કરવામાં તો મને બહુ ભારે સંહાર દેખાઈ રહ્યો છે. આ પ્રકારે બન્ને પક્ષોનો નાશ કરાવવામાં આપને કયો ધર્મ દેખાય છે? માટે આપ આ લોકની રક્ષા કરો અને એવું કરો કે જેથી આપની પ્રજાનો નાશ ન થાય. જો આપ સત્ત્વગુણને ધારણ કરી લેશો તો સર્વની બરાબર રક્ષા થઈ જશે.

મહારાજ! પાંડવોએ આપને પ્રણામ કહ્યા છે અને આપની પ્રસન્નતા ચાહતાં આ પ્રાર્થના કરી છે કે 'અમે અમારા સાથીઓ સહિત આપની આજ્ઞાથી જ આટલા દિવસો સુધી દુઃખ ભોગવ્યું છે. અમે બાર વર્ષ સુધી વનમાં રહ્યા છીએ અને તેરમું વર્ષ જનસમુદાયમાં અજ્ઞાતરૂપે રહીને વીતાવ્યું છે. વનવાસની શરત થતી વખતે અમારો એવો જ નિશ્ચય હતો કે જ્યારે અમે પાછા આવીશું ત્યારે આપ અમારા ઉપર પિતાની માફક વર્તશો. અમે તે શરતનું પૂરેપૂરી રીતે પાલન કર્યું છે તેથી હવે આપ પણ જેવું પહેલાં ઠરાવેલ હતું તેવું વર્તન કરો. અમને હવે અમારા રાજ્યનો ભાગ મળી જવો જોઈએ. આપ ધર્મ અને અર્થના સ્વરૂપને જાણો છો, તેથી આપે અમારી રક્ષા કરવી જોઈએ. ગુરુ પ્રત્યે શિષ્યનો જેવો ગૌરવયુક્ત વ્યવહાર હોવો જોઈએ તેવો આપની સાથે અમારો છે. તેથી આપ પણ અમારી સાથે ગુરુના જેવો વ્યવહાર કરો. જો અમે માર્ગભ્રષ્ટ થઈ રહ્યા હોઈએ તો આપ અમને સાચા રસ્તા ઉપર લાવો અને આપ પોતે પણ સન્માર્ગ પર સ્થિત થાઓ.' તે સિવાય આપના તે પુત્રોએ આ સભાસદોને પણ કહેવડાવ્યું છે કે જ્યાં ધર્મને જાણનારા સભાસદો હોય ત્યાં અનુચિત વસ્તુ ન બનવી જોઈએ. જો સભાસદોની હાજરીમાં જ અધર્મથી ધર્મનો અને અસત્યથી સત્યનો નાશ થાય તો તે સભાસદોનો પણ નાશ થઈ જાય છે. આ વખતે પાંડવો ધર્મપર દૃષ્ટિ રાખીને સ્થિર બેઠા છે. તેમણે ધર્મ અનુસાર સત્ય અને ન્યાયયુક્ત વાત જ કહી છે. રાજન્! આપ પાંડવોને રાજ્ય આપી દો. તેના સિવાય આપને બીજું શું કહી શકાય છે.? આ સભામાં જે રાજાલોક બેઠા છે તેઓએ આ વિષે બીજી કોઈ વાત કહેવી હોય તો કહે. જો ધર્મ અને અર્થનો વિચાર કરીને હું સાચેસાચી વાત કહું તો તે જ કહેવાનું થશે કે આ ક્ષત્રિયોને આપ મૃત્યુના ફંદામાંથી છોડાવી દો. ભારતશ્રેષ્ઠ! શાન્તિ ધારણ કરો. ક્રોધને વશ ન થાઓ અને પાંડવોને તેમના પિતાનું રાજ્ય દઈ દો. આ પ્રમાણે કરીને આપ આપના પુત્રો સહિત આનન્દથી ભોગ ભોગવો. રાજન્! આ વખતે આપે અર્થને અનર્થ અને અનર્થને અર્થ સમાની લીધો છે. આપના પુત્રો પર લોભે અધિકાર જમાવી લીધો છે, આપ તેમને જરા કાબુમાં રાખો. પાંડવો તો આપની સેવાને માટે પણ તૈયાર છે અને યુદ્ધ કરવા માટે પણ તૈયાર છે. આ બન્નેમાં આપને જે અધિક હિતકર જણાતું હોય તેના ઉપર નિશ્ચલ બનો.

## પરશુરામ અને મહર્ષિ કણ્વનો સન્ધિને માટે અનુરોધ તથા દુર્યોધનની ઉપેક્ષા

વૈશમ્પાયન કહે છે—જ્યારે ભગવાન કૃષ્ણે આ બધી વાતો કહી તો બધા સભાસદોને રોમાંચ થઈ ગયો અને તેઓ ચકિત જેવા થઈ ગયા. તેઓ મનમાં ને મનમાં તરેહતરેહના વિચાર કરવા લાગ્યા. તેમના મુખમાંથી કાંઈ પણ ઉત્તર ન નીકળ્યો. બધા રાજાઓને આ પ્રમાણે મૌન બેઠા જોઈ મહર્ષિ પરશુરામ કહેવા લાગ્યાઃ 'રાજન્! તમે દરેક પ્રકારના સન્દેહ છોડીને મારી એક સત્ય વાત સાંભળો, તે તમને સારી લાગે તો તે અનુસાર આચરણ કરો. પહેલાં દમ્ભોદ્ભવ નામનો એક સાર્વભૌમ રાજા થઈ ગયો છે, તે મહારથી સમ્રાટ્

દરરોજ પ્રાતઃકાળમાં ઊઠીને બ્રાહ્મણો અને ક્ષત્રિયોને પૂછ્યા કરતો હતો કે, 'શું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમાં



કોઈ એવો યોદ્ધો છે કે જે મારા સમાન અને મારાથી પણ અધિક હોય ?' આ પ્રમાણે કહીને તે રાજા અત્યન્ત ગર્વોન્મત્ત થઈને આ સમ્પૂર્ણ પૃથ્વી પર વિચરતો હતો. રાજાનો આવો ઘમંડ જોઈને કેટલાક તપસ્વી બ્રાહ્મણોએ તેને કહ્યું; 'આ પૃથ્વી પર એવા બે સત્પુરુષો છે કે જેમણે સંગ્રામમાં અનેક જણને પરાસ્ત કર્યા છે. તેમની બરાબરી તમે કદી નહિ કરી શકો.' આ ઉપર રાજાએ પૂછ્યું; 'તે વીર પુરુષો ક્યાં છે ? તેમણે ક્યાં જન્મ લીધેલો છે ? તેઓ શું કામ કરે છે ? અને તેઓ કોણ છે ?' બ્રાહ્મણોએ કહ્યું; 'તેઓ નર અને નારાયણ નામના બે તપસ્વી છે. આ વખતે તેઓ મનુષ્યલોકમાં જ આવેલા છે, તમે તેમની સાથે યુદ્ધ કરો. તેઓ ગન્ધમાદન પર્વત પર ખૂબ ઘોર અને અવર્ણનીય તપ કરી રહ્યા છે.'

"રાજાથી આ વાત સહન ન થઈ. તે જ વખતે તે ખૂબ મોટી સેના લઈ તેમની પાસે ચાલી નીકળ્યો અને ગન્ધમાદન પર જઈને તેમને ખોળવા લાગ્યો. થોડી જ વારમાં તેને તે બન્ને મુનિ નજરે પડ્યા. તેમના શરીરની નાડીઓ સુદ્ધાં દેખાવા લાગી હતી. ઠંડી, ગરમી અને પવનને સહન કરવાથી તેઓ ખૂબ જ કૃશ (દુબળા) થઈ ગયા હતા. રાજા તેમની પાસે ગયો અને ચરણસ્પર્શ કરીને તેમને કુશળ પૂછ્યું. મુનિઓએ પણ ફળ, મૂળ, આસન અને જળથી રાજાનો સત્કાર કરીને પૂછ્યું, 'કહો, અમે આપનું શું કામ કરીએ ?' રાજાએ તેમને પહેલેથી બધી વાત બતાવી અને કહ્યું કે 'આ વખતે હું



આપની સાથે યુદ્ધ કરવા માટે આવ્યો છું. મારી આ ઘણા દિવસોની અભિલાષા છે. તેથી તેનો સ્વીકાર કરીને જ આપ મારો અતિથિસત્કાર કરો.' નર-નારાયણે કહ્યું–'રાજન્ ! આ આશ્રમમાં ક્રોધ, લોભ વગેરે દોષો નથી રહી શકતા. અહિં યુદ્ધની તો કોઈ વાત જ નથી. તો પછી અહિં અસ્ત્ર-શસ્ત્રવાળા અથવા કુટિલ પ્રકૃતિના લોકો કેવી રીતે રહેતા હોય ? પૃથ્વી પર કેટલાયે ક્ષત્રિયો છે. તમે કોઈ બીજી જગ્યાએ જઈને યુદ્ધને માટે પ્રાર્થના કરો.' નર-નારાયણે આ પ્રમાણે વારંવાર સમજાવ્યા છતાં પણ દમ્ભોદ્ભવનો યુદ્ધનો લોભ શાન્ત ન થયો અને તેને માટે તે તેમને આગ્રહ કરતો જ રહ્યો.

"ત્યારે ભગવાન નરે એક મુઠી ઘાસનાં તણખલાં લઈને કહ્યું; 'અચ્છા, તમને યુદ્ધની ખૂબ લાલસા છે, તો તમારાં હથિયાર ઉઠાવો અને સેનાને પણ તૈયાર કરો.' આ સાંભળી દમ્ભોદ્ભવ અને તેના સૈનિકોએ

છે, તે કુહાડીના હાથાની પેઠે પોતેજ પોતાના મૂળને કાપી રહ્યો છે. જે મનુષ્યને નીચા દેખાવાની ઇચ્છા ન હોય તેણે લોભથી પોતાની બુદ્ધિને ભ્રષ્ટ ન કરવી જોઇએ. આ પ્રમાણે જેની બુદ્ધિ દૂષિત ન હોય તેનું મન કલ્યાણ પ્રાપ્ત કરવામાં લાગી શકે છે. આ શુદ્ધ બુદ્ધિવાળો પુરુષ પાંડવોનો તો શું પણ સંસાર કોઇ સાધારણ મનુષ્યોનો પણ અનાદર નથી કરતો. પરન્તુ ક્રોધના પાશમાં ફસાએલો પોતાનું હિત કે અહિત કંઇ સમજી નથી શકતો. લોક અને વેદમાં જે મોટામોટાં જ્ઞાનનાં સાધન છે, તેનાથી પણ તે ભ્રષ્ટ થઇ જાય છે. માટે દુર્જનોની અપેક્ષાએ જો તમે પાંડવોનો સંગ કરશો તો તમારું કલ્યાણ જ થશે. તમે જે પાંડવોની વિમુખ થઇને કોઇ બીજાઓને ભરોસે પોતાનું રક્ષણ કરવા ચાહો છો તથા દુઃશાસન, કર્ણ અને શકુનિના હાથમાં પોતાનું ઐશ્વર્ય સોંપીને પૃથ્વીને જીતવાની આશા રાખો છો; પણ યાદ રાખો કે તેઓ તમને જ્ઞાન, ધર્મ અને અર્થની પ્રાપ્તિ નહિ કરાવી શકે. પાંડવોની સામે તેમનું કંઈ પણ પરાક્રમ નહિ ચાલી શકે. તમને સાથે રાખીને આ બધા રાજાઓ પણ પાંડવોની ટક્કર નથી ઝીલી શકતા. તમારી પાસે આ જેટલી સેના એકઠી થએલી છે તે ક્રોધિત થએલ ભીમસેનના મુખ તરફ તો આંખ પણ નથી ઉઠાવી શકતી. આ ભીષ્મ, દ્રોણ, કર્ણ, કૃપ, ભૂરિશ્રવા, અશ્વત્થામા અને જયદ્રથ બધા મળીને પણ અર્જુનનો સામનો નથી કરી શકતા, અર્જુનને યુદ્ધમાં પરાસ્ત કરવાની તો સમસ્ત દેવતાઓ, અસુરો, ગન્ધર્વો અને મનુષ્યોની પણ શક્તિ નથી. તમે યુદ્ધ તરફ તમારું મન ન લગાવો. અચ્છા, તમે જ આ સમસ્ત રાજાઓમાં કોઈ એવો વીર બતાવો કે જે રણભૂમિમાં અર્જુનનો સામનો કરીને કુશળક્ષેમ પાછો ફરે. આને માટે વિરાટનગરમાં એકલા અર્જુને અનેક મહારથીઓ સાથે યુદ્ધ કર્યાની જે અદ્ભુત વાત બનેલી છે તેજ પૂરતું પ્રમાણ થશે. અરે! સંગ્રામમાં જેણે સાક્ષાત્ શ્રી શંકરને પણ પ્રસન્ન કરી લીધા તે અજેય અને વિજયી વીર અર્જુનને તમે જીતવાની આશા રાખો છો! અને વળી જ્યારે હું પણ તેની સાથે છું તો તો પછી સાક્ષાત્ ઇન્દ્ર પણ કેમ ન હોય, એવો કોણ છે કે જે પોતાની સામે આવેલા અર્જુનને યુદ્ધ માટે લલકારી શકે. જે પુરુષ યુદ્ધમાં અર્જુનને જીતવાની શક્તિ રાખે છે તે તો પોતાના હાથોથી પૃથ્વીને ઊઠાવી શકે છે, ક્રોધથી સમસ્ત પ્રજાને ભસ્મ કરી શકે છે અને દેવતાઓને પણ સ્વર્ગથી પાડી શકે છે. તમે જરાક તમારા પુત્રો, ભાઈ, બન્ધુ, બાન્ધવ અને સમ્બધીઓ તરફ તો જુઓ, તેઓને તમારે માટે શા માટે નષ્ટ કરવા માગો છો? જુઓ, કૌરવોનું બીજ કાયમ રહેવા દો, આ વંશનો પરાભવ ન કરો, પોતાને કુળઘાતી ન કહેવડાવો અને તમારી કીર્તિને કલંકિત ન કરો. મહારથી પાંડવો તમને જ યુવરાજ બનાવશે અને આ સામ્રાજ્ય પર તમારા પિતા ધૃતરાષ્ટ્રનેજ સ્થાપિત કરશે. જુઓ, ખૂબ ઉત્સાહથી તમારી પાસે આવી રહેલી રાજ્યલક્ષ્મીનો તિરસ્કાર ન કરો; અને પાંડવોને અર્ધું રાજ્ય આપી દઈને આ મહાન ઐશ્વર્ય પ્રાપ્ત કરી લો. જો તમે પાંડવો સાથે સન્ધિ કરી લેશો, અને પોતાના હિતૈષીઓની વાત માનશો તો ચિરકાળ સુધી પોતાના મિત્રોની સાથે આનન્દપૂર્વક સુખ ભોગવશો.

**વૈશમ્પાયન કહે છે**–ભરતશ્રેષ્ઠ જનમેજય! શ્રીકૃષ્ણનું આ ભાષણ સાંભળીને શાન્તનુનન્દન ભીષ્મે દુર્યોધનને કહ્યું–'તાત! પોતાના સુહૃદોનું હિત ચાહનારા શ્રીકૃષ્ણે તને જે સમજાવ્યો તેનો આશય એ છે કે તું હજુ પણ માની જા અને વ્યર્થ હઠ છોડી દે. જો તું મહાત્મા શ્રીકૃષ્ણની વાત નહિ માને તો કદી તારું હિત નહિ થાય, તેમ કદી તું સુખ પણ નહિ પામી શકીશ. શ્રીકેશવે જે કંઈ કહ્યું છે તે ધર્મ અને અર્થને અનુકૂળ છે. તું તેનો સ્વીકાર કરી લે અને વ્યર્થ પ્રજાનો સંહાર ન કરાવ. જો તું એ પ્રમાણે નહિ કરે તો તારે તારા મન્ત્રીઓ, પુત્રો અને બન્ધુબાન્ધવો સહિત તારા પ્રાણોથી હાથ ધોવા પડશે. ભરતનન્દન! શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્ર અને વિદુરનાં નીતિયુક્ત વચનોનું ઉલ્લંઘન કરીને તું પોતાને કુલઘ્ન, કુપુરુષ, કુમતિ અને કુમાર્ગગામી ન કહેવડાવ તથા તારાં માતા–પિતાને શોકસાગરમાં ન ડુબાડ.'

ત્યારબાદ દ્રોણાચાર્યે કહ્યું–રાજન્! શ્રીકૃષ્ણ અને ભીષ્મ બહુ બુદ્ધિમાન, મેધાવી, જિતેન્દ્રિય, અર્થનિષ્ઠ અને બહુશ્રુત છે. તેમણે તમારા હિતની જ વાત કહી છે, તમે તેને માની લો અને મોહવશ તેનો તિરસ્કાર ન કરો. જે લોકો તમને યુદ્ધને માટે ઉત્સાહિત કરી રહ્યા છે તેમનાથી તમારું કંઈ પણ કામ નહિ બની શકે. તેઓ તો યુદ્ધમાં શત્રુઓ પ્રત્યેના વૈરવિરોધનો ઘંટ બીજાના જ ગળામાં બાંધશે. તમે તમારી પ્રજા અને પુત્રો તથા બન્ધુ–બાન્ધવોના પ્રાણોને સંકટમાં ન નાખો. આ વાત નક્કી માનજો કે જે પક્ષમાં શ્રીકૃષ્ણ અને અર્જુન હશે તેને કોઇ પણ નહિ જીતી શકે. જો તમે તમારા હિતૈષીઓની વાત નહિ માનો તો છેવટે તમને પસ્તાવો જ

હાથ લાગશે. પરશુરામજીએ અર્જુનના વિષયમાં જે કંઈ કહ્યું છે તે ખરી રીતે તો તેના કરતાં પણ અધિક છે. તથા દેવકીનન્દન શ્રીકૃષ્ણ તો દેવતાઓને માટે પણ અસહ્ય છે. પરન્તુ રાજન્! તમને આ બધી તમારા હિતની અને સુખની વાતો કહેવાથી શું બને છે? છતાં તમને બધી વાતો કહી દેવાઈ છે; હવે તમારી જે ઇચ્છા હોય તે કરો. આથી વધુ તમને હું કંઈ કહેવા ચાહતો નથી.'

આની જ વચમાં વિદુરજી પણ બોલી ઊઠયા-દુર્યોધન! તમારે માટે તો મને કશી ચિન્તા નથી; મને તો તમારાં આ ઘરડાં મા-બાપની તરફ જોઈને જ શોક થાય છે. તેઓ તમારા જેવા દુષ્ટ હૃદયવાળા પુરુષને વશ થઈને એક દિવસે પોતાના બધા સલાહકારો અને સુહૃદો માર્યા જતાં વિંખાએલાં પક્ષીઓની પેઠે અસહાય થઈને ભટકશે.'

અન્તે રાજા ધૃતરાષ્ટ્ર કહેવા લાગ્યા-'દુર્યોધન! મહાત્મા કૃષ્ણે જે વાત કહી તે દરેક પ્રકારે કલ્યાણ કરનારી છે. તું તેના પર ધ્યાન આપ અને તેને જ અનુસાર આચરણ કર. જો, પુણ્યકર્મવાળા શ્રીકૃષ્ણની સહાયતાથી આપણે બધા રાજાઓ પ્રગેથી અભીષ્ટ પ્રયોજનો પ્રાપ્ત કરી શકીએ છીએ. તું તેમની સાથે રાજા યુધિષ્ઠિરની પાસે જા અને જેથી બધા ભરતવંશીઓનું મંગલ થાય તે કામ કર. મારી સમજમાં તો આ સન્ધિ કરવાનો જ વખત છે. આ તકને તું હાથમાંથી ન જવા દે. દેખ, શ્રીકૃષ્ણ સન્ધિને માટે પ્રાર્થના કરી રહ્યા છે અને તારા હિતની વાત કરી રહ્યા છે. આ વખતે જો તું તેમની વાત નહિ માને તો તારું પતન કોઈ રીતે નહિ અટકે.

## દુર્યોધન અને શ્રીકૃષ્ણનો વિવાદ, દુર્યોધનનો સભા-ત્યાગ, ધૃતરાષ્ટ્રનું ગાન્ધારીને બોલાવવું તથા દુર્યોધનને તેનું સમજાવવું

**વૈશમ્પાયન** કહે છે-રાજન્! આ અપ્રિય વાતો સાંભળી રાજા દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યું, 'કેશવ આપે તો સારી રીતે સમજી-વિચારીને બોલવું જોઈએ. આપ તો પ્રેમને લીધે પાંડવોની ભલાઈ કરીને આડીઅવળી વાતો કહી મને જ દોષી ઠરાવી રહ્યા છો. તો શું આપ યોગ્ય-અયોગ્યનો વિચાર કરીને જ સર્વદા મારી નિન્દા કર્યા કરો છો? હું જોઈ રહ્યો છું કે આપ, વિદુરજી, પિતાજી, આચાર્યજી અને દાદાજી એકલા મારા જ ઉપર બધો દોષ લાદી રહ્યા છો. મેં તો ખૂબ વિચાર કરીને જોઈ લીધું, મને તો મારો કોઈ મોટામાં મોટો કે નાનામાં નાનો દોષ દેખાતો નથી. પાંડવો પોતાના જ શોખથી જુગાર રમવામાં પ્રવૃત્ત થયા, તેમાં મામા શકુનિએ રાજ્ય જીતી લીધું, તેથી તેમને વનમાં જવું પડ્યું. બતાવો, તેમાં મારો શો અપરાધ હતો કે જેથી તેઓ મારી સાથે વેર બાંધીને વિરોધ કરી રહ્યા છે? અમે જાણીએ છીએ કે પાંડવોમાં અમારો સામનો કરવાની શક્તિ નથી, છતાં પણ ખૂબ ઉત્સાહપૂર્વક તેઓ અમારી સાથે શત્રુઓના જેવો વર્તાવ શા માટે કરી રહ્યા છે? અમે તેમના ભયાનક કામોને જોઈને અથવા આપનાઓની બીકણ વાતોને સાંભળીને ડરવાના નથી. આ રીતે તો અમે ઇન્દ્રની સામે પણ નમી શકીશું નહિ. કૃષ્ણ! અમને એવો કોઈ દેખાતો નથી કે જે યુદ્ધમાં અમને જીતવાની હિંમત રાખતો હોય. ભીષ્મ, દ્રોણ, કૃપ અને કર્ણને તો દેવતાઓ પણ યુદ્ધમાં નથી જીતી શકતા તો પાંડવોની તો વાત જ શું છે? વળી સ્વધર્મનું પાલન કરતાં જો અમે યુદ્ધમાં ખપી જઈશું તો સ્વર્ગ પ્રાપ્ત કરીશું અને આ તો ક્ષત્રિયનું મુખ્ય કામ છે. આ પ્રમાણે જો અમને યુદ્ધમાં વીરગતિ પ્રાપ્ત થશે તો તેને માટે કોઈ પસ્તાવો નહિ થાય. ... ના કે યુદ્ધ કરવું એ જ ક્ષત્રિયનો ધર્મ છે. આમ કરતાં મનુષ્યનો ભલે નાશ થઈ જાય, પરન્તુ તે યુદ્ધમાં ઝુકાવવું જ જોઈએ. મારા જેવો વીર પુરુષ તો ધર્મની રક્ષાને માટે કેવળ નમસ્કાર કરે છે. તે સિવાય બીજી કોઈ વાતને સમજતો નથી. ક્ષત્રિયનો આ જ ધર્મ છે અને મારો મત પણ આ જ છે. પિતાજી મને પહેલાં જે રાજ્યનો ભાગ આપી ચૂક્યા છે, તેને મારા જીવતા રહેતાં કોઈ લઈ નથી શકતો. મારી બાલ્યાવસ્થામાં અજ્ઞાન અથવા ભયથી પાંડવોને રાજ્યનો ભાગ મળી ગયો હતો, તે હવે ફરી તેમને નથી મળી શકતો. કેશવ! જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી તો, તીક્ષ્ણ સોયની અણીથી જેટલી ભૂમિ છેદી શકાય છે, તેટલી ભૂમિ પણ પાંડવોને આપી નહિ શકાય.'

દુર્યોધનની આ વાતો સાંભળી શ્રીકૃષ્ણની ભ્રૂકુટી ચઢી ગઈ. પછી તેમણે થોડી વાર વિચાર કરીને કહ્યું– 'દુર્યોધન ! જો તમને વીરગતિની ઇચ્છા છે તો થોડા દિવસ મન્ત્રીઓ સહિત ધૈર્ય ધારણ કરો. તમને જરૂર તે મળશે અને તમારી આ કામના પૂર્ણ થશે. પરન્તુ યાદ રાખો, ખૂબ ભયંકર જનસંહાર થશે. તેમજ તમે જે એવું માનો છો કે પાંડવોની સાથે મારો કોઈ દુર્વ્યવહાર નથી થયો, તો આ વિષયમાં અહિં જે રાજાલોક ઉપસ્થિત છે તેઓ જ વિચાર કરે. જુઓ, પાંડવોના વૈભવથી બળીને તમે અને શકુનિએ જ જુગાર ઊભો કરવાનો દુષ્ટ વિચાર ગોઠવ્યો હતો. જુગાર તો ભલા પુરુષોની બુદ્ધિને ભ્રષ્ટ કરનાર જ છે. જે દુષ્ટ પુરુષો આમાં પ્રવૃત્ત થાય છે તેઓમાં કજીઆ અને કલેશની જ વૃદ્ધિ થાય છે. અને તમે દ્રૌપદીને સભામાં બોલાવીને ખુલ્લમખુલ્લા જેવીતેવી અયોગ્ય વાતો કહી હતી, એવી કુચાલ કોઈ પોતાની ભાભી સાથે કરી શકે છે ? પોતાના સદાચારી, નિર્લોભ અને સર્વદા ધર્મનું આચરણ કરનાર ભાઈઓની સાથે કયો સારો માણસ આવો દુર્વ્યવહાર કરી શકે ? તે સમયે કર્ણ, દુઃશાસન અને તમે ક્રૂર અને નીચ પુરુષોના જેવાં કડવાં વચનો કહ્યાં હતાં. તમે વારણાવતમાં બાળક પાંડવોને તેમની માતા સહિત બાળી નાખવાનો બહુ ભારે પ્રયત્ન કર્યો હતો. તે વખતે પાંડવોને પોતાની માતા સહિત એકચક્રા નગરમાં છુપાઈને રહી બહુ વખત વીતાવવો પડયો હતો. તે સિવાય વિષ આપવા વગેરેના અનેક ઉપાયોથી તમે પાંડવોને મારવાના પ્રયત્ન કરતા રહ્યા છો. પરન્તુ તમારો કોઈ ઉદ્યોગ સફળ ન થયો. આ પ્રમાણે પાંડવો પ્રત્યે સર્વદા તમારી ખરાબ બુદ્ધિ અને કપટમય આચરણ રહ્યું છે. તો પછી એમ કેવી રીતે કહી શકાય કે મહાત્મા પાંડવો પ્રતિ તમારો કોઈ અપરાધ થયો નથી ? જો તમે પાંડવોને તેમના પિતાનું રાજ્ય નહિ આપો તો પાપાત્મા ! યાદ રાખો, તમારે ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ તેમના હાથથી મરીને તે આપવું પડશે. તમે કુટિલ પુરુષોની પેઠે પાંડવોની સાથે અનેક ન કરવા જેવાં કામ કર્યાં છે. અને આજે પણ તમારી અવળી જ ચાલ નજરે પડે છે. તમારાં માતા, પિતા, પિતામહ, આચાર્ય અને વિદુરજી વારંવાર કહી રહ્યાં છે કે સન્ધિ કરી લો, પણ તમે સન્ધિ કરવા માટે તૈયાર નથી ! તમારા આ હિતૈષીઓની વાત ન માનીને તમે કદી સુખ પામી શકવાના નથી. તમે જે કામ કરવા ચાહો છો તે તો અધર્મ અને અપયશનું જ કારણ છે.'

જે સમયે ભગવાન્ શ્રીકૃષ્ણ આ બધી વાતો કહી રહ્યા હતા તે વખતે વચમાં જ દુઃશાસન દુર્યોધનને આ પ્રમાણે કહેવા લાગ્યો; 'રાજન્ ! આપ જો તમારી ઇચ્છાથી પાંડવોની સાથે સન્ધિ નહિ કરો તો જણાય છે કે આ ભીષ્મ, દ્રોણ અને આપણા પિતાજી આપને, મને અને કર્ણને બાંધીને પાંડવોના હાથમાં સોંપી દેશે.' ભાઈની આ વાત સાંભળી દુર્યોધનનો ક્રોધ વધી ગયો અને તે સાપની માફક ફુંફાડા મારતો વિદુર, ધૃતરાષ્ટ્ર, બાહ્લીક, કૃપ, સોમદત્ત, ભીષ્મ, દ્રોણ અને શ્રીકૃષ્ણ–આ બધાંનો તિરસ્કાર કરીને ત્યાંથી ચાલવા માટે તૈયાર થઈ ગયો. તેને જતો જોઈ તેના ભાઈ, મન્ત્રીઓ અને બધા રાજાઓ સભાને છોડીને ચાલી નીકળ્યા. ત્યારે પિતામહ ભીષ્મે કહ્યું; 'રાજકુમાર દુર્યોધન ખૂબ દુષ્ટ ચિત્તવાળો છે. તે દૂષિત ઉપાયોનો જ આશ્રય લે છે. તેને રાજ્યનું ખોટું અભિમાન છે તથા ક્રોધ અને લોભે તેને દબાવી દીધો છે. શ્રીકૃષ્ણ ! હું તો જોઉં છું કે આ બધા ક્ષત્રિયોનો કાળ આવી ગયો છે. તેથી જ તેઓ પોતાના મન્ત્રીઓ સહિત દુર્યોધનને અનુસરી રહ્યા છે.

**ભીષ્મની આ વાતો સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું**— કૌરવોમાં જેઓ વયોવૃદ્ધ છે, તે બધાંની આ મોટી ભૂલ છે કે તેઓ ઐશ્વર્યના મદથી ઉદ્ધત બની ગએલા દુર્યોધનને કેદ નથી કરી લેતા. આ વિષયમાં મને જે વાત સ્પષ્ટ રીતે હિતકારી જણાય છે તે હું આપને સાફસાફ કહી દઉં છું. આપને જો તે અનુકૂળ અને રુચિકર જણાય તો તે પ્રમાણે કરશો. જુઓ, ભોજરાજ ઉગ્રસેનનો પુત્ર કંસ બહુ દુરાચારી અને દુર્બુદ્ધિ હતો. તેણે પિતાના જીવતાં જ તેમનું રાજ્ય છિનવી લીધું હતું. છેવટે તેને પ્રાણોથી હાથ ધોવા પડયા. માટે આપલોક પણ દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન–આ ચારેને બાંધીને પાંડવોને સોંપી દો. કુળની રક્ષાને માટે એક પુરુષનો, ગામની રક્ષાને માટે કુળનો, દેશની રક્ષાને માટે ગામનો અને પોતાની રક્ષા માટે સમસ્ત પૃથ્વીનો ત્યાગ કરી દેવો જોઈએ. માટે આપલોક પણ દુર્યોધનને કેદ કરીને પાંડવો સાથે સન્ધિ કરી લો, તેથી આપને લીધે આ બધા ક્ષત્રિયોનો નાશ નહિ થાય.'

**શ્રીકૃષ્ણની આ વાત સાંભળી રાજા ધૃતરાષ્ટ્રે** વિદુરને કહ્યું—ભાઈ ! તમે પરમ બુદ્ધિમતી ગાન્ધારીને

પાસે જાઓ અને તેને અહિં લઇ આવો. હું તેની સાથે દુરાત્મા દુર્યોધનને સમજાવીશ.' ત્યારે વિદુરજી દીર્ઘદર્શી ગાન્ધારીને સભામાં લઇ આવ્યા. તેને ધૃતરાષ્ટ્રે કહ્યું:



ગાન્ધારી! તમારો આ દુષ્ટ પુત્ર મારી વાત નથી માનતો. તેણે અશિષ્ટ પુરુષોની પેઠે બધી મર્યાદા છોડી દીધી છે. દેખો, તે હિતૈષીઓની વાત ન માનીને આ સમયે પોતાના પાપી અને દુષ્ટ સાથીઓ સહિત સભામાંથી ચાલ્યો ગયો છે.'

**પતિની આ વાત સાંભળી યશસ્વિની ગાન્ધારીએ** કહ્યું—રાજન્ ! આપ પુત્રના મોહમાં ફસાએલા છો તેથી આ વિષયમાં આપ જ અધિક દોષી છો. દુર્યોધન ખૂબ પાપી છે એવું જાણવા છતાં પણ આપ તેની બુદ્ધિની પાછળ ચાલતા રહ્યા છો. દુર્યોધનને કામ, ક્રોધ અને લોભે પોતાના પાશમાં ફસાવી રાખ્યો છે. હવે આપ બળાત્કારે પણ તેને આ માર્ગથી હઠાવી નહિ શકો. આપે આ મૂર્ખ, દુરાત્મા, કુસંગી અને લોભી પુત્રને કંઈ સમજ્યા-વિચાર્યા વિના જ રાજ્યની લગામ સોંપી દીધી તેનું જ આપ આ ફળ ભોગવી રહ્યા છો. આપ આપના ઘરમાં જે ફૂટ પડી છે તેની ઉપેક્ષા શા માટે કરો છો ! આ પ્રમાણે સ્વજનોના ફૂટવાથી તો શત્રુલોક આપની હાંસી કરશે. દેખો, જો સામ અથવા ભેદથી જ વિપત્તિ ટળી શકતી હોય તો કોઈ પણ બુદ્ધિમાન્ દણ્ડનો પ્રયોગ કેમ કરશે ?

આ પછી ધૃતરાષ્ટ્ર અને ગાન્ધારીના કહેવાથી વિદુરજી દુર્યોધનને ફરી સભામાં લઇ આવ્યા. દુર્યોધનની આંખો ક્રોધથી લાલ-લાલ થઈ રહી હતી અને તે સર્પની માફક ફુંફાડા ભરી રહ્યો હતો. તે આ સમયે માતા શું કહે છે તે સાંભળવા રાજસભામાં આવ્યો. ત્યારે ગાન્ધારીએ દુર્યોધનને ઝાટકીને સન્ધિ કરવા માટે આ પ્રમાણે કહ્યું; 'બેટા દુર્યોધન ! મારી આ વાત સાંભળ. આથી તારું અને તારાં સન્તાનોનું હિત થશે તથા ભવિષ્યમાં પણ તને સુખ મળશે. તને તારા પિતાએ, ભીષ્મજીએ દ્રોણાચાર્યે, કૃપાચાર્યે અને વિદુરજીએ જે વાત કહી છે તેનો તું સ્વીકાર કરી લે. જો તું પાંડવો સાથે સન્ધિ કરી લઇશ તો સાચું માન કે તેનાથી તારા બધા હિતૈષીઓની અને પૂજ્યોની બહુ સેવા થશે. ભાઇ ! રાજ્યને મેળવવું, રક્ષવું અને ભોગવવું એ પોતાના હાથની વાત નથી. જે પુરુષ જિતેન્દ્રિય હોય છે, તે જ રાજ્યની રક્ષા કરી શકે છે. કામ અને ક્રોધ તો મનુષ્યને અર્થથી ભ્રષ્ટ કરી દે છે અને આ બન્ને શત્રુઓને જીતવાથી રાજા આખી પૃથ્વીને જીતી શકે છે. દેખ, જે પ્રકારે કાબુમાં ન હોય તેવા ઘોડા મૂર્ખ સારથીને રસ્તામાં જ મારી નાખે છે તેમ જો ઇન્દ્રિયોને કાબુમાં ન રાખવામાં આવે તો તે મનુષ્યનો નાશ કરવા માટે પણ પૂરતી છે. જે પુરુષ પહેલાં પોતાના મનને જીતી લે છે તેની પોતાના મન્ત્રીઓ અને શત્રુઓને જીતવાની ઇચ્છા પણ નિષ્ફળ નથી થતી. આ પ્રમાણે ઇન્દ્રિયો જેને વશ છે, મન્ત્રીઓ પર જેનો અધિકાર છે, અપરાધીઓને જે દણ્ડ દઇ શકે છે અને જે બધાં કામ જોઇ વિચારીને કરે છે તેની પાસે લાંબા કાળ સુધી લક્ષ્મી વાસ કરે છે. તાત ! ભીષ્મજી અને દ્રોણાચાર્યજીએ જે કંઇ કહ્યું છે તે બરાબર છે. ખરી રીતે શ્રીકૃષ્ણ અને અર્જુનને કોઈ જીતી નથી શકતું. તેથી તમે શ્રીકૃષ્ણનું શરણ લો. જો તેઓ પ્રસન્ન રહેશે તો બન્નેય પક્ષોનું હિત થશે. ભાઇ ! યુદ્ધ કરવામાં કલ્યાણ નથી, તેમાં ધર્મ કે અર્થ છે જ નહિ તો સુખ ક્યાંથી હોય ! યુદ્ધમાં વિજય મળી જશે એવું પણ નથી કહી શકાતું. માટે તું યુદ્ધમાં મન ન લગાવ, જો તું તારા મન્ત્રીઓ સહિત રાજ્ય ભોગવવા ચાહતો હોય તો પાંડવોનો જે ન્યાયી ભાગ છે તે આપી

દે. પાંડવોને જે તેર વર્ષ સુધી ઘર બહાર રાખવામાં આવ્યા તે પણ મોટો અપરાધ થયો છે. હવે સન્ધિ કરીને તું તેની શુદ્ધિ કરી લે તું પાંડવોનો ભાગ હડપવા ચાહે છે પણ તેવું કરવાની તારામાં શક્તિ નથી. અને આ કર્ણ અને આ દુઃશાસન પણ એવું નહિ કરી શકે. તારો જે એવો વિચાર છે કે ભીષ્મ, દ્રોણ અને કૃપ વગેરે મહારથીઓ પોતાની પૂરી શક્તિથી મારા તરફથી લડશે, પણ તે સંભવિત નથી. કારણ કે આ આત્મજ્ઞાનીઓની દૃષ્ટિમાં તો તારું અને પાંડવોનું સમાન સ્થાન છે. તેથી તેઓને માટે તો તમારું બન્નેનું રાજ્ય અને પ્રેમ સમાન જ છે. તથા ધર્મને તેઓ સર્વથી અધિક માને છે. આ રાજ્યનું અન્ન ખાવાને લીધે તેઓ પોતાના પ્રાણ ભલે છોડી દેશે પરન્તુ રાજા યુધિષ્ઠિરની તરફ તેઓ વાંકી દૃષ્ટિ પણ કરશે નહિ. પ્રિય! સંસારમાં લોભ કરવાથી કોઇને સમ્પત્તિ નથી મળતી, માટે તું લોભ છોડી દે અને પાંડવો સાથે સન્ધિ કરી લે.

## દુર્યોધનની કુમન્ત્રણા, ભગવાનનું વિશ્વરૂપદર્શન અને કૌરવસભામાંથી પ્રસ્થાન

**વૈશમ્પાયન કહે છે**—માતાએ કહેલાં નીતિયુક્ત વાક્યો પર દુર્યોધને કંઈ પણ ધ્યાન ન આપ્યું અને ખૂબ ક્રોધથી સભા છોડીને પોતાના દુષ્ટબુદ્ધિ મન્ત્રીઓની પાસે ચાલ્યો ગયો. પછી દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન—આ ચારેયે મળીને સલાહ કરી કે 'દેખો, આ કૃષ્ણ રાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મની સાથે મળીને આપણને કેદ કરવા ચાહે છે; તો પહેલાં આપણે જ તેને



બળાત્કારથી કેદ કરી લઈએ. કૃષ્ણને કેદ થએલો જાણીને પાંડવોનો બધો ઉત્સાહ ઠંડો પડી જશે અને તેઓ પોતાને શું કરવું તેમાં મૂઢ (કિંકર્તવ્યવિમૂઢ) થઈ જશે.'

સાત્યકિ ઇશારા ઉપરથી જ બીજાઓના મનની વાત જાણી લેતો હતો. તે તુરત જ તેઓનો ભાવ કળી ગયો અને સભાથી બહાર આવીને કૃતવર્માને બોલ્યો, 'એકદમ સેના સજ્જ કરો અને હું શ્રીકૃષ્ણને દુર્યોધનના વિચારની સૂચના આપું એટલામાં તમે પોતે જ કવચ ધારણ કરીને સેનાને વ્યૂહરચનામાં ગોઠવીને સભાભવનના દ્વાર પર આવી જાઓ.' પછી સિંહ જેમ ગુફામાં જાય છે તેમ સભામાં જઇને તેણે શ્રીકૃષ્ણને દુર્યોધન વગેરેનો તે કુવિચાર કહી દીધો. પછી હાસ્ય કરતાં ધૃતરાષ્ટ્ર અને વિદુરને કહેવા લાગ્યો; 'સત્પુરુષોની દૃષ્ટિમાં દૂતને કેદ કરવો તે ધર્મ, અર્થ અને કામથી સર્વથા (તદ્દન) વિરુદ્ધ છે. પરન્તુ તે મૂર્ખાઓ તે પ્રમાણે જ કરવાનો વિચાર કરી રહ્યા છે. તેમનો આ મનોરથ કોઇ રીતે પૂરો નથી થઈ શકતો, તેઓ અત્યન્ત ક્ષુદ્ર હૃદયના છે. તેમને એ નથી સૂઝતું કે શ્રીકૃષ્ણને કેદ કરવા તે કોઇ બાળક બળતી આગને કપડામાં લપેટવા ચાહે એના બરાબર છે.

સાત્યકિની આ વાત સાંભળી દીર્ઘદર્શી વિદુરજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું—'રાજન! જણાય છે કે આપના બધા પુત્રોને મૃત્યુએ ઘેરી લીધા છે. તેથી જ તેઓ ન કરવા યોગ્ય અપયશ પ્રાપ્ત કરાવનારું કામ કરવા ઉપર મંડ્યા છે. જુઓને, તે લોકો આપસમાં મળીને બળાત્કારથી આ કમળનયન શ્રીકૃષ્ણનો તિરસ્કાર કરીને તેમને કેદ કરવાનો વિચાર કરી રહ્યા છે. પરન્તુ તેઓ નથી જાણતા કે આગની પાસે જતાં જ જેવું પતંગિયું નાશ પામે છે, તેવી રીતે શ્રીકૃષ્ણની પાસે પહોંચતાં જ તેમનું નામનિશાન મટી જશે.'

આ પછી શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને કહ્યું—રાજન! જો તેઓ ક્રોધમાં ભરાઇને મને કેદ કરવાનું સાહસ કરી

રહ્યા છે તો જરા આરામ ઉઠાવી લો. પછી જુઓ કે તેઓ મને કેદ કરે છે કે હું તેમને બાંધી લઉં છું. અચ્છા, જો હું આ જ સમયે તેમને અને તેમના અનુયાયીઓને બાંધીને પાંડવોને સોંપી દઉં તો મારું આ કામ અયોગ્ય તો નહિ થાય ને? રાજન્! હું આપના બધા પુત્રોને આજ્ઞા દઉં છું કે દુર્યોધનની જેવી ઇચ્છા છે તેવું તે લોકો કરી જુએ.'

આ ઉપર મહારાજ ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું—તમે તુરત જ પાપી દુર્યોધનને લઈ આવો. સંભવ છે કે આ વખતે હું તેને અનુયાયીઓ સહિત સીધા રસ્તા પર લાવી શકું.' વિદુરજી દુર્યોધનની ઇચ્છા ન હોવા છતાં પણ ફરી તેને સભામાં લઈ આવ્યા. તે વખતે તેના ભાઈઓ અને રાજાઓ તેની સાથે જ લાગેલા હતા. ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે તેને કહ્યું; 'કેમ રે કુટિલ દુર્યોધન! તું ત.. પાપી સાથીઓ સાથે મળીને એકદમ પાપકર્મ કરવા માટે માટે તૈયાર થઈ ગયો છે? યાદ રાખ, તારા જેવો મૂઢ અને કુલક...ર પુરુષ જે કઈ કરવાનો વિચાર કરશે તે કદી સફળ નહિ થાય. તેનાથી સત્પુરુષો તારી નિન્દા કરશે. કહે છે કે તું પોતાના પાપી સાથીઓની સાથે મળીને આ શ્રીકૃષ્ણને કેદ કરવા ચાહે છે. પણ તેમને તો ઇન્દ્ર સહિત સમસ્ત દેવતાઓ પણ પોતાના કાબુમાં નથી કરી શકતા. તારું આ દુઃસાહસ તો જેમ કોઈ બાળક ચન્દ્રમાને પકડવા ચાહે એવું છે. જણાય છે કે તને શ્રીકેશવના પ્રભાવની કઇ પણ ખબર નથી. અરે, જેમ વાયુને હાથથી નથી પકડી શકાતો અને પૃથ્વીને માથા પર ઉપાડી શકાતી નથી, તેમ જ શ્રીકૃષ્ણને કોઈ બળથી નથી બાંધી શકતું.'

ત્યારપછી વિદુરજી બોલ્યા—દુર્યોધન! તું મારી વાત સાંભળ. જો, શ્રીકૃ...ને કેદ કરવાનો વિચાર નરકાસુરે પણ કર્યો હતો. પરંતુ બધા દાનવોની સાથે મળીને પણ તે તે પ્રમાણે ન કરી શક્યો તો પછી તું તેમને તારા બળના પરપોટાથી પકડવાનું સાહસ કેવી રીતે કરે છે? તેમણે બાલ્યાવસ્થામાં જ પૂતના અને બકાસુરને મારી નાખ્યાં હતાં, ગોવર્ધન પર્વતને હાથ પર ઊંચકી લીધો હતો તથા અરિષ્ટાસુર, ધેનુકાસુર, ચાણૂર, કેશી અને કંસને પણ ધૂળમાં મેળવી દીધા હતા. તે સિવાય જરાસંધ, દન્તવક્ત્ર, શિશુપાળ, બાણાસુર, તથા બીજા પણ અનેક રાજાઓને નીચું દેખાડી ચૂક્યા છે. સાક્ષાત્ વરુણ, અગ્નિ અને ઇન્દ્રે પણ તેમનાથી હાર કબુલ કરેલી છે. પોતાના બીજા અવતારોમાં તેઓ મધુ-કૈટભ અને હયગ્રીવ વગેરે અનેક દૈત્યોને પછાડી ચૂક્યા છે. તેઓ સમ્પૂર્ણ પ્રવૃત્તિઓના પ્રેરક છે પરંતુ પોતે કોઈની પણ પ્રેરણાથી કશું કામ નથી કરતા. તેઓ જ સકલ પુરુષાર્થોનું કારણ છે. તેઓ જે કંઈ કરવા ચાહે તે કામ અનાયાસે જ કરી શકે છે. તમને તેમના પ્રભાવની ખબર નથી. જુઓ, જો તમે તેમનો તિરસ્કાર કરવાનો પ્રયત્ન કરશો તો જેમ અગ્નિમાં પડીને પતંગિયું નષ્ટ થઈ જાય તેમ તમારું નામ-નિશાન મટી જશે.

વિદુરજીનું વક્તવ્ય સમાપ્ત થતાં ભગવાન કૃષ્ણે કહ્યું—દુર્યોધન! તમે જે અજ્ઞાનવશ એમ સમજો છો કે હું એકલો છું અને મને દબાવીને કેદ કરવા ચાહો છો, પણ યાદ રાખો, સમસ્ત પાંડવો અને વૃષ્ણિ અને અંધક વંશના યાદવો પણ અહિં જ છે. ફક્ત તેઓ જ નહિ; આદિત્ય, રુદ્ર, વસુ અને સમસ્ત મહર્ષિઓ પણ અહિં જ મોજુદ છે.' આ પ્રમાણે કહીને શત્રુદમન શ્રીકૃષ્ણે અટ્ટહાસ કર્યું. બસ, તરત જ તેમનાં સર્વ અંગોમાં વિજળી જેવી કાન્તિવાળા બધા દેવતાઓ



દેખાવા લાગ્યા. તેમના લલાટપ્રદેશમાં બ્રહ્મા, વક્ષઃસ્થળમાં

રુદ્ર, ભુજાઓમાં લોકપાલો અને મુખમાં અગ્નિદેવ હતા. આદિત્ય, સાધ્ય, વસુ, અશ્વિનીકુમાર, ઇન્દ્ર સહિત મરુદ્ગણો, વિશ્વેદેવો, તથા યક્ષો, ગન્ધર્વો અને રાક્ષસો— આ બધા તેમના શરીરથી જ વ્યાપ્ત જણાતા હતા. તેમના બંને ભુજોમાંથી બલભદ્ર અને અર્જુન પ્રકટ થયા. તેમાં ધનુર્ધર અર્જુન જમણી બાજુએ અને બલભદ્ર ડાબી બાજુ હતા. ભીમ, યુધિષ્ઠિર અને નકુળ–સહદેવ તેમના પૃષ્ઠભાગમાં હતા, તથા પ્રદ્યુમ્ન વગેરે અન્ધક અને વૃષ્ણિવંશના યાદવો તેમની આગળ દેખાઈ રહ્યા હતા. તે વખતે શ્રીકૃષ્ણના અનેક બાહુઓ દેખાઈ રહ્યા હતા. તેમાં તેમણે શંખ, ચક્ર, ગદા, શક્તિ, શાર્ઙ્ગધનુષ હલ અને નન્દક ખડ્ગ લીધેલાં હતાં. તેમનાં નેત્ર, નાસિકા અને કાનનાં દ્વારોમાંથી ખૂબ ભીષણ આગની જ્વાળાઓ તથા તેમનાં રુંવાટાંમાંથી સૂર્યના જેવાં કિરણો નીકળી રહ્યાં હતાં.

આ પ્રમાણે શ્રીકૃષ્ણનું ભયંકર રૂપ જોઈને બધા રાજાઓએ ભયભીત થઈને આંખો મીંચી દીધી. કેવળ દ્રોણાચાર્ય, ભીષ્મ, વિદુર, સંજય અને ઋષિલોક જ તેનું દર્શન કરી શક્યા; કારણ કે ભગવાને તેમને દિવ્ય દૃષ્ટિ આપી હતી. સભાભવનમાં ભગવાનનું આ અદ્ભુત દૃશ્ય જોઈને દેવતાઓનાં દુન્દુભિઓનો શબ્દ થવા લાગ્યો તથા આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું; 'કમલનયન! સમસ્ત સંસારનું હિત કરનાર આપ જ છો. માટે આપ મારા પર કૃપા કરો. મારી પ્રાર્થના છે કે આ વખતે મને દિવ્ય નેત્ર પ્રાપ્ત થાય. હું કેવળ આપનાં જ દર્શન કરવા ચાહું છું. પછી બીજી કોઈ ચીજને જોવાની મારી ઇચ્છા નથી. આથી ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું; 'કુરુનન્દન! તમને અદશ્ય રૂપે બે નેત્ર થઈ જાઓ.' જ્યારે સભામાં બેઠેલા રાજાઓ અને ઋષિઓએ જોયું કે મહારાજ ધૃતરાષ્ટ્રને નેત્ર પ્રાપ્ત થઈ ગયાં છે તો તેમને બહુ આશ્ચર્ય થયું અને તેઓ શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે પૃથ્વી ડગમગવા લાગી, સમુદ્રમાં ખળભળાટ મચી ગયો અને બધા રાજાઓ આભા બની ગયા. પછી ભગવાને તે સ્વરૂપને અને પોતાની દિવ્ય, અદ્ભુત અને વિચિત્ર માયાને સમેટી લીધી. ત્યારપછી તેઓ ઋષિઓની આજ્ઞા લઈ સાત્યકિ અને કૃતવર્માનો હાથ પકડી સભાભવનમાંથી ચાલી નીકળ્યા. તેઓ ચાલતાં જ નારદ વગેરે ઋષિઓ પણ અન્તર્ધાન થઈ ગયા.

શ્રીકૃષ્ણને જતા જોઈ રાજાઓ સહિત બધા કૌરવો પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. પરન્તુ શ્રીકૃષ્ણે તે રાજાઓ તરફ કંઈ પણ ધ્યાન આપ્યું નહિ. એટલામાં જ દારુક તેમનો દિવ્ય રથ સજાવીને લઈ આવ્યો. ભગવાન રથ પર સવાર થયા. તેમની સાથે જ મહારથી કૃતવર્મા પણ ચઢેલો જણાયો. આ પ્રમાણે તેઓ જ્યારે જવા લાગ્યા ત્યારે મહારાજ ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણને કહ્યું; 'જનાર્દન! પુત્રો પર મારું બળ કેટલું કામ કરે છે તે આપે જોઈ લીધું. હું તો ચાહું છું કે કોઈ પ્રકારે કૌરવ-પાંડવોમાં મેળ થઈ જાય, અને તેને માટે પ્રયત્ન પણ કરું છું. પરન્તુ હવે મારી દશા જોઈને આપ મારા પર સન્દેહ ન કરશો.'

આ ઉપર ભગવાન્ કૃષ્ણે રાજા ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, ભીષ્મ, વિદુર, કૃપાચાર્ય અને બાહ્લીકને કહ્યું–'આ વખતે કૌરવોની સભામાં જે કંઈ થયું તે આપે પ્રત્યક્ષ જોયું છે. તથા મન્દબુદ્ધિ દુર્યોધન કેવી રીતે ક્રોધે ભરાઈને સભામાંથી ચાલ્યો ગયો હતો તે પણ આપે નજરે જ જોએલું છે. મહારાજ ધૃતરાષ્ટ્ર પણ આ વિષયમાં પોતાને અસમર્થ બતાવે છે. આથી હવે હું આપ સર્વની રજા ચાહું છું અને રાજા યુધિષ્ઠિરની પાસે જાઉં છું.' આ પ્રમાણે આજ્ઞા લઈ જ્યારે ભગવાન રથમાં ચઢીને ચાલવા લાગ્યા તો ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર, ધૃતરાષ્ટ્ર, બાહ્લીક, અશ્વત્થામા, વિકર્ણ અને યુયુત્સુ વગેરે કૌરવવીરો દૂર સુધી તેમની પાછળ ગયા. ત્યારપછી તે બધાનાં જોતાં જોતાં ભગવાન પોતાની ફોઈ કુન્તીને મળવા ગયા.

## વિદુલાની કથા સંભળાવી કુન્તીનું પાંડવો માટે સન્દેશ મોકલવું તથા શ્રીકૃષ્ણનું પાંડવોની પાસે જવું

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! ભગવાને કુન્તીને ઘેર જઈ તેમનો ચરણસ્પર્શ કર્યો તથા કૌરવોની સભામાં જે કંઈ બન્યું હતું તે સંક્ષેપમાં કહી સંભળાવ્યું. તેમણે કહ્યું; 'ફોઈ! મેં અને ઋષિઓએ તરેહતરેહની સલાહથી દુર્યોધનને અનેક માનવા યોગ્ય વાતો કહી, પરન્તુ દુર્યોધને કશા પર પણ ધ્યાન ન આપ્યું. દુર્યોધનના

બધા અનુયાયી વીરોના શિર પર કાળ ભમી રહ્યો છે. હવે હું તમારી પાસેથી આજ્ઞા ચહું છું. કારણ કે હવે મારે એકદમ પાંડવો પાસે જવું છે. બતાવો, તમારા તરફથી હું પાંડવોને શું કહું ?'

કુન્તીએ કહ્યું—કેશવ ! મારા તરફથી તમે રાજા યુધિષ્ઠિરને કહેજો કે પૃથ્વીનું પાલન કરવાનો તમારો ધર્મ છે. તમારાથી એ ધર્મની હાનિ થઈ રહી છે. માટે હવે તમે આ ધર્મને વૃથા ન ગુમાવો. બેટા ! ક્ષત્રિયોને પ્રજાપતિ બ્રહ્માએ પોતાની ભુજાઓથી ઉત્પન્ન કર્યા છે. માટે તેમણે પોતાના બાહુબળથી જ જીવવું જોઈએ. પૂર્વકાળમાં કુબેરે રાજા મુચુકુન્દને આ સમ્પૂર્ણ પૃથ્વી આપી દીધી હતી. પરન્તુ મુચુકુન્દે તેનો સ્વીકાર ન કર્યો. જ્યારે તેણે પોતાના બાહુબળથી જ આ પૃથ્વીને પ્રાપ્ત કરી ત્યારે જ ક્ષાત્રધર્મ પ્રમાણે તેણે તેનું યથાવત્ રાજ્ય કર્યું. રાજાથી સુરક્ષિત રહીને પ્રજા જે કંઈ ધર્મનું આચરણ કરે છે તેનો ચોથો ભાગ રાજાને મળે છે. રાજા જો ધર્મનું આચરણ કરે છે તો તેને દેવલોક મળે છે અને અધર્મ કરે છે તો નરકમાં પડે છે. જો તે દણ્ડનીતિનો યોગ્ય ઉપયોગ કરે તો ચારે વર્ણના લોકો અધર્મ કરવાથી અટકીને ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થાય છે. ખરી રીતે તો સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ—આ ચારે યુગોનું કારણ રાજા જ છે. આ વખતે તમે તમારી બુદ્ધિમાં જે સન્તોષ માનીને બેઠા છો, તો તે તમારા પિતા પાંડુએ, મેં અથવા તમારા પિતામહે પણ કદી ચાહ્યું નથી. હું સર્વદા તમારે માટે યજ્ઞ, દાન, તપ, શૌર્ય, પ્રજા, સન્તાનોત્પત્તિ, મહત્તા અને બળની જ કામના કરી રહી છું. ધર્માત્મા પુરુષે રાજ્ય પ્રાપ્ત કરીને કેટલાકને દાનથી, કેટલાકને બળથી અને કેટલાકને મિષ્ટ ભાષણથી પોતાને આધીન કરવા જોઈએ. બ્રાહ્મણ ભિક્ષાવૃત્તિથી રહે, ક્ષત્રિય પ્રજાપાલન કરે, વૈશ્ય ધનસંગ્રહ કરે અને શૂદ્ર આ સર્વની સેવા કરે. તમારે માટે ભિક્ષાવૃત્તિ નિષિદ્ધ છે અને ખેતી કરવી પણ યોગ્ય નથી. તમે ક્ષત્રિય છો, પ્રજાને ભયથી બચાવનાર છો. બાહુબળ જ તમારી આજીવિકાનું સાધન છે. હે મહાબાહુ ! તમારા જે વારસાગત ભાગને શત્રુઓએ હડપ કરી લીધો છે તેને તમારે સામ, દાન, દણ્ડ, ભેદ અથવા નીતિ વગેરે કોઈ પણ ઉપાયથી પ્રાપ્ત કરવો જોઈએ.

કૃષ્ણ ! આ પ્રસંગે હું તમને એક પ્રાચીન ઇતિહાસ સંભળાવું છું. તેમાં એક વિદુલા નામની સ્ત્રી અને તેના પુત્રનો સંવાદ છે. વિદુલા ક્ષત્રિયાણી હતી, તે ખૂબ યશસ્વિની, તેજસ્વી સ્વભાવવાળી, કુલીન સંયમશીલ અને દીર્ઘદર્શિની હતી. રાજસભાઓમાં તેની સારી ખ્યાતિ હતી, અને શાસ્ત્રનું પણ તેને સારું જ્ઞાન હતું. એક વખત તેનો પુત્ર સિન્ધુરાજથી પરાજિત થઈને દીન દશામાં આવી પડ્યો હતો. તે વખતે તેણે તેને તતડાવતાં કહ્યું; 'અરે ભૂંડા ! તું મારો પુત્ર નથી અને નથી તેં તારા પિતાના વીર્યથી જન્મ લીધો. તું તો શત્રુઓનો



આનન્દ વધારનાર છે. તારામાં જરા પણ સ્વાભિમાન નથી. તેથી ક્ષત્રિયમાં તો તને ગણી જ ન શકાય. તારા અવયવો અને બુદ્ધિ વગેરે પણ નપુંસકના જેવાં છે. અરે તારા શરીરમાં પ્રાણ હોવા છતાં તું નિરાશ થઈ ગયો ! જો તું કલ્યાણ ચાહતો હોય તો યુદ્ધનો ભાર ઉપાડ, તું તારા આત્માનો તિરસ્કાર ન કર, અને તારા મનને સ્વસ્થ કરીને ભયને ત્યજી દે. કાયરતા છોડી ઊભો થઈ જા, હાર ખાઈને પડ્યો ન રહે. આમ કરીને તો તું પોતાનું માન ખોઈને શત્રુઓને આનન્દિત કરી રહ્યો છે અને મિત્રોના શોકને વધારી રહ્યો છે. જો પ્રાણ જવાનો ડર લાગે તો પણ પરાક્રમ ન છોડવું જોઈએ. જેમ બાજ નિઃશંક થઈને આકાશમાં ઊડતું રહે છે તેમ તું પણ નિઃશંક થઈને

રણભૂમિમાં ફર. અત્યારે તો તું એવી રીતે પડ્યો છે કે જાણે વિજળીથી મરેલું મડદું ! બસ તું ઊભો થઇ જા, શત્રુઓથી પરાજય પામીને પડ્યો ન રહે. તું સામ, દાન અને ભેદરૂપ મધ્યમ અને અધમ ઉપાયોનો આશ્રય ન લે. દંડ જ સર્વશ્રેષ્ઠ છે. તેનો જ આશ્રય લઇને શત્રુઓની સામે ખડો થઇને ગર્જના કર. વીર પુરુષ રણભૂમિમાં જઇને ઉચ્ચ કોટિનું પરાક્રમ બતાવીને પોતાના ધર્મથી ઋણમુક્ત થઇ જાય છે. તે પોતાની નિન્દા નથી કરતો. વિદ્વાન પુરુષ તો ફળ મળે અથવા ન મળે, તેને માટે ચિન્તા નથી કરતો. તે તો નિરન્તર પુરુષાર્થને સિદ્ધ કરનાર કર્મ જ કરતો રહે છે. તેને પોતાને માટે ધનની પણ ઇચ્છા નથી રહેતી. તું યા તો તારો પુરુષાર્થ વધારીને રાજ્ય પ્રાપ્ત કર, નહિ તો વીરગતિને પ્રાપ્ત થા. આ પ્રમાણે ધર્મને પીઠ બતાવીને શા માટે જીવી રહ્યો છે ? અરે મૂર્ખ ! આ રીતે તો તારાં સત્કર્મો અને સુયશ બધું માટીમાં જ મળી જશે તથા તારા ભોગનું સાધન જે રાજ્ય હતું તે પણ નષ્ટ થઇ ગયું છે. હવે તું શા માટે જીવી રહ્યો છે ?

"દાન, તપ, સત્ય, વિદ્યા અને ધનના સંગ્રહની વાત નીકળતાં જે પુરુષનો સુયશ ગવાતો નથી તે તો પોતાની માતાની વિષ્ઠા જ છે. સાચા મરદ તો તે જ છે કે જે પોતાની વિદ્યા, તપ ઐશ્વર્ય, અને પરાક્રમથી બીજા લોકોને દંગ કરી દે છે. તારે ભિક્ષાવૃત્તિ તરફ ન તાકવું જોઇએ, તે તો અપકીર્તિકારક, દુઃખદાયી અને કાયરોના કામની છે, અરે સંજય ! જણાય છે કે પુત્રરૂપે મેં કલિયુગને જ જન્મ આપ્યો છે. તારામાં જરા પણ સ્વાભિમાન, ઉત્સાહ અથવા પુરુષાર્થ નથી. તને જોઇને શત્રુઓને જ સુખ થાય છે, કોઈ પણ કામિની આવા કુપુત્રને ઉત્પન્ન ન કરશો, જે પોતાના હૃદયને વજ્ર સમાન નિશ્ચલ બનાવીને રાજ્ય અને ધન માટે ઉદ્યમ કરે છે, અને શત્રુઓની સામે લાગ્યો રહે છે. તે જ પુરુષ છે જે સ્ત્રીઓની પેઠે કોઈ રીતે પોતાનું પેટ ભરી જાણે છે તેને પુરુષ કહેવો જ વ્યર્થ છે. જો રાજા શૂરવીર, તેજસ્વી, બળવાન અને સિંહ સમાન પરાક્રમ બતાવનાર હોય અને વીરગતિને પ્રાપ્ત કરે તો પ્રજા તેને ધન્યવાદ જ આપે છે. જેમ બધા પ્રાણીઓના જીવનનો આધાર વરસાદને આધીન છે તે જ પ્રકારે બ્રાહ્મણો અને સુહૃદોની જીવિકાનો આધાર તારા પર જ હોવો જોઈએ.

"જા, કોઈ પર્વતોના પ્રદેશવાળા કિલ્લામાં જઇને રહે અને શત્રુઓ ઉપર આપત્કાળ આવવાની રાહ જો, બેટા ! શત્રુ પણ અજર-અમર તો નથી જ, બેટા ! તારું નામ તો સંજય છે, પણ મને તારામાં એવો કોઈ ગુણ દેખાતો નથી ! તું સંગ્રામમાં જય પ્રાપ્ત કરીને તારા નામને સાર્થક કર. જ્યારે તું બાળક હતો ત્યારે એક ભૂતભવિષ્યને જાણનાર બુદ્ધિમાન બ્રાહ્મણે તને જોઇને કહ્યું હતું કે, આ એક વખત ખૂબ ભારે વિપત્તિમાં પડીને ફરી ઉન્નતિ પ્રાપ્ત કરશે.' તે વાતને યાદ કરતાં મને તારા વિજયની પૂરી આશા રહે છે. તેથી જ તને આ કહી રહી છું. શમ્બર મુનિનું કથન છે કે જ્યાં 'આજ ભોજન નથી, કાલ માટેનું કંઇ ઠેકાણું નથી'—આથી વધુ કોઇ ખરાબ દશા નથી હોઇ શકતી. જ્યારે આજીવિકા ન રહેવાથી તારું કામકાજ કરનાર સેવકો, ગુરુ, ઋત્વિજ વગેરેને તું, તને છોડીને જતા રહેલા જોઇશ ત્યારે તારું જીવન શા કામનું રહેશે ! પહેલાં મારા પતિએ કોઇ બ્રાહ્મણને કદી 'નથી' એમ નથી કહ્યું. હવે જો તારે 'નથી' કહેવું પડશે. તો મારું હૃદય ફાટી જશે. આપણે સદા બીજાને આશ્રય આપતાં રહ્યાં છીએ. બીજાની આશા સાંભળવાની આપણને ટેવ નથી. જો મારે કોઈ બીજાને આશ્રયે જીવન ગાળવું પડશે તો હું પ્રાણ ત્યજી દઇશ. દેખ, જો તું જીવનનો લોભ નહિ કરે તો તારાથી બધા શત્રુઓ પરાસ્ત થઇ શકશે. તું જુવાન છે તથા વિદ્યા, કુળ અને રૂપથી સમ્પન્ન છે. જો તારા જેવા જગવિખ્યાત પુરુષ આવું વિપરીત આચરણ કરે અને કર્તવ્યનો ભાર ન ઉઠાવે તો હું તેને મૃત્યુ જ ગણું છું. જો હું તને શત્રુની સાથે લાંબી-ટૂંકી વાતો કરતો અથવા તેની પાછળ ચાલતો જોઉં તો મારા હૃદયને કેમ શાન્તિ થશે ! શત્રુની પાછળ-પાછળ ફરતો રહ્યો હોય એવો કોઈ પુરુષ આ કુળમાં જન્મ્યો નથી. ભાઈ ! તને શત્રુનો સેવક થઇને જીવવું કોઇ પ્રકારે યોગ્ય નથી. જે પુરુષે ક્ષત્રિયકુળમાં જન્મ લીધો છે અને જેને ક્ષાત્ર ધર્મનું જ્ઞાન છે તે ભયથી અથવા આજીવિકા માટે કોઇની આગળ ઝુકતો નથી, તે મનસ્વી વીર તો મદોન્મત્ત હાથીની માફક રણભૂમિમાં વિચરે છે. અને કેવળ ધર્મરક્ષાને માટે સર્વદા બ્રાહ્મણની આગળ જ ઝુકે છે.'

પુત્ર કહેવા લાગ્યો—મા ! તમે વીરોના જેવી બુદ્ધિવાળાં છો પણ ખૂબ જ નિષ્ઠુર અને મને ક્રોધ કરનારાં

છો. તમારું હૃદય તો જાણે લોઢાને જ ઘડીને બનાવ્યું હોય તેવું છે. અહો! ક્ષત્રિયનો ધર્મ ખૂબ કઠિન છે. એને લીધે જ તમે પણ જેમ કોઈની માતા હોય અથવા જેમ કોઈ બીજાને કહી રહ્યાં હોય એ પ્રમાણે મને ઉત્સાહિત કરી રહ્યાં છો. હું તમારો એકનો એક પુત્ર છું, છતાં પણ તમે મને આવી વાત કહી રહ્યાં છો! પણ જો તમે મને જ નહિ જુઓ તો આ પૃથ્વી, ઘરેણાં, ભોગ અને જીવનથી પણ તમને શું સુખ મળશે? કારણ કે આ તમારો અત્યન્ત પ્રિય પુત્ર હું તો સંગ્રામમાં ખપી જઈશ!

માતાએ કહ્યું—સંજય! બુદ્ધિમાનોની બધી સ્થિતિઓ ધર્મ અથવા અર્થને માટે જ થતી હોય છે. તેમના ઉપર દૃષ્ટિ રાખીને જ હું તને યુદ્ધને માટે ઉત્સાહિત કરી રહી છું. આ તારે માટે કોઈ જવસંત કામ કરી બતાવવાનો વખત આવ્યો છે. આ અવસર પર જો તેં કંઈ કામ કરી ન બતાવ્યું તથા તારા શરીર અને શત્રુ પ્રત્યે કડકાઈથી કામ ન લીધું તો તારો ખૂબ જ તિરસ્કાર થશે. આ પ્રમાણે જ્યારે અપયશનો અવસર તારા શિર પર નાચી રહ્યો છે એવે વખતે જો હું તને કંઈ પણ ન કહું તો લોકો મારા પ્રેમને ગધેડીના જેવો કહેશે, અને તેને નિરર્થક અને મૂઢતા ભરેલો જણાશે. માટે તું આ સત્પુરુષોએ નિન્દેલો તથા મૂર્ખોએ સેવેલો માર્ગ છોડી દે. મને તું ત્યારે પ્રિય લાગીશ કે જ્યારે તારું આચરણ સત્પુરુષોને યોગ્ય થશે. જે પુરુષ વિનયહીન, શત્રુ પર ચઢાઈ ન કરનાર, દુષ્ટ અને દુર્બુદ્ધિ પુત્રને પ્રાપ્ત કરીને પણ પોતાને સુખી માને છે તેનું સન્તાન પ્રાપ્ત કરવું વ્યર્થ છે. જે પોતાનું કર્તવ્ય કર્મ નથી કરતા અને નિન્દનીય કર્મનું આચરણ કરે છે તે અધમ પુરુષોને તો નથી આ લોકમાં કે નથી પરલોકમાં સુખ મળતું. પ્રજાપતિએ ક્ષત્રિયોને તો યુદ્ધ કરવા અને વિજય પ્રાપ્ત કરવા માટે જ રચ્યા છે. યુદ્ધમાં જય અથવા મૃત્યુ પ્રાપ્ત કરવાથી ક્ષત્રિય ઇન્દ્રલોક પ્રાપ્ત કરી લે છે. શત્રુઓને વશ કરીને ક્ષત્રિય જે સુખનો અનુભવ કરે છે તે તો ઇન્દ્રના ભવનમાં કે સ્વર્ગલોકમાં પણ નથી.

પુત્ર બોલ્યો—માતાજી! આ ઠીક છે, પરન્તુ તમારે તમારા પુત્ર પ્રત્યે તો આવી વાતો ન કરવી જોઈએ. તેના ઉપર તો જડ અથવા મૂંગાની પેઠે રહીને તમારે દયાદૃષ્ટિ જ રાખવી જોઈએ.

માતાએ કહ્યું—જે પ્રમાણે તું મને મારું કર્તવ્ય બતાવી રહ્યો છે તે પ્રમાણે હું તને તારું કર્તવ્ય સુઝાડી રહી છું. જ્યારે તું સિન્ધુદેશના બધા યોદ્ધાઓનો સંહાર કરી નાખીશ, ત્યારે જ હું તારી પ્રશંસા કરીશ. હું તો તને કઠિનતાથી પ્રાપ્ત થનાર વિજયને જ જોવા ચાહું છું.

પુત્રે કહ્યું—માતાજી! મારી પાસે નથી ખજાનો કે નથી કોઈ સહાયક, તો પછી મારો વિજય કેમ થશે? આ વિકટ પરિસ્થિતિનો વિચાર કરીને તો હું રાજ્યની આશા જ છોડી બેઠો છું. જો આ સ્થિતિમાં પણ તમને કોઈ ઉપાય દેખાતો હોય તો મને કહો, હું તમે જેમ કહેશો તેમ જ કરીશ.

માતા બોલી—બેટા! જો પહેલેથી જ, પોતાની પાસે વૈભવ ન હોય તો તેને માટે પોતાનો તિરસ્કાર ન કરવો. આ ધન અને સમ્પત્તિ પહેલાં ન હોય અને પાછળથી આવી મળે છે અને કેટલીક વાર પહેલાં હોય અને પાછળથી નષ્ટ થઈ જાય છે. માટે કેવળ ગમે તે રીતે (અધમ ઉપાયોથી) ધનસમ્પત્તિ ભેગી કરવાની નાદાની ન કરવી જોઈએ. તેને માટે તો બુદ્ધિમાન પુરુષે ધર્મ અનુસાર જ પ્રયત્ન કરવો જોઈએ. દરેક જાતનાં કર્મોનાં ફળ અનિત્ય જ છે. કેટલીક વાર કર્મોનું ફળ મળે છે અને કેટલીક વાર નથી મળતું તો પણ મતિમાન પુરુષો કર્મ કર્યા જ કરે છે. જેઓ કર્મ નથી કરતા તેમને તો કદી ફળ નથી મળતું, માટે પ્રત્યેક મનુષ્યે મારું અભીષ્ટ કર્મ સિદ્ધ થશે જ એવો નિશ્ચય કરીને તેને કરવા માટે તૈયાર થઈ જવું જોઈએ. પુરુષે ઉત્તમ કર્મો જ કરવાં જોઈએ અને તેમાં બ્રાહ્મણ વગેરેનો સત્કાર કરવો જોઈએ. આમ કરવાથી રાજાની ઉન્નતિ થાય છે. જે લોકો લોભી, શત્રુદ્વારા સતાવેલા અને અપમાનિત તથા તેનો દ્વેષ કરનારા હોય તેમને તું તારા પક્ષમાં કરી લે. આમ કરવાથી જરૂર તું અનેક શત્રુઓનો નાશ કરી શકીશ. તેમને પહેલેથી જ પગાર આપ, રોજ સવારમાં ઊઠીને તેમની સાથે પ્રિય ભાષણ કર. આમ કરવાથી જરૂર તેઓ તારું પ્રિય કરશે. જ્યારે શત્રુને એ માલુમ પડે છે કે મારો પ્રતિપક્ષી મરણિયો થઈને યુદ્ધ કરશે ત્યારે તેનો ઉત્સાહ ઢીલો પડી જાય છે.

ગમે તેવી આપત્તિ આવી પડ્યા છતાં પણ રાજાએ ગભરાવું ન જોઈએ. જો ગભરાટ થાય તો પણ બાહ્ય-

રાએલા જેવું દેખાવું ન જોઇએ. રાજાને ભયભીત જોઇને પ્રજા, સેના અને મન્ત્રીઓ પણ પોતાના વિચાર બદલી દે છે. તેમાંથી કોઇ શત્રુઓથી મળી જાય છે, કોઈ છોડીને ચાલ્યા જાય છે અને જેઓનું પહેલાં અપમાન કર્યું હોય તેઓ રાજ્ય છીનવી લેવા માટે તૈયાર થઈ જાય છે. તે વખતે જેઓ સાચા મિત્રો હોય છે તેઓ જ સાથ આપે છે. પરન્તુ તેઓ પણ શક્તિહીન હોવાથી કંઈ કરી શકતા નથી.

હું તારો પુરુષાર્થ અને બુદ્ધિને જાણવા ચાહતી હતી. તેથી જ તારો ઉત્સાહ વધારવા માટે તને આ વાતો કહી છે. જો તને હું બરાબર કહી રહી છું એવો વિશ્વાસ થતો હોય તો કમર કસીને ઊભો થઇ જા. મારી પાસે હજુ મોટો ખજાનો છે. તેને હું એકલી જ જાણું છું. બીજા કોઇને તેની ખબર નથી. તે હું તને સોંપું છું. સંજય! હજુ તો તારે સેંકડો મિત્રો છે, તેઓ બધા ય સુખદુઃખ સહન કરનારા અને યુદ્ધમાં પીઠ ન બતાવનારા છે."

રાજા સંજય નાના મનનો માણસ હતો, પરન્તુ માતાનાં આવાં વચન સાંભળીને તેનો મોહ નષ્ટ થઇ ગયો. તેણે કહ્યું; 'મારું આ રાજ્ય શત્રુરૂપ જળમાં ડૂબી ગયું છે, હવે મારે તેને બહાર કાઢવું છે. નહિ તો હું રણમાં મારા પ્રાણ આપી દઇશ. અહો! મને ભવિષ્યમાં વૈભવ આપનારા માર્ગને બતાવનારી તમારા જેવી માતા મળી છે તો પછી મને શાની ચિન્તા છે! હું તમારી વાતો બરાબર ચાહતો હતો તેથી જ વચ્ચે વચ્ચે કંઇક કહીને મૌન થઇ જતો હતો, તમારાં અમૃતના જેવાં વચન મને બહુ ભાગ્યને લીધે જ સાંભળવા મળ્યાં છે. હવે હું શત્રુઓનું દમન કરવા માટે અને જય પ્રાપ્ત કરવા માટે મારા બન્ધુઓ સહિત ચઢાઈ કરું છું.'

કુન્તી કહે છે—શ્રીકૃષ્ણ! માતાનાં વાગ્બાણોથી વિંધાઈને તેણે ચાબુક ખાધેલા ઘોડાની પેઠે માતાની આજ્ઞા અનુસાર બધાં કામ કર્યાં. આ આખ્યાન બહુ ઉત્સાહ અને તેજ વધારનારું છે. જ્યારે કોઇ રાજા શત્રુથી પીડિત થઇને કષ્ટ પામી રહ્યો હોય ત્યારે મન્ત્રીએ તેને આ સંભળાવવું. આ ઇતિહાસ સાંભળવાથી ગર્ભવતી સ્ત્રી શૂરવીર, વિદ્યાવાન, તપસ્વી, દાની, તેજસ્વી, બળવાન, ધૈર્યવાન, વિજયી, દુષ્ટોનું દમન કરનાર, ધર્માત્મા અને સાચો પ્રતાપી પુત્ર ઉત્પન્ન કરે છે.

કેશવ! તમે અર્જુનને કહેશો કે "તારો જન્મ થતી વખતે આ આકાશવાણી થઇ હતી કે 'કુન્તી! તારો આ પુત્ર ઇન્દ્રના સમાન થશે. તે ભીમસેનની સાથે રહીને યુદ્ધસ્થળમાં આવેલા બધા કૌરવોને જીતી લેશે અને પોતાના શત્રુઓને વ્યાકુળ કરી દેશે. આ સમ્પૂર્ણ પૃથ્વીને પોતાને આધીન કરી લેશે અને તેનો યશ સ્વર્ગલોક સુધી ફેલાઇ જશે. શ્રીકૃષ્ણની સહાયતાથી આ બધા કૌરવોને મારીને પોતાનું પૈતૃક રાજ્ય પ્રાપ્ત કરશે અને પછી પોતાના ભાઈઓ સહિત ત્રણ અશ્વમેધ યજ્ઞ કરશે." કૃષ્ણ! મારી પણ એવી જ ઇચ્છા છે કે આકાશ-વાણીએ જેવું કહ્યું હતું તેવું જ થાઓ. અને જો ધર્મ સત્ય છે તો તેવું જ થશે. તમે અર્જુન અને ભીમસેનને કહેશો કે 'ક્ષત્રિયાણી જે કામના માટે પુત્ર ઉત્પન્ન કરે છે તેને કરવાનો સમય આવી ગયો છે. દ્રૌપદીને કહેશો કે બેટી! તું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ છે, તેં મારા બધા પુત્રો સાથે ધર્માનુસાર વર્તાવ કર્યો છે—આ તને યોગ્ય જ છે.' તથા નકુળ અને સહદેવને કહેશો કે 'તમે તમારા પ્રાણોને પણ હોડમાં મૂકીને પોતાના પરાક્રમથી જ પ્રાપ્ત થયેલા ભોગોને ભોગવવાની ઇચ્છા કરો.'

કૃષ્ણ! મને રાજ્ય ગયાનું, જુગારમાં હાર્યાનું અથવા પુત્રોના વનવાસનું દુઃખ નથી; પરન્તુ મારી પુત્રવધૂએ સભાની વચ્ચે રોતાંરોતાં દુર્યોધનનાં જે કઠોર વચનો સાંભળ્યાં હતાં તે જ મને ખૂબ દુઃખ દઇ રહ્યાં છે, તે ભીમ અને અર્જુનને માટે તો ખૂબ જ અપમાનજનક હતાં, તમે તેમને તે યાદ અપાવશો. પછી દ્રૌપદી પાંડવો તથા તેમના પુત્રોને મારા તરફથી કુશળ પૂછશો અને તેમને વારંવાર મારું કુશળ કહેશો. હવે તમે જાઓ, મારા પુત્રોને સાચવતા રહેશો. તમારો માર્ગ વિઘ્ન વગરનો થઓ!

**વૈશમ્પાયન કહે છે**—ત્યારે ભગવાન કૃષ્ણે કુન્તીને પ્રણામ કર્યા અને તેમની પ્રદક્ષિણા કરીને બહાર આવ્યા. ત્યાં આવીને તેમણે ભીષ્મ વગેરે મુખ્યમુખ્ય કૌરવોને વિદાય કર્યા તથા કર્ણને રથમાં બેસાડીને સાત્યકિની સાથે ચાલી નીકળ્યા. ભગવાનના ગયા પછી કૌરવલોક પરસ્પર મળીને તેમના વિષે અનેક અદ્ભુત અને આશ્ચર્યજનક વાતો કરવા લાગ્યા. નગરથી બહાર આવીને શ્રીકૃષ્ણે કર્ણની સાથે કેટલીક ગુપ્ત વાતો કરી અને પછી તેને વિદાય કરીને ઘોડા હાંકી મૂક્યા. તે ઘોડા એટલા વેગથી ચાલતા હતા કે તેઓ વાતવાતમાં તે લાંબો માર્ગ કાપીને ઉપપ્લવ્યમાં પહોંચી ગયા.

## દુર્યોધનની સાથે ભીષ્મ અને દ્રોણાચાર્યની વાતચીત અને શ્રીકૃષ્ણ તથા કર્ણની ગુપ્ત મંત્રણા

**વૈશમ્પાયન** કહે છે—કુન્તીએ શ્રીકૃષ્ણને જે સન્દેશ આપ્યો હતો તેને સાંભળીને મહારથી ભીષ્મ અને દ્રોણે દુર્યોધનને કહ્યું–'રાજન! કુન્તીએ શ્રીકૃષ્ણને જે અર્થ અને ધર્મને અનુકૂળ ખૂબ જ ઉગ્ર અને માર્મિક વચનો કહ્યાં છે તે તમે સાંભળ્યાં? હવે પાંડવો શ્રીકૃષ્ણની સમ્મતિથી એ પ્રમાણે જ કરશે. તેઓ અર્ધું રાજ્ય લીધા વિના શાન્તિથી નહિ બેસે. માટે તમે તમારાં મા-બાપ અને હિતૈષીઓની વાત માની લો. હવે સન્ધિ અથવા યુદ્ધ કરવું તે તમારા જ હાથમાં છે. જો આ વખતે તમને અમારી વાત ગમતી નથી તો રણાંગણમાં ભીમસેનનો ભીષણ સિંહનાદ અને ગાણ્ડીવનો ટંકાર સાંભળીને અવશ્ય યાદ આવશે.'

આ સાંભળી રાજા દુર્યોધન ઉદાસ થઈ ગયો, તેણે મોઢું નીચું કરી દીધું તથા ભમરો સંકોચીને વાંકી નજરથી જોવા લાગ્યો. તેને ઉદાસ જોઈને ભીષ્મ અને દ્રોણ આપસમાં એકબીજાની તરફ જોઈને વાત કરવા લાગ્યા. ભીષ્મે કહ્યું–'યુધિષ્ઠિર સદાય અમારી સેવા કરવાને તત્પર રહે છે. તે કદી કોઈની ઈર્ષ્યા નથી કરતા તથા બ્રાહ્મણોના ભક્ત અને સત્યવાદી છે. તેમની સાથે મારે યુદ્ધ કરવું પડશે તેનાથી વધુ દુઃખની વાત બીજી કઈ હશે." દ્રોણાચાર્ય બોલ્યા; 'પુત્ર અશ્વત્થામાની અપેક્ષાએ અર્જુન પર મારો અધિક પ્રેમ છે. તે પણ બહુ વિનયી છે અને મારું બહુ માન કરે છે. હવે ક્ષાત્રધર્મનો આશ્રય લઈને પુત્રથી પણ વધુ પ્રિય તે ધનંજય સાથે જ મારે યુદ્ધ કરવું પડશે. આ ક્ષાત્રવૃત્તિને ધિક્કાર છે. દુર્યોધન! તમને કુરુવૃદ્ધ ભીષ્મ, હું, વિદુર અને કૃષ્ણ-બધા સમજાવીને હારી ગયા. પરન્તુ તમને પોતાના હિતની વાત દેખાતી જ નથી. દેખો! અમે તો બહુ દાન, હવન અને સ્વાધ્યાય કરી ચૂક્યા" છીએ. અમે ધન વગેરે આપીને બ્રાહ્મણોને પણ ખૂબ તૃપ્ત કર્યા છે અને અમારું આયુષ્ય પણ ખૂબ પસાર થઈ ચૂક્યું છે. તેથી અમે તો જે કરવું હતું તે કરી લીધું. પરન્તુ પાંડવો સાથે વેર ઊભું કરીને તમારે મહાન વિપત્તિ ભોગવવી પડશે. તમારું સુખ, રાજ્ય, મિત્ર અને ધન–બધાનો ફેંસલો થઈ જશે. માટે તે વીરોની સાથે યુદ્ધ કરવાનો વિચાર છોડીને સન્ધિ કરી લો. તેમાં જ કુરુકુળની ભલાઈ છે. પોતાના પુત્ર, મન્ત્રી અને સેનાનો વિનાશ ન કરવો.'

આ બાજુ શ્રીકૃષ્ણ જ્યારે કર્ણને રથમાં બેસાડીને હસ્તિનાપુરથી બહાર આવ્યા ત્યારે તેમણે તેને તીક્ષ્ણ, મૃદુ અને ધર્મયુક્ત વાક્યોમાં કહ્યું-કર્ણ! તમે વેદવેત્તા બ્રાહ્મણોની સેવા કરી છે, તથા




તેમને પરમાર્થતત્ત્વ સંબંધી પ્રશ્ન કર્યા છે. પરન્તુ હું તમને એક ગુપ્ત વાત બતાવું છું. તમે કુન્તીની કન્યાવસ્થામાં તેના જ ગર્ભથી જન્મ લીધો છે. તેથી ધર્માનુસાર તમે પાંડુના જ પુત્ર છો. આથી શાસ્ત્રદૃષ્ટિએ તમે જ રાજ્યના અધિકારી છો. તમારા પિતૃપક્ષમાં પાંડવો છે અને માતૃપક્ષમાં યાદવો. તમે મારી સાથે ચાલો. પાંડવોને પણ તે માલુમ પડે કે તમે યુધિષ્ઠિરથી પણ પહેલા ઉત્પન્ન થએલા કુન્તીના પુત્ર છો. પછી તો પાંચ પાંડવો, દ્રૌપદીના પુત્રો અને અભિમન્યુ તમારા ચરણ ધોશે, તથા પાંડવપક્ષમાં એકત્રિત થએલા રાજાઓ, રાજપુત્રો, વૃષ્ણિ અને અંધક વંશમાં ઉત્પન્ન થએલા બધા યાદવો પણ તમારું ચરણવંદન કરશે.

મારી ઇચ્છા છે કે ધૌમ્ય મુનિ આજે જ તમારે માટે હોમ કરે અને ચારે વેદના જ્ઞાતા બ્રાહ્મણો તમારો અભિષેક કરે. આ બધા લોકો પણ, મળીને તમારો જ રાજ્યાભિષેક કરીશું. ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર તમારા યુવરાજ થશે અને હાથમાં સફેદ ચમર લઈને તમારી પાછળ રથપર બેસશે, તમારા મસ્તક પર ભીમસેન ખૂબ મોટું છત્ર ધરશે, અર્જુન તમારો રથ હાંકશે, અભિમન્યુ સર્વદા તમારી પાસે રહેશે તથા નકુળ, સહદેવ, દ્રૌપદીના પાંચ પુત્રો, પંચાલરાજકુમાર અને મહારથી શિખંડી તમારી પાછળ ચાલશે. હું પણ તમારી પાછળ જ ચાલતો રહીશ. આ પ્રમાણે પોતાના ભાઈ પાંડવોની સાથે તમે રાજ્ય ભોગવો તથા જપ, હોમ અને તરેહ-તરેહનાં મંગલકાર્યો કરો.

કર્ણે કહ્યું-કેશવ! આપે સહૃદયતા, સ્નેહ અને મારા હિતની ઇચ્છાથી જે કંઈ કહ્યું તે ઠીક છે. આ બધી વાતોની મને પણ ખબર છે, આપ સમજો છો તે પ્રમાણે ધર્માનુસાર હું પાંડુનો જ પુત્ર છું. કુન્તીએ કન્યાવસ્થામાં સૂર્યદ્વારા મને ગર્ભમાં ધારણ કર્યો હતો અને પછી તેમના જ કહેવાથી મને ત્યજી દીધો હતો. ત્યારપછી અધિરથ સૂતે મને જોયો અને તે મને ઘેર લઈ ગયા. તેમણે મને ખૂબ સ્નેહથી પોતાની સ્ત્રી રાધાના ખોળામાં મૂકી દીધો. તે વખતે મારા ઉપરના સ્નેહને લીધે રાધાના સ્તનોમાં દૂધ આવ્યું અને તેણે બાળક-અવસ્થામાં મારાં મળ-મૂત્ર ઉઠાવ્યાં. આથી ધર્મશાસ્ત્રને જાણવાવાળો મારા જેવો કોઈપણ પુરુષ રાધાના પિંડનો લોપ કેવી રીતે કરી શકે? આ પ્રમાણે અધિરથ સૂત પણ મને પોતાનો પુત્ર જ સમજે છે, અને હું પણ સ્નેહવશ તેમને મારા પિતા જ સમજું છું. તેમણે મારા જાતકર્મ વગેરે સંસ્કારો પણ કરાવ્યા હતા, તથા બ્રાહ્મણો પાસે વસુષેણ નામ પડાવ્યું હતું. હું યુવાન થતાં તેમણે જ સૂત જાતિની કેટલીય સ્ત્રીઓ સાથે મારો વિવાહ કરાવ્યો હતો. હવે તેમનાથી મારે છોકરાં પણ થઈ ગયાં છે. તે સ્ત્રીઓમાં મારું હૃદય પ્રેમવશ પૂરેપૂરું ફસાઈ પણ ગયું છે. હવે હું સમ્પૂર્ણ પૃથ્વી અથવા સોનાના ઢગલા મળે અથવા કોઈ પ્રકારના હર્ષ કે ભયને લીધે તે સમ્બન્ધીઓને છોડી નથી શકતો. દુર્યોધને પણ મારા જ ભરોસે શસ્ત્ર ઉઠાવવાનું સાહસ કર્યું છે, અને તેથી જ તેણે આ યુદ્ધમાં મને અર્જુનની સાથે દ્વિરથ યુદ્ધને માટે નિશ્ચિત કર્યો છે. હું મૃત્યુ, બન્ધન, ભય અથવા લોભને લીધે દુર્યોધનને દગો નથી દઈ શકતો, અને હવે જો મેં અર્જુનની સાથે દ્વિરથ યુદ્ધ ન કર્યું તો તેથી અર્જુન અને મારી બન્નેની અપકીર્તિ થશે.

પરન્તુ મધુસૂદન! આપ એક નિયમ અત્યારે જ લઈ લો. તે એ કે આપણી જે આ ગુપ્ત વાત થઈ છે તે અહિં સુધી જ રહે. જો ધર્માત્મા અને જિતેન્દ્રિય યુધિષ્ઠિરને આ વાતની ખબર પડી જશે કે કુન્તીનો પહેલો પુત્ર હું છું તો તેઓ રાજ્ય ગ્રહણ નહિ કરે અને મને તે વિશાળ સામ્રાજ્ય મળ્યું તો હું તેને દુર્યોધનને જ દઈ દઈશ. પરન્તુ મારી તો એવી ઇચ્છા છે કે જેમના નેતા શ્રીકૃષ્ણ અને યોદ્ધો અર્જુન છે, તે ધર્માત્મા યુધિષ્ઠિર જ સર્વદા રાજ્ય કરે. મેં દુર્યોધનની પ્રસન્નતા માટે પાંડવોના વિષયમાં જે કડવાં વાક્ય કહ્યાં છે તે કુકર્મને માટે હવે મને ખૂબ પશ્ચાત્તાપ થાય છે. શ્રીકૃષ્ણ! જે વખતે આપ મને અર્જુનને હાથે મરાએલો જોશો, જ્યારે ભયંકર ગર્જના કરતો ભીમ દુઃશાસનનું લોહી પીશે, જે વખતે પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી દ્રોણાચાર્ય અને ભીષ્મનો વધ કરશે તથા મહાબળવાન ભીમસેન દુર્યોધનને મારી નાખશે તે જ વખતે રાજા દુર્યોધનનો આ રણયજ્ઞ સમાપ્ત થશે. કેશવ! કુરુક્ષેત્ર ત્રણે લોકમાં અત્યન્ત પવિત્ર છે. ત્યાં આ બધો વૈભવશાળી ક્ષત્રિય સમાજ શસ્ત્રાગ્નિમાં સ્વાહા થઇ જશે. આમાં આપ એવું કરો કે જેથી બધા ક્ષત્રિયો સ્વર્ગ પ્રાપ્ત કરી લે. ક્ષત્રિયનું ધન તો સંગ્રામમાં જય પામવો અથવા પોતાનું પરાક્રમ બતાવતાં મરી જવું એ જ છે. માટે આપ મારા આ વિચારને ગુપ્ત રાખીને અર્જુનને મારી સાથે યુદ્ધ કરવા માટે લઈ આવશો.

**કર્ણની આ વાત સાંભળી શ્રીકૃષ્ણ હસ્યા અને પછી મન્દ સ્મિત કરતાં આ પ્રમાણે કહેવા લાગ્યા**—કર્ણ! તો શું તમને આ રાજ્યપ્રાપ્તિનો ઉપાય પણ મંજુર નથી? તમે મારી આપેલી પૃથ્વીનું પણ શાસન કરવા નથી માગતા! તેમાં તો જરા પણ સન્દેહ નથી કે જય પાંડવોનો જ થશે. અચ્છા, હવે તમે અહિંથી જઈને દ્રોણાચાર્ય, ભીષ્મ અને કૃપાચાર્યને કહેજો કે આ મહિનો સારો છે. આ સમયે ઘાસ પુષ્કળ થયાં છે. માખીઓ ઓછી છે, કીચડ સૂકાઈ ગયો છે તથા ખૂબ ઠંડી કે ગરમી પણ નથી. સારો સુખમય સમય છે. આજથી સાતમે દિવસે અમાવાસ્યા થશે. તે જ દિવસે યુદ્ધનો આરંભ કરો. ત્યાં બીજા

પણ જે જે રાજાઓ આવે તેમને આ સમાચાર કહી દેશો. તમારી ઇચ્છા યુદ્ધ કરવાની છે તો હું તેની જ ગોઠવણ કરું છું. દુર્યોધનને આધીન જે જે રાજાઓ છે તેઓ પણ શસ્ત્રોથી મરીને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરશે.

ત્યારે કર્ણે શ્રીકૃષ્ણનો સત્કાર કરતાં કહ્યું—મહાબાહો ! આપ સર્વ કંઇ જાણવા છતાં પણ મને કેમ મોહમાં નાખવા ચાહો છો ? આ તો પૃથ્વીના સર્વથા સંહારનો સમય આવી ગયો છે. તેમાં શકુનિ, હું દુઃશાસન અને ધૃતરાષ્ટ્રકુમાર દુર્યોધન તો નિમિત્તમાત્ર છે. દુર્યોધનને આધીન જે રાજાઓ અને રાજપુત્રો છે તેઓ બધા શસ્ત્રાગ્નિમાં ભસ્મ થઇને યમરાજને ઘેર જશે. આ સમયે ખૂબ ભયાનક સ્વપ્ન અને ભયંકર શકુન તથા ઉત્પાતો પણ દેખાઈ રહ્યા છે. તેમને જોઇને શરીરનાં રુંવાટાં ઊભાં થઇ જાય છે. આ ચિહ્નો સ્પષ્ટ જ દુર્યોધનની હાર અને યુધિષ્ઠિરનો વિજય સૂચવે છે. પાંડવોનાં હાથી, ઘોડા વગેરે વાહનો પ્રસન્ન દેખાય છે તથા મૃગો તેમની જમણી બાજુએ થઇને જાય છે આ તેમના વિજયનું લક્ષણ છે. કૌરવોની ડાબી તરફ થઇને મૃગો નીકળે છે તેનાથી તેમનો પરાજય સૂચિત થાય છે.

કર્ણે કહ્યું—હવે તો જો આ મહાયુદ્ધથી બચી જઇશું તો આપનાં દર્શન કરીશું. નહિ તો સ્વર્ગમાં તો અમારો આપની સાથે સમાગમ થશે જ. અથવા, હવે તો ફરી યુદ્ધમાં જ મળવાનું થશે.

આ પ્રમાણે કહીને કર્ણે શ્રીકૃષ્ણનું ગાઢ આલિંગન કર્યું. પછી, શ્રીકૃષ્ણથી વિદાય થઇને તે તેમના રથ પરથી ઊતરીને પોતાના સુવર્ણજડિત રથમાં સવાર થયો અને હસ્તિનાપુર પાછો ફર્યો. તથા સાત્યકિ સહિત શ્રીકૃષ્ણ સારથીને વારંવાર 'ચાલો–ચાલો' એમ કહેતા ખૂબ વેગથી પાંડવોની પાસે ચાલી નીકળ્યા.

**વૈશમ્પાયન** કહે છે—જ્યારે શ્રીકૃષ્ણ [illegible]ડવોની પાસે ચાલ્યા ગયા ત્યારે વિદુરજીએ કુન્તીની પા[illegible] જઇને કંઇક ખિન્ન હૃદયથી કહ્યું; 'દેવી ! તું જાણે છે કે મારું મન તો સર્વદા યુદ્ધની વિરુદ્ધ જ રહે છે. હું સમજાવી–સમજાવીને થાકી ગયો, પરન્તુ દુર્યોધન મારી વાતને સાંભળતો જ નથી. હવે શ્રીકૃષ્ણ પણ સન્ધિના કામમાં અસફળ થઇને ગયા છે. તેઓ પાંડવોને યુદ્ધને માટે તૈયાર કરશે. કૌરવોની આ અનીતિ હવે સર્વ વીરોને નાશ કરી નાખશે. આ વાતને વિચારતાં મને નથી દિવસે ઊંઘ આવતી કે નથી રાત્રે.

વિદુરજીની આ વાત સાંભળી કુન્તી દુઃખથી વ્યાકુળ થઈ ગઈ અને લાંબાલાંબા શ્વાસ લઇને મનમાં ને મનમાં વિચારવા લાગી-'આ ધનને ધિક્કાર છે, હાય ! આને જ લીધે આ બન્ધુ–બાન્ધવોનો ભીષણ સંહાર થશે. આ યુદ્ધમાં પોતાના સુહૃદોનો જ સંહાર થવાનો છે એ બધું વિચારીને મારા ચિત્તમાં ખૂબ જ દુઃખ થાય છે. પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય અને કર્ણ દુર્યોધનના જ પક્ષમાં રહેશે. આથી મારો ભય અતિશય વધી જાય છે. આચાર્ય દ્રોણ તો કદાચ પોતાના શિષ્યોની સાથે મન લગાવીને યુદ્ધ ન પણ કરે, તેમજ પિતામહ પણ પાંડવો પર સ્નેહ નહિ કરે–એ નહિ બને, પરન્તુ આ કર્ણ ખૂબ ખરાબ દષ્ટિવાળો છે; તે મોહવશ દુર્બુદ્ધિ દુર્યોધનને જ અનુસરીને નિરન્તર પાંડવોનો દ્વેષ કર્યા કરે છે. તેણે ખૂબ ભારે અનર્થ કરવાની હઠ પકડી રાખી છે. માટે આજ હું કર્ણના મનને પાંડવો પ્રત્યે અનુકૂળ કરવાનો પ્રયત્ન કરું અને તેના જન્મનો વૃત્તાન્ત તેને કહી દઉં.'

આ પ્રમાણે વિચાર કરીને કુન્તી ગંગાતટ પર કર્ણની પાસે જઈ. ત્યાં પહોંચીને તેણે પોતાના તે સત્યનિષ્ઠ પુત્રના વેદપાઠનો ધ્વનિ સાંભળ્યો. તે પૂર્વાભિમુખ થઇને પોતાના બાહુઓ ઊંચા કરીને મન્ત્રપાઠ કરી રહ્યો હતો. તપસ્વિની કુન્તી તેનો જપ પૂરો થવાની વાટ જોઈ તેની પાછળ ઊભી રહી. જ્યારે સૂર્યનો તાપ પીઠ પર આવવા લાગ્યો ત્યાં સુધી જપ કરીને કર્ણે પીઠ ફેરવી ત્યારે તેને કુન્તી જોવામાં આવી. તેને જોતાં જ તેણે હાથ જોડીને પ્રણામ કર્યા, અને વિનયપૂર્વક કહ્યુ; 'હું અધિરથનો પુત્ર આપને પ્રણામ કરું છું. મારી માતાનું નામ રાધા છે. કહો; આપ કેમ પધાર્યાં ? હું આપની શું સેવા કરું ?

કુન્તીએ કહ્યું—કર્ણ ! તમે રાધાના પુત્ર નથી, કુન્તીના લાલ છો. અધિરથ પણ તમારા પિતા નથી, તમે સૂતકુળમાં જન્મ નથી લીધો. આ વિષયમાં હું જે કહું છું તે સાંભળો, બેટા ! જે વખતે હું રાજા કુન્તિભોજના ભવનમાં રહેતી હતી તે વખતે મેં તમને ગર્ભમાં ધારણ કર્યા હતા. તમે મારી કન્યાવસ્થામાં ઉત્પન્ન થયેલ મારા સૌથી મોટા પુત્ર છો. સ્વયં સૂર્યનારાયણે જ તમને મારા ઉદરમાં ઉત્પન્ન કર્યા છે. જન્મ વખતે તમે કવચ અને કુણ્ડળ ધારણ કરેલ હતાં. તમારું શરીર ખૂબ જ દિવ્ય અને તેજસ્વી હતું. બેટા ! પોતાના ભાઇઓને ન ઓળખવાને લીધે તમે મોહવશ જે ધૃતરાષ્ટ્રના પુત્રોની સાથે રહો છો તે, તમને યોગ્ય નથી.




મનુષ્યોના ધર્મનો વિચાર કરતાં એ જ નિશ્ચય થએલો છે કે જેનાથી માતા અને પિતા પ્રસન્ન રહે તે જ ધર્મનું ફળ છે. પહેલાં અર્જુને જે રાજલક્ષ્મી એકઠી કરી હતી તેને પાપી કૌરવો પાસેથી છીનવી લીધી. હવે તેનેતમે કૌરવો પાસેથી છીનવી લઈને ભોગવો. તમને પાંડવો સાથે ભ્રાતૃભાવથી મળેલા જોઈ આ પાપીઓ તમને મસ્તક ઝુકાવવા લાગશે. જેમ શ્રીકૃષ્ણ અને બલરામની જોડી છે તેવી જ કર્ણ અને અર્જુનની જોડી બની જાય. આ પ્રકારે જ્યારે તમે બન્ને મળી જશો તો તમારે માટે સંસારમાં કઈ વસ્તુ અસાધ્ય રહેશે ? તમે સર્વ ગુણોથી સમ્પન્ન છો અને તમારા ભાઈઓમાં સર્વથી મોટા છો. તમે પોતાને સૂતપુત્ર ન કહો, તમે તો કુન્તીના પરાક્રમી પુત્ર છો.

આજ વખતે કર્ણને સૂર્યમંડળથી આવતો એક અવાજ સંભળાયો. તે પિતાની વાણી સમાન સ્નેહથી પૂર્ણ હતો. કર્ણે સાંભળ્યું–કર્ણ ! કુન્તીએ સાચું કહ્યું છે. તમે માતાની વાત માની લો. જો તમે તે પ્રમાણે કરશો તો દરેક પ્રકારે તમારું હિત થશે.

પરન્તુ કર્ણનું ધૈર્ય સત્ય હતું. માતા કુન્તીએ અને પિતા સૂર્યે સ્વયં આ પ્રમાણે કહેવા છતાં પણ તેની બુદ્ધિ વિચલિત ન થઇ. તેણે કુન્તીને કહ્યું; ' ક્ષત્રિયે ! તમારી આ આજ્ઞાને માનવી એ તો અધર્મના દ્વારને ખોલી દેવા બરાબર છે. મા ! તમે મારો ત્યાગ કરીને તો મારા પ્રત્યે ખૂબ જ અયોગ્ય વ્યવહાર કર્યો છે. તેણે તો મારા બધા યશ અને કીર્તિનો નાશ કરી દીધો. મેં ક્ષત્રિય જાતિમાં જન્મ તો લીધો પણ તમારે જ કારણે મારા ક્ષત્રિયો જેવા સંસ્કાર તો ન થયા. આથી વધુ મારું અહિત કોઇ શત્રુ પણ શું કરશે ! તમે પહેલાં તો માતાની પેઠે મારા હિતનો પ્રયત્ન કર્યો નહિ; હવે કેવળ પોતાનું હિત સાધવાની ઇચ્છાથી મને સમજાવી રહ્યાં છો, હું પહેલેથી તો પાંડવોના ભાઇ રૂપે પ્રસિદ્ધ છું નહિ, યુદ્ધને વખતે આ વાત ઉઘાડી થઇ છે. હવે જો હું પાંડવોના પક્ષમાં થઇ જાઉં તો ક્ષત્રિયલોક મને શું કહેશે ? ધૃતરાષ્ટ્રના પુત્રોએ જ મને દરેક પ્રકારનું ઐશ્વર્ય આપ્યું છે. હવે હું તેમના તે ઉપકારોને વ્યર્થ કેવી રીતે કરી દઉં ? હવે આ દુર્યોધનના આશ્રિતોને મરવાનો વખત આવ્યો છે, તેથી આ વખતે મારે પણ મારા પ્રાણોનો લોભ ન કરતાં પોતાનું ઋણ ચૂકવી આપવું જોઇએ. જે લોકોનું પાલન-પોષણ કરવામાં આવે છે, તેઓ વખત આવતાં પોતાનું કામ કરીને જ કૃતાર્થ થાય છે. કેવળ અસ્થિર બુદ્ધિના પાપી લોકો જ ઉપકારને ભૂલીને કર્તવ્યને છોડી બેસે છે. પણ તેઓ રાજાના અપરાધી અને પાપી છે. તેમનો આ લોક કે પરલોક સુધરતો નથી. હું ધૃતરાષ્ટ્રપુત્રોને માટે મારું પૂરેપૂરું બળ અને પરાક્રમ વાપરીને તમારા પુત્રો સાથે યુદ્ધ કરીશ. હું તમારી સામે જૂઠું બોલતો નથી. મારે સત્પુરુષો સમાન દયા અને સદાચારની રક્ષા કરવી જોઇએ. તેથી જ મારા હિતની હોવા છતાં હું તમારી વાત સ્વીકારતો નથી. પરન્તુ માતાજી ! તમારું અહિં આવવું નિષ્ફળ નહિ થાય. જો કે હું તમારા બધા પુત્રોને મારી શકું છું, તો પણ એક અર્જુનને છોડીને હું યુધિષ્ઠિર, ભીમ, નકુળ અને સહદેવ—આમાંથી કોઇને મારીશ નહિ. યુધિષ્ઠિરની સેનામાં કેવળ અર્જુન સાથે જ મારે યુદ્ધ કરવું છે. તેને મારવાથી જ મને સંગ્રામ કરવાનું ફળ અને યશ પ્રાપ્ત થશે. પણ હું કહું છું કે ગમે તે અવસ્થામાં તમારા પાંચ પુત્રો કાયમ રહેશે. અર્જુન મરાયો તો કર્ણની સાથે પાંચ રહેશે અને હું મરાયો તો અર્જુન સહિત પાંચ રહેશે.'

પછી કુન્તીએ પોતાના અવિચળ ધૈર્યવાળા પુત્ર કર્ણને હૃદયે લગાવીને કહ્યું; ' કર્ણ ! વિધાતા બહુ બળવાન છે. જણાય છે કે તમે જેમ કહો છો તેમ જ

થવાનું છે. હવે કૌરવો નષ્ટ થઇ જશે. પરન્તુ બેટા! તમે જે તમારા ચાર ભાઇઓને 'અભયદાન' આપ્યું છે તે પ્રતિજ્ઞાનું તમે ધ્યાન રાખશો.' ત્યારબાદ કુન્તીએ તેને કુશળ રહેવાના આશીર્વાદ આપ્યા અને કર્ણે 'તથાસ્તુ' કહ્યું. પછી તે બન્ને પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં.

---

## શ્રીકૃષ્ણનું રાજા યુધિષ્ઠિરને કૌરવસભાના સમાચાર સંભળાવવું

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! હસ્તિનાપુરથી ઉપપ્લવ્ય નગરમાં આવીને ભગવાન કૃષ્ણે કૌરવો સાથે જે-જે વાતો બની હતી તે બધી પાંડવોને સંભળાવી દીધી.




તેમણે કહ્યું; 'હસ્તિનાપુરમાં જઇને મેં કૌરવોની સભામાં દુર્યોધનને બિલકુલ સત્ય, હિતકારી અને બન્ને પક્ષનું કલ્યાણ કરનારી વાતો કહી, પરન્તુ તે દુષ્ટે કંઇ પણ ન માન્યું.'

**રાજા યુધિષ્ઠિરે કહ્યું**—શ્રીકૃષ્ણ! જ્યારે દુર્યોધને પોતાનો કુમાર્ગ ન છોડ્યો તો કુરુવૃદ્ધ પિતામહ ભીષ્મે તેને શું કહ્યું? તથા આચાર્ય દ્રોણ, મહારાજ ધૃતરાષ્ટ્ર, માતા ગાન્ધારી, ધર્મજ્ઞ વિદુર અને સભામાં બેઠેલા બધા રાજાઓએ તેને શી સલાહ આપી? આ બધું કહો.

**શ્રીકૃષ્ણે કહ્યું**—રાજન્! કૌરવોની સભામાં રાજા દુર્યોધનને જે વાતો કહેવામાં આવી હતી તે સાંભળો. જ્યારે મેં ત્યાં મારું બોલવાનું પૂરું કર્યું ત્યારે દુર્યોધન હસ્યો. આથી ભીષ્મે ક્રોધિત થઇને કહ્યું; 'દુર્યોધન! આ કુળના કલ્યાણને માટે હું જે વાત કહું છું તેના પર ધ્યાન આપ, અને તેને સાંભળીને તું તારું ભલું કર, ભાઇ! તું કજિયો ન કર, અર્ધું રાજ્ય પાંડવોને દઇ દે. વત્સ, તું મારી વાતને ન ટાળ હું તો સર્વદા તમારું સર્વેનું હિત ચાહું છું. બેટા! મારી દૃષ્ટિમાં તારા અને પાંડવો વચ્ચે કોઇ અન્તર નથી. તારાં માતા, પિતા અને વિદુરની પણ આ જ સલાહ છે. તારે વૃદ્ધ વડીલોની વાત પર ધ્યાન આપવું જોઇએ. મારા કથનમાં સન્દેહ ન કર. આથી તું પોતાને અને પૃથ્વીને વિનાશથી બચાવી લઇશ.'

ભીષ્મજીએ આ પ્રમાણે કહ્યા પછી આચાર્ય દ્રોણે તેને કહ્યું; 'દુર્યોધન! જે પ્રમાણે મહારાજ શાન્તનુ અને ભીષ્મ આ કુળની રક્ષા કરતા રહ્યા છે તે જ રીતે મહાત્મા પાંડુ પણ પોતાના કુળની રક્ષામાં તત્પર રહેતા હતા. જો કે ધૃતરાષ્ટ્ર અને વિદુર રાજ્યના અધિકારી ન હતા તો પણ પાંડુએ તેમને જ રાજ્ય સોંપી રાખ્યું હતું. તેઓ ધૃતરાષ્ટ્રને સિંહાસન પર બેસાડીને પોતાની બન્ને ભાર્યાઓ સહિત વનમાં જઇને રહેવા લાગ્યા હતા. વિદુરજી પણ નીચે બેસીને દાસની માફક પોતાના મોટા ભાઇની સેવા કરતા અને તેમના પર ચમર ઢોળતા રહ્યા છે. વિદુરજીને ખજાનાની સંભાળ રાખવાના, દાન આપવાના, સેવકોની દેખરેખ રાખવાના અને સર્વેનું પાલન-પોષણ કરવાના કામમાં મૂકેલા હતા. તથા મહાતેજસ્વી ભીષ્મ રાજાઓની સાથે સન્ધિ-વિગ્રહ કરવાનું અને નેગની સાથે આપ-લે કરવાનું કામ કરતા હતા. તેમના જ કુળમાં ઉત્પન્ન થઇને તમે કુળમાં ભેદ નાખવાનો પ્રયત્ન કેમ કરી રહ્યા છો! ભાઇઓની સાથે મેળ કરીને તમે આ ભોગોને ભોગવો. હું કોઇ પ્રકારના ભય અથવા સ્વાર્થને લીધે આ વાત નથી કહી રહ્યો, હું તો ભીષ્મની આપેલી જ ચીજ લેવા માગું છું. તમારી પાસેથી મારે કશું લેવાનું નથી. તમે એ નિશ્ચય જાણો કે જ્યાં ભીષ્મ છે ત્યાં દ્રોણ પણ છે. માટે તમે પાંડવોને અર્ધું રાજ્ય આપી દો. હું તો જેવો તમારો ગુરુ છું તેવો જ પાંડવોનો પણ છું. મારે

માટે બન્નેમાં કોઈ ભેદ નથી. પરન્તુ જય તો તે જ પક્ષનો થશે કે જે પક્ષે ધર્મ રહે છે.

ત્યારપછી વિદુરજીએ પિતામહ ભીષ્મ તરફ જોતાં કહ્યું-ભીષ્મજી! હું જે નિવેદન કરું છું તે સાંભળો. આ કુરુવંશ તો એક પ્રકારે નાશ પામી ચૂકયો જ હતો પણ આપે જ તેનો ઉદ્ધાર કર્યો છે. હવે આપ આ દુર્યોધનને અનુસરવા લાગ્યા છો પરન્તુ તેના પર તો લોભ સવાર થયો છે. તે ખુબ જ અન્યાયી અને કૃતઘ્ન છે, જુઓને, તે પોતાના ધર્મ અને અર્થનો વિચાર કરનારા પિતાજીની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરી રહ્યો છે. આ દુર્યોધનને લીધે જ આ બધા કૌરવોનો વિનાશ થશે, મહારાજ! આપ કૃપા કરીને એવું કરો કે જેથી નાશ ન થાય, કુળનો નાશ થતો જોઇ આપ તેની ઉપેક્ષા ન કરો, મને લાગે છે કે કુરુવંશનો નાશ પાસે આવેલો હોવાથી જ આપની બુદ્ધિ આવી થઈ ગઇ છે. આપ મને અને રાજા ધૃતરાષ્ટ્રને સાથે લઇને વનમાં ચાલો, નહિ તો આ ક્રૂરબુદ્ધિ દુષ્ટ દુર્યોધનને કેદ કરીને પાંડવોથી સુરક્ષિત થએલા આ રાજ્યની વ્યવસ્થા કરો. આ પ્રમાણે કહેતાં વારંવાર શ્વાસ લેતા વિદુરજી મૌન થઈ ગયા.

તે પછી કુટુમ્બના નાશથી ભયભીત થએલી ગાન્ધારીએ ક્રોધમાં ભરાઇને આ ધર્મ અને અર્થથી યુક્ત વાકયો કહ્યાં; 'દુર્યોધન! તું બુબ જ પાપબુદ્ધિનો અને ક્રૂર કર્મ કરનારો છે. અરે! આ રાજ્યને તો કુરુવંશી મહાનુભાવો ક્રમથી ભોગવતા આવ્યા છે. આ જ આપણો કુળધર્મ છે, પણ અન્યાયથી તું હવે કૌરવોના આ રાજ્યને નષ્ટ કરી દઈશ, આ સમયે આ રાજ્ય પર મહારાજ ધૃતરાષ્ટ્ર અને તેમના નાના ભાઈ વિદુરજી વિરાજમાન છે, તો પછી મોહવશ તું તેને કેવી રીતે લેવા ચાહે છે? ભીષ્મજીની આગળ તો એ બન્ને પણ પરાધીન જ છે, મહાત્મા ભીષ્મ ધર્મજ્ઞ છે તેથી જ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે રાજ્યનો સ્વીકાર નથી કરતા. ખરી રીતે તો આ રાજ્ય મહારાજ પાંડુનું જ છે, માટે તેને લેવાનો અધિકાર તેમના પુત્રોને જ છે, બીજા કોઈનો જ નથી. તેથી કુરુશ્રેષ્ઠ મહાત્મા ભીષ્મજી જે કંઈ કહે છે તે આપણે વગર આનાકાનીએ માની લેવું જોઇએ. હવે મહારાજ ધૃતરાષ્ટ્ર અને પિતામહ ભીષ્મની આજ્ઞાથી ધર્મપુત્ર યુધિષ્ઠિર જ આ કુરુવંશના વારસાગત રાજ્યનું પાલન કરે.

ગાન્ધારીએ આ પ્રમાણે કહ્યા પછી ફરી મહારાજ ધૃતરાષ્ટ્રે કહ્યું; 'બેટા! જો તારી દૃષ્ટિમાં મારું કંઈ પણ ગૌરવ હોય તો હું જે કહું છું તેના પર ધ્યાન આપીને તે પ્રમાણે વર્ત. પહેલાં કુરુવંશની વૃદ્ધિ કરનાર નહુષના પુત્ર યયાતિ નામના રાજા હતા. તેમને પાંચ પુત્ર થયા. તેમાં સૌથી મોટો યદુ હતો અને સૌથી નાનો પુરુ, પુરુ રાજા યયાતિની આજ્ઞા માનનારો હતો તેથી તે નાનો હોવા છતાં પણ યયાતિએ તેને જ રાજસિંહાસન પર બેસાડયો. આ પ્રમાણે જો મોટો પુત્ર અહંકારી હોય તો તેને રાજ્ય નથી મળતું અને નાનો ગુરુજનોની સેવા કરવાથી રાજ્ય પ્રાપ્ત કરી લે છે. મારા પ્રપિતામહ મહારાજ પ્રતીપ પણ આ પ્રમાણે સમસ્ત ધર્મોના જાણનારા અને ત્રણે લોકમાં વિખ્યાત હતા, તેમને દેવતાઓ સમાન યશસ્વી ત્રણ પુત્ર થયા, તેમાં મોટા દેવાપિ હતા, તેમનાથી નાના બાહ્લીક હતા અને તેમનાથી નાના અમારા પિતામહ શાન્તનુ હતા. દેવાપિ જો કે ઉદાર, ધર્મજ્ઞ, સત્યનિષ્ઠ અને પ્રજાના પ્રેમપાત્ર હતા તો પણ ચામડીના રોગને લીધે તેઓ રાજસિંહાસનને યોગ્ય ગણાયા નહિ. બાહ્લીક પિતાનું રાજ્ય છોડીને મામાને ત્યાં જ રહેવા લાગ્યા હતા તેથી બાહ્લીકની આજ્ઞાથી જગદ્વિખ્યાત શાન્તનુના જ રાજ્ય પર અભિષેક કરવામાં આવ્યો. આ જ પ્રમાણે પાંડુએ પણ મને આ રાજ્ય સોંપી દીધું હતું. હું તેમનાથી મોટો હતો તો પણ આંખોના રોગને લીધે રાજ્યનો અધિકારી ન ગણાયો અને નાના હોવા છતાં પણ પાંડુને રાજ્ય મળ્યું. હવે પાંડુના મરણ પછી તો આ રાજ્ય તેમના પુત્રોનું છે. હું રાજ્યનો ભાગી છું નહિ, તું પણ નથી રાજપુત્ર કે નથી રાજ્યનો સ્વામી, તો પછી બીજાનો અધિકાર કેવી રીતે છીનવી લેવા ચાહે છે? મહાત્મા યુધિષ્ઠિર રાજપુત્ર છે, તેથી ન્યાય પ્રમાણે આ રાજ્ય તેમનું જ છે. યુધિષ્ઠિરમાં, રાજાઓને યોગ્ય ક્ષમા, તિતિક્ષા, દમ, સરળતા, સત્યનિષ્ઠા શાસ્ત્રજ્ઞાન, અપ્રમાદ, જીવદયા અને સત્યના ઉપદેશ કરવાની શક્તિ—એ બધા ગુણો છે, તેથી તું મોહ છોડીને અર્ધું રાજ્ય યુધિષ્ઠિરને દઈ દે, અને અર્ધું ભાઈઓ સહિત પોતાની આજીવિકાને માટે રાખી લે.'

આ પ્રમાણે ભીષ્મ, દ્રોણ વિદુર, ગાન્ધારી અને રાજા ધૃતરાષ્ટ્રે સમજાવવા છતાં પણ મન્દમતિ દુર્યોધને કંઈ પણ ધ્યાન આપ્યું નહિ. ઉલટું તેમનાં વચનોનો
[illegible]



ત્યાંથી ચાલી નીકળ્યો. તેની પાછળ જ જેમને મૃત્યુએ ઘેરી રાખ્યા છે તે રાજાઓ પણ ચાલ્યા ગયા. તે રાજાઓને દુર્યોધને આજ્ઞા આપી કે આજ પુષ્ય નક્ષત્ર છે માટે આજે જ બધા લોકો કુરુક્ષેત્ર તરફ કૂચ કરી દો, ત્યારે તેમણે ભીષ્મને સેનાપતિ બનાવી ખૂબ ઉમંગથી કુરુક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. હવે આપ પણ જે કંઈ યોગ્ય જણાય તે કરો. મેં ભાઈઓમાં પ્રેમ તૂટે નહિ તે માટે પહેલાં તો સામનો જ પ્રયોગ કર્યો હતો, પરન્તુ જ્યારે તેઓ સામ–નીતિથી ન માન્યા ત્યારે ભેદનીતિનો પ્રયોગ કર્યો. મેં બધા રાજાઓને યુદ્ધ માટે લલકાર્યા, દુર્યોધનનું મુખ બંધ કરી દીધું અને શકુનિ તથા કર્ણને ભય બતાવ્યો. પછી કુરુવંશમાં ફૂટ ન પડે એટલા માટે સામની સાથે દાનની પણ વાતો કહી. મેં દુર્યોધનને કહ્યું કે બધુંય રાજ્ય તમારું રહ્યું, કેવળ પાંચ ગામ જ આપી દો; કારણ કે તમારા પિતાએ—પાંડવોનું પાલન પણ અવશ્ય કરવું જોઈએ.' આ પ્રમાણે કહેવા છતાં પણ તે દુષ્ટે આપને ભાગ આપવાનો સ્વીકાર ન કર્યો. હવે તે પાપીઓને માટે તો દણ્ડ–નીતિનો આશ્રય લેવો જ ઉચિત જણાય છે, તે સિવાય કોઈ પ્રકારે તેઓ સમજવાના નથી. તેઓ બધા હવે વિનાશને યોગ્ય બની ચૂકયા છે અને મૃત્યુ તેમના શિર પર નાચી રહ્યું છે.

## પાંડવસેનાના સેનાપતિની પસંદગી તથા કુરુક્ષેત્રમાં જઇ પડાવ નાખવો

વૈશમ્પાયન કહે છે–શ્રીકૃષ્ણનું વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે તેમની સામે જ પોતાના ભાઈઓને કહ્યું; 'કૌરવોની સભામાં જે કંઈ થયું તે બધું તો તમે સાંભળી લીધું અને શ્રીકૃષ્ણે જે વાત કહી તે પણ સમજી જ લીધી હશે. માટે હવે મારી આ સેનાના વિભાગ કરો. આપણા વિજયને માટે આ સાત અક્ષૌહિણી સેના એકઠી થએલી છે. તેના આ સાત સેનાધ્યક્ષો છે દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખણ્ડી, સાત્યકિ, ચેકિતાન અને ભીમસેન–આ બધાય વીરો પ્રાણાન્ત યુદ્ધ કરનારા છે. તથા નીતિમાન્ અને યુદ્ધકુશળ છે. પરંતુ સહદેવ! તે તો બતાવો કે આ સાતેય સેનાઓનો પણ નેતા કોણ થાય કે જે રણભૂમિમાં ભીષ્મરૂપ અગ્નિનો સામનો કરી શકે!

સહદેવે કહ્યું—'મારા વિચારથી તો મહારાજ વિરાટ આ પદને માટે યોગ્ય છે.' પછી નકુલે કહ્યું; 'હું તો ઉંમર, શાસ્ત્રજ્ઞાન, કુલીનતા અને ધૈર્યની દૃષ્ટિએ મહારાજ દ્રુપદને આ પદને યોગ્ય સમજું છું.' આ પ્રમાણે માદ્રીકુમારોના કહ્યા પછી અર્જુને કહ્યું; 'હું તો ધૃષ્ટદ્યુમ્નને મુખ્ય સેનાપતિ થવા યોગ્ય સમજું છું. તે ધનુષ, કવચ અને તલવાર ધારણ કરેલો અને રથ પર ચઢેલો જ અગ્નિકુણ્ડમાંથી ઉત્પન્ન થયો છે. તેના સિવાય મને એવો કોઈ વીર નથી દેખાતો કે જે મહાવ્રતી ભીષ્મની ટક્કર ઝીલી શકે. આથી મારા વિચાર પ્રમાણે મુખ્ય સેનાપતિ તે જ થવો જોઈએ.

આ સાંભળી રાજા યુધિષ્ઠિરે કહ્યું—ભાઈઓ! ધર્મમૂર્તિ શ્રીકૃષ્ણ સમસ્ત સંસારના સારાસારને તથા બળાબળને જાણે છે. માટે એમને જ તમારો અભિપ્રાય આપો, જેથી તેમને જ સેનાપતિ બનાવવામાં આવે, ભલે તેઓ શસ્ત્રો ચલાવવામાં કુશળ હોય અથવા ન હોય, તેમજ વૃદ્ધ હોય કે યુવાન હોય, આપણા જય અથવા પરાજયનું કારણ એક માત્ર તેઓ જ છે. આપણા પ્રાણ, જીવન–મરણ, રાજ્ય અને સુખદુઃખ તેમના જ

ઉપર અવલમ્બિત છે. તેઓ જ સર્વના કર્તા-ધર્તા છે અને સર્વ કામોની સિદ્ધિ તેમને જ આધીન છે.

ધર્મરાજ યુધિષ્ઠિરની આ વાત સાંભળી કમલનયન ભગવાન શ્રીકૃષ્ણે અર્જુન તરફ જોતાં કહ્યું-મહારાજ! આપની સેનાના નેતા થવા માટે જેજે વીરોનાં નામ લેવામાં આવ્યાં છે તે બધાને હું આ પદને યોગ્ય સમજું છું. તેઓ બધા પરાક્રમી યોદ્ધાઓ છે અને આપના શત્રુઓને પરાસ્ત કરી શકે છે. પરન્તુ છતાં પણ મારા વિચારથી ધૃષ્ટદ્યુમ્નને જ સેનાપતિ બનાવવો ઉચિત થશે.

શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં બધા પાંડવો પ્રસન્ન થયા.. તેમણે ખૂબ હર્ષધ્વનિ કર્યો. બધા સૈનિકો રણભૂમિમાં જવા માટે દોડધામ કરવા લાગ્યા. બધી બાજુએ 'યુદ્ધને માટે તૈયાર થઇ જાઓ' એ શબ્દ ગુંજવા લાગ્યો. હાથી, ઘોડા અને રથોનો શબ્દ થવા લાગ્યો તથા દરેક બાજુએ શંખ અને દુન્દુભિનો ભીષણ ધ્વનિ ફેલાઈ ગયો. સેનાની આગળ ભીમસેન, નકુળ, સહદેવ, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન તથા બીજા પાંચાલ વીરો ચાલ્યા. રાજા યુધિષ્ઠિર માલનાં ગાડાંઓ, બજારના સામાનો, તંબુઓ, પાલખી વગેરે સ્વારીઓ, ખજાનાઓ, યન્ત્રો, વૈદ્યો તેમ જ રસ્તો ઘડનારા તથા સુધારનારાઓને લઇને ચાલ્યા. ધર્મરાજને વિદાય કરીને પાંચાલકુમારી દ્રૌપદી બીજી રાજમહિલાઓ અને દાસ-દાસીઓ સહિત ઉપપ્લવ્યના તંબુઓમાં પાછી ફરી. પાંડવો પોતાનું ધન અને સ્ત્રીઓ વગેરેનો પહેરેદારો વગેરેથી રક્ષાનો પ્રબંધ કરી ગાયો અને સુવર્ણ વગેરેનું દાન કરીને વિશાળ સેના સાથે મણિજડિત રથોમાં બેસીને કુરુક્ષેત્ર તરફ ચાલ્યા. તે વખતે બ્રાહ્મણો સ્તુતિ કરતા તેમને ઘેરીને ચાલી રહ્યા હતા. કેકય દેશના પાંચ રાજકુમારો, ધૃષ્ટકેતુ, અભિરાજનો પુત્ર અભિભૂ, શ્રેણિમાન, વસુદાન અને શિખંડી એ બધા વીરો પણ ખૂબ ઉત્સાહથી અસ્ત્રશસ્ત્ર, કવચ અને આભૂષણ વગેરેથી સુસજ્જિત થઇ તેમની સાથે ચાલ્યા. સેનાના પાછળના ભાગમાં રાજા વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, સુધર્મા, કુન્તિભોજ અને ધૃષ્ટદ્યુમ્નના પુત્રો હતા. અનાધૃષ્ટિ, ચેકિતાન, ધૃષ્ટકેતુ અને સાત્યકિ-એ બધા શ્રીકૃષ્ણ અને અર્જુનની આજુબાજુ રહીને ચાલતા હતા. આ પ્રમાણે વ્યૂહરચનાની પદ્ધતિથી ચાલીને પાંડવદળ કુરુક્ષેત્રમાં પહોંચ્યું. ત્યાં પહોંચીને બધા પાંડવો, અને શ્રીકૃષ્ણ અને અર્જુન શંખનો ધ્વનિ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણના પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળી બધી સેનાનાં રુંવાટાં ખડાં થઈ ગયાં. આ શંખ અને દુન્દુભિઓના શબ્દની સાથે વીરોના આયુધોના શબ્દોથી અને સિંહનાદોથી પૃથ્વી, આકાશ અને સમુદ્ર ગુંજાયમાન થઇ ગયાં.

ત્યારપછી રાજા યુધિષ્ઠિરે જ્યાં ઘાસ અને બળતણ પુષ્કળ હતાં એવા એક સમથળ મેદાનમાં પોતાની સેનાનો પડાવ નાખ્યો. સ્મશાન, મહર્ષિઓના આશ્રમ, તીર્થો અને દેવમન્દિરોથી દૂર પવિત્ર અને રમણીય ભૂમિમાં તેમણે પોતાની સેનાને ઉતારી. અહિં પાંડવોને માટે જેવા તંબુઓ બનાવડાવ્યા તેવા જ તંબુઓ શ્રીકૃષ્ણે બીજા રાજાઓને માટે તૈયાર કરાવ્યા. તે બધા તંબુઓમાં સેંકડો પ્રકારની ખાણી-પીણીની સામગ્રીઓ રાખવામાં આવી હતી. રાજાઓના આ બહુમૂલ્ય તંબુઓ પૃથ્વી પર ઉતરેલાં દિવ્ય વિમાનો જેવા જણાતા હતા. તેમાં સેંકડો શિલ્પીઓ-કારીગરો અને વૈદ્યોને પગાર આપીને રાખવામાં આવ્યા હતા. મહારાજ યુધિષ્ઠિરે પ્રત્યેક શિબિરમાં પ્રત્યંચાઓ (ધનુષની દોરીઓ), ધનુષો, કવચો, મધ, ઘી, લાખનો ભૂકો, પાણી, ઘાસ, અગ્નિ, મોટાં મોટાં યન્ત્રો, બાણ, તોમર, પરશુ, ઋષ્ટિ અને બાણોના ભાથાઓ-આ બધી ચીજો પુષ્કળ પ્રમાણમાં રખાવી હતી. તેમાં મજબુત કવચ ધારણ કરેલા હજારો યોદ્ધાઓ અને પર્વતોની હાર જેવા અનેક હાથીઓ દેખાઈ રહ્યા હતા. પાંડવોને કુરુક્ષેત્રમાં આવેલા સાંભળીને તેમની સાથે મિત્રતાનો ભાવ રાખનારા અનેક રાજાઓ સેના અને સવારીઓ સહિત તેમની પાસે આવવા લાગ્યા.

## કૌરવપક્ષનું સૈન્યસંગઠન તથા દુર્યોધનનું પિતામહ ભીષ્મને પ્રધાન સેનાપતિ બનાવવું

જનમેજયે પૂછ્યું—મુનિવર! જ્યારે દુર્યોધનને માલુમ પડ્યું કે મહારાજ યુધિષ્ઠિર યુદ્ધ કરવા માટે સેના સહિત કુરુક્ષેત્રમાં આવી ગયા છે ત્યારે તેણે શું કર્યું! કુરુક્ષેત્રમાં કૌરવો અને પાંડવોએ જે જે કર્મ કર્યાં હતાં તે હું વિસ્તારથી સાંભળવા ચાહું છું.

વૈશમ્પાયન બોલ્યા—જનમેજય! શ્રીકૃષ્ણના ગ૯

પછી રાજા દુર્યોધને કર્ણ, દુઃશાસન અને શકુનિને કહ્યું; 'શ્રીકૃષ્ણ પોતાના કાર્યમાં અસફળ થઈને જ પાંડવોની પાસે ગયા છે. તેથી તેઓ ક્રોધમાં ભરાઈને જરૂર તેમને યુદ્ધને માટે ઉત્તેજિત કરશે. વળી શ્રીકૃષ્ણ પાંડવોની સાથે મારું યુદ્ધ થાય એમ જ ઇચ્છે છે. તથા ભીમ અને અર્જુન તો તેમના જ મનમાં રહેનારા છે. યુધિષ્ઠિર પણ ઘણે ભાગે ભીમસેનના વશમાં રહે છે. તે સિવાય પહેલાં મેં તેમનું અપમાન અને તિરસ્કાર પણ કર્યો જ છે. વિરાટ અને દ્રુપદ સાથે પણ મારું વૈર જ છે. તે બન્ને સેનાના કુશળ સંચાલકો અને શ્રીકૃષ્ણના ઈશારા પર ચાલનારા છે. આથી આ યુદ્ધ ખૂબ જ ભયંકર અને રોમાંચક થશે. માટે હવે સાવધાનીથી યુદ્ધની બધી સામગ્રી તૈયાર કરાવવી જોઈએ. કુરુક્ષેત્રમાં ખૂબ તંબુઓ બંધાવો. તેમાં પૂરતી જગા હોય અને શત્રુઓ તેમને કબજે ન કરી લે તેવી ગોઠવણ રાખવી જોઈએ. પાસે પાણી અને લાકડાંની પણ સગવડ હોવી જોઈએ. તેમાં એવા રસ્તા હોવા જોઈએ કે તેમાંથી યુદ્ધક્ષેત્રમાં જતી વસ્તુઓને શત્રુઓ રોકી ન શકે તથા તંબુઓની આજુબાજુ ઊંચી વાડ બનાવી દેવી જોઈએ. તેમાં તરેહ-તરેહનાં હથિયારો મૂકાવો તથા અનેક ધ્વજ-પતાકાઓ બંધાવો. અને હવે વાર ન કરતાં આજે જ ઘોષણા કરી દો કે કાલ સેનાની કૂચ થશે.' ત્યારે તેમણે ત્રણે યે 'જેવી આજ્ઞા' એમ કહીને ખૂબ ઉત્સાહથી બીજે જ દિવસે સમસ્ત રાજાઓને રહેવા માટે તંબુઓ તૈયાર કરાવી દીધા.

તે રાત પૂરી થતાં જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે રાજા દુર્યોધને પોતાની અગિયાર અક્ષૌહિણી સેનાનો વિભાગ કર્યો. તેણે પાયદળ, હાથી, રથ અને ઘોડેસ્વારોની સેનામાંથી ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ શ્રેણીઓના યોદ્ધાઓને જુદા પાડીને તેમને યથાયોગ્ય સ્થાનોએ ગોઠવી દીધા. તેઓ બધા વીરોએ રથની મરામત કરવાનો સામાન, ભાથા, રથને ઢાંકવાનાં ચામડાં, શક્તિ, લોઢાની લાઠીઓ, ધ્વજા, પતાકા, ધનુષ-બાણ, દોરડાં, પાશ, બિસ્તરાઓ, વાળ પકડીને પાડવાનાં યન્ત્રો, તેલ, ગોળ, રેતી, ઝેરી સર્પોનાં હાંડલાં, રાળનો ભૂકો, ઘુઘરાવાળી ઢાલ, ખડ્ગ વગેરે લોઢાનાં શસ્ત્રો, પત્થરો, ગોફણો, મીણ ચોપડેલી ગદાઓ, લોઢાના કાંટાવાળી લાકડીઓ, હળ, ઝેર લગાડેલાં બાણ, સૂપડાં તથા તગારાં, ભાલા, અંકુશ, તોમર, કાંટાવાળાં કવચ, કુહાડા, શીંગડાં, પ્રાસ, કુદાળા, તેલમાં બોળેલાં રેશમી કપડાં, ઘી, તથા યુદ્ધની બીજી સામગ્રીઓ લીધેલી હતી. બધા રથોમાં ચાર-ચાર ઘોડા જોડેલા હતા, અને સો-સો બાણો મૂકેલાં હતાં. તેમના ઉપર એક-એક સારથી અને બબ્બે પૈડાંના રક્ષકો હતા. રથોની જેમ હાથીઓને પણ સુસજ્જિત કરવામાં આવ્યા હતા. તેમના ઉપર સાત-સાત પુરુષો બેસતા હતા, આથી તેઓ રત્નજડિત પર્વતો જેવા જણાતા હતા. તેમાંથી બે પુરુષો અંકુશ લઈને મહાવતનું કામ કરતા હતા, બે ધનુર્ધર યોદ્ધાઓ હતા. બે ખડ્ગધારી હતા તથા એક શક્તિ અને ત્રિશૂળ ધારણ કરનાર હતો. આ પ્રમાણે સારી રીતે સજાવેલા લાખો ઘોડા અને હજારો પાયદળ પણ તે સેનામાં ચાલી રહ્યાં હતાં.

પછી રાજા દુર્યોધને સારી રીતે વિચાર કરીને વિશેષ બુદ્ધિમાન અને શૂરવીર પુરુષોને સેનાના દરેક વિભાગોના સેનાપતિ-પદ પર મૂક્યા. તેણે કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, શલ્ય, જયદ્રથ, સુદક્ષિણ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, શકુનિ અને બાહ્લીક—આ અગીયાર વીરોને એક એક અક્ષૌહિણી સેનાના નાયક બનાવ્યા. દુર્યોધન દરરોજ તેમનો સારી રીતે સત્કાર કરતો હતો. પછી બધા રાજાઓને સાથે લઈને તેણે હાથ જોડીને પિતામહ ભીષ્મને કહ્યું; 'દાદાજી! ગમે તેટલી મોટી સેના હોય, પણ જો તેનો કોઈ અધ્યક્ષ ન હોય તો તે યુદ્ધ-ભૂમિમાં વેરવિખેર થઈ જાય છે. કહેવાય છે કે એક વખત હૈહય વીરો પર બ્રાહ્મણોએ ચઢાઈ કરી હતી. તે સમયે વૈશ્યો અને શૂદ્રોએ પણ બ્રાહ્મણોને સાથ આપ્યો હતો. આ પ્રમાણે એક તરફ ત્રણે વર્ણોના પુરુષો હતા અને બીજી તરફ હૈહય ક્ષત્રિયો હતા. જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે ત્રણે વર્ણોમાં ફૂટ પડી ગઈ અને તેમની સેના બહુ મોટી હોવા છતાં પણ ક્ષત્રિયોએ તેમને જીતી લીધા. ત્યારે બ્રાહ્મણોએ ક્ષત્રિયોને જ પોતાની હારનું કારણ પૂછ્યું. ધર્મજ્ઞ ક્ષત્રિયોએ તેનું કારણ બતાવતાં કહ્યું; 'અમે યુદ્ધ કરતી વખતે એક જ પરમ બુદ્ધિમાન પુરુષની આજ્ઞા માનીને લડતા હતા, અને તમે બધા અલગ-અલગ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે કામ કરતા હતા.' ત્યારે બ્રાહ્મણોએ પોતામાંથી એક યુદ્ધનીતિમાં કુશળ શૂરવીરને સેનાપતિ બનાવ્યો અને ક્ષત્રિયોને પરાજિત કરી દીધા. આ પ્રમાણે જેઓ યુદ્ધસંચાલનમાં કુશળ, હિતકારી, નિષ્કપટ શૂરવીરને પોતાનો સેનાપતિ બનાવે છે તેઓ જ સંગ્રામમાં શત્રુઓને જીતે છે. આપ શુક્રાચાર્ય સમાન નીતિજ્ઞ અને મારા હિતૈષી છો;

કાળ પણ આપનું કંઇ બગાડી નથી શકતો, તથા ધર્મમાં આપની અવિચળ સ્થિતિ છે. માટે આપ અમારી સમસ્ત સેનાના સેનાપતિ બનો. જે પ્રમાણે સ્વામિકાર્તિકેય દેવતાઓની આગળ રહે છે તે પ્રમાણે આપ પણ અમારી આગળ ચાલો."

ભીષ્મજીએ કહ્યું–મહાબાહો ! તમે જે કહો છો તે ઠીક છે. મારે માટે જેવા તમે છો તેવા જ પાંડવો પણ છે. આથી મારે પાંડવોને તેમના હિતની વાત કહેવી જોઈએ અને તમારે માટે તો પહેલાં મેં જે પ્રતિજ્ઞા કરી છે-તે અનુસાર યુદ્ધ કરવાનું જ છે. હું મારી શસ્ત્રશક્તિથી એક ક્ષણમાં જ દેવતાઓ અને અસુરોથી યુક્ત આ સંપૂર્ણ સંસારને મનુષ્યહીન કરી શકું છું, પરન્તુ પાંડુના પુત્રોને હું નથી મારી શકતો. તો પણ હું હરરોજ તેમના પક્ષના દશ હજાર યોદ્ધાઓનો સંહાર કરતો રહીશ. તમારો સેનાપતિ થવાનું હું એક શરતે સ્વીકારી શકું છું. આ યુદ્ધમાં પહેલાં કર્ણ લડે અથવા તો હું લડું; કારણ કે આ સૂતપુત્ર યુદ્ધમાં મારી સાથે મતભેદ રાખે છે.

કર્ણે કહ્યું–રાજન્ ! ગંગાપુત્ર ભીષ્મના જીવતા રહેતાં હું યુદ્ધ નહિ કરું. તેમના મર્યા પછી જ અર્જુનની સાથે મારું યુદ્ધ થશે.

આ પ્રમાણે નિશ્ચય થઇ જતાં દુર્યોધને વિધિપૂર્વક ભીષ્મને સેનાપતિપદ પર અભિષેક કર્યો. તે સમયે રાજાની આજ્ઞાથી વાજાં વગાડનારા શાન્ત ભાવથી સેંકડો-હજારો ભેરી અને શંખ વગાડવા લાગ્યા. અભિષેકના સમયે અનેક ભીષણ અપશુકનો પણ થયા. ભીષ્મને સેનાપતિ બનાવીને દુર્યોધને પુષ્કળ ગાયો અને સોનામહોરો



દક્ષિણામાં આપી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. તેમના જયયુક્ત આશીર્વાદોથી ઉત્સાહિત થઇ તે ભીષ્મને આગળ કરી બીજા બધા સેનાપતિઓ અને ભાઈઓની સાથે કુરુક્ષેત્રમાં જવા નીકળ્યો. ત્યાં પહોંચીને તેણે કર્ણની સાથે બધી બાજુએ ફરીને એક પુષ્કળ ઘાસચારો અને બળતણવાળી સપાટ ભૂમિમાં છાવણી નાખી. તે છાવણી બીજા હસ્તિનાપુર જેવી જણાતી હતી.

---

## શ્રી બલરામનું પાંડવોને મળીને તીર્થયાત્રા માટે જવું

રાજા જનમેજયે પૂછ્યું—વૈશમ્પાયનજી ! ગંગાનન્દન ભીષ્મને સેનાપતિ કરેલા સાંભળી મહાબાહુ યુધિષ્ઠિરે શું કહ્યું ? તથા ભીમ, અર્જુન અને શ્રીકૃષ્ણે તેનો શો ઉત્તર આપ્યો ?

વૈશમ્પાયન કહેવા લાગ્યા—આપદ્-ધર્મમાં કુશળ મહારાજ યુધિષ્ઠિરે બધા ભાઇઓને તથા શ્રીકૃષ્ણને બોલાવીને કહ્યું; 'તમે બધા ખૂબ સાવધાન રહો. સૌથી પહેલાં તમારું યુદ્ધ પિતામહની સાથે જ થશે. હવે તમે મારી સેનાના સાત નાયક ચૂંટી કાઢો.'

શ્રીકૃષ્ણે કહ્યું—રાજન ! આવો સમય આવતાં આપે જેવી વાત કહેવી જોઇએ તેવી જ આપ કહી રહ્યા છો. મને આપનું કથન ખૂબ પ્રિય લાગે છે. મારો પહેલાં આપ આપની સેનાના નાયકોની જ ગોઠવણ કરો.

ત્યારે મહારાજ યુધિષ્ઠિરે દ્રુપદ, વિરાટ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, શિખંડી અને મગધરાજ સહદેવને બોલાવીને તેમનો વિધિપૂર્વક સેનાનાયકના સ્થાન ઉપર અભિષેક કર્યો અને ધૃષ્ટદ્યુમ્નને તે સર્વના અધ્યક્ષ બનાવ્યો. ધૃષ્ટદ્યુમ્નનો પણ અધ્યક્ષ અર્જુન બન્યો અને

અર્જુનના પણ નેતા શ્રીકૃષ્ણ હતા. આ જ વખતે આ ઘોર સંહારકારી યુદ્ધને નજીક આવ્યું જાણી ભગવાન


૪૧૯

બલરામ અક્રૂર, ગદ, સામ્બ, ઉદ્ધવ, પ્રદ્યુમ્ન અને ચારુદેષ્ણ વગેરે મુખ્યમુખ્ય યદુવંશીઓને સાથે લઇ પાંડવોની છાવણીમાં આવ્યા. તેમને જોઈ ધર્મરાજ યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમસેન અને તે વખતે ત્યાં જે બીજા રાજાઓ હતા તે બધા ઊભા થઈ ગયા. તે સર્વેએ બલભદ્રનો સત્કાર કર્યો. રાજા યુધિષ્ઠિરે તેમની સાથે પ્રેમપૂર્વક હાથ મેળવ્યા, શ્રીકૃષ્ણ વગેરેએ તેમને પ્રણામ કર્યા અને વૃદ્ધ રાજા વિરાટ તથા દ્રુપદને તેમણે પ્રણામ કર્યા. પછી તેઓ રાજા યુધિષ્ઠિરની સાથે સિંહાસન પર વિરાજમાન થયા. તેઓના બેઠા પછી બધી બાજુએ બધા લોકો પણ બેસી ગયા. ત્યારે તેમણે શ્રીકૃષ્ણ તરફ જોઇ કહ્યું; 'હવે આ મહાભયંકર નરસંહાર થશે જ. આ બધી લીલાને હું અનિવાર્ય સમજું છું, હવે તેને હટાવી શકાતી નથી. મારી ઇચ્છા છે કે મારા સુહૃદ્ આપ સર્વને હું યુદ્ધની સમાપ્તિ પછી પણ કુશળ જોઈ શકું. પણ એમાં સન્દેહ નથી કે યુદ્ધ માટે જે બધા રાજાઓ એકઠા થયા છે તેમનો તો કાળ જ આવી ગયો છે. કૃષ્ણને તો મેં કેટલીયે વાર કહ્યું હતું કે 'ભાઈ! આપણા સમ્બન્ધીઓ પ્રત્યે એકસરખો વ્યવહાર કરો. કારણ કે આપણે માટે તો જેવા પાંડવ છે તેવો જ દુર્યોધન છે.' પરન્તુ તે તો અર્જુનને જોઇ તેમના ઉપર મુગ્ધ થયા છે. રાજન્! હું નક્કી માનું છું કે જીત પાંડવોની જ થશે. અને શ્રીકૃષ્ણનો પણ એવો જ સંકલ્પ છે. હું તો શ્રીકૃષ્ણ વિના આ પૃથ્વી પર નજર પણ નાખી શકતો નથી. તેથી તેઓ જે કંઇ કરવા ચાહે છે તેને જ હું અનુસરું છું. ભીમ અને દુર્યોધન એ બન્ને વીરો મારા શિષ્ય છે અને ગદાયુદ્ધમાં કુશળ છે. આથી તેઓ પર મારો સમાન સ્નેહ છે. હું તો હવે સરસ્વતી નદીના તટ પરનાં તીર્થોની યાત્રાએ જાઉં છું, કારણ કે નાશ થતા કુરુવંશીઓને હું ઉદાસીન દૃષ્ટિથી નહિ જોઇ શકું.' આ પ્રમાણે કહીને મહાબાહુ બલરામ પાંડવોથી વિદાય થઇને તીર્થયાત્રાને માટે ચાલી નીકળ્યા.


૪૨૦

## રુક્મીનું સહાય આપવા માટે આવવું પરંતુ પાંડવ અને કૌરવ બન્નેનું તેની સહાય ન સ્વીકારવું

**વૈશમ્પાયન કહે છે**—જનમેજય! આ જ સમયે રાજા ભીષ્મકનો પુત્ર રુક્મી એક અક્ષૌહિણી સેના લઈને પાંડવોની પાસે આવ્યો. તેણે શ્રીકૃષ્ણની પ્રસન્નતા માટે સૂર્ય સમાન તેજસ્વી ધ્વજા લઈને પાંડવોની છાવણીમાં પ્રવેશ કર્યો. પાંડવો તેનાથી પરિચિત તો હતા જ, રાજા યુધિષ્ઠિરે આગળ જઈને તેનું સ્વાગત કર્યું. રુક્મીએ પણ તે સર્વનો યથાયોગ્ય આદર



કર્યો, અને પછી કેટલીકવાર ઊભા રહીને બધા વીરોની આગળ અર્જુનને કહ્યું; 'અર્જુન! જો તમને કોઇ પ્રકારનો ભય હોય તો હું તમારી સહાયતાને માટે આવી ગયો છું. હું યુદ્ધમાં તમને એવી સહાય કરીશ કે શત્રુઓ તેને સહન નહિ કરી શકે, સંસારમાં મારા સમાન પરાક્રમી બીજો કોઈ નથી. તમે યુદ્ધમાં મને જે સેના સામે કૂચ કરવાનો ભાર સોંપશો તેને હું છિન્નભિન્ન કરી દઈશ. દ્રોણ, કૃપ, કર્ણ, ભીષ્મ–કોઈ પણ વીર કેમ ન હોય, તથા તેઓ બધા જ એકઠા થઈને મારી સામે આવે, પણ હું તે સમસ્ત શત્રુઓને મારીને તમને જ પૃથ્વીનું રાજ્ય સોંપી દઈશ.

ત્યારે અર્જુન શ્રીકૃષ્ણ અને ધર્મરાજાની તરફ જોઈને હસ્યો અને શાન્ત ભાવથી કહેવા લાગ્યો: મેં કુરુવંશમાં જન્મ લીધો છે, તે ઉપરાંત હું મહારાજ પાંડુનો પુત્ર અને દ્રોણાચાર્યનો શિષ્ય કહેવાઉં છું, શ્રીકૃષ્ણ મારા સહાયક છે. અને ગાંડીવ ધનુષ મારી પાસે છે, તો પછી હું એમ કેવી રીતે કહી શકું કે હું ડરી ગયો છું. વીરવર! જે સમયે કૌરવોની ઘોષયાત્રા વખતે મેં ગન્ધર્વોની સાથે યુદ્ધ કર્યું હતું ત્યારે મારી સહાયતા કરવા કોણ આવ્યું હતું? તથા વિરાટનગરમાં બહુ કૌરવો સાથે એકલાએ જ યુદ્ધ કર્યું ત્યારે મને કોણે સહાય આપી હતી? મેં યુદ્ધને માટે જ ભગવાન શંકર, કુબેર, યમ, વરુણ, અગ્નિ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય અને શ્રીકૃષ્ણની ઉપાસના કરી છે, માટે 'હું ડરું છું' એવી યશનો નાશ કરનારી વાત તો મારા જેવો પુરુષ સાક્ષાત્ ઇન્દ્રની સામે પણ નથી કહી શકતો. તેથી મહાબાહો! મને કોઈ પ્રકારનો ભય નથી, તેમ કોઈની સહાયતાની આવશ્યકતા પણ નથી. તમે તમારી ઇચ્છાનુસાર જ્યાં જવા ચાહો ત્યાં જઈ શકો છો અને રહેવા ચાહો તો આનન્દથી રહો.

આ પછી રુક્મી પોતાની સમુદ્ર સમાન વિશાળ સેનાને પાછી વાળીને દુર્યોધન પાસે આવ્યો, અને ત્યાં પણ તેણે પાંડવો આગળ કહ્યું હતું તે પ્રમાણે જ કહ્યું. દુર્યોધનને પણ પોતાની વીરતાનું અભિમાન હતું તેથી તેણે પણ તેની સહાયતા લેવાનો સ્વીકાર ન કર્યો. આ પ્રમાણે બલરામ અને રુક્મી–આ બન્ને વીર તે યુદ્ધથી નીકળીને ચાલ્યા ગયા.

જ્યારે બન્ને સેનાઓ વ્યવસ્થિત થઈ ગઈ અને તેમની વ્યૂહરચનાનો પણ નિશ્ચય થઈ ગયો ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું; 'સંજય! હવે તમે મને એ બતાવો કે બન્ને સેનાઓનો પડાવ નંખાઈ ગયા પછી ત્યાં શું થયું? હું તો સમજું છું કે જે ભાવિ છે તે જ બળવાન છે, પુરુષાર્થથી કંઈ થતું નથી, મારી બુદ્ધિ દોષોને સારી રીતે સમજી લે છે. પરન્તુ દુર્યોધન સાથે મળતાં પાછી બદલાઈ જાય છે, તેથી હવે જે કંઈ થવાનું છે તે થઈને જ રહેશે.




આનાં અંગ બરાબર પુષ્ટ થતાં જાય છે અને આપણે ઘટી રહ્યા છીએ. સાત–આઠ દિવસથી ડિંડિક નામનો ઉંદર પણ દેખાતો નથી.' કોલિકની આ વાત સાંભળી બધા ઉંદરો ભાગી ગયા અને તે દુષ્ટ બિલાડો પણ પોતાનું મોઢું લઈને ચાલ્યો ગયો.

"હે દુરાત્મન્! આ પ્રમાણે તેં પણ બિડાલવ્રત ધારણ કરી રાખ્યું છે. જેમ ઉંદરોમાં બિલાડાએ ધર્માચરણનો ઢોંગ રચ્યો હતો તેમ તું પણ સગાં સમ્બન્ધીઓમાં ધર્માચારી બની બેઠેલો છે. તમારી વાતો જુદા પ્રકારની છે અને કર્મ જુદા પ્રકારનાં છે. તમે દુનિયાને ઠગવા માટે જ વેદાભ્યાસ અને શાન્તિનો કપટવેશ ધારણ કરી રાખ્યો છે. તમે આ પાખંડ છોડીને ક્ષાત્રધર્મનો આશ્રય લો. તમારી માતા વર્ષોથી દુઃખ ભોગવી રહી છે તેનાં આંસુ લુછો અને સંગ્રામમાં શત્રુઓને પરાસ્ત કરીને સંમાન પ્રાપ્ત કરો. તમે અમારી પાસે પાંચ ગામ માગ્યાં હતાં, પરન્તુ એમ વિચારીને કે–કોઈ પણ પ્રકારે પાંડવોને કુપિત કરીને તેમને સંગ્રામભૂમિમાં જીતીને રખડતા બનાવીએ–અમે તમારી માગણી મંજુર ન કરી. તમારે માટે મેં જ દુષ્ટચિત્ત વિદુરનો ત્યાગ કર્યો હતો. મેં તમને લાક્ષાભવનમાં બાળવાનો પ્રયત્ન કર્યો હતો—એ વાતને યાદ કરીને એક વખત તો મર્દ બનીજાઓ. તમે જાતિ અને બળમાં મારા સમાન જ છો, છતાં પણ કૃષ્ણનો આશ્રય લઈને કેમ બેઠા છો?

"ઉલૂક! પછી પાંડવોની પાસે જ બેઠેલા કૃષ્ણને કહેજે કે તમે પોતાની અને પાંડવોની રક્ષા કરવા માટે હવે તૈયાર થઈને અમારી સાથે યુદ્ધ કરો. તમે માયાથી સભામાં જે ભયંકર રૂપ ધારણ કર્યું હતું તેવું જ ફરી ધારણ કરીને અર્જુન સહિત અમારા પર ચઢાઈ કરો. ઈન્દ્રજાળ, માયા અથવા કપટ ભયજનક તો હોય જ છે, પરન્તુ જેમણે રણાંગણમાં શસ્ત્ર ધારણ કર્યાં હોય છે તેમનું કંઈ પણ બગાડી નથી શકતાં. શસ્ત્રધારીઓ તો તેમની સામે રોષે ભરાઈને ગર્જના કરવા લાગે છે. અમે પણ જો ઈચ્છીએ તો આકાશમાં ચઢી શકીએ છીએ, રસાતળમાં પ્રવેશ કરી શકીએ છીએ; પરન્તુ તેનાથી નથી સ્વાર્થ સિદ્ધ થઈ શકતું કે નથી પ્રતિપક્ષીઓને ડરાવી શકાતા.' અને તમે જે કહ્યું હતું કે રણભૂમિમાં ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને પાંડવોને તેમનું રાજ્ય અપાવીશ, તો તમારો આ સન્દેશ પણ મને સંજયે સંભળાવ્યો હતો. હવે તમે તમારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પાંડવોને માટે કમર કસીને પરાક્રમપૂર્વક યુદ્ધ કરો. અમે પણ તમારું સામર્થ્ય જોઈએ. સંસારમાં અકસ્માત જ તમારો મોટો યશ ફેલાઈ ગયો છે. પરન્તુ આજ મને માલુમ પડ્યું કે જેઓએ તમને માથા પર ચઢાવી દીધા છે તેઓ પુરુષનાં ચિહ્નોવાળા હિજડા જ છે. તમે છો તો કંસના એક સેવક જ, મારા જેવા રાજામહારાજાને તો તમારી સાથે સંગ્રામભૂમિમાં યુદ્ધ કરવા આવવું પણ ઉચિત નથી.

"તે મૂછો વગરના મર્દ, ખાઉધરા અને અજ્ઞાનની મૂર્તિ મૂર્ખ ભીમસેનને તમે વારંવાર કહેજો કે કૌરવોની સભામાં પહેલાં જે પ્રતિજ્ઞાઓ તમે કરી ચૂક્યા છો તે મિથ્યા ન થવા દેશો. જો શક્તિ રાખતા હોવ તો દુઃશાસનનું લોહી પી જજો. અને તમે જે કહ્યું હતું કે 'હું રણભૂમિમાં એકી સાથે બધા ધૃતરાષ્ટ્રપુત્રોને મારી નાખીશ' તો તેનો પણ હવે સમય આવી ગયો છે. પછી તમે મારા તરફથી નકુળને કહેજો કે હવે તૈયાર થઈને યુદ્ધ કરો. અમે તમારો પુરુષાર્થ જોઈશું. હવે તમે યુધિષ્ઠિર પ્રત્યેના પ્રેમને, મારા પ્રત્યેના દ્વેષને અને દ્રૌપદીના ક્લેશને સારી રીતે યાદ કરી લો. આ જ પ્રમાણે બધા રાજાઓની વચ્ચે સહદેવને પણ કહેજો કે તમારે જે દુઃખ સહન કરવાં પડ્યાં છે તેને યાદ કરીને હવે સાવધાનીથી યુદ્ધ કરો.

"વિરાટ અને દ્રુપદને મારા તરફથી કહેજો કે તમે બધા એકઠા થઈને મને મારવાને માટે આવો અને તમારા અને પાંડવોના માટે સંગ્રામ કરો. ધૃષ્ટદ્યુમ્નને કહેજો કે જ્યારે તમે દ્રોણાચાર્યની સામે આવશો ત્યારે તમને માલુમ પડશે કે તમારૂં હિત કઈ વાતમાં છે. હવે તમે તમારા મિત્રો સહિત મેદાનમાં આવી જાઓ. પછી શિખણ્ડીને કહેજો કે મહાબાહુ ભીષ્મ તમને સ્ત્રી સમજીને નહિ મારે, માટે તમે નિર્ભય થઈને યુદ્ધ કરજો.

આ પછી રાજા દુર્યોધન ખૂબ હસ્યો અને ઉલૂકને કહેવા લાગ્યો—તમે કૃષ્ણની સામે જ અર્જુનને એક વાર ફરી કહેજો કે 'તું અમને પરાસ્ત કરીને પૃથ્વીનું રાજ્ય કર યા તો અમારા હાથથી હારીને પૃથ્વી પર શયન કર. જે કામને માટે ક્ષત્રિયાણી પુત્રને જન્મ આપે છે તેનો સમય આવી ગયો છે. હવે તું સંગ્રામભૂમિમાં બળ, વીર્ય, શૌર્ય, અસ્ત્રકૌશલ અને પુરુષાર્થ બતાવીને તારા ક્રોધને ઠંડો કરી લે. અમે તમને જુગારમાં હરાવ્યા હતા, તમારી સામે જ અમે દ્રૌપદીને સભામાં ઘસડી લાવ્યા હતા, અમે જ બાર વર્ષ સુધી તમને ઘરમાંથી કાઢીને વનમાં ભટકાવ્યા અને એક વર્ષ સુધી વિરાટના ઘરમાં રહીને ગુલામી કરાવડાવી. આ દેશનિકાલ, વનવાસ અને દ્રૌપદીના કલેશોને યાદ કરીને જરા મર્દ બની જાઓ અને કૃષ્ણને સાથે લઈને યુદ્ધના મેદાનમાં આવી જાઓ. તમે વધારીવધારીને વાતો શું બક્યા કરો છો; હવે તે વ્યર્થ બકવાદને છોડીને જરા પુરુષાર્થ બતાવો. ભલા, તમે પિતામહ ભીષ્મ, દુર્ધર્ષ કર્ણ, મહાબલી શલ્ય અને આચાર્ય દ્રોણને યુદ્ધમાં પરાસ્ત કર્યા વિના કેવી રીતે રાજ્ય મેળવવા ચાહો છો! અરે! પૃથ્વી પર પગ રાખનારો એવો કયો જીવ છે કે જેને મારવાનો ભીષ્મ અને દ્રોણ સંકલ્પ કરે તથા જેને તેમનાં દારુણ અસ્ત્રોનો સ્પર્શ થાય છતાં પણ તે જીવતો રહે! હું તે જાણું છું કે શ્રીકૃષ્ણ તમારા સહાયક છે અને તમારી પાસે ગાણ્ડીવ ધનુષ પણ છે તથા તમારા સમાન કોઈ યોદ્ધો પણ નથી એ વાત પણ મારાથી છુપી નથી, પરન્તુ લો, આ બધું જાણવા છતાં પણ હું તમારું રાજ્ય પચાવી લઈ રહ્યો છું. પાછળનાં તેર વર્ષ સુધી તમે તો વિલાપ કર્યો છે અને મેં રાજ્ય ભોગવ્યું છે. હવે આગળ પણ બન્ધુ-બાન્ધવો સહિત તમને મારીને હું જ રાજ્યશાસન કરીશ. અર્જુન! જે વખતે દાસ થવાની શરતના દાવ પર મેં તમને જુગારમાં જીતી લીધા હતા તે વખતે તારું ગાણ્ડીવ ક્યાં હતું અને ભીમસેનનું બળ ક્યાં ચાલ્યું ગયું હતું? તે સમયે તો અનિન્દિત સુન્દરી કૃષ્ણાની કૃપા વિના ગદાધારી ભીમસેન અને ગાંડીવધારી અર્જુન દાસપણાથી મુક્ત નહોતા થઈ શકતા. અરે જો, વિરાટનગરમાં ભીમસેનનો રસોઈ પકાવતાં-પકાવતાં દમ નીકળી જતો હતો અને તારે માથા પર વેણી લટકાવીને હિજડાનું રૂપ બનાવીને રાજકન્યાઓને નચાવવું પડ્યું હતું તે પણ મારો જ પુરુષાર્થ હતો. હું તમારા અથવા કૃષ્ણના ભયથી રાજ્ય નહિ આપીશ. હવે તું અને કૃષ્ણ બન્ને મળીને અમારી સાથે યુદ્ધ કરો. જે વખતે મારાં અમોઘ બાણ છૂટશે તે વખતે હજારો કૃષ્ણ અને સેંકડો અર્જુન દશે દિશાઓમાં ભાગતા ફરશે. પછી તારાં બધાં સગાં-સમ્બન્ધી યુદ્ધમાં મરી જશે. તે જ વખતે તને ખૂબ સન્તાપ થશે અને જે પ્રમાણે પુણ્યહીન પુરુષ સ્વર્ગની આશા છોડી દે છે તે જ પ્રમાણે તારી પૃથ્વીનું રાજ્ય મેળવવાની આશા તૂટી જશે. માટે તમે શાન્ત થઈ જાઓ.'

## ઉલૂકનું પાંડવોને દુર્યોધનનો સંદેશ સંભળાવવું અને પાછું પાંડવોનો સન્દેશ લઈને દુર્યોધન પાસે આવવું

સંજય કહે છે—મહારાજ! આ પ્રમાણે દુર્યોધનનો સન્દેશ લઈને ઉલૂક પાંડવોની છાવણીમાં આવ્યો અને પાંડવોને મળીને રાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યો, 'આપ દૂતનાં વચનો વિષે જાણો જ છો. તેથી જે પ્રકારે મને કહેવામાં આવ્યો છે તે જ પ્રકારે હું આપને દુર્યોધનનો સન્દેશ સંભળાવું તો આપ મારા પર ક્રોધ

યુધિષ્ઠિરે કહ્યું—ઉલૂક! તમારે માટે કોઈ ભયની વાત નથી. તમે બેફીકર રહીને ટુંકી નજરના દુર્યોધનનો વિચાર સંભળાવો.

ઉલૂકે કહ્યું—રાજન્! મહામના રાજા દુર્યોધને બધા કૌરવોની આગળ આપને માટે જે સંદેશ કહ્યો છે તે સાંભળો. તેમણે કહ્યું છે—"પાંડવો! તમે વનવાસ, દ્રૌપદીના અપમાનને યાદ કરીને જરા




મરદ બની જાઓ. ભીમસેને સામર્થ્ય ન હોવા છતાં પણ જે શરત કરી હતી કે 'હું દુઃશાસનનું લોહી પીશ' તો તેનમાં શક્તિ હોય તો પી લે, અસ્ત્રશસ્ત્રોમાં મન્ત્રોદ્વારા દેવતાઓનું આવાહન થઈ ચૂક્યું છે, કુરુક્ષેત્રની જમીન કાદવ સૂકાઈ જવાથી સપાટ થઈ ગઈ છે માટે હવે કૃષ્ણની સાથે સંગ્રામભૂમિમાં આવી જાઓ. તમે પિતામહ ભીષ્મ, દુર્ધર્ષ કર્ણ, મહાબળી શલ્ય અને આચાર્ય દ્રોણને યુદ્ધમાં પરાસ્ત કર્યા વિના કેવી રીતે રાજ્ય લેવા ચાહો છો? ભલા, પૃથ્વી પર પગ રાખનાર એવો કયો પ્રાણી છે કે જેને મારવાનો ભીષ્મ અને દ્રોણ સંકલ્પ કરી લે અને જેને તેમનાં દારુણ શસ્ત્રોનો સ્પર્શ થાય છતાં તે જીવતો રહી શકે?"

મહારાજ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને ઉલૂકે અર્જુન તરફ મુખ કરીને કહ્યું–'અર્જુન! આપને મહારાજ દુર્યોધન કહે છે કે તું બહુ બકવાદ શા માટે કરે છે? એવી વ્યર્થ વાતો બનાવવી છોડીને યુદ્ધમાં સામે આવી જા. હું જાણું છું કે કૃષ્ણ તારા સહાયક છે અને તારી પાસે ગાણ્ડીવ ધનુષ પણ છે તથા તારા સમાન કોઈ યોદ્ધો પણ છે નહીં—એ વાત મારાથી છૂપી નથી, છતાં પણ ભલે, આ બધું જાણવા છતાં પણ હું તારું રાજ્ય છીનવી લઈ રહ્યો છું. પાછલાં તેર વર્ષ સુધી તમે તો વિલાપ જ કર્યો છે અને મેં રાજ્ય ભોગવ્યું છે. હવે આગળ પણ તમને અને તમારા બન્ધુ-બાન્ધવોને મારીને હું જ રાજ્યશાસન કરીશ. જુગાર વખતે જ્યારે તમે અમારા દાસ બનીને બંધાઈ ગયા હતા તે સમયે અનિન્દિતા દ્રૌપદીની કૃપા વિના ગાંડીવધારી અર્જુન અને ગદાધારી ભીમ તે દાસત્વમાંથી પોતાનો છુટકારો પણ કરી શક્યા ન હતા. વિરાટનગરમાં મારા જ પરાક્રમથી, તમારે શિર પર વેણી લટકાવીને હિજડાનું રૂપ બનાવી રાજકન્યાઓને નચાવવું પડ્યું હતું. હું તમારા અથવા કૃષ્ણના ભયથી રાજ્ય નહિ દઉં. હવે તું અને કૃષ્ણ બન્ને મળીને મારી સાથે યુદ્ધ કરો.' જે સમયે મારાં બાણો છૂટશે તે વખતે હજારો કૃષ્ણ અને સેંકડો અર્જુન દશે દિશાઓમાં ભાગતા ફરશે. આ પ્રકારે જ્યારે તમારા બધા સગાસમ્બન્ધીઓ માર્યા જશે ત્યારે તમને ખૂબ સન્તાપ થશે અને જેમ પુણ્યહીન પુરુષ સ્વર્ગપ્રાપ્તિની આશા છોડી બેસે છે તેવી જ રીતે પૃથ્વીનું રાજ્ય મેળવવાની તમારી આશા તૂટી જશે. માટે તમે શાન્ત થઈ જાઓ.'

પાણ્ડવલોક તો પહેલેથી ક્રોધમાં ભરાઈને જ બેઠા હતા. અને ઉલૂકની આ વાતો સાંભળીને તેઓ તેથી પણ વધુ ગરમ થઈ ગયા. અને વિષધર સર્પોની જેમ એકબીજા તરફ દેખવા લાગ્યા. ત્યારે શ્રીકૃષ્ણે કંઈક હસીને ઉલૂકને કહ્યું; 'ઉલૂક! તમે જલદી જ દુર્યોધનની પાસે જાઓ અને તેને કહો કે અમે તમારી વાતો સાંભળી લીધી છે. તમારો જેવો વિચાર છે તેવું જ કરો.'

ભીમસેન કૌરવોનો સંકેત અને ભાવ સમજીને અગ્નિ જેવો ગરમ થઈ ગયો અને દાંત પીસીને ઉલૂકને કહેવા લાગ્યો; 'મૂર્ખ! દુર્યોધને તને જે જે વાતો કહી છે તે બધી મેં સાંભળી લીધી. હવે હું જે કહું છું તે સાંભળ. તું બધા ક્ષત્રિયોની સામે સતપુત્ર કર્ણ અને તારા પિતા દુરાત્મા શકુનિના સાંભળતાં દુર્યોધનને કહેજે કે 'રે દુરાત્મન્! અમે જે અમારા જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિરની પ્રસન્નતાને માટે પહેલેથી તારા અપરાધોને સહી લેતા હતા, જણાય છે કે અમારા તે ઉપકારનો તારા હૃદયમાં જરા પણ આદર નથી. ધર્મરાજ પોતાના કુળના કલ્યાણને માટે જ આપસમાં મેળ કરાવવા માંગતા હતા. તેથી જ તેમણે શ્રીકૃષ્ણને કૌરવોની પાસે મોકલ્યા હતા. પરન્તુ અવશ્ય તારા શિર પર કાળ નાચી રહ્યો

છે, તેથી જ તું યમરાજને ઘેર જવા ચાહે છે. અચ્છા, તો હવે જરૂર કાલે અમારી સાથે તારો સંગ્રામ થશે. મેં પણ તને અને તારા ભાઈઓને મારવાની પ્રતિજ્ઞા કરી લીધી છે અને થશે પણ તેમ જ. સમુદ્ર ભલે પોતાની મર્યાદાને તોડે, અને પહાડોના ભલે ટુકડેટુકડા થઈ જાય, પરંતુ મારું કથન જૂઠું નહિ થાય. અરે દુર્બુદ્ધિ! સાક્ષાત્ યમ, કુબેર અને રુદ્ર પણ તારી સહાયતા કરશે તો પણ પાંડવલોક પોતાની પ્રતિજ્ઞા પૂરી કરશે. હું ખૂબ ધરાઈને દુઃશાસનનું ખૂન પીશ. આ યુદ્ધમાં સ્વયં ભીષ્મજીને આગળ કરીને પણ કોઈ ક્ષત્રિય મારી સામે આવશે તો હું તેને તુરત યમરાજને ઘેર મોકલી દઈશ.' આ ક્ષત્રિયોની સભામાં મેં આ જેટલી વાતો કહી છે તે બધી સત્ય થશે–તે હું મારા આત્માના સોગન્દ ખાઈને કહું છું.''

ભીમસેનની વાતો સાંભળી સહદેવ પણ ક્રોધમાં ભરાઈ ગયો અને આ પ્રકારે કહેવા લાગ્યો; 'પાપી ઉલૂક! મારી વાત સાંભળ. તું તારા પિતાને જઈને કહેજે કે જો રાજા ધૃતરાષ્ટ્ર સાથે તમારો સંબંધ ન હોત તો અમારામાં આ ફૂટ ન પડત.' તમે તો ધૃતરાષ્ટ્રના વંશનો અને બધા લોકોનો નાશ કરાવવા માટે જ જન્મ લીધો છે. તમે સાક્ષાત્ શત્રુતાની મૂર્તિ, પોતાના કુળનો ઉચ્છેદ કરનાર અને બહુ પાપી છો.' ઉલૂક! યાદ રાખો, સંગ્રામમાં હું પહેલાં તમને મારીશ અને પછી તમારા પિતાના પ્રાણ લઈશ.'

ભીમ અને સહદેવની વાત સાંભળી અર્જુને હસીને ભીમસેનને કહ્યું—ભાઈ! આપની સાથે જે લોકોનું વેર છે તેમને માટે તો આપ એમ જ સમજો કે તેઓ સંસારમાં છે જ નહિ. પરન્તુ ઉલૂકને આપે કોઈ કડવી વાત ન કહેવી જોઈએ. દૂત બિચારાનો શો અપરાધ હોય છે, તેમને તો જે કહેવામાં આવે છે તે જ સંભળાવવાનું હોય છે.' ભીમસેનને આ પ્રમાણે કહીને પછી તેણે ધૃષ્ટદ્યુમ્ન વગેરે પોતાના સમ્બન્ધીઓને કહ્યું; 'આપ લોકોએ પાપી દુર્યોધનની વાતો સાંભળી લીધી! તેમાં વિશેષરૂપે મારી અને શ્રીકૃષ્ણની જ નિન્દા કરવામાં આવી છે. આ બધી વાતોને સાંભળીને આપ અમારા જ હિતની દૃષ્ટિથી રોષમાં ભરાઈ ગયા છો. પરન્તુ આપલોકોની સહાયતા અને શ્રીકૃષ્ણના પ્રતાપથી હું સમ્પૂર્ણ ક્ષત્રિય રાજાઓને પણ કંઈ નથી સમજતો. આથી આપ બધા જો આજ્ઞા આપો તો હું ઉલૂકને બધી બાબતનો ઉત્તર આપી દઉં. નહિ તો કાલ આપણી સેનાની આગળ ગાણ્ડીવ ધનુષથી જ આ બકવાદનો જવાબ દઈશ. વાતોથી તો નપુંસક લોકો જ જવાબ આપ્યા કરે છે.' અર્જુનની આ વાત સાંભળી બધા લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા.

પછી મહારાજ યુધિષ્ઠિરે દુર્યોધનને સન્દેશરૂપે સંભળાવવા માટે ઉલૂકને કહ્યું—'ઉલૂક! તમે જાઓ અને શત્રુતાની મૂર્તિ કુલકલંક દુર્યોધનને કહો કે ભાઈ! તમારી ખૂબ પાપબુદ્ધિ છે. હવે તમે અમને યુદ્ધ માટે આમન્ત્રણ આપી જ દીધું છે. પરન્તુ તમે ક્ષત્રિય છો, તેથી અમારા માનનીય ભીષ્મ વગેરેને અને પ્રિય લક્ષ્મણ (દુર્યોધનનો પુત્ર) વગેરેને આગળ રાખીને યુદ્ધ ન કરશો, પરન્તુ પોતાના અને સેવકોના પરાક્રમના ભરોસે જ પાંડવોને યુદ્ધમાં બોલાવશો. જો જો, પૂરેપૂરું ક્ષત્રિયપણું જાળવજો. જે પુરુષ બીજાના પરાક્રમનો આશ્રય લઈને શત્રુઓને સંગ્રામમાં બોલાવે છે અને પોતે તેમની સાથે લોહું લેવાની શક્તિ ધરાવતો નથી, તેને નપુંસક કહે છે.'

શ્રીકૃષ્ણે કહ્યું—ઉલૂક! આ પછી તમે દુર્યોધનને મારો સન્દેશ કહેજો કે 'હવે કાલે જ તમે રણભૂમિમાં આવી જાઓ અને પોતાની મર્દાનગી બતાવો. તમે જે એમ સમજો છો કે કૃષ્ણ યુદ્ધ નહિ કરે, કારણ કે પાંડવોએ તેમને અર્જુનના સારથી બનવા કહ્યું છે, શું તેથી જ તમને મારો ડર નથી? પણ યાદ રાખો, યુદ્ધના અન્તમાં કોઈ પણ બચશે નહિ, આગ જેમ ઘાસને ભસ્મ કરી દે છે તે જ પ્રમાણે હું મારા ક્રોધથી સર્વને ભસ્મ કરી દઈશ. આ વખતે તો મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી હું યુદ્ધ કરતાં અર્જુનનું સારથીપણું જ કરીશ. હવે કાલ તો તમે ત્રણે લોકોમાં જો ક્યાંય પણ ઊડીને જવા ચાહશો, અથવા જમીનમાં પેસી જવાનો પ્રયત્ન કરશો તો ત્યાં પણ તમને અર્જુનનો રથ જ નજરે પડશે. અને તમે જે ભીમસેનની પ્રતિજ્ઞાને મિથ્યા સમજો છો, પણ સમજી લો કે દુઃશાસનનું ખૂન તો ભીમસેને આજે જ પી લીધું. તમે નિરર્થક આવી ઊંધી ઊંધી શેખી હાંકો છો. મહારાજ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન અને નકુલ-સહદેવ તો તમને કંઈ પણ નથી સમજતા.'

ત્યારપછી મહાયશસ્વી અર્જુન કૃષ્ણ તરફ જોઈને ઉલૂકને કહેવા લાગ્યા—'જે પુરુષ પોતાના પરાક્રમના ભરોસે શત્રુઓને સંગ્રામને માટે લલકારે છે અને પછી

સ્થિર થઈને તેમનો સામનો કરે છે, મર્દ તો તે છે. જાઓ, તમે દુર્યોધનને કહેજો કે સવ્યસાચી અર્જુને તમારી સૂચના સ્વીકારી લીધી છે. હવે આજની રાત વીતતાં જ યુદ્ધનો આરંભ થઈ જશે. હું તમારી આગળ સર્વથી પહેલાં કુરુવૃદ્ધ પિતામહ ભીષ્મનો જ સંહાર કરીશ. તમારા અધર્મી ભાઈ દુઃશાસને ભીમસેનને ક્રોધમાં ભરાઈને સભામાં જે વાત કહી હતી તેને પણ થોડા દિવસમાં સત્ય થએલી જોશો. દુર્યોધન! અભિમાન, ક્રોધ, કટુતા, નિષ્ઠુરતા, અહંકાર, ક્રૂરતા, ધર્મદ્વેષ, ગુરુજનોની વાત ન માનવી અને અધર્મ પર લાગ્યા રહેવાનું પરિણામ હવે ખુબ જલદીથી તમારી સામે આવી જશે. ભીષ્મ, દ્રોણ અને કર્ણ યુદ્ધસ્થળમાં ખપી જતાં જ તમે પોતાના જીવવાની, રાજ્યની અને પુત્રોની આશા છોડી બેસશો. જ્યારે તમે તમારા ભાઈ અને પુત્રોના મરણના સમાચાર સાંભળશો અને ભીમસેન તમને મારવા લાગશે ત્યારે જ તમને તમારાં કુકર્મોનું સ્મરણ થશે. હું તમને સાચેસાચું કહું છું કે આ બધી પ્રતિજ્ઞાઓ સત્ય થઈને રહેશે.'

ત્યાર પછી યુધિષ્ઠિરે ફરી કહ્યું-'ભાઈ ઉલૂક! તમે દુર્યોધનને જઈને મારી આ વાત કહેશો કે હું તો કીડી-મંકોડીને પણ કષ્ટ પહોંચાડવા ચાહતો નથી, તો પછી પોતાનાં સગાસંબંધીઓના નાશની ઇચ્છા કેમ કરી શકું ? તેથી જ મેં પહેલાં કેવલ પાંચ જ ગામ માગ્યાં હતાં; પરંતુ તમારું મન તૃષ્ણામાં ડૂબેલું છે અને તમે મૂર્ખતાથી જ વ્યર્થ બકવાદ કરો છો. દેખો, તમે શ્રીકૃષ્ણની પણ હિતકર શીખામણ ગ્રહણ ન કરી. હવે વધારે કહેવામાં શું રાખ્યું છે. તમે તમારા બન્ધુ-બાન્ધવો સહિત મેદાનમાં આવી જાઓ.'

આ પછી ભીમસેને કહ્યું-'ઉલૂક! દુર્યોધન બહુ જ દુર્બુદ્ધિ, પાપી, શઠ, ક્રૂર, કુટિલ અને દુરાચારી છે. તું મારા તરફથી તેને કહેજે કે મેં સભાની વચ્ચે જે પ્રતિજ્ઞા કરી હતી તેને હું સત્યના સોગંદ ખાઈને કહું છું કે તેને અવશ્ય હું સત્ય બનાવીશ. હું રણભૂમિમાં દુઃશાસનને પછાડીને તેનું લોહી પીશ, તથા તારી સાથળને તોડીશ તથા તારા ભાઈઓને નષ્ટ કરી દઈશ. સાચું માન કે હું ધૃતરાષ્ટ્રના બધા પુત્રોનો કાળ છું. એક વાત બીજી પણ સાંભળ—હું ભાઈઓ સહિત તને મારીને ધર્મરાજની સામે જ તારા મસ્તક પર પગ મૂકીશ.'

પછી નકુળે કહ્યું-'ઉલૂક! તું ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કહેજે કે મેં તમારી બધી વાતો સારી રીતે, સાંભળી લીધી છે. તમે મને જેમ કરવાને કહી રહ્યાં છો તેમ જ હું કરીશ.' સહદેવ બોલ્યો; 'દુર્યોધન! તમારા જે વિચાર છે તે બધા વૃથા થઈ જશે અને મહારાજ ધૃતરાષ્ટ્રને તમારે માટે શોક કરવો પડશે.' આ પછી શિખણ્ડીએ કહ્યું; 'નિઃસન્દેહ વિધાતાએ મને પિતામહ ભીષ્મના વધને માટે જ ઉત્પન્ન કર્યો છે, તેથી હું બધા ધનુર્ધરોના દેખતાં દેખતાં જ તેમને ધરાશાયી કરી દઈશ.' પછી ધૃષ્ટદ્યુમ્ને કહ્યું; 'મારા તરફથી તું દુર્યોધનને કહેજે કે હું દ્રોણાચાર્યને તેમના સાથી અને સમ્બન્ધીઓ સહિત મારી નાખીશ.' અંતમાં મહારાજ યુધિષ્ઠિરે કરુણાને વશ થઈ ફરી કહ્યું; 'અરે! હું તો કોઈ પ્રકારે મારા કુટુંબીઓનો વધ કરવા નથી ચાહતો, આ બધી નોબતો તો તમારા જ દોષથી ગાજે છે. અને ઉલૂક! તમે યા તો જાઓ યા તો રહેવાની ઇચ્છા હોય તો અહીં રહો. અમે પણ તમારા સમ્બન્ધી જ છીએ.'

ત્યારે ઉલૂક મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞા લઈને રાજા દુર્યોધનની પાસે આવ્યો અને તેને અર્જુનનો સન્દેશ જેવો ને તેવો જ સાંભળાવી દીધો. તથા શ્રીકૃષ્ણ, ભીમસેન અને ધર્મરાજ યુધિષ્ઠિરના પુરુષાર્થનું



વર્ણન કરીને નકુળ, વિરાટ, દ્રુપદ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, શ્રીકૃષ્ણ તથા અર્જુને જેજે વાતો કહી હતી તે બધી તે જ પ્રમાણે સંભળાવી દીધી. ઉલૂકની વાતો સાંભળી રાજા દુર્યોધને દુઃશાસન, કર્ણ અને શકુનિને કહ્યું કે 'બધા રાજાઓને તથા આપણી અને આપણા મિત્રોની સેનાને આજ્ઞા આપી દો કે કાલ સૂર્યોદય થતા પહેલાં જ બધા જ સેનાપતિઓ તૈયાર થઈ જાય.' ત્યારે કર્ણની આજ્ઞાથી દૂતોએ સંપૂર્ણ સેના અને રાજાઓને દુર્યોધનનો આ આદેશ સંભળાવી દીધો.

આ બાજુ ઉલૂકની વાતો સાંભળી કુન્તીનન્દન યુધિષ્ઠિરે પણ ધૃષ્ટદ્યુમ્નના સેનાપતિપદ નીચે પોતાની ચતુરંગિણી સેનાને કૂચ કરાવી. મહારથી ભીમ અને અર્જુન વગેરે દરેક બાજુથી તેની સંભાળ રાખતા આવતા હતા. તેમની આગળ મહાન ધનુર્ધર ધૃષ્ટદ્યુમ્ન હતો. તેણે જે વીરોનું જેવું બળ અને જેવો ઉત્સાહ હતો તેમને તેવી કોટિના શત્રુના યોદ્ધાની સામે યુદ્ધ કરવાની આજ્ઞા કરી. અર્જુનને કર્ણની સાથે, ભીમસેનને દુર્યોધનની સાથે, ધૃષ્ટકેતુને શલ્યની સાથે, ઉત્તમૌજાને કૃપાચાર્યની સાથે, નકુળને અશ્વત્થામાની સાથે, શૈબ્યને કૃતવર્માની સાથે, સાત્યકિને જયદ્રથની સાથે અને શિખંડીને ભીષ્મની સાથે યુદ્ધ કરવાને નિયુક્ત કર્યા. આ પ્રમાણે સહદેવને શકુનિ સાથે, ચેકિતાનને શલ સાથે, દ્રૌપદીના પાંચ પુત્રોને ત્રિગર્ત વીરોની સાથે અને અભિમન્યુને વૃષસેન વગેરે સાથે ભીડાવાનો આદેશ આપ્યો. કારણ કે ધૃષ્ટદ્યુમ્ન અભિમન્યુને સંગ્રામમાં અર્જુન કરતાં પણ અધિક શક્તિશાળી સમજતો હતો. આ પ્રમાણે દરેક યોદ્ધાઓનો વિભાગ કરીને તેણે પોતાને ભાગે દ્રોણાચાર્યને રાખ્યા અને પછી પાંડવોના વિજયને માટે રણાંગણમાં સુસજ્જિત થઈને તૈયાર થઈ ગયો.

---

## દુર્યોધનનું ભીષ્મના મુખથી પોતાની સેનાના રથી અને અતિરથીઓનું વિવરણ સાંભળવું

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! જ્યારે અર્જુને રણભૂમિમાં ભીષ્મનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી તો મારા મૂર્ખ પુત્રો દુર્યોધન વગેરેએ શું કર્યું ? મને તો હવે શ્રીકૃષ્ણના સાથી અર્જુને સંગ્રામમાં અમારા કાકા ભીષ્મને મારી નાખ્યા હોય તેવું જણાય છે. તે સિવાય એ પણ જણાવો કે મહાપરાક્રમી ભીષ્મજીએ પ્રધાન-સેનાપતિપદ પામીને પછી શું કર્યું ?

સંજય કહેવા લાગ્યો—મહારાજ ! સેનાધ્યક્ષનું પદ પામીને શાન્તનુનન્દન ભીષ્મે દુર્યોધનનો હર્ષ વધારતાં કહ્યું: 'હું હાથમાં શક્તિ ધારણ કરનાર ભગવાન સ્વામિકાર્તિકેયને નમસ્કાર કરી આજ તમારો સેનાપતિ થાઉં છું, હવે તમારે કોઈ પણ પ્રકારનો સન્દેહ ન કરવો. હું સેના સમ્બન્ધી કાર્યોમાં અને તરેહતરેહની વ્યૂહરચનામાં કુશળ છું. મને દેવતાઓ, ગન્ધર્વો અને મનુષ્યો—ત્રણેની વ્યૂહરચનાનું જ્ઞાન છે. હવે તમે દરેક પ્રકારની માનસિક ચિન્તા છોડી દો. હું શાસ્ત્રાનુસાર તમારી સેનાની રક્ષા કરતો નિષ્કપટભાવથી પાંડવોની સાથે યુદ્ધ કરીશ.'

દુર્યોધને કહ્યું—પિતામહ ! ભય તો મને દેવતાઓ અને અસુરો સાથે યુદ્ધ કરવામાં પણ નથી લાગતો. અને વળી જ્યારે આપ સેનાપતિ હોવ અને પુરુષસિંહ દ્રોણ અમારી રક્ષા માટે ખડા હોય ત્યારે તો કહેવાનું જ શું છે ? આપ આપણા અને સામા પક્ષના બધા રથી અને અતિરથીઓને સારી રીતે જાણો છો. માટે હું અને આ બધા રાજલોક આપના મુખથી તેની સંખ્યા સાંભળવા ચાહે છે.

ભીષ્મજીએ કહ્યું—રાજન્ ! તમારી સેનામાં જેટલા રથી અને અતિરથી મહારથીઓ છે તેમનું વિવરણ સાંભળો, તમારા પક્ષમાં કરોડો અને અબજો રથીઓ છે, તેમાં જે મુખ્યમુખ્ય છે તેમનાં નામ સાંભળો. સૌથી પહેલાં તો દુઃશાસન વગેરે પોતાના સો ભાઈઓ સહિત તમે જ મોટા રથી છો. તમે પણ છેદન-ભેદનમાં કુશળ અને ગદા, પ્રાસ અને ઢાલતલવારના યુદ્ધમાં પારંગત છો. હું તમારો પ્રધાન સેનાપતિ છું. મારી કોઈ વાત તમારાથી છુપી નથી, તેથી મારા મુખથી મારું વર્ણન કરવું ઉચિત નથી. શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ કૃતવર્મા પણ તમારી સેનામાં એક અતિરથી છે, મહાન ધનુર્ધર મદ્રરાજ શલ્યને પણ હું અતિરથી સમજું છું. તેઓ પોતાના ભાણેજો—નકુળ અને સહદેવને છોડીને બાકીના બધા પાંડવો સાથે યુદ્ધ કરશે. રથીઓના સમૂહના અધિપતિ ભૂરિશ્રવા પણ શત્રુઓની સેનાનો

ખૂબ ભીષણ સંહાર કરશે. સિન્ધુરાજ જયદ્રથને હું બે રથીઓ બરાબર સમજું છું. તેઓ પોતાના પ્રાણોને પણ હોડમાં મૂકીને પાંડવો સાથે યુદ્ધ કરશે. કામ્બોજ-નરેશ સુદક્ષિણ એક રથીના બરાબર છે. માહિષ્મતી પુરીના રાજા નીલને પણ રથી કહી શકાય તેમ છે. તેનું પહેલેથી જ સહદેવ સાથે વેર બંધાએલું છે, તેથી તે તમારે માટે પાંડવો સાથે બરાબર યુદ્ધ કરતો રહેશે. અવન્તિનરેશ વિન્દ અને અનુવિન્દ સારા રથી ગણાય છે. તેઓ બન્ને સંગ્રામના બહુ પ્રેમી છે. તેથી તેઓ શત્રુ-સેનામાં કાળ સમાન વિચરશે. મારા માનવા પ્રમાણે ત્રિગર્ત દેશના પાંચ ભાઈઓ પણ બહુ સારા રથી છે. તેમાં પણ સત્યરથ મુખ્ય છે. તમારો પુત્ર લક્ષ્મણ અને દુઃશાસનનો પુત્ર—તે બન્ને જો કે તરુણ અવસ્થાના અને સુકુમાર છે, તો પણ હું તેમને સારા રથી સમજું છું. રાજા દણ્ડધર પણ એક રથી છે. તમારી સેના સાથે તેઓ સંગ્રામમાં સારો હાથ બતાવશે. મારા વિચાર પ્રમાણે બૃહદ્બલ અને કૌસલ્ય પણ સારા રથી છે. કૃપાચાર્ય તો રથયૂથપતિઓના અધ્યક્ષ જ છે. તેઓ પોતાના પ્યારા પ્રાણોની પણ પરવા ન કરીને તમારા શત્રુઓનો સંહાર કરશે. તેઓ સાક્ષાત્ સ્વામિકાર્તિકેય સમાન અજેય છે.

તમારા મામા શકુનિ પણ એક રથી છે, તેમણે પાંડવો સાથે વેર બાંધ્યું છે તેથી નિઃસન્દેહ તે તેમની સાથે ઘોર યુદ્ધ કરશે. દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા તો બહુ મોટા મહારથી છે. પરન્તુ તેમને પોતાના પ્રાણ બહુ પ્રિય છે. જો તેમનામાં આ દોષ ન હોત તો તેમના જેવો યોદ્ધો બંને પક્ષની સેનામાં કોઈ નથી. તેમના પિતા દ્રોણાચાર્ય તો વૃદ્ધ હોવા છતાં યુવાનોથી અધિક છે. તેઓ સંગ્રામમાં બહુ જ મહાન કામ કરશે તેમાં મને સન્દેહ નથી. પરન્તુ અર્જુન પર તેમનો બહુ સ્નેહ છે. તેથી પોતાના ગુરુપણાને લીધે તેઓ તેને કદી મારશે નહિ; કારણ કે તેઓ તો તેને પુત્ર કરતાં પણ અધિક સમજે છે. આમ તો સમ્પૂર્ણ દેવતાઓ, ગન્ધર્વો અને મનુષ્યો મળીને પણ તેમની સામે આવે તો તેઓ એકલા જ રથપર સવાર થઈને પોતાનાં દિવ્ય અસ્ત્રોથી તેમને સાફ કરી શકે છે. તે સિવાય મહારાજ પૌરવને પણ હું મહારથી સમજું છું. તેઓ પાંચાલ વીરોનો સંહાર કરશે. રાજપુત્ર બૃહદ્બલ પણ એક સારો રથી છે. તે કાળ સમાન તમારા શત્રુઓની સેનામાં ઘૂમશે. મધુવંશી રાજા જલસંધને પણ હું રથી માનું છું. પોતાની સેના સહિત તેઓ પણ પ્રાણોનો મોહ ત્યજીને યુદ્ધ કરશે. મહારાજ બાહ્લીક તો અતિરથી છે. તેઓને સંગ્રામમાં હું સાક્ષાત્ યમરાજ સમાન માનું છું. તેઓ એકવાર યુદ્ધમાં આવીને પાછાં ડગલાં ભરતા નથી. સેનાપતિ સત્યવાન પણ એક મહારથી છે. તેમના હાથથી બહુ અદ્ભુત કર્મ થશે. રાક્ષસરાજ અલમ્બુષ તો મહારથી છે જ. તેઓ સમ્પૂર્ણ રાક્ષસ–સેનામાં સર્વોત્તમ રથી અને માયાવી છે, તથા પાંડવો સાથે તેમની ખૂબ કટ્ટર શત્રુતા છે. પ્રાગ્જ્યોતિષપુરના રાજા ભગદત્ત મોટો વીર અને પ્રતાપી છે. તેઓ હાથી પર ચઢીને યુદ્ધ કરનારાઓમાં સર્વશ્રેષ્ઠ છે, અને રથયુદ્ધમાં પણ કુશળ છે. તે સિવાય ગાન્ધારરાજના પુત્ર અચલ અને વૃષક—એ બન્ને ભાઈઓ પણ સારા રથી છે, તે બન્ને મળીને શત્રુઓનો સંહાર કરશે.

આ કર્ણ, જે તમારો પ્યારો મિત્ર, સલાહકાર અને નેતા છે તથા તમને હંમેશાં પાંડવોની સાથે લડવા ચઢાવ્યા કરે છે, તે ખૂબ જ અભિમાની બકવાદી અને નીચ પ્રકૃતિનો છે. તે રથી પણ નથી કે અતિરથી પણ નથી. તેને હું અર્ધરથી સમજું છું. તે જો એકવખત અર્જુનની સામે ચાલ્યો ગયો તો તેના હાથમાંથી જીવતો પાછો નહિ ફરે.

આ જ વખતે દ્રોણાચાર્ય પણ કહેવા લાગ્યા—'ભીષ્મજી! ઠીક છે, આપ જે કહી રહ્યા છો તે જ વાત છે. આપનું કથન કદી મિથ્યા હોઈ શકતું નથી. મેં પણ તેને દરેક યુદ્ધમાં શેખી વધારતો અને પછી ભાગતો જોયો છે. તે પ્રમાદી છે તેથી હું પણ તેને અર્ધરથી જ માનું છું.'

ભીષ્મ અને દ્રોણની આ વાતો સાંભળી કર્ણની ભમરો ચઢી ગઈ. અને તે ગુસ્સામાં ભરાઈને કહેવા લાગ્યો, 'પિતામહ! મારો કોઈ અપરાધ ન હોવા છતાં પણ આપ દ્વેષને વશ થઈ આ જ પ્રમાણે મને વાગ્બાણોથી વિંધ્યા કરો છો. હું કેવળ રાજા દુર્યોધનને લીધે જ આપની આ બધીય વાતો સહી લઉં છું. આપ જો મને અર્ધરથી માનશો તો આખો સંસાર પણ ભીષ્મ જૂઠું નથી બોલતા એમ જાણીને મને અર્ધરથી માનશે. પરન્તુ કુરુનન્દન! અધિક ઉંમર હોવાથી, વાળ ધોળા થઈ જવાથી અથવા ધન યા મોટું કુટુમ્બ હોવાથી કોઈ ક્ષત્રિય, મહારથી નથી કહેવાતો, ક્ષત્રિય તો બળને

લીધે જ શ્રેષ્ઠ ગણાય છે. એ જ પ્રમાણે બ્રાહ્મણ વેદમન્ત્રોના જ્ઞાનથી, વૈશ્ય અધિક ધનથી અને શૂદ્ર અધિક ઉંમર થવાથી શ્રેષ્ઠ મનાય છે. આપ રાગદ્વેષથી ભરાયેલા છો તેથી મોહવશ મનમાન્યા રૂપથી રથી-અતિરથીઓનો વિભાગ કર્યે જાઓ છો. મહારાજ દુર્યોધન! આપ જરા બરાબર વિચાર કરો. ભીષ્મજીનો ભાવ બહુ દૂષિત છે અને તેઓ આપનું અહિત કરનારા છે માટે તેમનો ત્યાગ કરો. ક્યાં રથી અને અતિરથીઓનો વિચાર અને ક્યાં આ અલ્પ બુદ્ધિવાળા ભીષ્મ! ભલા, તેમનાથી આ બાબતનો શો વિવેક થઈ શકવાનો હતો! હું તો એકલો જ આખી પાંડવસેનાનું મુખ ફેરવી દઈશ. ભીષ્મની ઉંમર વીતી ગઈ છે તેથી તેમની બુદ્ધિ પણ કાળની પ્રેરણાથી ખોટી થઈ છે. તેઓ ભલા યુદ્ધ, પરાક્રમ અને વિવેકની વાતો શું સમજે? શાસ્ત્રે કેવળ વૃદ્ધોની વાત પર ધ્યાન આપવાનું કહ્યું છે, અતિવૃદ્ધોની નહિ. કારણ કે તેઓ તો પાછા બાળકો સમાન જ મનાય છે. જો કે હું એકલો જ પાંડવોની સેનાને નષ્ટ કરી દઈશ, પણ તેનો યશ તો સેનાપતિ હોવાને લીધે ભીષ્મને જ મળશે. તેથી જ્યાંસુધી તેઓ જીવતા છે ત્યાંસુધી હું કોઈ પ્રકારે યુદ્ધ નથી કરી શકવાનો. તેમના મર્યા પછી તો હું સમસ્ત મહારથીઓ સાથે લડી બતાવીશ.

ભીષ્મે કહ્યું—સૂતપુત્ર! હું આપસઆપસમાં ફૂટ પડવા નથી માગતો; તેથી જ હજીસુધી તું જીવતો છે. હું ઘરડો છું તો શું થયું, તું તો હજુ બાળક છે, તેથી હું તારી યુદ્ધની લાલસા અને જીવનની આશાને કાપી નથી નાખતો. (અર્થાત્ હું અત્યારે જ તારો વધ નથી કરતો) જમદગ્નિનન્દન પરશુરામજી મોટામોટા અસ્ત્રશસ્ત્રો વરસાવીને મારું કશું બગાડી ન શક્યા, તો તું ભલા શું કરી શકે? અરે કુલકલંક! જો કે સત્પુરુષો પોતાના બળની પોતાના જ મુખથી બડાઈ નથી કરતા, તો પણ તારી હલકાઈથી ક્રોધિત થઈને મારે આ વાત કહેવી પડે છે. દેખ, કાશિરાજને ત્યાં સ્વયંવર થયો હતો, ત્યારે મેં ત્યાં એકઠા થયેલા બધા રાજાઓને જીતીને કાશિરાજની કન્યાઓને હરી લીધી હતી. તે વખતે આવાઆવા હજારો રાજાઓને મેં એકલા જ યુદ્ધભૂમિમાં પરાસ્ત કરી દીધા હતા.

આ વિવાદ થતો જોઈને રાજા દુર્યોધને ભીષ્મજીને કહ્યું: 'પિતામહ! આપ મારા તરફ જુઓ. આપના શિર પર બહુ ભારે કામ આવી પડ્યું છે. હવે આપ એકમાત્ર મારા હિત પર જ દૃષ્ટિ રાખો. મારા માનવા પ્રમાણે તો આપ બન્નેથી મારો બહુ ભારે ઉપકાર થશે. હવે હું શત્રુઓની સેનામાં પણ જે રથી અને અતિરથી છે તેમનું વિવરણ સાંભળવા માગું છું. મારી ઇચ્છા છે કે હું શત્રુના બળાબળ વિષે જાણકાર થઈ જાઉં. કારણ કે આજની રાત વીતતાં જ તેમની સાથે આપણું યુદ્ધ શરૂ થશે.'

## પાંડવપક્ષના રથી અને અતિરથીઓની ગણના

ભીષ્મજીએ કહ્યું—રાજન્! મેં તમારા પક્ષના રથી, અતિરથી અને અર્ધરથી સંભળાવી દીધા. હવે જો તમને પાંડવપક્ષના રથી વગેરે સાંભળવાની ઇચ્છા હોય તો તે પણ સાંભળો. પ્રથમ તો રાજા યુધિષ્ઠિર જ બહુ સારા રથી છે. ભીમસેન તો આઠ રથીઓ બરાબર છે. બાણ અને ગદાયુદ્ધમાં તેના સમાન બીજો કોઈ યોદ્ધો નથી. તેનામાં દશ હજાર હાથીઓનું બળ છે અને તે બહુ માની અને તેજસ્વી છે. માદ્રીના પુત્ર નકુલ-સહદેવ પણ બહુ સારા રથી છે. આ બધા પાંડવો બાલ્યાવસ્થામાં તમારી બધાંની અપેક્ષાએ વેગથી દોડવામાં, લક્ષ્ય વિંધવામાં, મર્મસ્થાનો પર પ્રહાર કરવામાં અને પૃથ્વી પર પાડીને ઘસડવામાં આગળપડતા હતા. આ લોકો રણભૂમિમાં આપણી સેનાને નષ્ટ કરી નાખશે, તમે તેમની સાથે યુદ્ધ છેડું ન કરો. અર્જુનને તો સાક્ષાત્ શ્રીનારાયણની સહાયતા પ્રાપ્ત થઈ છે. બન્ને પક્ષની સેનાઓમાં અર્જુન જેવો કોઈ પણ રથી નથી. આ સમયે જ નહિ, મેં તો ભૂતકાળમાં પણ એવો કોઈ રથી સાંભળ્યો નથી. તે જો ક્રોધ કરશે તો તમારી સંપૂર્ણ સેનાનો વિધ્વંસ કરી નાખશે. અર્જુનનો સામનો કાં તો હું કરી શકું છું કાં આચાર્ય દ્રોણ, અમારા બે સિવાય બન્ને સેનાઓમાં તેના સમો રથી હો એવો કોઈ ત્રીજો વીર નથી. પરન્તુ અમે બન્ને પણ હવે ઘરડા થઈ ગયા છીએ. અર્જુન તો યુવાન અને સર્વ પ્રકારે કર્મકુશળ છે.

તે સિવાય દ્રૌપદીના પાંચે પુત્રો પણ મહારથી છે. વિરાટના પુત્ર ઉત્તરને પણ હું શ્રેષ્ઠ રથી સમજું છું. મહાબાહુ અભિમન્યુ તો રથયૂથપતિઓનો પણ

અધ્યક્ષ છે. તે યુદ્ધ કરવામાં સ્વયં અર્જુન અને શ્રીકૃષ્ણ સમાન છે. વૃષ્ણીવંશી વીરોમાં પરમ શૂરવીર સાત્યકિ પણ રથયૂથપોનો રક્ષક છે. તે ખૂબ અસહનશીલ અને નિર્ભય છે. ઉત્તમૌજાને પણ હું સારો રથી માનું છું. તથા મારા વિચાર પ્રમાણે યુધામન્યુ પણ ઉત્તમ રથી છે. વિરાટ અને દ્રુપદ ઘરડા થવા છતાં યુદ્ધમાં અજેય છે. તેમને હું ખૂબ પરાક્રમી અને મહારથી સમજું છું. દ્રુપદનો પુત્ર શિખણ્ડી પણ તે સેનામાં એક મુખ્ય રથી છે. દ્રોણાચાર્યનો શિષ્ય ધૃષ્ટદ્યુમ્ન તો એ સમ્પૂર્ણ સેનાનો અધ્યક્ષ છે. તેને પણ હું મહારથી અને અતિરથી માનું છું. ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ક્ષત્રધર્મા અર્ધરથી છે. કારણ કે તે બાળક હોવાને લીધે હજુ તેણે વધુ અભ્યાસ નથી કર્યો. શિશુપાળનો પુત્ર ચેદિરાજ ધૃષ્ટકેતુ મોટો વીર અને ધનુર્ધર છે. તે પાંડવોનો સમ્બન્ધી અને મહારથી છે. તે સિવાય ક્ષત્રદેવ, જયન્ત, અમિતૌજા, સત્યજિત, અજ અને ભોજ પણ પાંડવોના પક્ષમાં મહાન પરાક્રમી અને મહારથી છે.

કેકય દેશના પાંચ સહોદર રાજકુમારો ખૂબ દૃઢ પરાક્રમી, તરેહતરેહનાં શસ્ત્રોથી યુદ્ધ કરનારા અને ઉચ્ચ કોટિના રથી છે. કૌશિક, સુકુમાર, નીલ, સૂર્યદત્ત, શંખ અને મદિરાશ્વ—આ બધા ખૂબ સારા રથી અને યુદ્ધકળામાં નિષ્ણાત છે. મહારાજ વાર્ધક્ષેમીને પણ હું મહારથી માનું છું. રાજા ચિત્રાયુધ પણ રથીઓમાં શ્રેષ્ઠ અને અર્જુનનો ભક્ત છે. ચેકિતાન, સત્યધૃતિ, વ્યાઘ્રદત્ત અને ચંદ્રસેન—આ પાંડવસેનામાં બહુ સારા રથી છે. સેનાબિન્દુ યા ક્રોધહન્તા નામનો જે વીર છે તે તો શ્રીકૃષ્ણ અને અર્જુનના સમાન જ બળવાન છે. તેને પણ એક ઉત્તમ રથી માનવો જોઈએ. કાશિરાજ સેના ચલાવવામાં ખૂબ સ્ફૂર્તિવાળો અને શત્રુઓનો સંહાર કરનાર છે. તે પણ એક રથી બરાબર છે. દ્રુપદનો યુવાન પુત્ર સત્યજિત્ તો આઠ રથી બરાબર છે. તેને ધૃષ્ટદ્યુમ્ન સમાન અતિરથી કહી શકાય છે. રાજા પાણ્ડ્ય પણ પાંડવસેનામાં એક મહારથી છે. તે ખૂબ જ પરાક્રમી અને મહાન ધનુર્ધર છે. તે સિવાય શ્રેણિમાન અને રાજા વસુદાનને પણ હું અતિરથી માનું છું.

પાંડવો બાજુ રોચમાન પણ એક મહારથી છે. પુરુજિત્ કુન્તિભોજ મોટો ધનુર્ધર અને મહાબળવાન છે. તે ભીમસેનનો મામો છે. મારા વિચારથી તે અતિરથી છે. ભીમસેનનો પુત્ર રાક્ષસરાજ ઘટોત્કચ પણ મોટો માયાવી છે. તેને હું રથયૂથપતિઓનો પણ અધિપતિ સમજું છું. રાજન! મેં તમને આ પાંડવસેનાના રથી, અતિરથી અને અર્ધરથી કહ્યા. મને કૃષ્ણ, અર્જુન અથવા બીજા રાજાઓમાંથી જે કોઈ જ્યાં પણ મળશે તેને હું ત્યાં જ રોકવાનો પ્રયત્ન કરીશ. પરન્તુ જો દ્રુપદપુત્ર શિખંડી મારી સામે આવીને યુદ્ધ કરશે તો તેને હું નહિ મારું, કારણ કે મેં બધા રાજાઓની સામે જન્મપર્યન્ત બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરી છે, તેથી કોઈ પણ સ્ત્રીને અથવા જે પહેલાં સ્ત્રી રહ્યો હોય તે પુરુષને હું મારી નથી શકતો. કદાચ તમે સાંભળ્યું હશે કે આ શિખંડી પહેલાં સ્ત્રી હતો, તે કન્યારૂપે ઉત્પન્ન થઈને પછી પુરુષ થઈ ગયો છે. તેથી તેના સાથે હું યુદ્ધ નહિ કરું. તેના સિવાય રણભૂમિમાં જેજે રાજાઓ મારી સામે આવશે તે બધાને હું મારીશ, પરન્તુ કુન્તીપુત્રોના પ્રાણ નહિ લઉં.

## ભીષ્મનું શિખણ્ડીના પૂર્વજન્મની કથા સંભળાવવું

**દુર્યોધને પૂછ્યું**—દાદાજી! આતતાયી શિખણ્ડી જો રણક્ષેત્રમાં બાણ ચઢાવીને આપની સામે આવશે તો પણ આપ તેનો વધ કેમ નહિ કરો?

**ભીષ્મ બોલ્યા**—દુર્યોધન! શિખણ્ડીને રણભૂમિમાં મારી સામે જોઈને પણ જે હું તેને નહિ મારું, તેનું કારણ સાંભળો. જ્યારે મારા જગદ્વિખ્યાત પિતા શાન્તનુ સ્વર્ગવાસી થયા ત્યારે મેં મારી પ્રતિજ્ઞાનું પાલન કરતાં ચિત્રાંગદને રાજસિંહાસન પર બેસાડ્યો. જ્યારે તેનું પણ મૃત્યુ થયું ત્યારે માતા સત્યવતીની સલાહથી મેં વિચિત્રવીર્યને રાજા બનાવ્યો. તેની ઉંમર બહુ નાની હતી, તેથી રાજકાર્યમાં તેને મારી સહાયતાની જરૂર રહેતી હતી. પછી મને કોઈ યોગ્ય કુળની કન્યા સાથે તેનો વિવાહ કરવાની ચિન્તા થઈ, તેવામાં મેં સાંભળ્યું કે કાશિરાજની અમ્બા, અમ્બિકા અને અમ્બાલિકા નામની ત્રણ અનુપમ રૂપવાળી કન્યાઓનો સ્વયંવર થવાનો છે, તેમાં પૃથ્વીના બધા રાજાઓને બોલાવવામાં આવ્યા છે. હું પણ એકલો રથમાં ચઢીને કાશિરાજની રાજધાનીમાં પહોંચ્યો. ત્યાં એવો નિયમ

કરવામાં આવ્યો હતો કે જે રાજા સૌથી પરાક્રમી હશે તેને આ કન્યાઓ પરણાવવામાં આવશે. મને જ્યારે આ માલુમ પડ્યું ત્યારે મેં ત્રણે કન્યાઓને મારા રથમાં બેસાડી અને ત્યાં એકઠા થએલા બધા રાજાઓને વારંવાર સંભળાવી દીધું કે, "મહારાજ શાન્તનુનો પુત્ર ભીષ્મ આ કન્યાઓને લઈ જાય છે. આપલોક પૂરેપૂરું બળ વાપરીને તેમને છોડાવવાનો પ્રયત્ન કરો.

ત્યારે તે બધા રાજાઓ અસ્ત્રશસ્ત્રો લઈને મારી ઉપર તૂટી પડ્યા અને પોતાના સારથીઓને રથ તૈયાર કરવાનો આદેશ આપવા લાગ્યા. તેમણે રથો ઉપર ચઢીને મને ચારે બાજુથી ઘેરી લીધો, અને મેં એક એક બાણ મારીને તેમના હાથી, ઘોડા અને સારથીઓને ધરાશાયી કરી દીધાં. મારી બાણ ચલાવવાની આવી સ્ફૂર્તિ જોઈને તેમનાં મુખ અવળાં થઈ ગયાં અને તેઓ મેદાન છોડીને ભાગી ગયા. આ પ્રમાણે તે બધા રાજાઓને જીતીને હું હસ્તિનાપુર ચાલ્યો આવ્યો અને ભાઈ વિચિત્રવીર્ય માટે મેં તે ત્રણે કન્યાઓ માતા સત્યવતીને સોંપી દીધી. મારી વાત સાંભળી સત્યવતીને ખૂબ આનન્દ થયો. તેમણે કહ્યું; 'બેટા! બહુ આનન્દની વાત છે કે તમે બધા રાજાઓ પર જીત પ્રાપ્ત કરી.' પછી જ્યારે સત્યવતીની સલાહથી વિવાહની તૈયારી થવા લાગી તો કાશિરાજની સૌથી મોટી પુત્રી અંબાએ ખૂબ સંકોચપૂર્વક કહ્યું; 'ભીષ્મજી! આપ સમ્પૂર્ણ શાસ્ત્રોમાં પારંગત અને ધર્મના રહસ્યને જાણનારા છો; આથી મારી ધર્માનુકૂળ વાત સાંભળીને આપ જેમ કરવું યોગ્ય લાગે તેમ કરો. પહેલેથી હું મનથી જ રાજા શાલ્વને વરી ચૂકી છું, અને તેમણે પણ મારા પિતાજીને આ વાત પ્રકટ કરતાં પહેલાં જ એકાન્તમાં પત્નીરૂપે મારો સ્વીકાર કરી લીધો છે. આ પ્રમાણે મારું મન તો બીજી જગાએ ફસાઈ ચૂક્યું છે છતાં કુરુવંશી થઈને આપ પણ રાજધર્મને તિલાંજલિ આપીને મને ઘરમાં રાખવા કેમ ચાહો છો! આ વસ્તુનો વિચાર કરીને પછી આપને જેમ કરવું ઉચિત જણાય તેમ કરો.'

ત્યારે મેં સત્યવતી, મન્ત્રીઓ, ઋત્વિજો અને પુરોહિતોની સલાહ લઈ અમ્બાને જવાની આજ્ઞા દઈ દીધી. અમ્બા વૃદ્ધ બ્રાહ્મણ અને ધાત્રીઓને સાથે લઈ રાજા શાલ્વના નગરમાં ગઈ. તેણે શાલ્વની પાસે જઈ કહ્યું; 'મહાબાહો! હું આપની સેવામાં હાજર છું.' આ સાંભળી શાલ્વે કંઈક હસતાં કહ્યું; 'સુન્દરી! પહેલાં તમારો સમ્બન્ધ બીજા પુરુષ સાથે થઈ ચૂક્યો છે તેથી હવે હું તમારો પત્નીરૂપે સ્વીકાર નથી કરી શકતો. હવે તમે ભીષ્મની જ પાસે ચાલ્યાં જાઓ. ભીષ્મ તમને બળાત્કારથી હરી લઈ ગયા હતા તેથી હું તમને ગ્રહણ કરવા નથી ઇચ્છતો. માટે હવે તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં ચાલ્યાં જાઓ.'

અમ્બાએ કહ્યું—'શત્રુદમન! ભીષ્મ મારી પ્રસન્નતાથી મને લઈ નહોતા ગયા. હું તો તે સમયે વિલાપ કરી રહી હતી. તેઓ બળાત્કારથી બધા રાજાઓને હરાવીને મને લઈ ગયા. શાલ્વરાજ! આથી હું તો નિરપરાધ છું અને આપની દાસી છું. આપ મારો સ્વીકાર કરો. પોતાની સેવિકાનો ત્યાગ કરવો એ ધર્મશાસ્ત્રમાં સારું નથી ગણ્યું. હું ભીષ્મજીની આજ્ઞા લઈને તુરત જ અહિં આવી ગઈ છું. ભીષ્મને પણ મારી કામના ન હતી, તેમણે તો પોતાના ભાઈને માટે જ આ કામ કર્યું હતું. મારી નાની બહેનો અમ્બિકા અને અમ્બાલિકાનો વિવાહ પણ તેમણે પોતાના નાના ભાઈ વિચિત્રવીર્ય સાથે જ કર્યો છે. હું તો આપના સિવાય કોઈ પણ વરનું મારા મનમાં ચિન્તન પણ નથી કરતી. તેમજ હું પહેલાં કોઈની પત્ની થઈને પણ આપની પાસે આવી નથી. હજુ હું કન્યા જ છું અને આ વખતે મારી ઇચ્છાથી જ આપની પાસે ઉપસ્થિત થઈ છું અને આપની કૃપા ચાહું છું.'

આ પ્રમાણે અનેક પ્રકારે અમ્બાએ પ્રાર્થના કરી પણ શાલ્વને તેની વાતમાં વિશ્વાસ ન થયો. અમ્બાના નેત્રોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી, અને તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું; 'રાજન્! આપ મને ત્યાગી રહ્યા છો, ઠીક વાત છે! પરન્તુ જો સત્ય અટલ હશે તો હું જ્યાં જ્યાં જઈશ ત્યાંત્યાં સન્ત જનો મારી રક્ષા કરશે.' આ પ્રકારે તેણે કરુણતાભર્યો બહુ વિલાપ કર્યો છતાં શાલ્વે તેનો ત્યાગ જ કર્યો. જ્યારે તે નગરથી બહાર આવી ત્યારે તેણે વિચાર કર્યો કે આ પૃથ્વી પર મારા સમાન દુઃખી કોઈ યુવતિ નહિ હોય. મારા કુટુમ્બીઓથી મારો સમ્બન્ધ તૂટી ગયો, શાલ્વે પણ મારો તિરસ્કાર કરી દીધો અને હવે હસ્તિનાપુર પણ નથી જઈ શકતી. આમાં દોષ તો મારો જ છે. જ્યારે ભીષ્મ સાથે રાજાઓનું યુદ્ધ થતું હતું તે જ વખતે મારે શાલ્વને માટે ભીષ્મના રથમાંથી ઉતરી જવું જોઈતું હતું. આજ મને આ તેનું ફળ મળી રહ્યું છે, પરન્તુ આ બધી આપત્તિ ભીષ્મને લીધે જ આવી છે. આથી હવે તપસ્યા અથવા યુદ્ધ દ્વારા મારે તેમની પાસેથી આનો બદલો લેવો જોઈએ.'

## અમ્બાનું તપસ્વીઓનાં આશ્રમમાં જવું, પરશુરામજીનું ભીષ્મને સમજાવવું અને તેનો સ્વીકાર ન કરતાં બન્નેનું યુદ્ધ કરવા માટે કુરુક્ષેત્રમાં આવવું

ભીષ્મે કહ્યું—એવો નિશ્ચય કરી તે નગરથી નીકળીને તપસ્વીઓના આશ્રમ પર આવી. તે રાત તેણે ત્યાં જ વ્યતીત કરી અને ઋષિઓને પોતાનો બધો વૃત્તાન્ત જણાવ્યો. ઋષિલોક પરસ્પર વિચાર કરવા લાગ્યા કે હવે આ કન્યા માટે શું કરવું જોઈએ. તેમાં કેટલાકે તો કહ્યું; "આને તેના પિતાને ત્યાં પહોંચાડી દો." કેટલાક મારી પાસે આવીને મને સમજાવવાનો મત બતાવવા લાગ્યા, અને કેટલાક બોલ્યા કે રાજા શાલ્વ પાસે જઈ તેને જ આની સાથે વિવાહ કરવાની આજ્ઞા કરવામાં આવે. પણ કેટલાકે તેથી જુદો વિચાર બતાવ્યો. પછી તે બધા તપસ્વીઓએ કહ્યું: 'તારે માટે તો પિતાના આશ્રયમાં રહેવું તે જ સૌથી સારું છે, સ્ત્રીને તો પતિ અથવા પિતા—એ જ આશ્રય છે.

અમ્બાએ કહ્યું—મુનિઓ! હવે હું કાશીપુરીમાં મારા પિતાને ઘેર પાછી જઈ શકતી નથી. તેમ કરવાથી જરૂર મારે બન્ધુ-બાન્ધવોનો તિરસ્કાર સહન કરવો પડશે. હવે તો હું તપસ્યા જ કરીશ, જેથી બીજા જન્મમાં આવું દુર્ભાગ્ય પ્રાપ્ત ન થાય.

ભીષ્મ કહે છે—તે બ્રાહ્મણો આ પ્રમાણે તે કન્યાના વિષયમાં વિચાર કરી રહ્યા હતા એટલામાં ત્યાં પરમ તપસ્વી રાજર્ષિ હોત્રવાહન આવ્યા. તપસ્વીઓએ સ્વાગત, આસન, જળ વગેરેથી તેમનો સત્કાર કર્યો. જ્યારે તેઓ આરામથી બેઠા તો તેમની સામે જ મુનિઓ ફરી તે કન્યાના વિષયમાં વાતો કરવા લાગ્યા. અમ્બા અને કાશિરાજાના વિષાની આ બધી વાતો સાંભળી રાજર્ષિ હોત્રવાહનને બહુ ખેદ થયો. હોત્રવાહન અમ્બાની માતાના પિતા હતા, તેમણે તેને ખોળામાં બેસાડી ધીરજ બંધાવી અને શરૂઆતથી જ આ આપત્તિઓનો પૂરેપૂરો વૃત્તાન્ત પૂછ્યો. અમ્બાએ જેજે થયું હતું તે બધું વિસ્તારથી કહી સંભળાવ્યું. આથી રાજર્ષિને બહુ દુઃખ અને શોક થયો અને તેમણે પોતાના મનમાં આ બાબતમાં જે કરવું જોઈએ તેનો નિશ્ચય કરીને તેને કહ્યું-'બેટી! હું તારી માતાનો પિતા છું. તું તારા પિતાને ઘેર ન જા, મારા કહેવાથી તું જમદગ્નિનન્દન પરશુરામજી પાસે જા, તેઓ તારા આ મહાન શોક અને સન્તાપને દૂર કરી દેશે. તેઓ સર્વદા મહેન્દ્ર પર્વત પર રહે છે. ત્યાં જઈને તેમને પ્રણામ કરીને તું મારા તરફથી બધી વાતો કહી દેજે, મારું નામ લેવાથી તેઓ તારી જે ઇચ્છા હશે તેને પૂરી કરી દેશે. વત્સે! તેઓ મારા ખૂબ પ્રિય સખા છે.'

જે સમયે રાજર્ષિ હોત્રવાહન આ પ્રમાણે કહી રહ્યા હતા તે જ સમયે ત્યાં પરશુરામજીના પ્રિય સેવક અકૃતવ્રણ આવી પહોંચ્યા. બધા મુનિઓએ તેમનો સત્કાર કર્યો અને અકૃતવ્રણે પણ સર્વને યથાયોગ્ય અભિવાદન કર્યું. પછી બધા શાન્તિથી બેઠા એટલે તેમને મહાત્મા હોત્રવાહને પરશુરામજીના સમાચાર પૂછ્યા, અકૃતવ્રણે કહ્યું કે 'પરશુરામજી આપને મળવાને માટે કાલ સવારે જ અહિં આવી રહ્યા છે.' તે દિવસ બધા મુનિઓના પરસ્પર તરેહતરેહની વાતો કરવામાં જ નીકળી ગયો. બીજે દિવસે સવારે જ શિષ્યોથી ઘેરાએલા ભગવાન પરશુરામ પધાર્યા. તેઓ બ્રહ્મતેજથી ચમકી રહ્યા હતા, તેમના શિર પર જટા અને શરીર પર વલ્કલ વસ્ત્રો શોભી રહ્યાં હતાં, હાથોમાં ધનુષ, ખડ્ગ, અને પરશુ હતાં, તેમને જોતાં જ બધા તપસ્વી રાજાઓ હોત્રવાહન અને અમ્બા હાથ જોડીને ઊભાં થઈ ગયાં. તેમણે પરશુરામજીની યથાયોગ્ય પૂજા કરી અને પછી પરશુરામજી સર્વની સાથે બેસી ગયા. રાજા હોત્રવાહન અને પરશુરામજી વચ્ચે અનેક રીતેથી વાતોની ચર્ચા થવા લાગી. વાત નીકળતાં રાજાએ કહ્યું; 'પરશુરામજી! આ કાશિરાજની કન્યા મારી પુત્રીની પુત્રી છે. તેનું એક વિશેષ કાર્ય છે તે આપ સાંભળી લો.

ત્યારે પરશુરામે કહ્યું—બેટી! તારું શું કામ છે બતાવ તો? આથી અમ્બાએ બન્યું હતું તે બધું કહ્યું ત્યારે તેમણે કહ્યું; 'હું તને પાછી ભીષ્મની પાસે મોકલી દઈશ, તેઓ જેમ કહીશ તેમ જ કરશે. જો તેઓ મારી વાત નહિ માને તો તેમને હું મન્ત્રીઓ સહિત ભસ્મ કરી દઈશ. અમ્બાએ કહ્યું;' આપને જેમ યોગ્ય જણાય તેમ કરો. મારા આ સંકટનું મૂળ કારણ તો બ્રહ્મચારી ભીષ્મ જ છે. તેમણે મને બળાત્કારથી પોતાને આધીન કરી લીધી હતી, માટે આપ તેમને નષ્ટ કરો.'

અમ્બાએ આ પ્રમાણે કહેતાં થી પરશુરામ તેને તથા તે બ્રહ્મવાદી ઋષિઓને સાથે લઈ કુરુક્ષેત્રમાં

આવ્યા, ત્યાં તેઓ સરસ્વતી નદીના તીર પર ઊતર્યા, બીજે દિવસે તેમણે મારા પર આ સન્દેશ મોકલ્યો કે 'હું તમારી પાસે એક ખાસ કામ માટે આવ્યો છું, તમે મારું તે પ્રિય કાર્ય કરી દો.' પોતાના દેશમાં પરશુરામજીના પધારવાથી હું તુરત જ ખૂબ પ્રેમથી તેમને મળવા માટે ગયો. મારી સાથે અનેક બ્રાહ્મણો, ઋત્વિજો અને પુરોહિતો પણ હતા, તથા તેમના સત્કાર માટે એક ગાય પણ લેતો ગયો હતો. પ્રતાપી પરશુરામે મારી પૂજાનો સ્વીકાર કર્યો અને મને કહ્યું; 'ભીષ્મ! જો તમને પોતાને વિવાહ કરવાની ઇચ્છા ન હતી તો તમે આ કાશિરાજની પુત્રીને શા માટે હરી લઇ ગયા હતા અને પછી તેનો ત્યાગ કેમ દીધો? દેખો, તમારો સ્પર્શ થવાથી હવે આ સ્ત્રીધર્મથી ભ્રષ્ટ થઈ ગઇ છે, તેથી રાજા શાલ્વે તેનો સ્વીકાર ન કર્યો. માટે હવે અગ્નિને સાક્ષી બનાવીને તમે જ તેને ગ્રહણ કરો.'

ત્યારે મેં તેમને કહ્યું; 'ભગવન્! હવે હું મારા ભાઇની સાથે કોઇ રીતે તેનો વિવાહ નથી કરી શકતો, કારણ કે અમ્બાએ જાતે જ મને પહેલાં કહ્યું હતું કે 'હું તો શાલ્વની થઈ ચૂકી છું.' ત્યારે મારી આજ્ઞા લઈને જ તે શાલ્વ પાસે ગઈ હતી. હું ભય, નિન્દા, અર્થલોભ અથવા કોઈ કામનાથી મારા ક્ષાત્રધર્મથી વિચલિત નથી થઈ શકતો." મારી વાત સાંભળી પરશુરામજીની આંખો ક્રોધથી ફરવા લાગી. તેઓ વારંવાર કહેવા લાગ્યા–'જો તમે મારી આ આજ્ઞાનું પાલન નહિ કરો તો હું તમારા મન્ત્રીઓ સહિત તમને નષ્ટ કરી દઇશ.' મેં પણ વારંવાર મીઠી વાણીમાં તેમને પ્રાર્થના કરી, પરન્તુ તેઓ શાન્ત ન થયા. ત્યારે મેં તેમનાં ચરણોમાં મસ્તક મૂકીને પૂછ્યું; 'ભગવન્! આપ જે મારી સાથે યુદ્ધ કરવા ચાહો છો તેનું કારણ શું છે? બાલ્યાવસ્થામાં મને આપે જ ચાર પ્રકારની ધનુર્વિદ્યા શીખવી હતી. આથી હું તો આપનો શિષ્ય છું.' પરશુરામે ક્રોધથી આંખો લાલ કરી કહ્યું: 'ભીષ્મ! તમે મને ગુરુ સમજો છો તો પણ મારી પ્રસન્નતા માટે આ કાશિરાજની કન્યાનો સ્વીકાર નથી કરતા! દેખો, એ પ્રમાણે કર્યા સિવાય તમને શાન્તિ નહિ મળી શકે.'

ત્યારે મેં કહ્યું; 'બ્રહ્મર્ષે! આપ વ્યર્થ શ્રમ શા માટે કરો છો? એવું તો હવે થઈ જ નથી શકતું. હું પહેલાં તેનો ત્યાગ કરી ચૂક્યો છું. ભલા, જેનો બીજા પુરુષ ઉપર પ્રેમ હોય એવી સ્ત્રીને કોઇ પોતાના ઘરમાં રાખી શકે છે? હું ઇન્દ્રના ભયથી પણ ધર્મનો ત્યાગ નહિ કરું. આપ પ્રસન્ન થાઓ અથવા ન થાઓ અથવા આપને જેમ કરવું હોય તેમ કરો. આપ મારા ગુરુ છો તેથી મેં આપનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો છે. પરન્તુ જણાય છે કે આપ ગુરુજનોના જેવો વર્તાવ કરતાં નથી જાણતા. આથી હું આપની સાથે યુદ્ધ કરવા માટે પણ તૈયાર છું. હું યુદ્ધમાં ગુરુનો, ખાસ કરીને બ્રાહ્મણનો અને તેમાં પણ તપોવૃદ્ધ બ્રાહ્મણનો વધ નથી કરતો, તેથી જ હું આપની વાતોને સહન કરી રહ્યો છું. પરન્તુ ધર્મશાસ્ત્રે એવો નિશ્ચય કરેલો છે કે જે ક્ષત્રિય ક્ષત્રિયની માફક હથિયાર ઉઠાવીને સામે આવેલા બ્રાહ્મણને–તે બ્રાહ્મણ જો ટક્કર રહીને લડતો હોય અને યુદ્ધ છોડીને ભાગતો ન હોય તો પોતાના ધર્મનું રક્ષણ કરવા માટે–તેને–મારી નાખવામાં બ્રહ્મહત્યા લાગતી નથી. હું પણ ક્ષત્રિય છું અને ક્ષાત્રધર્મમાં જ સ્થિત છું. તેથી આપ પ્રસન્નતાથી મારી સાથે દ્વન્દ્વયુદ્ધ કરવા માટે તૈયાર થઇ જાઓ. આપ જે ઘણા દિવસોથી ડીંગ હાંક્યા કરો છો કે 'મેં એકલાએ જ આખી પૃથ્વીના ક્ષત્રિયોને જીતી લીધા છે' તો સાંભળો. તે વખતે ભીષ્મ અથવા ભીષ્મ સમાન કોઈ ક્ષત્રિય ઉત્પન્ન નહિ થયો હોય. તેજસ્વી વીરો તો પાછળથી ઉત્પન્ન થયા છે. આપ તો ઘાસ-ફૂસમાં જ પ્રજ્વલિત થઇ રહ્યા છો. જે આપનું યુદ્ધાભિમાન અને યુદ્ધલિપ્સાને સારી રીતે નષ્ટ કરી શકે છે તે ભીષ્મ તો હવે થયો છે.'

ત્યારે પરશુરામજીએ હસીને મને કહ્યું; 'ભીષ્મ! તમે સંગ્રામભૂમિમાં મારી સાથે યુદ્ધ કરવા ચાહો છો તે બહુ પ્રસન્નતાની વાત છે. અચ્છા, તો હું કુરુક્ષેત્રમાં જાઉં છું, તમે પણ ત્યાં આવી જજો. ત્યાં સેંકડો બાણોથી વિંધીને હું તમને ધરાશાયી કરી દઇશ. તે અવસ્થામાં તમને તમારી માતા ગંગાદેવી પણ જોશે. ચાલો, રથ વગેરે યુદ્ધની બધી સામગ્રી લઇ આવો.' ત્યારે મેં પરશુરામજીને પ્રણામ કરીને કહ્યું; 'જેવી આજ્ઞા.'

આ પછી પરશુરામ તો કુરુક્ષેત્રમાં ચાલ્યા ગયા અને મેં હસ્તિનાપુરમાં આવીને બધી વાતો માતા સત્યવતીને કહી. માતાએ મને આશીર્વાદ દીધા અને હું બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન અને સ્વસ્તિવાચન કરાવીને હસ્તિનાપુરથી નીકળીને કુરુક્ષેત્ર તરફ ચાલ્યો. તે વખતે બ્રાહ્મણો 'જય હો' આ પ્રમાણે આશીર્વાદ આપતાં મારી સ્તુતિ કરી રહ્યા હતા. કુરુક્ષેત્રમાં પહોંચીને અમે બન્ને યુદ્ધને

માટે પરાક્રમ કરવા લાગ્યા. મેં પરશુરામજીની સામે ઊભા થઈને મારો શ્રેષ્ઠ શંખ વગાડયો. તે સમયે બ્રાહ્મણો, વનવાસીઓ અને ઇન્દ્ર સહિત બધા દેવતાઓ ત્યાં આવીને તે દિવ્ય યુદ્ધ જોવા લાગ્યા. વચ્ચે દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. જ્યાંત્યાં દિવ્ય વાજિન્ત્રો વાગવા લાગ્યાં. પરશુરામની સાથે જે તપસ્વીઓ આવ્યા હતા તેઓ પણ યુદ્ધભૂમિની આજુબાજુ ઊભા રહીને તેને જોવા લાગ્યા. તે જ વખતે સમસ્ત પ્રાણીઓનું હિત કરનારી માતા ગંગા મૂર્તિમાન્ થઈને મારી પાસે આવી અને કહેવા લાગી:–'બેટા! તમે આ શું કરવાનો વિચાર કર્યો છે. હું હમણાં જ પરશુરામજીની પાસે જઈને પ્રાર્થના કરું છું કે 'ભીષ્મ તો આપનો શિષ્ય છે. તેની સાથે આપ યુદ્ધ ન કરો.' અને તમે પણ પરશુરામજી સાથે યુદ્ધ કરવાની હઠ ન કરો. શું તમને એ ખબર નથી કે તેઓ ક્ષત્રિયોનો નાશ કરનારા અને સાક્ષાત્ મહાદેવજીના સમાન શક્તિવાળા છે કે જેથી તમે તેમની સાથે લોહું લેવા માટે તૈયાર થઇ ગયા છો? ત્યારે મેં બે હાથ જોડીને માતાને પ્રણામ કર્યા અને પરશુરામજીને મેં જે કંઈ કહ્યું હતું તે જણાવ્યું. સાથે જ અમ્બાનું જે કારસ્તાન હતું તે પણ કહી સંભળાવ્યું.

ત્યારે માતા ગંગાજી પરશુરામજી પાસે ગયાં અને તેમની ક્ષમા માગતાં કહેવા લાગ્યાં; 'મુને! આપ આપના શિષ્ય ભીષ્મની સાથે યુદ્ધ ન કરો.' પરશુરામજીએ કહ્યું; 'તમે ભીષ્મને જ રોકો. તે મારી એક વાત નથી માનતા, તેથી જ હું યુદ્ધ કરવા માટે આવ્યો છું.' ત્યારે ગંગાજી પુત્રસ્નેહને લીધે ફરી મારી પાસે આવ્યાં, પરન્તુ મેં તેમની વાત સ્વીકારી નહિ. એટલામાં જ મહાતપસ્વી પરશુરામ રણભૂમિમાં આવી ગયા અને તેમણે યુદ્ધને માટે મને લલકાર્યો.

## ભીષ્મ અને પરશુરામજીનું યુદ્ધ અને તેની સમાપ્તિ

ભીષ્મ કહે છે—રાજન્! ત્યારે મેં રણભૂમિમાં ઊભા થએલા પરશુરામજીને કહ્યું; 'મુને! આપ પૃથ્વી પર ઊભા છો તેથી હું રથમાં બેસીને આપની સાથે યુદ્ધ નથી કરી શકતો. જો આપ મારી સાથે યુદ્ધ કરવા ચાહતા હોવ તો રથ પર ચઢી જાઓ અને કવચ ધારણ કરી લો.' પરશુરામે હાસ્ય કરતાં કહ્યું; 'ભીષ્મ! પૃથ્વી જ મારો રથ છે, વેદ ઘોડા છે, વાયુ સારથી છે અને વેદમાતા ગાયત્રી, સાવિત્રી અને સરસ્વતી કવચ છે. તેમના દ્વારા શરીરને સુરક્ષિત કરીને જ હું યુદ્ધ કરીશ.' આ પ્રમાણે કહીને પરશુરામજીએ ભીષણ બાણવર્ષા કરીને મને દરેક બાજુએથી ઢાંકી દીધો. આ જ વખતે મેં જોયું કે તેઓ રથ પર ચઢેલા છે. તે રથને તેમણે મનથી જ પ્રકટ કર્યો હતો. તે ખૂબ જ વિચિત્ર અને નગર સમાન વિશાળ હતો. તેમાં દરેક પ્રકારનાં ઉત્તમ અસ્ત્ર-શસ્ત્ર રાખવામાં આવેલાં હતાં તથા દિવ્ય ઘોડા જોડેલા હતા. તેમના શરીર ઉપર સૂર્ય અને ચન્દ્રમાનાં ચિહ્નોથી સુશોભિત કવચ હતું. હાથમાં ધનુષ શોભતું હતું અને પીઠ પર બાણનો ભાથો બાંધેલો હતો. તેમના સારથીનું કામ તેમના પ્રિય સખા અકૃતવ્રણ કરી રહ્યા હતા. તેઓ મને હર્ષિત કરતા યુદ્ધને માટે પુકારી રહ્યા હતા. એટલામાં જ તેમણે મારા પર ત્રણ બાણ ફેંક્યાં. મેં તે જ વખતે ઘોડાઓને રોકી દીધા અને ધનુષને નીચે મૂકીને રથથી ઊતરી, પગે ચાલી હું તેમની પાસે ગયો તથા તેમનો સત્કાર કરવા માટે વિધિવત્ પ્રણામ કરીને કહ્યું; 'મુનિવર! આપ મારા ગુરુ છો, હવે મારે આપની સાથે યુદ્ધ કરવું પડશે; માટે આપ એવો આશીર્વાદ આપો કે મારો વિજય થાય.' ત્યારે પરશુરામજીએ કહ્યું; 'કુરુશ્રેષ્ઠ! સફળતા ચાહનારા પુરુષોએ આ પ્રમાણે જ કરવું જોઈએ. પોતાનાથી મોટાની સાથે યુદ્ધ કરનારનો આ જ ધર્મ છે. જો તમે આ પ્રમાણે ન આવ્યા હોત તો હું તમને શાપ આપત. હવે તમે સાવધાનીથી યુદ્ધ કરો. હું તમને જયનો આશીર્વાદ તો નહિ દઉં, કારણ કે અહિં હું તમને જીતવા માટે જ આવ્યો છું. જાઓ, હવે યુદ્ધ કરો; હું તમારા વર્તાવથી બહુ જ પ્રસન્ન છું.'

ત્યારે મેં ફરીથી પ્રણામ કર્યાં અને તુરત જ રથ પર ચઢીને શંખ વગાડયો. ત્યારપછી એકબીજાને પરાસ્ત કરવાની ઇચ્છાથી બહુ દિનો સુધી અમારું બન્નેનું યુદ્ધ થયા કર્યું. આ યુદ્ધમાં પરશુરામે મારા પર એકસો-એકોતેર બાણ છોડ્યાં. ત્યારે મેં એક ભાલાની જાતિનું બાણ મારીને તેમના ધનુષની અણી કાપી નાખી અને સો બાણ મારીને તેમના શરીરને વિંધી દીધું. તેનાથી પીડિત થઈને તેઓ અચેત જેવા થઈ ગયા. આથી મને ખૂબ દયા આવી અને મેં ધૈર્ય ધારણ કરીને કહ્યું; 'ક્ષ

અને ક્ષાત્રધર્મને ધિક્કાર છે.' ત્યારપછી મેં તેમના ઉપર અધિક બાણ ન છોડ્યાં. એટલામાં દિવસ નમતાં સૂર્યદેવ પૃથ્વીને તપાવીને અસ્તાચળ તરફ ચાલ્યા ગયા અને અમારું યુદ્ધ બંધ થયું.

બીજે દિવસે સૂર્યોદય થતાં ફરી યુદ્ધનો આરંભ થયો. પ્રતાપી પરશુરામજી મારા પર દિવ્ય અસ્ત્રો છોડવા લાગ્યા, પરન્તુ મેં મારાં સાધારણ અસ્ત્રોથી જ તેમને રોકી દીધાં. પછી મેં પરશુરામજી પર વાયવ્યાસ્ત્ર છોડ્યું, પરન્તુ તેમણે ગુહ્યકાસ્ત્રથી તેને કાપી નાખ્યું; ત્યારપછી મેં અગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો. તેને ભગવાન પરશુરામે વારુણાસ્ત્રથી રોકી દીધું. આ પ્રમાણે હું પરશુરામજીનાં દિવ્ય અસ્ત્રોને રોકતો રહ્યો અને તેઓ મારાં દિવ્ય અસ્ત્રોને નિષ્ફળ કરતા રહ્યા. ત્યારે તેમણે ક્રોધમાં ભરાઈને મારી છાતીમાં બાણ માર્યાં. આથી હું રથમાં ઢળી પડ્યો. આ વખતે મને અચેત જોઈને સારથી તુરત જ મને રણભૂમિની બહાર લઈ ગયો. ભાન આવતાં મને બધી વસ્તુની ખબર પડી ગઈ, તો મેં સારથીને કહ્યું; ' સારથી ! હવે હું તૈયાર છું, તું મને પરશુરામજીની પાસે લઈ લે.' બસ, સારથી તુરત જ મને લઈને ચાલ્યો અને થોડી જ વારમાં હું પરશુરામજીની સામે પહોંચી ગયો. ત્યાં પહોંચતાં જ મેં તેમનો અન્ત કરવાના વિચારથી એક ચમકતું કાળના સમાન ભીષણ બાણ છોડ્યું. તેની ઊંડી ચોટ ખાઈને પરશુરામજી અચેત થઈને રણભૂમિમાં પડી ગયા. આથી બધા લોકો ગભરાઈને હાહાકાર કરવા લાગ્યા.

મૂર્ચ્છા તૂટતાં તેઓ ઊભા થઈ ગયા અને પોતાના ધનુષ પર બાણ ચઢાવીને ખૂબ વિહ્વળતાથી કહેવા લાગ્યા; 'ભીષ્મ ! ઊભો તો રહે, હવે હું તને નષ્ટ કરી દઉં છું.' ધનુષથી છૂટતાં તે બાણ મારા જમણા ખભામાં ચોંટ્યું. તેના પ્રહારથી હું નમી પડતા વૃક્ષની પેઠે વિકળ થઈ ગયો. પછી હું પણ ખૂબ સ્ફૂર્તિથી બાણ વરસાવવા લાગ્યો. પરન્તુ તે બાણ અન્તરિક્ષમાં જ રહી ગયાં. આ પ્રમાણે મારાં અને પરશુરામજીનાં બાણોએ આકાશને એવું ઢાંકી દીધું કે પૃથ્વી પર સૂર્યનો તડકો આવતો બંધ થઈ ગયો અને વાયુની ગતિ રોકાઈ ગઈ. આ જ પ્રમાણે અસંખ્ય બાણો પૃથ્વી પર પડવા લાગ્યાં. પરશુરામજીએ ક્રોધમાં ભરાઈને મારા પર અસંખ્ય બાણો છોડ્યાં અને મેં મારાં સર્પો સમાન બાણોથી તેમને કાપીકાપીને પૃથ્વી પર પાડ્યાં. આ પ્રમાણે આગળના દિવસે પણ અમારો ઘોર સંગ્રામ થતો રહ્યો. પરશુરામ ખૂબ શૂરવીર અને દિવ્ય અસ્ત્રોના પારદર્શી હતા. તેઓ રોજરોજ મારા ઉપર દિવ્ય અસ્ત્રોના જ પ્રયોગ કરતા પરન્તુ હું તેમનાં અસ્ત્રોને મારા પ્રાણોનું પણ સાહસ કરીને વિરોધી અસ્ત્રોથી નષ્ટ કરી દેતો હતો. આ પ્રમાણે જ્યારે મેં અસ્ત્રોથી જ તેમનાં દિવ્ય અસ્ત્રોને નષ્ટ કરી દીધાં તો તેઓ મારા ઉપર ખૂબ જ કુપિત થયા અને પ્રાણોની પ્રતિજ્ઞા લઈ મારી સાથે યુદ્ધ કરવા લાગ્યા. આખો દિવસ ખૂબ ભીષણ યુદ્ધ થયું. આકાશમાં ધૂળ છવાઈ ગઈ હતી. તેના પડમાં ભગવાન ભાસ્કર અસ્ત થઈ ગયા. સંસારમાં રાત્રિનું સામ્રાજ્ય થઈ ગયું. સુખપ્રદ શીતળ પવન વાવવા લાગ્યો. બસ, અમારું યુદ્ધ પણ અટકી ગયું. આ પ્રમાણે ત્રેવીસ દિવસ સુધી અમારો સંગ્રામ થતો રહ્યો. રોજ સવારમાં યુદ્ધ શરૂ થતું અને સન્ધ્યાકાળ થતાં બંધ થતું.

ત્રેવીસમા દિવસની રાત્રે હું બ્રાહ્મણો, પિતૃઓ અને દેવતાઓ વગેરેને નમસ્કાર કરીને એકાન્તમાં શય્યા પર પડ્યોપડ્યો વિચારવા લાગ્યો કે 'પરશુરામજી સાથે મારું ભીષણ યુદ્ધ થતાં આજ બહુ દિવસો થઈ ગયા. પરશુરામ બહુ જ પરાક્રમી છે, સંભવ છે કે તેમને હું યુદ્ધમાં જીતી નહિ શકું. જો તેમને જીતવું મારે માટે સંભાવિત હોય તો આજ રાત્રિમાં દેવતાઓ પ્રસન્ન થઈને મને દર્શન દે.' આ પ્રમાણે વિચાર કરીને હું જમણે પડખે સૂઈ ગયો. સ્વપ્નમાં મને આઠ બ્રાહ્મણોએ દર્શન આપ્યું. અને મારે તરફથી ઘેરીને કહ્યું; 'ભીષ્મ ! ખડા થઈ જાઓ, ડરો નહિ. તમને કોઈ પ્રકારનો ભય નથી. અમે તમારી રક્ષા કરશું, કારણ કે તમે અમારું પોતાનું જ શરીર છો. આ પ્રસ્વાપ નામનું અસ્ત્ર છે; તેના દેવતા પ્રજાપતિ છે. આનો પ્રયોગ તમે તમારી મેળે જ જાણી જશો. કારણ કે તમારા પૂર્વદેહમાં તમને આનું જ્ઞાન હતું. આને પરશુરામજી અથવા પૃથ્વી પર કોઈ બીજો મનુષ્ય નથી જાણતો. તમે આનું સ્મરણ કરતાં જ આ અસ્ત્ર તમારી પાસે આવી જશે. આ અસ્ત્રથી પરશુરામજીનું મૃત્યુ પણ થશે; તેથી તમને કોઈ પાપ પણ નહિ લાગે. આ અસ્ત્રની પીડાથી તેઓ અચેત થઈને સૂઈ જશે. આ પ્રમાણે તેમને પરાસ્ત કરીને તમે સમ્બોધનાસ્ત્રથી ફરી તેમને જગાડી દેશો. બસ, હવે સવારમાં ઊઠીને તમે આ પ્રમાણે જ કરો. મરેલા અને સૂતેલા પુરુષને તો અમે સમાન જ ગણીએ છીએ. પરશુરામજીનું મૃત્યુ તો કદી થઈ શકતું નથી. આથી તેમનું સૂઈ જવું એ જ મૃત્યુના સમાન છે.'

આ પ્રમાણે કહીને તે આઠે બ્રાહ્મણો અન્તર્ધાન થઇ ગયા. તે આઠેના સમાન રૂપ હતા અને તેઓ ખૂબ તેજસ્વી હતા.

રાત વીતતાં હું જાગ્યો. તે વખતે આ સ્વપ્નની સ્મૃતિથી મને બહુ પ્રસન્નતા થઈ. થોડી જ વારમાં અમારું તુમુલ યુદ્ધ છેડાઈ ગયું. તેને જોઈને સર્વનાં રૂંવાટાં ખડાં થઇ જતાં હતાં. પરશુરામજી મારા ઉપર બાણોની વર્ષા કરવા લાગ્યા અને હું મારા બાણસમૂહોથી તેને રોકતો રહ્યો. એટલામાં તેમણે અત્યન્ત ક્રોધમાં ભરાઇને મારા પર કાળ સમાન વિકરાળ બાણ છોડ્યું. તે સર્પની માફક સનસનાટ કરતું મારી છાતીમાં આવીને લાગ્યું. તેનાથી હું લોહીલુહાણ થઇને પૃથ્વી પર પડી ગયો. ચેતન આવતાં મેં એક વજ્ર સમાન પ્રજ્વલિત શક્તિ છોડી. તે તે વિપ્રવરની છાતીમાં જઇને વાગી. આથી તે ક્રોધથી ભડભડી ઊઠ્યા અને તેની વેદનાથી કાંપવા લાગ્યા. તેમણે સાવધાન થઇને મારા પર બ્રહ્માસ્ત્ર છોડ્યું. તેને નષ્ટ કરવા માટે મેં પણ બ્રહ્માસ્ત્રનો જ પ્રયોગ કર્યો. તેણે પ્રજ્જ્વલિત થઈને પ્રલયકાળના જેવું દશ્ય ઉત્પન્ન કરી દીધું. તે બન્ને બ્રહ્માસ્ત્ર વચ્ચે જ અથડાઈ ગયાં તેનાથી આકાશમાં બહુ મોટું તેજ પ્રકટ્યું. તેની જ્વાળાથી બધાં પ્રાણીઓ વિકળ થઈ ગયાં તથા તેના તેજથી ઋષિ-મુનિ, ગન્ધર્વ અને દેવતાઓને પણ બહુ પીડા થવા લાગી. પૃથ્વી ડગમગવા લાગી અને બધા પ્રાણીઓને બહુ કષ્ટ થયું. આકાશમાં આગ લાગી ગઇ, દશે દિશામાં ધૂમાડો ભરાઈ ગયો તથા દેવતાઓ અસુરો અને રાક્ષસો હાહાકાર કરવા લાગ્યા. આ જ વખતે મારો વિચાર પ્રસ્વાપાસ્ત્ર છોડવાનો થયો. સંકલ્પ કરતાં જ તે મારા મનમાં પ્રકટ થઇ ગયું.

તે છોડવા માટે ઊઠાવતાં જ આકાશમાં બહુ કોલાહલ થવા લાગ્યો. આ વખતે નારદજીએ મને કહ્યું; 'કુરુનન્દન! દેખો, આકાશમાં ઊભેલા આ દેવતાઓ તમને રોકતાં કહી રહ્યા છે કે તમે પ્રસ્વાપાસ્ત્રનો પ્રયોગ ન કરો. પરશુરામજી તપસ્વી, બ્રહ્મજ્ઞ, બ્રાહ્મણ અને તમારા ગુરુ છે. તમારે કોઈ પણ પ્રકારે તેમનું અપમાન ન કરવું જોઈએ.' આ જ વખતે મને આકાશમાં તે આઠે બ્રહ્મવાદી બ્રાહ્મણો દેખાયા. તેમણે મન્દ હાસ્ય કરતાં મને ધીમેથી કહ્યું; 'ભરતશ્રેષ્ઠ! નારદજી જે કહે છે તેમ જ કરો. તેમનું કથન લોકોને માટે બહુ કલ્યાણકારી છે. ત્યારે મેં તે મહાન અસ્ત્રને ધનુષ પરથી ઊતારી લીધું અને વિધિવત્ બ્રહ્માસ્ત્રને જ પ્રકટ કર્યું.

મેં પ્રસ્વાપાસ્ત્રને ઊતારી લીધું છે–તે જોઇ પરશુરામજી બહુ પ્રસન્ન થયા અને એકદમ બોલી ઊઠ્યા કે 'મારી બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે, ભીષ્મે મને પરાસ્ત કરી દીધો છે.' એટલામાં જ તેમને તેમના પિતા જમદગ્નિ અને માનનીય પિતામહ જોવામાં આવ્યા. તેઓ કહેવા લાગ્યા; 'ભાઇ! હવે આવું સાહસ કદી ન કરશો. યુદ્ધ કરવું તે ક્ષત્રિયોનો તો કુળધર્મ છે. બ્રાહ્મણોનું પરમ ધન તો સ્વાધ્યાય અને વ્રતનું આચરણ છે. ભીષ્મની સાથે આટલું યુદ્ધ કરવું જ ઘણું છે. વધારે હઠ કરવાથી તમારે નીચું જોવું પડશે. તેથી હવે તમે રણભૂમિથી હટી જાઓ. આ ધનુષને છોડીને તપસ્યા કરો. દેખો, આ સમયે ભીષ્મને પણ દેવતાઓએ જ રોકી દીધા છે.' પછી તેમણે વારંવાર મને પણ કહ્યું; 'પરશુરામ તમારા ગુરુ છે. તમે તેમની સાથે યુદ્ધ ન કરો. સંગ્રામમાં પરશુરામને પરાસ્ત કરવા એ તમને યોગ્ય નથી.'

પિતૃઓની વાત સાંભળી પરશુરામજીએ કહ્યું–'મારો એ નિયમ છે કે હું યુદ્ધથી પગ પાછો નથી હઠાવતો. પહેલાં પણ મેં કદી સંગ્રામમાં પીઠ નથી બતાવી. હા, જો ભીષ્મની ઇચ્છા હોય તો ભલે તેઓ મેદાન છોડી દે.' દુર્યોધન! ત્યારે ઋચીક વગેરે મુનિઓ નારદજીની સાથે મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા; 'તાત! તમે બ્રાહ્મણ પરશુરામનું માન રાખો અને યુદ્ધ બંધ કરો. ત્યારે મેં ક્ષત્રધર્મનો વિચાર કરીને તેમને કહ્યું; 'મુનિઓ! પીઠ ઉપર અસ્ત્રો સહતો હું કદી યુદ્ધથી મુખ ફેરવતો નથી. આ મારો નિશ્ચિત વિચાર છે કે લોભથી, કૃપણતાથી, ભયથી અથવા ધનના લોભથી હું મારા સનાતન ધર્મનો ત્યાગ નહિ કરું.'

આ વખતે નારદ વગેર મુનિઓ અને મારી માતા ભાગીરથી પણ રણભૂમિમાં વિદ્યમાન હતી. હું તે જ પ્રમાણે ધનુષ ચઢાવીને યુદ્ધનો નિશ્ચય કરીને ઊભો હતો, ત્યારે તે બધાંએ પરશુરામજીને કહ્યું; 'ભૃગુનન્દન! બ્રાહ્મણોનું હૃદય આવું વિનયશૂન્ય ન હોવું જોઇએ, માટે હવે તમે શાન્ત થઈ જાઓ, યુદ્ધ કરવું બંધ કરો. ભીષ્મ તમારે હાથે મરાવા ઉચિત નથી અને ભીષ્મથી તમારો વધ યોગ્ય નથી.' આ પ્રમાણે કહીને તેમણે પરશુરામજી પાસે શસ્ત્રો મૂકાવી દીધાં. એટલામાં જ મને તે આઠ બ્રહ્મવાદીઓ ફરી દેખાયા. તેમણે મને

પ્રેમપૂર્વક કહ્યું; 'મહાબાહો ! તમે પરશુરામજીની પાસે જાઓ અને લોકનું મંગલ કરો.' મેં જોયું કે પરશુરામજી યુદ્ધથી હટી ગયા છે ત્યારે પિતૃઓની વાત માની લીધી. પરશુરામ બહુ ઘાયલ થઇ ગયા હતા. મેં તેમની પાસે જઇ તેમને પ્રણામ કર્યા. અને તેમણે સ્મિત કરતાં ખૂબ પ્રેમથી મને કહ્યું: 'ભીષ્મ ! આ લોકમાં તમારા સમાન કોઈ બીજો ક્ષત્રિય નથી. આ યુદ્ધમાં તમે મને બહુ પ્રસન્ન કર્યો છે, હવે તમે જાઓ.

## ભીષ્મનો વધ કરવા માટે અમ્બાની તપસ્યા

**ભીષ્મ કહે છે**—દુર્યોધન ! તે પછી મારી સામે જ પરશુરામજીએ તે કન્યાને બોલાવીને તે બધા મહાત્માઓની વચ્ચે દીન વાણીમાં કહ્યું; 'ભદ્રે ! આ બધા લોકો જાણે છે કે મેં પૂરી શક્તિ લગાવીને યુદ્ધ કર્યું છે. મારી વધારેમાં વધારે શક્તિ આટલી જ છે. તે તેં જોઇ લીધી. હવે તારી જ્યાં ઇચ્છા હોય ત્યાં ચાલી જા. તે સિવાય બતાવ, હવે હું તારું શું કાર્ય કરું? મારા વિચાર પ્રમાણે તો હવે તું ભીષ્મનું જ શરણ લે. તેના સિવાય તારે માટે બીજો કોઇ ઉપાય દેખાતો નથી. મને તો ભીષ્મે યુદ્ધમાં મોટાં મોટાં અસ્ત્રોના પ્રયોગ કરીને પરાસ્ત કરી દીધો છે.'

ત્યારે તે કન્યાએ કહ્યું—ભગવન્ ! આપે જે કહ્યું તે ઠીક છે. આપે આપના બળ અને ઉત્સાહ અનુસાર મારું કામ કરવામાં કાંઇ કસર નથી રાખી. પરન્તુ અન્તે આપ યુદ્ધમાં ભીષ્મથી વધી ન શક્યા. તો પણ હવે હું ફરી કોઇ રીતે ભીષ્મની પાસે નહિ જાઉં. હવે હું એવી જગાએ જઇશ કે જ્યાં રહેવાથી હું જાતે જ યુદ્ધમાં ભીષ્મનો સંહાર કરી શકું.'

આ પ્રમાણે કહીને તે કન્યા મારા નાશને માટે તપ કરવાનો વિચાર કરીને ત્યાંથી ચાલી નીકળી. પરશુરામજી બધા મુનિઓની સાથે મહેન્દ્ર પર્વત પર ચાલ્યા ગયા અને હું રથ પર સવાર થઇને હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં મેં બધો વૃત્તાન્ત માતા સત્યવતીને કહી સંભળાવ્યો. માતાએ મને ધન્યવાદ આપ્યા. મેં તે કન્યાના સમાચાર લાવવા માટે કેટલાએક બુદ્ધિમાન માણસોને ગોઠવી દીધા. તેઓ મારા હિતને માટે ખૂબ સાવધાનીથી મને દરરોજ તેનાં આચરણ, ભાષણ વગેરેની ખબર આપતા રહ્યા.

કુરુક્ષેત્રથી ચાલીને તે કન્યા યમુનાતટ પર એક આશ્રમમાં ગઇ અને ત્યાં ખૂબ અલૌકિક તપ કરવા લાગી. તે છ મહિના સુધી કેવળ વાયુભક્ષણ કરતી, લાકડાની માફક ઊભી રહી. ત્યારપછી તે એક વર્ષ સુધી નિરાહાર રહીને યમુનાનાં જળમાં રહી. પછી એક વર્ષ સુધી ઝાડ પરથી પાકીને ખરેલાં પાંદડાં ખાઇને પગના અંગૂઠા પર ઊભી રહી. આ પ્રમાણે બાર વર્ષ સુધી તપસ્યા કરીને તેણે આકાશ અને પૃથ્વીને સન્તાપ કરી દીધાં. ત્યારપછી તે આઠ અથવા દસ મહિને પાણી પીને રહેવા લાગી. પછી તીર્થસેવનના લોભથી તે અહિં-તહિં ઘૂમતી વત્સદેશમાં પહોંચી. ત્યાં પોતાના તપના પ્રભાવથી તે અર્ધા શરીરથી અમ્બા નામની નદી થઇ ગઇ અને અર્ધા શરીરથી વત્સદેશના રાજાની કન્યા થઇને ઉત્પન્ન થઇ.

આ જન્મમાં પણ તેનો તપનો આગ્રહ જોઇ સમસ્ત તપસ્વીઓએ તેને રોકી અને કહ્યું કે 'તારે કરવું છે શું?' ત્યારે તે કન્યાએ તપોવૃદ્ધ ઋષિઓને કહ્યું; 'ભીષ્મે મારો તિરસ્કાર કર્યો છે અને મને પતિધર્મથી ભ્રષ્ટ કરી દીધી છે. આથી મેં કોઇ દિવ્ય લોક પ્રાપ્ત કરવાનો નહિ પરન્તુ ભીષ્મનો વધ કરવાને માટે તપનો સંકલ્પ કર્યો છે. મારો એવો નિશ્ચય છે કે ભીષ્મના માર્યા ગયા પછી મને શાન્તિ મળી જશે. હું તો ભીષ્મનો બદલો લેવા માટે જ તપ કરી રહી છું. માટે, આપલોક મને રોકો નહિ. ત્યારે તે બધા તપસ્વીઓની વચ્ચે ઉમાપતિ ભગવાન શંકરે તેને દર્શન આપ્યાં અને વર માગવા કહ્યું. તે કન્યાએ મારો પરાજય કરવાનો વર માગ્યો. આ ઉપર મહાદેવજીએ કહ્યું; 'તું ભીષ્મનો નાશ કરી શકીશ.' ત્યારે ફરી તેણે કહ્યું; 'હું તો સ્ત્રી છું. તેથી મારું હૃદય અત્યન્ત શૌર્યહીન છે, તો પછી હું યુદ્ધમાં ભીષ્મને કેવી રીતે જીતી શકીશ ! આપ એવી કૃપા કરો કે જેથી હું સંગ્રામમાં શાન્તનુનન્દન ભીષ્મને મારી શકું.' ભગવાન શંકર બોલ્યા; 'મારી વાત અસત્ય નથી થઇ શકતી; એથી તું જરૂર ભીષ્મનો વધ કરી શકીશ. તું પુરુષપણાને પ્રાપ્ત કરીશ અને બીજો દેહ ધારણ કરવા છતાં પણ આ બધી બાબતોને યાદ રાખીશ. તું દ્રુપદને ત્યાં જન્મ લઇને એક વિચિત્ર પ્રકારે યુદ્ધ કરનાર મહારથી બનીશ. મેં જે કંઇ કહ્યું

છે તે બધું તે જ પ્રમાણે થશે.-તું કન્યારૂપે જન્મ લેવા છતાં પણ કેટલોક સમય વીતતાં પુરુષ થઇ જઇશ.' આ પ્રમાણે કહી ભગવાન શંકર અન્તર્ધાન થઇ ગયા. એ કન્યાએ એક મોટી ચિતા સળગાવી અને 'ભીષ્મનો વધ કરવા માટે હું અગ્નિમાં પ્રવેશ કરું છું" આ પ્રમાણે કહીને તેમાં પ્રવેશ કર્યો.

## શિખણ્ડીને પુરુષત્વ પ્રાપ્ત થયાનો વૃત્તાન્ત

દુર્યોધને પૂછ્યું—પિતામહ! કૃપા કરીને એ બતાવો કે શિખણ્ડી કન્યા હોવા છતાં ફરી પુરુષ કેવી રીતે થઈ ગઈ?

ભીષ્મ બોલ્યા—રાજન્! મહારાજ દ્રુપદની રાણીને પહેલાં કોઇ પુત્ર ન હતો. ત્યારે દ્રુપદે સંતાનપ્રાપ્તિ માટે તપસ્યા કરીને ભગવાન શિવને પ્રસન્ન કર્યા. ત્યારે મહાદેવજીએ કહ્યું; 'તમારે એક એવો પુત્ર થશે કે જે પહેલાં સ્ત્રી હોવા છતાં પણ પછીથી પુરુષ થઈ જશે. હવે તમે તપ કરવું બંધ કરો. મેં જે કંઇ કહ્યું છે તે કદી મિથ્યા નહિ થાય.' ત્યારે રાજાએ નગરમાં જઈને રાણીને પોતાની તપસ્યા અને મહાદેવજીના વરદાનની વાત કહી. ઋતુકાળ આવતાં રાણીએ ગર્ભ ધારણ કર્યો અને સમય થતે એક રૂપવતી કન્યાને જન્મ આપ્યો, પરન્તુ લોકોમાં એમ જાહેર કર્યું કે રાણીને પુત્ર ઉત્પન્ન થયો છે. રાજાએ તે કન્યાને છુપી રાખીને પુત્રના જેવા જ તેને બધા સંસ્કાર કર્યા. તે નગરમાં દ્રુપદના સિવાય આ રહસ્યને કોઈ જાણતું ન હતું. તેમને મહાદેવજીની વાતમાં સમ્પૂર્ણ વિશ્વાસ હતો તેથી તે કન્યાને પુરુષના વેશમાં રાખીને તેઓ તેને પુત્ર તરીકે જ બતાવતા હતા. લોકોમાં તે કન્યા શિખણ્ડી નામે પ્રસિદ્ધ થઈ. એકલા મને જ નારદજીનાં કથન, દેવતાઓનાં વાક્ય અને અમ્બાની તપસ્યા ઉપરથી આ રહસ્ય માલુમ પડી ગયું હતું.

રાજન્! પછી રાજા દ્રુપદ પોતાની કન્યાને લખવા-વાંચવાનું તથા શિલ્પ-કળા વગેરે બધી વિદ્યાઓ શીખવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બાણવિદ્યા પ્રાપ્ત કરવા માટે તે દ્રોણાચાર્યના શિષ્યોમાં રહી. એકવાર રાણીએ કહ્યું; 'મહારાજ! મહાદેવજીની વાત કોઈ પણ પ્રકારે મિથ્યા તો થઈ નથી શકતી. તેથી હું જે વાત કહું છું તે પ્રમાણે જો આપને યોગ્ય લાગે તો કરો. આપ વિધિપૂર્વક આનો કોઇ કન્યાની સાથે વિવાહ કરી દો. 'મહાદેવજીની વાત સત્ય થઈને જ રહેશે, તેમાં મને કોઈ સન્દેહ નથી.' તે બન્નેએ તે પ્રમાણે જ નિશ્ચય કરીને દશાર્ણ દેશના રાજાની કન્યાનું વરણ કર્યું. ત્યારે દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માએ શિખણ્ડીની સાથે પોતાની કન્યાનો વિવાહ કરી દીધો. વિવાહ બાદ શિખણ્ડી કામ્પિલ્યનગરમાં આવીને રહ્યો. ત્યાં હિરણ્યવર્માની કન્યાને માલુમ પડ્યું કે આ તો સ્ત્રી છે. ત્યારે તેણે પોતાની ધાવો અને સખીઓની આગળ ખૂબ સંકોચપૂર્વક આ વાત પ્રકટ કરી. આ સાંભળી તેમને બહુ દુઃખ થયું. અને તેમણે રાજાને આ સમાચાર મોકલવા માટે કેટલીક દૂતીઓ મોકલી. દૂતીઓએ આ બધો વૃત્તાન્ત દશાર્ણ નરેશને જણાવ્યો. તે સાંભળતાં જ રાજા બહુ ક્રોધમાં ભરાઈ ગયો અને તેણે દ્રુપદની પાસે પોતાનો દૂત મોકલ્યો.

દૂતે રાજા દ્રુપદની પાસે આવી તેને એકાન્તમાં લઈ જઈ કહ્યું; "રાજન્! આપે દશાર્ણરાજને દગો દીધો છે તેથી તેમણે ખૂબ ક્રોધે ભરાઈને કહ્યું છે કે તમે મોહવશ પોતાની કન્યા સાથે મારી કન્યાનો વિવાહ કરાવીને મારું બહુ અપમાન કર્યું છે. તમારો આ વિચાર ઘણો જ ખરાબ હતો. માટે હવે તમે આ કર્મનું ફળ ભોગવવા માટે તૈયાર થઈ જાઓ. હવે તમને તમારા કુટુમ્બ અને મન્ત્રીઓ સહિત હું નષ્ટ કરી દઈશ.'

રાજન્! દૂતની આ વાત સાંભળતાં પકડાએલા ચોરની માફક દ્રુપદનું મોઢું પડી ગયું. તેમણે 'આવી વાત નથી' એમ કહીને દૂતદ્વારા પોતાના સમ્બન્ધીને મનાવવાનો બહુ પ્રયાસ કર્યો. પરંતુ હિરણ્યવર્માએ ફરી પણ પાકી ખાત્રી કરી જોઇ કે તે પંચાલરાજની પુત્રી જ છે. આથી તે તુરત જ પંચાલદેશ પર ચઢાઈ કરવા નીકળી પડ્યો. તે વખતે તેના સાથી રાજાઓએ એવો નિશ્ચય કર્યો કે 'જો શિખણ્ડી કન્યા હોય તો, અમે પંચાલરાજને કેદ કરીને આપણા નગરમાં લાવીશું અને પંચાલદેશ પર બીજા રાજાને ગાદી પર બેસાડીશું. ત્યારપછી દ્રુપદ અને શિખણ્ડીને મારી નાખશું.'

આ બાજુ દશાર્ણરાજ પર દૂત મોકલીને શોકથી વ્યાકુળ દ્રુપદે પોતાની સ્ત્રીને એકાન્તમાં લઈ જઈને કહ્યું;

'આ કન્યા માટે તો આપણાથી મોટી મૂર્ખતા થઈ ગઈ છે. હવે આપણે શું કરીશું? શિખણ્ડી વિષે તો હવે બધાને શંકા થઈ રહી છે કે આ તો કન્યા જ છે. આથી દશાર્ણરાજ પણ એવું સમજ્યા છે કે 'દ્રુપદે મને દગો દીધો.' તેથી હવે તેઓ પોતાના મિત્રો અને સેનાની સાથે મારો નાશ કરવા માટે આવી રહ્યા છે. હવે તમને જેમાં કુશળ જણાતું હોય તે વસ્તુ બતાવો; હું તે પ્રમાણે જ કરીશ.'

ત્યારે રાણીએ કહ્યું—દેવતાઓની કૃપા અને મનુષ્યોનો પ્રયત્ન એ બન્ને જ્યારે સાથે હોય છે તો કાર્ય સમ્પૂર્ણ રીતે સિદ્ધ થઈ જાય છે. માટે આપ મન્ત્રીઓદ્વારા નગરના રાજ્યની વ્યવસ્થા કરીને દેવતાઓનું યથેષ્ટ પૂજન કરો. સત્પુરુષોએ દેવતાઓનું પૂજન કરવું સુખસમ્પત્તિવાળાઓ માટે પણ શ્રેયસ્કર માન્યું છે તો જેઓ દુઃખના સમુદ્રમાં ગોથાં ખાઈ રહ્યાં છે તેમની તો વાત જ શી? માટે આપ દેવારાધનને માટે બ્રાહ્મણોનું પૂજન કરો અને મનમાં એવો સંકલ્પ કરો કે દશાર્ણરાજ યુદ્ધ કર્યા વિના જ પાછા ફરે.

પોતાનાં માતા-પિતાને આ પ્રમાણે વાત કરતાં અને શોકાકુળ થતાં જોઈ શિખણ્ડિની પણ લજ્જિત થઈ ગઈ. તે વિચાર કરવા લાગી કે 'આ બન્ને મારે જ લીધે દુઃખી છે.' આથી તેણે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. આમ વિચારી તે ઘેરથી નીકળી એક નિર્જન વનમાં ચાલી ગઈ. આ વનની રક્ષા એક સ્થૂણાકર્ણ નામનો સમૃદ્ધિશાળી યક્ષ કરતો હતો ત્યાં તેનો એક મહેલ પણ હતો. શિખણ્ડિની તે જ વનમાં ચાલી ગઈ. ત્યાં તેણે નિરાહાર રહીને પોતાના શરીરને સૂકવી નાખ્યું. એક દિવસ સ્થૂણાકર્ણે તેને દર્શન આપીને પૂછ્યું; 'કન્યે! તું શા હેતુથી આમ કષ્ટ સહન કરી રહી છે? તું મને હમણાં જ બતાવ, હું તારું કામ કરી દઈશ.' શિખણ્ડિનીએ વારંવાર કહ્યું કે તમારાથી મારું કામ થઈ શકે એવું નથી.' પરન્તુ યક્ષે કહ્યું કે 'હું જલદીથી જ તેને કરી દઈશ. હું કુબેરનો અનુચર છું અને તને વર દેવા માટે જ આવ્યો છું. તારે જે કહેવું હોય તે કહી દે. હું તને ન આપી શકાય એવી વસ્તુ પણ આપી દઈશ.' ત્યારે શિખણ્ડિનીએ પોતાનો બધો વૃત્તાન્ત તે યક્ષને કહી દીધો, અને કહ્યું કે 'તમે મારું દુઃખ દૂર કરવાની પ્રતિજ્ઞા કરી છે, તો એવું કરો કે તમારી કૃપાથી હું એક સુન્દર પુરુષ બની જાઉં. દશાર્ણરાજ જ્યાં સુધીમાં મારા નગર ઉપર આવી પહોંચે તે પહેલાં જ તમે મારા પર આ કૃપા કરી દો.'

યક્ષે કહ્યું—"તમારું આ કામ તો થઈ જશે પરન્તુ તેમાં એક શરત છે. હું કેટલાક સમયને માટે જ તમને મારું પુરુષત્વ આપી દઈશ. પરન્તુ એવી સત્ય પ્રતિજ્ઞા કરો કે 'તેને પાછું આપવા માટે હું અહિં આવીશ.' એટલા દિવસ સુધી હું તમારું સ્ત્રીત્વ ધારણ કરીશ."

શિખણ્ડિનીએ કહ્યું—ઠીક છે. હું તમારું પુરુષત્વ પાછું આપી દઈશ. થોડા દિવસો માટે તમે મારું સ્ત્રીત્વ ગ્રહણ કરો. જે વખતે રાજા હિરણ્યવર્મા દશાર્ણ દેશ પાછો ફરશે તે વખતે હું પાછી કન્યા થઈ જઈશ અને તમે પુરુષ થઈ જશો.

આ પ્રમાણે જ્યારે તે બન્નેએ પ્રતિજ્ઞા કરી લીધી ત્યારે સ્થૂણાકર્ણ યક્ષે સ્ત્રીત્વ ધારણ કરી લીધું અને શિખણ્ડીને યક્ષનું દેદીપ્યમાન રૂપ પ્રાપ્ત થઈ ગયું. આ પ્રમાણે પુરુષત્વ પ્રાપ્ત કરીને શિખણ્ડી બહુ પ્રસન્ન થયો અને પોતાના પિતાની પાસે આવ્યો. આ ઘટના તેણે જેવી બની હતી તેવી જ દ્રુપદને સંભળાવી દીધી. આથી દ્રુપદને બહુ પ્રસન્નતા થઈ. તેને અને તેની સ્ત્રીને ભગવાન શંકરની વાત યાદ આવી. હવે તેમણે દશાર્ણરાજની પાસે દૂત મોકલીને કહાવ્યું કે 'આપ જાતે મારે ત્યાં આવીને જોઈ લો કે મારો પુત્ર પુરુષ જ છે. કોઈ માણસે આપને જે જૂઠી વાત કરી છે તે માનવા યોગ્ય નથી.' રાજા દ્રુપદના સન્દેશાથી દશાર્ણરાજે શિખણ્ડીની પરીક્ષા માટે કેટલીક જુવાન સ્ત્રીઓને મોકલી. તેમણે તેનું બરાબર સ્વરૂપ જાણીને બહુ પ્રસન્નતાથી બધી વાત હિરણ્યવર્માને કહી, અને કહ્યું કે રાજકુમાર પુરુષ જ છે. ત્યારે રાજા હિરણ્યવર્મા બહુ પ્રસન્નતાથી દ્રુપદના નગરમાં આવ્યો અને પોતાના સમ્બન્ધીને મળી બહુ હર્ષથી કેટલાક દિવસ ત્યાં રહ્યો. તેણે શિખણ્ડીને હાથી, ઘોડા, ગાયો અને બહુ દાસીઓ ભેટ આપી. દ્રુપદે પણ તેનો સારો સત્કાર કર્યો. આ પ્રમાણે સન્દેહ દૂર થવાથી તે બહુ પ્રસન્ન થયો અને પોતાની પુત્રીને ઠપકીને પોતાની રાજધાની ચાલ્યો ગયો.

એવામાં કોઈ એક દિવસે યક્ષરાજ કુબેર ફરતા ફરતા સ્થૂણાકર્ણના સ્થાને આવી પહોંચ્યા. સ્થૂણાકર્ણનું ઘર રંગબેરંગી સુગન્ધિત પુષ્પોથી સજાવેલું હતું. તેને જોઈને યક્ષરાજે પોતાના અનુચરોને કહ્યું; "આ

સમજવામાં આવેલું ભવન સ્થૂણાકર્ણનું જ છે. પરન્તુ તે મન્દમતિ મારી પાસે હાજર થવા માટે કેમ નીકળતો નથી?' યક્ષોએ કહ્યું; 'મહારાજ! રાજા દ્રુપદની શિખણ્ડિની નામની એક કન્યા છે. સ્થૂણાકર્ણે કોઈ કારણથી તેને પોતાનું પુરુષત્વ આપી દીધું છે અને તેનું સ્ત્રીત્વ પોતે ગ્રહણ કર્યું છે. હાલમાં તે સ્ત્રીરૂપમાં જ ઘરમાં રહે છે. આથી સંકોચને લીધે તે આપની સેવામાં ઉપસ્થિત નથી થયો. હવે આપ જે યોગ્ય હોય તે કરો.' ત્યારે કુબેરે કહ્યું; 'અચ્છા, તમે સ્થૂણાને મારા આગળ હાજર કરો. હું તેને દણ્ડ દઈશ.' આ પ્રમાણે બોલાવવામાં આવતાં સ્થૂણાકર્ણ સ્ત્રીરૂપમાં જ ખૂબ સંકોચથી કુબેરની પાસે આવીને ઊભો રહ્યો. તેના ઉપર ક્રોધાયમાન થઈને કુબેરે તેને શાપ આપ્યો કે હવે આ પાપી આ પ્રમાણે સ્ત્રીરૂપમાં જ રહેશે.' ત્યારે બીજા યક્ષોએ સ્થૂણાકર્ણ તરફથી પ્રાર્થના કરી કે 'મહારાજ! આપ આ શાપની કોઈ અવધિ નિશ્ચિત કરી દો.' આ ઉપર કુબેરે કહ્યું; 'અચ્છા, જ્યારે શિખણ્ડી યુદ્ધમાં મરાશે ત્યારે સ્થૂણને ફરી પોતાનું સ્વરૂપ પ્રાપ્ત થઈ જશે.' આ પ્રમાણે કહીને ભગવાન કુબેર બધા યક્ષોની સાથે અલકાપુરી ચાલ્યા ગયા.

આ બાજુ પ્રતિજ્ઞાનો સમય પૂરો થતાં શિખણ્ડી સ્થૂણાકર્ણની પાસે ગયો અને કહ્યું કે 'હું આવી ગયો છું.' સ્થૂણાકર્ણે શિખણ્ડીને પોતાની પ્રતિજ્ઞા અનુસાર સમય પ્રમાણે ઉપસ્થિત થયેલો જોઈ તેની આગળ પોતાની પ્રસન્નતા પ્રકટ કરી અને તેને બધો વૃત્તાન્ત કહ્યો. તેની વાત સાંભળી શિખણ્ડી બહુ પ્રસન્ન થયો અને તે પોતાને નગર પાછો આવ્યો. આ પ્રમાણે શિખણ્ડીનું કામ બની ગએલું જોઈ રાજા દ્રુપદ અને બધા બન્ધુબાન્ધવોને બહુ પ્રસન્નતા થઈ. ત્યારબાદ દ્રુપદે તેને ધનુર્વિદ્યા શીખવા માટે દ્રોણાચાર્યજીને સોંપી દીધો. પછી શિખણ્ડી અને ધૃષ્ટદ્યુમ્ને તમારી સાથે જ ગ્રહણ, ધારણ, પ્રયોગ અને પ્રતીકાર—આ ચાર અંગો સહિત ધનુર્વેદની શિક્ષા પ્રાપ્ત કરી. મેં મૂર્ખ, આંધળા અને બહેરા જેવો વેશ બનાવનારા ગુપ્તચરો આ દ્રુપદની પાસે મૂકી રાખ્યા હતા, તેમણે જ મને આ બધી વાતો બતાવી છે.

રાજન્! આ પ્રમાણે આ દ્રુપદનો પુત્ર મહારથી શિખણ્ડી પહેલાં સ્ત્રી હતો અને પછી પુરુષ થઈ ગયો છે. તે જો હાથમાં ધનુષ લઈને મારી સામે યુદ્ધ કરવા માટે આવશે તો હું એક ક્ષણ પણ તેની સામે જોઈશ નહિ કે તેના પર શસ્ત્ર પણ છોડીશ નહિ. જો ભીષ્મ સ્ત્રીની હત્યા કરશે તો સાધુપુરુષો નિન્દા કરશે. આથી તેને રણમાં ઉપસ્થિત જોઈને પણ હું તેના પર હાથ ઉઠાવીશ નહિ.

વૈશમ્પાયન કહે છે—ભીષ્મની આ વાત સાંભળી કુરુરાજ દુર્યોધન કેટલીક વાર સુધી વિચાર કરતો રહ્યો. પછી તેને ભીષ્મની વાત યોગ્ય જ જણાઈ.

## કૌરવ અને પાંડવોના બળનું વર્ણન

સંજયે કહ્યું—મહારાજ! તે રાત વીતતાં જ્યારે પ્રાતઃકાળ થયો તો આપના પુત્ર દુર્યોધને પિતામહ ભીષ્મને પૂછ્યું—'દાદાજી! પાંડુનન્દન યુધિષ્ઠિરની આ જે અસંખ્ય હાથી, ઘોડા અને મહારથીઓથી યુક્ત પ્રબળ સેના યુદ્ધ કરવા માટે તૈયાર થઈ રહી છે તેને આપ કેટલા દિવસોમાં નષ્ટ કરી શકો છો? તથા આચાર્ય દ્રોણ, કૃપ, કર્ણ અને અશ્વત્થામાને આનો નાશ કરવામાં કેટલો સમય લાગશે? ઘણા દિવસથી મને આ વાત જાણવાની ઇચ્છા છે. તો કૃપા કરીને બતાવો.'

ભીષ્મે કહ્યું—રાજન્! તમે જે શત્રુઓના બળ વિષે પૂછી રહ્યા છો તે ઉચિત જ છે. યુદ્ધમાં મારું જે વધુમાં વધુ પરાક્રમ, અસ્ત્રબળ અને ભુજાઓનું સામર્થ્ય છે તે સાંભળો. ધર્મયુદ્ધને માટે એવો નિયમ છે કે સરળ યોદ્ધાની સાથે સરળતાપૂર્વક અને માયાયુદ્ધ કરનારની સાથે માયાપૂર્વક યુદ્ધ કરવું જોઈએ. આ પ્રમાણે યુદ્ધ કરતાં હું પ્રતિદિન પાંડવ સેનાના દશહજાર યોદ્ધા અને એક હજાર રથીઓનો સંહાર કરી શકું છું. આથી જો હું મારાં મહાન અસ્ત્રોનો પ્રયોગ કરું તો એક મહિનામાં સમસ્ત પાંડવસેનાનો સંહાર થઈ શકે છે.

દ્રોણાચાર્યે કહ્યું—રાજન્! હું હવે ઘરડો થઈ ગયો છું. તો પણ ભીષ્મજીના સમાન હું પણ એક મહિનામાં જ મારા શસ્ત્રાગ્નિથી પાંડવસેનાને ભસ્મ કરી શકું છું. મારી વધારેમાં વધારે શક્તિ આટલી જ છે.'

કૃપાચાર્યે બે મહિનામાં અને અશ્વત્થામાએ દ

દિવસમાં સંપૂર્ણ પાંડવદળનો સંહાર કરવાની શક્તિ બતાવી. પરન્તુ કર્ણે કહ્યું; 'હું પાંચ દિવસમાં જ બધી સેનાને સફા કરી દઈશ.' કર્ણની આ વાત સાંભળી ભીષ્મજી ખિલખિલાટ હસી પડ્યા અને કહ્યું; 'રાધાપુત્ર! જ્યાંસુધી રણભૂમિમાં તારી સામે શ્રીકૃષ્ણ સહિત અર્જુન રથમાં બેસીને આવ્યો નથી ત્યાંસુધી તું આ પ્રમાણે અભિમાનમાં ભરાએલો છે. અર્જુનનો સામનો થતાં શું તું આ પ્રમાણે મનમાન્યો બકવાદ કરીશ?'

જ્યારે કુન્તીનન્દન મહારાજ યુધિષ્ઠિરે આ સમાચાર સાંભળ્યા તો તેમણે પણ પોતાના ભાઈઓને બોલાવી કહ્યું-ભાઈઓ! આજ કૌરવોની સેનામાંના મારા ગુપ્તચરોએ સવારના આ સમાચારો મોકલ્યા છેઃ દુર્યોધને ભીષ્મજીને પૂછ્યું હતું કે આપ પાંડવોની સેનાનો કેટલા દિવસોમાં સંહાર કરી શકો છો?' આ ઉપર તેમણે કહ્યું '.એક મહિનામાં.' દ્રોણાચાર્યે પણ એટલા જ સમયમાં નાશ કરવાની પોતાની શક્તિ બતાવી. કૃપાચાર્યે એથી બમણો વખત બતાવ્યો. અશ્વત્થામાએ કહ્યું; 'હું દશ દિવસમાં આ કામ કરી શકું છું.' તથા જ્યારે કર્ણને પૂછવામાં આવ્યું તો તેણે પાંચ દિવસમાં સંપૂર્ણ સેનાનો સંહાર કરવાની વાત કહી. માટે અર્જુન! હું પણ આ વિષયમાં તમારી વાત સાંભળવા ચાહું છું. તમે કેટલા સમયમાં આ બધા શત્રુઓનો સંહાર કરી શકો છો?

યુધિષ્ઠિરે આ પ્રમાણે પૂછતાં અર્જુને શ્રીકૃષ્ણ તરફ જોયું અને કહ્યું—'મારો તો એવો વિચાર છે કે શ્રીકૃષ્ણની સહાયતાથી હું એકલો જ કેવળ એક રથ પર ચઢીને ક્ષણભરમાં દેવતાઓ સહિત ત્રણે લોક અને ભૂત-ભવિષ્ય-વર્તમાનના બધા જીવોનો પ્રલય કરી શકું છું. પહેલાં કિરાતવેષધારી ભગવાન શંકરની સાથે યુદ્ધ થતી વખતે તેમણે મને જે અત્યન્ત પ્રચણ્ડ પાશુપતાસ્ત્ર આપ્યું હતું તે મારી જ પાસે છે. ભગવાન શંકર પ્રલયકાળમાં સંપૂર્ણ જીવોનો સંહાર કરવા માટે આ જ અસ્ત્રનો પ્રયોગ કરે છે. મારા સિવાય આને નથી ભીષ્મ જાણતા કે નથી દ્રોણ, કે નથી કૃપ કે અશ્વત્થામા જાણતા, પછી કર્ણની તો વાત જ શી છે? તો પણ આ દિવ્ય અસ્ત્રથી સંગ્રામભૂમિમાં મનુષ્યોને મારવાં યોગ્ય નથી. અમે તો સીધેસીધા યુદ્ધથી જ શત્રુઓને જીતી લઈશું. આ પ્રમાણે આપના સહાયક આ બધા વીરો પણ પુરુષોમાં સિંહ સમાન છે. તેઓ બધાય દિવ્ય અસ્ત્રોના જ્ઞાતા અને યુદ્ધને માટે ઉત્સુક છે. તેમને કોઈ જીતી નથી શકતું. તેઓ રણાંગણમાં દેવતાઓનો પણ સંહાર કરી શકે છે. શિખણ્ડી, યુયુધાન, ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, નકુળ, સહદેવ, યુધામન્યુ, ઉત્તમૌજા, વિરાટ, દ્રુપદ, શંખ, ઘટોત્કચ, તેનો પુત્ર અંજનપર્વા, અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્રો તથા સ્વયં આપ પણ ત્રણે લોકોને નષ્ટ કરવામાં સમર્થ છો. તેમાં સન્દેહ નથી કે જો આપ ક્રોધપૂર્વક કોઈની સામે નજર પણ કરશો તો તે તત્કાળ નષ્ટ થઈ જશે.'

---

## કૌરવ અને પાંડવ સેનાઓનું યુદ્ધભૂમિ તરફ પ્રસ્થાન

**વૈશમ્પાયન કહે** છે-રાજન્! થોડી જ વારમાં સ્વચ્છ પ્રભાત થયું. ત્યારે દુર્યોધનની આજ્ઞાથી તેના પક્ષના રાજાઓ પાંડવો પર ચઢાઈ કરવાની તૈયારી કરવા લાગ્યા. તેમણે સ્નાન કરીને શ્વેત વસ્ત્રો અને હાર ધારણ કરીને હવન કર્યું, અને પછી અસ્ત્રશસ્ત્રો ધારણ કરીને સ્વસ્તિવાચન કરાવી યુદ્ધ કરવા માટે નીકળ્યા. આરંભમાં અવન્તિ દેશના રાજા વિન્દ અને અનુવિન્દ, કેકય દેશનો રાજા અને બાહ્લીક-આ બધા દ્રોણાચાર્યની સરદારી નીચે ચાલ્યા. તે પછી અશ્વત્થામા, ભીષ્મ, જયદ્રથ, ગાન્ધારરાજ શકુનિ, દક્ષિણ, પશ્ચિમ, પૂર્વ અને ઉત્તર તરફના રાજાઓ, પર્વતીય નૃપતિઓ તથા શક, કિરાત, યવન, શિબિ અને વસાતિ જાતિના રાજાઓ પોતપોતાની સેના સહિત બીજું દળ બનાવીને ચાલ્યા. તેમની પાછળ સેના સહિત કૃતવર્મા, ત્રિગર્તરાજ, ભાઈઓથી ઘેરાએલો દુર્યોધન, શલ, ભૂરિશ્રવા, શલ્ય અને કોસલરાજ બૃહદ્રથ—આ બધાએ કૂચ કરી.

મહાબળી ધૃતરાષ્ટ્રપુત્રે કવચ ધારણ કરીને કુરુક્ષેત્રના પાછલા અર્ધા ભાગમાં વ્યવસ્થાપૂર્વક બધી સેનાનો મોરચો લગાવ્યો. તેણે પોતાની છાવણીઓને એવી રીતે સુસજ્જિત કરી હતી કે તેઓ બીજા હસ્તિનાપુર જેવી લાગતી હતી. બધા રાજાઓને માટે પણ તેણે સેંકડો તંબુઓ ખેંચાવ્યા હતા. તે પાંચ યોજનના ઘેરાવાના વિસ્તારમાં તેણે સેંકડો છાવણીઓ નાખી હતી. તે છાવણીઓમાં રાજાઓ પોતપોતાના બળ અને ઉત્સાહ અનુસાર રહ્યા હતા.

રાજા દુર્યોધને તે આવેલા રાજાઓને તેમની સેના સહિત ઉત્તમ ઉત્તમ ખાવા–પીવાની સામગ્રી મળે તેવો પ્રબન્ધ કર્યો હતો. ત્યાં જે વેપારી અને જોનારા લોકો આવ્યા હતા તે બધાંની પણ તે સંભાળ રાખતો હતો.

આ પ્રમાણે મહારાજ યુધિષ્ઠિરે પણ ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરોને રણભૂમિમાં ચાલવાની આજ્ઞા કરી. તેમણે રાજાઓના હાથી, ઘોડા, પાયદળ અને વાહનોના સેવકો તથા શિલ્પીઓને માટે સારામાં સારી ભોજનસામગ્રી આપવાનો આદેશ કર્યો. પછી ધૃષ્ટદ્યુમ્નની સરદારી નીચે અભિમન્યુ, બૃહત્ અને દ્રૌપદીના પાંચ પુત્રોને રણાંગણમાં મોકલ્યા, તે પછી ભીમસેન, સાત્યકિ અને અર્જુનને બીજા દળની સાથે મોકલ્યા. આ ઉત્સાહી વીરોના સિંહનાદ આકાશમાં ગૂંજવા લાગ્યા. તે બધાંની પાછળ વિરાટ, દ્રુપદ તથા બીજા રાજાઓ સાથે તેઓ પોતે ચાલ્યા. તે સમયે ધૃષ્ટદ્યુમ્નની આગેવાનીમાં ચાલતી તે સેના ભરેલી ગંગા નદી સમાન મન્દ ગતિથી ચાલી રહેલી દેખાતી હતી.

થોડે દૂર જઈને રાજા યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રના પુત્રોને ભ્રમમાં નાખવા માટે પોતાની સેનાની બીજી વાર ગોઠવણી કરી. તેમણે દ્રૌપદીના પુત્રો, અભિમન્યુ, નકુળ, સહદેવ અને સમસ્ત પ્રભદ્રક વીરોને દશ હજાર ઘોડેસ્વાર, બે હજાર હાથીસ્વાર, દશ હજાર પાયદળ અને પાંચ સો રથીઓ સાથે ભીમસેનની નેતાગીરી નીચે પહેલું દળ બનીને ચાલવાની આજ્ઞા કરી. વચલા દળમાં વિરાટ, તથા પાંચાલરાજકુમાર યુધામન્યુ અને ઉત્તમૌજાને રાખ્યા તેની પાછળ મધ્યભાગમાં જ શ્રીકૃષ્ણ અને અર્જુન ચાલ્યા. તેમની આગળ–પાછળ બધી બાજુએ વીસ હજાર ઘોડેસ્વારો, પાંચ હજાર હાથીસ્વારો તથા અનેક રથીઓ અને પદાતિઓ ધનુષ, ખડ્ગ, ગદા અને તરેહ-તરેહનાં અસ્ત્રો લઈને ચાલી રહ્યા હતા. જે સૈન્યસમુદ્રની વચ્ચે સ્વયં રાજા યુધિષ્ઠિર હતા તેમાં અનેક રાજાઓ તેમને ઘેરીને ચાલતા હતા. મહાબળવાન સાત્યકિ પણ લાખો રથીઓની સાથે સેનાને આગળ વધારી રહ્યો હતો. પુરુષશ્રેષ્ઠ ક્ષત્રદેવ અને બ્રહ્મદેવ સેનાના જઘનસ્થાનની રક્ષા કરતા પાછળના ભાગમાં ચાલી રહ્યા હતા. તે સિવાય બીજાં પણ ગાડાં, દુકાનો, સવારીઓ અને હાથી-ઘોડા વગેરે સેનાની સાથે હતાં. તે સમયે તે રણક્ષેત્રમાં લાખો વીરો ખૂબ ઉમંગથી ભેર અને શંખોનો ધ્વનિ કરી રહ્યા હતા.

## ઉદ્યોગપર્વ સમાપ્ત



# સંક્ષિપ્ત મહાભારત

## ભીષ્મપર્વ

### શિબિરોનું સ્થાપન તથા યુદ્ધના નિયમોનું વર્ણન

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

અન્તર્યામી નારાયણસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને, તેમના નિત્યસખા નરસ્વરૂપ નરરત્ન અર્જુનને, તેમની લીલા પ્રકટ કરનારી ભગવતી સરસ્વતીને અને તેમના વક્તા મહર્ષિ વેદવ્યાસને નમસ્કાર કરીને આસુરી સમ્પત્તિઓ પર વિજય પ્રાપ્ત કરાવીને અન્તઃકરણને શુદ્ધ કરનાર મહાભારત ગ્રન્થનો પાઠ કરવો જોઇએ.

જનમેજયે કહ્યું-મુને! હવે હું એ સાંભળવા માગું છું કે કૌરવો, પાંડવો, સોમકો તથા બીજા દેશોમાંથી આવેલા રાજાઓએ કેવી રીતે યુદ્ધ કર્યું.

વૈશમ્પાયન બોલ્યા-રાજન્! કૌરવો, પાંડવો અને સોમવંશી વીરોએ કુરુક્ષેત્રમાં જે પ્રકાર યુદ્ધ કર્યું તે સાંભળો. કુન્તીનન્દન રાજા યુધિષ્ઠિરે ત્યાં સમન્તપંચક તીર્થથી આગળના મેદાનમાં હજારો તંબુઓ કરાવડાવ્યા. ત્યાં એટલી સેના એકઠી થઇ હતી કે કુરુક્ષેત્ર સિવાય આખી પૃથ્વી સૂની લાગતી હતી. કેવળ બાળકો અને ઘરડાઓ જ બચી ગયા હતા. પૃથ્વીના બધા દેશોમાંથી કુરુક્ષેત્રમાં સેના આવી હતી, બધા વર્ણોના લોકો ત્યાં એકત્રિત થયા હતા. બધાએ અનેક યોજનના ઘેરાવામાં છાવણીઓ નાખી હતી. રાજા યુધિષ્ઠિરે બધાંના ખાવા-પીવાનો ઉત્તમ પ્રબન્ધ કર્યો હતો. જ્યારે યુદ્ધનો સમય થયો ત્યારે તેમણે દરેક યોદ્ધાને તે પાંડવપક્ષનો છે તે જણાઈ આવે તેટલા માટે તેમનાં સંકેત અને ચિહ્ન નિશ્ચિત કર્યાં.

દુર્યોધને પણ સમસ્ત રાજાઓને સાથે લઇને પાંડવોની સામે વ્યૂહ રચ્યો. યુદ્ધના શોખીન પંચાલ દેશના વીરો દુર્યોધનને જોઇને હર્ષથી ભરાઈ ગયા અને મોટા-મોટા શંખ તથા રણભેરીઓ વગાડવા લાગ્યા. ત્યારપછી એક જ રથમાં બેઠેલા ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુને પણ પોતાના દિવ્ય શંખો વગાડ્યા. તે પાંચજન્ય અને દેવદત્ત નામના શંખોનો ભયંકર અવાજ સાંભળીને કૌરવ યોદ્ધાઓનાં મળ-મૂત્ર નીકળી પડ્યાં.



તે પછી કૌરવો, પાંડવો અને સોમવંશી વીરોએ મળીને કેટલાક યુદ્ધ સમ્બન્ધી નિયમો બનાવ્યા અને તે નિયમોનું પાલન કરવાનું દરેકને માટે અનિવાર્ય ઠરાવ્યું. તે નિયમો આ પ્રમાણે હતા—'દરરોજ યુદ્ધ સમાપ્ત થતાં આપણે પહેલાંની માફક પરસ્પર શત્રુતા વગરનો વ્યવહાર કરવો. કોઇએ કોઇની સાથે છળ-કપટ ન કરવું, જે વાગ્યુદ્ધ કરી રહ્યો હોય તેનો સામનો વાગ્યુદ્ધથી જ કરવો. જે સેનાથી બહાર નીકળી ગયો હોય તેના પર પ્રહાર ન કરવો. રથી રથીની સાથે, હાથીસ્વાર હાથીસ્વારની સાથે, ઘોડેસ્વાર ઘોડેસ્વારની સાથે અને ભૂમિ પર લડનાર-પદાતિ પદાતિની સાથે જ યુદ્ધ કરે. જે જેને યોગ્ય હોય, જેની સાથે યુદ્ધ કરવાની તેની ઇચ્છા હોય, તેણે તેની જ સાથે યુદ્ધ કરવું. જેનો જેવો ઉત્સાહ અને બળ હોય તેણે તેવા જ યોદ્ધા સામે લડવું. સામા પક્ષના યોદ્ધાને બોલાવી બોલાવીને સાવધાન કર્યા પછી જ તેના પર પ્રહાર કરવો, જે પ્રહાર ન થવાના

વિશ્વાસથી બેઠો હોય અથવા ભયભીત હોય તેના પર એકદમ હુમલો ન કરવો. જે કોઈ એક યોદ્ધાની સાથે યુદ્ધ કરી રહ્યો હોય તેના પર બીજાએ શસ્ત્ર ન છોડવું. જે શરણે આવેલો હોય અથવા યુદ્ધ છોડીને ભાગી રહ્યો હોય અથવા જેનાં અસ્ત્રશસ્ત્ર અને કવચ નષ્ટ થઈ ગયાં હોય તેવાનો વધ ન કરવો. સૂત, ભાર ખેંચનાર, શસ્ત્રો પહોંચાડનાર, વાજિન્ત્રો વગાડનાર પર પણ કોઈ રીતે પ્રહાર ન કરવો.' આ પ્રમાણે નિયમો બનાવીને તે બધા રાજાઓ પોતપોતાના સૈનિકોની સાથે બહુ પ્રસન્ન થયા.

## વ્યાસદ્વારા સંજયની ગોઠવણ તથા અનિષ્ટસૂચક ઉત્પાતોનું વર્ણન

**વૈશમ્પાયને કહ્યું**—રાજન્ ! ત્યારપછી પૂર્વ અને પશ્ચિમ દિશામાં સામસામે ઊભેલી બન્ને પક્ષની સેનાઓને જોઈને ભૂત, ભવિષ્ય અને વર્તમાન-ત્રણે કાળના જ્ઞાનવાળા ભગવાન વ્યાસે એકાન્તમાં બેઠેલા રાજા ધૃતરાષ્ટ્રની પાસે આવીને કહ્યું; 'રાજન્ ! તમારા પુત્રો અને બીજા




રાજાઓનો કાળ આવી પહોંચ્યો છે. તેઓ યુદ્ધમાં એકબીજાનો સંહાર કરવા તૈયાર થયા છે. બેટા ! જો તમે તેમને સંગ્રામમાં જોવા ચાહતા હોવ તો હું તમને દિવ્ય દૃષ્ટિ આપું. આથી તમે ત્યાંનું દૃશ્ય સારી રીતે જોઈ શકશો.

**ધૃતરાષ્ટ્રે કહ્યું**—બ્રહ્મર્ષિવર ! યુદ્ધમાં હું મારા જ કુટુમ્બનો વધ નથી જોવા ચાહતો. પરન્તુ આપના પ્રભાવથી યુદ્ધના પૂરેપૂરા સમાચાર સાંભળી શકું એવી કૃપા કરો.

ધૃતરાષ્ટ્ર યુદ્ધના સમાચાર સાંભળવા ચાહે છે તે જાણીને વ્યાસજીએ સંજયને દિવ્યદૃષ્ટિનું વરદાન આપ્યું. તેઓ ધૃતરાષ્ટ્રને બોલ્યા 'રાજન્ ! આ સંજય તમને યુદ્ધનો વૃત્તાન્ત સંભળાવશે. સમ્પૂર્ણ યુદ્ધક્ષેત્રમાં કોઈ એવી વાત નહિ હોય કે જે સંજયથી છુપી રહે. તે દિવ્યદૃષ્ટિથી સમ્પન્ન અને સર્વજ્ઞ બની જશે. દેખાતી હોય કે ન દેખાતી, દિવસમાં હોય કે રાતમાં, અથવા મનમાં વિચારેલી જ કેમ ન હોય, તેવાત પણ સંજયને માલુમ પડી જશે. તેને શસ્ત્રો નહિ કાપી શકે, પરિશ્રમ કષ્ટ નહિ પહોંચાડે તથા તે યુદ્ધથી જીવતોજાગતો નીકળી આવશે. તમે આ કૌરવો અને પાંડવોને માટે શોક ન કરતા, હું તેમની કીર્તિનો વિસ્તાર કરીશ. યુદ્ધમાં જે બાજુ ધર્મ હશે તે જ પક્ષની જીત થશે. મહારાજ ! આ સંગ્રામમાં ભયંકર સંહાર થશે. કારણ કે તેવા જ ભયસૂચક અપશુકનો થઈ રહ્યા છે. બન્ને સન્ધ્યાઓ વખતે વિજળી ચમકે છે, તથ સૂર્યને ત્રણ રંગનાં વાદળાં ઢાંકી દે છે. તે ઉપર અને નીચે સફેદ અને લાલ, તથા વચ્ચે કાળાં હોય છે. સૂર્ય, ચંદ્ર અને તારાઓ સળગી રહ્યા હોય તેવા દેખાય છે. દિવસ અને રાત્રિમાં કોઈ ભેદ દેખાતો નથી; આ લક્ષણ ભય ઉત્પન્ન કરનારાં છે. કાર્તિકી પૂર્ણિમાએ નીલ રંગના આકાશમાં ચન્દ્રમા પ્રભાહીન દેખાતો હતો. તેનો રંગ આગના જેવો હતો. તેનાથી એ સૂચિત થાય છે કે અનેક શૂરવીર રાજાઓ અને રાજકુમારો પ્રાણત્યાગ કરીને પૃથ્વી પર શયન કરશે. રોજ સવારે અને બિલાડાં લડે છે. દેવમૂર્તિઓ કાંપતી, હસતી અને લોહી ઉલટતી દેખાય છે તથા અકસ્માત્ પડી જાય છે. જે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે તે પરમ સાધ્વી અરુન્ધતીએ વસિષ્ઠને આગળથી પાછળ કરી દીધા છે. શનૈશ્ચર પીડા કરી રહ્યો છે. ચન્દ્રમાનું મૃગચિહ્ન ઝાંખું થઈ ગયું છે. આથી ખૂબ ભારે ભય આવવાનો છે. આજકાલ ચારે તરફ ખૂબ જોરથી વાવાઝોડું ચાલી રહ્યું છે. ધૂળ ઊડતી તે બંધ જ નથી થતી. વારંવાર ભૂકંપ થાય છે. રાહુ સૂર્ય પર આક્રમણ કરે છે. કેતુ ચિત્રા પર આવ્યો છે.

ધૂમકેતુ પુષ્ય નક્ષત્રમાં છે. આ ગ્રહો બન્ને મહાન સેનાઓનું ઘોર અમંગલ કરશે. મંગળ વક્રી થઈને મઘા નક્ષત્ર પર આવેલો છે. આ વખતે તો એક જ મહિનાના બન્ને પક્ષમાં તેર જ દિવસે પૂર્ણિમા અને અમાવાસ્યા થઈ છે અને સૂર્ય અને ચન્દ્રનાં ગ્રહણ થયાં છે. આ પ્રમાણે પર્વ વિના જ ગ્રહણ થવાથી આ બન્ને ગ્રહ અવશ્ય પ્રજાનો સંહાર કરશે. પૃથ્વી હજારો રાજાઓનું લોહી પીશે. કૈલાસ, મન્દરાચળ અને હિમાલય જેવા પર્વતોમાંથી હજારો વાર ઘોર શબ્દ થાય છે. તેમનાં શિખરો તૂટી-તૂટીને પડી રહ્યાં છે. સમુદ્રોમાં તોફાન થાય છે અને તેઓ પોતાની મર્યાદાને ઓળંગી રહ્યા છે.

---

## વ્યાસ અને ધૃતરાષ્ટ્રનો સંવાદ તથા સંજયદ્વારા ભૂમિના ગુણોનું વર્ણન

વૈશમ્પાયન કહે છે—ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહીને મુનિવર વ્યાસજી ક્ષણભર ધ્યાનમગ્ન થઈ ગયા. ત્યારપછી ફરી કહેવા લાગ્યા; 'રાજન્! કાળ સમસ્ત જગતનો સંહાર કરે છે તેમાં જરા પણ સન્દેહ નથી. આહીં કોઈ વસ્તુ કાયમ રહેનારી નથી. માટે તમે તમારા કુટુમ્બી કૌરવો, સમ્બન્ધીઓ અને મિત્રોને આ ક્રૂર કર્મથી રોકો. તેમને ધર્મયુક્ત માર્ગનો ઉપદેશ કરો. પોતાના બન્ધુ-બાન્ધવોનો વધ કરવો એ બહુ નીચ કામ છે, તેને ન થવા દો. ચુપ રહીને મારું અપ્રિય ન કરો. વેદમાં કોઈના વધને સારો નથી ગણ્યો, તેથી પોતાનું ભલું પણ નથી થતું. કુલધર્મ પોતાના શરીરના સમાન છે. તેનો જે નાશ કરે છે તેનો તે કુલધર્મ પણ તે મનુષ્યનો નાશ કરે છે. આ કુલધર્મની રક્ષા તમે જ કરી શકો છો, તો પણ કાળથી પ્રેરાઈને અધર્મમાર્ગમાં પ્રવૃત્ત થઈ રહ્યા છો. તમને રાજ્યના રૂપમાં બહુ મોટો અનર્થ પ્રાપ્ત થયો છે. કારણ કે તે સમસ્ત કુળના તથા અનેક રાજાઓના નાશનું કારણ બની ગયો છે. જો કે તમે ધર્મનો ખૂબ લોપ કરી ચૂક્યા છો તો પણ મારા કહેવાથી તમારા પુત્રોને ધર્મનો માર્ગ બતાવો. જે રાજ્યને લીધે પાપના ભાગી થવું પડ્યું તેવા રાજ્યને તમારે શું કરવું છે? ધર્મની રક્ષા કરવાથી તમને યશ, કીર્તિ અને સ્વર્ગ મળશે. હવે એવું કરો કે જેથી પાંડવો પોતાનું રાજ્ય પ્રાપ્ત કરી શકે અને કૌરવો પણ સુખશાન્તિનો અનુભવ કરે.

ધૃતરાષ્ટ્રે કહ્યું—તાત! સમ્પૂર્ણ સંસાર સ્વાર્થથી મોહિત થઈ રહ્યો છે. મને પણ સાધારણ મનુષ્ય જેવો જ સમજો. મારી બુદ્ધિ અધર્મ કરવા નથી ચાહતી, પણ શું કરું? મારા પુત્રો મારા વશમાં નથી.

વ્યાસે કહ્યું-રાજન, તમારા મનમાં જો મને કંઈ પૂછવાની વાત હોય તો કહો; હું તમારા બધા સન્દેહોને દૂર કરીશ.

ધૃતરાષ્ટ્રે કહ્યું-ભગવન્! સંગ્રામમાં વિજય મેળવનારાઓને જે શુભ શુકન થાય છે તે હું સાંભળવા માગું છું.

વ્યાસે કહ્યું-હવનના અગ્નિની પ્રભા નિર્મળ હોય, તેની જ્વાળાઓ ઊંચે જતી હોય અથવા દક્ષિણ-આવર્ત ક્રમથી ફરતી હોય, તેમાંથી ધૂમાડો ન નીકળે, આહુતિ નાખતાં તેમાંથી પવિત્ર ગંધ ફેલાવા લાગે તો તેને ભાવી વિજયનું ચિહ્ન મનાયું છે. ભારત! જે પક્ષના યોદ્ધાઓના મુખથી હર્ષ ભરેલાં વચનો નીકળતાં હોય, જેમનું ધૈર્ય તૂટતું ન હોય, પહેરેલી માળાઓ કરમાતી ન હોય, તેઓ જ યુદ્ધરૂપી મહાસાગરને પાર કરે છે. ઉત્સાહી, સ્ત્રી વગેરેમાં આસક્તિ વગરના તથા દૃઢ નિશ્ચયવાળા પચાસ વીરો પણ બહુ વિશાળ સેનાને રોળી નાખે છે. જો સંગ્રામથી પગ ન હઠાવનારા પાંચ-સાત જ યોદ્ધાઓ હોય તો પણ વિજય પ્રાપ્ત કરી શકે છે. આથી સેના વધુ હોવાથી જ હંમેશાં વિજય થાય છે એવી વાત નથી."

આ પ્રમાણે કહીને ભગવાન વેદવ્યાસ ચાલ્યા ગયા અને આ બધું સાંભળી રાજા ધૃતરાષ્ટ્ર વિચારમાં પડી



ગયા. થોડીવાર સુધી વિચાર કરીને ભણે સંજયને પૂછ્યું; 'સંજય ! આ યુદ્ધપ્રેમી રાજાઓ પૃથ્વીના લોભથી જીવનનો મોહ છોડીને એકબીજાની હત્યા કરે છે, તો એથી મને લાગે છે કે પૃથ્વીમાં અનેક પ્રકારના ગુણો હોવા જોઈએ. તેથી જ તો આ નરસંહાર થાય છે. માટે તમે મને આ પૃથ્વીનું જ વર્ણન કરો.

**સંજય બોલ્યો**—ભરતશ્રેષ્ઠ ! આપને નમસ્કાર છે. હું આપની આજ્ઞા અનુસાર પૃથ્વીના ગુણોનું વર્ણન કરું છું, સાંભળો. આ પૃથ્વી પર બે પ્રકારનાં પ્રાણી છે. ચર અને અચર. ચરમાં ત્રણ ભેદ છે. અણ્ડજ, સ્વેદજ અને જરાયુજ. આ ત્રણેમાં જરાયુજ શ્રેષ્ઠ છે. તથા જરાયુ જેમાં મનુષ્ય અને પશુ મુખ્ય છે. અચર અથવા સ્થાવરને ઉદ્‌ભિજ્જ ( વનસ્પતિ ) કહે છે. તેમાં ઝાડ, વેલીઓ ઘાસ વગેરે હોય છે.

આ સમ્પૂર્ણ ચરાચર જીવોનું જગત આ પૃથ્વી પર જ ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે, આ ભૂમિ ચિરકાળ સુધી સ્થિર રહેનારી છે. આ ભૂમિ પર જેનો અધિકાર છે તેના જ વશમાં સમ્પૂર્ણ ચરાચર જગત છે. તેથી આ ભૂમિમાં અત્યન્ત લોભ રાખીને બધા રાજાઓ એકબીજાનો પ્રાણઘાત કરે છે.

---

## યુદ્ધમાં ભીષ્મનું પતન સાંભળી ધૃતરાષ્ટ્રનો વિષાદ તથા સંજયદ્વારા કૌરવસેનાના સંગઠનનું વર્ણન

**વૈશમ્પાયન** કહે છે—રાજન્ ! એક દિવસ રાજા ધૃતરાષ્ટ્ર વિચારમગ્ન થઈને બેઠા હતા. તે જ વખતે ઓચિન્તો સંજય સંગ્રામભૂમિમાંથી તેમની પાસે આવ્યો અને ખૂબ દુઃખી થઈને બોલ્યો; 'મહારાજ ! હું સંજય છું. આપને પ્રણામ કરું છું. શાન્તનુનન્દન ભીષ્મજી આજે યુદ્ધમાં માર્યા ગયા. જે સમસ્ત યોદ્ધાઓના શિરોમણિ અને ધનુર્ધારીઓનો સહારો હતા તે કૌરવોના પિતામહ ભીષ્મ આજ બાણશય્યા પર સૂઈ રહ્યા છે. જે મહારથીએ કાશીપુરીમાં એકલાએ જ એકમાત્ર રથની સહાયતાથી ત્યાં આવેલા તમામ રાજાઓને યુદ્ધમાં પરાસ્ત કરી દીધા હતા, જેઓ નીડર થઈને પરશુરામજીની સાથે પણ ભીડાઇ ગયા હતા અને સાક્ષાત્ પરશુરામ પણ જેમને મારી નહોતા શક્યા તેઓ આજે શિખણ્ડીના હાથે માર્યા ગયા. જેઓ શૂરતામાં ઇન્દ્ર સમાન, સ્થિરતામાં હિમાલય જેવા, ગમ્ભીરતામાં સમુદ્ર સદૃશ અને સહનશીલતામાં પૃથ્વી તુલ્ય હતા, જેમણે હજારો બાણોની વર્ષા કરીને દશ દિવસમાં એક લાખ સેનાનો સંહાર કર્યો હતો તેઓ જ આજે વાવાઝોડાથી ઊખડી પડેલા વૃક્ષની માફક પૃથ્વી પર પડ્યા છે. રાજન્ ! આ બધું આપની કુમન્ત્રણાનું ફળ છે. ભીષ્મ આવી દશાને કદી પણ યોગ્ય ન હતા.'

**ધૃતરાષ્ટ્ર બોલ્યા**—કાશ્યોમાં શ્રેષ્ઠ અને ઇન્દ્ર સમાન પરાક્રમી ભીષ્મજી શિખણ્ડીના હાથે કેવી રીતે માર્યા ગયા ! તેમના મૃત્યુના સમાચાર સાંભળી મારા હૃદયમાં બહુ પીડા થઇ રહી છે. જે સમયે તેઓ યુદ્ધને માટે અગ્રેસર થયા તે સમયે તેમની આગળ તથા પાછળ કોણ હતા ? તેમનાં ધનુષ અને બાણ તો બહુ ઉગ્ર હતાં, તેમનો રથ પણ ઉત્તમ હતો, તેમને યુદ્ધમાં ઉદ્યત જોઈને પાંડવોની મોટી સેના કંપી ઊઠતી હતી, તેઓ સતત દશ દિવસથી પાંડવસેનાનો સંહાર કરી રહ્યા હતા. હાય ! તેઓ જ આજે સૂર્યની પેઠે અસ્ત થઈ ગયા. કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય પણ તેમની પાસે જ હતા, તો પણ તેમનું મૃત્યુ શાથી થયું ? દેવતાઓ પણ તેમને દબાવી નહોતા શકતા. તેઓ અતિરથી વીર હતા, તેમને પંચાલ દેશના શિખણ્ડીએ કેવી રીતે માર્યા ! મારા પક્ષના કયા કયા વીરોએ છેવટ સુધી તેમનો સાથ નહોતો છોડ્યો !

સંજય ! ખરેખર મારું હૃદય પત્થરનું બનેલું છે. ખૂબ કઠોર છે; તેથી જ તો ભીષ્મજીના મૃત્યુના સમાચાર સાંભળીને પણ તે ફાટી નથી જતું. ભીષ્મજીમાં સત્ય, નીતિ, બુદ્ધિ, વગેરે ગુણોની તો હદ જ નહોતી. તેઓ યુદ્ધમાં શાથી માર્યા ગયા ? સંજય ! તેમના મરવાથી મારા પુત્રોની સેના પતિ અને પુત્રહીન સ્ત્રી જેવી અનાથ થઈ ગઈ. મને જણાય છે કે ધૈર્ય અથવા ત્યાગના બળથી કોઈનો મૃત્યુથી છુટકારો નથી થતો. અવશ્ય કાળ બહુ બળવાન છે. સમ્પૂર્ણ જગતમાં કોઈ તેનું ઉલ્લંઘન નથી કરી શકતું. મને તો ભીષ્મજીથી જ અમારા રક્ષણની મોટી આશા હતી. તેમને રણભૂમિમાં પડેલા જોઈને દુર્યોધને શો વિચાર કર્યો ? તથા કર્ણ, શકુનિ અને દુઃશાસને શું કહ્યું ? ભીષ્મજી સિવાય કોણકોણ રાજા-

ઓની હારજીત થઈ અને કોણ કોણ બાણના નિશાન બનીને મરી ગયા? સંજય! હું દુર્યોધનનાં કરેલાં દુઃખદાયી કર્મોની ઘટનાઓ સાંભળવા ચાહું છું. સાથે એ પણ બતાવો કે કૌરવો અને પાંડવોની સેનામાં કેવી રીતે યુદ્ધ થયું તથા ક્યારે ક્યારે સારાં કાર્યો બન્યાં?

સંજયે કહ્યું—મહારાજ! આપનો આ પ્રશ્ન આપના યોગ્ય જ છે. પરંતુ આપ બધો દોષ દુર્યોધનને જ માથે લાદી નથી શકતા. જે મનુષ્ય પોતાનાં જ દુષ્કર્મોનું અશુભ ફળ ભોગવી રહ્યો હોય તેણે તે પાપનો બોજો બીજાના ઉપર ઓઢાડવો ન જોઈએ. બુદ્ધિમાન પાંડવો તેમની સાથે કરેલા કપટને અને અપમાનને સારી રીતે સમજતા હતા. તો પણ તેમણે કેવળ આપના સામું જોઈને વનમાં રહીને બધું સહન કર્યું. હવે જેમની કૃપાથી મને ભૂત-ભવિષ્ય-વર્તમાનનું જ્ઞાન તથા આકાશગમન અને દિવ્યદૃષ્ટિ વગેરે પ્રાપ્ત થયાં છે તે પરાશરનંદન ભગવાન વ્યાસને પ્રણામ કરીને હું ભરતવંશીઓના રોમાંચકારી અદ્ભુત સંગ્રામનું વર્ણન કરું છું; સાંભળો—

'જ્યારે બંને બાજુની સેનાઓ તૈયાર થઈને વ્યૂહના આકારમાં ઊભી થઈ ગઈ ત્યારે દુર્યોધને દુઃશાસનને કહ્યું: 'દુઃશાસન! ભીષ્મજીની રક્ષા માટે જે રથ નક્કી કર્યા છે તેને તૈયાર કરાવો. આ યુદ્ધમાં આપણે માટે ભીષ્મજીની રક્ષાથી મહત્ત્વનું બીજું કોઈ કામ નથી. શુદ્ધ હૃદયવાળા પિતામહે પહેલેથી જ કહી રાખ્યું છે કે 'શિખંડીને હું નહિ મારું, કારણ કે પહેલાં તે સ્ત્રીરૂપમાં ઉત્પન્ન થયો હતો.' તેથી મારો વિચાર છે કે શિખંડીના હાથથી ભીષ્મજીને બચાવવાનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આપણા બધા સૈનિકો શિખંડીનો વધ કરવા તૈયાર રહે. જે વીરો અસ્ત્રસંચાલનમાં કુશળ હોય તેઓ પિતામહની ચારે બાજુથી રક્ષા કરવામાં રહે. જુઓ, અર્જુનના રથના ડાબી બાજુના રક્ષક યુધામન્યુ અને જમણી બાજુનાની ઉત્તમૌજા રક્ષા કરી રહ્યા છે. તેથી તમે એવો પ્રયત્ન કરો કે જેથી શિખંડી પિતામહનો વધ ન કરી શકે.

ત્યારપછી જ્યારે રાત્રિ વીતી અને સૂર્યોદય થયો તો આપના પુત્રો અને પાંડવોની સેનાઓ સુસજ્જિત દેખાવા લાગી. સામસામે ઊભેલા યોદ્ધાઓના હાથમાં ધનુષ, ઋષ્ટિ, તલવાર, ગદા, શક્તિ, તોમર તથા બીજાં ભયંકર શસ્ત્રો ચમકવા લાગ્યાં. સેંકડો અને હજારોની સંખ્યામાં હાથી, પાયદળ, ઘોડેસવારો અને રથીઓ શત્રુઓને પોતાના પંજામાં ફસાવવા માટે વ્યૂહબદ્ધ થઈને ઊભા હતા. શકુનિ, શલ્ય, જયદ્રથ, અવન્તિરાજ વિન્દ અને અનુવિન્દ, કેકયનરેશ, કમ્બોજરાજ, સુદક્ષિણ, કલિંગનરેશ, શ્રુતાયુધ, રાજા જયત્સેન, બૃહદ્બલ અને કૃતવર્મા—આ દશ વીરો એકએક અક્ષૌહિણી સેનાના નાયક હતા. તે સિવાય બીજા પણ અનેક મહારથી રાજાઓ અને રાજકુમારો દુર્યોધનની આજ્ઞામાં પોતપોતાની સેનાઓ સહિત ઊભેલા દેખાતા હતા. આ બધી સેનાઓની આગળ જે સેના હતી તેના નાયક હતા શાન્તનુનન્દન ભીષ્મજી. મહારાજ! તેમના શિર પર સફેદ મુકુટ હતો. શરીર ઉપર સફેદ કવચ હતું અને રથના ઘોડા પણ સફેદ હતા. તે સમયે પોતાની શ્વેત કાન્તિથી તેઓ ચન્દ્રમાની માફક શોભી રહ્યા હતા. તેમને જોઈને મોટામોટા ધનુષ ધારણ કરનાર સંજયવંશના વીરો તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંચાલ વીરો પણ ભયભીત થઈ ગયા. આ પ્રમાણે આ અગિયાર અક્ષૌહિણી સેનાઓ આપના પક્ષની ઊભેલી હતી. રાજન્! કૌરવોની આવડી મોટી સેનાનું સંગઠન મેં કદી જોયું કે સાંભળ્યું પણ ન હતું.

ભીષ્મજી અને દ્રોણાચાર્ય દરરોજ સવારમાં ઊઠીને એમ જ પ્રાર્થતા હતા કે 'પાંડવોનો જય થાઓ.' તો પણ તેઓ પોતાની પ્રતિજ્ઞા અનુસાર આપના જ માટે યુદ્ધ કરતા હતા. તે દિવસે ભીષ્મજીએ બધા રાજાઓને પોતાની પાસે બોલાવીને કહ્યું—'ક્ષત્રિયો! તમારે માટે સ્વર્ગમાં જવાનું આ મોટું ઉઘાડું દ્વાર ખુલી ગયું છે. તેના દ્વારા આપ ઇન્દ્રલોક અને બ્રહ્મલોકમાં જઈ શકો છો. આ જ તમારો સનાતન માર્ગ છે. આ જ માર્ગને આપના પૂર્વપુરુષો પણ અનુસર્યા છે. રોગથી ઘરમાં પથારીમાં પ્રાણત્યાગ કરવો એ ક્ષત્રિયને માટે અધર્મ મનાયેલ છે. યુદ્ધમાં ક્ષત્રિયનું જે મૃત્યુ થાય છે તે જ તેનો સનાતન ધર્મ છે.

ભીષ્મજીની આ વાત સાંભળીને બધા રાજાઓ ઉત્તમ-ઉત્તમ રથોથી પોતાની સેનાની શોભા વધારતા યુદ્ધને માટે આગળ વધ્યા. કેવળ કર્ણ પોતાના મન્ત્રીઓ અને બન્ધુબાન્ધવો સહિત રહી ગયો. ભીષ્મજીએ તેને શસ્ત્ર-ત્યાગ કરાવી દીધો હતો. સમસ્ત કૌરવસેનાના સેનાપતિ ભીષ્મજી રથ પર બેઠેલા સૂર્યના સમાન સુશોભિત થઈ રહ્યા હતા. તેમના રથની ધ્વજા પર વિશાળ તાડ અને પાંચ તારાનું ચિહ્ન બનાવેલું હતું. આપના પક્ષમાં

જેટલા મહાન ધનુર્ધર હતા તે બધા શાન્તનુનંદન ભીષ્મની આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરવા માટે તૈયાર થઈ ગયા. આચાર્ય દ્રોણની જે ધ્વજા ફરકી રહી હતી તેમાં સોનાની વેદી, કમણ્ડળુ અને ધનુષનાં ચિહ્ન હતાં. કૃપાચાર્ય પોતાના કિંમતી રથ પર બેસીને વૃષભના ચિહ્નવાળી ધ્વજા ફરકાવતા ચાલી રહ્યા હતા. રાજન્ ! આ પ્રમાણે આપના પુત્રોની અગિયાર અક્ષૌહિણી સેના યમુનામાં મળેલી ગંગા સમાન દેખાઈ રહી હતી.

---

## બન્ને સેનાઓની વ્યૂહરચના

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! ભીષ્મજી તો મનુષ્યો, દેવતાઓ, ગન્ધર્વો અને અસુરોદ્વારા કરવામાં આવતી વ્યૂહરચનાઓને જાણનારા હતા. જ્યારે તેમણે મારી અગિયાર અક્ષૌહિણી સેનાની વ્યૂહરચના કરી ત્યારે પાંડુનન્દન યુધિષ્ઠિરે પોતાની ઓછી સેનાથી કેવી રીતે વ્યૂહ બનાવ્યો ?

સંજયે કહ્યું—મહારાજ ! આપની સેનાને વ્યૂહરચનાપૂર્વક સુસજ્જિત જોઈને ધર્મરાજ યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું; 'તાત ! મહર્ષિ બૃહસ્પતિનું વચન છે કે જો શત્રુની અપેક્ષાએ આપણી સેના થોડી હોય તો તેને સમેટીને થોડેક દૂર રહીને યુદ્ધ કરવું જોઈએ. અને જો આપણી સેના અધિક હોય તો તેને ઇચ્છાનુસાર ફેલાવીને યુદ્ધ કરવું જોઈએ. જ્યારે ઓછી સેનાને વધારે સેના સાથે યુદ્ધ કરવાનું થાય ત્યારે સૂચીમુખ નામનો વ્યૂહ રચવો જોઈએ. આપણી આ સેના શત્રુઓની અપેક્ષાએ બહુ ઓછી છે. તેથી તમે યોગ્ય વ્યૂહરચના કરો.'

આ સાંભળી અર્જુને યુધિષ્ઠિરને કહ્યું—'મહારાજ ! હું આપને માટે વજ્ર નામના દુર્ભેદ્ય વ્યૂહની રચના કરું છું. આ મને ઇન્દ્રે બતાવેલો દુર્જય વ્યૂહ છે. આનો વેગ વાયુ સમાન પ્રબળ અને શત્રુઓને માટે અસહ્ય છે. આ વ્યૂહમાં યોદ્ધાઓમાં અગ્રગણ્ય ભીમસેન અમારી આગળ રહીને યુદ્ધ કરશે. તેમને જોઈને જ દુર્યોધન વગેરે કૌરવો ભયભીત થઈને જેમ સિંહને જોઈને મૃગલાં ભાગવા માંડે છે તેમ ભાગશે.'

આ પ્રમાણે કહીને અર્જુને વજ્રવ્યૂહની રચના કરી અને સેનાને એકદમ શત્રુઓ તરફ આગળ વધારી. ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, નકુળ, સહદેવ અને ધૃષ્ટકેતુ—એ સેનાની આગળ ચાલી રહ્યા હતા. તેમની પાછળ રાજા વિરાટ પોતાના ભાઈ અને પુત્રો સહિત એક અક્ષૌહિણી સેના સાથે રક્ષા કરી રહ્યો હતો. નકુળ અને સહદેવ ભીમસેનની ડાબી-જમણી રહીને તેના રથનાં પૈડાંની રક્ષા કરતા હતા. દ્રૌપદીના પાંચે પુત્રો અને અભિમન્યુ તેના પૃષ્ઠભાગની રક્ષા કરી રહ્યા હતા. આ સર્વની પાછળ શિખણ્ડી ચાલતો હતો. તે અર્જુનની રક્ષા નીચે રહીને ભીષ્મજીનો વિનાશ કરવા માટે તૈયાર હતો. અર્જુનની પાછળ મહાબળી સાત્યકિ તથા યુધામન્યુ અને ઉત્તમૌજા તેનાં ચક્રોની રક્ષા કરતા હતા. કેકય, ધૃષ્ટકેતુ અને બળવાન ચેકિતાન પણ અર્જુનના જ રક્ષણમાં તત્પર હતા.

અર્જુને જે વ્યૂહની રચના કરી હતી તે વજ્રવ્યૂહમાં ભયની આશંકા જરા પણ ન હતી. તેની ચારે તરફ મુખ હતાં અને દેખાવમાં તે બહુ ભયંકર હતો. તેમાં વીરોનાં ધનુષ વીજળીની માફક ચમકી રહ્યાં હતાં અને સ્વયં અર્જુન ગાણ્ડીવ ધનુષ લઈને તેની રક્ષા કરી રહ્યો હતો. તેનો જ આશ્રય લઈને પાણ્ડવલોક તમારી સેના સામે ખડા થયા હતા. પાંડવોથી સુરક્ષિત તે વ્યૂહ મનુષ્યોના જગતમાં સર્વથા અજેય હતો.

એટલામાં સૂર્યોદય થતો જોઈ સમસ્ત સૈનિકો સન્ધ્યાવન્દન કરવા લાગ્યા. તે સમયે આકાશમાં વાદળ ન હતાં તો પણ મેઘના જેવી ગર્જના થઈ અને હવાની સાથે પાણીનાં ટીપાં પડવા લાગ્યાં, પછી ચારે તરફથી પ્રચણ્ડ વાવાઝોડું ઊઠ્યું અને કાંકરા પડવા માંડ્યા. એટલી ધૂળ ઊડી કે બધે અંધારું છવાઈ ગયું. પૂર્વ દિશા તરફ મોટો ઉલ્કાપાત થયો. તે ઉલ્કા ઉદય પામતા સૂર્ય સાથે અથડાઈને પડી અને ખૂબ ભયાનક અવાજ કરતી પૃથ્વીમાં સમાઈ ગઈ.

સન્ધ્યાવન્દન કર્યા પછી જ્યારે બધા સૈનિકો તૈયાર થવા લાગ્યા તો સૂર્યની પ્રભા ફીકી પડી ગઈ અને પૃથ્વી ભયાનક શબ્દ કરતી ફાટવા અને કાંપવા લાગી. બધી દિશાઓમાં વારંવાર વજ્રપાત થવા લાગ્યો. આ વખતે યુદ્ધ માટે ઉત્સુક થઈ રહેલા પાંડવો આપના પુત્ર દુર્યોધનની સેનાનો સામનો કરવા માટે વ્યૂહરચના કરીને ભીમસેનને આગળ રાખીને ઊભા હતા. તે સમયે ગદા-

ધારી ભીમસેનને સામે જોઇ આપણા યોદ્ધાઓનાં લોહી સુકાઇ રહ્યાં હતાં.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! સૂર્યોદય થતાં ભીષ્મની સરદારી નીચેના અમારા પક્ષના વીરો અને ભીમસેનના આશ્રમાં રહેનારા પાંડવપક્ષના વીરોમાંથી પહેલાં કોણે યુદ્ધની ઇચ્છાથી હર્ષ પ્રકટ કર્યો હતો ?

સંજયે કહ્યું—રાજન્ ! બન્નેય સેનાઓની સમાન અવસ્થા હતી. જ્યારે બન્ને એકબીજાની સામે આવી પહોંચી તો બન્ને ય પ્રસન્ન દેખાવા લાગી. કૌરવ-સેનાનું મુખ પશ્ચિમ તરફ હતું અને પાંડવો પૂર્વાભિમુખ થઇને ઊભા હતા. કૌરવોની સેના દૈત્યરાજની સેના સમાન જણાતી હતી અને પાંડવોની સેના દેવરાજ ઇન્દ્રની સેના જેવી શોભી રહી હતી. પાંડવોની પાછળથી પવન આવવા લાગ્યો અને કૌરવ સેનાની પાછળ માંસાહારી પશુપક્ષીઓ કોલાહલ કરવા લાગ્યાં.

ભારત ! આપની સેનાના વ્યૂહમાં એક લાખથી અધિક હાથી હતા. દરેક હાથીની સાથે સોસો રથ હતા. એકએક રથની સાથે સોસો ઘોડેસ્વારો હતા. પ્રત્યેક ઘોડેસ્વારની સાથે દશદશ ધનુર્ધારી સૈનિકો હતા અને એકએક ધનુર્ધરની સાથે દશદશ ઢાલ-તરવાર ધારણ કરનારાઓ હતા. આ પ્રમાણે ભીષ્મજીએ આપની સેનાનો વ્યૂહ બનાવ્યો હતો. તેઓ દરરોજ વ્યૂહને બદલતા રહેતા હતા. કોઇ દિવસ માનવ-વ્યૂહ રચતા હતા, અને કોઇ દિવસ ગાન્ધર્વવ્યૂહ તો કોઇ દિવસ આસુરવ્યૂહ બનાવતા હતા. આપની સેનાના વ્યૂહમાં મહારથી સૈનિકોની પુંછડી સરખા હતી. તેઓ સમુદ્ર સમાન ગર્જના કરતા હતા. રાજન્ ! કૌરવ સેના જો કે અસંખ્ય અને ભયંકર છે અને પાંડવોની સેના એવી નથી, તો પણ મારો એ વિશ્વાસ છે કે વાસ્તવિક રીતે તો તે જ સેના મહાન અને અજેય છે કે જેના નેતા ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન છે.

## યુધિષ્ઠિર અને અર્જુનની વાતચીત તથા અર્જુનદ્વારા દુર્ગાનું સ્તવન અને વરદાનપ્રાપ્તિ

સંજય કહે છે—કુન્તીનન્દન યુધિષ્ઠિરે જ્યારે ભીષ્મે રચેલા અભેદ્ય વ્યૂહને જોયો ત્યારે તેઓ ઉદાસ થઇને અર્જુનને કહેવા લાગ્યા; 'ધનંજય ! જેમના સેનાપતિ પિતામહ ભીષ્મજી છે તે કૌરવોની સાથે આપણે કેવી રીતે યુદ્ધ કરી શકવાના હતા ? મહાતેજસ્વી ભીષ્મે શાસ્ત્રોક્ત વિધિથી જે વ્યૂહ બનાવ્યો હોય તેને તોડવો અસંભવિત છે. આ વ્યૂહે તો મને અને આપણી સેનાને સંશયમાં નાખી દીધાં છે. આ મહાવ્યૂહથી અમારી રક્ષા કેવી રીતે થઇ શકશે ?

ત્યારે શત્રુદમન અર્જુને યુધિષ્ઠિરને કહ્યું રાજન્ ! જે યુક્તિથી થોડા મનુષ્યો પણ શૌર્ય, ગુણ અને સંખ્યામાં પોતાથી વધુ હોય તેવા વીરોને જીતી લે છે તે સાંભળો. પૂર્વકાળમાં દેવતાઓ અને અસુરોના સંગ્રામ વખતે બ્રહ્માજીએ ઇન્દ્ર વગેરે દેવતાઓને કહ્યું હતું—'દેવતાઓ ! વિજયની ઇચ્છા રાખનારા વીરો જેવો વિજય સત્ય, દયા, ધર્મ અને પ્રયત્ન દ્વારા પ્રાપ્ત કરી શકે છે તેવો કેવળ બળ અને પરાક્રમદ્વારા નથી પ્રાપ્ત કરી શકતા. માટે ધર્મ, અધર્મ અને લોભને યોગ્ય રીતે જાણીને અભિમાન રહિત થઇને સારી રીતે યુદ્ધ કરો, જે બાજુ ધર્મ હોય છે તે જ બાજુની જીત છે.'

રાજન્ ! આ પ્રકારે આપ પણ જાણી લો કે આ યુદ્ધમાં આપણો વિજય નિશ્ચિત છે. નારદજીનું કહેવું છે કે—'જ્યાં કૃષ્ણ છે ત્યાં જ વિજય છે.' વિજય શ્રીકૃષ્ણનો ગુણ છે



અને તે સદા તેમની પાછળ ચાલે છે. ગોવિન્દનું તેજ અનન્ત છે. રાજન્ ! મને તો આપના વિજયનું કોઇ કારણ જણાતું નથી; કારણ કે આ વિશ્વંભર શ્રીકૃષ્ણ પણ આપના વિજયની ઇચ્છા પ્રકટ કરી રહ્યા છે.

ત્યારપછી રાજા યુધિષ્ઠિરે ભીષ્મનો મુકાબલો કરવા માટે વ્યૂહના આકારમાં ઊભેલી પોતાની સેનાને આગળ વધવાની આજ્ઞા કરી. તેમનો રથ ઇન્દ્રના રથ સમાન સુન્દર હતો. જ્યારે તેઓ તેના પર સવાર થયા ત્યારે પુરોહિત 'શત્રુઓનો નાશ થાઓ.' આ પ્રમાણે કહીને આશીર્વાદ આપવા લાગ્યા. રાજા યુધિષ્ઠિરે પણ વસ્ત્રો, ગાયો, ફળ, સેનામહોરો વગેરેનું બ્રાહ્મણોને દાન કર્યું અને પછી યુદ્ધ માટે આગળ વધ્યા. ભીમસેને આપના પુત્રોનો સંહાર કરવા માટે ખૂબ ભયાનક રૂપ ધારણ કર્યું હતું. તેને જોઈને આપના યોદ્ધાઓ ગભરાઇ ઊઠ્યા અને ભયને લીધે તેમનું ધૈર્ય જતું રહ્યું.

**આ બાજુ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું**–નરશ્રેષ્ઠ ! આ જે પોતાની સેનાના મધ્ય ભાગમાં રહીને સિંહની પેઠે આપણા સૈનિકો તરફ જોઇ રહ્યા છે તેઓ જ કુરુકુળની ધ્વજા ફરકાવનારા ભીષ્મજી છે. જેમ મેઘ સૂર્યને ઢાંકી દે છે તે જ રીતે આ કૌરવસેનાઓ તેમને ઘેરાઇને ઊભી છે. તમે પહેલાં આ સેનાઓને મારીને પછી ભીષ્મજીની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરો.

આ પછી ભગવાન શ્રીકૃષ્ણે કૌરવસેના તરફ દૃષ્ટિપાત કર્યો અને યુદ્ધ શરૂ કરવાનો વખત થએલો જોઈ અર્જુનના હિતને માટે આ પ્રમાણે કહ્યું–'મહાબાહો ! યુદ્ધના આરંભમાં શત્રુઓને પરાજિત કરવા માટે પવિત્ર થઇને તમે દુર્ગા દેવીની સ્તુતિ કરો.' ભગવાન વાસુદેવે આ પ્રમાણે કહેતાં અર્જુન રથથી નીચે ઊતરી પડ્યો અને હાથ જોડીને દુર્ગાનું સ્તવન કરવા લાગ્યો– 'મન્દરાચળ પર નિવાસ કરનારી, સિદ્ધોની સેનાની નેતા હે આર્યે ! તમને વારંવાર નમસ્કાર છે. તમે જ કુમારી, કાલી, કાપાલી, કપિલા, કૃષ્ણપિંગલા, ભદ્રકાલી અને મહાકાલી આદિ નામથી પ્રસિદ્ધ છો. તમને વારંવાર પ્રણામ છે. દુષ્ટો પર પ્રચણ્ડ કોપ કરવાને લીધે તમે ચણ્ડી છો, તમારા શરીરનો દિવ્ય વર્ણ બહુ જ સુન્દર છે, હું તમને પ્રણામ કરું છું. હે મહાભાગે ! તમે જ સુન્દર અને સૌમ્ય રૂપવાળાં કાત્યાયની છો. અને તમે જ વિકરાળ રૂપવાળાં કાલી છો. તમે જ વિજયા અને જયાના નામથી વિખ્યાત છો. મોરની પાંખની તમારી ધ્વજા છે. નાના પ્રકારનાં આભૂષણ તમારાં અંગોની શોભા વધારે છે. ત્રિશૂળ, ખડ્ગ અને ખેટક વગેરે આયુધોને તમે ધારણ કરો છો. નંદગોપને ઘેર તમે અવતાર લીધો અને ગુણોમાં સર્વશ્રેષ્ઠ છો. મહિષાસુરનું રક્ત વહાવીને તમને બહુ પ્રસન્નતા થઇ હતી. તમે કુશિક ગોત્રમાં અવતાર લેવાથી કૌશિકી નામથી પણ પ્રસિદ્ધ છો. તમે રેશમી વસ્ત્ર ધારણ કરો છો. જ્યારે તમે શત્રુઓને જોઇને અટ્ટહાસ્ય કરો છો તે વખતે તમારું મુખ ચન્દ્ર સમાન ઉદ્દીપ્ત થઈ રહે છે. તમને યુદ્ધ બહુ જ પ્રિય છે. હું તમને વારંવાર પ્રણામ કરું છું. ઉમા, શાકંભરી, શ્વેતા, કૃષ્ણા, કૈટભનાશિની, હિરણ્યાક્ષી, વિરૂપાક્ષી અને સુધૂમ્રાક્ષી આદિ નામ ધારણ કરનાર હે દેવી ! તમને અનેકવાર નમસ્કાર છે. તમે વેદોની શ્રુતિ છો. તમારું સ્વરૂપ અત્યન્ત પવિત્ર છે. વેદો અને બ્રાહ્મણો તમને પ્રિય છે. તમે જ જાતવેદા અગ્નિની શક્તિ છો. જમ્બૂ, કટક અને મન્દિરોમાં તમારો નિત્ય નિવાસ છે. તમે સમસ્ત વિદ્યાઓમાં બ્રહ્મવિદ્યા અને દેહધારીઓની મહાનિદ્રા છો. ભગવતી ! તમે કાર્તિકેયની માતા છો, દુર્ગમ સ્થાનોમાં વાસ કરનારાં છો. સ્વાહા, સ્વધા, કલા, કાષ્ઠા, સરસ્વતી, વેદમાતા સાવિત્રી તથા વેદાન્ત—આ બધાં તમારાં જ નામ છે. મહાદેવી ! મેં વિશુદ્ધ હૃદયથી આપનું સ્તવન કર્યું છે. તમારી કૃપાથી આ રણાંગણમાં સદાય મારો વિજય થાઓ. માં ! તમે ઘોર જંગલમાં ભયાનક સ્થાનોમાં, ભક્તોના ઘરમાં તથા પાતાળમાં નિત્ય નિવાસ કરો છો. તમે દાનવોને હરાવો છો. તમે જ જમ્ભની, મોહિની, માયા, હ્રી, શ્રી, સન્ધ્યા, પ્રભાવતી, સાવિત્રી અને જનની છો. તુષ્ટિ, પુષ્ટિ, ધૃતિ તથા સૂર્યચન્દ્રના તેજને વધારનાર છો, તમે જ ઐશ્વર્યવાનોની વિભૂતિ છો. યુદ્ધમાં સિદ્ધો અને ચારણો તમારું દર્શન કરે છે.'

**સંજય કહે છે**—રાજન્ ! અર્જુનની ભક્તિ જોઇ મનુષ્યો પર દયા કરનારી દેવી ભગવાન શ્રીકૃષ્ણની સામે આકાશમાં પ્રકટ થઈ અને બોલી; 'પાંડુનન્દન ! તમે થોડા જ દિનોમાં શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરશો. તમે સાક્ષાત્ નર છો, નારાયણ તમારા સહાયક છે. તમને કોઇ દબાવી નથી શકતો. તમે યુદ્ધમાં વજ્રધારી ઇન્દ્ર માટે પણ અજેય છો તો શત્રુઓની તો વાત જ શું છે.'

તે વરદાયિની દેવી આ પ્રમાણે કહીને એક ક્ષણમાં અન્તર્ધાન થઇ ગઇ. વરદાન મેળવતાં અર્જુનને પે...

આવીને બેઠા. કૃષ્ણ અને અર્જુન એક જ રથ પર બેસીને પોતાના દિવ્ય શંખ વગાડવા લાગ્યા. રાજન્! જ્યાં ધર્મ છે ત્યાં જ દ્યુતિ અને કાન્તિ છે. જ્યાં લજ્જા છે ત્યાં જ લક્ષ્મી અને સુબુદ્ધિ છે. આ પ્રમાણે જ્યાં ધર્મ છે ત્યાં જ શ્રીકૃષ્ણ છે. અને જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં જ જય છે.

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-અર્જુનવિષાદયોગ

**ધૃતરાષ્ટ્ર બોલ્યા**—સંજય! ધર્મભૂમિ કુરુક્ષેત્રમાં યુદ્ધની ઇચ્છાથી એકઠા થએલા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું?




**સંજય બોલ્યો**—તે સમયે રાજા દુર્યોધન વ્યૂહ-રચનામાં ગોઠવાએલી પાંડવોની સેનાને જોઇને દ્રોણાચાર્ય પાસે જઇને આ પ્રમાણે બોલ્યો-'આચાર્ય! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નદ્વારા વ્યૂહરચનામાં ઊભી રાખેલી પાંડવોની આ મોટી સેના જુઓ. આ સેનામાં મોટામોટા ધનુષવાળાઓ તથા ભીમ અને અર્જુન સમાન શૂરવીરો, સાત્યકિ અને વિરાટ, મહારથી રાજા દ્રુપદ, ધૃષ્ટકેતુ અને ચેકિતાન, તથા બળવાન કાશિરાજ, પુરુજિત, કુન્તિભોજ અને મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્ય, પરાક્રમી યુધામન્યુ તથા બળવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ તેમજ દ્રૌપદીના પાંચ પુત્રો-આ બધા મહારથીઓ છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હવે આપણા પક્ષમાં પણ જે જે વિશિષ્ટ યોદ્ધાઓ છે, તે સાંભળો, આપને મારી સેનાના યોદ્ધાઓની જાણ થાય તે માટે હું કહું છું. એક તો આપ-દ્રોણાચાર્ય, પિતામહ ભીષ્મ, કર્ણ, સંગ્રામવિજયી કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા અને આ સિવાય પણ મારે માટે જીવન અર્પણ કરેલા અનેક શૂરવીરો છે. તેઓ બધા નાના પ્રકારનાં શસ્ત્રોના સંચાલનમાં ચતુર અને યુદ્ધકુશળ છે, ભીષ્મ-પિતામહદ્વારા રક્ષાએલી આપણી સેના દરેક પ્રકારે અજેય છે અને ભીમદ્વારા રક્ષિત તે લોકોની સેના જીતવી સુગમ છે, માટે દરેક મોરચા પર પોતપોતાની જગાએ






મક્કમ રહીને આપ સર્વ, ભીષ્મપિતામહની બધી બાજુથી રક્ષા કરો. ૨–૧૧

આ વખતે કૌરવોમાં વૃદ્ધ મહાપ્રતાપી ભીષ્મે દુર્યોધનને હર્ષિત કરતાં ઉચ્ચ સ્વરથી સિંહનાદ કરીને શંખ વગાડ્યો. આ પછી શંખો, નગારાં, ભેરીઓ, મૃદંગો અને રણશીંગાં વગેરે એકદમ વાગવવા લાગ્યાં. તેમનો આ શબ્દ બહુ ભયંકર થયો. તે પછી સફેદ ઘોડા જોડેલા ઉત્તમ રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને પણ અલૌકિક શંખ વગાડયા. હૃષીકેશ શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો, અર્જુને દેવદત્ત નામનો અને ભયાનક પરાક્રમ કરનાર ભીમસેને પૌણ્ડ્ર નામનો મહાશંખ વગાડ્યો. કુન્તીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનન્તવિજય નામનો અને નકુળ તથા સહદેવે સુઘોષ તથા મણિપુષ્પક નામના શંખ વગાડયા. તે પછી શ્રેષ્ઠ ધનુષવાળા કાશિરાજે, મહારથી શિખણ્ડીએ, ધૃષ્ટદ્યુમ્ન તેમજ વિરાટે, અપરાજિત સાત્યકિએ અને દ્રુપદે તથા દ્રૌપદીના પાંચ પુત્રોએ અને મહાબાહુ સુભદ્રાપુત્રે એક પછી એક શંખો વગાડયા. આકાશ અને પૃથ્વીને ગુંજાવી નાખતા આ ભયાનક શબ્દે આપના પુત્રોનાં હૃદય ચીરી નાખ્યાં. રાજન્! ત્યારપછી કપિધ્વજ અર્જુને મોરચો ગોઠવીને ઊભા રહેલા ધૃતરાષ્ટ્રપુત્રોને જોઇને શસ્ત્રો ચલાવવાની શરૂઆત કરતી વખતે ધનુષ ઊઠાવીને હૃષીકેશ શ્રીકૃષ્ણને આ વચન કહ્યાં–'અચ્યુત! મારા રથને બન્ને સેનાઓની



વચ્ચે ઊભો કરો. તે વખતે હું યુદ્ધક્ષેત્રમાં લડવાની ઇચ્છાથી આવીને ઊભા રહેલા વીરોને તથા મારે જેની જેની સાથે લડવાનું છે તેમને જોઈ લઈશ. તેથી મને ખબર પડે કે યુદ્ધમાં દુર્બુદ્ધિ દુર્યોધનનું હિત ઇચ્છીને મારી સાથે લડવા આવનારા કોણ કોણ છે.' ૧૨–૨૩

સંજય બોલ્યો—ધૃતરાષ્ટ્ર! અર્જુને આ પ્રમાણે કહેતાં શ્રીકૃષ્ણે બન્ને સેનાઓની વચ્ચે ભીષ્મ અને દ્રોણાચાર્ય તથા બધા રાજાઓની સામે તેના ઉત્તમ રથને લાવીને કહ્યું; 'હે પાર્થ! યુદ્ધને માટે એકઠા થયેલા આ કૌરવોને દેખ.' તે સેનાઓમાં અર્જુને પિતાતુલ્ય વડીલોને, પિતામહોને, ગુરુઓને, મામાઓને, ભાઈઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને અને મિત્રોને પણ દેખ્યા. તે સમસ્ત બન્ધુબાન્ધવોને જોઇને અત્યન્ત કરુણાવશ થઇને શોક કરતો તે આ વચનો બોલ્યો. ૨૪–૨૭

અર્જુન બોલ્યો—કૃષ્ણ! યુદ્ધની ઇચ્છાથી અહિં ઉપસ્થિત આ બધા સ્વજનોને જોઇને મારાં અંગ શિથિલ થઇ રહ્યાં છે અને મુખ સૂકાઇ રહ્યું છે. મારા શરીરમાં કમકમી અને રોમાંચ થાય છે. હાથમાંથી ગાણ્ડીવ ધનુષ સરી પડે છે. ચામડી ઉપર દાહ થાય છે. મારું મન ભ્રમિત થઈ ગયું છે તેથી હવે મારાથી અહિં ઊભા પણ નથી રહી શકાતું. કેશવ! મને બધાં ચિહ્નો કલ્યાણથી વિપરીત જણાઈ રહ્યાં છે. યુદ્ધમાં આ સ્વજનસમુદાયને મારવામાં મને જરા પણ શ્રેય દેખાતું નથી. કૃષ્ણ! હું તો હવે વિજય, રાજ્ય કે સુખોને પણ નથી ઇચ્છતો. સ્વજનોનો નાશ થતાં તે વિજય વગેરેથી અમારો શો અર્થ સધાશે? અથવા એવા ભોગોથી કે જીવનથી લાભ પણ શું છે? જેમને માટે અમે રાજ્ય, ભોગો અને સુખો ઇચ્છીએ છીએ તેઓ બધા તો ધન અને જીવનની આશાને છોડીને યુદ્ધમાં ઊભા છે. ગુરુજનો, કાકાઓ, પુત્રો તેમજ દાદાઓ, મામાઓ, સસરાઓ, પૌત્રો, સાળાઓ તથા બીજા પણ સમ્બન્ધીઓ આમાં ઊભેલા છે. હે મધુસૂદન! તેઓ મને મારી નાખનારા હોય અથવા મને ત્રણ લોકનું રાજ્ય મળતું હોય તો પણ હું તે બધાને મારવા નથી માગતો તો પૃથ્વીના રાજ્યને માટે તો કેમ જ મારું? જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાથી અમારું શું પ્રિય થવાનું છે? તે આતતાયીઓને મારવાથી તો અમને પાપ જ લાગવાનું છે. માટે આપણાં અમારા બાન્ધવો એવા આ ધૃતરાષ્ટ્રપુત્રોને મારવા માટે અમે યોગ્ય નથી. અમે સ્વજનોને મારીને કેવી રીતે સુખી થઈ શકીએ? ૨૮–૩૭

જો કે લોભથી મૂઢ બનેલા આ લોકો કુળના નાશથી ઉત્પન્ન થનારા દોષને અને મિત્રો સાથે વિરોધ કરવાના પાપને જોઈ શકતા નથી. અને જનાર્દન! અમે તો કુળના નાશથી ઉત્પન્ન થનારા દોષોને જાણીએ છીએ, તો અમારે એ પાપમાંથી બચી જવાનો વિચાર કેમ ન કરવો જોઈએ? કુળના નાશથી સનાતન કુળધર્મો નષ્ટ થઈ જાય છે. અને ધર્મ નષ્ટ થાય એટલે સમ્પૂર્ણ કુળને અધર્મ દબાવી દે છે. અધર્મથી અનાચાર વધી જતાં કુળની સ્ત્રીઓ દૂષિત થઈ જાય છે. અને હે વાર્ષ્ણેય! દૂષિત સ્ત્રીઓમાં વર્ણસંસ્કાર વગરની સંતતિ ઉત્પન્ન થાય છે. અને તેવી સંતતિના દુરાચારોથી તે કુળઘાતીઓ અને તેમનું કુળ અધોગતિમાં નરકમાં પડે છે. આ કુળના પિતૃઓ પણ પિણ્ડ અને તર્પણ વગેરે ક્રિયાઓ લુપ્ત થવાથી અધોગતિ પામે છે. આમ આ વર્ણસંકરોથી કરાતા દોષો વડે સનાતન જાતિધર્મો અને કુળધર્મોનો ઉચ્છેદ થઈ જાય છે અને એમ કહેવાય છે કે તેવા કુળધર્મવિહીન મનુષ્યોનો કેટલાક વખત સુધી નરકમાં વાસ થાય છે. અરે! આ તો અમે મહાન પાપ કરવા માટે તૈયાર થયા છીએ-માત્ર એક રાજ્યસુખના લોભને માટે અમે સ્વજનોને મારી નાખવા તત્પર બન્યા છીએ. આ કરતાં તો હું શસ્ત્રો છોડી દઈ અનોમાનો ઊભો રહું અને તે લોકો હાથમાં શસ્ત્રો લઈ મને મારી નાખે તે વધુ સારું છે! ૩૮–૪૬



સંજય બોલ્યો—રણભૂમિમાં આ પ્રમાણે શોકથી ઉદ્વિગ્ન મનવાળો થએલો અર્જુન બાણ સહિત ધનુષને છોડી દઈને રથના પાછળના ભાગમાં જઈને બેસી ગયો.

## શ્રીમદ્ભગવદ્ગીતા–સાંખ્યયોગ

**સંજય બોલ્યો**—એ પ્રમાણે કરુણાથી વ્યાપ્ત અને આંસુ ભરેલી વ્યાકુળ આંખોવાળા શોક કરી રહેલા અર્જુન પ્રતિ ભગવાન મધુસૂદને આ વચન કહ્યાં. ૧

**શ્રીભગવાન બોલ્યા**—અર્જુન તને આ કસમયે આવો મોહ શાથી થઈ આવ્યો? આ તો અજ્ઞાનીઓનું લક્ષણ છે. આવી વિહ્વળતા સ્વર્ગ કે કીર્તિ પ્રાપ્ત કરાવનાર નથી, માટે અર્જુન! આમ બાયલાપણું ધારણ ન કર, આ તને યોગ્ય નથી. હે પરન્તપ! હૃદયની આ પામરતાને છોડી દઈને યુદ્ધને માટે ઊભો થઈ જા.

**અર્જુન બોલ્યો**—મધુસૂદન! રણભૂમિમાં મારાથી પૂજનીય પિતામહ ભીષ્મને અને દ્રોણાચાર્યને બાણોથી કેવી રીતે વિંધી શકાય! હવે મારે શું કરવું? મારે માટે ગુરુજનોને ન મારીને ભિક્ષા માગીને ખાવું સારું છે કે આ ધનનો પક્ષપાત કરનારા ગુરુજનોને મારીને અહિ લોહીથી ખરડાએલા ભોગો ભોગવવા? હે કૃષ્ણ! આ બન્નેમાં કયો માર્ગ અમારે માટે સારો છે તે અમે જાણતા નથી. અથવા અમે તેમને જીતીશું કે તેઓ અમને જીતશે તે પણ જાણતા નથી. વળી અમે તો આ અમારી આગળ જે ધૃતરાષ્ટ્રપુત્રો ઊભેલા છે તેમને મારીને જીવવા ઇચ્છતા પણ નથી. આમ મારી કાયર-



તાના દોષથી મારી બુદ્ધિ મારા કર્તવ્યધર્મને સમજી શકતી નથી. તેથી હું પૂછું છું કે મારે માટે જે નિશ્ચિત શ્રેયસ્કર માર્ગ હોય તેની મને આજ્ઞા કરો. હું તે જાણવા માટે શિષ્યરૂપે આપને શરણે આવ્યો છું. ૭

હું સ્વજનોને અને ગુરુજનોને મારીને આ પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કરું અથવા સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરું તો પણ આ સ્વજનો અને ગુરુજનોની હત્યાથી થએલા, હૃદયને શોકી નાખનારા મારા શોકને દૂર કરે એવો કોઇ ઉપાય જોતો નથી એટલે રાજ્ય મેળવું કે ન મેળવું તો યે મને શાન્તિ મળે એવું તો કશું દેખાતું જ નથી. ૮

**સંજય બોલ્યો**—રાજન્! પ્રમાદને જીતનાર અર્જુન અન્તર્યામી શ્રીકૃષ્ણ પ્રતિ આ પ્રમાણે કહીને છેવટે 'યુદ્ધ નહિ કરું' એમ કહી દઇને ચુપ થઇ ગયો. હે ભારતવંશી ધૃતરાષ્ટ્ર! ત્યારે શોક કરી રહેલા અર્જુનને બન્ને સેનાઓની વચ્ચે ભગવાન હૃષીકેશ હાસ્ય કરતા હોય તેમ આ વચન બોલ્યા. ૯–૧૦

**શ્રી ભગવાન બોલ્યા**—અર્જુન! તું શોક ન કરવા યોગ્ય આ મનુષ્યોનો શોક કરી રહ્યો છે અને પંડિતોના જેવાં વચનો બોલે છે. પરન્તુ પંડિતો કંઈ જીવતાઓનો કે મરેલાઓનો આમ શોક કરતા નથી. વળી હું, તું કે આ બધા માણસો પહેલાં ન હતા અને હવે પછી નહિ હોઇએ એવું પણ નથી. શરીરધારી આ જીવાત્માઓને દેહમાં જેમ બાળપણ, યુવાની અને ઘડપણ પ્રાપ્ત થાય છે તેમ બીજો દેહ પણ પ્રાપ્ત થાય છે. આમાં ધીર પુરુષ મુંઝાતો નથી.

હે કૌન્તેય! ઇન્દ્રિયોને વિષયોના સંયોગથી જે ટાઢ–ગરમી વગેરે સુખદુઃખ આપનારી લાગણીઓ થાય છે તે તો ઉત્પન્ન થનારી અને નાશ પામનારી છે, આવવા–જવાવાળી છે. તેમને તો આ શરીરમાં સહન કરવાની જ છે. કારણ કે આ સુખ–દુઃખની લાગણીઓ જેને વ્યથિત નથી કરતી અને જે તેમાં સમાન ભાવે રહે છે તે જ પોતાના અમરપણાનો અનુભવ કરે છે. આ ઉત્પત્તિ અને નાશ પામનારા અસત્ પદાર્થો વાસ્તવિક રીતે તો છે જ નહિ અને જે ઉત્પત્તિ–વિનાશ રહિત સત્ પદાર્થ છે તેનો કદી અભાવ–વિનાશ થતો નથી. આ પ્રમાણે સાચી સમજણવાળા પુરુષોએ સત્ અને અસત્‌ના પ્રત્યક્ષ અનુભવથી નિર્ણય કરેલો છે. જેનાથી આ સર્વ વ્યાપેલું છે તેને અવિનાશી–સત્ સમજ. આ વિકારરહિત સત્‌નો વિનાશ કોઈ પણ કરી શકે એમ નથી. આ નાશ રહિત અને જાતે જ જેનું જ્ઞાન થઈ શકે છે એવા નિત્યસ્વરૂપ જીવાત્માનાં આ શરીરો નાશવન્ત કહેલાં છે. માટે હે ભારતવંશી અર્જુન! તું યુદ્ધ કર. જે આ આત્માને મારનારો સમજે છે તથા જે તેને મરાએલો માને છે તે બન્નેય ખરી વસ્તુ જાણતા નથી. કારણ કે આ આત્મા તો નથી કોઈને મારતો કે નથી કોઇથી મરતો. આ આત્મા કદી જન્મતો નથી કે મરતો નથી તથા આ એક વખત ઉત્પન્ન થઈ મરીને ફરી ઉત્પન્ન થશે એમ નથી. આ આત્મા તો જન્મમરણ રહિત, નિત્ય અને શાશ્વત છે. વારંવાર હણાતા આ શરીરમાં તે કદી હણાતો નથી. આવા અવિનાશી, નિત્ય, જન્મમરણ રહિત અવ્યય આત્માને જે જાણે છે, તે પુરુષ હે પાર્થ! કોને હણે છે કે કોનાથી હણાય છે! તે તો જેમ મનુષ્ય જીર્ણ વસ્ત્રોને કાઢી નાખીને નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ જૂનાં શરીરોને છોડી દઈને નવાં શરીરોમાં જાય છે. તેમાં તેને પોતાનાં જન્મ કે મૃત્યુ લાગતાં નથી. આ જીવાત્માને તો શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી કે પવન સૂકવી શકતો નથી, તો પછી હણવા–હણાવાની તે વાત જ ક્યાં રહી! આ આત્મા તો છેદી ન શકાય એવો અને બાળી, પલાળી કે સૂકવી ન શકાય એવો, સર્વમાં રહેલો, સ્થિર અચળ અને સનાતન છે, અવિનાશી છે. આ આત્મા અવ્યક્ત એટલે ઇન્દ્રિયોથી ગ્રહણ ન થઇ શકે તેવો, મનથી ચિન્તવી ન શકાય તેવો અને અવિકારી–જેમાં કદી ફેરફાર ન થતો હોય તેવો કહેવાય છે. માટે તેને તે પ્રમાણે સમજીને તારે શોક કરવો યોગ્ય નથી. વળી જો તું આ આત્માને નિત્ય જન્મનારો અને મરનારો માનતો હોય તો યે શોક તો ન જ કરવો જોઈએ. કારણ કે જન્મેલાનું મૃત્યુ થવાનું તો નિશ્ચિત જ છે, અને મરેલાનો જન્મ નિશ્ચિત છે. આમાં કોઈથી ફેરફાર કરી શકાતો નથી. માટે આવી ન ટાળી શકાય તેવી બાબતમાં તારે શોક ન કરવો જોઈએ. હે અર્જુન! બધાં પ્રાણીઓ પહેલાં અપ્રકટ હતાં, મર્યાં પછી પણ અપ્રકટ થઈ જનારાં છે, કેવળ વચમાં જ પ્રકટ થએલાં દેખાય છે. પછી આવી સ્થિતિમાં શોક કરવાનો શો હોય! જીવાત્માને કેટલાક લોકો આશ્ચર્યરૂપે જુએ

કેટલાક આશ્ચર્યરૂપે સાંભળે છે અને સાંભળીને પણ આશ્ચર્યમુગ્ધ થઇ ગએલા કેટલાક લોકો તેને સમજી શકતા નથી, પરન્તુ દેહ ધારણ કરનાર આ બધાંના દેહમાં રહેલો આત્મા અવધ્ય છે, તે કોઇથી મારી શકાતો નથી, તેથી સમ્પૂર્ણ પ્રાણીઓને માટે તું શોક કરવા યોગ્ય નથી. ૧૧-૩૦

વળી તારા ધર્મને વિચારતાં પણ તારે ભય ધારણ ન કરવો જોઈએ. કારણ કે ક્ષત્રિયને માટે ધર્મયુક્ત યુદ્ધથી અધિક બીજું કાંઈ કલ્યાણકારી કર્તવ્ય નથી. હે પાર્થ ! પોતાની મેળે જ ખુલ્લા થએલા સ્વર્ગના દ્વારરૂપ આવું યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયો જ પ્રાપ્ત કરે છે. અને જો તું આ ધર્મયુદ્ધને નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિને ખોઈને પાપને પ્રાપ્ત થઈશ. આથી ચિરકાળ સુધી લોકો તારી અપકીર્તિ ગાશે. અને પરાક્રમી પુરુષને માટે અપકીર્તિ તો મરણ કરતાં પણ વધુ છે. વળી જે મહારથીઓમાં તું ગૌરવશાળી ગણાયો છે, તેઓ તને ભયથી રણમાંથી ભાગી ગએલો




ગણશે. અને આમ તું પાછો તેઓમાં હલકો પડીશ. તેઓ તારા સામર્થ્યની નિન્દા કરતાં અનેક ન કહેવાનાં વચનો બોલશે. આથી વધુ દુઃખ બીજું કયું હોય ! તું જો યુદ્ધમાં માર્યો જઈશ તો સ્વર્ગ પ્રાપ્ત કરીશ અને જીતીશ તો પૃથ્વીને ભોગવીશ. માટે અર્જુન ! તું યુદ્ધનો નિશ્ચય કરીને ઊભો થઇ જા. સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજય વગેરેને સમાન માનીને યુદ્ધના કર્તવ્યમાં જોડાઈ જા. આમ કરવાથી તું પાપને પ્રાપ્ત નહિ થાય.

પાર્થ ! આ તો મેં તને વાસ્તવિક જ્ઞાનની સમજણ આપી. હવે કર્તવ્યની સમજણ આપું છું તે સાંભળ. આ સમજણને લીધે તું કર્મોના બંધનનો ત્યાગ કરી શકીશ. આ કર્મયોગનો કેવળ આરંભ જ કરાયો હોય તો તેટલો પણ વ્યર્થ જતો નથી, વળી તેમાં ભૂલચૂક થાય તોયે તેનો દોષ લાગતો નથી. આ કર્મયોગનું થોડું પણ આચરણ કરવામાં આવે તો તે જન્મમરણરૂપ મહાન ભયથી બચાવી લે છે. અર્જુન ! આ કર્મયોગમાં પ્રવૃત્ત થનારી નિશ્ચયાત્મક બુદ્ધિ એક જ પ્રકારની હોય છે પરન્તુ અસ્થિર વિચારના કામનાવાળા વિવેકહીન મનુષ્યોની બુદ્ધિઓ ભિન્નભિન્ન પ્રકારની પાર વગરની હોય છે. અર્જુન ! જેઓ ભોગોમાં તન્મય થએલા હોય છે, જેમની બુદ્ધિમાં સ્વર્ગનાં સુખો જ પ્રાપ્ત કરવા યોગ્ય એક પરમ વસ્તુરૂપે છે અને જેઓ સ્વર્ગથી ઉત્તમ બીજી કોઈ વસ્તુ છે જ નહિ-આવું કહેનારા છે, તે અવિવેકી માણસો ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે કર્મકાણ્ડની, અનેક ક્રિયાઓનું વર્ણન કરનારી જીન્દગી પર્યન્ત મળતાં કર્મનાં ફળો આપનારી, દેખાવ પૂરતી શોભાવાળી વાણી બોલ્યા કરે છે. તેઓની ભોગ અને ઐશ્વર્યની આસક્તિથી હરાઈ ગએલી બુદ્ધિ આત્મતત્ત્વમાં સ્થિર થઈ શકતી નથી. અર્જુન ! બધા વેદો સાત્ત્વિક, રાજસી અને તામસી કર્મોનાં ફળોને જ બતાવનારા છે, માટે તું તેવાં ફળોના ભોગની આસક્તિથી રહિત થા. સુખદુઃખથી પર થઈ તેવાં ફળો મેળવવાની અને તેમનું રક્ષણ કરવાની ચિન્તાથી મુક્ત થઈ આત્મસ્વરૂપમાં સ્થિર થા. ચારે બાજુથી ભરપૂર મહાન જળાશય પ્રાપ્ત થતાં જેમ ખાબોચિયાની જરૂર રહેતી નથી તેમ આત્મતત્ત્વની ખબરવાઓને કર્મફળોનું વર્ણન કરનારા વેદોની કાંઈ જરૂર રહેતી નથી. કર્મો કરવાં એ જ તારા હાથની વાત છે, ફળો ઉપર તારો અધિકાર નથી. તેથી તું ફળો માટે કર્મ કરનારો ન થા. ધનંજય ! તું આસક્તિને છોડીને તથા સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન બુદ્ધિવાળો થઈને કર્તવ્યમાં સ્થિરતા રાખી કર્મોને કર. સમતા જ યોગ કહેવાય છે. આ સમબુદ્ધિમાં સ્થિર થઈને કર્તવ્ય કરવાની અપેક્ષાએ ફળોની આસક્તિથી કર્મો કરવાં એ અત્યન્ત નિકૃષ્ટ છે. માટે ધનંજય ! તું સમબુદ્ધિમાં જ પ્રસન્નતાની ઇચ્છા કર. કારણ કે ફળ માટે કર્મ કરનારા તો અત્યન્ત પામર છે. સમબુદ્ધિવાળો પુરુષ પુણ્ય અને પાપને આ લોકમાં જ છોડીને મુક્ત બને છે. માટે તું સમત્વરૂપ યોગને માટે જ પ્રયત્ન કર. આ સમતાપૂર્વક કર્મો કરવાં એ જ ખરી કાર્યકુશળતા છે. સમબુદ્ધિવાળા જ્ઞાનીઓ કર્મોથી ઉત્પન્ન થનારા

ફળનો ત્યાગ કરીને જન્મરૂપ બન્ધનથી મુક્ત થઈને નિર્વિકાર પરમપદને પ્રાપ્ત થાય છે. જ્યારે તારી બુદ્ધિ ફળોની આસક્તિરૂપ મોહનાં દળોને પાર કરશે તે વખતે તું સાંભળેલા અને સાંભળવામાં આવનારા બધા પદાર્થોની કામના ઉપરથી વૈરાગ્યને પામીશ. જે વખતે કામ્ય પદાર્થોને સાંભળીને લલચાયેલી તારી બુદ્ધિ વૈરાગ્યથી આત્મ-સ્વરૂપમાં અચળ અને સ્થિર બનશે તે વખતે તને ભગવત્પ્રાપ્તિરૂપ યોગ પ્રાપ્ત થઈ જશે. ૩૯–૫૩.

**અર્જુન બોલ્યો** — કેશવ ! આત્મતત્ત્વમાં જોડાએલ સ્થિર બુદ્ધિવાળા પુરુષનું શું લક્ષણ છે ? તેવો પુરુષ સ્થિર ચિત્તવાળો હોઈ બોલવ–ચાલવા, બેસવા ઊઠવા વગેરેમાં કેવી રીતે વર્તે છે ?

**ભગવાન બોલ્યા** — અર્જુન ! જ્યારે મનુષ્ય મનમાં રહેલી બધી કામનાઓનો સારીરીતે ત્યાગ કરી દે છે અને પોતાના વાસનાશૂન્ય મનથી આત્મસ્વરૂપમાં સન્તુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. દુઃખ પ્રાપ્ત થતાં જેના મનમાં ઉદ્વેગ નથી થતો અને સુખો તરફ જે નિઃસ્પૃહ રહે છે, તથા જેના રાગ, ભય અને ક્રોધ નષ્ટ થઈ ગયા છે એવો સ્થિર બુદ્ધિવાળો મુનિ કહેવાય છે. જે મનુષ્ય સર્વત્ર રાગ વગરના રહીને સારૂં કે ખોટું જે કંઈ પ્રાપ્ત થાય તેનાથી પ્રસન્ન નથી થતો તેમ તેના દ્વેષ નથી કરતો તેની બુદ્ધિ સ્થિર છે. જેમ કાચબો તેનાં પ્રસારેલા અંગો ચારે બાજુથી સમેટી લે છે તેમ જે મનુષ્ય વિષયોમાંથી ઇન્દ્રિયોને ખેંચી લે છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ઇન્દ્રિયોદ્વારા વિષયોનું ગ્રહણ ન કરનાર પુરુષથી વિષયો દૂર થઈ જાય છે પણ તે વિષયો પ્રત્યેનો રસ દૂર થતો નથી. તે રસ તો આત્મસ્વરૂપના પરમ રસનો અનુભવ થતાં નિવૃત્ત થઈ જાય છે. અર્જુન ! જ્યાંસુધી વિષયો પ્રત્યેનો રસ નિવૃત્ત નથી થતો ત્યાંસુધી તે પુરુષની ઇન્દ્રિયો તેના મનને વિહ્વળ કરીને એકદમ વિષયોમાં ખેંચી જાય છે. પરન્તુ તે બધી ઇન્દ્રિયો અને મનને સંયમિત કરીને–કાબુમાં લઈને અન્તર્યામી એવા મારામાં જ તન્મય થઈને બેસવું. આમ કરતાં જેનું મન અને ઇન્દ્રિયો વશ થાય છે તેની બુદ્ધિ સ્થિર થઈ જાય છે. વિષયોનું ચિંતન કરનાર પુરુષની તે વિષયોમાં આસક્તિ થાય છે, આસક્તિથી તે વિષયોની ઇચ્છા થાય છે, ઇચ્છામાં વિઘ્ન પડવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધને અંતે મૂઢતા ઉત્પન્ન થાય છે, મૂઢતાથી સારાસારની સ્મૃતિ–વિવેકશક્તિ નાશ પામે છે, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં તે મનુષ્યનું પતન થાય છે. પરંતુ જેણે મનને સ્વાધીન કર્યું છે તેવો માણસ રાગદ્વેષ રહિત થઈને પોતાને વશ કરેલી ઇન્દ્રિયો દ્વારા વિષયોને ભોગવતો પ્રસન્નતાને પ્રાપ્ત કરે છે. આવી રાગ-દ્વેષ રહિત પ્રસન્નતા પ્રાપ્ત થતાં બધાં દુઃખોનો અભાવ થઈ જાય છે અને તે પ્રસન્ન ચિત્તવાળા અનાસક્ત કર્મયોગીની બુદ્ધિ વ્યાપક અને સ્થિર બને છે. જેણે ઇન્દ્રિયો અને મનને જીત્યાં નથી તેને સ્વચ્છ બુદ્ધિ ઉત્પન્ન થતી નથી, આથી તેનાથી આત્મનિષ્ઠાની ભાવના પણ થઈ શકતી નથી. આત્મભાવના વગર શાંતિ પ્રાપ્ત થતી નથી અને આવા અશાન્ત પુરુષને સુખ ક્યાંથી મળી શકે ? કારણ કે આવો અસંયમી માણસ તેની રખડતી ઇન્દ્રિયો પાછળ તેના મનને જે છૂટું મૂકે છે, તે, વાયુ જેમ છૂટી નાવને પાણીમાં ગમે તેમ ઘસડી જાય છે તેમ તેની બુદ્ધિને ખેંચી જાય છે. તેથી હે મહાબાહો ! જે પુરુષની ઇન્દ્રિયોને વિષયોમાંથી ખેંચી લેવામાં આવી હોય છે તેની બુદ્ધિ સ્થિર છે. અસંયમી અજ્ઞાની મનુષ્યો વિષયોમાં જે પ્રકાશ જુએ છે તેમાં સંયમી–જ્ઞાની મનુષ્ય અંધકાર જુએ છે, અને જે આત્મ-સ્વરૂપના પ્રકાશમાં સંયમી જાગ્રત રહે છે તેમાં અસંયમી પ્રાણીઓને રાત્રિ જેવું લાગે છે (અથવા સંપૂર્ણ પ્રાણીઓને માટે જે રાત્રિ સમાન છે તે નિત્ય જ્ઞાનસ્વરૂપ પરમાનન્દની પ્રાપ્તિમાં સ્થિતપ્રજ્ઞ યોગી જાગે છે અને જે નાશવંત સાંસારિક સુખની પ્રાપ્તિમાં બધાં પ્રાણીઓ જાગે છે, તે સાંસારિક સુખ પરમાત્મતત્ત્વને જાણનારા મુનિને માટે રાત્રિસમાન છે.) જેમ જુદીજુદી નદીઓનાં પાણી બધી બાજુએથી પરિપૂર્ણ સ્થિર રહેલા સમુદ્રમાં તેની સ્થિરતામાં વિક્ષેપ કર્યા વગર જ સમાઈ જાય છે, તેવી રીતે બધા ભોગો જે સ્થિતપ્રજ્ઞ પુરુષમાં કોઈ પણ પ્રકારનો વિકાર ઉત્પન્ન કર્યાં વિના જ સમાઈ જાય છે, તે પુરુષ પરમ શાંતિને પ્રાપ્ત થાય છે, ભોગોની તૃષ્ણાવાળો નહિ. જે પુરુષ સંપૂર્ણ કામનાઓનો ત્યાગ કરીને મમતારહિત, અહંકાર રહિત અને નિઃસ્પૃહ થઈને વર્તે છે તે જ શાંતિને પ્રાપ્ત થાય છે. અર્જુન ! આ બ્રહ્મભાવને પામેલા પુરુષની સ્થિતિ છે. આવો યોગી કદી મોહિત નથી થતો અને અંતકાળમાં પણ આ બ્રાહ્મી સ્થિતિમાં સ્થિર રહેલો તે બ્રહ્માનન્દને પ્રાપ્ત થઈ જાય છે. ૫૪–૭૨.

**અર્જુન બોલ્યા**—હે જનાર્દન ! જો આપ કર્મો કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ માનો છો તો પછી મને ભયંકર કર્મમાં શા માટે લગાડો છો ? આપ આવાં સેળભેળવાળાં વચનોથી મારી બુદ્ધિને જાણે મોહ પમાડતા હોવ એમ લાગે છે. તેથી તે એક વસ્તુને નિશ્ચિત કરીને કહો કે જેથી હું કલ્યાણને પ્રાપ્ત થાઉં. ૧-૨

**શ્રીભગવાન બોલ્યા**—હે નિષ્પાપ ! આ લોકમાં પહેલાં મેં બે પ્રકારના માર્ગો કહેલા છે. તેમાં ક્ષીણ થએલી વાસનાવાળા શુદ્ધ બુદ્ધિના લોકો માટે મારી પ્રાપ્તિ માટે જ્ઞાનમાર્ગ કહ્યો છે અને કામનાવાળા મનુષ્યોને મારી પ્રાપ્તિ માટે કર્મયોગ કહેલો છે. મનુષ્ય કેવળ કર્મો ન કરવાથી કર્મોથી મુક્ત થઈ મારા નૈષ્કર્મ્યભાવને પ્રાપ્ત થતો નથી, તેમજ આમ કર્મોના ત્યાગથી તેને મારું જ્ઞાન સિદ્ધ થઈ જતું નથી. વળી કોઈ પણ મનુષ્ય એક ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વગર રહી શકતો નથી, કારણ કે પ્રકૃતિના ગુણોથી બંધાએલા મનુષ્યને પરવશ થઈને કર્મો તો કરવાં જ પડે છે. આથી જે માણસ હાથ, પગ વગેરે કર્મ કરવાની ઇન્દ્રિયોને હઠપૂર્વક રોકીને બેસે છે, તેને મનથી પણ ઇન્દ્રિયોના વિષયોના ચિન્તનરૂપ કર્મ પણ જ કરે છે. તેથી માત્ર હાથ-પગ વગેરે કર્મેન્દ્રિયોને રોકવી તે તો કર્મો ન કરવાનો એક ઢોંગ (મિથ્યાચાર) જ છે. પરંતુ અર્જુન ! જે પુરુષ મનથી વિષયોમાં અનાસક્ત રહીને ઇન્દ્રિયોને વશ કરી કર્મોનું આચરણ કરે છે તે જ શ્રેષ્ઠ છે. તું શાસ્ત્રે બતાવેલાં કર્તવ્ય કર્મ કર, કારણ કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એ જ શ્રેષ્ઠ છે. વળી કર્મ ન કરવાથી તો તારો શરીરનિર્વાહ પણું નહિ થઈ શકે. (ખાવાપીવાનું બંધ કરવાથી જીવી પણ ન શકાય અને જીવી ન શકાય તો દેવ, પિતૃ, અતિથિ વગેરેની સેવા પણ ન થઈ શકે, દુઃખીઓનાં દુઃખ દૂર ન કરી શકાય, પ્રજારક્ષણ પણ ન થઈ શકે. અને આવાં કર્મો એ તો યજ્ઞરૂપ છે, જીવાત્માઓની પૂજારૂપ છે.) તેથી યજ્ઞ (પરોપકાર) સિવાય બીજા કારણથી અર્થાત્ વિષયવાસનાથી કરવામાં આવતાં કર્મોમાં પ્રવૃત્ત થવાથી જ મનુષ્યને બંધન (મોહ) પ્રાપ્ત થાય છે. માટે હે કૌન્તેય ! તું વાસનારહિત થઈને તે યજ્ઞના નિમિત્તે જ સારી રીતે કર્તવ્ય કર્મ કર. ૩-૯. જો, આ સૃષ્ટિ ઉત્પન્ન કરનાર બ્રહ્માએ એકબીજાના સહકારથી જીવનારી આ પ્રજાને ઉત્પન્ન કરીને કહ્યું કે તમે લોકો આ એકબીજાની સેવાદ્વારા આબાદી પ્રાપ્ત કરો. અને આ સેવાથી જ તમે જે ઇચ્છશો તે મેળવી શકશો. આ પ્રમાણે અનાસક્તિથી



સેવા દ્વારા લોકોને સંતુષ્ટ કરતા તમે પણ તેમનાથી સન્તુષ્ટ બનશો. અને છેવટે સંપૂર્ણ કામનાઓથી રહિત થઈ પરમ કલ્યાણને પ્રાપ્ત કરશો. સેવાથી પ્રસન્ન થએલા લોકો તમને અભીષ્ટ ભોગો આપશે, પણ સેવાદ્વારા તેનો બદલો વાળ્યા વગર જે કેવળ તે ભોગો ભોગવ્યા જ કરશે



તે તેમના ચોર જ બનશે. સર્વને તૃપ્ત કરીને અનાસક્તિથી ભોગોનો ઉપયોગ કરનારા સજ્જનો બધાં પાપોથી મુક્ત

થઇ જાય છે, પરંતુ જેઓ કેવળ પોતાને જ માટે ભોગોમાં રચ્યાપચ્યા રહે છે, તેઓ તો પાપને જ એકઠું કરે છે, પાપને જ રાંધે છે અને પાપને જ ખાય છે. અન્નથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને જીવે છે. અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે; જ્યાં સદ્‌ભાવના અને સેવાવૃત્તિ હોય છે ત્યાં જ સારી રીતે વરસાદ થાય છે. અને સેવા કર્તવ્ય-કર્મોદ્વારા જ થઈ શકે છે. કર્તવ્યકર્મોનું વિધાન વેદ કરે છે અને વેદ અવિનાશી પરમાત્મામાંથી ઉત્પન્ન થયો છે. માટે આ વેદથી લઈને કર્તવ્યકર્મ અને યજ્ઞરૂપ સેવા-કાર્યોમાં સર્વત્ર, શાશ્વત બ્રહ્મ-પરમાત્મા જ રહેલા છે. આ પ્રમાણેના કર્મમાર્ગને જે અનુસરતો નથી અને પાપકર્મો કરતો રહી ઇન્દ્રિયોને મોજમજા ભોગવાવે છે તેનું જીવન વ્યર્થ છે. વળી જેની વિષયોમાં કામના ન હોય અને જે આત્મામાં જ પ્રીતિવાળો, આત્મામાં જ તૃપ્ત અને સંતુષ્ટ હોય તેને પોતાને માટે તો કશું કરવાનું હોતું જ નથી; તે કશું કરે કે ન કરે તેનાથી તેને કંઈ લાભ કે હાનિ નથી, તથા બધાં પ્રાણીઓ સાથે તેને કશો સ્વાર્થનો સંબંધ નથી હોતો. માટે હે અર્જુન! તું પણ આમ સર્વ બાજુથી આસક્તિ રહિત થઈને કર્તવ્યકર્મ કર. પુરુષ જો આસક્તિ રહિત થઈને કર્મમાં પ્રવૃત્ત થાય તો તેથી તે પરમ પદને પ્રાપ્ત થાય છે.

જો, જનક વગેરે જ્ઞાની પુરુષો પણ આસક્તિરહિત કર્મદ્વારા જ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે. વળી જો તું કર્તવ્ય કર્મ નહિ છોડે તો લોકો પણ તને જોઈને તેમના કર્તવ્યમાં પ્રમાદી નહિ બને, માટે આમ સમજીને



પણ તારે કર્મ કરવાં જોઈએ. કારણ કે સારો માણસ જેમ કરે છે તેને લોકો પણ તે પ્રમાણે અનુસરે છે. પાર્થ! વળી જો, મારે પણ આ ત્રણે લોકમાં કોઈ કર્તવ્ય નથી, તેમ મારે તેમાંથી કશું પ્રાપ્ત કરવાનું બાકી નથી, તોપણ હું કર્મ કરતો જ રહું છું. કારણ કે હે પાર્થ! કદાચ જો હું સાવધાનીથી કર્મો ન કરું તો લોકો સર્વ પ્રકારે મને જ અનુસરતા હોઇ કર્મહીન થઇને નાશ પામે. તેમ જ જો હું લોકોને કર્તવ્ય કર્મનો માર્ગ ન બતાવું તો લોકો અનાચારમાં પ્રવૃત્ત થાય અને તેથી સંકરતા (સંસ્કારહીનતા) પેદા થાય, પ્રજા યજ્ઞમાર્ગથી ભ્રષ્ટ થઇ નાશ પામે આમાં હું જ કારણ ગણાઉં. માટે કર્મમાં આસક્ત થએલા અજ્ઞાની માણસો જે પ્રમાણે કર્મો કરે છે તે જ પ્રમાણે આસક્તિ-રહિત જ્ઞાની પુરુષે; પણ લોકોના માર્ગદર્શન માટે કર્મ કરવાં જોઇએ. જ્ઞાની પુરુષે કર્તવ્ય કર્મમાં પ્રવૃત્ત થઈ રહેલા અજ્ઞાની મનુષ્યોની આગળ 'કર્મો અને કર્મોનાં ફળો મિથ્યા અને નાશવંત છે' એમ કહીને તેમની બુદ્ધિ ભ્રમિત કરી કર્મોમાં તેમની અશ્રદ્ધા ન ઉત્પન્ન કરવી. પરંતુ પોતે શાસ્ત્રવિહિત કર્તવ્યકર્મ સારી રીતે કરતો રહી તેમની પાસે પણ તે પ્રમાણે કરાવે. ખરી રીતે તો બધાં કર્મો પ્રકૃતિના ગુણોદ્વારા થયા કરે છે, તોપણ અહંકારથી મૂઢ થએલા અન્તઃકરણવાળા માણસો 'હું કર્તા છું.' 'હું કરું છું' એમ માને છે. પરંતુ મહાબાહો! જ્ઞાની પુરુષો તો ગુણોથી થતાં કર્મોનો અને પોતાના સ્વરૂપનો વિવેક કરીને, 'પ્રકૃતિના ગુણો જ કાર્યમાં પ્રવર્તી રહ્યા છે' એમ સમજીને તેમાં આસક્ત થતા નથી. પ્રકૃતિના ગુણોથી મૂઢ થએલા લોકો ગુણોમાં અને કર્મોમાં આસક્ત રહે છે. તે અપૂર્ણબુદ્ધિવાળા અજ્ઞાનીઓને પૂર્ણ સમજણવાળા જ્ઞાનીઓએ કર્મમાર્ગથી વિચલિત ન કરવા. અન્તર્યામી પરમાત્મારૂપ મારામાં ચિત્ત લગાવીને સર્વ કર્મો મારામાં સ્વાભાવિક રીતે જ થઇ રહ્યાં છે એમ સમજી મમતા છોડીને સન્તાપ ન કરતાં યુદ્ધ કર. જે મનુષ્યો મારા આ મતને શ્રદ્ધા તથા દોષબુદ્ધિથી રહિત થઇને અનુસરે છે તેઓ પણ કર્મોના બંધનથી મુક્ત થઇ જાય છે. પરન્તુ જેઓ આમાં દોષ-રોપણ કરીને મારા આ મત પ્રમાણે નથી ચાલતા, તે મૂર્ખોને તો તું પૂર્ણ જ્ઞાનથી જ મૂઢ થઈ ગએલા અને નષ્ટ થએલા સમજ. બધાં પ્રાણીઓ પોતાના

સ્વભાવથી પરવશ થએલાં હોવાથી કર્મો કરે છે. જ્ઞાની પણ પોતાના સ્વભાવ (પ્રકૃતિ) અનુસાર ચેષ્ટા (કર્મ) કરે છે. તો પછી આમાં 'કર્મ નહિ કરું' એવી હઠ કરવાથી શું થવાનું છે? પ્રત્યેક ઇન્દ્રિયને તેના વિષયમાં રાગ અને દ્વેષ રહેલા છે (જેમ જીભને ગળ્યા ઉપર રાગ અને કડવા ઉપર દ્વેષ હોય છે) પરન્તુ તે રાગદ્વેષને વશ ન થવું, કારણ કે તે બન્ને જ મનુષ્યના આ કર્તવ્ય-માર્ગમાં વિઘ્ન કરનારા શત્રુઓ છે. બીજાનો ધર્મ—બીજાનું કર્તવ્ય વધુ લાભકારક અને સુખકર હોય તો પણ પોતાનો ધર્મ—પોતાનું કર્તવ્ય જ કલ્યાણકારક થાય છે. પોતાના ધર્મમાં રહેતાં મરણ આવે તે પણ શુભ છે, પરન્તુ બીજાનો ધર્મ તો છેવટે ભય આપનાર જ થાય છે. ૨૦-૩૫

**અર્જુન બોલ્યો**—મનુષ્ય પોતે ન ઇચ્છતો હોવા છતાં પણ બળાત્કારે જોડવામાં આવ્યો હોય તેની પેઠે કોનાથી પ્રેરાઇને પાપનું આચરણ કરે છે?

**શ્રીભગવાન બોલ્યા**—રજોગુણથી ઉત્પન્ન થએલો ક્રોધ ઉત્પન્ન કરનાર આ કામ જ લોભ અને મોહ ઉત્પન્ન કરે છે. તે જ પાપી મનુષ્યનો ખૂબ ખાવા છતાં પણ ન ધરાનાર વૈરી છે. જેમ ધૂમાડાથી અગ્નિ અને મેલથી દર્પણ ઢંકાઈ જાય છે તથા જેમ ઓરથી ગર્ભ ઢંકાએલો હોય છે તેમ આ કામ દ્વારા જ આ બધું જ્ઞાન ઢંકાએલું છે. અને અર્જુન! મનુષ્યનું પોતાનું જ્ઞાન પણ તેના હમેશના શત્રુરૂપ એવા આ કદી તૃપ્ત ન થનાર કામરૂપ અગ્નિથી ઢંકાએલું છે. ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ—એ આ કામને રહેવાનાં સ્થાન છે. આ કામ તે મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો દ્વારા જ જીવાત્માને અજ્ઞાનથી ઢાંકી દઈને મોહિત કરે છે. તેથી અર્જુન! તું પહેલાં ઇન્દ્રિયોને વશ કરીને આ આત્મસ્વરૂપના જ્ઞાનનો નાશ




કરનારા અને આત્મસ્વરૂપના અનુભવને અટકાવનારા મહાન પાપી કામનો નાશ કર. વિષયો કરતાં ઇન્દ્રિયો વધુ વ્યાપક છે. ઇન્દ્રિયો કરતાં મન અને મન કરતાં બુદ્ધિ વધુ વ્યાપક છે. પણ બુદ્ધિ કરતાં પણ આગળ જે અત્યન્ત મહાન વ્યાપક છે તે જ તે આત્મા છે. આ પ્રમાણે બુદ્ધિથી પર—અત્યંત શ્રેષ્ઠ આત્માને જાણીને અને બુદ્ધિ દ્વારા મનને વશ કરીને હે મહાબાહુ! તું આ કામરૂપ દુર્જય શત્રુને મારી નાખ. ૩૬-૪૩

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—જ્ઞાન-કર્મસંન્યાસયોગ

**શ્રી ભગવાન બોલ્યા**—મેં આ અવિનાશી કર્મયોગ સૂર્યને કહ્યો હતો, સૂર્યે પોતાના પુત્ર મનુને કહ્યો અને મનુએ પોતાના પુત્ર રાજા ઇક્ષ્વાકુને કહ્યો. પરન્તપ અર્જુન! આ પ્રમાણે એક પછી એકને મળેલા આ યોગ રાજર્ષિઓએ જાણ્યો. પરન્તુ તે પછી ઘણા કાળ સુધી પૃથ્વી ઉપર આ યોગનું જ્ઞાન નાશ પામ્યા જેવું થઈ ગયું હતું તે ફરી આજે આ પુરાતન યોગ મેં તને તું મારો ભક્ત અને પ્રિય સખા છે તેથી કહ્યો. આ યોગ એ એક સર્વોત્તમ રહસ્ય છે. ૧-૩

**અર્જુન બોલ્યો**—આપનો જન્મ તો હાલના વખતમાં થએલો છે અને સૂર્યનો જન્મ તો પણા વખત પહેલાં પૃથ્વીની પણ આદિમાં થએલો છે, તો હું કેવી રીતે સમજું કે આપે જ કલ્પના આદિમાં આ યોગ સૂર્યને કહ્યો હતો? ૪

**ભગવાન બોલ્યા**—પરન્તપ અર્જુન! મારા અને તારા અનેક જન્મો થઈ ચૂક્યા છે. તે બધા તું નથી જાણતો, પરન્તુ હું જાણું છું. હું જન્મ રહિત અવિનાશી આત્મા હોવા છતાં, તથા સમસ્ત







પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં મારી પ્રકૃતિને ગ્રહણ કરીને પ્રકટ થાઉં છું. ભારત! જ્યારેજ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારેત્યારે હું મને પ્રકટ કરું છું. સત્પુરુષોના રક્ષણ માટે અને પાપકર્મો કરનારાઓનો વિનાશ કરવા માટે તથા ધર્મની સારી રીતે સ્થાપના કરવા માટે હું યુગેયુગે પ્રકટ થયા કરું છું. અર્જુન! મારા જન્મો અને કર્મો દિવ્ય છે, તેમને જે બરાબર સમજે છે તે શરીરને છોડીને ફરી જન્મ ગ્રહણ નથી કરતો પરન્તુ મને જ પ્રાપ્ત થાય છે. પહેલાં પણ રાગ, ભય અને ક્રોધથી રહિત થએલા, મારું જ ધ્યાન ધરતા અને મારો જ આશ્રય લેનારા જ્ઞાનરૂપી તપથી પવિત્ર થએલા ઘણા મનુષ્યો મારા સ્વરૂપને પામ્યા છે. જેઓ જે પ્રકારે મારો આશ્રય લે છે તેવાં જ ફળ હું તેમને આપું છું. પાર્થ! ગમે તે પ્રકારે પણ મનુષ્યો બધી રીતે મને જ ભજતા હોય છે. આ મનુષ્યલોકમાં કર્મોનાં ફળ ચાહનારા લોકો દેવતાઓનું પૂજન કર્યા કરે છે. આથી કર્મોનું ફળ તુરત જ પ્રાપ્ત થઈ જાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણો ગુણો અને કર્મો અનુસાર મેં ઉત્પન્ન કર્યા છે. આ પ્રમાણે વર્ણો અને સૃષ્ટિરચનાનો કર્તા હોવા છતાં તું મને અકર્તા જાણ. કર્મોના ફળમાં મને સ્પૃહા નથી તેથી કર્મો મને બંધન નથી કરતાં. આ પ્રમાણે મારા સ્વરૂપને જે સારી જાણી લે છે તે પણ કર્મોથી બંધાતો નથી. પહેલાંના મુમુક્ષુઓએ પણ આ પ્રમાણે સમજીને કર્મો કર્યાં છે, માટે તું પણ પૂર્વજોએ કરેલાં કર્મો પૂર્વવત્ કર. ૫-૧૫

કર્મ શું છે અને અકર્મ શું છે તેનો નિર્ણય કરવામાં બુદ્ધિમાન પુરુષો પણ ભૂલ કરી બેસે છે. તે કર્મ વિષે હવે હું તને કહીશ કે જે જાણીને તું કર્મ-બંધનથી મુક્ત થઈ જઈશ. કર્મનું અને અકર્મનું અને વિકર્મનું (વિપરીત કર્મનું) સ્વરૂપ જાણી લેવું જોઈએ. કારણ કે તે સમજવું સહેલું નથી. બધાં કર્મો કરવા છતાં પણ જે મનુષ્ય કર્મમાં અકર્મ જુએ છે અને અકર્મમાં કર્મ જુએ છે, તે જ લોકોમાં બુદ્ધિમાન છે અને યોગી છે. જેનાં સમ્પૂર્ણ કર્મો કામનાઓના સંકલ્પથી વર્જિત છે અને જ્ઞાનરૂપ અગ્નિથી કામનાઓ બળી જતાં જે માત્ર નિષ્કામભાવથી જ કર્મો કરતો રહે છે તેને બુદ્ધિમાન પુરુષો પણ્ડિત કહે છે. જે કર્મ-ફળની આસક્તિઓનો ત્યાગ કરીને સાંસારિક ભોગોનો આશ્રય લીધા વગર પણ નિત્ય તૃપ્ત રહે છે તે કર્મોમાં પ્રવૃત્ત થાય તો પણ એમ સમજો કે તે કશું કરતો નથી. જે કશાની આશા વગરનો છે, જેનું અન્તઃકરણ અને ઈન્દ્રિયો સહિત આખું શરીર વશ છે, જેણે બધા ભોગોના સંગ્રહનો ત્યાગ કર્યો છે તેવો પુરુષ કેવળ શરીર-નિર્વાહ પૂરતાં કર્મો કરવાથી બંધનમાં પડતો નથી. ઈચ્છા કર્યા વગર જ જે કંઈ પ્રાપ્ત થાય તેમાં જે સન્તુષ્ટ રહે છે, જે સુખ-દુઃખ, ઠંડી-ગરમી વગેરે દ્વન્દ્વોથી ક્ષુબ્ધ થતો નથી, જે ઈર્ષ્યાથી રહિત છે, એવો કાર્યોની સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન રહેનારો પુરુષ કર્મ કરતો છતાં પણ તેમનાથી બંધાતો નથી. [illegible] નાશ પામેલી

છે, જે દેહાભિમાન અને મમતાથી રહિત થઈ ગયો છે, જેનું ચિત્ત નિરન્તર જ્ઞાનમય છે, જે યજ્ઞાર્થે જ કર્મો કરે છે તેનાં સમસ્ત કર્મો લય પામી જાય છે. ૧૬-૨૩

સેવા-અર્થે જે અર્પણ થયું છે તે બ્રહ્મ છે, જે અર્પણ કરવાનું છે તે બ્રહ્મ છે. સેવા એ પણ બ્રહ્મ છે, સેવા કરનાર પણ બ્રહ્મ છે આવો સેવાર્થે-બ્રહ્માર્થે કર્મ કરનાર તેની બધી સર્વેન્દ્રિયથી સાધના દ્વારા બ્રહ્મભાવને જ પ્રાપ્ત થાય છે. કેટલાક યોગીઓ દેવતાઓના પૂજનરૂપ યજ્ઞની ઉપાસના કરે છે અને કેટલાક યોગીઓ પરમાત્મારૂપ અગ્નિમાં નિષ્કામ કર્મો દ્વારા જ કર્મોનો હોમ-ત્યાગ કરે છે. કેટલાક યોગીઓ શ્રવણાદિ ઇન્દ્રિયોનો સંયમરૂપ અગ્નિમાં હોમ (અર્પણ) કરે છે અને શબ્દ વગેરે વિષયોનો અનાસક્તિ-પૂર્વક ગ્રહણદ્વારા ઇન્દ્રિયોમાં હોમ કરે છે. બીજા કેટલાક યોગીઓ ઇન્દ્રિયો અને પ્રાણોની સમસ્ત ક્રિયાઓને આત્મસંયમરૂપ યોગના અગ્નિમાં હોમે છે. કેટલાક પુરુષો દ્રવ્યદ્વારા યજ્ઞ(સેવા)કરનારા હોય છે, કેટલાક તપદ્વારા, કેટલાક અષ્ટાંગયોગાદિ ક્રિયાઓ દ્વારા, કેટલાક સ્વાધ્યાયદ્વારા તથા કેટલાક



જ્ઞાનદ્વારા યજ્ઞ કરનારા હોય છે. આવા બધા યોગીઓના આ યજ્ઞોની શાસ્ત્રમાં પ્રશંસા કરવામાં આવેલી છે. બીજા કેટલાક યોગીઓ પ્રાણવાયુમાં અપાનવાયુને હોમે છે, અપાનમાં પ્રાણને હોમે છે અથવા પ્રાણ અને અપાન-બંનેની ગતિને સ્થિર કરી પ્રાણાયામની સાધના કરે છે. બીજા કેટલાક આહારનો સંયમ કરી પોતાના પ્રાણોને પ્રાણવાયુમાં હોમે છે. આ બધી જાતના સાધકો યજ્ઞો દ્વારા પાપોનો નાશ કરનારા છે. અર્જુન ! યજ્ઞથી બચેલા પ્રસાદરૂપ અમૃતને જમનારા લોકો સનાતન પરબ્રહ્મ પરમાત્માને પામે છે. અને યજ્ઞ ન કરનાર પુરુષને માટે તો આ મનુષ્યલોક પણ સુખદાયક થતો નથી તો પરલોક તો સુખદાયક થઈ જ શી રીતે શકે. આ પ્રમાણે બીજા પણ અનેક પ્રકારના યજ્ઞો વેદમાં વિસ્તારથી કહેવામાં આવ્યા છે. તે બધા યજ્ઞોને તું મન, ઇન્દ્રિયો અને શરીરની ક્રિયાદ્વારા સાધી શકાનારા સમજ. એ પ્રમાણે સમજીને વર્તવાથી તું કર્મબંધનથી મુક્ત થઈ જઈશ.

પરંતપ અર્જુન ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. કારણ કે બધાં કર્મો જ્ઞાનપૂર્વક થવાથી જ પૂર્ણ બને છે. તે જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીઓ પાસે જઈને તેમને પ્રણામ કરી, સેવા કરી પ્રશ્નો પૂછીને સમજી લે. તેઓ જ તને તે જ્ઞાનનો યથાર્થ ઉપદેશ કરી શકશે. તે જ્ઞાન પામીને તું ફરી આ પ્રમાણે કદી મોહ પામીશ નહિ. તે જ્ઞાન વડે તું પ્રાણિમાત્રને પહેલાં તારામાં અને પછી આત્મસ્વરૂપ એવા મારે વિષે જોઈશ. જો તું બધા પાપીઓમાં સૌથી વધુ પાપી હોઈશ તો પણ તે બધા પાપને તું આ જ્ઞાનરૂપ નૌકાદ્વારા તરી જઈશ. જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાંને ભસ્મ કરી દે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ બધાં કર્મોને (કર્મોનાં બંધનને) ભસ્મ કરી દે છે. નિઃસંદેહ આ સંસારમાં જ્ઞાન સમાન પવિત્ર કરનાર બીજું કંઈ જ નથી તે જ્ઞાનને યોગમાં-અનાસક્તિમાં દૃઢ થયેલો મનુષ્ય યથાસમયે પોતાની મેળે જ (સ્વાભાવિક રીતે જ) પ્રાપ્ત કરી લે છે. આ જ્ઞાન શ્રદ્ધાળુ, જિજ્ઞાસુ અને જિતેન્દ્રિય મનુષ્ય પ્રાપ્ત કરીને થોડા જ વખતમાં પરમ શાન્તિને પ્રાપ્ત થાય છે. વિવેકહીન તથા શ્રદ્ધા વગરનો અને સંશયવાળા કુતર્કીનો નાશ થાય છે, તેમાં સંશયવાળો માણસ નો આ લોકમાં કે પરલોકમાં પણ સુખ-શાન્તિ પ્રાપ્ત કરી શકતો નથી. ધનંજય ! જેણે અનાસક્તિ દ્વારા કર્મોનો ત્યાગ કર્યો છે અને વિવેકદ્વારા સમસ્ત સંશયોનો નાશ કર્યો છે, તેવા આત્મવાન સંયમશીલ પુરુષને કર્મો બાંધતાં નથી. માટે હે ભારત ! તું હૃદયમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા તારા સંશયનું જ્ઞાનરૂપ તલવાર વડે છેદન કરીને અનાસક્તિરૂપ યોગમાં સ્થિર થા અને તે રીતે કર્મો કરવા માટે (યુદ્ધ માટે) ઊભો થઈ જા. ૩૩-૪૨.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—કર્મસંન્યાસયોગ

**અર્જુન બોલ્યો**—કૃષ્ણ ! આપ કર્મોના સંન્યાસની અને પછી કર્મયોગની પ્રશંસા કરો છો, તો આ બન્નેમાંથી જે એક કલ્યાણકારક હોય તે નિશ્ચિત કરીને કહો.

**શ્રીભગવાન બોલ્યા**—કર્મસંન્યાસ અને કર્મયોગ—આ બન્નેય પરમ કલ્યાણ કરનારા છે, પરન્તુ તે બન્નેમાં પણ કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વિશેષ કલ્યાણકારક છે. અર્જુન ! જે પુરુષ પ્રાપ્ત વસ્તુનો દ્વેષ નથી કરતો અને અપ્રાપ્ત વસ્તુની આકાંક્ષા નથી કરતો, તે કર્મયોગીને સદાય સંન્યાસી જ સમજવો જોઇએ, કારણ કે રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોથી રહિત પુરુષ સુખપૂર્વક સંસારબંધનથી મુક્ત થઈ જાય છે. સાંખ્ય અને યોગ અર્થાત્ જ્ઞાન અને કર્મ એ બન્ને જુદીજુદી વસ્તુઓ છે એમ તો અજ્ઞાનીઓ જ કહે છે, પંડિતો નથી કહેતા, કારણ કે બન્નેમાંથી ગમે તે એકમાં પણ સારી રીતે સ્થિર થાય તો સાધક બન્નેનું ફળ પ્રાપ્ત કરે છે. જ્ઞાનીઓ જે પરમ પદને પ્રાપ્ત કરે છે તે જ કર્મયોગીઓ પણ પ્રાપ્ત કરે છે. તેથી જે પુરુષ જ્ઞાન અને કર્મયોગને એકરૂપે જુએ છે તે જ બરાબર જુએ છે. પરન્તુ અર્જુન ! કર્મયોગ વિના સંન્યાસ—મન, ઇન્દ્રિયો અને શરીરદ્વારા થનારાં બધાં કર્મોમાં કર્તાપણાના ભાવનો ત્યાગ—સિદ્ધ થવો કઠિન છે. અને અનાસક્તિપૂર્વક કર્મો કરનાર મુનિ થોડા જ વખતમાં સંન્યાસને પ્રાપ્ત કરી લે છે. જેનું મન પોતાને વશ છે, જે જિતેન્દ્રિય અને શુદ્ધ અંતઃકરણવાળો છે અને સંપૂર્ણ પ્રાણીઓના આત્મારૂપ પરમાત્મા જ જેનો આત્મા છે એવો કર્મયોગી કર્મ કરતો છતાં પણ લિપ્ત થતો નથી. તત્ત્વને જાણનાર જ્ઞાની તો જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સૂંઘતો, ભોજન કરતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, ત્યાગ કરતો, ગ્રહણ કરતો તથા આંખોને ઉઘાડતો અને બંધ કરતો હોય ત્યારે બધી ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં વર્તી રહી છે એમ સમજીને પોતે કંઈ જ કરતો નથી એમ માને છે. જેમ પુરુષ બધાં કર્મોને પરમાત્મામાં અર્પણ કરી —આસક્તિને છોડીને કરે છે, તે પુરુષ પાણીથી કમળના પાનની પેઠે પાપથી લિપ્ત થતો નથી. યોગીઓ કેવળ શરીરથી, મનથી બુદ્ધિથી અથવા ઇન્દ્રિયોથી અન્તઃકરણની શુદ્ધિ માટે અનાસક્તિપૂર્વક કર્મો કરે છે. કર્મયોગી કર્મોના ફળની ઇચ્છા ન રાખતો મોક્ષરૂપ શાન્તિને પ્રાપ્ત થાય છે, અને સકામ પુરુષ કામનાઓથી પ્રેરિત થઈને ફળમાં આસક્ત થતાં બંધનમાં પડે છે. ૨-૧૨

અન્તઃકરણ જેના વશમાં છે એવો અનાસક્તિથી આચરણ કરનાર પુરુષ મનથી બધાં કર્મોનો ત્યાગ કરીને નવ દ્વારોવાળા આ શરીરરૂપ ઘરમાં કંઇ કામ કરતો કે કરાવતો ન હોય તેવી ભાવનાથી રહી શકે છે. પરમાત્મા પ્રાણીઓના કર્તાપણાને, કર્મને કે કર્મોના ફળને સર્જતો નથી પણ સ્વાભાવિક રીતે જ પ્રકૃતિ તે પ્રમાણે પ્રવૃત્ત થાય છે. સર્વવ્યાપી પરમાત્મા કોઈનાં પાપકર્મને કે કોઇનાં પુણ્યકર્મોને ઉત્પન્ન કરતો નથી, કે લઈ લેતો નથી; પરન્તુ અજ્ઞાનને લીધે જ્ઞાન ઢંકાઇ જવાથી લોકો મોહિત થઇ પાપ-પુણ્યરૂપ કર્મોનાં બંધનમાં પડે છે. જેઓનું તે અજ્ઞાન આત્માના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી નાશ પામ્યું છે તેઓનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરમાત્માના જ્ઞાનને પ્રકાશિત કરી દે છે. તે જ્ઞાનમાં જેમનું મન એકરૂપ છે, જેમની બુદ્ધિ એકરૂપ છે; જેમના શરીરની સ્થિતિ તન્મય છે, જેઓ એક ભાવથી તેમાં જ સ્થિર છે એવા પુરુષો તે જ્ઞાનદ્વારા પાપરહિત થઈને જન્મમરણથી છૂટી જાય છે. તેવા પુરુષો વિદ્વાન અને વિનયી બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં તથા ચાંડાળમાં




સમદર્શી થઈને એક જ આત્મતત્ત્વનાં દર્શન કરે છે. જેઓનું મન આ સમતામાં સ્થિત થયું છે તેઓએ આ જન્મમાં જ સમ્પૂર્ણ સંસારને જીતી લીધો છે.

કારણ કે પરબ્રહ્મ પરમાત્મા પણ નિર્દોષ અને સમાન છે. આથી તે સમતાવાન પુરુષો પરમાત્મામાં જ રહેલા છે. જે પુરુષ પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં હર્ષિત નથી થતો અને અપ્રિયથી ઉદ્વેગ નથી પામતો તે સ્થિરબુદ્ધિવાળો સંશય રહિત જ્ઞાની પુરુષ સચ્ચિદાનન્દ પરમાત્મામાં જ રહેલો છે. ૧૩-૨૦

સાધક બહારના વિષયોમાં આસક્તિરહિત થવાથી આત્મામાં જે સુખને મેળવે છે, તે જ સુખનો બ્રહ્મ-સાક્ષાત્કાર થતાં અક્ષયરૂપે અનુભવ કરે છે. આ જે ઇન્દ્રિયો તથા વિષયોના સંયોગથી મળનારા ભોગો છે તેઓ જોકે વિષયી પુરુષોને સુખરૂપ ભાસે છે તો પણ તેઓ નશ્વર હોવાથી છેવટે દુઃખના જ કારણ બને છે. માટે અર્જુન! તેમાં વિવેકી પુરુષો રમતા નથી. જે સાધક આ શરીર છૂટતા પહેલાં કામ અને ક્રોધના આવેગોને સહન કરવા શક્તિમાન છે તે જ ખરો યોગી અને સુખી છે. જે પુરુષ અંતરાત્મામાં જ સુખ અને પ્રસન્નતાનો અનુભવ કરે છે તે પરમાત્મરૂપ થઈને પરમાત્માની શાન્તિને પ્રાપ્ત કરે છે. આમ જેમનાં પાપો નષ્ટ થઈ ગયાં છે, જેમના બધા સંશયો જ્ઞાનદ્વારા નિવૃત્ત થઈ ગયા છે, જેઓ સંપૂર્ણ પ્રાણીઓના હિતને માટે જ પ્રયત્ન કરે છે અને જેમનું મન પરમાત્મામાં નિશ્ચલ થએલું છે તેવા પુરુષો નિર્વિકલ્પ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. જેમને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયું છે, જેઓ કામક્રોધથી રહિત છે, જેમણે ચિત્તને વશ કર્યું તેવા સાધકને સર્વત્ર બ્રહ્મનો જ અનુભવ થાય છે. બહારના ભોગોને અન્તઃકરણમાં ચિન્તવ્યા વગર, આંખોની દૃષ્ટિને ભ્રુકુટીની વચ્ચે સ્થિર કરીને નાસિકામાં ચાલતા પ્રાણ અને અપાનને શાન્ત કરીને જેણે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને સંયમિત કર્યાં છે, અને ઇચ્છા, ભય અને ક્રોધનો ત્યાગ કર્યો છે તે સદા મુક્ત જ છે. આવો પુરુષ યજ્ઞ અને તપને ગ્રહણ કરનાર, બધા લોકના મહેશ્વર અને બધાં પ્રાણીઓના સુહૃદ એવા મને જાણીને શાન્તિ પ્રાપ્ત કરે છે. ૨૧-૨૯





શ્રીભગવાન બોલ્યા—જે પુરુષ કર્મોનાં ફળોની ઇચ્છા રાખ્યા વિના પોતાના કર્તવ્ય કર્મને જ કરે છે, તે જ સંન્યાસી તથા યોગી છે—જે અગ્નિનો (એટલે પોતાની ફરજોનો) ત્યાગ કરીને કામધંધા વગરનો બેઠો રહે છે તે નહિ. વિદ્વાનો જેને સંન્યાસ કહે છે તેને જ હે પાંડવ! તું યોગ જાણ. જેણે સંકલ્પનો ત્યાગ કર્યો નથી તેવો કોઈ પણ માણસ યોગી થતો જ નથી. યોગ સિદ્ધ કરવાની ઇચ્છાવાળા સંયમી માટે અનાસક્તિપૂર્વક કર્મ કરવાં એ જ એક સાધન છે. અને જ્યારે મનુષ્ય યોગમાં (સમભાવમાં)પ્રવેશ કરી દે ત્યારે તેને માટે સંકલ્પો—કામનાઓનો અભાવ જ તેની સ્થિતિને સ્થિર રાખનાર અને દૃઢ બનાવનાર સાધન છે. જ્યારે મનુષ્ય ઇન્દ્રિયોના વિષયોમાં અને તે વિષયોને પ્રાપ્ત કરવા માટેનાં કર્મોમાં આસક્તિ રાખતો નથી અને બધા સંકલ્પોનો ત્યાગ કરે છે ત્યારે તે યોગારૂઢ કહેવાય છે. મનુષ્યે શરીરના સંયમદ્વારા આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ (આત્માને જાણવો જોઈએ). કામનાઓ અને અને દુરાચાર વડે શરીરદ્વારા આત્માને અધોગતિમાં—અજ્ઞાનમાં—જન્મમરણમાં દુઃખી ન કરવો જોઈએ. મનુષ્ય આ રીતે પોતે જ પોતાનો બન્ધુ અને પોતાનો શત્રુ છે. જેણે આત્માના બળથી મનને જીત્યું છે તે જ પોતાનો બન્ધુ છે. જેણે આત્માના બળથી મનને જીત્યું નથી તે આત્માના જ પ્રત્યે શત્રુ થઈને વર્તે છે. જેણે મન અને ઇન્દ્રિયોને જીતી છે, જે આત્મસ્વરૂપમાં સ્થિત છે, જે ટાઢી—ગરમી, સુખ—દુઃખ તથા માન—અપમાનમાં શાન્ત રહે છે, જે જ્ઞાન અને અનુભવથી તૃપ્ત થયો છે, જે વિકારોથી રહિત અને જિતેન્દ્રિય છે, જેને માટી, પત્થર અને સોનામાં સમાન ભાવ છે—તેવો સંયમી યોગી કહેવાય છે. સુહૃદ, મિત્ર, વૈરી, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી અને બન્ધુ પ્રત્યે તેમજ સજ્જનો અને પાપીઓ પ્રત્યે જે સમબુદ્ધિવાળો છે, તે જ અત્યન્ત શ્રેષ્ઠ છે. ૧-૯



મન અને ઇન્દ્રિયો સહિત શરીરને વશમાં રાખનાર, આશા અને પદાર્થોના સંગ્રહથી મુક્ત થઈ યોગીએ આત્માને નિરન્તર પરમાત્માનાં ધ્યાનમાં લગાવવો. તેણે પવિત્ર જગાએ બહુ ઊંચુ કે નીચું ન હોય તેવું—દર્ભ, મૃગચર્મ અને વસ્ત્ર ઉપરાઉપરી પાથરીને—આસન બનાવી તેના ઉપર બેસી ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને વશ કરીને તથા મનને એકાગ્ર કરીને અન્તઃકરણની શુદ્ધિ માટે યોગનો અભ્યાસ કરવો. શરીર, ગળું અને મસ્તકને સીધાં અને સ્થિર રાખીને કોઈ બાજુ જોયા વગર ભ્રુકુટી વચ્ચે દૃષ્ટિ રાખીને નિર્ભય અને વ્યાપક ભાવના ધારણ કરીને મનને સંયમિત કરી મારામાં જ પરમ લક્ષ્ય સ્થિર કરી બેસવું. નિરન્તર આ પ્રમાણે કરવાથી મન વશ થતાં તે યોગી મારામાં રહેલી પરમ આનન્દની પરાકાષ્ઠારૂપ શાન્તિને પ્રાપ્ત થાય છે. વધારે ખાનારને અથવા ભૂખ્યા રહેનારને આ યોગ સિદ્ધ થતો નથી. તે પ્રમાણે બહુ ઊંઘનારને અથવા ઉજાગરા કરનારને માટે પણ આ યોગ નથી. આ યોગ યોગ્ય આહાર—વિહારવાળા અને કર્મોમાં અનાસક્તિથી પ્રવૃત્ત થનારને જ દુઃખનાશક થાય છે. જ્યારે આવી રીતે બરાબર નિયમમાં આવેલું ચિત્ત આત્મામાં સ્થિર થઈ જાય છે ત્યારે બધી કામનાઓથી નિઃસ્પૃહ બનેલો તે પુરુષ યોગયુક્ત થયો કહેવાય છે. જેમ વાયુરહિત સ્થાનમાં રહેલો દીવો હાલતો નથી તેવી જ ઉપમા સ્થિર ચિત્તવાળા યોગ સાધતા યોગીને આપી શકાય. જે સ્થિતિમાં યોગસાધના વડે સ્થિર થએલું ચિત્ત વિષયોમાંથી ઉપરામ પામે છે અને સાધક આત્માના દર્શનમાં જ સન્તુષ્ટ રહે છે, ત્યારે ઇન્દ્રિયોથી ન ગ્રહણ કરી શકાય તેવા કેવળ બુદ્ધિથી જ ગ્રહણ થઈ શકતા અનન્ત સુખનો અનુભવ કરે છે. જ્યાં રહેલો તે મનુષ્ય વાસ્તવિક સ્થિતિમાંથી ચલાયમાન થતો નથી, જે સ્થિતિ પ્રાપ્ત થયા પછી બીજા કોઈ લાભને તે અધિક માનતો નથી અને મહાન દુઃખ આવી પડતાં

પણ તેમાંથી વિચલિત થતો નથી તે સ્થિતિને જ જાણવું. દુઃખોના સંયોગથી મુક્તિ અપાવનારો યોગ તે યોગ નામથી કહેવાય છે. તે યોગ ધૈર્ય બુદ્ધિપૂર્વક કંટાળ્યા વગર સાધવો. સંકલ્પોથી ઉત્પન્ન થનારી બધી કામનાઓને છોડી દઈને મનદ્વારા ઇન્દ્રિયોને બધી બાજુથી રોકીને, ધીરજથી બુદ્ધિપૂર્વક મનને ક્રમેક્રમે આત્મામાં સ્થિર કરીને કોઈ




જાતના વિચારો કર્યા ન કરતાં વિરામ પામવું. જેજે કારણથી મન ચલિત થાય તેને કારણમાંથી તેને પાછું ખેંચી આત્મામાં જ વશ રાખવું. આવા પ્રશાન્ત થયેલા મનવાળા કામનારહિત અને અકલ્મષ યોગીને ઉત્તમ સુખ




પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે નિરન્તર આત્માની સાથે યોગ સાધતો, પાપ રહિત થએલો યોગી સહેલાઈથી પરમાત્માની પ્રાપ્તિરૂપ અનન્ત સુખનો અનુભવ કરે છે. સર્વત્ર સમદર્શનવાળો યોગી બધા પ્રાણીઓમાં પોતાને રહેલો અને બધાં પ્રાણીઓને પોતામાં રહેલાં જુએ છે. જે સર્વમાં મને જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેને માટે હું અદૃશ્ય થતો નથી અને તે મારે માટે અદૃશ્ય થતો નથી. આમ જે પુરુષ એકત્વભાવમાં રહીને સર્વ ભૂતોમાં આત્મરૂપે રહેલા મને ભજે છે, તે ગમે તે રીતે વર્તતો હોય તો પણ મારામાં જ વર્તે છે.

હે અર્જુન! જે બધાને પણ પોતાના જેવા જ જુએ છે અને પોતાનાં સુખ-દુઃખની માફક બીજાનાં સુખ-દુઃખને પણ સમાન રીતે જુએ છે તે યોગી પરમ શ્રેષ્ઠ મનાએલો છે. ૧૦-૩૨

અર્જુન બોલ્યો—હે મધુસૂદન! આપે આ જે સમતારૂપી યોગ કહ્યો, તેની સ્થિર સ્થિતિને હું મારી ચંચળતાને લીધે જોઈ શકતો નથી. હે કૃષ્ણ! આ મન ચંચળ, મનુષ્યને ક્ષુબ્ધ કરનારું, બળવાન અને દૃઢ છે. તેને વશ કરવું તે તો હું વાયુને રોકવા સમાન મુશ્કેલ માનું છું.

**શ્રીભગવાન બોલ્યા**—હે મહાબાહુ! નિઃસન્દેહ મન ચંચળ હોવાથી વશ કરવું કઠિન છે, પણ કૌન્તેય! વૈરાગ્યપૂર્વક પ્રયત્ન કરતાં તેને વશ કરી શકાય છે. મન અને ઇન્દ્રિયોને વશ કર્યા વગર આ યોગ સાધવો કઠિન છે એમ હું માનું છું. પણ સંયમવાન મનુષ્ય ઉપાયો દ્વારા તેને સિદ્ધ કરી શકે છે.

અર્જુન બોલ્યો—શ્રીકૃષ્ણ! જે યોગમાં શ્રદ્ધાવાળો છે પરન્તુ પૂરો સંયમી ન હોવાથી તેનું મન યોગથી ચલિત થઈ ગયું હોય તો તેવો સાધક યોગની સિદ્ધિને પ્રાપ્ત ન કરતાં કઈ ગતિને પ્રાપ્ત થાય છે. હે મહાબાહુ! શું તે યોગથી અને સિદ્ધિથી ભ્રષ્ટ થએલો આશ્રય વિનાનો બ્રહ્મમાર્ગમાં મૂઢ થએલો છૂટા વિખરાએલા વાદળની પેઠે નાશ તો નથી પામતો? હે કૃષ્ણ! મારો આ સંશય દૂર કરવા માટે આપ જ યોગ્ય છો. તમારા સિવાય આ સંશયને છેદી શકે એવો કોઈ બીજો મળી શકે તેમ નથી.

શ્રીભગવાન બોલ્યા—પાર્થ! તેનો આ લોકમાં કે પરલોકમાં ક્યાંય પણ વિનાશ થતો નથી. હે પ્રિય! કલ્યાણને માટે પ્રયત્ન કરનાર કોઈ પણ કદી પણ દુર્ગતિ પામતો નથી. મર્યા પછી તે [illegible]

વાનોના લોકોને પામી ત્યાં ઘણાં વર્ષો સુધી નિવાસ કરી પછી શુદ્ધ આચરણવાળા મનુષ્યને ઘેર જન્મ લે છે. અથવા તેવો સાધક જો વૈરાગ્યવાન હોય તો પુણ્યવાનોના લોકમાં ન જતાં જ્ઞાનવાળા યોગીઓના જ કુળમાં જન્મ લે છે. પરન્તુ આવો જન્મ સંસારમાં અત્યન્ત દુર્લભ છે. આ જન્મમાં તેને પૂર્વજન્મની યોગસાધનવાળી બુદ્ધિનો સંયોગ થાય છે અને ફરીથી યોગસિદ્ધિને પ્રાપ્ત કરવા માટે આગળ યત્ન કરે છે. આ વખતે પૂર્વના અભ્યાસને લીધે તે અવશ્ય યોગ-સાધના પ્રત્યે ખેંચાય છે. વળી આ યોગનો જિજ્ઞાસુ હોય તે પણ વેદનાં સકામ કર્મોનાં ફળોની વાસનાથી મુક્ત થઇ જાય છે. પરન્તુ જે પ્રયત્ન પૂર્વક ઇન્દ્રિયોનો સંયમ કરે છે તે તો પાપોથી મુક્ત થઈ અનેક જન્મોમાં આગળ વધતો છેવટે પરમ ગતિને પ્રાપ્ત થાય છે. તપસ્વીઓ કરતાં યોગી શ્રેષ્ઠ છે. શાસ્ત્રજ્ઞો કરતાં પણ યોગ સાધનાર શ્રેષ્ઠ છે, સકામ કર્મ કરનારાઓ કરતાં પણ આ યોગી શ્રેષ્ઠ છે. તેથી હે અર્જુન ! તું યોગી થા. બધા યોગીઓમાં પણ જે મારામાં મન રાખીને શ્રદ્ધાપૂર્વક મને ભજે છે તેને હું સર્વશ્રેષ્ઠ યોગી માનું છું. ૪૦-૪૭

## શ્રીમદ્ભગવદ્ગીતા—જ્ઞાનવિજ્ઞાનયોગ

**શ્રીભગવાન બોલ્યા**—હે પાર્થ ! મારામાં મન સ્થિર કરી મારો આશ્રય લઈ યોગ સાધતાં તું સંશય-રહિત થઇને મને સમગ્રપણે શી રીતે જાણી શકે તે સાંભળ. હવે હું તને અનુભવપૂર્વકનું આ જ્ઞાન પૂરેપૂરું કહું છું. તેને જાણતાં આ લોકમાં વધારે કશું જાણવાનું રહેતું નથી. હજારો મનુષ્યમાં કોઈ એક જ મારી પ્રાપ્તિને માટે યત્ન કરે છે અને તે યત્ન કરનારાઓમાં પણ કોઇક જ મારા પરાયણ થઇને મને યથાર્થ રીતે જાણે છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર–આ આઠ પ્રકારે મારી પ્રકૃતિ પ્રકટ થઇ છે. આ આઠ પ્રકારની પ્રકૃતિ અપરા એટલે નીચા પ્રકારની –જડ છે, અનાથી બીજી મારી જે પરા એટલે ઊંચા પ્રકારની પ્રકૃતિ છે તે જીવરૂપે ઓળખાય છે. તેના વડે આ જગત ચાલી રહ્યું છે. અર્જુન ! આ સમસ્ત ભૂતો આ બન્ને પ્રકૃતિઓથી જ ઉત્પન્ન થાય છે. અને હું આ જગતની ઉત્પત્તિ તથા પ્રલય છું. ધનંજય ! મારા સિવાય બીજી કોઈ પણ વસ્તુ નથી. આ સમ્પૂર્ણ જગત સૂત્રમાં મણિઓની પેઠે મારામાં ગૂંથાએલું છે. અર્જુન ! હું પાણીમાં તેના ગુણ રસ છું. ચન્દ્રમા અને સૂર્યમાં પ્રકાશ છું. સમ્પૂર્ણ વેદોમાં ઓંકાર છું, આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ છું, પૃથ્વીમાં પવિત્ર ગન્ધ અને અગ્નિમાં તેજ છું, બધાં પ્રાણીઓમાં તેમનું જીવન છું અને તપસ્વીઓમાં તપ છું. અર્જુન ! તું સમ્પૂર્ણ ભૂતોનું સનાતન બીજ મને જ જાણ. હું બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ છું. ભરતશ્રેષ્ઠ ! હું બળવાનોનું

કામ અને રાગ વિનાનું બળ છું. અને બધાં ભૂતેમાં ધર્માનુસાર કામ હું છું. આ સિવાય પણ જે સત્ત્વગુણથી ઉત્પન્ન થનારા ભાવો છે અને રજોગુણ તથા તમોગુણથી ઉત્પન્ન થનારા ભાવો છે. તે સર્વને તું મારાથી જ થનારા જાણ. પરન્તુ હું તેઓમાં નથી પણ તેઓ મારામાં છે. ૧–૧૨

ગુણોમાં ઉત્પન્ન થનારા સાત્ત્વિક, રાજસ અને તામસ–આ ત્રણ પ્રકારના ભાવોથી આ સંસાર મોહિત થઈ રહ્યો છે. તેથી તે આ ત્રણ ગુણોથી પર મને અવિનાશીને જાણતો નથી. આ ગુણોવાળી મારી અલૌકિક માયા સહેલાઈથી તરી જવાય તેવી નથી; પરન્તુ જે પુરુષો કેવળ મને જ નિરન્તર ભજે છે તેઓ આ માયાને ઓળંગી જાય છે. માયા દ્વારા જેમનું જ્ઞાન હરાઈ ગયું છે એવા આસુરી સ્વભાવને ધારણ કરનારા દુરાચારી નીચ પુરુષો મને ભજતા નથી. ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી પુરુષો મને ભજે છે:–દુઃખી, જ્ઞાનની ઇચ્છાવાળા, કામનાવાળા અને જ્ઞાનીઓ. તેમાં નિત્ય મારામાં સમભાવથી રહેલો મને એકને જ ભજનારો જ્ઞાની શ્રેષ્ઠ છે. કારણ કે હું જ્ઞાનીને અત્યન્ત પ્રિય છું અને તે મને અત્યન્ત પ્રિય છે. આ બધા ભક્તો પ્રશંસનીય છે પરન્તુ જ્ઞાની તો મારા સ્વરૂપ જ છે, કારણ કે મને પામવા સિવાય બીજી કોઈ સારી ગતિ નથી એમ માનીને તે મારામાં સારી રીતે રહેલો છે. આમ ઘણા જન્મોને અન્તે જ્ઞાનવાન્ બનેલો પુરુષ સર્વકંઈ વાસુદેવ જ છે આ પ્રમાણે અનુભવતો મને ભજે છે. તે મહાત્મા બહુ દુર્લભ છે. જુદી જુદી કામનાઓથી જેમનું જ્ઞાન હરાઈ ગયું છે તેવા લોકો પોતાની પ્રકૃતિ પ્રમાણે જુદી જુદી વિધિઓ દ્વારા બીજા દેવતાઓને શરણે જાય છે. જે સકામ ભક્ત




જે દેવતાના રૂપને શ્રદ્ધાથી પૂજવા ચાહે છે, તેની તે સ્વરૂપ પ્રત્યેની શ્રદ્ધાને હું દૃઢ બનાવું છું. તે, તે સ્વરૂપનું આરાધન કરે છે ને તે દ્વારા મારાથી જ પોતાના ઇચ્છિત પદાર્થોને પ્રાપ્ત કરે છે. પરન્તુ અલ્પબુદ્ધિવાળાઓનાં આ ફળ નાશવન્ત હોય છે. દેવતાઓને પૂજનારાઓ દેવતાઓને પ્રાપ્ત થાય છે અને મારા ભક્તો મને પામે છે. બુદ્ધિહીન પુરુષો મારા ઉત્તમોત્તમ અવિનાશી પરમ સ્વરૂપને ન જાણતાં મન અને ઇન્દ્રિયોથી પર એવા મને મન અને ઇન્દ્રિયોથી ગ્રહણ થઈ શકે એવો ચમત્કારિક વ્યક્તિરૂપ માને છે.

## શ્રીમદ્ભગવદ્ગીતા—અક્ષરબ્રહ્મયોગ

અર્જુને કહ્યું—પુરુષોત્તમ! તે બ્રહ્મ શું છે? અધ્યાત્મ શું છે? કર્મ શું છે? અધિભૂત નામથી શું કહ્યું છે અને અધિદૈવ કોને કહે છે? મધુસૂદન! અધિયજ્ઞ કોણ છે? તે આ શરીરમાં કેવી રીતે છે? તથા સંયમી મરણસમયે આપને કેવી રીતે જાણે છે? ૧–૨

શ્રીભગવાને કહ્યું—જે સર્વોત્તમ અવિનાશી છે તે બ્રહ્મ છે. સર્વ પ્રાણીઓમાં મારું સમાન સ્વરૂપ અધ્યાત્મ કહેવાય છે તથા બધા ભૂતોને ઉત્પન્ન કરનારી જે સર્જનક્રિયા છે તે મારું કર્મસ્વરૂપ છે. ઉત્પત્તિ અને વિનાશવાળા બધા પદાર્થો મારું અધિભૂત સ્વરૂપ છે. તેમાં રહેનાર પુરુષસ્વરૂપ અધિદૈવ છે અને એ ઈશ્વરસ્વરૂપ અનાસક્તિથી શુદ્ધ બનતાં અન્તર્યામીરૂપે અધિયજ્ઞ કહેવાય છે. જે પુરુષ અન્તકાળમાં પણ મારું જ સ્મરણ કરતા શરીરને છોડીને જાય છે તે મારા સાક્ષાત્ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તેમાં કંઈ સંદેહ નથી અર્જુન! આ મનુષ્ય અન્તકાળમાં જેજે ભાવનું સ્મરણ કરતો શરીરનો ત્યાગ કરે છે, તેતે ભાવને પ્રાપ્ત કરે છે. કારણ કે તે સદાય તે

ભાવમાં તન્મય રહેતો હોય છે. વળી એવો નિયમ છે કે મનુષ્ય પોતાના જીવનમાં જે ભાવનું અધિક ચિન્તન કરે છે તેને અન્તકાળમાં ઘણે ભાગે તેનું જ સ્મરણ થાય છે અને અન્તકાળના સ્મરણ અનુસાર જ તેની ગતિ થાય છે. માટે અર્જુન ! તું સર્વકાળે મારું સ્મરણ કરતો યુદ્ધ કર. આ પ્રમાણે મારામાં અર્પણ કરેલાં મન બુદ્ધિથી યુક્ત થઈને તું નિઃસન્દેહ મને જ પ્રાપ્ત થઈશ. ૩-૭

પાર્થ ! બીજા પદાર્થોમાં ન લગાડીને અભ્યાસથી વશ કરેલા ચિત્તવડે પરમ પ્રકાશસ્વરૂપ પરમેશ્વરનું ચિન્તન કરતો મનુષ્ય તેને પ્રાપ્ત થાય છે. જે પુરુષ સર્વજ્ઞ, અનાદિ, સર્વનો નિયન્તા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વનું ધારણ-પોષણ કરનાર, અચિન્ત્યસ્વરૂપ, સૂર્યસમાન નિત્ય પ્રકાશસ્વરૂપ અને અવિદ્યાથી પર એવા પરમાત્માનું સ્મરણ કરે છે તે ભક્તિયુક્ત પુરુષ અન્તકાળમાં પણ યોગના અભ્યાસ વડે ભ્રુકુટીની વચ્ચે પ્રાણો સ્થાપિત કરીને તે પરમ દિવ્ય પુરુષને પ્રાપ્ત થાય છે. હવે હું તને, જે અક્ષર પદને વેદજ્ઞો જાણે છે, વીતરાગ યોગીઓ જે એકરૂપ બને છે, જેની ઇચ્છાથી સાધકો શુદ્ધ આચરણથી વર્તે છે, તે પરમ પદને સંક્ષેપમાં કહીશ. બધી ઇન્દ્રિયોને સંયમિત કરીને હૃદયમાં સ્થિર કરીને પ્રાણોને મસ્તકમાં શાન્ત કરી એકાગ્ર થઈને 'ૐ' આ પ્રમાણે બ્રહ્મવાચક એક અક્ષરનું ઉચ્ચારણ કરતો




ૐના અર્થરૂપ નિર્ગુણ બ્રહ્મનું ચિન્તન કરતો શરીરનો ત્યાગ કરે છે તે પુરુષ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૮-૧૩

અર્જુન ! જે પુરુષ મારામાં અભિન્ન મનવાળો થઈને નિત્ય મારું સ્મરણ કરે છે તેવા નિત્ય મારામાં યુક્ત થએલા યોગીને માટે હું સુલભ છું. યોગની પરમ




સિદ્ધિને પ્રાપ્ત થએલા મહાત્મા પુરુષો મને પ્રાપ્ત થયા પછી દુઃખોના ઘરરૂપ નાશવન્ત જન્મમાં ફરીથી પડતા નથી. અર્જુન! બ્રહ્માના લોક સુધીના બધા લોકોમાં જવાથી પાછું ફરવું પડે છે પણ મને પ્રાપ્ત થતાં ફરી જન્મ લેવો પડતો નથી. કારણ કે હું કાળથી પર છું અને બ્રહ્મા વગેરેના લોકો કાળથી મર્યાદિત હોવાથી અનિત્ય છે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ —આ ચાર યુગોનો બ્રહ્માનો એક દિવસ થાય છે અને તેટલા જ વખતની રાત્રિ થાય છે, એમ જે યોગી પુરુષો જાણે છે તેઓ કાળના તત્ત્વને જાણનારા છે. સમ્પૂર્ણ ચરાચર પ્રાણીઓ અને પાંચ મહાભૂતો બ્રહ્માનો દિવસ શરુ થતાં અવ્યક્તમાંથી વ્યક્ત બને છે. અને રાત્રિ થતાં તે અવ્યક્ત નામના તત્ત્વમાં લીન થઈ જાય છે. આ બધો પ્રકૃતિને વશ રહેલો ભૂતસમુદાય બ્રહ્માના દિવસ અને રાત્રિના આરંભમાં ઉત્પન્ન થઈથઈને લય પામ્યા કરે છે. પરન્તુ આ અવ્યક્તથી પર જે સનાતન અવ્યક્ત ભાવ છે તે બધાં ભૂતોમાં રહેલો હોવા છતાં બધાં ભૂતો નાશ પામતાં તેનો નાશ નથી થતો. તે અવ્યક્ત ભાવને 'અક્ષર' એ પ્રમાણે કહે છે. તે જ સર્વશ્રેષ્ઠ ગતિ છે. તે જ મારું પરમ ધામ છે. તેને પ્રાપ્ત કરીને મનુષ્ય પાછો ફરતો નથી. પાર્થ ! પરમાત્મામાં બધાં ભૂતો રહેલાં

છે અને જેનાથી આ બધું જગત પરિપૂર્ણ છે, તે સનાતન અવ્યક્ત પરમ પુરુષ તો અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત થઇ શકે છે. ૧૪–૨૨

અર્જુન! જે કાળમાં શરીર છોડીને ગયેલા યોગીઓ પાછા ફરતા નથી અને જન્મમરણના ચક્રથી છૂટી જાય છે અને જે કાળમાં શરીર છોડીને ગયેલ લોકોને સંસારમાં પાછું ફરવું પડે છે તે કાળને હું કહું છું.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

જે કાળમાં મનુષ્યના મનમાં નીચેના સ્થૂલ પદાર્થોની કામના રહી ન હોય અને તેમનાથી પર–ઉત્તર જવાની ભાવના હોય, તેમ જ વાદળોથી રહિત છ મહિનાના શુદ્ધ દિવસ જેવી તથા ધૂમાડા રહિત અગ્નિ જેવી આ સપ્રકાશવાળી નિર્મળતા પ્રાપ્ત થઇ હોય ત્યારે શરીરનો ત્યાગ કરનાર તે બ્રહ્મજ્ઞાની બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. અને જે કાળમાં મનુષ્યના મનમાં પ્રવૃત્તિ પ્રત્યે વલણ હોય, કામનાઓનો ધૂમાડો તથા અજ્ઞાનના અન્ધકારની રાત્રિ હોય, વાદળોવાળા છ મહિનાના જેવું મન સંશયગ્રસ્ત હોય, ત્યારે ચન્દ્રમા સમાન પરપ્રકાશિત વિષયોમાં અંજાયેલો અપૂર્ણ કામનાવાળો યોગી સ્વપ્રકાશને ન પ્રાપ્ત કરતાં પરલોકમાં કામનાઓને પ્રાપ્ત કરી પાછો ફરે છે. જગતમાં આ શુદ્ધ અને અશુદ્ધ ગતિઓ સર્વદા ચાલુ રહેનારી મનાએલી છે. એક ગતિદ્વારા મનુષ્ય જન્મમરણથી મુક્ત થાય છે અને બીજી દ્વારા તેના ચક્કરમાં પડે છે. પાર્થ! આ પ્રમાણે આ બન્ને માર્ગોને યથાર્થરીતે જાણતો કોઇ યોગી મોહ નથી પામતો. માટે અર્જુન! તું સર્વકાળમાં સમબુદ્ધિરૂપ–અનાસક્તિરૂપ યોગવાળો થા. આ રહસ્યને જાણનાર યોગી વેદાધ્યયનથી, યજ્ઞથી, તપ તથા દાન વગેરેથી પ્રાપ્ત થનારાં જે પુણ્યફળો દર્શાવવામાં આવ્યાં છે તે સર્વને ઓળંગી જઇ પરમ પદને પ્રાપ્ત થાય છે.

## શ્રીમદ્ભગવદ્ગીતા–રાજવિદ્યારાજગુહ્યયોગ

શ્રીભગવાન બોલ્યા—તું દોષ રહિત હોવાથી તને હું આ ગુહ્યમાં ગુહ્ય અનુભવયુક્ત જ્ઞાન કહીશ. તેને જાણીને તું અશુભમાંથી મુક્ત થઇ જઇશ. આ પ્રત્યક્ષ અનુભવરૂપ જ્ઞાન જ બધી વિદ્યાઓનો રાજા, બધાં રહસ્યોનો રાજા, સૌથી શ્રેષ્ઠ પવિત્ર છે. અને ધર્મના અવિનાશી બોધને સહેલાઇથી અનુભવ સહિત પ્રાપ્ત કરાવનાર છે. હે પરન્તપ! આ ધર્મમાં શ્રદ્ધા વગરના પુરુષો મને પામ્યા વિના જ મૃત્યુરૂપ સંસારના ચક્રમાં ભમ્યા કરે છે. મારા અવ્યક્ત સ્વરૂપ વડે આ સર્વ જગત વ્યાપ્ત છે. સર્વ ભૂતો મારામાં રહેલાં છે પણ હું તેમનામાં રહેલો નથી. વળી બધાં ભૂતો મારામાં રહેલાં નથી એમ પણ કહેવાય. તું મારા ઇશ્વરરૂપ યોગની શક્તિ જો. હું સર્વ ભૂતોનું ભરણ કરનારો અને તેમની ઉત્પત્તિનું કારણ હોવા છતાં ભૂતોમાં રહેલો નથી. જેમ બધે ઠેકાણે ગતિ કરતો મહાન વાયુ આકાશમાં રહેલો છે તેમ બધાં પ્રાણીઓ મારી અંદર રહેલાં છે એમ કહી શકાય. હે કૌન્તેય! બધાં પ્રાણીઓ કલ્પના અન્તે મારી પ્રકૃતિમાં લય પામે છે. તેમને હું કલ્પના આરંભમાં ફરી ઉત્પન્ન કરું છું. મારી પ્રકૃતિને સ્વાધીન કરીને પ્રકૃતિથી પરતન્ત્ર એવાં સમસ્ત ભૂતોને પ્રકૃતિથી સ્વતંત્ર એવો હું વારંવાર ઉત્પન્ન કરું છું. હે ધનંજય! હું તે કર્મોમાં આસક્તિ રહિત અને ઉદાસીન જેવો રહેલો હોવાથી મને તે કર્મો બંધન કરતાં નથી. મારી અધ્યક્ષતામાં મારી દૃષ્ટિ નીચે પ્રકૃતિ ચરાચર જગતને રચે છે અને એને લીધે જ હે કૌન્તેય! જગતનું ચક્ર ફર્યા કરે છે. ૧–૧૦

મારા પરમ ભાવને ન જાણનારા મૂઢ લોકો તેમના મનુષ્યશરીરમાં રહેલા સમસ્ત ભૂતોના ઇશ્વર એવા મારી અવજ્ઞા કરે છે. આવા વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મ કરનારા, વ્યર્થ જ્ઞાનવાળા વિપરીત બુદ્ધિના લોકો મારી રાક્ષસી, આસુરી અને મોહ પમાડનારી પ્રકૃતિનો આશ્રય લેનારા હોય છે. હે પાર્થ! મહાત્મા પુરુષો તો મારી દૈવી પ્રકૃતિનો આશ્રય લઇને સર્વ ભૂતોના આદિ કારણ અને નાશ રહિત અક્ષર સ્વરૂપને જાણીને અનન્ય મનથી નિરન્તર મને ભજે છે. તે દૃઢ નિશ્ચયવાળા ભક્તજનો નિરન્તર મારાં નામો અને ગુણોનું કીર્તન કરતા તથા મારી પ્રાપ્તિને માટે યત્ન કરતા મને વારંવાર નમસ્કાર કરતા સદા મારા ધ્યાનમાં યુક્ત રહીને મારી ઉપાસના કરે છે. બીજા જ્ઞાનયોગીઓ મારું નિર્ગુણ–નિરાકાર બ્રહ્મનું જ્ઞાનયજ્ઞદ્વારા અભિન્ન ભાવથી પૂજન




કરતા મારી ઉપાસના કરે છે. અને કેટલાક સર્વરૂપે રહેલા એવા મારી અદ્વૈતરૂપે અથવા દ્વૈતરૂપે અથવા અનેકરૂપે ઉપાસના કરે છે. યજ્ઞનો સંકલ્પ હું છું. યજ્ઞ હું છું. યજ્ઞદ્વારા પિતૃઓનો આધાર-સ્વધા હું છું.




યજ્ઞની વનસ્પતિ હું છું, મન્ત્ર હું છું, ઘી હું છું, અગ્નિ હું છું અને હોમવાની વસ્તુ પણ હું છું. આ સંપૂર્ણ જગતનો ધારણ કરનાર અને કર્મોના ફળને આપનાર પિતા, માતા, પિતામહ, પવિત્ર જ્ઞાન, ૐકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું. સર્વની અન્તિમ ગતિ હું છું સર્વનો ભરણ-પોષણ કરનાર હું છું, સર્વનો સ્વામી હું છું, સર્વના સાક્ષી હું છું, સર્વનો નિવાસ હું છું, શરણ હું છું, સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય હું છું, અન્તિમ સ્થાન હું છું અને સનાતન કારણ પણ હું છું. હું સૂર્યરૂપે તપું છું અને પાણીને ખેંચું છું તથા વરસાવું છું; હું જ અમૃત અને મૃત્યુ છું. સત્ અને અસત્ પણ હું જ છું. ત્રણ વેદમાં કહેલાં સકામ કર્મો કરનારા, સોમરસ પીનારા, પાપોના નાશથી પવિત્ર થએલા પુરુષો યજ્ઞદ્વારા મને પૂજીને સ્વર્ગ મેળવવા ચાહે છે. તેઓ પોતાનાં પુણ્યોના ફળરૂપ ઇન્દ્રના લોકને પ્રાપ્ત થઇને સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગોને ભોગવે છે. તેઓ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ત્રણ વેદોનાં સકામ કર્મોનો આશ્રય લેનારા ભોગોની ઇચ્છાવાળા પુરુષો વારંવાર ઊંચાનીચી ગતિઓના ચક્કરને પ્રાપ્ત થાય છે. ૧૧-૨૧

જેઓ અનન્ય ભાવથી મારું ચિન્તન કરતા




નિષ્કામભાવે મને ભજે છે, તે નિત્ય મારામાં રત રહેતા લોકોના પોષણ-રક્ષણનો ભાર હું ઉપાડું છું. વળી જેઓ બીજા દેવતાઓનું શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે તેઓ પણ એક રીતે તો મને જ ભજે છે. કારણ કે બધા યજ્ઞો-આદી પૂજા-ઉપાસનાઓનો અર્પણ કરનારાં લોકોનો અને સ્વામી પણ હું જ છું. પરન્તુ તેઓ મને

આ વાસ્તવિક સ્વરૂપને ન જાણવાથી પરમ કલ્યાણથી ભ્રષ્ટ થાય છે. દેવતાઓને પૂજનારા દેવલોકને પ્રાપ્ત થાય છે, પિતૃઓને પૂજનારા પિતૃલોકને પ્રાપ્ત થાય છે ભૂત-પ્રેત વગેરેને પૂજનારા તે લોકોને પામે છે અને મારા ભક્તો મને પ્રાપ્ત થાય છે. જે કોઈ મને પ્રેમથી







પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે અર્પણ કરે છે તે કર્તવ્યનિષ્ઠના ભક્તિપૂર્વક કરેલા અર્પણનું હું સેવન કરું છું. અર્જુન! તું જે કર્મ કરે, જે ખાય, જે યજ્ઞમાં ભોગ આપે, જે દાન આપે અને જે તપ કરે તે સર્વ મને અર્પણ કર. આ પ્રમાણે કરીને તું શુભ અને અશુભ ફળવાળાં કર્મોનાં બંધનોથી મુક્ત થઈશ અને આ સંન્યાસયોગદ્વારા કર્મો કરતાં કર્મોથી છૂટીને મને પામીશ. હું સર્વભૂતોમાં સમભાવથી વ્યાપક છું, મારે કોઈ અપ્રિય કે પ્રિય નથી. પરન્તુ જે ભક્તો મને પ્રેમથી ભજે છે, તેઓ મારામાં છે અને હું તેઓમાં છું. જો કોઈ દુરાચારી પણ અનન્યભાવથી મારો ભક્ત થઈને મને ભજતો હોય તો તેને સત્પુરુષ જ માનવો જોઈએ. કારણ કે તે સદાચારમાં વર્તતો રહેલો છે, તે થોડા જ વખતમાં ધર્માત્મા થઈ જાય છે અને અવિનાશી શાન્તિને પ્રાપ્ત થાય છે. કૌન્તેય! મારી પ્રતિજ્ઞા છે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી, સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર તથા ચણ્ડાલ વગેરે કોઈ પણ પાપી મનુષ્યો હોય, પરન્તુ તેઓ પણ મારે શરણે થઈને પરમ ગતિને પ્રાપ્ત થાય છે, તો પછી પુણ્યશાળી જ્ઞાનીઓ, ભક્તો અને તારા જેવા રાજર્ષિઓ મને પામે તેમાં તો કહેવાનું જ શું? તેથી તું આ સુખરહિત અને ક્ષણભંગુર લોકમાં જન્મીને મને ભજ. મારામાં મનવાળો થા, મારો ભક્ત બન, મારું પૂજન કર, મને પ્રણામ કર. આમ મારામાં આત્માને જોડતો મારા પરાયણ થઈને મને પ્રાપ્ત થઈશ. ૨૨-૩૪

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-વિભૂતિયોગ

**શ્રીભગવાન બોલ્યા**—હે મહાબાહો! ફરી પણ મારું સિદ્ધાન્તરૂપ કહેવું સાંભળ. મારા પર પ્રેમમય બનેલા એવા તને હું તે કહું છું. મારા મૂળ સ્વરૂપને દેવો અને મહર્ષિઓ પણ જાણતા નથી. કારણ કે હું દેવો અને મહર્ષિઓનું પણ આદિ કારણ છું. જે મને અજન્મા, અનાદિ અને લોકોના મહેશ્વરરૂપે જાણે છે તે મર્ત્ય પદાર્થોમાં મોહ વગરનો બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. બુદ્ધિ, જ્ઞાન, મોહનો અભાવ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, જન્મ, ભય, અભય, અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન, યશ, અપયશ એવા પ્રાણીઓના જુદાજુદા ભાવો મારાથી જ ઉત્પન્ન થાય છે. મારામાં ભાવવાળા સાત મહર્ષિઓ અને તેમની પૂર્વના ચાર સનકાદિ તથા ચૌદ મનુઓ મારા સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે અને લોકમાં આ બધી તેમની જ પ્રજા છે. મારી આ વિભૂતિ અને યોગશક્તિને જે યથાર્થ રીતે જાણે છે તે મારામાં નિશ્ચલ યોગ વડે જોડાઈ જાય છે તેમાં સંશય નથી. હું સર્વની ઉત્પત્તિનું કારણ છું અને સર્વ કોઈ મારાથી જ કાર્ય કરી શકે છે એ પ્રમાણે

જાણીને જ્ઞાની પુરુષો ભાવપૂર્વક મને ભજે છે. જેમનાં ચિત્ત અને પ્રાણ મારામાં પરોવાએલાં છે એવા મનુષ્યો એકબીજાને મારું સ્વરૂપ સમજાવતા, કહેતા અને મારાં




વખાણ કરતા સન્તુષ્ટ થઇને આનન્દમાં રહે છે. એમ મને પ્રેમપૂર્વક ભજતાં મારામાં સતત યુક્ત રહેનારાઓને હું તીવ્ર બુદ્ધિયોગ આપું છું કે જેના વડે તેઓ મને પામે છે. અને તેઓ ઉપર કૃપા કરવા માટે તેમના અન્તઃકરણમાં રહેલો હું મારા પ્રકાશમય જ્ઞાનરૂપ દીવાથી અજ્ઞાનના અન્ધકારનો નાશ કરું છું. ૧-૧૧

**અર્જુન બોલ્યો**—આપ પરમ ધામ અને પરમ પવિત્ર છો. કારણ કે આપને બધા ઋષિઓ, સનાતન




દિવ્ય પુરુષ તેમજ દેવોના પણ આદિદેવ, અજન્મા અને સર્વવ્યાપી કહે છે. તેમજ દેવર્ષિ નારદ તથા અસિત, દેવલ અને વ્યાસ વગેરે ઋષિઓ તથા આપ પોતે પણ મને તે જ પ્રમાણે કહો છો. અને હે કેશવ! તમે મને આ જે કહો છો તેને હું તદ્દન સાચું માનું છું. ભગવન્! આપના આ લીલામય વ્યક્ત સ્વરૂપને દેવો કે દાનવો પણ જાણતા નથી. હે પુરુષોત્તમ! હે સર્વભૂતોના ઉત્પન્ન કરનાર! હે ભૂતોના ઈશ્વર! હે દેવોના દેવ! હે જગતના સ્વામી! આપ પોતે જ પોતાને જાણો છો. તેથી આપ જ આપની જે વિભૂતિઓ દ્વારા આ બધા લોકોમાં વ્યાપ્ત થઈને રહેલા છો તે દિવ્ય વિભૂતિઓ મને સમ્પૂર્ણ રીતે કહેવા માટે યોગ્ય છો. હે યોગેશ્વર! હું કેવી રીતે નિરન્તર આપનું ચિન્તન કરતો આપને જાણું; અને ભગવન્! આપનું કયાકયા ભાવોદ્વારા હું ચિન્તન કરી શકું? હે જનાર્દન! તે સર્વ તથા આપની યોગશક્તિ તથા વિભૂતિને આપ ફરીથી મને વિસ્તારપૂર્વક કહો. કારણ કે આપનાં અમૃતમય વચનોને સાંભળતાં મને તૃપ્તિ નથી થતી. ૧૨-૧૮

**શ્રીભગવાન બોલ્યા**—કુરુશ્રેષ્ઠ! હવે હું જે મારી દિવ્ય વિભૂતિઓ છે તેમાંની તને મુખ્યમુખ્ય કહીશ, કારણ કે મારા વિસ્તારનો પાર નથી. અર્જુન! હું સર્વના હૃદયમાં રહેલો સર્વનો આત્મા છું તથા સમ્પૂર્ણ ભૂતોનો આદિ, મધ્ય અને અન્ત પણ હું છું. અદિતિના બાર પુત્રોમાં હું વિષ્ણુ અને જ્યોતિઓમાં તેજસ્વી કિરણોવાળો સૂર્ય છું. વાયુઓમાં મરીચિ હું છું.




નક્ષત્રોમાં ચન્દ્ર હું છું. હું વેદોમાં સામવેદ છું. દેવોમાં ઇન્દ્ર છું. ઇન્દ્રિયોમાં મન છું અને પ્રાણીઓમાં ચેતના હું છું. હું અગિયાર રુદ્રોમાં શંકર છું. યક્ષ અને

રાક્ષસોમાં કુબેર છું, આઠ વસુઓમાં અગ્નિ હું છું અને પર્વતોમાં મેરુ હું છું. હે પાર્થ પુરોહિતોમાં મુખ્ય



બૃહસ્પતિ મને જાણ. સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જળાશયોમાં સમુદ્ર છું. હું મહર્ષિઓમાં ભૃગુ અને શબ્દોમાં ઓંકાર છું. બધા પ્રકારના યજ્ઞોમાં જપયજ્ઞ અને સ્થિર પદાર્થોમાં હિમાલય પર્વત છું. સર્વ




વૃક્ષોમાં હું પીપળાનું વૃક્ષ, દેવર્ષિઓમાં નારદ મુનિ, ગન્ધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલ મુનિ હું છું. ઘોડાઓમાં અમૃત સાથે ઉત્પન્ન થએલો ઉચ્ચૈઃશ્રવા હું છું. હાથીઓમાં શ્રેષ્ઠ એરાવત નામનો હાથી, અને મનુષ્યોમાં રાજા મને જાણ. હું શસ્ત્રોમાં વજ્ર અને ગાયોમાં

કામધેનુ છું. સન્તાન ઉત્પન્ન કરવા અર્થનો કામદેવ અને સર્પોમાં સર્પરાજ વાસુકિ હું છું. હું નાગોમાં શેષનાગ, જલચરો અને જળદેવતાઓમાં વરુણ હું છું. પિતૃઓમાં અર્યમા નામનો પિતૃઓનો ઈશ્વર તથા શાસન (નિયમન) કરનારાઓમાં યમરાજ હું છું. હું દૈત્યોમાં પ્રહ્લાદ છું, ગણના કરનારાઓમાં કાળ તથા




પશુઓમાં મૃગરાજ સિંહ અને પક્ષીઓમાં હું ગરુડ છું.



પવિત્ર કરનારાઓમાં વાયુ, શસ્ત્રધારીઓમાં શ્રીરામ, માછલાંમાં મગરમચ્છ અને નદીઓમાં ભાગીરથી ગંગા હું છું. અર્જુન! સૃષ્ટિઓનો આદિ, અન્ત તથા મધ્ય પણ હું જ છું. હું વિદ્યાઓમાં અધ્યાત્મ-વિદ્યા છું, વિવાદ કરનારાઓનો તત્ત્વનિર્ણયવાળો વાદ હું છું, હું અક્ષરોમાં અકાર છું, સમાસોમાં દ્વન્દ્વ સમાસ છું, કાળનો પણ અક્ષય કાળ હું છું અને સર્વ તરફ મુખવાળો સર્વનું ધારણ-પોષણ કરનાર હું છું. સર્વનો નાશ કરનાર મૃત્યુ અને ઉત્પન્ન થનારાઓનું ઉત્પત્તિ-સ્થાન હું છું, તથા નારીજાતમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા હું છું. ગાયન કરવા યોગ્ય શ્રુતિઓમાં બૃહત્સામ અને છન્દોમાં ગાયત્રી છન્દ હું છું. મહિનાઓમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસન્ત હું છું. છેતરપિંડી કરનારાઓમાં દ્યૂત (કપટ) જુગાર હું છું, તેજસ્વીઓનું તેજ હું છું. જીતનારાઓનો વિજય, નિશ્ચય કરનારાઓનો નિશ્ચય તથા સાત્ત્વિક ભાવવાળાઓનું સત્ત્વ હું છું. વૃષ્ણિકુળમાં વસુદેવ હું છું, પાંડવોમાં ધનંજય (અર્જુન), મુનિઓમાં વ્યાસ અને કવિઓમાં શુક્રાચાર્ય કવિ પણ હું છું. હું દમન કરનારાઓનો દણ્ડ, જીતવાની ઇચ્છાવાળાઓની નીતિ, ગુપ્ત વાતનું રક્ષણ કરવામાં મૌન અને જ્ઞાની પુરુષોનું જ્ઞાન હું છું. અને અર્જુન! જે સર્વ ભૂતોની ઉત્પત્તિનું કારણ છે તે પણ હું જ છું. જે કોઈ સ્થાવર અથવા જંગમ છે તે મારા વિના નથી. હે પરન્તપ! મારી દિવ્ય વિભૂતિઓનો અન્ત નથી. આ તો મેં તારે માટે કેવળ દૃષ્ટાન્તરૂપે જ મારી વિભૂતિઓનો વિસ્તાર કહ્યો છે. પણ જે જે વસ્તુ વિભૂતિયુક્ત, કાન્તિયુક્ત અથવા પ્રભાવશાળી છે તેમાં મારા તેજનો અંશ જ પ્રકટ થયેલ છે. આ રીતે કહું તો હે અર્જુન! આ બધું જાણવાનું શું કામ છે? તું એ જાણી લે કે મારા એક અંશમાત્રથી હું આ સમસ્ત જગતને ધારણ કરીને રહેલો છું. ૧૯–૪૨

## શ્રીમદ્ભગવદ્ગીતા–વિશ્વરૂપદર્શનયોગ

અર્જુન બોલ્યા—મારા પર અનુગ્રહ કરવા માટે આપે જે પરમ ગુહ્ય આધ્યાત્મિક વચનો કહ્યાં તેનાથી મારો મોહ નષ્ટ થઈ ગયો છે. હે કમલનેત્ર! મેં આપની પાસેથી ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય વિસ્તારપૂર્વક સાંભળ્યા, તથા આપનો અવિનાશી મહિમા પણ સાંભળ્યો. પરમેશ્વર! આપ તમને જેવા કહો છો તે પ્રમાણે જ છે. પરન્તુ પુરુષોત્તમ! આપના જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય અને તેજથી યુક્ત ઐશ્વર્યવાળા રૂપને હું પ્રત્યક્ષ જોવા ચાહું છું. પ્રભો! જો મારાથી આપનું તે રૂપ જોઈ શકાય તેમ આપને લાગતું હોય તો યોગેશ્વર! તે અવિનાશી સ્વરૂપનું મને દર્શન કરાવો ૧-૪

શ્રીભગવાન બોલ્યા—પાર્થ! તું મારાં સેંકડો-હજારો પ્રકારનાં, જુદાંજુદાં રંગો તથા આકૃતિઓવાળાં અલૌકિક રૂપોને જો. ભારત! મારામાં આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનીકુમારો અને મરુતોને તથા પહેલાં ન જોએલાં મારાં અનેક ઐશ્વર્યમય રૂપોને જો. અર્જુન! હવે મારા આ શરીરમાં એકરૂપે રહેલ સ્થાવર-જંગમ સહિત સમ્પૂર્ણ જગતને દેખ તથા બીજું પણ જે કંઈ જોવા ઇચ્છતો હોય તે જો. પરન્તુ તું મને તારાં આ સ્થૂલ નેત્રોથી જોઈ નહિ શકે. તને હું દિવ્ય નેત્રો આપું છું, તેનાથી તું મારી ઈશ્વરી યોગશક્તિને જો. ૫-૮

સંજય બોલ્યો—રાજન! મહાયોગેશ્વર અને સર્વ પાપોના હરનાર ભગવાને આ પ્રમાણે કહીને અર્જુનને પરમ ઐશ્વર્યયુક્ત દિવ્ય સ્વરૂપ બતાવ્યું. તે રૂપ અનેક મુખ અને નેત્રોવાળું, અનેક અદ્ભુત દેખાવોવાળું, અનેક દિવ્ય આભૂષણોવાળું અને અનેક અલૌકિક શસ્ત્રોને હાથમાં ધારણ કરેલું, દિવ્ય માળાઓ અને વસ્ત્રો પહેરેલું, દિવ્ય ચન્દનોથી ચર્ચાએલું, સર્વ પ્રકારનાં આશ્ચર્યોથી ભરેલું, અન્ત રહિત, સર્વ તરફ મુખ કરેલું દેવસ્વરૂપ હતું. આકાશમાં હજાર સૂર્યો એકી સાથે ઉગવાથી જે પ્રકાશ થાય તે પણ ભાગ્યે જ વિશ્વરૂપ પરમાત્માના તે તેજ જેટલો થઈ શકે. પાંડુપુત્ર અર્જુને તે વખતે જુદા જુદા અનેક પ્રકારોથી વિભક્ત થએલું સમ્પૂર્ણ જગત દેવોના દેવ કૃષ્ણના શરીરમાં એકત્ર રહેલું જોયું. આથી આશ્ચર્યચકિત અને રોમાંચિત થએલો ધનંજય ભગવાનને મસ્તક નમાવી પ્રણામ કરીને હાથ જોડીને બોલ્યો. ૯–૧૪

અર્જુન બોલ્યો—હે દેવ! હું આપના શરીરમાં સમસ્ત દેવોને, સર્વ પ્રકારનાં પ્રાણીઓના સમૂહોને, કમળના આસન પર બેઠેલા સૃષ્ટિકર્તા બ્રહ્માને

બધા ઋષિઓને તથા દિવ્ય સર્પોને જોઉં છું. હે વિશ્વરૂપ! હું આપને અનેક હાથ, અનેક પેટ, અનેક નેત્રો તથા સર્વ બાજુએ પાર વગરના રૂપવાળા જોઉં છું. હું તમારો અન્ત જોતો નથી, મધ્ય જોતો નથી તેમ આદિને પણ નથી જોતો. આપને હું મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજના પુંજ અને બધે ઝગઝગતી જ્યોતવાળા તથા સર્વ બાજુએ તેજસ્વી અગ્નિ અને સૂર્ય સમાન કાન્તિવાળા તથા અમાપ અને મુસ્કેલીથી દેખી શકાય તેવા જોઉં છું. આપ જ જાણવા યોગ્ય પરમ અક્ષરરૂપ, આ જગતના અન્તિમ આધાર, સનાતન ધર્મના અવિનાશી રક્ષક અને શાશ્વત પુરુષ છો. આપને હું આદિ, અન્ત અને મધ્યરૂપ નેત્રોવાળા, પ્રજ્વલિત અગ્નિરૂપ મુખવાળા અને પોતાના તેજથી આ જગતને તપાવી રહેલા જોઉં છું. મહાત્મન્! આ સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનું સંપૂર્ણ આકાશ તથા બધી દિશાઓ એક આપથી જ પરિપૂર્ણ છે. આપના આ અલૌકિક અને ભયંકર રૂપને જોઈને ત્રણે લોક કંપી રહ્યા છે. આ બધા દેવતાઓના સમૂહો આપમાં પ્રવેશ કરે છે અને કેટલાક ભયભીત થઈ હાથ જોડીને આપનાં નામ તથા ગુણો ગાઈ રહ્યા છે. મહર્ષિઓ અને સિદ્ધોના સમુદાયો 'કલ્યાણ હો!' આ પ્રમાણે કહેતા અનેક પ્રકારે આપની સ્તુતિ કરી રહ્યા છે. રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ, ગન્ધર્વો, યક્ષો, અસુરો અને સિદ્ધોના સમૂહો—બધા તમને વિસ્મિત થઈને જોઈ રહ્યા છે. હે મહાબાહો! આપનું આ બહુ મુખો અને આંખોવાળું, બહુ હાથ, સાથળ અને પગોવાળું, ઘણાં ઉદર અને દાઢોવાળું આવું વિકરાળ રૂપ જોઈને બધા લોકો તથા હું વ્યાકુળ થઈ રહ્યા છીએ. હે વિષ્ણો! આકાશને અડેલા, દેદીપ્યમાન, અનેક રંગોવાળા, પહોળાં કરેલાં મુખવાળા અને વિશાળ નેત્રોવાળા આપને જોઈને મારું અન્તર વ્યાકુળ થઈ ગયું છે, હું ધીરજ કે શાન્તિ નથી રાખી શકતો; વિકરાળ દાઢોવાળાં અને પ્રલયકાળના અગ્નિસમાન પ્રજ્વલિત એવાં આપનાં મુખોને જોઈને દિઙ્મૂઢ થઈ ગયો છું, મને ચેન પડતું નથી, હે દેવેશ! હે જગતના નિવાસ! આપ પ્રસન્ન થાઓ. આ બધા ધૃતરાષ્ટ્રના પુત્રો બધા રાજાઓનાં ટોળાં સાથે આપમાં પ્રવેશ કરી રહ્યા છે, તથા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ અને અમારા પક્ષના પણ મુખ્યમુખ્ય યોદ્ધાઓ—બધા ખૂબ વેગથી ઉતાવળ કરતા આપનાં વિકરાળ દાઢોવાળાં ભયાનક મુખોમાં જઈ રહ્યા છે અને કેટલાક દાંતોની વચ્ચે ફસાઈ ગયેલાં માથાવાળા દેખાય છે. જેમ નદીઓના અનેક જળપ્રવાહો સમુદ્ર તરફ ધસે છે તેવી જ રીતે પૃથ્વી પરના આ શૂરવીરો પણ આપનાં પ્રજ્વલિત મુખોમાં પ્રવેશ કરી રહ્યા છે જેમ પતંગિયાં નાશ પામવા માટે મોહિત થઈને ઝડપથી પ્રજ્વલિત અગ્નિમાં જઈ પડે છે તેવી જ રીતે આ બધા લોકો પોતાના નાશ માટે આપનાં મુખોમાં અતિ વેગથી દોડતા પ્રવેશ કરી રહ્યા છે. આપ તે બધાને પ્રજ્વલિત મુખોથી ગ્રાસ કરતા ચગદગનાં મુખોથી તેમને ચાટી રહ્યા છો. હે સર્વવ્યાપી વિષ્ણુ! આપનો ઉગ્ર પ્રકાશ સમ્પૂર્ણ જગતને તેજદ્વારા ભરી દઈને તપાવી રહ્યા છે. મને બતાવો કે આ ઉગ્ર રૂપવાળા આપ કોણ છો? હે દેવોમાં શ્રેષ્ઠ! આપને નમસ્કાર છે. આપ પ્રસન્ન થાઓ. હું આપની પ્રવૃત્તિને નથી જાણતો, હું તો આપના મૂળ સ્વરૂપને જાણવા ઇચ્છું છું. ૧૫-૩૧

**શ્રી ભગવાન બોલ્યા**—હું લોકોનો નાશ કરનારો વૃદ્ધિ પામેલો મહાકાળ છું. તેથી મારી સામેની સેનાઓમાં આ જે યોદ્ધાઓ છે તે તારા વિના પણ બચી શકવાના નથી. માટે તું ઊઠ, યશ પ્રાપ્ત કર અને શત્રુઓને જીતીને તેમનું ધનધાન્યપૂર્ણ રાજ્ય ભોગવ. આ બધા વીરોને મેં પહેલેથી જ મારી નાખેલા છે, હવે હે સવ્યસાચી! તું માત્ર નિમિત્ત જ બન. દ્રોણાચાર્ય, ભીષ્મ, જયદ્રથ અને કર્ણ તથા બીજા પણ મારા દ્વારા મરાએલા અનેક યોદ્ધાઓને તું માર, તું વ્યથિત ન થા યુદ્ધ કર. નિઃસન્દેહ તું યુદ્ધમાં શત્રુઓને જીતીશ. ૩૨-૩૪

**અર્જુન બોલ્યો**—હે અન્તર્યામી! તમારું કીર્તન કરીને લોકો પ્રસન્ન થઈ તમારા વિષે પ્રીતિવાળા થાય છે તે યોગ્ય જ છે. રાક્ષસો તો તમારું આ સ્વરૂપ જોઈને ભયભીત જ થઈ ગયા છે અને આમતેમ દિશાઓમાં ભાગે છે. તથા સિદ્ધોના સમૂહો આપને નમસ્કાર કરી રહ્યા છે. હે મહાત્મન્! તેઓ આપને શા માટે ન નમે, આપ તો બ્રહ્માથી પણ મોટા આદિ કર્તા છો. હે અનન્ત! હે દેવેશ! હે જગન્નિવાસ! તમે અવિનાશી છો. તમે સત્ છો, અસત્ છો અને તે બન્નેથી પણ પર છો. તમે આદિદેવ અને સનાતન પુરુષ છો. આપ આ જગતના પરમ આશ્રય અને જાણનારા છો તથા જાણવા યોગ્ય છો. તમે જ પરમ ધામ છો. હે

અનન્તરૂપ! આ જગત તમારાથી વ્યાપ્ત છે. આપ વાયુ, યમરાજ, અગ્નિ, વરુણ, ચન્દ્રમા, પ્રજાના સ્વામી બ્રહ્મા અને બ્રહ્માના પણ પિતા છો. આપને હજારો વાર અને વારંવાર નમસ્કાર છે. હે અનન્ત સામર્થ્યવાળા! આપને આગળથી, પાછળથી અને સર્વ બાજુથી નમસ્કાર છે. અનન્ત પરાક્રમશાળી આપથી સર્વ સંસાર વ્યાપ્ત છે તેથી આપજ સર્વરૂપે છો. આપના આ પ્રભાવને ન જાણતાં આપ મારા સખા છો એમ માનીને પ્રેમથી અથવા અજ્ઞાનથી મેં જે આપને 'કૃષ્ણ! યાદવ! સખે!' આ પ્રમાણે જે કંઈ અનુચિત રીતે કહ્યું છે, તથા હે અચ્યુત! વિહાર કરતી વખતે અથવા બેસવા-ઊઠવામાં, ખાવા વગેરેમાં મેં વિનોદને માટે આપને અપમાનિત કર્યા છે તે બધા અપરાધોને ક્ષમા કરવા માટે હું અચિન્ત્ય પ્રભાવવાળા આપને વિનવું છું. આપથી ચરાચર જગતના પિતા તેમજ સર્વથી મોટા પૂજનીય તથા ગુરુ છો. હે અનુપમ પ્રભાવવાળા! ત્રણે લોકમાં આપના સરખો પણ કોઈ પ્રભાવશાળી નથી તો આપનાથી અધિક તો ક્યાંથી હોય? તેથી હે પ્રભો! હું મારું શરીર નમાવીને આપને અંતરથી પ્રણામ કરું છું અને પ્રસન્ન થવા વિનવું છું. દેવ! પિતા જેમ પુત્રના, સખા જેમ તેના સખાના અને પતિ જેમ પ્રિયતમા પત્નીના અપરાધને સહન કરે છે તેમ આપ પણ મારા અપરાધ સહન કરવા યોગ્ય છો. પહેલાં કદી ન જોએલું એવું આપનું આ રૂપ જોઈને હું હર્ષિત થઈ રહ્યો છું તેમજ મારું મન ભયથી અતિ વ્યાકુળ થઈ રહ્યું છે. તેથી આપ તમારા તે ચતુર્ભુજ વિષ્ણુરૂપને જ મને દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. હું આપને તેજ મુકુટ ધારણ કરેલા અને ગદા અને ચક્ર હાથમાં લીધેલા જોવા ચાહું છું. તેથી હે વિશ્વરૂપ! હે સહસ્રબાહો! આપ તેજ ચતુર્ભુજ રૂપથી પ્રકટ થાઓ. ૩૬-૪૬

**શ્રી ભગવાન બોલ્યા**—અર્જુન! તારા ઉપર પ્રસન્ન થઈને મેં તને મારા આત્મયોગ દ્વારા મારું આ તેજોમય અનાદિ પરમ વિશ્વરૂપ બતાવ્યું. આ સ્વરૂપ તારા સિવાય પહેલાં કોઈએ જોએલ નથી. હે અર્જુન! મનુષ્યલોકમાં વેદાભ્યાસ, યજ્ઞ, અધ્યયન, દાન અને ઉગ્ર તપસ્યા દ્વારા પણ કોઈથી હું તેં જોયું તે સ્વરૂપમાં તારા સિવાય દર્શન કરવાને શક્ય નથી. મારા આવા વિકરાળ રૂપને જોઈને તું વ્યાકુળ ન થા, મૂઢ ન થા. હવે પાછું તું નિર્ભય થઈને પ્રસન્નતાથી મારું તેજ મંગલમય ચતુર્ભુજ સ્વરૂપ જો. ૪૭-૪૯

**સંજય બોલ્યો**—ભગવાન વાસુદેવે અર્જુન પ્રત્યે આ પ્રમાણે કહીને પછી તે જ ચતુર્ભુજ રૂપ બતાવ્યું



અને તે સૌમ્ય શરીરથી તેને સાન્ત્વન આપ્યું. ૫૦

**અર્જુન બોલ્યો**—જનાર્દન! આપના આ અતિ શાન્ત મનુષ્યરૂપને જોઈને હવે હું ચિત્તની સ્થિરતા અને સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થયો છું. ૫૧

**શ્રીભગવાન બોલ્યા**—મારું જે આ સ્વરૂપ તેં જોયું તેનાં દર્શન બહુ દુર્લભ છે. દેવો પણ નિત્ય એનાં દર્શનની આકાંક્ષા રાખે છે. તેં આ જે મારાં દર્શન કર્યાં છે તે વેદ, તપ તથા યજ્ઞ વડે પણ થઈ શકતાં નથી. હે અર્જુન! આવા સ્વરૂપે તો હું અનન્ય ભક્તિ વડે જ દર્શન કરવાને, જાણી શકવાને તથા મારામાં એકરૂપ થવા માટે શક્ય છું. જે બધાં કર્મો મારે અર્થે જ કરે છે, મારા પરાયણ છે, મારો ભક્ત છે, આસક્તિ રહિત અને સમ્પૂર્ણ પ્રાણીઓમાં વૈરભાવથી રહિત છે, તે અનન્ય ભક્તિવાળો પુરુષ મને જ પ્રાપ્ત થાય છે.

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-ભક્તિયોગ

**અર્જુન બોલ્યો**—આ પ્રમાણે જે ભક્તો સતત તમારામાં ચિત્તને જોડી તમારી ઉપાસના કરે છે, અને જે ભક્તો નિર્વિકલ્પ અવ્યક્ત સ્વરૂપની ઉપાસના કરે છે તેઓમાં કયા યોગીઓ શ્રેષ્ઠ છે?

**શ્રીભગવાન બોલ્યા**—મારામાં મન જોડીને મારા પરાયણ થઈ પરમ શ્રદ્ધાથી જેઓ મને ઉપાસે છે તેમને હું શ્રેષ્ઠ યોગી ગણું છું. પરન્તુ બધી ઇન્દ્રિયોને સંયમિત કરી, સર્વમાં સમભાવ ધારણ કરનારા જે મનુષ્યો મારા નિર્વિકાર, અવર્ણનીય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિન્ત્ય, અચળ, અવિનાશી સ્વરૂપની ઉપાસના કરે છે તેઓ પણ સર્વપ્રાણીઓના હિતમાં લાગેલા થકા મને જ પ્રાપ્ત કરે છે. અવ્યક્ત સ્વરૂપમાં ચિત્ત જોડનારાઓને મુશ્કેલી બહુ રહે છે; કારણ કે દેહધારીઓથી અવ્યક્ત ગતિ કષ્ટથી જ મેળવી શકાય છે. પરન્તુ હે પાર્થ! જેઓ સર્વ કામનાઓનો મારે વિષે ત્યાગ કરી, મારામાં તત્પર થઈ અનન્ય ભાવથી ધ્યાન કરતા મને ઉપાસે છે તેઓનો હું થોડા વખતમાં આ મૃત્યુરૂપ સંસારસાગરમાંથી ઉદ્ધાર



કરું છું. માટે તું મારામાં જ મન જોડ, મારામાં જ બુદ્ધિ પરોવ. આથી તું શરીર છૂટ્યા પછી નિઃસંશય મને જ પામીશ. જો તું મારામાં ચિત્ત સ્થિર ન કરી શકતો હોય તો તેનો વારંવાર અભ્યાસ કર. તેવો અભ્યાસ કરવાની જો તારી શક્તિ ન હોય તો જે કર્મો કરે તે બધાં મારા પરાયણ થઈને મારી પ્રીતિને અર્થે જ કર. આ પ્રમાણે અનાસક્તિથી કર્મો કરવાથી પણ મને પ્રાપ્ત કરવારૂપ સિદ્ધિને પામીશ. અને મારા માર્ગનો આશ્રય લઈ આ પ્રમાણે કર્મો કરવાને પણ તું અસમર્થ હોય તો શરીર અને ઇન્દ્રિયોને વશમાં કરી બધાં કર્મોનાં ફળોનો ત્યાગ કર. ચિત્તને અભ્યાસથી સ્થિર કરવા કરતાં સમજીને જ્ઞાનથી સ્થિર કરવું કલ્યાણકારક છે. અને જ્ઞાન થતાં જે ધ્યાનાવસ્થા પ્રાપ્ત થાય છે તે વધુ શ્રેષ્ઠ છે. ભગવન્મય ધ્યાન થતાં જે કર્મફળનો ત્યાગ થાય છે તે પછી તુરત મનુષ્ય શાન્તિ પ્રાપ્ત કરે છે. ૨-૧૨

જે પુરુષ સર્વ પ્રાણીઓ પ્રત્યે દ્વેષ રહિત, સ્વાર્થ રહિત, સર્વનો હિતેચ્છુ અને દયાળુ છે. તથા મમતા રહિત, અહંકાર રહિત, સુખદુઃખમાં સમાન તથા ક્ષમાશીલ—એટલે અપરાધીઓને પણ અભય આપનાર છે તથા આત્મયોગથી સન્તુષ્ટ છે, મન-ઇન્દ્રિયો સહિત શરીરને વશ કરેલ એવો છે, મારામાં દૃઢ નિશ્ચયવાળો છે, તે મારો ભક્ત મને પ્રિય છે. જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા ને જે લોકોથી ઉદ્વેગ નથી પામતો-તે હર્ષ, દ્વેષ, ભય અને ત્રાસથી મુક્ત એવો મારો ભક્ત મને પ્રિય છે. જે આકાંક્ષા-ઇચ્છા રહિત છે, પવિત્ર છે, સાવધાન છે, પક્ષપાત રહિત છે, સ્થિરતાવાળો છે, મનોરથોનો ત્યાગ કરેલ એવો છે, તેવો મારો જે ભક્ત છે તે મને પ્રિય છે. જે કદી હર્ષિત થતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છાઓ કરતો નથી તથા જેણે શુભ તથા અશુભ કર્મોના ફળનો ત્યાગ કરેલો છે તે ભક્તિયુક્ત પુરુષ મને પ્રિય છે. જે શત્રુ અને મિત્ર પ્રત્યે સમાન રીતે વર્તે છે, માન-અપમાનમાં જેનો સમભાવ છે, ટાઢ-તડકો, સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વો પણ જેના મનને સમાન અને જેની કશામાં આસક્તિ નથી, નિન્દા અને સ્તુતિમાં જે સરખો રહે છે ને તે બાબતમાં મૌન રહે છે, જે મળે તેમાં સન્તુષ્ટ રહે છે. ને ગમે ત્યાં રહે છે, પોતાનું ઘર બાંધતો નથી—પોતાને રહેવાના ઘરમાં જેને આસક્તિ નથી, અને સ્થિર બુદ્ધિવાળો છે, તેવો ભક્ત મને પ્રિય છે, પરન્તુ જે મનુષ્ય શ્રદ્ધાવાન થઈ મારા પરાયણ રહી ઉપર કહેલા ધર્મમય અમૃતને નિષ્કામ ભાવે સેવે છે તે ભક્ત મને અતિશય પ્રિય છે. ૧૩-૨૦

## શ્રીમદ્ભગવદ્ગીતા—ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

**શ્રીભગવાન બોલ્યા**—હે કૌન્તેય! આ શરીર ક્ષેત્ર કહેવાય છે અને તેને જાણનારને તત્ત્વજ્ઞાનીઓ ક્ષેત્રજ્ઞ કહે છે. હે અર્જુન! તું આ બધાં ક્ષેત્રોમાં રહેલા મને પણ ક્ષેત્રજ્ઞ જ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના ભેદનું

જ્ઞાન છે તે જ જ્ઞાન છે એવો મારો મત છે. તે ક્ષેત્ર શું છે, કેવું છે, કેવાકેવા વિકારોવાળું છે, શાથી છે તથા તેને જાણનાર કોણ છે, તેનો કેવો પ્રભાવ છે તે બધું, સંક્ષેપમાં મારી પાસેથી સાંભળ. 'આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું તત્ત્વ ઋષિઓએ અનેક પ્રકારે કહ્યું છે અને વિવિધ વેદમન્ત્રો દ્વારા, દલીલો વડે નિશ્ચય ઠરાવનારાં બ્રહ્મની વ્યાપકતા બતાવનારાં સૂત્રો વડે પણ આ તત્ત્વ કહેવાએલું છે. પાંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, દશ ઇન્દ્રિયો, મન, પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, અવયવોવાળા સ્થૂળ દેહનો પિણ્ડ, તેમાં રહેલી ચેતના અને ધૃતિ—આ પ્રમાણે વિકારો સહિત ક્ષેત્ર મેં તને સંક્ષેપમાં કહ્યું. પોતાની શ્રેષ્ઠતાના અભિમાનનો અભાવ–અમાનીપણું, અદમ્ભીપણું, અહિંસા, સહનશીલતા, સરળતા, આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, ઇન્દ્રિયનિગ્રહ, વિષયો પ્રત્યે વૈરાગ્ય, અહંકાર–રહિતતા, સંસારના જન્મ, મૃત્યુ,



ઘડપણ, રોગ વગેરે દુઃખોનો વિચાર, આ લોક અને પરલોકના ભોગોમાં આસક્તિનો અભાવ, પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં મોહ–મમતાનો અભાવ, સારું અથવા ખોટું જે કંઈ આવી પડે તેમાં સમભાવ, મારામાં એકાગ્રતા–પૂર્વક અનન્ય ભક્તિ, એકાન્ત સ્થળમાં રહેવું, જનસમાજમાં રસ ન લેવો, આત્મજ્ઞાનમાં નિત્ય સ્થિતિ તથા તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માને જ જોવા–આ બધું જ્ઞાન છે અને આથી જે વિપરીત છે તેને અજ્ઞાન કહેલું છે. હવે જે જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે, જેને જાણીને મનુષ્ય પરમ આનન્દ અનુભવે છે તેને કહીશ. તે અનાદિ પરબ્રહ્મ જ જ્ઞેય છે. તેને નથી સત્ કહી શકાતું કે નથી અસત્ કહી શકાતું. તે સર્વ બાજુએ હાથ અને પગવાળું, સર્વ તરફ સર્વને વ્યાપીને રહેલું છે, તે બધી ઇન્દ્રિયોના વિષયોને જાણનાર છે છતાં સર્વ ઇન્દ્રિયો રહિત છે. તથા અસંગ હોવા છતાં સર્વનું ધારણ કરનાર અને નિર્ગુણ હોવા છતાં ગુણોનો ભોગ કરનાર છે. તે સર્વ ભૂતોની બહાર અને અંદર પરિપૂર્ણ છે અને તે ગતિવાળું પણ છે અને સ્થિર પણ છે. તે સૂક્ષ્મ હોવાથી ન જણાય તેવું છે. તે દૂર પણ રહેલું છે અને સમીપ પણ રહેલું છે. તેમ જ સમસ્ત ભૂતોમાં આકાશની પેઠે એકરૂપે રહેલું હોવા છતાં વિભક્ત થઈને રહેલા જેવું જણાય છે. તે જ જાણવા યોગ્ય તત્ત્વ સર્વ પ્રાણીઓનું ધારણ–પોષણ કરનાર, સંહાર કરનાર અને ઉત્પત્તિ કરનાર છે. તે જ્યોતિઓનું પણ જ્યોતિ–પ્રકાશોને પણ પ્રકાશિત કરનાર અને અન્ધકારથી પર કહેવાય છે. તે જ જ્ઞાનરૂપે છે. તે જ જાણવા યોગ્ય છે અને જ્ઞાનથી જેને જાણી શકાય છે તે પણ તે જ છે અને સર્વના હૃદયમાં રહેલું છે. આ પ્રમાણે મેં તને ક્ષેત્ર, જ્ઞાન, અને જાણવા યોગ્ય તત્ત્વ સંક્ષેપમાં કહ્યું. મારો ભક્ત આ જાણીને મારા સ્વરૂપને પ્રાપ્ત થવા યોગ્ય બને છે. ૧–૧૮

પ્રકૃતિ અને પુરુષ બન્નેને તું અનાદિ જાણ અને રાગ–દ્વેષ વગેરે વિકારો અને ગુણોને પણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. કાર્ય અને કારણની ઉત્પત્તિનો હેતુ પ્રકૃતિ કહેવાય છે અને જીવાત્મા સુખદુઃખના ભોગમાં હેતુ ગણાય છે. પુરુષ પ્રકૃતિમાં રહીને જ. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે અને આ ગુણોનો સંગ જ જીવાત્માનો ઊંચીનીચી યોનિઓમાં જન્મ થવામાં કારણ હોય છે. આ પુરુષ, દેહમાં રહેવા છતાં પણ દેહથી પર રહેલો હોય છે. દેહમાં સાક્ષીરૂપે રહેલો હોય છે તેમજ તે જ ક્રિયાને અનુમતિ આપનાર, સર્વનું ધારણ–પોષણ કરનાર, જીવરૂપે સુખ–દુઃખનો ભોક્તા તથા બ્રહ્મા વગેરેનો પણ સ્વામી હોવાથી મહેશ્વર અને શુદ્ધ સચ્ચિદાનંદરૂપ હોવાથી પરમાત્મા પણ કહેવાય છે. આ પ્રમાણે જે મનુષ્ય પુરુષને તથા ગુણો સહિત પ્રકૃતિને જાણે છે તે દરેક રીતે તેનાં કર્તવ્ય કર્મ કરતો છતાં ફરી જન્મતો નથી. આ પરમાત્માને કેટલાક મનુષ્યો શુદ્ધ થયેલી બુદ્ધિથી ધ્યાનદ્વારા પોતામાં જુએ છે. કેટલાક જ્ઞાનયોગ

દ્વારા અને કેટલાક કર્મયોગ દ્વારા જુએ છે, પરંતુ કેટલાક તો આ પ્રમાણે ન જાણવા છતાં પણ બીજા સત્પુરુષો પાસેથી ઉપદેશ લઈ ઉપાસના કરે છે અને તેઓ પણ મૃત્યુરૂપ સંસારને તરી જાય છે. અર્જુન ! જે કોઈ સ્થાવર અથવા જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે બધું ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના એટલે પ્રકૃતિ અને પુરુષના સંયોગથી થાય છે. જે પુરુષ નાશ પામી રહેલાં બધાં ચર-અચર પ્રાણીઓમાં પરમેશ્વરને નાશ રહિત અને સમાન રીતે રહેલો જુએ છે તે જ યથાર્થ જુએ છે. તે પુરુષ સર્વમાં સમભાવથી રહેલા પરમેશ્વરને સમાન રીતે જોતો પોતા વડે પોતાનો નાશ કરતો નથી અર્થાત્ રાગ-દ્વેષ વગેરે વિકારોને વશ થતો નથી અને તેથી પરમ ગતિને પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય દરેક પ્રકારનાં કર્મોને પ્રકૃતિ દ્વારા જ થતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે તે જ યથાર્થ જુએ છે. જ્યારે મનુષ્ય જુદાજુદા પદાર્થોને એક પરમાત્મામાં જ રહેલા જુએ છે અને તે પરમાત્માથી જ સર્વનો વિસ્તાર થયેલો જુએ છે ત્યારે તે બ્રહ્મને પામે છે. હે કૌન્તેય ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ અવિનાશી પરમાત્મા શરીરમાં રહેલો હોવા છતાં વાસ્તવિક રીતે પોતે કશું કરતો નથી ને કશાથી લેપાતો નથી. જેમ આકાશ સર્વમાં રહેલું હોવા છતાં સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી તેમ સર્વ દેહોમાં રહેલ આત્મા લેપાતો નથી. અર્જુન ! જેમ એક જ સૂર્ય આ સંપૂર્ણ



લોકને પ્રકાશિત કરે છે તે પ્રમાણે એક જ આત્મા સર્વ ક્ષેત્રને પ્રકાશિત કરે છે. આ પ્રમાણે ક્ષેત્રજ્ઞના ભેદને અને ભૂતોને પ્રકૃતિના બંધનમાંથી મોક્ષ કેમ થાય તેને જે જ્ઞાનદૃષ્ટિથી જાણી લે છે તેઓ પરમાત્માને પ્રાપ્ત થાય છે. (૧૯-૩૪)

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—ગુણત્રયવિભાગયોગ

શ્રીભગવાન બોલ્યા—સર્વ જ્ઞાનોમાં જે ઉત્તમ જ્ઞાન છે, જેનો અનુભવ કરીને મુનિજનો આ સંસારથી મુક્ત થઈને પરમ પદને પામ્યા છે તે જ્ઞાન હું તને ફરીથી કહીશ. આ જ્ઞાનનો આશ્રય લેવાથી જેઓ મારા સ્વરૂપને પ્રાપ્ત થયા છે તેઓ સૃષ્ટિની ઉત્પત્તિ વખતે પણ જન્મ પામતા નથી તેમજ પ્રલયકાળે પણ તેઓને કશી વ્યાકુળતા થતી નથી. મારી અવ્યક્ત પ્રકૃતિ સર્વ ભૂતોની યોનિ છે. તેમાં હું ચેતનના અંશરૂપ ગર્ભ મૂકું છું. હે ભારત ! તેનાથી સર્વ ભૂતોની અને પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે. હે કૌન્તેય ! સર્વ યોનિઓમાં જેજે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તે સર્વની ઉત્પત્તિનું સ્થાન–મહાયોનિ મારી પ્રકૃતિ છે અને હું તેમાં બીજનું સ્થાપન કરનાર સર્વનો પિતા છું. સત્ત્વ, રજ અને તમ એ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો અવિનાશી આત્માને શરીરમાં બાંધે છે. હે નિષ્પાપ અર્જુન ! તેમાં સત્ત્વગુણ નિર્મળ હોવાથી બુદ્ધિનો પ્રકાશ કરનાર અને આરોગ્યપ્રદ છે. તે દેહીને સુખ તથા જ્ઞાનનો સંબંધ કરાવે છે. અર્જુન ! રાગરૂપ રજોગુણ તૃષ્ણા અને આસક્તિથી ઉત્પન્ન થાય છે, તે દેહીને કર્મો અને તેનાં ફળોની સાથે બાંધે છે. તથા અર્જુન ! પ્રાણીઓને મોહિત કરનાર તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. તે દેહધારીને પ્રમાદ, આળસ અને નિદ્રા સાથે બાંધે છે. અર્જુન ! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં જોડે છે તથા તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં જોડે છે. હે ભારત ! રજોગુણ અને તમોગુણને દબાવીને સત્ત્વગુણ ઉપર આવે છે, સત્ત્વગુણ અને તમોગુણને દબાવીને રજોગુણ, તેમજ સત્ત્વગુણ અને રજોગુણને દબાવીને તમોગુણ ઉપર આવે છે. જે વખતે આ દેહમાં તથા અન્તઃકરણ અને ઇન્દ્રિયોમાં જ્ઞાન અને વિવેકશક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ છે એમ જાણવું. અને અર્જુન ! રજોગુણ વધી જ

ત્યારે લોભ, પ્રવૃત્તિ, સકામ ભાવથી કર્મોનો આરંભ, અશાન્તિ અને વિષયભોગોની ઇચ્છા-આ બધાં ઉત્પન્ન થાય છે. તથા હે કુરુનન્દન ! તમોગુણ વધતાં અન્તઃકરણ અને ઇન્દ્રિયોમાં અપ્રકાશ, કર્તવ્ય કર્મોમાં અપ્રવૃત્તિ અને પ્રમાદ તથા નિદ્રા વગેરે અન્તઃકરણને મોહ ઉપજાવનાર વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે દેહધારી પ્રાણી મૃત્યુ પામે તો ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પામે છે. રજોગુણમાં મૃત્યુ થાય તો દેહધારી, કર્મોની આસક્તિવાળા લોકમાં જન્મે છે. તથા તમોગુણમાં મૃત્યુ પામનાર કીડા, પશુ વગેરે મૂઢ યોનિઓમાં જન્મ પામે છે. સત્કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ-સુખ, તેમજ જ્ઞાન વૈરાગ્યાદિ નિર્મળ પ્રકારનું હોય છે. રાજસ કર્મોનું ફળ દુઃખ અને તામસ કર્મોનું ફળ અજ્ઞાન હોય છે. સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. રજોગુણથી નિઃસન્દેહ લોભ તથા તમોગુણથી પ્રમાદ અને મોહ ઉત્પન્ન થાય છે તથા અજ્ઞાન પણ થાય છે. સાત્ત્વિક મનુષ્યો ઉચ્ચ ગતિને પામે છે, રાજસી મનુષ્યો મધ્યમાં રહે છે તથા તામસી મનુષ્યો અધોગતિને પામે છે. જ્યારે જ્ઞાની મનુષ્ય ત્રણ ગુણો સિવાય બીજો કોઇ કર્મોનો કર્તા નથી એમ જુએ છે અને પોતાને ગુણોથી પર રહેલો જાણે છે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. પુરુષ આ સ્થૂળ શરીરની ઉત્પત્તિના કારણરૂપ ત્રણ ગુણોને તરી જઈને જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થઈને અમૃત અર્થાત્ પરમ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૫-૨૦

**અર્જુન બોલ્યો**—પ્રભો ! આ ત્રણ ગુણોથી પર થએલા મનુષ્યનાં કેવાં લક્ષણો હોય, તેનો કેવો આચાર હોય તથા કયા ઉપાયથી મનુષ્ય આ ત્રણે ગુણોથી પર થઇ શકે છે ? ૨૧.

**શ્રીભગવાન બોલ્યા**—અર્જુન ! જે પુરુષ સત્ત્વ, રજસ્ અને તમોગુણથી થનારા પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ પ્રાપ્ત થતાં તેમનાથી દુઃખ નથી માનતો અને નિવૃત્ત થતાં તેમની ઇચ્છા નથી કરતો અને ઉદાસીનની પેઠે સ્થિર રહે



પ૨૧.

છે, ગુણોથી વિચલિત થતો નથી, ગુણો જ પોતાનો ભાવ ભજવે છે ! એમ માનીને સ્વસ્થ રહે છે, સ્વરૂપ ભાનમાંથી ખસતો નથી, દુઃખ-સુખને સમાન સમજે છે, માટી, પત્થર તથા સોનામાં સરખો ભાવ રાખે છે તથા પ્રિય અને અપ્રિયમાં, નિન્દા અને સ્તુતિમાં, માન અને અપમાનમાં, તથા શત્રુપક્ષ અને મિત્રપક્ષમાં સમભાવે વર્તે છે, બધાં કામોમાં કર્તાપણાના અભિમાનથી રહિત છે તે પુરુષ ગુણાતીત કહેવાય છે. જે પુરુષ એકનિષ્ઠ ભક્તિયોગ વડે મને નિરન્તર ભજે છે તે આ ત્રણે ગુણોથી પર થઇને બ્રહ્મભાવ પામવા યોગ્ય બને છે. આ બ્રહ્મની સ્થિતિ હું છું, અવિનાશી અમૃતનું-મોક્ષનું સ્વરૂપ પણ હું છું અને સનાતન ધર્મનો તથા અનન્ત અખણ્ડ એકરસ સુખનો-આનન્દનો આશ્રય હું છું.

## શ્રીમદ્ભગવદ્ગીતા—પુરુષોત્તમયોગ

**શ્રીભગવાન બોલ્યા**—જેનું આદિપુરુષ પરમાત્મારૂપ મૂળ ઊર્ધ્વ છે અને બ્રહ્માથી લઈ સ્થાવર-જંગમ પ્રાણીઓરૂપ નીચે વિસ્તરેલી જેની શાખાઓ છે અને વેદો જેનાં પાંદડાંઓ છે એવું અશ્વત્થ વૃક્ષ કહેવું છે. તેને જે જાણે છે તે વેદને જાણે છે. સંસારરૂપ વૃક્ષની ત્રણ ગુણોથી વૃદ્ધિ પામેલી, વિષયભોગરૂપ કુંપળોવાળી શાખાઓ (દેવ, મનુષ્યો અને પશુપક્ષીઓરૂપે ) ઉંચે અને નીચે ફેલાએલી છે, વિષયવાસનારૂપ કર્મનાં બંધનોવાળાં આનાં મૂળો નીચે

મનુષ્યલોકમાં ફેલાએલાં છે. આ સંસારરૂપ વૃક્ષ પ્રતિક્ષણ વિનાશી હોવાથી આનું કોઈ ચોક્કસ પ્રકારનું સ્થિર રૂપ કહી શકાતું નથી, આ સંસારનો સર્વાંશે અન્ત થતો જણાતો નથી તેમજ સંપૂર્ણ રૂપમાં ઉત્પત્તિ અને સ્થિતિ પણ જોઈ શકાતી નથી. એવા આ અનન્ત મૂળવાળા નશ્વર સંસારને અનાસક્તિરૂપ મજબૂત શસ્ત્રથી આપણી અન્દરથી કાપી નાખીને ( એટલે કે સંસારની વાસનાઓથી મુક્ત થઇ ) પછી તેનું પદ શોધવું જોઇએ કે જેમાં ગએલા જીવો જન્મમરણરૂપ આ સંસારમાં પાછા આવતા નથી. તે પરમ પદને પ્રાપ્ત કરવા માટે તે આદિપુરુષ પરમાત્માના શરણે જવું કે જેનાથી આ સંસારની અનાદિ પ્રવૃત્તિ વિસ્તાર પામી છે. જે મનુષ્યો માન અને મોહથી રહિત છે, જેમણે આસક્તિરૂપ દોષને જીત્યો છે, જેઓ કામનાઓને છોડીને નિત્ય આત્મસ્વરૂપનો વિચાર કર્યા કરે છે, જેઓ સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વોથી પર થએલા છે તેવા વિવેકી પુરુષો તે અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. જે પદને પ્રાપ્ત કરીને મુમુક્ષુઓ પાછા ફરતા નથી તે મારું પરમ ધામ છે. તે પદને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પ્રકાશિત કરી શકતા નથી. તે મારું સ્વયંપ્રકાશિત પદ છે. ૧-૬

આ દેહમાં આ જીવાત્મા મારો જ સનાતન અંશ છે, અને તે જ ત્રણ ગુણવાળી માયામાં રહીને મન અને પાંચે ઇન્દ્રિયોને ખેંચી રહ્યો છે, મારો જે અંશ શરીર ધારણ કરે છે તે, વાયુ જેમ આજુબાજુના પદાર્થોની ગંધ લઇને આગળ જાય છે તેમ શરીરને છોડીને તેની વાસનાઓ, મન અને ઇન્દ્રિયોને લઇને જ બીજા શરીરમાં જાય છે. કાન, આંખ, સ્પર્શેન્દ્રિય જિહ્વા અને ઘ્રાણ ( નાકમાં રહેલી ઇન્દ્રિય ) અને મનને ધારણ કરીને આ અંશરૂપ ઈશ્વર વિષયોને સેવે છે. તે કેટલીકવાર વિષયો ઉપરથી ઊઠી જાય છે અને કેટલીકવાર વિષયો પર બેસેલો હોય છે-લાગેલો હોય છે. સત્ત્વ, રજસ્ અને તમોગુણના સંગથી તેની જે આ ક્રિયાઓ થાય છે. તેને મૂઢબુદ્ધિવાળા પુરુષો જોઈ શકતા નથી પણ વિવેકી જ્ઞાનીઓ જોઇ શકે છે. યત્ન કરનાર યોગીઓ શરીરમાં રહેલા આ ઈશ્વરને જોઈ શકે છે પરંતુ અન્તઃકરણ શુદ્ધ ન હોય તેવા મૂઢચિત્તવાળા મનુષ્યો આને યત્ન કરવા છતાં પણ જોઇ શકતા નથી.

સૂર્યમાં રહેલ જે તેજ સમ્પૂર્ણ જગતને પ્રકાશિત કરે છે તથા જે તેજ ચન્દ્રમામાં છે અને અગ્નિમાં છે તેને તું મારું જ તેજ જાણ. અને હું જ પૃથ્વીમાં પ્રવેશ કરીને મારી શક્તિ વડે સર્વ પ્રાણીઓને ધારણ કરું છું અને રસરૂપ ચન્દ્રમા થઇને બધી વનસ્પતિઓને પોષણ આપું છું. તેમ જ હું અગ્નિરૂપે બધાં પ્રાણીઓના દેહમાં રહીને પ્રાણ તથા અપાન વાયુથી યુક્ત થઇને ચાર પ્રકારનું અન્ન પચાવું છું. વળી હું સર્વના હૃદયમાં અન્તર્યામીરૂપે રહેલો છું. બધા જીવોને સ્મરણ, જ્ઞાન અને અજ્ઞાન મારાથી જ થાય છે. બધા વેદોથી મારું જ જ્ઞાન થાય છે, હું જ જ્ઞાનનો નિર્ણય કરું છું અને હું જ જ્ઞાનને જાણનાર પણ છું. આ લોકમાં ક્ષર-નાશવન્ત અને અક્ષર-અવિનાશી એવા બે પુરુષો ( પદાર્થો ) છે. તેમાં સર્વ ભૂતો એ નાશવન્ત પુરુષ છે-મિથ્યા વસ્તુ છે. તેમાં રહેલો જે અન્તર્યામી પુરુષ તે અક્ષર-અવિનાશી છે. આ ક્ષર અને અક્ષર બન્નેથી ઉત્તમ પુરુષ તો બીજો જ છે. તે પરમાત્મા કહેવાય છે. તે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને સર્વનું ધારણ-પોષણ કરે છે. આ ક્ષર-નાશવન્ત અને અક્ષર-અવિનાશી પુરુષથી હું પર છું, આથી લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. ભારત! આ પ્રમાણે મોહ રહિત થઇ જે જ્ઞાની પુરુષ મને પુરુષોત્તમ સ્વરૂપે જાણે છે તે સર્વજ્ઞ હોઈ મને સર્વ ભાવથી ભજે છે. હે નિષ્પાપ અર્જુન! આ ગુપ્તમાં ગુપ્ત શાસ્ત્ર મેં તને કહ્યું. તેને તત્ત્વથી જાણીને મનુષ્ય જ્ઞાનવાન અને કૃતકૃત્ય થશે.

---

## શ્રીમદ્ભગવદ્ગીતા—દૈવાસુરસંપદ્વિભાગયોગ

શ્રીભગવાન બોલ્યા—નિર્ભયતા, અન્તઃકરણની નિર્મળતા, જ્ઞાન અને યોગને વિષે નિષ્ઠા, દાન, ઇન્દ્રિયોનું દમન, ત્યાગ, શાન્તિ, નિન્દા ન કરવી, દયા, લોલુપતાનો અભાવ, મૃદુતા, દુરાચારથી લજ્જા, અચંચળતા, તેજ, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, દ્રોહ ન કરવો તથા અભિમાનનો ત્યાગ—આટલા ગુણો હે અર્જુન! દૈવી સમ્પત્તિ તરફ વળેલા મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન—આ ગુણો આસુરી ભાવો તરફ વળેલા માણસોમાં ઉત્પન્ન થાય છે. દૈવી ભાવો મોક્ષ તરફ લઈ જાય છે અને

આસુરી ભાવો બંધનમાં નાખે છે. માટે હે અર્જુન! તું શોક ન કર. કારણ, તું દૈવી સમ્પત્તિ તરફ વળેલો છે.

અર્જુન! આ લોકમાં પ્રાણીઓનો સમુદાય બે પ્રકારનો છે. એક તો દૈવી પ્રકૃતિવાળો અને બીજો આસુરી પ્રકૃતિવાળો. તેમાં દૈવી પ્રકૃતિવાળા વિષે તો વિસ્તારપૂર્વક કહેવાઈ ગયું. હવે તું આસુરી પ્રકૃતિવાળા વિષે સાંભળ. આસુરી સ્વભાવવાળા મનુષ્યો કરવા યોગ્ય અને ન કરવા યોગ્યને જાણતા નથી; નથી પવિત્રતા કે સદાચાર તેઓમાં હોતાં, તેમજ સત્ય પણ તેઓમાં હોતું નથી. તેઓ જગતને અસત્ય, આધાર વિનાનું અને ઈશ્વર વિનાનું કહે છે. કેવળ સ્ત્રી-પુરુષના સમાગમથી જ તે ઉત્પન્ન થએલું છે, અને તેથી તે કેવળ વિષયભોગ ભોગવવા માટે જ છે. આવી દૃષ્ટિ પકડીને તે ભયાનક કામો કરનારા અલ્પમતિવાળા દુષ્ટો જગતના શત્રુઓ થઈને તેનો નાશ કરવા માટે જ ઉત્પન્ન થાય છે. દમ્ભ, માન અને મદથી ભરાએલા તે લોકો કોઈ પણ પ્રકારે પૂરી ન થાય એવી કામનાઓથી મોહિત થઈ નીચ ઉપાયો દ્વારા સંસારમાં પ્રવૃત્ત થાય છે. તેઓ જગતના પ્રલય સુધીની અને પોતાના મૃત્યુ પર્યન્તની ચિંતાઓવાળા, કામ અને ભોગમાં જ તત્પર રહેનારા અને કામ અને ભોગમાં જ બધું આવી જાય છે એમ સમજનારા હોય છે. તેઓ સેંકડો આશાપાશોથી બંધાઈને કામ અને ક્રોધને પરાયણ થઈ કામ અને ભોગ માટે અન્યાય દ્વારા ધનસંચય કરવાનો પ્રયત્ન કરે છે. તેઓ વિચારે છે કે આજ મેં આ મેળવ્યું અને હવે આ મનોરથને સફળ કરીશ, આટલું ધન તો મારી પાસે છે અને ફરી હવે આટલું મેળવીશ. આ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ હું મારીશ. હું મોટો ઐશ્વર્યશાળી છું, હું ભોગો ભોગવનાર છું, હું પ્રતિષ્ઠાવાળો છું, બળવાન છું, સુખી છું, ધનિક છું, કુટુંબ-કબીલાવાળો અને નાતજાતવાળો છું, મારા જેવો બીજો કોણ છે! હું યજ્ઞ કરીશ, દાન કરીશ, મોજ કરીશ. આ પ્રમાણે અજ્ઞાનથી મોહિત થએલા અનેક પ્રકારે ભ્રમિત ચિત્તવાળા અને મોહજાળથી ઘેરાએલા કામ-ભોગમાં અત્યન્ત આસક્ત થએલા તે લોકો અપવિત્ર નરકમાં પડે છે. પોતાના મનમાં પોતાને શ્રેષ્ઠ માનનારા ઘમંડી પુરુષો ધન અને માનના મદવાળા થઈને દંભથી વિધિ વિનાના માત્ર નામના જ યજ્ઞ કરે છે. અહંકાર, બળ, ઘમંડ, કામ અને ક્રોધનો આશ્રય લેનારા તે લોકો તેમના અને બીજાના દેહમાં એકરૂપે રહેલા એવા મારો દ્વેષ કરે છે. તેવા દ્વેષ કરનારા ક્રૂર નરાધમોને હું અશુભ એવી આસુરી યોનિઓમાં જ વારંવાર નાખું છું. હે કૌન્તેય! આસુરી યોનિને પ્રાપ્ત થએલા તે મૂઢલોકો જન્મોજન્મ તેથી પણ વધારે અધમ ગતિને પામે છે. કામ, ક્રોધ અને લોભ આ આત્માનો નાશ કરનારું ત્રણ પ્રકારનું નરકનું દ્વાર





છે. માટે આ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. અર્જુન! આ ત્રણે અજ્ઞાનરૂપ નરકના દ્વારથી મુક્ત થએલો મનુષ્ય પોતાના કલ્યાણનું આચરણ કરી શકે છે અને તેથી પરમ ગતિને પામે છે. જે પુરુષ આ શાસ્ત્રવિધિને છોડ

લઈને મનમાની રીતે વર્તે છે તે તેના ધ્યેયને પણ સિદ્ધ કરી શકતો નથી અને સુખને કે પરમ ગતિને પણ પામતો નથી. તેથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્યનો નિર્ણય કરવામાં તારે માટે શાસ્ત્ર જ પ્રમાણ છે. માટે શાસ્ત્રે તારે માટે જે કર્મ કરવાનું વિધાન કરેલું હોય તે જાણીને તારે કર્મ કરવું એ જ યોગ્ય છે. ૬-૨૪

## શ્રીમદ્ભગવદ્ગીતા—શ્રદ્ધાત્રયવિભાગયોગ

**અર્જુન બોલ્યો**—હે કૃષ્ણ! જે શાસ્ત્રવિધિને છોડી દઈને કેવળ શ્રદ્ધાથી જ પૂજન વગેરે કરે છે તેમની ગતિ કેવી થાય છે? સાત્ત્વિક, રાજસી કે તામસી? ૧

**શ્રીભગવાન બોલ્યા**—મનુષ્યોને સ્વભાવથી જ સાત્ત્વિક, રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે. તે મારી પાસેથી તું સાંભળ. ભારત! બધા મનુષ્યોની શ્રદ્ધા તેમના અન્તઃકરણની શુદ્ધિ અનુસાર હોય છે. દરેક મનુષ્ય જેવો છે તેવો તેની શ્રદ્ધાને લીધે જ થએલો હોય છે. અને જેવી જેની શ્રદ્ધા થાય તેવો તે થાય છે. સાત્ત્વિક શ્રદ્ધાવાળા પુરુષો દેવોને ભજે છે, રાજસી શ્રદ્ધાવાળાએ યક્ષો અને રાક્ષસોને ભજે છે



અને બીજા તામસી શ્રદ્ધાવાળા ભૂતપ્રેત વગેરેને ભજે છે. જે મનુષ્યો દમ્ભ અને અહંકારવાળા છે તેમજ કામનાઓ, આસક્તિ અને બળથી પ્રેરાઈને શાસ્ત્રીય વિધિ વિનાનું કેવળ પોતાના મનથી કલ્પેલું તપ કરીને શરીરમાં રહેલાં પાંચ ભૂતોને તથા અન્તર્યામી એવા મને પણ કષ્ટ આપે છે તેમને આસુરી નિશ્ચયવાળા જાણ. આહાર પણ સૌને પોતપોતાની પ્રકૃતિ અનુસાર ત્રણ પ્રકારનો પ્રિય હોય છે અને તે પ્રમાણે યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારનાં પ્રિય હોય છે. તેમનો આ ભેદ તું સાંભળ. ૨-૭



આયુષ્ય, સાત્ત્વિકતા, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારા રસયુક્ત, ચિકણા, પૌષ્ટિક તથા મનને ગમે તેવા આહાર સાત્ત્વિક લોકોને પ્રિય હોય છે. કડવા, ખાટા, ખારા, ખૂબ ગરમ, તીખા તમતમતા, સૂકા અને દાહ કરનારા આહારો રાજસ મનુષ્યોને પ્રિય હોય છે, અને તે દુઃખ, શોક તથા રોગ ઉત્પન્ન કરનારા હોય છે. પહોરવાર સુધી પડી રહેલું, ઊતરી ગએલું, દુર્ગંધયુક્ત, વાસી ઉચ્છિષ્ટ અને અપવિત્ર ભોજન તામસ લોકોને પ્રિય હોય છે. ફળની આકાંક્ષા રહિત મનુષ્યો કર્તવ્ય સમજીને વિધિપૂર્વક જે યજ્ઞ કરે છે તે સાત્ત્વિક છે, ફળની આકાંક્ષા રાખીને તેમજ દંભ કરવા માટે જે યજ્ઞ થાય છે તે રાજસ યજ્ઞ છે, શાસ્ત્રવિધિ રહિત, અન્નદાન રહિત, મન્ત્ર રહિત, દક્ષિણા રહિત અને શ્રદ્ધા રહિત જે યજ્ઞ કરવામાં આવે છે

એને તામસ યજ્ઞ કહે છે. દેવતા, બ્રાહ્મણ, ગુરુ અને



જ્ઞાની જનોનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા—આ શારીરિક તપ કહેવાય છે, કોઈને ઉદ્વેગ



ન કરનારી સત્ય, પ્રિય અને હિત કરનારી વાણી બોલવી તથા સદ્ગ્રન્થોનું પઠન કરવું તે વાણીનું તપ કહેવાય છે. મનની પ્રસન્નતા, સૌમ્ય ભાવ, મૌન, આત્મ-સંયમ અને ભાવનાશુદ્ધિ મનનું તપ કહેવાય છે. આ ત્રણ પ્રકારનું તપ જ્યારે પરમ શ્રદ્ધાથી યુક્ત થઈ ફળની આકાંક્ષા વગર કરવામાં આવે છે ત્યારે સાત્ત્વિક કહેવાય છે. કોઈનો સત્કાર, ખુશામત અથવા પૂજા માટે જે તપ થાય છે તે ક્ષણિક અને અનિશ્ચિત ફળ આપનારું રાજસ તપ કહેવાય છે. જે મૂઢતાપૂર્વક હઠથી મન, વાણી અને શરીરને પીડા થાય તેવી રીતે બીજાનું અનિષ્ટ કરવાના હેતુથી તપ કરાય છે તેને તામસ તપ કહેલું છે. દાન આપવું એ ફરજ એવી બુદ્ધિથી, આપેલા દાનનું



સારું મળવાની આશા વગર યોગ્ય સમયે યોગ્ય વ્યક્તિને જે દાન આપવામાં આવે છે તે સાત્ત્વિક કહેવાય છે. પરન્તુ જે બદલો મેળવવા માટે અથવા ફળની આશાથી કચવાતા મને દાન આપવામાં આવે છે તે રાજસ દાન છે. જે દાન સત્કાર વગર, તિરસ્કારથી અને અયોગ્ય દેશકાળમાં કુપાત્રને આપવામાં આવે છે તેને તામસ કહેલું છે. ૮–૧૨.

'ૐ તત્ સત્' આ ત્રણ શબ્દો બ્રહ્મના વાચક છે. તેનાથી પૂર્વે બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો નિર્મિત થયા છે. માટે બ્રહ્મને જપનારાઓ ૐ એવો ઉચ્ચાર કરીને વિધિપૂર્વક યજ્ઞ, દાન અને તપ વગેરેમાં પ્રવૃત્ત થાય છે. 'તત્' એટલે 'સર્વ તે પરબ્રહ્મ જ છે' એવી ધારણાપૂર્વક 'તત્' નો ઉચ્ચાર કરીને ફળની આકાંક્ષા રાખ્યા વિના મુમુક્ષુઓ કેવળ મોક્ષ માટે યજ્ઞ, દાન અને તપ વગેરે કરે છે. 'સત્' આ પરમાત્માનું નામ સદ્ભાવમાં અને શુદ્ધ ભાવમાં વપરાય છે. તથા કલ્યાણકારક કર્મો માટે પણ સત્ શબ્દનો પ્રયોગ થાય છે. યજ્ઞ, તપ અને દાન વગેરેમાં દૃઢતા એ પણ સત્ કહેવાય છે. ઈશ્વરપ્રીત્યર્થે જે કર્મ હોય તે પણ સત્ કહેવાય છે. હે અર્જુન! અશ્રદ્ધાથી યજ્ઞ, દાન, તપ કે જે કંઈ કરવામાં આવે છે તે 'અસત્' કહેવામાં આવે છે. તે અહિં કે પરલોકમાં કલ્યાણકારક થતું નથી. ૨૩–૨૮

**અર્જુન બોલ્યો**—હે મહાબાહો! હે હૃષીકેશ! હું સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ જુદું જુદું સાંભળવા ઇચ્છું છું. ૧

**શ્રી ભગવાન બોલ્યા**—ફળની ઇચ્છાથી કરવામાં આવતાં એવાં કર્મોના ત્યાગને જ્ઞાનીઓ સંન્યાસ કહે છે અને સર્વ કર્મોના ફળના ત્યાગને વિવેકી પુરુષો ત્યાગ કહે છે. કેટલાક વિદ્વાનો એમ કહે છે કે કર્મમાત્ર દોષયુક્ત છે તેથી તેમને છોડી દેવાં જોઈએ અને બીજા કહે છે કે યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી. પુરુષશ્રેષ્ઠ અર્જુન! સંન્યાસ અને ત્યાગ એ બન્નેમાં પહેલાં તું ત્યાગ વિષે મારો નિશ્ચય સાંભળ—ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી, પણ તે તો અવશ્ય કરવા યોગ્ય છે. કારણ કે યજ્ઞ, દાન અને તપનું કર્મ તો વિદ્વાનોને માટે પણ અન્તઃકરણને પવિત્ર કરનાર છે. પરન્તુ આ કર્મ પણ આસક્તિ અને ફળની ઇચ્છાને છોડીને જ કરવાં ઉત્તમ છે એવો મારો મત છે. હવે નિષિદ્ધ અને કામ્ય કર્મોનો ત્યાગ તો યોગ્ય જ છે. (કામ્ય કર્મો એટલે કેવળ ફળભોગવવાની ઇચ્છાથી કરવામાં આવતાં કર્મો) પરન્તુ જે કર્મો આપણા ઉપર કર્તવ્ય તરીકે નિયત થએલાં હોય તેમનો ત્યાગ કરવો ઉચિત નથી. છતાં આપણે અજ્ઞાનવશ તેમનો પણ ત્યાગ કરી દઈએ તો તે તામસ ત્યાગ કહેવાય. કર્મ કરવામાં બહુ દુઃખ-માથાકૂટ રહેલી છે એમ સમજીને શારીરિક કષ્ટના ભયથી જે કર્મો છોડી દેવાય છે, તે રાજસ ત્યાગ છે. આવો ત્યાગ કરનારને ત્યાગનું ફળ મળતું નથી. આ કાર્ય કરવાનો મારો ધર્મ છે એમ સમજીને પ્રાપ્ત થએલાં કર્મને આસક્તિ અને ફળની ઇચ્છાનો ત્યાગ કરીને જે મનુષ્ય કરતો રહે છે તે ત્યાગ સાત્ત્વિક મનાયો છે. આવો સાત્ત્વિક ત્યાગી બુદ્ધિમાન અને સંશયરહિત હોઈ મુશ્કેલ કામોનો દ્વેષ કરતો નથી અને કેવળ સરળ કામોમાં આસક્ત થઈ જતો નથી. શરીરધારીથી સમ્પૂર્ણ રીતે કર્મોને છોડી દેવાવાં શક્ય નથી. તેથી જે કર્મફળનો ત્યાગ કરીને વર્તે તે જ ખરો ત્યાગી કહેવાય છે. ઇષ્ટ ફળ, અનિષ્ટ ફળ અને મિશ્ર ફળ—આ કર્મોનું ત્રણ પ્રકારનું ફળ છે. તે કામનાવાળા મનુષ્યોને બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે, પરન્તુ અન્તરથી કર્મફળનો ત્યાગ કરીને કર્મ કરનારા સંન્યાસીઓને પ્રાપ્ત થતું નથી. ૨–૧૨

હે મહાબાહો! સાંખ્ય શાસ્ત્રમાં કર્મ સંબંધી નિર્ણયને અન્તે સમ્પૂર્ણ કર્મોને સિદ્ધ કરનારાં આ પાંચ કારણો બતાવવામાં આવ્યાં છે; તે સાંભળ—દેહ-કાયા, કર્તા, જુદાં-જુદાં સાધન, જુદીજુદી ક્રિયાઓ અને પાંચમું દૈવ. મન, વાણી અને શરીરથી મનુષ્ય જે કંઈ નીતિવાળું અથવા નીતિવિરુદ્ધનું કર્મ કરે છે તેમાં આ પાંચ કારણો હોય છે. પરન્તુ આમ હોવા છતાં પણ જે મનુષ્ય ટુંકી બુદ્ધિને લીધે કેવળ પોતાને એકલાને જ કર્મોનો કર્તા માને છે તે અજ્ઞાની યથાર્થ સમજતો નથી. કર્મોના થવામાં જેને "હું કર્તા છું" એવો અહંકાર નથી, જેની બુદ્ધિ તે કર્મની સિદ્ધિ–અસિદ્ધિમાં—તેના ફળમાં લુબ્ધ થએલી નથી તે તો આ બધા લોકોને મારી નાખે તો પણ ખરી રીતે તે મારતો નથી અને બંધનમાં પડતો * નથી. કર્મની પ્રેરણામાં ત્રણ તત્ત્વો રહેલાં છેઃ—જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય (જાણનાર, જાણવાની વસ્તુ અને જ્ઞાન). અને કર્તા, ઇન્દ્રિયો અને કર્મ આ ત્રણ કર્મનાં અંગો છે. ૧૩–૧૮

ગુણોની ગણતરી કરનાર શાસ્ત્રમાં જ્ઞાન, કર્મ અને કર્તાને પણ ગુણોના ભેદથી ત્રણત્રણ પ્રકારનાં કહેલાં છે. તેમને પણ તું સાંભળ—જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વ ભૂતોમાં એકરૂપે રહેલા અવિનાશી આત્માને જોઈ શકે તે જ્ઞાનને તું સાત્ત્વિક જાણ; અને જે જ્ઞાનથી મનુષ્ય જુદાંજુદાં દેખાતાં સર્વ ભૂતોમાં જુદાજુદા ભાવોને વહેંચાએલા જુએ તે જ્ઞાનને તું રાજસ જ્ઞાન જાણ. તથા જે જ્ઞાન એક જ કાર્યમાં સમ્પૂર્ણ સાર માની તેના સ્વરૂપને સમજ્યા વિના વગર વિચાર્યે તેમાં આસક્ત થઈ જાય છે તેને તામસ જ્ઞાન કહેલું છે. કર્તવ્ય તરીકે નિયત થએલું જે કર્મ રાગદ્વેષ અને આસક્તિ

* આ ઉપર મહાત્મા ગાંધીજીએ જણાવ્યું છે કે, "જેની અહંતા ખાખ થઈ ગઈ છે, જેની બુદ્ધિમાં લેપ પણ મેલ નથી, તે ભલે આખા જગતને હણે એમ કહીએ. પણ જેનામાં અહંતા નથી તેને શરીર જ નથી, જેની બુદ્ધિ વિશુદ્ધ છે તે ત્રિકાળદર્શી છે. આવો પુરુષ તો કેવળ એક ભગવાન છે. તે કરતો છતો અકર્તા છે, હણતો છતો અહિંસક છે. તેથી મનુષ્ય પાસે તો એક, ન હણવાનો અને શિષ્ટાચાર—શાસ્ત્ર જ માર્ગ છે."

**સંજય બોલ્યો**—આ પ્રમાણે મેં ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુનનો આ અદ્ભુત અને રોમાંચકારી સંવાદ સાંભળ્યો. શ્રી વ્યાસ ભગવાનની કૃપાથી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરીને મેં આ પરમ ગુહ્ય યોગને, અર્જુન પ્રત્યે કહી રહેલા કૃષ્ણ પાસેથી પ્રત્યક્ષ સાંભળ્યો છે. રાજન્! ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનના આ રહસ્યયુક્ત, કલ્યાણકારક અદ્ભુત સંવાદનું વારંવાર સ્મરણ કરીને હું હર્ષિત થઈ રહ્યો છું. રાજન્! શ્રીહરિનું તે અત્યન્ત અદ્ભુત રૂપ સંભારીસંભારીને મારા ચિત્તમાં મહાન આશ્ચર્ય થઈ રહ્યું છે અને હું વારંવાર હરખાઉં છું. રાજન્! જ્યાં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ છે અને ગાંડીવધનુષધારી અર્જુન છે, ત્યાં શ્રી, વિજય, વૈભવ અને અવિચળ નીતિ છે એવો મારો મત છે. ૭૪-૭૮

## રાજા યુધિષ્ઠિરનું ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્યની પાસે જઈ તેમને પ્રણામ કરીને યુદ્ધ કરવા માટે આજ્ઞા અને આશીર્વાદ માગવું

**વૈશમ્પાયન કહે છે**—રાજન્! ગીતા સ્વયં કમલનાભ ભગવાન વિષ્ણુના મુખકમલમાંથી નીકળી છે. તેથી તેનું સારી રીતે અધ્યયન કરવું જોઈએ. બીજાં ઘણાં શાસ્ત્રો સેવવાથી શું લાભ છે? ગીતામાં સર્વ શાસ્ત્રોનો સમાવેશ થઈ જાય છે, ભગવાન સર્વદેવમય છે. ગંગમાં સકળ તીર્થોનો વાસ છે, મનુ સર્વવેદમય છે, ગીતા, ગંગા, ગાયત્રી અને ગોવિંદ-આ ચાર હૃદયમાં રહે તો ફરી જન્મ લેવો પડતો નથી. શ્રીકૃષ્ણે ભારતના અમૃતરૂપ સારતત્ત્વ ગીતા અર્જુનરૂપ અગ્નિમાં હોમ્યું છે.

**સંજયે કહ્યું**—ત્યારે અર્જુનને બાણ અને ગાંડીવ ધનુષ ધારણ કરેલો જોઈને મહારથીઓએ ફરી સિંહનાદ કર્યો. તે વખતે પાંડવો, સોમકો અને તેમના અનુયાયી રાજાઓ પ્રસન્ન થઈને શંખ વગાડવા લાગ્યા, તથા એકદમ ભેરી, પેશી, કકચ, રણશીંગાં વગેરે યુદ્ધનાં વાજિંત્રો વાગવાથી ત્યાં મહાન શબ્દ થવા લાગ્યો.

આ પ્રમાણે બન્ને બાજુની સેનાને યુદ્ધને માટે તૈયાર જોઈ મહારાજ યુધિષ્ઠિર પોતાનું કવચ અને શસ્ત્રોને છોડીને રથથી ઊતરી પડ્યા. અને હાથ જોડીને ઉતાવળા પૂર્વબાજુ શત્રુની સેના તરફ ભીષ્મપિતામહ સામે જોતા પગે ચાલીને જ જવા લાગ્યા. તેમને આ પ્રમાણે જતા જોઈ અર્જુન પણ રથથી કૂદી પડ્યો અને બધા ભાઈઓ સાથે તેમની પાછળ પાછળ જવા લાગ્યો. ભગવાન શ્રીકૃષ્ણ અને બીજા મુખ્ય મુખ્ય રાજાઓ પણ બહુ ઉત્સુકતાથી તેમની પાછળ ગયા. ત્યારે અર્જુને યુધિષ્ઠિરને પૂછ્યું: 'રાજન્! આપનો શું વિચાર છે? આપ અમને છોડીને પગે ચાલતા, વિનાશસ્ત્રોએ શત્રુની સેનામાં શા માટે જઈ રહ્યા છો?' ભીમસેન બોલ્યો: 'રાજન્! શત્રુપક્ષના સૈનિકો કવચ ધારણ કરીને યુદ્ધને માટે તૈયાર ઊભા છે. આવી સ્થિતિમાં આપ ભાઈઓને છોડીને કવચ અને શસ્ત્રો મૂકીને ક્યાં જવા ચાહો છો?' નકુળે કહ્યું: 'મહારાજ! આપ અમારા મોટા ભાઈ છો, આપ આ પ્રમાણે જઈ રહ્યા છો તેથી અમને બહુ ભય લાગે છે. બતાવો તો ખરા કે આપ ક્યાં જશો?' સહદેવે પૂછ્યું: 'રાજન્! આ મહાભયાનક રણસ્થલીમાં આવી ગયા પછી આપ અમને છોડીને આ શત્રુઓ તરફ ક્યાં જઈ રહ્યા છો?'



ભાઈઓએ આ પ્રમાણે પૂછવા છતાં પણ મહારાજ યુધિષ્ઠિરે કશો ઉત્તર આપ્યો નહિ, તેઓ ચૂપચાપ ચાલતા જ રહ્યા. ત્યારે ચતુરચૂડામણિ શ્રીકૃષ્ણે હસીને કહ્યું: 'હું તેમનો અભિપ્રાય સમજી ગયો છું. તેઓ ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્ય વગેરે બધા ગુરુજનોની આજ્ઞા લઈને તેમની સાથે યુદ્ધ કરશે. મારો આવો મત છે કે જે પુરુષ પોતાના ગુરુજનોની આજ્ઞા વિના જ તેમની સાથે યુદ્ધ કરવા લાગે છે તેને તેઓ શાપ આપી છે. અને જે શાસ્ત્ર અનુસાર તેમની

અભિવાદન કરી તેમની આજ્ઞા લઈ સંગ્રામ કરે છે તેનો અવશ્ય વિજય થાય છે.

આ બાજુ જ્યારે શ્રીકૃષ્ણ આ પ્રમાણે કહી રહ્યા હતા ત્યારે કૌરવોની સેનામાં બહુ કોલાહલ થવા લાગ્યો. કેટલાક લોક દિંગ થઈને ઉભા રહ્યા. દુર્યોધનના સૈનિકોએ યુધિષ્ઠિરને આવતાં જોયા તો તેઓ આપસમાં કહેવા લાગ્યા; 'ઓહો! આ જ કુલકલંક યુધિષ્ઠિર છે. જુઓ, હવે આ ડરીને પોતાના ભાઈઓ સહિત શરણે થવા માટે ભીષ્મજીની પાસે જઈ રહ્યા છે. અરે! તેની પાછળ તો અર્જુન, ભીમ, નકુળ અને સહદેવ જેવા વીરો છે; તો પણ તેને ભયે શાથી દબાવી દીધો!' આ પ્રમાણે કહીને પછી તે સૈનિકો કૌરવોની પ્રશંસા કરવા લાગ્યા અને પ્રસન્ન થઈને પોતાની ધ્વજાઓ ફરકાવવા લાગ્યા. આ પ્રમાણે યુધિષ્ઠિરને ધિક્કારીને એ બધા વીરો યુધિષ્ઠિર ભીષ્મને શું કહે છે તથા રણબાંકુરા ભીમસેન તથા શ્રીકૃષ્ણ અને અર્જુન આ મામલામાં શું બોલે છે તે સાંભળવા માટે ચુપ થઈ ગયા. આ વખતે મહારાજ યુધિષ્ઠિરના આવા વર્તનથી બન્ને પક્ષની સેનાઓ મોટા સંદેહમાં પડી ગઈ.

મહારાજ યુધિષ્ઠિર શત્રુઓની સેનાની વચ્ચે થઈને



ભીષ્મની પાસે પહોંચ્યા અને બન્ને હાથથી તેમના ચરણ પકડીને કહેવા લાગ્યા; 'હે અજેય પિતામહ! હું આપને પ્રણામ કરું છું. હવે મારે આપની સાથે યુદ્ધ કરવું પડશે. આપ મને આજ્ઞા આપો અને સાથે આશીર્વાદ આપવાની પણ કૃપા કરો.'

ભીષ્મે કહ્યું—યુધિષ્ઠિર! આ સમયે જો તમે મારી પાસે ન આવત તો હું તમને તમારો પરાજય થવાનો શાપ આપી દેત. પરન્તુ હવે હું તમારા પર બહુ પ્રસન્ન છું, તમે યુદ્ધ કરો, તમારો જય થશે અને આ યુદ્ધમાં તમારી બીજી બધી ઇચ્છાઓ પણ પૂરી થશે. તે સિવાય પણ તમારે કોઈ વર માગવાની ઇચ્છા હોય તો માગી લો. કારણ કે એથી તમારો પરાજય નહિ થઈ શકે. રાજન્! આ પુરુષ અર્થનો દાસ છે. અર્થ કોઈનો દાસ નથી. આજ સત્ય છે. અને અર્થથી જ કૌરવોએ મને બાંધી રાખ્યો છે. આથી જ હું તમારી સાથે નપુંસકના જેવી (ન્યાયથી હીન પક્ષમાં રહી લડવાની) વાતો કરી રહ્યો છું. બેટા! યુદ્ધ તો મારે કૌરવો તરફથી જ કરવું પડશે, પરન્તુ તે સિવાય તમે જે કંઈ કહેવા ચાહતા હોય તે કહો.'

યુધિષ્ઠિરે કહ્યું—આપને તો કોઈ જીતી નથી શકતો. તેથી જો આપ અમારું હિત ચાહો છો તો બતાવો કે આપને અમે યુદ્ધમાં કેવી રીતે જીતી શકીએ?

ભીષ્મ બોલ્યા—કુન્તીનન્દન! સંગ્રામભૂમિમાં યુદ્ધ કરતી વખતે મને જીતી શકે એવો તો મને કોઈ દેખાતો નથી. બીજો પુરુષ તો શું સ્વયં ઇન્દ્રની પણ એવી શક્તિ નથી. તે સિવાય મારા મૃત્યુનો પણ એવો કોઈ ચોક્કસ વખત નથી. તેથી તમે મને કોઈ બીજા વખતે મળજો.

ત્યારે મહાબાહુ યુધિષ્ઠિરે ભીષ્મની તે વાત માથા ઉપર ધારણ કરી અને પછી તેમને પ્રણામ કરીને આચાર્ય દ્રોણના રથ તરફ ચાલ્યા. તેમણે આચાર્યને પ્રણામ કરી તેમની પરિક્રમા કરી અને પછી પોતાના કલ્યાણને માટે કહ્યું; 'ભગવન્! મારે આપની સાથે યુદ્ધ કરવું પડશે. તેને માટે હું આપની આજ્ઞા માગું છું કે જેથી મને કંઈ પાપ ન લાગે. આપ મને તે પણ બતાવવાની કૃપા કરો કે હું શત્રુઓને કેવી રીતે જીતી શકીશ!'




દ્રોણાચાર્યે કહ્યું—રાજન્! જો તમે યુદ્ધનો નિશ્ચય કરીને પછી મારી પાસે ન આવ્યા હોત તો હું તમારા પરાજયનો તમને શાપ આપી દેત. પરન્તુ તમારા આ સન્માનથી હું પ્રસન્ન છું. તમે યુદ્ધ કરો, તમારો જય થશે. હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. બતાવો તમે શું ચાહો છો? આ સ્થિતિમાં તમારી તરફથી યુદ્ધ કરવા સિવાયનું, જે તમારી ઇચ્છા હોય તે મારી પાસેથી માગો. કારણ કે પુરુષ અર્થનો દાસ છે. અર્થ કોઈનો દાસ નથી, આ જ સત્ય છે. અને અર્થથી જ કૌરવોએ મને બાંધી લીધો છે, તેથી જ હું નપુંસકની પેઠે તમને આ કહી રહ્યો છું, કે તમે **પોતાના તરફથી યુદ્ધ કરવા સિવાયનું** મારી પાસેથી શું ચાહો છો. હું યુદ્ધ તો કૌરવોની તરફથી જ કરીશ તો પણ વિજય તમારો જ ઇચ્છું છું.

યુધિષ્ઠિરે કહ્યું—મહાન્! આપ કૌરવો તરફથી જ યુદ્ધ કરો. પરન્તુ હું આ જ વર માગું છું કે આપ મારો વિજય ચાહો અને મને ઉપયોગી સલાહ આપો.

દ્રોણાચાર્ય બોલ્યા—રાજન્! તમારા સલાહકાર સ્વયં શ્રીકૃષ્ણ છે તેથી તમારો વિજય તો નિશ્ચિત છે. હું તમને યુદ્ધને માટે આજ્ઞા આપું છું. તમે રણાંગણમાં શત્રુઓનો સંહાર કરશો. જ્યાં ધર્મ રહે છે ત્યાં જ શ્રીકૃષ્ણ રહે છે; અને જ્યાં શ્રીકૃષ્ણ રહે છે ત્યાં જય રહે છે. કુન્તીનન્દન! હવે તમે જાઓ, યુદ્ધ કરો. અને તમારે પૂછવું હોય તે પૂછો. હું તમને શું સલાહ દઉં?

યુધિષ્ઠિરે કહ્યું—આચાર્ય! આપને પ્રણામ કરીને હું એ જ પૂછું છું કે આપના વધનો શો ઉપાય છે?

દ્રોણાચાર્ય બોલ્યા—રાજન્! સંગ્રામભૂમિમાં રથ પર આરૂઢ થઈ જ્યારે હું ક્રોધમાં ભરાઈને બાણો વરસાવીશ ત્યારે મને મારી શકે એવો તો કોઈ શત્રુ મને દેખાતો નથી—આ હું તમને ખરેખરું કહું છું. બીજી તમને હું એક સાચી વાત બતાવું છું કે જ્યારે કોઈ વિશ્વાસપાત્ર વ્યક્તિના મુખથી મને કોઈ અત્યન્ત અપ્રિય વાત સાંભળવામાં આવે તો હું સંગ્રામભૂમિમાં અસ્ત્ર ત્યજી દઉં છું.

દ્રોણાચાર્યની આ વાત સાંભળી રાજા યુધિષ્ઠિર તેમની આજ્ઞા લઈ આચાર્ય કૃપની પાસે ગયા અને તેમને પ્રણામ તથા પ્રદક્ષિણા કરીને કહેવા લાગ્યા: 'ગુરુજી! મારે આપની સાથે યુદ્ધ કરવું પડશે. તે માટે




હું આપની આજ્ઞા માગું છું, કે જેથી મને કોઈ પાપ ન લાગે. તે સિવાય આપની આજ્ઞા થતાં હું શત્રુઓને પણ જીતી શકીશ.'

કૃપાચાર્યે કહ્યું—રાજન્ ! યુદ્ધનો નિશ્ચય થતાં જો તમે મારી પાસે ન આવ્યા હોત તો હું તમને 'શાપ' આપી દેત. પુરુષ અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી. અને અર્થથી જ કૌરવોએ મને બાંધી રાખ્યો છે. તેથી યુદ્ધ તો મારે તેમના જ તરફથી કરવું પડશે એવો મારો નિશ્ચય થાય છે. તેથી જ નપુંસકની માફક મારે આ કહેવું પડે છે કે 'તમારા તરફથી યુદ્ધ કરવા સિવાય તમારી જે ઇચ્છા હોય તે માગી લો.'

યુધિષ્ઠિરે કહ્યું—આચાર્ય ! સાંભળો. તેથી જ હું આપને પૂછું છું... ... ... ...

આટલું કહીને ધર્મરાજ વ્યથિત થઇને અચેત જેવા થઈ ગયા અને કોઇ શબ્દ ન બોલી શક્યા. ત્યારે તેમનો આશય સમજીને કૃપાચાર્યે કહ્યું; 'રાજન્! મને કોઈ મારી નથી શકતો. પરન્તુ તેની કોઇ ચિન્તા ન કરો. જીત તમારી જ થશે. આ વખતે તમે અહીં આવ્યા છો તેથી મને બહુ પ્રસન્નતા થઇ છે. હું દરરોજ ઊઠીને તમારો જ વિજય ઇચ્છીશ-આ હું તમને સાચેસાચું કહું છું.'

કૃપાચાર્યની આ વાત સાંભળી રાજા યુધિષ્ઠિર તેમની આજ્ઞા લઈ મદ્રરાજ શલ્ય પાસે ગયા તથા તેને પ્રણામ કરી પોતાના હિતને માટે કહ્યું; 'રાજન્ ! મારે આપની સાથે યુદ્ધ કરવું પડશે. હું તે માટે આપની પાસે આજ્ઞા માગું છું, જેથી મને કંઈ પાપ ન લાગે. તથા આપની આજ્ઞા થતાં હું શત્રુઓને પણ જીતી શકીશ.'



શલ્યે કહ્યું—રાજન્ ! યુદ્ધનો નિશ્ચય કર્યા પછી જો તમે મારી પાસે ન આવ્યા હોત તો હું તમારા પરાજયનો તમને શાપ આપી દેત. પરન્તુ આ વખતે આવીને તમે મારું સમ્માન કર્યું છે. તેથી હું તમારા પર પ્રસન્ન છું. તમારી ઇચ્છા પૂર્ણ થાઓ. હું તમને આજ્ઞા દઉં છું કે તમે યુદ્ધ કરો. જય તમારો જ થશે. તમારી બીજી કોઇ અભિલાષા હોય તો મને કહો. **પુરુષ અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી આ જ વાત સત્ય છે.** અને આ અર્થથી જ કૌરવોએ મને બાંધી દીધો છે. તેથી જ મારે નપુંસકની જેમ પૂછવું પડે છે કે તમારા તરફથી યુદ્ધ કરવા સિવાય તમે મારી પાસેથી શું ચાહો છો. તમે મારા ભાણેજ છો. તમારી જે ઇચ્છા હશે તે હું પૂર્ણ કરીશ.

યુધિષ્ઠિરે કહ્યું—મામા ! મેં સૈન્ય એકત્રિત કરતી વખતે મેં આપને જે પ્રાર્થના કરી હતી તે જ હું માગું છું. કર્ણ સાથે અમારું યુદ્ધ થાય તે વખતે તમે તેના તેજનો નાશ કરતા રહેશો.

શલ્ય બોલ્યો—કુન્તીનન્દન ! તમારી ઇચ્છા પૂર્ણ થશે. જાઓ, નિશ્ચિન્ત થઈને યુદ્ધ કરો. તમારી વાત પૂરી કરવાની હું પ્રતિજ્ઞા કરું છું.

સંજય કહે છે—રાજન્ ! મદ્રરાજ શલ્યની આજ્ઞા લઇ રાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સહિત તે વિશાળ સેનામાંથી બહાર આવી ગયા. આ દરમ્યાન શ્રીકૃષ્ણ કર્ણની પાસે ગયા અને તેને કહ્યું કે 'મેં સાંભળ્યું છે કે ભીષ્મજી સાથે દ્વેષ હોવાથી તમે યુદ્ધ નહિં કરો. જો એમ હોય તો જ્યાંસુધી ભીષ્મ માર્યા જાય નહિ ત્યાંસુધી તમે અમારી બાજુ આવી જાઓ. તેમના માર્યા ગયા પછી જો તમને દુર્યોધનને સહાયતા કરવી યોગ્ય લાગે તો પાછા તમે અમારી સામે આવીને યુદ્ધ કરજો.'

કર્ણે કહ્યું—કેશવ ! હું દુર્યોધનનું અપ્રિય કદી નહિ કરું. આપ મને દુર્યોધનનો પ્રાણથી પણ વધુ હિતેચ્છુ સમજો.

કર્ણની આ વાત સાંભળી કૃષ્ણ ત્યાંથી પાછા ફર્યા, અને પાંડવોને આવી મળ્યા. ત્યારબાદ મહારાજ યુધિષ્ઠિરે

સેનાની વચ્ચે ઊભા રહીને ઉચ્ચ સ્વરથી કહ્યું, 'જે વીર અમને સાથ આપવા ચાહતો હોય તેનું સ્વાગત કરવા માટે હું તૈયાર છું. આ સાંભળી યુયુત્સુ પ્રસન્ન થયો. તેણે પાંડવો તરફ જોઈને ધર્મરાજને કહ્યું; 'મહારાજ! જો આપ મારી સેવા સ્વીકારો તો હું આ મહાયુદ્ધમાં આપની તરફથી કૌરવોની સાથે યુદ્ધ કરીશ.'

યુધિષ્ઠિરે કહ્યું — યુયુત્સુ! આવો, આવો. આપણે બધા મળીને તમારા મૂર્ખ ભાઈઓની સાથે યુદ્ધ કરીએ. મહાબાહો! હું તમારું સ્વાગત કરું છું. તમે અમારી તરફથી સંગ્રામ કરો, જણાય છે કે મહારાજ ધૃતરાષ્ટ્રનો વંશ પણ તમારાથી જ ચાલશે અને તમારાથી જ તેમને પિંડ પણ મળશે.

રાજન્! પછી યુયુત્સુ દુન્દુભિઓના ઘોષ સાથે તમારા પુત્રોને છોડીને પાંડવોની સેનામાં ચાલ્યો ગયો. પછી ધર્મરાજ યુધિષ્ઠિરે પ્રસન્નતાપૂર્વક ભાઈઓ સાથે ફરી કવચ ધારણ કર્યું. બધા યોદ્ધા પોતપોતાના રથોમાં ચઢી ગયા અને પછી સેંકડો દુન્દુભિઓનો ઘોષ થવા લાગ્યો તથા યોદ્ધાઓ સિંહનાદ કરવા લાગ્યા. પાંડવોને રથમાં બેઠેલા જોઈને ધૃષ્ટદ્યુમ્ન વગેરે બધા રાજાઓને બહુ હર્ષ થયો. પાંડવોએ પૂજ્ય વડીલોનું માન કરીને પોતાની મ્હાનતાની બતાવી તે જોઈ રાજાઓએ તેમનો બહુ સત્કાર કર્યો તથા રાજાનો પ્રત્યેની તેમની સુહૃદતા, કૃપા અને દયાની બહુ ચર્ચા કરવા લાગ્યા.

---

## યુદ્ધનો આરંભ—બન્ને પક્ષના વીરોનું પરસ્પર ભીડાવું

રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! આ પ્રમાણે જ્યારે મારા પુત્રો અને પાંડવોની સેનાઓની વ્યૂહરચના થઈ ગઈ તો તે બન્નેમાંથી પહેલાં કોણે પ્રહાર કર્યો?

સંજયે કહ્યું—રાજન્! ત્યારે ભાઈઓ સહિત આપનો પુત્ર દુર્યોધન ભીષ્મને આગળ રાખીને સેના સહિત આગળ વધ્યો. આ પ્રમાણે ભીમસેનની આગેવાનીમાં બધા પાંડવવીરો પણ ભીષ્મ સાથે યુદ્ધ કરવા માટે પ્રસન્નતાથી આગળ ગયા અને બન્ને સેનાઓમાં ઘોર યુદ્ધ થવા લાગ્યું. પાંડવોએ આપણી સેના ઉપર આક્રમણ કર્યું અને આપણે તેમના પર હુમલો કર્યો. બન્ને બાજુથી એવા ભીષણ શબ્દ થઈ રહ્યા હતા કે જેમને સાંભળીને રૂંવાટાં ખડાં થઈ જાય. તે વખતે મહાબાહુ ભીમ તો સાંઢની માફક ગર્જી રહ્યો હતો. તેના તડૂકવાથી આપની સેનાનું હૃદય કાંપી ઊઠ્યું તથા સિંહની ગર્જના સાંભળવાથી જેમ બીજાં જંગલી પ્રાણીઓનાં મળમૂત્ર નીકળી પડે છે તેમ આપની સેનાનાં હાથી, ઘોડા વગેરે વાહનો પણ મળ-મૂત્ર છોડવા લાગ્યાં. ભીમસેન વિકટ રૂપ ધારણ કરીને આગળ વધવા લાગ્યો. આ જોઈ આપના પુત્રોએ જેમ વાદળો સૂર્યને ઢાંકી દે છે તેમ તેને બાણોથી ઢાંકી દીધો. આ વખતે દુર્યોધન, દુર્મુખ, દુઃસહ, શલ, દુઃશાસન, દુર્મર્ષણ, વિવિંશતિ, ચિત્રસેન, વિકર્ણ, પુરુમિત્ર, જય, ભોજ અને સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા—આ બધા મોટાંમોટાં ધનુષ ચઢાવીને વિષધર સર્પોના જેવાં બાણ છોડી રહ્યા હતા. આ પ્રમાણે મહત્યાગીઓના ભીષણ ટંકારની સાથે આ પહેલો સંગ્રામ થયો. બન્ને પક્ષના વીરોમાંથી કોઈએ પાછો પગ ન રાખ્યો.

આ પછી શાન્તનુનન્દન ભીષ્મ પોતાનું કાલદંડ સમાન ભીષણ ધનુષ લઈને અર્જુન ઉપર તૂટી પડ્યા અને પરમ તેજસ્વી અર્જુને પણ પોતાનું જગદ્વિખ્યાત ગાણ્ડીવ ધનુષ ચઢાવીને ભીષ્મ પર ઝપાટો લગાવ્યો. બન્ને કુરુવીરો એકબીજાને મારવાની ઇચ્છાથી યુદ્ધ કરવા લાગ્યા. ભીષ્મે અર્જુનને વિંધી નાખ્યો છતાં



પણ તે ખસક્યો નહિ. આ પ્રમાણે અર્જુન પણ ભીષ્મને સંગ્રામથી વિચલિત ન કરી શક્યો. આ જ વખતે સાત્યકિએ કૃતવર્મા પર આક્રમણ કર્યું. તેમનું પણ બહુ ભીષણ અને રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું. મહાધનુર્ધર કોસલરાજ બૃહદ્બલ સાથે અભિમન્યુ ભીડાયો હતો. તેણે

અભિમન્યુના રથની ધ્વજાને કાપી નાખી અને સારથીને પણ મારી નાખ્યો. આથી અભિમન્યુને બહુ ક્રોધ થયો. તેણે નવ બાણ છોડીને બૃહદ્બલને વિંધી દીધો તથા બે તીક્ષ્ણ બાણ છોડીને એકથી તેની ધ્વજા અને બીજાથી સારથી તથા રથનાં પૈડાંના રક્ષકને મારીને નીચે પાડ્યા. ભીમસેનનો આપના પુત્ર દુર્યોધન સાથે સંગ્રામ થઈ રહ્યો હતો. આ બન્ને મહાબળવાન યોદ્ધાઓ રણાંગણમાં એકબીજા ઉપર બાણોની વર્ષા કરી રહ્યા હતા. તે વિચિત્ર યુદ્ધ કરનાર વીરોને જોઈને બધાને બહુ વિસ્મય થતું હતું. આ જ વખતે દુઃશાસન મહારથી નકુળ સાથે ભીડાઈ ગયો તથા દુર્મુખ સહદેવ પર ચઢી આવ્યો અને બાણોની વર્ષા કરીને તેને વ્યાકુળ કરવા લાગ્યો. ત્યારે સહદેવે એક બહુ જ તીક્ષ્ણ બાણ છોડીને તેના સારથીને મારી નાખ્યો. પછી તે બન્ને વીરો પરસ્પર બદલો લેવાના વિચારથી એકબીજાને ભયંકર બાણોથી પીડિત કરવા લાગ્યા.



સ્વયં મહારાજ યુધિષ્ઠિર શલ્યની સામે આવ્યા. મદ્રરાજ શલ્યે તેમના ધનુષના બે ટુકડા કરી દીધા. ધર્મરાજે તુરત જ બીજું ધનુષ લઈને મદ્રરાજને બાણોથી ઢાંકી દીધો. ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યની સામે આવ્યો. દ્રોણાચાર્યે કુપિત થઈને તેના ધનુષના ત્રણ ટુકડા કરી દીધા, પછી એક કાળદંડ સમાન ભીષણ બાણ માર્યું, જે તેના શરીરમાં ઘુસી ગયું. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને બીજું ધનુષ લઈને ચૌદ બાણો છોડ્યાં અને દ્રોણાચાર્યને વિંધી દીધા. આ પ્રમાણે તે બન્ને વીર ક્રોધમાં ભરાઈને તુમુલ યુદ્ધ કરવા લાગ્યા. શંખે ખૂબ વેગથી સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા પર હુમલો કર્યો અને 'ઊભો રહે ઊભો રહે' એમ તેને લલકાર્યો. પછી તેણે તેનો જમણો હાથ કાપી નાખ્યો તથા ભૂરિશ્રવાએ શંખના ગળા અને ખાંધની નીચેના હાડકા પર પ્રહાર કર્યો. આ પ્રમાણે તે રણોન્મત્ત વીરોનું બહુ ભીષણ યુદ્ધ થવા લાગ્યું. રાજા બાહ્લીકને સંગ્રામમાં જોઈને ચેદીરાજ ધૃષ્ટકેતુ તેની સામે આવ્યો અને સિંહની માફક ગર્જના કરીને તેના પર બાણો વરસાવવા લાગ્યો. તેણે નવ બાણ છોડીને રાજા બાહ્લીકને વિંધી દીધો. પછી બન્ને વીરો ક્રોધમાં ભરાઈને પરસ્પર લડવા લાગ્યા. રાક્ષસરાજ અલમ્બુષની સાથે ક્રૂર કર્મ કરનાર ઘટોત્કચ ભીડાઈ ગયો. ઘટોત્કચે નેવું બાણ મારીને અલમ્બુષને છેદી નાખ્યો તથા અલમ્બુષે પણ ભીમપુત્ર ઘટોત્કચને અણીદાર બાણોથી ચાળણી–ચાળણી કરી દીધો. મહાબળી શિખંડીએ દ્રોણપુત્ર અશ્વત્થામા પર આક્રમણ કર્યું. ત્યારે અશ્વત્થામાએ તીક્ષ્ણ તીરોથી વિંધીને શિખંડીને અધીર કરી મૂક્યો. પછી શિખંડીએ પણ એક અત્યન્ત તીક્ષ્ણ બાણથી દ્રોણપુત્ર ઉપર ચોટ કરી. આ પ્રમાણે તેઓ સંગ્રામભૂમિમાં એકબીજા પર તરેહતરેહનાં બાણોથી પ્રહાર કરવા લાગ્યા.

સેનાનાયક વિરાટ મહારથી ભગદત્ત સાથે ભીડાઈ ગયો અને તેમનું ઘોર યુદ્ધ થવા લાગ્યું. મેઘ જેમ પર્વત પર જળ વરસાવે છે તેમ વિરાટે ભગદત્ત પર બાણોની વર્ષા કરી અને મેઘ જેમ સૂર્યને ઢાંકી દે છે તેમ ભગદત્તે વિરાટને પોતાનાં બાણોથી ઢાંકી દીધો. આચાર્ય કૃપે કેકયરાજ બૃહત્ક્ષત્ર પર હુમલો કર્યો અને પોતાનાં બાણોથી તેને પૂરેપૂરો ઢાંકી દીધો. આ પ્રમાણે કેકયરાજે કૃપાચાર્યને બાણોમાં ડુબાડી દીધા. તે બન્નેએ એકબીજાના ઘોડાઓને મારી નાખીને ધનુષ કાપી નાખ્યાં. આ પ્રમાણે રથહીન થવાથી તે બન્ને ખડ્ગયુદ્ધ કરવા માટે એક બીજાની સામસામે આવી ગયા. તે વખતે તેમનું બહુ ભીષણ અને કઠોર યુદ્ધ થયું. રાજા દ્રુપદે જયદ્રથ પર આક્રમણ કર્યું. જયદ્રથે ત્રણ બાણ છોડીને દ્રુપદને ઘાયલ કર્યો અને દ્રુપદે જયદ્રથને વિંધી

વીરો પર આક્રમણ કર્યું. તેનું આવું હસ્તલાઘવ (હાથની સ્ફૂર્તિ) જોઈને દેવતાઓ પણ પ્રસન્ન થઈ ગયા. તથા ભીષ્મ વગેરે મહારથીઓએ પણ તેને સાક્ષાત્ અર્જુન સમાન જ સમજ્યો. પછી કૃતવર્મા, કૃપ અને શલ્યે પણ અભિમન્યુને બાણોથી વિંધ્યો. પરન્તુ તે મૈનાક પર્વતની સમાન રણભૂમિથી જરાક પણ વિચલિત ન થયો. તથા કૌરવ વીરોથી ઘેરાએલો હોવા છતાં પણ તેણે તે પાંચે અતિરથીઓ ઉપર બાણોની ઝડી લગાવી દીધી તથા તેમનાં હજારો બાણો રોકીને ભીષ્મ પર બાણ છોડ્યો તે ભીષણ સિંહનાદ કરવા લાગ્યો.

રાજન્! પછી મહાબલી ભીષ્મે ખૂબ જ અદ્ભુત અને દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું અને અભિમન્યુ ઉપર હજારો બાણ છોડીને તેને બીલકુલ ઢાંકી દીધો. તેમનું આ કાર્ય બહુ જ અદ્ભુત હતું. ત્યારે વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ, ભીમ, સાત્યકિ, અને પાંચ કેકય દેશના રાજકુમાર—આ પાંડવ પક્ષના દશ મહારથીઓ ખૂબ ત્વરાથી અભિમન્યુની રક્ષા માટે દોડ્યા. તેમણે જેવો હુમલો કર્યો કે શાન્તનુનન્દન ભીષ્મે પાંચાલરાજ દ્રુપદને ત્રણ અને સાત્યકિને નવ બાણ માર્યાં. તથા એક બાણથી ભીમસેનની ધ્વજા કાપી નાખી. ત્યારે ભીમસેને ત્રણ બાણથી ભીષ્મને, એકથી કૃપાચાર્યને અને આઠ બાણથી કૃતવર્માને વિંધી દીધો. રાજા વિરાટના પુત્ર ઉત્તરે હાથી પર ચઢી વેગથી શલ્ય પર આક્રમણ કર્યું હાથીને ખૂબ વેગથી પોતાના રથ ઉપર આવતો જોઈ મદ્રરાજ શલ્યે બાણો દ્વારા તેના વેગને રોકી દીધો. આથી તે હાથી ચીડાઈ ગયો અને તેણે રથનાં જોતરાં પર પગ મૂકીને તેના ચારે ઘોડાઓને મારી નાખ્યા. ઘોડાઓ માર્યા જતાં ખાલી રથમાં બેઠેલા શલ્યે ઉત્તર ઉપર એક ભીષણ શક્તિ છોડી. તેનાથી ઉત્તરનું કવચ ફાટી ગયું. તેના હાથમાંથી અંકુશ અને તોમર વગેરે પડી ગયાં અને તે અચેત થઈને હાથી ઉપરથી નીચે પડ્યો. પછી શલ્ય તલવાર લઈને રથથી કૂદી પડ્યો અને તે હાથીની સૂંઢ કાપી નાખી. આથી તે હાથી ભયંકર ચિત્કાર કરતો મરણ પામ્યો. આ પરાક્રમ કરીને રાજા શલ્ય કૃતવર્માના રથ પર આવીને બેઠો.

જ્યારે વિરાટપુત્ર શ્વેતે પોતાના ભાઈ ઉત્તરને મરેલો અને શલ્યને કૃતવર્માની પાસે બેઠેલો જોયો ત્યારે તે ક્રોધથી સળગી ઊઠ્યો અને પોતાનું વિશાળ ધનુષ ચઢાવીને શલ્યને મારવા માટે દોડ્યો. તે બાણોની વર્ષા કરતો શલ્યના રથ તરફ ચાલ્યો. આ વખતે મદ્રરાજને મૃત્યુના મુખમાં જોઈ આપના પક્ષના સાત મહારથીઓએ તેને ચારે બાજુથી ઘેરી લીધો. કોસલરાજ બૃહદ્બલ, મગધરાજ જયત્સેન, શલ્યપુત્ર રુક્મરથ, કામ્બોજનરેશ સુદક્ષિણ, વિન્દ, અનુવિન્દ અને જયદ્રથ—આ સાતે વીરો શ્વેતના શિર પર બાણોની વર્ષા કરવા લાગ્યા. સેનાપતિ શ્વેતે સાત બાણોથી તે સાતેનાં ધનુષ કાપી નાખ્યાં. ત્યારે તે મહારથીઓએ શક્તિઓ લઈને ભીષણ ગર્જના સાથે તેમને શ્વેત પર છોડી. પરન્તુ અસ્ત્રવિદ્યામાં પારંગત શ્વેતે સાત જ બાણોથી તેમને પણ કાપી નાખી. પછી તેણે એક ભીષણ બાણ લઈને તેને રુક્મરથ પર છોડ્યું. તેની જોરદાર ચોટ લાગવાથી રુક્મરથ અચેત થઈને રથના પાછલા ભાગમાં બેસી ગયો. તેને અચેત જોઈને તેનો સારથી તુરત બધા લોકોના જોતાં-જોતાં તેને રણભૂમિની બહાર લઈ ગયો. પછી શ્વેતકુમારે છ બાણ ચઢાવીને તે છયે મહારથીઓની ધ્વજાઓની ટોચો કાપી નાખી, તથા તેમના ઘોડા અને સારથીઓને પણ વિંધ્યા. ત્યારપછી તે બધાઓને બાણોથી ઢાંકી દઈ તે શલ્ય તરફ ચાલ્યો. આથી આપની સેનામાં બહુ કોલાહલ થવા લાગ્યો. આ વખતે સેનાપતિ શ્વેતને શલ્ય તરફ જતો જોઈને આપનો પુત્ર દુર્યોધન ભીષ્મને આગળ કરીને આખી સેના સહિત શ્વેતની સામે આવ્યો અને મૃત્યુના મુખમાં પડેલા રાજા શલ્યને તેણે મુક્ત કર્યો. બસ, ખૂબ જ ઘોર અને રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું. તથા પિતામહ ભીષ્મ અભિમન્યુ, ભીમસેન, સાત્યકિ, કેકયરાજકુમાર, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ અને ચેદિ તથા મત્સ્યદેશના રાજાઓ પર બાણોની વર્ષા કરવા લાગ્યા.

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! જ્યારે રાજકુમાર શ્વેત શલ્યના રથની સામે પહોંચ્યો ત્યારે કૌરવો, પાંડવો અને શાન્તનુનન્દન ભીષ્મજીએ શું કર્યું તે મને બતાવો.

સંજયે કહ્યું—રાજન્! આ સમયે લાખો ક્ષત્રિય વીરો શ્વેતની રક્ષા કરી રહ્યા હતા. તેમણે પિતામહ ભીષ્મના રથને ઘેરી લીધો. બહુ જ ઘનઘોર યુદ્ધ થવા લાગ્યું. ભીષ્મે મારકાપ મચાવીને અનેક રથોને સૂના કરી દીધા. એ વખતે તેમનું પરાક્રમ બહુ અદ્ભુત હતું. આ બાજુ રાજકુમાર શ્વેતે પણ હજારો રથીઓને સાફ કરી દીધા. તેણે પોતાના તીક્ષ્ણ બાણોથી તેમનાં શિર ઉડાવી દીધાં. હું પણ શ્વેતના ભયથી મારો રથ છોડીને

ભાગી આવ્યો. તેથી જ આપનાં દર્શન કરી શક્યો છું. આ 'ભીષણ કોલાહલના સમયે એકમાત્ર ભીષ્મ જ સુમેરુ પર્વત સમાન અચળ ઊભા હતા. તેઓ પોતાના પ્રાણોનો મોહ છોડીને નિર્ભીક રીતે પાંડવોની સેનાનો સંહાર કરી રહ્યા હતા. જ્યારે તેમણે જોયું કે શ્વેત ખૂબ તેજીથી કૌરવ સેનાને નષ્ટ કરી રહ્યો છે ત્યારે તેઓ એકદમ તેની સામે આવી ગયા, પરન્તુ શ્વેતે ભીષણ બાણવર્ષા કરીને તેમને ભીલકુલ ઢાંકી દીધા. ભીષ્મે પણ શ્વેત પર અતિશય બાણવર્ષા કરી. એ વખતે શ્વેતે પાંડવસેનાની રક્ષા ન કરી હોત તો એક દિવસમાં જ ભીષ્મે પાંડવોની બધી સેનાને નષ્ટભ્રષ્ટ કરી નાખી હોત. જ્યારે પાંડવોએ જોયું કે શ્વેતે ભીષ્મનું મોઢું પણ ફેરવી દીધું છે ત્યારે તેઓ બહુ પ્રસન્ન થયા પરન્તુ આપનો પુત્ર દુર્યોધન ઉદાસ થઈ ગયો. તે અત્યન્ત ક્રોધમાં ભરાઈને અનેક અન્ય રાજાઓ સહિત સમ્પૂર્ણ સેના લઈને પાંડવો ઉપર તૂટી પડ્યો. તેની પ્રેરણાથી દુર્મુખ, કૃતવર્મા, કૃપાચાર્ય અને શલ્ય ભીષ્મની રક્ષા કરી રહ્યા હતા.

શ્વેતે જ્યારે જોયું કે દુર્યોધન તથા બીજા અનેક રાજાઓ મળીને પાંડવોની સેનાનો સંહાર કરી રહ્યા છે ત્યારે તે ભીષ્મને છોડીને કૌરવ સેનાનો વિધ્વંસ કરવા લાગ્યો. આ પ્રમાણે આપની સેનાને વેર-વિખેર કરીને તે ફરી પાછો ભીષ્મની આગળ આવીને ભીડાઈ ગયો. પછી તે બન્ને વીરો ઇન્દ્ર અને વૃત્રાસુરની માફક એક-બીજાના પ્રાણ લેવાની ઇચ્છાથી લડવા લાગ્યા. શ્વેતે ખડખડાટ હસતાં નવ બાણ છોડીને ભીષ્મના ધનુષના દશ ટુકડા કરી દીધા અને એક બાણથી તેમની ધ્વજા કાપી નાખી. આ જોઈને આપના પુત્રોને લાગવા માંડ્યું કે હવે શ્વેતના પંજામાં પડીને ભીષ્મ માર્યા જશે. તથા પાંડવલોક પ્રસન્ન થઈને શંખ વગાડવા લાગ્યા.

ત્યારે દુર્યોધને ક્રોધિત થઈને પોતાની સેનાને આદેશ આપ્યો; 'અરે! બધા લોક સાવધાન થઈને ચારે બાજુથી ભીષ્મની રક્ષા કરો. જુઓ, આપણી સામે જ તેઓ શ્વેતના હાથે માર્યા જાય એવું ન બને. આ વાત હું તમને ઉઘાડી કરીને કહી રહ્યો છું'. રાજાનો આદેશ સાંભળી બધા મહારથીઓ ખૂબ સ્ફૂર્તિથી ચતુરંગિણી સેનાને સાથે લઈ ભીષ્મજીની રક્ષા કરવા લાગ્યા. બાહ્લીક, કૃતવર્મા, શલ, શલ્ય, જલસન્ધ, વિકર્ણ, ચિત્રસેન અને વિવિંશતિ—આ બધા મહારથીઓ ખૂબ શીઘ્રતાથી ભીષ્મને ચારે તરફથી ઘેરીને શ્વેત ઉપર બહુ ભારે બાણવર્ષા કરવા લાગ્યા. પરન્તુ મહામના શ્વેતે પોતાના હાથની સ્ફૂર્તિ બતાવતાં તે બધાં બાણોને રોકી દીધાં. પછી સિંહ જેમ હાથીઓને પાછા હટાવે છે તેમ બધા વીરોને રોકીને તેણે પોતાનાં બાણોથી ભીષ્મના ધનુષને કાપી નાખ્યું. ત્યારે ભીષ્મે બીજું ધનુષ લઈને તેને ખૂબ તીખાં બાણોથી વીંધી નાખ્યો. આથી સેનાપતિ શ્વેતે ક્રોધમાં ભરાઈને બધાના દેખતા દેખતામાં અનેક લોહાનાં બાણોથી વીંધીને ભીષ્મને વ્યાકુળ કરી દીધા. આથી રાજા દુર્યોધનને બહુ વ્યથા થઈ અને આપની સેનામાં હાહાકાર મચી ગયો. શ્વેતનાં બાણોથી ઘાયલ થઈને ભીષ્મને પાછા હટેલા જોઈને ઘણા લોકો તો એમ જ સમજવા લાગ્યા કે હવે શ્વેતના હાથમાં પડીને ભીષ્મ માર્યા જ જશે. ભીષ્મે જ્યારે જોયું કે મારા રથની ધ્વજા કપાઈ ગઈ છે અને સેનાના પણ પગ ઊખડી ગયા છે ત્યારે તેમણે ક્રોધમાં ભરાઈને ચાર બાણોથી શ્વેતના ચાર ઘોડાઓને મારી નાખ્યા. બે બાણોથી તેની ધ્વજા કાપી નાખી અને એકથી સારથીનું શિર કાપી નાખ્યું. સારથી અને ઘોડાઓના માર્યા જવાથી શ્વેત રથથી કૂદી પડ્યો અને તે ક્રોધથી તપી ઊઠ્યો. એ



રથહીન જોઈને ભીષ્મે તેના ઉપર બધી તરફથી તીક્ષ્ણ બાણોની ધારા છોડ દીધી. ત્યારે તેણે પોતાના ધનુષને રથમાં ફેંકીને કાલદણ્ડ સમાન પ્રચણ્ડ શક્તિ લીધી અને 'જરા પુરુષત્વ ધારણ કરીને ઊભા રહો; મારું પરાક્રમ દેખો' એમ કહીને તેને ભીષ્મ ઉપર છોડી. તે ભીષણ શક્તિને આવતી જોઈ આપના પુત્રો હાહાકાર કરવા લાગ્યા. પરન્તુ ભીષ્મ જરા પણ ન ગભરાયા. તેમણે આઠ-નવ બાણ મારીને તેને વચમાં જ કાપી નાખી. આ જોઈ આપની તરફના બધા લોકો જયજયકાર કરવા લાગ્યા.

ત્યારે વિરાટપુત્ર શ્વેતે ક્રોધથી મશ્કરીમાં હસતાં ભીષ્મનો પ્રાણાન્ત કરવા માટે ગદા ઉઠાવી અને ખૂબ વેગથી તેમના તરફ દોડ્યો. ભીષ્મે જોયું કે તેનો વેગ રોકી શકાય તેવો નથી એટલે તેનો ઘા ચૂકાવવા તેઓ રથની બહાર કૂદી પડ્યા. શ્વેતે તે ગદાને ઘુમાવીને ફેંકી તો ભીષ્મનો રથ ઘોડા, ધ્વજ અને સારથી સહિત ચૂરેચૂરા થઈ ગયો. ભીષ્મને રથહીન જોઈને શલ્ય વગેરે રથીઓ પોતપોતાના રથ લઈને દોડ્યા. ત્યારે ભીષ્મ બીજા રથ ઉપર ચઢીને હસતા હસતા શ્વેત તરફ વધ્યા. આ જ વખતે આકાશવાણી થઈ—'મહાબાહુ ભીષ્મ! હવે તુરત જ આને મારવાનો ઉપાય કરો. વિશ્વકર્તા વિધાતાએ આના વધનો આ જ સમય નિશ્ચિત કર્યો છે.' આ આકાશવાણી સાંભળી ભીષ્મ બહુ પ્રસન્ન થયા અને તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો. આ સમયે શ્વેતને રથહીન જોઈને સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ, કેકયરાજકુમાર, ધૃષ્ટકેતુ અને અભિમન્યુ એક સાથે પોતાના રથો લઈને ચાલ્યા. પરંતુ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને શલ્ય સહિત ભીષ્મે તેમને રોકી દીધા. આ જ વખતે શ્વેતે તલવાર ખેંચીને ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. ભીષ્મે તુરત જ બીજું ધનુષ ઉઠાવી લીધું અને શ્વેત ઉપર ચાલ્યા. વચ્ચે તેમની સામે આવતાં તેમણે ભીમસેનને સાઠ, અભિમન્યુને ત્રણ, સાત્યકિને સો, ધૃષ્ટદ્યુમ્નને વીસ અને કેકયરાજને પાંચ બાણ મારીને રોકી દીધા. પછી તેઓ સીધા શ્વેતની સામે ગયા અને પોતાના ધનુષ પર એક મૃત્યુ સમાન બાણ ચઢાવીને તેને બ્રહ્માસ્ત્રથી અભિમન્ત્રિત કરીને છોડ્યું. તે બાણ શ્વેતના કવચને ફોડીને તેની છાતીમાં ઘુસી ગયું. અને પછી વિજળીના સમાન ચમકીને પૃથ્વીમાં ઊતરી ગયું. આ પ્રમાણે તેમણે શ્વેતના પ્રાણોનો અન્ત કરી દીધો. તેને પૃથ્વી પર પડતો જોઈ પાંડવો અને તેમના પક્ષના ક્ષત્રિય લોકો બહુ શોક કરવા લાગ્યા તથા આપના પુત્રો અને બીજા કૌરવો બહુ પ્રસન્ન થયા. દુઃશાસન તો વાજાં વગાડતો આમતેમ નાચવા લાગ્યો.

---

## યુધિષ્ઠિરની ચિન્તા, કૃષ્ણનું આશ્વાસન અને ક્રૌંચવ્યૂહની રચના

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! સેનાપતિ શ્વેત જ્યારે યુદ્ધમાં શત્રુઓના હાથથી માર્યો ગયો તો તેની પછી મહાન ધનુર્ધર પાંચાલ વીરોએ પાંડવોની સાથે મળી શું કર્યું?

સંજયે કહ્યું—મહારાજ! સ્થિર થઈને સાંભળો. તે ભયંકર દિવસનો પહેલો ભાગ વીતી જતાં લગભગ બપોરના સમયે આપની તથા શત્રુની સેનામાં ફરીથી યુદ્ધ થવા લાગ્યું. સેનાપતિ શ્વેતને મરેલો જોઈને તથા કૃતવર્મા અને શલ્યને યુદ્ધને માટે તૈયાર થએલા જોઈને, આહુતિ પડવાથી પ્રજ્વલિત થએલા અગ્નિ સમાન રાજકુમાર શંખ ક્રોધથી તપી ઊઠ્યો. તે બળવાન વીરે પોતાનું મહાન ધનુષ ચઢાવીને મદ્રરાજ શલ્યને મારી નાખવાની ઇચ્છાથી તેના પર આક્રમણ કર્યું. તે વખતે અનેક રથીઓ ચારે બાજુથી શંખની રક્ષા કરી રહ્યા હતા. તે બાણોની વર્ષા કરતો શલ્યના રથની પાસે પહોંચી ગયો. ત્યારે મોતના પંજામાં પડેલા મદ્રરાજ શલ્યને બચાવવા માટે આપની સેનાના સાત મહારથીઓ—બૃહદ્બલ, જયત્સેન, રુક્મરથ, વિન્દ, અનુવિંદ, સુદક્ષિણ અને જયદ્રથ તેને ચારે તરફથી ઘેરીને ઊભા થઈ ગયા અને શંખના મસ્તક પર બાણોની વર્ષા કરવા લાગ્યા. તે સાતેને એકી સાથે પ્રહાર કરતા જોઈને સેનાપતિ શંખ ક્રોધમાં ભરાઈ ગયો અને ભલ્લ નામનાં સાત તીક્ષ્ણ બાણોથી તે સાતેનાં ધનુષ કાપી નાખીને સિંહનાદ કરવા લાગ્યો. ત્યારે મહાબાહુ ભીષ્મ મેઘ સમાન ગર્જના કરતા વિશાળ ધનુષ હાથમાં લઈને શંખ પર ચઢી આવ્યા. તેમને આવતા જોઈ પાંડવી સેના થરથરી ઊઠી. એટલી જ વારમાં ભીષ્મથી શંખની રક્ષા કરવા અર્જુન તેની આગળ આવીને ઊભો થઈ ગયો. પછી તો ભીષ્મ સાથે તે બન્નેનું યુદ્ધ છેડાઈ ગયું.

આ બાજુ શલ્યે હાથમાં ગદા લઈ પોતાના રથથી ઊતરી શંખના ચારે ઘોડાઓને મારી નાખ્યા. ઘોડા મરી જવાથી શંખ તલવાર હાથમાં લઈ તુરત રથથી કૂદી પડ્યો અને અર્જુનના રથ પર જઈને બેઠો. ત્યાં ગયો ત્યારે જ તેને કંઈક શાન્તિ મળી. હવે ભીષ્મ પંચાલ, મત્સ્ય, કેકય અને પ્રભદ્રક દેશના યોદ્ધાઓને બાણોથી મારી મારીને પાડવા લાગ્યા. પછી તેમણે અર્જુનને છોડીને પંચાલરાજ દ્રુપદ પર હુમલો કર્યો અને તેની સેના ભીષ્મનાં બાણોથી દગ્ધ થતી ભાગવા માંડી. તેઓ પાંડવપક્ષના યોદ્ધાઓને લક્ષહીન મારવા લાગ્યા, સમ્પૂર્ણ સેના વ્યથિત બની ગઈ. તેનો વ્યૂહ તૂટી ગયો. આવા અંધેરમાં કંઈ સૂઝતું ન હતું અને ભીષ્મ ખૂબ વેગથી વધી રહ્યા હતા. આ જોઈને પાંડવોએ પોતાની સેના પાછી હટાવી લીધી.

પહેલા દિવસના યુદ્ધમાં જ્યારે પાંડવ-સેના પાછી હટાવી લેવામાં આવી અને કુપિત થએલા ભીષ્મનું પરાક્રમ જોઈને દુર્યોધન આનન્દ મનાવવા લાગ્યો તે સમયે ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના બધા ભાઈઓ અને રાજાઓને સાથે લઈ તુરત ભગવાન શ્રીકૃષ્ણની પાસે ગયા અને પોતાના પરાજયની ચિન્તાથી બહુ દુઃખી થઈને કહેવા લાગ્યા–શ્રીકૃષ્ણ ! જુઓ છો ને ? ઉનાળામાં સૂકાએલા ઘાસને જેમ આગ ક્ષણમાં બળી નાખે છે તેમ ભયાનક પરાક્રમ બતાવનારા ભીષ્મ પોતાનાં બાણોથી મારી સેનાને ભસ્મસાત્ કરી રહ્યા છે. ક્રોધમાં ભરાએલ યમરાજ, વજ્રધર ઇન્દ્ર, પાશધારી વરુણ અને ગદાધારી કુબેરને તો કદાચ યુદ્ધમાં જીતી શકાય, પરન્તુ આ મહાતેજસ્વી ભીષ્મને જીતવા અસંભવ છે. આવી દશામાં હું મારી બુદ્ધિની દુર્બળતાને લીધે ભીષ્મરૂપી અગાધ જળમાં નાવ વિના ડૂબી રહ્યો છું. હવે આ રાજાઓને હું ભીષ્મરૂપી કાળના મુખમાં નાખવા નથી ચાહતો. ભીષ્મ અસ્ત્ર મહાન અસ્ત્રવેત્તા છે. તેમની આગળ જઈને મારા સૈનિક જેમ દેવતામાં પતંગિયાં નાશ પામે છે તેમ નાશ પામે છે. કેશવ ! હવે મારે જીવન જેટલા દિવસ હશે ત્યાં સુધી હું વનમાં જઈને ઘોર તપસ્યા કરીશ. પરન્તુ આ મિત્રોને હું યુદ્ધમાં મરવા નહિ દઉં. ભીષ્મ રોજ મારા હજારો મહારથીઓ અને શ્રેષ્ઠ યોદ્ધાઓનો સંહાર કરી રહ્યા છે. માધવ ! હવે તમે જ બતાવો કે શું કરવાથી અમારું હિત થશે ?'

આમ કહીને યુધિષ્ઠિર શોકથી બેશુદ્ધ થઈ ખૂબ વાર સુધી મીંચાએલી આંખે મનમાં–ને–મનમાં કંઈક વિચારતા રહ્યા. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ તેમને શોકથી પીડિત જાણીને સમસ્ત પાંડવોને આનન્દિત કરતા બોલ્યા–' ભારત ! તમારે આ પ્રમાણે શોક ન કરવો જોઈએ. જુઓ, તમારા ભાઈઓ કેવા શૂરવીર અને વિશ્વવિખ્યાત ધનુર્ધર છે. હું અને મહાન યશસ્વી સાત્યકિ તમારું પ્રિય કરવામાં લાગેલા છીએ. આ વિરાટ, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન તથા બીજા મહાબળવાન રાજાઓ તમારા કૃપાકાંક્ષી અને ભક્ત છે. મહાબળી ધૃષ્ટદ્યુમ્ન તો સદા તમારો હિતચિન્તક અને પ્રિય કાર્ય કરનાર છે. તેણે સેનાપતિપણાનો ભાર લીધો છે. અને આ શિખંડી તો જરૂર ભીષ્મનો કાળ જ છે.'

શ્રીકૃષ્ણની વાતો સાંભળી યુધિષ્ઠિરે મહારથી ધૃષ્ટદ્યુમ્નને કહ્યું; ' ધૃષ્ટદ્યુમ્ન ! હું જે કહું છું તેને ધ્યાન દઈને સાંભળો. મને આશા છે કે તમે મારી વાતને ટાળશો નહિ. તમે અમારા સેનાપતિ છો. ભગવાન વાસુદેવે તમને સન્માન આપ્યું છે. પૂર્વકાળમાં જેમ કાર્તિકેયજી દેવતાઓના સેનાપતિ થયા હતા તેમ તમે પણ પાંડવોના સેનાનાયક છો. પુરુષસિંહ ! હવે તમે તમારું પરાક્રમ બતાવો અને કૌરવોનો સંહાર કરો. હું, ભીમસેન, અર્જુન, નકુલ–સહદેવ અને દ્રૌપદીના બધા પુત્રો અને બીજા પણ જે જે મુખ્ય રાજાઓ છે તે બધા અમે તમારી પાછળ ચાલશું.'

આ સાંભળી ધૃષ્ટદ્યુમ્ને ત્યાં ઉપસ્થિત બધા લોકોને પ્રસન્ન કરતાં કહ્યું; ' કુન્તીનન્દન ! ભગવાન શંકરે મને પહેલેથી જ દ્રોણાચાર્યનો કાળ બનાવ્યો છે. આજ હું ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, શલ્ય અને જયદ્રથ–આ બધા અભિમાની વીરોનો સામનો કરીશ.' શત્રુદમન ધૃષ્ટદ્યુમ્ન આ પ્રમાણે યુદ્ધ કરવા માટે તૈયાર થયો તો રણોન્મત્ત પાંડવ વીરો જયજયકાર કરવા લાગ્યા. ત્યાર પછી યુધિષ્ઠિરે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને કહ્યું: ' દેવાસુર–સંગ્રામમાં બૃહસ્પતિએ ઇન્દ્રને માટે જે ક્રૌંચારુણ નામનો વ્યૂહ બનાવ્યો હતો તે વ્યૂહની આપણે રચના કરીએ.

બીજે દિવસે યુધિષ્ઠિરની આજ્ઞાનુસાર ધૃષ્ટદ્યુમ્ને અર્જુનને સેનાના મોખરે રાખ્યો. રથ ઉપર બેઠેલો અર્જુન પોતાની રત્નજડિત ધ્વજા અને ગાંડીવ

ધનુષથી એવો શોભી રહ્યો હતો કે જાણે સૂર્યનાં કિરણોથી સુમેરુ પર્વત શોભતો હોય. રાજા દ્રુપદ બહુ જ મોટી સેનાને સાથે લઈ ક્રૌંચવ્યૂહના મસ્તકપ્રદેશમાં ઊભા રહ્યા. કુન્તિભોજ અને ચેદિરાજ એ બન્નેને નેત્રોનાં સ્થાનો પર રાખવામાં આવ્યા. દાશાર્ણક, પ્રભદ્રક, અનૂપક અને કિરાતોનો સમૂહ ગળાની જગ્યાએ હતો. પટચ્ચર, પૌણ્ડ્ર, પૌરવક અને નિષાદો સાથે રાજા યુધિષ્ઠિર તેના પૃષ્ઠ ભાગમાં રહ્યા. તેની બન્ને પાંખોના સ્થાનમાં ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન હતા. દ્રૌપદીના પુત્રો, અભિમન્યુ, મહારથી સાત્યકિ તથા પિશાચ, દરદ, પુણ્ડ્ર, કુણ્ડીવિષ, મારુત, ધેનુક, તંગણ, પરતંગણ, બાહ્લિક, તિત્તિર, ચોલ અને પાણ્ડ્ય દેશના વીરો દક્ષિણ બાજુએ ઊભા હતા, અને અગ્નિવેશ્ય, હુણ્ડ, માલવ, દાનભારિ, શબર, ઉદ્ભસ, વત્સ તથા નાકુલ દેશના વીરોની સાથે નકુળ અને સહદેવ ડાબી બાજુએ રહ્યા. આ વ્યૂહની બન્ને પાંખોમાં દશ હજાર, શિરોભાગમાં એક લાખ, પાછળના ભાગમાં એક અબજ વીસ હજાર, અને ગળામાં એક લાખ સત્તર હજાર રથ ઊભા કર્યા હતા. બન્ને પાંખોની આગળ, પાછળ અને બધા કિનારા ઉપર પર્વત સમાન ઊંચા હાથીઓની કતાર હતી. વિરાટ, કેકય, કાશીરાજ અને શૈબ્ય–આ તેના જઘનસ્થાનની રક્ષા કરતા હતા. આ પ્રમાણે તે મહાવ્યૂહની રચના કરીને પાંડવો અસ્ત્ર-શસ્ત્ર અને કવચ વગેરેથી સુસજ્જિત થઈને યુદ્ધ માટે સૂર્યોદયની રાહ જોવા લાગ્યા.

---

## યુદ્ધનો બીજો દિવસ—કૌરવોની વ્યૂહરચના તથા અર્જુન અને ભીષ્મનું યુદ્ધ

સંજયે કહ્યું:—રાજન્! દુર્યોધને જ્યારે તે દુર્ભેદ્ય ક્રૌંચવ્યૂહની રચના જોઈ અને અત્યન્ત તેજસ્વી અર્જુનને તેની રક્ષા કરતાં જોયો ત્યારે દ્રોણાચાર્યની પાસે જઈ ત્યાં ઊભેલા બધા શૂરવીરોને કહ્યું:"વીરો! આપ બધા લોકો નાના પ્રકારની અસ્ત્રસંચાલનની વિદ્યા જાણો



છો, અને યુદ્ધની કળામાં પ્રવીણ છો. આપમાંનો એક-એક વીર પાંડવોને મારવાની શક્તિ ધરાવે છે તો પછી જો બધા મહારથીઓ ભેગા થઈને પ્રયત્ન કરે તો કહેવાનું જ શું હોય!"

તેણે આ પ્રમાણે કહેતાં ભીષ્મ, દ્રોણ અને આપના બધા પુત્રો મળીને પાંડવોની સામે એક મહાન વ્યૂહની રચના કરવા લાગ્યા. ભીષ્મ બહુ મોટી સેના લઈને સૌની આગળ ચાલ્યા. તેમની પાછળ કુન્તલ, દશાર્ણ, મગધ, વિદર્ભ, મેકલ તથા કર્ણપ્રાવરણ વગેરે દેશોના વીરોને સાથે લઈને મહાપ્રતાપી દ્રોણાચાર્ય ચાલ્યા. ગાન્ધાર, સિન્ધુસૌવીર, શિબિ અને વસાતી વીરોની સાથે શકુનિ દ્રોણાચાર્યની રક્ષામાં જોડાયો. તેમની પાછળ પોતાના બધા ભાઈઓની સાથે દુર્યોધન હતો. તેની સાથે અશ્વાતક, વિકર્ણ, અમ્બષ્ઠ, કોસલ, દરદ, શક, ક્ષુદ્રક અને માલવ દેશના યોદ્ધાઓ હતા. આ બધાંની સાથે તે શકુનિની રક્ષા કરી રહ્યો હતો. ભૂરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્ત અને વિન્દ-અનુવિન્દ—આ વ્યૂહની ડાબી બાજુની રક્ષા કરવા લાગ્યા. સોમદત્તનો પુત્ર સુશર્મા, કામ્બોજરાજ સુદક્ષિણ, શ્રુતાયુ અને અચ્યુતાયુ—એ દાહિણ ભાગના રક્ષક થયા. અશ્વત્થામા, કૃતવર્મા—એ બહુ મોટી સેના સાથે વ્યૂહના પાછળના ભાગમાં ઊભા રહ્યા. કેતુમાન, વસુદાન, કાશિરાજનો પુત્ર તથા બીજા રાજાઓ તેમના પાર્શ્વરક્ષક હતા. રાજન્! ત્યારપછી આપના પક્ષના બધા યોદ્ધાઓ યુદ્ધને માટે તૈયાર થઈ ગયા અને ખૂબ ઉત્સાહ સાથે શંખ વગાડવા તથા સિંહનાદ કરવા લાગ્યા. હર્ષમાં ભરાયેલા સૈનિકોના સિંહનાદ સાંભળી કૌરવોના પિતામહ ભીષ્મે પણ સિંહની સમાન ગર્જના કરી ઉચ્ચ સ્વરથી શંખ વગાડ્યો. ત્યારપછી શત્રુઓએ પણ અનેક પ્રકારનાં શંખ, ભેરી, પેશી, અને આનક

વગેરે વાજાં વગાડયાં. તેમનો તુમુલ ધ્વનિ બધી બાજુએ ગુંજવા લાગ્યો. શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમસેન, યુધિષ્ઠિર નકુળ અને સહદેવે પણ પોતાના શંખ વગાડયા. તથા કાશિરાજ, શૈબ્ય, શિખણ્ડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, સાત્યકિ, પંચાલ દેશના વીરો અને દ્રૌપદીના પુત્રો પણ મોટા મોટા શંખ વગાડીને ત્રાડ નાખવા લાગ્યા. તેમના શંખનો ઊંચો અવાજ પૃથ્વીથી લઈને આકાશ સુધી ગુંજી ઊઠયો. આ પ્રમાણે કૌરવો અને પાંડવો એક-બીજાને પીડા પહોંચાડતા યુદ્ધને માટે સામસામે ખડા થઈ ગયા.

**ધૃતરાષ્ટ્રે પૂછયું**—જ્યારે બંને બાજુની સેના વ્યૂહરચનાપૂર્વક તૈયાર થઈ ગઈ તો યોદ્ધાઓએ કેવી રીતે એકબીજા ઉપર પ્રહાર કરવા શરૂ કર્યા?

**સંજયે કહ્યું**—જ્યારે બન્ને બાજુએ સેનાઓની બરાબર વ્યૂહરચના થઈ ગઈ અને બધી તરફ સુન્દર ધ્વજાઓ ફરફરવા લાગી ત્યારે દુર્યોધને પોતાના યોદ્ધાઓને યુદ્ધનો આરંભ કરવાની આજ્ઞા આપી. કૌરવોએ જીવવાનો મોહ છોડીને પાંડવો પર આક્રમણ કર્યું. પછી તો બન્ને બાજુની સેનાઓમાં રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું. રથીથી રથી અને હાથીસ્વારોથી હાથીસ્વાર ભીડાઈ ગયા. હાથી અને ઘોડાઓનાં શરીરોમાં અસંખ્ય બાણો ઘુસવા લાગ્યાં. આ પ્રમાણે ઘમસાણ યુદ્ધ શરુ થતાં પિતામહ ભીષ્મ પોતાનું ધનુષ ઉઠાવીને અભિમન્યુ, ભીમસેન, સાત્યકિ, કેકય, વિરાટ અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરો પર તથા ચેદિ અને મત્સ્ય દેશના રાજાઓ પર બાણોની વર્ષા કરવા લાગ્યા. તેમના મારથી પાંડવોનો વ્યૂહ તૂટી ગયો. આખી સેના વેરવિખેર થઈ ગઈ, કેટલાયે સ્વારો અને ઘોડા માર્યા ગયા. રથીઓનાં ઝુંડનાં ઝુંડ ભાગી નીકળ્યાં.

અર્જુન મહારથી ભીષ્મનું આવું પરાક્રમ જોઈને ક્રોધમાં ભરાઈ ગયો અને ભગવાન શ્રીકૃષ્ણને બોલ્યો; 'જનાર્દન! પિતામહ ભીષ્મની પાસે રથ લઈ લો, નહિ તો તેઓ જરૂર મારી સેનાનો સંહાર કરી નાખશે. સેનાને બચાવવા માટે આજે હું ભીષ્મનો વધ કરીશ.' શ્રીકૃષ્ણે કહ્યું; 'અચ્છા, ધનંજય! હવે સાવધાન થઈ જાઓ. જુઓ, આ હું તમને હમણાં જ પિતામહના રથની પાસે પહોંચાડું છું.'-આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ અર્જુનના રથને ભીષ્મની પાસે લઈ ગયા. ભીષ્મે જ્યારે જોયું કે અર્જુન પોતાનાં બાણોથી શૂરવીરોનું મર્દન કરતો ખૂબ વેગથી આવી રહ્યો છે ત્યારે તેમણે આગળ વધીને તેનો સામનો કર્યો. તે વખતે અર્જુન ઉપર ભીષ્મે સિત્યોતેર, દ્રોણે પચીસ, કૃપાચાર્યે પચાસ, દુર્યોધને ચોસઠ, શલ્ય અને જયદ્રથે નવ—નવ, શકુનિએ પાંચ અને વિકર્ણે દશ બાણ માર્યાં. આ પ્રમાણે ચારે બાજુથી વિંધાવા છતાં પણ મહાબાહુ અર્જુન જરા પણ વ્યથિત કે વિચલિત ન થયો. તેણે ભીષ્મને પચીસ, દ્રોણાચાર્યને સાઠ, કૃપાચાર્યને નવ, વિકર્ણને ત્રણ, શલ્યને ત્રણ; અને દુર્યોધનને પાંચ બાણોથી વિંધીને તુરત જ બદલો ચૂકવ્યો. એટલામાં જ સાત્યકિ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્રો અને અભિમન્યુ અર્જુનની સહાયતા માટે આવી પહોંચ્યા અને અર્જુનને ચારે બાજુથી ઘેરીને તૈયાર થઈ ગયા.

ત્યારે ભીષ્મે એંશી બાણ મારીને અર્જુનને વિંધી દીધો. આ જોઈને કૌરવપક્ષના યોદ્ધાઓ હર્ષના માર્યા કોલાહલ મચાવવા લાગ્યા, તે મહારથી વીરોનો હર્ષનાદ સાંભળી પ્રતાપી અર્જુન તેમની વચ્ચે ઘુસી ગયો અને મહારથીઓને નિશાન બનાવીને પોતાના ધનુષનો ખેલ બતાવવા લાગ્યો. પોતાની સેનાને અર્જુનથી પીડિત જોઈ દુર્યોધન ભીષ્મની પાસ જઈ બોલ્યો; 'તાત! શ્રીકૃષ્ણની સાથે આ બળવાન અર્જુન અમારી સેનાની જડ કાપી રહ્યો છે. આપના અને દ્રોણાચાર્યના જીવતા જ આ દશા થઈ રહી છે! કર્ણ અમારું સદા હિત ચાહનાર છે પણ તે આપને જ લીધે હથિયાર છોડી ચૂકયો છે. તેથી તે અર્જુન સાથે લડવા નથી આવતો. પિતામહ! કૃપા કરીને એવો ઉદ્યોગ કરો કે જેથી અર્જુન માર્યો જાય.'

દુર્યોધને આ પ્રમાણે કહેતાં ભીષ્મ 'ક્ષત્રિયધર્મને ધિક્કાર છે' એમ કહીને અર્જુનના રથ તરફ ધસ્યા. અશ્વત્થામા, વિકર્ણ અને દુર્યોધને પણ ભીષ્મને સાથ આપ્યો. બીજી બાજુ પાંડવો પણ અર્જુનને ઘેરીને ઊભા હતા. ફરી સંગ્રામ જામ્યો. અર્જુને બાણોની જાળ ફેલાવીને ભીષ્મને ચારે બાજુથી ઢાંકી દીધા. ભીષ્મે પણ બાણ મારીને તે જાળને તોડી નાખી, આ પ્રમાણે બન્ને એકબીજાના પ્રહારોને નિષ્ફળ કરતા ખૂબ ઉત્સાહથી લડવા લાગ્યા. ભીષ્મના ધનુષથી છૂટેલાં બાણોના સમૂહ અર્જુને છોડેલાં બાણોથી છિન્નભિન્ન થતા દેખાતા હતા.

આ પ્રમાણે અર્જુને છોડેલાં બાણ પણ ભીષ્મનાં સાયકોથી કપાઈને પૃથ્વી પર પડતાં હતાં. બન્ને બળવાન હતા અને બન્ને અજેય. બન્ને સરખેસરખા હતા. તે વખતે કૌરવો ભીષ્મને અને પાંડવો અર્જુનને તેમની ધ્વજા વગેરે ચિહ્નોથી જ જાણી શકતા હતા. તે બન્ને વીરોનું પરાક્રમ જોઈને બધા આશ્ચર્ય પામતા હતા. જેમ ધર્મમાં સ્થિર રહીને વર્તાવ કરનારા પુરુષમાં કોઈ દોષ કાઢી શકાતો નથી તેમ તેમની રણકુશળતામાં કોઈ ભૂલ દેખાતી ન હતી. તે સમયે કૌરવ અને પાંડવપક્ષના યોદ્ધાઓ તીક્ષ્ણ ધારવાળી તરવારો, ફરશીઓ, બાણો તથા જુદીજુદી જાતનાં અસ્ત્રશસ્ત્રોથી આપસમાં મરકાપ મચાવી રહ્યા હતા. આ પ્રમાણે જ્યારે તે દારુણ સંગ્રામ ચાલી રહ્યો હતો તે જ વખતે બીજી બાજુ પાંચાલરાજકુમાર ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણાચાર્ય વચ્ચે ભયંકર ઝપાઝપી ચાલી રહી હતી.

---

## ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણનું તથા ભીમસેન અને કલિંગોનું યુદ્ધ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! મહાન ધનુર્ધર દ્રોણાચાર્ય અને દ્રુપદકુમાર ધૃષ્ટદ્યુમ્ન વચ્ચે કેવી રીતે યુદ્ધ થયું તે મને બતાવો.

સંજયે કહ્યું:—રાજન્! આ ભયાનક સંગ્રામનું વર્ણન સ્થિર થઈને સાંભળો. પહેલાં દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નને તીક્ષ્ણ બાણોથી વિંધી દીધો ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પણ ફરીને દ્રોણને નેવું બાણોથી વિંધી નાખ્યા. આ જોઈ દ્રોણે ફરીથી બાણોની વર્ષા કરીને દ્રુપદકુમારને ઢાંકી દીધો અને તેના પ્રાણનો અન્ત કરવા માટે બીજા કાલદંડના જેવું ભયંકર બાણ હાથમાં લીધું. દ્રોણને તે ધનુષ ચઢાવતા જોઈને આખી સેનામાં હાહાકાર મચી ગયો. મહારાજ! તે વખતે ત્યાં મેં ધૃષ્ટદ્યુમ્નનું અદ્ભુત પરાક્રમ મારી આંખે જોયું. તેણે મૃત્યુ સમાન ભયંકર તે બાણને આવતાં જ કાપી નાખ્યું. પછી દ્રોણનો પ્રાણ લેવાની ઇચ્છાથી તેણે ખૂબ વેગથી શક્તિનો પ્રહાર કર્યો. તે શક્તિને દ્રોણે હસતાંહસતાં કાપી નાખી અને તેના ત્રણ ટુકડા કરી દીધા. આ જોઈ તેણે પાંચ બાણોથી દ્રોણને ઘાયલ કર્યા. ત્યારે દ્રોણે દ્રુપદકુમારનું ધનુષ કાપી નાખ્યું પછી સારથીને મારી નીચે પાડ્યો અને તેના ચારે ઘોડાઓને પણ મારી નાખ્યા. સારથી અને ઘોડાઓ મરી જવાથી જ્યારે તે રથહીન થયો ત્યારે હાથમાં ગદા લઈ રણમાં કૂદી પડ્યો અને પોતાનું પરાક્રમ દેખાડવા લાગ્યો. આ જ વખતે દ્રોણે એક અદ્ભુત કામ કર્યું. ધૃષ્ટદ્યુમ્ન હજુ રથથી ઊતર્યો પણ ન હતો અને તેમણે બાણ મારીને તેના હાથમાંથી ગદા પાડી નાખી. ત્યારે તે ઢાલ અને તરવાર લઈને ખૂબ વેગથી દ્રોણ ઉપર તૂટી પડ્યો. પણ આચાર્યે બાણોની ઝડી લગાવીને તેને આગળ વધતો રોકી લીધો. જો કે તેની ગતિ રોકાઈ ગઈ તો પણ તે બહુ સ્ફૂર્તિથી દ્રોણાચાર્યે છોડેલાં બાણોને ઢાલથી પાછાં હટાવવા લાગ્યો. એટલામાં મહાબળવાન ભીમસેન એકદમ તેની સહાયતા માટે આવી પહોંચ્યો. ભીમસેને આવતાં જ સાત તીક્ષ્ણ બાણો મારીને દ્રોણને વિંધી નાખ્યા અને ધૃષ્ટદ્યુમ્નને તુરત જ પોતાના રથમાં બેસાડી લીધો. ત્યારે દુર્યોધને પણ દ્રોણાચાર્યની રક્ષા માટે કલિંગરાજ ભાનુમાનને બહુ મોટી સેના સાથે મોકલ્યો. મહારાજ! આપના પુત્રની આજ્ઞા અનુસાર તે કલિંગોની મહાન સેના ભીમસેન ઉપર ચઢી આવી. દ્રોણાચાર્ય તો જઈને વિરાટ અને દ્રુપદ સાથે ભીડાઈને ગયા અને ધૃષ્ટદ્યુમ્ન રાજા યુધિષ્ઠિરની સહાયતા માટે ચાલ્યો ગયો. ત્યારપછી ભીમસેન અને કલિંગોનું મહાભયનક રોમાંચકારી યુદ્ધ છેડાઈ ગયું.

ભીમસેન પોતાના જ બાહુબળના ભરોસે ધનુષ ટંકારતો કલિંગરાજની સાથે યુદ્ધ કરવા લાગ્યો. કલિંગરાજનો એક પુત્ર હતો, તેનું નામ હતું શક્રદેવ. તેણે અનેક બાણોના પ્રહાર કરીને ભીમસેનના ઘોડાને મારી નાખ્યા. ભીમસેનને રથ વગરનો થએલો જોઈ તેણે તેના પર જોરદાર હુમલો કર્યો અને તેના પર વર્ષાકાળના મેઘ જેવી બાણોની ઝડી લગાવી દીધી. ત્યારે ભીમસેને તેના પર એક લોઢાની ગદા ફેંકી. તે ગદાની ચોટ ખાઈને તે સારથીની સાથે જ જમીન પર ઢળી પડ્યો. પોતાના પુત્રને મરતો જોઈ કલિંગરાજે હજારો રથીઓની સેના લઈ ભીમસેનને ચારે બાજુથી ઘેરી લીધો. ભીમસેને ગદા ફેંકી દઈને હાથમાં ઢાલ અને તરવાર લઈ લીધી. આ જોઈ કલિંગરાજ ક્રોધમાં ભરાઈ ગયો, અને તેણે ભીમસેનના પ્રાણ લેવાની ઇચ્છાથી તેના ઉપર એક ઝેરી બાણ છોડ્યું. ભીમસેને પોતાની તરવારથી તે બાણના

ટુકડા કરી દીધા. અને તેની સેનાને ભયભીત કરતાં જોરથી હર્ષનાદ કર્યો. હવે કલિંગરાજના ક્રોધની સીમા ન રહી, તેણે પત્થર પર ઘસીને તીક્ષ્ણ બનાવેલાં ચૌદ તોમર ભીમસેન પર ફેંક્યાં. ભીમસેને તુરત તલવારથી તેમના ટુકડેટુકડા કરી દીધા અને પછી ભાનુમાન્ પર હુમલો કર્યો. ભાનુમાને બાણોની વર્ષાથી ભીમસેનને ઢાંકી દીધો અને ઉચ્ચ સ્વરથી સિંહનાદ કર્યો. ભીમસેન પણ ખૂબ જોરથી સિંહની જેમ તડૂકવા લાગ્યો. તેના વિકટ શબ્દથી કલિંગની સેના બહુ ડરી ગઇ તેણે સમજી લીધું કે ભીમસેન કોઇ સાધારણ મનુષ્ય નથી પણ દેવતા છે. એટલામાં ભીમસેન ફરીથી ભયંકર સિંહનાદ કરીને હાથમાં તલવાર લઇ ભાનુમાનના હાથીના દાંત પકડી તેના મસ્તક ઉપર ચઢી ગયો. તેને ચઢતો જોઇ ભાનુમાને તેના પર શક્તિનો પ્રહાર કર્યો પણ ભીમસેને તલવારથી તેના બે ટુકડા કરી દીધા અને ભાનુમાનની કમરમાં તલવારથી એક એવો હાથ માર્યો કે



તેના બે ટુકડા થઇ ગયા. પછી ભીમસેને તેજ તલવારથી હાથીની ખાંધમાં પણ પ્રહાર કર્યો. ખાંધ કપાઇ જવાથી હાથી બરાડા નાખતો જમીન પર પડી ગયો. સાથે ભીમસેન પણ કૂદીને તલવાર લઇ પૃથ્વી પર ઊભો થઇ ગયો. હવે તે મોટામોટા હાથીઓને મારતો-પાડતો ચારે તરફ ઘૂમવા લાગ્યો. તે હાથીસ્વારોની સેનામાં ઘૂસી જતો અને તીક્ષ્ણ ધારવાળી તરવારથી તેમનાં શરીરો તથા મસ્તકો કાપી નાખતો હતો. ભીમસેન તે વખતે પગપાળા અને એકલો હતો તો પણ પ્રલયકાળના યમરાજ પેઠે તે શત્રુઓનો ભય વધારી રહ્યો હતો. યુદ્ધભૂમિમાં વિચરતી વખતે તે અનેક પ્રકારના પેંતરાઓ બતાવતો હતો. તે કેટલીકવાર ગોળાકાર ઘૂમતો તો કેટલીકવાર વચ્ચે આવનારાઓને ધક્કા લગાવીને ચારે તરફ ફેરવતો, કેટલીકવાર કૂદકા ભરતો તો કેટલીકવાર બધી બાજુએ આગળ વધતો અને કોઇવાર એકદમ એક જ દિશામાં ધસી જતો હતો. કોઇવાર બહુ વેગથી કોઇના ઉપર હુમલો કરતો તો કોઇ વાર એકસામટા અનેક યોદ્ધાઓ ઉપર તૂટી પડતો હતો. તે કૂદીને શત્રુઓના રથો ઉપર ચઢી જતો અને કેટલાયે રથીઓનાં મસ્તક તલવારથી કાપીને જમીન પર ફેંકતો હતો. તેણે કેટલાયે યોદ્ધાઓને પગો નીચે કચરીને મારી નાખ્યા. કેટલાયને હાથે ઉછાળીને ફેંકી દીધા, કેટલાયને તલવારથી મોતને ઘાટે ઉતાર્યા, કેટલાયને પોતાની ગર્જનાથી ડરાવી ભગાવ્યા અને કેટલાય વીરોને પોતાના અસહ્ય વેગથી જમીન પર પાડી નાખ્યા. કેટલાયે યોદ્ધાઓએ તો તેને જોતાં જ ભયના માર્યા પ્રાણ છોડી દીધા.

આમ હોવા છતાં પણ કલિંગોની બહુ મોટી સેના ભીમસેનને ચારે બાજુથી ઘેરી ચઢી આવી. તેની સરદારીમાં શ્રુતાયુને ઉભેલો જોઇ ભીમસેન તેનો સામનો કરવા માટે ધસ્યો. તેને આવતો જોઇ શ્રુતાયુએ તેની છાતીમાં નવ બાણ માર્યાં. ભીમસેન ક્રોધથી સળગી ઊઠ્યો. એટલામાં જ વિશોક ભીમસેનને માટે એક સુન્દર રથ લઇને આવ્યો, ભીમસેને તેના પર આરૂઢ થઇ તુરત કલિંગવીર શ્રુતાયુ ઉપર હુમલો કર્યો. શ્રુતાયુએ ફરી ભીમસેન પર બાણવર્ષા શરૂ કરી દીધી. તેણે છોડેલાં નવ તીક્ષ્ણ બાણોથી ઘાયલ થઇને ભીમ ચોટ ખાધેલા સર્પની માફક ફુંફાડા મારવા લાગ્યો. તેણે પણ ધનુષ ચઢાવ્યું અને લોહનાં સાત બાણોથી શ્રુતાયુને વિંધી નાખ્યો, સાથે બે બાણોથી તેના રથનાં પૈડાંની રક્ષા કરનારા સત્ય અને સત્યદેવને યમલોક મોકલી દીધા, પછી ત્રણ બાણોથી કેતુમાનના પ્રાણ લઇ લીધા. આ જોઇ કલિંગવીર શ્રુતાયુને બહુ ક્રોધ થયો અને તેની સેનાના હજારો ક્ષત્રિયોએ ભીમસેનને ઘેરી લીધો. પછી તો ચારે બાજુથી ભીમસેન પર શક્તિ, ગદા, તલવાર, તોમર, ઋષ્ટિ અને ફરસાની વર્ષા થવા લાગી. ભીમસેન એ અસ્ત્રશસ્ત્રોનું નિવારણ કરીને હાથમાં ગદા લઇ ખૂબ વેગથી કલિંગસેના પર તૂટી પડ્યો અને સાત સો યોદ્ધાઓને યમરાજને ઘેર મોકલી દીધા. ત્યારપછી ફરી બે હજાર કલિંગવીરોને તેણે મોતને ઘાટ ઉતાર્યા. ભીમસેનનું આ પરાક્રમ બહુ અદ્ભુત હતું. આ પ્રમાણે તે વારંવાર કલિંગોના સંહાર કરવા લાગ્યો. મહારાજ! તે સમયે ભીમસેનને જોઇને

આપના પક્ષના યોદ્ધાઓ વારંવાર એમ જ કહેતા હતા કે 'સાક્ષાત્ કાળ જ ભીમસેનનું રૂપ ધારણ કરીને કલિંગોની સાથે યુદ્ધ કરી રહ્યા છે.

ત્યારપછી ભીષ્મે પોતાનાં બાણોથી ભીમસેનના ઘોડાઓને મારી નાખ્યા. ત્યારે ભીમ ગદા હાથમાં લઈને રથથી કૂદી પડ્યો. આ બાજુ સાત્યકિએ ભીમનું પ્રિય કરવા માટે ભીષ્મના સારથીને મારી નાખ્યો. સારથી પડતાં જ ઘોડાઓ પવનવેગથી ભાગતા ભીષ્મને રણભૂમિની બહાર લઈ ગયા. ભીમસેન કલિંગોનો સંહાર કરીને એકલો જ સેનાની વચ્ચે ઊભો હતો તો પણ કૌરવ પક્ષના કોઈ પણ વીરને તેની પાસે જવાની હિંમત ન થઈ. એટલામાં ધૃષ્ટદ્યુમ્ન ત્યાં આવ્યો અને તેને પોતાના રથ પર બેસાડી બધાંના દેખતાં દેખતાં જ પોતાના દળમાં લઈ ગયો. ભીમસેન પાંચાલ અને મત્સ્ય દેશના વીરો સાથે મળ્યો. સાત્યકિએ ભીમસેનની પ્રશંસા કરતાં કહ્યું—'બહુ સૌભાગ્યની વાત છે કે આપે કલિંગરાજ ભાનુમાન, રાજકુમાર કેતુમાન, શક્રદેવ તથા બીજા અનેક કલિંગ-વીરોનો સંહાર કર્યો. કલિંગોનો વ્યૂહ બહુ મોટો હતો, તેમાં અસંખ્ય હાથીઓ, ઘોડા અને રથ હતા અને મોટા મોટા ધીર-વીર યોદ્ધાઓ તેની રક્ષા કરતા હતા, પરન્તુ આપે એકલાએ જ આપના બાહુબળથી તેનો નાશ કરી દીધો.' આટલું કહીને સાત્યકિએ ભીમસેનને છાતીએ લગાડ્યો અને તેને પોતાના રથમાં બેસાડી તેનું સાહસ વધારતો ફરીથી કૌરવ વીરોનો સંહાર કરવા લાગ્યો.

---

## ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ અને અર્જુનનું પરાક્રમ

સંજયે કહ્યું—તે દિવસે જ્યારે સવારનો પહોર મોટા ભાગનો વ્યતીત થઈ ગયો અને ઘણા રથ, હાથી, ઘોડા, પાયદળ અને સવારો માર્યા ગયા તો પાંચાલ રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ન એકલો જ અશ્વત્થામા, શલ્ય અને કૃપાચાર્ય—આ ત્રણે મહારથીઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે અશ્વત્થામાના વિશ્વવિખ્યાત ઘોડાઓને દશ બાણોથી મારી નાખ્યા. આથી અશ્વત્થામા શલ્યના રથ પર ચઢી ગયો અને ત્યાંથી ધૃષ્ટદ્યુમ્ન પર બાણોની વર્ષા કરવા લાગ્યો. ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાની સાથે ભીડેલો જોઈ સુભદ્રાનન્દન અભિમન્યુ પણ તીક્ષ્ણ-તીક્ષ્ણ બાણોની વર્ષા કરતો તુરત જ આવી પહોંચ્યો. તેણે શલ્યને પચ્ચીસ, કૃપાચાર્યને નવ અને અશ્વત્થામાને આઠ બાણોથી વીંધી નાખ્યા. ત્યારે અશ્વત્થામાએ એક, શલ્યે બાર અને કૃપાચાર્યે ત્રણ તીક્ષ્ણ બાણોથી અભિમન્યુને વીંધી દીધો.

મહારાજ! એટલામાં જ આપનો પૌત્ર લક્ષ્મણ અભિમન્યુનું યુદ્ધ કરતો જોઈ તેનો સામનો કરવા આવી ગયો. પછી આ બન્ને વચ્ચે યુદ્ધ થવા લાગ્યું. કોપમાં ભરાયેલા લક્ષ્મણે અભિમન્યુને અનેક બાણોથી વીંધીને અદ્‌ભુત પરાક્રમ બતાવ્યું. આથી અભિમન્યુને બહુ ક્રોધ થયો અને તેણે ફૂર્તીથી 'હાથની સ્ફૂર્તિ' બતાવતાં પચાસ બાણોથી લક્ષ્મણને વીંધી નાખ્યો. લક્ષ્મણે એક બાણ મારીને અભિમન્યુનું ધનુષ્ય કાપી નાખ્યું. આ જોઈ કૌરવ-પક્ષના વીરોએ હર્ષનાદ કર્યો. અભિમન્યુએ બીજું એક અત્યન્ત મજબૂત ધનુષ્ય હાથમાં લીધું પછી તેઓ બન્ને એકબીજા ઉપર ઘા કરતા અને પોતાને બચાવતા તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરવા લાગ્યા.

ત્યારપછી પોતાના મહારથી પુત્રને અભિમન્યુનાં બાણોથી પીડિત જોઈ દુર્યોધન તેની મદદના માટે આવી પહોંચ્યો. આ જોઈ અર્જુન પણ પુત્રની રક્ષા માટે ખૂબ વેગથી દોડ્યો. ત્યારે ભીષ્મ અને દ્રોણાચાર્ય વગેરે પણ અર્જુનનો સામનો કરવાને ધસી આવ્યા. તે વખતે બધા પ્રાણીઓ કોલાહલ કરવા લાગ્યા. અર્જુને એટલાં બાણો વરસાવ્યાં કે અન્તરિક્ષ, દિશાઓ, પૃથ્વી અને સૂર્ય પણ ઢંકાઈ ગયાં. કંઈ પણ સૂઝતું ન હતું. આ ઘમસાણ યુદ્ધમાં કેટલાયે રથ, હાથી અને ઘોડા માર્યા ગયા. રથીઓ રથ છોડીને ભાગવા લાગ્યા. મહારાજ! તે વખતે આપની સેનામાં એક પણ યોદ્ધો એવો દેખાતો ન હતો કે જે શૂરવીર અર્જુનનો સામનો કરી શકે. જેઓ તેની સામે જતા તેઓ તેનાં તીક્ષ્ણ બાણોનાં નિશાન બનીને પરલોકના અતિથિ બની જતા હતા.

જ્યારે આપની સેનાના વીરો ચારે તરફ ભાગવા લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણ અને અર્જુને પોતાના ઉત્તમ શંખ વગાડ્યા. તે સમયે ભીષ્મે દ્રોણાચાર્યને હસીને કહ્યું; 'ભગવાન શ્રીકૃષ્ણની સાથે આ મહાબલી અર્જુન

એકલો જ આ સમ્પૂર્ણ સેનાનો સંહાર કરી રહ્યો છે. યુદ્ધમાં કોઈ પણ રીતે તેને છતવો અસંભવ છે. આ વખતે તો તેનું રૂપ પ્રલયકાળના યમરાજ જેવું ભયંકર દેખાઇ રહ્યું છે. જુઓ છો ને, આપણી આ બહુ મોટી સેના કેવી એકબીજાની દેખાદેખી વેગથી ભાગી જઈ રહી છે. હવે તેને પાછી વાળવી મુશ્કેલ છે. આ બાજુ સૂર્ય પણ અસ્તાચળ તરફ જઈ રહ્યો છે. ચારે આ વખતે તો સેનાને સમેટીને યુદ્ધ બંધ કરવું જ મને ઠીક જણાય છે. આપણા યોદ્ધાઓ પણ થાકેલા અને ડરી ગએલા છે. તેથી હવે તેઓ ઉત્સાહથી લડી શકશે નહિ.' મહારાજ! આચાર્ય દ્રોણને આ પ્રમાણે કહીને ભીષ્મે પોતાની સેનાને યુદ્ધભૂમિમાંથી પાછી વાળી લીધી. આ પ્રમાણે સૂર્યાસ્ત સમયે આપની અને પાંડવોની સેનાઓ પણ પાછી વળી.

---

## ત્રીજે દિવસ—બન્ને સેનાઓની વ્યૂહરચના અને ઘમસાણ યુદ્ધ

**સંજયે કહ્યું**—જ્યારે રાત વીતી અને સવાર થયું તો ભીષ્મે પોતાની સેનાને રણભૂમિમાં ચાલવાની આજ્ઞા આપી. ત્યાં જઈને તેમણે સેનાનો ગરુડવ્યૂહ રચ્યો અને તે વ્યૂહના અગ્રભાગમાં ચાંચની જગાએ તેઓ સ્વયં ઊભા રહ્યા, બન્ને નેત્રોની જગાએ દ્રોણાચાર્ય અને કૃતવર્મા હતા. શિરોભાગમાં અશ્વત્થામા અને કૃપાચાર્ય ઊભા રહ્યા. તેમની સાથે ત્રિગર્તો, કૈકેય અને વાટધાન પણ હતા. મદ્રક, સિન્ધુસૌવીર અને પંચનદ દેશના વીરો સાથે ભૂરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્ત અને જયદ્રથ—આ કણ્ઠની જગાએ હતા. પોતાના ભાઈઓ અને અનુચરોની સાથે દુર્યોધન પૃષ્ઠભાગમાં રહેલો હતો. કમ્બોજ, શક અને શૂરસેન દેશના યોદ્ધાઓની સાથે લઈ વિન્દ તથા અનુવિન્દ તે વ્યૂહના પુચ્છભાગમાં ઊભા રહ્યા. મગધ અને કલિંગ દેશની સેના તથા દાસેરકગણ તેની જમણી પાંખની જગાએ રહ્યા, તથા કારૂપ, વિકુંજ, મુણ્ડ, કુણ્ડીવૃષ વગેરે યોદ્ધાઓ બૃહદ્બલની સાથે ડાબી પાંખના સ્થાન પર સ્થિર થયા.

અર્જુને કૌરવોની સેનાની તે વ્યૂહરચના જોઈ તો ધૃષ્ટદ્યુમ્નને સાથે લઇ તેણે પોતાની સેનાનો અર્ધચન્દ્રાકાર વ્યૂહ બનાવ્યો. તેના દક્ષિણ શિખર પર ભીમસેન શોભવા લાગ્યો. તેની સાથે જુદાજુદા દેશના અનેક અસ્ત્રશસ્ત્રસમ્પન્ન રાજાઓ હતા. ભીમસેનની પાછળ મહારથી વિરાટ અને દ્રુપદ ઊભા રહ્યા. તેમની પછી નીલ અને નીલની પછી ધૃષ્ટકેતુ હતો. ધૃષ્ટકેતુની સાથે ચેદિ, કાશિ અને કરૂષ વગેરે દેશના રાજાઓ હતા. ધૃષ્ટદ્યુમ્ન અને શિખણ્ડી, પંચાલ અને પ્રભદ્રક દેશના યોદ્ધાઓની સાથે સેનાના મધ્યભાગમાં રહ્યા. હાથીઓની સેના સાથે ધર્મરાજ યુધિષ્ઠિર પણ ત્યાં જ હતા. તેમની પછી સાત્યકિ અને દ્રૌપદીના પાંચ પુત્રો હતા. પછી અભિમન્યુ અને ઇરાવાન હતા. તેમની પછી કૈકય વીરોની સાથે ઘટોત્કચ હતો. અન્તે વ્યૂહના ડાબા શિખર પર જેના રક્ષક ભગવાન શ્રીકૃષ્ણ છે એવો અર્જુન સ્થિત થયો. આ પ્રમાણે પાંડવોએ આ મહાવ્યૂહની રચના કરી.

ત્યારપછી યુદ્ધનો આરંભ થઈ ગયો. રથથી રથ અને હાથીથી હાથી ભીડાઈ ગયા. રથોના ઘરઘરાટની સાથે મળેલો દુન્દુભિઓનો સ્વર આકાશમાં ગૂંજી રહ્યો હતો. બન્ને પક્ષના નરવીરોમાં ઘમસાણ યુદ્ધ ઉપડાઇ ગયું. આ વખતે અર્જુન કૌરવપક્ષના વીરોનો સંહાર કરવા લાગ્યો. કૌરવ વીરો પણ પ્રાણોની પરવા ન કરતાં પાંડવોની સામે ભીડાઇ રહ્યા. તેમણે એકાગ્ર ચિત્તથી એટલું ઘોર યુદ્ધ કર્યું કે પાંડવ સેનાના પગ ઊખડી ગયા અને ભાગાભાગી મચી ગઇ. ત્યારે ભીમસેન, ઘટોત્કચ, સાત્યકિ, ચેકિતાન અને દ્રૌપદીના પાંચે પુત્રો પણ દેવતાઓ દાનવોને ભગાવે તેમ આપની સેનાને ભગાવવા લાગ્યા. આ પ્રમાણે આપસમાં મારકાપ કરતા તે લોહીથી લથપથ થએલા ક્ષત્રિય વીરો બહુ ભયંકર દેખાતા હતા.

મહારાજ! આ જ સમયે દુર્યોધન એક હજાર રથીઓની સેના લઇને ઘટોત્કચની સામે આવ્યો. આ પ્રમાણે પાંડવો પણ બહુ મોટી સેના સાથે ભીષ્મ અને દ્રોણાચાર્યના મુકાબલામાં લાગી ગયા. અર્જુન પણ ક્રોધમાં ભરાઈને સમસ્ત રાજાઓ પર ચઢી આવ્યો. તેને આવતો જોઈ રાજાઓએ હજારો રથો દ્વારા ચારે બાજુથી તેને ઘેરી લીધો, અને તેના રથ પર શક્તિ, ગદા, પરિઘ, પ્રાસ, ફરશી, મુસલ વગેરે અસ્ત્રશસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ અર્જુને તીડની કતાર સમી તે અસ્ત્રોની વૃષ્ટિને પોતાનાં બાણોથી વચ્ચે જ રોકી દીધી. તેના આ અલૌકિક હસ્તલાઘવને જોઇ દેવો, દાનવો,

ગન્ધર્વો, પિશાચો, સર્પો અને રાક્ષસો–બધા ધન્યધન્ય કહેવા લાગ્યા.

અર્જુનનાં બાણોથી પીડિત થઈને કૌરવ સેના ખેદ અને ભયથી કાંપતી ભાગવા લાગી. તેને ભાગતી જોઈ ક્રોધમાં ભરાએલા ભીષ્મ અને દ્રોણાચાર્યે તેને રોકી. દુર્યોધનને જોઈ કેટલાક યોદ્ધાઓ પાછા ફરવા લાગ્યા. તેમને પાછા ફરતા જોઈ લજ્જાને લીધે બીજા પણ




પાછા ફર્યા. બધા પાછા ફર્યા ત્યારે દુર્યોધને ભીષ્મની પાસે જઈ કહ્યું; 'પિતામહ! હું જે નિવેદન કરું છું તેના પર ધ્યાન દો. જ્યાંસુધી આપ અને દ્રોણાચાર્ય જીવતા છો, અશ્વત્થામા, સુહૃદ્‌વર્ગ તથા કૃપાચાર્ય જ્યાંસુધી મોજુદ છે, ત્યાંસુધી આપની સેના આ પ્રમાણે ભાગે તે આપલોકોને માટે ગૌરવની વાત નથી. પાંડવો આપલોકોના બરાબરીઆ યોદ્ધાઓ છે તે હું કદી માની શકતો નથી. જરૂર આપ તેમના પર કૃપાદૃષ્ટિ રાખો છો. તેથી જ તો અમારી સેના મારી જઈ રહી છે અને આપ તેમને ક્ષમા કરીને બેઠા છો. જો આ જ વાત હતી તો આપે મને પહેલેથી બતાવી દેવું જોઈતું હતું કે 'હું પાંડવો સાથે, ધૃષ્ટદ્યુમ્ન સાથે અને સાત્યકિ સાથે યુદ્ધ નહિ કરું.' કારણ કે તે વખતે હું આપની, આચાર્યની તથા કૃપ મહારાજની વાત સાંભળીને કર્ણની સાથેના મારા કર્તવ્યનો વિચાર કરી લેત. અને જો આપ ખરેખરી રીતે આ યુદ્ધરૂપ સંકટને સમયે મને ત્યજી દેવા યોગ્ય ન સમજતા હોવ તો આપલોકોએ આપના પરાક્રમને યોગ્ય યુદ્ધ કરવું જોઈએ.'

દુર્યોધનની આ વાત સાંભળી ભીષ્મ વારંવાર હસતા ક્રોધથી આંખો ફેરવીને બોલ્યા—'રાજન્! એક–બે વાર નહિ પણ અનેક વાર તને આ સત્ય અને હિતકર વાત બતાવી છે કે ઇન્દ્ર સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ યુદ્ધમાં પાંડવોને નથી જીતી શકતા. હવે હું ઘરડો થઈ ગયો; આ અવસ્થામાં મારાથી જે કંઈ થઈ શકે તેને કરવામાં મારી શક્તિને હું બાકી નહિ રાખું. તું ભાઈઓ સહિત જોજે, આજ હું એકલો જ સર્વની સામે પાંડવોને સેના સહિત પાછા હઠાવી દઈશ.'

જ્યારે ભીષ્મે આ પ્રમાણે કહ્યું તો આપના પુત્રો પ્રસન્ન થઈ ભેરી અને શંખ વગેરે વાજાં વગાડવા લાગ્યા. તેમનો અવાજ સાંભળી પાંડવો પણ શંખ, ભેરી અને ઢોલના તુમુલ નાદ કરવા લાગ્યા.

## ભીષ્મનું પરાક્રમ, શ્રીકૃષ્ણનું ભીષ્મને મારવા માટે તૈયાર થવું તથા અર્જુનનો પુરુષાર્થ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! જ્યારે મારા દુઃખી પુત્રે ભીષ્મને ક્રોધિત કર્યા અને તેમણે ભયંકર યુદ્ધની પ્રતિજ્ઞા કરી ત્યારે ભીષ્મે પાંડવોની સાથે અને પાંચાલ વીરોએ ભીષ્મની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું?

સંજય કહેવા લાગ્યો—તે દિવસે જ્યારે દિવસનો પ્રથમ ભાગ વીતી ગયો અને સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ જવા લાગ્યા તથા વિજયી પાંડવો પોતાના વિજયનો આનન્દ મનાવી રહ્યા હતા તે સમયે પિતામહ ભીષ્મ તેજ ચાલવાળા ઘોડા જોડેલા રથ પર બેસીને પાંડવ–સેના તરફ વધ્યા. તેમની સાથે બહુ જ મોટી સેના હતી અને આપના પુત્રો બધી તરફથી ઘેરીને તેની રક્ષા કરી રહ્યા હતા. તે વખતે આપણી અને પાંડવોની વચ્ચે રોમાંચકારી યુદ્ધ છેડાઈ ગયું. થોડી જ વારમાં યોદ્ધાઓનાં હજારો મસ્તકો અને હાથો કપાઈ–કપાઈને જમીન પર પડવા અને તરફડવા લાગ્યાં. કેટલાકનાં મસ્તક તો કપાઈને પડી ગયાં પણ ધડ ધનુષબાણ લઈને ઊભાં જ રહી ગયાં. લોહીની નદી વહેવા લાગી. તે સમયે કૌરવો અને પાંડવોમાં જેવું ભયાનક યુદ્ધ

ધયું તેવું કદી નથી તો જોવામાં આવ્યું કે નથી સાંભળવામાં. તે સમયે ભીષ્મ પોતાના ધનુષને મણ્ડલાકાર કરીને વિષધર સર્પોની સમાન બાણ વરસવી રહ્યા હતા. રણભૂમિમાં તેઓ એટલા વેગથી બધી બાજુએ વિચરી રહ્યા હતા કે પાંડવો તેમને હજારો રૂપમાં દેખવા લગ્યા. જાણે ભીષ્મે માયાથી પોતાનાં અનેક રૂપો કરી દીધાં હોય! જે લોકોએ તેમને પૂર્વમાં જોયા તે જ લોકોએ આંખ ફેરવતાં જ તેમને પશ્ચિમમાં પણ જોયા. એક જ ક્ષણમાં તેઓ ઉત્તર અને દક્ષિણમાં નજરે પડયા. આ પ્રમાણે તે યુદ્ધમાં સર્વત્ર તેઓ-જ-તેઓ દેખાઈ રહ્યા હતા, પાંડવોમાંથી કોઈ ભીષ્મને જોઈ શકતો ન હતો, તેમના ધનુષમાંથી છૂટેલાં અસંખ્ય બાણો જ નજરે પડતાં હતાં. લોકોમાં હાહાકાર મચી ગયો. ભીષ્મ ત્યાં અદ્ભુત રીતે વિચરી રહ્યા હતા. તેમની પાસે હજારો રાજાઓ જેમ અગ્નિની પાસે પતંગિયાં આવે છે તેમ પોતાના વિનાશને માટે આવી રહ્યા હતા. તેમનો એક પણ ઘાવ ખાલી જતો ન હોતો.

આ પ્રમાણે અતુલ પરાક્રમી ભીષ્મનો માર ખાઈને યુધિષ્ઠિરની સેના હજારો ટુકડાઓમાં વહેંચાઈ ગઈ. તેમની બાણવર્ષાથી પીડિત થઈને તે કાંપી ઊઠી. અને તેમાં એવી રીતે નાસભાગ ચાલી કે બે આદમી એકી સાથે ભાગી પણ શકતા ન હતા. આ યુદ્ધમાં દૈવવશ પિતાએ પુત્રને અને પુત્રે પિતાને મારી નાખ્યા, તથા મિત્ર મિત્રના હાથે મરાયા. પાંડવોના સૈનિકો પોતાનાં કવચ ઊતારીને વાળ છૂટા મૂકીને રણભૂમિમાંથી ભાગતા દેખાવા લાગ્યા. પાંડવ સેનાને આ પ્રમાણે વિખેરાએલી જોઈને ભગવાન શ્રીકૃષ્ણે રથને રોકીને અર્જુનને કહ્યું; 'પાર્થ! જેને માટે તારી ઘણા દિવસોથી અભિલાષા હતી તે સમય હવે આવી ગયો છે. હવે જોરદાર પ્રહાર કર, નહિ તો મોહવશ પ્રાણોથી હાથ ધોઇ બેસીશ. પહેલાં તેં જે રાજાઓની સભામાં કહ્યું હતું કે 'દુર્યોધનની સેનાના ભીષ્મ-દ્રોણ વગેરે કોઈ પણ વીરો મારી સાથે યુદ્ધ કરવા આવશે તો હું તેમને મારી નાખીશ.' હવે તે પ્રતિજ્ઞાને સાચી કરીને બતાવ. અર્જુન! જો, તારી સેના ખેરવિખેર થઈ ગઇ છે અને આ રાજાલોકો કાળના સમાન ભીષ્મને જોઈને એવા ભાગી રહ્યા છે કે જેમ સિંહના ડરથી નાનાંનાનાં જંગલી પશુઓ ભાગી જતાં હોય.'

શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં અર્જુન બોલ્યો, 'જનાર્દન, હવે આપ ઘોડાઓને હાંકો અને આ સૈન્યસાગરની વચ્ચે થઈને ભીષ્મજીની પાસે રથ લઈ ચાલો. હું હમણાં તેમને યુદ્ધમાં મારી નાખું છું.' ત્યારે માધવે ઘોડાઓને હાંકી દીધાં અને જ્યાં ભીષ્મનો રથ ઊભો હતો તે તરફ વધવા લાગ્યા. અર્જુનને ભીષ્મ સાથે યુદ્ધ કરવા માટે તૈયાર જોઇ યુધિષ્ઠિરની ભાગેલી સેના પાછી ફરી. અર્જુનને આવતો જોઈ ભીષ્મે સિં[illegible] અને તેના પર બાણોની ઝડી લગાવી દીધી. એક જ ક્ષણમાં ઘોડા અને સારથી સહિત અર્જુનનો રથ ભીષ્મનાં બાણોમાં છુપાઈ જવાથી દેખતો બંધ થઈ ગયો. પરન્તુ ભગવાન શ્રીકૃષ્ણ તો બહુ ધૈર્યવાન હતા. તેઓ જરા પણ વિચલિત ન થયા. તેઓ ઘોડાઓને બરાબર આગળ વધારતા જ ગયા. આ જ વખતે અર્જુને પોતાનું ધનુષ ઊઠાવ્યું અને ત્રણ બાણોથી ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. ભીષ્મે આંખના પલકારામાં બીજું ધનુષ લઇ દોરી ચઢાવી દીધી. પરન્તુ જેવા તેને ખેંચવા ગયા કે અર્જુને તેને કાપી નાખ્યું. અર્જુનની આ સ્ફૂર્તિ જોઈ ભીષ્મે તેની પ્રશંસા કરતાં કહ્યું; 'મહાબાહો! તેં ઘણું કર્યું. આ મહાન પરાક્રમ તારા યોગ્ય જ છે. બેટા! હું તારા પર બહુ પ્રસન્ન છું. કરો, મારી સાથે યુદ્ધ કરો. આ પ્રમાણે પાર્થનાં વખાણ કરીને બીજું મહાન ધનુષ હાથમાં લઈ તેઓ તેના રથ પર બાણોની વર્ષા કરવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાની અશ્વસંચાલનની પૂરેપૂરી પ્રવીણતા બતાવી. તેઓ રથને મણ્ડલાકાર ચલાવીને ભીષ્મનાં ઘણાંખરાં બાણોને વિફળ કરી દેતા હતા. આ જોઇ ભીષ્મે તીખાં બાણોથી શ્રીકૃષ્ણ અને અર્જુનને ખૂબ ઘાયલ કર્યા. પછી તેમની આજ્ઞાથી દ્રોણ, વિકર્ણ, જયદ્રથ, ભૂરિશ્રવા, કૃતવર્મા, કૃપાચાર્ય, શ્રુતાયુ, અમ્બષ્ઠપતિ, વિન્દ, અનુવિન્દ અને સુદક્ષિણ વગેરે વીરો તથા પ્રાચ્ય, સૌવીર, વસાતિ, ક્ષુદ્રક અને માલવ દેશના યોદ્ધાઓ તુરત જ અર્જુન પર ચઢી આવ્યા. શ્રીકૃષ્ણ અને અર્જુન હજારો ઘોડા પાયદળ, રથ અને હાથીઓનાં ઝુંડથી ઘેરાઈ ગયા. તેમને આ અવસ્થામાં જોઇ વીર સાત્યકિ એકદમ ત્યાં આવી પહોંચ્યો અને અર્જુનની સહાયતામાં જોડાઈ ગયો. તેણે યુધિષ્ઠિરની સેનાને ફરીથી ભાગતી જોઇ કહ્યું; 'ક્ષત્રિયો! ક્યાં ચાલ્યા? આ સત્પુરુષોનો ધર્મ નથી. વીરો! પોતાની પ્રતિજ્ઞા ન છોડો, વીરધર્મનું પાલન કરો.'

ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે પાંડવ સેનાના મુખ્ય મુખ્ય રાજાઓ ભાગી રહ્યા છે અને અર્જુન યુદ્ધમાં ઢીલો પડી રહ્યો છે તથા ભીષ્મ પ્રચંડ થતા જાય છે તો આ વાત તેમનાથી સહન ન થઈ. તેમણે સાત્યકિની પ્રશંસા કરતાં કહ્યું—'શિનિવંશના વીર! જે ભાગી રહ્યા છે તેમને ભાગવા દો. જે ઊભા છે તે પણ ચાલ્યા જાય. મને તેવા લોકોનો ભરોંસો નથી. તમે જુઓ, હું હમણાં જ ભીષ્મ અને દ્રોણાચાર્યને મારીને રથથી નીચે નાખું છું. કૌરવ સેનાનો એક પણ રથી મારા હાથથી બચવા પામશે નહિ. હવે હું પોતે મારું ઉગ્ર ચક્ર ઉપાડીને મહાવ્રતી ભીષ્મ અને દ્રોણના પ્રાણ લઈશ તથા ધૃતરાષ્ટ્રના બધા પુત્રોને મારીને પાંડવોને પ્રસન્ન કરીશ. કૌરવ પક્ષના બધા રાજાઓનો વધ કરીને આજ હું અજાતશત્રુ યુધિષ્ઠિરને રાજા બનાવીશ.'

આટલું કહીને શ્રીકૃષ્ણે ઘોડાની લગામ છોડી દીધી અને હાથમાં સુદર્શન ચક્ર લઈને રથથી કૂદી પડ્યા. તે



ચક્રનો પ્રકાશ સૂર્ય સમાન અને પ્રભાવ વજ્ર જેવો અમોઘ હતો. તેના કિનારાનો ભાગ છરા સમાન તીક્ષ્ણ હતો. ભગવાન કૃષ્ણ ખૂબ વેગથી ભીષ્મ તરફ ધસ્યા. તેમના પગના ધમકારાથી પૃથ્વી કાંપવા લાગી. જેમ સિંહ મદાન્ધ ગજરાજની તરફ દોડે તેમ તેઓ ભીષ્મ તરફ ધસ્યા. તેમના શ્યામ શરીર ઉપર હવાના વેગથી ફરફરતો પીતામ્બરનો છેડો મેઘની કાળી ઘટામાં વિજળીની માફક ચમકી રહ્યો હતો. હાથમાં ચક્ર ઉઠાવેલા તેઓ ખૂબ જોરથી ગર્જી રહ્યા હતા. તેમને ક્રોધમાં ભરાએલા જોઈ કૌરવોના સંહારના વિચારથી બધાં પ્રાણીઓ હાહાકાર કરવા લાગ્યાં. એ સમયે તેમને જોતાં એવું જણાતું હતું કે જાણે પ્રલયકાળનો સંવર્તક અગ્નિ સમ્પૂર્ણ જગતનો સંહાર કરવા માટે તૈયાર થયો હોય.

તેમને ચક્ર લઈને પોતાની તરફ આવતા જોઈ ભીષ્મને જરા પણ ભય ન થયો. તેઓ બન્ને હાથથી પોતાના મહાન ધનુષ્યનો ટંકાર કરતા ભગવાનને બોલ્યા; 'આવો આવો દેવેશ્વર! આવો જગદાધાર! હું આપને નમસ્કાર કરું છું. ચક્રપાણી માધવ! આજ બળપૂર્વક તમે મને મારીને આ રથથી નીચે નાખો. આપ સમ્પૂર્ણ જગતના સ્વામી છો. સર્વને શરણ આપનારા છો. આપના હાથથી આજ જો હું માર્યો જાઉં તો આ લોક અને પરલોકમાં પણ મારું કલ્યાણ થશે. ભગવન્! આપે સ્વયં મને મારવા માટે આવીને ત્રણે લોકમાં મારું ગૌરવ વધારી દીધું.'

ભગવાનને આગળ વધતા જોઈ અર્જુન પણ રથથી ઉતરીને તેમની પાછળ દોડ્યો અને પાસે જઈને તેમના બન્ને હાથ પકડી લીધા. ભગવાન રોષમાં ભરાએલા હતા. અર્જુનના પકડવા છતાં પણ તેઓ રોકાઈ ન શક્યા. જેમ વાવાઝોડું ઝાડને ખેંચી લઈ જાય છે તેમ તેઓ અર્જુનને ઘસડતા આગળ વધવા લાગ્યા. ત્યારે અર્જુન તેમના હાથ છોડીને પગોમાં પડી ગયો. તેણે ખૂબ જોરથી તેમના ચરણ પકડી લીધા અને દશ ડગલાં આગળ પહોંચતાં જ તેમને રોક્યા. જ્યારે તેઓ ઊભા રહી ગયા ત્યારે અર્જુને પ્રસન્ન થઈને તેમને પ્રણામ કર્યા અને કહ્યું; 'કેશવ! આપનો ક્રોધ શાન્ત કરો. આપ જ પાંડવોના આધાર છો. હવે હું ભાઈઓના અને પુત્રોના સોગન્દ ખાઈને કહું છું કે હવે હું મારા કામમાં ઢીલ નહિ કરું અને પ્રતિજ્ઞા અનુસાર યુદ્ધ કરીશ.' અર્જુનની પ્રતિજ્ઞા સાંભળી શ્રીકૃષ્ણ પ્રસન્ન થઈ ગયા ને તેનું પ્રિય કરવા માટે ફરીથી ચક્રસહિત રથ પર જઈને બેઠા. તેમણે પોતાના પાંચજન્ય શંખના ધ્વનિથી દિશાઓને ગજવી મૂકી. આ વખતે કૌરવસેનામાં કોલાહલ મચી ગયો અને અર્જુનના ગાંડીવ ધનુષ્યથી બધી દિશાઓમાં તીક્ષ્ણ બાણોની વર્ષા થવા લાગી.

ત્યારે ભૂરિશ્રવાએ અર્જુન પર સાત બાણ, દુર્યોધને તોમર, શલ્યે ગદા અને ભીષ્મે શક્તિનો પ્રહાર કર્યો. અર્જુને પણ સાત બાણ મારીને ભૂરિશ્રવાનાં બાણોને કાપી નાખ્યાં, છુરાથી દુર્યોધનનું તોમર કાપી નાખ્યું તથા એક-એક બાણ છોડીને શલ્યની ગદા અને ભીષ્મની શક્તિના ટુકડેટુકડા કરી દીધા. ત્યારપછી તેણે બન્ને




આમતેમ ભાગતા આપની જ સેનાને રોળી નાખતા હતા. તે વખતે પોતાની ગદાને ચારે બાજુએ ઘુમાવતો તે એવો જણાતો હતો કે જાણે સાક્ષાત્ શંકર જ રણાંગણમાં નૃત્ય કરી રહ્યા હોય.

આ જ વખતે હજારો રથીઓ સહિત આપના પુત્ર નન્દકે અત્યન્ત કુપિત થઈને ભીમસેન પર આક્રમણ કર્યું. તેણે ભીમસેન પર ૭ બાણ છોડ્યાં તથા બીજી બાજુથી દુર્યોધને નવ બાણોથી તેના વક્ષઃસ્થળમાં ઘાવ કર્યો. ત્યારે મહાબાહુ ભીમ પોતાના રથમાં બેઠી ગયો અને પોતાના સારથી વિશોકને બોલ્યો 'જો આ મહારથી ધૃતરાષ્ટ્રપુત્રો મારા પ્રાણ લેવા આવ્યા છે પણ તારી સામે જ હું તેમને સફા કરી દઈશ. માટે તું સાવધાનીથી મારા ઘોડાઓને તેમની સામે લઈ ચાલ.' સારથીને આ પ્રમાણે કહીને તેણે ત્રણ બાણ નન્દકની છાતીમાં માર્યાં. આ બાજુ દુર્યોધને પણ સાઠ બાણોથી ભીમસેનને તથા ત્રણથી તેના સારથીને ઘાયલ કરી દીધો. પછી ત્રણ તીક્ષ્ણ બાણો છોડીને તેણે ભીમસેનનું ધનુષ પણ કાપી નાખ્યું. ત્યારે ભીમસેને એક બીજું દિવ્ય ધનુષ લીધું અને તેના પર એક તીક્ષ્ણ બાણ ચઢાવીને તેનાથી દુર્યોધનનું ધનુષ કાપી નાખ્યું. દુર્યોધને પણ તુરત જ એક બીજું ધનુષ લીધું અને તેનાથી એક ભયંકર બાણ છોડીને ભીમસેનની છાતી પર ચોટ કરી. તે બાણથી વ્યથિત થઈને ભીમસેન રથના પાછળના ભાગમાં બેસી ગયો અને તેને મૂર્છા આવી ગઈ.

ભીમસેનને મૂર્છિત જોતાં અભિમન્યુ વગેરે પાંડવ પક્ષના મહારથીઓ તે સહન કરી શક્યા નહિ અને દુર્યોધનના મસ્તક ઉપર તીક્ષ્ણ-તીક્ષ્ણ શસ્ત્રોની ભીષણ વર્ષા કરવા લાગ્યા. એટલી જ વારમાં ભીમસેનને ભાન આવી ગયું. તેણે દુર્યોધન પર પહેલાં ત્રણ અને પછી પાંચ બાણ છોડ્યાં. ત્યારપછી પચીસ બાણ રાજા શલ્યને માર્યાં. તેનાથી ઘાયલ થઈને મદ્રરાજ મેદાન છોડીને ચાલ્યો ગયો. ત્યારે આપના ચૌદ પુત્રો—સેનાપતિ, સુષેણ, જલસન્ધ, સુલોચન, ઉગ્ર, ભીમરથ, ભીમ, વીરબાહુ, અલોલુપ, દુર્મુખ, દુષ્પ્રધર્ષ, વિવિત્સુ, વિકટ અને સમ ભીમસેનની ઉપર ચઢી આવ્યાં. તેમનાં નેત્રો ક્રોધથી લાલ થઈ રહ્યાં હતાં. તેમણે એકી સાથે ઘણાં બાણ છોડીને ભીમસેનને ઘાયલ કરી દીધો. આપના પુત્રોને પોતાની સામે જોઈ જેમ વરૂ પશુઓ ઉપર તૂટી પડે છે તેમ ભીમસેન તેમના પર તૂટી પડ્યો. પછી તેણે ગરુડની પેઠે લપકારા કરીને એક તીક્ષ્ણ બાણથી સેનાપતિ(સુષેણ)નું શિર કાપી નાખ્યું, ત્રણ બાણોથી જલસન્ધને ઘાયલ કરી યમપુરીમાં મોકલી દીધો, સુષેણને મારીને મૃત્યુને હવાલે કર્યો, ઉગ્રનું મુકુટ અને કુણ્ડલોથી વિભૂષિત મસ્તક કાપીને પૃથ્વી પર નાખ્યું, તથા સીત્તેર બાણોથી વીરબાહુને તેના ઘોડા, ધ્વજા અને સારથી સહિત ધરાશાયી કરી દીધો. આ જ પ્રમાણે તેણે ભીમ, ભીમરથ અને સુલોચનને પણ બધા સેનાપતિઓના દેખતાં-દેખતાં જ યમરાજને ઘેર મોકલી દીધા. ભીમસેનનું આવું પ્રબળ પરાક્રમ જોઈને આપના બાકીના પુત્રો ડરના માર્યા આમતેમ ભાગી ગયા.

ત્યારે ભીષ્મે બધા મહારથીઓને કહ્યું; 'દેખો, આ ભીમસેન ધૃતરાષ્ટ્રના મહારથી પુત્રોને મારી નાખે છે. અરે!-તેને એકદમ પકડી લો, વાર ન કરો.' ભીષ્મનો આવો આદેશ થતાં કૌરવપક્ષના બધા સૈનિકો ક્રોધમાં ભરાઈ મહાબળી ભીમસેન ઉપર તૂટી પડ્યા. તેમાંથી ભગદત્ત પોતાના મદોન્મત્ત હાથી ઉપર ચઢેલો એકદમ ભીમસેન પાસે પહોંચ્યો. ત્યાં પહોંચતા જ તેણે બાણોની વર્ષા કરીને ભીમસેનને બિલકુલ ઢાંકી દીધો. અભિમન્યુ વગેરે વીરો આ બધું સહન કરી શક્યા નહિ. તેમણે પણ બાણો વરસાવીને ભગદત્તને ચારે બાજુથી આચ્છાદિત કરી દીધો અને તેના હાથીને ઘાયલ કર્યો. પરન્તુ ભગદત્તે હાંકવાથી તે હાથી તે મહારથીઓ ઉપર એવા વેગથી દોડ્યો કે જાણે કાળથી પ્રેરિત યમરાજ ન હોય! તેનું આ ભીષણ રૂપ જોઈ બધા મહારથીઓનું સાહસ ઢીલું પડી ગયું અને તેમને તે અસહ્ય જેવો જણાવા લાગ્યો. આ જ વખતે ભગદત્તે ક્રોધમાં ભરાઈને એક બાણ ભીમસેનની છાતીમાં માર્યું. તેનાથી ઘાયલ થઈ

ભીમસેન અચેત જેવો થઈ ગયો અને પોતાના રથની ધ્વજાના દંડનો આધાર લઈ બેસી ગયો. આ જોઈ મહાપ્રતાપી ભગદત્ત ખૂબ જોરથી સિંહનાદ કરવા લાગ્યો.

ભીમસેનને આવી સ્થિતિમાં જોઈ ઘટોત્કચને ખૂબ જ ક્રોધ થયો અને તે ત્યાં જ અન્તર્ધાન થઈ ગયો. પછી તેણે એવી માયા ફેલાવી કે જેને જોઈને કાચા-પોચા માણસોનું તો હૃદય જ બેસી ગયું. અર્ધી જ ક્ષણમાં તે મહાભયંકર રૂપ ધારણ કરેલો અને પોતાની જ માયાથી રચેલા મહાન ઐરાવત હાથી પર ચઢેલો પ્રકટ થયો. તેણે ભગદત્તને તેના હાથી સહિત મારી નાખવાના વિચારથી તેના પર પોતાનો હાથી છોડી દીધો. તે ચાર દાંતવાળો ગજરાજ ભગદત્તના હાથીને બહુ જ પીડવા લાગ્યો, આથી તે હાથી વજ્ર વાગવાની માફક અત્યન્ત દુઃખી થઈને બરાડવા લાગ્યો. તેનો આ ભીષણ નાદ સાંભળી ભીષ્મે આચાર્ય દ્રોણ અને દુર્યોધનને કહ્યું; 'આ વખતે મહાન ધનુર્ધર રાજા ભગદત્ત હિડિમ્બાના પુત્ર ઘટોત્કચ સાથે યુદ્ધ કરતાં કરતાં ભારે આપત્તિમાં ફસાઈ ગયો છે. તેથી પાંડવોના હર્ષના પોકારો અને હાથીના રોવાનો શબ્દ સંભળાઈ રહ્યો છે. માટે ચાલો, આપણે બધા રાજા ભગદત્તની રક્ષા કરવા માટે જઈએ. જુઓ, ત્યાં બહુ ભીષણ અને રોમાંચકારી સંગ્રામ થઈ રહ્યો છે. માટે વીરો! શીઘ્રતા કરો, આવો ત્યાં પહોંચી જઈએ.'

ભીષ્મની વાત સાંભળી બધા વીરો ભીષ્મ અને દ્રોણ સાથે ભગદત્તની રક્ષા માટે નીકળ્યા. તે સેનાને જોઈને પ્રતાપી ઘટોત્કચ વિજળીના કડાકાની પેઠે ગર્જ્યો. તેની એ ગર્જના સાંભળી ભીષ્મે દ્રોણાચાર્યને કહ્યું; 'મને આ સમયે દુરાત્મા ઘટોત્કચની સાથે યુદ્ધ કરવું ઠીક જણાતું નથી. કારણ કે તે ખૂબ બળ-વીર્યસમ્પન્ન છે અને તેને બીજા વીરોની સહાયતા પણ મળી રહી છે. આ સમયે તો વજ્રધર ઈન્દ્ર પણ તેને નહિ જીતી શકે. માટે હવે પાંડવોની સાથે યુદ્ધ કરવું ઠીક નહિ થાય. બસ, આજે અહિંથી જ યુદ્ધ બંધ કરવાનું જાહેર કરો, હવે શત્રુઓની સાથે કાલે અમારો સંગ્રામ થશે.'

કૌરવલોક ઘટોત્કચના ભયથી ગભરાએલા હતા જ, તેથી ભીષ્મની વાત સાંભળી તેમણે યુક્તિપૂર્વક યુદ્ધ બંધ કરવાની ઘોષણા કરી દીધી. સાયંકાળ થઈ રહ્યો હતો. આજે કૌરવો પાંડવોથી પરાજિત થવાને લીધે લજ્જિત થઈને પોતાની છાવણી પર પાછા ફર્યા. પાંડવલોક તો ભીમસેન અને ઘટોત્કચને આગળ કરીને પ્રસન્નતાથી શંખધ્વનિ સાથે સિંહનાદ કરતા પોતાનાં શિબિરોમાં આવ્યા. પરન્તુ ભાઈઓનો વધ થવાને લીધે રાજા




દુર્યોધન બહુ જ ચિન્તાતુર અને શોકમગ્ન થઈ રહ્યો હતો.

## સંજયનું રાજા ધૃતરાષ્ટ્રને ભીષ્મના મુખથી કહેવાએલો શ્રીકૃષ્ણનો મહિમા સંભળાવવું

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! પાંડવોનું આવું પરાક્રમ સાંભળી મને ખૂબ જ ભય અને વિસ્મય થઈ રહ્યો છે. બધી તરફથી મારા પુત્રોનો જ પરાભવ થઈ રહ્યો છે તે સાંભળી મને બહુ જ ચિન્તા થાય છે, કે હવે મારા પક્ષની જીત કેવી રીતે થશે? જરૂર વિદુરનાં વાક્યો મારા હૃદયને ભસ્મ કરી નાખશે! ભીમ અવશ્ય મારા બધા પુત્રોને મારી નાખવાનો છે. તેમની રક્ષા કરી શકે એવો કોઈ વીર મને સંગ્રામભૂમિમાં દેખાતો નથી. સૂત! હું એક વાત પૂછું છું; બરાબર બતાવો કે પાંડવોમાં આવી શક્તિ ક્યાંથી આવી?

સંજયે કહ્યું—રાજન્! આપ સાવધાનીથી સાંભળો, અને સાંભળીને તેવો જ નિશ્ચય કરો. આ સમયે જે કંઇ થઇ રહ્યું છે તે કોઈ મન્ત્ર અથવા માયાને લીધે નથી. વાત એ છે કે મહાબળવાન પાંડવો સર્વદા ધર્મમાં તત્પર રહે છે. અને જ્યાં ધર્મ હોય છે ત્યાં જય થયા જ કરે છે. તેથી જ યુદ્ધમાં તેઓ અવધ્ય થઇ રહ્યા છે અને તેમની જીત પણ થઇ રહી છે. આપના પુત્રો દુષ્ટાચરી, પાપપરાયણ, નિષ્ઠુર અને કુકર્મી છે. તેથી તેઓ યુદ્ધમાં નષ્ટ થઇ રહ્યા છે. તેમણે નીચ પુરુષોની પેઠે પાંડવો પ્રતિ અનેક ક્રૂરતાઓ કરી છે. હવે તેમને નિરન્તર કરેલાં ભયંકર પાપકર્મોનું ફળ પ્રાપ્ત થવાનો વખત આવ્યો છે. તેથી પુત્રોની સાથે હવે આપ પણ તેને ભોગવો. આપના સુહૃદ્ વિદુર, ભીષ્મ, દ્રોણ અને મેં પણ આપને વારંવાર રોક્યા; પરન્તુ આપે અમારી વાત પર કંઇ ધ્યાન જ ન આપ્યું. જેમ મરણાસન્ન પુરુષને ઔષધ અને પથ્ય સારું નથી લાગતું તેમ આપને પણ હિતની વાતો સારી જણાઇ નહિ. હવે આપ જે મને પાંડવોના વિજયનું કારણ પૂછો છો તો આ વિષયમાં મેં જે સાંભળ્યું છે તે બતાવું છું. તે દિવસે પોતાના ભાઇઓને યુદ્ધમાં પરાજિત થએલા જોઈ રાજા દુર્યોધને રાત્રે પિતામહ ભીષ્મને પૂછ્યું; 'દાદાજી! હું જાણું છું કે આપ દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા, સુદક્ષિણ ભૂરિશ્રવા, વિકર્ણ અને ભગદત્ત વગેરે મહારથીઓ ત્રણે લોકોની સાથે સંગ્રામ કરવાને સમર્થ છો. પરન્તુ આપ બધા મળીને પણ પાંડવોના પરાક્રમની આગળ ટકી શકતા નથી આ જોઇને મને બહુ સન્દેહ થઇ રહ્યો છે, કૃપા કરીને બતાવો કે પાંડવોમાં એવી શું શક્તિ છે કે જેને લીધે તેઓ અમને ક્ષણેક્ષણે જીતી રહ્યા છે!

ભીષ્મે કહ્યું—રાજન્! આ ઉદારકર્માવાળા પાંડવોની અવધ્યતાનું (હણાય નહિ તેવા હોવાનું) એક કારણ છે. તે હું તને બતાવું છું. સાંભળ. ત્રણે લોકમાં એવો કોઈ પણ પુરુષ છે નહિ, થયો નથી અને થશે નહિ કે જે શ્રીકૃષ્ણથી સુરક્ષિત આ પાંડવોને પરાસ્ત કરી શકે. આ વિષયમાં પવિત્ર અન્તઃકરણવાળા મુનિઓએ મને એક ઇતિહાસ સંભળાવ્યો છે તે હું તને કહું છું. પૂર્વકાળમાં ગન્ધમાદન પર્વત પર સમસ્ત દેવતાઓ અને મુનિગણો પિતામહ બ્રહ્માની સેવામાં ઉપસ્થિત હતા. તે સમયે તેમની વચ્ચે બેઠેલા બ્રહ્માએ આકાશમાં એક તેજોમય વિમાન જોયું. ત્યારે તેમણે ધ્યાન દ્વારા તેનું રહસ્ય જાણીને પરમ પુરુષ પરમેશ્વરને પ્રણામ કર્યા. બ્રહ્માને ઊભા થતા જોઇ બધા દેવતાઓ અને ઋષિઓ પણ હાથ જોડીને ઊભા થઈ ગયા અને તે અદ્ભુત પ્રસંગ જોવા લાગ્યા. જગતનું સર્જન કરનાર બ્રહ્માએ ખૂબ વિધિ-વિધાનથી ભગવાનનું પૂજન કર્યું અને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા— 'પ્રભો! આપ સમ્પૂર્ણ વિશ્વમાં વ્યાપેલા છો, વિશ્વરૂપ છો અને વિશ્વના સ્વામી છો. વિશ્વમાં સર્વ તરફ આપની સેના છે. આ વિશ્વ આપનું કાર્ય છે. આપ સર્વને વશમાં રાખનારા છો. તેથી આપને વિશ્વેશ્વર અને વાસુદેવ કહે છે. આપ યોગસ્વરૂપ દેવતા છો, હું આપના શરણમાં આવ્યો છું. વિશ્વરૂપ મહાદેવ! આપનો જય હો, સર્વત્ર વ્યાપી રહેનારા યોગીશ્વર! આપનો જય હો. યોગના આદિ અને અન્ત! આપનો જય હો. આપની નાભિથી લોકરૂપ કમળની ઉત્પત્તિ થઈ છે, આપનાં નેત્ર વિશાળ છે. આપ લોકેશ્વરોના પણ ઇશ્વર છો. આપનો જય હો. ભૂત, ભવિષ્ય અને વર્તમાનના સ્વામી! આપનો જય હો! આપનું સ્વરૂપ સૌમ્ય છે. હું સ્વયંભૂ બ્રહ્મા આપનો પુત્ર છું. આપ અસંખ્ય ગુણોના આધાર અને સર્વને શરણ આપનારા છો. શાર્ઙ્ગધનુષ ધારણ કરનાર નારાયણ! આપના મહાનપણાનો પાર પામવું બહુ કઠિન છે. આપ સમસ્ત કલ્યાણમય ગુણોવાળા અને નિર્મળ છો. આપ મહાવરાહનું રૂપ ધારણ કરનાર, તથા મહાન શેષનાગ અને સર્વના આદિ કારણ છો. આપ પ્રકાશનું ધામ, દિશાઓના સ્વામી, વિશ્વના આધાર અને અવિનાશી છો. વ્યક્ત અને અવ્યક્ત સર્વ આપનું જ સ્વરૂપ છે. આપનું સ્થાન અસીમ—અનન્ત છે. આપ ઇન્દ્રિયોના નિયન્તા છો. આપનું કંઈ માપ નથી. આપ સ્વભાવથી જ અખંડ અને ભક્તોની કામનાઓ પૂર્ણ કરનારા છો. આપનો જય હો! બ્રહ્મન્! આપ અનન્ત જ્ઞાનસ્વરૂપ છો, નિત્ય છો અને સમ્પૂર્ણ ભૂતોને ઉત્પન્ન કરનારા છો. આપને કંઇ કરવાનું બાકી નથી. ધ્યાન કરવાથી અન્તઃકરણમાં આપનો આવિર્ભાવ થાય છે. આપ જીવમાત્રના પ્રિયતમ પરબ્રહ્મ છો. આપનો જય હો. આપ સ્વાભાવિક રીતે જ સંસારની સૃષ્ટિમાં પ્રવૃત્ત રહો છો. આપ જ સમ્પૂર્ણ કામનાઓના સ્વામી પરમેશ્વર છો, અમૃતની ઉત્પત્તિનું સ્થાન, સત્સ્વરૂપ, મુક્ત આત્મા અને વિજય દેનારા છો. દેવ! આપ જ પ્રજાપતિઓના

પતિ અને સત્સ્વરૂપ પરમેશ્વર છો. પૃથ્વી દેવી આપનાં ચરણ છે, દિશાઓ બાહુ અને દ્યુલોક મસ્તક છે. અહંકાર આપની મૂર્તિ, દેવતા શરીર અને ચન્દ્રમા તથા સૂર્ય નેત્ર છે. તપ અને સત્ય આપનું બળ છે. તથા ધર્મ અને કર્મ આપનું સ્વરૂપ છે. અગ્નિ આપનું તેજ, વાયુ શ્વાસ અને જળ પરસેવો છે. અશ્વિનીકુમાર આપના કાન અને સરસ્વતી દેવી આપની જિહ્વા છે. વેદ આપની સંસ્કારનિષ્ઠા છે. આ જગત આપના જ આધાર પર ટકેલું છે. હે યોગ–યોગીશ્વર! અમે આપના તેજ, પરાક્રમ અને બળનો પાર પામી શકતા નથી. દેવ! અમે તો આપના ભજનમાં લાગી રહીએ છીએ, આપના નિયમોનું પાલન કરતા આપના જ શરણમાં રહેલા છીએ. વિષ્ણો! મહેશ્વર એવા આપનું પૂજન જ અમારું કામ છે. આપની જ કૃપાથી અમે પૃથ્વી પર ઋષિઓ, દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો, રાક્ષસો, સર્પો, પિશાચો, મનુષ્યો, પશુ–પક્ષીઓ તથા કીડા–મકોડા વગેરેની સૃષ્ટિ કરી છે! હે પદ્મનાભ વિશાળલોચનવાળા કૃષ્ણ! તમે જ સમ્પૂર્ણ પ્રાણીઓના આશ્રય અને સંસારના ગુરુ છો. આપની કૃપાદૃષ્ટિ હોવાથી બધા દેવતાઓ સુખી રહે છે. આપની જ પ્રસન્નતાથી પૃથ્વી સદા નિર્ભય રહી છે. તેથી હે દુઃખહારી! આપ ફરીથી પૃથ્વી પર યદુવંશમાં અવતાર લઈને તેની કીર્તિ વધારો. પ્રભો! ધર્મની સ્થાપના, દૈત્યોના વધ અને જગતની રક્ષાને માટે અમારી પ્રાર્થના અવશ્ય સ્વીકારો. ભગવન્ વાસુદેવ! આપનું જે ગુહ્ય સ્વરૂપ છે, તેનું આ સમયે આપની જ કૃપાથી અમે કીર્તન કર્યું છે.

ત્યારે દિવ્યરૂપ શ્રીભગવાને અત્યન્ત મધુર અને ગમ્ભીર વાણીમાં કહ્યું; 'પ્રિય! તમારી જે ઇચ્છા છે, તે મને યોગબળથી માલુમ પડી ગઈ છે; તે પૂર્ણ થશે.' આ પ્રમાણે કહીને તેઓ ત્યાં જ અન્તર્ધાન થઈ ગયા. આ જોઈ દેવતાઓ, ગન્ધર્વો અને ઋષિઓને બહુ આશ્ચર્ય થયું અને તેમણે ખૂબ કુતૂહલથી બ્રહ્માને પૂછ્યું: 'બ્રહ્મન્! આપે જેમની શ્રેષ્ઠ શબ્દોમાં સ્તુતિ કરી તે કોણ હતા! તેમના વિષે અમે જાણવા માગીએ છીએ.' ત્યારે ભગવાન બ્રહ્માએ મધુર વાણીમાં કહ્યું; 'તે સ્વયં પરબ્રહ્મ હતા, જેઓ સમસ્ત ભૂતોના આત્મા, પ્રભુ અને પરમપદસ્વરૂપ છે. મેં સંસારના કલ્યાણને માટે તેમને પ્રાર્થના કરી છે કે 'આપે જે દૈત્યો, દાનવો અને રાક્ષસોનો સંગ્રામમાં વધ કર્યો હતો, તેઓ આ સમયે



મનુષ્યયોનિમાં ઉત્પન્ન થયા છે માટે આપ તેમના વધને માટે નર સહિત મનુષ્યરૂપમાં ઉત્પન્ન થાઓ.' તેથી હવે તે નરનારાયણ બન્નેય મનુષ્યલોકમાં જન્મ લેશે, પરંતુ મૂઢ પુરુષો તેમને ઓળખી શકશે નહિ. તે શંખ-ચક્ર-ગદાધારી વાસુદેવ સમ્પૂર્ણ લોકોના મહેશ્વર છે. તેઓ મનુષ્ય છે એમ સમજીને તેમનો તિરસ્કાર ન કરવો જોઈએ. તેઓ જ પરમ ગુહ્ય તત્ત્વ છે, તેઓ જ પરમ પદ છે, તેઓ જ પરબ્રહ્મ છે, તેઓ જ પરમ યશ છે અને તેઓ જ અક્ષર, અવ્યક્ત અને સનાતન તેજ છે. તેઓ જ પુરુષ નામથી પ્રસિદ્ધ છે તથા તેઓ જ પરમ સુખ અને પરમ સત્ય છે. આથી શુદ્ધ હૃદયવાળાઓને નિર્ભય કરનારા આ કિરીટ–કૌસ્તુભધારી શ્રીહરિનો જે તિરસ્કાર કરશે તે ભયંકર અન્ધકારમાં પડશે."

ભીષ્મ કહે છે—દેવતાઓ અને ઋષિઓને આ પ્રમાણે કહીને બ્રહ્મા તેમને વિદાય કરીને પોતાના લોકમાં ચાલ્યા ગયા અને દેવતાઓ વગેરે સ્વર્ગમાં ગયા. એક વાર કેટલાક પવિત્રાત્મા મુનિઓ શ્રીકૃષ્ણના વિષયમાં ચર્ચા કરી રહ્યા હતા તેમના મુખથી મેં આ પ્રાચીન પ્રસંગ સાંભળ્યો હતો. આ જ વાત મેં જમદગ્નિનન્દન પરશુરામ, બુદ્ધિમાન માર્કંડેય અને વ્યાસ તથા નારદ પાસેથી પણ સાંભળી છે. આ બધું જાણતાં છતાં પણ

આપણે માટે શ્રીકૃષ્ણ વન્દનીય અને પૂજનીય કેમ ન હોય; આપણે તો અવશ્ય તેમનું પૂજન કરવું જોઈએ. મેં અને અનેક વેદવેત્તા મુનિઓએ તો તને વારંવાર શ્રીકૃષ્ણ અને પાંડવોની સાથે યુદ્ધ ઉભું કરતાં રોકયો હતો; પરન્તુ તું મોહવશ તેનું કંઈ તત્ત્વ સમજી શકયો નહિ. હું તને કોઈ ક્રૂર કર્મ કરનાર રાક્ષસ જ સમજું છું; કારણ કે તું શ્રીકૃષ્ણ અને અર્જુન સાથે દ્વેષ કરે છે. ભલા, આ નર અને નારાયણ સાથે કોઈ સમજુ મનુષ્ય કેવી રીતે દ્વેષ કરી શકે? હું તને ખરેખર કહું છું—તેઓ સનાતન, અવિનાશી, સર્વલોકમય, નિત્ય, જગદીશ્વર અને અવિકારી છે. તેઓ જ યુદ્ધ કરનારા છે, તેઓ જ જય છે અને તેઓ જ જીતનારા છે. જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં ધર્મ છે. અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે. શ્રીકૃષ્ણ પાંડવોની રક્ષા કરે છે તેથી જય પણ તેમનો જ થશે.

દુર્યોધને પૂછયું—દાદાજી! આ વસુદેવપુત્રને સમ્પૂર્ણ લોકોમાં મહાન બતાવવામાં આવે છે તેથી હું તેમની ઉત્પત્તિ અને સ્થિતિના વિષયમાં જાણવા ચાહું છું.



ભીષ્મ બોલ્યા—ભરતશ્રેષ્ઠ! વસુદેવનન્દન નિઃસન્દેહ મહાન છે. તેઓ બધા દેવતાઓના પણ દેવતા છે. કમલનયન શ્રીકૃષ્ણના પરંમ તત્ત્વથી મહાન કાંઈ નથી. માર્કંડેય મુનિ તેમના વિષે બહુ અદ્ભુત વાતો કહે છે. તેઓ સર્વભૂતમય અને પુરુષોત્તમ છે. સૃષ્ટિના આરંભમાં તેમણે જ સમ્પૂર્ણ દેવતાઓ અને ઋષિઓને રચ્યા હતા. તેઓ સ્વયં ધર્મસ્વરૂપ તથા ધર્મજ્ઞ અને વરદાયક છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનની પણ તેમણે જ કલ્પના કરી છે તથા તેમણે જ બન્ને સન્ધ્યાઓ, દિશાઓ, આકાશ અને નિયમોને રચ્યા છે. આ પરમ પ્રકાશરૂપ પ્રભુને કેવળ જ્ઞાનયોગથી જ જાણી શકાય છે. આ શ્રીહરિ જ વરાહ, નૃસિંહ અને ભગવાન વામન છે. આ જ સમસ્ત પ્રાણીઓના માતા-પિતા છે. તેમના સિવાય બીજું તત્ત્વ કદી હતું નહિ અને હશે નહિ. તેમણે જ પોતાના મુખથી બ્રાહ્મણોને, ભુજાઓથી ક્ષત્રિયોને, સાથળોથી વૈશ્યોને અને પગોથી શૂદ્રોને ઉત્પન્ન કર્યાં છે. તેઓ જ સમ્પૂર્ણ ભૂતોના આશ્રય છે. જે પુરુષ તેમનું પૂજન કરે છે તે પરમ પદ પ્રાપ્ત કરે છે. તેઓ જ સમસ્ત લોકોના પિતામહ છે. ઋષિઓ તેમને હૃષીકેશ કહે છે. તેઓ જ સર્વના સાચા આચાર્ય, પિતા અને ગુરુ છે. જેના પર તેઓ પ્રસન્ન છે તેણે સમ્પૂર્ણ અક્ષય લોક જીતી લીધો છે. તેમને યથાર્થ રીતે સમ્પૂર્ણ જગતના સ્વામી અને સમસ્ત યોગોના પ્રભુ જાણીને જ રાજા યુધિષ્ઠિરે તેમનું શરણ લીધું છે.

રાજન્! પૂર્વકાળમાં બ્રહ્મર્ષિઓ અને દેવતાઓએ તેમના બ્રહ્મમય સ્વરૂપની સ્તુતિ કરી છે* તે હું તને કહું છું. સાંભળ—નારદજીએ કહ્યું છે કે આપ સાધ્યગણો અને દેવતાઓના પણ અધિદેવ છો. તથા સમ્પૂર્ણ લોકોના પાલન કરનાર અને તેમના અન્તઃકરણના સાક્ષી છો. માર્કંડેય કહે છે—આપ જ ભૂત, ભવિષ્ય અને વર્તમાન છો. તથા આપ યજ્ઞોના યજ્ઞ અને તપોનું તપ છો. ભૃગુ કહે છે—આપ દેવોના દેવ છો તથા ભગવાન વિષ્ણુનું જે પુરાતન પરમ રૂપ છે તે પણ આપ જ છો. મહર્ષિ દ્વૈપાયનનું કથન છે—આપ વસુઓમાં વાસુદેવ, ઇન્દ્રના પણ આધાર અને દેવતાઓના પરમ દેવ છો. અંગિરા કહે છે—આપ જ સમસ્ત લોકોની રચના કરનારા છો. દેવલ મુનિ કહે છે—અવ્યક્ત આપના શરીરથી થયું છે, વ્યક્ત આપના મનમાં રહેલું છે તથા સર્વ દેવતાઓ પણ આપથી જ ઉત્પન્ન થયા છે. અસિત મુનિનું કથન છે—આપના શિરથી સ્વર્ગલોક વ્યાપ્ત છે, અને ભુજાઓથી પૃથ્વી તથા આપના ઉદરમાં ત્રણે લોક છે. તપથી શુદ્ધ થયેલા મહાત્માઓ આપને આવા જ સમજે છે તથા આત્મજ્ઞ

ઋષિઓની દૃષ્ટિમાં પણ આપ સર્વોત્કૃષ્ટ સત્ય છો. મધુસૂદન! ધર્મમાં દૃઢ રહેનાર રાજર્ષિઓના પરમ આશ્રય આપ જ છો.' યોગવેત્તાઓમાં શ્રેષ્ઠ સનત્કુમાર વગેરે આ જ પ્રકારે પુરુષોત્તમ ભગવાનનું સર્વદા પૂજન અને સ્તવન કરે છે. રાજન્! આ પ્રમાણે વિસ્તારથી અને સંક્ષેપમાં મેં તને શ્રીકૃષ્ણનું સ્વરૂપ સમજાવી દીધું, હવે તું પ્રસન્ન ચિત્તથી તેમનું ભજન કર.

સંજય કહે છે–મહારાજ! ભીષ્મના મુખથી આ પવિત્ર આખ્યાન સાંભળીને તમારા પુત્રના હૃદયમાં શ્રીકૃષ્ણ અને પાંડવો પ્રત્યે બહુ આદરભાવ થઈ ગયો. ફરી તેને પિતામહ ભીષ્મ કહેવા લાગ્યા; 'રાજન્! તેં મહાત્મા શ્રીકૃષ્ણનો મહિમા સાંભળ્યો તથા નરસ્વરૂપ અર્જુનનું વાસ્તવિક સ્વરૂપ પણ જાણી લીધું. તને એ પણ ખબર પડી ગઈ કે આ નર-નારાયણ ઋષિઓએ શા ઉદ્દેશથી અવતાર લીધો છે. તેઓ યુદ્ધમાં અજેય અને અવધ્ય છે. તથા પાંડવો પણ યુદ્ધમાં કોઈના દ્વારા મારી નથી શકાતા; કારણ કે શ્રીકૃષ્ણનો તેમના પર દૃઢ અનુરાગ છે. તેથી મારું તો એ જ કહેવું છે કે તારે પાંડવોની સાથે સન્ધિ કરી લેવી જોઈએ. આ પ્રમાણે કરીને તું આનન્દથી ભાઈઓની સાથે રાજ્ય ભોગવ. નહિ તો આ નરનારાયણ ભગવાનની અવજ્ઞા કરીને તું જીવતો નહિ રહી શકે.' રાજન્! આ પ્રમાણે કહીને આપના દાદા ભીષ્મ મૌન થઈ ગયા અને દુર્યોધનને વિદાય કરીને શય્યા પર લેટી ગયા.

## ભીમસેન, અભિમન્યુ અને સાત્યકિની વીરતા તથા ભુરિશ્રવાદ્વારા સાત્યકિના દશ પુત્રોનો વધ

સંજયે કહ્યું–મહારાજ! તે રાત વિતતાં જ્યારે સૂર્યોદય થયો ત્યારે બન્ને બાજુની સેનાઓ યુદ્ધને માટે આવીને સામસામી મંડાઈ ગઈ. પાંડવો અને કૌરવો બન્નેએ પોતપોતાની સેનાઓની વ્યૂહરચના કરીને પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. ભીષ્મે મકર-વ્યૂહની (મગરના આકારના વ્યૂહની) રચના કરી અને તેની દરેક બાજુથી રક્ષા કરવા લાગ્યા. પછી તેઓ બહુ જ મોટી સેના લઈને આગળ વધ્યા. તેમની સેનાના રથીઓ, પાયદળ, હાથીસ્વારો અને ઘોડેસ્વારો પોતપોતાના સ્થાન પર રહીને એકબીજાની પાછળ (પરેડમાં) ચાલવા લાગ્યા. પાંડવોએ તેમને આ પ્રમાણે યુદ્ધને માટે તૈયાર જોઈ પોતાની સેનાને શ્યેનવ્યૂહના (બાજના) આકારમાં ઊભી કરી. તેની ચાંચના સ્થાનમાં ભીમસેન, નેત્રોની જગાએ ધૃષ્ટદ્યુમ્ન અને શિખણ્ડી, મસ્તકની જગાએ સાત્યકિ, ગળાની જગાએ અર્જુન, ડાબી પાંખમાં એક અક્ષૌહિણી સેના સાથે દ્રુપદ, જમણી પાંખમાં એક અક્ષૌહિણી સેના સહિત કેકયરાજ તથા પૃષ્ઠભાગમાં દ્રૌપદીના પાંચ પુત્રો, અભિમન્યુ, રાજા યુધિષ્ઠિર અને નકુળ સહદેવ ઊભા રહ્યા. હવે ભીમસેને શ્યેનવ્યૂહના મુખસ્થાનમાંથી મકરવ્યૂહમાં ઘુસી જઈને ભીષ્મ ઉપર બાણવર્ષા આરંભી દીધી. ભીષ્મ પણ ભીષણ બાણવર્ષા કરીને પાંડવોની વ્યૂહબદ્ધ સેનાને ગભરામણમાં નાખવા લાગ્યા. પોતાની સેનાને ગભરામણમાં જોઈ અર્જુન ઝટપટ આગળ આવી ગયો અને હજારો બાણ વરસાવીને ભીષ્મને વિંધવા લાગ્યો. તેણે ભીષ્મનાં બાણોને રોકી દીધાં અને આથી પ્રસન્ન થએલી પોતાની સેના સહિત આગળ આવી ગયો.

ત્યારે રાજા દુર્યોધને ગયા દિવસના પોતાના ભાઈઓના ભયંકર સંહારની વાત યાદ કરીને આચાર્ય દ્રોણને કહ્યું; 'આચાર્ય! આપ હંમેશાં મારું હિત ચાહો છો. અમે પણ આપનો અને પિતામહનો આશ્રય લઈને સંગ્રામમાં પરાસ્ત કરવા માટે દેવતાઓને પણ લલકારવાની હિંમત કરીએ છીએ, તો પછી આ પરાક્રમહીન પાંડવોની તો વાત જ શું! આથી આપ એવું કરો કે જેથી પાંડવલોક તુરત જ માર્યો જાય.' દુર્યોધને આ પ્રમાણે કહેતાં આચાર્ય દ્રોણ સાત્યકિના જોતાંજોતાં પાંડવોનો વ્યૂહ તોડવા લાગ્યા. ત્યારે સાત્યકિએ તેમને રોક્યા અને પાછું તે બંનેનું ખૂબ જ ઘોર યુદ્ધ ચાલવા લાગ્યું. આચાર્યે ક્રોધમાં ભરાઈને સાત્યકિના ગળાના હાડકા પર પ્રહાર કર્યો. આથી ભીમસેનને બહુ ક્રોધ થયો અને તે સાત્યકિની રક્ષા કરતો આચાર્યને વિંધવા લાગ્યો. ત્યારે દ્રોણ, ભીષ્મ અને શલ્યે ભીષણ બાણવર્ષા કરીને ભીમસેનને ઢાંકી દીધો. આ જોઈ અભિમન્યુ અને દ્રૌપદીના પુત્રોએ તે દરેક ઉપર ઘાત કરવા શરૂ કર્યાં.

દિવસ ચડતાં-ચડતાં યુદ્ધે બહુ ભયંકર રૂપ ધારણ કર્યું. તેમાં કૌરવ અને પાંડવ બન્ને પક્ષના મુખ્ય મુખ્ય અનેક વીરો જોડાયા. આ પ્રમાણેનું ભીષણ યુદ્ધમાં પૂર્ણ જ

# ભીમ અને દુર્યોધનનું યુદ્ધ, અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રોનું પરાક્રમ

સંજયે કહ્યું—ત્યારપછી સૂર્યદેવ પર સન્ધ્યાની લાલી છાવા લાગી, તો દુર્યોધને ભીમસેનનો વધ કરવાની ઈચ્છાથી તેના પર હુમલો કર્યો. પોતાના કટ્ટા વૈરીને આવતો જોઇ ભીમસેનના ક્રોધની સીમા ન રહી. તે દુર્યોધનને કહેવા લાગ્યો—'જેની હું ઘણા વખતની રાહ જોતો હતો તે અવસર મને આજે મળ્યો છે. જો તું યુદ્ધ છોડીને ભાગી નહિ જાય તો અવશ્ય આ સમયે તારો વધ કરી નાખીશ. માતા કુન્તીને જે કષ્ટ ભોગવવાં પડ્યાં છે, અમે જે વનવાસ ભોગવ્યો છે તથા દ્રૌપદીને જે અપમાનનું દુઃખ સહન કરવું પડ્યું છે એ બધાનો બદલો આજ તને મારીને હું ચૂકવી દઈશ.' આ પ્રમાણે કહીને ભીમસેને ધનુષ ચઢાવ્યું, અને દુર્યોધન પર અગ્નિજ્વાળા જેવાં છવ્વીશ બાણ છોડ્યાં, પછી બે બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું, એથી તેના સારથીને મારી નાખ્યો, ચાર બાણોથી ચાર ઘોડાને



યમલોક મોકલી દીધા અને બે બાણથી તેનું છત્ર તથા ધ્વજાને કાપી નાખ્યાં. આ પછી તેની સામે જ ઉચ્ચ સ્વરથી સિંહનાદ કરવા લાગ્યો.

એટલામાં કૃપાચાર્યે આવીને દુર્યોધનને પોતાના રથ પર ચઢાવી લીધો. ભીમસેને તેને બહુ જ ઘાયલ અને વ્યથિત કરી દીધો હતો, તેથી તે રથના પાછલા ભાગમાં બેસીને વિશ્રામ કરવા લાગ્યો. ત્યારપછી ભીમને જીતવા માટે જયદ્રથે હજારો રથીઓ સાથે આવીને તેને ઘેર્યો. ધૃષ્ટકેતુ, અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો અને કેકય દેશના રાજકુમારો આપના પુત્રોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. આ જ વખતે ચિત્રસેન, સુચિત્ર, ચિત્રાંગદ, ચિત્રદર્શન, ચારુચિત્ર, સુચારુ, નન્દક અને ઉપનન્દક—આ આઠ યશસ્વી વીરોએ અભિમન્યુના રથને ચારે બાજુથી ઘેરી લીધો. આ જોઇ અભિમન્યુએ દરેકને પાંચ પાંચ બાણ માર્યાં; અભિમન્યુનું આ પરાક્રમ તેઓથી સહન થયું નહિ, આથી તેના પર તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યા. પછી તો અભિમન્યુએ એવું પરાક્રમ બતાવ્યું કે જેથી આપના સૈનિકો કંપી ઊઠયા જાણે દેવાસુર-સંગ્રામમાં વજ્રધર ઈન્દ્ર અસુરોને ભયભીત કરી રહ્યો હોય! આ પછી તેણે વિકર્ણ પર ચૌદ બાણોનો પ્રહાર કરીને તેના રથની ધ્વજા કાપી નાખી અને સારથી તથા ઘોડાઓને મારી નાખ્યા. પછી નિશાન તાકીને કેટલાયે તીક્ષ્ણ બાણો વિકર્ણ ઉપર છોડ્યાં. તે બાણો તેના શરીરને છેદીને પૃથ્વી પર પડયાં, વિકર્ણને ઘાયલ જોઇ તેના બીજા ભાઈઓ અભિમન્યુ વગેરે મહારથીઓ ઉપર તૂટી પડ્યા.

દુર્મુખે સાત બાણ મારીને શ્રુતકર્માને વીંધી દીધો. એક બાણથી તેની ધ્વજા કાપી નાખી, પછી સાતથી સારથીને અને છયે ઘોડાઓને મારી નાખ્યા. આથી શ્રુતકર્માને બહુ ક્રોધ થયો અને ઘોડા વગરના રથ ઉપર જ ઊભો થઈને તેણે દુર્મુખ ઉપર પ્રજ્વલિત ઉલ્કા સમાન શક્તિ છોડી. તે દુર્મુખનું કવચ તોડી શરીરને છેદીને પૃથ્વીમાં સમાઈ ગઈ. અહિં શ્રુતકર્માને રથહીન જોઇ મહારથી સુતસોમે તેને પોતાના રથ ઉપર બેસાડી લીધો. રાજન્! તે પછી આપનો યશસ્વી પુત્ર જયત્સેનને મારી નાખવાની ઇચ્છાથી શ્રુતકીર્તિ તેની સામે આવ્યો. જયત્સેને જરાક હસીને તેનું ધનુષ કાપી નાખ્યું. પોતાના ભાઇનું ધનુષ કપાયેલું જોઈ શતાનીક વારંવાર સિંહનાદ કરતો ત્યાં પહોંચ્યો. તેણે પોતાના મજબુત ધનુષને ખેંચીને દશ બાણોથી જયત્સેનને ઘાયલ કર્યો. જયત્સેનની પાસે તેનો ભાઈ દુષ્કર્ણ પણ હતો. તેણે નકુળ-પુત્ર શતાનીકનું ધનુષ કાપી નાખ્યું. શતાનીકે બીજું ધનુષ લઇને તેના પર બાણ સાંધી દુષ્કર્ણ પર છોડ્યું. ત્યારપછી એક બાણથી તેનું ધનુષ કાપીને બેથી સારથી અને બારથી ઘોડા મારી નાખ્યા. સાથે તેને પણ સાત બાણોથી ઘાયલ કર્યો. તે પછી એક ભલ્લ નામના બાણથી તેની છાતીમાં ઘા કર્યો. આની ચોટથી દુષ્કર્ણ વિજળીના

આઘાતથી તૂટેલા વૃક્ષની પેઠે પૃથ્વી પર પડી ગયો. દુઃકર્ણને બંધન જોઈ પાંચ મહારથીઓએ શતાનીકને ચારે બાજુથી ઘેરી લીધો અને તેને બાણસમૂહોથી આચ્છાદિત કરવા લાગ્યા. આ જોઈ પાંચે કેકયરાજકુમારો ક્રોધમાં ભરાઈને શતાનીકની સહાયતા માટે દોડયા. તેમને આક્રમણ કરતા જોઈ દુર્મુખ, દુર્જય, દુર્મર્ષણ, શત્રુંજય અને શત્રુસહ વગેરે આપના મહારથીઓ પુત્રો પણ તેમના મુકાબલામાં આવી લાગ્યા. એકબીજાને પોતાના દુશ્મન માનનારા આ રાજાઓએ સૂર્યાસ્ત પછી બે ઘડી સુધી પોતાનો ભયંકર સંગ્રામ ચાલુ રાખ્યો. હજારો રથીઓ અને ઘોડેસ્વારોની હારો પડવાઈ ગઈ. ત્યારે શાન્તનુનન્દન ભીષ્મ પણ ક્રોધમાં પાંડવો અને પાંચાલોની સેનાને યમલોક મોકલવા લાગ્યા. આ પ્રમાણે પાંડવ સેનાનો સંહાર કરીને ભીષ્મે પોતાના યોદ્ધાઓને પાછા વાળ્યા અને પોતે છાવણીમાં ગયા. આ બાજુ ધર્મરાજ યુધિષ્ઠિર પણ ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્નને જોઈ બહુ પ્રસન્ન થયા અને તે બન્નેનાં મસ્તક સૂંઘવા લાગ્યા. પછી આનંદથી સૌ પોતાની છાવણીમાં ગયા.

---

## છઠ્ઠા દિવસનું બપોર સુધીનું યુદ્ધ

**સંજયે કહ્યું—**મહારાજ! રાત્રિમાં બધાંએ વિશ્રામ કર્યો અને એકબીજાનો યથોયોગ્ય સત્કાર કર્યો. પછી બીજે દિવસ થતાં ફરી તેઓ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયાં આ સમયે આપના પુત્ર દુર્યોધને અત્યન્ત ચિન્તાગ્રસ્ત થઈને પિતામહ ભીષ્મને પૂછ્યું; 'દાદાજી! આપની સેના બહુ ભયાનક છે, તેની વ્યૂહરચના પણ બહુ સાવધાનીથી કરવામાં આવે છે, છતાં પણ પાંડવ પક્ષના મહારથીઓ તેને તોડીને આપણા વીરોને મારી નાખે છે. તેઓ આપણા વીરોને ચક્કરમાં નાખીને મોટી કીર્તિ મેળવી રહ્યા છે. તેમણે વજ્ર સમાન મકરવ્યૂહને પણ તોડી નાખ્યો અને તેની અન્દર ઘુસીને ભીમસેને પોતાનાં મૃત્યુદંડ સમાન પ્રચણ્ડ બાણોથી મને ઘાયલ કરી દીધો, ભીમનું રોષપૂર્ણ સ્વરૂપ જોઈને તો મારા હોશકોશ ઊડી ગયા હતા. હજી સુધી મારું ચિત્ત સ્વસ્થ નથી થયું. મહાત્મન્! હું તો આપની સહાયતાથી યુદ્ધમાં જય પ્રાપ્ત કરીને પાંડવોનું કામ ખતમ કરી નાખવા ચાહું છું.

દુર્યોધનની આ વાત સાંભળી મહાત્મા ભીષ્મ હસ્યા અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યા; 'રાજકુમાર! હું તો વધુમાં વધુ પ્રયત્ન કરીને પાંડવોની સેનામાં ઘુસું છું. હવે આગળ પણ મારી પૂરેપૂરી શક્તિથી પાંડવ સેનાની સાથે સંગ્રામ કરીશ. તારે માટે હું તો આ યુદ્ધમાં તો શું પણ દેવતાઓ અને દૈત્યોને પણ મારવામાં ચૂકીશ નહિ. હું બધી જ શક્તિથી પાંડવોની સાથે યુદ્ધ કરીશ અને દરેક પ્રકારે તારું પ્રિય કરીશ.

પિતામહની આ વાત સાંભળી દુર્યોધન બહુ પ્રસન્ન થયો. પ્રાતઃકાળ થતાં ભીષ્મે પોતે જ વ્યૂહરચના કરી. તેમણે તરેહતરેહનાં શસ્ત્રોથી સજ્જ કૌરવ સેનાને




મણ્ડલના વ્યૂહમાં ઊભી કરી. તેમાં મુખ્યમુખ્ય વીરો, ગજસેના, પદાતિ અને રથીઓને યથાસ્થને ગોઠવ્યા. આ પ્રમાણે ભીષ્મની અધ્યક્ષતામાં વ્યૂહબદ્ધ થઈને આપની સેના યુદ્ધને માટે તૈયાર થઈ ગઈ. તે ઉત્સાહી રાજાઓ જાણે બધા ભીષ્મની રક્ષા કરી રહ્યા હોય અને ભીષ્મ તેમની રક્ષામાં તત્પર હોય તેવા જણાતા હતા. આ મણ્ડલવ્યૂહ બહુ દુર્ભેદ્ય હતો. અને તેનું મુખ પશ્ચિમ તરફ રાખવામાં આવ્યું હતું.

આ પરમ દુર્જય મણ્ડલવ્યૂહને જોઈને રાજા યુધિષ્ઠિરે પોતાની સેનાનો વજ્રવ્યૂહ બનાવ્યો. પછી સમસ્ત રથી અને ઘોડેસ્વારો સિંહનાદ કરવા લાગ્યા અને યુદ્ધને માટે ઉતાવળા થઈને વ્યૂહ તોડવા માટે આગળ વધ્યા. દ્રોણાચાર્ય વિરાટની સામે, અશ્વત્થામા શિખણ્ડીની તથા સ્વયં રાજા દુર્યોધન ધૃષ્ટદ્યુમ્નની સામે આવ્યો. નકુળ અને સહદેવે મદ્રરાજ શલ્ય પર અને અવિન્તિનરેશ વિન્દ અને અનુવિન્દે ઇરાવાન પર હુમલો કર્યો. અને બીજા બધા રાજાઓ

અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યા. ભીમસેને યુદ્ધને માટે આગળ વધી રહેલા કૃતવર્માને તથા ચિત્રસેન, વિકર્ણ અને દુર્મર્ષણને રોકયો. અર્જુનનો પુત્ર અભિમન્યુ આપના પુત્રો સાથે ભીડાઈ ગયો. પ્રાગ્જ્યોતિષનરેશ ભગદત્તે ઘટોત્કચ પર આક્રમણ કર્યું. રાક્ષસ અલમ્બુષ સાત્યકિ અને તેની સેના પર તૂટી પડયો તથા ભૂરિશ્રવા ધૃષ્ટકેતુ સાથે યુદ્ધ કરવા લાગ્યો.

ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા શ્રુતાયુ સાથે; ચેકિતાન કૃપાચાર્ય સાથે તથા બીજા બધા વીરો ભીષ્મ સાથે લડવા લાગ્યા.

આપના પક્ષના અનેક રાજાઓએ તરહેતરહેનાં શસ્ત્રો લઈને અર્જુનને ઘેરી લીધો ત્યારે અર્જુને તેમના પર બાણ વરસાવવાં શરુ કર્યાં બીજી તરફથી રાજાઓ પણ અર્જુન ઉપર બાણોની વર્ષા કરવા લાગ્યા. આ વખતે શ્રીકૃષ્ણ અને અર્જુનની આવી સ્થિત જોઈને દેવતાઓ, દેવર્ષિઓ, ગન્ધર્વો અને નાગોને બહુ વિસ્મય થયું. ત્યારે અર્જુને ક્રોધમાં ભરાઈને ઐન્દ્રાસ્ત્ર છોડયું અને શત્રુઓની બાણવર્ષાને રોકી દીધી. અર્જુનના આ પરાક્રમે સર્વને ચકિત કરી દીધા. તેની સામે જેટલા રાજાઓ ઘોડેસ્વારો, અને ગજારોહીઓ આવ્યા તેમાંથી કોઇ પણ ઘાયલ થયા વિના રહ્યા નહિ. ત્યારે તે સર્વેએ ભીષ્મનું શરણ લીધું. તે વખતે અર્જુનના બળરૂપી અગાધ જળમાં ડુબી રહેલા તે વીરોના ભીષ્મ જ જહાજ થયા. તેમના એ પ્રમાણે ભાગી આવવાથી આપની સેના છિન્નભિન્ન થઇ ગઈ, અને ભયથી ખળભળી ઉઠી.

હવે ભીષ્મ ખૂબ સ્ફૂર્તિથી અર્જુનની સામે આવ્યા અને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. આ બાજુ દ્રોણાચાર્યે બાણ મારીને મત્સ્યરાજ વિરાટને ઘાયલ કરી દીધો. તથા એક બાણથી તેની ધ્વજાને તથા બીજાથી ધનુષને કાપી નાખ્યું. સેનાપતિ વિરાટે તુરત જ બીજું ધનુષ અને અનેક ચમચમતાં બાણ લીધાં પછી તેણે ત્રણ બાણોથી આચાર્યને વિંધી દીધા. ચારથી તેમના ઘોડાઓને મારી નાખ્યા, એકથી ધ્વજા કાપી નાખી, પાંચથી સારથીને મારી નાખ્યો અને એકથી તેમનું ધનુષ કાપી નાખ્યું. આથી દ્રોણાચાર્ય બહુ કુપિત થયા તેમણે આઠ બાણોથી વિરાટના ઘોડાઓને નષ્ટ કર્યાં અને એકથી તેના સારથીને મારી નાખ્યો. વિરાટ રથથી કૂદી પડયો અને પોતાના પુત્રના રથ પર ચઢી ગયો. પછી તે પિતા-પુત્ર બન્ને ભીષણ બાણવર્ષા કરીને બળાત્કારથી આચાર્યને રોકવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ થી ચીઢાઈને આચાર્યે રાજકુમાર શંખ પર એક સર્પસમાન ઝેરી બાણ છોડયું. તે બાણ શંખના હૃદયને વિંધીને તેના લોહીમાં લથપથ થઇ પૃથ્વી પર જઈ પડ્યું. શંખના હાથમાંનું ધનુષ તેના પિતાની પાસે જ પડી ગયું અને તે રણભૂમિમાં ઢળી પડયો. પુત્રને મરેલો જોઇ રાજા વિરાટ ડરી ગયો અને દ્રોણાચાર્યને છોડીને યુદ્ધક્ષેત્રથી ચાલ્યો ગયો. ત્યારે દ્રોણાચાર્યે પાંડવોની વિશાળ સેનાને હજારો ભાગમાં છુટી પાડી દીધી.

શિખણ્ડીએ અશ્વત્થામાની સામે આવીને ત્રણ બાણોથી તેની ભ્રુકુટીમાં ચોટ કરી. આથી ક્રોધમાં ભરાઈને અશ્વત્થામાએ અનેક બાણો વરસાવીને અર્ધી ક્ષણમાં જ શિખણ્ડીનાં ધ્વજા, સારથી ઘોડા અને હથિયારોને કાપી નાખ્યાં. ઘોડા માર્યા જતાં તે રથથી કૂદી પડયો અને હાથમાં ઢાલ-તરવાર લઈ બાજની પેઠે ત્રાટકયો. રણાંગણમાં તરવાર લઈને ઘૂમતા શિખણ્ડી




પર ઘા કરવાનો લાગ પણ અશ્વત્થામાને ન મળ્યો. પછી તેણે શિખણ્ડી પર હજારો બાણ છોડયાં શિખણ્ડીએ તે બાણવર્ષાને પોતાની તલવારથી કાપી નાખી. ત્યારે અશ્વત્થામાએ તેની ઢાલ અને તરવારના જ ટુકડેટુકડે કરી દીધા. અને અનેક ગજવેલનાં બાણોથી શિખણ્ડીને પણ વિંધી દીધો. હવે શિખણ્ડી જલદીથી સાત્યકિના રથ પર ચઢી ગયો.

આ બાજુ વીરવર સાત્યકિએ પોતાનાં તીક્ષ્ણ બાણોથી રાક્ષસ અલમ્બુષને ઘાયલ કરી દીધો. આથી અલમ્બુષે પણ અર્ધચન્દ્રાકાર બાણ છોડીને સાત્યકિનું ધનુષ કાપી નાખ્યું. અને તેને પણ ઘાયલ કરી દીધો.

પછી તેણે રાક્ષસી માયા બતાવીને તેના પર બાણોની ઝડી લગાવી દીધી. આ વખતે સાત્યકિનું બહુ જ અદ્ભુત પરાક્રમ જોવામાં આવ્યું. કારણ કે એવાં તીક્ષ્ણ તીક્ષ્ણ બાણોની ચોટ ખાવા છતાં રણભૂમિમાં તેને જરાક પણ ગભરાટ ન થયો. તેણે અર્જુન પાસેથી મળેલું ઐન્દ્રાસ્ત્ર ચડાવ્યું. આથી તે રાક્ષસી માયા તત્કાળ નષ્ટ થઈ ગઈ, પછી તેણે અનેક બાણ વરસાવીને અલમ્બુષને ઢાંકી દીધો. આ પ્રમાણે સાત્યકિદ્વારા પીડિત થતાં તે રાક્ષસ તેનો સામનો છોડીને રણભૂમિમાંથી ભાગી ગયો. સત્યપરાક્રમી સાત્યકિએ પોતાનાં તીખાં બાણોથી આપના પુત્રો પર પણ પ્રહાર કર્યા અને તેઓ પણ ભયભીત થઈને ભાગી ગયા.

આ જ સમયે દ્રુપદના પુત્ર મહાબલી ધૃષ્ટદ્યુમ્ને પોતાનાં તીક્ષ્ણ બાણોથી આપના પુત્ર રાજા દુર્યોધનને ઢાંકી દીધો. પરન્તુ આથી દુર્યોધને જરા પણ ગભરાયા વિના ખૂબ સ્ફૂર્તિથી નેવું બાણ છોડીને ધૃષ્ટદ્યુમ્નને વિંધી દીધો. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને કુપિત થઈને તેનું ધનુષ કાપી નાખ્યું, ચારે ઘોડાઓને મારી નાખ્યા અને સાત તીખાં બાણોથી તેને પણ ઘાયલ કર્યો. ઘોડા મરી જવાથી દુર્યોધન રથથી કૂદી પડ્યો અને તલવાર લઈને પગે ચાલતો જ ધૃષ્ટદ્યુમ્ન તરફ દોડ્યો. એટલામાં શકુનિએ આવી તેને પોતાના રથમાં બેસાડી લીધો.

આ પ્રમાણે દુર્યોધનને પરાસ્ત કરીને ધૃષ્ટદ્યુમ્ને આપની સેનાનો સંહાર કરવો શરુ કર્યો. આ વખતે મહારથી કૃતવર્માએ ભીમસેનને બાણોથી આચ્છાદિત કરી દીધો. ત્યારે ભીમસેને પણ હસીને કૃતવર્મા પર બાણોની ઝડી લગાવી દીધી. તેણે તેના ચારે ઘોડા મારીને ધ્વજા અને સારથીને પણ પાડી નાખ્યાં તથા કૃતવર્માને પણ બહુ ઘાયલ કર્યો. ઘોડા મરી જતાં કૃતવર્મા બહુ સ્ફૂર્તિથી આપના સાળા વૃષકના રથ પર ચડી ગયો. પછી ભીમસેન ક્રોધમાં ભરાઈને હાથમાં દણ્ડ લીધેલા યમરાજની પેઠે આપની સેનાનો સંહાર કરવા લાગ્યો.

મહારાજ! હજુ બપોર થયા ન હતા ત્યાં તો અવન્તિનરેશ વિન્દ અને અનુવિન્દ ઇરાવાનને આવતો જોઈ તેની સામે આવી ગયા. બસ, તેમનું બહુ રોમાંચકારી યુદ્ધ ઉભું થયું. ઇરાવાને ક્રોધમાં ભરાઈને તો બન્ને ભાઈઓને પોતાનાં તીખાં બાણોથી વિંધી દીધા. બદલામાં તેમણે પણ પોતાનાં બાણોથી ઇરાવાનને ઘાયલ કરી દીધો. પછી ઇરાવાને ચાર બાણોથી અનુવિન્દના ચારે ઘોડાને પરલોકવાસી કરી દીધા, તથા બે તીક્ષ્ણ બાણોથી તેનું ધનુષ અને ધ્વજા કાપી નાખ્યાં. ત્યારે અનુવિન્દ પોતાના રથથી ઉતરીને વિન્દના રથ પર ચડી ગયો. પછી તે બન્ને વીરોએ એક જ રથ પરથી ઇરાવાન પર ખૂબ સ્ફૂર્તિથી બાણો વરસાવવાં શરુ કર્યાં. આ પ્રમાણે ઇરાવાને પણ ક્રોધમાં ભરાઈને તે બન્ને ભાઈઓ પર બાણોથી ઝડી લગાવી દીધી તથા તેમના સારથીને મારી નાખ્યો. ત્યારે તેમના ઘોડા ભડકીને રથને લઈને આમતેમ ભાગવા લાગ્યા. આ પ્રમાણે તે બન્ને વીરોને જીતીને ઇરાવાન પોતાનો પુરુષાર્થ બતાવતો ખૂબ વેગથી આપની સેનાનો ધ્વંસ કરવા લાગ્યો.

આ સમયે રાક્ષસરાજ ઘટોત્કચ રથ પર ચડીને ભગદત્ત સાથે યુદ્ધ કરી રહ્યો હતો. તેણે બાણોની ઝડી લગાવી ભગદત્તને તદ્દન ઢાંકી દીધો. ત્યારે તેણે તે બધાં બાણોને કાપીને ઘટોત્કચનાં મર્મસ્થાનો પર ઘા કર્યો. પરન્તુ અનેક બાણોથી ઘાયલ થવા છતાં પણ તે ગભરાયો નહિ. આથી કુપિત થઈ પ્રાગ્જ્યોતિષ નરેશે ચૌદ તોમર છોડયાં, પરન્તુ ઘટોત્કચે તેમને તત્કાળ કાપી નાખ્યાં. ત્યારે ભગદત્તે તેના ચારે ઘોડાને મારી નાખ્યા. ઘટોત્કચે ઘોડા વગરના રથ ઉપરથી જ તેના ઉપર ખૂબ વેગથી શક્તિ છોડી. પરન્તુ ભગદત્તે તેના ત્રણ ટુકડા કરી દીધા. શક્તિને વ્યર્થ થએલી જોઈ ઘટોત્કચ ભયભીત થઈ રણાંગણથી ભાગી ગયો. ઘટોત્કચનું બળ-પરાક્રમ સર્વત્ર વિખ્યાત હતું. તેને સંગ્રામભૂમિમાં એકદમ યમરાજ અને વરુણ પણ જીતી નહોતા શકતા. તેને આ પ્રમાણે પરાસ્ત કરીને રાજા ભગદત્ત પોતાના હાથી પર ચડી પાંડવોની સેનાનો સંહાર કરવા લાગ્યો.

આ બાજુ મદ્રરાજ શલ્ય પોતાની બહેનના જોડકા પુત્રો નકુળ અને સહદેવ સાથે યુદ્ધ કરી રહ્યો હતો. તેણે તે બન્નેને પોતાનાં બાણોથી એકદમ ઢાંકી દીધા, ત્યારે સહદેવે પણ બાણ વરસાવી તેની ગતિને રોકી દીધી. સહદેવનાં બાણોથી આચ્છાદિત થતાં શલ્ય તેના પરાક્રમથી બહુ પ્રસન્ન થયો. તથા પોતાની માતાના સંબંધથી તે બન્ને ભાઈઓને પણ પોતાના મામાનું શૌર્ય જોઈ બહુ પ્રસન્નતા થઈ. એટલામાં મહારથી શલ્યે ચાર બાણ છોડીને નકુળના ચારે ઘોડાઓને યમરાજને ઘેર પહોંચાડી દીધા. નકુળ તુરત જ રથથી કૂદીને પોતાના ભાઈના રથ પર ચડી ગયો. આ પ્રમાણે બન્ને ભાઈ




ઓએ એક જ રથ પર બેસીને બહુ સ્ફૂર્તિથી બાણ વરસાવીને મદ્રરાજને ઢાંકી દીધો. આ જ વખતે સહદેવે કુપિત થઈને મદ્રરાજ પર એક બાણ છોડ્યું. તે તેના શરીરને છેદીને પૃથ્વી પર જઈ પડ્યું. તેની ચોટથી વ્યાકુળ થઈને શલ્ય રથના પાછળના ભાગમાં બેસી ગયો. અને તેની વેદનાથી અચેત થઈ ગયો. તેને સંજ્ઞાશૂન્ય જોઈને સારથી તેને રણક્ષેત્રની બહાર લઈ ગયો. આ જોઈ આપની સેનાના બધા વીરો ઉદાસ થઈ ગયા તથા મહારથી નકુળ અને સહદેવ પોતાના મામાને પરાસ્ત કરી હર્ષધ્વનિ અને શંખનાદ કરવા લાગ્યા.

---

## છટ્ઠા દિવસનું બપોર પછીનું યુદ્ધ

**સંજયે કહ્યું—મહારાજ!** જ્યારે સૂર્યદેવ આકાશની વચ્ચોવચ્ચ આવી ગયા ત્યારે રાજા યુધિષ્ઠિરે શ્રુતાયુને જોઈ તેના તરફ પોતાના ઘોડાને હાંક્યા અને નવ બાણ છોડીને તેને ઘાયલ કરી દીધો. શ્રુતાયુએ તે બાણોને હટાવીને યુધિષ્ઠિર પર સાત બાણ છોડ્યાં. તે બાણ તેમનું કવચ ફોડીને તેમનું લોહી પીવા લાગ્યાં. આથી રાજા યુધિષ્ઠિર બહુ બગડ્યા. તે વખતે તેમનો ક્રોધ જોઈને બધા જીવોને એમ લાગવા માંડ્યું કે હવે આ ત્રણે લોકને ભસ્મ કરી દેશે. આ જોઈ દેવતાઓ અને ઋષિઓ સર્વ લોકોની શાન્તિ માટે સ્વસ્તિવાચન કરવા લાગ્યા. આપની સેનાએ તો પોતાના બચવાની આશા છોડી દીધી. પરન્તુ યશસ્વી યુધિષ્ઠિરે ધૈર્ય ધારણ કરીને પોતાના ક્રોધને દબાવી દીધો અને શ્રુતાયુના ધનુષને કાપીને તેની છાતીને વિંધી દીધી. પછી તુરત તેના સારથી તથા ઘોડાને મારી નાખ્યા. રાજા યુધિષ્ઠિરનો આવો પુરુષાર્થ જોઈ શ્રુતાયુ પોતાનો અશ્વ અને સારથી વગરનો રથ છોડી ભાગી ગયો. આ પ્રમાણે જ્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિરે શ્રુતાયુને પરાસ્ત કરી દીધો તો રાજા દુર્યોધનની બધી સેના પીઠ બતાવી ભાગવા લાગી.

બીજી બાજુ ચેકિતાન મહારથી કૃપાચાર્યને બાણોથી આચ્છાદિત કરવા લાગ્યો, ત્યારે કૃપાચાર્યે તેનાં બધાં બાણોને રોકીને પોતાનાં બાણોથી તેને ઘાયલ કરી દીધો. પછી તેમણે તેનું ધનુષ કાપી નાખ્યું, તથા સારથી અને પાર્શ્વરક્ષકોને પણ મારી નાખ્યા. ત્યારે ચેકિતાને રથથી કૂદીને હાથમાં ગદા લઈ લીધી. તે ગદાથી તેણે કૃપાચાર્યના ઘોડા અને સારથીને મારી નાખ્યા. કૃપાચાર્યે પૃથ્વી પર ઊભાં ઊભાં જ તેના પર સોળ બાણ છોડ્યાં. તે બાણ ચેકિતાનને ઘાયલ કરીને પૃથ્વીમાં ઘુસી ગયાં. આથી તેનો ક્રોધ વધી ગયો અને તેણે પોતાની ગદા કૃપાચાર્ય પર છોડી. આચાર્યે તેને આવતી જોઈ પોતાનાં હજારો બાણોથી તેને રોકી દીધી. ત્યારે ચેકિતાન તલવાર લઈને તેમની સામે આવી ગયો; આ બાજુ આચાર્યે પણ તલવાર લઈને તેના પર હુમલો કર્યો. હવે તે બન્ને વીરો એકબીજા પર તલવારોના ઘાવ કરતાં પૃથ્વી પર લોટપોટ થઈ ગયા. યુદ્ધમાં અત્યન્ત પરિશ્રમ પડવાથી તે બન્નેને મૂર્છા આવી ગઈ. એટલી જ વારમાં મિત્રતાને લીધે ત્યાં કરકર્ષ દોડી આવ્યો અને તેણે ચેકિતાનની આવી દશા જોઈ તેને પોતાના રથમાં ચઢાવી લીધો. આ પ્રમાણે શકુનિએ તુરત જ કૃપાચાર્યને પોતાના રથમાં બેસાડી લીધા.

ધૃષ્ટકેતુએ નેવું બાણ મારીને ભૂરિશ્રવાને ઘાયલ કરી દીધો, આથી ભૂરિશ્રવાએ પોતાના તેજદાર બાણોથી મહારથી ધૃષ્ટકેતુના સારથી અને ઘોડાઓને મારી નાખ્યા. ત્યારે મહામના ધૃષ્ટકેતુ તે રથને છોડી શતાનીકના રથ પર ચઢી ગયો. આ જ વખતે ચિત્રસેન, વિકર્ણ અને દુર્મર્ષણે અભિમન્યુ પર હુમલો કર્યો. અભિમન્યુએ આપના આ બધા પુત્રોને રથહીન તો કરી દીધા પરન્તુ ભીમસેનની પ્રતિજ્ઞા યાદ કરીને તેમનો વધ ન કર્યો. પછી સેના સહિત પિતામહ ભીષ્મને એકલા બાળક અભિમન્યુ તરફ જતા જોઈ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું; 'હૃષીકેશ!

જે બાજુ આ બહુ રથો દેખાઈ રહ્યા છે તે તરફ આપ ઘોડાઓને હાંકો.'

અર્જુને આ પ્રમાણે કહેતાં શ્રીકૃષ્ણે જ્યાં સંગ્રામ થઈ રહ્યો હતો તે બાજુ રથ ચલાવ્યો. અર્જુનને આપના વીરો તરફ વધતો જોઈ આપની સેના બહુ જ ગભરાઈ ગઈ. અર્જુને ભીષ્મની રક્ષા કરનારા વીરોની પાસે જઈ તેમાંથી સુશર્માને કહ્યું: 'હું જાણું છું કે તમે બહુ ઉત્તમ યોદ્ધા છો અને અમારા પુરાણા શત્રુ છો. પરન્તુ જુઓ, તમને તમારી અનીતિનું ઘોર ફળ મળવાનું છે. આજ હું તમને તમારા પરલોકવાસી પિતામહોનાં દર્શન કરાવી દઈશ.' સુશર્માએ અર્જુનનાં આવાં કઠોર વચન સાંભળીને પણ સારું-ખોટું કંઈ કહ્યું નહિ; પરન્તુ અનેક રાજાઓ સહિત અર્જુનની આગળ આવીને તેને બધી બાજુએથી ઘેરીને બાણ વરસાવવાં શરૂ કર્યાં. અર્જુને એક ક્ષણમાં જ તે બધાનાં ધનુષ કાપી નાખ્યાં અને તે બધાને એકી સાથે પોતાનાં બાણોથી વીંધી દીધા. અર્જુનના મારથી તેઓ લોહીથી લથપથ થઈ ગયા, તેમનાં અંગ છિન્નભિન્ન થઈ ગયાં, તેમનાં માથાં પૃથ્વી પર અથડાવા માંડ્યાં, કવચોના ભૂક્કા ઊડી ગયા અને તેમના પ્રાણો શરીરમાંથી કૂચ કરી ગયા.

પોતાના સાથી રાજાઓને આ પ્રમાણે માર્યા ગયેલા જોઈને ત્રિગર્તરાજ સુશર્મા ખૂબ સ્ફૂર્તિથી બચેલા રાજાઓની સાથે આગળ આવ્યો. જ્યારે શિખંડી વગેરે વીરોએ જોયું કે અર્જુન પર શત્રુએ એ હુમલો કર્યો છે ત્યારે તેઓ તરેહતરેહનાં અસ્ત્રશસ્ત્રો લઈને તેની રક્ષા માટે ચાલ્યા. અર્જુને પણ ત્રિગર્તરાજની સાથે અનેક રાજાઓને આવતા જોઈ પોતાના ગાંડીવ ધનુષથી અનેક બાણો છોડીને તે સર્વને સાફ કરી દીધા. પછી દુર્યોધન અને જયદ્રથ વગેરે રાજાઓને પણ ઘાયલ કરીને તે ભીષ્મ પાસે પહોંચી ગયો. મહારાજ યુધિષ્ઠિર પણ મદ્રરાજને છોડીને ભીમસેન તથા નકુળ-સહદેવ સહિત ભીષ્મ સાથે જ યુદ્ધ કરવા માટે આવી ગયા. પરન્તુ ભીષ્મ બધા પાંડવો સામે આવી જવા છતાં ગભરાયા નહિ. આ સમયે શિખંડી તો પિતામહનો વધ કરવા માટે જ તૈયાર થઈ ગયો. તેને આ પ્રમાણે બહુ વેગથી હુમલો કરતો જોઈ રાજા શલ્ય પોતાનાં ભીષણ શસ્ત્રોથી તેને રોકવા લાગ્યો. પરન્તુ આથી શિખંડીની ગતિમાં કાંઈ ફેર પડ્યો નહિ. તેણે વારુણાસ્ત્ર લઈ શલ્યનાં બધાં અસ્ત્રોને છિન્ન ભિન્ન કરી દીધાં.

ભીમસેન ગદા હાથમાં લઈને પગે ચાલતો જ જયદ્રથ તરફ દોડ્યો. તેને પોતાની તરફ આવતો જોઈ જયદ્રથે પાંચ સો તીક્ષ્ણ બાણો મારીને બધી તરફ બાજુથી ઘાયલ કરી દીધો પરંતુ ભીમસેને તેની કંઈ પણ પરવા ન કરી. તે વધુ ક્રોધમાં ભરાઈ ગયો અને તેણે સિંધુરાજના ઘોડાઓને મારી નાખ્યા. આ જોઈ આપનો પુત્ર ચિત્રસેન ભીમસેનને કાબુમાં કરવા માટે તૂટ્યો અને આ બાજુથી ભીમસેન પણ ગર્જના કરીને ગદા ઘૂમાવતો તેના પર ધસ્યો. ભીમની આ યમદંડ સમાન ગદાના પ્રહારથી બચવા માટે બધા કૌરવો આપના પુત્રને છોડીને ભાગી ગયા. ગદાને પોતાની તરફ આવતી જોઈને પણ ચિત્રસેન ગભરાયો નહિ. તે ઢાલતરવાર લઈને પોતાના રથથી કૂદી પડ્યો અને બીજા સ્થાન પર ખસી ગયો. તે ગદા ચિત્રસેનના રથ પર વાગતાં સારથિ અને ઘોડા સહિત તેના ચૂરેચૂરા થઈ ગયા. એટલામાં ચિત્રસેનને રથહીન જોતાં વિકર્ણે તેને પોતાના રથ પર ચઢાવી લીધો.

આ પ્રમાણે સંગ્રામ બહુ ઘોર થવા લાગ્યો તો ભીષ્મ રાજા યુધિષ્ઠિરની સામે આવી ગયા, તે વખતે પાંડવ-પક્ષના બધા વીરો કાંપવા લાગ્યા અને એમ જણાવા લાગ્યું કે જાણે હવે યુધિષ્ઠિર મૃત્યુના મુખમાં પડવા જ ચાહે છે. આ બાજુ મહારાજ યુધિષ્ઠિર પણ નકુળ સહદેવ સહિત ભીષ્મ ઉપર તૂટી પડ્યા. તેમણે ભીષ્મ ઉપર હજારો બાણ છોડીને તેમને ઢાંકી દીધા. પરન્તુ ભીષ્મે તે બાણોને અર્ધા ક્ષણમાં જ પોતાનાં બાણોથી અદૃશ્ય કરી દીધાં. રાજા યુધિષ્ઠિરે ક્રોધમાં ભરાઈને ભીષ્મ ઉપર નારાચ બાણ છોડ્યું. પરન્તુ પિતામહે તેને વચ્ચેથી જ કાપી નાખીને તેમના ઘોડા પણ મારી નાખ્યા. ધર્મપુત્ર યુધિષ્ઠિર તરત જ નકુળના રથ પર ચઢી ગયા. ભીષ્મે સામે આવતાં નકુળ અને સહદેવને પણ બાણોથી આચ્છાદિત કરી દીધા. ત્યારે યુધિષ્ઠિર ભીષ્મના વધ કરવા માટે બહુ જ વિચાર કરવા લાગ્યા. તેમણે પોતાના પક્ષના બધા રાજાઓ અને સુહૃદોને કહ્યું કે બધા મળીને ભીષ્મને મારો. આ સાંભળી બધા રાજાઓએ ભીષ્મને ઘેરી લીધા. પરન્તુ ભીષ્મ બધી તરફથી ઘેરાઈ જવા છતાં પોતાના ધનુષથી અનેક મહારથીઓને ધરાશાયી કરતા ક્રીડા કરવા લાગ્યા.

જ્યારે આ ઘનઘોર યુદ્ધ બહુ જ ભયાનક થઈ ગયું તો બન્ને તરફની સેનાઓમાં ખળભળાટ મચ્યો. બન્ને બાજુની વ્યૂહરચના તૂટી ગઈ. આ સમયે

શિખણ્ડી ખૂબ વેગથી પિતામહની સામે આવ્યો પરન્તુ ભીષ્મ તેના પહેલાંના સ્ત્રીત્વનો વિચાર કરીને તેના ઉપર કંઇ પણ ધ્યાન ન આપતાં સૃંજય વીરો તરફ ચાલ્યા ગયા. ભીષ્મને પોતાની સામે જોઇને તે બધા ખૂબ હર્ષથી સિંહનાદ અને શંખધ્વનિ કરવા લાગ્યા. હવે ભગવાન ભાસ્કર પશ્ચિમ તરફ ઢળી ચૂક્યા હતા, આ સમયે યુદ્ધે એવું ઘમસાણ રૂપ પકડયું હતું કે બન્ને પક્ષના રથીઓ અને ગજારોહીઓ એકબીજામાં ભેગા થઇ ગયા. પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્ન અને મહારથી સાત્યકિ શક્તિ અને તોમર વગેરેની વર્ષા કરી કૌરવ–સેનાને પીડિત કરવા લાગ્યા. આથી આપના યોદ્ધાઓમાં બહુ હાહાકાર થવા લાગ્યો. તેમનો આર્તનાદ સાંભળી અવન્તિદેશના વિન્દ અને અનુવિન્દ ધૃષ્ટદ્યુમ્નની સામે આવ્યા. તે બન્નેએ તેના ઘોડા મારીને બાણોની વર્ષાથી તેને ઢાંકી દીધો. પાંચાલકુમાર તુરત જ પોતાના રથથી કૂદીને સાત્યકિના રથ પર ચઢી ગયો. ત્યારે મહારાજ યુધિષ્ઠિર ખૂબ મોટી સેના લઇ બન્ને રાજકુમારો ઉપર તૂટી પડયા, આ પ્રમાણે આપનો પુત્ર દુર્યોધન પણ વિન્દ અને અનુવિન્દની રક્ષા માટે આવ્યો.

હવે સૂર્યદેવ અસ્તાચળના શિખર પર પહોંચીને પ્રભાહીન થઇ રહ્યા હતા. આ બાજુ યુદ્ધભૂમિમાં રક્તની ભીષણ નદી વહેવા લાગી હતી તથા બધી તરફ રાક્ષસો, પિશાચો અને બીજા માંસાહારી જીવો દેખાવા લાગતા હતા. આ જ વખતે અર્જુને સુશર્મા વગેરે રાજાઓને પરાસ્ત કરીને પોતાની છાવણી તરફ કૂચ કરી. ધીમે ધીમે રાત્રિ થવા લાગી. બન્ને પક્ષના વીરો એકબીજાની વીરતાની વાતો કરતા પોતપોતાની છાવણીઓમાં આવી ગયા. તેમણે પોતાનાં શરીરોમાંથી બાણો કાઢી નાખી તરેહતરેહનાં જળોથી સ્નાન કર્યું તથા પહેરો ભરવા માટે ચોકીદારોને મૂકી દીધા.

## સાતમા દિવસનું યુદ્ધ અને ધૃતરાષ્ટ્રના આઠ પુત્રોનો વધ

**સંજયે કહ્યું**—રાત્રિમાં સુખપૂર્વક વિશ્રામ કરીને સવાર થતાં કૌરવ અને પાંડવ–પક્ષના રાજાઓ ફરીથી યુદ્ધ કરવા માટે છાવણીમાંથી બહાર નીકળ્યા. જ્યારે બન્ને સેનાઓ યુદ્ધભૂમિ તરફ ચાલી તે વખતે મહાસાગરની ગમ્ભીર ગર્જના સમાન કોલાહલ થવા લાગ્યો. ત્યારપછી દુર્યોધન, ચિત્રસેન, વિવિંશતિ, ભીષ્મ અને દ્રોણાચાર્યે એકઠા થઇ ખૂબ યત્નથી કૌરવસેનાની વ્યૂહ-રચના કરી. તે મહાવ્યૂહ સાગર સમાન હતો, હાથી–ઘોડા વગેરે વાહનો જ તેની તરંગમાળાઓ હતાં. સમસ્ત સેનાની આગળ ભીષ્મ ચાલ્યા, તેમની સાથે માલવ, દક્ષિણ ભારત તથા ઉજ્જૈનના યોદ્ધાઓ હતા. તેમની પાછળ કુલિન્દ, પારદ, ક્ષુદ્રક તથા માલવ દેશના વીરોની સાથે આચાર્ય દ્રોણ હતા. દ્રોણની પાછળ મગધ અને કલિંગ આદિ દેશોના યોદ્ધાઓને સાથે લઇ ભગદત્ત ચાલ્યો. તેની પછી રાજા બૃહદ્બલ હતો. તેની પાછળ મેકલ અને કુરુવિન્દ વિગેરે દેશોના યોદ્ધાઓ હતા. બૃહદ્-બલની પાછળ ત્રિગર્તરાજ ચાલી રહ્યો હતો. તેની પાછળ અશ્વત્થામા અને તેની પછી બાકીની સેનાઓ સાથે ભાઇઓ સહિત દુર્યોધન હતો અને તેની પાછળ કૃપાચાર્ય ચાલી રહ્યા હતા.

મહારાજ! આપના યોદ્ધાઓનો તે મહાવ્યૂહ જોઇને ધૃષ્ટદ્યુમ્ને શૃંગાટક નામના વ્યૂહની રચના કરી. તે વ્યૂહ દેખાવમાં અત્યન્ત ભયાનક તથા શત્રુના વ્યૂહને નષ્ટ કરી દેનાર હતો. તેનાં બન્ને શૃંગોનાં સ્થાન પર ભીમસેન તથા સાત્યકિ સ્થિત થયા, તેમની સાથે કેટલાયે હજાર રથો, ઘોડા અને પાયદળની સેના હતી. તે બન્નેની મધ્યમાં અર્જુન, યુધિષ્ઠિર, નકુળ અને સહદેવ હતા. તેમની પછી બીજા મહાન ધનુર્ધર રાજાઓથી તે વ્યૂહ પૂર્ણ થતો હતો. તેની પાછળ અભિમન્યુ, મહારથી વિરાટ, દ્રૌપદીના પુત્રો અને ઘટોત્કચ વગેરે હતા. આ પ્રમાણે વ્યૂહ રચીને પાંડવો પણ વિજયની અભિલાષાથી યુદ્ધ કરવા માટે તૈયાર થઇ ગયા. રણભેરીઓ વાગી ઊઠી, શંખનાદ થવા લાગ્યા, લલકારવાના, તાલ ઠોકવાના અને જોરજોરથી પોકારવાના અવાજો થવા લાગ્યા. આ તુમુલ નાદથી બધી દિશાઓ ગૂંજી ઊઠી. કૌરવ અને પાંડવ બન્ને દળના યોદ્ધાઓ અસ્ત્રશસ્ત્રોના પ્રહાર કરીને એકબીજાને યમલોક મોકલવા લાગ્યા. એટલામાં જ પોતાના રથના ઘરઘરાટથી દિશાઓને ગુંજાવતા અને ધનુષના ટંકારથી લોકોને મૂર્ચ્છિત કરતા ભીષ્મ આવી પહોંચ્યા, આ જોઇ ધૃષ્ટદ્યુમ્ન વગેરે મહારથીઓ પણ ભૈરવનાદ કરતા તેમનો સામનો કરવા માટે દોડ્યા. પછી તો બન્ને સેનાઓમાં ભયંકર સંગ્રામ છેડાઈ ગયો.

જેમ તપતા સૂર્યની સામે જોવું મુશ્કેલ થઇ જાય છે તેમ તે સમરમાં ભીષ્મ ક્રુદ્ધ થઇને પોતાનો પ્રતાપ

પ્રકટ કરવા લાગ્યા ત્યારે પાંડવોને તો તેમના સામું જોવું પણ કઠિન થઈ ગયું. ભીષ્મ સોમક, સૃંજય અને પંચાલ વીરોને બાણોથી પાડવા લાગ્યા. તેઓ પણ મૃત્યુનો ભય છોડીને ભીષ્મ પર તૂટી પડ્યા. ભીષ્મે ખૂબ વેગથી તે મહારથી વીરોના હાથ અને મસ્તકો કાપી નાંખ્યાં, રથીઓને રથથી પડ્યા, ઘોડેસ્વારોનાં મસ્તકો કપાઈને નીચે પડવા લાગ્યાં, પર્વતો સમાન ઊંચાઊંચા ગજરાજો મરીને પડતા દેખાવા લાગ્યા. આ વખતે મહાબલી ભીમસેન સિવાય પાંડવ-પક્ષનો કોઈ પણ વીર ભીષ્મની સામે ટકી શક્યો નહિ. કેવળ ભીમસેન જ તેમના પર સતત પ્રહાર કરી રહ્યો હતો. ભીષ્મ અને ભીમસેન વચ્ચે યુદ્ધ થતી વખતે સમ્પૂર્ણ સેનાઓમાં ભયંકર કોલાહલ મચી ગયો. પાંડવો પણ પ્રસન્નતાપૂર્વક સિંહનાદ કરવા લાગ્યા.

જે સમયે તે નરસંહાર મચેલો હતો તે વખતે દુર્યોધન પોતાના ભાઈઓની સાથે ભીષ્મની રક્ષા માટે આવી પહોંચ્યો. એટલામાં જ મહારથી ભીમસેને ભીષ્મના સારથીને મારી નાખ્યો. સારથી મરતાં જ ઘોડા રથ લઈને ભાગી ગયા. હવે ભીમસેન રણભૂમિમાં સર્વ તરફ વિચરવા લાગ્યો. તેણે એક તીક્ષ્ણ બાણથી આપના પુત્ર સુનાભનું શિર કાપી નાખ્યું. આથી તેના જે સાત ભાઈઓ ત્યાં હતા તેઓ ક્રોધમાં ભરાઈને ભીમસેન પર તૂટી પડ્યા. મહોદરે નવ, આદિત્યકેતુએ સિત્તેર, બહ્વાશીએ પાંચ, કુણ્ડધારે નેવું વિશાલાક્ષે પાંચ પણ્ડિતકે ત્રણ અને અપરાજિતે અનેક બાણો મારીને મહાબલી ભીમને ઘાયલ કરી દીધો. શત્રુઓની આ ચોટ ભીમસેન સહી શક્યો નહિ, તેણે ડાબા હાથથી ધનુષ ખેંચીને એક તીખા બાણથી અપરાજિતનું સુન્દર મસ્તક કાપી નાખ્યું. બીજા બાણથી કુણ્ડધરને યમલોક મોકલ્યો, એક બાણ પણ્ડિતકના ઉપર છોડ્યું, જે તેના પ્રાણ લઈ પૃથ્વીમાં સમાઈ ગયું. પછી ત્રણ બાણોથી વિશાલાક્ષનું મસ્તક કાપી નાખ્યું, એક બાણ મહોદરની છાતીમાં માર્યું. આથી તેની છાતી ફાટી ગઈ અને તે નિષ્પ્રાણ થઈને ભોંય પર પડ્યો. ત્યારપછી એક બાણથી આદિત્યકેતુની ધ્વજા કાપી નાખી, બીજા બાણથી તેનું માથું પણ ઉડાવી દીધું. પછી ક્રોધમાં ભરાએલા ભીમે બહ્વાશીને પણ યમલોકનો અતિથિ બનાવ્યો.

ત્યારપછી આપના બીજા પુત્રો રણભૂમિથી ભાગી નીકળ્યા. તેમના મનમાં એવો ભય ભરાઈ આવ્યો કે ભીમસેને સભામાં જે અમને સો ભાઈઓને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી તે તે આજે જ પૂરી કરી નાખશે. ભાઈઓના મરવાથી દુર્યોધનને બહુ ક્લેશ થયો. તેણે પોતાના સૈનિકોને આજ્ઞા દીધી કે બધા મળીને આ ભીમસેનને મારી નાખો.' આ પ્રમાણે પોતાના ભાઈઓનું મૃત્યુ જોઈ આપના પુત્રોને 'વિદુરની કહેલી વાત યાદ આવી. તેઓ મનમાં-ને-મનમાં વિચારવા લાગ્યા 'વિદુરજી બહુ બુદ્ધિમાન અને દિવ્યદર્શી છે. તેમણે અમારા હિતની દૃષ્ટિથી જે કંઈ કહ્યું હતું તે આજ થઈ રહ્યું છે.'

આ પછી દુર્યોધન ભીષ્મપિતામહની પાસે આવ્યો અને ખુબ દુઃખ સાથે ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યો. તે બોલ્યો 'મારા ભાઈઓ બહુ ઉત્સુકતાથી લડી રહ્યા હતા તેમને ભીમસેને મારી નાખ્યા તથા તે બીજા યોદ્ધાઓનો પણ સંહાર કરી રહ્યો છે. આપ તો મધ્યસ્થ થઈને બેસી ગયા છો અને અમારી બરાબર ઉપેક્ષા કરતા જાઓ છો. જુઓ, મારું પ્રારબ્ધ કેટલું ખરાબ છે! ખરેખર, હું બહુ ખરાબ રસ્તા પર આવી ગયો.' જો કે દુર્યોધનની વાતો કઠોર હતી તો પણ તે સાંભળી ભીષ્મની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેઓ કહેવા લાગ્યા—'બેટા! મે, આચાર્ય દ્રોણે, વિદુરે તથા તારી માતા યશસ્વિની ગાન્ધારીએ પણ આ પરિણામ સઝાવ્યું હતું, પરન્તુ એ વખતે તું ન સમજ્યો. મેં એ પણ કહ્યું હતું કે 'મને અને આચાર્ય દ્રોણને યુદ્ધમાં ન જોડતો,' પણ તેં ધ્યાન ન આપ્યું. હવે હું તને આ સાચેસાચી વાત કહું છું કે ધૃતરાષ્ટ્રના પુત્રોમાંથી જેને-જેને ભીમસેન પોતાની સામે જોશે તેમને અવશ્ય મારી નાખશે. આ સંગ્રામનું અન્તિમ ફળ સ્વર્ગની પ્રાપ્તિ જ સમજીને સ્થિર ભાવથી યુદ્ધ કર. પાંડવોને તો ઇન્દ્ર વગેરે દેવતાઓ અને અસુરો પણ નથી જીતી શકતા."

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! એકલા ભીમસેને મારા ઘણા પુત્રોને મારી નાખ્યા આ જોઈ ભીષ્મે, દ્રોણાચાર્યે અને કૃપાચાર્યે શું કર્યું? તાત! મેં, ભીષ્મે તથા વિદુરે પણ દુર્યોધનને ખૂબ અટકાવ્યો, ગાન્ધારીએ પણ ખુબ સમજાવ્યો પણ તે મૂર્ખે મોહવશ કશું ન માન્યું. તેનું જ ફળ આજ ભોગવવું પડે છે.

સંજયે કહ્યું—મહારાજ! આપે પણ તે વખતે વિદુરની વાત માની ન હતી. હિતૈષીઓએ વારંવાર કહ્યું કે 'તમારા પુત્રોને જુગાર ખેલતાં રોકો, પાંડવોથી

દ્વેષ ન કરો,' પરંતુ આપ કંઈ પણ સાંભળવા માગતા ન હતા. જેમ મરનારા મનુષ્યને દવા લેવી ખરાબ લાગે છે તેમ આપને તે વાતો સારી ન લાગી. તે જ કારણ છે કે આજ કૌરવોનો વિનાશ થઈ રહ્યો છે. અચ્છા, હવે સાવધાન થઈને યુદ્ધના સમાચાર સાંભળો. તે દિવસે બપોરે ભયંકર સંગ્રામ છેડાયો. બહુ ભારે જનસંહાર થયો. ધર્મરાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી તેમની સંપૂર્ણ સેના ક્રોધમાં ભરાઈને ભીષ્મ પર ચઢી આવી. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, સમસ્ત સોમક યોદ્ધાઓની સાથે રાજા દ્રુપદ અને વિરાટ, કેકયરાજકુમારો, ધૃષ્ટકેતુ અને કુંતિભોજે એકી સાથે ભીષ્મ પર ચઢાઈ કરી દીધી. અર્જુન, દ્રૌપદીના પાંચ પુત્રો તથા ચેકિતાન—આ દુર્યોધને મોકલેલા રાજાઓનો સામનો કરવા લાગ્યા. તથા અભિમન્યુ, ઘટોત્કચ અને ભીમસેને કૌરવો પર હુમલો કર્યો. આ પ્રમાણે ત્રણ ભાગમાં થઈને પાંડવલોક કૌરવસેનાનો સંહાર કરવા લાગ્યા. આ પ્રમાણે કૌરવોએ પણ પોતાના શત્રુઓનો વિનાશ કરવો શરૂ કર્યો.

દ્રોણાચાર્યે ક્રોધિત થઈને સોમકો અને સૃંજયો પર આક્રમણ કર્યું અને તેમને યમલોક મોકલવા લાગ્યા. તે વખતે સૃંજયોમાં હાહાકાર મચી ગયો. બીજી બાજુએ મહાબળી ભીમસેને કૌરવોનો સંહાર શરૂ કર્યો. બન્ને બાજુના સૈનિકો એકબીજાને મારવા અને મરવા લાગ્યા. લોહીની નદી વહી નીકળી. તે ઘોર સંગ્રામ યમલોકની વૃદ્ધિ કરી રહ્યો હતો. ભીમસેન હાથીસ્વારોની સેનામાં પહોંચીને તેમને મૃત્યુની ભેટ કરાવી રહ્યો હતો. નકુળ અને સહદેવ આપના ઘોડેસ્વારો પર તૂટી પડ્યા હતા. તેમણે મારેલા સેંકડો-હજારો ઘોડાઓની લાશોથી રણભૂમિ ઢંકાઈ ગઈ. અર્જુને પણ અનેક રાજાઓને મારી નાખ્યા હતા, તેથી ત્યાંની ભૂમિ પણ ભયંકર દેખાતી હતી. જે સમયે ભીષ્મ, દ્રોણ, કૃપ, અશ્વત્થામા અને કૃતવર્મા વિગેરે ક્રોધમાં ભરાઈને યુદ્ધ કરવા લાગતા હતા તે વખતે પાંડવોની સેનાનો સંહાર થવા લાગતો હતો. અને પાંડવો કુપિત થતાં આપના પક્ષના વીરોના વિનાશનો આરંભ થઈ જતો હતો. આ પ્રમાણે બન્ને સેનાઓનો સંહાર ચાલુ હતો.

---

## શકુનિના ભાઈઓનો તથા ઇરાવાનનો વધ

સંજયે કહ્યું—જે વખતે મોટામોટા વીરોનો વિનાશ કરનારો તે ભયંકર સંગ્રામ ચાલી રહ્યો હતો ત્યારે શકુનિએ પાંડવો પર હલ્લો કર્યો. તેની સાથે ખૂબ જ મોટી સેનાની સાથે કૃતવર્મા પણ હતો. એમનો સામનો કરવા માટે અર્જુનનો પુત્ર ઇરાવાન આવ્યો. ઇરાવાનનો જન્મ નાગકન્યાના ગર્ભથી થયો હતો. તે બહુ જ બળવાન હતો. જ્યારે શકુનિ તથા ગાન્ધાર દેશના બીજા વીરો પાંડવસેનાનો વ્યૂહ તોડીને અંદર ઘુસી ગયા ત્યારે ઇરાવાને પોતાના યોદ્ધાઓને કહ્યું: 'વીરો! એવી યુક્તિથી કામ લો કે જેથી કૌરવ-યોદ્ધાઓને આજે તેમની સેના સહિત મારી નાખવામાં આવે. ઇરાવાનના સૈનિકો 'બહુ જ સારૂં' એમ કહીને કૌરવોની દુર્જય સેના પર તૂટી પડ્યા અને તેમના યોદ્ધાઓને મારી મારીને પાડવા લાગ્યા. પોતાની સેનાનો આ વિધ્વંસ સુબલના પુત્રોથી સહન થઈ શક્યો નહિ. તેમણે દોડીને ઇરાવાનને ચારે બાજુથી ઘેરી લીધો અને તેના પર ચારે બાજુથી પ્રહાર કરવા લાગ્યા. ઇરાવાનના શરીર પર આગળ-પાછળ અનેક ઘા થઈ ગયા, તેનું આખું શરીર લોહીથી ભીંજાઈ ગયું. તે એકલો હતો અને તેના ઉપર ચારે બાજુથી અનેકોનો માર પડી રહ્યો હતો. તો પણ તે અધીર: તેમ જ તે વ્યથાથી વ્યાકુળ ન થયો. તેણે પોતાના તીક્ષ્ણ બાણોથી રિપુઓને-બધાને મૂર્છિત કરી દીધા. પછી તેણે પોતાના શરીરમાં ઘુસેલાં પ્રાસોને ખેંચી કાઢ્યાં અને તેમનાથી સુબલપુત્રો પર ખૂબ વેગથી પ્રહાર કર્યો. તે પછી તેણે પોતાના હાથમાં ચમકતી તલવાર અને ઢાલ લીધી અને સુબલપુત્રોને મારી નાખવાની ઇચ્છાથી તે પગે ચાલતો જ આગળ વધ્યો. એટલામાં જ સુબલ-પુત્રોની મૂર્છા ઉતરી અને તેઓ ક્રોધમાં ભરાઈને ઇરાવાન પર તૂટી પડ્યા. સાથે જ તેઓ તેને કેદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ જેવા તેઓ પાસે આવ્યા કે ઇરાવાને તલવારનો એવો હાથ ચલાવ્યો કે તેમનાં શરીરના ટુકડે-ટુકડા થઈ ગયા. તેઓ પ્રાણહીન થઈને નીચે પડ્યા. તેમાંથી કેવળ એક વૃષભ નામનો રાજકુમાર જ જીવતો બચ્યો.

તે બધાને પડેલા જોઈ દુર્યોધનને બહુ ક્રોધ થયો અને તે અલમ્બુષ નામના રાક્ષસની પાસે પહોંચ્યો. તે રાક્ષસ દેખાવમાં બહુ ભયાનક અને માયાવી હતો તથા બકાસુરનો વધ કર્યાથી ભીમસેન ઉપર વેર રાખતો હતો. તેને દુર્યોધને કહ્યું; 'વીરવર! જુઓ, આ અર્જુનનો પુત્ર ઇરાવાન બહુ બળવાન અને માયાવી છે. એણે કેટ

ઉપાય કરો કે જેથી તે મારી સેનાનો સંહાર ન કરી શકે. તમે ઇચ્છાનુસાર જ્યાં ચાહો ત્યાં જઈ શકો છો, માયાઓમાં પણ પ્રવીણ છો. માટે જેમ બને તેમ આ ઈરાવાનને તમે યુદ્ધમાં જલદી મારી નાખો.'

તે ભયંકર રાક્ષસ 'બહુ સારું' કહીને સિંહ સમાન ગર્જતો ઈરાવાનની પાસે આવ્યો. અને તેને મારવા માટે આગળ વધ્યો. ઈરાવાને પણ તેનો વધ કરવાની ઇચ્છાથી આગળ વધીને તેને રોક્યો. તેને પોતાની તરફ આવતો જોઈ રાક્ષસે માયાનો આરંભ કર્યો. તેણે માયાથી બે હજાર ઘોડા ઉત્પન્ન કર્યા અને તેમના પર માયાના જ સ્વારો બેસાડ્યા. તે સ્વારો પણ રાક્ષસ હતા અને તેમણે હાથમાં શૂલ તથા પટ્ટિશ લીધેલાં હતાં. તે માયામય રાક્ષસોનું ઈરાવાનની સેનાની સાથે યુદ્ધ થવા લાગ્યું. અને બન્ને તરફના યોદ્ધાઓ પરસ્પર પ્રહાર કરીને એકબીજાને યમલોક મોકલવા લાગ્યા.

સેના મરી જતાં બન્ને રણોન્મત્ત વીરો દ્વન્દ્વયુદ્ધ કરવા લાગ્યા. રાક્ષસ ઈરાવાન પર આક્રમણ કરતો હતો અને ઈરાવાન તેના ઘા ચૂકવી દેતો હતો. એક વખત જ્યારે રાક્ષસ જ નિકટ આવી ગયો ત્યારે ઈરાવાને તેનું ધનુષ અને બાણના ભાથાને કાપી નાખ્યાં. ત્યારે તે પોતાની માયાથી ઈરાવાનને મોહિત કરતો હોય તેમ આકાશમાં ઊડી ગયો. આ જોઈ ઈરાવાન પણ અન્તરિક્ષમાં ઊડ્યો અને રાક્ષસને પોતાની માયાથી મોહિત કરી તેનાં અંગોને બાણોથી વીંધવા લાગ્યો. મહારાજ! બાણોથી વારંવાર કપાવા છતાં પણ તે રાક્ષસ નવીન રૂપમાં પ્રકટ થઈ જતો અને નવજુવાન જ બની રહેતો હતો. કારણ કે રાક્ષસોમાં માયા સ્વાભાવિક રીતે જ હોય છે. અને તેમનું સ્વરૂપ પણ ઇચ્છાનુસાર બદલાયા કરે છે. આ પ્રમાણે ઈરાવાન તેનું જે જે અંગ કાપતો હતો તે ફરી ઉત્પન્ન થઈ જતું હતું. ઈરાવાન પણ ક્રોધમાં ભરાયેલો હતો તેથી તેના પર પરશુથી વારંવાર પ્રહાર કરતો હતો. તેનાથી છેદાવાને લીધે અલમ્બુષના શરીરમાંથી ખૂબ જ રક્ત વહેવા લાગ્યું અને તે ચિત્કાર કરવા લાગ્યો. શત્રુને આ પ્રમાણે પ્રબળ થતો જોઈ અલમ્બુષના ક્રોધની સીમા ન રહી, તેણે મહાભયાનક રૂપ બનાવીને ઈરાવાનને પકડવાનો પ્રયત્ન કર્યો. તે રાક્ષસની માયાને જોઈ ઈરાવાને પણ માયાનો પ્રયોગ કર્યો. એટલામાં ઈરાવાનની માતાના કુળનો એક નાગ અનેક નાગોને સાથે લઈ ત્યાં આવી પહોંચ્યો અને ઈરાવાનને બધી બાજુથી ઘેરી તેની રક્ષા કરવા લાગ્યો. ઈરાવાને શેષનાગ સમાન વિરાટ રૂપ ધારણ કરીને અનેક નાગોથી તે રાક્ષસને ઢાંકી દીધો. ત્યારે અલમ્બુષ ગરુડનું રૂપ ધારણ કરીને તે નાગોને ખાવા લાગ્યો. તે ઈરાવાનની માતાના કુળના બધા નાગોને ખાઈ ગયો અને તેને પોતાની માયાથી મોહિત કરીને તેના પર તલવારનો ઘા કર્યો. ઈરાવાનનું ચન્દ્રમા સમાન સુન્દર મસ્તક કપાઈને પૃથ્વી પર જઈ પડ્યું. આ પ્રમાણે જ્યારે અલમ્બુષે તે વીર અર્જુનકુમારને મારી નાખ્યો તો બધા રાજાઓ સહિત કૌરવો બહુ પ્રસન્ન થયા.

અર્જુનને પોતાનો પુત્ર ઈરાવાન મર્યાની ખબર ન હતી. તે ભીષ્મની રક્ષા કરનાર રાજાઓનો સંહાર કરી રહ્યો હતો. તથા ભીષ્મ પણ મર્મભેદી બાણોથી પાંડવોના મહારથીઓને કમ્પિત કરતા તેમના પ્રાણ લઈ રહ્યા હતા. આ જ પ્રમાણે ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિએ પણ બહુ ભયાનક યુદ્ધ કર્યું હતું. દ્રોણાચાર્યનું પરાક્રમ જોઈને તો પાંડવોના મનમાં બહુ ભય ઊભો થઈ ગયો. તેઓ કહેવા લાગ્યા કે 'એકલા દ્રોણાચાર્ય જ સમ્પૂર્ણ સૈનિકોને મારી નાખવાની શક્તિ ધરાવે છે તો જ્યારે તેમની સાથે પૃથ્વીના પ્રસિદ્ધ શૂરવીરો પણ છે તો તેમના વિજય માટે શું કહેવાનું હોય!' તે દારુણ સંગ્રામમાં બન્ને પક્ષના સૈનિકો એકબીજાનો ઉત્કર્ષ સહન કરી શક્યા નહિ અને આવેશમાં આવીને ખૂબ કઠોરતાથી લડવા લાગ્યા.

## ઘટોત્કચનું યુદ્ધ

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! ઈરાવાનને મરેલો જોઈ મહારથી પાંડવોએ તે યુદ્ધમાં શું કર્યું?

સંજયે કહ્યું—રાજન્! ઈરાવાન માર્યો ગયો એ જોઈ ભીમસેનના પુત્ર ઘટોત્કચે બહુ વિકટ ગર્જના કરી. તેના અવાજથી સમુદ્ર, પર્વત અને વનો સહિત આખી પૃથ્વી ડગમગવા લાગી. આકાશ અને દિશાઓ ગૂંજી ઊઠ્યાં. તે ભયંકર નાદ સાંભળીને આપના સૈનિકોના પગોમાં ગોટલા બાઝી ગયા. તેઓ થરથર કાંપવા લાગ્યા અને તેમના શરીરમાંથી પરસેવો છૂટવા લાગ્યો. ઘટોત્કચ ક્રોધનો માર્યો પ્રલયકાળના યમરાજ જેવો થઈ ગયો. તેની આકૃતિ ખૂબ ભયંકર બની ગઈ. તેના હાથમાં ઝગમગતું ત્રિશૂળ હતું અને સાથે તરેહતરેહનાં હથિયારોથી —

સુસજ્જિત રાક્ષસોની સેના ચાલી રહી હતી. દુર્યોધને જોયું કે આ ભયંકર રાક્ષસ આવી રહ્યો છે અને મારી સેના તેના ડરથી પીઠ બતાવતી ભાગી રહી છે તો એને બહુ ક્રોધ થયો. બસ, હાથમાં એક વિશાળ ધનુષ લઈ વારંવાર સિંહનાદ કરતાં તેણે ઘટોત્કચ ઉપર હુમલો કર્યો. તેની પાછળ દશ હજાર હાથીઓની સેના લઈ બંગાળનો રાજા સહાયતા માટે ચાલ્યો. આપના પુત્રને હાથીઓની સેના સાથે આવતો જોઈ ઘટોત્કચ પણ બહુ કુપિત થયો. પછી તો રાક્ષસોની અને દુર્યોધનની સેનામાં રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું. રાક્ષસો બાણ, શક્તિ અને ઋષ્ટિ વગેરેથી યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યા.

ત્યારે દુર્યોધન પણ પોતાના પ્રાણોનો ભય છોડીને રાક્ષસો પર તૂટી પડયો અને તેમના પર તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યો. તેના હાથથી મુખ્યમુખ્ય રાક્ષસો માર્યા જવા લાગ્યા. તેણે ચાર બાણોથી મહાવેગ, મહારૌદ્ર, વિદ્યુજ્જિહ્વ અને પ્રમાથી–આ ચાર રાક્ષસોને મારી નાખ્યા. ત્યારપછી તે ફરીથી રાક્ષસ–સેના પર બાણો વરસાવવા લાગ્યો. આપના પુત્રનું આ પરાક્રમ જોઈ ઘટોત્કચ ક્રોધથી સળગી ઊઠયો અને ખૂબ વેગથી દુર્યોધનની પાસે પહોંચીને તેને લાલ–લાલ આંખો કરીને કહેવા લાગ્યો. અરે ક્રૂર ! જેમને તેં લાંબા વખત સુધી વનોમાં ભટકાવ્યા છે તે માતા–પિતાના ઋણથી આજે હું મુક્ત થઈશ.' આ પ્રમાણે કહીને ઘટોત્કચે દાંતોથી હોઠ દબાવીને પોતાના વિશાળ ધનુષથી બાણોની વર્ષા




કરીને દુર્યોધનને ઢાંકી દીધો. ત્યારે દુર્યોધને પણ પચીસ બાણ મારીને તે રાક્ષસને ઘાયલ કર્યો. રાક્ષસે પર્વતોને પણ તોડી નાખનારી એક મહાશક્તિ હાથમાં લઈ આપના પુત્રને મારી નાખવાનો વિચાર કર્યો. આ જોઈ બંગાળના રાજાએ ખૂબ ઉતાવળથી પોતાના હાથીને હાંકી દુર્યોધનની આગળ લાવી દીધો. હાથી વચ્ચે આવવાથી ઘટોત્કચે અત્યન્ત કુપિત થઈ હાથી પર જ શક્તિનો પ્રહાર કર્યો. શક્તિ લાગતાં જ હાથી મરીને નીચે પડયો અને બંગાલનો રાજા તેના ઉપરથી કૂદીને પૃથ્વી પર આવી ગયો.




હાથી મર્યો અને સેના ભાગવા માંડી. આ જોઈ દુર્યોધનને બહુ કષ્ટ થયું. પરન્તુ ક્ષત્રિય ધર્મનો ખ્યાલ કરીને તે પાછો ન હઠયો. તે પોતાની જગા ઉપર સમાન રીતે સ્થિર ભાવથી ઊભો રહ્યો. પછી તેણે રાક્ષસ પર કાલાગ્નિ સમાન તીક્ષ્ણ બાણનો પ્રહાર કર્યો. પરન્તુ તેને તેણે ચૂકાવી દીધું અને ફરીથી મોટી ગર્જના કરીને સમ્પૂર્ણ સેનાને ડરાવવા લાગ્યો. તેનો ભૈરવનાદ સાંભળી ભીષ્મપિતામહે બીજા મહારથીઓને દુર્યોધનની સહાયતા માટે મોકલ્યા. દ્રોણ, સોમદત્ત, બાહ્લીક, જયદ્રથ, કૃપાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય, ઉજ્જૈનના રાજકુમારો, બૃહદ્બલ, અશ્વત્થામા, વિકર્ણ, ચિત્રસેન, વિવિંશતિ અને તેમની પાછળ ચાલનારાં કેટલાયે હજાર રથીઓ–આ સર્વ દુર્યોધનની રક્ષા માટે આવી પહોંચ્યા. ઘટોત્કચ પણ મૈનાક પર્વતની પેઠે નિર્ભયતાથી ઊભો રહ્યો. તેના ભાઈઓ અને બન્ધુઓ તેની રક્ષા કરી રહ્યા હતા. પછી બન્ને દળમાં રોમાંચકારી સંગ્રામ શરુ થયો. ઘટોત્કચે અર્ધચન્દ્રાકાર બાણ છોડીને દ્રોણાચાર્યનું ધનુષ કાપી નાખ્યું, એક બાણથી સોમદત્તની ધ્વજાના ટુકડા કર્યા અને ત્રણ બાણથી બાહ્લીકની છાતી છેદી નાખી. પછી કૃપાચાર્યને એક અને ચિત્રસેનને ત્રણ બાણોથી ઘાયલ કર્યા. એક બાણ વિકર્ણના ખભાની પાંસળી પર માર્યું. વિકર્ણ લોહીથી લથપથ થઈને રથમાં

ભાગમાં જઇ બેઠો. પછી ભૂરિશ્રવાને પંદર બાણ માર્યાં, તે તેનું કવચ તોડીને જમીનમાં ઘુસી ગયાં. આ પછી તેણે અશ્વત્થામા અને વિવિંશતિના સારથીઓ ઉપર પ્રહાર કર્યો. તેઓ બન્ને ઘોડાઓની લગામો છોડીને રથની બેઠકમાં જઈને પડ્યા. પછી જયદ્રથની ધ્વજા અને ધનુષ કાપી નાખ્યાં. અવન્તિરાજના ચારે ઘોડા મારી નાખ્યા. એક તીક્ષ્ણ બાણથી રાજકુમાર બૃહદ્બલને ઘાયલ કર્યો અને અનેક બાણ મારીને રાજા શલ્યને પણ વિંધ્યો.

આ પ્રમાણે કૌરવ પક્ષના બધા વીરોને વિમુખ કરીને તે દુર્યોધન તરફ વધ્યો. આ જોઇ કૌરવ વીરો પણ તેને મારવાની ઇચ્છાથી આગળ વધ્યા. ઘટોત્કચ પર ચારે તરફથી બાણોની વર્ષા થવા લાગી. જ્યારે તે ખૂબ જ ઘાયલ અને પીડિત થઇ ગયો ત્યારે ગરુડની પેઠે આકાશમાં ઊડી ગયો તથા પોતાની ભૈરવગર્જનાથી અન્તરિક્ષ અને દિશાઓને ગુંજાયમાન કરવા લાગ્યો. તેનો અવાજ સાંભળી યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું; 'ઘટોત્કચના પ્રાણ સંકટમાં છે. જઈને તેની રક્ષા કરો.' ભાઈની આજ્ઞા માનીને ભીમસેન પોતાના સિંહનાદથી રાજાઓને ભયભીત કરતો ખૂબ વેગથી ચાલ્યો. તેની પાછળ સત્યધૃતિ, સૌચિત્તિ, શ્રેણિમાન, વસુદાન, કાશિરાજનો પુત્ર અભિભૂ, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો, ક્ષત્રદેવ, ક્ષત્રધર્મા તથા પોતાની સેનાઓ સહિત અનૂપદેશનો રાજા નીલ વગેરે મહારથીઓ પણ ચાલ્યા. તે બધા વીરો ત્યાં પહોંચીને ઘટોત્કચની રક્ષા કરવા લગ્યા.

તેમના આવવાનો કોલાહલ સાંભળી ભીમસેનના ભયથી કૌરવ સૈનિકોનાં મુખ ઉદાસ થઈ ગયાં. તેઓ ઘટોત્કચને છોડીને પાછા ફર્યા. પછી બન્ને બાજુની સેનાઓમાં ઘોર યુદ્ધ થવા લાગ્યું અને થોડી જ વારમાં કૌરવોની બહુ મોટી સેના ભાગી જઈ. આ જોઈ દુર્યોધન બહુ કુપિત થયો અને ભીમસેનની સામે જઇને તેણે એક અર્ધચન્દ્રાકાર બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું પછી બહુ સ્ફૂર્તિથી તેની છાતીમાં બાણ માર્યું. તેનાથી ભીમસેનને ખૂબ પીડા થઇ અને અચેત થઇ જતાં તેણે પોતાની ધ્વજાની લાકડી પકડી લીધી. તેની આ દશા જોઈ ઘટોત્કચ ક્રોધથી બળવા લાગ્યો અને અભિમન્યુ વગેરે મહારથીઓ સાથે તે દુર્યોધન પર તૂટી પડ્યો. ત્યારે દ્રોણાચાર્યે કૌરવપક્ષના મહારથીઓને કહ્યું- 'વીરો! રાજા દુર્યોધન સંકટના સમુદ્રમાં ડૂબી રહ્યો છે. શીઘ્ર જઈને તેની રક્ષા કરો.'

આચાર્યની વાત સાંભળી કૃપાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય, અશ્વત્થામા, વિવિંશતિ, ચિત્રસેન, વિકર્ણ, જયદ્રથ, બૃહદ્બલ તથા અવન્તિના રાજકુમારો—આ બધા દુર્યોધનને ઘેરીને ઊભા થઈ ગયા. દ્રોણાચાર્યે પોતાનું મહાન ધનુષ ચઢાવી ભીમસેનને છવ્વીસ બાણ માર્યાં, પછી બાણોની ઝડી લગાવીને તેને ઢાંકી દીધો. ત્યારે ભીમસેને પણ આચાર્યની ડાબી પાંસળી પર દસ બાણ માર્યાં. તેની કારી ચોટ પડવાથી વયોવૃદ્ધ આચાર્ય એકદમ બેહોશ થઇને રથના પાછળના ભાગમાં ઢળી ગયા. આ જોઈ દુર્યોધન અને અશ્વત્થામા બન્ને ક્રોધમાં ભરાઇને ભીમ ઉપર દોડ્યા. તેમને આવતા જોઈ ભીમસેન હાથમાં કાલદણ્ડ સમાન ગદા લઈ રથથી કૂદી પડ્યો અને તે બન્નેનો સામનો કરવા માટે તૈયાર થઇ ગયો. ત્યારે કૌરવ મહારથીઓ ભીમને મારી નાખવાની ઇચ્છાથી તેની છાતી ઉપર નાના પ્રકારનાં અસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. ત્યારે અભિમન્યુ વગેરે પાંડવ મહારથીઓ પણ જીવવાનો મોહ છોડી ભીમની રક્ષા માટે દોડ્યા. અનૂપદેશનો રાજા ભીમસેનનો મિત્ર હતો. તેણે અશ્વત્થામા ઉપર એક બાણ છોડ્યું. તે બાણ તેના શરીરમાં ઘુસી ગયું. તેનાથી લોહી વહેવા લાગ્યું. અશ્વત્થામાને તેથી બહુ પીડા થઈ. ત્યારે અશ્વત્થામાએ પણ ક્રોધિત થઇને નીલના ચારે ઘોડાને મારી નાખ્યા, ધ્વજા કાપી નાખી અને એક ભલ્લ નામના બાણથી તેની છાતી છેદી નાખી. તેની વેદનાથી મૂર્છિત થઇને નીલ પોતાના રથના પાછળના ભાગમાં જઇને બેઠો. તેની આ દશા જોઇને ઘટોત્કચે પોતાના ભાઈ-બન્ધુઓ સાથે અશ્વત્થામા ઉપર હુમલો કર્યો. તેને આવતો જોઈ અશ્વત્થામા પણ શીઘ્રતાથી આગળ વધ્યો. અનેક રાક્ષસો ઘટોત્કચની આગળ આવી રહ્યા હતા. અશ્વત્થામાએ તે બધાંને મારી નાખ્યા. દ્રોણકુમારનાં બાણોથી રાક્ષસોને મરતા જોઈ ઘટોત્કચે ભયંકર માયા પ્રકટ કરી. તેનાથી અશ્વત્થામા પણ મોહિત થઈ ગયો. કૌરવ પક્ષના બધા યોદ્ધાઓ માયાના પ્રભાવથી યુદ્ધ છોડીને ભાગવા લાગ્યા. તે દરેકને એવું દેખાતું હતું કે મારા સિવાયના બધા સૈનિકો શસ્ત્રોથી છિન્નભિન્ન થઇ લોહીનીતરતા પૃથ્વી પર તરફડી રહ્યા છે; દ્રોણાચાર્ય, દુર્યોધન, શલ્ય, અશ્વત્થામા આદિ મહાન ધનુર્ધરો તથા મુખ્યમુખ્ય કૌરવો અને રાજાઓ પણ મરાઇ ચૂક્યા છે. તથા હજારો ઘોડા અને ઘોડેસ્વારો પણ ધરાશાયી થઇ રહ્યા છે.' આ બધું જોઇ આપની સેના છાવણી તરફ ભાગવા લાગી. જો કે તે વખતે હું અને ભીષ્મ પણ

પોકારી પોકારીને કહી રહ્યા હતા કે 'વીરો! યુદ્ધ કરો, ભાગો નહિ. આ તો રાક્ષસની માયા છે. તેના ઉપર વિશ્વાસ ન કરો.' તો પણ તેઓ અમારી વાત ઉપર વિશ્વાસ ન કરી શક્યા. શત્રુની સેનાને ભાગતી જોઈ વિજયી પાંડવો ઘટોત્કચની સાથે સિંહનાદ કરવા લાગ્યા; દુન્દુભિઓના તુમુલ ધ્વનિથી રણભૂમિ ગૂંજી ઊઠી. આ પ્રમાણે સત્કારિત થતાં થતાં દુરાત્મા ઘટોત્કચે આપની સેનાને ચારે બાજુએ ભગાડી દીધી.

## દુર્યોધન અને ભીષ્મની વાતચીત તથા ભગદત્તનું પાંડવો સાથે યુદ્ધ

સંજયે કહ્યું:—તે મહાસંગ્રામમાં રાજા દુર્યોધન ભીષ્મના પાસે ગયો અને ખૂબ વિનયથી તેમને પ્રણામ કરીને તેણે ઘટોત્કચના વિજયના અને પોતાના પરાજયના સમાચાર સંભળાવ્યા. પછી કહ્યું; 'પિતામહ! પાંડવોએ જેમ શ્રીકૃષ્ણનો સહારો લીધો છે તેમ અમે આપનો આશ્રય લઈને શત્રુઓ સાથે ઘોર યુદ્ધ છેડ્યું છે. મારા સહિત અગિયાર અક્ષૌહિણી સેનાઓ સદા આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર રહે છે. તો પણ આજ ઘટોત્કચની સહાયતા લઈને પાંડવોએ મને યુદ્ધમાં હરાવી દીધો. આ અપમાનની આગથી હું બળી રહ્યો છું. મારી એવી ઇચ્છા છે કે આપની સહાયતા લઈને હું પોતે જ તે અધમ રાક્ષસનો વધ કરું. માટે આપ કૃપા કરીને મારા આ મનોરથને પૂર્ણ કરો.'

ત્યારે ભીષ્મે કહ્યું—'રાજન્! તારે રાજધર્મનો ખ્યાલ કરીને સદા યુધિષ્ઠિર અથવા ભીમ, અર્જુન કે નકુળ-સહદેવની સાથે જ યુદ્ધ કરવું જોઈએ. કારણ કે રાજાને રાજાની સાથે જ યુદ્ધ કરવું ઉચિત છે. બીજાઓની સાથે લડવા માટે તો અમે લોક છીએ જ. હું, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા, શલ્ય, ભૂરિશ્રવા તથા વિકર્ણ-દુઃશાસન વગેરે તારા ભાઈઓ તારે માટે મહાબલી રાક્ષસની સાથે યુદ્ધ કરશે અથવા તે દુષ્ટની સાથે લડવા માટે આ ... સમાન પરાક્રમી ભગદત્ત જાય.' એમ કહીને ભીષ્મ રાજા ભગદત્તને બોલ્યા—'મહારાજ! આપ જ જઈને ભગદત્તનો મુકાબલો કરો.'

સેનાપતિની આજ્ઞા મળતાં ભગદત્ત સિંહનાદ કરતો ખૂબ વેગથી શત્રુ તરફ ચાલ્યો. તેને આવતો જોઈ પાંડવોના મહારથી ભીમસેન, અભિમન્યુ, ઘટોત્કચ, દ્રૌપદીના પુત્રો, સત્યધૃતિ, સહદેવ, ચેદિરાજ, વસુદાન અને દશાર્ણરાજ ક્રોધમાં ભરાઈને તેની સામે આવી ગયા. ભગદત્તે પણ સુપ્રતીક હાથી પર આરૂઢ થઈ બધા મહારથીઓ ઉપર હુમલો કર્યો. ત્યારપછી પાંડવોનું ભગદત્તની સાથે ભયંકર યુદ્ધ છેડાઈ ગયું. મહાન ધનુર્ધર ભગદત્તે ભીમસેન પર હુમલો કર્યો અને તેમના પર બાણોની વર્ષા શરૂ કરી દીધી. ભીમસેને પણ ભગદત્તના હાથીના પગોની રક્ષા કરનારા સોથી પણ વધુ વીરોને મારી નાખ્યા. ત્યારે ભગદત્તે પોતાના ગજરાજને ભીમસેન તરફ હાંક્યો. આ જોઈ પાંડવોના કેટલાયે મહારથીઓએ બાણોની વર્ષા કરતાં તે હાથીને ચારે બાજુથી ઘેરી લીધો. પરન્તુ ભગદત્તને આથી જરા પણ ભય ન થયો. તેણે ક્રોધપૂર્વક પોતાના હાથીને ફરી આગળ વધાર્યો, અંકુશ અને અંગૂઠાનો પ્રહારો થતાં તે મત્ત ગજરાજ તે વખતે પ્રલયકાળના અગ્નિ સમાન ભયાનક થઈ ગયો, તેણે ક્રોધમાં ભરાઈને અનેક રથો, હાથીઓ અને સ્વારો સહિત ઘોડાઓને ખૂંદી નાખ્યા, હજારો પગે ચાલનારાઓને કચડી નાખ્યા. આ જોઈ રાક્ષસ ઘટોત્કચે તે હાથીને મારી નાખવા માટે એક ચમચમતું ત્રિશૂળ ચલાવ્યું, પરન્તુ ભગદત્તે એક અર્ધચન્દ્રાકાર બાણથી તેને કાપી નાખ્યું અને એક અગ્નિશિખા સમાન પ્રજ્વલિત મહાશક્તિ ઘટોત્કચ ઉપર ફેંકી. હજુ તે શક્તિ આકાશમાં જ હતી ને ઘટોત્કચે ઊછળીને તેને હાથમાં પકડી લીધી અને બન્ને ઘૂંટણોની વચ્ચે દબાવી તોડી નાખી. આ એક અદ્ભુત વસ્તુ બની. આકાશમાં ઊભેલા દેવતાઓ, ગંધર્વો અને મુનિઓને પણ આ જોઈ બહુ આશ્ચર્ય થયું. પાંડવો ઘટોત્કચને શાબાશી આપતા રણભૂમિમાં પોતાનો હર્ષધ્વનિ ફેલાવવા લાગ્યા. ભગદત્તથી આ સહન થઈ શક્યું નહિ. તેણે પોતાનું ધનુષ ખેંચીને પાંચ મહારથીઓ પર બાણ વરસાવવાં શરૂ કર્યાં તથા ભીમસેનને એક, ઘટોત્કચને નવ, અભિમન્યુને ત્રણ અને કેકયરાજકુમારોને પાંચ બાણોથી વિંધી દીધા. પછી બીજા બાણથી ક્ષત્રદેવનો જમણો હાથ કાપી નાખ્યો. પાંચ બાણોથી દ્રૌપદીના પાંચ પુત્રોને ઘાયલ કર્યા તથા ભીમસેનના ઘોડાઓને મારી નાખ્યા, ધ્વજા કાપી નાખી અને સારથીને પણ યમલોક મોકલી દીધો. આ પછી ભીમસેનને પણ વિંધી દીધો. આથી પીડિત થઈ તે કેટલીક વાર સુધી રથના પાછળના ભાગમાં બેસી રહ્યો.

પછી હાથમાં ગદા લઇને વેગપૂર્વક રથથી કૂદી પડયો. તેને ગદા લઇને આવતો જોઈ કૌરવસૈનિકોને બહુ ભય થયો. એટલામાં અર્જુન પણ શત્રુઓનો સંહાર કરતો ત્યાં આવી પહોંચ્યો અને કૌરવો પર બાણોની વર્ષા કરવા લાગ્યો. આ જ વખતે ભીમસેને ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનને ઇરાવાનના વધના સમાચાર કહ્યા.

## ઇરાવાનના મૃત્યુ ઉપર અર્જુનનો શોક તથા ભીમસેનદ્વારા કેટલાક ધૃતરાષ્ટ્રપુત્રોનો વધ

**સંજયે કહ્યું:**—રાજન્! પોતાના પુત્ર ઇરાવાનના માર્યા ગયાના સમાચાર મળતાં અર્જુનને બહુ ખેદ થયો અને તે ઊંડા ઊંડા શ્વાસ ભરવા લાગ્યો. તેણે શ્રીકૃષ્ણને કહ્યું: 'મહામતિ વિદુરને તો આ કૌરવ-પાંડવોના ભીષણ સંહારની વાત પહેલેથી માલુમ પડી ગઈ હતી. તેથી જ તેમણે રાજા ધૃતરાષ્ટ્રને રોકયા પણ હતા. મધુસૂદન! આ યુદ્ધમાં કૌરવોના હાથથી અમારા બીજા પણ બહુ વીરો મરી ચૂકયા છે, તથા અમે પણ કૌરવોના કેટલાય વીરોને નષ્ટ કરી દીધા છે. આ બધું કુકર્મ અમે ધનને માટે જ કરી રહ્યા છીએ. જેને માટે બન્ધુ-બાન્ધવોનો વિનાશ કરવામાં આવતો હોય એવા ધનને ધિક્કાર છે. ભલા, અહિં એકત્રિત થએલા પોતાના ભાઇઓને મારવાથી અમને મળશે પણ શું? હાય! આજ દુર્યોધનના અપરાધથી અને શકુનિ તથા કર્ણની કુમન્ત્રણાથી (ખોટી સલાહોથી) આ ક્ષત્રિયોનો વિધ્વંસ થઈ રહ્યો છે. મધુસૂદન! મને તો પોતાના સમ્બન્ધીઓ સાથે યુદ્ધ કરવું સારું નથી લાગતું. પરન્તુ આ ક્ષત્રિયલોક મને અસમર્થ સમજશે, તેથી જલદી આપણા ઘોડાઓને કૌરવની સેના તરફ હાંકો, હવે વિલમ્બ કરવાનો સમય નથી.

અર્જુને આ પ્રમાણે કહેતાં જ શ્રીકૃષ્ણે તે હવાથી વાતો કરનારા ઘોડા આગળ વધાર્યા. આ જોઈ આપની સેનામાં બહુ કોલાહલ થવા લાગ્યો. તુરત જ ભીષ્મ, કૃપ, ભગદત્ત અને સુશર્મા અર્જુનની સામે આવી ગયા. કૃતવર્મા અને બાહ્લીકે સાત્યકિનો સામનો કર્યો તથા રાજા અમ્બષ્ઠ અભિમન્યુની સામે અડી ગયા. તે સિવાય બીજા મહારથીઓ બીજા યુદ્ધાઓ સાથે ભીડાઇ ગયા. ભીમસેને યુદ્ધક્ષેત્રમાં આપના પુત્રોને જોયા તો ક્રોધથી તેનાં અંગ બળવા લાગ્યાં. આ બાજુ આપના પુત્રોએ પણ બાણોની વર્ષા કરીને તેને ઢાંકી દીધો, આથી તેનો રોષ એથી પણ વધી ગયો અને તે સિંહ સમાન પોતાના હોઠ ચાવવા લાગ્યો. તુરત જ તેણે એક તીક્ષ્ણ તીરથી કુણ્ડધારને ધરાશાયી કરી દીધો, પછી તેણે અનેક તીક્ષ્ણ બાણ લીધાં અને ખુબ વેગથી આપના પુત્રો પર છોડવા લાગ્યો. ભીમસેનના દુર્દણ્ડ ધનુષથી છૂટેલાં તે બાણ આપના મહારથી પુત્રોને રથથી નીચે પાડવા લાગ્યાં. અનાધૃષ્ટિ, કુણ્ડભેદી, વૈરાટ, દીર્ઘલોચન દીર્ઘબાહુ, સુબાહુ અને કનકધ્વજ—આ આપના વીર પુત્રો પૃથ્વી પર પડીને એવા દેખાતા હતા કે જાણે




વસન્ત ઋતુમાં ફાલ્યાફૂલ્યા આંબાને કાપી નાખ્યા હોય! આપના બાકીના પુત્રો ભીમસેનને કાળ સમાન માનીને રણક્ષેત્રથી ભાગી ગયા.

જે સમયે ભીમસેન આપના પુત્રોનો નાશ કરવામાં લાગેલો હતો તે વખતે દ્રોણાચાર્ય તેના ઉપર બાણો વરસાવી રહ્યા હતા. તે સમયે ભીમસેને આ બહુ અદ્ભુત કર્મ કર્યું. એક બાજુએ દ્રોણાચાર્યનાં બાણો રોકતો જતો તેણે આપના તે પુત્રોને પણ મારી નાખ્યા.

આ જ વખતે ભીષ્મ, ભગદત્ત અને કૃપાચાર્યે અર્જુનને રોક્યો. પરન્તુ અતિરથી અર્જુને પોતાનાં અસ્ત્રોથી તે બધાંનાં અસ્ત્રોને વ્યર્થ કરતાં આપની સેનાના કેટલાયે પ્રધાન વીરોને મૃત્યુને હવાલે કર્યા. અભિમન્યુએ રાજા અમ્બષ્ઠને રથહીન કરી દીધો ત્યારે તેણે કૂદીને અભિમન્યુ પર તલવારનો ઘા કર્યો અને સ્ફૂર્તિથી કૃતવર્માના રથ પર ચઢી ગયો. યુદ્ધકુશળ અભિમન્યુએ તલવારને આવતી જોઈ ખૂબ સ્ફૂર્તિથી તે ઘા ચૂકાવી દીધો. આ જોઈ સમ્પૂર્ણ સેના 'વાહ ! વાહ !' કરવા લાગી. આ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ન વગેરે બીજા મહારથીઓ પણ આપની સેના સાથે સંગ્રામ કરી રહ્યા હતા તથા આપના સેનાપતિઓ પાંડવોની સેના સાથે ભીડાએલા હતા, એ સમયે પરસ્પર મારકાપ કરતા બન્નેય પક્ષના વીરોનો બહુ કોલાહલ થઈ રહ્યો હતો. બન્ને પક્ષના ગર્વિષ્ઠ વીરો આપસમાં કેશ પકડીને, નખો અને દાંતોથી કાપીને લાત તથા ગદાઓથી પ્રહાર કરીને યુદ્ધ કરી રહ્યા હતા. પિતા પુત્ર પર અને પુત્ર પિતા પર ઘા કરી રહ્યો હતો. વીરોના અંગેઅંગમાં ઉત્સાહ ભરેલો હતો. આ પ્રમાણે ખૂબ જ ઘમસાણ યુદ્ધ થઈ રહ્યું હતું. પરસ્પરના ઘોર સંઘર્ષને લીધે બન્ને પક્ષના વીરો થાકી ગયા. તેમાંથી અનેક વીરો લાગી ગયા, અનેક ધરાશાયી થઈ ગયા. એટલામાં રાત્રિ




થવા લાગી. ત્યારે કૌરવ-પાંડવ બન્નેયે પોતપોતાની સેનાઓને પાછી વાળી અને છાવણીઓમાં જઈ વિશ્રામ કર્યો.

---

## દુર્યોધનની પ્રાર્થનાથી ભીષ્મનું પાંડવોની સેનાના સંહાર માટે પ્રતિજ્ઞા કરવું

**સંજયે કહ્યું**—મહારાજ ! છાવણીમાં પહોંચીને રાજા દુર્યોધન, શકુનિ, દુઃશાસન અને કર્ણ આપસમાં મળીને વિચાર કરવા લાગ્યા કે પાંડવોને તેમના સાથીઓ




સહિત કેવી રીતે જીતી શકાય. રાજા દુર્યોધને કહ્યું: 'દ્રોણાચાર્ય, ભીષ્મ, કૃપાચાર્ય, શલ્ય, અને ભૂરિશ્રવા પાંડવોની પ્રગતિને રોકતા નથી તેનું કારણ શું છે તે કંઈ સમજમાં આવતું નથી, આવી રીતે તો પાંડવોનો વધ થતો નથી પણ ઉલટું તેઓ મારી સેનાને છિન્ન-ભિન્ન કરી રહ્યા છે. કર્ણ ! આથી મારી સેના અને શસ્ત્રો બહુ ઓછાં થતાં જાય છે. આ સમયે પાંડવ વીરો તો દેવતાઓને માટે પણ અજેય થઈ ગયા છે. તેમનાથી તંગ થવાથી હવે મને બહુ સંદેહ થવા લાગ્યો છે કે હું કેવી રીતે તેમની સાથે યુદ્ધ કરું.'

**કર્ણે કહ્યું**—ભરતશ્રેષ્ઠ ! ચિન્તા ન કરો. હું આપનું કામ કરીશ. હવે ભીષ્મે જલદીથી આ સંગ્રામમાંથી ખસી જવું જોઈએ. જો તેઓ યુદ્ધમાંથી ખસી જાય અને પોતાનાં શસ્ત્રો મૂકી દે તો હું ભીષ્મની સામે જ પાંડવોને સમસ્ત સોમક વીરો સહિત નષ્ટ કરી દઈશ—આ હું સત્યના સોગન્દ ખાઈને કહું છું. ભીષ્મ તો પાંડવો પર હમેશથી દયા કરે છે અને એમનામાં તે મહારથીઓને સંગ્રામમાં જીતવાની શક્તિ પણ નથી. તેથી હવે આપ તુરત જ ભીષ્મના તંબુમાં જાઓ અને તેમની પાસે અસ્ત્રશસ્ત્ર મૂકાવી દો.

**દુર્યોધન બોલ્યો**—શત્રુદમન ! હું હમણાં જ ભીષ્મને પ્રાર્થના કરીને તમારી પાસે આવું છું. ભીષ્મ હટી જતાં પછી તમે જ યુદ્ધ કરજો.

આ પછી દુર્યોધન પોતાના ભાઈઓ સહિત ભીષ્મની પાસે ચાલ્યો. દુઃશાસને તેને એક ઘોડા પર ચઢાવ્યો.

ભીષ્મના તંબુએ પહોંચીને તે ઘોડા પરથી ઊતરી પડ્યો અને તેમના ચરણોમાં પ્રણામ કરીને તેમની પાસે એક સોનાના સુંદર સિંહાસન પર જઈને બેઠો. પછી તેણે નેત્રોમાં આંસુ ભરી હાથ જોડીને ગદ્‌ગદ કંઠથી કહ્યું; 'દાદાજી ! આપનો આશ્રય લઈને તો અમે ઇન્દ્ર સહિત સમસ્ત દેવતાઓને જીતવાનું પણ સાહસ કરી શકીએ તો પછી મિત્રો અને બન્ધુબાન્ધવો સહિત આ પાંડવોની તો વાત જ શું છે ? તેથી હવે આપે મારા ઉપર કૃપા કરવી જોઈએ. આપ પાંડવોને અને સોમક વીરોને મારીને આપનાં વચનોને સત્ય કરો. અને જો પાંડવો ઉપર દયા અને મારા ઉપર દ્વેષ હોવાથી અથવા મારા મન્દ ભાગ્યથી આપ પાંડવોની રક્ષા કરી રહ્યા હોવ તો આપના સ્થાને કર્ણને યુદ્ધ કરવાની આજ્ઞા આપો. તે જરૂર પાંડવોને તેમના સુહૃદ અને બન્ધુબાન્ધવો સહિત પરાસ્ત કરી દેશે.' આટલું કહીને દુર્યોધન મૌન થઈ ગયો.

મહામના ભીષ્મ આપના પુત્રનાં વાગ્બાણોથી વિંધાઈને બહુ જ વ્યથિત થયા, પરન્તુ તેમણે દુર્યોધનને કોઈ કડવો શબ્દ કહ્યો નહિ. તેઓ ખૂબ વાર સુધી લાંબા-લાંબા શ્વાસ લેતા રહ્યા, પછી તેમણે દુર્યોધનને સમજાવતાં કહ્યું; 'બેટા દુર્યોધન ! આવાં વાગ્બાણોથી તું મારા હૃદયને શા માટે છેદે છે ? હું તો મારી પૂરે-પૂરી શક્તિ વાપરીને યુદ્ધ કરી રહ્યો છું. અને તારું હિત ચાહું છું. તારું પ્રિય કરવા માટે હું મારા પ્રાણ સુદ્ધાં હોમવા તૈયાર છું. જો, આ વીર અર્જુને ઇન્દ્રને પણ પરાસ્ત કરીને ખાણ્ડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો—આ જ તેની અજેયતાનું પૂરું પ્રમાણ છે. જે સમયે ગન્ધર્વો તને બળાત્કારથી પકડીને લઈ ગયા હતા તે સમયે તેણે જ તને છોડાવ્યો હતો. ત્યારે તમારા આ આ શૂરવીર ભાઈઓ અને કર્ણ તો મેદાન છોડી ભાગી ગયા હતા. આ શું તેની અદ્‌ભુત શક્તિ બતાવતા નથી ? વિરાટનગરમાં તેણે એકલાએ જ આપણા બધાંના સાંધા ઢીલા કરી નાખ્યા હતા તથા મને અને દ્રોણાચાર્યને પણ પરાસ્ત કરીને યોદ્ધાઓનાં વસ્ત્રો છીનવી લીધાં હતાં. આ જ પ્રમાણે અશ્વત્થામા, કૃપાચાર્ય અને પોતાના પુરુષાર્થની ડીંગ હાંકનાર કર્ણને પણ તીસું પછાડીને ઉત્તરાને તેમનાં વસ્ત્ર આપ્યાં હતાં. આ પણ તેની વીરતાનું પૂરતું પ્રમાણ છે. ભલા, જેની સાથે જગતની રક્ષા કરનારા શંખ-ચક્ર-ગદાધારી શ્રીકૃષ્ણચન્દ્ર છે, તે અર્જુનને સંગ્રામમાં કોણ જીતી શકે છે. આ વસુદેવનન્દન અનન્તશક્તિશાળી છે, સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને અન્ત કરનાર છે, સર્વના ઈશ્વર છે, સ્વયં સનાતન પરમાત્મા છે તે વાત નારદ વગેરે મહર્ષિઓ કેટલીયે વાર તને કહી ચૂક્યા છે. પરન્તુ તું મોહવશ કંઈ સમજતો જ નથી. જો, એક શિખંડીને છોડીને હું સમસ્ત સોમક અને પાંચાલ વીરોને મારીશ, હવે યા તો હું જ તેમના હાથેથી મરાઈશ અથવા તેમને સંગ્રામમાં મારીને તને પ્રસન્ન કરીશ. આ શિખંડી રાજા દ્રુપદના ઘરમાં પહેલાં સ્ત્રી રૂપે ઉત્પન્ન થયો હતો તેથી તેના ઉપર હું હાથ ઉપાડીશ નહિ. હવે તું આનંદથી જઈને સૂઈ જા. કાલે આ મારો બહુ ભીષણ સંગ્રામ થશે. તે યુદ્ધની લોકો જ્યાં-સુધી આ પૃથ્વી રહેશે ત્યાંસુધી ચર્ચા કરશે.'

રાજન્ ! ભીષ્મે આ પ્રમાણે કહેતાં દુર્યોધને તેમને શિર ઝુકાવીને પ્રણામ કર્યા. પછી તે પોતાના તંબુમાં આવ્યો અને સૂઈ ગયો. બીજે દિવસે સવારમાં ઊઠતાં જ તેણે બધા રાજાઓને આજ્ઞા આપી કે 'આપલોકો પોતપોતાની સેના તૈયાર કરો. આજ ભીષ્મ કુપિત થઈને સોમક વીરોનો સંહાર કરશે.' પછી દુઃશાસનને કહ્યું; 'તમે શીઘ્ર ભીષ્મની રક્ષા માટે કેટલાયે રથ તૈયાર કરો. આપણી બાવીસ સો સેનાઓને તેમની રક્ષા માટે આદેશ આપી દો. જેમ રક્ષણ વગરના સિંહને કોઈ ભૂંડ મારી જાય તેમ ભૂંડ સમાન આ શિખંડીથી આપણે ભીષ્મનો વધ થવા દઈશું નહિ. આજ શકુનિ, શલ્ય, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય અને વિવિંશતિ ખૂબ સાવધાનીથી ભીષ્મની રક્ષા કરે. કારણ કે તેમના સુરક્ષિત રહેતાં જરૂર આપણો જય થશે.' દુર્યોધનની આ બધી વાતો સાંભળી બધા યોદ્ધાઓએ ભીષ્મને બધી તરફથી રથોથી ઘેરી લીધા. ભીષ્મને અનેક રથોથી ઘેરાએલા જોઈ અર્જુને ધૃષ્ટદ્યુમ્નને કહ્યું; 'આજ તમે ભીષ્મની સામે પુરુષસિંહ શિખંડીને રાખો. તેની રક્ષા હું કરીશ.'

# ભીષ્મનું પાંડવ વીરોની સાથે ઘોર યુદ્ધ તથા શ્રીકૃષ્ણનું ચાબુક લઈને ભીષ્મ ઉપર દોડવું

સંજયે કહ્યું—રાજન્! હવે ભીષ્મ પોતાની વિશાળ સેનાને લઈને ચાલ્યા અને તેમણે સર્વતોભદ્ર નામનો વ્યૂહ બનાવ્યો. કૃપાચાર્ય, કૃતવર્મા, શલ્ય, શકુનિ, જયદ્રથ, સુદક્ષિણ અને આપના બધા પુત્રો ભીષ્મની સાથે સમ્પૂર્ણ સેનાની આગળ ઊભા રહ્યા. દ્રોણાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય અને ભગદત્ત વ્યૂહની જમણી બાજુ રહ્યા. અશ્વત્થામા, સોમદત્ત અને બન્ને રાજકુમારો પોતાની વિશાળ સેના સાથે ડાબી બાજુ ઊભા રહ્યા. ત્રિગર્તવીરોથી ઘેરાએલો રાજા દુર્યોધન વ્યૂહના મધ્યભાગમાં રહ્યો. તથા મહારથી અલમ્બુષ તથા શ્રુતાયુ બધી વ્યૂહબદ્ધ સેનાની પાછળ ઊભા રહ્યા. આ પ્રમાણે આપની સેનાના બધા વીરો વ્યૂહરચનાની રીતે ઊભા રહી યુદ્ધને માટે તૈયાર થઈ ગયા.

બીજી બાજુ રાજા યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ અને સહદેવ આખી સેનાની આગળ ઊભા રહ્યા, તથા ધૃષ્ટદ્યુમ્ન વિરાટ, સાત્યકિ, શિખંડી, અર્જુન, ઘટોત્કચ, ચેકિતાન કુન્તિભોજ, અભિમન્યુ, દ્રુપદ, યુધામન્યુ અને કેકય-રાજકુમારો—આ બધા વીરો પણ કૌરવોની સામે પોતાની સેનાનો વ્યૂહ બનાવીને ઊભા રહ્યા. હવે આપના પક્ષના વીરો ભીષ્મને આગળ કરીને પાંડવોની ઉપર ધસ્યા. આ પ્રમાણે ભીમસેન વગેરે પાંડવ-યોદ્ધાઓ પણ સંગ્રામમાં વિજય મેળવવાની ઇચ્છાથી ભીષ્મ સાથે યુદ્ધ કરવા માટે આગળ આવ્યા. બસ, બન્ને તરફથી ઘોર યુદ્ધ થવા લાગ્યું. બન્ને બાજુના વીરો એકબીજા ઉપર દોડીને પ્રહાર કરવા લાગ્યા. તે ભીષણ શબ્દથી પૃથ્વી ડગમગવા લાગી. એ વખતે ભયંકર ભયની સૂચના આપનો ખૂબ પ્રચણ્ડ પવન વાવા લાગ્યો. શિયાળવાં ભયંકર ચીસો પાડવા લાગ્યાં. આથી જાણે બહુ ભારે સંહારકાળ પાસે આવી ગયો હોય એમ માલુમ પડતું હતું. કૂતરાં તરેહતરેહના શબ્દ કરતાં રડવા લાગ્યાં. આકાશમાંથી સળગતી ઉલ્કાઓ પૃથ્વી પર પડવા લાગી. આ અશુભ મુહૂર્તમાં આવીને ઊભેલી હાથી, ઘોડા અને રાજાઓથી યુક્ત આ બન્ને સેનાઓનો ખૂબ ભયંકર શબ્દ થવા લાગ્યો.

સૌથી પહેલાં મહારથી અભિમન્યુએ દુર્યોધનની સેના ઉપર આક્રમણ કર્યું. તે જે વખતે તે અનન્ત સૈન્યસમુદ્રમાં ઘુસવા લાગ્યો તે વખતે તેને મોટામોટા વીરો પણ રોકી ન શક્યા. તેણે છોડેલાં બાણોએ અનેક ક્ષત્રિય વીરોને યમલોક મોકલી દીધા. તે ક્રોધપૂર્વક યમદણ્ડ સમાન ભયંકર બાણ વરસાવીને અનેક રથો, રથીઓ, ઘોડાઓ, ઘોડેસ્વારો તથા હાથીઓ અને હાથીસ્વારોને કાપી નાખવા લાગ્યો. અભિમન્યુનું આવું અદ્ભુત પરાક્રમ જોઈને રાજાઓ પ્રસન્ન થઈને તેની પ્રશંસા કરવા લાગ્યા. આ વખતે તે કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા,



બૃહદ્બલ અને જયદ્રથ વગેરે વીરોને પણ ચક્કરમાં નાખતો ખૂબ સફાઈથી અને વેગથી રણભૂમિમાં વિચરી રહ્યો હતો. તેને પોતાના પ્રતાપથી શત્રુઓને સન્તાપ કરતો જોઈ ક્ષત્રિય વીરોને એવું જણાતું હતું કે જાણે આ લોકમાં બે અર્જુન પ્રકટ થઈ ગયા છે. અભિમન્યુએ આપની વિશાળ સેનાના પગ ઉખેડી નાખ્યા અને મોટા-મોટા મહારથીઓને કંપાવી દીધા. આથી તેના મિત્રોને બહુ પ્રસન્નતા થઈ. અભિમન્યુદ્વારા ભાગેલી આપની સેના દુઃખી થઈને ચિત્કાર કરવા લાગી.

આપની સેનાનો તે ઘોર આર્તનાદ સાંભળી રાજા દુર્યોધને રાક્ષસ અલમ્બુષને કહ્યું; 'મહાબાહો! વૃત્રાસુરે જેમ દેવતાઓની સેના ખેરવિખેર કરી નાખી હતી તેમ અર્જુનનો આ પુત્ર અમારી સેનાને ભગાડી રહ્યો છે. સંગ્રામમાં તેને રોકનાર અને તમારા સિવાય કોઈ દેખાતો નથી; કારણ કે તમે બધી વિદ્યાઓમાં પારંગત છો. માટે હવે તમે જઈને શીઘ્ર તેનું કામ ખતમ કરી દો. અને આ વખતે અમે ભીષ્મ-દ્રોણ વગેરે યોદ્ધાઓ અર્જુનનો વધ કરીશું.'

દુર્યોધને આ પ્રમાણે કહેતાં તે મહાબળી રાક્ષસ વર્ષાકાળના મેઘ સમાન ગર્જતો અભિમન્યુ તરફ ચાલ્યો. તેનો ભીષણ શબ્દ સાંભળી પાંડવોની સેનામાં ખળભળાટ મચી ગયો. એ સમયે કેટલાક યોદ્ધાઓ તો ડરના માર્યા

બાણોથી હાથ ધોઈ બેઠા. અભિમન્યુ તુરત જ ધનુષબાણ લઈને તેની સામે આવી ગયો. તે રાક્ષસે અભિમન્યુની પાસે પહોંચીને તેની સેનાને ભગાડી દીધી. તે ઝડપથી પાંડવોની વિશાળ સેના પર તૂટી પડ્યો. તે રાક્ષસના પ્રહારથી તે સેનામાં ખૂબ ભીષણ સંહાર ચાલવા લાગ્યો. પછી તે રાક્ષસ દ્રૌપદીના પાંચ પુત્રોની સામે આવ્યો. તે પાંચેયે ક્રોધમાં ભરાઈને તેના ઉપર ખૂબ વેગથી હુમલો કર્યો. પ્રતિવિન્ધ્યે તીક્ષ્ણ-તીક્ષ્ણ બાણો છોડીને તેને ઘાયલ કરી દીધો. બાણો લાગવાથી તેના કવચના પણ ટુકડા ઊડી ગયા. હવે તે પાંચે ભાઈઓએ તેને વિંધવો શરૂ કર્યો. આ પ્રમાણે બાણોથી ખૂબ જ વિંધાવાથી તેને મૂર્છા આવી ગઈ. પરન્તુ થોડી જ વારમાં ભાન આવતાં ક્રોધને લીધે તેનામાં બમણું બળ આવી ગયું. તેણે તુરત જ તેમનાં ધનુષ, બાણ અને ધ્વજાઓને કાપી નાખી. પછી તેણે હસતાં એકએકને પાંચ બાણ માર્યાં તથા તેમના સારથી અને ઘોડાઓને પણ મારી નાખ્યા. આ પ્રમાણે તેમને રથહીન કરીને તે રાક્ષસે તેમને મારી નાખવાની ઇચ્છાથી તેમના ઉપર ખૂબ વેગથી આક્રમણ કર્યું. તેમને કષ્ટમાં પડેલા જોઈને તુરત જ અભિમન્યુ તેમની તરફ દોડ્યો. પછી તે રાક્ષસ અને અભિમન્યુ બન્નેનો ઇન્દ્ર અને વૃત્રાસુર સમાન બહુ ભીષણ સંગ્રામ થયો. બન્ને પરસ્પર ક્રોધથી તમતમતા ભીડાઈ ગયા અને એકબીજાની સામે પ્રલયાગ્નિ જેવા ઘુરકવા લાગ્યા.

અભિમન્યુએ પહેલાં ત્રણ અને પછી પાંચ બાણોથી અલમ્બુષને વિંધી દીધો. ક્રોધમાં ભરાઈને અલમ્બુષે અભિમન્યુની છાતીમાં નવ બાણ માર્યાં. ત્યારપછી તેણે હજારો બાણ છોડીને અભિમન્યુને તંગ કરી દીધો. ત્યારે અભિમન્યુએ કુપિત થઈ નવ બાણથી તેની છાતી ફાડી નાખી. તે બાણો તેના શરીરને ભેદીને મર્મસ્થાનોમાં ઘુસ્યાં. પોતાના શત્રુથી આ પ્રમાણે માર ખાતાં તે રાક્ષસે રણક્ષેત્રમાં પોતાની ભયંકર તામસી માયા ફેલાવી. તેનાથી બધા યોદ્ધાઓની આગળ અન્ધકાર છવાઈ ગયો. તેમને ન તો અભિમન્યુ દેખાતો હતો કે ન તો પોતાના કે શત્રુપક્ષના વીરો દેખાતા હતા. આ ભીષણ અન્ધકારને જોઈને અભિમન્યુએ ભાસ્કર નામનું પ્રચણ્ડ અસ્ત્ર છોડ્યું. આથી સર્વત્ર અજવાળું થઈ ગયું. અલમ્બુષે આ પ્રમાણે બીજા પણ અનેક પ્રકારની માયાના પ્રયોગો કર્યા, પરન્તુ અભિમન્યુએ તે દરેકને નષ્ટ કરી દીધા. માયાનો નાશ થઈ જતાં જ્યારે તે અભિમન્યુનાં બાણોથી બહુ જ વ્યથિત થવા લાગ્યો ત્યારે ભયભીત થઈને રથને રણક્ષેત્રમાં જ છોડીને ભાગી ગયો. આ વખતે માયાયુદ્ધ કરનાર તે રાક્ષસને આ પ્રમાણે પરાસ્ત કરી અભિમન્યુ આપની સેનાને કચડવા લાગ્યો.

ત્યારે આપની સેનાને ભાગતી જોઈ ભીષ્મ અને અનેક કૌરવ મહારથીઓ તે એકલા બાળકને ચારે બાજુથી ઘેરીને બાણોથી વિંધવા લાગ્યા. પરન્તુ વીર અભિમન્યુ બળ અને પરાક્રમમાં પોતાના પિતા અર્જુન અને મામા શ્રીકૃષ્ણના સમાન હતો. તેણે રણભૂમિમાં તે બન્નેના જેવું પરાક્રમ બતાવ્યું. એટલામાં વીરવર અર્જુન પોતાના પુત્રની રક્ષા માટે આપના સૈનિકોનો સંહાર કરતો ભીષ્મની પાસે પહોંચ્યો. આ પ્રમાણે આપના પિતા ભીષ્મ પણ રણભૂમિમાં અર્જુનની સામે આવીને ભીડાઈ ગયા. ત્યારે આપના પુત્રો રથ, હાથી અને ઘોડાઓ દ્વારા ભીષ્મને બધી બાજુથી ઘેરીને તેમની રક્ષા કરવા લાગ્યા. આ પ્રમાણે પાંડવલોક પણ અર્જુનની આસપાસ રહીને ભીષણ સંગ્રામને માટે તૈયાર થઈ ગયા. હવે સૌથી પહેલાં કૃપાચાર્યે અર્જુન પર પચીસ બાણો છોડ્યાં. તેના ઉત્તરમાં સાત્યકિએ આગળ વધીને પોતાનાં તીક્ષ્ણ બાણોથી કૃપાચાર્યને ઘાયલ કરી દીધા. પછી તેણે તેમને છોડીને અશ્વત્થામા પર આક્રમણ કર્યું. આથી અશ્વત્થામાએ સાત્યકિના ધનુષના બે ટુકડા કરી દીધા અને પછી તેને પણ બાણોથી વિંધી દીધો. સાત્યકિએ તુરત બીજું ધનુષ લઈને અશ્વત્થામાની છાતી અને બાહુઓમાં સાઠ બાણ માર્યાં, આથી અત્યન્ત ઘાયલ અને વ્યથિત થવાથી તેને મૂર્છા આવી ગઈ અને તે પોતાની ધ્વજાના દંડનો ટેકો લઈને રથના પાછળના ભાગમાં બેસી ગયો. થોડી વારમાં ભાન આવતાં પ્રતાપી અશ્વત્થામાએ કુપિત થઈને સાત્યકિ પર એક નારાચ છોડ્યું. તે તેને ઘાયલ કરીને પૃથ્વીમાં ઘુસી ગયું. પછી એક બીજા બાણથી તેણે તેની ધ્વજા કાપી નાખી અને મોટી ગર્જના કરવા લાગ્યો. સાત્યકિએ પણ તે સમ્પૂર્ણ બાણસમૂહોને કાપી નાખ્યા અને તુરત જ અનેક પ્રકારનાં બાણ વરસાવીને અશ્વત્થામાને આચ્છાદિત કરી દીધો.

ત્યારે મહાપ્રતાપી દ્રોણાચાર્ય પુત્રની રક્ષા માટે સાત્યકિની સામે આવ્યા અને પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેને ચાળણી કરી દીધો. સાત્યકિએ પણ અશ્વત્થામાને છોડીને વીસ બાણોથી આચાર્યને વિંધી દીધા. આ જ

વખતે પરમ સાહસિક અર્જુને ક્રોધમાં ભરાઇને દ્રોણાચાર્ય પર હુમલો કર્યો. તેણે ત્રણ બાણો છોડીને દ્રોણાચાર્યને ઘાયલ કર્યા, અને પછી બાણોની વર્ષા કરીને તેમને ઢાંકી દીધા. આથી આચાર્યનો ક્રોધાગ્નિ એકદમ ભડકી ઊઠ્યો. અને તેમણે વાતવાતમાં અર્જુનને ઢાંકી દીધો. ત્યારે દુર્યોધને સંગ્રામમાં દ્રોણાચાર્યની સહાયતા માટે સુશર્માને આજ્ઞા કરી. આથી ત્રિગર્તરાજે પણ અર્જુનને લોઢાનાં બાણોથી આચ્છાદિત કરી દીધો. ત્યારે અર્જુને પણ ભીષણ સિંહનાદ કરીને સુશર્મા તથા તેના પુત્રને બાણથી વિંધી દીધા. આથી તેઓ બન્ને પણ મરવાનો નિશ્ચય કરીને તેના રથ પર તૂટી પડ્યા અને બાણોની વર્ષા કરવા લાગ્યા. અર્જુને તે બાણોને પોતાનાં બાણોથી રોકી દીધાં. તેનું આવું હસ્તકૌશલ જોઇ દેવતાઓ અને દાનવો પણ પ્રસન્ન થઇ ગયા. પછી અર્જુને પણ કુપિત થઇને કૌરવ સેનાની આગળના ભાગમાં ઊભેલા ત્રિગર્ત-વીરો પર વાયવ્યાસ્ત્ર છોડ્યું. તેનાથી આકાશમાં ખળભળાટ કરતો પ્રચણ્ડ વાયુ છૂટ્યો. આથી અનેક વૃક્ષો ઊખડીને પડી ગયાં અને અનેક વીરો ધરાશાયી થઇ ગયા. ત્યારે દ્રોણાચાર્યે શૈલાસ્ત્ર છોડ્યું. તેનાથી વાયુ રોકાઇ ગયો અને બધી દિશાઓ સ્વચ્છ થઇ ગઇ. આ પ્રમાણે પાંડુપુત્ર અર્જુને ત્રિગર્તોનો ઉત્સાહ ઠંડો કરી દીધો અને તેમને પરાક્રમહીન કરીને મેદાનથી ભગાડી દીધા.

રાજન્! આ પ્રમાણે યુદ્ધ થતાં થતાં જ્યારે મધ્યાહ્ન થઇ ગયો તો ગંગાનન્દન ભીષ્મ પોતાનાં તીક્ષ્ણ બાણોથી પાંડવપક્ષના હજારો સૈનિકોનો સંહાર કરવા લાગ્યા. ત્યારે ધૃષ્ટદ્યુમ્ન, શિખણ્ડી, વિરાટ અને દ્રુપદ ભીષ્મની સામે આવી તેમના પર બાણોની વર્ષા કરવા લાગ્યા. ભીષ્મે ધૃષ્ટદ્યુમ્નને, વિંધીને ત્રણ બાણોથી વિરાટને ઘાયલ કર્યો અને એક બાણ રાજા દ્રુપદ પર છોડ્યું. આ પ્રમાણે ભીષ્મજીના હાથથી ઘાયલ થઇને તે ધનુર્ધર વીરો ખૂબ ક્રોધમાં ભરાઇ ગયા. એટલામાં શિખણ્ડીએ પિતામહને વિંધી દીધા પરન્તુ સ્ત્રી સમજીને તેમણે તેના ઉપર ઘા કર્યો નહિ. પછી ધૃષ્ટદ્યુમ્ને તેમની છાતી અને ભુજાઓમાં ત્રણ બાણ માર્યા તથા દ્રુપદે પચ્ચીસ બાણોથી તેમને ઘાયલ કરી દીધા. ભીષ્મે ત્રણ બાણોથી ત્રણે વીરોને વિંધી દીધા. અને એક બાણથી દ્રુપદનું ધનુષ કાપી નાખ્યું. દ્રુપદે તત્કાળ બીજું ધનુષ લઇને પાંચ બાણોથી ભીષ્મને અને ત્રણ બાણોથી તેમના સારથીને વિંધી દીધો. હવે દ્રુપદની રક્ષા કરવા માટે ભીમસેન, દ્રૌપદીના પાંચ પુત્રો, કેકય દેશના પાંચ ભાઇઓ, સાત્યકિ, રાજા યુધિષ્ઠિર અને ધૃષ્ટદ્યુમ્ન ભીષ્મ તરફ દોડ્યા. આ પ્રમાણે આપની તરફના બધા વીરો પણ ભીષ્મની રક્ષાને માટે પાંડવોની સેના પર તૂટી પડ્યા. હવે આપના અને પાંડવોના સૈનિકોનું ખૂબ ઘમસાણ યુદ્ધ થવા લાગ્યું, અને બધા એકબીજાને યમલોકમાં મોકલવા લાગ્યા.

બીજી તરફ અર્જુને પોતાનાં તીક્ષ્ણ બાણોથી સુશર્માના સાથી રાજાઓને યમરાજને ઘેર મોકલી દીધા. ત્યારે સુશર્માએ પણ પોતાનાં સિત્તેર બાણોથી શ્રીકૃષ્ણ પર અને નવથી અર્જુન પર ઘા કર્યો. પરન્તુ અર્જુને તેને રોકીને સુશર્માના કેટલાયે વીરોને મારી નાખ્યા. આ પ્રમાણે કલ્પાન્ત કરનાર કાળના સમાન અર્જુનના મારથી ભયભીત થઇને તે મહારથીઓ મેદાન છોડીને ભાગવા લાગ્યા. તેમાંથી કેટલાયે હાથીઓ, કેટલાયે રથોને છોડીછોડીને જ્યાંત્યાં ભાગી ગયા. ત્રિગર્તરાજ સુશર્મા તથા બીજા રાજાઓએ તેમને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો પણ કરી યુદ્ધક્ષેત્રમાં તેમના પગ જામ્યા નહિ. સેનાને આ પ્રમાણે ભાગતી જોઇ આપનો પુત્ર દુર્યોધન ત્રિગર્તરાજની રક્ષા માટે સમ્પૂર્ણ સેના સહિત ભીષ્મને આગળ કરીને અર્જુન તરફ ચાલ્યો. આ જ પ્રમાણે પાણ્ડવલોક પણ અર્જુનની રક્ષાની પૂરી તૈયારી સાથે ભીષ્મ તરફ ચાલ્યા.

હવે ભીષ્મે પોતાનાં બાણોથી પાંડવોની સેનાને આચ્છાદિત કરવું શરૂ કર્યું. બીજી બાજુથી સાત્યકિએ પાંચ બાણોથી કૃતવર્માને વિંધ્યો અને પછી હજારો બાણોની વર્ષા કરતો યુદ્ધમાં ખડો થઇ ગયો. આ પ્રમાણે રાજા દ્રુપદે પોતાનાં તીક્ષ્ણ તીરથી દ્રોણાચાર્યને વિંધીને પછી સિત્તેર બાણ તેમના ઉપર અને પાંચ તેમના સારથી પર છોડ્યાં. ભીમસેન પોતાના પરદાદા બાહ્લીકને ઘાયલ કરીને બાણોથી સિંહનાદ કરવા લાગ્યો. અભિમન્યુને ચિત્રસેને પુષ્કળ બાણોથી ઘાયલ કરી દીધો હતો છતાં પણ તે હજારો બાણોની વર્ષા કરતો યુદ્ધમાં લાગ્યો રહ્યો. તેણે ત્રણ બાણોથી ચિત્રસેનને અત્યન્ત ઘાયલ કરી દીધો. અને પછી નવ બાણોથી તેના ચારે ઘોડાઓને મારી ખૂબ જોરથી સિંહનાદ કર્યો.

આ બાજુ આચાર્ય દ્રોણે રાજા દ્રુપદને વિંધીને તેના સારથીને પણ ઘાયલ કરી દીધો. આ પ્રમાણે અત્યન્ત વ્યથિત થવાથી તે સંગ્રામભૂમિથી અલગ થઇ

ગયો. ભીમસેને વાતવાતમાં બધી સેનાની સામે જ રાજા બાહ્લીકના ઘોડા, સારથી અને રથ નષ્ટ કરી દીધા. આથી તે તુરત જ લક્ષ્મણના રથ પર ચઢી ગયો. પછી સાત્યકિ અનેક બાણોથી-કૃતવર્માને રોકીને પિતામહ ભીષ્મની સામે આવ્યો. તેણે પોતાના વિશાળ ધનુષથી સાઠ તીક્ષ્ણ બાણ છોડીને તેમને ઘાયલ કરી દીધા. ત્યારે પિતામહે તેના ઉપર એક લોઢાની શક્તિ ફેંકી. તે કાળ સમાન કરાલ શક્તિને આવતી જોઈ તેણે ખૂબ સ્ફૂર્તિથી તેનો ઘા ચૂકાવી દીધો. હવે સાત્યકિએ પોતાની શક્તિ ભીષ્મ પર છોડી. ભીષ્મે પણ બે તીક્ષ્ણ બાણોથી તેના બે ટુકડા કરી દીધા. આ પ્રમાણે શક્તિને કાપીને ભીષ્મે નવ બાણોથી સાત્યકિની છાતી પર પ્રહાર કર્યો. ત્યારે રથ, હાથી અને ઘોડાઓની સેના સહિત બધા પાંડવોએ સાત્યકિની રક્ષા કરવા માટે ભીષ્મને ચારે બાજુથી ઘેરી લીધા. પછી બસ, કૌરવો અને પાંડવોમાં ખૂબ જ ઘમસાણ અને રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું.

આ જોઈ રાજા દુર્યોધને દુઃશાસનને કહ્યું; 'વીરવર! આ વખતે પાંડવોએ પિતામહને ચારે બાજુથી ઘેરી લીધા છે, તેથી તમારે તેમની રક્ષા કરવી જોઈએ.' દુર્યોધનનો આદેશ મળતાં આપનો પુત્ર દુઃશાસન પોતાની વિશાળ સેનાથી ભીષ્મને ઘેરીને ઊભો થઈ ગયો. શકુનિ એક લાખ સુશિક્ષિત ઘોડેસ્વારોને લઈને નકુળ-સહદેવ અને રાજા યુધિષ્ઠિરને રોકવા લાગ્યો તથા દુર્યોધને પણ પાંડવોને રોકવા માટે દશ હજાર ઘોડેસ્વારોની કુમક મોકલી. ત્યારે રાજા યુધિષ્ઠિર અને નકુળ-સહદેવ ખૂબ સ્ફૂર્તિથી ઘોડેસ્વારોનો વેગ રોકવા લાગ્યા. તથા પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેમનાં મસ્તકો ઉડાવવા લાગ્યા. તે ધડાધડ પડતાં માથાં જાણે ઝાડ ઉપરથી ફળો પડી રહ્યાં હોય તેવાં જણાતાં હતાં. આ પ્રમાણે તે મહાસંગ્રામમાં પોતાના શત્રુઓને પરાસ્ત કરીને પાંડવો શંખ અને ભેરીઓના શબ્દ કરવા લાગ્યા.

પોતાની સેનાને પરાજિત જોઈ દુર્યોધન બહુ ઉદાસ થયો. તેણે મદ્રરાજને કહ્યું; 'રાજન્! જુઓ, નકુળ-સહદેવ સહિત આ જ્યેષ્ઠ પાંડુપુત્ર આપણી સેનાને ભગાડી દે છે. આપ તેમને રોકવાની કૃપા કરો. આપના બળ અને પરાક્રમને કોઈ સહન નથી કરી શકતો.' દુર્યોધનની આ વાત સાંભળી મદ્રરાજ શલ્ય રથોની સેના લઈને રાજા યુધિષ્ઠિરની સામે આવ્યો. તેની બધી વિશાળ સેના એકી સાથે યુધિષ્ઠિર ઉપર તૂટી પડી. પરન્તુ ધર્મરાજે તે સૈન્યપ્રવાહને તુરત રોકી દીધો અને દશ બાણ રાજા શલ્યની છાતીમાં માર્યાં. આ પ્રમાણે નકુળ અને સહદેવે પણ તેને સાત-સાત બાણ માર્યાં. મદ્રરાજે પણ તેમને ત્રણત્રણ બાણ માર્યાં. પછી સાઠ બાણોથી રાજા યુધિષ્ઠિરને ઘાયલ કર્યા અને બબ્બે બાણ માદ્રીપુત્રો પર પણ છોડ્યાં. બસ, બન્ને બાજુથી કઠોર યુદ્ધ થવા લાગ્યું.

હવે સૂર્યદેવ પશ્ચિમ તરફ ઢળવા લાગ્યા હતા. આથી આપના પિતા ભીષ્મે અત્યન્ત કુપિત થઈને ખૂબ તીક્ષ્ણ બાણોથી પાંડવો અને તેમની સેના પર પ્રહાર કર્યો. તેમણે બાર બાણોથી ભીમને, નવથી સાત્યકિને, ત્રણથી નકુળને, સાતથી સહદેવને અને બારથી રાજા યુધિષ્ઠિરની છાતીને વિંધીને સિંહનાદ કર્યો. ત્યારે બદલામાં નકુળે બાર, સાત્યકિએ ત્રણ ધૃષ્ટદ્યુમ્ને સિત્તેર, ભીમસેને સાત અને યુધિષ્ઠિરે બાર બાણોથી તેમને ઘાયલ કર્યા. આ જ સમયે દ્રોણાચાર્યે પાંચપાંચ બાણોથી સાત્યકિ અને ભીમસેન પર ચોટ કરી, તથા ભીમ અને સાત્યકિએ પણ તેમના પર ત્રણત્રણ બાણ છોડ્યાં.

ત્યારપછી પાંડવોએ ફરી પિતામહને ઘેરી લીધા. પરન્તુ તેમનાથી ઘેરાવા છતાં પણ અજેય ભીષ્મ વનમાં લાગેલી આગની માફક પોતાના તેજસ્વી શત્રુઓને બાળવા લાગ્યા. તેમણે અનેક રથ, હાથી અને ઘોડાઓને મનુષ્યહીન કરી દીધા. તેમની પ્રત્યંચાનો વિજળીના કડાકા જેવો ટંકાર સાંભળી બધાં પ્રાણીઓ કંપી ઊઠ્યાં અને તેમનાં અમોઘ બાણો ચાલવા લાગ્યાં. ભીષ્મના ધનુષથી છૂટેલાં બાણો યોદ્ધાઓના કવચમાં લાગતાં ન હતાં પણ સીધાં તેમના શરીરને ફાડીને આરપાર નીકળી જતાં હતાં. ચેદિ, કાશી અને કરૂપદેશના ચૌદ હજાર મહારથીઓ-કે જેઓ સંગ્રામમાં પ્રાણ દેવાને તૈયાર અને કદી પાછો પગ કરનાર ન હતા-તેઓ પણ ભીષ્મની સામે આવી પોતાના હાથી, ઘોડા અને રથો સહિત નષ્ટ થઈ ગયા.

હવે પાંડવોની સેના આ ભીષણ માર-કાટથી આર્તનાદ કરતી ભાગવા લાગી. આ જોઈ શ્રીકૃષ્ણે પોતાનો રથ રોકી અર્જુનને કહ્યું; 'કુન્તીનન્દન! અત્યાર સુધી તું જેની રાહ જોતો હતો તે સમય હવે આવી ગયો છે, આ સમયે જો તું મોહ પામેલો ન હોય-સાવધાન હોય તો ભીષ્મ પર પ્રહાર કર. તેં વિરાટનગરમાં બધા રાજાઓની વચ્ચે સંજયની સામે જે કહ્યું હતું કે, 'મારી

સાથે ભીષ્મ-દ્રોણ આદિ જે કોઈ ધૃતરાષ્ટ્રના સૈનિકો યુદ્ધ કરશે તે બધાંને હું તેમના અનુયાયીઓ સહિત મારી નાખીશ.' તે વાતને હવે સત્ય કરીને બતાવી દે. તું ક્ષાત્રધર્મનો વિચાર કરીને નિઃશંક થઈને યુદ્ધ કર.' આ ઉપર અર્જુને કંઈક ઉપેક્ષાથી કહ્યું; 'ઠીક, જે બાજુ ભીષ્મ છે તે તરફ ઘોડાઓને હાંકો. હું આપની આજ્ઞાનું પાલન કરીશ અને અજેય ભીષ્મને પૃથ્વી પર પાડી દઈશ.' ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનના સફેદ ઘોડાઓને ભીષ્મ તરફ હાંક્યા. અર્જુનને યુદ્ધને માટે ભીષ્મની સામે આવતો જોઈ યુધિષ્ઠિરની ભાગતી સેના પાછી વળી અને ભીષ્મ ઉપર ધસી આવી.

ભીષ્મે તુરત જ બાણોની વર્ષા કરીને અર્જુનના રથને સારથી અને ઘોડાઓ સહિત ઢાંકી દીધો. તેમની ઘનઘોર બાણવર્ષાને લીધે અર્જુન બીલકુલ દેખાતો બંધ થઈ ગયો. પરન્તુ શ્રીકૃષ્ણ આથી જરા પણ ગભરાયા નહિ. તેઓ ભીષ્મનાં બાણોથી વિંધાયેલા ઘોડાઓને બરાબર હાંકતા રહ્યા. ત્યારે અર્જુને પોતાનું દિવ્ય ધનુષ ઉઠાવીને પોતાનાં તીક્ષ્ણ બાણોથી ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. ભીષ્મે એક ક્ષણમાં જ બીજું ધનુષ લઈને ચઢાવ્યું પરન્તુ અર્જુને ક્રોધમાં ભરાઈને તેને પણ કાપી નાખ્યું. અર્જુનની આ સ્ફૂર્તિની ભીષ્મ પણ પ્રશંસા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા, 'વાહ! મહાબાહુ અર્જુન શાબાશ! કુન્તીના વીરપુત્ર શાબાશ!!' આ પ્રમાણે કહી તેમણે એક બીજું ધનુષ લીધું અને અર્જુન પર બાણોની ઝડી લગાવી દીધી. આ વખતે ઘોડાઓને ચક્કર અને વાંકાચુંકા ચલાવીને ભીષ્મનાં બાણોને વ્યર્થ કરવામાં શ્રીકૃષ્ણે ઘોડા હાંકવાની કળામાં પોતાની અદ્ભુત કુશળતા બતાવી. પરન્તુ યુદ્ધ કરવામાં અર્જુનની શિથિલતા અને ભીષ્મને યુધિષ્ઠિરની સેનાના મુખ્યમુખ્ય વીરોનો સંહાર કરીને પ્રલય મચાવતા જોતાં તે તેમનાથી સહન થઈ શક્યું નહિ. તેઓ ઝટ ઘોડાઓની લગામ છોડીને કૂદી પડ્યા અને સિંહની પેઠે ગર્જના કરતા. પગે ચાલતા જ ચાબુક લઈને ભીષ્મ ઉપર દોડ્યા. તેમના પગોના ધમકારથી જાણે પૃથ્વી ફાટવા લાગી હોય તેમ લાગતું હતું અને ક્રોધથી તેમની આંખો લાલ થઈ ગઈ. તે વખતે આપની બાજુના વીરોનાં હૃદય તો શૂન્ય જેવાં થઈ ગયાં અને બધી બાજુએ 'ભીષ્મ મર્યા' એવો જ કોલાહલ થવા લાગ્યો.

શ્રીકૃષ્ણે રેશમી પીતામ્બર ધારણ કરેલું હતું તેનાથી તેમનું નીલમણિ સમાન શ્યામસુન્દર શરીર વિદ્યુતના ચમકારથી સુશોભિત શ્યામ મેઘના જેવું જણાતું હતું. સિંહ જેમ હાથી પર તૂટી પડે છે તે જ પ્રકારે તેઓ ગર્જતા ખૂબ વેગથી ભીષ્મ તરફ દોડ્યા. કમલનયન ભગવાનને પોતાની તરફ આવતા જોઈ પિતામહે પોતાનું વિશાળ ધનુષ ચઢાવ્યું અને જરા પણ ન ગભરાતાં તેમને કહેવા લાગ્યા; 'કમલલોચન! આવો; દેવ! આપને નમસ્કાર છે. યદુશ્રેષ્ઠ! અવશ્ય આજ સંગ્રામમાં મારો વધ કરો. યુદ્ધસ્થળમાં આપને હાથે મરવાથી મારું દરેક પ્રકારે કલ્યાણ જ થશે. ગોવિન્દ! આજ આપના યુદ્ધક્ષેત્રમાં ઊતરવાથી હું ત્રણે લોકમાં યશસ્વી થઈ ગયો છું. આપ ઇચ્છાનુસાર મારા ઉપર પ્રહાર કરો. હું તો આપનો દાસ છું.' આ જ વખતે અર્જુને પાછળ જઈને ભગવાનને પોતાની બાથમાં પકડી લીધા. પરન્તુ છતાં પણ તેઓ અર્જુનને ઘસડતા ખૂબ વેગથી આગળ જ વધતા ગયા. ત્યારે અર્જુને જેમતેમ કરીને તેઓએ દશમું ડગલું ભરતાં તેમના બન્ને ચરણ પકડી લીધા અને ખૂબ પ્રેમથી દીનતાપૂર્વક કહ્યું; 'મહાબાહો! પાછા વળો; આપ જે પહેલાં કહી ગયા છો કે 'હું યુદ્ધ નહિ કરું' તેને મિથ્યા ન કરો. જો આપ આમ કરશો તો લોકો આપને મિથ્યાવાદી (ખોટું બોલનાર) કહેશે. યુદ્ધ કરવાનો બધો ભાર મારા શિર ઉપર રહેવા દો. હું પિતામહનો વધ કરીશ આ વાત હું શસ્ત્રના, સત્યના અને પુણ્યના સોગન્દ ખાઈને કહું છું.'

અર્જુનની વાત સાંભળી શ્રીકૃષ્ણ કંઈ પણ ન કહેતાં ક્રોધમાં ભરાએલા જ ફરીથી રથ પર બેસી ગયા. શાન્તનુનન્દન ભીષ્મ પછી આ બન્ને પુરુષશ્રેષ્ઠો ઉપર બાણવર્ષા કરવા લાગ્યા. તેમણે ફરીથી બીજા યોદ્ધાઓના પ્રાણ લેવાનો આરંભ કરી દીધો. પહેલાં જેમ કૌરવોની સેના ભાગી રહી હતી તે જ પ્રમાણે હવે ભીષ્મે પાંડવોના દળમાં ભાગાભાગી મચાવી દીધી. તે વખતે પાંડવપક્ષના વીરો સેંકડો અને હજારોની સંખ્યામાં મરાઈ રહ્યા હતા. તેઓ એવા નિરુત્સાહ થઈ ગયા હતા કે મધ્યાહ્નકાળના સૂર્ય સમાન તેજસ્વી ભીષ્મ સામે જોઈ પણ શકતા ન હતા. પાંડવલોક હાક્બાકા થઈને ભીષ્મનું તે અતિમાનુષ પરાક્રમ જોવા લાગ્યા. એ વખતે દરેક દળમાં ફસાઈ ગએલી પાંડવસેનાને કાદવમાં ફસાએલી ગાયની પેઠે પોતાનો કોઈ રક્ષક જણાતો ન હતો. આ પ્રમાણે બળવાન ભીષ્મ પાંડવોના વીરોને મચ્છરોની માફક મસળી રહ્યા હતા. આ જ વખતે ભગવાન સૂર્ય અસ્ત થવા લાગ્યા. તેથી આખા દિવસના યુદ્ધથી થાકી ગએલી સેનાઓને યુદ્ધ બંધ કરવાનું મન થઈ ગયું.

# પાંડવોનું ભીષ્મને મળીને તેમના વધનો ઉપાય જાણવું

સંજયે કહ્યું—સન્ધ્યાસમયે લડાઈ બંધ થઈ ગઈ. ભીષ્મનાં બાણોના મારથી પાંડવસેના ભયથી વ્યાકુળ થઈ હથિયાર ફેંકીને ભાગી નીકળી. આ બાજુ ભીષ્મ ક્રોધમાં ભરાઈને મહારથીઓનો સંહાર કર્યે જ જતા હતા તથા સોમક ક્ષત્રિયો હારીને પોતાનો ઉત્સાહ ખોઈ બેઠા હતા—આ બધું જોઈ અને વિચાર કરી યુધિષ્ઠિરે સેનાને યુદ્ધ બંધ કરવાની અને પાછા ફરવાની આજ્ઞા કરી. ત્યારપછી આપની સેના પણ પાછી વાળવામાં આવી. ભીષ્મનાં બાણોથી પીડિત થએલા પાંડવો જ્યારે તેમના પરાક્રમને યાદ કરતા હતા ત્યારે તેમને જરાપણ શાન્તિ મળતી ન હતી. ભીષ્મ પણ સંજયો અને પાંડવોને જીતીને કૌરવોના મુખથી પોતાની પ્રશંસા સાંભળતા શિબિરમાં ચાલ્યા ગયા.

રાત્રિના પ્રથમ પ્રહરમાં પાંડવો, વૃષ્ણિઓ અને સંજયોની એક બેઠક થઈ. તેમાં બધા લોકો શાન્ત ભાવથી એ વાતનો વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવાથી ભલું થાય. ખૂબ વાર સુધી વિચાર્યા પછી રાજા યુધિષ્ઠિરે ભગવાન શ્રીકૃષ્ણ તરફ જોઈને કહ્યું—"શ્રીકૃષ્ણ! આપ મહાત્મા ભીષ્મનું ભયંકર પરાક્રમ જુઓ છો ને! હાથીની માફક તેઓ અમારી સેનાને કચરી રહ્યા છે. ધગધગતી આગના જેવા આ ભીષ્મ તરફ અમે આંખ ઊંચી કરીને જોવાનું પણ સાહસ નથી કરી શકતા. ક્રોધમાં ભરાએલા યમરાજ, વજ્રધારી ઇન્દ્ર, પાશધારી વરુણ અને ગદાધારી કુબેરને પણ યુદ્ધમાં જીતી શકાય છે, પરન્તુ કુપિત થએલા ભીષ્મ પર વિજય મેળવવો અસંભવિત જણાય છે. આવી સ્થિતિમાં મારી અલ્પ બુદ્ધિને લીધે ભીષ્મ સાથે યુદ્ધ શરૂ કરીને હું શોકના સમુદ્રમાં ડૂબી રહ્યો છું. કૃષ્ણ! હવે મારો વિચાર છે કે હું વનમાં ચાલ્યો જાઉં. ત્યાં જવામાં જ મને મારું કલ્યાણ દેખાય છે. યુદ્ધની તો મને બિલકુલ ઇચ્છા નથી; કારણ કે ભીષ્મ નિરન્તર અમારી સેનાનો સંહાર કરી રહ્યા છે. જેમ બળતી આગ તરફ દોડનાર પતંગિયું મૃત્યુના મુખમાં જ જાય છે, તેમ તેની જ દશા ભીષ્મની આગળ જતાં અમારી થાય છે વાસુદેવ! અમારો પક્ષ ક્ષીણ થઈ ગયો છે. અમારા ભાઈઓ બાણોની ચોટથી બેહદ દુઃખી થઈ રહ્યા છે. ભ્રાતૃસ્નેહને લીધે જ મારી સાથે તેઓ પણ રાજ્યથી ભ્રષ્ટ થયા. તેમને પણ વન-વન ભટકવું પડ્યું તથા મારે જ લીધે દ્રૌપદીએ પણ કષ્ટ ભોગવ્યું. મધુસૂદન! હું જીવનને બહુ કિંમતી સમજું છું—અને તે જ જીવન આ વખતે દુર્લભ થઈ રહ્યું છે. તેથી હવે જિંદગીના જેટલા દિવસ બાકી હોય તેટલો વખત શ્રેષ્ઠ ધર્મનું પાલન કરવાનું જ હું ચાહું છું. કેશવ! જો આપ અમને કૃપાપાત્ર સમજતા હો તો એવો કોઈ ઉપાય બતાવો કે જેથી અમારું હિત થાય અને ધર્મમાં પણ વિઘ્ન ન આવે.'

યુધિષ્ઠિરની આ કરુણાભરી વાત સાંભળી ભગવાન શ્રીકૃષ્ણે તેમને સાન્ત્વના આપતાં કહ્યું; 'ધર્મરાજ! આપ ખેદ ન કરો. આપના ભાઈ મોટા શૂરવીર, દુર્જય અને શત્રુઓનો નાશ કરનારા છે. અર્જુન અને ભીમ તો વાયુ તથા અગ્નિ સમાન તેજસ્વી છે. નકુળ-સહદેવ પણ બહુ પરાક્રમી છે. આપ ચાહો તો મને પણ યુદ્ધમાં લગાવી દો. આપના સ્નેહથી હું પણ ભીષ્મ સાથે યુદ્ધ કરી શકું છું. ભલા, આપના કહેવાથી હું યુદ્ધમાં શું નથી કરી શકતો! જો અર્જુનની ઇચ્છા ન હોય તો હું સ્વયં ભીષ્મને લલકારીને કૌરવોના દેખતાં દેખતાં જ મારી નાખીશ. ભીષ્મના મર્યા પછી જ જો આપને વિજય દેખાતો હોય તો હું એકલો જ તેમને મારી શકું છું. એ વાતમાં જરાક પણ સન્દેહ નથી કે જે પાંડવોના શત્રુ છે તે મારા પણ શત્રુ જ છે. અને જેઓ આપના છે તેઓ મારા છે અને જેઓ મારા છે તેઓ આપના પણ છે. આપનો ભાઈ અર્જુન મારો સખા, સમ્બન્ધી અને શિષ્ય છે. જરૂર પડે તો તેને માટે હું મારા શરીરનું માંસ પણ કાપીને દઈ શકું છું. અને તે પણ મારે માટે પ્રાણ ત્યજી શકે છે. અમે એક-બીજાને સંકટથી બચાવવાની પ્રતિજ્ઞા કરી છે. તેથી આપ આજ્ઞા આપો, આજથી હું પણ યુદ્ધ કરીશ. અર્જુને ઉપપ્લવ્યમાં જે બધા લોકોની સામે પ્રતિજ્ઞા કરી હતી કે 'હું ભીષ્મનો વધ કરીશ.' તેનું મારે દરેક રીતે પાલન કરવું છે. જો કામને માટે મને અર્જુનની આજ્ઞા હોય તો મારે અવશ્ય પૂર્ણ કરવું જોઈએ અથવા ભીષ્મને મારવા એમાં કઈ મોટી વાત છે? અર્જુનને માટે તો એ બહુ સહેલું કામ છે. રાજન્! જો અર્જુન તૈયાર થઈ જાય તો અસંભવિત કાર્યને પણ કરી શકે છે. દેવો અને દાનવો સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ જો યુદ્ધ કરવા માટે આવી જાય તો અર્જુન તેમને પણ મારી શકે છે. પછી ભીષ્મની તો વાત જ શું છે?"

યુધિષ્ઠિરે કહ્યું—માધવ! આપ જે કહો છો તે બધું ઠીક છે. કૌરવપક્ષના બધા યોદ્ધાઓ મળીને પણ આપનો વેગ નથી સહન કરી શકતા. જેના પક્ષમાં આપ જેવા સહાયક હોય તેનો મનોરથ પૂર્ણ થવામાં શો સન્દેહ છે? ગોવિન્દ! જ્યારે આપ રક્ષા માટે તૈયાર છો તો હું ઇન્દ્ર આદિ દેવતાઓને પણ જીતી શકું છું તો પછી ભીષ્મની તો વાત જ શું છે? પરન્તુ આપના ગૌરવની રક્ષા માટે હું આપને પોતાનું વચન મિથ્યા કરવા માટે નથી કહી શકતો. આપ આપની પ્રતિજ્ઞા પ્રમાણે યુદ્ધ કર્યા વિના જ મારી સહાયતા કરો. ભીષ્મે પણ મને કહેલું છે કે હું તમારા તરફથી યુદ્ધ તો નહિ કરું, પરન્તુ તમને હિતની સલાહ આપ્યા કરીશ. તેઓ મને રાજ્ય પણ આપવાના છે અને સારી સલાહ પણ આપશે. તેથી અમે બધા તમને સાથે લઈને તેમની પાસે જઈએ અને તેમને જ તેમના વધનો ઉપાય પૂછીએ. તેઓ અવશ્ય અમારા હિતની વાત બતાવશે. તેઓ જેમ કહેશે તે જ પ્રમાણે કરવામાં આવશે. કારણ કે જ્યારે અમારા પિતા મરી ગયા અને અમે નાના બાળક હતા તે વખતે તેમણે જ અમને પાળી-પોષીને મોટા કર્યા હતા, માધવ! તેઓ અમારા પિતાના પિતા છે. તેઓ વૃદ્ધ છે તો પણ અમે તેમને મારવા ચાહીએ છીએ: ક્ષત્રિયની આવી વૃત્તિને ધિક્કાર છે!

ત્યારપછી ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું; 'મહારાજ! આપનો વિચાર મને પસન્દ છે. આપના પિતામહ દેવવ્રત બહુ જ પુણ્યાત્મા છે. તેઓ કેવળ દૃષ્ટિમાત્રથી સર્વને ભસ્મ કરી શકે છે. માટે તેમની પાસે તેમના વધનો ઉપાય પૂછવા માટે જરૂર જવું જોઈએ. ખાસ કરીને આપના પૂછવાથી તેઓ સાચી જ વાત બતાવશે. તેમની જેવી સમ્મતિ હશે તેને જ અનુસાર આપણે યુદ્ધ કરીશું.'

આ પ્રમાણે વિચાર કરીને પાંડવો અને ભગવાન કૃષ્ણ ભીષ્મના શિબિરમાં ગયા. તે વખતે તે લોકોએ પોતાનાં અસ્ત્રશસ્ત્ર અને કવચ ઉતારી દીધાં હતાં, ત્યાં પહોંચીને પાંડવોએ ભીષ્મના ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યા અને કહ્યું કે 'અમે આપને શરણે છીએ', ત્યારે ભીષ્મે તે બધાને જોઈ કહ્યું, 'વાસુદેવ! હું આપનું સ્વાગત કરું છું. ધર્મરાજ, ધનંજય, ભીમ, નકુળ અને સહદેવનું પણ સ્વાગત કરું છું. કહો હું તમારું શું કાર્ય કરું જેથી તમને પ્રસન્નતા થાય? જો કેવું કઠિનમાં કઠિન કામ હોય તો પણ બતાવો, હું તેને દરેક રીતે પૂર્ણ કરવાનો પ્રયત્ન કરીશ.'

ભીષ્મ પ્રસન્નતા સાથે જ્યારે વારંવાર આ પ્રમાણે કહેવા લાગ્યા તો રાજા યુધિષ્ઠિરે દીનતાપૂર્વક કહ્યું—'પ્રભો! જે ઉપાયથી આ પ્રજાનો સંહાર બંધ થઈ જાય તે બતાવો, આપ પોતે જ અમને આપના વધનો ઉપાય બતાવી દો. વીરવર! આ યુદ્ધમાં આપનો વેગ અમારાથી કેવી રીતે સહન થઈ શકે? અમને તો આપનમાં જરાક પણ અસાવધાની નથી દેખાતી. જ્યારે આપ રથ, ઘોડા, હાથી અને મનુષ્યોનો વિનાશ કરવા લાગો છો તે વખતે કયા મનુષ્યથી આપના પર વિજય મેળવવાનું સાહસ થઈ શકે? દાદાજી! અમારી બહુ જ મોટી સેના નષ્ટ થઈ ગઈ. હવે બતાવો કેવી રીતે અમે આપને જીતી શકીએ અને કેવી રીતે અમારું રાજ્ય મેળવી શકીએ?'

ત્યારે ભીષ્મે કહ્યું— હું સાચી વાત કહું છું; જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી તમારો વિજય કોઈ રીતે નથી થઈ શકતો, મારા પરાસ્ત થયા પછી તમે વિજયી થશો. તેથી જો ખરેખર તમારી જીતવાની ઇચ્છા હોય તો જેટલું બની શકે તેટલું જલદી મને મારી નાખો. હું તમને મારા ઉપર પ્રહાર કરવાની આજ્ઞા આપું છું. તેથી તમને પુણ્ય થશે. મારા મરી ગયા પછી બધાંને મરેલા જ સમજો. તેથી પહેલાં મને જ મારવાનો ઉદ્યોગ કરો.

યુધિષ્ઠિર બોલ્યા— દાદાજી! તો આપ જ તે ઉપાય બતાવો, જેથી આપને અમે જીતી શકીએ. યુદ્ધમાં જ્યારે આપ ક્રોધ કરો છો, ત્યારે દંડધારી યમરાજ સમાન જણાઓ છો. ઇન્દ્ર, વરુણ અને યમને પણ જીતી શકાય પરન્તુ આપને તો ઇન્દ્ર વગેરે દેવતાઓ અને અસુરો પણ નથી જીતી શકતા.

ભીષ્મે કહ્યું— પાણ્ડુનન્દન! તમારું કહેવું સત્ય છે; પરન્તુ જ્યારે હું હથિયાર છોડી દઉં તે વખતે તમારા મહારથીઓ મને મારી શકે છે. જે હથિયાર મૂકી દે, ઘાયલ થઈને નીચે પડે, કવચ ઉતારી દે, ધ્વજા નાખી દઈ દે, ભાગી જાય, ડરી ગયો હોય, 'હું આપનો છું' કહીને શરણે આવે, સ્ત્રી હોય અથવા સ્ત્રીના જેવું જેનું નામ હોય, જે વ્યાકુળ હોય, જેને એક જ પુત્ર હોય અને જે લોકમાં નિન્દિત હોય—આવા લોકોની સાથે હું યુદ્ધ કરવું નથી ચાહતો. તમારી

સેનામાં જે શિખંડી છે, તે પહેલાં સ્ત્રીના રૂપમાં ઉત્પન્ન થયો હતો, પછી પુરુષ થયો છે; આ વાતને તમે લોકો પણ જાણો છો. વીર અર્જુન શિખંડીને આગળ કરીને મારા ઉપર બાણોનો પ્રહાર કરે. શિખંડી જ્યારે મારી સામે હશે ત્યારે હું મેં ધનુષ લીધું હશે છતાં પણ પ્રહાર નહિ કરું. મને મારવા માટે એક આ જ છિદ્ર છે. આ તકનો લાભ લઈને અર્જુન શીઘ્રતાપૂર્વક મને બાણોથી ઘાયલ કરી દે. સંસારમાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન સિવાય બીજો કોઈ એવો મને નથી દેખાતો કે જે હું સાવધાન હોઉં છતાં મને મારી શકે. તેથી શિખંડી જેવા કોઈ પુરુષને આગળ કરીને અર્જુન મને મારી પાડે. આમ કરવાથી જરૂર તમારો વિજય થશે. મેં બતાવ્યું એમ જ કરો. તો જ ધૃતરાષ્ટ્રના સમસ્ત પુત્રોને મારી શકશો.

આ પ્રમાણે ભીષ્મજીના મુખથી તેમના મરણનો ઉપાય જાણીને પાંડવોએ તેમને પ્રણામ કર્યાં અને પોતાના શિબિરમાં પાછા આવ્યા. ભીષ્મની વાત યાદ કરીને અર્જુન બહુ દુઃખી થયો અને સંકોચપૂર્વક શ્રીકૃષ્ણને બોલ્યો— "માધવ! ભીષ્મ કુરુવંશના વૃદ્ધ પુરુષ છે, ગુરુ છે અને અમારા દાદા છે. તેમની સાથે હું કેવી રીતે યુદ્ધ કરી શકીશ! બચપણમાં હું તેમના ખોળામાં રમ્યો હતો. મારા મેલાઘેલા શરીરથી કેટલીયે વાર તેમના શરીરને મેં મેલું કર્યું છે. જો કે તેઓ મારા પિતાના પિતા છે તો પણ હું તેમના ખોળામાં બેસીને તેમને જ 'પિતા! પિતા' કહીને પોકારતો હતો. તે વખતે તેઓ સમજાવતા—'બેટા! હું તારો પિતા નથી, તારા પિતાનો પિતા છું!' જેમણે આટલી મમતાથી મને પાળ્યો છે તેમનો વધ હું કેવી રીતે કરી શકું! તેઓ ભલે અમારી સેનાનો નાશ કરી નાખે, મારો વિજય થાય યા વિનાશ; પરન્તુ હું તો તેમની સાથે યુદ્ધ નહિ કરું. અચ્છા, કૃષ્ણ! આમાં આપનો શો વિચાર છે?"

શ્રીકૃષ્ણે કહ્યું—અર્જુન! પહેલાં, તું ભીષ્મના વધની પ્રતિજ્ઞા કરી ચૂક્યો છે. પછી ક્ષત્રિય ધર્મમાં રહેવા છતાં હવે તેમને ન મારવાની વાત કેવી રીતે કહી રહ્યો છે? મારી તો એ જ સલાહ છે કે તેમને રથ ઉપરથી મારીને નીચે પાડ. એમ કર્યા વગર તારો વિજય અસંભવિત છે. દેવતાઓની દૃષ્ટિમાં આ વાત પહેલેથી જ આવી ગઈ છે. હવે ભીષ્મને પરલોક જવાનો વખત પાસે જ છે. વિધિનું વિધાન પૂરું થઈને જ રહેશે. તેમાં ફેરફાર નથી થઈ શકતો. મારી એક વાત સાંભળ—કોઈ આપણાથી મોટો હોય, વૃદ્ધ હોય અને અનેક ગુણોથી સમ્પન્ન હોય, તો પણ જો તે આતતાયી બનીને મારવા આવી રહ્યો હોય તો તેને અવશ્ય મારી નાખવો જોઈએ. યુદ્ધ, પ્રજાનું પાલન અને પરોપકાર—આ ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે

અર્જુને કહ્યું—શ્રીકૃષ્ણ! એ નક્કી જણાય છે કે શિખંડી ભીષ્મના મૃત્યુનું કારણ બનશે; કારણ કે તેને જોતાં જ ભીષ્મ બીજી બાજુ વળી જાય છે. આથી શિખંડીને તેમની સામે રાખીને જ અમે તેમને રણભૂમિમાં પાડી શકીશું. હું બીજા ધનુર્ધારીઓને બાણોથી મારીને રોકી રાખીશ, ભીષ્મની સહાયતા માટે કોઈને પણ આવવા નહિ દઉં અને શિખંડી તેમની સાથે યુદ્ધ કરશે.' આવો નિશ્ચય કરીને પાંડવસહિત ભગવાન શ્રીકૃષ્ણ સાથે પ્રસન્નતાપૂર્વક પોતાના શિબિરમાં ગયા.

---

## દશમા દિવસના યુદ્ધનો પ્રારંભ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! શિખંડીએ કેવી રીતે ભીષ્મનો સામનો કર્યો તથા ભીષ્મે કેવી રીતે પાંડવોની સાથે યુદ્ધ કર્યું?

સંજયે કહ્યું—'જ્યારે સૂર્યોદય થયો; ભેરી, મૃદંગ અને નગારાં વાગવા લાગ્યાં, ચારે બાજુએ શંખનો ધ્વનિ થવા લાગ્યો તે સમયે સમસ્ત પાંડવો શિખંડીને આગળ કરીને યુદ્ધને માટે નીકળ્યા. સેનાનો વ્યૂહ રચીને શિખંડી સર્વેની આગળ સ્થિત થયો. ભીમસેન અને અર્જુન તેના રથનાં પૈડાંની રક્ષા કરવા લાગ્યા. તેના પાછળના ભાગની રક્ષા માટે દ્રૌપદીના પાંચ પુત્રો અને અભિમન્યુ ઊભા રહ્યા. તેમની પાછળ સાત્યકિ અને ચેકિતાન હતા. તે બન્નેની પાછળ પંચાલદેશના યોદ્ધાઓ સાથે ધૃષ્ટદ્યુમ્ન હતો. તેની પાછળ નકુલ-સહદેવ સહિત રાજા યુધિષ્ઠિર ઊભા રહ્યા. તેમની પાછળ પોતાની સેના સાથે રાજા વિરાટ હતો. તેના પછી દ્રુપદ, કેકયરાજકુમારો અને ધૃષ્ટકેતુ હતા. તેઓ પાંડવસેનાના મધ્યભાગની રક્ષા કરતા હતા. આ પ્રમાણે સેનાની વ્યૂહરચના કરીને પાંડવોએ પોતાના જીવનનો મોહ છોડી આપની સેના પર આક્રમણ કર્યું.

વખતે દુઃશાસને અદ્દભુત પરાક્રમ બતાવ્યું. અર્જુનનાં બાણો તેની પાસે પહોંચે તે પહેલાં જ તેમને તે કાપી નાખતો હતો. એટલું જ નહિ, તેણે તીક્ષ્ણ બાણ છોડીને અર્જુનને પણ ઘાયલ કરી દીધો. ત્યારે અર્જુને સરાણ પર ઘસીને તીણાં બનાવેલાં અનેક બાણ ચલાવ્યાં; તે દુઃશાસનના શરીરમાં પેસી ગયાં. આથી તેને ખૂબ જ પીડા થઇ અને તે અર્જુનનો સામનો છોડીને ભીષ્મના રથની પાછળ છુપાઇ ગયો. દુઃશાસન અર્જુનરૂપી અગાધ મહાસાગરમાં ડુબી રહ્યો હતો તે વખતે ભીષ્મ તેને માટે બેટ સમાન આશ્રય આપનાર થયા.

## દશમા દિવસના યુદ્ધનો વૃત્તાન્ત

**સંજય કહે છે**—ત્યારપછી સાત્યકિને ભીષ્મ તરફ જતો જોઇ અલમ્બુષ રાક્ષસે તેને રોક્યો. આ જોઈ સાત્યકિએ ક્રુદ્ધ થઇ તેને નવ બાણ માર્યાં. ત્યારે રાક્ષસ પણ ક્રોધમાં ભરાઇ ગયો અને નવ બાણ મારીને તેને બહુ પીડા પહોંચાડી. પછી તો સાત્યકિના ક્રોધની સીમા પણ ન રહી. તેણે તે રાક્ષસ પર બાણસમૂહોની વર્ષા શરુ કરી દીધી. ત્યારે રાક્ષસ પણ સિંહનાદ કરતો તીક્ષ્ણ બાણોથી સાત્યકિને વિંધવા લાગ્યો. સાથે રાજા ભગદત્તે પણ તેના પર તીખાં બાણો વરસાવવાનો આરંભ કર્યો, આથી સાત્યકિએ અલમ્બુષને છોડીને ભગદત્તને જ પોતાનાં બાણોનું નિશાન બનાવ્યો. ભગદત્તે સાત્યકિનું ધનુષ કાપી નાખ્યું પરન્તુ તે ફરીથી બીજું ધનુષ લઇને તેને તીક્ષ્ણ બાણોથી વિંધવા લાગ્યો. આ જોઇ ભગદત્તે સાત્યકિ પર એક ભયંકર શક્તિનો પ્રહાર કર્યો, પરન્તુ સાત્યકિએ બાણ મારીને તે શક્તિના બે ટુકડા કરી દીધા.

એટલામાં મહારથી રાજા વિરાટ અને દ્રુપદ કૌરવ-સૈનિકોને પાછા હઠાવતા ભીષ્મ ઉપર ચઢી આવ્યા. આ બાજુથી અશ્વત્થામા આગળ વધીને તે બન્ને સાથે યુદ્ધ કરવા લાગ્યો. વિરાટે દશ અને દ્રુપદે ત્રણ બાણ મારીને દ્રોણકુમારને ઘાયલ કરી દીધો. અશ્વત્થામાએ પણ આ બન્ને પર ખૂબ જ બાણો વરસાવ્યાં, પરન્તુ ત્યાં આ વૃદ્ધોએ અદ્દભુત પરાક્રમ બતાવ્યું. અશ્વત્થામાનાં ભયંકર બાણોને તેમણે દરેક વખતે પાછાં વાળી દીધાં. એક બાજુ સહદેવ સાથે કૃપાચાર્ય ભીડાએલા હતા. તેમણે સહદેવને સિત્તેર બાણ માર્યાં. ત્યારે સહદેવે તેમનું ધનુષ કાપી નાખ્યું અને નવ બાણોથી તેમને વિંધી દીધા. કૃપાચાર્યે બીજું ધનુષ લઈને સહદેવની છાતીમાં દશ બાણ માર્યાં. સહદેવે પણ કૃપાચાર્યની છાતીમાં પ્રહાર કર્યો. આ પ્રમાણે આ બન્ને વચ્ચે ભયંકર સંગ્રામ થઈ રહ્યો હતો.

ત્યારપછી દ્રોણાચાર્ય મહાન ધનુષ લઇ પાંડવોની સેનામાં ઘુસીને તેને ભગાડવા લાગ્યા. તેમણે કટલાંક અશુભસૂચક ચિહ્નો જોઈ પોતાના પુત્રોને કહ્યું: બેટા! આજે જ તે દિવસ છે કે જ્યારે અર્જુન ભીષ્મને મારી નાખવા માટે પોતાની પૂરીપૂરી શક્તિ લગાવી દેશે. કારણ કે મારાં બાણ ઉછળી રહ્યાં છે. ધનુષ ફટકી ઉઠે છે, અસ્ત્રો આપોઆપ ધનુષમાં જ ચોંટી જાય છે અને મારા મનમાં ક્રૂર કર્મ કરવાનો સંકલ્પ થઈ રહ્યો છે. ચન્દ્રમા અને સૂર્યની ચોતરફ ઘેરા પડવા લાગ્યા છે. આ ક્ષત્રિયોનો ભયંકર વિનાશ સૂચવી રહ્યો છે. તે સિવાય બન્નેય સેનાઓમાં પાંચજન્ય શંખનો ધ્વનિ અને ગાણ્ડીવ ધનુષનો ટંકાર સંભળાઈ રહ્યો છે. તેથી એ નક્કી જણાય છે કે આજ અર્જુન સમસ્ત યોદ્ધાઓને પાછા હઠાવીને ભીષ્મ સુધી પહોંચી જશે. ભીષ્મ અને અર્જુનના સંગ્રામનો વિચાર આવતાં જ મારાં રૂંવાટાં ખડાં થઈ જાય છે, અને હૃદયનો ઉત્સાહ જતો રહે છે. શિખણ્ડીને આગળ કરીને અર્જુન ભીષ્મ સાથે યુદ્ધ કરવા માટે ધસતો જતો હોય તેવું મને ભાસી રહ્યું છે. યુધિષ્ઠિરનો ક્રોધ, ભીષ્મ અને અર્જુનનો સંઘર્ષ તથા મારો શસ્ત્રો છોડવાનો ઉદ્યોગ—આ ત્રણ વસ્તુઓ પ્રજાને માટે અમંગળ સૂચવનારી છે. અર્જુન મનસ્વી, બળવાન, શૂર, અસ્ત્રવિદ્યામાં પ્રવીણ, ત્વરાથી પરાક્રમ બતાવનાર, દૂર સુધી નિશાન વિંધનાર તથા શુભ અને અશુભ નિમિત્તોનો જાણનાર છે. ઇન્દ્ર સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ તેને યુદ્ધમાં નથી જીતી શકતા. બેટા! તું શીઘ્ર ભીષ્મની રક્ષા માટે જા. જુએ છે ને, આ ભયાનક સંગ્રામમાં કેવો સંહાર મચ્યો છે! અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી રાજાઓનાં કવચ છિન્નભિન્ન થઈ રહ્યાં છે. ધ્વજા, પતાકા, તોમરો, ધનુષ અને શક્તિઓના ટુકડે ટુકડા થઈ રહ્યા છે. આપણે ભીષ્મના આશ્રયમાં રહીને આજીવિકા ચલાવીએ છીએ. તેમના ઉપર સંકટ આવ્યું છે માટે તમે વિજય અને યશ પ્રાપ્ત કરવાને જાઓ. બ્રાહ્મણો પ્રત્યેની ભક્તિ, ઇન્દ્રિયસંયમ, તપ અને સદાચાર વગેરે સદ્દગુણો કેવળ યુધિષ્ઠિરમાં જ દેખાય છે. તેથી તો

તેમને અર્જુન, ભીમ, નકુળ અને સહદેવ જેવા ભાઈ મળ્યા છે. ભગવાન વાસુદેવ તેમની સહાયતામાં છે. દુર્બુદ્ધિ દુર્યોધન પર જે યુધિષ્ઠિરનો કોપ થયો છે તે સમસ્ત ભારતની પ્રજાને દગ્ધ કરી રહ્યો છે. જુઓ, ભગવાન શ્રીકૃષ્ણના શરણમાં રહેનાર અર્જુન કૌરવોની સેનાને ચીરતો અહિં આવી રહ્યો છે. હું યુધિષ્ઠિરની સામે જઇ રહ્યો છું. તેમના વ્યૂહમાં જવું તે સમુદ્રમાં પ્રવેશ કરવા સમાન કઠિન છે, કારણ કે યુધિષ્ઠિરની ચારે બાજુ અતિરથી યોદ્ધાઓ ઊભા છે. સાત્યકિ, અભિમન્યુ, ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન અને નકુળ–સહદેવ તેમની રક્ષા કરી રહ્યા છે. આ જુઓ, અભિમન્યુ બીજા અર્જુન સમાન સેનની આગળઆગળ ચાલી રહ્યો છે. તમે તમારાં ઉત્તમ અસ્ત્રોને ધારણ કરો અને ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેન સાથે યુદ્ધ કરવા જાઓ. પોતાનો પ્રિય પુત્ર જીવતો રહે એ કોણ નથી ચાહતું. તો પણ આ વખતે ક્ષત્રિયધર્મનો ખ્યાલ કરીને હું તમને મારાથી અલગ કરું છું.

સંજયે કહ્યું–આ વખતે ભગદત્ત, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા, વિન્દ, અનુવિન્દ, જયદ્રથ, ચિત્રસેન, દુર્મર્ષણ અને વિકર્ણ–આ દશ યોદ્ધાઓ ભીમસેનની સાથે યુદ્ધ કરી રહ્યા હતા. ભીમસેન પર શલ્યે નવ, કૃતવર્માએ ત્રણ, કૃપાચાર્યે નવ તથા ચિત્રસેન, વિકર્ણ અને ભગદત્તે દશ–દશ બાણોનો પ્રહાર કર્યો. સાથે જ જયદ્રથે ત્રણ, વિન્દ–અનુવિન્દે પાંચ–પાંચ તથા દુર્મર્ષણે વીસ બાણોથી તેને ઘાયલ કર્યો. ભીમસેને પણ આ બધા મહારથીઓને પોતાનાં બાણોથી એક પછી એક વિંધી દીધા. તેણે શલ્યને સાત અને કૃતવર્માને આઠ બાણોથી વિંધીને કૃપાચાર્યના ધનુષને વચ્ચેથી કાપી નાખ્યું અને તેમને સાત બાણોથી ઘાયલ કર્યા. પછી વિન્દ અને અનુવિન્દને ત્રણત્રણ, દુર્મર્ષણને વીસ, ચિત્રસેનને પાંચ, વિકર્ણને દશ તથા જયદ્રથને પાંચ બાણ માર્યાં. કૃપાચાર્યે બીજું ધનુષ લઇને ભીમસેન પર દશ બાણોથી ચોટ કરી. ત્યારે ભીમસેને ક્રોધમાં ભરાઇને તેમના પર અનેક બાણોની વર્ષા કરી દીધી. પછી જયદ્રથના સારથી અને ઘોડાને ત્રણ બાણોથી યમલોક મોકલી દીધા. તે પછી બે બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે તે પોતાના રથથી કૂદીને ચિત્રસેનના રથ પર જઇ બેઠો.

ત્યારપછી મહારથી ભગદત્તે ભીમસેન પર એક શક્તિનો પ્રહાર કર્યો, જયદ્રથે પટ્ટિશ અને તોમર ચલાવ્યાં, કૃપાચાર્યે શતઘ્નીનો પ્રયોગ કર્યો તથા શલ્યે એક બાણ માર્યું. તે સિવાય બીજા ધનુર્ધરોએ પણ ભીમસેનને પાંચપાંચ બાણ માર્યાં. ત્યારે ભીમસેને એક તેજ બાણથી તોમરના ટુકડેટુકડા કરી દીધા, ત્રણ બાણથી પટ્ટિશને કાપી નાખ્યું, નવ બાણ મારી શતઘ્ની તોડી નાખી તથા શલ્યનું બાણ અને ભગદત્તની શક્તિને પણ કાપી નાખ્યા. સાથે બીજા યોદ્ધાઓનાં બાણોના પણ ટુકડેટુકડા કરી નાખ્યા, તેમજ તે બધાને ત્રણ ત્રણ બાણોથી ઘાયલ કરી દીધા. એટલામાં ત્યાં અર્જુન પણ આવી પહોંચ્યો. ભીમ અને અર્જુન બન્નેને ત્યાં ભેગા જોઇ આપના યોદ્ધાઓને વિજયની આશા રહી નહિ. ત્યારે દુર્યોધને સુશર્માને કહ્યું; ‘તમે તમારી સેના સાથે એકદમ જઇને ભીમસેન અને અર્જુનનો વધ કરો.’ આ સાંભળી સુશર્માએ હજારો રથીઓને લઇ તે બન્ને પાંડવોને ઘેરી લીધા. આ જોઈ અર્જુને પહેલાં રાજા શલ્યને પોતાનાં બાણોથી ઢાંકી દીધો, તે પછી કૃપાચાર્ય અને સુશર્માને ત્રણત્રણ બાણોથી વિંધી દીધા. પછી ભગદત્ત, જયદ્રથ, ચિત્રસેન, વિકર્ણ, કૃતવર્મા, દુર્મર્ષણ, વિન્દ અને અનુવિન્દ–આ મહારથીઓમાંથી પ્રત્યેકને ત્રણત્રણ બાણ માર્યાં. જયદ્રથ ચિત્રસેનના રથ ઉપર હતો, તેણે પોતાનાં બાણોથી અર્જુન અને ભીમ—બન્નેને ઘાયલ કર્યા. શલ્ય અને કૃપાચાર્યે પણ અર્જુન પર મર્મવેધી બાણોનો પ્રહાર કર્યો તથા ચિત્રસેન આદિ કૌરવોએ પણ બન્ને પાંડવોને પાંચપાંચ બાણ માર્યાં. આ પ્રમાણે ઘાયલ થવા છતાં પણ તે બન્ને પાંડવો ત્રિગર્તોની સેનાનો સંહાર કરવા લાગ્યા. ત્યારે સુશર્માએ નવ બાણોથી અર્જુનને પીડિત કરીને ખૂબ જોરથી સિંહનાદ કર્યો. તેની સેનાના બીજા રથીઓ પણ આ બન્ને ભાઈઓને વિંધવા લાગ્યા. આ વખતે ભીમ અને અર્જુને સેંકડો વીરોને રણભૂમિમાં પોઢાડી દીધા. અર્જુન પોતાનાં બાણોથી યોદ્ધાઓની ગતિ રોકીને તેમને મારી નાખતો હતો. તેનું આ પરાક્રમ અદ્‌ભુત હતું. જો કે કૃપાચાર્ય, કૃતવર્મા, જયદ્રથ તથા વિન્દ–અનુવિન્દ વગેરે વીરો સ્થિર થઇને આ બન્નેનો મુકાબલો કરી રહ્યા હતા, તો પણ તેમણે કૌરવોની સેનામાં નાસભાગ મચાવી દીધી. ત્યારે કૌરવસેનાના રાજાઓએ અર્જુન પર અસંખ્ય બાણોની વર્ષા શરૂ કરી, પરન્તુ અર્જુને તે બધાને પોતાનાં બાણોથી રોકીને મૃત્યુના મુખમાં પહોંચાડી દીધા,

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! શાન્તનુ કુમાર ભીષ્મ અને કૌરવોએ દશમા દિવસે પાંડવોની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું! તે મહાયુદ્ધનું બધું વિવરણ મને સંભળાવો.

સંજયે કહ્યું—રાજન! જ્યારે કૌરવો સહિત ભીષ્મ અને પાંચાલો સહિત અર્જુન પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા ત્યારે કોઈથી પણ નિશ્ચય નહોતો થઈ શકતો કે તેમાંથી કોણ જીતશે. તે દશમા દિવસે તો ભીષ્મે હજારો વીરોને ધરાશાયી કરી દીધા. ધર્માત્મા ભીષ્મ દશ દિવસ સુધી પાંડવોની સેનાને સંતપ્ત કરીને પોતાના જીવન ઉપર ઉદાસીન થઈ ગયા. તેમણે યુદ્ધ કરતાં પ્રાણત્યાગ કરવાની ઇચ્છાથી વિચાર કર્યો કે હવે મારે આટલા બધા વીરોને મારવા ન જોઈએ. તેમણે પાસે જ ઊભેલા ધર્મમૂર્તિ રાજા યુધિષ્ઠિરને કહ્યું: 'બેટા! આ વખતે હું તમને એક ધર્માનુકૂલ વાત કહું છું, સાંભળો. ભાઈ! આ શરીરથી હું બહુ ઉદાસ થઈ ગયો છું. આ સંસારમાં અનેક પ્રાણીઓનો સંહાર કરતાં-કરતાં મારો સમય વીત્યો છે, તેથી જો તમે મારું પ્રિય કરવા ચાહતા હો તો અર્જુન, પાંચાલ તથા સંજય વીરોને આગળ કરીને મારા વધનો પ્રયત્ન કરો.'

ભીષ્મજીનો આવો આશય સમજી સત્યદર્શી યુધિષ્ઠિરે સંજય વીરોને સાથે લઈને તેમના ઉપર આક્રમણ કર્યું અને પોતાની સેનાને આજ્ઞા આપી—'આગળ વધો, યુદ્ધમાં લાગી જાઓ, આજ વીર અર્જુનથી સુરક્ષિત થઈને ભીષ્મને પરાસ્ત કરી દો. મહાન ધનુર્ધર સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેન પણ અવશ્ય તમારી રક્ષા કરશે.'

બસ હવે બધા યોદ્ધાઓ ક્રોધાતુર થઈને રણક્ષેત્રમાં કદમ ભરવા લાગ્યા અને શિખંડી તથા અર્જુનને આગળ રાખીને ભીષ્મને ધરાશાયી કરવાને પૂરેપૂરો પ્રયત્ન કરવા લાગ્યા. આ બાજુ આપના પુત્રની આજ્ઞાથી દેશદેશના રાજાઓ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા તથા પોતાના બધા ભાઈઓ સહિત દુઃશાસન મોટી સેના લઈને ભીષ્મની રક્ષા કરવા લાગ્યા. આ ક્રમે ભીષ્મને આગળ રાખીને આપના અનેક વીરો શિખંડી આદિ પાંડવયોદ્ધાઓ સાથે લડવા લાગ્યા. ચેદિ અને પાંચાલ વીરો સહિત અર્જુન શિખંડીને આગળ રાખીને ભીષ્મની સામે આવ્યો. આ પ્રમાણે સાત્યકિ અશ્વત્થામા સાથે, ધૃષ્ટકેતુ પૌરવ સાથે, અભિમન્યુ દુર્યોધન અને તેના મન્ત્રીઓ સાથે, વિરાટ જયદ્રથ સાથે, રાજા યુધિષ્ઠિર રાજા શલ્ય સાથે અને ભીમસેન આપની હાથીઓની સેના સાથે સંગ્રામ કરવા લાગ્યો. આપના પુત્રો અને અનેક રાજાઓ અર્જુન અને શિખંડીને મારવા માટે તૂટી પડ્યા. આ વખતે ભયંકર ઝપાઝપીમાં બન્ને સેનાઓના આમતેમ દોડવાથી પૃથ્વી ડગમગવા લાગી અને યુદ્ધનો ભીષણ શબ્દ દશે દિશાઓમાં ગૂંજવા લાગ્યો.

રાજન! હવે મહાપરાક્રમી અભિમન્યુ સેના સહિત આપના પુત્ર દુર્યોધન સાથે યુદ્ધ કરવા લાગ્યો. દુર્યોધને ક્રોધમાં ભરાઈને નવ બાણોથી અભિમન્યુની છાતીમાં ઘાવ કર્યો અને પછી તેના પર ત્રણ બાણ છોડ્યાં. ત્યારે અભિમન્યુએ ખૂબ રોષથી તેના પર એક ભયંકર શક્તિ ફેંકી. તેને આવતી જોઈ આપના પુત્રે એક તેજ બાણથી તેના બે ટુકડા કરી દીધા. આ જોઈ અભિમન્યુએ તેની છાતી અને ભુજાઓમાં ત્રણ બાણ માર્યાં. તે પછી ફરી તેણે દશ બાણોથી તેની છાતીમાં ઘા કર્યો દુર્યોધન અને અભિમન્યુનું આ યુદ્ધ બહુ ભયંકર અને વિચિત્ર થયું, તે જોઈ બધા રાજાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા.

અશ્વત્થામાએ સાત્યકિ પર નવ બાણો છોડીને પછી ત્રીસ બાણોથી તેની છાતી અને હાથ ઘાયલ કર્યાં. આ પ્રમાણે અત્યન્ત ઘાયલ થઈને યશસ્વી સાત્યકિએ અશ્વત્થામા પર ત્રણ તીર છોડ્યાં. આ પ્રમાણે પૌરવ અને ધનુર્ધર ધૃષ્ટકેતુ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. બન્નેએ એકબીજાના ઘોડા મારી નાખ્યા અને રથહીન થઈને તલવારોથી યુદ્ધ કરવા લાગ્યા. પૌરવે ખૂબ રોષથી ધૃષ્ટકેતુના લલાટ પર પ્રહાર કર્યો તથા ધૃષ્ટકેતુએ પોતાની તીખી તલવારથી પૌરવની પાંસળી ઉપર ચોટ કરી. બન્ને એકબીજાથી ઘવાઈને પૃથ્વી પર આળોટવા લાગ્યા. આ વખતે આપનો પુત્ર જયત્સેન પૌરવને અને માદ્રીનન્દન સહદેવ ધૃષ્ટકેતુને રથમાં નાખીને યુદ્ધક્ષેત્રથી બહાર લઈ ગયા.

બીજી બાજુ દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપીને તેને પચાસ બાણોથી વીંધી દીધો. ત્યારે શત્રુદમન ધૃષ્ટદ્યુમ્ને બીજું ધનુષ લઈને આચાર્યના દેખતાં દેખતાં જ તેમના પર બાણોની ઝડી લગાવી દીધી. પરન્તુ આચાર્યે પોતાનાં બાણોથી તેને કાપી નાખીને

ધૃષ્ટદ્યુમ્ન પર પાંચ તીર છોડ્યાં. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને ક્રોધમાં ભરાઈને આચાર્ય પર ગદા છોડી. તેને આચાર્યે પચાસ બાણ છોડીને વચ્ચે જ કાપી દીધી. આ જોઈ ધૃષ્ટદ્યુમ્ને એક શક્તિ ફેંકી. તેને દ્રોણાચાર્યે નવ બાણોથી કાપી નાખી અને પછી સંગ્રામભૂમિમાં ધૃષ્ટદ્યુમ્નના દાંત ખાટા કરી દીધા. આ પ્રકારે દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નનું ખૂબ જ ભીષણ અને ઘમસાણ યુદ્ધ થતું રહ્યું.

આ બાજુ અર્જુન ભીષ્મની સામે આવીને તેમને પોતાનાં તીક્ષ્ણ બાણોથી વ્યથિત કરવા લાગ્યો. આ જોઈ રાજા ભગદત્ત પોતાના મતવાલા હાથી ઉપર બેસીને તેની સામે આવી ગયો. તેણે પોતાની બાણવર્ષાથી અર્જુનની ગતિ રોકી દીધી. ત્યારે અર્જુને પોતાનાં તીક્ષ્ણ બાણોથી ભગદત્તના હાથીને ઘાયલ કરી દીધો અને શિખણ્ડીને આદેશ કર્યો કે 'આગળ વધો, આગળ વધો; ભીષ્મની પાસે પહોંચીને તેમનો અન્ત કરી દો.' આ પ્રમાણે કહીને અર્જુન શિખણ્ડીને આગળ રાખીને ખૂબ વેગથી ભીષ્મ તરફ ચાલ્યો. બસ, બન્ને બાજુથી બહુ ઘોર યુદ્ધ થવા લાગ્યું. આપના શૂરવીરો કોલાહલ કરતા ખૂબ વેગથી અર્જુન તરફ દોડ્યા. પરન્તુ અર્જુને તે વિચિત્ર સેનાને વાતવાતમાં કચરી નાખી. શિખણ્ડી ઝપટ ભીષ્મપિતામહની સામે આવ્યો અને ખૂબ ઉત્સાહથી તેમના ઉપર બાણ વરસાવવા લાગ્યો. ભીષ્મે પણ અનેક દિવ્ય અસ્ત્રો છોડીને શત્રુઓને ભસ્મ કરવા શરૂ કર્યા. તેમણે અર્જુનના અનુયાયી અનેક સોમક વીરોને મારી નાખ્યા અને પાંડવોની તે સેનાને આગળ વધતી રોકી દીધી. જોતજોતામાં અનેક રથો, હાથીઓ અને ઘોડાઓ સ્વાર વગરના થઈ ગયા. આ વખતે ભીષ્મનું એક પણ બાણ ખાલી નહોતું જતું. તે વિશ્વભક્ષી કાળ સમાન થઈ રહ્યા હતા. તેમની ઝપટમાં આવીને ચેદિ, કાશી અને કરૂષ દેશના ચૌદ હજાર વીરો પોતાના હાથી, ઘોડા અને રથો સહિત રણક્ષેત્રમાં ધરાશાયી થઈ ગયા. આથી તેમના સામને માટે જવાની કોઈની હિમ્મત ચાલતી નહોતી. કેવળ વીરનાયક અર્જુન અને અતુલ તેજસ્વી શિખણ્ડી જ તેમની આગળ ટકવાનું સાહસ કરી શકતા હતા.

શિખણ્ડીએ ભીષ્મની સામે આવીને તેમની છાતીમાં દસ બાણ માર્યાં પરન્તુ ભીષ્મે તેના સ્ત્રીત્વનો ખ્યાલ કરીને તેના પર ઘા કર્યો નહિ. પરન્તુ શિખણ્ડી આ વસ્તુને સમજી શક્યો નહિ. તે વખતે અર્જુને તેને કહ્યું: 'વીર! ઝપટ આગળ વધીને ભીષ્મનો વધ કરો. વારંવાર મારી પાસે કહેવડાવવાની શું જરૂર છે? તમે મહારથી ભીષ્મને ફેરન મારી નાખો. હું સાચું કહું છું કે યુધિષ્ઠિરની સેનામાં મને તમારા સિવાય એવો કોઈ વીર દેખતો નથી કે જે સંગ્રામમાં ભીષ્મની આગળ ટકી શકે.' અર્જુને આ પ્રમાણે કહેતાં શિખણ્ડીએ તુરત જ તરેહતરેહનાં બાણોથી પિતામહને વિંધી દીધા. પરન્તુ તેમણે તે બાણોની કંઈ પણ પરવા ન કરતાં પોતાનાં બાણોથી અર્જુનને રોકી દીધો. ઉપરાન્ત તેમણે બાણોની વર્ષાથી પુષ્કળ પાણ્ડવસેનાને પરલોક મોકલી દીધી. બીજી બાજુ પાંડવોએ પણ પોતાનાં તીરથી પિતામહને બિલકુલ ઢાંકી દીધા.

આ સમયે અમે તમારા પુત્ર દુઃશાસનનું બહુ અદ્ભુત પરાક્રમ જોયું. તે એક તરફથી તો અર્જુનની સાથે યુદ્ધ કરી રહ્યો હતો અને બીજી તરફ પિતામહની રક્ષામાં પણ તત્પર હતો. આ સંગ્રામમાં તેણે અનેક રથીઓને રથહીન કરી દીધા તથા અનેક હાથીસ્વારો અને ઘોડેસ્વારો તેનાં તીક્ષ્ણ બાણોથી કપાઈને પૃથ્વી પર પડવા લાગ્યા. એટલું જ નહિ, કેટલાયે હાથીઓ પણ તેનાં બાણોથી આહત થઈને આમતેમ ભાગી નીકળ્યા. આ વખતે દુઃશાસનને જીતવાનું અથવા તેની સામે જવાનું કોઈથી પણ સાહસ થઈ શક્યું નહિ. કેવળ અર્જુન જ તેની સામે આવી શક્યો. અર્જુને તેને પરાસ્ત કરીને ફરી પાછો ભીષ્મ પર જ હુમલો કર્યો. આ બાજુ શિખણ્ડી તો પોતાનાં વજ્રતુલ્ય બાણોથી પિતામહ પર પ્રહાર કરી જ રહ્યો હતો. પરન્તુ તેનાથી આપના પિતાજીને કંઈ પણ કષ્ટ થતું હોય તેમ જણાતું નહોતું. તેઓ હસતા હસતા તે બાણોને ઝીલતા રહ્યા હતા. ત્યારે આપના પુત્રે સમસ્ત યોદ્ધાઓને કહ્યું—'વીરો! તમે અર્જુન પર ચારે બાજુથી હુમલો કરો. ડરો નહિ. ધર્માત્મા ભીષ્મ તમારી બધાની રક્ષા કરશે. જો સઘળું દેવતાઓ પણ એકઠા થઈને આવે તો તેઓ ભીષ્મની સામે ટકી નથી શકતા, તો પછી પાંડવોની શી વિસાત છે? તેથી અર્જુનની સામે આવતાં જોઈ પાછા ન ભાગો, હું પોતે જ પ્રયત્નપૂર્વક તેનો સામનો કરીશ. આપ લોક પણ સાવધાન થઈને મારી સહાયતા કરો.

આપના પુત્રની જોરશરી વાતો સાંભળી બધા યોદ્ધાઓ આવેશમાં ભરાઈ ગયા. તેમાં વિદેહ, કલિંગ,

દાસેરક, નિષાદ, સૌવીર, બાહ્લીક, દરદ, પ્રતીચ્ય, માલવ, અભીષાહ, શૂરસેન, શિબિ, વસાતિ, શાલ્વ, શક, ત્રિગર્ત, અમ્બષ્ઠ અને કેકય વગેરે દેશોના રાજાઓ હતા. આ બધાયે એકસામટા અર્જુન ઉપર તૂટી પડ્યા. ત્યારે અર્જુને દિવ્ય બાણોનું સ્મરણ કરીને ધનુષ પર તેમનું સન્ધાન કર્યું અને જેમ અગ્નિ પતંગિયાને બાળી મૂકે છે તેમ તે તે બધા રાજાઓને ભસ્મ કરવા લાગ્યો. મહારાજ! તે સમયે અર્જુનનાં બાણોથી ઘાયલ થઈને રથની ધ્વજાની સાથે રથી, ઘોડેસ્વારોની સાથે ઘોડા અને હાથીસ્વારોની સાથે હાથી પડવા લાગ્યા. આખી પૃથ્વી બાણોથી ઢંકાઈ ગઈ. આપની સેના ચારે તરફ ભાગવા લાગી. આ પ્રમાણે સેનાને ભગાડીને તેણે દુઃશાસન પર પ્રહાર કરવા શરુ કર્યા. તેનાં બાણ દુઃશાસનના શરીરને છેદીને પૃથ્વીમાં સમાઈ જતાં હતાં. થોડી વારમાં અર્જુને તેના ઘોડા અને સારથીને નીચે પાડ્યા. પછી વીસ બાણ મારીને વિવિંશતિના રથને તોડી નાખ્યો અને પાંચ બાણોથી તેને પણ ઘાયલ કરી દીધો. ત્યારપછી કૃપાચાર્ય, વિકર્ણ અને શલ્યને પણ વિંધીને તેમને રથહીન કરી દીધા. આથી તો તે બધાય મહારથીઓ પરાજિત થઈને ભાગી નીકળ્યા. બપોર થતા પહેલાંપહેલાં જ અર્જુન આ બધા યોદ્ધાઓને હરાવીને ધૂમાડા રહિત અગ્નિ સમાન દેદીપ્યમાન થવા લાગ્યો. પ્રખર કિરણોથી જગતને તપાવનાર સૂર્યની પેઠે તે પોતાનાં બાણોથી બીજા રાજાઓને પણ તપાવવા લાગ્યો. તેણે બાણોની વર્ષાથી સમસ્ત મહારથીઓને ભગાવીને સંગ્રામમાં કૌરવ-પાંડવોની વચ્ચે લોહીની એક મોટી નદી વહેવડાવી દીધી. એટલામાં જ પોતાનાં દિવ્ય અસ્ત્રોના પ્રયોગ કરતા ભીષ્મ અર્જુન ઉપર ચઢી આવ્યા. આ જોઈ શિખણ્ડીએ તેમના ઉપર હુમલો કર્યો. તેને જોતાં જ ભીષ્મે પોતાનાં અગ્નિ સમાન તેજસ્વી અસ્ત્રો પાછાં વાળી દીધાં. ત્યારે અર્જુન પિતામહને મૂર્છિત કરીને આપની સેનાનો સંહાર કરવા લાગ્યો.

ત્યારપછી શલ્ય, કૃપાચાર્ય, ચિત્રસેન, દુઃશાસન અને વિકર્ણ દેદીપ્યમાન રથો પર બેસીને પાંડવો ઉપર ચઢી આવ્યા અને તેમની સેનાને કંપાવવા લાગ્યા. આ શૂરવીરોને હાથે મરવામાં આવતી તે સેના બધી બાજુએ ભાગવા લાગી. આ બાજુ પિતામહ ભીષ્મ પણ સચેત થઈને પાંડવોના મર્મસ્થાનો ઉપર પ્રહાર કરવા લાગ્યા. અર્જુને પણ આ પ્રમાણે આપની સેનાના અનેક હાથીઓને મારી નાખ્યા. તેનાં બાણોના મારથી હજારો મનુષ્યોની લાશો પડતી દેખાતી હતી. યોદ્ધાઓનાં કુણ્ડલોવાળાં મસ્તકોથી રણભૂમિ આચ્છાદિત થઈ ગઈ હતી. તે વીરવિનાશક સંગ્રામમાં ભીષ્મ અને અર્જુન બે જ જણ પોતાનું પરાક્રમ બતાવી રહ્યા હતા. આ વખતે પાંડવોનો સેનાપતિ મહારથી ધૃષ્ટદ્યુમ્ન ત્યાં આવીને પોતાના સૈનિકોને બોલ્યો; 'સોમકો! તમે સંજયોને સાથે લઈ ભીષ્મ પર હુમલો કરો.' સેનાપતિની આજ્ઞા સાંભળી સોમક અને સંજયવંશી ક્ષત્રિયો બાણવર્ષાથી પીડિત હોવા છતાં ભીષ્મ પર ચઢી આવ્યા. રાજન્! જ્યારે આપના પિતા તેમનાં બાણોથી ખૂબ ઘાયલ થઈ ગયા ત્યારે ખૂબ રોષમાં ભરાઈને સંજયોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પૂર્વકાળમાં પરશુરામે તેમને જે શત્રુસંહારિણી અસ્ત્રવિદ્યા શીખવી હતી તેનો ઉપયોગ કરીને ભીષ્મે શત્રુસેનાનો સંહાર આરંભ્યો. તેઓ દરરોજ શત્રુસેનાના દશ હજાર યોદ્ધાઓનો સંહાર કરતા હતા પણ તે દશમા દિવસે તેમણે મત્સ્ય અને પાંચાલ દેશના અસંખ્ય હાથી-ઘોડા મારી નાખ્યા, તેમના સાત મહારથીઓને યમલોક મોકલી દીધા. તે પછી તેમણે પાંચ હજાર રથીઓનો સંહાર કર્યો અને પછી ચૌદ હજાર પાયદળ સૈનિકોને મારી નાખ્યા. આ પ્રમાણે સમસ્ત રાજાઓની સેનાનો સંહાર કરીને ભીષ્મે વિરાટના ભાઈ શતાનીકને મારી નાખ્યો. તે પછી એક હજાર રાજાઓને મૃત્યુનો ગ્રાસ બનાવ્યા. પાંડવસેનાના જેજે વીરો અર્જુનની પાછળ ગયા હતા તે બધા ભીષ્મની સામે જતાં જ યમલોકના અતિથિ બની ગયા. ભીષ્મજી આ મહાન પરાક્રમ કરીને હાથમાં ધનુષ લઈ બન્ને સેનાઓની વચ્ચે ઊભા રહ્યા. તે વખતે કોઈ રાજા તેમની તરફ આંખ ઊંચી કરીને જોવાની હિંમત ન કરી શક્યો.

ભીષ્મના તે પરાક્રમને જોઈને ભગવાન શ્રીકૃષ્ણે ધનંજયને કહ્યું; 'અર્જુન! જુઓ, આ શાન્તનુનન્દન ભીષ્મ બન્ને સેનાઓની વચ્ચે ઊભા છે, હવે તમે પૂરો જોર લગાવીને તેમનો વધ કરો, તો જ તમારો જય થશે. જ્યાં તેઓ સેનાનો સંહાર કરી રહ્યા છે ત્યાં પહોંચીને જબરજસ્તીથી તેમની ગતિ રોકી દો. તમારા સિવાય બીજો કોઈ એવો વીર નથી કે જે ભીષ્મનાં બાણોના આઘાત સહી શકે.' ભગવાનની પ્રેરણાથી અર્જુને એ વખતે એટલી બધી બાણવર્ષા કરી કે ભીષ્મ રથ

ધ્વજા અને ઘોડાઓ સહિત ઢંકાઈ ગયા. પરન્તુ પિતામહે પોતાનાં બાણો છોડીને અર્જુનનાં બાણોના ટુકડેટુકડા કરી દીધા. ત્યારે શિખણ્ડી પોતાનાં ઉત્તમઉત્તમ અસ્ત્રશસ્ત્રો લઈને ખૂબ વેગથી ભીષ્મ ઉપર દોડ્યો. તે વખતે અર્જુન તેની રક્ષા કરી રહ્યો હતો. ભીષ્મની પાછળ ચાલનારા જેટલા યોદ્ધા હતા તે બધાને અર્જુને મારી નાખ્યા. અને પોતે પણ ભીષ્મ પર હુમલો કર્યો. તેની સાથે સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, નકુળ, સહદેવ અને દ્રૌપદીના પાંચ પુત્રો પણ હતા. આ બધા એકી સાથે ભીષ્મ પર બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ આથી તેમને જરા પણ ગભરાટ ન થયો. તેઓ તે બધાય યોદ્ધાઓનાં બાણોને પાછાં વાળીને પાંડવસેનામાં ઘુસી ગયા અને જાણે ખેલ કરી રહ્યા હોય તેમ અસ્ત્ર-શસ્ત્રોનો ઉચ્છેદ કરવા લાગ્યા. શિખણ્ડીના સ્ત્રીભાવનું સ્મરણ કરીને તેઓ વારંવાર હસતા તેના પર બાણ ચલાવતા ન હતા. જ્યારે તેમણે દ્રુપદની સેનાના સાત મહારથીઓને મારી નાખ્યા ત્યારે રણભૂમિમાં મહાન કોલાહલ થવા લાગ્યો. આ જ વખતે અર્જુન શિખણ્ડીને આગળ કરીને ભીષ્મની નિકટ પહોંચી ગયો.

આ પ્રમાણે શિખણ્ડીને આગળ રાખીને બધા પાંડવોએ ભીષ્મને ચારે બાજુથી ઘેરી લીધા અને તેમને બાણોથી વિંધવાનું શરૂ કર્યું અને શતઘ્ની, પરિઘ, ફરશી, મુદ્‌ગર, મૂસળ, પ્રાસ, બાણ, શક્તિ, તોમર, કમ્પન, નારાચ, વત્સદન્ત અને ભુશુણ્ડી આદિ અસ્ત્ર-શસ્ત્રોના પ્રહાર કરવા લાગ્યા. તે વખતે ભીષ્મ તો એકલા હતા અને મારનારાઓની સંખ્યા બહુ હતી. આથી તેમનું કવચ છિન્નભિન્ન થઈ ગયું. તેમને ખૂબ કષ્ટ પહોંચ્યું તથા મર્મસ્થાનોમાં ઊંડી ચોટ લાગી. છતાં પણ તેઓ વિચલિત ન થયા. તેઓ એક ક્ષણમાં જ રથોનો ઘેરો તોડીને બહાર નીકળી આવતા અને પાછા પાંડવોની સેનામાં ઘુસી જતા હતા. દ્રુપદ અને ધૃષ્ટદ્યુમ્નની કાંઈ પણ પરવા કર્યા વગર તેઓ પાંડવસેનામાં ઘસી આવ્યા અને પોતાનાં તીક્ષ્ણ બાણોથી ભીમસેન, સાત્યકિ, અર્જુન, દ્રુપદ, વિરાટ અને ધૃષ્ટદ્યુમ્ન—આ છ મહારથીઓને વિંધવા લાગ્યા. આ મહારથીઓએ પણ તેમનાં બાણોનું નિવારણ કરીને એક પછી એક દશ દશ બાણોથી ભીષ્મને વિંધી દીધા. મહારથી શિખણ્ડીએ તેમના પર બાણોનો પ્રબળ પ્રહાર કર્યો પરન્તુ તેનાથી તેમને જરાક પણ કષ્ટ ન થયું, ત્યારે અર્જુને કુપિત થઈને ભીષ્મના ધનુષને કાપી નાખ્યું. તેમનું ધનુષ કપાયું તે કૌરવ મહારથીઓથી સહન ન થયું, તે વખતે આચાર્ય દ્રોણ, કૃતવર્મા, જયદ્રથ, ભૂરિશ્રવા, શલ, શલ્ય તથા ભગદત્ત—આ સાતે વીરો ક્રોધમાં ભરાઈને ધનંજય ઉપર તૂટી પડ્યા અને પોતાનાં દિવ્ય અસ્ત્રોની કુશળતા બતાવતા તેને બાણોથી આચ્છાદિત કરવા લાગ્યા. અર્જુન પર હુમલો કરનાર આ કૌરવ વીરોએ મહાન્ કોલાહલ મચાવ્યો. તે વખતે અર્જુનના રથ પાસે 'મારો, અહિં લાવો, પકડો, કાપી નાખો, ટુકડા કરી દો' એવા અવાજ સંભળાવા લાગ્યા.

તે અવાજ સાંભળીને પાંડવોના મહારથીઓ પણ અર્જુનની રક્ષા માટે દોડ્યા. સાત્યકિ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, ઘટોત્કચ અને અભિમન્યુ—આ સાત વીરો પોતપોતાનાં વિચિત્ર ધનુષ લઈને ક્રોધમાં ભરાઈને કૌરવોની સામે આવી ગયા. પછી તો બન્ને દળોમાં રોમાંચકારી યુદ્ધ છેડાઈ ગયું. જાણે દેવતાઓ અને દાનવો લડી ન રહ્યા હોય! ભીષ્મનું ધનુષ કપાઈ ગયું હતું એવી અવસ્થામાં શિખણ્ડીએ તેમને દશ બાણોથી વિંધી દીધા, પછી દશ બાણોથી તેમના સારથીને મારીને એક બાણથી તેમની ધ્વજા કાપી નાખી. ત્યારે ભીષ્મે બીજું ધનુષ હાથમાં લીધું, પરન્તુ અર્જુને તેને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે ભીષ્મે અનેક ધનુષ હાથમાં લીધાં પણ અર્જુન તે દરેકને કાપતો રહ્યો. વારંવાર ધનુષ કપાવાથી ભીષ્મને અત્યન્ત ક્રોધ થયો. તેમણે પર્વતોને પણ તોડી નાખનારી એક બહુ મોટી શક્તિ અર્જુનના રથ પર ફેંકી. આ જોઈ અર્જુને પાંચ બાણ મારી તેના ટુકડેટુકડા કરી દીધા.

શક્તિને કપાએલી જોઈ ભીષ્મ મનમાં વિચાર કરવા લાગ્યા—'જો ભગવાન શ્રીકૃષ્ણ રક્ષા ન કરતા હોત તો હું એક જ ધનુષથી સમ્પૂર્ણ પાંડવોનો વધ કરી શકતો હતો. આ સમયે મારી આગળ પાંડવોની સાથે યુદ્ધ ન કરવાનાં બે કારણ છે—એક તો તેઓ પાંડુના સન્તાન હોવાથી મારે માટે અવધ્ય છે; અને બીજું મારી આગળ આ શિખણ્ડી આવી ગયો છે કે જે પહેલાં સ્ત્રી હતો. જે સમયે મારા પિતાએ માતા સત્યવતી સાથે વિવાહ કર્યો તે વખતે તેમણે સન્તુષ્ટ થઈને મને બે વર આપ્યા હતા:—'જ્યારે તારી ઇચ્છા થશે ત્યારે જ તું મરીશ, તથા યુદ્ધમાં તને કોઈ પણ મારી શકશે નહિ.' હવે જો આવી વાત છે તો આ વખતે હું મારી મોત

મારું મૃત્યુ કેમ સ્વીકારી ન લઉં; કારણ કે હવે તેનો પણ સમય આવી ગયો છે."

ભીષ્મના આ નિશ્ચયને આકાશમાં રહેલા ઋષિઓ તથા વસુદેવતાઓ જાણી ગયા. તેમણે ભીષ્મને સમ્બોધીને કહ્યું; 'પ્રિય! તમે જે વિચાર કર્યો છે તે અમને બહુ જ પ્રિય છે બસ.'હવે તેમ જ યુદ્ધ ઉપરથી ચિત્તવૃત્તિ હટાવી લો.' તેમની વાત પૂરી થતાં શીતળ અને સુગન્ધિત વાયુ મન્દમન્દ વાવા લાગ્યો. જલકણોનો છંટકાર થવા લાગ્યો. દેવતાઓનાં દુન્દુભિઓ વાગી ઊઠ્યાં અને ભીષ્મ ઉપર પુષ્પવૃષ્ટિ થવા લાગી. ઋષિઓની વાત બીજા કોઈને સમજાઈ નહિ, કેવળ ભીષ્મ સાંભળી શક્યા અને વ્યાસ મુનિના પ્રભાવથી મેં સાંભળી. વસુઓની આ વાત સાંભળીને પિતામહે પોતાના ઉપર તીક્ષ્ણ બાણોની વર્ષા થઈ રહેલી હોવા છતાં પણ અર્જુન પર હાથ ન ઉઠાવ્યો. તે સમયે શિખણ્ડીએ કુપિત થઈ ભીષ્મની છાતીમાં બાણ માર્યાં, પરંતુ તેઓ જરાક પણ વિચલિત ન થયા. ત્યારે અર્જુને હાસ્ય કરીને પિતામહ ઉપર પહેલાં પચીસ બાણ માર્યાં. પછી શીઘ્રતાપૂર્વક સો બાણો મારીને તેમનાં બધાં અંગો અને મર્મસ્થાનોને વીંધી દીધાં. આ પ્રમાણે બીજા રાજાઓ પણ ભીષ્મ પર હજારો બાણોનો પ્રહાર કરવા લાગ્યા. ભીષ્મ પણ પોતાનાં બાણોથી તે રાજાઓનાં અસ્ત્રોનું નિવારણ કરીને તેમને વીંધવા લાગ્યા. ત્યારપછી અર્જુને ફરીથી ભીષ્મના ધનુષને કાપી નાખ્યું અને નવ બાણોથી તેમને વીંધીને તેમના રથની ધ્વજા કાપી નાખી. પછી દશ બાણો મારીને તેમના સારથીને પીડિત કર્યો. હવે ભીષ્મે બીજું ધનુષ લીધું તો અર્જુને તેને પણ કાપી નાખ્યું. એકએક ક્ષણમાં તેઓ ધનુષ લેતા અને અર્જુન તેને કાપી નાખતો. આ પ્રમાણે જ્યારે ઘણાં ધનુષ કપાઈ ગયાં તો ભીષ્મે અર્જુન સાથે યુદ્ધ બંધ કરી દીધું. ત્યારે અર્જુને શિખણ્ડીને આગળ કરીને પિતામહને ફરીથી પચીસ બાણ માર્યાં. તેનાથી અત્યન્ત આઘાત પામીને પિતામહે દુઃશાસનને કહ્યું; 'જો, આ મહારથી અર્જુને આજ ક્રોધમાં ભરાઈને મને હજારો બાણોથી વીંધી દીધો છે. તેનાં બાણ મારા કવચને છેદીને શરીરમાં ઘુસી જાય છે અને મુસલ સમાન ચોટ કરે છે. આ શિખણ્ડીનાં બાણ નથી; વજ્ર જેવાં આ બાણો લાગતાં જ શરીરમાં વિજળીના જેવા ઝટકા ઉત્પન્ન થાય છે. આ બાણો પ્રજ્વલિત સમાન ભયંકર અને વજ્ર સમાન દુર્ભેદ્ય છે, તથા મારાં મર્મસ્થાનોને ચીરી નાખે છે. અર્જુન સિવાય બીજા કોઈનાં બાણ મને આટલી પીડા આપી ન શકે.

આ પ્રમાણે કહીને ભીષ્મ જાણે પાંડવોને ભસ્મ કરી દેશે એવા ક્રોધમાં ભરાઈ ગયા અને અર્જુન ઉપર તેમણે ફરીથી એક શક્તિ છોડી; પરન્તુ અર્જુને તેના ત્રણ ટુકડા કરી દીધા. ત્યારે ભીષ્મ ઢાલ અને તરવાર હાથમાં લઈ રથથી ઊતરવા લાગ્યા. તેઓ હજુ પૂરા ઊતર્યા પણ ન હતા અને અર્જુને બાણ મારીને તેમની ઢાલનાં સેંકડો ટુકડા કરી દીધા. આ જોઈ બધાંને ખૂબ વિસ્મય થયું. અર્જુને તીક્ષ્ણ બાણોથી ભીષ્મનાં રોમેરોમ વીંધી દીધાં હતાં. તેમના શરીરમાં બે આંગળ પણ એવી જગા નહોતી કે જેમાં બાણ ન લાગ્યાં હોય. આ પ્રમાણે કૌરવોના જોતાં જોતાં જ બાણોથી ચાળણી થઈને આપના પિતાજી સૂર્યાસ્ત વખતે રથ ઉપરથી પડ્યા. તે વખતે તેમનું મસ્તક પૂર્વ દિશા તરફ હતું. તેમના પડતાં જ દેવતાઓ અને રાજાઓમાં હાહાકાર મચી ગયો. મહારાજ! મહાત્મા ભીષ્મને એવી દશામાં જોઈને અમારું હૃદય બેસી ગયું. પૃથ્વી પર વજ્રપાત સમાન શબ્દ થયો. તેમના શરીરમાં દરેક બાજુએ બાણ વિંધાએલાં હતાં તેથી તેઓ પડવા છતાં તે બાણો ઉપર જ ટીંગાઈ રહ્યા. તેમને પૃથ્વીનો સ્પર્શ ન થયો. બાણશય્યા પર સૂતેલા ભીષ્મના શરીરમાં દિવ્ય ભાવનો આવેશ થયો. પડતાંપડતાં તેમણે જોયું કે સૂર્ય તો હજુ દક્ષિણાયનમાં છે, આ મરણનો ઉત્તમ વખત નથી; તેથી તેમણે પ્રાણોનો ત્યાગ ન કર્યો. તેઓ તેવા જ શરીરમાં સચેત રહ્યા. આ જ વખતે તેમને આકાશમાં આ દિવ્ય વાણી સંભળાઈ—'મહાત્મા ભીષ્મજી તો સમ્પૂર્ણ શસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ છે. તેમણે આ દક્ષિણાયનમાં પોતાના મૃત્યુનો કેમ સ્વીકાર કર્યો?' આ સાંભળી પિતામહે ઉત્તર આપ્યો–'હું હજુ જીવતો છું.'

હિમાલયની પુત્રી શ્રીગંગાને જ્યારે આ માલુમ પડ્યું કે કૌરવોના પિતામહ ભીષ્મ પૃથ્વી પર પડવા છતાં પણ હજુ પ્રાણોને બચાવીને ઉત્તરાયણની વાટ જુએ છે, ત્યારે તેમણે મહર્ષિઓને હંસોના રૂપમાં તેમની પાસે મોકલ્યા. તેમણે આવીને શરશય્યા પર સૂતેલા ભીષ્મજીનાં દર્શન કર્યાં અને પ્રદક્ષિણા કરી. પછી પરસ્પર કહેવા લાગ્યા; 'ભીષ્મજી તો મોટા મહાત્મા છે, ભલા, તેઓ દક્ષિણાયનમાં શરીર કેમ છોડશે!' આ

પ્રમાણે કહીને જ્યારે તેઓ જવા લાગ્યા તો ભીષ્મે તેમને કહ્યું; 'હંસગણ ! આપને સત્ય કહું છું કે હું દક્ષિણાયનમાં દેહત્યાગ નહિ કરું. ઉત્તરાયણ થતાં જ હું સ્વધામની યાત્રા કરીશ. આ મારા મનમાં પહેલેથી જ નિશ્ચિત છે. પિતાના વરદાનથી મૃત્યુ મારા આધીન છે; તેથી ત્યાં સુધી પ્રાણ ધારણ કરી રાખવામાં મને વધુ કઠિન નહિ લાગે.'

આમ કહીને તેઓ બાણશય્યા પર સૂતા રહ્યા અને હંસગણ ચાલ્યા ગયા. તે વખતે કૌરવો શોકથી મૂર્છિત થઈ રહ્યા હતા. કૃપાચાર્ય અને દુર્યોધન વગેરે નિઃશ્વાસ નાખી નાખીને રોઈ રહ્યા હતા. બેઠક પર વિષાદને લીધે ગમગીની છવાઈ ગઈ હતી. કેટલાકની ઇન્દ્રિયો જડ જેવી થઈ ગઈ હતી. કેટલાક લોકો ઊંડી ચિન્તામાં ડૂબ્યા હતા. કોઈનું પણ મન યુદ્ધમાં લાગતું નહોતું. જાણે કે ઇ મહાન ગ્રાહે તેમના પગ પકડી લીધા ન હોય ! તે વખતે બધા લોકો એવું અનુમાન કરતા હતા કે હવે કૌરવોનો વિનાશ થવાની વધુ વાર નથી.

પાંડવો વિજયી થયા હતા. આથી તેમના દળમાં શંખનાદ થવા લાગ્યો. સૃંજયો અને સોમકો હર્ષનાદ સાથે કૂદી ઊઠ્યા. ભીમસેન તાલ ઠોકીને સિંહની માફક તડૂકવા લાગ્યો. કૌરવસેનામાં કેટલાક લોકો બેહોશ હતા અને કેટલાક ધ્રૂસકેધ્રૂસકે રોઈ રહ્યા હતા. કેટલાક લોકો ક્ષત્રિયધર્મની નિન્દા કરતા હતા અને કેટલાક ભીષ્મનાં વખાણ કરતા હતા. ભીષ્મ ઉપનિષદમાં બતાવેલી યોગધારણાનો આશ્રય લઈ પ્રણવનો જપ કરતા ઉત્તરાયણ-કાળની પ્રતીક્ષા કરવા લાગ્યા.

## ભીષ્મની પાસે જઈને બધા રાજાઓનું તથા કર્ણનું મળવું

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! ભીષ્મ મહાબળી અને દેવતા સમાન હતા, તેમણે પોતાના પિતાને માટે આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. એ વખતે રણભૂમિમાં તેમના પડવાથી અમારા યોદ્ધાઓની શી સ્થિતિ થઈ હશે ? ભીષ્મે પોતાની દયાળુતાને લીધે જ્યારે શિખંડી પર બાણોનો પ્રહાર ન કરવાનો નિશ્ચય કર્યો ત્યારે જ હું સમજી ગયો હતો કે હવે પાંડવોને હાથે અવશ્ય કૌરવો માર્યા જશે. હાય ! મારે માટે આથી વધુ દુઃખની કઈ વાત હશે કે આજે હું મારા પિતાના મરણના સમાચાર સાંભળી રહ્યો છું ! ખરેખર, મારું હૃદય વજ્રનું બનેલું છે. તેથી જ તો આજ ભીષ્મજીના મૃત્યુની વાત સાંભળવા છતાં પણ તેના સેંકડો ટુકડા નથી થઈ જતા. સંજય ! કુરુશ્રેષ્ઠ ભીષ્મ જે વખતે માર્યા ગયા તે પછી જો તેમણે કંઈ કર્યું હોય તો તે પણ મને બતાવો.

સંજય બોલ્યો—સાયંકાળે જ્યારે ભીષ્મ રણભૂમિમાં પડ્યા તે વખતે કૌરવોને બહુ દુઃખ થયું અને પાંચાલ દેશના યોદ્ધાઓ આનન્દ મનાવવા લાગ્યા. ભીષ્મ બાણોની શય્યા પર સૂતેલા હતા તે વખતે આપનો પુત્ર દુઃશાસન ખૂબ વેગથી દ્રોણાચાર્યની સેનામાં ગયો. તેને આવતો જોઈ કૌરવ સૈનિકો મનમાં એમ વિચારીને કે—'જુઓ, આ શું કરે છે !'—તેને ઘેરી વળ્યા. દુઃશાસને દ્રોણાચાર્યને ભીષ્મનાં મૃત્યુના સમાચાર સંભળાવ્યા. આ અપ્રિય બનાવ સાંભળતાં જ આચાર્ય મૂર્છિત થઈ ગયા. થોડીવાર પછી જ્યારે તેઓ સચેત થયા ત્યારે તેમણે પોતાની સેનાને યુદ્ધ બંધ કરવાની આજ્ઞા આપી. કૌરવોને પાછા ફરતા જોઈ પાંડવોએ પણ ઘોડેસ્વાર દૂતો દ્વારા બધે ફેલાયેલી પોતાની સેનાને યુદ્ધ બંધ કરવાની ખબર આપી દીધી. બંને સેનાઓના જતા રહ્યા પછી રાજાઓ પોતપોતાનાં કવચ



અને અશ્વશ્રી ઊતારીને ભીષ્મ પાસે પહોંચ્યા. કૌરવ અને પાંડવ બન્નેય પક્ષના લોકો ભીષ્મને પ્રણામ કરીને ત્યાં ઊભા રહ્યા. તે વખતે ધર્માત્મા ભીષ્મે પોતાની સામે ઊભેલા રાજાઓને સમ્બોધીને કહ્યું; 'મહાન સૌભાગ્યશાળી મહારથીઓ! હું આપનું સ્વાગત કરું છું. હે દેવ સમાન વીરો! આ વખતે આપના દર્શનથી મને બહુ સંતોષ થયો છે.' આ પ્રમાણે સર્વનું અભિનન્દન કરીને ભીષ્મે ફરીથી કહ્યું–' મારું મસ્તક નીચે લટકી રહ્યું છે. આપલોકો તેને માટે કોઈ તકીઓ લાવી દો.' આ સાંભળી રાજાઓ બહુ જ કોમળ અને ઉત્તમ ઉત્તમ તકિયા લઈ આવ્યા પરંતુ પિતામહને તે પસંદ ન આવ્યા. તેમણે હસીને કહ્યું–'રાજાઓ! આ તકિયા વીરની શય્યાને યોગ્ય નથી.' તે પછી તેમણે અર્જુન તરફ જોઈ કહ્યું–'બેટા ધનંજય! મારું મસ્તક લટકી રહ્યું છે. તેને માટે જલદી કોઈ આ શય્યાને યોગ્ય તકિઓ લાવી દે. તું સર્વ ધનુર્ધરોમાં શ્રેષ્ઠ અને શક્તિશાળી છે. તને ક્ષત્રિયધર્મનું જ્ઞાન છે અને તારી બુદ્ધિ નિર્મળ છે. માટે તું જ આ કાર્ય કરી શકે છે.'

અર્જુને 'બહુ સારું' કહીને આ આજ્ઞાનો સ્વીકાર કર્યો અને ભીષ્મની અનુમતિ લઈ પોતાનું ગાણ્ડીવ ધનુષ ઊઠાવ્યું. તેના પર ત્રણ બાણો અભિમન્ત્રિત કરીને ચઢાવ્યાં અને છોડયાં. તે બાણો ભીષ્મના મસ્તકને ઊંચું કરી નીચે ગોઠવાઈ ગયાં. 'પોતાનો અભિપ્રાય અર્જુનના સમજવામાં આવી ગયો'–એ જાણી ભીષ્મ બહુ પ્રસન્ન થયા. આ વીરોચિત તકિઓ મળતાં ભીષ્મે અર્જુનની પ્રશંસા કરતાં કહ્યું–' પાણ્ડુનન્દન! તેં આ શય્યાને યોગ્ય તકિઓ કરી દીધો. જો તું આમ ન કરત તો હું ક્રોધે ભરાઈને તને શાપ આપી દેત. મહાબાહો! પોતાના ધર્મમાં સ્થિત રહેનાર ક્ષત્રિયે સંગ્રામભૂમિમાં આ પ્રમાણે શરશય્યા પર શયન કરવું જોઈએ. અર્જુનને આમ કહીને ભીષ્મે બીજા રાજાઓ અને રાજકુમારોને કહ્યું; 'આપ લોક જુઓ, અર્જુને કેવો તકિઓ લગાવી દીધો! હવે હું સૂર્ય જ્યાંસુધી ઉત્તરાયણમાં નહિ આવે ત્યાંસુધી આ શય્યા પર પડી રહીશ. તે વખતે જેઓ મારી પાસે આવશે તેઓ મારું પરલોકગમન જોઈ શકશે. મારી આજુબાજુની પૃથ્વી ઉપર ખાઈ ખોદાવી દેવી જોઈએ આ સેંકડો બાણોથી વિંધાયેલા જ શરીરે હું સૂર્યદેવની ઉપાસના કરીશ. રાજાઓ! અન્તમાં તમને મારી પ્રાર્થના છે કે હવે તમે પરસ્પરનું વૈર છોડી યુદ્ધ બંધ કરી દો.'

ત્યારપછી શરીરમાંથી બાણ કાઢવામાં કુશળ સુશિક્ષિત વૈદ્યો પોતાની–સાધન સામગ્રી સહિત ત્યાં ઉપસ્થિત થયા. તેમને જોઈ ભીષ્મે આપના પુત્રને કહ્યું–' દુર્યોધન! આ ચિકિત્સકોને ધન આપી સમ્માનપૂર્વક વિદાય કરી દો. આ અવસ્થાએ પહોંચી ગયા પછી હવે મને વૈદ્યોનું શું કામ છે! ક્ષત્રિયધર્મમાં જે સર્વોત્તમ ગતિ છે તે મને પ્રાપ્ત થઇ છે. બાણશય્યા પર શયન કર્યા પછી હવે ચિકિત્સા કરાવવાનો મારો ધર્મ નથી. આ બાણોની સાથે જ મારો દાહસંસ્કાર થવો જોઈએ.'

પિતામહની વાત સાંભળી દુર્યોધને વૈદ્યોને ધન વગેરેથી સમ્માનિત કરી વિદાય કર્યા. જુદાજુદા દેશોના રાજાઓ જે ત્યાં એકઠા થયા હતા તેઓ ભીષ્મજીની આ ધર્મનિષ્ઠા અને સાહસ જોઈ બહુ વિસ્મિત થયા. ત્યારપછી કૌરવો અને પાંડવોએ ભીષ્મની ત્રણ વાર પ્રદક્ષિણા કરીને તેમને પ્રણામ કર્યા અને તેમની રક્ષાનો પ્રબંધ કરીને, તેઓ બધા પોતપોતાના શિબિરમાં પાછા આવ્યા.

મહારથી પાંડવો પોતાની છાવણીમાં પ્રસન્ન થઈને બેઠા હતા તે વખતે ભગવાન શ્રીકૃષ્ણે આવી યુધિષ્ઠિરને કહ્યું–'રાજન્! બહુ સૌભાગ્યની વાત છે કે આપની જીત થઈ રહી છે. ધન્ય ભાગ્ય કે ભીષ્મજી માર્યા ગયા. તેઓ સમ્પૂર્ણ શાસ્ત્રોના પારગામી મહારથી હતા. તેઓ મનુષ્યોથી અવધ્ય હતા એટલું જ નહિ, દેવતાઓ પણ તેમને જીતી નહોતા શકતા. પરન્તુ આપના તેજથી તેઓ પરાસ્ત થઇ ગયા.

યુધિષ્ઠિરે કહ્યું—' કૃષ્ણ! વિજય તો આપની કૃપાનું ફળ છે. આપ ભક્તોના ભય દૂર કરનારા છો અને અમે આપના શરણમાં પડેલા છીએ. જેની રક્ષા આપ કરતાં હોય તેનો વિજય થાય તેમાં આશ્ચર્યની વાત કાંઈ નથી. મારો તો એવો વિશ્વાસ છે કે જેણે આપનો આશ્રય લીધો હોય તેને માટે કોઈ પણ વસ્તુ આશ્ચર્યજનક નથી.' તેમણે આ પ્રમાણે કહેતાં ભગવાન મન્દ હાસ્ય કરતાં બોલ્યા—' મહારાજ! આ કથન આપને યોગ્ય જ છે.'

સંજયે કહ્યું—રાજન્! જ્યારે રાત વીતી અને સવાર થયું તો કૌરવો અને પાંડવો ભીષ્મની પાસે ઉપસ્થિત થયા. તેમણે વીરશય્યા પર સૂતેલા પિતામહને પ્રણામ કર્યા અને બધા તેમની પાસે ઊભા રહ્યા. હજારો કન્યાઓએ ત્યાં આવી ભીષ્મના શરીર પર ચન્દન ચોળ્યું

અને ધાણી અને પુષ્પમાળાઓ ચઢાવી તેમનું પૂજન કર્યું. તેમને જોવા આવનારાઓમાં સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો, ઢોલ વગાડનારાઓ, નટો, નર્તકો અને કારીગરો વગેરે દરેક પ્રકારની જનતા હતી. કૌરવો અને પાંડવો પણ યુદ્ધ બંધ કરીને કવચ તથા હથિયારો દૂર કરીને પરસ્પર પ્રેમપૂર્વક પોતપોતાની અવસ્થાના ક્રમથી પિતામહની પાસે બેઠા હતા.

બાણોના ઘાથી ભીષ્મનું શરીર બળી રહ્યું હતું. તેની પીડાથી તેમને મૂર્છા આવી જતી હતી. તેમણે ખૂબ મુશ્કેલીથી રાજાઓ તરફ જોઈ કહ્યું; 'પાણી જોઈએ' સાંભળતાં જ ક્ષત્રિયલોક ઊઠ્યા અને ચારે બાજુથી ઉત્તમોત્તમ ભોજનની સામગ્રી તથા ઠંડા જળથી ભરેલા ઘડાઓ લાવી ભીષ્મને અર્પણ કર્યાં. આ જોઈ ભીષ્મ બોલ્યા—'હવે હું પહેલાં ભોગવેલા, મનુષ્યોનાં કોઈ ભોગોનો સ્વીકાર નહિ કરું કારણ કે હવે હું મનુષ્યલોકથી છૂટો થઈ બાણશય્યા પર શયન કરી રહ્યો છું.' આ પ્રમાણે કહીને તેઓ રાજાઓની બુદ્ધિની નિન્દા કરતાં બોલ્યા—'આ વખતે હું અર્જુનને જોવા ચાહું છું.'

આ સાંભળી અર્જુન તુરત તેમની પાસે ગયો અને પ્રણામ કરીને બે હાથ જોડી વિનીતભાવે ઊભો રહી બોલ્યો—'દાદાજી! મારે માટે શી આજ્ઞા છે?' અર્જુનને આગળ ઊભેલો જોઈ ધર્માત્મા ભીષ્મે પ્રસન્ન થઈને કહ્યું—'બેટા! તારાં બાણોથી મારું શરીર બળી રહ્યું છે, મર્મસ્થાનોમાં બહુ પીડા થઈ રહી છે, મોઢું સુકાઈ જાય છે. મને પાણી આપ. તું સમર્થ છે. તું જ મને યથાયોગ્ય પાણી પાઈ શકે છે.'

અર્જુને 'બહુ સારું' કહી પિતામહની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને પોતાના રથ પર બેસી તેણે ગાણ્ડીવ ધનુષ ચઢાવ્યું. તે ધનુષનો ટંકાર સાંભળી બધાં પ્રાણીઓ થરથરી ઊઠ્યાં અને રાજાઓને પણ ખૂબ ભય થયો. અર્જુને રથ દ્વારા જ ભીષ્મની પ્રદક્ષિણા કરી અને એક દેદીપ્યમાન બાણ કાઢ્યું. પછી મન્ત્ર ભણીને તેને પર્જન્યાસ્ત્રથી સંયોજિત કર્યું. પછી બધાંનાં દેખતાં-દેખતાં જ તેણે તે ભીષ્મના મસ્તક પાસેની જમીન ઉપર માર્યું. ને લાગતાં જ પૃથ્વીમાંથી અમૃત સમાન મધુર તથા દિવ્ય ગન્ધ અને દિવ્ય રસથી યુક્ત શીતળ જળની નિર્મળ ધારા નીકળવા લાગી. તેનાથી અર્જુને દિવ્ય કર્મોવાળા પિતામહને તૃપ્ત કર્યા. અર્જુનનું આ




અલૌકિક કર્મ જોઈ ત્યાં બેઠેલા રાજાઓને બહુ વિસ્મય થયું. તેઓ બધાય ભયને લીધે કંપવા લાગ્યા તે વખતે ચારે બાજુ શંખ અને દુન્દુભિઓનો તુમુલ ધ્વનિ ગૂંજી ઊઠ્યો. ભીષ્મે તૃપ્ત થઈને સર્વની આગળ અર્જુનની પ્રશંસા કરતાં કહ્યું—મહાબાહો! તારામાં આવું પરાક્રમ હોય તેમાં આશ્ચર્યની વસ્તુ નથી. મને નારદજીએ પહેલેથી જ બતાવી દીધું હતું કે તું પુરાતન ઋષિ નર છે અને ભગવાન નારાયણની સહાયતાથી મહાન-મહાન કર્મો કરીશ, કે જે કાર્યોને ઇન્દ્ર આદિ દેવતાઓ પણ કરવાનું સાહસ કરી શકતા નથી. તું આ ભૂમણ્ડળમાં એકમાત્ર સર્વશ્રેષ્ઠ ધનુર્ધર છે. આ યુદ્ધને અટકાવવા માટે મેં તથા વિદુર, દ્રોણાચાર્ય, પરશુરામ, ભગવાન શ્રીકૃષ્ણ અને સંજયે પણ વારંવાર કહ્યું; પરન્તુ દુર્યોધને કોઈનું પણ સાંભળ્યું નહિ. તેની બુદ્ધિ વિપરીત થઈ ગઈ છે, તે બેહોશ જેવો રહે છે અને કોઈની વાત પર વિશ્વાસ નથી કરતો; હંમેશાં શાસ્ત્રથી વિરુદ્ધ આચરણ કરે છે. ખેર, તેનું ફળ તેને મળશે; ભીમસેનના બળથી અપમાનિત થઈને તે માર્યો જશે અને સદાને માટે રણભૂમિમાં સૂઈ રહેશે.

ભીષ્મની આ વાત સાંભળી દુર્યોધનનું મન બહુ જ દુઃખી થઈ ગયું. તેને જોઈ પિતામહે કહ્યું—'રાજન્! ક્રોધ છોડી દે અને મારી વાત પર ધ્યાન આપ. આ તો તેં જોયું ને કે અર્જુને કેવી રીતે શીતળ, મધુર અને સુગન્ધિત જળની ધારા પ્રકટ કરી છે? આવું પરાક્રમ કરનાર આ જગતમાં કોઈ બીજો નથી. આગ્નેય, વારુણ, સૌમ્ય, વાયવ્ય, વૈષ્ણવ, ઐન્દ્ર, પાશુપત, બ્રાહ્મ, પારમેષ્ઠ્ય, પ્રાજાપત્ય, ધાત્ર, ત્વાષ્ટ્ર, સાવિત્ર, વૈવસ્વત ઇત્યાદિ અસ્ત્રોને આ સંસારમાં અર્જુન અથવા ભગવાન શ્રીકૃષ્ણ

જ જાણે છે. ત્રીજા કોઈને પણ તેમનું જ્ઞાન નથી. આથી અર્જુનને ગમે તે પ્રકારે પણ યુદ્ધમાં જીતવો અસંભવિત છે. તેનાં બધાં કર્મો અલૌકિક છે. તેથી મારો એવો અભિપ્રાય છે કે તું પાંડવોની સાથે જલદી સન્ધિ કરી લે. જ્યાંસુધી ભગવાન શ્રીકૃષ્ણ કોપ ન કરે, જ્યાંસુધી ભીમ; અર્જુન, નકુળ અને સહદેવ તારી સેનાનો સર્વનાશ ન કરી નાખે તે પહેલાં પાંડવોની સાથે તારો મિત્રભાવ થઈ જાય તેને હું સારું ગણું છું. પ્રિય'માગ મારવની સાથે જ આ યુદ્ધની સમાપ્તિ કરી દે, શાન્ત થઈ જા, મારું કહ્યું માન, તેમાં જ તારું અને તારા કુળનું કલ્યાણ છે. અર્જુને જે પરાક્રમ બતાવ્યું છે તે તને સચેત કરવા માટે પૂરતું છે. હવે તમારામાં પ્રેમભાવ વધે અને યુદ્ધથી બચેલા રાજાઓના જીવનની રક્ષા થાય તેમ કર. પાંડવોને અર્ધું રાજ્ય આપી દે અને યુધિષ્ઠિર ઇન્દ્રપ્રસ્થમાં જઈને રહે. બધા રાજાઓ પ્રેમપૂર્વક એકબીજાને મળે અને પિતા-પુત્રો, મામા-ભાણેજો અને ભાઈ-ભાઈઓ એક સાથે મળીને રહે. જો તું મોહવશ અથવા મૂર્ખતાને લીધે મારી આ વાત પર ધ્યાન નહિ આપે તો અન્તે પસ્તાવું પડશે, સર્વનો નાશ થઈ જશે— આ હું તને સાચેસાચી વાત કહું છું.'

ભીષ્મજી સુહૃદ્‌ભાવથી આટલી વાત કહીને બંધ થઈ ગયા. પછી તેમણે પોતાનું મન પરમાત્મામાં લગાવ્યું. જેમ મરનાર મનુષ્યને દવા પીવું સારું નથી લાગતું-બરાબર તે જ પ્રમાણે દુર્યોધનને ભીષ્મની તે વાત પસન્દ ન આવી.

ત્યારપછી ભીષ્મજી મૌન થઈ જતાં બધા રાજાઓ પોતપોતાના શિબિરોમાં ચાલ્યા આવ્યા. આ જ વખતે કર્ણ ભીષ્મના મર્યા ગયાના સમાચાર સાંભળી કંઈક ભયભીત થઈને જલદીથી તેમની પાસે આવ્યો. તેમને શરશય્યા પર પડેલા જોઈ તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે ગદ્‌ગદ્‌-સ્વરે કહ્યું; 'મહાબાહુ ભીષ્મજી! જેને આપ સદા દ્વેષભરી દૃષ્ટિથી જોતા હતા તે જ હું રાધાનો પુત્ર કર્ણ આપની સેવામાં ઉપસ્થિત છું' આ સાંભળી ભીષ્મે આંખનાં પોપચાં ઉઘાડી કર્ણ તરફ જોયું. ત્યારબાદ તે સ્થાનને સૂનું જોઈ પહેરેદારોને પણ ત્યાંથી દૂર કર્યા. પછી જેમ પિતા પુત્રને ગળે લગાવે તેમ એક હાથથી કર્ણને ખેંચીને હૃદય સાથે લગાવતાં ભીષ્મે સ્નેહપૂર્વક કહ્યું-'આવ, મારા પ્રતિસ્પર્ધી! તું સદા



મારી સાથે વિરોધીભાવ રાખતો આવ્યો છે. જો તું મારી પાસે ન આવત તો જરૂર તારું કલ્યાણ ન થાત. હે 'મહાબાહો! તું રાધાનો નહિ, કુન્તીનો પુત્ર છે. તારા પિતા અધિરથ નથી, સૂર્ય છે.—આ તદ્દન સાચી વાત છે. તેમાં જરા પણ સન્દેહ નથી. આ વાત મને વ્યાસજી અને નારદજી પાસેથી જાણવા મળી છે. પ્રિય! હું સાચું કહું છું કે તારી સાથે મારો જરા પણ દ્વેષ નથી. તું વિના કારણે જ પાંડવો પર આક્ષેપ કરતો હતો તેથી તારી આ ખરાબ વૃત્તિ દૂર કરવા માટે જ હું તને કઠોર વચન કહેતો હતો. નીચ પુરુષોનો સંગ કરવાથી તારી બુદ્ધિ ગુણવાનો સાથે પણ દ્વેષ કરવા લાગી છે આ કારણને લીધે જ કૌરવોની સભામાં મેં તને કટુ વચનો સંભળાવ્યાં છે. હું જાણું છું કે યુદ્ધમાં તારું પરાક્રમ શત્રુઓને માટે અસહ્ય છે. તું બ્રાહ્મણોનો ભક્ત છે, શૂરવીર છે અને દાનમાં તારી ખૂબ નિષ્ઠા છે. મનુષ્યોમાં તારા સમાન ગુણવાન કોઈ નથી. બાણ મારવામાં, અસ્ત્રનું સન્ધાન કરવામાં, હાથની સ્ફૂર્તિમાં, અસ્ત્રબળમાં તું અર્જુન અને શ્રીકૃષ્ણના સમાન છે તું ધૈર્યપૂર્વક યુદ્ધ કરે છે તથા તેજ અને બળમાં દેવતાઓ તુલ્ય છે. યુદ્ધમાં તારું પરાક્રમ મનુષ્યોથી અધિક છે પહેલાં તારા પ્રત્યે મારો જે ક્રોધ હતો તેને મેં દૂર કરી દીધો છે. મને નિશ્ચય થઈ ગયો છે કે પુરુષાર્થથી દૈવના વિધાનને પલટી શકાતું નથી. પાંડવો તારા સહોદર ભાઈ છે. જો તું મારું પ્રિય કરવા ચાહતો હોય તો તેમની સાથે મેળ કરી લે. મારી સાથે જ આ વેરનો અન્ત આવી જાય અને ભૂમંડળના રાજાઓ આજથી સુખી થાય.'

કર્ણે કહ્યું—મહાબાહો! આપે જે કહ્યું કે હું સૂતપુત્ર નથી પણ કુન્તીનો પુત્ર છું તે મને પણ માલુમ




અલૌકિક બળથી અર્જુને કરેલી પિતામહની તૃષાશાન્તિ

છે. પરન્તુ કુન્તીએ તો મને ત્યજી દીધો અને સૂતે મારું પાલન-પોષણ કર્યું છે. આજ સુધી દુર્યોધનનું ઐશ્વર્ય ભોગવતો રહ્યો છું, હવે તેને હરામ કરવાની મારામાં શક્તિ નથી. જેમ વસુદેવનન્દન શ્રીકૃષ્ણ પાંડવોની સહાયતામાં દૃઢ છે તેમ મેં પણ દુર્યોધનને માટે મારું શરીર, ધન, સ્ત્રી પુત્ર અને યશને અર્પણ કરી દીધાં છે. જે વસ્તુ અવશ્ય થનારી છે તેને પલટાવી શકાતી નથી. પુરુષાર્થદ્વારા દૈવના વિધાનને કોણ મટાડી શકે છે ! આપને પણ પૃથ્વીનો નાશ સૂચવનારા અપશુકનો માલુમ પડ્યા હતા. તે આપે સભામાં બતાવ્યા પણ હતા. હું પાંડવો અને ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણું છું. તેઓ મનુષ્યોને માટે અજેય છે. છતાં પણ મારા મનમાં એવો વિશ્વાસ છે કે હું પાંડવોને રણમાં જીતી લઈશ. આ વૈર બહુ જ વધી ગયું છે. હવે તે શમી જાય તે કઠિન છે. તેથી હું મારા ધર્મમાં દૃઢ રહીને પ્રસન્નતાપૂર્વક અર્જુન સાથે યુદ્ધ કરીશ. યુદ્ધ કરવા માટે મેં નિશ્ચય કરી લીધો છે, હવે આપ આજ્ઞા આપો. આપની આજ્ઞા લઈને જ યુદ્ધ કરવાનો મારો વિચાર છે. આજ સુધી મારી ચપળતાને લીધે મેં જે કંઈ કડવાં વચન કહ્યાં હોય અથવા પ્રતિકૂળ આચરણ કર્યું હોય તેને આપ ક્ષમા કરો.

ભીષ્મ બોલ્યા—કર્ણ ! જો આ દારુણ વૈર મટી શકતું ન હોય તો હું તને યુદ્ધને માટે આજ્ઞા આપું છું. તું સ્વર્ગની ઇચ્છાથી જ યુદ્ધ કર. ક્રોધ અને દ્વેષ છોડીને પોતાની શક્તિ અને ઉત્સાહ અનુસાર રણમાં પરાક્રમ બતાવ, સદા સત્પુરુષોના આચરણનું પાલન કર. અર્જુન સાથે યુદ્ધ કરીને તું ક્ષત્રિયધર્મથી પ્રાપ્ત થનારા લોકોમાં જઈશ. અહંકાર છોડીને પોતાના બળ અને પરાક્રમનો ભરોસો રાખીને યુદ્ધ કર. ક્ષત્રિયને માટે ધર્મયુક્ત યુદ્ધથી અધિક *બીજું કોઈ કલ્યાણનું* સાધન નથી. કર્ણ ! મેં શાન્તિને માટે મહાન પ્રયત્ન કર્યો છે, પરન્તુ તેમાં સફળ ન થઈ શક્યો. આ હું તને સાચે સાચું કહી રહ્યો છું.

રાજન ! ભીષ્મ આ પ્રમાણે કહી રહ્યા ત્યારે કર્ણે તેમને પ્રણામ કર્યાં અને તેમની આજ્ઞા લઈ રથ પર બેસીને આપના પુત્ર દુર્યોધનની પાસે ચાલ્યો ગયો.

## ભીષ્મપર્વ સમાપ્ત



श्रीगणेशाय नमः ।

# સંક્ષિપ્ત મહાભારત

## દ્રોણપર્વ

### કર્ણનું યુદ્ધને માટે તૈયાર થવું તથા દ્રોણાચાર્યનો સેનાપતિ-પદ પર અભિષેક

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

અન્તર્યામી નારાયણસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને, તેમના નિત્યસખા નરસ્વરૂપ નરશ્રેષ્ઠ અર્જુનને, તેમની લીલા પ્રકટ કરનારી ભગવતી સરસ્વતીને અને તેના વક્તા મહર્ષિ વેદવ્યાસને નમસ્કાર કરીને આસુરી સંપત્તિઓ ઉપર વિજય અને અન્તઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવા માટે મહાભારત ગ્રન્થને વાંચવો જોઈએ.

**રાજા જનમેજયે પૂછયું**—બ્રહ્મન્ ! પિતામહ ભીષ્મને પાંચાલરાજકુમાર શિખણ્ડીના હાથથી મરાએલા સાંભળીને રાજા ધૃતરાષ્ટ્ર તથા તેમના પુત્ર દુર્યોધને શું કર્યું તે પ્રસંગ આપ મને સંભળાવો !

**વૈશમ્પાયન બોલ્યા**—રાજન્ ! ભીષ્મના મૃત્યુના સમાચાર સાંભળીને રાજા ધૃતરાષ્ટ્ર એકદમ ચિન્તા અને શોકમાં ડૂબી ગયા. એમના મનની સંપૂર્ણ શાન્તિ નાશ પામી. રાત-દિવસ એમના ઉપર દુઃખના જ વિચારો ઘેરાઈ વળ્યા. એટલામાં તેમની પાસે વિશુદ્ધ હૃદયવાળો સંજય આવ્યો. તે કૌરવોની છાવણીમાંથી રાતમાં જ હસ્તિનાપુર આવી પહોંચ્યો હતો. તેના મુખથી ભીષ્મના મૃત્યુનું વિવરણ સાંભળી રાજા ધૃતરાષ્ટ્રને બહુ ભારે ખેદ થયો. તેઓ વિહ્વળ થઈને રોવા લાગ્યા અને ફરી પૂછ્યું; 'તાત ! મહાત્મા ભીષ્મને માટે અત્યન્ત શોકાતુર થઈને પછી કૌરવોએ શું કર્યું ? વીર પાંડવોની વિશાળ અને વિજયી સેના તો ત્રણે લોકમાં અત્યન્ત ભય ઉત્પન્ન કરી શકે છે. અરે ભલા, હવે દુર્યોધનની સેનામાં એવો કોણ મહારથી છે કે જેની ઉપસ્થિતિમાં આવો મહાન ભય સામે આવવા છતાં પણ વીરોનું ધૈર્ય તૂટે નહિ.

**સંજયે કહ્યું**—રાજન્ ! ભીષ્મના મરી ગયા પછી આપના પુત્રોએ શુંશું કર્યું તે આપ ધ્યાન દઈને સાંભળો. તેમનું મૃત્યુ થતાં કૌરવો અને પાંડવો બન્ને જુદાજુદા વિચાર કરવા લાગ્યા. તેઓએ ક્ષાત્ર ધર્મની નિન્દા કરતાં મહાત્મા ભીષ્મને પ્રણામ કર્યા. પછી તેમના રક્ષાની ગોઠવણ કરીને પરસ્પર તેમની જ ચર્ચા કરવા લાગ્યા. ત્યારપછી પિતામહની આજ્ઞા લઈ તેમની પ્રદક્ષિણા કરીને તેઓ ફરી આપસમાં યુદ્ધ કરવા માટે કમર કસીને ચાલી નીકળ્યા. થોડી જ વારમાં રણશીંગાં અને ભેરીઓના અવાજો સાથે આપના પુત્રોની અને પાંડવોની સેનાઓ યુદ્ધ કરવા માટે નીકળી પડી.



રાજન્ ! આપના પુત્રો અને આપની અણસમજને લીધે તથા ભીષ્મનો વધ થઈ જવાથી કૌરવો અને તેમના પક્ષના બધા રાજાઓ મૃત્યુની નજીક આવી પહોંચ્યા છે. ભીષ્મ ન રહેવાથી કૌરવોની આખી સેના અનાથ જેવી થઈ રહી છે. તેમને ખોઈને સર્વને બહુ જ શોક થયો છે. જે પ્રકારે કોઈ આપત્તિ આવી પડતાં પોતાનો બન્ધુ

યાદ આવે છે એ પ્રમાણે હવે કૌરવ વીરોનું ધ્યાન કર્ણ તરફ ગયું; કારણ કે તે ભીષ્મના જેવો જ ગુણવાન તથા સમસ્ત શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને અગ્નિ સમાન તેજસ્વી હતો. કર્ણ બે રથીઓ બરાબર હતો, પરન્તુ ભીષ્મે બળવાન અને પરાક્રમી રથીઓની ગણના કરતી વખતે તેને અર્ધરથી ઠરાવ્યો હતો. આથી દશ દિવસ સુધી—જ્યાંસુધી પિતામહે યુદ્ધ કર્યું ત્યાંસુધી-મહાયશસ્વી કર્ણે સંગ્રામભૂમિમાં પગ પણ મૂક્યો ન હતો. હવે સત્યપ્રતિજ્ઞ ભીષ્મ ધરાશાયી થતાં આપના પુત્રોએ કર્ણને યાદ કર્યો, અને તેઓ 'હવે તમારે લડવાનો સમય આવી ગયો છે'—આ પ્રમાણે કહીને 'કર્ણ! કર્ણ!'-એમ પોકારવા લાગ્યા.




હવે મહારથી કર્ણ, સમુદ્રમાં ડૂબતી નૌકા સમાન આપના પુત્રની સેનાને આપત્તિમાંથી પાર કરવા માટે તુરત જ કૌરવોની પાસે આવ્યો અને કહેવા લાગ્યો; 'ભીષ્મજીમાં ધૈર્ય, બુદ્ધિ, પરાક્રમ, ઓજ, સત્ય, સ્મૃતિ આદિ સર્વ વીરોચિત ગુણો હતા. તેમની પાસે દિવ્ય અસ્ત્રો પણ હતાં, તેમજ નમ્રતા, લજ્જા, મધુર ભાષણ અને સરળતા પણ તેમનામાં રહેલાં હતાં, તેઓ બીજાઓના ઉપકારોને યાદ રાખનારા તથા બ્રાહ્મણદ્વેષીઓના વિરોધી હતા. તેમના શાન્ત થઈ જવાથી તો મને બધા વીરોનો અન્ત થઈ ગયા જેવું જણાય છે.' આ પ્રમાણે કહીને તથા મહાપ્રતાપી ભીષ્મનું મૃત્યુ તથા કૌરવોના પરાજયનો વિચાર કરીને કર્ણને બહુ જ ખેદ થયો અને તે આંખોમાં આંસુ ભરીને લાંબાલાંબા શ્વાસ લેવા લાગ્યો. કર્ણનાં આ વચન સાંભળીને આપના પુત્રો અને સૈનિકો પણ આપસમાં શોક પ્રકટ કરવા લાગ્યા અને અત્યન્ત દુઃખી થઈને આંખોથી આંસુ વહાવતા ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યા. હવે રથીઓમાં શ્રેષ્ઠ કર્ણે અન્ય મહારથીઓનો ઉત્સાહ વધારતાં કહ્યું: 'ભીષ્મજીનું પતન થવાથી કોઈ સેનાપતિ ન હોવાને લીધે કૌરવોની સેના બહુ જ ગભરાઈ ગઈ છે. શત્રુઓએ તેને નિરુત્સાહ અને અનાથ કરી દીધી છે. પરન્તુ હવે હું ભીષ્મજીની માફક જ તેની રક્ષા કરીશ. મને લાગે છે કે હવે આ સંપૂર્ણ ભાર મારા ઉપર જ છે. હું રણભૂમિમાં ઘૂમીઘૂમીને મારાં બાણોથી પાંડવોને યમરાજને ઘેર મોકલી દઈશ અને સમસ્ત સંસારમાં મારો મહાન યશ પ્રકટ કરીને રહીશ. અથવા શત્રુઓના હાથથી મરી ને પૃથ્વી પર શયન કરીશ.' પછી પોતાના સારથીને કહ્યું; 'સૂત! તું મને કવચ અને શીર્ષત્રાણ (માથાનું રક્ષણ કરતો ટોપ) પહેરાવ અને જલદીથી મારા રથને સોળ ભાથા, દિવ્ય ધનુષ, તલવાર, શક્તિ, ગદા અને શંખ વગેરે સામગ્રીઓથી સજાવીને ઘોડા જોડીને લઈ આવ.'

સંજય કહે છે—રાજન! આ પ્રમાણે કર્ણ યુદ્ધની



સમર્થોથી ભરેલા ધ્વજ-પતાકાઓથી સુશોભિત એક સુન્દર રથ પર ચઢીને વિજય પ્રાપ્ત કરવા માટે ચાલ્યો અને સૌથી પહેલાં શરશય્યા પર પોઢેલા અતુલ તેજસ્વી મહાત્મા ભીષ્મની પાસે પહોંચ્યો. તેમને જોતાં જ કર્ણ વ્યાકુળ થઇ ગયો. તેણે રથમાંથી ઊતરી હાથ જોડીને બીમને પ્રણામ કર્યા. પછી નેત્રોમાં પાણી ભરીને ગદ્‌ગદ અવાજે બોલ્યો; 'ભરતશ્રેષ્ઠ! હું કર્ણ છું. આપનું કલ્યાણ થાઓ. આપ આપની પવિત્ર દૃષ્ટિથી મારા તરફ જુઓ અને મંગલમય શબ્દોથી મને અનુગૃહીત કરો. મને ધનસંગ્રહ, મન્ત્રણા, વ્યૂહરચના અને શસ્ત્રસંચાલનમાં આપના સમાન બીજો કોઈ કૌરવોમાં જણાતો નથી. આપના સિવાય એવો બીજો કોણ છે કે જે અર્જુન સાથે લોહું લઈ શકે. મોટા મોટા બુદ્ધિમાનોનું આ જ કહેવું છે કે અર્જુનની પાસે અનેક દિવ્ય અસ્ત્રો છે અને તે નિવાતકવચ વગેરે અમાનવોની (મનુષ્યથી જુદી યોનિવાળાઓની) સાથે તથા સ્વયં મહાદેવજી સાથે પણ યુદ્ધ કરી ચૂક્યો છે. સાથે જ તેણે ભગવાન શંકર પાસેથી અજિતેન્દ્રિય પુરુષો માટે દુર્લભ એવું વરદાન પણ પ્રાપ્ત કર્યું છે. તો પણ આપની આજ્ઞા હતાં હું આજે જ મારા પરાક્રમથી તેને નષ્ટ કરી શકું છું'




રાજન્! કર્ણે આ પ્રમાણે કહેતાં કુરુવૃદ્ધ પિતામહે પ્રસન્ન થઈને દેશ અને કાળને અનુસાર તેને કહ્યું: 'કર્ણ! તમે શત્રુઓનું માન મર્દન કરનાર અને મિત્રોનો આનન્દ વધારનાર થાઓ. ભગવાન વિષ્ણુ જેવા દેવતાઓના આધાર છે તેવા તમે કૌરવોના આધાર બનો. દુર્યોધનના જયની ઇચ્છાથી જ તમે પોતાના બાહુબળથી ઉત્કલ, મેકલ, પૌંડ્ર, કલિંગ, અન્ધ્ર, નિષાદ, ત્રિગર્ત અને બાહ્લીક દેશના રાજાઓને પરાસ્ત કર્યા હતા. તે સિવાય બીજી કેટલીય જગાએ તમે અનેક વીરોને નીચું જોવડાવ્યું હતું. ભાઈ! જુઓ, જેમ દુર્યોધન કૌરવોની નાવ ચલાવે છે તેમ તમે પણ તેને પૂરેપૂરો આશ્રય આપશો. જાઓ, હું તમને આશીર્વાદ આપું છું: તમે શત્રુઓની સાથે સંગ્રામ કરો અને યુદ્ધમાં કૌરવોના માર્ગદર્શક બનો અને દુર્યોધનને જય પ્રાપ્ત કરાવો. દુર્યોધનની જેમ તમે પણ મારા પૌત્ર સમાન જ છો. ધર્મથી તો હું જેવો તેનો હિતૈષી છું તેવો તમારો પણ છું.'

ભીષ્મની આ વાત સાંભળી કર્ણે તેમના ચરણોમાં પ્રણામ કર્યા અને પછી તે સેના તરફ ચાલ્યો, અને તેને ઉત્સાહિત કરી. કર્ણને સમસ્ત સેનાની આગળ જોઈ દુર્યોધન વગેરે સર્વ કૌરવ વીરોને પણ બહુ હર્ષ થયો. તેઓ સાથળો ઠોકતા ઊછળી ઊછળીને સિંહનાદ કરવા લાગ્યા તથા ધનુષનો ટંકાર કરીને કર્ણનું સ્વાગત કરવા લાગ્યા. પછી કર્ણને દુર્યોધને કહ્યું: 'કર્ણ! હવે તમે અમારી સેનાનું રક્ષણ કરશો તેથી હું મારી સેનાને સનાથ સમજું છું. તમે એ વાતનો નિર્ણય કરો કે શું કરવાથી અમારું હિત થઈ શકે છે?'

કર્ણે કહ્યું—રાજન્! આપ તો બહુ બુદ્ધિમાન છો, આપ આપના વિચાર જણાવો. કારણ કે રાજા પોતે જેવો કર્તવ્યનો નિશ્ચય કરી શકે છે તેવો બીજો પુરુષ કરી શકતો નથી. તેથી હું તમારો જ મત સાંભળવા ચાહું છું.

દુર્યોધને કહ્યું—પહેલાં આયુષ્ય, બળ અને વિદ્યામાં અધિક એવા પિતામહ ભીષ્મ અમારા સેનાપતિ હતા. તેમણે બધા યોદ્ધાઓને સાથે રાખીને શત્રુઓનો સંહાર કર્યો, તથા ભીષણ યુદ્ધ કરતાં કરતાં દશ દિવસ સુધી અમારી રક્ષા કરી. હવે તો તેઓ સ્વર્ગવાસની તૈયારીમાં છે. તેથી તેમને સ્થાને તમારા વિચાર પ્રમાણે કોણ સેનાપતિ બનાવવા યોગ્ય છે? સેનાપતિ વગર તો સેના એક ક્ષણ પણ સ્થિર રહી શકતી નથી. જે પ્રમાણે નાવિક વગર નૌકા અને સારથી વગર રથ ગમે ત્યાં જઈ નાશ પામે છે તે પ્રમાણે સેનાપતિ વિનાની સેના

એકાણુ થઇ નાશ પામે છે. આથી મારા પક્ષના સર્વ વીરો તરફ દૃષ્ટિ કરીને તમે નિશ્ચય કરો કે ભીષ્મની પછી કોને સેનાપતિ બનાવવો. આ પદને માટે તમે જેને કહેશો તેને હું સહર્ષ મારો સેનાપતિ બનાવીશ.

કર્ણ બોલ્યો—અહિં જેટલા રાજાઓ ઉપસ્થિત છે તે સર્વ મહાન પ્રભાવવાળા છે અને નિઃસન્દેહ આ પદને યોગ્ય છે. તેઓ બધા જ કુલીન, કસાએલા શરીરવાળા, યુદ્ધકળામાં કુશળ તથા બળ, પરાક્રમ અને બુદ્ધિથી યુક્ત છે. બધાય શાસ્ત્રજ્ઞ, બુદ્ધિમાન અને યુદ્ધમાં પીઠ ન બતાવનાર છે. પરંતુ એકીસાથે બધાને સેનાપતિ તો બનાવી શકાય નહિ તેથી જે એકમાં સૌથી અધિક ગુણો હોય તેને આ પદ ઉપર નિયુક્ત કરવો જોઇએ. આમાં મારા વિચાર પ્રમાણે તો સમસ્ત શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ આચાર્ય-દ્રોણને જ સેનાપતિ બનાવવા યોગ્ય છે. કારણ કે તેઓ સર્વ યોદ્ધાઓના આચાર્ય અને ગુરુ છે તથા વયોવૃદ્ધ પણ છે. તેઓ સાક્ષાત્ શુક્રાચાર્ય અને બૃહસ્પતિ સમાન નિપુણ છે તથા તેમને કોઇ પરાસ્ત નથી કરી શકતું. આથી તેમના હોવા છતાં બીજો કોણ અમારો સેનાનાયક થઇ શકે? આપના આ ગુરુદેવ સર્વ સેનાપતિઓમાં, સર્વ શસ્ત્રધારીઓમાં અને સમસ્ત બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે. એથી જેમ દેવતાઓએ સ્વામિકાર્તિકને પોતાના સેનાધ્યક્ષ બનાવ્યા હતા તેમ આપ પણ તેમને સેનાનાયક બનાવો

કર્ણની આ વાત સાંભળી દુર્યોધને સેનાની વચ્ચે ઊભેલા આચાર્ય દ્રોણની પાસે જઇ કહ્યું; 'ભગવન્! વર્ણ, કુલ ઉત્પત્તિ, વિદ્યા, વય, બુદ્ધિ, પરાક્રમ, યુદ્ધકૌશલ, અજેયતા, અર્થજ્ઞાન, નીતિ, વિજય, તપસ્યા, અને કૃતજ્ઞતા વગેરે સર્વ ગુણોમાં આપ સૌથી અધિક છો. આપના જેવો રાજાઓમાં પણ કોઇ અમારો રક્ષક નથી. આથી ઇન્દ્ર જેમ દેવતાઓની રક્ષા કરે છે તે રીતે આપ અમારી રક્ષા કરો. અમે આપને નેતા બનાવીને જ શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવા ચાહીએ છીએ. માટે આપ અમારા સેનાપતિ બનવાની કૃપા કરો. જો આપ અમારા સેનાપતિ બની જશો તો અમે જરૂર રાજા યુધિષ્ઠિરને તેમના અનુયાયીઓ અને બન્ધુબાન્ધવો સહિત જીતી લઇશું.'

દુર્યોધને આ પ્રમાણે કહેતાં તેમને હર્ષિત કરતાં બધા રાજાઓએ દ્રોણાચાર્યનો જયજયકાર કર્યો. તેઓ બધા દ્રોણાચાર્યનો ઉત્સાહ વધારવા લાગ્યા, ત્યારે આચાર્યે દુર્યોધનને કહ્યું, 'રાજન્! હું છ અંગો સહિત વેદ, મનુએ કહેલ અર્થશાસ્ત્ર, ભગવાન શંકરની આપેલી બાણવિદ્યા અને કેટલીયે પ્રકારનાં અસ્ત્રશસ્ત્રોને જાણું છું. તમે






વિજયની અભિલાષાથી મારામાં જે જે ગુણો બતાવ્યા છે તે સર્વને યોગ્ય રહી હું પાંડવોની સાથે સંગ્રામ કરીશ; પરન્તુ હું દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નનો વધ કોઈ રીતે કરી શકીશ નહિ; કારણ કે તેની ઉત્પત્તિ તો મારા જ વધને માટે થએલી છે.'

રાજન્! આ પ્રમાણે આચાર્યની અનુમતિ મળતાં આપના પુત્ર દુર્યોધને તેમનો વિધિપૂર્વક સેનાપતિના પદ ઉપર અભિષેક કર્યો. તે વખતે વાજિન્ત્રોના ઘોષથી અને શંખોના ધ્વનિથી બધા લોકોએ હર્ષ પ્રકટ કર્યો. તથા પુણ્યાહવાચન, સ્વસ્તિવાચન, સૂત અને માગધોનાં સ્તુતિગાન અને બ્રાહ્મણોના જયજયકારથી આચાર્યનું સમ્માન કરવામાં આવ્યું. દ્રોણ સેનાપતિ થતાં સર્વ લોકો એમ જ સમજવા લાગ્યા કે હવે આપણે પાંડવોને જીતી લીધા.

## દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા તથા તેમનું પહેલા દિવસનું યુદ્ધ

**સંજયે કહ્યું**—રાજન્! સેનાપતિનો અધિકાર પ્રાપ્ત કરીને મહારથી દ્રોણ પોતાની સેનાની વ્યૂહરચના કરીને આપના પુત્રો સહિત યુદ્ધક્ષેત્રમાં ગયા. તેમની જમણી બાજુ સિન્ધુરાજ જયદ્રથ, કલિંગ દેશનો રાજા અને આપનો પુત્ર વિકર્ણ ચાલી રહ્યા હતા. તેમની રક્ષાને માટે ગાન્ધાર દેશના ઘોડેસ્વારોની સેના સાથે શકુનિ પાછળ ચાલી રહ્યો હતો. ડાબી બાજુ કૃપાચાર્ય ચિત્રસેન, કૃતવર્મા, વિવિંશતિ અને દુઃશાસન વગેરે વીરો હતા. તેમના રક્ષણનો ભાર સુદક્ષિણ વગેરે કમ્બોજ દેશના વીરો ઉપર હતો. તેમની સાથે શક અને યવન વીરોની સેના પણ ચાલી રહી હતી. મદ્ર, ત્રિગર્ત, અમ્બષ્ઠ, માલવ શિબિ, શૂરસેન, શૂદ્ર, મલદ, સૌવીર, કિતવ તથા પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણના દેશોના બધા યોદ્ધાઓ આપના પુત્રોની સાથે દુર્યોધન અને કર્ણની પાછળપાછળ ચાલી રહ્યા હતા. તેઓ સર્વ પોતપોતાની સેનાઓનું બળ અને ઉત્સાહ વધારી રહ્યા હતા. સમસ્ત યોદ્ધાઓમાં શ્રેષ્ઠ કર્ણ સેનામાં સામર્થ્ય ઉત્પન્ન કરતો સર્વની આગળ ચાલી રહ્યો હતો. આજ કર્ણને જોઈને કોઈને ભીષ્મની ખોટ ખૂંચતી ન હતી. બધાંના મુખમાં એ જ વાત હતી કે 'આજ કર્ણને જોઈ પાંડવો રણક્ષેત્રમાં ટકી નહિ શકે. અરે, કર્ણ તો દેવતાઓ સહિત સ્વયં ઈન્દ્રને પણ જીતી શકે છે, તો પછી આ બળ અને પરાક્રમથી હીન પાંડવોની તો વાત જ શું? ભીષ્મ પણ હતા તો બહુ જ પરાક્રમી પરન્તુ તેઓ પાંડવોને બચાવી બચાવીને લડતા હતા, પણ હવે કર્ણ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેમને હતા ન હતા કરી દેશે.'

રાજન્! આ પ્રમાણે એ બધા સૈનિકો કર્ણની પ્રશંસા કરતા અને મનમાં-ને-મનમાં તેનો આદર કરતા ચાલી રહ્યા હતા. રણક્ષેત્રમાં પહોંચીને આચાર્ય દ્રોણે પોતાની સેનાનો શકટવ્યૂહ બનાવ્યો. આ બાજુ ધર્મરાજાએ પાંડવોની સેનાનો ક્રૌંચવ્યૂહ બનાવી રાખ્યો હતો. તે વ્યૂહના અગ્ર ભાગમાં પુરુષશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને અર્જુન ઊભાઊભા વાનરના ચિહ્નવાળી ધ્વજા ફરકાવી રહ્યા હતા. આ બાજુ આપની સેનાના મુખ પર કર્ણ હતો. કર્ણ અને અર્જુન એકબીજા ઉપર વિજય મેળવવા માટે ઉતાવળા થઈ રહ્યા હતા. બન્નેય એકબીજાના પ્રાણ લેવાની ઈચ્છાવાળા હતા, આથી બન્નેય એકબીજા ઉપર ડોળા કાતરી રહ્યા હતા. આ જ વખતે મહારથી દ્રોણ એકાએક આગળ વધ્યા અને સમ્પૂર્ણ સેનાની વચ્ચે આવીને આપના પુત્રને કહેવા લાગ્યાઃ–'રાજન્! તમે ભીષ્મજીના પછી મને સેનાપતિ-પદ પર પ્રતિષ્ઠિત કર્યો છે તેથી હું તમને તેને યોગ્ય ફળ આપવા ચાહું છું. બતાવો હું તમારું શું કામ કરું? તમારી જે ઈચ્છા હોય તે વર મારી પાસેથી માગી લો.'

આ ઉપર રાજા દુર્યોધને કર્ણ અને દુઃશાસન વગેરે સાથે મસલત કરીને આચાર્યને કહ્યું; 'જો આપ મને વર આપવા ચાહો છો તો મહારથી યુધિષ્ઠિરને જીવતા જ પકડીને મારી પાસે લઈ આવો.' આ સાંભળી આચાર્યે કહ્યું; 'તમે કુન્તીનન્દન યુધિષ્ઠિરને કેદ કરવા જ ચાહો છો, તેમનો વધ કરવા માટે તમે વર ન માગ્યો તે તેમનું ભાગ્ય છે. પરન્તુ દુર્યોધન! તેમને મરાવી નાખવાની તમને કેમ ઈચ્છા નથી? પાંડવોને જીત્યા પછી ફરી પાછું યુધિષ્ઠિરને જ રાજ્ય સોંપી તમે તમારો ભ્રાતૃસ્નેહ તો બતાવવા નથી માગતા ને? ધર્મરાજ પર તમારો પ્રેમ છે તેથી તે બહુ ભાગ્યવાન્ છે, તેમનો જન્મ સફળ છે અને તેમનું અજાતશત્રુપણું પણ સિદ્ધ થાય છે.' (જે મનુષ્યને કોઈ શત્રુ ન થયો હોય તે અજાતશત્રુ કહેવાય છે.)

રાજન્! આચાર્યે આ પ્રમાણે કહેતાં આપના પુત્રના હૃદયમાં હંમેશાં જે ભાવ છુપાએલો હતો તે એકદમ બહાર પ્રકટ થઈ ગયો. તે પ્રસન્ન થઈને બોલી ઊઠ્યો;

'આચાર્યપાદ! યુધિષ્ઠિરને મારી નાખવાથી મારો વિજય થઈ નથી શકતો. કારણ કે કદાચ તેમને તો મારી પણ નાખી શકાય, પરન્તુ બાકીના પાંડવો અવશ્ય અમને નષ્ટ કરી દેશે. બધા પાંડવોને તો દેવતાઓ પણ નષ્ટ કરી શકતા નથી. તેથી તેમનામાંથી જેઓ બચશે તેઓ અમારો અન્ત લાવી દેશે. પણ જો સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિર મારા કાબૂમાં આવી ગયા તો હું ફરી તેમને જુગારમાં જીતી લઈશ. અને ત્યારે તેમને અનુસરનારા પાંડવો પણ ફરી વનમાં ચાલ્યા જશે. આ રીતે સ્પષ્ટ છે કે ફરી લાંબા વખત સુધીને માટે મારી જીત થઈ જશે. એથી હું ધર્મરાજાનો વધ કોઈ પણ અવસ્થામાં કરવા નથી ઇચ્છતો.'

દ્રોણાચાર્ય બહુ વ્યવહારકુશળ હતા. તેઓ દુર્યોધનનો નીચ વિચાર જાણી ગયા. આથી તેમણે એક શરત સાથે વર આપતાં કહ્યું—'જો વીર અર્જુને યુધિષ્ઠિરનું રક્ષણ ન કર્યું તો તમે યુધિષ્ઠિરને આપણા કાબૂમાં આવ્યા જ સમજો. અર્જુન ઉપર આક્રમણ કરવાનું સાહસ તો ઇન્દ્ર સહિત દેવતાઓ અને અસુરો પણ નથી કરી શકતા, આથી આ વાત મારા કાબૂની નથી, જો કે અર્જુન મારો જ શિષ્ય છે અને તેણે મારી પાસેથી અસ્ત્રવિદ્યા શીખી છે તેમાં કોઈ સંદેહ નથી તો પણ તે યુવાન છે અને પવિત્ર આચરણવાળો છે. મારી પાસેથી વિદ્યા શીખ્યા પછી તે ઇન્દ્ર અને રુદ્ર પાસેથી પણ અસ્ત્રો પ્રાપ્ત કરી ચૂક્યો છે. વળી તમારા ઉપર તેનો કોપ પણ છે જ. તેથી ગમે તે ઉપાયે તમે અર્જુનને યુદ્ધમોરચા ઉપરથી દૂર લઈ જજો. બસ, અર્જુન દૂર જતાં ધર્મરાજ તમારા હાથમાં જ છે. અર્જુનના ચાલ્યા જતાં જો ધર્મરાજ મારી આગળ ટક્યા તો નિઃસન્દેહ હું તેમને મારા વશમાં કરી લઈશ.'

રાજન્! દ્રોણાચાર્યે આ પ્રમાણે શરત સાથે પ્રતિજ્ઞા કરી તો પણ આપના મૂર્ખ પુત્રોએ યુધિષ્ઠિરને કેદ થએલા જ સમજ્યા. દુર્યોધન જાણતો હતો કે દ્રોણાચાર્ય પાંડવો પર પ્રેમ રાખે છે, તેથી તેણે દ્રોણ પ્રતિજ્ઞાથી ફરી ન જાય એટલા માટે તે વાત બધા પાંડવોમાં જાહેર કરી દીધી. દુર્યોધનના સૈનિકોએ જ્યારે સાંભળ્યું કે આચાર્યે યુધિષ્ઠિરને કેદ કરવાની પ્રતિજ્ઞા કરી છે તો તેઓ સિંહનાદ કરતા સાથોસાથ કૂદવા લાગ્યા. પોતાના વિશ્વાસપાત્ર ગુપ્તચરોદ્વારા દ્રોણની આ પ્રતિજ્ઞાના સમાચાર સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે બધા ભાઈઓને અને બીજા રાજાઓને પણ બોલાવ્યા. પછી તેમણે અર્જુનને કહ્યું; 'પુરુષસિંહ! આચાર્ય જે કંઈ કરવા ચાહે છે તે તમે સાંભળ્યું? હવે કોઈ એવી નીતિથી કામ લો કે જેથી તેમનો વિચાર સફળ ન થઈ શકે. તેમણે એક શરત સાથે પ્રતિજ્ઞા લીધી છે અને તે શરતનો સમ્બન્ધ તમારી સાથે જ છે. આથી તમે મારી સાથે રહીને જ યુદ્ધ કરો, કે જેથી દ્રોણથી દુર્યોધનની ઇચ્છા પૂરી થઈ ન શકે.'

અર્જુને કહ્યું—રાજન્! જે પ્રમાણે હું મારે હાથે આચાર્યનો વધ કરવા ચાહતો નથી, તે પ્રમાણે આપનાથી દૂર જવાની પણ મારી ઇચ્છા નથી. આમ કરવામાં ભલે નક્ષત્રો સહિત આકાશ તૂટી પડે અને પૃથ્વીના ટુકડેટુકડા થઈ જાય, તો પણ મારા જીવતા છતાં સ્વયં ઇન્દ્રની સહાયતા લઈને પણ આચાર્ય આપને કેદ કરી શકતા નથી. આથી જ્યાંસુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી દ્રોણથી જરા પણ ન ડરો. હું દાવા સાથે કહું છું કે મારી પ્રતિજ્ઞા કદીથી ફેરવી શકાતી નથી. જ્યાંસુધી મને સ્મરણ છે ત્યાંસુધી હું કદી કહું છું કે હું કદી જૂઠું બોલ્યો નથી, મેં કદી પરાજય પ્રાપ્ત કર્યો નથી અને કોઈ દિવસ પ્રતિજ્ઞા લઈને તેને તોડી નથી.

મહારાજ! પછી પાંડવોની છાવણીમાં શંખ, ભેર, મૃદંગ અને નગારાંનો ધ્વનિ થવા લાગ્યો; પાંડવલોક સિંહનાદ કરવા લાગ્યા તથા તેમની પ્રત્યંચાઓનો (ધનુષની દોરીઓનો) શબ્દ આકાશમાં ગૂંજવા લાગ્યો. આ જોઈને આપની સેનામાં પણ વાજાં વાગવા લાગ્યાં. પછી વ્યૂહરચના કરીને ઉમંગથી બન્ને સેનાઓ ધીમે ધીમે આગળ વધીને પરસ્પર યુદ્ધ કરવા લાગી. સૃંજય વીરોએ આચાર્યની સેનાને નષ્ટ-ભ્રષ્ટ કરવાનો બહુ જ પ્રયત્ન કર્યો, પરન્તુ તેમનાથી રક્ષાએલી હોવાથી તેઓ તેમ કરી ન શક્યા. આ પ્રમાણે દુર્યોધનના મહારથી યોદ્ધાઓ પણ અર્જુનથી સુરક્ષિત પાંડવસેના પર કાબૂ મેળવી ન શક્યા. દ્રોણાચાર્યે છોડેલાં ભયંકર બાણો પાંડવોની સેનાને સન્તાપ કરતાં ચારે તરફ સુસવાટા કરી રહ્યાં હતાં. આ વખતે તેમાંથી કોઈ પણ વીરની નજર આચાર્ય પર ટકી શકતી ન હતી. આ પ્રમાણે પાંડવોની સેનાને મૂર્છિત કરીને તેઓ પોતાનાં તીક્ષ્ણ બાણોથી ધૃષ્ટદ્યુમ્નની સેનાને કચરવા લાગ્યા. તેમનાં છોડેલાં બાણો અનેક રથીઓ, ઘોડેસ્વારો, હાથીસ્વારો અને પગપાળાને (પગે ચાલનાર સૈનિકોને) સાફ કરી રહ્યાં હતાં. આથી સૃંજયોને બહુ જ ભય ઉત્પન્ન થવા લાગ્યો. આચાર્યે પૃથ્વીને

પાંડવોની સેનાને ગભરાટમાં નાખી દીધી અને પોતાના ભયને ચાર ગણો વધારી દીધો. આ વખતે યુદ્ધભૂમિમાં લોહીની નદી વહેવા લાગી, જે સેંકડો વીરોને યમરાજને




ઘેર લઈ જઈ રહી હતી, અને તેને જોઈને કાયરોનાં હૃદય કંપી ઊઠતાં હતાં.

હવે આચાર્ય દ્રોણ પર બધી બાજુએથી યુધિષ્ઠિર વગેરે મહારથીઓ તૂટી પડ્યા, પરન્તુ આપના પરાક્રમી વીરોએ તેમને ચારે બાજુથી ઘેરી લીધા. બસ, બહુ જ રોમાંચક યુદ્ધ મચી રહ્યું. મહામાયાવી શકુનિએ સહદેવ પર આક્રમણ કર્યું અને પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેના સારથી, ધ્વજા અને રથને વિંધી દીધાં. આથી સહદેવે અત્યન્ત કુપિત થઈને શકુનિના રથની ધ્વજા અને ધનુષને કાપી નાખ્યું તથા તેના સારથી તથા ઘોડાઓને નષ્ટ કરીને સાઠ બાણોથી તેને વિંધી દીધો. ત્યારે શકુનિ ગદા લઈને પોતાના રથ ઉપરથી કૂદી પડ્યો અને સહદેવના સારથીને ગદા મારી નીચે પાડી દીધો. આ પ્રમાણે રથહીન થઈ જવાથી તે બન્ને વીરો હાથમાં ગદાઓ લઈને યુદ્ધમેદાનમાં સંગ્રામની રમત રમવા લાગ્યા.

દ્રોણે રાજા દ્રુપદને દશ બાણ માર્યાં, તેનો જવાબ તેમણે અનેક બાણથી આપ્યો. આથી આચાર્યે તેમના ઉપર તેના કરતાં પણ વધુ બાણ છોડ્યાં. ભીમસેને વિવિંશતિ પર વીસ બાણોથી ઘા કર્યો, પરન્તુ આથી પણ તે વીર જેમનો તેમ રહ્યો. આ જોઈ સૌને બહુ આશ્ચર્ય થયું. પછી તેણે એકદમ ભીમસેનના ઘોડા મારી નાખ્યા તથા તેના રથની ધ્વજા અને ધનુષને પણ કાપી નાખ્યાં. આથી આખી સેના વાહવાહ કરવા લાગી. ભીમસેન શત્રુનું આવું પરાક્રમ સહન ન કરી શક્યો. તેથી તેણે પોતાની ગદાથી તેના બધા ઘોડા મારી નાખ્યા. બીજી તરફ શલ્યે હસતાં હસતાં પોતાના પ્યારા ભાણેજ નકુળને વિંધવો શરુ કર્યો. પ્રતાપી નકુલે વાતવાતમાં શલ્યના ઘોડા, છત્ર, ધ્વજા, સારથી અને ધનુષને નષ્ટ કરી દીધાં અને પછી પોતાનો શંખ વગાડ્યો. ધૃષ્ટકેતુએ કૃપાચાર્યનાં છોડેલાં તરેહતરેહનાં બાણોને કાપીને સત્તર બાણોથી તેમને વિંધી દીધા તથા ત્રણ તીરથી તેમની ધ્વજા કાપી નાખી. ત્યારે કૃપાચાર્યે ખૂબ જ બાણવર્ષા કરીને ધૃષ્ટકેતુને રોક્યો અને તેને અત્યન્ત ઘાયલ કરી દીધો. સાત્યકિએ પોતાનાં તીખાં તીરોથી કૃતવર્મા પર હુમલો કર્યો. અને હસતાં હસતાં સિત્તેર બાણોથી તેને ઘાયલ કરી દીધો. આથી કૃતવર્માએ બહુ જ સ્ફૂર્તિથી સિત્યોતેર બાણો છોડ્યાં પરન્તુ તેથી ઘાયલ થવા છતાં પણ સાત્યકિ પર્વત સમાન અચળ બની રહ્યો.

રાજા દ્રુપદ ભગદત્ત સાથે ભીડાઈ ગયા. તેમનું બહુ જ અદ્‌ભુત યુદ્ધ થયું. ભગદત્તે રાજા દ્રુપદને તેમના સારથી સહિત વિંધી દીધા તથા તેમના રથ તથા ધ્વજામાં પણ બાણ માર્યાં. આ ઉપર કુપિત થઈને દ્રુપદે ભગદત્તની છાતીમાં બાણ માર્યું. બીજી તરફ ભૂરિશ્રવા અને શિખંડી બહુ ભયંકર યુદ્ધ કરી રહ્યા હતા. મહાબળવાન ભૂરિશ્રવાએ બાણો છોડીને મહરથી શિખંડીને આચ્છાદિત કરી દીધો. (ઢાંકી દીધો.) આથી શિખંડીએ કુપિત થઈને નેવું બાણોથી ભૂરિશ્રવાને તેના સ્થાનથી ઉથલાવી પાડ્યો. ક્રૂરકર્મ કરનાર રાક્ષસ ઘટોત્કચ અને અલંબુષ બન્ને ય સેંકડો પ્રકારની માયાઓ જાણનાર હતા અને અભિમાની હોવાથી એકબીજાને નીચું દેખાડવાને તત્પર રહેતા હતા. તેઓ સર્વને આશ્ચર્યચકિત કરતા અન્તર્ધાન (અદૃશ્ય) થઈને યુદ્ધ કરવા લાગ્યા. આ પ્રમાણે ચેકિતાન અને અનુવિન્દનો તથા ક્ષત્રદેવ અને લક્ષ્મણનો પણ સંગ્રામ થવા લાગ્યો.

આ સમયે રાજા પૌરવ ગર્જના કરતો અભિમન્યુ તરફ દોડ્યો, બન્નેનું બહુ ઘોર યુદ્ધ જામી ગયું. પૌરવે બાણોની વર્ષાથી અભિમન્યુને પૂરેપૂરો ઢાંકી દીધો. ત્યારે

અભિમન્યુએ તેની ધ્વજા, છત્ર અને ધનુષ કાપી નાખીને તેને પૃથ્વી ઉપર પાડી નાખ્યો. પછી સાત બાણોથી તેણે પૌરવ તથા પાંચથી તેના સારથીને તથા ઘોડાઓને ઘાયલ કરી દીધા. આ પછી તે ઢાલ-તરવાર લઈને પૌરવના રથના બારણા ઉપર કૂદી પડ્યો અને ત્યાંથી તેના વાળ પકડી લીધા. પછી એક લાતથી સારથીને રથ ઉપરથી પાડી દીધો અને તલવારથી ધ્વજા ઉડાવી દીધી. તથા પૌરવને વાળ ખેંચીખેંચીને આંચકા લગાવવા માંડ્યો. જયદ્રથથી પૌરવની આ દશા જોઈ ન શકાઈ. તેથી તે ઢાલ-તરવાર લઈને પોતાના રથથી કૂદી પડ્યો. જયદ્રથને આવતો જોઈ અભિમન્યુએ પૌરવને છોડી દીધો અને તુરત જ બાજની માફક રથમાંથી ઊછળીને તેની સામે આવી ગયો. જયદ્રથે તેના ઉપર પ્રાસ, પટ્ટિશ અને તલવાર વગેરે કેટલીયે પ્રકારનાં શસ્ત્રો છોડ્યાં પરન્તુ તે બધાંને અભિમન્યુએ તલવારથી જ કાપી નાખ્યાં અને ઢાલથી રોકી દીધાં. તે બન્ને વીરોની સ્ફૂર્તિ જોવાલાયક હતી. તેઓની તલવારોને ચલાવવામાં અથડાવવામાં, રોકવામાં તથા બહાર અને અન્દરની બાજુએ ઘૂમાવવામાં એટલી બધી ઝડપ હતી કે તરવારો ક્યાં ફરે છે ને ક્યાં નથી તે કહેવું મુશ્કેલ હતું. બન્ને વીરો સવળી અને અવળી રીતે તરવારો ફેરવતા અદ્ભુત પ્રયોગો બતાવી રહ્યા હતા. એટલામાં અભિમન્યુની ઢાલમાં લાગવાથી જયદ્રથની તરવાર તૂટી ગઈ. આથી તે તુરત જ પોતાના રથ પર ચઢી ગયો. આ વખતે અભિમન્યુ પણ અવકાશ જોઈને પોતાના રથ ઉપર જઈ બેઠો.

અભિમન્યુને રથપર ચઢેલો જોઈને કૌરવ પક્ષના બધા રાજાઓએ મળીને તેને ઘેરી લીધો. આથી હવે તેણે જયદ્રથને છોડીને બધી સેનને સન્તપ્ત (વ્યાકુળ) કરવું શરૂ કર્યું. આ જ વખતે શલ્યે તેના ઉપર એક અગ્નિની જ્વાળા જેવી દેદીપ્યમાન ભયંકર શક્તિ છોડી. અભિમન્યુએ ઊછળીને તે શક્તિને અધવચ્ચે જ પકડી લીધી અને તે જ શક્તિને પોતાના પુરા જોરથી પાછી શલ્ય ઉપર જ ફેંકી. તેણે રાજા શલ્યના સારથીને મારીને રથથી નીચે પાડી દીધો. આ જોઈને રાજા વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ, યુધિષ્ઠિર, સાત્યકિ, કેકયરાજકુમાર, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, નકુળ-સહદેવ અને દ્રૌપદીના પુત્રોએ, વાહવાહના ધ્વનિથી આકાશને ગૂંજાવી દીધું તથા અભિમન્યુના હર્ષને વધારતા જોરજોરથી સિંહનાદ કરવા લાગ્યા.

સારથીને મરેલો જોઈને રાજા શલ્યે લોઢાની નક્કર ગદા ઉઠાવી અને ક્રોધથી ગર્જના કરતો રથ ઉપરથી કૂદી પડ્યો. તેને દંડ ધારણ કરેલા યમરાજની પેઠે અભિમન્યુ તરફ જતો જોઈને તુરત જ ભીમસેન પોતાની ભારે ગદા લઈને તેની સામે આવી ગયો. સંગ્રામમાં ભીમસેનની ગદાનો પ્રહાર મદ્રરાજ શલ્યને છોડીને બીજો કોઈ સહન કરી શકતો નહોતો તથા શલ્યની ગદાનો વેગ સહન કરનાર પણ ભીમ સીવાય બીજો કોઈ નહોતો. તે બન્ને વીરો ગદાઓ ઘૂમાવતા ગોળાકાર ચક્કર લગાવવા લાગ્યા બન્નેનું સમાન રૂપે યુદ્ધ થઈ રહ્યું હતું. કોઈ પણ ચઢતા-ઊતરતા જણાતા ન હતા. છેવટે ભીમસેનની ગદાની ચોટથી શલ્યની ભારે ગદાના ટુકડા થઈ ગયા તથા શલ્યની ગદાના ટકરાવાથી ભીમની ગદા આગના તણખાઓ છોડતી વર્ષાકાળમાં આગીઆઓથી ભરાએલા ઝાડના જેવી દેખાવા લાગી. આ પ્રમાણે તે બન્નેની ગદાઓ વારંવાર અથડાઈને અગ્નિ ઉત્પન્ન કરતી હતી. બન્ને વીરો ઉપર ગદાના અનેક પ્રહારો થયા પણ બન્નેય જેમના તેમ ટકી રહ્યા. છેવટે બહુ જ ઘાયલ થઈ જવને લીધે બન્ને વીરો યુદ્ધભૂમિમાં પડી ગયા. શલ્ય અત્યન્ત વ્યાકુળ થઈને લાંબાલાંબા શ્વાસ લઈ રહ્યો હતો. તેને તુરત જ મહારથી કૃતવર્મા પોતાના રથમાં નાખીને લઈ ગયો. મહાબાહુ ભીમસેનને પણ થોડી વારમાં ભાન આવી ગયું અને તે ઊભો થઈને હાથમાં ગદા લઈ યુદ્ધમેદાનમાં આવી ગયો.

મદ્રરાજને યુદ્ધના મેદાનથી બહાર ગયેલો જોઈને આપના પુત્રો પોતાની ચતુરંગિણી સેના સહિત થરથરી ઊઠ્યા. તથા વિજયી પાંડવોથી દુઃખી થઈને આમતેમ ભાગી ગયા. આ પ્રમાણે કૌરવોને છતીને પાંડવવીરો હર્ષમાં ભરાઈને વારંવાર સિંહનાદ અને હર્ષના પોકારો કરવા લાગ્યા તથા રણશીંગાં, મૃદંગ અને નગારાં વગેરે વગાડવા લાગ્યા. જ્યારે દ્રોણાચાર્યે જોયું કે શત્રુઓના હાથથી અત્યન્ત પીડિત થવાને લીધે કૌરવોની વિશાળ વાહિનીના (સેનાના) પગ ઊખડી ગયા છે ત્યારે તેએ પોકારીને કહ્યું; 'શૂરવીરો! મેદાનથી ભાગો નહિ.' પછી તેઓ ક્રોધમાં ભરાઈને પાંડવોની સેનામાં જઈને ઘૂસ્યા અને રાજા યુધિષ્ઠિરની સામે આવી ગયા. યુધિષ્ઠિરે પોતાના તીક્ષ્ણ બાણોથી તેમને ઘાયલ કરી દીધા આથી આચાર્યે તેમના ધનુષને કાપીને બહુ જ ત્વરાથી આક્રમણ કર્યું. આજે તેઓ ધર્મરાજને પકડવા ચાહતા



હતા, આથી તેમને રોકવા માટે જેજે યોદ્ધાઓ તેમની સામે આવ્યા તેમને તેમણે પ્રહારો કરીને પરાસ્ત કરી દીધા. તેમણે બાર બાણથી શિખંડીને, વીસથી ઉત્તમૌજાને, પાંચથી નકુલને, સાતથી સહદેવને, બારથી યુધિષ્ઠિરને ત્રણ-ત્રણથી દ્રૌપદીના પુત્રોને, પાંચથી સાત્યકિને તથા દસથી મત્સ્યરાજ વિરાટને ઘાયલ કરી દીધા. એટલામાં જ યુધામન્યુએ તેમની ગતિ રોકી દીધી. ત્યારે આચાર્યે રાજા યુધામન્યુને કાંટી બાણથી ઘાયલ કરીને એક ભાલાથી યુધામન્યુને રથથી નીચે પાડી દીધો. આ જ વખતે ધર્મરાજને બચાવવા માટે રાજા વિરાટ, દ્રુપદ, કેકયરાજકુમાર, સાત્યકિ, શિબિ, વ્યાઘ્રદત્ત અને સિંહસેન — આ બધા વીરોએ ખૂબ જ બાણો વરસાવીને આચાર્યનો રસ્તો રોકી દીધો. પંચાલ દેશના વ્યાઘ્રદત્તે પચાસ બાણ મારીને દ્રોણને ઘાયલ કર્યા, આથી લોકોમાં કોલાહલ થવા લાગ્યો. સિંહસેને પણ આચાર્યને ક્રોધથી વીંધી દીધા અને તે બધા મહારથીઓને ભયભીત કરીને પોતે હર્ષથી અટ્ટહાસ્ય કરવા લાગ્યો. પરન્તુ આચાર્યે ક્રોધમાં ભરાઈ બે બાણોથી આ બન્ને વીરોનાં મસ્તક ઉડાવી દીધાં તથા અન્ય મહારથીઓને બાણની વર્ષાથી આચ્છાદિત કરીને મૃત્યુની પેઠે યુધિષ્ઠિર સામે જઈને ઊભા થયા. આચાર્યનું પરાક્રમ જોઈને આપણા સૈનિકો એમ જ કહેવા લાગ્યા કે 'તેઓ આ જ સમયે યુધિષ્ઠિરને પકડીને દુર્યોધનને સોંપી દેશે.'

જે સમયે આપના સૈનિકો આ પ્રમાણે ચર્ચા કરી રહ્યા હતા તે જ સમયે અર્જુન ખૂબ જ વેગથી, પોતાના રથના ઘર્ઘરાટથી બધી દિશાઓને ગુંજાવતો ત્યાં આવી પહોંચ્યો. તેણે યુદ્ધના મેદાનમાં લોહીની નદી વહાવી દીધી. આ નદી ભૂમિ ઉપર પડેલા રથરૂપ ભમરાઓ તથા શરીરોનાં હાડકાંથી ભરેલી, મડદાંરૂપ કિનારાઓવાળી, બાણોના સમૂહરૂપ ફેણવાળી અને તથા પ્રાસરૂપ માછલીઓથી ભરેલી હતી. આ નદીને પાર કરીને અર્જુને કૌરવ વીરોને યુદ્ધના મેદાનમાંથી ભગાડી દીધા તથા પોતાની ઘનઘોર બાણવર્ષાથી શત્રુઓને અચેત કરતો તે એકદમ દ્રોણાચાર્યની સામે આવી ગયો. ધનંજયની બાણવર્ષાને લીધે દિશાઓ, અન્તરિક્ષ, આકાશ અને પૃથ્વી-કાંઈ પણ નજરે પડતું ન હતું, બધું બાણમય થઈ ગયેલું જણાતું હતું.

એટલામાં જ સૂર્ય અસ્ત થઈ ગયો. અને અન્ધકાર ફેલાવા લાગ્યો. આથી શત્રુ-મિત્ર કોણ એ ઓળખવું પણ કઠિન થઈ ગયું. આ જોઈ દ્રોણાચાર્ય અને દુર્યોધને પોતાની સેનાને યુદ્ધ બંધ કરવાની આજ્ઞા કરી તથા અર્જુને પણ પોતાની સેનાને છાવણી તરફ વાળી. આ પ્રમાણે શત્રુઓના દાંત ખાટા કરીને અર્જુન શ્રીકૃષ્ણની સાથે ખૂબ આનન્દથી આખી સેનાની પાછળ પોતાની છાવણી તરફ ચાલ્યો. આ સમયે પાંચાલ અને સૃંજય વીરો જેમ ઋષિઓ સૂર્યની સ્તુતિ કરે છે તેમ અર્જુનની પ્રશંસા કરી રહ્યા હતા.

## અર્જુનના વધને માટે સંશપ્તક વીરોની પ્રતિજ્ઞા અને અર્જુન સાથે તેમનું યુદ્ધ

**સંજયે કહ્યું**—રાજન્! તે બન્ને પક્ષની સેનાઓએ પોતપોતાના તંબુઓમાં જઈને પોતપોતાની સેના અને સેનાની વ્યવસ્થા અનુસાર આરામ લીધો. સેનાને પાછી ફેરવ્યા પછી આચાર્ય દ્રોણે અત્યન્ત ખિન્ન થઈને બહુ **સંકોચથી દુર્યોધન તરફ જોઈને કહ્યું: 'મેં એ પહેલેથી** જ કહ્યું હતું કે અર્જુનની હાજરીમાં યુધિષ્ઠિરને દેવતાઓ પણ કેદ કરી શકતા નથી. આજ યુદ્ધમાં તમે લોકોએ પ્રયત્ન કરવા છતાં પણ અર્જુને એ વાતને નિષ્ફળ કરીને બતાવી દીધી. હું જે કાંઈ કહું છું તેમાં શંકા ન કરશો. આ કૃષ્ણ અને અર્જુન તો અજેય છે. તો

તમે કોઈ ઉપાયથી અર્જુનને દૂર લઈ જઈ શકો તો મહારાજ યુધિષ્ઠિર તમારા હાથમાં આવી શકે છે. જો કોઈ વીર અર્જુનને યુદ્ધને માટે લલકારીને તેને બીજી તરફ લઈ જાય છે તો તે તેને પરાસ્ત કર્યા વગર કદી પાછો ફરતો નથી. તે વખતે અર્જુન ન હોત તો હું ધૃષ્ટદ્યુમ્નની સામે જ બધી સેનાને હરાવીને યુધિષ્ઠિરને પકડી લેત. અર્જુન ન હોય તે વખતે જો યુધિષ્ઠિર મને પોતાની તરફ આવતો જોઈને યુદ્ધનું મેદાન છોડીને ભાગી નહિ જાય તો મેં તેમને પકડ્યા જ સમજો.'

આચાર્યની વાત સાંભળી ત્રિગર્તરાજ અને તેના ભાઈઓએ કહ્યું; 'રાજન્! અર્જુન અમને હંમેશાં નીચું ઘલાવતા રહ્યા છે. એ વાતોને યાદ કરી કરીને તો અમે રાત-દિવસ જ્વાળામાં બળ્યા કરીએ છીએ. અમને રાતમાં ઊંઘ સુદ્ધાં નથી આવતી. આથી જો સદ્‌ભાગ્યવશાત્ અર્જુન અમારી સામે આવી ગયા તો અમે તેમને જુદા લઈ જઈને મારી જ નાખશું. અમે આપની આગળ સાચી પ્રતિજ્ઞા કરીને કહીએ છીએ કે 'હવે પૃથ્વી ઉપર યા તો અર્જુન નહિ રહે યા તો ત્રિગર્તો નહિ રહે. અમારા આ કથનમાં કોઈ ફેરફાર નથી થઈ શકતો.' રાજન્! સત્યરથ, સત્યવર્મા, સત્યવ્રત સત્યેષુ અને સત્યકર્મા—આ પાંચે ભાઈઓ એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને દશ હજાર રથી સૈનિકોને લઈને ત્યાંથી ચાલી નીકળ્યા. આ પ્રમાણે ત્રીસ હજાર રથો સહિત માલવ અને તુણ્ડિકેર વીરો તથા દશ હજાર રથી અને માવેલ્લક, લલિત્થ તથા મદ્રક વીરોને સાથે લઈને પોતાના ભાઈઓ સહિત ત્રિગર્ત દેશનો પ્રસ્થલેશ્વર સુશર્મા પણ રણક્ષેત્રમાં ચાલ્યો. ત્યારપછી બીજા ભિન્ન-ભિન્ન દેશોના દશ હજાર ચુનંદા રથીઓ પણ સોગંદ લેવા માટે આગળ આવ્યા. તેમણે અગ્નિ પ્રજ્વાલિત કરીને યુદ્ધ કરવાનો નિયમ લીધો અને તે અગ્નિની સાક્ષીમાં પ્રતિજ્ઞા કરી. તેમણે બધા લોકોને સંભળાવતાં ઉચ્ચ સ્વરથી કહ્યું; 'જો અમે સંગ્રામભૂમિમાં અર્જુનને માર્યા વગર તેના હાથથી પીડિત થઈને પીઠ બતાવીને પાછા ફરીએ તો વ્રતહીન, બ્રહ્મહત્યા કરનાર, મદ્ય પીનાર, ગુરુપત્નીનો સંગ કરનાર, બ્રાહ્મણનું ધન ચોરનાર, આગ લગાડનાર, ગોહત્યા કરનાર, પ્રતિજ્ઞા ભંગ કરનાર, માતા-પિતા અને અગ્નિનો ત્યાગ કરનાર ઇત્યાદિ અનેક પાપ કરનાર પુરુષોને જે અધમ લોક મળે છે તે અમને પ્રાપ્ત થાઓ. અને જો સંગ્રામમાં અર્જુનના વધ રૂપ દુષ્કર કર્મ કરી લઈએ તો નિઃસન્દેહ અમે અભીષ્ટ લોકને પ્રાપ્ત કરીએ.' રાજન્! આ પ્રમાણે કહીને તેઓ યુદ્ધ કરવા માટે અર્જુનને લલકારતા દક્ષિણ તરફ ચાલ્યા.

એ વીરોએ પોકારતાં અર્જુને તે જ વખતે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું; 'મહારાજ! મારો એવો નિયમ છે કે યુદ્ધ માટે પોકારતાં હું પાછાં ડગલાં ભરતો નથી. અને આ વખતે સંશપ્તક યોદ્ધાઓ મને યુદ્ધ કરવા માટે લલકારી રહ્યા છે. દેખો, પોતાના ભાઈઓ સહિત આ સુશર્મા મને યુદ્ધને માટે આવાહન આપી રહ્યો છે. આથી આપ મને સેના સહિત તેનો સંહાર કરવાનો આદેશ આપો. હું તેમના આવાહનને સહી નથી શકતો. આપ એમ જ સમજો કે આ બધા મરનારા જ છે.'

યુધિષ્ઠિરે કહ્યું—ભાઈ! દ્રોણે જે પ્રતિજ્ઞા કરી છે તે તમે સાંભળેલી જ છે. હવે તમે તે જ ઉપાય કરો કે જેથી તે પ્રતિજ્ઞા પૂરી થવા ન પામે. દ્રોણાચાર્ય બળવાન અને શૂરવીર છે. તેઓ અસ્ત્રવિદ્યામાં પણ પારંગત છે, તથા યુદ્ધમાં પરિશ્રમને તો તેઓ કંઈ જ સમજતા નથી. તેમણે જ મને પકડવાની પ્રતિજ્ઞા કરી છે.

આ ઉપર અર્જુને કહ્યું—રાજન્! આજ આ સત્યજિત્ સંગ્રામમાં આપની રક્ષા કરશે. આ પાંચાલ-રાજકુમારના રહેતાં આચાર્ય પોતાનો મનોરથ પૂર્ણ નહિ કરી શકે. પણ જો આ પુરુષસિંહ યુદ્ધમાં પૂરો થઈ જાય તો આપ આપની આસપાસ બધા વીરો હોય તો પણ સંગ્રામભૂમિમાં ઊભા ન રહેશો.

ત્યારે મહારાજ યુધિષ્ઠિરે અર્જુનને જવાની આજ્ઞા આપી, તેને ગળે લગાડ્યો અને પ્રેમભરી દૃષ્ટિથી જોઈને આશીર્વાદ આપ્યો. આ પ્રમાણે તેમની પાસેથી વિદાય થઈને અર્જુન ત્રિગર્તો તરફ ચાલ્યો. અર્જુનના જવાથી દુર્યોધનની સેનાને બહુ હર્ષ થયો અને તે ખૂબ ઉત્સાહથી યુધિષ્ઠિરને પકડવાનો ઉદ્યમ કરવા લાગી. પછી તે બન્ને સેનાઓ વર્ષાઋતુમાં ઉલટેલી ગંગા-યમુનાની પેઠે ખૂબ વેગથી પરસ્પર ભીડાઈ ગઈ.

સંશપ્તકોએ એક ચોરસ મેદાનમાં પોતાના રથોને ચન્દ્રાકાર ઊભા રાખીને મોરચો જમાવ્યો. જ્યારે તેમણે અર્જુનને પોતાની તરફ આવતો જોયો તો તેઓ હર્ષમાં ભરાઈને ખૂબ ઊંચા સ્વરથી કોલાહલ કરવા લાગ્યા. તે શબ્દ દિશાઓ અને આકાશ સુધી ફેલાઈ ગયો. તેમને અત્યન્ત આનન્દમાં જોઈને અર્જુને કંઈક હસતાં શ્રીકૃષ્ણને કહ્યું; 'દેવકીનન્દન! આજે આ મરણ ઉપર

ઊભા રહેલા મુખ્ય ત્રિગર્તોને તો જુઓ, તેઓ રોવાની વખતે હર્ષ મનાવી રહ્યા છે.' શ્રીકૃષ્ણનું આટલું કહેતામાં મહાબાહુ અર્જુન ત્રિગર્તોની વ્યૂહબદ્ધ સેનાની સમીપ પહોંચ્યો. ત્યાં જઈને તેણે પોતાનો દેવદત્ત શંખ વગાડી તેના ગંભીર સ્વરથી દિશાઓને ગજાવી મૂકી. એ શબ્દથી ભયભીત થઈને સંશપ્તકોની સેના પત્થરની માફક નિશ્ચેષ્ટ થઈ ગઈ. તેમના યોદ્ધાઓની આંખો ફાટી ગઈ, કાન અને વાળ ઊભા થઈ ગયા, પગ શૂન્ય થઈ ગયા. તથા કેટલાક તો લોહી ઉલકવા લાગ્યા અને કેટલાકનાં મળમૂત્ર છૂટી ગયાં. થોડી વારમાં તેઓમાં ચેતન આવ્યું તો તેઓએ સેનાને સંભાળીને એકીસાથે અર્જુન ઉપર પુષ્કળ બાણ છોડયાં, પરન્તુ અર્જુને પોતાનાં પાંચ-દશ બાણોથી જ તેમનાં હજારો બાણોને વચ્ચેથી જ કાપી નાખ્યાં. પછી તેઓએ અર્જુન ઉપર દશ-દશ બાણ છોડયાં, અને અર્જુને તેઓમાંના દરેકને ત્રણત્રણ બાણોથી ઘાયલ કર્યા. ત્યારપછી તેઓએ અર્જુનને પાંચપાંચ બાણોથી વિંધ્યો. પરાક્રમી અર્જુને તેમને બબ્બે બાણોથી વિન્ધીને જવાબ આપ્યો.

હવે સુબાહુએ ત્રીસ બાણોથી અર્જુનના મુકુટ ઉપર ઘા કર્યો. આથી અર્જુને એક બાણથી તેના હાથના કવચને કાપી નાખ્યું અને પછી બાણોની વર્ષા કરીને તેને પૂરેપૂરો ઢાંકી દીધો. ત્યારે સુશર્મા, સુરથ, સુધન્વા, સુધર્મા અને સુબાહુએ અર્જુન ઉપર દશ-દશ બાણોથી ચોટ કરી. તે બાણોને અર્જુને એક પછી એક કાપી નાખ્યાં તથા તેમની ધ્વજાઓને પણ કાપીને પાડી દીધી. પછી તેણે સુધન્વાના ધનુષને કાપીને તેના ઘોડાઓને પણ મારી નાખ્યા તથા તેનું સુશોભિત મુકુટવાળું માથું પણ ધડથી કાપીને જુદું કરી દીધું. વીર સુધન્વાના માર્યા જવાથી તેના બધા અનુયાયીઓ ડરી ગયા અને અત્યન્ત ભયભીત થઈને દુર્યોધનની સેના તરફ ભાગવા લાગ્યા. હવે અર્જુન પોતાનાં તીક્ષ્ણ બાણોથી ત્રિગર્તોનો નાશ કરવા લાગ્યો. આથી ત્રિગર્ત-વીરો મૃગલાંઓની માફક ડરીને જ્યાંત્યાં અચેત થઈ જતા હતા. ત્યારે ત્રિગર્તરાજે ક્રોધમાં ભરાઈને પોતના મહારથીઓને કહ્યું; 'શૂરવીરો ! બસ, ડરો નહિ, ભાગવું બંધ કરો, તમે સમસ્ત સેનાની આગળ ઘોર પ્રતિજ્ઞા કરેલી છે, ભલા, હવે દુર્યોધનની સેનાની પાસે જઈને આજ મુખથી તમે શું કહેશો ? સંગ્રામમાં આમ કરવાથી ભલા, સંસારમાં તમારી હાંસી કેમ નહિ થાય? માટે પાછા આવો. આપણે બધા મળીને આપણી શક્તિ પ્રમાણે પરાક્રમ કરીએ.' રાજાએ આ પ્રમાણે કહેતાં તે વીરો પરસ્પર હર્ષ પ્રગટ કરતા શંખધ્વનિ અને કોલાહલ કરવા લાગ્યા. પછી તે સંશપ્તક અને નારાયણ નામના ગોવાળ સૈનિકો, મરવા છતાં પણ પાછા ન હટવાનો નિશ્ચય કરીને મેદાનમાં આવી ગયા.

સંશપ્તકોને ફરી પાછા ફરતા જોઈ અર્જુને ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું; હૃષીકેશ ! ઘોડાઓને ફરી પાછા સંશપ્તકો તરફ હાંકો. કારણ કે આ લોકો શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી યુદ્ધનું મેદાન છોડવા માગતા નથી. આજ આપ મારું બાહુબળ તથા ધનુષ અને ભુજાઓનું પરાક્રમ જુઓ. ભગવાન શંકર જેમ પ્રાણીઓનો સંહાર કરે છે તેમ આજે હું તેમને ભૂમિ ઉપર સુવાડી દઈશ.




હવે નારાયણી સેનાના વીરોએ અત્યન્ત ક્રોધાયમાન થઈને અર્જુનને ચારે તરફથી બાણોથી ઘેરી લીધો, અને એક જ ક્ષણમાં શ્રીકૃષ્ણ સહિત તેને અદૃશ્ય કરી દીધો. આથી અર્જુનનો ક્રોધાગ્નિ વધુ ભડક્યો. તેણે ગાણ્ડીવ ધનુષ સંભાળીને શંખધ્વનિ કર્યો અને પછી તેમના પર વિશ્વકર્માસ્ત્ર છોડ્યું. તેનાથી તેઓ અર્જુન અને શ્રીકૃષ્ણનાં હજારો રૂપે એકબીજાને દેખવા લાગ્યા અને પરસ્પર 'આ અર્જુન છે, આ

કૃષ્ણ છે' એમ કહીને આપસમાં જ મારકાપ કરવા લાગ્યા. આ પ્રમાણે દિવ્ય અસ્ત્રની માયામાં ફસાઈને તેઓ આપસમાં જ લડીને મરી ગયા. તેમનાં છોડેલાં હજારો અસ્ત્રોને ભસ્મ કરીને તે વિશ્વકર્માસ્ત્ર તે સર્વેને યમલોકમાં લઈ ગયું.

હવે અર્જુને હસીને પોતાનાં બાણોથી લલિત્થ, માલવ, માવેલ્લક અને ત્રિગર્ત વીરોની સાથે સંગ્રામ કરવો શરૂ કર્યો. ત્યારે કાળની પ્રેરણાથી તે ક્ષત્રિય વીરોએ પણ અર્જુન ઉપર અનેક પ્રકારનાં બાણો છોડ્યાં. તેમની ભીષણ બાણવર્ષાથી ત્યાં અર્જુન કે શ્રીકૃષ્ણ કે રથ-કાંઈ દેખાતું ન હતું. આ પ્રમાણે પોતાનું લક્ષ્ય સિદ્ધ થયું સમજીને તે વીરો ખૂબ હર્ષથી કહેવા લાગ્યા કે કૃષ્ણ અને અર્જુન માર્યા ગયા. તથા હજારો ભેર, મૃદંગ અને શંખ વગાડીને ભીષણ સિંહનાદ પણ કરવા લાગ્યા. આ જ વખતે શ્રીકૃષ્ણે પોકારીને કહ્યું: 'અર્જુન! તમે ક્યાં છો? તમે મને દેખાતા નથી.' શ્રીકૃષ્ણનું આ વાક્ય સાંભળીને અર્જુને બહુ સ્ફૂર્તિથી વાયવ્યાસ્ત્ર છોડ્યું, આનાથી તેમની શસ્ત્રવર્ષા છિન્નભિન્ન થઈ ગઈ તથા વાયુદેવ તે સંશપ્તક વીરોને પણ તેમના ઘોડા હાથી અને રથ સહિત સૂકાં પાંદડાંની માફક ઉડાડી લઈ ગયા. આ પ્રમાણે વ્યાકુળ બનાવીને પોતાનાં તીક્ષ્ણ બાણોથી અર્જુને હજારો સંશપ્તકોને મારી નાખ્યા. પ્રલયકાળમાં જેમ ભગવાન રુદ્રની સંહારલીલા થાય છે તે જ પ્રકારે અર્જુન આ સમયે સંગ્રામભૂમિમાં બહુ જ ભયંકર સંહારકાર્ય કરી રહ્યો હતો. અર્જુનના મારથી વ્યાકુળ થઈને ત્રિગર્તોના હાથી, ઘોડા અને રથ તેમના પોતાના ઉપર જ દોડવા લાગ્યા અને સંગ્રામ-ભૂમિમાં પડીને યમના અતિથિ બની જતા હતા. આ પ્રમાણે તે સમ્પૂર્ણ ભૂમિ શસ્ત્ર અને મરેલી લાશોથી ભરાઈ ગઈ.

## દ્રોણાચાર્ય દ્વારા પાણ્ડવોનો પરાભવ તથા વૃક, સત્યજિત્, શતાનીક, વસુદાન અને ક્ષત્રદેવ વગેરેનો વધ

**સંજયે કહ્યું**—રાજન્! આ પ્રકારે સંશપ્તકોની સાથે લડવા માટે અર્જુન ચાલ્યો જતાં દ્રોણ પોતાની સેનાની વ્યૂહરચના કરીને યુધિષ્ઠિરને પકડવાના વિચારથી યુદ્ધક્ષેત્ર તરફ ચાલ્યા. મહારાજ યુધિષ્ઠિરે આચાર્યની સેનાનો ગરુડવ્યૂહ જોઈને તેની સામે પોતાની સેનાનો મણ્ડલાર્ધ વ્યૂહ બનાવ્યો. કૌરવોના ગરુડવ્યૂહના મુખસ્થાન ઉપર મહારથી દ્રોણ હતા, શિરસ્થાનમાં ભાઈઓ સહિત રાજા દુર્યોધન હતો, નેત્રસ્થાનમાં કૃતવર્મા અને કૃપાચાર્ય હતા. ગ્રીવાસ્થાનમાં ભૂતશર્મા, ક્ષેમશર્મા, કરકાક્ષ તથા કલિંગ, સિંહલ, પૂર્વદેશ, શૂદ્ર, આભીર, દશેરક, શક, યવન, કામ્બોજ, હંસપથ, શૂરસેન, દરદ, મદ્ર અને કેકય વગેરે દેશોના વીરો હથિયારોથી સજ્જ થઈને હાથી, ઘોડા અને પાયદળ સહિત ઊભા હતા. જમણી બાજુએ અક્ષૌહિણી સેના સહિત ભૂરિશ્રવા, શલ્ય, સોમદત્ત અને બાહ્લીક હતા. ડાબી તરફ અવન્તીનરેશ વિન્દ અને અનુવિન્દ તથા કમ્બોજનરેશ સુદક્ષિણ હતા. તેમની પાછળ દ્રોણપુત્ર અશ્વત્થામા આવેલ હતો, પાછળના ભાગમાં કલિંગ, અમ્બષ્ઠ, મગધ, પૌણ્ડ્ર, મદ્ર, ગન્ધાર, શકુન, પૂર્વદેશ, પર્વતીય પ્રદેશ અને વસાતિ વગેરે દેશોના વીર હતા. પૂંછડાની જગાએ આપના કેટલાક પુત્રો અને સમ્બન્ધી લોકો સહિત ભિન્નભિન્ન દેશોની સેનાને લઈ કર્ણ ઊભો હતો તથા હૃદય-સ્થાનમાં જયદ્રથ, સમ્પાતિ, ઋષભ, જય, ભૂમિંજય, વૃષ, ક્રાથ અને નિષધરાજ બહુ જ મોટી સેના સાથે ઊભા હતા. આ પ્રમાણે પદાતિ (પગે ચાલનાર), ઘોડેસ્વારો, હાથીસ્વારો અને રથીઓની સેનાથી બનાવવામાં આવેલો દ્રોણાચાર્યનો ગરુડવ્યૂહ વાયુના ઝપાટાથી ઊછળતા સમુદ્રના જેવો જણાઈ રહ્યો હતો. તેના મધ્યભાગમાં હાથી પર ચઢેલા મહારાજ ભગદત્ત બાલ સૂર્યના સમાન શોભી રહ્યા હતા.

આ અજેય અને અતિમાનુષ (મનુષ્યોથી ન ભેદી શકાય એવા) વ્યૂહને જોઈને રાજા યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નને કહ્યું; 'વીર! આજ તમે એવો પ્રયત્ન કરો કે જેથી હું દ્રોણાચાર્યના હાથમાં ન પડું.'

**ધૃષ્ટદ્યુમ્ને કહ્યું**—મહારાજ! દ્રોણાચાર્ય ગમે તેટલો પ્રયત્ન કરશે પણ તેઓ આપને કાબુમાં નહિ કરી શકે. આજ તેમને અને તેમના અનુયાયીઓને હું રોકી દઈશ. મારા જીવતા રહેતાં આપ કોઈ પણ પ્રકારની ચિન્તા ન કરો. દ્રોણાચાર્ય સંગ્રામમાં મને કોઈ પણ પ્રકારે જીતી શકતા નથી.

આ પ્રમાણે કહીને મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ન બાણોનો વરસાદ વરસાવતો પોતે જ દ્રોણાચાર્યની સામે આવી ગયો. આ અપશુકન (કારણ કે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને મારવા

માટે જ યજ્ઞમાંથી ઉત્પન્ન થએલ હતો ) જોઈને આચાર્ય કંઈક ખિન્ન થઈ ગયા. ત્યારે આપના પુત્ર દુર્મુખે ધૃષ્ટદ્યુમ્નને રોક્યો. બસ, બન્ને વીરોનું ભયંકર યુદ્ધ થવા લાગ્યું. જે વખતે આ બન્ને પરસ્પર લાગેલા હતા તે વખતે દ્રોણાચાર્યે પોતાના બાણોથી યુધિષ્ઠિરની સેનાને અનેક પ્રકારે છિન્નભિન્ન કરી દીધી. આથી કેટલીક જગાએથી પાંડવોનો વ્યૂહ તૂટી ગયો. હવે તે યુદ્ધ ગાંડાઓના જેવું મર્યાદા વગરનું બની ગયું. તે વખતે આપસમાં પોતાના અને સામા પક્ષના માણસોની પણ માલુમ પડતી ન હતી. આ પ્રમાણે જ્યારે ખૂબ જ ઘમસાણ અને ભયંકર યુદ્ધ ચાલતું હતું તે વખતે દ્રોણાચાર્યે બધા વીરોને ચક્કરમાં નાખીને યુધિષ્ઠિર પર આક્રમણ કર્યું.

રાજા યુધિષ્ઠિર આચાર્યને પોતાની નજીક આવેલા જોઈને નિર્ભયતાથી બાણ વરસાવતા તેમનો સામનો કરવા લાગ્યા. આ જ વખતે મહાબળવાન સત્યજિત્ તેમને બચાવવા માટે આચાર્ય તરફ ધસ્યો. તેણે પોતાનું અસ્ત્ર-કૌશલ બતાવતાં એક તીક્ષ્ણ અણીવાળા બાણથી આચાર્યને ઘાયલ કરી દીધા. પછી પાંચ બાણ મારીને તેણે તેમના સારથીને મૂર્છિત કર્યો. દશ બાણોથી ઘોડાઓને ઘાયલ કરી નાખ્યા અને દશ-દશ બાણોથી બન્ને પાર્શ્વરક્ષકોને વિંધી દીધા અને છ...ણની ધ્વજા પણ કાપી નાખી. ત્યારે દ્રોણે દશ મર્મભેદી બાણોથી સત્યજિતને ઘાયલ કરીને તેનાં ધનુષબાણ પણ કાપી નાખ્યાં. સત્યજિતે નવું ધનુષ લઈને આચાર્ય ઉપર ત્રીસ બાણોથી ઘા કર્યો. આ પ્રમાણે દ્રોણને સત્યજિતના કાબુમાં પડેલા જોઈ પંચાલ દેશના વૃક પણ તેમના ઉપર સો બાણોથી ચોટ લગાવી. આ જોઈને પાંડવલોક હર્ષનાદ કરવા લાગ્યા. આ જ વખતે વૃકે અત્યન્ત ક્રોધમાં ભરાઈને દ્રોણની છાતીમાં સાઠ બાણ માર્યાં. ત્યારે આચાર્યે સત્યજિત્ અને વૃકનાં ધનુષ કાપી નાખીને કેવળ છ બાણોથી વૃકને તેના સારથી અને ઘોડાઓ સહિત મારી નાખ્યો. આથી સત્યજિતે બીજું ધનુષ લઈને આચાર્યને તેમના સારથી અને ઘોડાઓ સહિત ઘાયલ કરી દીધા તથા તેમની ધ્વજા પણ કાપી નાખી. જ્યારે સત્યજિત્‌ના હાથે આચાર્ય બહુ પીડિત થવા લાગ્યા ત્યારે તેમનાથી સત્યજિતનું પરાક્રમ સહન ન થઈ શક્યું અને તેમણે તેને મારવા માટે બાણોની ઝડી લગાવી દીધી. તેમણે તેના ઘોડા, ધ્વજા, ધનુષ, મૂઠ, સારથી અને બન્ને પાર્શ્વરક્ષકો પર હજારો બાણ છોડ્યાં. પરંતુ વારંવાર ધનુષ કપાઈ જવા છતાં સત્યજિત્ તેમની સામે લાગ્યો જ રહ્યો. યુદ્ધભૂમિમાં તેનો આવો ઉત્સાહ જોઈ આચાર્યે એક અર્ધચંદ્રાકાર બાણથી તેનું શિર ઉડાવી દીધું. આ પાંચાલ મહારથીના માર્યા જતાં ધર્મરાજ દ્રોણાચાર્યના ભયથી પોતાના ઘોડાઓને વેગથી હંકાવીને યુદ્ધના મેદાનથી ભાગી ગયા.

હવે આચાર્યની સામે મત્સ્યરાજ વિરાટનો નાનો ભાઈ શતાનીક આવ્યો. તે છ તીક્ષ્ણ બાણોથી સારથી અને ઘોડા સહિત દ્રોણને વિંધીને ખૂબ ગર્જના કરવા લાગ્યો. પછી તેણે તેમના પર બીજાં પણ સેંકડો બાણો છોડ્યાં ત્યારે દ્રોણાચાર્યે આને ખૂબ ગર્જતો જોઈ બહુ સ્ફૂર્તિથી એક ક્ષુરપ્ર નામનું બાણ મારીને તેનું કુંડળોથી શોભતું મસ્તક કાપી નાખ્યું. આ જોઈ મત્સ્ય દેશના બધા વીરો ભાગવા લાગ્યા. આ પ્રમાણે મત્સ્ય વીરોને જીતીને આચાર્ય દ્રોણે ચેદિ, કરૂપ, કૈકય, પાંચાલ, સૃંજય અને પાંડવ વીરોને પણ વારંવાર પરાસ્ત કર્યા. આગ જેમ જંગલને બાળી મૂકે છે તેવી રીતે ક્રોધમાં ભરાએલા આચાર્યને સેનાઓનો વિધ્વંસ કરતા જોઈને બધા સૃંજય વીરો કંપી ઊઠ્યા.

હવે યુધિષ્ઠિર વગેરેએ જોયું કે આચાર્ય અમારી સેનાને ભસ્મ કરી નાખે છે ત્યારે તેઓ ચારે બાજુથી તેમના પર તૂટી પડ્યા. પછી તેઓમાં શિખંડીએ પાંચ, ક્ષત્રવર્માએ વીસ, વસુદાને પાંચ, ઉત્તમૌજાએ ત્રણ ક્ષત્રદેવે સાત, સાત્યકિએ સો, યુધામન્યુએ આઠ, યુધિષ્ઠિરે બાર, ધૃષ્ટદ્યુમ્ને દશ અને ચેકિતાને ત્રણ બાણોથી તેમના ઉપર ચોટ લગાવી, ત્યારે દ્રોણે સૌથી પ્રથમ દૃઢસેનને ધરાશાયી કરી દીધો. પછી નવ બાણોથી રાજા ક્ષેમને ઘાયલ કર્યો. આથી તે મરીને રથથી નીચે પડી ગયો. ત્યારપછી તેમણે બાર બાણોથી શિખંડીને અને વીસથી ઉત્તમૌજાને ઘાયલ કર્યો તથા એક ભલ્લ બાણથી વસુદાનને યમરાજને ત્યાં મોકલી દીધો. પછી એંશી બાણોથી ક્ષત્રવર્મા ઉપર અને

ઘોડાઓ સહિત તેને ખતમ કરી દીધો. આ રાજકુમારના માર્યા જતાં સેનામાં ચારે તરફથી 'દ્રોણને મારો દ્રોણને મારો' આવો કોલાહલ થવા લાગ્યો. પરંતુ તે અત્યન્ત ક્રોધાતુર આચાર્યે પાંચાલ, મત્સ્ય, કેકય, સંજય અને પાંડવ વીરોને ગભરાટમાં નાખી દીધા. તેમણે કૌરવોથી સુરક્ષિત થઈને સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી વૃદ્ધક્ષેમ, ચિત્રસેનના પુત્રો, સેનાબિન્દુ અને સુવર્ચા આ સઘળા વીરોને અને બીજા રાજાઓ યુદ્ધમાં પરાસ્ત કરી દીધા તથા આપના પક્ષના બીજા યોદ્ધાઓ પણ તે મહાસંગ્રામમાં વિજય મેળવતા બધી બાજુએથી પાંડવપક્ષના વીરોને હણવા લાગ્યા.

---

## દ્રોણાચાર્યની રક્ષા માટે કૌરવ અને પાંડવ વીરોનું દ્વન્દ્વયુદ્ધ

સંજયે કહ્યું—મહારાજ! પછી થોડી જ વારમાં પાંડવોની સેનાએ પાછો ફરી દ્રોણને ઘેરી લીધા. તેના પગોથી ઊડેલી ધૂળથી આપની સેના ઢંકાઈ ગઈ. આ પ્રમાણે આંખો ઉપર ધૂળનો પટ આવી જવાથી આપણા લોકોએ માન્યું કે આચાર્ય માર્યા ગયા. હવે દુર્યોધને પોતાના સૈનિકોને આજ્ઞા આપી કે 'ગમે તેમ કરીને પાંડવોની સેનાને રોકો.' આ સાંભળી આપનો પુત્ર દુર્મર્ષણ ભીમસેનને જોઈને તેના પ્રાણ લેવાની ઇચ્છાથી બાણો વરસાવતો તેની સામે આવી ગયો. તેણે પોતાનાં બાણોથી ભીમસેનને ઢાંકી દીધો. આથી ભીમસેને પોતાનાં બાણોથી તેને ઘાયલ કરી દીધો. આ પ્રમાણે બન્નેનું ભીષણ યુદ્ધ થવા લાગ્યું. દુર્યોધનની આજ્ઞા થતાં કૌરવ પક્ષના બધા બુદ્ધિમાન અને શૂરવીર યોદ્ધાઓ પોતાનાં રાજ્ય અને પ્રાણ જવાનો ભય છોડીને શત્રુઓની સામે આવીને ભીડાઈ ગયા. આ વખતે શૂરવીર સાત્યકિ દ્રોણાચાર્યને પકડવાને માટે આવી રહ્યો હતો. તેને કૃતવર્માએ રોક્યો. ક્ષત્રવર્મા પણ આચાર્યની ઉપર જ જઈ રહ્યો હતો, તેને જયદ્રથે પોતાનાં તીખાં બાણોથી અટકાવ્યો. આથી ક્ષત્રવર્માએ કુપિત થઈને જયદ્રથનાં ધનુષ અને ધ્વજા કાપી નાખ્યાં અને દશ નારાચ બાણોથી તેનાં મર્મસ્થાનો ઉપર પ્રહાર કર્યો. આથી જયદ્રથે બીજું ધનુષ લઈને તેના ઉપર બાણોની વૃષ્ટિ શરૂ કરી દીધી.

મહારથી યુયુત્સુ પણ દ્રોણાચાર્યની પાસે પહોંચવાના જ પ્રયત્નમાં હતો, તેને સુબાહુએ રોક્યો, પરન્તુ યુયુત્સુએ બે ક્ષુરપ્ર બાણોથી સુબાહુના બન્ને હાથ કાપી નાખ્યા. ધર્મપ્રાણ યુધિષ્ઠિરની ગતિ મદ્રરાજ શલ્યે રોકી દીધી. ધર્મરાજે શલ્ય ઉપર અનેક મર્મભેદી બાણો છોડ્યાં તથા મદ્રનરેશે પણ તેમને ચોસઠ બાણોથી ઘાયલ કરીને મોટી ગર્જના કરી. ત્યારે યુધિષ્ઠિરે બે બાણોથી તેની ધજા અને ધનુષ કાપી નાખ્યાં. આ પ્રમાણે પોતાની સેના સહિત રાજા દ્રુપદ પણ દ્રોણ ઉપર ધસી રહ્યા હતા, તેમને રાજા બાહ્‌લીક અને તેની સેનાએ બાણ વરસાવીને રોકી દીધા; તે બન્ને વૃદ્ધ રાજાઓનું અને તેમની સેનાઓનું ખૂબ ઘમસાણ મચ્યું. અવન્તિનરેશ વિન્દ અને અનુવિન્દે પોતાની સેના લઈને મત્સ્યરાજ વિરાટ અને તેની સેના ઉપર આક્રમણ કર્યું. તેમની વચ્ચે પણ દેવાસુરસંગ્રામ જેવું ઘોર યુદ્ધ થયું. આ પ્રમાણે મત્સ્ય વીરોની કેકય વીરો સાથે આકરી ઝપાઝપી થઈ. આમાં ઘોડેસ્વારો, હાથીસ્વારો અને રથીઓ—બધાય નિર્ભયતાથી લડી રહ્યા હતા.

એક તરફ નકુલનો પુત્ર શતાનીક પણ બાણોની વર્ષા કરતો આચાર્ય તરફ વધી રહ્યો હતો. તેને ભૂતકર્માએ રોક્યો. ત્યારે શતાનીકે સારી રીતે નિશાન તાકીને ત્રણ બાણોથી ભૂતકર્માનું મસ્તક અને હાથ કાપી નાખ્યાં. ભીમસેનનો પુત્ર સુતસોમ બાણોની ઝડી લગાવતો દ્રોણાચાર્ય પર જ આક્રમણ કરવા ઇચ્છતો હતો. તેને વિવિંશતિએ રોક્યો. પરન્તુ સુતસોમ સીધા નિશાન પર લાગનારા બાણથી પોતાના આ કાકાને વિંધીને પોતે નિશ્ચલ ઊભો રહ્યો. આ જ વખતે ભીમરથે પણ છ તીક્ષ્ણ બાણો લગાવીને શાલ્વને તેના સારથી અને ઘોડાઓ સહિત યમરાજાને ઘેર મોકલી દીધો. શ્રુતકર્મા પણ રથમાં ચઢીને દ્રોણ તરફ આગળ વધી રહ્યો હતો. તેને ચિત્રસેનના પુત્રે રોકી દીધો. આપના તે બન્ને પૌત્ર એકબીજાને મારવાની ઇચ્છાથી ઘોર યુદ્ધ કરવા લાગ્યા. આ જ વખતે અશ્વત્થામાએ જોયું કે રાજા યુધિષ્ઠિરનો પુત્ર પ્રતિવિન્ધ્ય દ્રોણની સામે પહોંચી ચૂક્યો છે તો તેણે આવીને તેને વચ્ચેથી જ રોકી દીધો. આથી કુપિત થઈને પ્રતિવિન્ધ્યે અશ્વત્થામાને પોતાનાં તીક્ષ્ણ બાણોથી ઘાયલ કરી દીધો. હવે દ્રૌપદીના બધા પુત્રો બાણોની વર્ષાથી અશ્વત્થામાને આચ્છાદિત કરવા લાગ્યા. અર્જુનના પુત્ર શ્રુતકીર્તિને દુઃશાસનના પુત્રે દ્રોણ ઉપર ધસી આવતો રોક્યો, પરન્તુ તે પોતાના પિતા જેવો જ વીર હતો. તેણે ત્રણ તીક્ષ્ણ બાણોથી તેનાં ધનુષ, ધ્વજા અને સારથીને વિંધી દીધાં અને સ્વયં દ્રોણની આગળ જઈ પહોંચ્યો.

રાજન્! પટચ્ચર રાક્ષસનો વધ કરનાર તે વીરનો પ્રભાવ બન્નેય સેનાઓમાં જાણીતો હતો. તેને લક્ષ્મણે રોક્યો. તેણે લક્ષ્મણના ધનુષ અને ધ્વજાને કાપીને તેના ઉપર ખૂબ બાણવર્ષા કરી દ્રુપદપુત્ર શિખંડીને મહામતિ વિકર્ણે રોક્યો. ત્યારે શિખંડીએ બાણોની જાળ ફેલાવીને તેને રોકી દીધો. પરંતુ આપના વીર પુત્રે બાણજાળને તોડી નાખી. ઉત્તમૌજા બરાબર આચાર્ય ઉપર જ આગળ વધતો હતો. તેને અંગદે રોક્યો. તે પુરુષસિંહોનું જે ઘમસાણ થયું તેને જોઇને બધા સૈનિકો વાહવાહ કરવા લાગ્યા. મહાન ધનુર્ધર દુર્મુખે પુરુજિતને આચાર્ય તરફ જતો રોક્યો. આથી ક્રોધિત થઇ પુરુજિતે તેની ભ્રમરો વચ્ચે બાણ માર્યું. કર્ણે પાંચ કેકય ભાઇઓને રોક્યા. તેમણે ખૂબ ક્રોધમાં ભરાઇને કર્ણ પર બાણ વરસાવવાં શરુ કર્યાં. કર્ણે પણ તેમને પોતાની બાણજાળથી કેટલીયે વાર ઢાંકી દીધા. આ પ્રમાણે કર્ણ અને પાંચે કેકયદેશીય રાજકુમારો એકબીજાની બાણવર્ષામાં ઢંકાઇ જવાને લીધે પોતાના ઘોડા, સારથી, ધ્વજા, અને રથ સહિત દેખાતા બંધ થઇ ગયા. આપના ત્રણ પુત્ર દુર્જય, વિજય અને જયે નીલ, કાશ્ય અને જયત્સેનને વધતા રોક્યા. આ પ્રમાણે ક્રોધમૂર્તિ અને વૃહત્–આ બન્ને ભાઇઓએ દ્રોણ તરફ ધસી રહેલા સાત્યકિને પોતાનાં તીક્ષ્ણ તીરથી ઘાયલ કરી દીધો. તે બન્નેની સાથે સાત્યકિનો બહુ અદ્ભુત સંગ્રામ થયો. રાજા અમ્બષ્ઠ એકલો જ આચાર્યની સાથે યુદ્ધ કરવા માગતો હતો. તેને ચેદિરાજે બાણોની વર્ષા કરીને રોકી દીધો. ત્યારે અમ્બષ્ઠે એક અસ્થિભેદિની શલાકાથી ચેદિરાજને ઘાયલ કરી દીધો. વૃષ્ણીવંશના વૃદ્ધક્ષેમનો પુત્ર બહુ જ ક્રોધમાં ભરાઇને જઇ રહ્યો હતો. તેને આચાર્ય કૃપે પોતાનાં નાનાં બાણથી રોકી દીધો. આ બંન્નેય વીરો અનેક પ્રકારનું યુદ્ધ કરવામાં કુશળ હતા. આ બન્ને યુદ્ધ કરી રહ્યા હતા તે વખતે સ્ફૂર્તિથી ચાલી રહેલા તેમના હાથ જે લોકોએ જોયા તેઓ એવા તન્મય થઇ ગયા કે તેમને કોઇ બીજી વાતનું ભાન ન રહ્યું. સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાએ દ્રોણ તરફ આવી રહેલા રાજા મણિમાનનો મુકાબલો કર્યો. મણિમાને ખૂબ જ સ્ફૂર્તિથી ભૂરિશ્રવાના ધનુષ, બાણ, ધ્વજા, સારથી અને છત્રને કાપીને રથથી નીચે પાડી દીધાં ત્યારે ભૂરિશ્રવાએ પોતાના રથથી કૂદીને ખૂબ ચપળતાથી તલવાર લઇ તેને ઘોડા, સારથી, ધ્વજ અને રથ સહિત કાપી નાખ્યો. પછી તે પોતાના રથ પર ચઢી ગયો અને બીજું ધનુષ લઇ પોતે જ ઘોડાઓને હાંકતો પાંડવોની સેનાને કચરવા લાગ્યો. આ જ પ્રમાણે બીજા પાંડવ વીરોને આવતા જોઇ તેમને મહાબળી વૃષસેને પોતાનાં બાણોની જાળથી રોકી દીધા.

આ વખતે દ્રોણાચાર્ય પર હુમલો કરવાના વિચારથી ઘટોત્કચ ગદા પરિઘ, તલવાર, પટ્ટિશ, લોહદંડ, પત્થર લાઠી, ભુશુણ્ડી, પ્રાસ, તોમર બાણ, મુસલ, મુદ્ગર, ચક્ર, ભિન્દિપાલ, ફરસી, ધૂળ, વાયુ, અગ્નિ, જળ, ભસ્મ, તૃણ અને વૃક્ષ વગેરેથી સમ્પૂર્ણ સેનાને ઘાયલ તથા નષ્ટ કરતો તથા આમ–તેમ ભગાડતો આગળ આવ્યો. તેના ઉપર રાક્ષસરાજ અલમ્બુષે તરેહતરેહનાં હથિયારોથી ઘા કર્યા. તે રાક્ષસ વીરોનું બહુ ભયંકર યુદ્ધ થવા લાગ્યું.

આ પ્રમાણે આપની અને પાંડવોની સેનાના રથી હાથીસ્વારો, ઘોડેસ્વારો અને પદાતિઓનાં સેંકડો જૂથ બંધાઇ ગયાં. આ સમયે દ્રોણને મારવાના વિચારથી જેવું યુદ્ધ થયું તેવું આના પહેલાં નહિ તો જોયું હતું કે નહિ તો સાંભળ્યું હતું. રાજન્! જ્યાંજ્યાં યુદ્ધ થઇ રહ્યાં હતાં તેમાં કોઇ ઘોર હતાં, કોઇ ભયાનક હતાં અને કોઇ બહુ વિચિત્ર હતાં.

---

## ભગદત્તની વીરતા, અર્જુનદ્વારા સંશપ્તકોનો નાશ તથા ભગદત્તનો વધ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું:–સંજય! જ્યારે પાંડવો આ પ્રમાણે આવીને જુદાજુદા યુદ્ધને મારે લાગી ગયા તો મારા પુત્રોએ અને તેમણે કેવી રીતે યુદ્ધ કર્યું?

સંજયે કહ્યું–રાજન્! જ્યારે બધા લોકો સંગ્રામને માટે સજ્જ થઇને તૈયાર થઇ ગયા તો આપના પુત્ર દુર્યોધને હાથીસ્વારોની સેના લઇને ભીમસેન ઉપર હુમલો કર્યો, પરન્તુ યુદ્ધકુશળ ભીમસેને થોડી જ વારમાં તે ગજસેનાના વ્યૂહને તોડી નાખ્યો. તેનાં બાણોથી હાથીઓનો બધો મદ ઊતરી ગયો અને તેઓ મોઢું ફેરીને ભાગવા લાગ્યા. આ પ્રમાણે ભીમસેને તે બધી સેનાને કચરી નાખી. આ જોઇને દુર્યોધનનો ક્રોધ સળગી ઊઠ્યો, અને તે ભીમસેનની સામે આવીને તેને પોતાનાં તીક્ષ્ણ બાણોથી વિંધવા લાગ્યો. પરન્તુ એક ક્ષણમાં જ ભીમસેને બાણો વરસાવીને તેને ઘાયલ કરી દીધો. તથા બે બાણ




ઊડીને તેની ધ્વજામાં ચીતરેલ મણિમય હાથી અને ધનુષને કાપી નાખ્યું. આ પ્રમાણે દુર્યોધનને પીડાતો જોઈ અંગ દેશનો રાજા હાથી ઉપર ચઢીને ભીમસેનની સામે આવ્યો. તેના હાથીને પોતાના તરફ આવતો જોઈને ભીમસેને બાણોની વર્ષા કરીને તેના મસ્તકને બહુ જ ઘાયલ કરી દીધું. આથી ગભરાઈને તે પૃથ્વી પર પડી ગયો. આ જ વખતે સ્ફૂર્તિવાળા ભીમસેને એક બાણથી તેનું સિર ઊડાવી દીધું. આ જોતાં જ તેની સેના ગભરાઈને ભાગી ગઈ.

આ પછી ઐરાવતવંશમાં ઉત્પન્ન થએલા એક મહાન શરીરવાળા ગજરાજ પર ચઢીને પ્રાગ્જ્યોતિષનરેશ ભગદત્તે ભીમસેન પર આક્રમણ કર્યું. તેના હાથીએ




ક્રોધમાં ભરાઈને આગળના બે પગ અને સૂંઢ વડે ભીમસેનનો ... ભીમસેન

*અંજલિકાવેધ જાણતો હતો આથી તે ભાગ્યો નહિ, પણ દોડીને હાથીના પેટની નીચે છુપાઈ ગયો અને વારંવાર તેને થાબડવા લાગ્યો. આ ગજરાજમાં દશ હજાર હાથીઓના જેટલું બળ હતું, અને તે ભીમસેનને મારી નાખવાને તત્પર થઈ ગયો હતો. આથી તે બહુ વેગથી કુંભારના ચાકની જેમ ચક્કર લગાવા લાગ્યો. હવે ભીમસેન તેની નીચેથી નીકળીને તેની સામે આવી ગયો. હાથીએ તેને સૂંઢથી પાડી નાખીને ઘુંટણોથી કચરવો શરુ કર્યો. ત્યારે ભીમસેને પોતાના શરીરને ઘુમાવીને તેની સૂંઢમાંથી કાઢી લીધું અને ફરી તે તેના શરીરની નીચે છુપાઈ ગયો. થોડી વારમાં તે તેની નીચેથી બહાર આવી ભાગી ગયો. આ જોઈને આખી સેનામાં બહુ કોલાહલ થવા લાગ્યો. પાંડવોની સેના તે હાથીથી બહુ ડરી ગઈ અને જ્યાં ભીમસેન હતો ત્યાં પહોંચી ગઈ.

ત્યારે મહારાજ યુધિષ્ઠિરે પાંચાલ વીરોને સાથે લઈને રાજા ભગદત્તને ચારે બાજુએથી ઘેરી લીધો અને તેના પર સેંકડો હજારો બાણોથી પ્રહાર કર્યા. પરન્તુ મહારાજ ભગદત્તે પાંચાલ વીરોના તે પ્રહારને પોતાના અંકુશથી જ વ્યર્થ કરી દીધો અને ફરી પોતાના હાથીથી પાંચાલ અને પાંડવ વીરોને કચડવા લાગ્યો. સંગ્રામભૂમિમાં ભગદત્તનું આ બહુ જ અદ્ભુત પરાક્રમ હતું. આ પછી દશાર્ણ દેશનો રાજા હાથી પર ચઢીને ભગદત્તની સામે આવ્યો. હવે બન્ને હાથીઓનું બહુ જ ભયંકર યુદ્ધ ઊપડ્યું. ભગદત્તના હાથીએ પાછા હટીને પછી એકીસાથે એવી એક ટક્કર લગાવી કે જેથી દશાર્ણરાજના હાથીની પાંસળીઓ તૂટી ગઈ. તે તુરત જ પૃથ્વી પર પડી ગયો. આ જ વખતે ભગદત્તે સાત ચકચકિત તોમરોથી હાથી પર બેઠેલા દશાર્ણનરેશને મારી નાખ્યો.

હવે યુધિષ્ઠિરે ખૂબ મહાન રથસેના

* હાથીના પેટની નીચેની જગાએ હાથથી થાબડવું તેને અંજલિકાવેધ કહેવામાં આવે છે. હાથીને આ બહુ સારું લાગે છે. આથી તે મહાવતના રોક્યા છતાં પણ આગળ વધતો નથી. આ પ્રમાણે કરીને ભીમસેને ભગદત્તના હાથીને વશ કરી લીધો.

લઈને ભગદત્તને ચારે બાજુએથી ઘેરી લીધો. પરન્તુ ભગદત્તે પોતાના હાથીને એકાએક સાત્યકિના રથ ઉપર છોડી દીધો. હાથીએ તેના રથને ઉઠાવીને ખુબ વેગથી દૂર ફેંકી દીધો. પરન્તુ સાત્યકિ રથમાંથી કૂદીને ભાગી ગયો. હવે કૃતિનો પુત્ર રુચિપર્વા ભગદત્તની સામે આવ્યો. તે એક રથપર સ્વાર થએલો હતો. તેણે કાળ સમાન બાણોની વર્ષા કરવી શરુ કરી, પરન્તુ ભગદત્તે એક જ બાણથી તેને યમરાજને ઘેર મોકલી દીધો. વીર રુચિપર્વાના માર્યા જતાં અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, ચેકિતાન, ધૃષ્ટકેતુ અને યુયુત્સુ વગેરે યોદ્ધાઓ ભગદત્તના હાથીને તંગ કરવા લાગ્યા. તેને મારી નાખવા માટે તેઓએ તેના પર બાણોની વર્ષા કરી પરન્તુ જ્યારે મહાવતે તેને એડી, અંકુશ અને અંગૂઠાથી ગોદાવીને આગળ વધાર્યો ત્યારે તે સૂંઢ ફેલાવીને તથા કાન અને આંખોને સ્થિર કરીને શત્રુઓ તરફ ચાલ્યો. તેણે યુયુત્સુના ઘોડાને પગથી દબાવીને તેના સારથીને મારી નાખ્યો. ત્યારે યુયુત્સુ તુરત જ રથમાંથી કૂદી પડીને ભાગી ગયો.

હવે અભિમન્યુએ બાર, યુયુત્સુએ દસ તથા દ્રૌપદીના પાંચે પુત્રો અને ધૃષ્ટકેતુએ ત્રણત્રણ બાણ મારીને તે હાથીને ઘાયલ કરી દીધો. શત્રુઓની બાણવર્ષાથી તેને બહુ જ પીડા થઈ. મહાવતે યુક્તિપૂર્વક તેને ફરી આગળ વધાર્યો. આથી કુપિત થઈને તે શત્રુઓને ઉઠાવીને ડાબા-જમણી ફેંકવા લાગ્યો. આથી બધા વીરો ભયથી ઘભરાઈ ગયા. હાથીસ્વારો, ઘોડેસ્વારો, રથીઓ તથા રાજાઓ-બધા જ ડરીને ભાગવા લાગ્યા. આ વખતે તેમના કોલાહલથી બહુ જ ભીષણ શબ્દ થવા લાગ્યો. વાયુ બહુ વેગથી વાઈ રહ્યો હતો. આથી આકાશ અને સમસ્ત સૈનિકો ધૂળથી ઢંકાઈ ગયા.

આ પ્રમાણે ભગદત્તે અનેક પરાક્રમ દેખાડતાં જ્યારે અર્જુને આકાશમાં ધૂળ ઊડતી જોઇ અને હાથીની ચીસો સાંભળી તો તેણે શ્રીકૃષ્ણને કહ્યું; 'મધુસૂદન! જણાય છે કે પ્રાગ્જ્યોતિષ-નરેશ ભગદત્ત આજ હાથી પર ચઢીને અમારી સેના ઉપર તૂટી પડ્યા છે. નિઃસન્દેહ આ ચીસો તેમના જ હાથીની છે. હું તો એમ માનું છું કે તેઓ યુદ્ધમાં ઇન્દ્રથી કમ નથી. તેમને ગજારોહકોમાં (હાથી ઉપર બેસીને લડનારાઓમાં) પૃથ્વીમાં સર્વશ્રેષ્ઠ કહી શકાય છે. આજ તેઓ એકલા જ પાંડવો-ની આખી સેનાને નષ્ટ કરી દેશે. આપણા બે સિવાય તેમની ગતિને રોકવાને કોઇ સમર્થ નથી, માટે હવે જલદીથી તેમની તરફ જઈએ.'

અર્જુને આ પ્રમાણે કહેતાં ભગવાન શ્રીકૃષ્ણ તેના રથને તે તરફ લઈ ચાલ્યા કે જ્યાં ભગદત્ત પાંડવોની સેનાનો સંહાર કરી રહ્યો હતો. તેમને જતા જોઇને ચૌદ હજાર સંશપ્તકો દસ હજાર ત્રિગર્તો અને ચાર હજાર નારાયણી સેનના વીરો પાછળની બાજુથી પોકારવા લાગ્યા. હવે અર્જુનનું મન દ્વિવિધામાં પડી ગયું. તે વિચારવા લાગ્યો કે હું સંશપ્તકો તરફ જાઉં કે રાજા યુધિષ્ઠિર તરફ પાછો ફરું? આ બન્ને કામમાંથી કયું વિશેષ હિતકર થશે? અન્તે તેણે સંશપ્તકોનો વધ કરીને જ જવાનો નિશ્ચય કર્યો. આથી તે એકલો જ હજારો વીરોને સાફ કરી દેવાના વિચારથી સંશપ્તકો તરફ વળ્યો.

સંશપ્તક મહારથીઓએ એકીસાથે હજારો બાણ અર્જુન પર છોડયાં. તેનાથી પૂરેપૂરો ઢંકાઇ જવાને લીધે અર્જુન, કૃષ્ણ તથા તેમના ઘોડા અને રથ પણ દેખતાં બંધ થઈ ગયાં, ત્યારે અર્જુને વાતવાતમાં બ્રહ્માસ્ત્રથી તે બાણોને નષ્ટ કરી દીધાં. પછી તેના બાણોથી સંગ્રામ-ભૂમિમાં અનેક ધ્વજાઓ ઘોડા, સારથી, હાથી અને મહાવત કપાઇને પડવા લાગ્યાં. અનેક વીરોના હાથો-જેમાં ઋષ્ટિ, પ્રાસ, તરવાર, વાઘનખ, મુદ્ગર અને પરશુ વગેરે લીધેલાં હતાં તે કપાઇને આમતેમ પથરાઈ ગયા. તથા તેમનાં શિર જ્યાંત્યાં અથડાવા લાગ્યાં. અર્જુનનું આ અદ્ભુત પરાક્રમ જોઇને શ્રીકૃષ્ણને બહુ આશ્ચર્ય થયું અને તેઓ કહેવા લાગ્યા; 'પાર્થ, આજે તમે જે કામ કર્યું છે, તે મારા વિચારથી ઇન્દ્ર, યમ અને કુબેરથી પણ થવું કઠિન છે. મેં યુદ્ધમાં મારી આંખે આજે એકી સાથે સેંકડો હજારો સંશપ્તક વીરોને પડતાં જોયા.

આ પ્રમાણે ત્યાં જે સંશપ્તક વીરો હતા તેમાંથી મોટા ભાગનાને મારીને અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું; 'હવે ભગદત્ત તરફ ચાલો.' ત્યારે શ્રીમાધવે સ્ફૂર્તિથી ઘોડાઓને દ્રોણાચાર્યની સેના તરફ હાંક્યા. આ જોઈ સુશર્માએ પોતાના ભાઈઓને સાથે લઈને તેમનો પીછો કર્યો. ત્યારે અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યું; 'અચ્યુત! જુઓ આ બાજુ તો પોતાના ભાઈઓ સહિત સુશર્મા મને યુદ્ધને માટે લલકારી રહ્યો છે અને ત્યાં ઉત્તર દિશામાં અમારી સેનાનો સંહાર થઈ રહ્યો છે. બતાવો, આમાંથી કયું કામ કરવું અમારે માટે વધુ હિતકર થશે?' આ સાંભળી

શ્રીકૃષ્ણે ત્રિગર્તરાજ સુશર્મા તરફ રથ હાંક્યો. અર્જુને તુરત જ સાત બાણોથી સુશર્માને વિંધીને બે બાણથી તેની ધજા અને ધનુષને કાપી નાખ્યાં. પછી ૭ બાણોથી તેના ભાઈને, સારથી અને ઘોડા સહિત યમરાજને ઘેર મોકલી દીધો. ત્યારે સુશર્માએ તાકીને અર્જુન પર એક લોઢાની શક્તિ અને શ્રીકૃષ્ણ પર એક તોમર છોડ્યું. અર્જુને ત્રણ-ત્રણ બાણોથી શક્તિ અને તોમર બન્નેને કાપી નાખ્યાં, અને પછી બાણોની વર્ષાથી સુશર્માને મૂર્છિત કરીને દ્રોણ તરફ વળ્યો.

તેણે પોતાની બાણવર્ષાથી કૌરવોની સેનાને છાઈ દીધી. પછી તે ભગદત્તની સામે આવીને લાગી ગયો. ભગદત્ત મેઘના જેવા શ્યામવર્ણવાળા હાથી ઉપર ચઢેલો હતો. તેણે અર્જુન પર બાણોની વર્ષા કરવી શરુ કરી પણ અર્જુને વચ્ચેથી જ બધાં બાણોને કાપી નાખ્યાં. આથી ભગદત્તે પણ અર્જુનનાં બાણો કાપીને અર્જુન અને શ્રીકૃષ્ણ ઉપર ચોટ કરી. ત્યારે અર્જુને તેના ધનુષને કાપી નાખ્યું, અંગરક્ષકોને મારી નાખ્યા અને તેની સાથે રમત કરતો હોય તેમ યુદ્ધ કરવા લાગ્યો. ભગદત્તે તેના ઉપર ચૌદ તોમર છોડ્યાં પરન્તુ તેણે દરેકના બબ્બે ટુકડા કરી દીધા. પછી તેણે ભગદત્તના હાથીનું કવચ કાપી નાખ્યું. ત્યારે ભગદત્તે શ્રીકૃષ્ણ પર એક લોઢાની શક્તિ છોડી. પરન્તુ અર્જુને તેના બે ટુકડા કરી દીધા તથા ભગદત્તના છત્ર અને ધ્વજાને કાપીને તેને દશ બાણોથી વિંધી નાખ્યો. આથી ભગદત્ત બહુ વિસ્મય પામ્યો.

આ પ્રમાણે અર્જુનનાં બાણોથી વિંધાએલા ભગદત્તે પણ ક્રોધમાં ભરાઈને તેના પર કેટલાં યે બાણો માર્યાં. આથી અર્જુનનો મુકુટ જરાક વાંકો થઈ ગયો. મુકુટને સીધો કરતાં અર્જુને તેને કહ્યું; 'હવે તમે આ સંસારને એક વાર ધરાઈને જોઈ લો.' આ સાંભળી ભગદત્ત ક્રોધમાં ભરાઈ ગયો અને અર્જુન અને શ્રીકૃષ્ણ પર બાણોની વર્ષા કરવા લાગ્યો. આ જોઈને અર્જુને ખૂબ ચપળતાથી તેનું ધનુષ અને ભાથાને કાપી નાખ્યાં તથા બોતેર બાણોથી તેનાં મર્મસ્થાનોને વિંધી નાખ્યાં, આથી અત્યન્ત ક્રોધિત થઈને ભગદત્તે વૈષ્ણવાસ્ત્રનું આવાહન કર્યું અને તેનાથી અંકુશને અભિમન્ત્રિત કરીને તેને અર્જુનની છાતી પર ચલાવ્યું. ભગદત્તનું તે અસ્ત્ર સર્વનો નાશ કરી નાખનાર હતું. આથી શ્રીકૃષ્ણે અર્જુનને પાછળ રાખીને તેને પોતાની છાતી પર જ ઝીલી લીધું. આથી અર્જુનના ચિત્તમાં




ખૂબ ક્લેશ થયો. તેણે શ્રીકૃષ્ણને કહ્યું; 'ભગવન્, આપે પ્રતિજ્ઞા કરી છે કે 'હું યુદ્ધ ન કરતાં કેવળ સારથીનું જ કામ કરીશ' પરન્તુ હવે આપ આપની તે પ્રતિજ્ઞાનું પાલન નથી કરી રહ્યા. જો હું સંકટમાં પડી જાઉં અથવા કોઈ અસ્ત્રનું નિવારણ કરવામાં અસમર્થ થઈ જાઉં તો તે વખતે આપ આ પ્રમાણે કરો તે ઉચિત ગણાય. આપને તો એ પણ માલુમ છે, કે જો મારા હાથમાં ધનુષ અને બાણ હોય તો હું દેવતા, અસુર અને મનુષ્યો સહિત સંપૂર્ણ લોકોને જીતવામાં સમર્થ છું.'

આ સાંભળી ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આ રહસ્યપૂર્ણ વચન કહ્યાં; 'કુન્તીનન્દન! સાંભળો. હું તમને પૂર્વકાળમાં બનેલી એક ગુપ્ત વાત બતાવું છું. હું ચાર સ્વરૂપો ધારણ કરીને સદા સંપૂર્ણ લોકોની રક્ષા કરવામાં તત્પર રહું છું. મને જ અનેક રૂપોમાં ઉત્પન્ન કરીને હું સંસારનું હિત કરું છું. 'નારાયણ' નામથી પ્રસિદ્ધ મારી એક મૂર્તિ આ ભૂમંડલ પર રહીને તપસ્યા કરે છે. બીજી મૂર્તિ જગતનાં શુભાશુભ કર્મો પર દૃષ્ટિ રાખે છે. ત્રીજી મનુષ્યલોકમાં આવીને જુદી જુદી જાતનાં કર્મો કરે છે. અને ચોથી તે છે કે જે હજાર વર્ષો સુધી જળમાં શયન કરે છે. તે મારું ચોથું સ્વરૂપ જ્યારે હજાર વર્ષ પછી શયનથી ઊઠે છે તે વખતે વર આપવા યોગ્ય ઋષિ-મહર્ષિઓને તથા પોતાના ભક્તોને વરદાન આપે છે. એકવાર તે સમય હતો જ્યારે પૃથ્વી દેવીએ જઈને મારી પાસે વરદાન માગ્યું કે 'મારો પુત્ર નરકાસુર દેવો અને અસુરોથી અવધ્ય થાય અને તેની પાસે વૈષ્ણવાસ્ત્ર રહે.' પૃથ્વીની આ માગણી સાંભળી મેં તેના પુત્રને અમોઘ વૈષ્ણવાસ્ત્ર આપ્યું અને કહ્યું; 'પૃથ્વી! આ અમોઘ વૈષ્ણવાસ્ત્ર નરકાસુરની રક્ષાને મા.'

તેની પાસે રહેશે. તેથી તેને કોઈ મારી શકશે નહિ. પૃથ્વીની મનઃકામના પૂરી થઈ અને 'એમ જ થાઓ' એમ કહીને તે ચાલી ગઈ. હવે તે નરકાસુર પણ અજેય થઈને શત્રુઓને સન્તપ્ત કરવા લાગ્યો. અર્જુન! તે જ મારું વૈષ્ણવાસ્ત્ર નરકાસુર પાસેથી ભગદત્તને પ્રાપ્ત થયું હતું. ઇન્દ્ર અને રુદ્ર વગેરે દેવતાઓ સાથે સમ્પૂર્ણ લોકોમાં કોઈ એવો નથી, કે જે આ અસ્ત્રથી માર્યો ન જાય. આથી તમારા પ્રાણો બચાવવા માટે જ મેં પોતે આ અસ્ત્રની ચોટ સહી લઈ તેને વ્યર્થ કરી દીધું છે. હવે ભગદત્તની પાસે આ દિવ્ય અસ્ત્ર નથી રહ્યું, આથી આ મહાન અસુરને તમે મારી નાખો.

મહાત્મા શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં અર્જુને એકદમ તીક્ષ્ણ બાણોની વર્ષા કરીને ભગદત્તને ઢાંકી દીધો તથા તેના હાથીના બન્ને કુંભસ્થળોમાં બાણ માર્યાં. તે બાણ પીંછાં સહિત તેના મસ્તકમાં ઘુસી ગયાં. પછી તો રાજા ભગદત્તના વારંવાર હાંકવા છતાં પણ હાથી આગળ ન વધી શક્યો અને આર્તસ્વરથી ચીસો પાડતાં તેણે પોતાના પ્રાણ છોડી દીધા. ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'પાર્થ! આ ભગદત્ત મોટી ઉંમરનો છે. તેના વાળ સફેદ થઈ ગયા છે. પોપચા ભારે હોવાથી તેની આંખો ઘણુંખરું બંધ જ રહે છે. તેથી આ વખતે તેણે આંખોને ખુલ્લી રાખવા માટે કપડાની પટ્ટીથી પોપચાંને કપાળ તરફ ખેંચીને બાંધી રાખ્યાં છે.'

ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં અર્જુને બાણ મારીને ભગદત્તના કપાળમાંની પટ્ટી કાપી નાખી. તે કપાતાં જ ભગદત્તની આંખો બંધ થઈ ગઈ. ત્યારપછી એક અર્ધચન્દ્રાકાર બાણ મારીને અર્જુને રાજા ભગદત્ત-ની છાતી ચીરી નાખી. તેનું હૃદય ફાટી ગયું, તેનું પ્રાણ-પંખેરું ઊડી ગયું અને હાથમાંથી ધનુષબાણ છૂટી જઈ તે પૃથ્વી પર પડી ગયો. આ પ્રમાણે અર્જુને આ



યુદ્ધમાં ઇન્દ્રના સખા રાજા ભગદત્તનો વધ કર્યો અને કૌરવપક્ષના બીજા પણ યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો.

## વૃષક, અચલ અને નીલ આદિનો વધ; શકુનિ અને કર્ણનો પરાજય

સંજયે કહ્યું:—ભગદત્તને મારીને અર્જુન દક્ષિણ દિશા તરફ ઘૂમ્યો. તે તરફથી ગંધારરાજ સુબલના બે પુત્ર વૃષક અને અચલ આવી પહોંચ્યા. આ બન્ને ભાઈ અર્જુનને યુદ્ધમાં પીડિત કરવા લાગ્યા. એક અર્જુનની સામે આવી ગયો અને બીજો પાછળ. પછી બન્ને એકી સાથે તીક્ષ્ણ બાણોથી તેને વિંધવા લાગ્યા, ત્યારે અર્જુને પોતાનાં તેજસ્વી બાણોથી વૃષકનો સારથી, ધનુષ, છત્ર, ધ્વજ, રથ અને ઘોડાઓની ધજાઓ ઉડાડી દીધી તથા અનેક પ્રકારનાં અસ્ત્રો અને બાણની ઝડીઓથી વિંધીને ગાન્ધાર દેશના યોદ્ધાઓને વ્યાકુળ કરી દીધા. સાથે જ ક્રોધમાં ભરાઈને તેણે પાંચસો ગાન્ધાર-વીરોને યમલોક મોકલી દીધા. હાથી ઉપર બેસીને લડનારાઓ..., ...ગી તો ...ધ કરી શકાય છે. આજ તેઓ એકલા જ પાંચ...ને આખી સેનાને નષ્ટ કરી દેશે. આપણા બે શિષ્ય

વૃષક અને અચલ બન્ને ભાઈ બાણોની વર્ષા કરીને અર્જુનને વિંધવા લાગ્યા. તેઓ બન્ને રથ પર એક બીજાના લગોલગ બેઠા હતા. આવી વખતે અર્જુને એક જ બાણથી બન્નેને મારી નાખ્યા. બન્ને એકી સાથે જ રથથી નીચે પડી ગયા. રાજન્! પોતાના બન્ને મામાઓને મરાએલા જોઈને આપના પુત્રો આંસુ વહાવવા લાગ્યા. ભાઈઓને મૃત્યુના મુખમાં પડેલા જોઈ સેંકડો પ્રકારની માયા જાણનાર શકુનિએ શ્રીકૃષ્ણ અને અર્જુનને મોહમાં નાખવા માટે માયાની રચના કરી. આ વખતે સમસ્ત દિશાઓ અને ઉપદિશાઓમાંથી અર્જુન પર લોઢાના ગોળા, પત્થર, શતઘ્ની, શક્તિ, ગદા, પરિઘ, તલવાર, શૂલ, મુદ્ગર, પટ્ટિશ, ઋષ્ટિ, નખ, મુસલ, પરશુ, છરા, ક્ષુરપ્ર, નાલિક, વત્સદન્ત, અસ્થિસન્ધિ, ચક્ર, બાણ અને પ્રાસ વગેરે અસ્ત્રશસ્ત્રોની વર્ષા થવા લાગી. ગધેડાં, ઊંટ, ભેંશો, સિંહ, વાઘ, ચિત્તા, રીંછ, કુતરા, ગીધ, વાંદરા,



સાપ તથા અનેક પ્રકારના રાક્ષસ, અનેક પ્રકારનાં પંખી છૂટ્યાં અને ક્રોધમ ભરાએલાં અર્જુન ઉપર તૂટી પડ્યાં.

અર્જુન તે દિવ્ય અસ્ત્રોનો જ્ઞાતા હતો જ, તેમને એકદમ બાણોની વૃષ્ટિ કરીને ન મારવા લાગ્યો. અર્જુનનાં આકરાં સાયકોનો માર પડવાથી તે સઘળાં પ્રાણી જોરજોરથી ચિત્કાર કરતાં નષ્ટ થઇ ગયાં. એટલામાં જ અર્જુનના રથ પર અંધારું છવાઇ ગયું. તેમાંથી બહુ ક્રૂર શબ્દો સંભળાવા લાગ્યા; પરન્તુ અર્જુને જ્યોતિષ નામના અત્યન્ત તેજસ્વી અસ્ત્રનો પ્રયોગ કરીને તે ભયંકર અન્ધકારનો નાશ કરી દીધો. અન્ધારું દૂર થતાં જ ત્યાં ભયાનક જલધારાઓ થવા લાગી. ત્યારે અર્જુને આદિત્યાસ્ત્રનો પ્રયોગ કરીને તે બધું ય પાણી સૂકવી દીધું. આ પ્રમાણે શકુનિએ અનેક પ્રકારની માયાઓ રચી, પરન્તુ અર્જુને હસતાં-હસતાં પોતાનાં અસ્ત્રબળથી તે દરેકનો નાશ કરી દીધો. જ્યારે સંપૂર્ણ માયાનો નાશ થઈ ગયો ત્યારે શકુનિ અર્જુનનાં અસ્ત્રોથી ઘાયલ થવા લાગ્યો. તે ભયભીત થઇને રણભૂમિથી ભાગી ગયો.

ત્યારપછી અર્જુન કૌરવસેનાનો વિધ્વંસ કરવા લાગ્યો. તે બાણોની વર્ષા કરતો આગળ ચાલ્યો જ જતો હતો પણ કોઇ પણ ધનુર્ધર વીર તેને રોકી ન શક્યો. અર્જુનના મારથી પીડિત થઇને આપની સેના આમતેમ ભાગવા લાગી. આ વખતે ગભરાટને લીધે આપના કેટલાયે સૈનિકોએ આપના જ પક્ષના યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો. અર્જુન તે વખતે હાથી, ઘોડા અને મનુષ્યો પર બીજું બાણ કોઇનો ન હતો, તેના એક જ બાણથી તેઓ પ્રાણહીન થઇને ધરતી પર ઢળી જતા હતા. ત્યાં મરેલા મનુષ્ય, હાથી અને ઘોડાઓની લાશોથી ભરાઇ ગયેલી રણભૂમિની અદ્ભુત શોભા થઇ રહી હતી. બધા યોદ્ધાઓ બાણોના મારથી વ્યાકુળ થઇ રહ્યા હતા તે વખતે બાપ બેટાને અને બેટો બાપને છોડીને ભાગી જતો હતો. મિત્ર મિત્રની વાત સાંભળતો ન હતો. લોકો પોતાની સવારીઓ છોડી છોડીને ભાગી રહ્યા હતા.

આ બાજુ દ્રોણાચાર્ય પોતાનાં તીખાં બાણોથી પાંડવોની સેનાને છિન્નભિન્ન કરવા લાગ્યા. અદ્ભુતપરાક્રમી દ્રોણ જે વખતે તે યોદ્ધાઓને કચડી રહ્યા હતા તે વખતે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને સ્વયં આવીને દ્રોણને ચારે તરફથી ઘેરી લીધા. પછી તો આચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનું અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું. બીજી તરફ અગ્નિ સમાન રાજા નીલ પોતાનાં બાણોથી કૌરવ સેનાને ભસ્મ કરવા લાગ્યો, તેને આ પ્રમાણે સંહાર કરતો જોઇ અશ્વત્થામાએ હસીને કહ્યું: 'નીલ! તમે તમારા બાણાગ્નિથી અનેક યોદ્ધાઓને કેમ ભસ્મ કરી રહ્યા છો? સાહસ હોય તો કેવળ મારી સાથે લડો.' આ આહ્વાન સાંભળીને નીલે અશ્વત્થામાને વિંધી દીધો, ત્યારે તેણે પણ ત્રણ બાણો મારીને નીલનાં ધનુષ, ધ્વજા અને છત્રને કાપી નાખ્યાં. આ જોઇને નીલ હાથમાં ઢાલ-તરવાર લઇ રથથી કૂદી પડ્યો અને અશ્વત્થામાના મસ્તકને કાપવા જતો હતો કે અશ્વત્થામાએ ભલ્લ મારીને નીલના કુંડલ સહિત મસ્તકને કાપીને નીચે પાડી દીધું. તેના મૃત્યુથી પાંડવ સેનને બહુ દુઃખ થયું.

એટલામાં અર્જુન મોટા ભાગના સંશપ્તકોને જીતીને જ્યાં દ્રોણાચાર્ય પાંડવ સેનાનો સંહાર કરી રહ્યા હતા ત્યાં આવી પહોંચ્યો અને કૌરવ યોદ્ધાઓને પોતાનાં શસ્ત્રોની આગમાં બાળવા લાગ્યો. તેનાં હજારો બાણોથી ઘવાઈને કેટલાયે હાથીસવારો, ઘોડેસવારો અને પગપાળા સૈનિકો ભૂમિ ઉપર પડવા લાગ્યા. કેટલાયે આર્ત સ્વરથી બૂમો પાડવા લાગ્યા, કેટલાયે પાનાની સાથે પ્રાણ છોડી દીધા. તેમાંથી જેઓ પડવા-આખડવા લાગ્યા તેમને અર્જુને યુદ્ધ સંબંધી નિયમને યાદ કરીને મૂક્યાં

નહિ, કૌરવો ભાગતા ભાગતા 'હા કર્ણ ! હા કર્ણ !' એ પ્રમાણે પોકારવા લાગ્યા. શરણ માગનારાઓનું તે કરુણ આક્રન્દ સાંભળીને–'વીરો ! ડરો નહિ' આ પ્રમાણે કહીને કર્ણ અર્જુનનો સામનો કરવા આવ્યો. કર્ણ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ હતો. તેણે તે વખતે આગ્નેયાસ્ત્ર પ્રકટ કર્યું, પરંતુ અર્જુને તેને શાંત કરી દીધું. એ પ્રમાણે કર્ણે પણ અર્જુનનાં તેજસ્વી બાણનું પોતાનાં અસ્ત્રોથી નિવારણ કરી દીધું અને બાણોની વર્ષા કરીને સિંહનાદ કર્યો, ત્યારે ધૃષ્ટદ્યુમ્ન, ભીમ અને સાત્યકિ પણ ત્યાં પહોંચીને કર્ણને પોતાનાં બાણોથી વિંધવા લાગ્યા. કર્ણે પણ ત્રણ બાણોથી તે ત્રણે વીરોનાં ધનુષ કાપી નાખ્યાં. ત્યારે તેઓએ કર્ણ પર શક્તિનો પ્રહાર કરીને સિંહ સમાન ગર્જના કરી. કર્ણે પણ ત્રણ-ત્રણ બાણોથી તે શક્તિઓના ટુકડા કરીને અર્જુન પર બાણો વરસાવતો ગર્જવા લાગ્યો. આ જોઈ અર્જુને સાત બાણોથી કર્ણને વિંધીને તેના નાના ભાઈને મારી નાખ્યો; પછી તેના બીજા ભાઈ શત્રુંજયને પણ ૭ બાણોથી યમરાજની પાસે મોકલી દીધો. તે પછી એક ભાલો મારીને વિપાટના મસ્તકને કાપી નાખી તેને રથથી પાડી દીધો. આ પ્રમાણે કૌરવોના જોતાં જોતાં કર્ણની સામે જ તેના ત્રણ ભાઈઓને અર્જુને એકલાએ જ મારી નાખ્યા.

ત્યારપછી ભીમસેન પણ પોતાના રથ પરથી કૂદી પડયો અને તરવારથી કર્ણના પક્ષના પંદર વીરોને મારીને પછી પોતાના રથમાં ચઢી ગયો. ત્યારપછી બીજું ધનુષ લઈને તેણે કર્ણને દશ તથા તેના સારથી અને ઘોડાઓને પાંચ બાણોથી વિંધી દીધા. આ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્ન પણ પોતાના રથથી ઊતરી ઢાલ-તરવાર લઈને આગળ વધ્યો અને ચન્દ્રવર્મા તથા નિષધ દેશના રાજા બૃહત્ક્ષત્રને મારીને પાછો રથ ઉપર આવી ગયો. પછી બીજું ધનુષ હાથમાં લઈને તેણે સિંહનાદ કરતાં ત્યોત્તેર બાણોથી કર્ણને વિંધી દીધો. ત્યારપછી સાત્યકિએ પણ બીજું ધનુષ ઉઠાવ્યું અને ચોસઠ બાણોથી કર્ણને વિંધીને સિંહ સમાન ગર્જના કરી. પછી બે બાણોથી તેણે કર્ણનું ધનુષ કાપી નાખ્યું અને ત્રણ બાણોથી તેના બાહુઓ ઉપર અને છાતીમાં પ્રહાર કર્યો.

કર્ણ સાત્યકિરૂપી સમુદ્રમાં ડૂબી રહ્યો હતો તે વખતે દુર્યોધન, દ્રોણાચાર્ય અને જયદ્રથે આવી તેના પ્રાણ બચાવ્યા. પછી તો આપની સેનાના સેંકડો પાયદળ યોદ્ધાઓ, રથીઓ અને હાથીસ્વારો કર્ણની રક્ષા માટે દોડી પડ્યા. બીજી તરફ ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, અભિમન્યુ, નકુલ અને સહદેવ સાત્યકિની રક્ષા કરવા લાગ્યા. આ પ્રમાણે ત્યાં સમસ્ત ધનુર્ધારીઓનો નાશ કરનારો સંગ્રામ છેડાઈ ગયો. આપના અને પાંડવ પક્ષના વીરોમાં પ્રાણોનો મોહ દૂર થવા લાગ્યો, એટલામાં સૂર્ય અસ્તાચળ પર પહોંચી ગયો. ત્યારે બન્ને પક્ષની થાકીને લોથપોથ અને લોહીલોહાણ થએલી સેનાએ એકબીજાને જોતી ધીરેધીરે પોતાની છાવણીઓમાં પાછી ફરી.

## ચક્રવ્યૂહનું નિર્માણ અને અભિમન્યુની પ્રતિજ્ઞા

સંજય કહે છે—રાજન્ ! તે દિવસે અતુલ તેજસ્વી અર્જુને અમારી સેનાને પરાજિત કરીને યુધિષ્ઠિરની રક્ષા કરી તથા દ્રોણાચાર્યનો સંકલ્પ સિદ્ધ ન થવા દીધો. દુર્યોધન શત્રુઓનો અભ્યુદય જોઈને ઉદાસ અને કુપિત થઈ રહ્યો હતો. બીજે દિવસે સવારે તેણે બધા યોદ્ધાઓની સાથે પ્રેમ અને અભિમાનપૂર્વક દ્રોણાચાર્યને કહ્યું; 'દ્વિજવર ! જરૂર અમે લોકો આપના શત્રુઓમાંના જ છીએ. તેથી તો આપે કાલે યુધિષ્ઠિરને આપના નજીક આવ્યા છતાં પણ કેદ ન કર્યા. શત્રુ આપની આંખો સામે આવી જાય અને આપ તેને પકડવા ચાહો તો સમ્પૂર્ણ દેવતાઓને સાથે લઈને પણ પાંડવો તેની રક્ષા ન કરી શકે. આપે પ્રસન્ન થઈને પહેલાં મને વરદાન તો આપી દીધું પરન્તુ પછી તેને પૂર્ણ ન કર્યું.



દુર્યોધને આ પ્રમાણે કહેતાં આચાર્ય દ્રોણે કંઇક ખિન્ન થઈને કહ્યું; 'રાજન્ ! તમારે એમ ન સમજવું જોઈએ. હું તો સદા તમારું પ્રિય કરવાનો જ પ્રયત્ન કરું છું. પરન્તુ શું કરું ? અર્જુન જેની રક્ષા કરતો હોય તેને દેવતાઓ, અસુરો, ગન્ધર્વો, સર્પો, રાક્ષસો તથા સંપૂર્ણ લોક પણ જીતી શકતા નથી. જ્યાં વિશ્વવિધાતા ભગવાન શ્રીકૃષ્ણ, અને અર્જુન છે ત્યાં શંકરના સિવાય બીજા કોનું બળ કામ આવી શકે છે ? પ્રિય ! આ વખતે હું તમને એક સત્ય વચન કહું છું, તે કોઇ રીતે નિષ્ફળ નહિ જાય—આજ હું પાંડવપક્ષના કોઇ એક શ્રેષ્ઠ મહારથીનો નાશ કરીશ. આજે હું તેવો વ્યૂહ બતાવીશ કે જેને દેવતાઓ પણ તોડી શકતા નથી. પરન્તુ અર્જુનને તમે કોઈ રીતે અહિંથી દૂર હટાવી દો. યુદ્ધના વિષયની કોઈ પણ એવી કળા નથી કે જે અર્જુનને માલુમ ન હોય, અથવા તો જેને તે કરી ન શકે. તેણે યુદ્ધનું સંપૂર્ણ વિજ્ઞાન મારી પાસેથી તથા બીજાઓની પાસેથી જાણી લીધું છે.

દ્રોણે આ પ્રમાણે કહેતાં જ સંશપ્તકોએ અર્જુનને ફરીથી યુદ્ધને માટે લલકાર્યો. તેઓ તેને દક્ષિણ દિશા તરફ ખેંચી ગયા. તે વખતે અર્જુનનું શત્રુઓની સાથે એવું ઘોર યુદ્ધ થયું કે તેના જેવું યુદ્ધ પહેલાં કદી જોવા કે સાંભળવામાં આવ્યું ન હતું. મહારાજ ! આ બાજુ આચાર્ય દ્રોણે ચક્રવ્યૂહની રચના કરી, તેમાં તેમણે ઇન્દ્રના જેવા પરાક્રમી રાજાઓને ગોઠવ્યા અને અને તે વ્યૂહની દ્વાર પર તેના સૂર્યના સમાન તેજસ્વી રાજકુમારોને ઊભા રાખ્યા. રાજા દુર્યોધન તેના મધ્ય ભાગમાં ઊભો રહ્યો. તેની સાથે મહારથી કર્ણ, કૃપાચાર્ય અને દુઃશાસન હતા. વ્યૂહની આગળના ભાગમાં દ્રોણાચાર્ય અને જયદ્રથ ઊભા રહ્યા; જયદ્રથની પાસે અશ્વત્થામાની સાથે આપના ત્રીસ પુત્રો, શકુનિ, શલ્ય અને ભૂરિશ્રવા ઊભા રહ્યા હતા. ત્યારપછી કૌરવો અને પાંડવોમાં મૃત્યુને જ વિશ્રામ માનીને રોમાંચકારી તુમુલ યુદ્ધ શરૂ થઇ ગયું

દ્રોણાચાર્ય દ્વારા રક્ષાએલા એ ભીષણ વ્યૂહ ઉપર ભીમસેનને આગળ કરીને પાંડવોએ આક્રમણ કર્યું. સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, કુન્તિભોજ, દ્રુપદ, અભિમન્યુ, ક્ષત્રવર્મા, બૃહત્ક્ષત્ર, ચેદિરાજ, ધૃષ્ટકેતુ, નકુલ, સહદેવ, ઘટોત્કચ, યુધામન્યુ, શિખંડી, ઉત્તમૌજા, વિરાટ, દ્રૌપદીના





પુત્રો, શિશુપાલનો પુત્ર, કેકયરાજકુમાર અને હજારો સંજયવંશી ક્ષત્રિયો — આ તથા બીજા પણ બહુ જ રણોન્મત્ત યોદ્ધાઓ યુદ્ધની ઇચ્છાથી દ્રોણાચાર્ય પર તૂટી પડ્યા. તેમને પોતાની નજીક આવેલા જોઇને પણ આચાર્ય દ્રોણ વિચલિત ન થયા. તેમણે બાણોની વૃષ્ટિ કરીને તે વીરોને આગળ વધતા રોકી દીધા. તે સમયે મેં દ્રોણની ભુજાઓનું અદ્ભુત પરાક્રમ જોયું કે પાંચાલ અને સંજય ક્ષત્રિયો એકીસાથે મળીને પણ તેમનો સામનો ન કરી શક્યા. દ્રોણાચાર્યને ક્રોધમાં ભરાઇને આગળ વધતા જોઇ યુધિષ્ઠિરે તેમને રોકવાના વિષયમાં ખૂબ વિચાર કર્યો. દ્રોણનો

સામનો કરવો બીજા વીરો માટે અત્યન્ત કઠિન સમજીને તેમણે આ મહાન કાર્યનો ભાર અભિમન્યુ ઉપર મૂક્યો. અભિમન્યુ પોતાના મામા શ્રીકૃષ્ણ અને અર્જુનથી ઓછો પરાક્રમી ન હતો. તે અત્યન્ત તેજસ્વી અને કુરુક્ષના વીરોનો સંહાર કરનાર હતો. યુધિષ્ઠિરે તેને કહ્યું; 'બેટા અભિમન્યુ! ચક્રવ્યૂહને ભેદવાનો ઉપાય અમે લોકો બિલકુલ નથી જાણતા. તેને તો તું, અર્જુન, શ્રીકૃષ્ણ અથવા પ્રદ્યુમ્ન જ તોડી શકો છો. પાંચમો કોઈ પણ માણસ આ કામને કરી શકતો નથી. માટે તું અસ્ત્ર લઈને જલદીથી દ્રોણના આ વ્યૂહને તોડી નાખ, નહિ તો યુદ્ધથી પાછા ફરશું તો અર્જુન આપણને મહેણાં મારશે.'

## અભિમન્યુનો ચક્રવ્યૂહમાં પ્રવેશ અને પરાક્રમ

**અભિમન્યુએ કહ્યું**—આચાર્ય દ્રોણની આ સેના જો કે અત્યન્ત બળવાન અને ભયંકર છે, તો પણ હું મારા પિતૃવર્ગના વિજયને માટે આ વ્યૂહમાં હમણાં જ પ્રવેશ કરું છું. પિતાજીએ આ વ્યૂહને તોડવાનો ઉપાય તો મને બતાવી દીધો છે પરન્તુ તેમાંથી નીકળવાનું બતાવ્યું નથી. તેથી જો હું ત્યાં કોઈ આપત્તિમાં ફસાઈ ગયો તો નીકળી નહિ શકું!

**યુધિષ્ઠિર બોલ્યા**—વીરવર! તું આ લોકોને ભેદીને અમારે માટે દ્વાર બનાવી દે. પછી જે માર્ગથી તું જઈશ તે માર્ગે અમે લોકો પણ તારી પાછળ આવીશું અને તારી રક્ષા કરીશું.

**ભીમે કહ્યું**—હું, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા પંચાલ, મત્સ્ય, પ્રભદ્રક અને કેકય દેશના યોદ્ધાઓ—આ બધા તારી સાથે ચાલીશું. એક વખત તેં જ્યાં વ્યૂહનો ભંગ કર્યો કે અમે લોકો ત્યાંના મોટામોટા વીરોને મારીને વ્યૂહને નષ્ટભ્રષ્ટ કરી દઈશું.

**અભિમન્યુએ કહ્યું**—અચ્છા, તો હું દ્રોણની આ પ્રબળ સેનામાં પ્રવેશ કરું છું. આજે હું એવું પરાક્રમ કરી બતાવીશ, કે જેથી મારા મામા અને પિતા-બન્નેના કુળોનું હિત થશે. તેનાથી મામા પણ પ્રસન્ન થશે અને પિતાજી પણ. જો કે હું બાળક છું, તો પણ સમ્પૂર્ણ પ્રાણીઓ જોશે કે હું કેવી રીતે આજ એકલો જ શત્રુ-સેનાને કાળનો ગ્રાસ બનાવું છું. જો મારા જીવતાં યુદ્ધમાં મારી સામે આવીને કોઈ જીવતો બચી જાય તો હું અર્જુનનો પુત્ર નહિ અને માતા સુભદ્રાના ગર્ભથી મારો જન્મ નથી થયો.

**યુધિષ્ઠિરે કહ્યું**—સુભદ્રાનન્દન! તું દ્રોણની દુર્ધર્ષ સેનાને તોડવાનો આવો ઉત્સાહ બતાવી રહ્યો છે તેથી આવી વીરતાભરી વાતો કરતાં તારું બળ વધતું રહે.

**સંજય કહે છે**—ધર્મરાજ યુધિષ્ઠિરની વાત સાંભળી અભિમન્યુએ સારથીને દ્રોણની સેનાની પાસે રથ ચલાવવાને કહ્યું. જ્યારે વારંવાર ચલાવવાની આજ્ઞા કરી તો સારથીએ તેને કહ્યું-'આયુષ્મન્! પાંડવોએ આપના પર આ બહુ જ મોટો ભાર મૂકી દીધો છે. આપ થોડીવાર આ ઉપર વિચાર કરી લો; પછી યુદ્ધ કરો. આચાર્ય દ્રોણ બહુ વિદ્વાન છે. તેમણે બહુ પરિશ્રમ કરીને ઉત્તમ અસ્ત્રવિદ્યા મેળવેલી છે. અને આપ બહુ સુખ અને આરામમાં ઉછરેલા છો, તથા યુદ્ધવિદ્યામાં તેમની આગળ નિપુણ પણ છો નહિ.'




સારથીની વાત સાંભળી અભિમન્યુએ હસીને તેને કહ્યું; 'સૂત! આ દ્રોણ અથવા ક્ષત્રિયસમુદાય કોણ છે! જો સાક્ષાત્ ઇન્દ્ર દેવતાઓ સાથે આવી જાય અથવા ભૂતોને સાથે લઈને શંકર ઊતરી આવે તો હું તેમની સાથે પણ યુદ્ધ કરી શકું છું. આ ક્ષત્રિય-સમૂહને જોઈને આજ મને આશ્ચર્ય નથી થતું. આ સમ્પૂર્ણ શત્રુસેના મારી સોળમી કળાની પણ બરાબર નથી. બીજું તો શું, વિશ્વવિજયી મામા શ્રીકૃષ્ણ અને પિતા અર્જુન પણ સામા પક્ષમાં હોય તોયે મને ભય નહિ થાય.' આ પ્રમાણે સારથીની વાતની ઉપેક્ષા કરીને અભિમન્યુએ

તેને શીઘ્ર જ દ્રોણની સેનાની પાસે ચાલવાની આજ્ઞા કરી. આ સાંભળી સારથી મનમાં બહુ પ્રસન્ન તો ન થયો પણ તેણે ઘોડાઓને દ્રોણ તરફ હંકાર્યા. પાંડવો પણ અભિમન્યુની પાછળ–પાછળ ચાલ્યા. અભિમન્યુને આવતો જોઇ કૌરવ પક્ષના બધા યોદ્ધાઓ દ્રોણને આગળ કરીને તેનો સામનો કરવા માટે તૈયાર થઇ ગયા.

અર્જુનનો પુત્ર અર્જુન કરતાં પણ પરાક્રમી હતો. તે યુદ્ધની ઇચ્છાથી દ્રોણ આદિ મહારથીઓની સામે સિંહનું બચ્ચું દોડી જાય તેમ જઇ પહોંચ્યો. અભિમન્યુ હજુ વ્યૂહ તરફ વીસ જ ડગલાં વધ્યો હતો ને કૌરવ યોદ્ધાઓ તેના ઉપર પ્રહાર કરવા લાગ્યા. પછી તો બન્ને પક્ષમાં એક-બીજાનો સંહાર કરનારો ઘોર સંગ્રામ થવા લાગ્યો. આ ભયંકર યુદ્ધમાં દ્રોણના દેખતાં દેખતાં જ વ્યૂહ ભેદીને અભિમન્યુ તેની અંદર ઘુસી ગયો. ત્યાં જતાં તેના ઉપર અનેક યોદ્ધાઓ તૂટી પડ્યા. પરન્તુ વીર અભિમન્યુ શસ્ત્ર ચલાવવામાં સૂર્તિવાળો હતો. જે જે વીરો તેની સામે આવ્યા તે સર્વને તે મર્મભેદી બાણોથી મારવા લાગ્યો. તેનાં તીક્ષ્ણ બાણોનો માર પડવાથી ઘાયલ થઇને અનેક યોદ્ધાઓ ધરાશાયી થઇ ગયા. મરેલા વીરોની લાશો અને તેમનાં ટુકડાઓથી ત્યાંની ભૂમિ ઢંકાઇ ગઇ. ધનુષ, બાણ, ઢાલ, તલવાર, અંકુશ, તોમર આદિ અનેક શસ્ત્રો અને આભૂષણોથી યુક્ત હજારો વીરોની ભુજાઓ અભિમન્યુએ




કાપી નાખી તથા રથોને તોડી નાખ્યા. તેણે એકલાએ જ ભગવાન વિષ્ણુના સમાન અચિન્ત્ય પરાક્રમ કરી બતાવ્યું. રાજન્! તે વખતે આપના પુત્રો અને આપના પક્ષના યોદ્ધાઓ ચારે બાજુએ જોતા ભાગવાનો માર્ગ શોધવા લાગ્યા. તેમનાં મોંઢાં સુકાઇ ગયાં હતાં, નેત્ર ચંચળ થઇ રહ્યાં હતાં, શરીર ઉપર પરસેવો થઈ રહ્યો હતો, રૂંવાટાં ખડાં થઈ રહ્યાં હતાં. તેઓ શત્રુને જીતવાના હોશ ખોઈ બેઠા હતા. અને જો કંઈ ઉત્સાહ હતો તો તે ત્યાંથી ભાગી નીકળવાનો હતો. મરેલા પિતા, પુત્ર, ભાઇ, બંધુ તથા સમ્બન્ધીઓને છોડીને પોતાના પ્રાણ બચાવવાની ઇચ્છાથી ઘોડા અને હાથીઓને ઉતાવળા હાંકતા બધા લોકો ત્યાંથી ભાગી ગયા.

અતુલ તેજસ્વી અભિમન્યુ દ્વારા પોતાની સેનાને આ પ્રકારે બેર–વિખેર થતી જોઇ દુર્યોધન અત્યન્ત ક્રોધમાં ભરાઇને તેની સામે આવ્યો. દ્રોણાચાર્યની આજ્ઞાથી બીજા પણ અનેક યોદ્ધાઓ ત્યાં આવી પહોંચ્યા અને દુર્યોધનને ચારે બાજુએથી ઘેરીને તેની રક્ષા કરવા લાગ્યા. આ જ વખતે દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, કૃતવર્મા, શકુનિ, બૃહદ્બલ, શલ્ય, ભૂરિ, ભૂરિશ્રવા, શલ, પૌરવ અને વૃષસેને સુભદ્રાકુમાર પર તીક્ષ્ણ બાણોની વર્ષા કરીને તેને ઢાંકી દીધો. આ પ્રમાણે અભિમન્યુને મોહિત કરીને તેમણે દુર્યોધનને બચાવી લીધો.

મોંઢા આગળ આવેલો ગ્રાસ છિનવાઇ જાય તેવી રીતે દુર્યોધન તેની આગળથી નીકળી ગયો તે અભિમન્યુથી સહન થઈ શક્યું નહિ. તેણે ખૂબ ભયંકર બાણવર્ષા કરીને ઘોડા અને સારથીઓ સહિત સર્વ મહારથીઓને મારી ભગાવ્યા તથા સિંહના સમાન ગર્જના કરી. દ્રોણ આદિ મહારથીઓ તેનો સિંહનાદ સહી શક્યા નહિ. તેઓ રથો વડે તેને ઘેરીને બાણ–સમૂહોની વૃષ્ટિ કરવા લાગ્યા. પરન્તુ અભિમન્યુ એ સર્વ બાણોને આકાશમાં જ કાપી નાખતો અને પ્રરન તીક્ષ્ણ બાણોથી બધાને વિંધી દેતો હતો. તેનું આ પરાક્રમ અદ્ભુત હતું. તે સમયે અભિમન્યુ અને કૌરવ યોદ્ધાઓ એકબીજા ઉપર સતત પ્રહાર કરી રહ્યા હતા. કોઇ પણ યુદ્ધથી પાછા હઠતા ન હતા. આ ઘોર સંગ્રામમાં દુઃસહે નવ બાણ મારીને અભિમન્યુને વિંધી દીધો. પછી દુઃશાસને બાર, કૃપાચાર્યે ત્રણ, દ્રોણે સત્તર, વિવિંશતિએ સત્તર, કૃતવર્માએ સાત, બૃહદ્બલે આઠ, અશ્વત્થામાએ સાત, ભૂરિશ્રવાએ ત્રણ, શલ્યે ૭, શકુનિએ બે અને રાજા દુર્યોધને ત્રણ બાણ માર્યાં.

મહારાજ ! તે સમયે પ્રતાપી અભિમન્યુ જેમ નાચી રહ્યો હોય તે રીતે ચારે તરફ ઘૂમીઘૂમીને બધા મહારથીઓને ત્રણ-ત્રણ બાણોથી વિંધતો જતો હતો. પછી જ્યારે આપના પુત્રોએ ભેગા મળીને તેને ભય બતાવવા માંડયો તો અભિમન્યુ ક્રોધથી સળગી ઊઠયો અને પોતાની અસ્ત્રશિક્ષાનું મહાન બળ બતાવવા લાગ્યો. એટલામાં અશ્મક નરેશના પુત્રે ખૂબ વેગથી ત્યાં આવીને અભિમન્યુને રોકયો અને દશ બાણ મારીને તેને વિંધ્યો. ત્યારે અભિમન્યુએ હસીને તેને દશ બાણ માર્યાં અને તેના ઘોડા, સારથી, ધ્વજા, ધનુષ, ભુજાઓ તથા મસ્તકને કાપીને પૃથ્વી પર પાડી દીધાં.

અભિમન્યુના હાથથી અશ્મક રાજકુમાર માર્યો જતાં આખી સેના વિચલિત થઈને ભાગવા લાગી. ત્યારે કર્ણ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, શકુનિ, શલ, શલ્ય, ભૂરિશ્રવા, ક્રાથ, સોમદત્ત, વિવિંશતિ વૃષસેન, સુષેણ, કુણ્ડભેદી, પ્રતર્દન, વૃન્દારક, લલિત્થ, પ્રબાહુ, દીર્ઘલોચન અને દુર્યોધન-આ સર્વેએ ક્રોધમાં ભરાઈને અભિમન્યુ પર બાણવર્ષા શરૂ કરી. આ મોટામોટા ધનુર્ધારીઓનાં બાણોથી જ્યારે અભિમન્યુ બહુ જ ઘાયલ થઈ ગયો ત્યારે તેણે કવચ અને શરીરને તોડી નાખનાર એક તીક્ષ્ણ બાણ કર્ણ ઉપર ચલાવ્યું. તે બાણ કર્ણનું કવચ છેદીને ખૂબ વેગથી તેના શરીરમાં ઘુસ્યું અને તેને આરપાર વિંધીને પૃથ્વીમાં સમાઇ ગયું. આ દુઃસહ પ્રહારથી કર્ણને સખત વ્યથા થઈ અને તે વ્યાકુળ થઈને તે રણભૂમિમાં કંપી ઊઠયો. આ પ્રમાણે ક્રોધમાં ભરાએલા અભિમન્યુએ ત્રણ બાણોથી સુષેણ, દીર્ઘલોચન અને કુણ્ડભેદીને પણ મારી નાખ્યા.

ત્યારે કર્ણે પચ્ચીસ, અશ્વત્થામાએ વીસ અને કૃતવર્માએ સાત બાણ મારીને અભિમન્યુને ઘાયલ કર્યો. તેના સમ્પૂર્ણ શરીર ઉપર બાણોના છેદ થયા હતા છતાં પણ તે પાશધારી યમરાજની સમાન રણભૂમિમાં વિચરી રહ્યો હતો. તેણે શલ્યને પોતાની પાસે જ ઊભેલો જોઈ બાણોની વર્ષાથી તેને ઢાંકી દીધો અને આપની સેનાને ડરાવતાં ભીષણ ગર્જના કરી. તેનાં મર્મભેદી બાણોથી ઘાયલ થએલ રાજા શલ્ય રથના પાછલા ભાગમાં જઈને બેસી ગયો અને મૂર્છિત થઈ ગયો. શલ્યની આ અવસ્થા જોઈ સમ્પૂર્ણ સેના આચાર્ય દ્રોણના જોતાં-જોતાં જ ભાગવા લાગી. તે વખતે દેવતાઓ, પિતૃઓ,




ચારણો, સિદ્ધો, યક્ષો તથા મનુષ્યો અભિમન્યુનું યશોગાન કરતા તેની પ્રશંસા કરી રહ્યા હતા.

મહરાજ શલ્યને એક નાનો ભાઇ હતો. તણે સાંભળ્યું કે અભિમન્યુએ મારા ભાઈને રણભૂમિમાં મુર્છિત કરી દીધા છે, એટલે તે ક્રોધમાં ભરાઈને બાણો વરસાવતો અભિમન્યુની પાસે આવ્યો. આવતાં જ તેણે દશ બાણ મારીને અભિમન્યુને ઘોડા અને સારથી સહિત ઘાયલ કરી દીધો, અને ખૂબ જોરથી ગર્જના કરી. ત્યારે અર્જુન-કુમારે બાણોથી તેના ઘોડા, છત્ર, ધ્વજા, સારથી, બેઠક, પૈડાં, રક્ષક તથા રથની બધી વસ્તુઓને ટુકડે ટુકડા કરીને તેના હાથ, પગ, ગળું અને મસ્તક પણ કાપી નાખ્યાં.

ત્યારે તો તેના અનુચરો અત્યન્ત ભયભીત થઈને ચારે બાજુએ ભાગી ગયા. અભિમન્યુનો અદ્ભુત પરાક્રમને જોઈને બધા યોદ્ધા તેને સાબાશી આપવા લાગ્યા. તે સમયે તે દિવ્ય અસ્ત્રોથી શત્રુસેનાનો ચારે દિશાઓમાં સંહાર કરતો દેખાતો હતો. તેના આ અલૌકિક કર્મને જોઈને આપના સૈનિકો કાંપવા લાગ્યા. આ જ વખતે આપનો પુત્ર દુઃશાસન જોરથી ગર્જ્યો અને ક્રોધમાં ભરાઈને બાણોની વર્ષા કરતો સુભદ્રાકુમાર ઉપર ચઢી આવ્યો. આવતાં જ તેને અભિમન્યુએ છવ્વીસ બાણો માર્યાં. અભિમન્યુ અને દુઃશાસન બન્નેય રથ-શિક્ષણમાં કુશળ હતા. તેઓ ડાબાજમણી વિચિત્ર મણ્ડલાકાર ગતિથી ચાલતા યુદ્ધ કરવા લાગ્યા.

# દુઃશાસન અને કર્ણનો પરાજય તથા જયદ્રથનું પરાક્રમ

સંજય કહે છે—રાજન્ ! એ વખતે અભિમન્યુએ દુઃશાસનને કહ્યું–' હે દુર્મતિ ! તેં મારા પિતૃજનોનું રાજ્ય હરી લીધું છે, તેને લીધે તથા લોભ, અજ્ઞાન, દ્રોહ, અને દુઃસાહસને લીધે મહાત્મા પાંડવો તારા પર અત્યન્ત કુપિત છે. તેથી જ આજ તારે યુદ્ધનો આવો દિવસ દેખવો પડ્યો છે. આજ તે પાપનું ભયંકર ફળ તું ભોગવ. આજ હું ક્રોધમાં ભરાએલી માતા દ્રૌપદીની તથા બદલો લેવા માગતા પિતા ભીમસેનની ઇચ્છા પૂર્ણ કરીને તેમના ઋણથી મુક્ત થઈ જઈશ. જો તું યુદ્ધ છોડીને ભાગી ન ગયો તો આજ મારા હાથમાંથી બચી શકવાનો નથી. ' આ પ્રમાણે કહીને અભિમન્યુએ દુઃશાસનની છાતીમાં કાલાગ્નિ સમાન તેજસ્વી બાણ માર્યું. તે બાણ તેની છાતીમાં વાગ્યું અને ગળાની નળી તોડીને બહાર નીકળી ગયું. આ પછી ધનુષને કાન સુધી ખેંચીને તેણે દુઃશાસનને પચીસ બાણ માર્યાં. તેનાથી સારી રીતે ઘાયલ થઈને તે વ્યથાને લીધે રથના પાછળના ભાગમાં જઈને બેઠો અને બેહોશ થઈ ગયો. આ જોઈને સારથી તુરત તેને રણથી બહાર લઈ ગયો. તે સમયે યુધિષ્ઠિર વગેરે પાંડવો, દ્રૌપદીના પુત્રો, સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, કેકય, ધૃષ્ટકેતુ તથા મત્સ્ય, પાંચાલ અને સૃંજય વીરો બહુ પ્રસન્નતાથી દ્રોણની સેનાને નષ્ટ કરવાની ઇચ્છાથી આગળ વધ્યા, પછી તો કૌરવો અને પાંડવોની સેનામાં મહાન યુદ્ધ થવા લાગ્યું. આ બાજુ કર્ણ અત્યન્ત ક્રોધમાં ભરાઈને અભિમન્યુ ઉપર તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યો તથા તેનો તિરસ્કાર કરતો તેના અનુચરોને પણ વિંધવા લાગ્યો. અભિમન્યુએ પણ તુરત જ તેને ત્યોતેર બાણોથી વિંધી દીધો. આ વખતે અભિમન્યુની ગતિ કોઈ રોકી શક્યું નહિ. ત્યારપછી કર્ણે પોતાની ઉત્તમ અસ્ત્ર-વિદ્યાનું પ્રદર્શન કરતાં સેંકડો બાણોથી અભિમન્યુને વિંધી દીધો. કર્ણના દ્વારા પીડિત થવા છતાં પણ સુભદ્રાકુમાર, શિથિલ ન થયો. તેણે તેજસ્વી બાણોથી શત્રુપક્ષના શૂરવીરોનાં ધનુષ કાપીને કર્ણને પણ ખૂબ ઘાયલ કર્યો. સાથે જ તેના છત્ર, ધ્વજા, સારથી અને ઘોડાઓને પણ હસતાંહસતાં વિંધી નાખ્યા. પછી કર્ણે પણ તેને કેટલાંયે બાણો માર્યાં પરન્તુ અભિમન્યુએ અચળ રહીને સર્વને સહી લીધાં અને એક ક્ષણમાં જ એક બાણથી કર્ણનું ધનુષ અને ધ્વજાને કાપીને જમીન ઉપર પાડી નાખ્યાં. આ પ્રમાણે કર્ણને સંકટમાં ફસાએલો જોઈ તેનો નાનો ભાઈ તુરત ધનુષ લઈને અભિમન્યુનો સામનો કરવા આવી ગયો. તેણે આવતાં જ દશ બાણ મારીને અભિમન્યુને છત્ર, ધ્વજા, સારથી અને ઘોડા સહિત વિંધી દીધો. આ જોઈને આપના પુત્ર બહુ જ પ્રસન્ન થયા. ત્યારે અભિમન્યુએ હસીને એક જ બાણથી તેનું મસ્તક કાપી નાખ્યું.



રાજન્ ! ભાઈને મરાએલો જોઈ કર્ણ બહુ જ દુઃખી થયો. આ બાજુ સુભદ્રાકુમારે કર્ણને પાછો વાળીને બીજા ધનુર્ધરો પર આક્રમણ કર્યું. ક્રોધમાં ભરાઈને તે હાથી, ઘોડા, રથ અને પાયદળોથી યુક્ત વિશાળ સેનાનો સંહાર કરવા લાગ્યો. કર્ણ તો તેનાં બાણોથી બહુ જ પીડિત થઈ ચૂક્યો હતો, તેથી પોતાના શીઘ્રગામી ઘોડાઓને હંકારીને રણભૂમિમાંથી ભાગી ગયો. આથી વ્યૂહ તૂટી ગયો. આ વખતે તીડ અથવા જળધારાઓ સમાન અભિમન્યુનાં બાણોથી આકાશ છવાઈ જવાથી કાંઈ સૂઝતું ન હતું. સિંધુરાજ જયદ્રથ સિવાય બીજો કોઈ રથી ત્યાં ટકી ન શક્યો. અભિમન્યુ પોતાનાં બાણોથી શત્રુસેનાને દગ્ધ કરતો વ્યૂહમાં વિચરવા લાગ્યો. અને રથ, હાથી ઘોડા અને મનુષ્યોનો સંહાર કરવા લાગ્યો, પૃથ્વી મસ્તક વિનાની લાશોથી છવાઈ ગઈ. કૌરવ યોદ્ધાઓ અભિમન્યુનાં બાણોથી છિન્ન-ભિન્ન થઈને પ્રાણ બચાવવા માટે ભાગવા લાગ્યા. આ વખતે તે યોદ્ધાઓ, વચ્ચે ઊભા રહેલા પોતાના જ દળના લોકોને મારીને ભાગી રહ્યા હતા. અને અભિમન્યુ તેમના ઉપર તેજસ્વી બાણો ફેંકી રહ્યો હતો. ખૂબ

વચ્ચે તેજસ્વી અભિમન્યુ એવો દેખાઈ રહ્યો હતો કે જાણે તણખલાંઓની વચ્ચે અગ્નિ.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! અભિમન્યુએ જે વખતે વ્યૂહમાં પ્રવેશ કર્યો તે વખતે તેની સાથે યુધિષ્ઠિરની સેનાના બીજા કોઈ વીરો ગયા હતા કે નહિ?

સંજયે કહ્યું—મહારાજ! યુધિષ્ઠિર, ભીમસેન, શિખંડી, સાત્યકિ, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, કેકય, ધૃષ્ટકેતુ, અને મત્સ્ય વગેરે યોદ્ધાઓ સંગઠિત થઈને અભિમન્યુની રક્ષાને માટે તેની સાથે ચાલ્યા. તેમને આક્રમણ કરતા જોઈ આપના સૈનિકો ભાગવા લાગ્યા, ત્યારે આપના જમાઈ જયદ્રથે દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીને પાંડવોને સેના સહિત રોકી દીધા.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! તો હું સમજું છું કે જયદ્રથના ઉપર આ બહુ જ મોટો ભાર આવી પડ્યો. કારણ કે એકલા હોવા છતાં તેમણે પાંડવોને રોક્યા. ભલા જયદ્રથે એવું કયું મહાન તપ કર્યું હતું કે જેથી તે પાંડવોને રોકવામાં સમર્થ થઈ શક્યા?

સંજયે કહ્યું—જયદ્રથે વનમાં દ્રૌપદીનું અપહરણ કર્યું હતું. તે સમયે ભીમસેનને હાથે તેને પરાજિત થવું પડ્યું. આ અપમાનથી દુઃખી થઈને તેમણે ભગવાન શંકરની આરાધના કરતાં ખૂબ ઘોર તપશ્ચર્યા કરી. ભક્તવત્સલ




ભગવાને તેના ઉપર દયા કરી વરદાન માગવા કહ્યું. જયદ્રથે કહ્યું—'પ્રભો! હું એકલો જ સમસ્ત પાંડવોને યુદ્ધમાં જીતી શકું.' ભગવાને કહ્યું; 'સૌમ્ય! તું અર્જુનને છોડીને બાકીના ચાર પાંડવોને યુદ્ધમાં જીતી શકીશ' 'અચ્છા, એમ થાઓ.' આ પ્રમાણે કહેતાં તેની નિદ્રા તૂટી. આ વરદાનથી અને દિવ્ય અસ્ત્રોના બળથી જયદ્રથે એકલા હોવા છતાં પાંડવસેનાને આગળ વધતાં રોકી દીધી. તેની પ્રત્યંચાનો (ધનુષની દોરીનો) ટંકાર થતાં જ શત્રુવીરો પર ભય છવાઈ ગયો, અને આપના સૈનિકોને બહુ હર્ષ થયો. આ વખતે બધો ભાર જયદ્રથ ઉપર જ પડેલો જોઈ આપના ક્ષત્રિય વીરો કોલાહલ કરતા યુધિષ્ઠિરની સેના પર તૂટી પડ્યા. અભિમન્યુએ વ્યૂહના જે ભાગને તોડી નાખ્યો હતો તેને જયદ્રથે ફરીથી યોદ્ધાઓથી ભરી દીધો પછી સાત્યકિને ત્રણ, ભીમસેનને આઠ, ધૃષ્ટદ્યુમ્નને સાઠ, અને વિરાટને દશ બાણ માર્યાં. આ પ્રમાણે દ્રુપદને પાંચ, શિખંડીને સાત, કેકયકુમારોને પચ્ચીસ, દ્રૌપદીના પ્રત્યેક કુમારોને ત્રણ ત્રણ અને યુધિષ્ઠિરને સત્તર બાણોથી વિંધી દીધા.



સાથે બીજા યોદ્ધાઓને પણ બાણોની ઘોર વર્ષાથી પાછા હઠાવી દીધા. તેનું આ કર્મ અદ્ભુત જ હતું. ત્યારે રાજા યુધિષ્ઠિરે હસતાં હસતાં એક તીક્ષ્ણ બાણથી

જયદ્રથનું ધનુષ કાપી નાખ્યું. જયદ્રથે એક પલકારામાં જ બીજું ધનુષ લઈને યુધિષ્ઠિરને દશ અને બીજા યોદ્ધાઓને ત્રણ-ત્રણ બાણોથી વિંધી દીધા.

તેના હાથની સ્ફૂર્તિ જોઈને ભીમસેને ત્રણ બાણોથી તેનાં ધનુષ, ધ્વજા અને છત્રને કાપી નાખ્યાં. જયદ્રથે ફરીથી બીજું ઊંચક્યું અને તેની દોરી ચઢાવીને ભીમનું ધનુષ, ધ્વજા અને ઘોડાઓનો સંહાર કરી નાખ્યો. ઘોડા મરી જવાથી ભીમસેન તે રથમાંથી કૂદીને સાત્યકિના રથ ઉપર જઈ બેઠો. જયદ્રથનું આ પરાક્રમ જોઈ આપના સૈનિકો પ્રસન્ન થઈને તેને શાબાશી આપવા લાગ્યા. એટલામાં અભિમન્યુએ ઉત્તર દિશા તરફ યુદ્ધ કરનાર હાથીસ્વારોને મારીને પાંડવોની સેનાને માટે માર્ગ બનાવ્યો, પરન્તુ જયદ્રથે તેને પણ રોકી દીધો. મત્સ્ય, પાંચાલ, કેકય અને પાંડવ વીરોએ બહુ જ કોશિશ કરી પરન્તુ તેઓ જયદ્રથને હટાવી શક્યા નહિ. આપના શત્રુઓમાંથી જે કોઈ આપની સેનાનો વ્યૂહ તોડવાનો પ્રયત્ન કરતું તેને જયદ્રથ વરદાનના પ્રભાવથી રોકી દેતો હતો.



## અભિમન્યુદ્વારા કૌરવ સેનાના કેટલાયે મુખ્ય વીરોનો સંહાર

સંજય કહે છે—ત્યારપછી દુર્ધર્ષ વીર અભિમન્યુએ તે સેનાની વચ્ચે ઘુસીને એવો ઉત્પાત મચાવ્યો કે જેમ કોઈ મોટો મગર સમુદ્રમાં ખળભળાટ મચાવી દે છે. આપની સેનાના મુખ્ય વીરોએ રથોથી અભિમન્યુને ઘેરી રાખ્યો હતો, તો પણ તેણે વૃષસેનના સારથીને મારીને તેના ધનુષને પણ કાપી નાખ્યું. બળવાન વૃષસેન પણ પોતાનાં બાણોથી અભિમન્યુના ઘોડાઓને વિંધવા લાગ્યો. આથી ઘોડા અટકી પડ્યા. આ વિઘ્ન આવી પડવાથી સારથી રથને દૂર ખસેડી ગયો. થોડી જ વારમાં શત્રુઓને કચડતા અભિમન્યુને ફરીથી આવતો જોઈ વસાતીયે તેનો સામનો કર્યો. તેણે અભિમન્યુને સાઠ બાણોથી ઘાયલ કરી દીધો. અભિમન્યુએ વસાતીયની છાતીમાં એક જ બાણ માર્યું કે જેથી તે પ્રાણહીન થઈને પૃથ્વી પર પડી ગયો. આ જોઈ આપની સેનાના મોટા મોટા ક્ષત્રિયોએ ક્રોધમાં આવીને અભિમન્યુને મારી નાખવાની ઇચ્છાથી ઘેરી લીધો. તેની સાથે તેમનું ખૂબ જ ભયંકર યુદ્ધ થયું. અભિમન્યુએ કુપિત થઈને તેમનાં ધનુષ અને બાણોના ટુકડેટુકડા કરીને કુંડળ અને માળાઓથી સુશોભિત તેમનાં મસ્તકો પણ કાપી નાખ્યાં.




ત્યાર પછી મહારાજનો બળવાન પુત્ર રુક્મરથ આવ્યો

કર્યો. શલ્યે પણ તેની છાતીમાં નવ બાણ માર્યાં. અભિમન્યુએ શલ્યની ધ્વજા કાપીને તેના પાર્શ્વરક્ષક અને સારથીને પણ મારી નાખ્યા. પછી ૭ બાણોથી શલ્યને પણ વિંધ્યો. શલ્ય તે રથથી ભાગીને બીજા રથ પર જઈ બેઠો. આના પછી સુભદ્રાકુમારે શત્રુંજય, ચન્દ્રકેતુ, મેઘવેગ, સુવર્ચા અને સૂર્યભાસ—આ પાંચ રાજાઓનો વધ કરીને શકુનિને પણ બાણોથી ઘાયલ કર્યો. શકુનિએ પણ ત્રણ બાણોથી અભિમન્યુને વિંધીને દુર્યોધનને કહ્યું—'જુઓ, આ એક-પછી-એક આપણને મારી રહ્યો છે. હવે આપણે બધા મળીને આને મારી નાખીએ.'

ત્યારપછી કર્ણે દ્રોણાચાર્યને કહ્યું—'અભિમન્યુ પહેલેથી જ અમને બધાને કચડી રહ્યો છે, હવે તેના વધનો કોઈ ઉપાય અમને જલદી બતાવો.' ત્યારે મહાન ધનુર્ધર દ્રોણે બધા લોકોને કહ્યું—'આ પાંડવનન્દનની સ્ફૂર્તિ તો જુઓ, બાણોને ચઢાવતી અને છોડતી વખતે એના હાથમાં કેવળ મંડલાકાર ધનુષ જ માલુમ પડે છે. તે કઈ વખતે બાણ લે છે, ચઢાવે છે અને છોડે એ તે તેની વેગવતી સ્ફૂર્તિમાં જણાતું પણ નથી. કેવળ બાણો ચઢાવવાથી ગોળાકાર બનતું તેનું ધનુષ સતત ગોળ જ દેખાયા કરે છે. તે સ્વયં ક્યાં છે તે કહી શકાતું નથી! સુભદ્રાનન્દન મને તેનાં બાણોથી લોહીલુહાણ કરી રહ્યો છે, મારા પ્રાણ મૂર્છિત થઈ રહ્યા છે તો પણ તેનું પરાક્રમ જોઈને મને હર્ષ જ થાય છે. પોતાના હાથેની સ્ફૂર્તિને લીધે તે એકી સાથે સમસ્ત દિશાઓમાં બાણવર્ષા કરી રહ્યો છે. આ વખતે અર્જુનમાં અને આમાં કાંઈ ફેર દેખાતો નથી.' આ વખતે કર્ણને અભિમન્યુનાં બાણ લાગતાં તેણે પુનઃ દ્રોણને કહ્યું; 'આચાર્ય! અભિમન્યુ મને ખૂબ જ કષ્ટ આપી રહ્યો છે. મારે ગમે તેમ કરીને રણ યુદ્ધમાં ઊભા રહેવું જોઈએ એમ સમજીને જ હજુ સુધી ઊભો છું. આ તેજસ્વી કુમારનાં તીક્ષ્ણ બાણો મારા હૃદયને ચીરી નાખે છે.'

કર્ણની વાત સાંભળી આચાર્ય દ્રોણ હસી પડ્યા અને ધીમેથી બોલ્યા; 'એક તો આ તરુણ રાજકુમાર સ્વયં શીઘ્ર પરાક્રમ બતાવનાર છે અને બીજું તેનું કવચ અભેદ્ય છે. આના પિતા અર્જુનને મેં જે કવચધારણની વિદ્યા શીખવી હતી. તે સંપૂર્ણ વિદ્યાને જરૂર આ પણ જાણે છે. માટે જો તેનું ધનુષ અને પ્રત્યંચા (ધનુષની દોરી) કાપી નાખી શકાય, લગામ કાપી ઘોડા, પાર્શ્વરક્ષક અને સારથી મારી નાખવામાં આવે, તો કામ બની શકે છે, રાધનન્દન! તમે મોટા ધનુર્ધર છો, જો થઈ શકે તો આમ જ કરો. તેને દરેક પ્રકારે અસહાય કરીને રણથી ભગાડો અને પાછળથી પ્રહાર કરો, જ્યાંસુધી આના હાથમાં ધનુષ રહ્યું હશે ત્યાંસુધી આને દેવતાઓ અને અસુરો પણ જીતી નથી શકતા.'

આચાર્યની વાત સાંભળી કર્ણે બાણોથી અભિમન્યુનું ધનુષ કાપી નાખ્યું. કૃતવર્માએ તેના ઘોડાને અને કૃપાચાર્યે પાર્શ્વરક્ષક તથા સારથીને મારી નાખ્યા. તેને ધનુષ અને રથથી હીન જોઈને બાકીના મહારથીઓ ખૂબ શીઘ્રતાથી તેના ઉપર બાણ વરસાવવા લાગ્યા. એક તરફ ૭ મહારથીઓ હતા અને બીજી તરફ અસહાય અભિમન્યુ. તો પણ તે નિર્દયો તે એકલા બાળક પર બાણવર્ષા કરી રહ્યા હતા. ધનુષ કપાઈ ગયું, રથથી હાથ ધોવા પડ્યા તો પણ તેણે પોતાના ધર્મનું પાલન કર્યું. હાથમાં ઢાલ-તરવાર લઈને તે તેજસ્વી બાળક આકાશમાં ઊછળી પડ્યો. પોતાની લઘિમા શક્તિથી તે ગરુડની માફક ઊડી જ રહ્યો હતો, એટલામાં દ્રોણાચાર્યે ક્ષુરપ્ર નામના બાણથી તેની તલવારના ટુકડેટુકડા કરી દીધા અને કર્ણે ઢાલ છિન્નભિન્ન કરી દીધી.

હવે તેના હાથમાં તલવાર પણ ન રહી. બધાં અંગોમાં બાણ ઘુસી ગયાં હતાં, તે દશામાં તે આકાશથી ઊતર્યો અને ક્રોધમાં ભરાઈને હાથમાં ચક્ર લઈને દ્રોણ ઉપર ધસ્યો. તે સમયે તે ચક્રધારી ભગવાન વિષ્ણુની માફક શોભાયમાન થઈ રહ્યો હતો. તેને જોઈને



રાજાલોક બહુ જ ડરી ગયા અને બધાએ મળીને તેના ચક્રના ટુકડેટુકડા કરી દીધા. ત્યારે મહારથી અભિમન્યુએ બહુ જ મોટી ગદા હાથમાં લીધી અને અશ્વત્થામા ઉપર ચલાવી. આગના વજ્રની સમાન તે ગદાને આવતી



જોઈ અશ્વત્થામા રથથી ઉતરીને ત્રણ ડગલાં પાછો હટી ગયો. ગદાની ચોટથી તેના ઘોડા, પાર્શ્વરક્ષક અને સારથી મરાઈ ગયા. ત્યારપછી અભિમન્યુએ સુબલના પુત્ર




કાલિકેયને તથા તેના સિત્યોતેર ગાન્ધાર અનુચરોને મોતને ઘેર મોકલ્યા. પછી દસ વસાતીય મહારથીઓનો તથા સાત કેકય મહારથીઓનો સંહાર કરીને દસ હાથીઓને મારી નાખ્યા. ત્યારપછી દુઃશાસનના પુત્રનો રથ અને ઘોડાઓને ગદાથી ચૂર્ણ કરી દીધા. આથી દુઃશાસનના પુત્રને ખૂબ ક્રોધ થયો અને તે પણ ગદા ઉઠાવીને અભિમન્યુ તરફ દોડ્યો. પછી તો બન્ને એકબીજાને મારવાની ઇચ્છાથી પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. બન્ને પર ગદાના અગ્રભાગની ચોટ થઈ અને બન્ને સાથે પૃથ્વી પર પડ્યા. દુઃશાસનકુમાર પહેલો ઉઠ્યો અને અભિમન્યુ હજુ ઊઠી રહ્યો હતો ને તેના મસ્તક પર તેણે ગદા મારી. તેના પ્રચંડ આઘાતથી બીચારો અભિમન્યુ બેહોશ થઈને પડી ગયો. મહારાજ! આ પ્રમાણે તે એક બાળકને ઘણા લોકોએ મળીને માર્યો.

આકાશથી તૂટીને પડેલા ચન્દ્રમાના જેવા તે શૂરવીર બાળકને રણભૂમિમાં પડેલો જોઈને અન્તરિક્ષમાં ઉભેલાં પ્રાણીઓ પણ હાહાકાર કરવા લાગ્યાં. બધાએ એક સ્વરથી કહ્યું; 'દ્રોણ અને કર્ણ જેવા ૭ મહાન મહારથીઓએ મળીને આ એકલા બાળકનો વધ કર્યો છે તેને અમે ધર્મ માનતા નથી.' ચન્દ્રમા અને સૂર્યના સમાન કાન્તિમાન અભિમન્યુને આ પ્રમાણે પડેલો જોઈને આપના યોદ્ધાઓને ખૂબ જ હર્ષ થયો અને પાંડવોના હૃદયમાં અતિશય પીડા થઈ. રાજન! અભિમન્યુ હજુ બાળક હતો, યુવાવસ્થામાં તેણે પગ પણ મૂક્યો ન હતો. આ વીર મરતાં જ યુધિષ્ઠિરના જોતાં જોતાં સમ્પૂર્ણ પાંડવસેના ભાગવા લાગી. આ જોઈ યુધિષ્ઠિરે તે વીરોને કહ્યું 'વીરો! યુદ્ધમાં મૃત્યુનો સમય આવવા છતાં પણ અભિમન્યુએ પીઠ બતાવી નથી, તમે પણ તેની જેમ ધીરજ રાખો, ડરો નહિ. આપણે જરૂર શત્રુઓ પર વિજય મેળવીશું.' આ પ્રમાણે કહીને ધર્મરાજે પોતાના દુઃખી સૈનિકોનો શોક દૂર કર્યો. રાજન! અભિમન્યુ શ્રીકૃષ્ણ અને અર્જુન સમાન પરાક્રમી હતો, તે હજારો રાજકુમારો અને મહારથી કૌસલ્યને મારીને મર્યો છે. તે પુણ્યવાનોના અક્ષય લોકમાં ગયો છે તેમાં જરા પણ સન્દેહ નથી. માટે તે શોક કરવા યોગ્ય નથી.

મહારાજ! આ પ્રમાણે પાંડવોના તે શ્રેષ્ઠ વીરને મારીને અને તેનાં બાણોથી પીડિત અને લોહીલુહાણ થઈને અમે લોકો સાયંકાળ થવાથી પોતાની છાવણીમાં આવ્યા. આવતી વખતે અમે જોયું તો શત્રુઓ પણ ખૂબ દુઃખી અને ઉદાસ થઈને પોતાના તંબુઓમાં જઈ રહ્યા હતા. આ સમયે શ્રેષ્ઠ યોદ્ધાઓએ જે રાતની નદી વહાવી હતી તે વૈતરણી સમાન ભયંકર અને દુસ્તર હતી. રણભૂમિના મધ્યભાગમાં વહેતી તે નદી જીવતા અને મરેલા દરેકને પોતાના પ્રવાહમાં વહાવી જઈ રહી હતી. અનેક ધડ ત્યાં નાચી રહ્યાં હતાં, રણસ્થળને જોતાં જ ભય ઉત્પન્ન થતો હતો.

## યુધિષ્ઠિરનો વિલાપ તથા વ્યાસદ્વારા મૃત્યુની ઉત્પત્તિનું વર્ણન

સંજય કહે છેઃ—મહારાજ ! અભિમન્યુના માર્યા ગયા પછી બધા પાંડવ યોદ્ધાઓ રથ છોડી, કવચ ઊતારી અને ધનુષ ફેંકીને રાજા યુધિષ્ઠિરની ચારે તરફ બેસી ગયા તથા મનમાં ને મનમાં અભિમન્યુને યાદ કરતા તેના યુદ્ધનું સ્મરણ કરવા લાગ્યા. ભાઈનો પુત્ર અભિમન્યુ જેવો વીર માર્યો ગયો, એ વિચારીને યુધિષ્ઠિર બહુ જ દુઃખી થઈ ગયા અને વિલાપ કરવા લાગ્યા. 'જેમ બળદોના ઝુંડમાં સિંહનું બચ્ચું પ્રવેશી જાય તેમ જે કેવળ મારું જ પ્રિય કરવાની ઇચ્છાથી દ્રોણના દુર્ભેદ્ય વ્યૂહમાં જઈ ઘુસ્યો, યુદ્ધમાં જેની સામે આવી મોટા મોટા ધનુર્ધરો અને અસ્ત્રવિદ્યામાં કુશળ વીરો ભાગી ગયા, જેણે અમારા કટ્ટર શત્રુ દુઃશાસનને પોતાનાં બાણોથી તુરત જ મારીને ભગાડ્યો હતો, તે વીર અભિમન્યુ દ્રોણની સેનારૂપ મહાસાગરની પાર જવા છતાં પણ દુઃશાસનકુમારની પાસે જઈ મૃત્યુને પ્રાપ્ત થયો ! સુભદ્રાકુમારના માર્યા ગયા બાદ હવે હું અર્જુન અગર સુભદ્રાને કેવી રીતે મોઢું બતાવીશ ? હાય ! તે બિચારી હવે પોતાના પ્યારા બેટાને નહિ જોઈ શકે. શ્રીકૃષ્ણ અને અર્જુનને આ દુઃખદ સમાચાર હું કેવી રીતે સંભળાવીશ ? આહ ! હું કેટલો નિર્દય છું, જે સુકુમાર બાળકને ભોજન અને શયન કરવામાં, સવારી પર ચઢાવવામાં તથા વસ્ત્રાભૂષણ પહેરવામાં આગળ રાખવો જોઈએ તેને મેં યુદ્ધમાં પૂરો પ્રવીણ પણ નહોતો થયો તે આગળ કર્યો તો પછી શાનો ક્ષેમકુશળ પાછો આવે ? અર્જુન બુદ્ધિમાન, નિર્લોભી, સંકોચશીલ, ક્ષમાવાન, બલવાન, મોટાને માન આપનાર, વીર અને સત્ય પરાક્રમી છે, જેનાં કર્મોની દેવતાઓ પણ પ્રશંસા કરે છે. જે અભય માગનાર શત્રુને પણ અભય આપે છે, તેના જ બળવાન પુત્રની પણ અમે રક્ષા ન કરી શક્યા. બળ અને પુરુષાર્થમાં જે પોતાનું ભાન પણ નહોતો રાખતો તે અર્જુનકુમારને મરાએલો જોઈને હવે વિજય મળવાથી પણ મને આનન્દ થશે નહિ. તેના વિના પૃથ્વીનું રાજ્ય, દેવપણું અથવા દેવતાઓના લોકનો અધિકાર પણ મારે માટે કશા કામનો નથી.'

કુન્તીનન્દન યુધિષ્ઠિર જ્યારે આ પ્રમાણે વિલાપ કરી રહ્યા હતા તે જ વખતે મહર્ષિ વેદવ્યાસ ત્યાં આવી પહોંચ્યા. યુધિષ્ઠિરે તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો અને જ્યારે તેઓ આસન ઉપર બિરાજમાન થયા ત્યારે અભિમન્યુના મૃત્યુના શોકથી દુઃખી થઈને તેમને કહ્યું;



'મુનિવર ! સુભદ્રાનન્દન અભિમન્યુ યુદ્ધ કરી રહ્યો હતો, તે વખતે અનેક અધર્મી મહારથીઓએ ઘેરીને તેને મારી નાખ્યો છે. મેં તેને કહ્યું હતું કે 'અમારે માટે વ્યૂહમાં ઘુસવાનો દરવાજો બનાવી દે.' તેણે તે પ્રમાણે જ કર્યું. જ્યારે તે પોતે ઘુસી ગયો ત્યારે તેની પાછળ અમે પણ ઘુસવા લાગ્યા, પરન્તુ જયદ્રથે અમને રોકી દીધા. યોદ્ધાઓએ પોતાના સમાન વીરોની સાથે યુદ્ધ કરવું જોઈએ. પરન્તુ શત્રુઓએ જે તેની સાથે વ્યવહાર કર્યો છે તે તદ્દન અનુચિત છે. અને જ લીધે મારા હૃદયમાં બહુ સન્તાપ થઈ રહ્યો છે. વારંવાર તેની ચિન્તા થયા કરે છે અને જરાક પણ શાન્તિ નથી મળતી."

વ્યાસે કહ્યું—યુધિષ્ઠિર ! તમે તો મહાન બુદ્ધિમાન અને સમસ્ત શાસ્ત્રોના જ્ઞાતા છો. તમારા જેવા પુરુષો સંકટ પડતાં મુંઝાતા નથી. અભિમન્યુ યુદ્ધમાં અનેક વીરોને મારીને પ્રૌઢ યોદ્ધાઓના જેવું પરાક્રમ બતાવીને સ્વર્ગમાં ગયો છે. ભારત ! વિધાતાના વિધાનને કોઈ ટાળી નથી શકતું. મૃત્યુ તો દેવતાઓ, ગન્ધર્વો અને દાનવોના પણ પ્રાણ લઈ લે છે તો પછી મનુષ્યોની તો વાત જ શું છે ?

યુધિષ્ઠિરે કહ્યું—મુને ! આ શૂરવીર રાજકુમારો શત્રુઓના વશમાં પડીને વિનાશના મુખમાં ચાલ્યા ગયા. લોકો કહે છે કે તે મરી ગયા; પરન્તુ મને સન્દેહ થાય છે કે તેમને 'મરી ગયા' એમ શા માટે કહે છે. મૃત્યુ કોનું થાય છે ? શા માટે થાય છે ? અને તે કેવી રીતે

પ્રજાનો સંહાર કરે છે ! તથા કેવી રીતે આ જીવને પરલોકમાં લઈ જાય છે ! પિતામહ ! આ બધી બાબતો મને બતાવો.

વ્યાસે કહ્યું—રાજન્ ! પ્રાચીન કાળની વાત છે. સત્યયુગમાં એક અકમ્પન નામનો રાજા હતો, તેના ઉપર શત્રુઓએ આક્રમણ કર્યું. રાજાને એક પુત્ર હતો, જેનું નામ હરિ હતું. તે બળમાં નારાયણ સમાન અને યુદ્ધમાં ઇન્દ્ર સમાન હતો. તે યુદ્ધમાં તે દુષ્કર પરાક્રમ બતાવીને અન્તે તે શત્રુના હાથથી માર્યો ગયો. આથી રાજાને બહુ શોક થયો. તેને પુત્રનો શોક કરતો જાણી દેવર્ષિ નારદ તેની પાસે આવ્યા. રાજાએ તેમનો યથાયોગ્ય સત્કાર કરીને તેમને કહ્યું—'ભગવન્ ! મારો પુત્ર ઇન્દ્ર અને વિષ્ણુ સમાન કાન્તિમાન તેમજ મહાબળવાન હતો. તેને બહુ શત્રુઓએ ભેગા થઈને મારી નાખ્યો છે. હવે હું તે બરાબર જાણવા માગું છું કે મૃત્યુ શું છે અને તેનો પ્રભાવ કેવો છે !"

**રાજાની આ વાત સાંભળી નારદજીએ કહ્યું—** રાજન્ ! આદિમાં સૃષ્ટિ ઉત્પન્ન કરતી વખતે પિતામહ બ્રહ્માએ જ્યારે સમ્પૂર્ણ પ્રજાની સૃષ્ટિ કરી, પણ તેનો સંહાર થતાં ન જોયો ત્યારે તેઓ તેને માટે વિચાર કરવા લાગ્યા. વિચારતાં જ્યારે તેમને કંઈ સૂઝ્યું નહિ ત્યારે તેમના ક્રોધને લીધે આકાશથી અગ્નિ પ્રકટ થયો અને સમ્પૂર્ણ દિશાઓમાં ફેલાઈ ગયો. ભગવાન બ્રહ્માએ તે અગ્નિથી પૃથ્વી, આકાશ તેમજ સમ્પૂર્ણ ચરાચર જગતને બાળવું શરૂ કર્યું. આ જોઈ રુદ્ર દેવતા બ્રહ્માના શરણમાં ગયા. ભગવાન શંકર આવતાં પ્રજાના હિતને માટે બ્રહ્માજીએ તેમને કહ્યું—'બેટા ! તું સ્વેચ્છાથી ઉત્પન્ન થયો છે અને મારી પાસેથી અભીષ્ટ વસ્તુ માગવા યોગ્ય છે. બતાવ, હું તારી કઈ કામના પૂર્ણ કરું ! તારી જે કંઈ ઇચ્છા હશે તેને હું પૂર્ણ કરીશ.'

રુદ્રે કહ્યું—પ્રભો ! આપે અસંખ્ય પ્રકારનાં પ્રાણીઓની સૃષ્ટિ કરી છે, પરન્તુ તે બધાં આપના ક્રોધાગ્નિથી દગ્ધ થઈ રહ્યાં છે. તેમની દશા જોઈ મને દયા આવે છે. ભગવાન્ ! હવે તો તેમના ઉપર પ્રસન્ન થાઓ.

બ્રહ્માએ કહ્યું—પૃથ્વી દેવી જગતના ભારથી પીડિત થઈ રહી હતી. તેણે જ મને સંહારને માટે પ્રેરિત કર્યો. આ વિષયમાં બહુ જ વિચાર કરવા છતાં પણ જ્યારે કોઈ ઉપાય ન સૂઝ્યો ત્યારે મને બહુ જ ક્રોધ ચઢી આવ્યો.

રુદ્રે કહ્યું—સંહારને માટે આપ ક્રોધ ન કરો; પ્રજા પર પ્રસન્ન થાઓ. આપના ક્રોધથી પ્રકટ થએલી આગ પર્વત, વૃક્ષ, નદી, જળાશય, ઘાસ, પાન આદિ સમ્પૂર્ણ સ્થાવર-જંગમરૂપ જગતને બાળી નાખે છે. હવે આપનો ક્રોધ શાન્ત થઈ જાય—આ જ વરદાન મને આપો. પ્રજાના હિતને માટે કોઈ એવો કોઈ ઉપાય બતાવો કે જેનાથી આ પ્રાણીઓના જાન બચી જાય.

**નારદ કહે છે—** શંકરની વાત સાંભળી બ્રહ્માએ પ્રજાનું કલ્યાણ કરવા માટે તે અગ્નિને પોતામાં લીન કર્યો. લીન કરતી વખતે તેમની બધી ઇન્દ્રિયોથી એક સ્ત્રી પ્રકટ થઈ. તેનો રંગ કાળો, લાલ અને પીળો હતો. તેની જીભ, મુખ અને નેત્ર લાલ હતાં. બ્રહ્માએ તેને 'મૃત્યુ' કહીને બોલાવી અને કહ્યું કે 'મેં લોકોનો સંહાર કરવાની ઇચ્છાથી ક્રોધ કર્યો હતો, તેથી તારી ઉત્પત્તિ થઈ છે. હવે તું મારી આજ્ઞાથી આ સમ્પૂર્ણ ચરાચર જગતનો નાશ કર તેથી તારું કલ્યાણ થશે.'



બ્રહ્માની આવી આજ્ઞા સાંભળી તે સ્ત્રી અત્યન્ત ચિન્તામાં પડી ગઈ. પછી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. તેની આંખોમાંથી જે આંસુઓ પડી રહ્યાં હતાં તે બ્રહ્માએ હાથમાં લઈ લીધાં અને તેને પણ સાન્ત્વના આપી. ત્યારે મૃત્યુએ કહ્યું—'ભગવન્ ! શું હું એવી જોખી આ અહિત કાર્ય કરું ? હું પણ પાપથી ડરું છું. માટે

સતાવાએલા લોકો રુદન કરશે. તે દુઃખીઓનાં આંસુથી મને બહુ ભય થઇ રહ્યો છે. તેથી હું આપના શરણમાં આવી છું. મને વરદાન આપો. રોતાં-કકળતાં લોકોના પ્રાણ લેવાનું કામ મારાથી નહિ થઇ શકે. મને પાપથી બચાવો.

બ્રહ્માએ કહ્યું—'મૃત્યો! પ્રજાનો સંહાર કરવા માટે જ તારી ઉત્પત્તિ થઇ છે. જા, બધી પ્રજાનો નાશ કરતી રહે. આમાં કાંઈ વિચાર કરવાની જરૂર નથી. આ પ્રમાણે જ થશે, આમાં કદી ફેરફાર નથી થઈ શકતો. તું મારી આજ્ઞાનું પાલન કર. આથી તારી નિન્દા નહિ થાય.

બ્રહ્માએ આ પ્રમાણે કહેતાં તે કન્યા પ્રજાનો સંહાર કરવાનું સ્વીકાર્યા વિના જ તપ કરવાની ઇચ્છાથી ધેનુકાશ્રમમાં ચાલી ગઇ. ત્યાંથી પુષ્કર, ગોકર્ણ, નૈમિષ અને મલયાચલ આદિ તીર્થોમાં જઇ જઇને કઠોર નિયમોનું પાલન કરતી પોતાના શરીરને સૂકવવા લાગી. તે અનન્યભાવથી કેવળ બ્રહ્મામાં જ દૃઢ ભક્તિ રાખતી હતી. તેણે પોતાના ધર્માચરણથી બ્રહ્માને પ્રસન્ન કરી લીધા.

ત્યારે બ્રહ્માએ પ્રસન્ન મનથી કહ્યું; 'મૃત્યો! બતાવ તો ખરી કે શા માટે તું આ અત્યન્ત કઠોર તપ કરી રહી છે?' મૃત્યુ બોલી—'પ્રભો! હું આપની પાસેથી આ જ વર માગું છું કે હું પ્રજાનો નાશ ન કરું. મને અધર્મથી બહુ ભય થઇ રહ્યો છે, તેથી જ હું તપ કરવા લાગી છુ. ભગવન્! મને ભયભીત અબળાને આપ અભયદાન દો. હું એક નિરપરાધ સ્ત્રી છું, આપની પાસે કૃપાની ભીખ માગું છું, મને શરણ આપો.' બ્રહ્માએ કહ્યું; 'કલ્યાણી આ પ્રજાનો સંહાર કરવાથી તને પાપ નહિ લાગે. મારી વાણી કોઇ રીતે મિથ્યા નથી થઇ શકતી. તેથી તું ચારે પ્રકારની પ્રજાનો નાશ કર. સનાતન ધર્મ તને પવિત્ર બનાવશે; લોકપાલો, યમ તથા તરેહતરેહની વ્યાધિઓ તારા સહાયક થશે. પછી દેવતા લોકો તથા હું તને વરદાન દઇશું.'

આ સાંભળી મૃત્યુએ બ્રહ્માના ચરણોમાં મસ્તક નમાવીને પ્રણામ કર્યા; અને હાથ જોડીને કહ્યું; 'પ્રભો! જો આ કાર્ય મારા વગર ન થઇ શકતું હોય તો મને તમારી આજ્ઞા શિરોધાર્ય છે. હવે એક વાત કહું છું. સાંભળો. કામ, લોભ, ક્રોધ, ઈર્ષ્યા, દ્વેષ, દ્રોહ, મોહ, નિર્લજ્જતા તથા પરસ્પર કટુ વચન કહેવાં—આ જુદી જુદી જાતના દોષો જ પ્રાણીઓના દેહનો નાશ કરે.' બ્રહ્માએ કહ્યું; 'મૃત્યો! એમ જ થશે, તારાં જે આંસુઓ મેં હાથમાં લીધાં છે તે વ્યાધિઓ બનીને આયુષ્ય પૂરું થયું હોય તેવા પ્રાણીઓનો નાશ કરશે. તને પાપ નહિ લાગે. ડર નહિ, તું કામનાઓ અને ક્રોધનો ત્યાગ કરીને સમસ્ત જીવોના પ્રાણો હર. આમ કરવાથી તને અક્ષય ધર્મ પ્રાપ્ત થશે. જે મિથ્યાપણાના આવરણથી ઢંકાએલા છે તે જીવોને અધર્મ જ મારશે. અસત્યથી જ પ્રાણી પોતાને પાપના કાદવમાં ડુબાડે છે.'

નારદ કહે છે—તે મૃત્યુ નામવાળી સ્ત્રીએ બ્રહ્માના કહેવાથી અને ખાસ કરીને તેમના શાપના ભયથી 'બહુ સારું' કહીને તેમની આજ્ઞા સ્વીકારી લીધી. ત્યારથી તે કામ અને ક્રોધને છોડીને અનાસક્ત ભાવથી પ્રાણીઓનો અન્તકાળ આવતાં તેમના પ્રાણોને હરી લે છે. આ જ પ્રાણીઓનું મૃત્યુ છે, આથી જ વ્યાધિઓની ઉત્પત્તિ થઈ છે. વ્યાધિ રોગને કહે છે. આથી જીવ રોગી થઇ જાય છે અને અન્તકાળ આવતાં બધા પ્રાણીઓનું મૃત્યુ થાય છે. તેથી રાજન્! તમે વ્યર્થ શોક ન કરો. મરણ પછી બધાં પ્રાણીઓ પરલોકમાં જાય છે, અને ત્યાંથી ઇન્દ્રિયો અને વાસનાઓની સાથે અહિં પાછાં આવે છે. દેવતાઓ પણ પરલોકમાં પોતાનાં કર્મો ભોગવીને પછી આ મર્ત્યલોકમાં જન્મ લે છે. તેથી તમારે તમારા પુત્રને માટે શોક ન કરવો જોઇએ. તે વીરોને પ્રાપ્ત થનારા રમણીય લોકોમાં પહોંચીને ત્યાં સ્વર્ગીય આનન્દનો ઉપભોગ કરે છે. બ્રહ્માએ મૃત્યુને પ્રજાના સંહારને માટે જ ઉત્પન્ન કર્યું છે, આથી તે સમય આવતાં સર્વનો સંહાર કરે છે. આ જાણીને ધીર પુરુષો મરણ પામેલાં પ્રાણીઓને માટે શોક નથી કરતા. આ સમ્પૂર્ણ સૃષ્ટિ વિધાતાની બનાવેલી છે, તેઓ પોતાની ઇચ્છાનુસાર આનો લય ( સંહાર ) કરે છે. તેથી તમે તમારા મરણ પામેલા પુત્રનો શોક સત્વર છોડી દો.

વ્યાસ કહે છે—નારદની આ અર્થભરી વાત સાંભળી રાજા અકમ્પને તેમને કહ્યું—'ભગવન્! મારો શોક દૂર થયો. હવે હું પ્રસન્ન છું.' રાજાની આવી સન્તોષયુક્ત વાણી સાંભળી દેવર્ષિ નારદ તુરત નન્દનવનમાં ચાલ્યા ગયા. રાજા યુધિષ્ઠિર! આ ઉપાખ્યાનને સાંભળવાથી પુણ્ય, યશ તથા સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. મહારથી અભિમન્યુ યુદ્ધમાં ધનુષ, તલવાર, ગદા તથા શક્તિથી પ્રહાર કરતો મૃત્યુને પ્રાપ્ત થયો છે. તે ચન્દ્રમાનો નિર્મળ પુત્ર હતો, અને ફરીથી ચન્દ્રમામાં જ લીન થયો છે. તેથી તમે ધૈર્ય ધારણ કરો અને પ્રમાદ છોડીને ભાઈઓની સાથે બહુ શીઘ્ર યુદ્ધને માટે તૈયાર થઈ જાઓ.'

# વ્યાસદ્વારા સૃંજય-પુત્ર, મરુત્ત, સુહોત્ર, શિબિ અને રામના પરલોકગમનનું વર્ણન

યુધિષ્ઠિરે કહ્યું—મુનિવર ! પ્રાચીન કાળના પુણ્યાત્મા, સત્યવાદી અને ગૌરવશાળી રાજર્ષિઓનાં કર્મોનું વર્ણન કરતાં આપ ફરીથી આપનાં યથાર્થ વચનોથી અને સાન્ત્વના આપો.

વ્યાસ બોલ્યા—પૂર્વકાળમાં એક શૈબ્ય નામનો રાજા હતો. તેના પુત્રનું નામ સંજય હતું. જ્યારે સંજય રાજા થયો ત્યારે તેની દેવર્ષિ નારદ અને પર્વત ઋષિ સાથે મિત્રતા થઇ. એક વખતે તે બન્ને ઋષિઓ સંજયને મળવા માટે તેને ઘેર આવ્યા. રાજાએ તેમનો વિધિવત્ સત્કાર કર્યો અને તે બન્ને ઋષિઓ ખૂબ પ્રસન્નતાથી ત્યાં રહેવા લાગ્યા.

સંજયને પુત્રની અભિલાષા હતી. તેણે પોતાની શક્તિ અનુસાર બ્રાહ્મણોની ખૂબ સેવા કરી. તે બ્રાહ્મણો વેદવેદાંગના જ્ઞાતા અને સ્વાધ્યાયમાં લાગી રહેનારા હતા. રાજાની શુશ્રૂષાથી પ્રસન્ન થઇ તે બ્રાહ્મણોએ નારદજીને કહ્યું; 'ભગવન્ ! આપ રાજા સંજયને તેની ઇચ્છાનુસાર પુત્ર આપો' નારદજીએ 'તથાસ્તુ' કહીને સંજયને કહ્યું —'રાજર્ષે ! બ્રાહ્મણલોક આપના પર પ્રસન્ન છે અને આપને પુત્ર દેવા ચાહે છે. તેથી આપ જેવો પુત્ર ચાહતા હોવ તેને માટે વર માગી લો.'

નારદજીએ આ પ્રમાણે કહેતાં રાજાએ હાથ જોડીને કહ્યું; 'ભગવન્ ! હું એવો પુત્ર ચાહું છું કે જે તેજસ્વી, યશસ્વી અને શત્રુઓને દબાવનારો હોય તથા જેનાં મળ, મૂત્ર, થૂંક અને પરસેવો પણ સુવર્ણમય હોય.' રાજાને એવો જ પુત્ર થયો. તેનું નામ સુવર્ણષ્ઠીવી પડ્યું. વરદાનના પ્રભાવથી રાજાને ઘેર નિરન્તર ધન વધવા લાગ્યું. તેણે પોતાનો મહેલ, કોટ, કિલ્લો, બ્રાહ્મણોનાં ઘર, પલંગ, રથ અને વાસણો વગેરે દરેક આવશ્યક વસ્તુઓ સોનાની જ બનાવડાવી લીધી. કેટલાક વખત પછી રાજાના મહેલમાં લુંટારા ઘુસ્યા અને રાજકુમાર સુવર્ણષ્ઠીવીને બળપૂર્વક પકડીને જંગલમાં લઈ ગયા. સુવર્ણ મેળવવાનો ઉપાય તો તેમને માલુમ હતો નહી, તે મૂર્ખાઓએ રાજકુમારને મારી નાખ્યો. પછી તેનું શરીર ફાડીને જોયું પરન્તુ તેમને કંઇ પણ સોનું મળ્યું નહિ. તે ક્રૂર ડાકુઓ તે અદ્‌ભુત રાજકુમારને મારીને પોતે પણ આપસમાં લડીને નષ્ટ થઇ ગયા. અન્તે તે પાપીઓ અસંભાવ્ય નામના નરકમાં પડ્યા.

રાજા પોતાના મરેલા પુત્રને જોઇ ખૂબ જ દુઃખી થયો. તે ખૂબ કરુણતાથી વિલાપ કરવા લાગ્યો. આ સમાચાર મળતાં દેવર્ષિ નારદે ત્યાં આવી દર્શન આપ્યાં અને કહ્યું—'સંજય ! તમે પણ એક દિવસ મરવાના જ છો, તો પછી બીજાના મૃત્યુને માટે આટલો શોક કેમ કરો છો ? રાજા અવિક્ષિતનો પુત્ર રાજા મરુત્ત પણ જીવતો ન રહી શકયો તો બીજાઓની તો વાત જ શું ? બૃહસ્પતિ સાથે દ્વેષ હોવાથી સંવર્તે રાજા મરુત્ત પાસે યજ્ઞ કરવ્યો હતો, ભગવાન શંકરે રાજા મરુત્તને એક સુવર્ણનું ગિરિશિખર આપ્યું હતું. તેની યજ્ઞશાળામાં ઇન્દ્ર વગેરે દેવતાઓ, બૃહસ્પતિ તથા સમસ્ત પ્રજાપતિગણ વિરાજમાન હતા. યજ્ઞનો બધો સામાન સોનાનો બનાવેલો હતો. તેના યજ્ઞમાં બ્રાહ્મણોને દૂધ, દહીં, ઘી, મધ, સ્વાદિષ્ટ ભોજનો તથા ઇચ્છાનુસાર વસ્ત્રો અને આભૂષણો પણ આપવામાં આવ્યાં હતાં. મરુત્તના ઘરમાં મરુત્ (પવન) દેવતા ભોજન પીરસવાનું કામ કરતા હતા અને વિશ્વેદેવ સભાસદ હતા. તેણે દેવતાઓ, ઋષિઓ, અને પિતૃઓને હવિષ્ય, શ્રાદ્ધ તથા સ્વાધ્યાય દ્વારા તૃપ્ત કર્યા હતા. બ્રાહ્મણોને તેણે અપાર ધન સ્વેચ્છાએ દાન કર્યું હતું. ઇન્દ્ર પણ તેનું ભલું ચાહતો હતો. તેના રાજ્યમાં પ્રજાને રોગ-વ્યાધિ સતાવતા નહોતા તે. ખૂબ શ્રદ્ધાળુ હતો અને શુભ કાર્યોથી જીતાએલા અક્ષય પુણ્ય-લોકોને પ્રાપ્ત થયો હતો. રાજા મરુત્તે તરુણ અવસ્થામાં જ રહીને પ્રજા, મન્ત્રી, ધર્મપત્ની, પુત્ર અને ભાઇઓ સાથે એક હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. સંજય ! એવો પ્રતાપી રાજા પણ મૃત્યુથી ન બચી શકયો તો તારે પણ તારા પુત્રને માટે શોક ન કરવો જોઇએ.

નારદજીએ ફરીથી કહ્યું-રાજા સુહોત્રનું પણ મૃત્યુ થયું હતું. તે તેના સમયનો અદ્વિતીય વીર હતો, દેવતાઓ પણ તેની તરફ આંખ ઉઠાવીને જોઈ શકતા નહોતા. તે પ્રજાનું પાલન, ધર્મ, દાન, યજ્ઞ અને શત્રુઓ ઉપર વિજય મેળવવો-આ વસ્તુઓને કલ્યાણકારી સમજતો હતો. તે ધર્મથી દેવતાઓની આરાધના કરતો, બાણોથી શત્રુઓ પર વિજય મેળવતો અને પોતાના ગુણોથી સમસ્ત પ્રજાને પ્રસન્ન રાખતો હતો. તેણે મ્લેચ્છો અને લુંટારાઓનો નાશ કરીને આ સમ્પૂર્ણ પૃથ્વીનું રાજ્ય કર્યું હતું. તેની પ્રસન્નતા માટે વાદળાંએ અનેક વર્ષો સુધી તેના રાજ્યમાં સુવર્ણની વર્ષા

કરી હતી. તેના રાજ્યમાં કોઈને પણ અભીષ્ટ વસ્તુઓની કમી ન હતી. એક એક ગાઉ લાંબી-પહોળી વાવો તેણે બંધાવી હતી. તેણે કુરુજાંગલ દેશમાં યજ્ઞ કર્યો અને પોતાનું અપાર ધન બ્રાહ્મણોને વહેંચી દીધું. રાજા સુહોત્રે એક



હજાર અશ્વમેધ યજ્ઞો, સો રાજસૂય યજ્ઞો તથા પુષ્કળ દક્ષિણાવાળા બીજા અનેક યજ્ઞો કર્યા હતા. સંજય ! તે સુહોત્ર પણ તમારા અને તમારા પુત્રના કરતાં શ્રેષ્ઠ હતો. પરન્તુ મૃત્યુએ તેને પણ ન છોડયો. આ સમજીને તમારે પણ તમારા પુત્ર માટે શોક ન કરવો જોઇએ.

**નારદજી ફરી કહેવા લાગ્યા**—રાજન્ ! જેનું આખી પૃથ્વી ઉપર શાસન હતું તે ઉશીનરપુત્ર રાજા



શિબિ પણ મર્યો હતો. તેણે સમ્પૂર્ણ પૃથ્વીને જીતીને અનેક અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. તેણે દશ અબજ સોનામહોરોનું દાન કર્યું હતું. તે સાથે હાથી, ઘોડા, પશુ, ધાન્ય, ગાયો સહિત પૃથ્વીનું બ્રાહ્મણોને દાન કર્યું હતું. પ્રજાપતિએ પણ શિબિ સમાન મહાન દાની અને ધર્મપાલક રાજા ભૂત, ભવિષ્ય, વર્તમાનમાં જોયો નથી. તેણે કેટલાયે યજ્ઞો કર્યા. તેમાં યાચકોની સમ્પૂર્ણ કામનાઓ પૂર્ણ કરવામાં આવતી હતી. તે યજ્ઞોમાં યજ્ઞસ્તમ્ભો, મંડપો, વાસણો, દરવાજાઓ, અને દરેક જાતની વસ્તુઓ સુવર્ણની બની હતી. યજ્ઞના વાડાઓમાં દૂધ-દહિંના મોટામોટા કુંડા ભરેલા રહેતા હતા તથા નદીઓ વહેતી રહેતી હતી. શુદ્ધ અન્નોના પર્વતો જેવા ઢગલાઓ લાગેલા રહેતા હતા. ત્યાં સર્વને માટે એ જ ઘોષણા કરાતી આવતી હતી કે : 'સજ્જનો ! સ્નાન કરો અને જેને જે ઇચ્છા હોય તે ભોજન કરો.' ભગવાન શિવે રાજા શિબિના પુણ્યકર્મથી પ્રસન્ન થઇ તેને આ વર આપ્યો હતો કે 'રાજન ! સદા દાન કરતા રહેવાથી તારું ધન ક્ષીણ નહિ થાય. તારી શ્રદ્ધા યશ, અને પુણ્યકર્મ અક્ષય રહેશે. તારા કહેવા પ્રમાણે બધા પ્રાણીઓ તારી સાથે પ્રેમ કરશે. અન્તે તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે.'

આ ઉત્તમ વર પ્રાપ્ત કરીને શિબિ રાજા સમય આવતાં દિવ્ય લોકમાં ગયો. તે તમારા અને તમારા પુત્ર કરતાં પણ અધિક પુણ્યાત્મા હતો. જ્યારે તે પણ મૃત્યુથી ન બચી શકયો તો તમારે પુત્રને માટે શોક ન કરવો જોઇએ.

સંજય ! જે પ્રજા પર પુત્ર સમાન પ્રેમ રાખતા હતા તે દશરથનન્દન રામ પણ પરમધામ ચાલ્યા ગયા. તેઓ અત્યન્ત તેજસ્વી હતા અને તેમનામાં અસંખ્ય ગુણો હતા. પોતાના પિતાની આજ્ઞાથી તેમણે ધર્મપત્ની સીતા અને ભાઈ લક્ષ્મણ સાથે ચૌદ વર્ષ સુધી વનવાસ કર્યો હતો. જનસ્થાનમાં રહીને તપસ્વી મુનિઓની રક્ષા અર્થે તેમણે ચૌદ હજાર રાક્ષસોનો વધ કર્યો.

રૂપ રહેતી વખતે લક્ષ્મણ સહિત રામને મોહમાં નાખીને રાવણ નામના રાક્ષસે તેમની પત્ની સીતાનું હરણ કર્યું. રાવણ દેવતાઓ અને દૈત્યોથી પણ અવધ્ય હતો, તેમજ બ્રાહ્મણો અને દેવતાઓને માટે કાંટારૂપ હતો. પરન્તુ રામે તેના સાથીઓ સહિત તેને મારી નાખ્યો. દેવતાઓએ તેમની સ્તુતિ કરી અને સમ્પૂર્ણ સંસારમાં તેમની કીર્તિ ફેલાઈ ગઈ. દેવતાઓ અને ઋષિઓ તેમની સેવામાં રહેવા લાગ્યા. તેમણે વિશાળ સામ્રાજ્ય પ્રાપ્ત કરીને સર્વ પ્રાણીઓ ઉપર દયા કરી. ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરતાં તેમણે અશ્વમેધ નામનો મહાયજ્ઞ કર્યો.

શ્રીરામચન્દ્રે ભૂખ અને તરસને જીતી લીધાં હતાં. દેહધારીઓના બધા રોગોને તેમણે નષ્ટ કર્યા હતા. તેઓ કલ્યાણમય ગુણોથી યુક્ત અને સદા પોતાના તેજથી પ્રકાશમાન રહેતા હતા. સર્વ પ્રાણીઓ કરતાં અધિક તેજસ્વી હતા. રામના શાસનકાળમાં આ પૃથ્વી ઉપર દેવતાઓ, ઋષિઓ અને મનુષ્યો એકીસાથે રહેતાં હતાં. તે વખતે સર્વનાં આયુષ્ય લાંબાં હતાં. કોઈ અકાળે મરતું નહોતું. દેવતાઓ અને પિતૃઓ વેદોની વિધિઓથી પ્રસન્ન થઈ હવ્ય-કવ્યને ગ્રહણ કરતા હતા. રામના રાજ્યમાં ડાંસ-મચ્છરોનું નામ ન હતું. ઝેરી સાપ નષ્ટ થઈ ચૂક્યા હતા. કોઈ પાણીમાં ડૂબી જઈ મરતો ન હતો અને અકાળે અગ્નિ કોઈને બાળતો ન હતો. તે વખતના લોકો અધર્મમાં રસવાળા, લોભી અને મૂર્ખ ન હતા. બધા વર્ણોના લોકો શિષ્ટ, બુદ્ધિમાન અને પોતાના કર્તવ્યનું પાલન કરનારા હતા.

ભગવાન રામનું શ્યામસુંદર સ્વરૂપ, તરુણ અવસ્થા અને કમળ જેવાં વિશાળ નેત્રો હતાં. હાથ સુંદર, ઢીંચણ સુધી લાંબા હતા. સિંહ સમાન ખાંધ હતી. તેમનું દર્શન સર્વ જીવોના મનને હરનારું હતું. તેમણે અગિયાર હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. સર્વના હૃદયમાં રામને માટે અતિશય સ્નેહ ઊભરાતો હતો. અન્તે તેમણે પોતાના ચારે ભાઈઓના ભાગે પુત્રોદ્વારા આઠ પ્રકારના રાજવંશની સ્થાપના કરીને ચારે વર્ણોની પ્રજાને સાથે લઈ ને




પરમ ધામ ગમન કર્યું. સંજય! તમારા અને તમારા પુત્ર કરતાં સર્વથા શ્રેષ્ઠ તે રામ પણ જો અહીં ન રહી શક્યા તો તમે પોતાના પુત્ર માટે શોક કેમ કરો છો?

## ભગીરથ, દિલીપ, માન્ધાતા, યયાતિ, અમ્બરીષ અને શશબિન્દુના મૃત્યુનાં દૃષ્ટાન્ત

નારદજીએ કહ્યું—સંજય! રાજા ભગીરથનું પણ મૃત્યુ થયું હતું. તેણે યજ્ઞ કરતી વખતે ગંગાના બન્ને કિનારા ઉપર સોનાની ઈંટોના ઘાટ બનાવ્યા હતા. તેની પ્રજામાં કોઈને કોઈ વાતની કમી કે કશું દુઃખ નહોતું. તેણે સોનાનાં આભૂષણોથી વિભૂષિત દશ લાખ કન્યાઓ બ્રાહ્મણોને દાન કરી હતી. બધી કન્યાઓ રથોમાં બેઠી હતી. બધા રથોને ચાર-ચાર ઘોડા જોડેલા હતા. પ્રત્યેક રથની પાછળ સો સો હાથીઓ સુવર્ણની માળાઓ પહેરેલા ચાલતા હતા અને સો-સો ...આપી હતી. આ પ્રમાણે તેણે પુષ્કળ દક્ષિણાઓ આપી હતી. ગંગાજી આ બધા રથો અને પશુઓની ભીડથી ગભરાઈને 'મારી રક્ષા કરો' કહેતાં ભગીરથના ખોળામાં જઈ બેઠાં. તેથી તેઓ તેનાં પુત્રી થયાં અને તેમનું નામ ભાગીરથી પડ્યું. ગંગા દેવીએ પણ તેને પિતા ... કર્યો હતો. જે ભગીરથે ... [illegible] ... તે ... [illegible] ... અર્પણ કરી. રાજા ભગીરથ ... [illegible] ... કૃપાથી અક્ષય લોકને પ્રાપ્ત થયો. સંજય! તે તમારા ...?



તમારા પુત્ર કરતાં સર્વ રીતે અધિક હતો. જો તે આ ન રહી શક્યો તો બીજાઓની તો વાત જ શું છે?

ઇલવિલાના પુત્ર રાજા દિલીપ પણ મર્યા હતા, જેમના સો યજ્ઞોમાં લાખો તત્ત્વજ્ઞાની બ્રાહ્મણો રાખવામાં આવ્યા હતા. તેમણે યજ્ઞ કરતી વખતે ધન-ધાન્યથી સમ્પન્ન આ સમ્પૂર્ણ પૃથ્વી બ્રાહ્મણોને દાન કરી દીધી હતી. ઇન્દ્ર વગેરે દેવતાઓ તેમને ધર્મના સમાન માનીને તેમના યજ્ઞમાં પધાર્યાં હતા. ત્યાં રસની નદીઓ વહેતી



હતી, અન્નના પહાડ થયા હતા! ત્યાં ગન્ધર્વરાજ વિશ્વાવસુ ખૂબ પ્રસન્નતાથી વીણા વગાડતા હતા. બધાં પ્રાણીઓ તે સત્યવાદી રાજાનું સમ્માન કરતાં હતાં!

એક વાત તમને માટે અદ્ભુત હતી કે જ્યારે તેઓ યુદ્ધ કરતી વખતે જળમાં જતા ત્યારે તેમના રથનાં પૈડાં ડૂબતાં ન હતાં. તે સત્યવાદી અને ઉદાર રાજાનું જેઓ દર્શન જ કરી લેતા તેઓ સ્વર્ગના અધિકારી બની જતા હતા. દિલીપને ઘેર આ પાંચ પ્રકારના અવાજ કદિ બંધ થતા નહોતા—સ્વાધ્યાયનો ધ્વનિ, ધનુષનો ટંકાર અને અતિથિઓને માટે 'ખાઓ, પીઓ અને ભિક્ષા ગ્રહણ કરો'—નો શબ્દ. સંજય! તે રાજા તમારા અને તમારા પુત્ર કરતાં શ્રેષ્ઠ હતા, પરન્તુ તેઓ પણ જીવિત ન રહી શક્યા. તો પછી તમે તમારા પુત્ર માટે કેમ શોક કરો છો?

યુવનાશ્વના પુત્ર માન્ધાતાનું મૃત્યુ પણ સાંભળવામાં આવ્યું છે. તેઓ દેવતાઓ, અસુરો અને મનુષ્યો—ત્રણે લોકમાં વિજયી હતા. એક વખતે રાજા યુવનાશ્વે તરસ લાગવાથી અજાણતાં પુત્રપ્રાપ્તિ કરાવનારું યજ્ઞના કલશનું મન્ત્રપૂત જળ પી લીધું. પેટમાં જતાં જ તે જળ પુત્રના રૂપમાં ફેરવાઈ ગયું. તેને માટે વૈદ્યશિરોમણિ અશ્વિનીકુમાર બોલાવવામાં આવ્યા. તેમણે બાળકને ગર્ભમાંથી કાઢ્યો. તે દેવતા સમાન તેજસ્વી હતો. તેને પિતાના ખોળામાં સૂતેલો જોઈ દેવતાઓએ આપસમાં કહ્યું—'આ કોનું દૂધ પીશે?' આ સાંભળી ઇન્દ્રે કહ્યું; 'માં ધાતા—મારું દૂધ પીશે.'

તે જ વખતે ઇન્દ્રની હાથની આંગળીમાંથી દૂધની ધારા વહેવા લાગી. ઇન્દ્રે દયાવશ થઈને તેને માટે 'માં ધાતા' કહ્યું હતું તેથી તેનું નામ માન્ધાતા પડ્યું. ઇન્દ્રના હાથથી જ દૂધ પીને તે મોટો થવા લાગ્યો. બાર દિવસમાં તે બાર વર્ષના જેવડો થઈ ગયો. રાજા થતાં માન્ધાતાએ સમ્પૂર્ણ પૃથ્વીને એક જ દિવસમાં જીતી લીધી. તે ધર્માત્મા, ધૈર્યવાન, સત્યપ્રતિજ્ઞ અને જિતેન્દ્રિય હતો. સૂર્ય જ્યાંથી ઉદય પામતો હતો અને જ્યાં અસ્ત પામતો હતો ત્યાંસુધીનું બધું રાજ્ય યુવનાશ્વના પુત્ર રાજા માન્ધાતાનું કહેવાતું હતું.

માન્ધાતાએ સો અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞ

કર્યા હતા. તેમના યજ્ઞોમાં ઘી મધ તથા દૂધની નદીઓ અન્નના પર્વતોની ચારે બાજુએ વહેતી હતી. તેમણે ધન-ધાન્યથી સમ્પન્ન સમુદ્ર સુધીની પૃથ્વી બ્રાહ્મણોને આધીન કરી દીધી હતી. પછી સમય આવતાં તેઓ પોતે પણ આ લોકથી અસ્ત થઈ ગયા. સમ્પૂર્ણ દિશાઓમાં પોતાનો સુયશ ફેલાવીને તેઓ પુણ્યવાનોના લોકમાં પહોંચી ગયા. સંજય! તેઓ પણ તમારાથી અને તમારા પુત્રથી શ્રેષ્ઠ હતા. જ્યારે તેઓ પણ મૃત્યુથી ન બચી શક્યા તો બીજાઓની શું વાત છે! માટે તમારે પુત્રનો શોક ન કરવો જોઈએ.

નહુષનન્દન યયાતિનું પણ મૃત્યુ થએલું છે. તેમણે સો રાજસૂય, સો અશ્વમેધ, હજાર પુણ્ડરીક યાગ, સો વાજપેય યજ્ઞ, હજાર અતિરાત્ર યજ્ઞ, તથા ચાતુર્માસ્ય અને અગ્નિષ્ટોમ વગેરે અનેક પ્રકારના યજ્ઞો કર્યા હતા અને બ્રાહ્મણોને ખૂબ જ દક્ષિણા આપી હતી. પરમ પવિત્ર સરસ્વતી નદીએ, સમુદ્રોએ તથા પર્વતો સહિત બીજી સરિતાઓએ યજ્ઞ કરનાર યયાતિને ઘી અને દૂધ આપ્યાં હતાં. અનેક પ્રકારના યજ્ઞોથી પરમાત્માનું પૂજન કરીને તેમણે પૃથ્વીના ચાર ભાગ કર્યા. અને તે ઋત્વિજ, અધ્વર્યુ, હોતા તથા ઉદ્‌ગાતાને વહેંચી દીધા. પછી દેવયાની અને શર્મિષ્ઠાથી ઉત્તમ સન્તાનો ઉત્પન્ન કર્યાં. જ્યારે ભોગોથી તેમને શાન્તિ ન મળી ત્યારે નીચેના અર્થની ગાથાનું ગાન કરતાં તેમણે પોતાની ધર્મપત્નીઓ સાથે વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કર્યો. તે ગાથાનો અર્થ આ પ્રમાણે છે:—આ પૃથ્વી ઉપર જેટલું ધાન્ય, સુવર્ણ, પશુઓ અને સ્ત્રી વગેરે જેટલા ભોગ્ય પદાર્થો છે તેઓ બધા થઈને પણ એક મનુષ્યને સન્તુષ્ટ કરવા માટે પૂરતા નથી—આ પ્રમાણે સમજીને મનને શાન્ત કરવું જોઈએ.'

આ પ્રમાણે રાજા યયાતિએ ધૈર્યપૂર્વક કામનાઓનો ત્યાગ કર્યો અને પોતાના પુત્ર પૂરુને રાજસિંહાસન ઉપર બેસાડીને વનમાં ચાલ્યા ગયા. સંજય! તેઓ પણ તમારાથી અને તમારા પુત્રથી અધિક હતા. જો તેઓ પણ મરી ગયા તો તમારે પણ તમારા મરેલા પુત્ર માટે શોક ન કરવો જોઈએ.

સાંભળવામાં આવ્યું છે કે નાભાગના પુત્ર રાજા અમ્બરીષ પણ મૃત્યુને પ્રાપ્ત થયા હતા. તેમણે એકલાએ જ દસ લાખ યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું હતું. એક વખતે તેમના શત્રુઓએ તેમને યુદ્ધમાં જીતવાની ઇચ્છાથી ચારે બાજુથી આવીને ઘેરી લીધા. તેઓ બધા ય અસ્ત્ર-યુદ્ધના જાણકાર હતા અને રાજા અમ્બરીષ પ્રત્યે ખરાબ વચનો બોલી રહ્યા હતા. ત્યારે અમ્બરીષે પોતાના શરીરબળ, અસ્ત્રબળ, હસ્તલાઘવ અને યુદ્ધકૌશલદ્વારા શત્રુઓનાં છત્ર, આયુધ, ધ્વજા અને રથોના ટુકડે ટુકડા કરી દીધા. પછી તો શત્રુઓ પોતાના પ્રાણ બચાવવા પ્રાર્થના કરવા લાગ્યા, અને 'અમે આપના શરણમાં છીએ' એવાં વચનો બોલતા તેમને શરણે થઈ ગયા. આ પ્રમાણે તે શત્રુઓને વશીભૂત કરીને સમ્પૂર્ણ પૃથ્વી ઉપર વિજય મેળવીને તેમણે શાસ્ત્રવિધિ અનુસાર સો યજ્ઞો કર્યા. તે યજ્ઞોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણો તથા બીજા લોકો પણ ઉત્તમ અન્નનું ભોજન કરીને તૃપ્ત થયા હતા તથા રાજાએ પણ સર્વનો ખૂબ સત્કાર કર્યો હતો, તથા પુષ્કળ દક્ષિણાઓ આપી હતી. તેમણે અનેક મોટા મોટા રાજાઓને તથા રાજકુમારોને દણ્ડ અને ખજાના સહિત બ્રાહ્મણોને આધીન કરી દીધા હતા. મહર્ષિઓ તેમના પર પ્રસન્ન થઈ કહેતા હતા કે 'અસંખ્ય દક્ષિણા આપ-



નાર રાજા અમ્બરીષ જેવા યજ્ઞ કરે છે તેવા નથી પહેલાંના રાજાઓએ કર્યાં કે નહિ આગળ કોઈ કરશે.' સંજય! તેઓ તમારાથી અને તમારા પુત્રથી બહુ અધિક હતા;

જ્યારે તેઓ પણ મૃત્યુને વશ થયા તો તમારે તમારા મરણ પામેલા પુત્ર માટે શોક ન કરવો જોઇએ.

કહેવાય છે કે જેમણે અનેક પ્રકારના યજ્ઞ કર્યા હતા તે રાજા શશબિન્દુ પણ મરી ગયા. તેમને એક લાખ સ્ત્રીઓ હતી અને પ્રત્યેક સ્ત્રીના ગર્ભથી એક એક હજાર સન્તાનો ઉત્પન્ન થયાં હતાં. બધા રાજકુમારો પરાક્રમી, વેદોના વિદ્વાન અને ઉત્તમ ધનુર્ધારીઓ હતા. બધાએ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. રાજા શશબિન્દુએ પોતાના તે કુમારોને અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોને આપી દીધા હતા. પ્રત્યેક રાજકુમારની પાછળ સુવર્ણથી શણગારેલી સો–સો



કન્યાઓ હતી, એક એક કન્યાની પાછળ સો–સો હાથી, દરેક હાથીની પાછળ સો–સો રથ, દરેક રથની સાથે સો–સો ઘોડા, દરેક ઘોડાની પાછળ હજાર–હજાર ગાયો તથા દરેક ગાયની પાછળ પચાસ–પચાસ ઘેટાં હતા. આ અપાર ધન રાજા શશબિન્દુએ પોતાના મહાયજ્ઞમાં બ્રાહ્મણોને માટે દાન કર્યું હતું. તે યજ્ઞમાં ગાઉના ગાઉ સુધી અન્નના પર્વત લાગેલા હતા. રાજાનો અશ્વમેધ યજ્ઞ પૂરો થયા, પછી પણ તેર પર્વત બચી ગયા હતા. તેમના રાજ્યકાળમાં પૃથ્વી પર હૃષ્ટપુષ્ટ મનુષ્યો રહેતા હતા. કોઈને કશાં વિઘ્ન આવતાં ન હતાં, રોગ ન હતા, ઘણા વખત સુધી રાજ્યનો ઉપભોગ કરીને અન્તે તે દિવ્યલોકને પ્રાપ્ત થયા. સંજય ! તેઓ તમારા અને તમારા પુત્ર કરતાં ખૂબ જ અધિક હતા. જ્યારે તેઓ પણ ન રહી શક્યા તો તમારે પણ પુત્રને માટે શોક ન કરવો જોઇએ.

## રાજા ગય, રન્તિદેવ, ભરત અને પૃથુની કથા ર.ને યુધિષ્ઠિરની શોકનિવૃત્તિ

નારદજી કહે છેઃ—રાજા અમૂર્તરયાના પુત્ર ગયનું પણ મૃત્યુ થયું છે. તેમણે સો વર્ષ સુધી અગ્નિહોત્ર કર્યું. અને પ્રતિદિન હોમથી અવશિષ્ટ અન્નનું જ ભોજન કરતા હતા. આથી અગ્નિદેવે પ્રસન્ન થઇને રાજાને વર માગવાનું કહ્યું ત્યારે ગયે આ વરદાન માગ્યું—'હું તપ, બ્રહ્મચર્ય, વ્રત, નિયમ અને ગુરુજનોની કૃપાથી વેદોનું જ્ઞાન પ્રાપ્ત કરવા ચાહું છું. બીજાઓને કષ્ટ પહોંચાડ્યા વિના મારા ધર્મ અનુસાર ચાલીને અક્ષય ધન મેળવવા ચાહું છું. દરરોજ બ્રાહ્મણોને દાન આપું અને આ કાર્યમાં મારી અધિકાધિક શ્રદ્ધા વધે. મારા વર્ણની પતિવ્રતા પત્નીથી મને ઉત્તમ પુત્રો ઉત્પન્ન થાય; અન્નદાનમાં મારી શ્રદ્ધા વધે તથા ધર્મમાં જ મન લાગેલું રહે. મારા ધર્મકાર્યમાં કદી કોઈ વિઘ્ન ન આવે.'

'એમ જ થશે' કહીને અગ્નિદેવ અન્તર્ધાન થઈ ગયા. રાજા ગયને તેની બધી અભીષ્ટ વસ્તુઓ પ્રાપ્ત થઇ અને તેમણે ધર્મથી જ શત્રુઓ પર વિજય મેળવ્યો. તેમણે અનેક યજ્ઞો કર્યાં. તેઓ રોજ પ્રાતઃકાળમાં ઊઠીને એક લાખ સાઠ હજાર ગાયો, દશ હજાર ઘોડા તથા એક લાખ સોનામહોરોનું દાન કરતા હતા. સમુદ્ર, નદી, વન, દ્વીપ, નગર, રાષ્ટ્ર, આકાશ અને સ્વર્ગમાં જે અનેક પ્રકારનાં પ્રાણીઓ રહે છે તે બધાં તેની યજ્ઞસંપત્તિથી તૃપ્ત હતાં. રાજા ગયના સમાન બીજા કોઈના યજ્ઞ નથી થયા. તેમણે છત્રીસ યોજન લાંબી અને ત્રીસ યોજન પહોળી એવી ચોવીસ સુવર્ણમયી વેદીઓ બનાવી હતી, વેદીઓ પર મોતી અને હીરા પાથરેલા હતા, આ બધી વેદીઓ વસ્ત્રો અને આભૂષણોની સાથે બ્રાહ્મણોને દાન કરવામાં આવી. યજ્ઞના અંતમાં ભોજન કરતાં પચીસ પર્વતો બચ્યા હતા. યજ્ઞમાં રસની નદીઓ વહેતી હતી. કપડાંના અને આભૂષણોના ઢગલા પડ્યા હતા. તે યજ્ઞોના પ્રભાવથી રાજા ગય ત્રણે લોકમાં પ્રસિદ્ધ થઈ ગયા. તેમને લાખો પુણ્યને અક્ષય કરનાર

અક્ષય વટ તથા પવિત્ર તીર્થ બ્રહ્મસર પણ વિખ્યાત થઈ ગયાં. સંજય ! તે રાજા ગય પણ તમારા પુત્ર કરતાં અધિક શ્રેષ્ઠ હતા. જો તેઓ પણ જીવતા રહી શક્યા નહિ તો તમે પણ પુત્રને માટે શોક ન કરો.




સાંભળ્યું છે કે સંકૃતિના પુત્ર રન્તિદેવ પણ જીવતા ન રહી શક્યા. તેમને ત્યાં બે લાખ રસોઈઆઓ હતા. તેઓ ઘેર આવેલા અતિથીઓને ઉત્તમ રસોઈ બનાવીને જમાડતા હતા. રન્તિદેવ દરેક પક્ષમાં સુવર્ણ સહિત બળદોનું દાન કરતા હતા. એકએક બળદની સાથે સો-સો ગાયો તથા આઠ સો-આઠ સો સુવર્ણમુદ્રાઓ પણ અપાતી હતી. આ નિયમ તેમણે સો વર્ષ સુધી ચલાવ્યો હતો. તેઓ ઋષિઓને કમંડલુ, ઘડા, વટલોઇ, પીઢ, શય્યા, સવારી, મહેલ, મકાન તથા ધન અને અન્ન આપ્યા કરતા હતા. તે બધી વસ્તુઓ સોનાની જ હતી

રન્તિદેવની તે અલૌકિક સમૃદ્ધિ જોઈને પુરાણવેત્તાઓએ આ પ્રમાણે યશોગાન કર્યાં હતાં—'અમે કુબેરના ઘરમાં પણ રન્તિદેવના સમાન ભરપૂર ભંડાર જોયો નથી. તેમને ત્યાં જે કંઈ હતું તે બધું સોનાનું હતું, તેમણે તે બધું યજ્ઞમાં બ્રાહ્મણોને દાન કરી દીધું. તેમણે આપેલા હવ્ય-કવ્યને દેવતાઓ અને પિતૃઓ પ્રત્યક્ષ ગ્રહણ કરતા હતા, બ્રાહ્મણોની બધી કામનાઓ તેમને ત્યાં પૂર્ણ થતી હતી. સંજય ! તેઓ






પણ તમારાથી અને તમારા પુત્રથી શ્રેષ્ઠ હતા. જ્યારે તેમનું પણ મૃત્યુ થઈ ગયું તો તમારે પુત્રનો શોક ન કરવો જોઈએ.

દુષ્યન્તના પુત્ર ભરત પણ મૃત્યુને પ્રાપ્ત થયા હતા. ભરતે વનમાં રહીને બચપણમાં જ એવું પરાક્રમ બતાવ્યું કે જે બીજાઓને માટે કઠિન છે. તેઓ જ્યારે બાળક હતા ત્યારે મોટા મોટા સિંહોને પણ દબાવી બાંધી લેતા. અને તેમને ઘમકાવતા રહેતા. અજગરોના દાંત તોડી નાખતા અને દોડતા હાથીઓના દાંત પકડી તેમને પોતાના વશમાં કરી લેતા. તેઓ સો-સો સિંહોને એકી સાથે પકડીને ઘસડતા હતા;



તેમને સર્વ જીવોનું આ પ્રમાણે દમન કરતા જોઈ બ્રાહ્મણોએ તેમનું નામ સર્વદમન રાખ્યું હતું.

રાજા ભરતે યમુનાતટ પર સો, સરસ્વતીના તીર પર ત્રણ સો અને ગંગાના કિનારા પર ચાર સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. ત્યારપછી તેમણે ફરી એક હજાર અશ્વમેધ અને સો રાજસૂય યજ્ઞ કર્યા, જેમાં ઉત્તમ દક્ષિણાઓ આપવામાં આવી હતી. શકુન્તલાનન્દને આ બધા યજ્ઞોમાં બ્રાહ્મણોને બહુ જ ધન આપીને સન્તુષ્ટ કર્યા સંજય! ભરત પણ તમારાથી અને તમારા પુત્રથી સર્વથા શ્રેષ્ઠ હતા. જ્યારે તેઓ પણ મરી ગયા તો તમારે તમારા પુત્રના મરણનો સન્તાપ ન કરવો જોઈએ.

મહર્ષિઓએ રાજસૂય યજ્ઞમાં જેમનો 'સમ્રાટ'પદ પર અભિષેક કર્યો હતો તે મહારાજ પૃથુ પણ મૃત્યુને પ્રાપ્ત થયા. તેમણે ખૂબ યત્નથી આ પૃથ્વીને ખેતી યોગ્ય બનાવી તેથી તેમનું નામ પૃથુ થયું. પૃથુને માટે આ પૃથ્વી કામધેનુ બની ગઈ હતી, તેના પર ખેડ્યા વગર જ ખેતી થતી હતી. તે વખતે બધી ગાયો પુષ્કળ દૂધ આપનારી હતી, વનસ્પતિના પાંદડેપાંદડામાં રસ ભરેલા રહેતા. વૃક્ષોનાં ફળ અમૃત સમાન મધુર થતાં. પ્રજા તેમનો જ આહાર કરતી. કોઈ ભૂખ્યું રહેતું નહું, બધા નીરોગી હતા. સર્વની ઇચ્છાઓ પૂર્ણ થતી હતી અને કોઈને પણ કોઈ જાતનો ભય ન હતો. બધા મનુષ્યો સન્તુષ્ટ અને સુખી હતા.

રાજા પૃથુ જ્યારે સમુદ્ર પર ગમન કરતા ત્યારે પાણી ઠરી જતું હતું અને પર્વતો પણ તેમને માર્ગ આપતા હતા. એક વખત તેમની પાસે વનસ્પતિ, પર્વતો, દેવતાઓ, અસુરો, મનુષ્યો, સર્પો, સપ્તર્ષિઓ, યક્ષો, ગન્ધર્વો, અપ્સરાઓ તથા પિતૃઓએ આવીને કહ્યું—'મહારાજ! આપ જ અમારા સમ્રાટ છો, આપ જ અમને કષ્ટથી બચાવનારા છો તથા આપ જ અમારા રાજા, રક્ષક અને પિતા છો, આપ અમને અભીષ્ટ વરદાન આપો જેથી અમે અનન્ત કાળ સુધી તૃપ્તિ અને સુખનો અનુભવ કરીએ.' આ સાંભળી રાજાએ કહ્યું—'એમ જ થશે'

ત્યારપછી રાજા પૃથુએ અનેક પ્રકારના યજ્ઞ કર્યા અને મનોવાંછિત ભોગોદ્વારા સમસ્ત પ્રાણીઓની કામનાઓ પૂર્ણ કરીને તેમને તૃપ્ત કર્યાં. તેમણે છાસઠ હજાર સોનાના હાથીઓ બનાવીને અશ્વમેધ યજ્ઞોમાં બ્રાહ્મણોને દાન કર્યા અને મણિઓથી વિભૂષિત પૃથ્વીનું પણ દાન કર્યું. સંજય! તેઓ તમારાથી અને તમારા પુત્રથી શ્રેષ્ઠ હતા.- પરન્તુ જો તેઓ પણ ન બચી શક્યા તો તમારે તમારા મૃત પુત્ર માટે શોક ન કરવો જોઈએ.

વ્યાસ કહે છે—યુધિષ્ઠિર! આ રાજાઓનું ઉપાખ્યાન સાંભળી સંજય કંઈ પણ ન બોલ્યો, તે મૌન રહી ગયો. તેને તે પ્રમાણે ચુપચાપ બેઠેલો જોઈ નારદે કહ્યું; 'રાજન્! મેં કહ્યું તે સમજમાં આવ્યું કે નહિ? જેમ શૂદ્ર જાતિની સ્ત્રીથી સંબંધ રાખનારા બ્રાહ્મણને કરાવવામાં આવેલું શ્રાદ્ધ-ભોજન નષ્ટ થઈ જાય છે, તેમ મારું આ બધું કહેલું વ્યર્થ તો નથી ગયું?' તેમણે આ પ્રમાણે કહ્યું એટલે સંજયે હાથ જોડીને કહ્યું—'મુને! પ્રાચીન રાજર્ષિઓનું આ ઉપાખ્યાન સાંભળીને મારો સમ્પૂર્ણ શોક દૂર થઈ ગયો છે. હવે મારા હૃદયમાં જરા પણ વ્યથા નથી. બતાવો, હવે હું આપની કઈ આજ્ઞાનું પાલન કરું?'

નારદે કહ્યું—બહુ સાભાગ્યની વાત છે કે તમારો શોક દૂર થઈ ગયો. હવે તમારી જે ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લો.

સંજયે કહ્યું—આપ મારા પર પ્રસન્ન છો એટલાથી જ મને પૂરો સન્તોષ છે. જેના પર આપ પ્રસન્ન હોય તેને માટે આ જગતમાં કોઈ પણ વસ્તુ દુર્લભ નથી.

નારદે કહ્યું—દુરાચારીઓએ તમારા પુત્રને પશુની માફક મારી નાખ્યો છે. તે નરકમાં પડીને કષ્ટ પામી રહ્યો છે. આથી હું તેને નરકથી કાઢીને તમને ફરી આપું છું.

વ્યાસે કહ્યું—એટલું કહેતામાં જ તે અદ્ભુત કાન્તિવાળો સંજયનો પુત્ર ત્યાં પ્રકટ થઇ ગયો. તેને મળવાથી રાજાને બહુ પ્રસન્નતા થઇ. સંજયનો પુત્ર પોતાના ધર્મના પાલનદ્વારા કૃતાર્થ થયો ન હતો; તેણે ડરતાં ડરતાં પ્રાણત્યાગ કર્યો હતો; તેથી નારદજીએ તેને ફરીથી જીવતો કરી દીધો. પરન્તુ અભિમન્યુ તો શૂરવીર અને કૃતાર્થ હતો. તેણે રણાંગણમાં હજારો શત્રુઓને મોતને ઘાટ ઉતારીને સામનો કરતાં કરતાં પ્રાણત્યાગ કર્યો છે. યોગી, નિષ્કામ ભાવથી યજ્ઞ કરનાર અને તપસ્વી પુરુષ જે ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે તે જ અક્ષય ગતિ તમારા પુત્રે પ્રાપ્ત કરી છે. અભિમન્યુ ચન્દ્રમાનાં કિરણોને પ્રાપ્ત થયો છે. તે વીર પોતાના અમૃતમય કિરણોથી પ્રકાશમાન થઇ રહ્યો છે. તેને માટે શોક કરવો ઉચિત નથી. આ પ્રમાણે સમજી વિચારીને તમે ધૈર્ય ધારણ કરો. શોક કરવાથી તો દુઃખ વધે છે. તેથી બુદ્ધિમાન પુરુષે શોકનો ત્યાગ કરી પોતાના કલ્યાણનો પ્રયત્ન કરવો જોઇએ. તમે મૃત્યુની ઉત્પત્તિ અને તેની અનુપમ તપસ્યાની વાત સાંભળી છે, મૃત્યુને માટે બધાં પ્રાણીઓ એક સરખાં છે. ઐશ્વર્ય ચંચળ છે. આ વાત સંજયના પુત્રના મરણ અને પુનરુજ્જીવનની કથાથી સ્પષ્ટ થઇ જાય છે. માટે રાજા યુધિષ્ઠિર ! હવે શોક ન કરો.

આ પ્રમાણે કહીને ભગવાન વ્યાસ ત્યાંથી અન્તર્ધાન થઇ ગયા. ત્યારપછી રાજા યુધિષ્ઠિરે પ્રાચીન રાજાઓની યજ્ઞસમ્પત્તિ સાંભળી મનમાં ને મનમાં તેમની પ્રશંસા કરી. અને શોક છોડી દીધો. પછી 'હવે હું અર્જુનને શું કહીશ' તેની ચિન્તામાં પડી ગયા.

---

## અર્જુનનો વિષાદ અને જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા

**સંજય કહે છે—**મહારાજ ! તે દિવસે જ્યારે સૂર્યનારાયણ અસ્ત થઇ ગયા, પ્રાણીઓનો ઘોર સંહાર બંધ થયો તથા બધા સૈનિકો પોતપોતાની છાવણીમાં જવા લાગ્યા તે વખતે અર્જુન પણ પોતાનાં દિવ્ય અસ્ત્રોથી સંશપ્તકોનો વધ કરીને રથમાં બેસી શિબિર તરફ ચાલ્યો. જતાં જતાં જ તે ભગવાન શ્રીકૃષ્ણને બોલ્યો 'કેશવ ! કોણ જાણે આજે મારું હૃદય ધડકી રહ્યું છે, આખું શરીર શિથિલ થઇ રહ્યું છે. કોઇ અનિષ્ટ અવશ્ય થયું છે એવો ભાવ મારા હૃદયમાંથી ખસતો નથી. પૃથ્વી પર તથા સમ્પૂર્ણ દિશાઓમાં થતો ભયંકર ઉત્પાત મને ડરાવી રહ્યો છે. કદાચ મારા પૂજ્ય ભાઇ રાજા યુધિષ્ઠિર ભાઇઓ સહિત કુશળ તો હશે ને ?'



શ્રીકૃષ્ણે કહ્યું—શોક ન કરો, મન્ત્રીઓ સહિત તમારા ભાઇનું તો કલ્યાણ જ થશે. આ અપશુકન અનુસાર કોઇ બીજું જ અનિષ્ટ થયું હશે.

ત્યારપછી બન્ને વીરોએ સન્ધ્યોપાસના કરી અને પછી રથ પર બેસીને યુદ્ધસમ્બન્ધી વાતો કરતા આગળ વધ્યા. જ્યારે તેઓ છાવણીની પાસે પહોંચ્યા ત્યારે તેમણે તેને આનંદ રહિત અને શોભા વગરની જોઇ. ત્યારે અર્જુન ચિન્તાતુર થઇને શ્રી કૃષ્ણને કહેવા લાગ્યો;— 'જનાર્દન ! આજ આ શિબિરમાં માંગલિક વાજિન્ત્રો વાગતાં નથી કે દુન્દુભિ અથવા શંખનો શબ્દ પણ થતો નથી. આજ વીણા વાગતી નથી, મંગલગીત ગવાતાં

નથી. વંદીજનો સ્તુતિપાઠ પણ કરતા નથી. મારા સૈનિકો મને જોઈને મુખ નીચું કરીને ચાલ્યા જાય છે; તેમજ આ સ્વજનોને વ્યાકુળ જોઈને મારા હૃદયનો ક્ષોભ મટતો નથી. આજ દરરોજની માફક સુભદ્રાકુમાર અભિમન્યુ પોતાના ભાઈઓ સહિત હસતો હસતો મારી સામે આવી નથી રહ્યો.

આ પ્રમાણે વાતો કરતાંકરતાં બન્નેયે શિબિરમાં પહોંચીને જોયું કે પાંડવો અત્યન્ત વ્યાકુળ અને હતોત્સાહ થઈ રહ્યા છે. ભાઈઓ તથા પુત્રોને આવી અવસ્થામાં જોઈ તથા સુભદ્રાનન્દન અભિમન્યુને ત્યાં ન જોઈ અર્જુન ખૂબ દુઃખી થઈને બોલ્યો; 'આજ આપ બધા અપ્રસન્ન કેમ દેખાઓ છો. અહિં હું અભિમન્યુને જોતો નથી અને તમે લોકો મને પ્રસન્નતાપૂર્વક બોલતા નથી તેનું શું કારણ છે? મેં સાંભળ્યું હતું કે આચાર્ય દ્રોણે ચક્રવ્યૂહની રચના કરી હતી અને આપલોકોમાંથી બાળક અભિમન્યુ સિવાય બીજો કોઈ તે વ્યૂહને ભેદી શકતો નહોતો. અભિમન્યુને પણ મેં તે વ્યૂહથી નીકળવાની રીત હજુ બતાવી નહોતી. શું આપલોકોએ તે બાળકને શત્રુના વ્યૂહમાં મોકલી દીધો હોય એવું તો નથી થયું? સુભદ્રાનન્દન તે વ્યૂહને અનેકવાર તોડીને તેમાં મરાઈ તો નથી ગયો? તે સુભદ્રા અને દ્રૌપદીનો પ્યારો તથા માતા કુન્તી અને શ્રીકૃષ્ણનો લાડકો હતો. બતાવો તો કાળને વશ થએલો એવો કોણ છે જેણે તેનો વધ કર્યો છે? હા! તે કેવો હસીહસીને વાતો કરતો હતો અને સદા મોટાઓની આજ્ઞામાં રહતો હતો! બચપણમાં પણ તેનું પરાક્રમ અતુલ હતું. કેટલી મીઠી-મીઠી વાતો કરતો હતો. ઇર્ષ્યા-દ્વેષે તો તેને સ્પર્શ પણ કર્યો નહોતો. તે મહાન ઉત્સાહી હતો. તેના લાંબાલાંબા હાથ અને કમળ સમાન વિશાળ આંખો હતી. પોતાના સેવકો ઉપર તે ખુબ દયાળુ હતો. કદી નીચ પુરુષોની સંગતિ કરતો નહોતો. તે કૃતજ્ઞ, જ્ઞાની અને અસ્ત્રવિદ્યામાં કુશળ હતો અને યુદ્ધમાં પગ પાછો હઠાવતો ન હતો. યુદ્ધનો તો તેને શોખ હતો. શત્રુઓ તેને જોતાં જ ભયભીત થઈ જતા હતા. તે સ્વજનોનું પ્રિય કરનાર અને પિતૃવર્ગનો વિજય ચાહનાર હતો. તે શત્રુ પર કદી પહેલો પ્રહાર કરતો નહોતો અને યુદ્ધમાં સદા નિર્ભય રહેતો હતો. રથીઓની ગણના કરતી વખતે જે અભિમન્યુને મહારથી ગણવામાં આવ્યો હતો તે અભિમન્યુનું મુખ જોયા વિના મને શી રીતે શાન્તિ મળશે! મારાથી વધુ દુઃખ તો મને સુભદ્રાને માટે થઈ રહ્યું છે. તે બિચારી પુત્રનું મૃત્યુ સાંભળતાં જ પ્રાણ છોડી દેશે. અભિમન્યુને ન જોવાથી સુભદ્રા અને દ્રૌપદી મને શું કહેશે? તેમને હું શું જવાબ દઈશ? ખરેખર મારું હૃદય વજ્રનું બનેલું છે, તેથી જ તો પુત્રવધૂ ઉત્તરાના રડવાનો અને વિલાપ કરવાનો ખ્યાલ આવવા છતાં પણ આના હજારો ટુકડા થઈ જતા નથી.'

અર્જુનને આ પ્રમાણે પુત્રના શોકથી વ્યથિત અને તેને યાદ કરીને આંસુ વહાવતો જોઈ ભગવાન શ્રીકૃષ્ણે તેને પકડીને ઠીક કર્યો અને કહ્યું—'મિત્ર! આટલો વ્યાકુળ ન થા. જેઓ યુદ્ધમાં પીઠ નથી બતાવતા તે બધા શૂરવીરોને એક દિવસ આ જ માર્ગથી જવું પડે છે. અને જેમનું જીવન યુદ્ધથી જ ચાલે છે એવા ક્ષત્રિયોનો તો ખાસ કરીને આ જ માર્ગ છે. તેમને માટે બધા શાસ્ત્રોએ આ જ ગતિ નિશ્ચિત કરી છે. યુદ્ધમાં શત્રુનો સામનો કરતાંકરતાં મૃત્યુ થાય એવું તો બધા શૂરવીરો ઇચ્છે છે. અભિમન્યુએ મોટા મોટા વીરો તેમજ મહાબળવાન રાજકુમારોને યુદ્ધમાં માર્યા છે. અને શત્રુઓની સામે ઝૂઝીને વીરોને માટે અભીષ્ટ મૃત્યુ પ્રાપ્ત કર્યું છે. તમને શોક કરતા જોઈને આ તમારા ભાઈઓ અને મિત્રો વધુ દુઃખી થઈ રહ્યા છે. તેમને સાન્ત્વનાભર્યાં વચનોથી આશ્વાસન આપો. તમે તો જાણવા યોગ્ય તત્ત્વને જાણી ચૂક્યા છો, તમારે શોક ન કરવો જોઈએ.'

ભગવાન કૃષ્ણે આ પ્રમાણે સમજાવતાં અર્જુને પોતાના ભાઈઓને કહ્યું—'હું અભિમન્યુના મૃત્યુનો વૃત્તાન્ત પહેલેથી જ સાંભળવા ચાહું છું: આપ સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ છો, તમે હાથમાં શસ્ત્રો લઈને ત્યાં ઊભા હોવ એવે વખતે, તે જો ઇન્દ્ર સાથે યુદ્ધ કરતો હોય તો પણ ન મરાવો જોઈએ; તો પછી આપના પાસે રહેવા છતાં તેનું મૃત્યુ કેવી રીતે થયું? જો મને ખબર હોત કે પાંડવો અને પાંચાલો મારા પુત્રની રક્ષા કરવામાં અસમર્થ છે, તો હું જાતે જ ઉપસ્થિત થઈને તેની રક્ષા કરત.'

આટલું કહીને અર્જુન મૌન થઈ ગયો. એ વખતે યુધિષ્ઠિર અથવા શ્રીકૃષ્ણ સિવાય બીજો કોઈ પણ તેના તરફ જોવાની અથવા બોલવાની હિંમત કરી શક્યો નહિ. યુધિષ્ઠિરે કહ્યું—'જ્યારે તું સંશપ્તકોની સેના સાથે લડવા ચાલ્યો ગયો તે જ વખતે દ્રોણાચાર્યે મને પકડ-

વાનો ઘોર પ્રયત્ન કર્યો. તેઓ સ્થમેનાનો વ્યૂહ બનાવી વારંવાર આક્રમણ કરવા લાગ્યા અને અમે વ્યૂહના આકારમાં સંગઠિત થઈ તેમના હુમલાઓને વ્યર્થ કરતા રહ્યા. પરન્તુ દ્રોણાચાર્ય પોતાનાં તીક્ષ્ણ બાણોથી અમને બહુ જ પીડા આપવા લાગ્યા. એ વખતે તેમના વ્યૂહને તોડવાની વાત તો બાજુ પર રહી પણ અમે તેમની સામે આંખ ઊંચી કરીને જોઈ પણ શકતા નહોતા. એવી સ્થિતિ આવી પડતાં અમે બધાંએ અભિમન્યુને કહ્યું–'બેટા! તું વ્યૂહને તોડી નાખ.' અમારા કહેવાથી જ તેણે એ અસહ્ય ભાર ઉઠાવવાનો સ્વીકાર કર્યો અને તેં આપેલી વિદ્યાથી તે વ્યૂહને તોડીને તે અન્દર ઘુસી ગયો. અમે પણ તેણે બનાવેલા માર્ગથી વ્યૂહમાં પ્રવેશ કરવા માટે જ્યારે તેની પાછળ ચાલ્યા તો નીચ જયદ્રથે શંકરે આપેલા વરદાનના બળથી અમને રોકી દીધા. ત્યારપછી દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, બૃહદ્બલ અને કૃતવર્મા–આ ૭ મહારથીઓએ તેને બધી બાજુથી ઘેરી લીધો. ઘેરાએલો હોવા છતાં તે બાળકે પોતાની શક્તિ અનુસાર તેઓને જીતવાનો પૂર્ણ પ્રયાસ કર્યો. પરન્તુ તે બધાંએ મળીને તેને રથહીન કરી દીધો. જ્યારે તે એકલો અને અસહાય થઈ ગયો ત્યારે દુઃશાસનના પુત્રે તેને તેવી સંકટગ્રસ્ત દશામાં મારી નાખ્યો. તે પહેલાં તેણે એક હજાર હાથી, ઘોડા, રથીઓ અને મનુષ્યોને માર્યા. પછી આઠ હજાર રથીઓ અને નવસો હાથીઓનો સંહાર કર્યો. ત્યારપછી બે હજાર રાજકુમારો તથા બીજા કેટલાય વીરોને મારીને તેણે રાજા બૃહદ્બલને પણ સ્વર્ગનો અતિથી બનાવ્યો. ત્યારપછી તે પોતે મર્યો છે અને આ જ અમારે માટે સૌથી મોટી શોકની વાત બની છે.'

ધર્મરાજાની વાત સાંભળી અર્જુન 'હા પુત્ર!' કહેતો કરુણ નિઃશ્વાસ નાખવા લાગ્યો અને અત્યન્ત વ્યથાથી પીડિત થઈને પૃથ્વી ઉપર પડી ગયો. તે વખતે બધાંના મુખ પર વિષાદ છવાઈ ગયો. બધા અર્જુનને ઘેરાઈને બેસી ગયા અને એકીટસે એકબીજાની સામું જોવા લાગ્યા. થોડી વાર પછી અર્જુન હોશમાં આવ્યો ત્યારે તે ક્રોધમાં ભરાઈને બોલ્યો—'હું આપ લોકોની સામે આ સત્ય પ્રતિજ્ઞા કરું છું કે જો જયદ્રથ કૌરવોનો આશ્રય છોડીને ભાગી નહિ જાય અથવા મારા, ભગવાન શ્રીકૃષ્ણના કે યુધિષ્ઠિરના શરણમાં નહિ આવી જાય તો કાલ તેને અવશ્ય મારી નાખીશ. કૌરવોનું પ્રિય કરનાર પાપી જયદ્રથ જ તે બાળકના વધમાં કારણ



બન્યો છે. માટે જરૂરથી તેને કાલ મોતનો ઘાટ ઉતારીશ. જો હું કાલે તેને ન મારું તો—ગુરુસ્ત્રીગામી, ચુગલીખોર, સાધુઓની નિન્દા કરનાર, પારકી થાપણ હડપ કરી જનાર અને વિશ્વાસઘાતી પુરુષોની જે ગતિ થાય છે તે મારી થાઓ. જેઓ વેદાધ્યયન કરનારા ઉત્તમ બ્રાહ્મણોનું, વૃદ્ધ પુરુષોનું અને ગુરુજનોનું અપમાન કરે છે, જળમાં મળમૂત્ર અથવા થૂંક નાખે છે તથા અગ્નિ, ગાયો અને બ્રાહ્મણોને પગથી સ્પર્શ કરે છે તેમને જે દુર્ગતિ પ્રાપ્ત થાય છે તે જ કાલે જયદ્રથને ન મારવાથી મારી થાય. અતિથિને નિરાશ કરનારા, ઈર્ષાળુ, જૂઠું બોલનારા, ઠગ, બીજાઓ ઉપર ખોટું દોષારોપણ કરનારા તથા પરિવારને આપ્યા વિના એકલા જ સારી વસ્તુનો ભોગ કરનારાઓને જે દુર્ગતિ ભોગવવી પડે છે તે જ જયદ્રથનો વધ ન કરવાથી મારી પણ થાય. જે શરણે આવેલાનો ત્યાગ કરે છે, તથા પોતાના કહેવા પ્રમાણે ચાલનાર સજ્જન પુરુષનું પાલન–પોષણ નથી કરતો, ઉપકારીની નિન્દા કરે છે, પાડોશમાં રહેનાર સુયોગ્ય વ્યક્તિને શ્રદ્ધાથી દાન ન આપતાં અયોગ્ય વ્યક્તિને આપે છે, શૂદ્ર જાતની સ્ત્રી સાથે સમ્બન્ધ રાખે છે, દારુડિયો છે, મર્યાદાનો ભંગ કરનાર અને કૃતઘ્ન છે, એવા પુરુષની જે દુર્ગતિ થાય છે તે જ જયદ્રથને ન મારવાથી મારી પણ થાય. જે ડાબા હાથે ભોજન કરે છે, ખોળામાં મૂકીને ખાય છે, જેણે ધર્મનો ત્યાગ કર્યો છે, જે પ્રાતઃકાળે પણ સૂતેલો રહે છે, શાસ્ત્રની નિંદા કરે છે, દિવસે સૂએ છે, દિવસે મૈથુન કરે છે, કોઈના ઘરમાં આગ લગાડે છે, અગ્નિહોત્ર અને અતિથિસત્કારથી વિમુખ રહે છે, ગાયોને પાણી પીવામાં વિઘ્ન કરે છે, રજસ્વલાનો સંસર્ગ કરે છે, કિંમત લઈને કન્યા વેચે છે, તથા બ્રાહ્મ-

શુને આપવાનો વિચાર કરીને પછી લોભવશ આપતો નથી—આ બધાંની જે દુઃખદાયક ગતિ થાય છે તે જયદ્રથને ન મારું તો મારી થાય. ઉપર મેં જે પાપીઓનાં નામ ગણાવ્યાં છે તથા જેમનાં નામ ગણાવ્યાં નથી તે બધા પાપીઓને જે દુર્ગતિ પ્રાપ્ત થાય છે તે જ મારી થાઓ—જો હું કાલ જયદ્રથનો વધ ન કરી શકું તો. હવે મારી બીજી પ્રતિજ્ઞા પણ સાંભળો—જો કાલે સૂર્ય અસ્ત થતા પહેલાં પાપી જયદ્રથને નહિ મારવામાં આવ્યો હોય તો હું જાતે બળતી આગમાં પ્રવેશ કરીશ. દેવતાઓ, અસુરો, મનુષ્યો, પક્ષીઓ, નાગો, પિતૃઓ, રાક્ષસો, બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, આ ચરાચર જગત્ તથા તેની પર જે કંઈ છે તે પણ—આ બધા મળીને પણ મારા શત્રુની રક્ષા નહિ કરી શકે. જો જયદ્રથ પાતાળમાં ઘુસી જશે અથવા તેથી પણ આગળ જતો રહેશે અથવા અન્તરિક્ષમાં, દેવતાઓનાં નગરોમાં અથવા દૈત્યોનાં શહેરોમાં નાસીને છુપાશે, તો પણ હું કાલ મારાં સેંકડો બાણોથી અભિમન્યુના શત્રુનું તે શિર ઉતારીશ જ.'

આ પ્રમાણે કહીને અર્જુને ગાણ્ડીવ ધનુષનો ટંકાર કર્યો, તેનો ધ્વનિ આકાશમાં ગૂંજી ઊઠ્યો. અર્જુનની તે પ્રતિજ્ઞા સાંભળી ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પાંચજન્ય શંખ વગાડ્યો અને કુપિત થએલા અર્જુને ખૂબ જોરથી દેવદત્ત નામના શંખનો ધ્વનિ ગજાવ્યો. તે શંખનાદ સાંભળી આકાશ-પાતાળ સહિત સમ્પૂર્ણ જગત કાંપી ઊઠ્યું. એ વખતે પાંડવોના શિબિરોમાં યુદ્ધનાં વાજાં વાગી ઊઠ્યાં અને પાંડવો સિંહનાદ કરવા લાગ્યા.

## ભયભીત થએલા જયદ્રથને દ્રોણનું આશ્વાસન તથા શ્રીકૃષ્ણ અને અર્જુનની વાતચીત

**સંજય કહે છે**—મહારાજ! દૂતોએ આવીને જયદ્રથને અર્જુનની પ્રતિજ્ઞા કહી સંભળાવી. તે સાંભળતાં જ જયદ્રથ શોકથી બેબાકળો બની ગયો. ખૂબ વિચાર કરીને તે રાજાઓની સભામાં ગયો અને ત્યાં રડવા-કકળવા લાગ્યો. અર્જુનથી ડરી જવાને લીધે તેણે લજ્જિત થઈને કહ્યું—' રાજાઓ! પાંડવોનો હર્ષધ્વનિ સાંભળી મને ખૂબ ભય થઈ રહ્યો છે. મરણની નજીક આવી ગએલા મનુષ્યની પેઠે મારું શરીર શિથિલ થઈ ગયું છે. જરૂર અર્જુને મારા વધની પ્રતિજ્ઞા કરી છે, તેથી જ તો શોકને સમયે પણ પાંડવો હર્ષ મનાવી રહ્યા છે. અને જો એમજ હશે તો અર્જુનની પ્રતિજ્ઞાને દેવતાઓ, ગન્ધર્વો, અસુરો, નાગો અને રાક્ષસો પણ મિથ્યા નથી કરી શકતા તો પછી રાજાઓની તો વાત જ શું છે? માટે આપલોકોનું ભલું થાઓ, અને અહિંથી જવાની આજ્ઞા આપો. હું જઈને એવી જગાએ છુપાઈ જઈશ કે જ્યાં પાંડવો મને જોઈ નહિ શકે.'

જયદ્રથને આ પ્રમાણે ભયથી વ્યાકુળ થઈ વિલાપ કરતો જોઈ રાજા દુર્યોધને કહ્યું—' પુરુષશ્રેષ્ઠ! તમે આટલા ભયભીત ન થાઓ. યુદ્ધમાં સમ્પૂર્ણ ક્ષત્રિય વીરોની વચ્ચે રહેતાં તમને કોણ પહોંચી શકે છે! હું, કર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, ભૂરિશ્રવા, શલ, શલ્ય, વૃષસેન, પુરુમિત્ર, જય, ભોજ, સુદક્ષિણ, સત્યવ્રત, વિકર્ણ, દુર્મુખ, દુઃશાસન, સુબાહુ, કલિંગરાજ, વિન્દ, અનુવિન્દ, દ્રોણ, અશ્વત્થામા, શકુનિ—આ તથા બીજા પણ અનેક રાજલોકો પોતપોતાની સેનાની સાથે તમારી રક્ષાને માટે



ચાલશે. તમે તમારા મનની ચિન્તા દૂર કરો. સિન્ધુરાજ, તમે પોતે પણ એક શ્રેષ્ઠ મહારથી છો. શૂરવીર છો, તો પછી પાંડવોથી શા માટે ડરો છો? મારી સમ્પૂર્ણ સેના તમારી રક્ષા માટે સાવધાન રહેશે, તમે તમારામાંથી ભય કાઢી નાખો.'

રાજન્! આપના પુત્રે જ્યારે આ પ્રમાણે આશ્વાસન આપ્યું, ત્યારે જયદ્રથ તેને સાથે લઈને રાતમાં દ્રોણાચાર્યની પાસે ગયો. આચાર્યના ચરણોમાં પ્રણામ કરીને તેણે પૂછ્યું—' ભગવન્! દૂરનું લક્ષ્ય વિંધવામાં, હાથની સ્ફૂર્તિમાં તથા દૃઢ નિશાન મારવામાં કોણ અધિક છે—હું કે અર્જુન?'




અર્જુનને સ્વપ્નમાં ભગવાન શંકરદ્વારા જયદ્રથના વધનું સૂચન

ાચાર્યે કહ્યું—પ્રિય ! જો કે તમારો અને
આચાર્ય હું એક જ છું, તો પણ અભ્યાસ
શ્રમ સહન કરવાને લીધે અર્જુન તમારાથી
છે. તો પણ તમારે તેનાથી ડરવું ન જોઈએ.
હું તમારો રક્ષક છું. મારી ભુજાઓ જેનું
તી હોય તેના ઉપર દેવતાઓ પણ જોર ચલાવી
થી. હું એવો વ્યૂહ બનાવીશ કે અર્જુન જેમાં
ન શકે. માટે ડરો નહિ. ખૂબ ઉત્સાહથી
તમારા જેવા વીરોને તો મૃત્યુનો ડર હોવો
એ; કારણ કે તપસ્વી લોકો તપ કરીને જે
રે છે, તે લોકને ક્ષત્રિયધર્મનો આશ્રય લેનારા
અનાયાસે જ પ્રાપ્ત કરી લે છે.

પ્રમાણે આશ્વાસન મળતાં જયદ્રથનો ભય દૂર
તેણે યુદ્ધ કરવાનો વિચાર કર્યો. એ સમયે
ાનામાં પણ હર્ષનાદ થવા લાગ્યા.

ને જ્યારે જયદ્રથના વધની પ્રતિજ્ઞા કરી લીધી
ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું—'ધનંજય !
નથી ભાઈઓની સમ્મતિ લીધી કે નથી મને
પૂછી; અને તે છતાં સર્વના સાંભળતાં
મારવાની પ્રતિજ્ઞા કરી દીધી. આ તારું
છે. શું આથી બધા લોકો આપણી હાંસી
? મેં કૌરવોની છાવણીમાં મારા ગુપ્તચરો
તા. તેઓ હમણાં જ આવીને ત્યાંના સમા-
વી ગયા છે. જ્યારે તેં સિંધુરાજના વધની
હતી અને સિંહનાદ કરવામાં આવ્યા હતા
કૌરવોએ સાંભળ્યા. તેમને તારી પ્રતિજ્ઞા
ગઈ. આથી દુર્યોધનના મંત્રીઓ ઉદાસ
ચઈ ગયા. જયદ્રથ પણ બહુ દુઃખી થયો
માં જઈને દુર્યોધનને બોલ્યો—'રાજન્ !
પોતાના પુત્રને મારનારો માને છે. તેથી
સેનાની વચ્ચે ઊભા થઈને મને મારી
પ્રતિજ્ઞા કરી છે. આ ગાણ્ડીવધારીની પ્રતિજ્ઞા
તાઓ, ગંધર્વો, અસુરો, નાગો અને રાક્ષસો
પણ નથી કરી શકત. તમારી સેનામાં મને
ધનુર્ધર દેખાતો નથી કે જે મહાયુદ્ધમાં
અર્જુનનાં અસ્ત્રોનું નિવારણ કરી
તે એવો વિશ્વાસ છે કે શ્રીકૃષ્ણની સહાયતા
ન દેવતાઓ સહિત ત્રણે લોકોને નષ્ટ કરી
હું અહીંથી ભાગી જવાની આજ્ઞા ચાહું
છું. અથવા જો તમને ઠીક જણાય તો અશ્વત્થામા
અને દ્રોણાચાર્યથી મારી રક્ષા કરાવો.' ત્યારે દુર્યોધને
સ્વયં જઈ દ્રોણાચાર્યને ખૂબ પ્રાર્થના કરી છે અને
જયદ્રથની રક્ષાની પૂરેપૂરી ગોઠવણ કરી દેવાઈ અવી
છે. કાલના યુદ્ધમાં કર્ણ, ભૂરિશ્રવા, અશ્વત્થામા, વૃષસેન,
કૃપાચાર્ય અને શલ્ય—આ ૭ મહારથીઓ આગળ
રહેશે. દ્રોણાચાર્યે એવો વ્યૂહ બનાવ્યો છે કે જેનો
આગળનો આકાર શકટનો (ગાડાનો) છે અને પાછળનો
કમળના જેવો છે. કમળવ્યૂહની વચ્ચેવચ જયદ્રથને
રાખીને બાકીના બધા વીરો ચારે બાજૂથી તેની રક્ષા
કરશે. આ ઉપર બતાવ્યા છે તે ૭ મહારથીઓ ધનુર્,
બાણ, પરાક્રમ અને શારીરિક બળમાં દુર્જય છે.
આમાંથી એકએકના પરાક્રમનો વિચાર કરો. જ્યારે આ
૭યે એકસાથે હશે તે વખતે તેમને જીતવા એ સહેલું
નથી. હવે આપણા હિતનો ખ્યાલ રાખીને કાર્ય સિદ્ધ
કરવા માટે હું રાજનીતિજ્ઞ મંત્રીઓ અને હિતૈષીઓ પાસે
જઈને મંત્રણા કરીશ.'

અર્જુને કહ્યું—મધુસૂદન ! કૌરવોના જે મહાર-
થીઓને આપ બળમાં અધિક માનો છો તેમનું પરા-
ક્રમ હું મારાથી અર્ધું પણ સમજતો નથી. જો સાધ્ય,
રુદ્ર, વસુ, અશ્વિનીકુમાર, ઇન્દ્ર, વાયુ, વિશ્વેદેવો, ગન્ધર્વો,



પિતૃઓ, ગરુડ, સમુદ્ર, આ પૃથ્વી, દિશાઓ, દિક્પાલો તથા પ્રાણીઓ પણ સિન્ધુરાજની રક્ષાને માટે આવી જાય તો પણ હું સત્ય અને આયુધોના સોગન્દ ખાઈને કહું છું કે કાલે આપ જયદ્રથને મારાં બાણોથી મરેલો જોશો. મેં યમ, કુબેર, વરુણ, ઈન્દ્ર અને રુદ્ર પાસેથી જે ભયંકર અસ્ત્રો પ્રાપ્ત કર્યાં છે તેમને કાલના યુદ્ધમાં લોકો જોશે. જયદ્રથનું રક્ષણ કરનારાઓ જે જે અસ્ત્રો છોડશે તેમને હું અસ્ત્રોથી કાપી નાખીશ. કાલે આ પૃથ્વી ઉપર મારાં બાણોથી કપાએલાં રાજાઓનાં મસ્તક પથરાઈ જશે, તે આપ જોશો. હૃષીકેશ! ગાંડીવ જેવું દિવ્ય ધનુષ છે, હું યોદ્ધો છું અને આપ સારથી છો. આ બધું હોવા છતાં હું કેમ નહિ જીતી શકું! ભગવન્! આપની કૃપાથી આ યુદ્ધમાં મને શું દુર્લભ છે! આપ તો જાણો જ છો કે શત્રુઓ મારો વેગ સહી નથી શકતા તો પણ મને કેમ ઉત્તેજિત કરી રહ્યા છો? બ્રાહ્મણોમાં સત્ય, સાધુઓમાં નમ્રતા અને યજ્ઞોમાં લક્ષ્મીનું હોવું જેમ નિશ્ચિત છે, તેવી જ રીતે જ્યાં નારાયણ હોય ત્યાં વિજય પણ નિશ્ચિત જ છે. કાલ સવાર થતાં જ મારો રથ તૈયાર થઈ જાય એવો પ્રબન્ધ કરાવી દો; કારણ કે આપણા ઉપર ખૂબ જ ભારે કામ આવી પડ્યું છે.

## શ્રી કૃષ્ણનું આશ્વાસન, સુભદ્રાનો વિલાપ તથા દારુક સાથે શ્રીકૃષ્ણનો વાર્તાલાપ

સંજય કહે છે—ત્યારપછી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'ભગવન્! આપ સુભદ્રા અને ઉત્તરાને જઈને સમજાવો અને ગમે તેમ કરીને તેમનો શોક દૂર કરો.' ત્યારે શ્રીકૃષ્ણ ખૂબ જ ઉદાસ થઈને અર્જુનના શિબિરમાં ગયા અને પુત્રના શોકથી દુઃખી થઈ રહેલી પોતાની બહેનને સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું—'બહેન! તું અને વહૂ ઉત્તરા બન્નેય શોક ન કરો. કાળદ્વારા બધા



પ્રાણીઓની એક દિવસ આ જ સ્થિતિ થાય છે. તમારો પુત્ર ઉચ્ચ વંશમાં ઉત્પન્ન થયેલો, ધીર, વીર અને ક્ષત્રિય હતો. આ મૃત્યુ તેને માટે યોગ્ય થયું છે. તેથી શોક ત્યજી દે, જુઓ મોટા મોટા સન્ત પુરુષો તપસ્યા, બ્રહ્મચર્ય શાસ્ત્રજ્ઞાન અને સદ્બુદ્ધિદ્વારા જે ગતિને પ્રાપ્ત કરવા ચાહે છે. તે જ ગતિ તમારા પુત્રને પણ મળી છે. તમે વીરમાતા, વીરપત્ની, વીરકન્યા તથા વીરની બહેન છો. કલ્યાણી! તમારા પુત્રને બહુ જ ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ છે. તમે તેને માટે શોક ન કરો. બાળકની હત્યા કરનાર પાપી જયદ્રથ જો ઇન્દ્રની પુરી અમરાવતીમાં જઈને છુપાય તો પણ હવે અર્જુનના હાથથી તેનો છુટકારો નથી થઈ શકતો. કાલે જ તું સાંભળીશ કે જયદ્રથનું મસ્તક કપાઈને સમન્તપંચક ક્ષેત્રની બહાર જઈ પડ્યું છે. જે ગતિને અમે અને બીજા મહાન શસ્ત્રધારીઓ પ્રાપ્ત કરવા ચાહે છે તેને જ [illegible] વીર અભિમન્યુએ પ્રાપ્ત કરી છે. બહેન! ચિન્તા છોડો અને વહૂને ધીરજ બંધાવો. અર્જુને જે પ્રતિજ્ઞા કરી છે તે પૂરી થશે જ, તેને કોઈ ફેરવી શકતું નથી. તમારા સ્વામી જે કાંઈ કરવા ચાહે છે તેમાં નિષ્ફળ નથી બનતા. જો મનુષ્યો, નાગો, પિશાચો, રાક્ષસો, પક્ષીઓ દેવતાઓ અને અસુરો પણ યુદ્ધમાં જયદ્રથની સહાયતા કરે તો તેઓ પણ કાલે જીવતા નહિ રહી શકે.'

શ્રીકૃષ્ણની વાત સાંભળી સુભદ્રાનો પુત્રશોક ઉભરાઈ આવ્યો અને તે ખૂબ જ દુઃખી થઈને વિલાપ કરવા લાગી, 'હા પુત્ર! તારા વિના આજે હું મન્દ [illegible]

કરતા પોતાની શય્યામાં સૂઈ ગયા. અર્ધી રાત થતાં તેમની નિદ્રા તૂટી. ત્યારે તેઓ અર્જુનની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને દારુકને બોલ્યા—'પુત્રશોકથી વ્યથિત થઈને અર્જુને પ્રતિજ્ઞા કરી નાખી છે કે 'હું કાલે જયદ્રથનો વધ કરીશ.' પરન્તુ દ્રોણની રક્ષામાં રહેનારા પુરુષોને ઇન્દ્ર પણ નથી મારી શકતો. તેથી કાલ હું એવો ઉપાય કરીશ કે જેથી સૂર્ય અસ્ત થતા પહેલાં જ અર્જુન જયદ્રથને મારી શકે. દારુક! મારે માટે સ્ત્રી, મિત્ર, ભાઈ-બન્ધુ અથવા કોઈ પણ કુન્તીનન્દન અર્જુનથી અધિક પ્રિય નથી. આ સંસારને અર્જુન વિના હું એક ક્ષણ પણ નથી જોઈ શકતો. અર્જુનને માટે હું કર્ણ, દુર્યોધન વગેરે બધા મહારથીઓને તેમના ઘોડા અને હાથીઓ સહિત મારી નાખીશ. કાલે આખી દુનિયાને એની ખબર પડી જશે કે હું અર્જુનનો મિત્ર છું. જેઓ તેની સાથે દ્વેષ રાખે છે તેઓ મારી સાથે પણ દ્વેષ રાખે છે; જેઓ તેને અનુકૂળ છે તેઓ મારે પણ અનુકૂળ છે. તું તારી બુદ્ધિમાં નિશ્ચિત કરી લે કે અર્જુન મારું અર્ધું શરીર છે. સવાર થતાં જ મારો રથ સજાવીને તૈયાર કરી દેજે. તેમાં સુદર્શન ચક્ર, કૌમોદકી ગદા, દિવ્ય શક્તિ અને શાર્ઙ્ગ ધનુષ સહિત બીજી આવશ્યક સામગ્રી પણ મૂકજે. ઘોડા જોડીને વટ જોજે. જ્યાં...ને મારા પાંચજન્યનો ધ્વનિ થાય કે ખૂબ વેગથી મારી પાસે રથ લઈને આવી જજે. હું આશા કરું છું કે અર્જુન જેજે વીરોના વધનો પ્રયત્ન કરશે ત્યાંત્યાં તેનો અવશ્ય વિજય થશે."

દારુકે કહ્યું—પુરુષોત્તમ! આપ જેના સારથી છો તેનો વિજય તો નિશ્ચિત જ છે. અર્જુનના વિજય માટે આપ મને જે કંઈ કરવાની આજ્ઞા કરી રહ્યા છો તેને સવાર થતાં જ હું પૂર્ણ કરીશ.

## અર્જુનનું સ્વપ્ન, શ્રીકૃષ્ણનું યુધિષ્ઠિરને આશ્વાસન તથા સર્વનું યુદ્ધને માટે પ્રસ્થાન

સંજય કહે છે-રાજન્! અર્જુન પોતાની પ્રતિજ્ઞાના વિષયમાં વિચાર કરતો સૂઈ ગયો. તેને ચિન્તા કરતો જાણી ભગવાન શ્રીકૃષ્ણે સ્વપ્નમાં જ તેને દર્શન આપ્યાં.



ભગવાનને જોતાં જ અર્જુન ઊઠ્યો અને તેમને બેસવાનું આસન આપી પોતે ચૂપચાપ ઊભો રહ્યો. શ્રીકૃષ્ણે તેનો નિશ્ચય જાણીને કહ્યું-'ધનંજય! તને ખેદ શા માટે થાય છે? બુદ્ધિમાન પુરુષે ઉચાટ ન કરવો જોઈએ. તેથી કામ બગડી જાય છે. જે કરવા યોગ્ય કાર્ય આવી પડે તેને પૂર્ણ કરો. ઉદ્યોગહીન મનુષ્યનો શોક તો તેને માટે શત્રુનું કામ કરે છે.'

ભગવાને આ પ્રમાણે કહેતાં અર્જુને કહ્યું-'કેશવ! મેં કાલે મારા પુત્રના ઘાતક જયદ્રથને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી દીધી છે. પરન્તુ મને જણાય છે કે મારી પ્રતિજ્ઞા તોડવાને માટે કૌરવો જરૂર જયદ્રથને સૌથી પાછળ રાખશે. બધા મહારથીઓ તેની રક્ષા કરશે. અગિયાર અક્ષૌહિણી સેનામાંથી જે લોકો મરતાં બચેલા છે તે બધાંથી ઘેરાએલો જયદ્રથ મને કેવી રીતે દેખાશે! જો તે નહિ દેખાય તો પ્રતિજ્ઞાનું પાલન નહિ થાય અને પ્રતિજ્ઞા ભંગ થતાં મારા જેવો પુરુષ કેવી રીતે જીવી પણ શકે! હવે તો બધા ઉપાયો કેવળ દુઃખ આપનારા જ થશે. તેથી મારી આશા નિરાશાના રૂપમાં પલટાઈ રહી છે. તે સિવાય સૂર્ય પણ આજકાલ જલદી અસ્ત થાય છે."

અર્જુનના શોકનું કારણ સાંભળી શ્રીકૃષ્ણે ...

'પાર્થ ! ભગવાન શંકરની પાસે 'પાશુપત' નામનું એક દિવ્ય સનાતન અસ્ત્ર છે. તેનાથી તેમણે પૂર્વકાળમાં સમ્પૂર્ણ દૈત્યોનો સંહાર કર્યો હતો. જો તને તે અસ્ત્રનું જ્ઞાન હોય તો જરૂર કાલે તું જયદ્રથનો વધ કરી શકીશ. જો તેનું જ્ઞાન ન હોય તો તું મનથી શંકરનું ધ્યાન કર. એમ કરવાથી તેમની કૃપાથી તને તે મહાન અસ્ત્ર પ્રાપ્ત થઈ જશે.'

ભગવાન શ્રી કૃષ્ણની વાત સાંભળી અર્જુન આચમન કરીને ભૂમિ ઉપર આસન પાથરી બેસી ગયો અને એકાગ્ર ચિત્તથી શંકરનું ધ્યાન કરવા લાગ્યો. ત્યારપછી ધ્યાનાવસ્થામાં શુભ બ્રાહ્મમુહૂર્તને સમયે અર્જુને શ્રીકૃષ્ણની સાથે જ પોતાને આકાશમાં ઊડતો જોયો. તે વખતે તેની વાયુ સમાન ગતિ હતી. ભગવાન કૃષ્ણ તેનો જમણો હાથ પકડીને ચાલી રહ્યા હતા. ઉત્તર દિશામાં આગળ વધતાં તેમણે હિમાલયના પવિત્ર પ્રદેશો અને મણિમાન પર્વત જોયાં. ત્યાં દિવ્ય જ્યોતિ ફેલાઈ રહી હતી અને સિદ્ધો તથા ચારણોના ગણો વિચરી રહ્યા હતા. રસ્તામાં અદ્ભુત ભાવોને જોતાં તેઓ આગળ વધ્યા તો શ્વેત પર્વત જોવામાં આવ્યો. પાસે જ કુબેરના વિહારનું વન હતું. તેના સરોવરમાં કમળ ખીલેલાં હતાં. થોડે જ દૂર અગાધ જળથી ભરેલી ગંગા લહેરાઈ રહી હતી. તેના તટ પર ઋષિઓના પવિત્ર આશ્રમ હતા. તેનાથી આગળ મન્દરાચળના રમણીય પ્રદેશો દૃષ્ટિગોચર થયા. ત્યાં કિન્નરોનાં સંગીતના સ્વરની લહરીઓ સંભળાઈ રહી હતી. આ પ્રમાણે અનેક દિવ્ય સ્થાનોને પસાર કરીને તેમણે એક પરમ પ્રકાશમાન પર્વત જોયો. તેના શિખર પર ભગવાન શંકર વિરાજમાન હતા. તેઓ હજારો સૂર્ય સમાન દેદીપ્યમાન થઈ રહ્યા હતા. તેમના હાથમાં ત્રિશૂળ હતું. મસ્તક પર જટા શોભી રહી હતી, પોતના ગૌર શરીર ઉપર વલ્કલ અને મૃગચર્મ લપેટીને ભગવાન ભૂતનાથ પાર્વતીની સાથે બેઠા હતા. તેજસ્વી ભૂતગણો તેમની સેવામાં ઉપસ્થિત હતા. બ્રહ્મવાદી ઋષિઓ દિવ્ય સ્તોત્રોથી તેમની સ્તુતિ કરી રહ્યા હતા.

તેમની પાસે પહોંચીને ભગવાન કૃષ્ણ અને અર્જુને પૃથ્વી પર મસ્તક રાખીને તેમને પ્રણામ કર્યા. તે બન્ને નર અને નારાયણને આવેલા જોઈ ભગવાન શિવ બહુ પ્રસન્ન થયા અને બોલ્યા—'વીરવરો ! તમારું બન્નેનું સ્વાગત છે. બતાવો, તમારી શી ઇચ્છા છે ! તમે જે કામ માટે આવ્યા છો તેને હું અવશ્ય પૂર્ણ કરીશ.'

ભગવાન શિવની આ વાત સાંભળી શ્રીકૃષ્ણ અને અર્જુન હાથ જોડીને ઊભા થઈ ગયા અને તેમની સ્તુતિ કરવા લાગ્યા. 'ભગવન્ ! આપ જ ભવ, શર્વ, રુદ્ર, વરદ, પશુપતિ, ઉગ્ર, કપર્દી, મહાદેવ, ભીમ, ત્ર્યમ્બક, શાન્તિ અને ઈશાન વગેરે નામોથી પ્રસિદ્ધ છો. આપને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. આપ ભક્તો ઉપર દયા કરનાર છો. પ્રભો ! અમારો મનોરથ સિદ્ધ કરો.

ત્યારપછી અર્જુને મનમાં જ ભગવાન શિવ અને શ્રીકૃષ્ણનું પૂજન કર્યું, તથા શંકરને કહ્યું—'ભગવન્ ! હું દિવ્ય અસ્ત્ર ચાહું છું.' આ સાંભળી ભગવાન શંકર સ્મિત કરયા અને કહેવા લાગ્યા—'શ્રેષ્ઠ પુરુષો ! મને તમારી અભિલાષા માલુમ પડી. તમે જેને માટે આવ્યા




છો તે વસ્તુ હું સમજી જ ગયું છું. અહીંથી પાસે જ એક અમૃતમય દિવ્ય સરોવર છે. તેમાં મેં એક દિવ્ય ધનુષ અને બાણ મૂક્યાં છે. ત્યાં જઈને બન્નુ સહિત ધનુષ લઈ આવો.'

'બહુ સારું' કહીને તે બન્ને વીરો શિવના પાર્ષદો સાથે તે સરોવર ઉપર ગયા. ત્યાં તેમણે બે નાગ જોયા. એક સૂર્યમંડળ સમાન પ્રકાશમાન હતો અને બીજો

હજાર મસ્તકવાળો હતો. તેના મુખોમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળી રહી હતી. શ્રીકૃષ્ણ અને અર્જુન બન્ને તે સરોવરના જળનું આચમન કરીને તે નાગોની પાસે ગયા અને હાથ જોડીને શિવને પ્રણામ કરતા શતરુદ્રિયનો પાઠ કરવા લાગ્યા. ત્યારે ભગવાન શંકરના પ્રભાવથી તે બન્ને મહાનાગ પોતાનાં સ્વરૂપ છોડીને ધનુષ-બાણ બની ગયા. આથી કૃષ્ણ અને અર્જુન બહુ પ્રસન્ન થયા અને તે દેદીપ્યમાન ધનુષબાણ લઈને શંકરની પાસે આવ્યા. ત્યાં આવીને તેમણે તે અસ્ત્ર શંકરને અર્પણ કરી દીધાં. ત્યારે ભગવાન શંકરની પાંસળીમાંથી એક બ્રહ્મચારી નીકળ્યો. તેણે વીરાસનથી બેસીને તે ધનુષ ઉઠાવ્યું અને તેના પર વિધિવત્ બાણ ચઢાવીને તેને ખેંચ્યું. અર્જુન આ બધું ધ્યાનપૂર્વક



જોઈ રહ્યો હતો અને તે વખતે શિવ જે મન્ત્ર બોલ્યા તેને પણ યાદ કરી લીધો. ત્યારે તે બ્રહ્મચારીએ તે ધનુષ-બાણને ફરીથી સરોવરમાં ફેંકી દીધાં. તે પછી શંકરે પ્રસન્ન થઈને પોતાનું પાશુપત નામનું ઘોર અસ્ત્ર અર્જુનને આપી દીધું. તે મળતાં અર્જુનના હર્ષની સીમા ન રહી. તેના શરીરમાં રોમાંચ થયો, હવે તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. પછી શ્રીકૃષ્ણ અને અર્જુન બન્નેયે ભગવાન શિવને પ્રણામ કર્યા અને તેમની આજ્ઞા લઈ તેઓ પોતાના શિબિરમાં ચાલ્યા આવ્યા. (આ બધું અર્જુને સ્વપ્નમાં જ જોયું હતું.)

સંજય કહે છે—આ બાજુ શ્રીકૃષ્ણ અને દારુક વાતો કરતા રહ્યા અને રાત વીતી ગઈ. બીજી બાજુ રાજા યુધિષ્ઠિર પણ જાગી ગયા. તેઓ ઊઠીને સ્નાનગૃહ તરફ ગયા. ત્યાં સ્નાન કરીને શ્વેત વસ્ત્રો પહેરેલા એકસો આઠ યુવાન સ્નાતકો જળથી ભરેલા સોનાના ઘડા લઈને ઊભા હતા. યુધિષ્ઠિર એક કોમળ વસ્ત્ર પહેરીને એક આસન પર બેસી ગયા અને મન્ત્રથી પવિત્ર જળથી



સ્નાન કરવા લાગ્યા. તે સ્નાનપૂજન વગેરેથી નિવૃત્ત થઈને બેઠા કે એ જ વખતે દ્વારપાળે આવીને ખબર આપી– 'મહારાજ! ભગવાન શ્રીકૃષ્ણ પધારી રહ્યા છે.' રાજાએ કહ્યું–'તેમને સ્વાગતપૂર્વક લઈ આવો.' ત્યારપછી ભગવાન શ્રીકૃષ્ણને એક સુન્દર આસન પર વિરાજમાન કરીને રાજા યુધિષ્ઠિરે તેમનું વિધિવત્ પૂજન કર્યું. ત્યારપછી બીજા દરબારી લોકોના આવવાની સૂચના મળી. રાજાની આજ્ઞાથી દ્વારપાળ તેમને પણ અન્દર લઈ આવ્યો. વિરાટ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, ચેદિરાજ ધૃષ્ટકેતુ, દ્રુપદ, શિખણ્ડી, નકુળ, સહદેવ, ચેકિતાન, કેકયરાજકુમારો, યુયુત્સુ, ઉત્તમૌજા, યુધામન્યુ, સુબાહુ અને દ્રૌપદીનાં પાંચ પુત્રો—આ તથા બીજા પણ



અનેક ક્ષત્રિય મહાપુરુષો યુધિષ્ઠિરની સેવામાં ઉપસ્થિત થઈને ઉત્તમ આસનો પર વિરાજમાન થયા. શ્રીકૃષ્ણ અને સાત્યકિ એક જ આસન પર બેઠા હતા. ત્યારે રાજા યુધિષ્ઠિરે બધાના સાંભળતાં શ્રીકૃષ્ણને કહ્યું–'ભક્તવત્સલ! જેમ દેવતાઓ ઈન્દ્રના આશ્રયમાં રહે છે તેવી જ રીતે અમે લોકો આપના જ શરણમાં રહીને યુદ્ધમાં વિજય અને સ્થાયી સુખ ચાહીએ છીએ. હે સર્વેશ્વર! અમારું સુખ અને અમારા પ્રાણોની રક્ષા–બધું આપના જ આધીન છે. આપ એવી કૃપા કરો કે જેથી અમારું મન આપમાં લાગી રહે અને અર્જુનની કરેલી પ્રતિજ્ઞા સત્ય થાય. આ દુઃખરૂપી મહાસાગરમાંથી આપ જ અમારો ઉદ્ધાર કરો. પુરુષોત્તમ! આપને અમારા વારંવાર પ્રણામ છે. દેવર્ષિ નારદે આપને પુરાતન ઋષિ નારાયણ જણાવ્યા છે. આપ જ વરદાયક વિષ્ણુ છો. આ વાતને આજ સત્ય કરીને બતાવો.

ભગવાન કૃષ્ણ બોલ્યા—અર્જુન બળવાન, અસ્ત્રવિદ્યાનો જ્ઞાતા, પરાક્રમી, યુદ્ધમાં ચતુર અને તેજસ્વી છે. તે અવશ્ય આપના શત્રુઓનો સંહાર કરશે. હું પણ એવો પ્રયત્ન કરીશ કે જેમ આગ ઈંધણને બાળી નાખે છે તેમ અર્જુન ધૃતરાષ્ટ્રના પુત્રોની સેનાને ભસ્મ કરી દે. અભિમન્યુની હત્યા કરનારા પાપી જયદ્રથને અર્જુન પોતાનાં બાણોથી મારીને આજ એવા જગ્યાએ મોકલી દેશે કે જ્યાં જવાથી મનુષ્યના ફરીથી અહીં દર્શન નથી થતાં. જો ઈન્દ્ર સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ તેની રક્ષા માટે ઊતરી આવે તો પણ આજ યુદ્ધમાં પ્રાણ ને છોડીને તેને યમની રાજધાનીમાં જવું પડશે. રાજન્! અર્જુન આજ જયદ્રથને મારીને જ આપની પાસે હાજર થશે માટે શોક અને ચિન્તા દૂર કરો.'

આ લોકોમાં આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી એટલામાં જ અર્જુન પોતાના મિત્રો સાથે રાજાના દર્શન માટે ત્યાં આવી પહોંચ્યો. અન્દર જઈને યુધિષ્ઠિરને પ્રણામ કરીને તે તેમની સામે ઊભો રહ્યો. તેને જોતાં જ યુધિષ્ઠિરે ઊઠીને ખૂબ પ્રેમથી ગળે લગાવ્યો. પછી તેનું મસ્તક સૂંઘીને ખૂબ પ્રેમથી કહ્યું; 'અર્જુન! આજ તારા મુખની કાન્તિ પ્રસન્ન છે તથા ભગવાન શ્રીકૃષ્ણ પણ પ્રસન્ન છે. તેનાથી જણાય છે કે યુદ્ધમાં તારો વિજય નિશ્ચિત છે.' અર્જુને કહ્યું; 'ભાઈ! કેશવની કૃપાથી રાતમાં મેં એક મહાન આશ્ચર્યજનક સ્વપ્ન જોયું હતું.' આ પ્રમાણે કહીને અર્જુને પોતાના હિતૈષીઓના આશ્વાસન માટે સ્વપ્નમાં જે પ્રમાણે શંકરનાં દર્શન કર્યાં હતાં તે બધો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. આ સાંભળી બધા લોકોએ વિસ્મિત થઈ મનમાં ભગવાન શિવને પ્રણામ કર્યા અને કહેવા લાગ્યા–'આ તો બહુ જ સારું થયું.'

ત્યારપછી બધા લોકો ધર્મરાજાની આજ્ઞાથી કવચ વગેરેથી સુસજ્જિત થઈને ખૂબ શીઘ્રતાથી યુદ્ધ કરવા માટે નીકળી પડ્યા. સર્વના મનમાં હર્ષ હતો, ઉત્સાહ હતો. સાત્યકિ, શ્રીકૃષ્ણ અને અર્જુન પણ યુધિષ્ઠિરને પ્રણામ કરીને પ્રસન્નતાપૂર્વક યુદ્ધને માટે તેમના શિબિરમાંથી બહાર નીકળ્યા. સાત્યકિ અને શ્રીકૃષ્ણ એક જ રથ પર બેસીને અર્જુનની છાવણીમાં ગયા. ત્યાં જઈને શ્રીકૃષ્ણે અર્જુનના રથને સારથીની પેઠે બધી સામગ્રીઓથી સજાવીને તૈયાર કર્યો. એટલામાં અર્જુન પણ પોતાનું દૈનિક કર્મ પૂરું કરીને ધનુષ-બાણ લઈને બહાર નીકળ્યો અને રથની પરિક્રમા કરીને તેના ઉપર સવાર થઈ ગયો. પછી સાત્યકિ અને શ્રીકૃષ્ણ અર્જુનની આગળ જઈ બેઠા. શ્રીકૃષ્ણે ઘોડાઓની લગામ હાથમાં લઈ લીધી. અર્જુન તે બન્નેની સાથે યુદ્ધને માટે ચાલી નીકળ્યો. તે વખતે વિજય સૂચવનારા જુદીજુદી જાતના શુભ શુકન થવા લાગ્યા. કૌરવોની

સેનામાં અપશુકન થયા. શુભ શુકનોને જોઈ અર્જુન સાત્યકિને બોલ્યો—'કુરુપ્રવીર! જેવાં આ નિમિત્તો નજરે પડી રહ્યાં છે તેનાથી જણાય છે કે આજ યુદ્ધમાં જરૂર મારો વિજય થશે. તેથી હવે હું જ્યાં જયદ્રથ મારા પરાક્રમની પ્રતીક્ષા કરી રહ્યો હોય ત્યાં જાઉં છું. આ વખતે રાજા યુધિષ્ઠિરની રક્ષાનો ભાર તમારા ઉપર છે. આ સંસારમાં કોઈ પણ વીર એવો નથી કે જે તમને યુદ્ધમાં હરાવી શકે. તમે સાક્ષાત શ્રીકૃષ્ણના સમાન છો. તમારા અથવા પ્રદ્યુમ્નના ઉપર જ મારો અધિક ભરોસો રહે છે. મારી ચિન્તા છોડીને દરેક પ્રકારે રાજાની રક્ષામાં રહેજો. જ્યાં ભગવાન વાસુદેવ છે અને હું છું ત્યાં કોઈ વિપત્તિની સંભાવના નથી.' અર્જુને આ પ્રમાણે કહેતાં સાત્યકિ 'બહુ સારું' કહીને જ્યાં રાજા યુધિષ્ઠિર હતા ત્યાં જ ચાલ્યો ગયો.

## ધૃતરાષ્ટ્રનો વિષાદ તથા સંજયનો ઠપકો

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! અભિમન્યુના માર્યા જવાથી દુઃખ-શોકમાં ડૂબેલા પાંડવોએ સવાર થતાં શું કર્યું? તથા મારા પક્ષવાળા યોદ્ધાઓમાંથી કોણે કોણે યુદ્ધ કર્યું? અર્જુનના પરાક્રમને જાણવા છતાં જેમણે તેનો અપરાધ કર્યો તેઓ કેવી રીતે નિર્ભય રહી શક્યા? જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ બધાં પ્રાણીઓ ઉપર દયા કરવાને માટે કૌરવ-પાંડવોમાં સન્ધિ કરાવવાની ઇચ્છાથી અહિં આવ્યા હતા તે વખતે મેં મૂર્ખ દુર્યોધનને કહ્યું હતું કે 'બેટા! વાસુદેવના કથન અનુસાર સન્ધિ કરી લે. આ સારી તક હાથ આવી છે. શ્રીકૃષ્ણ તારા હિતની વાત કહે છે. તેઓ સ્વયં સન્ધિને માટે પ્રાર્થના કરે છે. જો તેમની વાત નહિ માને તો યુદ્ધમાં તારો વિજય અસંભવિત છે.'

શ્રીકૃષ્ણે પોતે પણ ન્યાયયુક્ત વાતો કહી, પરન્તુ તેણે સ્વીકારી નહિ. અન્યાયનો આશ્રય લેવાને કારણે અમારી વાતો તેને ઠીક ન લાગી. તે દુર્બુદ્ધિ કાળને વશ હતો, તેથી મારી અવગણના કરીને કેવળ કર્ણ અને દુઃશાસનના મતને અનુસર્યો. જે જુગાર ખેલાયો હતો તેને માટે પણ મારી ઇચ્છા ન હતી. વિદુર, ભીષ્મ, શલ્ય, ભૂરિશ્રવા, પુરુમિત્ર, જય, અશ્વત્થામા, કૃપ અને દ્રોણ-આ લોકો પણ જુગાર ચાલે તે ઇચ્છતા નહોતા. જો મારો પુત્ર આ બધાંની સમ્મતિ પ્રમાણે ચાલ્યો હોત તો પોતાના જાતિભાઈ, મિત્રો, સુહૃદો-સર્વની સાથે ચિરકાળ સુધી સુખપૂર્વક જીવન વ્યતીત કરત. મેં એ પણ કહ્યું હતું કે પાંડવો સરળ સ્વભાવના, ભાઈબન્ધુઓનું પ્રિય કરનારા, કુલીન અને બુદ્ધિમાન છે તેથી તેમને અવશ્ય સુખ મળશે. ધર્મનું પાલન કરનાર મનુષ્ય સદા અને સર્વત્ર સુખ પામે છે. મર્યા પછી તેને કલ્યાણ અને આનન્દની પ્રાપ્તિ થાય છે. પાંડવો પૃથ્વીનું રાજ્ય ભોગવવા યોગ્ય છે, અને તેને પ્રાપ્ત કરવાની તેમનામાં શક્તિ પણ છે. પાંડવોને જેમ કહીએ છીએ તેમ જ એ કરે છે. તેઓ સદા ધર્મમાર્ગ પર સ્થિત રહેશે. શલ્ય, સોમદત્ત, ભીષ્મ, દ્રોણ, વિકર્ણ, બાહ્લીક, કૃપ, તથા બીજા વૃદ્ધ લોકો જે હિતની વાત કહે છે તેને પાંડવો અવશ્ય માની લે છે. શ્રીકૃષ્ણ કદી ધર્મને છોડી શકતા નથી, અને પાંડવો શ્રીકૃષ્ણના અનુયાયી છે. મારું પણ ધર્મયુક્ત વચન પાંડવો ઉથાપતા નથી કારણ કે પાંડવો ધર્માત્મા છે.'

સંજય! આ પ્રમાણે પુત્રની આગળ ગળગળો થઈને મેં કેટલુંયે કહ્યું; પરન્તુ તે મૂર્ખે મારું કંઈ પણ ન સાંભળ્યું. જે પક્ષમાં શ્રીકૃષ્ણ જેવા સારથી અને અર્જુન જેવો યોદ્ધો હોય, તેનો પરાજય થઈ જ નથી શકતો. પરન્તુ શું કરું, દુર્યોધન મારાં વચનો ઉપર કંઈ ધ્યાન નથી આપતો. ઠીક, હવે આગળની વાત કહો. દુર્યોધન, કર્ણ, દુઃશાસન અને શકુનિ—આ બધાંએ મળીને શું નિર્ણય કર્યો? લોભી, મન્દબુદ્ધિ, ક્રોધી, રાજ્ય હડપ કરી જવાની ઇચ્છાવાળા અને રાગથી અંધ દુર્યોધને અન્યાયી અથવા ન્યાયી જે કંઈ કર્યું હોય તે બતાવો.

સંજયે કહ્યું:—મહારાજ! મેં સર્વ કંઈ પ્રત્યક્ષ જોયું છે, આપને હું કહું છું; સાંભળો. આ વિષયમાં આપનો અન્યાય પણ ઓછો નથી. નદીનું પાણી સુકાઈ ગયા પછી પુલ બાંધવા સમાન આપનો આ બળાપો વ્યર્થ છે. જ્યારે યુદ્ધનો સમય આવ્યો, તે જ વખતે જો આપે તમારા પુત્રોને રોકી દીધા હોત, અથવા કૌરવોને આજ્ઞા કરી દીધી હોત કે, 'આ ઉદ્ધત દુર્યોધનને કેદ કરી લો.' તો આજ આપ પર આ સંકટ કદાપિ ન આવી પડત. આપ આ જગતમાં મોટા બુદ્ધિમાન ગણાઓ છો તો પણ સનાતન ધર્મને તિલાંજલિ આપીને આપે દુર્યોધન, કર્ણ અને શકુનિની હામાં હા મેળવી

દીધી. અત્યારે આપ જે આ રોદણાં રુવો છો તે બધું તમારું સ્વાર્થ અને લોભને વશ હોવાને લીધે છે. ઝેર મેળવેલા મધની પેઠે આપનું બોલવું ઉપરથી મીઠું અને સુંદર હોવા છતાં, અન્દરથી ઘાતકી અને કડવું છે. ભગવાન શ્રીકૃષ્ણે જ્યારથી જાણી લીધું છે કે આપ રાજધર્મથી ભ્રષ્ટ થઈ ગયા છો, ત્યારથી તેઓ આપના પ્રત્યે આદર-બુદ્ધિ નથી રાખતા. આપના પુત્રોએ પાંડવોને ગાળો સંભળાવી અને તમે તેમને રોક્યા નહિ. પુત્રોને રાજ્ય અપાવવાનો લોભ આપને જ સૌથી અધિક હતો. તેનું જ તો અત્યારે ફળ મળી રહ્યું છે! પહેલાં આપે પાંડવોના બાપ-દાદાનું રાજ્ય છીનવી લીધું અને હવે તેઓ સ્વયં સમ્પૂર્ણ પૃથ્વી જીતી લે છે, તો આપ તેનો ઉપભોગ કરશો. આ સમયે જ્યારે યુદ્ધ શિર પર ગાજી રહ્યું છે ત્યારે આપ પુત્રોના અનેક દોષ બતાવીને તેમની નિન્દા કરવા બેઠા છો. હવે આવી વાતો કરવી શોભતી નથી. ખેર, જવા દો આ વાતોને; પાંડવોની સાથે કૌરવોનું જે ઘમસાણ યુદ્ધ થયું તેનો વૃત્તાન્ત બરાબર સાંભળો.

## દ્રોણાચાર્યના શકટવ્યૂહ અને કેટલાય વીરોનો સંહાર કરતાં કરતાં અર્જુનનો તેમાં પ્રવેશ

સંજયે કહ્યું—તે રાત વીતતાં આચાર્ય દ્રોણે પોતાની બધી સેનાને શકટવ્યૂહમાં ગોઠવી. તે વખતે તેઓ શંખ વગાડતા ખૂબ ઉતાવળથી આમતેમ ઘૂમી રહ્યા હતા. જ્યારે તે સમ્પૂર્ણ સેના યુદ્ધને માટે ઉત્સાહિત થઈને ઊભી રહી ત્યારે આચાર્યે જયદ્રથને કહ્યું: 'તમે, ભૂરિશ્રવા, કર્ણ, અશ્વત્થામા, શલ્ય, વૃષસેન અને કૃપાચાર્યને સાથે લઈ એક લાખ ઘોડેસ્વાર, સાઠ હજાર રથી, ચૌદ હજાર હાથીસ્વારો અને એકવીસ હજાર પાયદળ સૈનિકોની વચ્ચે અમારાથી ૭ કોસ (બાર ગાઉ) પાછળ રહો ત્યાં ઇન્દ્ર વગેરે દેવતાઓ પણ તમને કંઈ કરી શકશે નહિ; પછી પાંડવોની તો વાત જ શું છે! ત્યાં તમે નિશ્ચિન્ત થઈને રહો.'

દ્રોણાચાર્યે આ પ્રમાણે ધીરજ બંધાવી ત્યારે સિન્ધુરાજ જયદ્રથ ગાન્ધાર મહારથીઓ અને ઘોડેસ્વારો સાથે ચાલ્યો. ત્યારપછી આપના પુત્ર વિકર્ણ અને દુઃશાસન સેનાના આગળના ભાગમાં આવીને ગોઠવાઈ ગયા. દ્રોણાચાર્યનો બનાવેલો આ ચક્રશકટ વ્યૂહ અડતાળીસ ગાઉ પાછળની બાજુ ફેલાએલો હતો. તેની પાછળ પદ્મગર્ભ નામનો અભેદ્ય વ્યૂહ હતો અને તે પદ્મગર્ભ વ્યૂહના અન્તર્ગત એક સૂચીમુખ નામનો ગુપ્ત વ્યૂહ બનાવવામાં આવ્યો હતો. આ પ્રમાણે આ મહાવ્યૂહની રચના કરીને આચાર્ય તેની આગળ ઊભા રહ્યા. સૂચીવ્યૂહના મુખભાગ પર મહાન ધનુર્ધર કૃતવર્માને નિયુક્ત કર્યો. તેની પાછળ કામ્બોજ નરેશ અને જલસન્ધ તથા તેમની પાછળ દુર્યોધન અને કર્ણ ઊભા હતા. શકટવ્યૂહના અગ્રભાગની રક્ષા માટે એક લાખ યોદ્ધાઓ યુદ્ધ રાખવામાં આવ્યા હતા. આ બધાંની પાછળ સૂચીવ્યૂહના છેવટના ભાગમાં બહુ મોટી સેના સાથે રાજા જયદ્રથ ઊભો હતો. દ્રોણાચાર્યે બનાવેલા આ શકટવ્યૂહને જોઈ દુર્યોધન બહુ પ્રસન્ન થયો.

આ પ્રમાણે જ્યારે કૌરવ-સેનાની વ્યૂહરચના થઈ ગઈ તથા રણભેરી અને મૃદંગોના શબ્દ તેમજ વીરોનો કોલાહલ થવા લાગ્યો, ત્યારે રૌદ્ર મુહૂર્તમાં રણાંગણમાં વીરવર અર્જુન દેખાયો. આ બાજુ નકુળના પુત્ર શતાનીક તથા ધૃષ્ટદ્યુમ્ને પાંડવસેનાની વ્યૂહરચના કરી હતી. આ જ વખતે કુપિત થએલ કાળ અને વજ્રધર



ઇન્દ્ર સમાન તેજસ્વી, સત્યનિષ્ઠ અને પોતાની પ્રતિજ્ઞાને પૂરી કરનાર, નારાયણના અનુયાયી નરમૂર્તિ વીરવર અર્જુને પોતાના દિવ્ય રથ પર ચઢીને ગાણ્ડીવ ધનુષ્યને ટંકારતાં યુદ્ધભૂમિમાં પ્રવેશ કર્યો. તેણે પોતાની સેનાના અગ્રભાગમાં ઊભા રહીને શંખધ્વનિ કર્યો. તેની સાથે જ શ્રીકૃષ્ણચન્દ્રે પણ પોતાનો પાંચજન્ય શંખ વગાડયો. તે બન્નેના શંખનાદથી આપની સેનાના સૈનિકોનાં રૂંવાટાં ખડાં થઈ ગયાં, શરીર કાંપવા માંડયાં અને તેઓ અચેત જેવા થઇ ગયા. તથા તેમનાં હાથી, ઘોડા વગેરે વાહનો મળમૂત્ર છોડવા લાગ્યાં. આ પ્રમાણે આપની સેના વ્યાકુળ થઈ ગઈ. આ વખતે અર્જુનનો ઉત્સાહ વધારવા માટે ફરી શંખ, ભેરી, મૃદંગ અને નગારાં વગેરે વાગવા લાગ્યાં.

હવે અર્જુને ખૂબ હર્ષિત થઇને શ્રીકૃષ્ણને કહ્યું: 'હૃષીકેશ! આપ ઘોડાઓને દુર્મર્ષણ તરફ ચલાવો. હું તેની હાથીઓની સેના તોડીને શત્રુના દળમાં પ્રવેશ કરીશ.' આ સાંભળી શ્રીકૃષ્ણે દુર્મર્ષણ તરફ રથ હાંક્યો. બસ, હવે બન્ને બાજુ ખૂબ તુમુલ સંગ્રામ છેડાઇ ગયો. આપની બાજુના બધા રથીઓ શ્રીકૃષ્ણ અને અર્જુન પર બાણોની વર્ષા કરવા લાગ્યા. ત્યારે મહાબાહુ અર્જુને પણ ક્રોધમાં ભરાઇને તેમનાં મસ્તક ઊડાડવા શરુ કર્યાં. વાત-વાતમાં આખી રણભૂમિ વીરોનાં મસ્તકોથી છવાઈ ગઇ. એટલું જ નહિ, ઘોડાઓના માથા અને હાથીઓની સૂંઢો પણ બધે પડેલી દેખાવા લાગી. આપના સૈનિકોને બધી બાજુએ અર્જુન જ દેખાતો હતો. તેઓ વારવાર 'અર્જુન આ છે!' 'અર્જુન ક્યાં છે!' 'તે અર્જુન ઊભો છે!' આ પ્રમાણે બોલી ઊઠતા હતા. આ ભ્રમમાં પડીને કોઈ કોઇ તો આપસમાં અને કોઈ પોતાના પર જ પ્રહાર કરી બેસતા હતા. તે વખતે કાળને વશ થએલા તેઓ સમ્પૂર્ણ સંસારને અર્જુનમય જ દેખવા લાગ્યા હતા. કેટલાક લોહીલુહાણ થઇને મરવાની તૈયારીમાં હતા, કેટલાક ઊંડી વેદનાને લીધે બેહોશ થઈ રહ્યા હતા અને કેટલાક પડ્યા પડ્યા પોતાના ભાઈ-બન્ધુઓને પોકારી રહ્યા હતા.

આ પ્રમાણે અર્જુને પોતાના બાણોથી ગજસેનાનો સંહાર કરી નાખ્યો. આથી તેની બાકીની સેના ભયભીત થઇને ભાગવા લાગી. અર્જુનના મારને લીધે તે સેના તેના તરફ મોઢું કરીને જોઇ પણ શકતી નહોતી. આ પ્રમાણે બધા વીરો મેદાન છોડીને ભાગી ગયા. ત્યારે આપની સેનાને આ પ્રમાણે છિન્નભિન્ન થતી જોઇને આપનો પુત્ર દુઃશાસન બહુ મોટી ગજસેના લઈને અર્જુનની સામે આવ્યો અને તેને ચારે બાજુથી ઘેરી લીધો. આ સમયે એક ક્ષણને માટે દુઃશાસને ખૂબ જ ઉગ્ર રૂપ ધારણ કરી લીધું. આ બાજુ પુરુષસિંહ અર્જુને બહુ ભીષણ સિંહનાદ કર્યો અને તે પોતાનાં બાણોથી શત્રુઓની હાથીની સેનાને કચરવા લાગ્યો. તે હાથીઓ ગાણ્ડીવ ધનુષ્યથી છૂટેલાં હજારો તીખાં બાણોથી ઘાયલ થઇને ભયંકર ચિત્કાર કરતા પટાપટ પૃથ્વી પર પડવા લાગ્યા. તેમના ઉપર જે માણસો બેઠેલા હતા તેમનાં મસ્તક પણ અર્જુને પોતાનાં બાણોથી ઊડાવી દીધાં. તે



વખતે અર્જુનની સ્ફૂર્તિ જોવા લાયક હતી. તે ક્યારે બાણ ચઢાવે છે, ક્યારે ધનુષ્યની દોરી ખેંચે છે, ક્યારે બાણ છોડે છે અને ક્યારે ભાથામાંથી નવાં બાણ કાઢે છે— આ જણાતું જ ન હતું. તે ખેંચવાથી ગોળ થઈ ગએલા ધનુષ્ય સહિત જાણે નૃત્ય કરતો હોય તેવો જણાતો હતો. આ પ્રમાણે અર્જુનના હાથથી વ્યથિત થઇને દુઃશાસનની સેના પોતાના નાયકો સહિત ભાગી નીકળી, અને ખૂબ વેગથી દ્રોણાચાર્યનું રક્ષણ મળવાની આશાથી શકટવ્યૂહમાં ઘુસી ગઇ.

હવે મહારથી અર્જુન દુઃશાસનની સેનાનો સંહાર કરીને જયદ્રથની પાસે પહોંચવાના વિચારથી દ્રોણાચાર્યની

સેના પર તૂટી પડ્યો. આચાર્ય વ્યૂહના દ્વાર પર ઊભા હતા. અર્જુને તેમની સામે પહોંચીને શ્રીકૃષ્ણની સમ્મતિથી હાથ જોડીને આચાર્યને કહ્યું; 'બ્રહ્મન્! આપ મારે માટે કલ્યાણની ભાવના કરો. મારે માટે આપ પિતા સમાન છો. જેમ અશ્વત્થામાની રક્ષા કરવી એ આપનું કર્તવ્ય છે તેમ આપે મારી પણ રક્ષા કરવી જોઈએ. આજ આપની કૃપાથી હું સિન્ધુરાજ જયદ્રથને મારવા ચાહું છું. આપ મારી પ્રતિજ્ઞાની રક્ષા કરો.'

અર્જુને આ પ્રમાણે કહેતાં આચાર્યે હાસ્ય કરતાં કહ્યું; 'અર્જુન! મને પરાસ્ત કર્યા વિના તું જયદ્રથને નહિ જીતી શકે. આટલું' કહીને તેમણે હસતાં-હસતાં અર્જુનને તેનો રથ, ઘોડા, ધ્વજા અને સારથી સહિત તીક્ષ્ણ બાણોથી આચ્છાદિત કરી દીધો. ત્યારે અર્જુને પણ દ્રોણાચાર્યનાં બાણોને રોકીને પોતાનાં અત્યન્ત ભીષણ બાણોથી તેમના ઉપર આક્રમણ કર્યું. દ્રોણે તુરત જ તેનાં બાણો કાપી નાખ્યાં અને પોતાનાં વિષમય અગ્નિ સમાન ધગધગતાં બાણોથી શ્રીકૃષ્ણ અને અર્જુન-બન્ને પર ચોટ કરી. આથી અર્જુન લાખો બાણો છોડીને આચાર્યની સેનાનો સંહાર કરવા લાગ્યો. તે બાણોથી કપાઈ કપાઈને અનેક યોદ્ધા, ઘોડા અને હાથી ધરાશાયી થવા લાગ્યા. હવે દ્રોણે પાંચ બાણોથી શ્રીકૃષ્ણને અને ત્યોતેરથી અર્જુનને ઘાયલ કરી દીધો અને ત્રણ બાણોથી તેની ધ્વજાને વિંધી દીધી. પછી એક ક્ષણમાં જ બાણોની વર્ષા કરીને અર્જુનને અદૃશ્ય કરી દીધો.

દ્રોણ અને અર્જુનના યુદ્ધને આ પ્રમાણે વધતું જોઈ શ્રીકૃષ્ણે તે દિવસના મુખ્ય કર્મનો વિચાર કર્યો અને અર્જુનને કહ્યું; 'અર્જુન! અર્જુન! જો, આપણે અહિં સમય નષ્ટ ન કરવો જોઈએ. આજ આપણે બહુ મોટું કામ કરવાનું છે. તેથી દ્રોણાચાર્યને છોડીને આગળ વધવું જોઈએ' ત્યારે અર્જુન આચાર્યની પ્રદક્ષિણા કરી બાણ છોડતો આગળ વધવા લાગ્યો. આ ઉપર દ્રોણે કહ્યું; 'પાર્થ! તું ક્યાં જઈ રહ્યો છે? સંગ્રામમાં શત્રુને હરાવ્યા વિના તો તું કદી પણ ખસતો નહોતો!' અર્જુને કહ્યું; 'આપ મારા શત્રુ નહિ. ગુરુ છો. હું પણ આપનો શિષ્ય અને પુત્ર સમાન છું. સંસારમાં એવો કોઈ પુરુષ નથી કે જે યુદ્ધમાં આપને પરાસ્ત કરી શકે.' આ પ્રમાણે કહેતા કહેતાં અર્જુન જયદ્રથના વધને માટે ઉત્સુક થઈને ખૂબ વેગથી કૌરવોની સેનામાં ઘુસી ગયો, તેની પાછળ તેનાં પૈડાંનું રક્ષણ કરનાર (ચક્રરક્ષક) પાંચાલરાજકુમાર યુધામન્યુ અને ઉત્તમૌજા પણ ચાલ્યા ગયા.

હવે જય, કૃતવર્મા, કામ્બોજનરેશ અને શ્રુતાયુએ તેને આગળ વધતો રોક્યો. તે વિજયાભિલાષી પ્રચંડ વીરોની સાથે અર્જુનનો ઘોર સંગ્રામ થવા લાગ્યો. કૃતવર્માએ અર્જુનને દશ બાણ માર્યાં. અર્જુને તેને એકસો ત્રીસ બાણ મારીને અચેત જેવો કરી દીધો. ત્યારે તેણે હસીને શ્રીકૃષ્ણ અને અર્જુન બન્ને પર પચીસપચીસ બાણ માર્યાં. આથી અર્જુને તેનું ધનુષ કાપીને તેને ત્યોતેર બાણોથી ઘાયલ કરી દીધો. કૃતવર્માએ તુરત જ બીજું ધનુષ લઈને પાંચ બાણોથી અર્જુનની છાતી પર ઘા કર્યો. ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું; 'પાર્થ! તું કૃતવર્મા પર દયા ન કર. આ સમયે સમ્બન્ધનો વિચાર કરવો છોડીને તેને બળાત્કારથી મારી નાખ.' આથી અર્જુન પોતાનાં બાણોથી કૃતવર્માને અચેત કરીને કામ્બોજવીરોની સેના તરફ ચાલ્યો.

અર્જુનને આ પ્રમાણે વધતો જોઈ મહાપરાક્રમી રાજા શ્રુતાયુધ પોતાનું વિશાળ ધનુષ ચઢાવતો ખૂબ ક્રોધથી તેના સામે આવ્યો. તેણે અર્જુનને ત્રણ અને શ્રીકૃષ્ણને સિત્તેર બાણ માર્યાં. તથા એક તેજ બાણથી તેની ધ્વજા પર ઘા કર્યો. અર્જુને તુરત જ તેનું ધનુષ કાપીને તેના ભાથાના પણ ટુકડેટુકડા કરી દીધા. ત્યારે તેણે બીજું ધનુષ લઈ અર્જુનની છાતી અને ભુજાઓમાં નવ બાણ માર્યાં આ ઉપર અર્જુને હજારો બાણ છોડીને શ્રુતાયુધને તંગ કરી દીધો અને તેનો સારથી તથા ઘોડાને પણ મારી નાખ્યા. ત્યારે મહાબળી શ્રુતાયુધ રથથી ઊતરીને હાથમાં ગદા લઈ અર્જુન તરફ દોડ્યો. આ વરુણનો પુત્ર હતો. મહાનદી પર્ણાશા તેની માતા હતી. તેણે પોતાના સ્નેહને વશ થઈ વરુણને કહ્યું હતું કે 'મારો પુત્ર સંસારમાં શત્રુઓને માટે અવધ્ય થાઓ.' આ ઉપર વરુણે પ્રસન્ન થઈને કહ્યું હતુઃ 'હું તને તે વર આપું છું અને સાથે જ આ દિવ્ય અસ્ત્ર આપું છું. તેથી તારો પુત્ર અવધ્ય થઈ જશે. પરન્તુ સંસારમાં મનુષ્યનું અમર રહેવું કોઈ રીતે સંભવિત નથી. જે ઉત્પન્ન થયો છે તેને અવશ્ય મરવું પડે છે. આ પ્રમાણે કહીને વરુણે શ્રુતાયુધને એક અભિમન્ત્રિત ગદા આપી અને કહ્યું કે આ ગદા તારે કોઈ કોઈ અયોદ્ધા ઉપર ન છોડવી જોઈએ કે જે યુદ્ધ ન કરી રહ્યો હોય. એમ કરવાથી આ પાછી

ફરીને તારા પર જ પડશે.' પરન્તુ આ વખતે શ્રુતાયુધ ઉપર કાળ ચક્કર લઈ રહ્યો હતો. તેથી તેણે વરુણની વાત પર કંઈ ધ્યાન ન આપ્યું અને ગદાને શ્રીકૃષ્ણ ઉપર જ ફેંકી. ભગવાને તેને પોતાના વિશાળ વક્ષઃસ્થલ પર ઝીલી લીધી અને ત્યાંથી ગદાએ પાછી ફરીને શ્રુતાયુધનું કામ ખતમ કરી દીધું. શ્રુતાયુધે યુદ્ધ ન કરનાર શ્રીકૃષ્ણ પર ગદાનો ઘા કર્યો હતો. આથી તેણે પાછી પાડીને તેને જ નષ્ટ કરી દીધો. આ પ્રમાણે વરુણના કથન પ્રમાણે શ્રુતાયુધનો અન્ત થયો અને બધા યોદ્ધાઓના દેખતાં દેખતાં જ તે પ્રાણહીન થઈને પૃથ્વી પર પડ્યો.

શ્રુતાયુધને મર્યો જોઈ કૌરવોની બધી સેના અને તેના સરદારોના પણ પગ ઊખડી ગયા. આ જ વખતે કામ્બોજનરેશનો શૂરવીર પુત્ર સુદક્ષિણ અર્જુનની સામે આવ્યો. અર્જુને તેના ઉપર સાત બાણ છોડ્યાં. તે તેને ઘાયલ કરીને પૃથ્વીમાં ઘુસી ગયાં. ત્યારે સુદક્ષિણે ત્રણ બાણોથી શ્રીકૃષ્ણને વિંધીને પાંચ બાણ અર્જુન પર છોડ્યાં. અર્જુને તેનું ધનુષ કાપીને ધ્વજા પણ કાપી નાખી અને બે અત્યન્ત તીક્ષ્ણ બાણોથી તેને પણ ઘાયલ કરી દીધો. હવે સુદક્ષિણે અત્યન્ત કુપિત થઈને ધનંજય ઉપર એક ભયંકર શક્તિ છોડી. શક્તિની ચોટથી અર્જુનને મૂર્છા આવી ગઈ. ભાન આવતાં તેણે કંકપત્રવાળાં ચૌદ બાણોથી સુદક્ષિણને તથા તેના ઘોડા, ધ્વજા, ધનુષ અને સારથીને પણ ઘાયલ કરી દીધા. પછી બીજાં પણ પુષ્કળ બાણો છોડીને તેના રથના ટુકડેટુકડા કરી દીધા. ત્યાર પછી એક તીક્ષ્ણ ધારવાળા બાણથી તેણે સુદક્ષિણની છાતી ફાડી નાખી. જેથી એનું કવચ તૂટી ગયું, અંગ છિન્નભિન્ન થઈ ગયું અને મુકુટ તથા તથા આભૂષણો પડી ગયાં. પછી એક કર્ણી નામના બાણથી તેને પણ ધરાશાયી કરી દીધો.

રાજન્! આ પ્રમાણે વીર શ્રુતાયુધ અને સુદક્ષિણના માર્યા જવાથી આપના સૈનિકો ક્રોધમાં ભરાઈને અર્જુન પર તૂટી પડ્યા, તથા અભીષાહ, શૂરસેન, શિબિ અને વસાતિ જાતિના વીરો તેના પર બાણોની વર્ષા કરવા લાગ્યા. અર્જુને પોતાનાં બાણોથી તેમાંથી છ હજાર યોદ્ધાઓને સફા કરી દીધા. ત્યારે તે વીરોએ અર્જુનને ચારે બાજુથી ઘેરી લીધો. પરન્તુ જેમજેમ તેઓ ધનંજયની પાસે આવતા ગયા તેમતેમ અર્જુને પોતાના ગાણ્ડીવ ધનુષથી છૂટેલાં બાણોથી તેમનાં મસ્તક અને હાથ ઉડાવી દીધા. તેમનાં કપાયેલાં મસ્તકોથી રણભૂમિ છવાઈ ગઈ.

વીર ધનંજય તેમનો આ પ્રમાણે સંહાર કરી રહ્યો હતો તે વખતે મહાબલી શ્રુતાયુ અને અચ્યુતાયુ તેની સામે આવી યુદ્ધ કરવા લાગ્યા. તે બન્ને વીરોએ અર્જુનની ડાબી અને જમણી બાજુએ બાણ વરસાવવાં શરૂ કર્યાં અને હજારો બાણ વરસાવી તેને તદ્દન ઢાંકી દીધો.

આ જ વખતે શ્રુતાયુએ અત્યન્ત ક્રોધમાં ભરાઈને અર્જુન પર તોમરનો ઘા કર્યો. તેનાથી ઘાયલ થઈને તે એકદમ અચેત થઈ ગયો. એ જ વખતે અચ્યુતાયુએ પણ ક્રોધમાં ભરાઈને તેના ઉપર એક અત્યન્ત તીક્ષ્ણ ત્રિશૂળ ફેંક્યું. તેની ચોટ અર્જુનના ઘા ઉપર મીઠું નાખવા જેવું કામ કર્યું. અર્જુન ખૂબ જ ઘાયલ થઈ જવાથી પોતાના રથની ધ્વજાનો દંડ પકડીને બેસી ગયો. ત્યારે અર્જુનને મરેલો સમજી આપની આખી સેનામાં બહુ કોલાહલ થવા લાગ્યો. અર્જુનને અચેત જોઈ શ્રીકૃષ્ણ બહુ ચિન્તિત થયા અને પોતાની મધુર વાણીથી તેને સચેત કરવા લાગ્યા. તેનાથી જાણે નવો જન્મ થયો હોય તેમ અર્જુન ધીરધીરે હોશમાં આવવા લાગ્યો. તેણે જોયું કે શ્રીકૃષ્ણ અને તેનો રથ બાણોથી ઢંકાઈ ગયો છે અને સામે બન્ને શત્રુઓ લાગેલા છે. બસ, તેણે તુરત જ ઐન્દ્રાસ્ત્ર પ્રકટ કર્યું. તેમાંથી હજારો બાણ નીકળવા લાગ્યાં. તેણે તે બન્ને વીરો પર ઘાવ કર્યો અને તેમનાં છોડેલાં બાણ પણ અર્જુનનાં બાણોથી કપાઈ જઈ આકાશમાં ઊડવા લાગ્યાં. વાતવાતમાં તેનાં બાણોથી તે બન્નેનાં મસ્તક અને હાથ કપાઈ જવાથી તેઓ ધરાશાયી થઈ ગયા. આ પ્રમાણે શ્રુતાયુ અને અચ્યુતાયુનો વધ થએલો જોઈ બધા લોકોને બહુ આશ્ચર્ય થયું. તે પછી અર્જુન તેમના અનુયાયી પચાસ રથીઓને મારીને બીજા પણ મોટા મોટા વીરોનો સંહાર કરતો કૌરવોની સેનામાં આગળ વધ્યો.

શ્રુતાયુ અને અચ્યુતાયુનો વધ થએલો જોઈ તેમના પુત્રો—નિયતાયુ અને દીર્ઘાયુ ક્રોધમાં ભરાઈને બાણોની વર્ષા કરતા અર્જુનની સામે આવ્યા. પરન્તુ અર્જુને અત્યન્ત કુપિત થઈને પોતાનાં બાણોથી એક ક્ષણમાં જ તેમને યમરાજની પાસે મોકલી દીધા. હાથી જેમ કમળવનને ખુંદી નાખે છે તે જ પ્રકારે મહાવીર અર્જુન કૌરવોની સેનાને કચરી રહ્યો હતો, તે વખતે કોઈપણ ક્ષત્રિય તેને રોકી નહોતો શકતો. એટલામાં ગજસેના સહિત અંગ દેશના, પૂર્વના, દક્ષિણના અને કલિંગ દેશના રાજાઓએ દુર્યોધનની આજ્ઞાથી તેના પર આક્-

મણ કર્યું પરન્તુ અર્જુને ગાણ્ડીવથી છોડેલાં બાણોથી તત્કાળ તેમનાં શિર અને ભુજાઓને ઊડાવી દીધાં. આ યુદ્ધમાં અનેક ગજારોહી મ્લેચ્છો ધનંજયનાં બાણોથી વિંધાઈને ધરાશાયી થઈ ગયા. અર્જુને પોતાની બાણજાળથી સમ્પૂર્ણ સેનાને આચ્છાદિત કરી દીધી અને મુણ્ડિત, અર્ધમુણ્ડિત, જટાધારી અને દાઢીવાળા આચારહીન મ્લેચ્છોનો પોતાના શસ્ત્રકૌશલથી કચ્ચરઘાણ કાઢી નાખ્યો. તેનાં બાણોથી વિંધાઈને સેંકડો પર્વતીય યોદ્ધાઓ ભયભીત થઈને સંગ્રામભૂમિથી ભાગી નીકળ્યા. આ પ્રકારે ઘોડા, હાથી અને રથો સહિત અનેક વીરોનો સંહાર કરતો વીર ધનંજય રણભૂમિમાં વિચરી રહ્યો હતો.

હવે રાજા અમ્બષ્ઠે તેની ગતિ રોકી. અર્જુને ખૂબ સ્ફૂર્તિથી પોતાનાં તીખાં બાણોથી તેના ઘોડાઓને મારી નાખ્યા અને ધનુષને પણ કાપી નાખ્યું. હવે અમ્બષ્ઠ એક ખૂબ ભારે ગદા લઈ વારંવાર અર્જુન અને શ્રીકૃષ્ણ પર ચોટ કરવા લાગ્યો. ત્યારે અર્જુને બે બાણોથી ગદા સહિત તેના બે હાથ કાપી નાખ્યા અને એક બાણથી તેનું મસ્તક ઊડાવી દીધું. આથી તે પ્રાણ છોડી ધડાક દઈને પૃથ્વી પર પડ્યો.

---

## દુર્યોધનને ઠપકો આપતાં દ્રોણાચાર્યનું તેને અભેદ્ય કવચ પહેરાવીને અર્જુન સાથે યુદ્ધ કરવા મોકલવું

**સંજયે કહ્યું**—રાજન્ ! આ પ્રમાણે જ્યારે અર્જુન સિન્ધુરાજ જયદ્રથનો વધ કરવાની ઇચ્છાથી દ્રોણાચાર્ય અને કૃતવર્માની સેનાઓને ચીરીને વ્યૂહમાં ઘૂસી ગયો તથા તેના હાથથી સુદક્ષિણ અને શ્રુતાયુનો વધ થઈ ગયો ત્યારે પોતાની સેનાને ભાગતી જોઈ આપનો પુત્ર દુર્યોધન એકલો જ પોતાના રથ પર ચઢીને ખૂબ સ્ફૂર્તિથી દ્રોણાચાર્યની પાસે આવ્યો અને કહેવા લાગ્યો; 'આચાર્ય ! પુરુષસિંહ અર્જુન અમારી આ વિશાળ સેનાને કચરીને અંદર ઘુસી ગયો છે. હવે આપ વિચાર કરો કે આપણે તેના નાશને માટે શું કરવું જોઇએ. અમને તો આપનો જ સૌથી વધારે ભરોંસો છે. આગ જેમ ઘાસને બાળી નાખે છે તેવી જ રીતે અર્જુન અમારી સેનાનો સંહાર કરી રહ્યો છે. આ સમયે જયદ્રથની રક્ષા કરનાઓ ભારે સન્દેહમાં પડી ગયા છે. અમારા પક્ષના રાજાઓને પૂરો વિશ્વાસ હતો કે આપના જીવતાં જ અર્જુન આપને ઓળંગીને સેનામાં ઘુસી નહિ શકે. પરન્તુ હું જોઉં છું કે તે આપની સામે જ સેનામાં ઘુસી ગયો છે. આજ મને મારી સમ્પૂર્ણ સેના બેબાકળી અને નાશ પામેલા જેવી જણાય છે. સિન્ધુરાજ તો પોતાને ઘેર જઈ રહ્યા હતા. જો આપે મને આ વર ન આપ્યો હોત કે હું અર્જુનને રોકી લઇશ તો હું તેમને કદી ન રોકત. મેં મૂર્ખતાથી આપની રક્ષામાં વિશ્વાસ કરીને સિન્ધુરાજને પણ સમજાવી લીધા. મારો વિશ્વાસ છે કે મનુષ્ય યમરાજની દાઢોમાં પડીને ભલે બચી જાય, પરન્તુ રણભૂમિમાં અર્જુનના હાથમાં આવતાં તેના પ્રાણ કોઇ પ્રકારે બચી શકે નહિ. આથી આપ કોઈ એવો ઉપાય કરો કે જેથી સિન્ધુરાજની રક્ષા થઈ શકે. મારાથી ગભરાટમાં કંઈ અયોગ્ય કહેવાઈ ગયું હોય તો તેનાથી કુપિત ન થતાં આપ કોઇ પ્રકારે તેમને બચાવો.'

દ્રોણાચાર્યે કહ્યું:—રાજન્ ! હું તમારી વાત ઉપર ખોટું નથી લગાડતો. તમે મારે માટે અશ્વત્થામા સમાન જ છો; પરન્તુ જે સાચી વાત છે તે હું તમને કહું છું; ધ્યાન દઈને સાંભળો. અર્જુનના સારથી શ્રીકૃષ્ણ છે અને તેમના ઘોડા પણ બહુ તેજ છે; તેથી જરાક જેટલી જગા મળતાં પણ તેઓ તત્કાળ તેમાં ઘુસી જાય છે. મેં બધા ધનુર્ધરોની સામે યુધિષ્ઠિરને પકડવાની પ્રતિજ્ઞા કરી હતી. અત્યારે અર્જુન તેમની પાસે નથી, અને તેઓ પોતાની સેનાની આગળ જ ઊભેલા છે. તેથી હવે હું વ્યૂહના દ્વારને છોડીને અર્જુન સાથે લડવા નહિ જાઉં. તમે કુળ અને પરાક્રમમાં અર્જુનના સમાન જ છો અને આ પૃથ્વીના સ્વામી છો. તેથી પોતાના સહાયકોને લઈને તમે એકલા જ અર્જુનની સાથે યુદ્ધ કરો, કોઈ વાતનો ભય ન માનો.

દુર્યોધને કહ્યું:—આચાર્યચરણ ! જે આપને પણ ઓળંગી ગયો તે અર્જુનને હું કેવી રીતે રોકી શકીશ ! તે તો બધા શસ્ત્રધારીઓમાં અસાધારણ છે. મારા વિચાર પ્રમાણે સંગ્રામમાં વજ્રધર ઇન્દ્રને જીતી લેવો સહેલો છે, પરન્તુ અર્જુનની પાર જવું એ સરળ નથી. જેણે કૃતવર્મા અને આપને પણ પરાસ્ત કરી દીધા, શ્રુતાયુધ, સુદક્ષિણ, અમ્બષ્ઠ, શ્રુતાયુ અને અચ્યુતાયુને નષ્ટ કરી દીધા અને હજારો મ્લેચ્છોનો સંહાર કરી.

દીધો. તે શસ્ત્રકુશળ દુર્જય વીર અર્જુનના મુકાબલામાં હું કેવી રીતે યુદ્ધ કરી શકીશ ?

દ્રોણાચાર્ય બોલ્યા—કુરુરાજ ! તમે બરાબર કહો છો, અર્જુન અવશ્ય દુર્જય છે. પરન્તુ હું એક એવો ઉપાય કરી દઉં છું કે જેથી તમે તેની ટક્કર ઝીલી શકશો. આજ શ્રીકૃષ્ણની સામેજ તમે અર્જુન સાથે યુદ્ધ કરશો; આ અદ્ભુત પ્રસંગને આજ બધા વીરો જોશે. આ સુવર્ણના કવચને હું તમારા ઉપર એવી રીતે બાંધી દઉં છું કે જેથી બાણ અથવા બીજાં કોઈ પણ પ્રકારનાં અસ્ત્રોની તમને કાંઈ અસર જ નહિ થાય. જો મનુષ્યો સહિત દેવતાઓ, અસુરો, યક્ષો, નાગો, રાક્ષસો અને ત્રણે લોકો પણ તમારી સામે યુદ્ધ કરવા માટે આવે તો પણ તમને કોઈ જાતનો ભય નથી. તેથી આ કવચને ધારણ કરીને તમે સ્વયં જ ક્રોધાતુર અર્જુનની સાથે યુદ્ધ કરવા માટે જાઓ.

આ પ્રમાણે કહીને આચાર્યે તુરત જ આચમન કરીને શાસ્ત્રવિધિથી મન્ત્રોચ્ચારણ કરતાં દુર્યોધનને તે ચમકતું કવચ પહેરાવી દીધું અને કહ્યું; 'પરમાત્મા, બ્રહ્મા અને બ્રાહ્મણો તમારું કલ્યાણ કરે.' ત્યારપછી તેઓ ફરી કહેવા લાગ્યા; 'ભગવાન શંકરે આ મન્ત્ર અને કવચ ઇન્દ્રને આપ્યાં હતાં, તેનાથી જ તેણે સંગ્રામમાં વૃત્રાસુરનો વધ કર્યો હતો. પછી ઇન્દ્રે આ મન્ત્રમય કવચ અંગિરાને આપ્યું. અંગિરાએ તેને પોતાના પુત્ર બૃહસ્પતિને અને બૃહસ્પતિએ અગ્નિવેશ્યને બતાવ્યું હતું. અગ્નિવેશ્યજીએ આ કવચ મને આપ્યું હતું. તે આજ હું તમારા શરીરની રક્ષા માટે મન્ત્રોચ્ચારણપૂર્વક તમને પહેરાવું છું.'

આચાર્ય દ્રોણને હાથે આ પ્રમાણે યુદ્ધને માટે તૈયાર થઈ રાજા દુર્યોધન ત્રિગર્તદેશના હજારો રથીઓ અને અન્ય મહારથીઓને સાથે લઈ વાજતે ગાજતે અર્જુન તરફ ચાલ્યો.

---

## દ્રોણાચાર્યની સાથે ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિનું ઘોર યુદ્ધ

સંજયે કહ્યું—રાજન્ ! જ્યારે અર્જુન અને શ્રીકૃષ્ણ કૌરવોની સેનામાં ઘુસી ગયા અને તેમની પાછળ દુર્યોધન પણ ચાલ્યો ગયો ત્યારે પાંડવોએ સોમક વીરોને સાથે લઈ બહુ કોલાહલ કરતાં દ્રોણાચાર્ય પર હુમલો કર્યો. બસ, બન્ને બાજુએ ખૂબ ઘમસાણ લડાઈ છેડાઈ ગઈ. તે સમયે જેવું યુદ્ધ થયું તેવું અમે નથી કદી જોયું કે નથી કદી સાંભળ્યું. પુરુષસિંહ ધૃષ્ટદ્યુમ્ન અને પાંચાલલોક વારંવાર આચાર્ય પર પ્રહાર કરી રહ્યા હતા. અને જે પ્રમાણે આચાર્ય તેમના ઉપર બાણોની વર્ષા કરતા હતા તે રીતે ધૃષ્ટદ્યુમ્ને પણ બાણોની ઝડી લગાવી દીધી હતી. દ્રોણ પાંડવોની જેજે રથસેના પર બાણ છોડતા હતા તેતે બાજુએથી બાણો વરસાવીને ધૃષ્ટદ્યુમ્ન તેમને હટાવી દેતો હતો. આ પ્રમાણે બહુ પ્રયત્ન કરવા છતાં પણ ધૃષ્ટદ્યુમ્ન સાથે સામનો થતાં સેનાના ત્રણ ભાગ થઈ ગયા. પાંડવોના મારથી ગભરાઈને કેટલાક યોદ્ધાઓ તો કૃતવર્માની સેનામાં જઈ મળ્યા, કેટલાક જલસન્ધની બાજુ ચાલ્યા ગયા અને કેટલાક દ્રોણાચાર્યની પાસે જ રહ્યા. મહારથી દ્રોણ પોતાની સેનાને સંગઠિત કરવાનો પ્રયત્ન તો કરતા હતા. પરન્તુ ધૃષ્ટદ્યુમ્ન તેમને બરાબર કચરી રહ્યો હતો. અને આપની સેના એવી રીતે છિન્નભિન્ન થઈ ગઈ કે જેમ દુષ્ટ રાજાનો દેશ દુર્ભિક્ષ, મહામારી અને લુંટારાઓને લીધે ઉજ્જડ થઈ જાય છે.

આ પ્રમાણે જ્યારે પાંડવોના મારથી સેનાના ત્રણ ભાગ થઈ ગયા ત્યારે આચાર્ય ક્રોધમાં ભરાઈને પોતાનાં બાણોથી પાંચાલોને ઘાયલ કરવા લાગ્યા. આ વખતે તેમનું સ્વરૂપ પ્રજ્વલિત પ્રલયાગ્નિ સમાન ભયાનક થઈ ગયું. આચાર્યનાં બાણોથી સન્તપ્ત થઈને ધૃષ્ટદ્યુમ્નની સેના ગરમીથી તપી ગઈ હોય તેવી થઈને આમતેમ ભટકવા લાગી. આમ દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનાં બાણોથી વ્યથિત થવાથી બન્ને બાજુના વીરો પ્રાણોની આશા છોડીને દરેક બાજુએ પૂરેપૂરી શક્તિ લગાવીને લડવા લાગ્યા.

આ જ વખતે કુન્તીનન્દન ભીમસેનને વિવિંશતિ, ચિત્રસેન અને વિકર્ણ—આ ત્રણે ભાઈઓએ ઘેરી લીધો. શિબિના પુત્ર રાજા ગોવાસને એક હજાર યોદ્ધાઓને સાથે લઈ કાશિરાજ અભિભૂના પુત્ર પરાક્રાન્તને રોકી દીધો. મદ્રરાજ રાજા શલ્યે મહારાજ યુધિષ્ઠિરનો સામનો કર્યો, દુઃશાસન ક્રોધમાં ભરાઈને સાત્યકિ પર તૂટી પડ્યો. મેં આપની ચારસો વીરોની સેના લઈને ચેકિતાનની પ્રગતિ રોકી દીધી. શકુનિએ સાતસો ગાન્ધાર દેશના યોદ્ધાઓની સાથે નકુલનો સામનો કર્યો અવન્તિ-

દેશના વિન્દ - અને અનુવિન્દ મત્સ્યરાજ વિરાટની સામે આવીને લાગી ગયા. મહારાજ બૃહત્ક્ષત્ર શિખંડીને રોક્યો. અર્જુનનંદનો પ્રમદક અને સો વીરોને સાથે લઈ ધૃષ્ટદ્યુમ્ન ! સામનો કર્યો, તથા ક્રૂરકર્મવાળા રાક્ષસ ઘટોત્કચ ઉપર અલાયુધે ચઢાઈ કરી દીધી.

મહારાજ ! આ વખતે સિન્ધુરાજ જયદ્રથ સમ્પૂર્ણ સેનાની પાછળ હતો અને કૃપાચાર્ય વગેરે મહાન ધનુર્ધરો તેની રક્ષા માટે તૈયાર હતા. તેની જમણી બાજુ અશ્વત્થામા અને ડાબી બાજુ કર્ણ હતો તથા ભૂરિશ્રવા વગેરે તેના પૃષ્ઠરક્ષક હતા. તે સિવાય વૃષસેન, શલ અને શલ્ય વગેરે અનેક રણબાંકુરા વીરો પણ તેની રક્ષાને માટે યુદ્ધ કરી રહ્યા હતા.

વ્યૂહના મુખ ઉપર માદ્રીપુત્ર નકુળ અને સહદેવે પોતાના ઉપર વેરભાવ રાખનારા શકુનિના નાકમાં દમ લાવી દીધો. આ વખતે શકુનિ તેનું બધું પરાક્રમ ખોઈ બેઠો હતો. તેને કોઈ ઉપાય સૂઝતો ન હતો. જ્યારે બાણોની ચોટથી તે ખૂબ જ તંગ થઈ ગયો ત્યારે ઘોડાઓને ઉતાવળથી હાંકીને દ્રોણાચાર્યની સેનામાં જઈ મળ્યો. આ વખતે ધૃષ્ટદ્યુમ્નની સાથે લડી રહેલા મહાબળી દ્રોણાચાર્યે એવી બાણવર્ષા કરી કે જેથી ખૂબ જ આશ્ચર્ય થાય. દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્ન બન્નેએ અનેક વીરોનાં શિર ઉડાવી દીધાં. જ્યારે ધૃષ્ટદ્યુમ્ને જોયું કે દ્રોણાચાર્ય ખૂબ જ નજીક આવી ગયા છે ત્યારે તે ધનુષ છોડીને હાથમાં ઢાલ-તરવાર લઈ તેમનો વધ કરવા માટે પોતાના રથની ધૂંસરી ઉપરથી તેમના રથ ઉપર કૂદી પડ્યો. આચાર્યે સો બાણ મારીને તેની ઢાલના અને દસ બાણોથી તેની તરવારના ટુકડે ટુકડા કરી દીધા. પછી ચોસઠ બાણોથી તેના ઘોડાને ખતમ કરી દીધા અને બે બાણોથી તેની ધ્વજા અને છત્ર કાપીને પાર્શ્વરક્ષકોને પણ ધરાશાયી કરી દીધા. તે પછી તેમણે ધનુષને કાન સુધી ખેંચીને ધૃષ્ટદ્યુમ્ન પર એક પ્રાણાન્તક બાણ છોડ્યું. પરન્તુ સાત્યકિએ ચૌદ તીક્ષ્ણ બાણોથી તેને વચ્ચેથી જ કાપી નાખ્યું, અને આચાર્યની નાગચૂડમાં ફસાએલા ધૃષ્ટદ્યુમ્નને બચાવી લીધો. આ પ્રમાણે જ્યારે દ્રોણનો સામનો કરવા માટે સાત્યકિ આવી ગયો ત્યારે પાંચાલ વીરો ધૃષ્ટદ્યુમ્નને રથમાં ચઢાવીને તુરત જ દૂર લઈ ગયા.

હવે આચાર્યે સાત્યકિ ઉપર બાણ વરસાવવાં શરૂ કર્યાં. સાત્યકિના ઘોડા ખૂબ સ્ફૂર્તિથી દ્રોણની સામે આવી ગયા. ત્યારે તે બન્ને વીર પરસ્પર હજારો બાણો છોડતા ઘેર યુદ્ધ કરવા લાગ્યા. તે બન્ને વીરોએ આકાશને બાણોની જાળ પાથરી હોય તેવું બનાવી દીધું અને દશે દિશાઓને બાણોથી વ્યાપ્ત કરી દીધી. બાણોની જાળ ફેલાવાથી બધે ઘેર અન્ધકાર છવાઈ ગયો અને સૂર્યનો પ્રકાશ તથા પવન આવવાનું પણ બંધ થઈ ગયું. બન્નેનાં શરીર લોહીથી લથપથ થઈ ગયાં. તેમનાં છત્ર અને ધ્વજાઓ કપાઈ ગઈ. તે બન્નેએ પ્રાણ લેનારાં બાણોના પ્રયોગ કરી રહ્યા હતા. તે વખતે આપણા અને રાજા યુધિષ્ઠિરના વીરો ઊભા ઊભા દ્રોણ અને સાત્યકિનો સંગ્રામ જોઈ રહ્યા હતા. વિમાનોમાં બેઠેલા બ્રહ્મા અને ચન્દ્રમા વગેરે દેવતાઓ તથા સિદ્ધ, ચારણ, વિદ્યાધર અને નાગોના ગણો પણ તે પુરુષસિંહોનું-આગળ વધવું, પાછા હઠવું તથા તરેહતરેહના શસ્ત્રસંચાલનના કૌશલ્યને જોઈને બહુ આશ્ચર્યમાં પડ્યા હતા. આ પ્રમાણે તે બન્ને વીરો પોતપોતાના હાથોની સફાઈ બતાવતા એકબીજાને વિંધી રહ્યા હતા. એટલામાં જ સાત્યકિએ પોતાનાં મજબૂત બાણોથી આચાર્યનાં ધનુષ-બાણ કાપી નાખ્યાં. ક્ષણમાં જ દ્રોણે બીજું ધનુષ ચઢાવ્યું પરન્તુ સાત્યકિએ તેને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે દ્રોણ જેજે ધનુષો ચઢાવતા ગયા તેમને સાત્યકિ કાપી નાખવા લાગ્યો. આમ તેણે તેમનાં સો ધનુષ કાપી નાખ્યાં. આ કામ એટલી સફાઈ અને ત્વરાથી થતું હતું કે આચાર્ય ક્યારે ધનુષ ચઢાવે છે અને સાત્યકિ તેને ક્યારે કાપી નાખે છે તે કોઈને જણાતું પણ નહોતું. સાત્યકિનું આ અતિમાનુષ કર્મ જોઈને દ્રોણે મનમાં વિચાર કર્યો કે જે અસ્ત્રબળ પરશુરામ, કાર્તવીર્ય, અર્જુન અને ભીષ્મમાં છે તે જ સાત્યકિમાં પણ છે.

તે પછી દ્રોણે એક નવું ધનુષ લીધું અને તેના ઉપર કેટલાંયે અસ્ત્રો ચઢાવ્યાં, પરન્તુ સાત્યકિએ પોતાના અસ્ત્રકૌશલથી તે બધાંને કાપી નાખ્યાં અને આચાર્ય પર તીક્ષ્ણ બાણોની વર્ષા શરૂ કરી દીધી. આથી બધાંને બહુ આશ્ચર્ય થયું. અન્તે આચાર્યે અત્યન્ત કુપિત થઈને સાત્યકિનો સંહાર કરવા માટે દિવ્ય આગ્નેયાસ્ત્ર છોડ્યું. આ જોઈ સાત્યકિએ દિવ્ય વારુણાસ્ત્રનો પ્રયોગ કર્યો. આ સમયે બન્ને વીરોને દિવ્ય અસ્ત્રોના પ્રયોગો કરતા જોઈ ખૂબ હાહાકાર થવા લાગ્યો. એટલે સુધી કે આકાશમાં પક્ષીઓનું ઊડવું પણ બંધ થઈ ગયું. ત્યારે રાજા યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ અને સહદેવ દરેક બાજુએથી સાત્યકિની રક્ષા કરવા લાગ્યા. તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરેની સાથે રાજા વિરાટ અને કેકયનરેશ મત્સ્ય તથા

શાલ્વ દેશની સેનાઓને લઈને દ્રોણની સામે આવી ગયા. બીજી બાજુએ દુઃશાસનની સરદારી નીચે હજારો રાજકુમારો દ્રોણને શત્રુઓથી ઘેરાએલા જોઈ તેમની સહાયતા કરવા માટે આવી ગયા. બસ, બન્ને બાજુના વીરોમાં ખૂબ તુમુલ યુદ્ધ છેડાઈ ગયું. તે સમયે ધૂળ અને બાણોની વર્ષાને લીધે કંઈ પણ જોઈ શકાતું ન હતું. આથી તે યુદ્ધ મર્યાદાહીન થઈ ગયું તેમાં પોતાના અને પરાયા પક્ષનું પણ ભાન ન રહ્યું.

## વિન્દ, અનુવિન્દનો વધ તથા કૌરવસેનાની વચ્ચે શ્રીકૃષ્ણની અશ્વચર્યા

સંજયે કહ્યું—રાજન્! હવે સૂર્યનારાયણ નમતા થઈ ચૂક્યા હતા. કૌરવપક્ષના યોદ્ધાઓમાંથી કેટલાક તો યુદ્ધના મેદાનમાંથી પીઠ બતાવી ભાગી આવ્યા હતા અને કેટલાક લડવામાં લાગી રહેલા હતા. આ પ્રમાણે ધીમે-ધીમે તે દિવસ વીતી રહ્યો હતો. પરન્તુ અર્જુન અને શ્રીકૃષ્ણ બરાબર જયદ્રથ તરફ જ વધી રહ્યા હતા. અર્જુન પોતાનાં બાણોથી રથને જવાનો રસ્તો બનાવી દેતો હતો અને શ્રીકૃષ્ણ તેમાંથી રથને આગળ લેતા હતા. રાજન્! અર્જુનનો રથ જે જે બાજુએ જતો હતો તે તે બાજુએ આપની સેનામાં ભાગાભાગી મચી જતી હતી. તેનાં બાણ અનેક શત્રુઓનો સંહાર કરતાં તેમનું રક્તપાન કરી રહ્યાં હતાં. તે રથમાં રહીને એ ગાઉ સુધીના શત્રુઓને સાફ કરી દેતો હતો. અર્જુનનો રથ ખૂબ ત્વરાથી ચાલી રહ્યો હતો. તે સમયે તેણે સૂર્ય, ઇન્દ્ર, રુદ્ર અને કુબેરના રથોને પણ ફિક્કા પાડી દીધા હતા.

જે વખતે તે રથ રથીઓની સેનાની વચ્ચે પહોંચ્યો તે વખતે તેના ઘોડા ભૂખ અને તરસથી વ્યાકુળ થઈ ગયા હતા અને ખૂબ કઠિનતાથી રથને ખેંચતા હતા. તેમને પર્વત સમાન હજારો મરેલા હાથી, ઘોડા, મનુષ્ય અને રથો ઉપર થઈને પોતાનો માર્ગ કાઢવો પડતો હતો. આ જ વખતે અવન્તિદેશના રાજકુમારો વિન્દ અને અનુવિન્દ પોતાની સેના સહિત અર્જુનની સામે ધસી આવ્યા. તેમણે ખૂબ ઉલ્લાસમાં ભરાઈને અર્જુનને ચોસઠ, શ્રીકૃષ્ણને સિત્તેર અને ઘોડાઓને સો બાણોથી ઘાયલ કરી દીધા. ત્યારે અર્જુને કુપિત થઈ નવ બાણોથી તેમનાં મર્મસ્થાનોને વિંધી દીધાં તથા બે બાણોથી તેમનાં ધનુષ અને ધ્વજાઓને પણ કાપી નાખી. તેઓ બીજાં ધનુષ લઈને અત્યન્ત ક્રોધપૂર્વક અર્જુન પર બાણ વરસાવવા લાગ્યા. અર્જુને તુરત જ ફરી તેમનાં ધનુષ કાપી નાખ્યાં તથા બીજાં બાણ છોડીને તેમના ઘોડા, સારથી, પાર્શ્વરક્ષક અને કેટલાયે સાથીઓને મારી નાખ્યા. પછી તેણે એક છુરપ્ર બાણથી મોટા ભાઈ વિન્દનું શિર કાપી નાખ્યું અને તે મરીને પૃથ્વી પર જઈ પડ્યો. વિન્દને મરેલો જોઈ મહાબળી અનુવિન્દ હાથમાં ગદા લઈને રથથી કૂદી પડ્યો અને પોતાના ભાઈના મૃત્યુનું સ્મરણ કરતાં તેણે શ્રીકૃષ્ણના લલાટમાં ચોટ કરી. પરંતુ શ્રીકૃષ્ણ તેનાથી જરા પણ વિચલિત ન થયા. અર્જુને તુરત જ ૭ બાણોથી તેના હાથ, પગ, મસ્તક અને ગરદન કાપી નાખ્યાં અને તે પર્વતશિખરની પેઠે પૃથ્વીપર પડી ગયો.

વિન્દ અને અનુવિન્દને મર્યા જોઈને તેમના સાથીઓ અત્યન્ત કુપિત થઈને હજારો બાણ વરસાવતા અર્જુન તરફ દોડ્યા. અર્જુને બહુ સ્ફૂર્તિથી પોતાનાં બાણોથી તેમને સાફ કરી દીધા અને તે આગળ વધ્યો. પછી તેણે ધીમેથી શ્રીકૃષ્ણને કહ્યું; 'ઘોડા બાણોથી બહુ વ્યથિત થઈ રહ્યા છે, અને બહુ થાકી ગયા છે. જયદ્રથ પણ હજુ દૂર છે. આવી સ્થિતિમાં આ વખતે આપને શું કરવું યોગ્ય જણાય છે? મને જે ઠીક લાગે છે તે હું કહું છું, સાંભળો. આપ મજેથી ઘોડાઓને રથથી છુટા કરો અને તેમને લાગેલાં બાણ ખેંચી કાઢો.' અર્જુને આ પ્રમાણે કહેતાં શ્રીકૃષ્ણે કહ્યું; 'તું કહે તે જ મારો વિચાર છે.' અર્જુને કહ્યું: હું 'કૌરવોની બધી સેનાને અટકાવી રાખું છું, એટલી વારમાં આપ યથાવત્ આ કામ કરી લો.' આ પ્રમાણે કહીને અર્જુન રથથી ઊતરી પડ્યો અને ખૂબ સાવધાનીથી ધનુષ લઈને પર્વત સમાન દઢતાથી ઊભો થઈ ગયો. તે સમયે તેને જીતવા ઇચ્છનારા ક્ષત્રિયો 'હવે સારો લાગ છે' એમ બૂમ પાડતા તેની તરફ દોડ્યા, તેમણે ખૂબ મોટી રથસેનાદ્વારા એકલા અર્જુનને ઘેરી લીધો અને પોતાનાં ધનુષ ચઢાવીને તરેહ તરેહનાં શસ્ત્રો અને બાણોથી તેને ઢાંકી દીધો પરન્તુ વીર અર્જુને પોતાનાં અસ્ત્રોથી તે બધાંનાં અસ્ત્રોને બધી બાજુથી રોકીને તે સર્વને અનેક બાણોથી આચ્છાદિત કરી દીધા. કૌરવોની અસંખ્ય સેના અપાર સમુદ્ર સમાન હતી. તેમાં બાણરૂપ તરંગો અને ધ્વજાઓરૂપ ઘુમરીઓ ચાલી રહી હતી.





હાથીરૂપ મગરો તરી રહ્યા હતા. પાયદળરૂપ માછલીઓ કલ્લોલ કરી રહી હતી અને શંખ તથા દુન્દુભિઓનો ધ્વનિ તેની ગર્જના હતી. અગણિત રથોની હારો તેની અનન્ત તરંગમાળાઓ હતી. પાઘડીઓ કાચબા હતા; છત્રો અને પતાકાઓ ફેણ હતાં અને હાથીઓનાં શરીરો જાણે ખડકો હતાં. અર્જુને તટરૂપ થઈને તેને પોતાનાં બાણોથી રોકી રાખી હતી.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! અર્જુન અને શ્રીકૃષ્ણ પૃથ્વી પર ઊભા રહ્યા હતા, તો આવો અવસર મળવા છતાં કૌરવલોક અર્જુનને કેમ મારી ન શક્યા!

સંજયે કહ્યું—રાજન્! જેમ લોભ એકલો જ બધા ગુણોને રોકી દે છે તેવી જ રીતે અર્જુને પૃથ્વી ઉપર ઊભો હોવા છતાં પણ રથો ઉપર ચઢેલા સમસ્ત રાજાઓને રોકી રાખ્યા હતા. આ જ વખતે શ્રીકૃષ્ણે ગભરાઈને પોતાના પ્રિય સખા અર્જુનને કહ્યું: 'હે અર્જુન! અહિં રણભૂમિમાં કોઈ સારું જળાશય નથી. તમારા ઘોડા આવું પાણી પીવા ચાહતા નથી.' આથી અર્જુને તુરત જ અસ્ત્રદ્વારા પૃથ્વીને ફોડીને ઘોડાઓને પાણી પીવા લાયક એક સુન્દર સરોવર બનાવી દીધું. આ સરોવર વિસ્તૃત અને સ્વચ્છ જળથી ભરેલું હતું. એક ક્ષણમાં જ તૈયાર કરેલા તે સરોવરને જોવા માટે ત્યાં નારદ મુનિ પણ પધાર્યા. આ સરોવરની પાસે અદ્ભુત કર્મ કરનાર અર્જુને એક ઘર પણ બનાવ્યું. તેના થાંભલા, ભીંતો અને છત પણ બાણોનાં જ હતાં. તેને જોઈને શ્રીકૃષ્ણ હસ્યા અને બોલ્યા 'ઘણું સારું!' અર્જુનનું આ અદ્ભુત પરાક્રમ જોઈને સિદ્ધો, ચારણો અને સૈનિકો 'વાહ!



થાઉ !' પોકારવા લાગ્યા. સૌથી વધુ આશ્ચર્યની વાત તો એ થઈ કે મોટામોટા મહારથીઓ પણ પૃથ્વી ઉપર ઊભા રહેલા અર્જુનને તેની સાથે યુદ્ધ કરવા છતાં પણ પાછો હઠાવી ન શક્યા. કમલનયન શ્રીકૃષ્ણ જાણે સ્ત્રીઓની વચ્ચે ઊભા હોય તેમ, હાસ્ય કરતા, ઘોડાઓને અર્જુને બનાવેલા ઘરમાં લઈ ગયા અને આપના બધા સૈનિકોની સામે જ નિર્ભય થઈને તેમને થાબડવા લાગ્યા. તેઓ અશ્વચર્યામાં ( ઘોડાઓની સારવારમાં ) ઉસ્તાદ તો હતા જ; તેમણે થોડી જ વારમાં ઘોડાઓનો શ્રમ, ખેદ, કમ્પ અને ઘાને દૂર કરી દીધા. તથા પોતાના કરકમળોથી તેમને વાગેલા બાણ કાઢીને તેમને માલિશ કરીને પૃથ્વી પર આળોટાવવા લાગ્યા. પછી તેમને પાણી પીવડાવ્યું અને ઘાસ ખવડાવ્યું. જ્યારે તેઓ તાજા થઈ ગયા એટલે તેમને ફરી રથને જોડી દીધા. તે પછી અર્જુનની સાથે તે રથ પર ચઢી ખૂબ વેગથી ચાલ્યા.

આ સમયે આપના પક્ષના યોદ્ધાઓ કહેવા લાગ્યા, 'અહો ! આપણે અહિં હોવા છતાં શ્રીકૃષ્ણ અને અર્જુન આગળ નીકળી ગયા અને આપણે તેને કંઈ કરી ન શક્યા. અમને ધિક્કાર છે, ધિક્કાર છે. બાળક જેમ રમકડાની પરવા કરતું નથી તેમ તેઓ એક જ રથમાં ચઢીને આપણી સેનાને કંઈ પણ ન ગણકારીને આગળ વધી ગયા.' તેમનું આવું અદ્ભુત પરાક્રમ જોઈને તેમાંથી કોઈ કેટલાક રાજાઓ કહેવા લાગ્યા; 'એકલા દુર્યોધનના જ અપરાધથી આ બધી સેના અને આખી પૃથ્વી નાશ તરફ જઈ રહી છે. પરન્તુ હજુસુધી રાજા ધૃતરાષ્ટ્રની સમજમાં આ વાત બેસતી નથી.'

કૌરવપક્ષના વીરો જ્યારે આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા. ત્યારે સૂર્યનારાયણ અસ્તાચળ તરફ ઢળી ચૂક્યા હતા. તેથી અર્જુન ખૂબ વેગથી જયદ્રથ તરફ વધી રહ્યો હતો. કોઈ પણ યોદ્ધો તેને રોકી શકતો નહોતો. તેણે આખી સેનાના પગ ઉખેડી નાખ્યા. શ્રીકૃષ્ણ-તે સેનાને કચડતા ખૂબ તેજીથી ઘોડાઓને હાંકી રહ્યા હતા. અને પોતાના પાંચજન્ય શંખનો ધ્વનિ કરતા જતા હતા. આ જોઈ શત્રુપક્ષના રથીઓ બહુ જ ઉદાસ થઈ ગયા. ધૂળ ઉડેલી હોવાથી આ સમયે સૂર્યદેવ પણ ઢંકાઈ ગયા હતા તથા બાણોથી વ્યથિત થવાથી સૈનિક લોકો અર્જુન તરફ જોઈ પણ શકતા નહોતા.

## અર્જુનનો દુર્યોધન તથા અશ્વત્થામા આદિ આઠ મહારથીઓ સાથે સંગ્રામ

સંજયે કહ્યું—રાજન ! હવે શ્રીકૃષ્ણ અને અર્જુન નિર્ભય થઈને આપસમાં જયદ્રથનો વધ કરવાની વાતચીત કરવા લાગ્યા. તે સાંભળી શત્રુઓ બહુ જ ભયભીત થઈ ગયા. તે બન્ને આપસમાં કહી રહ્યા હતા; 'જયદ્રથને કૌરવોના છ મહારથીઓએ પોતાની વચ્ચે રાખ્યો છે, પરન્તુ એક વખત જો તે નજરમાં આવી ગયો તો આપણા હાથમાંથી છૂટી નહિ શકે. જો દેવતાઓ સહિત સ્વયં ઈન્દ્ર પણ તેને બચાવવા આવશે તો પણ તેને મારીને જ છોડીશું.' તે સમયે તે બન્નેના મુખની કાન્તિ જોઈને આપના પક્ષના વીરો એમ જ સમજવા લાગ્યા કે તેઓ અવશ્ય જયદ્રથનો વધ કરી દેશે.

આ જ વખતે શ્રીકૃષ્ણ અને અર્જુને સિન્ધુરાજને જોઈને હર્ષથી ખૂબ ગર્જના કરી. તેમને વધતા જોઈ આપનો પુત્ર દુર્યોધન જયદ્રથની રક્ષા માટે તેમની આગળ આવી ગયો. આચાર્ય દ્રોણે તેને કવચ પહેરાવ્યું હતું તેથી તે એકલો જ રથ પર ચઢીને સંગ્રામભૂમિમાં કૂદી આવ્યો. જે સમયે આપનો પુત્ર અર્જુનને ઓળંગીને આગળ વધ્યો ત્યારે આપની સમ્પૂર્ણ સેના ખુશ થઈને વાજાં વગાડવા લાગી. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું; 'અર્જુન ! જો, આજ દુર્યોધન આપણા કરતાં પણ વધી ગયો છે. મને આ બહુ અદ્ભુત લાગે છે. જણાય છે કે અત્યારે તેના સમાન કોઈ બીજો રથી નથી. હવે આ સમય અનુસાર તેની સાથે યુદ્ધ કરવું હું યોગ્ય સમજું છું. આજ તે તારું લક્ષ્ય બન્યો છે. તેનાથી તું તારા ખેલની સફળતા જ સમજ. નહિ તો આ રાજ્યનો લોભી તારી સાથે સંગ્રામ કરીને મારવા માટે શા માટે આવત ! સદ્ભાગ્યથી જ તે આજ તારાં બાણોની હદમાં આવી ગયો છે. તેથી તું એવું કર કે તેને એકદમ પ્રાણ છોડવા પડે. પાર્થ ! તારો સામનો તો દેવતાઓ, અસુરો અને મનુષ્યો સહિત ત્રણે લોક પણ નથી કરી શકતા, તો આ એકલા દુર્યોધનની શી વિસાત છે ? આ સાંભળી અર્જુને કહ્યું; 'ઠીક છે, જો અત્યારે મારે આ કામ કરવું જ જોઈએ તો આપ બધું છોડીને દુર્યોધન તરફ જ ચાલો.'

આ પ્રમાણે કહીને તેણે તીક્ષ્ણ તીરોથી અર્જુને પર ઘા કર્યો અને ચાર બાણોથી તેના ચારે ઘોડાને વિંધી દીધા. પછી દશ બાણ શ્રીકૃષ્ણની છાતીમાં માર્યાં

અને એક ભલ્લથી તેમના ચાબુકને કાપીને પૃથ્વી પર પાડી દીધો. આ ઉપર અર્જુને ખૂબ સાવધાનીથી ચૌદ બાણ છોડ્યાં પરન્તુ તે તેના કવચને અથડાઈને પૃથ્વી પર પડી ગયાં. તેમને નિષ્ફળ થએલાં જોઈ તેણે ફરી ચૌદ બાણ છોડ્યાં પરન્તુ તે પણ દુર્યોધનના કવચને લાગીને જમીન પર જઈ પડ્યાં. આ જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'આજ તો હું આ વિચિત્ર વસ્તુ જોઉં છું. જો, તારાં બાણો પત્થર પર છોડેલાં તીરોની જેમ કંઈ કામ કરી શકતાં નથી, પાર્થ! તારાં બાણ તો વજ્રપાત સમાન ભયંકર અને શત્રુના શરીરમાં ઘુસી જનારાં હોય છે, પરન્તુ આ શું ગોટાળો છે કે આજે તેમનાથી કંઈ કામ થઈ શકતું નથી?' અર્જુને કહ્યું: 'જણાય છે કે દુર્યોધનને આવી શક્તિ આચાર્ય દ્રોણે આપી છે. તેમની કવચ ધારણ કરવાની જે રીત છે તે મારાં બાણોને માટે પણ અભેદ્ય છે. આ કવચમાં ત્રણે લોકની શક્તિ સમાએલી છે. આ પદ્ધતિને એકમાત્ર આચાર્ય જ જાણે છે અને તેમની કૃપાથી મને તેનું જ્ઞાન છે. આ કવચને બાણોદ્વારા કોઈ રીતે ભેદી શકાતું નથી. એટલું જ નહિ, પોતાના વજ્રદ્વારા સ્વયં ઇન્દ્ર પણ તેને કાપી નથી શકતો. કૃષ્ણ! આ બધું રહસ્ય આપ પણ જાણો જ છો, છતાં આ પ્રમાણે પ્રશ્ન કરીને મને મોહમાં શા માટે નાખો છો.? ત્રણે લોકમાં જે કંઈ થઈ ગયું છે, થઈ રહ્યું છે અને થશે—તે બધું આપના જાણવામાં છે, આપના સમાન આ બધી વાતોને જાણનાર કોઈ છે નહિ. ઠીક છે, દુર્યોધન અત્યારે આચાર્યે પહેરાવેલા કવચથી નિર્ભય થઈ ગયો છે, પરન્તુ હવે આપ મારા ધનુષ અને ભુજાઓના પરાક્રમને પણ જુઓ. હું દુર્યોધનને કવચથી સુરક્ષિત હોવા છતાં પણ પરાસ્ત કરી દઈશ.'

આ પ્રમાણે કહીને અર્જુને કવચને તોડનાર માનવાસ્ત્રથી અભિમન્ત્રિત કરીને અનેક બાણ ચઢાવ્યાં. પરન્તુ દ્રૌણિએ તેમને ધનુષ ઉપર જ કાપી નાખ્યાં. આ જોઈ અર્જુનને આશ્ચર્ય થયું અને તેણે શ્રીકૃષ્ણને કહ્યું. 'જનાર્દન આ અસ્ત્રનો હું બીજી વાર પ્રયોગ નથી કરી શકતો; કારણ કે એમ કરવાથી આ અસ્ત્ર મારો અને મારી સેનાનો સંહાર કરી નાખશે.' એટલામાં દુર્યોધને નવ-નવ બાણોથી અર્જુન અને શ્રીકૃષ્ણને ઘાયલ કરી દીધા, તથા તેમના ઉપર બીજાં પણ અનેક બાણોની વર્ષા કરવા લાગ્યો. તેની ભીષણ બાણવર્ષા જોઈને આપના પક્ષના વીરો ખૂબ પ્રસન્ન થયા અને વાજિંત્રોનો ધ્વનિ કરતા સિંહનાદ કરવા લાગ્યા. ત્યારે અર્જુને પોતાનાં કાળ સમાન વિકરાળ અને તીક્ષ્ણ બાણોથી દુર્યોધનના ઘોડા અને બન્ને પાર્શ્વરક્ષકોને મારી નાખ્યા. પછી તેનું ધનુષ અને હાથનાં મોજાં પણ કાપી નાખ્યાં, આ પ્રમાણે તેને રથહીન કરીને બે બાણોથી તેની હથેળીઓને વિંધી તથા તેના નખોની નીચેના માંસને ભેદી તેને વ્યાકુળ કરી દીધો. આથી તે ભાગવાનો પ્રયત્ન કરવા લાગ્યો. દુર્યોધનને આ પ્રમાણે આપત્તિમાં પડેલો જોઈ અનેક ધનુર્ધર વીરો તેની રક્ષા માટે દોડી આવ્યા. તેમણે અર્જુનને ચારે બાજુથી ઘેરી લીધો. યોદ્ધાઓના સમૂહથી ઘેરાઈ જવાને લીધે તથા ભીષણ બાણવર્ષાને લીધે તે વખતે શ્રીકૃષ્ણ કે અર્જુન દેખાતા પણ ન હતા. તેમજ તેમનો રથ પણ દેખાતો મટી ગયો હતો.

ત્યારે અર્જુને ગાણ્ડીવ ધનુષ ખેંચીને ભીષણ ટંકાર કર્યો અને ભારે બાણવર્ષા કરીને શત્રુઓનો સંહાર કરવો શરુ કરી દીધો. શ્રીકૃષ્ણ ઉચ્ચ સ્વરથી પાંચજન્ય શંખ વગાડવા લાગ્યા. તે શંખના નાદ અને ગાણ્ડીવ ધનુષના ટંકારથી ભયભીત થઈને બળવાન અને નિર્બળ બધાય પૃથ્વી પર પડી જવા લાગ્યા તથા પર્વતો, સમુદ્રો, દ્વીપો અને પાતાળ સહિત સમ્પૂર્ણ પૃથ્વી ગુંજી ઊઠી. આપની બાજુના અનેક વીરો શ્રીકૃષ્ણ અને અર્જુનને મારવા માટે ખૂબ ત્વરાથી દોડી આવ્યા. ભૂરિશ્રવા, શલ, કર્ણ, વૃષસેન, જયદ્રથ, કૃપાચાર્ય, શલ્ય, અશ્વત્થામા—આ આઠ વીરોએ એકી સાથે તેના પર આક્રમણ કર્યું. તે બધાની સાથે રાજા દુર્યોધને તેને ચારે બાજુથી ઘેરી લીધો. પછી અશ્વત્થામાએ ત્યોતેર બાણોથી શ્રીકૃષ્ણ પર અને ત્રણથી અર્જુન પર ઘાવ કર્યો. પાંચ બાણોથી તેની ધ્વજા અને ઘોડાઓ ઉપર પણ ચોટ કરી. આથી અર્જુને અત્યન્ત કુપિત થઈને અશ્વત્થામા પર છસો બાણ છોડ્યાં. તથા દશ બાણોથી કર્ણ અને ત્રણથી વૃષસેનને વિંધીને રાજા શલ્યનું બાણ સહિત ધનુષ કાપી નાખ્યું. શલ્યે તુરત જ બીજું ધનુષ લઈ અર્જુનને ઘાયલ કરી દીધો. પછી ભૂરિશ્રવાએ ત્રણ, કર્ણે બત્રીસ, વૃષસેને સાત, જયદ્રથે ત્યોતેર, કૃપાચાર્યે દશ અને મદ્રરાજે દશ બાણોથી તેને વિંધી દીધો. આ ઉપર અર્જુન હસ્યો અને વૃષસેન પર ત્રણ બાણ છોડીને શલ્યનું બાણ સહિત ધનુષ કાપી નાખ્યું. પછી આઠ બાણોથી અશ્વત્થામાને, પચ્ચીસથી કૃપાચાર્યને અને સોથી

જયદ્રથને ઘાયલ કરી દીધો, તે પછી તેણે અશ્વત્થામા પર સિત્તેર બાણ બીજાં પણ છોડયાં. ત્યારે ભૂરિશ્રવાએ કુપિત થઈને શ્રીકૃષ્ણનો ચાબુક કાપી નાખ્યો અને અર્જુન પર ત્યોત્તેર બાણોથી ઘાવ કર્યો. આથી અર્જુને સો બાણોથી તે બધા શત્રુઓને આગળ વધતા રોકી દીધા.

## શકટવ્યૂહના મુખ પર કૌરવ અને પાંડવપક્ષના વીરોનો સંગ્રામ તથા કૌરવપક્ષના કેટલાયે વીરોનો વધ

રાજા ધૃતરાષ્ટ્રે પૂછયું—સંજય ! જ્યારે અર્જુન જયદ્રથ તરફ ચાલી ગયો ત્યારે આચાર્ય દ્રોણદ્વારા રોકાએલા પાંચાલ વીરોએ કૌરવોની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ?

સંજયે કહ્યું—રાજન્ ! તે દિવસે બપોર પછી કૌરવો અને પાંચાલોમાં રોમાંચકારી યુદ્ધ થયું, તે યુદ્ધનું મુખ્ય લક્ષ્ય આચાર્ય દ્રોણ જ હતા. બધા પાંચાલો અને પાંડવ વીરો દ્રોણના રથની પાસે પહોંચીને તેમની સેનાને છિન્ન-ભિન્ન કરવા માટે મોટામોટાં શસ્ત્રો ચલાવવા લાગ્યા. સૌથી પહેલાં કેકય મહારથી બૃહત્ક્ષત્ર તીણાં તીણાં બાણ વરસાવતો આચાર્યની સામે આવ્યો. સેંકડો બાણો વરસાવી રહેલા ક્ષેમ-ધૂર્તિએ તેનો મુકાબલો કર્યો. પછી ચેદીરાજ ધૃષ્ટકેતુ આચાર્ય પર તૂટી પડયો. તેનો સામનો વીરધન્વાએ કર્યો. આ જ પ્રમાણે સહદેવને દુર્મુખે, સાત્યકિને વ્યાઘ્રદત્તે, દ્રૌપદીના પુત્રોને સોમદત્તના પુત્ર અને ભીમસેનને રાક્ષસ અલમ્બુષે રોકયો.

આ વખતે યુધિષ્ઠિરે આચાર્ય પર નેવું બાણ માર્યાં. ત્યારે આચાર્યે સારથી, ઘોડા અને યુધિષ્ઠિર ઉપર પચીસ બાણોથી ઘાવ કર્યો. પરન્તુ ધર્મરાજે પોતાના હાથની સ્ફૂર્તિ બતાવતાં તે બધાં બાણોને પોતાની બાણવર્ષાથી રોકી દીધાં. આથી દ્રોણનો ક્રોધ બહુ જ વધી ગયો. તેમણે મહાત્મા યુધિષ્ઠિરનું ધનુષ કાપી નાખ્યું અને ખૂબ સ્ફૂર્તિથી હજારો બાણ વરસાવીને તેમને ઢાંકી દીધા. આથી અત્યન્ત ખિન્ન થઈને ધર્મરાજે તે તૂટેલું ધનુષ ફેંકી દીધું તથા એક બીજું પ્રચણ્ડ ધનુષ લઈને આચાર્યે છોડેલાં હજારો બાણોને કાપી નાખ્યાં. પછી તેમણે દ્રોણના ઉપર એક અત્યન્ત ભયાનક ગદા છોડી અને ઉલ્લાસમાં ભરાઈને ગર્જના કરવા લાગ્યા. ગદાને પોતાની તરફ આવતી જોઈ આચાર્યે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. તે ગદાને ભસ્મ કરીને રાજા યુધિષ્ઠિરના રથ તરફ ચાલ્યું, ત્યારે ધર્મરાજાએ બ્રહ્માસ્ત્રથી જ તેને શાન્ત કરી દીધું. તથા પાંચ બાણોથી આચાર્યને વિંધીને તેમનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે દ્રોણે તે ધનુષ ફેંકી દઈને ધર્મપુત્ર ઉપર ગદા ફેંકી. તેને પોતાની તરફ આવતી જોઈ ધર્મરાજે પણ એક ગદા ઉઠાવીને ચલાવી. તે ગદાઓ પરસ્પર અથડાઈ અને તેમાંથી ચિનગારીઓ નીકળવા લાગી



અને તેઓ પૃથ્વી પર જઈ પડી. હવે દ્રોણાચાર્યનો ક્રોધ ખૂબ જ વધી ગયો. તેમણે ચાર તીક્ષ્ણ બાણોથી યુધિષ્ઠિરના ઘોડા મારી નાખ્યા, એક બાણથી તેમનું ધનુષ કાપી નાખ્યું, એકથી ધ્વજા કાપી નાખી અને ત્રણ બાણોથી તેમને પણ પીડિત કરી દીધા. ઘોડા માર્યા જવાથી મહારાજ યુધિષ્ઠિર તુરત જ રથથી કૂદી પડ્યા અને સહદેવના રથ પર ચઢીને ઘોડાઓને ત્વરાથી હાંકી યુદ્ધમેદાનમાંથી ચાલ્યા ગયા.

બીજી બાજુ મહાપરાક્રમી કેકયરાજ બૃહત્ક્ષત્રને આવતો જોઈ ક્ષેમધૂર્તિએ બાણદ્વારા તેની છાતીમાં એ

કરી. ત્યારે બૃહત્ક્ષત્રે ખૂબ સ્ફૂર્તિથી એક તીક્ષ્ણ ભલ્લથી ક્ષેમધૂર્તિનું ધનુષ કાપી નાખ્યું અને તેને પણ એક બાણથી ઘાયલ કર્યો. કૈકયરાજે એક બીજું ધનુષ લઈને હસતાં હસતાં મહારથી ક્ષેમધૂર્તિને નવું બાણ માર્યાં અને ક્ષેમધૂર્તિના ઘોડા, સારથી અને રથને નષ્ટ કરી દીધાં તથા એક તીક્ષ્ણ ભલ્લથી તેના કુંડલયુક્ત મસ્તકને ધડથી જુદું કરી દીધું. તે પછી તે પાંડવોના હિતને માટે અકસ્માત્ આપની સેના પર તૂટી પડ્યો.

ચેદિરાજ ધૃષ્ટકેતુને વીરધન્વાએ રોક્યો હતો. તે બન્ને વીરો આપસમાં ભીડાઈને હજારો બાણોથી એકબીજાને ઘાયલ કરી રહ્યા હતા, ત્યારે વીરધન્વાએ કુપિત થઈને એક ભલ્લથી ધૃષ્ટકેતુના ધનુષના બે ટુકડા કરી દીધા. ચેદિરાજે તે ધનુષ ફેંકી દઈને એક લોઢાની શક્તિ ઉઠાવી અને બન્ને હાથથી તેને વીરધન્વા પર ફેંકી. તેની ભયંકર ચોટથી વીરધન્વાની છાતી ફાટી ગઈ અને તે રથથી પૃથ્વી પર પડી ગયો.

બીજી બાજુ દુર્મુખે સહદેવ પર સાઠ બાણ છોડ્યાં અને મોટી ગર્જના કરી. આ ઉપર સહદેવે હસતાં હસતાં તેને અનેક તીક્ષ્ણ બાણોથી વિંધી દીધો. દુર્મુખે તેને નવ બાણ માર્યાં; ત્યારે સહદેવે એક ભલ્લથી તેની ધ્વજા કાપી નાખી, ચાર તીક્ષ્ણ બાણોથી તેના ઘોડા મારી નાખ્યા અને એક અત્યન્ત તીખા તીરથી તેનું ધનુષ કાપી નાખ્યું. તે પછી તેના સારથીનું મસ્તક ઉડાવી દીધું અને પાંચ બાણોથી તેને પણ ઘાયલ કર્યો. ત્યારે દુર્મુખ પોતાનો ઘોડા વગરનો રથ છોડીને નિરમિત્રના રથ પર ચઢી ગયો. આ ઉપર સહદેવે કુપિત થઈને એક ભલ્લથી નિરમિત્ર પર પ્રહાર કર્યો. આથી ત્રિગર્તરાજનો પુત્ર નિરમિત્ર રથની બેઠક ઉપરથી નીચે પડી ગયો. રાજપુત્ર નિરમિત્રને મરેલો જોઈ ત્રિગર્ત દેશની સેનામાં ખૂબ હાહાકાર થવા લાગ્યો. આ જ વખતે બીજી આશ્ચર્યની વાત એ થઈ કે નકુલે એક ક્ષણમાં જ આપના પુત્ર વિકર્ણને પરાસ્ત કરી દીધો.

સેનાના બીજા ભાગમાં વ્યાઘ્રદત્ત પોતાનાં તીખાં બાણોથી સાત્યકિને આચ્છાદિત કરી રહ્યો હતો. સાત્યકિએ પોતાના હાથની સફાઈથી તે બધાં બાણોને રોકી દીધાં તથા પોતાનાં બાણો દ્વારા ધ્વજ, સારથી અને ઘોડાઓ સહિત વ્યાઘ્રદત્તને પણ ધરાશાયી કરી દીધો. તે મગધરાજકુમારનો વધ થતાં મગધ દેશના અનેક વીરો હજારો બાણ, તોમર, ભિન્દિપાલ, પ્રાસ, મુદ્ગર અને મુસલ વગેરે શસ્ત્રોના ઘા કરતા સાત્યકિ સાથે યુદ્ધ કરવા લાગ્યા. પરન્તુ સાત્યકિએ હસતાં હસતાં અનાયાસે જ તેમને પરાસ્ત કરી દીધા. મહાબાહુ સાત્યકિના મારથી ભયભીત થઈને ભાગેલી આપની સેનામાં કોઈથી પણ તેની સામે ઊભા રહેવાનું સાહસ ન થયું. આ જોઈ દ્રોણાચાર્યને ખૂબ ક્રોધ થયો અને તેઓ સ્વયં તેના પર તૂટી પડ્યા.

આ બાજુ શલે દ્રૌપદીના પ્રત્યેક પુત્રને પહેલાં પાંચ-પાંચ અને પછી સાતસાત બાણોથી વિંધી દીધા. આથી તેમને ખૂબ જ પીડા થઈ. તેઓ વિચારમાં પડી ગયા અને શું કરવું તેનો કંઈ નિશ્ચય ન કરી શક્યા. એટલામાં જ નકુળના પુત્ર શતાનીકે બે બાણથી શલને વિંધીને ખૂબ જોરે ગર્જના કરી. આ પ્રમાણે બીજા દ્રૌપદીકુમારોએ પણ ત્રણત્રણ બાણોથી શલને ઘાયલ કર્યો. ત્યારે શલે દરેક પર પાંચ પાંચ બાણ છોડ્યાં અને એકેક બાણથી પ્રત્યેકની છાતીમાં ચોટ કરી. આથી અર્જુનના પુત્રે ચાર બાણોથી તેના ઘોડા મારી નાખ્યા, ભીમસેનના પુત્રે તેનું ધનુષ કાપી નાખી ખૂબ જોરથી ગર્જના કરી, યુધિષ્ઠિરકુમારે તેના રથની ધ્વજા કાપી નાખી, નકુળના પુત્રે સારથીને નીચે પાડ્યો તથા સહદેવકુમારે એક તીક્ષ્ણ બાણથી તેના શિરને ધડથી અલગ કરી દીધું. તેનું શિર કપાતું જોઈ આપના સૈનિકો ભયભીત થઈને આમતેમ ભાગવા લાગ્યા.

એક બાજુ મહાબલી ભીમસેનની સાથે અલમ્બુષનું યુદ્ધ થઈ રહ્યું હતું. ભીમસેને નવ બાણોથી તે રાક્ષસને ઘાયલ કરી દીધો. ત્યારે તે ભયાનક રાક્ષસ ભીષણ ગર્જના કરતો ભીમસેન ઉપર દોડ્યો. તેણે ભીમસેનને પાંચ બાણોથી વિંધીને તેની સેનાના ત્રણસો રથીઓનો સંહાર કરી દીધો. પછી બીજા પણ ચારસો વીરોને મારીને એક બાણથી ભીમસેનને ઘાયલ કરી દીધો. તે બાણથી મહાબલી ભીમસેનને ઘેરી ચોટ લાગી અને તે અચેત થઈને રથની અન્દર પડી ગયો. થોડી વાર પછી તે સચેત થયો તો પોતાનું ભયંકર ધનુષ ચઢાવીને ચારે બાજુથી અલમ્બુષને વિંધવા લાગ્યો. આ વખતે તેને યાદ આવ્યું કે ભીમસેને જ તેના ભાઈ બકને માર્યો હતો, આથી તેણે ભયાનક રૂપ ધારણ કરીને તેને કહ્યું; 'દુષ્ટ ભીમ! તેં જે સમયે મારા મહાબલી ભાઈ બકને માર્યો હતો, તે વખતે હું ત્યાં ઉપસ્થિત ન હતો. આજ તું તેનું ફળ ચાખી લે.' આ પ્રમાણે કહીને તે અન્તર્ધાન

થઇ ગયો તથા ભીમસેન ઉપર ખૂબ ભારે બાણવર્ષા કરવા લાગ્યો. ભીમસેને પણ સમ્પૂર્ણ આકાશને બાણવર્ષાથી વ્યાપ્ત કરી દીધું. તેનાથી પીડિત થઈને તે રાક્ષસ પોતાના રથ પર આવીને બેઠો, પછી પૃથ્વી પર ઊતર્યો અને ખૂબ નાનું રૂપ ધારણ કરીને આકાશમાં ઊડી ગયો. તે ક્ષણ-ક્ષણમાં ઊંચે જાય અને નીચે આવે તેમજ સૂક્ષ્મ તથા વિશાળ રૂપ ધારણ કરતો મેઘ સમાન ગર્જના કરે. તેણે આકાશમાં ચઢીને શક્તિ, કણપ, પ્રાસ, શૂલ, પટ્ટિશ, તોમર, શતઘ્ની, પરિઘ, ભિન્દિપાલ, પરશુ, શિલા, ખડ્ગ, ઋષ્ટિ અને વજ્ર વગેરે અનેક શસ્ત્રોની વર્ષા કરી. આથી ભીમસેનના અનેક સૈનિકો નષ્ટ થઇ ગયા. અથી ભીમસેને કુપિત થઈને વિશ્વકર્માસ્ત્ર છોડ્યું. તેમાંથી દરેક બાજુએ અનેક બાણો છુટવા લાગ્યાં. તેનાથી પીડિત થવાથી આપના સૈનિકોમાં ભાગાભાગી થવા લાગી. તે અસ્ત્રે રાક્ષસની બધી માયા નષ્ટ કરીને તેને ખૂબ પીડા પહોંચાડી. આ પ્રમાણે ભીમસેનથી ખૂબ પીડા પામીને તે તેને છોડીને દ્રોણાચાર્યની સેનામાં ચાલ્યો ગયો. તે મહાબળી રાક્ષસને જીતીને પાંડવલોક સિંહનાદ કરતા બધી દિશાઓને ગૂંજાવવા લાગ્યા.

હવે હિડિમ્બાના પુત્ર ઘટોત્કચે અલમ્બુષની સામે આવી તેને તીખાં બાણોથી વિંધવો શરૂ કર્યો. આથી અલમ્બુષનો ક્રોધ બહુ વધી ગયો અને તેણે ઘટોત્કચ પર ભારે ચોટ કરી. આ પ્રમાણે તે બન્ને રાક્ષસોમાં ભીષણ સંગ્રામ છેડાઈ ગયો. ઘટોત્કચે અલમ્બુષની છાતીમાં વીસ બાણ મારીને વારંવાર સિંહ સમાન ગર્જના કરી. તથા અલમ્બુષે યુદ્ધકઠોર ઘટોત્કચને ઘાયલ કરીને પોતાના ભયંકર સિંહનાદથી દિશાઓને ગજાવી દીધી. બન્નેય સેંકડો પ્રકારની માયાઓ રચીને એકબીજાને મોહમાં નાખી રહ્યા હતા. માયાયુદ્ધમાં કુશળ હોવાથી બન્નેયે લડવામાં માયાનો જ આશ્રય લીધો. આ યુદ્ધમાં ઘટોત્કચે જેજે માયાઓ બતાવી તે બધીને અલમ્બુષે નષ્ટ કરી દીધી, આથી ભીમસેન વગેરે મહારથીઓનો ક્રોધ ખૂબજ વધી ગયો અને તેઓ પણ અલમ્બુષ પર તૂટી પડ્યા.

અલમ્બુષે પોતાનું વજ્ર સમાન પ્રચણ્ડ ધનુષ ચઢાવીને ભીમસેન પર પચીસ, ઘટોત્કચ પર પાંચ, યુધિષ્ઠિર પર ત્રણ, સહદેવ પર સાત, નકુળ પર તોંતેર અને દ્રૌપદીના પુત્રો પર પાંચ પાંચ બાણ છોડ્યાં તથા મોટો સિંહનાદ કર્યો, આ ઉપર ભીમસેને નવ સહદેવે પાંચ, યુધિષ્ઠિરે સો, નકુળે ચોસઠ અને દ્રૌપદીના પુત્રોએ પાંચ પાંચ બાણોથી તેને વિંધી દીધો. તથા ઘટોત્કચે તેના ઉપર પચાસ બાણ છોડીને ફરીથી સિત્તેર બાણોનો ઘા કરતાં ખૂબ ગર્જના કરી. તે ભીષણ સિંહનાદથી પર્વતો, વનો, વૃક્ષો અને જલાશયો સહિત આખી પૃથ્વી ડગમગવા લાગી. ત્યારે અલમ્બુષે તે દરેક વીરો ઉપર પાંચપાંચ બાણોથી ચોટ કરી. આથી ઘટોત્કચે અને પાંડવોએ અત્યન્ત ઉત્તેજિત થઈને તેના ઉપર તીક્ષ્ણતીક્ષ્ણ બાણોની વર્ષા કરી. વિજયી પાંડવોના આ મારથી અધમૂઓ થઇ જવાથી તે બેબાકળો બની ગયો અને શું કરવું તેની તેને કંઇ સૂઝ પડી નહિ. તેની આવી સ્થિતિ જોઇ યુદ્ધોન્મત્ત ઘટોત્કચે તેનો વધ કરવાનો વિચાર કર્યો. તે પોતાના રથ ઉપરથી અલમ્બુષના રથ ઉપર કૂદી પડ્યો અને તેને બે હાથોમાં દબાવી લીધો. પછી તેને ઊંચો ઉઠાવીને વારંવાર ઘુમાવ્યો અને જોરથી પૃથ્વી પર પટક્યો. આ જોઇ તેની સમ્પૂર્ણ સેના ભયભીત થઈ




ગઈ. વીર ઘટોત્કચના પછાડવાથી અલમ્બુષનાં બધાં અંગો ફાટી ગયાં. અને તેનાં હાડકાં ચૂરેચૂરા થઇ ગયાં, આ પ્રમાણે મહાબળી અલમ્બુષને મરેલો જોઇ પાંડવલોક હર્ષથી સિંહનાદ કરવા લાગ્યા.

# સાત્યકિ અને દ્રોણનું યુદ્ધ તથા રાજા યુધિષ્ઠિરનું સાત્યકિને અર્જુનની પાસે મોકલવું

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! હવે તું મને તે વૃત્તાન્ત બરાબર જણાવ કે સંગ્રામભૂમિમાં દ્રોણાચાર્યને સાત્યકિએ કેવી રીતે રોકી રાખ્યા હતા.

સંજયે કહ્યું—રાજન્! જ્યારે આચાર્યે જોયું કે મહાપરાક્રમી સાત્યકિ અમારી સેનાને કચરી રહ્યો છે ત્યારે તેઓ સ્વયં તેની આગળ આવી ગયા. તેમને એકદમ પોતાની સામે આવેલા જોઈ સાત્યકિએ તેમના પર પચીસ બાણો છોડ્યાં. ત્યારે આચાર્યે પણ ખૂબ સ્ફૂર્તિથી તેને પાંચ તીક્ષ્ણ બાણોથી વીંધી દીધો. તે બાણો તેના કવચને તોડીને પૃથ્વી પર જઈ પડ્યાં. આથી સાત્યકિએ કુપિત થઈને દ્રોણને પચાસ બાણોથી ઘાયલ કરી દીધા. તથા આચાર્યે પણ અનેક બાણોથી તેને વીંધી દીધો. આ વખતે આચાર્યની ચોટથી તે એવો વ્યાકુળ થઈ ગયો કે તેને શું કરવું તે પણ સમજાતું નહોતું. તેનો ચહેરો ઊતરી ગયો. આ જોઈ આપના પુત્રો અને સૈનિકો પ્રસન્ન થઈ વારંવાર સિંહનાદ કરવા લાગ્યા. તેમનો ભીષણ નાદ સાંભળી અને સાત્યકિને સંકટમાં પડેલો જોઈ રાજા યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નને કહ્યું; 'દ્રુપદપુત્ર! તમે ભીમસેન વગેરે બધા વીરોને સાથે લઈને સાત્યકિના રથ બાજુ જાઓ, તમારી પાછળ હું પણ બધા સૈનિકોને લઈને આવું છું. અત્યારે સાત્યકિની ઉપેક્ષા ન કરો, તે કાળના ગાલમાં ફસાઈ ગયો છે.

આ પ્રમાણે કહીને રાજા યુધિષ્ઠિર સાત્યકિની રક્ષાને માટે સમ્પૂર્ણ સેના લઈને દ્રોણાચાર્ય પર ચઢી આવ્યા. પરંતુ આચાર્ય પોતાની બાણવર્ષાથી તે બધા મહારથીઓને પીડિત કરવા લાગ્યા. તે વખતે તેઓ પાંડવોની સેનાના સારાસારા વીરોનો સંહાર કરી રહ્યા હતા. તેમણે સેંકડો હજારો પાંચાલો, સંજયો, મત્સ્યો અને કેકય વીરોને પરાસ્ત કરી દીધા. તેમનાં બાણોથી વીંધાએલા યોદ્ધાઓનો મોટો આર્તનાદ થઈ રહ્યો હતો. તે સમયે દેવતાઓ, ગન્ધર્વો અને પિતૃઓના મુખથી પણ એ શબ્દ નીકળી રહ્યો હતો કે 'જુઓ, આ પાંચાલ અને પાંડવ મહારથીઓ પોતાના સૈનિકો સહિત ભાગી રહ્યા છે.'

જે સમયે આ વીરોનો ભીષણ સંહાર થઈ રહ્યો હતો તે જ વખતે રાજા યુધિષ્ઠિરને પાંચજન્ય શંખનો ધ્વનિ કાને પડ્યો. એથી તેઓ ઉદાસ થઈને વિચારવા લાગ્યા, 'જે પ્રકારે આ પાંચજન્યનો ધ્વનિ થઈ રહ્યો છે અને કૌરવલોક હર્ષમાં ભરાઈને વારંવાર પોકાર કરે છે તે ઉપરથી જણાય છે કે અર્જુન પર કોઈ આપત્તિ આવી પડી છે.' આવો વિચાર આવતાં તેમનું હૃદય વ્યાકુળ થઈ ઊઠ્યું અને તેમણે ગદ્‌ગદિત કંઠે સાત્યકિને કહ્યું; 'શિનિપુત્ર! પૂર્વકાળમાં સત્પુરુષોએ સંકટ સમયે મિત્રનો જે ધર્મ નિશ્ચિત કર્યો છે તેને બતાવવાનો અત્યારે વખત આવી ગયો છે. હું બધા યોદ્ધાઓ તરફ જોઈને વિચાર કરું છું તો મને તમારાથી અધિક કોઈ હિતેચ્છુ મિત્ર નથી દેખાતો. અને મારો એવો નિશ્ચય છે કે સંકટને વખતે તેનાથી જ કામ લેવું જોઈએ કે જે આપણી સાથે પ્રેમ રાખતો હોય અને સર્વદા અનુકૂળ રહેતો હોય. તમે શ્રીકૃષ્ણ સમાન પરાક્રમી છો અને તેમના જેવા જ પાંડવોના આશ્રય પણ છો. આથી હું તમારા ઉપર એક ભાર મૂકવા ચાહું છું; તેને તમે સ્વીકારશો. આ વખતે તમારા બન્ધુ, સખા અને ગુરુ એવા અર્જુન પર સંકટ આવેલું જણાય છે. તમે સંગ્રામભૂમિમાં તેની પાસે જઈને તેને સહાયતા કરો. જે પુરુષ પોતાના મિત્રને માટે યુદ્ધમાં પ્રાણત્યાગ કરે છે અને જે બ્રાહ્મણોને પૃથ્વીનું દાન કરે છે તે બન્ને સમાન છે. મારી દૃષ્ટિમાં મિત્રને અભય આપનારા એક તો શ્રીકૃષ્ણ છે અને બીજા તમે છો. તેઓ પણ મિત્રને માટે પોતાના પ્રાણ સમર્પણ કરી શકે છે. જુઓ, જ્યારે એક પરાક્રમી વીર વીજયની ઇચ્છાથી સંગ્રામમાં ઝૂઝવા લાગે છે ત્યારે વીર પુરુષ જ તેની સહાયતા કરી શકે છે. બીજા સાધારણ પુરુષોનું તે કામ નથી. આથી આવા ભીષણ યુદ્ધમાં અર્જુનની રક્ષા કરનાર તમારા સિવાય બીજો કોઈ નથી. અર્જુને પણ તમારાં સેંકડો પરાક્રમોનાં વખાણ કરતાં મને કેટલીય વાર કહ્યું હતું કે 'સાત્યકિ મારો મિત્ર અને શિષ્ય છે. હું તેને વહાલો છું અને તે મને વહાલો છે. મારી સાથે રહીને તે જ કૌરવોનો સંહાર કરશે. તેના સમાન કોઈ બીજો મારો સહાયક હશે નહિ.' જે સમયે હું તીર્થોમાં ફરતોફરતો દ્વારકા પહોંચ્યો હતો તે સમયે પણ મેં અર્જુન પ્રત્યે તમારો અદ્‌ભુત ભક્તિભાવ જોયો હતો. આ વખતે દ્રોણ પાસે કવચ બંધાવીને દુર્યોધન

અર્જુન તરફ ગયો છે. બીજા કેટલાયે મહારથીઓ તો પહેલેથી જ ત્યાં પહોંચેલા છે. આથી તમારે ખૂબ જ જલદી જવું જોઈએ. ભીમસેન અને અમે બધા લોકો સૈનિકો સહિત તૈયાર ઊભા છીએ. જો દ્રોણાચાર્ય તમારો પીછો કરશે તો અમે તેમને ત્યાં જ રોકી દઈશું. જુઓ, આપણી સેના સંગ્રામભૂમિથી ભાગવા લાગી છે. રથીઓ, ઘોડેસ્વારો અને પાયદળ સેના આમતેમ ભાગવાથી બધી બાજુ ધૂળ ઊડી રહી છે. જણાય છે કે અર્જુનને સિન્ધુ-સૌવીર દેશના વીરોએ ઘેરી લીધો છે. તેઓ બધા જય-દ્રથને માટે પોતાના પ્રાણ દેવા તૈયાર છે. તેથી તેમને પરાસ્ત કર્યા વિના જયદ્રથને પણ નહિ જીતી શકાય. આજ મહાબાહુ અર્જુને સૂર્યોદય વખતે કૌરવોની સેનામાં પ્રવેશ કર્યો હતો. હવે દિવસ ઢળી રહ્યો છે. કોણ જાણે કે અત્યાર-સુધી તે જીવતો પણ હશે કે નહિ હોય. કૌરવોની સેના સમુદ્ર સમાન અપાર છે. સંગ્રામમાં દેવતાઓ પણ એક-એક તેની સામે ટકી ન શકે. આવી સેનામાં અર્જુને એકલાએ પ્રવેશ કર્યો છે. તેની ચિન્તાને લીધે આજ યુદ્ધ કરવામાં પણ મારી બુદ્ધિ કામ નથી કરતી. જગત્પતિ શ્રીકૃષ્ણ તો બીજાઓની પણ રક્ષા કરનારા છે. તેથી તેમની મને કોઈ ચિન્તા નથી. હું તને સાચેસાચું કહું છું કે જો ત્રણે લોક મળીને પણ શ્રીકૃષ્ણ સાથે લડવા આવે તો તેમને પણ તેઓ જીતી શકે છે, તો ધૃત-રાષ્ટ્રપુત્રોની આ અત્યન્ત બળહીન સેનાની તો વાત જ શું કરવી? પરન્તુ અર્જુનમાં તે વસ્તુ નથી. તેને જો ઘણા યોદ્ધાઓએ મળીને પીડા પહોંચાડી તો તે પ્રાણ છોડી દેશે, માટે જે માર્ગથી અર્જુન ગયો છે ત્યાં થઈને જ તમે પણ ખૂબ જલદીથી તેની પાસે જાઓ. આજકાલ વૃષ્ણિવંશી વીરોમાં તમે અને મહાબાહુ પ્રદ્યુમ્ન-બે જ અતિરથી ગણાઓ છો. તમે અસ્ત્રસંચાલનમાં સાક્ષાત્ નારાયણ સમાન, બળમાં શ્રી બલરામજી સમાન અને પરાક્રમમાં સ્વયં અર્જુન સમાન છો. આથી હું તમને જે કામ સોંપુ છું તે પૂરું કરો. આ સમયે પ્રાણોની પરવા છોડીને સંગ્રામભૂમિમાં નિર્ભય થઈને વિચરો. ભાઈ! જુઓ, અર્જુન તમારો ગુરુ છે અને શ્રીકૃષ્ણ તમારા અને અર્જુનના બન્નેના ગુરુ છે. આ કારણથી પણ હું તમને જવાનો આદેશ આપી રહ્યો છું. તમે મારા વચ-નને ટાળશો નહિ; કારણ કે હું પણ તમારા ગુરુનો પણ ગુરુ છું. આમાં શ્રીકૃષ્ણનો, અર્જુનનો અને મારો એક જ મત છે. તેથી તમે મારી આજ્ઞા માનીને અર્જુનની પાસે જાઓ."

ધર્મરાજના આ પ્રેમયુક્ત, મધુર, સમયોચિત અને યથાયોગ્ય વચન સાંભળીને સાત્યકિએ કહ્યું; 'રાજન્! આપે અર્જુનની સહાયતા કરવા માટે મને જે ન્યાય-યુક્ત વાતો કહી તે યોગ્ય જ છે. તેમ કરવાથી જ મારો યશ વધશે. અર્જુનને માટે મને પ્રાણ બચાવવાનો જરા પણ લોભ નથી. અને આપની આજ્ઞા થતાં તો આ સંગ્રામભૂમિમાં એવું કયું કામ છે કે જેને હું ન કરું. આપના કહેવાથી તો હું દેવતાઓ, અસુરો અને મનુષ્યો-ત્રણે લોકો સાથે સંગ્રામ કરી શકું છું. તો આ દુર્બળ સેનાની તો વાત જ શું? હું આપને સત્ય કહું છું કે દુર્યોધનની સેના સાથે હું સર્વ તરફ યુદ્ધ કરીશ અને તેને પરાસ્ત કરી દઈશ. હું કુશળપૂર્વક અર્જુનની પાસે પહોંચી જઈશ અને જયદ્રથનો વધ થયા પછી જ આપની પાસે પાછો ફરીશ. પરન્તુ મતિમાન્ અર્જુન અને શ્રીકૃષ્ણે મને જે વાત કહી છે તે હું આપની સેવામાં નિવેદિત કરવા ચાહું છું. અર્જુને બધી સેનાની વચ્ચે મારા તરફ ખૂબ વાર સુધી જોઈને કહ્યું હતું કે, 'હું જયદ્રથને મારીને આવું ત્યાંસુધી તમે ખૂબ સાવધાનીથી મહારાજની રક્ષા કરશો. હું તમારા પર અથવા મહા-રથી પ્રદ્યુમ્ન પર જ મહારાજની રક્ષાનો ભાર મૂકીને નિશ્ચિ-ન્તતાથી જયદ્રથની પાસે જઈ શકું છું. તમે દ્રોણને તો જાણો છો, તેઓ કૌરવ પક્ષના સર્વ વીરોમાં શ્રેષ્ઠ છે, તેમણે ધર્મ-રાજને પકડવાની પ્રતિજ્ઞા કરેલી છે તેથી તેઓ તેનો જ લાગ જોયા કરે છે અને તેમને પકડવાની તેમનામાં શક્તિ પણ છે. પરન્તુ યાદ રાખજો, જો કોઈ રીતે યુધિ-ષ્ઠિર દ્રોણના હાથમાં આવી જશે તો અમારે બધાને અવશ્ય ફરીથી વનમાં જવું પડશે. તેથી આજ તમે વિજય, કીર્તિ અને મારી પ્રસન્નતા માટે સંગ્રામભૂમિમાં મહારાજની રક્ષા કરતા રહેજો.' રાજન્! આ પ્રમાણે સવ્યસાચી પાર્થે દ્રોણાચાર્યથી હંમેશાં શંકાશીલ રહેતાં તમારી રક્ષાનો ભાર મને સોંપ્યો છે. મને પણ સંગ્રામ-ભૂમિમાં દ્રોણનો સામનો કરનાર પ્રદ્યુમ્ન સિવાય બીજો કોઈ દેખાતો નથી. જો આજ અહિં રુક્મિણીકુમાર પ્રદ્યુમ્ન હોત તો હું તેમને આપની રક્ષાનો ભાર સોંપી દેત. અને તેઓ અર્જુનની પેઠે જ આપની રક્ષા કરી શકત. પરન્તુ હવે જો હું ચાલ્યો જઈશ તો આપની રક્ષા કોણ કરશે! વળી અર્જુન વિષે તો આપ જરા પણ ચિન્તા ન કરો. તેઓ કોઈ પણ ભાર પોતાના ઉપર લીધા પછી ગભરાતા નથી. આપે જે સૌવીર, સિન્ધુદેશના

ઉત્તરના અને દક્ષિણ દેશોના યોદ્ધાઓની વાત કરી, તથા જે કર્ણ વગેરે રથીઓ ગણાવ્યા, તે બધા તો રણાંગણમાં કુપિત થએલા અર્જુનના સોળમા અંશ બરાબર પણ નથી. જો જગતભરના દેવતાઓ, અસુરો, મનુષ્યો, રાક્ષસો, કિન્નરો અને નાગો વગેરે ચરાચર જીવો પાર્થ સાથે યુદ્ધ કરવા તૈયાર થઈ જાય તો તેઓ બધા પણ તેમની સામે ટકી ન શકે. આ બધી બાબતો પર વિચાર કરીને આપે અર્જુનના વિષયમાં કોઇ જાતનો સન્દેહ ન કરવો જોઇએ. જ્યાં મહાપરાક્રમી વીરવર શ્રીકૃષ્ણ અને અર્જુન છે, ત્યાં કાર્ય સિદ્ધ થવામાં કોઈ જાતની અડચણ નથી આવતી. આપ આપના ભાઇની દૈવી શક્તિ, શસ્ત્રકુશળતા, યોગ, સહનશીલતા, કૃતજ્ઞતા, અને દયા પર ધ્યાન આપો અને જ્યારે હું તેમની પાસે ચાલ્યો જઇશ, તો એ સમયે દ્રોણાચાર્ય જે વિચિત્ર અસ્ત્રોના પ્રયોગ કરશે તેના વિષે પણ વિચાર કરી લો. રાજન્! પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા માટે આચાર્ય આપને પકડવા બહુ ઉત્સુક છે. તેથી આપ બચાવનો ઉપાય કરી લો. એ વિચારી લો કે મારા ગયા પછી આપની રક્ષા કોણ કરશે. જો આ બાબતનો મને પૂરેપૂરો ભરોસો આવી જાય તો હું અર્જુનની પાસે જઇ શકું છું.'

યુધિષ્ઠિરે કહ્યું—સાત્યકિ! તમે જે કહો છો તે ઠીક છે; પરંતુ જ્યારે હું મારી રક્ષા માટે તમને રાખવાનો અને અર્જુનની સહાયતા માટે તમને મોકલવાનો વિચાર કરું છું ત્યારે મને તમે જાઓ એ જ ઠીક જણાય છે. માટે હવે તમે અર્જુનની પાસે પહોંચવાનો પ્રયત્ન કરો. મારી રક્ષા તો ભીમસેન કરી લેશે. તે સિવાય ભાઇઓ સહિત ધૃષ્ટદ્યુમ્ન, અનેક મહાબળી રાજાલોક, દ્રૌપદીના પુત્રો, પાંચ કેકયરાજકુમારો, રાક્ષસ ઘટોત્કચ, વિરાટ, દ્રુપદ, મહારથી શિખંડી, મહાબળી ધૃષ્ટકેતુ, કુન્તિભોજ, નકુળ, સહદેવ તથા પાંચાલો અને સૃંજય વીરો પણ સાવધાનીથી મારી રક્ષા કરશે. તેમને લીધે પોતાની સેના સહિત દ્રોણ અને કૃતવર્મા મારી પાસે પહોંચવામાં અથવા મને કેદ કરવામાં પણ સમર્થ નહિ થઇ શકે. કિનારો જેમ સમુદ્રને રોકી રાખે છે તેવી રીતે ધૃષ્ટદ્યુમ્ન આચાર્યને રોકી દેશે. તેણે દ્રોણનો નાશ કરવા માટે કવચ, બાણ, ખડ્ગ, ધનુષ અને આભૂષણો સાથે જ જન્મ ધારણ કર્યો છે. તેથી તમે તેના ઉપર પૂરો ભરોસો રાખીને ચાલ્યા જાઓ, કોઈ જાતની ચિન્તા ન કરો.

સાત્યકિએ કહ્યું—જો આપના વિચાર પ્રમાણે આપની રક્ષા થઇ શકતી હોય તો હું અર્જુનની પાસે અવશ્ય જઇશ અને આપની આજ્ઞાનું પાલન કરીશ. હું ખરેખર કહું છું કે ત્રણે લોકમાં એવી વ્યક્તિ નથી જે મને અર્જુનથી અધિક પ્રિય હોય. શ્રીકૃષ્ણ અને અર્જુન આ બન્ને ભાઇ આપના હિતમાં તત્પર રહે છે, અને મને આપ તેમનું પ્રિય સાધવામાં તત્પર સમજો. હું હમણાં જ આ દુર્ભેદ્ય સેનાને ચીરીને પુરુષસિંહ પાર્થની પાસે જઇશ. જે દેશમાં અર્જુનથી ભયભીત થઇને જયદ્રથ પોતાની સેના સહિત અશ્વત્થામા, કૃપ અને કર્ણની રક્ષામાં રહેલો છે અને પાર્થ તેના વધ માટે જ્યાં પહોંચેલા છે તે સ્થાનને હું અહિંથી બાર ગાઉ દૂર સમજું છું. તો પણ મને પૂરો વિશ્વાસ છે કે જયદ્રથનો વધ થતા પહેલાં જ હું ત્યાં પહોંચી જઇશ. હવે જો આપ આજ્ઞા આપી રહ્યા છો તો મારા જેવો કયો પુરુષ હશે કે જે યુદ્ધ નહિ કરે. રાજન્! જે સ્થાન પર મારે જવાનું છે તેનો મને સારી રીતે ખ્યાલ છે. હું હળ, શક્તિ, ગદા, પ્રાસ, ઢાલ, તરવાર, ઋષ્ટિ, તોમર બાણ અને બીજાં અનેક જાતનાં શસ્ત્રોથી ભરેલા આ સૈન્યસમુદ્રને ખળભળાવી મૂકીશ.

આ પછી મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી સાત્યકિ અર્જુનને મળવા માટે આપની સેનામાં ઘુસી ગયો.



# સાત્યકિનો કૌરવસેનામાં પ્રવેશ

સંજયે કહ્યું—રાજન્! જ્યારે સાત્યકિ યુદ્ધ કરવા માટે આપની સેનામાં ઘુસ્યો ત્યારે પોતાની સેના સહિત સાત્યકિનો પીછો પકડતા દ્રોણાચાર્યને રોકવા માટે યુધિષ્ઠિરે તેમના રથ પર આક્રમણ કર્યું. તે સમયે રણોન્મત્ત ધૃષ્ટદ્યુમ્ન અને રાજા વસુદાને પાંડવોની સેનાને પોકારીને કહ્યું; 'અરે! આવો, આવો, જલદી દોડો, શત્રુઓ ઉપર ચોટ કરો કે જેથી સાત્યકિ સહેલાઈથી આગળ વધી જાય. જુઓ, અનેક મહારથીઓ તેમને પરાસ્ત કરવા માટે પ્રયત્ન કરી રહ્યા છે.' આ પ્રમાણે કહેતાં જ અનેક મહારથીઓ ખૂબ વેગથી આપણા ઉપર તૂટી પડ્યા અને તેમને પાછા હટાવવાના વિચારથી આપણે પણ તેમના ઉપર આક્રમણ કર્યું. આ જ સમયે સાત્યકિના રથ તરફ ભારે કોલાહલ થવા લાગ્યો. તે મહારથીનાં બાણોની વર્ષાથી આપના પુત્રની સેનાના સેંકડો ટુકડા થઈ ગયા અને તે ખેરવિખેર થઈને આમતેમ ભાગવા લાગી. તે સેના છિન્નભિન્ન થતાં જ સાત્યકિએ તેના આગળના ભાગમાં ઊભેલા સાત વીરોને મારી નાખ્યા તે પછી બીજા પણ અનેક રાજાઓને પોતાનાં અગ્નિ જેવાં બાણોથી યમરાજને ઘેર મોકલી દીધા. તે એક બાણથી સેંકડો વીરોને અને સેંકડો બાણોથી એકએક વીરને વીંધી દેતો હતો. જેવી રીતે પશુપતિ પશુઓનો સંહાર કરે છે તે જ પ્રમાણે તે હાથીસવારો અને હાથીઓને, ઘોડેસવારો અને ઘોડાઓને તથા સારથી અને ઘોડાઓ સહિત રથોને ચોપટ કરી રહ્યો હતો. આ પ્રમાણે સ્ફૂર્તિમાન સાત્યકિએ બાણોની ઝડી લગાવી દીધી હતી. તે સમયે આપના સૈનિકોમાંથી કોઈની પણ તેની સામે જવાની હિંમત થતી ન હતી. તેની બાણવર્ષાથી ઘાયલ થઈને તેઓ એવા ડરી ગયા કે તેને જોતાં જ મેદાન છોડીને ભાગવા લાગ્યા. સાત્યકિના તેજથી તેઓ એવા ચક્કરમાં પડી ગયા કે તેને એકલાને જ અનેક રૂપમાં જોવા લાગ્યા. તેઓ જ્યાં જતા હતા ત્યાં તેમને સાત્યકિ નજરે પડતો હતો.

આ પ્રમાણે આપના અનેક સૈનિકોને મારીને અને સેનાને અત્યન્ત છિન્નભિન્ન કરીને તે તેમાં ઘુસી ગયો. પછી જે માર્ગથી અર્જુન ગયો હતો તે જ માર્ગથી તેણે પણ જવાનો વિચાર કર્યો. પરન્તુ એટલામાં જ દ્રોણે તેને આગળ વધતાં રોક્યો અને પાંચ મર્મભેદી બાણોથી ઘાયલ કરી દીધો. આ ઉપર સાત્યકિએ પણ સાત તીખાં બાણોથી આચાર્ય પર ચોટ કરી. ત્યારે દ્રોણે સારથી અને ઘોડા સહિત સાત્યકિ પર ૭ બાણો છોડ્યાં. આચાર્યનું આ પરાક્રમ સાત્યકિ ન સહી શક્યો. તેણે ભીષણ સિંહનાદ કરતાં તેમને ક્રમથી ૬, ૭ અને આઠ બાણોથી ઘાયલ કરી દીધા. તે પછી દસ બાણ બીજાં છોડ્યાં તથા એકથી તેમનો સારથી, ચારથી ચારે ઘોડા અને એકથી તેમની ધ્વજાને વીંધી દીધી. આ ઉપર દ્રોણે ખૂબ સ્ફૂર્તિથી તીડનાં ટોળાંની સમાન બાણોની વર્ષા કરીને તેને સારથી, રથ, ધ્વજા અને ઘોડાઓ સહિત એકદમ ઢાંકી દીધો. પછી તેને કહ્યું; 'અરે! તારો ગુરુ તો કાયરોની પેઠે મારી આગળથી યુદ્ધ કરવું છોડીને ભાગી ગયો હતો. હું તો યુદ્ધમાં લાગેલો જ હતો ને તે મારી પ્રદક્ષિણા કરવા લાગ્યો. હવે જો તું મારી સાથે યુદ્ધ કરતો રહીશ તો જીવતો બચીને નાસી જઈ શકે.' સાત્યકિએ કહ્યું; 'બ્રહ્મન્! આપનું કલ્યાણ થાઓ, હું તો ધર્મરાજની આજ્ઞાથી અર્જુનની જ પાસે જઈ રહ્યો છું. તેથી અહીં મારો સમય નષ્ટ ન થવો જોઈએ. શિષ્યો તો સર્વદા પોતાના ગુરુના જ માર્ગને અનુસરે છે. તેથી જે પ્રમાણે મારા ગુરુજી ગયા છે તેવી જ રીતે હું પણ હવે જાઉં છું.'

રાજન્! આ પ્રમાણે કહીને સાત્યકિ દ્રોણાચાર્યને છોડીને તુરત જ ત્યાંથી ચાલ્યો ગયો. તેને આગળ વધતો જોઈ આચાર્યને ખૂબ જ ક્રોધ થયો, અને તેઓ અનેક બાણ છોડતા તેની પાછળ દોડ્યા. પરન્તુ સાત્યકિ પાછો ન ફર્યો. તે પોતાનાં તીક્ષ્ણ બાણોથી કર્ણની વિશાળ વાહિનીને વીંધીને કૌરવોની અપાર સેનામાં ઘુસી ગયો. જ્યારે તે સેના આમતેમ ભાગવા લાગી અને સાત્યકિ તેમાં પેઠો કે કૃતવર્માએ તેને ઘેરી લીધો. તેને સામે આવેલો જોઈ સાત્યકિએ ચાર બાણોથી તેના ચારે ઘોડાને ઘાયલ કરી દીધા અને પછી સોળ બાણોથી તેની છાતી પર ઘા કર્યો. આથી કૃતવર્માએ કુપિત થઈને સાત્યકિની છાતીમાં વત્સદન્ત નામનું એક બાણ માર્યું. તે તેના કવચ અને શરીરને છેદીને લોહીથી તરબોળ થઈ પૃથ્વીમાં ઘુસી ગયું. પછી તેણે અનેક

બાણોથી સાત્યકિનું ધનુષ અને બાણોને પણ કાપી નાખ્યાં. સાત્યકિએ તુરત જ બીજું ધનુષ ચઢાવ્યું અને તેનાથી હજારો બાણો છોડીને કૃતવર્માને અને તેના રથને બિલકુલ ઢાંકી દીધો. પછી એક ભલ્લથી તેના સારથીનું શિર ઉડાવી દીધું. સારથી ન રહેતાં ઘોડા ભાગવા લાગ્યા આથી કૃતવર્મા પણ ગભરાટમાં પડ્યો. પરન્તુ થોડી જ વારમાં સાવધાન થઈને તેણે જાતે જ ઘોડાઓની લગામ સંભાળી લીધી અને નિર્ભયતાપૂર્વક શત્રુઓને સન્તપ્ત કરવા લાગ્યો. એટલામાં જ સાત્યકિ કૃતવર્માની સેનામાંથી પસાર થઈને કામ્બોજ-સેના તરફ આગળ વધ્યો. ત્યાં પણ અનેક વીરોએ તેને આગળ વધતો રોક્યો.

## કૌરવસેનાના પરાભવ વિષે રાજા ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ તથા કૃતવર્માના પરાક્રમનું વર્ણન

રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! આપણી સેના અનેક પ્રકારના ગુણોવાળી અને સુવ્યવસ્થિત છે. તેની વ્યૂહરચના પણ વિધિ પ્રમાણે કરવામાં આવે છે. અમે સર્વદા તેને સારી રીતે સન્તુષ્ટ રાખીએ છીએ તથા તેનો પણ અમારા પ્રત્યે બહુ સારો ભાવ છે. તેમાં કોઈ વધારે ઘરડા અથવા વધારે નાના અને નબળા માણસો પણ નથી. બધા સબળ અને સ્વસ્થ શરીરવાળા છે. અમે કોઈને પણ ફોસલાવીને, ઉપકાર કરીને અથવા સમ્બન્ધને લીધે તેમાં ભરતી નથી કર્યો. અમે અનેક મહારથી યોદ્ધાઓને વીણીવીણીને જ તેમાં મૂક્યા છે. તથા તેમાંના દરેકને યથાયોગ્ય પગાર આપીને અમે પ્રિયવચનોથી સન્તુષ્ટ કર્યા છે. અમારી સેનામાં કોઈ એવો યોદ્ધો નથી કે જેને ઓછો પગાર મળતો હોય. મેં, મારા પુત્રોએ તથા અમારા બન્ધુબાન્ધવોએ બધાનો દ્રવ્ય અને માનથી સત્કાર કર્યો છે. પરન્તુ તે છતાં પણ શ્રીકૃષ્ણ અને અર્જુન સહીસલામત અમારી સેનામાં ઘુસી ગયા. કોઈ તેમનો વાળ પણ વાંકો ન કરી શક્યું. એટલે સુધી કે સાત્યકિએ પણ તેમને કચરી નાખ્યા. આમાં ભાગ્યના સિવાય બીજા કોને દોષ દઈ શકાય ?

ઠીક, જ્યારે દુર્યોધને અર્જુનને જયદ્રથની સામે ઊભેલો જોયો અને સાત્યકિને નિર્ભયતાથી પોતાની સેનામાં પેસતા દેખ્યો ત્યારે તેણે શો ઉપાય કર્યો ? હું તો એમ જ માનું છું કે અર્જુન અને સાત્યકિને પોતાની સેનામાં પસાર થતા અને કૌરવયોદ્ધાઓને યુદ્ધસ્થળમાંથી ભાગતા જોઈને તે ખૂબ સન્તાપમાં પડી ગયો હશે. આ સમયે સાત્યકિ સહિત શ્રીકૃષ્ણ અને અર્જુનનો અમારી સેનામાં પ્રવેશ થએલો સાંભળીને હું પણ ખૂબ ગભરાટમાં પડી ગયો છું. ઠીક, જ્યારે દ્રોણાચાર્યે પાંડવોને વ્યૂહના દ્વાર પર જ રોકી લીધા ત્યારે ત્યાં તેમની સાથે કેવી રીતે યુદ્ધ થયું તે મને સંભળાવો. અને એ પણ બતાવો કે અર્જુને મારા જમાઈ સિન્ધુરાજ જયદ્રથનો વધ કરવા માટે શું ઉપાય કર્યો ?

સંજયે કહ્યું—રાજન્ ! આ બધી વિપત્તિ આપના અપરાધથી જ આવી છે, તેથી બીજા માણસોની પેઠે આપ તેને માટે ચિન્તા ન કરો. પહેલાં જ્યારે આપના બુદ્ધિમાન સુહૃદ વિદુર વગેરેએ કહ્યું હતું કે આપ પાંડવોને રાજ્યથી ભ્રષ્ટ ન કરો, ત્યારે આપે તેમની વાત પર કંઈ ધ્યાન ન આપ્યું. જે પુરુષ પોતાના હિતૈષી સુહૃદોની વાત પર ધ્યાન નથી આપતો તેને ભારે વિપત્તિમાં પડીને આપની માફક ચિન્તા કરવી પડે છે. શ્રીકૃષ્ણે પણ સન્ધિને માટે બહુ જ પ્રાર્થના કરી હતી, પરન્તુ આપે તેમનું કહ્યું પણ ન માન્યું. આથી આપની ગુણહીનતા, પુત્રો પ્રત્યે પક્ષપાત, ધર્મ પર અવિશ્વાસ અને પાંડવો પ્રતિ કુટિલ ભાવ જાણીને તથા આપના મુખથી વિલક્ષતાભરેલી વાતો સાંભળીને જ સર્વલોકેશ્વર શ્રીકૃષ્ણે કૌરવ-પાંડવોમાં આ ભારે યુદ્ધ ઊભું કર્યું છે. આ ભીષણ સંહાર આપના જ અપરાધથી થઈ રહ્યો છે, મને તો આગળ-પાછળ અથવા મધ્યમાં પણ આપનું કોઈ પવિત્ર કર્મ દેખાતું નથી. મારા વિચાર પ્રમાણે તો આ પરાજયની જડ આપ જ છો. તેથી હવે સાવધાન થઈને જે પ્રકારે આ ભીષણ સંગ્રામ થયો તે સાંભળો.

જ્યારે સત્યપરાક્રમી સાત્યકિ આપની સેનામાં ઘુસી ગયો, ત્યારે ભીમસેન વગેરે પાંડવવીરો પણ આપના સૈનિકો પર તૂટી પડ્યા. તેમને ખૂબ ક્રોધથી ધસતા જોઈ મહારથી કૃતવર્માએ એકલાએ જ તેમને

આગળ વધતા રોકી દીધા. આ વખતે અમે કૃતવર્માનું ખૂબ અદ્ભુત પરાક્રમ જોયું. બધા પાંડવો મળીને પણ તેને યુદ્ધમાં પાછો પાડી ન શક્યા. ત્યારે મહાબાહુ ભીમે ત્રણ, સહદેવે વીસ, ધર્મરાજાએ પાંચ, નકુળે સો ધૃષ્ટદ્યુમ્ને ત્રણ અને દ્રૌપદીના પુત્રોએ સાતસાત બાણોથી તેને ઘાયલ કર્યો. તથા વિરાટ, દ્રુપદ અને શિખણ્ડીએ પાંચ-પાંચ બાણ મારીને ફરી વીસ બાણોથી તેના ઉપર ઘા કર્યો. કૃતવર્માએ આ બધા વીરોને પાંચ-પાંચ બાણોથી વિંધીને ભીમસેન પર સાત બાણો છોડયા તથા તેનાં ધનુષ અને ધ્વજાને કાપીને રથથી નીચે પાડી દીધાં. તે પછી તેણે ક્રોધમાં ભરાઈને ખૂબ તેજીથી સિત્તેર બાણોદ્વારા તેની છાતી પર ચોટ કરી. કૃતવર્માનાં બાણોથી અત્યન્ત ઘાયલ થઇ જવાથી તે કાંપવા લાગ્યો તથા અચેત જેવો થઈ ગયો. થોડી વારમાં જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તેણે કૃતવર્માની છાતીમાં પાંચ બાણ માર્યાં. આથી કૃતવર્માનાં બધાં અંગ લોહીલુહાણ થઇ ગયાં. આથી તેણે ક્રોધમાં ભરાઈને ત્રણ બાણોથી ભીમસેન પર ઘા કર્યો તથા બીજા બધા મહારથીઓને પણ ત્રણત્રણ બાણોથી વિંધી દીધા. આથી તે દરેકે પણ તેના પર સાતસાત બાણ છોડ્યાં. કૃતવર્માએ એક ક્ષુરપ્ર બાણથી શિખણ્ડીનું ધનુષ કાપી નાખ્યું. આથી કુપિત થઇને શિખણ્ડીએ ઢાલ-તલવાર ઊઠાવ્યાં અને તલવારને વિંઝીને કૃતવર્મા પર ફેંકી. તે તેના ધનુષ અને બાણને કાપીને પૃથ્વીપર જઇ પડી. કૃતવર્માએ તુરત જ બીજું ધનુષ લઇને પ્રત્યેક પાંડવને ત્રણત્રણ બાણોથી વિંધી દીધા તથા શિખણ્ડીને આઠ બાણોથી ઘાયલ કર્યો. શિખણ્ડીએ પણ બીજું ધનુષ લઇને પોતાનાં તીક્ષ્ણ બાણોથી કૃતવર્માને રોકી દીધો. આથી ક્રોધમાં ભરાઇને તે શિખણ્ડી ઉપર તૂટી પડયો. આ સમયે પોતાનાં તીક્ષ્ણ બાણોથી એકબીજાને વ્યથિત કરી રહેલા તે મહારથીઓ પ્રલયકાળના સૂર્યો જેવા જણાતા હતા. કૃતવર્માએ મહારથી શિખણ્ડી પર ત્રોત્તેર બાણોથી ઘા કર્યો અને પછી તેને સાત બાણોદ્વારા ઘાયલ કરી દીધો. આથી તે મૂર્છિત થઇ ગયો અને તેના હાથમાંથી ધનુષ-બાણ પડી ગયાં. આ જોઈ તેનો સારથી એકદમ રથને રણાંગણથી બહાર લઇ ગયો.

## સાત્યકિનું કૃતવર્માની સાથે યુદ્ધ, જલસન્ધનો વધ તથા દ્રોણ અને દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રપુત્રો સાથે ઘોર સંગ્રામ

શિખણ્ડીને રથના પાછળના ભાગમાં અચેત પડેલો જોઈ બીજા પાંડવ વીરોએ કૃતવર્માને પોતાના રથોથી ઘેરી લીધો. પરંતુ આ સમયે કૃતવર્માએ ખૂબ અદ્ભુત પરાક્રમ બતાવ્યું. તેણે એકલાએ જ બધા વીરોને તેમની સેના સહિત પરાસ્ત કરી દીધા. પાંડવોને જીતીને તેણે પાંચાલ, સૃંજય અને કેકય વીરોના પણ દાંત ખાટા કરી દીધા. અન્તે કૃતવર્માની બાણવર્ષાથી વ્યથિત થઈને તે બધા મહારથીઓ યુદ્ધનું મેદાન છોડી ભાગી ગયા.

સંજયે કહ્યું—રાજન્! હવે આપે જે વાત પૂછી હતી તે સાંભળો. જ્યારે કૃતવર્માએ પાંડવોની સેનાને ભગાડી દીધી તો સાત્યકિ ખૂબ સ્ફૂર્તિથી તેની સામે આવી ગયો. કૃતવર્માએ તેના ઉપર તીક્ષ્ણ બાણોની વર્ષા આરંભી દીધી. પછી સાત્યકિએ ખૂબ ત્વરાથી તેના ઉપર એક ભલ્લ તથા ચાર બાણ છોડયાં. બાણોથી તેના ઘોડા નષ્ટ થઇ ગયા તથા ભલ્લથી ધનુષ કપાઇ ગયું. પછી તેણે પોતાનાં તીક્ષ્ણ બાણોથી કૃતવર્માના પૃષ્ઠરક્ષક તથા સારથીને પણ ઘાયલ કરી દીધા. આ પ્રમાણે તેને રથહીન કરીને મહાવીર સાત્યકિએ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેની સેનાનો દમ કાઢી નાખ્યો, તેની બાણવર્ષાથી પીડિત થઇને કૃતવર્માની સેના છિન્નભિન્ન થઇ ગઇ ત્યારે સાત્યકિ આગળ વધ્યો અને બાણોની વર્ષા કરતો ગજસેનાની સાથે યુદ્ધ કરવા લાગ્યો.

વીરવર સાત્યકિનાં વજ્રતુલ્ય બાણોથી વ્યથિત થઇને યોદ્ધાઓના હાથીઓ યુદ્ધનું મેદાન છોડીને ભાગવા લાગ્યા. તેમના દાંત તૂટી ગયા, શરીર લોહીલુહાણ થઈ ગયાં, મસ્તક અને ગણ્ડસ્થળ ફાટી ગયાં તથા કાન, મુખ અને સૂંઢ છિન્નભિન્ન થઇ ગયાં. તેમના મહાવત નાશ પામ્યા, પતાકાઓ કપાઇને નીચે પડી, મર્મસ્થળ વિંધાઈ ગયાં, સવારો ખતમ થઈ ગયા તથા અંબાડીઓ પડી ગઇ. સાત્યકિએ નારાચ, વત્સદન્ત, ભલ્લ, અંજલિક, ક્ષુરપ્ર અને અર્ધચન્દ્ર નામનાં બાણોથી તેમને ખૂબ જ ઘાયલ કરી દીધા. આથી તેઓ બરાડા પાડતા, લોહી ઉલટતા અને મળમૂત્ર છોડતા આમતેમ ભાગવા લાગ્યા.

આ જ વખતે એક હાથી પર સવાર થયેલો



મહાબળી જલસન્ધ પોતાનું ધનુષ ઘુમાવતો સાત્યકિ પર ચઢી આવ્યો. સાત્યકિએ તેના હાથીને આક્રમણ કરતો જોઈ પોતાનાં બાણોથી રોકી દીધો. આથી જલસન્ધે બાણોદ્વારા સાત્યકિ પર ઘા કર્યો. આ ઉપર સાત્યકિ બાણ છોડવા જતો જ હતો ને જલસન્ધે એક નારાચથી તેનું ધનુષ કાપી નાખ્યું. તથા પાંચ બાણોથી તેને પણ ઘાયલ કરી દીધો, પરંતુ મહાબાહુ સાત્યકિ પુષ્કળ બાણોથી ઘાયલ થઈ જવા છતાં પણ વિચલિત ન થયો. તેણે તુરત જ બીજું ધનુષ લીધું અને સાઠ બાણોથી જલસન્ધના વિશાળ વક્ષઃસ્થળ પર ઘા કર્યો. હવે જલસન્ધે ઢાલ અને તલવાર ઉઠાવ્યાં અને તલવારને વીંઝીને સાત્યકિ પર ફેંકી. તે તેના ધનુષને કાપીને પૃથ્વી પર જઈ પડી. ત્યારે સાત્યકિએ બીજું ધનુષ ઉઠાવ્યું અને તેનો ટંકાર કરીને એક તીક્ષ્ણ બાણથી જલસન્ધને વીંધી દીધો. પછી બે ક્ષુરપ્ર બાણોથી જલસન્ધના હાથ કાપી નાખ્યા તથા ત્રીજા ક્ષુરપ્રથી તેનું મસ્તક ઉડાવી દીધું.

જલસન્ધને મરેલો જોઈ આપની સેનામાં બહુ હાહાકાર મચી ગયો. આપના યોદ્ધાઓ પીઠ બતાવીને જ્યાં-ત્યાં ભાગવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એટલામાં જ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ આચાર્ય દ્રોણ પોતાના ઘોડાઓને દોડાવીને સાત્યકિની સામે આવી ગયા. આ જોઈ મુખ્ય-મુખ્ય કૌરવો પણ આચાર્યની સાથે જ સાત્યકિ પર તૂટી પડ્યા. હવે સાત્યકિ પર દ્રોણે સિત્તેર, દુર્મર્ષણે બાર, દુઃસહે દશ, વિકર્ણે ત્રીસ, દુર્મુખે દશ, દુઃશાસને આઠ અને ચિત્રસેને બે બાણ છોડ્યાં. રાજા દુર્યોધન તથા બીજા મહારથીઓએ પણ બાણવર્ષા કરીને તેને પીડિત કરવો શરૂ કર્યો પરન્તુ સાત્યકિએ એક પછી એક બધાના બાણોનો જવાબ દીધો. તેણે દ્રોણને ત્રણ, દુઃસહને નવ, વિકર્ણને પચ્ચીસ, ચિત્રસેનને સાત, દુર્મર્ષણને બાર, વિવિંશતિને આઠ, સત્યવ્રતને નવ અને વિજયને દશ બાણ માર્યાં. પછી તે દુર્યોધન પર તૂટી પડ્યો અને તેના પર બાણોની ઊંડી ચોટ કરવા લાગ્યો. બન્ને વચ્ચે પ્રમુખ યુદ્ધ છેડાઈ ગયું અને બન્નેએ પોતપોતાનાં ધનુષ સંભાળીને બાણોની વર્ષા કરતાં એક-બીજાને અદૃશ્ય કરી દીધા. દુર્યોધનનાં બાણોએ સાત્યકિને ખૂબ જ ઘાયલ કરી દીધો તથા સાત્યકિએ પણ પોતાનાં બાણોથી આપના પુત્રને વીંધી દીધો. આપના બીજા પુત્રોએ પણ આવેશમાં ભરાઈને સાત્યકિ પર બાણોની ઝડી લગાવી દીધી. પરંતુ તેણે પ્રત્યેક પર પહેલાં પાંચ-પાંચ બાણ છોડીને પછી સાત-સાત બાણોથી ઘા કર્યો અને ફરી આઠ બાણોદ્વારા દુર્યોધન પર ચોટ કરી. તે પછી તેણે તેનું ધનુષ અને ધ્વજાને પણ કાપીને પાડી નાખ્યાં. પછી ચાર તીખાં બાણથી સારથીનું કામ પણ ખતમ કરી દીધું. હવે દુર્યોધનના પગ ઉખડી ગયા. તે ભાગીને ચિત્રસેનના રથ પર ચઢી ગયો. આ પ્રમાણે પોતાના રાજાને સાત્યકિદ્વારા પીડિત થતો જોઈ બધે હાહાકાર થવા લાગ્યો.

તે કોલાહલ સાંભળીને મહારથી કૃતવર્મા ખૂબ વેગથી સાત્યકિની સામે આવ્યો, તેણે છવ્વીસ બાણોથી સાત્યકિને, પાંચથી તેના સારથીને અને ચારથી ચારે ઘોડાઓને ઘાયલ કરી દીધા. આથી સાત્યકિએ ખૂબ ત્વરાથી તેના ઉપર એંશી બાણ છોડ્યાં. તેની ચોટથી અત્યન્ત ઘાયલ થઈને કૃતવર્મા કાંપી ઊઠ્યો. તે પછી સાત્યકિએ ત્રેસઠ બાણોથી તેના ચારે ઘોડાઓને અને સાતથી સારથીને વીંધી નાખ્યો. પછી એક અત્યન્ત તેજસ્વી બાણ કૃતવર્મા ઉપર છોડ્યું. તે બાણ તેના કવચને તોડીને લોહીથી લથપથ થઈ પૃથ્વી પર પડ્યું. તેની ચોટથી કૃતવર્માનું શરીર લોહીલુહાણ થઈ ગયું, તેના હાથથી ધનુષ-બાણ પડી ગયાં અને તે અત્યન્ત પીડિત થઈને રથની બેઠક ઉપર પડી ગયો.

આ પ્રકારે કૃતવર્માને પરાસ્ત કરીને સાત્યકિ આગળ

વધ્યો. હવે દ્રોણાચાર્ય તેની આગળ આવીને બાણોની વર્ષા કરવા લાગ્યા. તેમણે ત્રણ બાણોથી સાત્યકિના લલાટ પર ચોટ કરી તથા બીજાં પણ અનેક બાણોથી તેના પર ઘા કર્યો. પરન્તુ સાત્યકિએ બબ્બે બાણો મારી તે બધાંને કાપી નાખ્યાં. આથી આચાર્યે ફરીને પહેલાં ત્રીસ અને પછી પચાસ બાણ છોડ્યાં. આથી સાત્યકિને ક્રોધ ભરાઈ આવ્યો. તેણે નવ તીક્ષ્ણ બાણોથી દ્રોણ પર ઘા કર્યા અને તેમની સામે જ સો બાણોથી તેમના સારથી અને ધ્વજાને વિંધી દીધા. સાત્યકિની આવી સ્ફૂર્તિ જોઈ આચાર્યે સિત્તેર બાણોથી તેના સારથીને વિંધીને ત્રણથી તેના ઘોડા ઉપર ચોટ કરી. પછી એક બાણથી રથની ધ્વજા કાપીને બીજાથી તેનું ધનુષ કાપી નાખ્યું. આ ઉપર સાત્યકિએ એક ભારે ગદા ઉઠાવીને દ્રોણ પર છોડી. તેને એકદમ પોતાના ઉપર આવતી જોઈ આચાર્યે વચમાં જ અનેક બાણો મારીને પાડી દીધી. પછી સાત્યકિએ બીજું ધનુષ લઈ તેનાથી બહુ જ બાણો વરસાવીને દ્રોણની જમણી ભુજાને ઘાયલ કરી દીધી. આથી તેમને બહુ જ પીડા થઈ. તેમણે એક અર્ધચન્દ્રાકાર બાણથી સાત્યકિનું ધનુષ કાપીને એક શક્તિથી તેના સારથીને મૂર્છિત કરી દીધો. આ વખતે સાત્યકિએ એવું અતિમાનુષ કર્મ કર્યું કે તે દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરતો રહ્યો અને સાથે ઘોડાઓની લગામ પણ સંભાળી. પછી તેણે એક બાણથી દ્રોણના સારથીને પૃથ્વી પર પાડી તેમના ઘોડાઓને બાણદ્વારા આમતેમ ભગાવવા શરૂ કર્યા. સાત્યકિનાં બાણોથી વ્યાકુળ થઈને ઘોડાઓ દ્રોણના રથને લઈને રણાંગણમાં હજારો ચક્કર લગાવવા લાગ્યા. આ સમયે બધા રાજાઓ અને રાજકુમારો કોલાહલ મચાવવા લાગ્યા. પરન્તુ સાત્યકિનાં બાણોથી વ્યાથત થઈ તેઓ બધા મેદાન છોડીને ભાગી ગયા. આથી આપની સેના ફરી અવ્યવસ્થિત અને વેરવિખેર થવા લાગી. સાત્યકિનાં બાણોથી પીડિત થઈને આચાર્યના ઘોડા હવાની સાથે વાતો કરવા લાગ્યા અને તેમને ફરી વ્યૂહના મુખ આગળ જ લાવીને મૂકી દીધા. આચાર્યે પાંડવો અને પાંચાલોના પ્રયત્નથી પોતાના વ્યૂહને તૂટેલો જોઈ ફરી સાત્યકિ તરફ જવાનો વિચાર છોડી દીધો અને તેઓ પાંડવો અને પાંચાલોને આગળ વધતા રોકીને વ્યૂહની જ રક્ષા કરવા લાગ્યા.

## સત્યકિદ્વારા રાજકુમાર સુદર્શનનો વધ, કામ્બોજ અને યવન વગેરે અનાર્ય યોદ્ધાઓ સાથે ઘોર સંગ્રામ અને ધૃતરાષ્ટ્રપુત્રોનો પરાજય

સંજયે કહ્યું—રાજન્! આ પ્રમાણે દ્રોણાચાર્ય તથા કૃતવર્મા આદિ આપના વીરોને પરાસ્ત કરી સાત્યકિએ પોતાના સારથીને કહ્યું; 'સૂત! અમારા શત્રુઓને તો શ્રીકૃષ્ણ અને અર્જુન પહેલેથી જ ભસ્મ કરી ચૂક્યા છે. અમે તો તેમના પરાજયમાં નિમિત્તમાત્ર છીએ, અને પુરુષશ્રેષ્ઠ અર્જુને મારેલા યોદ્ધાઓને જ મારી રહ્યા છીએ.' સારથીને આ પ્રમાણે કહીને તે શિનિકુલભૂષણ સર્વ તરફ બાણોની વર્ષા કરતો પોતાના શત્રુઓ પર તૂટી પડ્યો. તેને વધતો જોઈ રાજકુમાર સુદર્શન ક્રોધમાં ભરાઈને સામે આવ્યો, અને બળાત્કારથી તેને રોકવા લાગ્યો. તેણે સાત્યકિ પર સેંકડો બાણો છોડ્યાં. પરન્તુ તેમને સાત્યકિએ પોતાની પાસે પહોંચતા પહેલાં જ કાપી નાખ્યાં. આ પ્રમાણે સાત્યકિએ સુદર્શન પર જે બાણો છોડ્યાં તેના તેણે બબ્બે-ત્રણત્રણ ટુકડા કરી દીધા. ફરી તેણે ધનુષને કાન સુધી ખેંચીને ત્રણ બાણ છોડ્યાં. તે સાત્યકિના કવચને તોડીને તેના શરીરમાં ઘુસ્યાં. સાથે જ ચાર બાણોથી તેણે સાત્યકિના ઘોડા ઉપર પણ ઘા કર્યો. ત્યારે સાત્યકિએ અતિશય સ્ફૂર્તિથી પોતાનાં તીખાં તીરોદ્વારા સુદર્શનના ચારે ઘોડાઓને મારીને મોટો સિંહનાદ કર્યો. પછી એક ભલ્લથી સુદર્શનના સારથીનું શિર કાપીને એક ક્ષુરપ્રદ્વારા તેના કુણ્ડલમણ્ડિત મસ્તકને પણ ધડથી જુદું કરી દીધું. આ પ્રમાણે રાજા દુર્યોધનના પૌત્ર સુદર્શનનો સંહાર કરવાથી સાત્યકિને ખૂબ હર્ષ થયો. પછી તે આપની સેનાને બાણોની વર્ષાદ્વારા હટાવીને બધાને વિસ્મયમાં નાખતો અર્જુન તરફ ચાલ્યો. માર્ગમાં તેની સામે જે શત્રુ આવતો હતો, તેને તે અગ્નિ સમાન પોતાનાં બાણોમાં હોમી દેતો હતો. તેના આ અદ્ભુત પરાક્રમની સારાસારા વીરો પ્રશંસા કરી રહ્યા હતા.

હવે તેણે પોતાના સારથીને કહ્યું; 'જગન્નાથ છે કે મહાવીર અર્જુન આટલામાં ક્યાંક પાસે જ છે; કારણ કે તેમના ગાણ્ડીવ ધનુષનો શબ્દ સંભળાઈ રહ્યો છે. મને જેવા શુકન થઈ રહ્યા છે તે ઉપરથી માલુમ પડે છે કે તેઓ આ સૂર્યાસ્ત પહેલાં જ જયદ્રથનો વધ કરી દેશે. હવે તું પેલીવાર યોદ્ધાઓને આરામ કરી લેવા દે.

પછી જે તરફ શત્રુઓની સેના છે તથા જે બાજુ દુર્યોધન વગેરે રાજાઓ તેમજ કામ્બોજ, યવન શક, કિરાત, દરદ, બર્બર, તામ્રલિપ્તક તથા અનેક મ્લેચ્છો ઊભા છે તે બાજુ જ રથ લઈ લેજે. તેઓ બધા મારી સાથે જ યુદ્ધ કરવાની તૈયારીમાં છે. જ્યારે રથ, હાથી અને ઘોડાઓ સહિત તેમનો સંહાર થઈ જાય ત્યારે તું જાણજે કે આપણે આ દુસ્તર વ્યૂહને પાર કરી દીધો છે.'

સારથીએ કહ્યું—'વાર્ષ્ણેય! જો ક્રોધમાં ભરાએલા સાક્ષાત્ પરશુરામ પણ આપની સામે આવી જાય તો પણ મને કંઈ ગભરાટ નહિ થાય તો આ આપની ખરી જેવા તુચ્છ સંગ્રામની તો વાત શું? કહો, હવે કયે રસ્તેથી હું આપને અર્જુનની પાસે લઈ જાઉં?'

સાત્યકિએ કહ્યું—આજ મારે આ મુંડ લોકોનો સંહાર કરવો છે. તેથી તું મને કામ્બોજો તરફ લઈ લે. ગુરુવર અર્જુન પાસેથી મેં જે શસ્ત્રવિદ્યા શીખી છે તેનો આજ હું પરિચય કરાવીશ. જ્યારે હું ક્રોધમાં ભરાઈને ચુનંદા યોદ્ધાઓનો વધ કરીશ ત્યારે દુર્યોધનને એ જ ભ્રમ થશે કે આ જગતમાં બે અર્જુન છે. મહાત્મા પાંડવો પ્રત્યે મારી જે પ્રીતિ અને ભક્તિ છે તેને હું આ રાજાઓની સામે હજારો વીરોનો સંહાર કરીને પ્રકટ કરીશ. આજ કૌરવોને મારાં બળ, પરાક્રમ અને કૃતજ્ઞતાની ખબર પડશે.

સાત્યકિએ આ પ્રમાણે કહેતાં સારથીએ ખૂબ વેગથી ઘોડા હાંક્યા. અને તુરત જ તેને યવનોની પાસે પહોંચાડી દીધો. જ્યારે તેઓએ સાત્યકિને પોતાની સેના સમીપ આવતો જોયો તો તેઓ ખૂબ સફાઈથી બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ સાત્યકિએ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેઓનાં બાણ અને બીજાં અસ્ત્રોને વચમાં જ કાપી નાખ્યાં, ત્યારબાદ તે બાણો વરસાવીને તેમનાં મસ્તક અને હાથ કાપવા લાગ્યો. તે બાણ તેઓનાં લોઢાનાં અને કાંસાનાં કવચોને તોડીને શરીરોને છેદવા લાગ્યાં. આ પ્રમાણે વીર સાત્યકિએ મારેલા સેંકડો મ્લેચ્છો પ્રાણહીન થઈને પૃથ્વી પર પડી ગયા. તે ધનુષને કાન સુધી ખેંચીને જે બાણ છોડતો હતો તેનાથી એક ઘામાં પાંચ પાંચ, છ છ, સાત સાત અને આઠ આઠ યવનોનું કામ ખતમ થઈ જતું હતું. આ પ્રમાણે તેણે હજારો કામ્બોજ, શક, શબર, કિરાત અને બર્બરોને ધરાશાયી કરીને રણભૂમિને માંસ અને લોહીથી લથપથ અને ભયાનક બનાવી દીધી. તેમાંથી જે યોદ્ધાઓ બચ્યા તે પ્રાણસંકટથી ભયભીત થઈ રણાંગણથી ભાગી ગયા.

રાજન્! આ પ્રમાણે કામ્બોજ, યવન અને શકોની દુર્જય સેનાને ભગાડીને સાત્યકિ આપના પુત્રોની સેનામાં ઘુસી ગયો અને તેમને પણ પરાસ્ત કરીને સારથીને રથ આગળ ધપાવવાનો આદેશ કર્યો. તેને અર્જુનની સમીપ પહોંચેલો જોઈ આપના સૈનિકો અને ચારણ-ભાટો તેની બહુ પ્રશંસા કરવા લાગ્યા. એટલામાં જ આપના પુત્રો દુર્યોધન, ચિત્રસેન, દુઃશાસન, વિવિંશતિ, શકુનિ, દુઃસહ, દુર્ધર્ષ અને ક્રથ તેની પાછળ જઈ તેને ઘેરી લીધો. પુરુષસિંહ સાત્યકિને આથી જરાય પણ ભય ન થયો અને તે અર્જુનથી પણ અધિક કુશળતા બતાવતો તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યો. હવે રાજા દુર્યોધને ત્રણ બાણોથી તેના સારથીને અને ચારથી ચારે ઘોડાઓને વીંધીને સાત્યકિ પર પહેલાં ત્રણ અને બીજાં આઠ બાણોથી ઘા કર્યો. ત્યારે દુઃશાસને સોળ, શકુનિએ પચીસ, ચિત્રસેને પાંચ અને દુઃસહે પંદર બાણોથી તેના ઉપર ચોટ કરી. આથી સાત્યકિએ હાસ્ય કરતાં તે દરેકને ત્રણત્રણ બાણોથી વીંધી દીધા, પછી શકુનિના ધનુષને કાપીને ત્રણ બાણોથી દુર્યોધનની છાતી પર ઘા કર્યો, તથા ચિત્રસેનને સો, દુઃસહને દશ અને દુઃશાસનને વીસ બાણોથી ઘાયલ કરી દીધા. ને પછી તેણે પ્રત્યેક વીરને પાંચ-પાંચ બાણ બીજાં પણ માર્યાં, તથા એક ભલ્લથી દુર્યોધનના સારથી પર પ્રહાર કર્યો. આથી તે પ્રાણહીન થઈને પૃથ્વી પર પડી ગયો. સારથી મરાતાં જતાં ઘોડાઓ વેગથી ભાગવા લાગ્યા અને તેના રથને સંગ્રામભૂમિથી દૂર ખેંચી ગયા. આ જોઈ આપના બીજા પુત્રો અને બીજા સૈનિકો પણ મેદાન છોડીને ભાગી ગયા. આ પ્રમાણે આપની બધી સેનાને વેરવિખેર કરીને તે પાછો અર્જુનના રથ તરફ ચાલ્યો.

પરન્તુ તે થોડોક જ આગળ વધ્યો કે દુર્યોધનની આજ્ઞાથી સંશપ્તકો સહિત તે બધા યોદ્ધાઓ ફરી પાછા આવ્યા. દુર્યોધન સ્વયં તેમની આગળ હતો, તેની સાથે ત્રણ હજાર ઘોડેસ્વારો તથા શક, કામ્બોજ બાહ્લીક, યવન, પારદ, કુલિન્દ, તંગણ, અમ્બષ્ઠ, પિશાચ અને પર્વતીય યોદ્ધાઓ હાથમાં પથ્થર લઈને ખૂબ ક્રોધથી સાત્યકિ તરફ દોડ્યા. દુઃશાસને 'આને મારી નાખો' એમ કહીને બધાને ઉત્તેજિત કર્યા અને સાત્યકિને ચારે બાજુથી ઘેરી લીધો. આ સમયે અમે સાત્યકિનું

બહુ અદ્ભુત પરાક્રમ જોયું. તે એકલો જ બેપરવાઈથી તે સર્વની સાથે સંગ્રામ કરતો રહ્યો તથા રથસેના, ગજસેના અને ઘોડેસ્વારો સહિત તે બધા અનાર્યોનો સંહાર કરવા લાગ્યો જ્યારે તેઓ માર ખાઈને ભાગવા લાગ્યા ત્યારે દુઃશાસને કહ્યું—: અરે! તમે ભાગો છો શા માટે? તમે લોકો તો પત્થરો ફેંકવામાં ખૂબ કુશળ છો. અને સાત્યકિને તો તેનું કંઈ જ જ્ઞાન નથી, તેથી તમે પત્થર વરસાવીને તેને મારી નાખો.' આ સાંભળી ફરી તેઓ સાત્યકિ પર તૂટી પડ્યા અને હાથીના માથા જેવી મોટી મોટી શિલાઓ લઈને તેની સામે આવ્યા. કોઈ તેને મારી નાંખવા માટે ગોફણો લઈને બધી બાજુથી રસ્તો રોકીને તૈયાર થઈ ગયા. તેમને શિલાયુદ્ધ કરવાની ઇચ્છાથી આવેલા જોઈ સાત્યકિએ બાણ વરસાવવાં શરુ કરી દીધાં તે લોકોએ પત્થરોની જે ભીષણ વર્ષા કરી તેને સાત્યકિએ પોતાનાં બાણોથી છિન્નભિન્ન કરી દીધી. તે પત્થરોના ટુકડાઓથી આપની જ સેના મરવા લાગી-અને તેમાં હાહાકાર થવા લાગ્યો. જોતજોતામાં પાંચસો શિલાધારી વીરો પોતાના હાથ કપાઈ જવાથી પ્રાણહીન થઈને પૃથ્વી પર પડી ગયા.

હવે અનેક વ્યાત્તમુખ, અયોહસ્ત, શૂલહસ્ત, દરદ, તંગણ અને કુલિન્દ વગેરે યોદ્ધાઓ સાત્યકિ પર બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ યુદ્ધકુશળ સાત્યકિએ નારાચ વરસાવીને તેમના પત્થરોના પણ ટુકડેટુકડા કરી દીધા. તે ટુકડાઓની ચોટ તેમને ભમરાઓના ડંખ જેવી લાગતી હતી. તેનાથી પીડિત થઈને મનુષ્યો, હાથી અને ઘોડા સંગ્રામભૂમિમાં ટકી ન શક્યા. જે હાથીઓ મરી નહોતા ગયા તેઓ લોહીથી લથપથ થઈ ગયાં, તેમનાં મસ્તકોનાં હાડકાં તૂટી ગયાં. આપના જે પુત્રો સાત્યકિ સાથે લડવા આવ્યા તેઓ પણ તેના મારથી ગભરાઈને દ્રોણાચાર્યની સેનામાં જઈ મળ્યા તથા જે રથીઓને લઈને દુઃશાસને હુમલો કર્યો હતો તેઓ પણ બધા ભયભીત થઈને દ્રોણના રથ તરફ દોડી ગયા.

## આચાર્યદ્વારા દુઃશાસનનો તિરસ્કાર, વીરકેતુ વગેરે પાંચાલકુમારોનો વધ તથા સાત્યકિનો દુઃશાસન અને ત્રિગર્તો સાથે ઘોર સંગ્રામ

સંજય કહે છે—રાજન્! જ્યારે આચાર્યે દુઃશાસનના રથને પોતાની પાસે જોયો તો તેઓ તેને કહેવા લાગ્યા; 'દુઃશાસન! આ બધા રથીઓ કેમ ભાગી રહ્યા છે? રાજા દુર્યોધન કુશળ છે ને? તથા જયદ્રથ હજુ જીવતો છે ને? તમે તો રાજકુમાર છો, સ્વયં રાજાના ભાઈ છો અને તમને જ યુવરાજપદ પ્રાપ્ત થયું છે, છતાં તમે યુદ્ધથી કેમ ભાગો છો? તમે તો પહેલાં દ્રૌપદીને કહ્યું હતું કે તું અમારી જુગારમાં જીતાએલી દાસી છે. હવે તું સ્વેચ્છાચારિણી થઈને અમારા મોટા ભાઈ મહારાજ દુર્યોધનનાં વસ્ત્રો લાવી આપ્યા કર. હવે તારો કોઈ પતિ નથી. આ બધા પાંડવો તો તેલ વગરના તલ જેવા સત્ત્વહીન છે.' એવી એવી વાતો બકીને હવે તમે યુદ્ધમાં પીઠ કેમ દેખાડી રહ્યા છો? તમે પોતે જ પાંચાલો અને પાંડવોની સાથે વૈર બાંધ્યું અને આજ એક સાત્યકિની સામે આવીને કેમ ડરી ગયા? પહેલાં કપટદ્યૂતમાં પાસા પકડતી વખતે તમે એ વિચાર નહોતો કર્યો કે આ પાસા એક દિવસ વિકરાળ બાણો બની જશે? શત્રુદમન! તમે તો સેનાના નાયક અને આધાર છો, જો તમે જ ડરીને ભાગવા લાગશો તો સંગ્રામભૂમિમાં બીજા કોણ ઊભા રહેશે? આજ જો એકલા જ ઝૂઝી રહેલા સાત્યકિની આગળથી તમે ભાગવા ચાહો છો તો રણસ્થળમાં અર્જુન, ભીમ યા નકુળ-સહદેવને દેખવાથી શું કરશો? યાદ રાખો, તે તો મોત બરદ છો! જાઓ, ગાન્ધારીના પેટમાં ફરીથી પાછા પેસી જાઓ. પૃથ્વી પર ભાગવાથી તો કદાપિ પણ તમારી રક્ષા નહિ થઈ શકે. જો તમને ભાગવાનું જ સૂઝે છે તો શાન્તિપૂર્વક રાજા યુધિષ્ઠિરને પૃથ્વી સોંપી દો. ભીષ્મે તો પહેલેથી જ તમારા ભાઈ દુર્યોધનને કહ્યું હતું કે 'પાંડવલોક સંગ્રામમાં અજેય છે, તમે તેમની સાથે સન્ધિ કરી લો.' પરન્તુ તે મન્દબુદ્ધિએ તેમની વાત ન માની. મેં તો સાંભળ્યું છે કે ભીમસેન તમારું પણ લોહી પીશે. તેનો આ પાકો વિચાર છે અને તે એમ કરીને જ રહેશે. શું તમે ભીમસેનનું પરાક્રમ નથી જાણતા? જો તમે પાંડવોની સાથે વૈર બાંધ્યું છે તો આજે મેદાન છોડીને ભાગતા કેમ શરમાતા નથી? હવે જ્યાં સાત્યકિ છે ત્યાં તુરત જ તમારો રથ લઈ જાઓ, નહિ તો તમારા વિના આ સમ્પૂર્ણ સેના ભાગી જશે. જાઓ, સંગ્રામમાં વીર સાત્યકિ સાથે ભીડાઈ જાઓ.'

આચાર્યે આ પ્રમાણે કહેતાં દુઃશાસને કંઈપણ ઉત્તર

ન આપ્યો. તે તો બધી વાતોને સાંભળી ન સાંભળી કરીને યુદ્ધમાં પીઠ ન ફેરવનારા યવનોની મોટી સેના લઈને સાત્યકિ તરફ ચાલ્યો ગયો અને ખૂબ સાવધાનીથી તેની સાથે સંગ્રામ કરવા લાગ્યો. રથીઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ પાંચાલો અને પાંડવોની સેના પર તૂટી પડ્યા અને સેંકડો-હજારો યોદ્ધાઓને યુદ્ધથી ભગાડવા લાગ્યા. આ સમયે આચાર્ય પોતાનું નામ સંભળાવી સંભળાવીને પાંડવ, પાંચાલ અને મત્સ્ય વીરોનો ઘોર સંહાર કરી રહ્યા હતા. જે સમયે તેઓ આ પ્રમાણે સેનાઓને પરાસ્ત કરી રહ્યા હતા તે વખતે તેમની સામે પરમ તેજસ્વી પાંચાલકુમાર વીરકેતુ આવ્યો. તેણે પાંચ તીક્ષ્ણ બાણોથી દ્રોણને, એકથી ધ્વજાને અને સાતથી તેમના સારથિને વિંધી દીધો. આ સમયે તે બહુ આશ્ચર્યની વાત બની કે આચાર્ય તે વેગવાન પાંચાલકુમારને કાબુમાં ન લઈ શક્યા. સંગ્રામમાં દ્રોણની ગતિ રોકાએલી જોઈને મહારાજ યુધિષ્ઠિરનો વિજય ચાહનારા પાંચાલ વીરોએ તેમને ચારે બાજુથી ઘેરી લીધા, અને બધા મળીને તેમના ઉપર બાણ, તોમર તથા તરેહતરેહનાં અસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા, ત્યારે આચાર્યે વીરકેતુના રથ ઉપર એક ખૂબ જ ભયંકર બાણ છોડ્યું. તે તેને ઘાયલ કરીને પૃથ્વી પર જઈ પડ્યું અને તેની ચોટથી પ્રાણહીન થઈને તે પાંચાલકુલતિલક રથ ઉપરથી નીચે પડી ગયો.

તે મહાન ધનુર્ધર રાજકુમાર માર્યો જતાં પાંચાલ વીરોએ ખૂબ સ્ફૂર્તિથી આચાર્યને ચારે બાજુથી ઘેરી લીધા. ચિત્રકેતુ, સુધન્વા, ચિત્રવર્મા અને ચિત્રરથ—આ બધા રાજકુમારો પોતાના ભાઈના મૃત્યુથી વ્યથિત થઈને દ્રોણની સાથે સંગ્રામ કરવા માટે તેમની સામે આવી ગયા અને વર્ષાકાળના મેઘો સમાન તેમના ઉપર બાણ વરસાવવા લાગ્યા. આથી વિપ્રવર દ્રોણ અત્યન્ત ક્રોધમાં ભરાઈ ગયા અને તેમણે તેમના પર જાળની માફક બાણો ફેલાવી દીધાં. આથી તે બધા રાજકુમારો ગભરાઈને કિંકર્તવ્યમૂઢ થઈ ગયા. ત્યારે આચાર્યે હસતાં હસતાં તેમના ઘોડા, સારથી અને રથોને નષ્ટ કરી દીધા તથા અત્યન્ત તીક્ષ્ણ ભલ્લોથી તેમનાં મસ્તકોને પણ કાપી નાખ્યાં. આ પ્રમાણે તે રાજપુત્રોનો વધ કરીને આચાર્ય પોતાના ધનુષને મંડલાકાર ઘુમાવવા લાગ્યા.

આ જોઈ ધૃષ્ટદ્યુમ્નને ખૂબ ઉદ્વેગ થયો. તેની આંખોમાંથી પાણી નીકળવા લાગ્યું. અને તે અત્યન્ત કુપિત થઈને દ્રોણના રથ ઉપર તૂટી પડ્યો, ત્યારે ધૃષ્ટદ્યુમ્નનાં બાણોથી દ્રોણની ગતિ રોકાએલી જોઈ સંગ્રામભૂમિમાં ખૂબ હાહાકાર થવા લાગ્યો. તેણે ક્રોધથી તપી જઈને આચાર્યની છાતી પર નવ્વાણું બાણોથી ચોટ કરી. આથી તેઓ રથની ગાદી પર બેસીને મૂર્છિત થઈ ગયા. આ વખતે ધૃષ્ટદ્યુમ્ન ધનુષ મૂકીને ચમકતી તલવાર ઉઠાવી અને પોતાના રથથી કૂદીને એકદમ આચાર્યના રથ પર ચઢી ગયો. તે તેમનું શિર કાપવા જતો હતો એટલામાં જ આચાર્યની મૂર્છા તૂટી ગઈ. જ્યારે તેમણે જોયું કે ધૃષ્ટદ્યુમ્ન પોતાનું કામ ખતમ કરી દેવા માટે પાસે આવી ગયો છે ત્યારે તેઓ પાસેથી જ ચોટ કરનારાં વિતસ્તિ નામનાં બાણો છોડવા લાગ્યા. આ બાણોથી ધૃષ્ટદ્યુમ્નનો ઉત્સાહ ભાંગી ગયો અને તે તુરત જ તેમના રથથી કૂદીને પોતાના રથ પર ચઢી ગયો. હવે તે બન્નેય એકબીજાને બાણોથી વિંધવા લાગ્યા. બન્નેયે સમ્પૂર્ણ આકાશ, દિશાઓ અને પૃથ્વીને બાણોથી છાઈ દીધાં. તેમના અદ્ભુત યુદ્ધની બધા પ્રાણીઓ પ્રશંસા કરવા લાગ્યાં. હવે દ્રોણે ખૂબ સ્ફૂર્તિથી ધૃષ્ટદ્યુમ્નના સારથીનું શિર કાપી નાખ્યું. આથી તેના ઘોડા રણભૂમિથી ભાગી ગયા. હવે આચાર્ય પાંચાલ અને સૃંજય વીરોની સાથે યુદ્ધ કરવા લાગ્યા તથા તેમને પરાસ્ત કરીને પાછા પોતાના વ્યૂહમાં આવી ગયા.

આ બાજુ દુઃશાસન વરસતાં વાદળોની માફક બાણો વરસાવતો સાત્યકિની સામે આવી ગયો. તેને આવતો જોઈ સાત્યકિ તેના ઉપર દોડ્યો અને તેને પોતાનાં બાણોથી એકદમ ઢાંકી દીધો. જ્યારે દુઃશાસન અને તેના સાથીઓ બાણોથી બિલકુલ ઢંકાઈ ગયા તો બધા સૈનિકોની સામે જ ભયભીત થઈને યુદ્ધસ્થળથી ભાગી ગયા. દુઃશાસનને સેંકડો બાણોથી વિંધાએલા જોઈ રાજા દુર્યોધને ત્રિગર્ત વીરોને સાત્યકિના રથ તરફ મોકલ્યા. તે ત્રણ હજાર રથી યોદ્ધાઓએ યુદ્ધનો પાકો નિશ્ચય કરીને સાત્યકિને ચારે બાજુથી રથોની વાડથી ઘેરી લીધો. પરન્તુ સાત્યકિએ પોતાનાં બાણોની વર્ષાથી તે સેનાના પાંચસો આગળ ચાલનારા યોદ્ધાઓને પલવારમાં ધરાશાયી કરી દીધા. ત્યારે બાકીના વીરો પોતાના પ્રાણોના ભયથી દ્રોણાચાર્યના રથ તરફ વળી ગયા.

આ પ્રમાણે ત્રિગર્ત વીરોનો સંહાર કરીને વીર સાત્યકિ ધીમે ધીમે અર્જુનના રથ તરફ વધવા લાગ્યો. આ સમયે આપના પુત્ર દુઃશાસને તેના પર ફરી નવ બાણોથી ઘા કર્યો. ત્યારે સાત્યકિએ તેના પર પાંચ

બાણો છોડ્યાં અને તેના ધનુષને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે બધાને વિસ્મયમાં નાખીને તે ફરી અર્જુનના રથ તરફ વધવા લાગ્યો. આથી દુઃશાસનનો ક્રોધ બહુ જ વધી ગયો, અને તેણે સાત્યકિનો વધ કરવાના વિચારથી તેના પર લોઢાની એક શક્તિ છોડી પરન્તુ સાત્યકિએ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેના સેંકડો ટુકડા કરી દીધા. ત્યારે દુઃશાસને બીજું ધનુષ લઈ તેને બાણોથી વિંધી દીધો અને સિંહ સમાન ગર્જના કરી. આથી સાત્યકિનો ક્રોધ ભભૂકિ ઊઠ્યો અને તેણે દુઃશાસનની છાતીને ત્રણ બાણોથી ઘાયલ કરીને એક ભલ્લથી તેના ધનુષને અને એથી તેના રથનો ધ્વજાને તથા શક્તિને કાપી નાખ્યાં. પછી કેટલાંયે તીખાં બાણો છોડીને તેના બન્ને પાર્શ્વરક્ષકને મારી નાખ્યા. ત્યારે ત્રિગર્તસેનાપતિ તેને પોતાના રથ પર ચઢાવીને ચાલી નીકળ્યા. સાત્યકિએ કેટલીકવાર સુધી તેનો પણ પીછો પકડ્યો પરંતુ પછી તેને ભીમસેનની પ્રતિજ્ઞા યાદ આવી. આથી તેણે દુઃશાસનનો વધ ન કર્યો. રાજન્! ભીમસેને આપની સભામાં જ આપના બધા પુત્રોને મારવાની પ્રતિજ્ઞા કરી હતી, તેથી સાત્યકિએ દુઃશાસનને માર્યો નહિ તે તેને સંગ્રામભૂમિમાં પરાસ્ત કરીને ખુબ વેગથી અર્જુન તરફ વધવા લાગ્યો.

## દ્રોણાચાર્યદ્વારા બૃહત્ક્ષત્ર, ધૃષ્ટકેતુ અને ક્ષેત્રધર્માનો વધ તથા ચેકિતાન આદિ અનેક વીરોનો પરાજય

સંજયે કહ્યું—રાજન્! આ બાજુ બપોર પછી આચાર્ય દ્રોણનો સોમકોની સાથે સંગ્રામ થવા લાગ્યો. તે વખતે જે પેંડા ગર્જી રહ્યા હતા તેમનો મેઘ સમાન ગમ્ભીર શબ્દ થઈ રહ્યો હતો. પુરુષસિંહ દ્રોણે પોતાના લાલ રંગના ઘોડાવાળા રથ પર ચઢીને મધ્યમ ગતિથી પાંડવો પર હુમલો કર્યો અને પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેમના મુખ્ય મુખ્ય વીરો પર બાણ વરસાવી રહ્યા હોય તેમ ,હની રમત કરવા લાગ્યા. એટલામાં જ પાંચ કેકયરાજકુમારોમાંથી રણોન્મત્ત મહારથી બૃહત્ક્ષત્ર તેમની સામે આવ્યો. અને તીક્ષ્ણતીક્ષ્ણ બાણોની વર્ષા કરીને તેમને પીડિત કરવા લાગ્યો. દ્રોણે કુપિત થઈને તેના પર પંદર બાણ છોડ્યાં; પરન્તુ તેણે તેમને પોતાનાં પાંચ બાણોથી જ કાપી નાખ્યાં. તેની આવી સ્ફૂર્તિ જોઈને આચાર્ય હસ્યા અને ફરી તેના પર આઠ બાણથી ઘા કર્યો. આ જોઈ બૃહત્ક્ષત્રે તેમને તેટલાં જ તીક્ષ્ણ બાણ છોડીને નષ્ટ કરી દીધાં. બૃહત્ક્ષત્રનું આવું દુષ્કર કામ જોઈને આપની સેનાને બહુ આશ્ચર્ય થયું. ત્યારે દ્રોણે અત્યન્ત દુર્જય બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. તેને કેકયરાજકુમારે બ્રહ્માસ્ત્રથી જ નષ્ટ કરી દીધું તથા આચાર્ય પર સાઠ બાણોથી ચોટ કરી. આ ઉપર વિપ્રવર દ્રોણે તેના પર એક નારાચ છોડ્યું. તે તેના કવચને ફોડીને પૃથ્વીમાં ઘુસી ગયું. આથી બૃહત્ક્ષત્રનો ક્રોધ બહુ જ વધી ગયો તથા તેણે સિત્તેર બાણોથી દ્રોણને અને એકથી તેમના સારથીને ઘાયલ કરી દીધો. ત્યારે આચાર્યે પોતાની બાણવર્ષાથી મહારથી બૃહત્ક્ષત્રનો દમ કાઢી નાખ્યો અને તેના ચારે ઘોડાને પણ ઘાયલ કરી દીધા, પછી એક બાણથી સારથીને અને બેથી ધ્વજા અને છત્રને કાપી નાખ્યાં. ત્યારબાદ એક બાણ ખેંચીને બૃહત્ક્ષત્રના છાતીમાં માર્યું. તેનાથી તેની છાતી ફાટી ગઈ અને તે પૃથ્વી પર જઈ પડ્યો.

આમ કેકય મહારથી બૃહત્ક્ષત્ર મરી જતાં શિશુપાલનો પુત્ર મહાબલી ધૃષ્ટકેતુ દ્રોણાચાર્ય ઉપર તૂટી પડ્યો. તેણે આચાર્ય તથા તેમના રથ, ધ્વજા અને ઘોડા ઉપર સાઠ બાણોથી ઘા કર્યો. ત્યારે દ્રોણે એક તીક્ષ્ણ બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું. તે મહારથી બીજું ધનુષ લઈને તેમને બાણોથી વિંધવા લાગ્યો. દ્રોણે ચાર બાણોથી તેના ચારે ઘોડા મારી નાખ્યા અને પછી હસતાં હસતાં સારથીનું શિર ધડથી અલગ કરી દીધું. તે પછી પચીસ બાણ ધૃષ્ટકેતુ પર છોડ્યાં. ત્યારે તેણે રથથી કૂદીને આચાર્ય પર એક ગદા છોડી. તેને આવતી જોઈ તેમણે હજારો બાણોથી તેના ટુકડેટુકડા કરી દીધા. આથી ખીજાઈને ધૃષ્ટકેતુએ દ્રોણ પર એક તોમર અને એક શક્તિનો ઘા કર્યો. આચાર્યે પાંચ-પાંચ બાણોથી તે બન્નેને નષ્ટ કરી દીધાં. પછી તેમણે તેનો વધ કરવા માટે એક તેજ બાણ છોડ્યું. તે તેના કવચ અને હૃદયને ફાડીને પૃથ્વીમાં ઘુસી ગયું.

આ પ્રમાણે ચેદિરાજ મરાતાં તેના અસ્ત્રવિદ્યાવિશારદ પુત્રને ખુબ રોષ થયો અને તે તેની જગાએ આવીને લડવા લાગ્યો. પરન્તુ દ્રોણે હસતાં હસતાં તેને પણ યમરાજને હવાલે કરી દીધો. હવે જરાસન્ધનો પુત્ર

પુત્ર તેમની સામે આવ્યો. તેણે પોતનાં બાણોની વર્ષાથી રણાંગણમાં દ્રોણને અદશ્ય કરી દીધા. તેની આવી સ્ફૂર્તિ જોઈ આચાર્યે પણ સેંકડો હજારો બાણ વરસાવવાં શરૂ કર્યાં. આ પ્રમાણે તે મહારથીને રથમાં જ બાણોથી આચ્છાદિત કરીને તેમણે સમસ્ત ધનુર્ધરોની સામે જ મારી નાખ્યો.

હવે પંચાલ, ચેદી, સંજય, કાશી અને કોસલ—આ બધા દેશોના મહારથીઓ ખૂબ ઉત્સાહથી યુદ્ધ કરવા માટે દ્રોણ ઉપર તૂટી પડ્યા. તેમણે આચાર્યને યમરાજની પાસે મોકલવા માટે પોતાની બધી શક્તિ લગાવી દીધી. પરંતુ આચાર્યે પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેઓને જ યમરાજને હવાલે કરી દીધા. દ્રોણનાં આ ગીં કામ જોઈ મહાબળી ક્ષત્રધર્મા તેમની સામે આવ્યો. અને એક અર્ધચન્દ્રાકાર બાણથી તેમનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે આચાર્યે એક બીજું ધનુષ લઈ તેના ઉપર એક તીખું બાણ ચઢાવી તેને કાન સુધી ખેંચી છોડ્યું. તેનાથી ક્ષત્રધર્માનું હૃદય ફાટી ગયું અને તે પોતાના રથ પરથી પૃથ્વી ઉપર જઈ પડ્યો. આ પ્રમાણે તે ધૃષ્ટદ્યુમ્નકુમારના માર્યા જવાથી સંપૂર્ણ સેના કંપી ઊઠી. હવે આચાર્ય પર મહાબળી ચેકિતાને આક્રમણ કર્યું. તેણે દ્રોણને દશ બાણોથી ઘાયલ કરીને તેમની છાતીપર ચોટ કરી તથા ચાર બાણોથી તેમના સારથી અને ઘોડાઓને વીંધી નાખ્યા. ત્યારે આચાર્યે ત્રણ બાણોથી તેની છાતી અને ભુજાઓ પર ઘા કર્યો. પછી સાત બાણોથી ધ્વજ કાપીને ત્રણથી સારથીને મારી નાખ્યો. સારથી માર્યો જતાં ઘોડા રથને લઈને ભાગી ગયા.

આ પ્રમાણે ચેકિતનના રથને સારથીહીન જોઈને દ્રોણ ત્યાં એકત્રિત થયેલા ચેદિ, પાંચાલ અને સંજય વીરોને ખેરવિખેર કરવા લાગ્યા. આ વખતે તેઓ ખૂબ જ શોભાયમાન લાગતા હતા. તેમના કેશ કાન સુધી ધોળા થઈ ગયા હતા. અને તેમની ઉંમર પંચાસી વર્ષ સુધીની લગભગ થઈ ચૂકી હતી. આટલા વૃદ્ધ હોવા છતાં તેઓ સંગ્રામભૂમિમાં સોળ વર્ષના બાળક સમાન વિચરી રહ્યા હતા.

## મહારાજ યુધિષ્ઠિરનું ગભરાઈને ભીમસેનને અર્જુનની પાસે મોકલવું તથા ભીમનું અનેક ધૃતરાષ્ટ્રપુત્રોને મારીને અર્જુનની પાસે પહોંચવું

સંજય કહે છે–રાજન ! જ્યારે આચાર્ય પાંડવોના વ્યૂહને આ પ્રમાણે જ્યાં–ત્યાંથી રોળવા લાગ્યા ત્યારે પાંચાલો, સોમકો અને પાંડવ વીરો ત્યાંથી દૂર ભાગી ગયા. હવે ધર્મરાજ યુધિષ્ઠિરને પોતાનો કોઈ સહાયક દેખાતો ન હતો. તેમણે અર્જુનને જોવા માટે ચોતરફ નજર ફેરવી; પરન્તુ તેમને ન અર્જુન દેખાયો કે ન સાત્યકિ. આ પ્રમાણે ખૂબ દૃષ્ટિ દોડાવવા છતાં પણ જ્યારે તેમને નરશ્રેષ્ઠ અર્જુન ન દેખાયો અને તેના ગાણ્ડીવનો ટંકાર પણ ન સંભળાયો તો તેમની ઇન્દ્રિયો એકદમ વ્યાકુળ થઈ ગઈ. તેઓ એકદમ શોકમાં ડૂબી ગયા અને ભીમસેનને બોલાવી તેને કહેવા લાગ્યા; 'ભાઈ ભીમ ! જેણે રથ પર ચઢીને એકલાએ જ દેવતાઓ, ગંધર્વો અને અસુરોને પરાસ્ત કરી દીધા હતા તે તારા નાના ભાઈ અર્જુનનું મને કોઈ ચિહ્ન દેખાતું નથી.' ધર્મરાજને આ પ્રમાણે ગભરાતા જોઈ ભીમસેને કહ્યું: 'રાજન્ ! આપનો આવો ગભરાટ તો મેં પહેલાં કદી જોયો કે સાંભળ્યો નથી. પહેલાં કોઈ વખત જ્યારે અમે દુઃખથી અધીર થઈ જતા હતા તો તમે જ અમને દિલાસો આપતા હતા. મહારાજ ! આ સંસારમાં એવું કોઈ કામ નથી કે જેને હું ન કરી શકું અથવા તેને અસાધ્ય સમજીને છોડી દઉં. આપ મને આજ્ઞા આપો અને મનમાં કોઈ પણ પ્રકારની ચિન્તા ન કરો.' ત્યારે યુધિષ્ઠિરે આંખોમાં પાણી લાવીને દીર્ઘ નિઃશ્વાસ નાખતાં કહ્યું; 'ભાઈ ! જો, કૃષ્ણદ્વારા રોષપૂર્વક વગાડાતા પાંચજન્ય શંખના શબ્દ સંભળાય છે. આથી મને જણાય છે કે તારો ભાઈ અર્જુન આજે મૃત્યુશય્યા પર પોઢ્યો છે. અને તેના માર્યા જવાથી શ્રીકૃષ્ણ યુદ્ધ કરી રહ્યા છે. ભાઈ ! હું તારો મોટો ભાઈ છું. જો તું મારું કહ્યું માને તો જ્યાં અર્જુન અને સાત્યકિ ગયા છે તે જ તરફ તું જા. તું સાત્યકિની સંભાળ અર્જુન કરતાં પણ વધારે રાખજે. તે મારું પ્રિય કરવા માટે દુર્ગમ અને ભયંકર કૌરવસેનાને પાર કરીને અર્જુન તરફ ગયો છે. કાચા-પોચા યોદ્ધાઓ તો આ વિશાળ સેનાનો પાર પણ કદી ન કરી શકે. જો તને શ્રીકૃષ્ણ, અર્જુન અને સાત્યકિ કુશળ-ક્ષેમ મળી જાય તો સિંહનાદ કરીને મને તેની સૂચના આપજે.' ભીમસેને કહ્યું: 'મહારાજ ! જે રથ પર પહેલાં બ્રહ્મા, મહાદેવ, ઇન્દ્ર અને વરુણની સવારી થયેલી

છે તેના જ ઉપર બેસીને શ્રીકૃષ્ણ અને અર્જુન ગયા છે. તેથી જોકે તેમની બાબતમાં કોઈ ફિકર જેવું નથી, તો પણ હું આપની આજ્ઞા શિરોધાર્ય કરીને જાઉં રહ્યો છું. આપ કોઈ જાતની ચિન્તા ન કરો. હું તે પુરુષ-સિંહોને મળીને આપને સમાચાર આપીશ.

ધર્મરાજને આ પ્રમાણે કહીને ત્યાંથી નીકળતી વખતે મહાબલી ભીમસેને ધૃષ્ટદ્યુમ્નને કહ્યું: 'મહાબાહો ! મહારથી દ્રોણ જે રીતે સમસ્ત યુક્તિઓ વાપરીને ધર્મરાજને પકડવા માટે તત્પર થએલા છે તે તમને માલુમ જ છે. તેથી મારે અહિં રહીને જેટલું મહારાજની રક્ષા કરવાનું જરૂરનું છે તેટલું અર્જુનની પાસે જવું જરૂરનું નથી. આ જ વાત અર્જુને પણ મને કહી હતી. પરન્તુ હવે હું મહારાજની આજ્ઞા સામે કંઈ કહી શકતો નથી. જ્યાં મરણ નજીક આવી ગએલો જયદ્રથ છે ત્યાં જ મારે જવાનું છે. ધર્મરાજની આજ્ઞા મારે કોઈ પણ આનાકાની કર્યા વિના માનવી પડશે. હું પણ અર્જુન અને સાત્યકિ જે રસ્તેથી ગયા છે તે જ રસ્તેથી જઈશ. માટે હવે ખૂબ સાવધાન રહીને ધર્મરાજની રક્ષા કરજો.'

ત્યારે ધૃષ્ટદ્યુમ્ને ભીમસેનને કહ્યું: 'પાર્થ ! આપ નિશ્ચિન્ત થઈને જાઓ. હું આપના કહ્યા પ્રમાણે જ બધું કામ કરીશ. દ્રોણાચાર્ય સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્નનો વધ કર્યા વિના કોઈ પણ રીતે ધર્મરાજને કેદ નહિ કરી શકે.'

આ સાંભળી મહાબળી ભીમસેન પોતાના મોટા ભાઈને પ્રણામ કરીને તેમને ધૃષ્ટદ્યુમ્નની દેખરેખ નીચે મૂકીને અર્જુન તરફ ઉપડ્યો. જતી વખતે રાજા યુધિષ્ઠિરે તેને હૃદયે લગાડ્યો અને તેનું મસ્તક સૂંઘ્યું. ભીમસેનની ચાલતી વખતે ફરી પાંચજન્ય શંખનો ઘોર ધ્વનિ થયો. ત્રિલોકને ભયભીત કરનાર તે ભયંકર શબ્દને સાંભળીને ધર્મરાજાએ ફરી કહ્યું; 'જુઓ, શ્રીકૃષ્ણે વગાડેલો આ શંખ આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકે છે. જરૂર, અર્જુન પર મહાન સંકટ આવી પડ્યું જ શ્રીકૃષ્ણચન્દ્ર કૌરવો સાથે યુદ્ધ કરી રહ્યા છે. તેથી ભાઈ ભીમ ! તું ખૂબ જલદીથી જ અર્જુનની પાસે જા.'

હવે ભીમસેન શત્રુઓ પર પોતાની ભયંકરતા પ્રકટ કરતો જવા લાગ્યો. તે પોતાના ધનુષની દોરી ખેંચીને બાણોની વર્ષા કરતો કૌરવસેનાના આગળના ભાગને મથવા લાગ્યો. તેની પાછળ પાછળ બીજા પાંચાલ અને સોમક વીરો પણ આગળ વધવા લાગ્યા. ત્યારે તેની સામે દુઃશલ, ચિત્રસેન, કુણ્ડભેદી, વિવિંશતિ, દુર્મુખ, દુઃસહ, વિકર્ણ, શલ, વિન્દ, અનુવિન્દ, સુમુખ, દીર્ઘબાહુ, સુદર્શન, વૃન્દારક, સુહસ્ત, સુષેણ, દીર્ઘલોચન, અભય, રૌદ્રકર્મા, સુવર્મા અને દુર્વિમોચન વગેરે આપના પુત્રો અનેક સૈનિકો અને પાયદળને લઈને આવ્યા અને તેને ચારે બાજુથી ઘેરવા લાગ્યા. પરન્તુ ભીમસેન ખૂબ વેગથી તેમને પાછા હઠાવીને દ્રોણની સેના ઉપર તૂટી પડ્યો તથા તેના આગળ જે ગજસેના હતી તેના ઉપર બાણોની ઝડી લગાવી દીધી. જેમ વનમાં સિંહ ગર્જવાથી મૃગો ગભરાઈને ભાગવા લાગે છે, તે જ પ્રકારે તેઓ હાથીઓ ભયંકર ચિત્કાર કરતા આમતેમ ભાગવા લાગ્યા.

તે પછી તેણે ફરી ખૂબ જોરથી દ્રોણાચાર્યની સેના પર હુમલો કર્યો. આચાર્યે તેને આગળ વધતો રોક્યો તથા હાસ્ય કરતાં એક બાણદ્વારા તેના લલાટ પર ચોટ કરી પછી તે બોલ્યા; 'ભીમસેન ! મને જીત્યા વિના તારી શક્તિથી તું શત્રુની સેનામાં પ્રવેશ નહિ કરી શકે. તારો ભાઈ અર્જુન તો મારી રજાથી જ ઘુસી ગયો હતો, પરન્તુ તું મને ઓળંગીને તેમાં નહિ ઘુસી શકે.' ગુરુની આ વાત સાંભળી ભીમસેનની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ અને તેણે નિર્ભય થઈને કહ્યું: 'હે બ્રાહ્મણ ! અર્જુને આપની અનુમતિથી રણાંગણમાં પ્રવેશ કર્યો હોય એવું નથી. તે તો એવો તેજસ્વી છે કે ઇન્દ્રની સેનામાં પણ ઘુસી શકે છે. તે આપનો ખૂબ આદર કરે છે. એમ કરીને તેણે આપનું માન જ વધાર્યું છે. પરન્તુ હું દયાળુ અર્જુન નથી. હું તો આપનો શત્રુ ભીમ છું.' આ પ્રમાણે કહીને ભીમસેને પોતાની કાલદણ્ડ સમાન ભયંકર ગદા ઉઠાવી અને ઘુમાવીને દ્રોણ ઉપર ફેંકી. દ્રોણ તુરત જ પોતાના રથથી કૂદી પડ્યા. અને તે ગદાએ ઘોડા, સારથી અને ધ્વજા સહિત તેમના રથના ચૂરેચૂરા કરી દીધા. તથા બીજા પણ કેટલાય વીરોને મોંએ જેવા કરી દીધા.

હવે આચાર્ય બીજા રથ પર ચઢીને વ્યૂહના દ્વાર પર આવ્યા અને યુદ્ધને માટે તૈયાર થઈને ઊભા. મહાપરાક્રમી ભીમસેન ક્રોધમાં ભરાઈને પોતાની સામે આવેલી રથસેના પર બાણોની વર્ષા કરવા લાગ્યો. આ સેનામાં જે આપના મહારથી પુત્રો હતા તેઓ ભીમસેનનાં બાણોથી નાશ પામતા છતાં પણ તેના ઉપર વિજય પામવાની ઇચ્છાથી બરાબર યુદ્ધ કરતા રહ્યા. હવે દુઃશાસને આપમેળે ક્રોધ કરીને ભીમસેનને ખતમ કરી નાખવાના વિચારથી તેના ઉપર એક અત્યન્ત તીક્ષ્ણ લોહાની રથશક્તિ ફેંકી, પરન્તુ ભીમસેને વચ્ચે જ તે મહાશક્તિના બે

દુર્મદ કરી દીધા. પછી તેણે ત્રણ તીક્ષ્ણ બાણોથી કુણ્ડભેદી, સુષેણ અને દીર્ઘલોચન—આ ત્રણ ભાઈઓને મારી નાખ્યા. આમ છતાં પણ આપના વીર પુત્રો લડતા રહ્યા. એટલી જ વારમાં ભીમસેને મહાબલી વૃન્દારક, તથા અભય, રૌદ્રકર્મા અને દુર્વિમોચનનું પણ કામ ખતમ કરી દીધું. ત્યારે આપના પુત્રોએ તેને ચારે બાજુથી ઘેરી લીધો બાણોની ઝડી લગાવી દીધી. ભીમસેને હસતાં હસતાં આપના પુત્ર વિન્દ, અનુવિન્દ અને સુવર્માને યમરાજને ઘેર મોકલી દીધા. પછી તેણે આપના શૂરવીર પુત્ર સુદર્શનને ઘાયલ કર્યો. તે પૃથ્વી પર પડ્યો અને મરણ પામ્યો. આ પ્રમાણે ભીમસેને તાકી-તાકીને થોડી જ વારમાં પોતાનાં તેજ બાણોથી તે રથસેનાને નષ્ટ કરી દીધી. પછી તો સિંહની ત્રાડ સાંભળીને જેમ મૃગો ભાગવા લાગે છે તેમ તેના રથનો ઘરઘરાટ સાંભળી આપના પુત્રો બધી બાજુ ભાગવા લાગ્યા. ભીમસેને આપના પુત્રોની નાસભાગ કરતી સેનાનો પણ પીછો પકડ્યો અને તે બધા કૌરવોનો સંહાર કરવા લાગ્યો. આ પ્રમાણે ખૂબ માર પડતાં તેઓ ભીમસેનને છોડીને પોતાના ઘોડાઓ દોડાવતા રણભૂમિમાંથી ભાગી ગયા. મહાબલી ભીમ સંગ્રામમાં તે સર્વને પરાસ્ત કરીને ખૂબ જોરથી ગર્જવા લાગ્યો.

હવે તે રથસેનાને ઓળંગી આગળ વધ્યો. આ જોઈ દ્રોણાચાર્યે તેને રોકવા માટે બાણોની વર્ષા આરંભી દીધી તથા આપના પુત્રોની પ્રેરણાથી કેટલાયે ધનુર્ધર રાજાઓએ પણ તેને ચારે બાજુથી ઘેરી લીધો. ત્યારે ભીમસેને સિંહ સમાન ગર્જના કરીને એક ભયંકર ગદા ઉઠાવીને ખૂબ વેગથી તેઓના ઉપર ફેંકી. તેનાથી આપના કેટલાયે સૈનિકો ખતમ થઈ ગયા. ભીમસેને ગદાથી જ આપના બીજા સૈનિકો પર પણ પ્રહાર કર્યો. તેનાથી તેઓ ભયભીત થઈને સિંહની ગન્ધથી હરણોની જેમ ભાગવા લાગ્યા.

મહારથી ભીમ આ પ્રમાણે કૌરવોનો સંહાર કરવા લાગ્યો તો દ્રોણાચાર્ય તેની સામે આવ્યા. તેમણે પોતાની બાણવર્ષાથી તેને આગળ વધતો રોકી દીધો. હવે આ બન્ને વીરોનું ઘોર યુદ્ધ થવા લાગ્યું. ભીમસેન પોતાના રથથી ઊતરીને દ્રોણાચાર્યનાં બાણોનો માર સહન કરતો જ તેમના રથની પાસે પહોંચી ગયો અને તેની ધૂંસરી પકડીને તેને દૂર ફેંકી દીધો. દ્રોણ એક બીજા રથ પર ચઢીને ફરી વ્યૂહ આગળ આવી ગયા. પોતાના નિરુત્સાહ ગુરુને આ પ્રમાણે ફરી પોતાની સામે આવેલા જોઈ ભીમસેન ફરી ખૂબ વેગથી તેમની પાસે ગયો અને તે રથને પકડીને દૂર પટકી દીધો. આમ ભીમસેને અનાયાસે જ દ્રોણાચાર્યના આઠ રથો ફેંકીને નષ્ટ કરી દીધા. આપના યોદ્ધાઓ આ બધા કૌતુકને ખૂબ વિસ્મય ભરેલી આંખોથી નિહાળી રહ્યા.

હવે વાવાઝોડું જેમ વૃક્ષોનો નષ્ટ કરી દે છે તેમ સંગ્રામમાં ક્ષત્રિયોનો નાશ કરતો ભીમસેન આગળ વધ્યો. કેટલેક દૂર જતાં તેને કૃતવર્માથી રક્ષાયેલી સેના મળી, પરન્તુ તે તેને પણ જુદા-જુદા પ્રકારથી નષ્ટભ્રષ્ટ કરીને આગળ ગયો. પછી ક્રમે ક્રમે જ સેના નષ્ટ. અનેક બીજા યુદ્ધકુશળ મ્લેચ્છોને પાર કરતાં તેને યુદ્ધ કરતો સાત્યકિ દેખાયો. હવે તે અર્જુનને જોવાની ઇચ્છાથી પોતાના રથદ્વારા ખૂબ સાવધાનીથી ત્વરાપૂર્વક આગળ વધવા લાગ્યો. આપના અનેક યોદ્ધાઓને પછાડીને જ્યાં તે થોડેક આગળ ગયો કે તેણે જયદ્રથનો વધ કરવા માટે અર્જુનને યુદ્ધ કરતો જોયો. આ જોઈ તે વર્ષા ઋતુના મેઘ પેઠે ખૂબ જોરથી ગર્જવા લાગ્યો. ભીમસેનનો તે સિંહનાદ શ્રીકૃષ્ણ અને અર્જુનના કાનોમાં પણ ગયો. તે બન્ને તેને જોવા માટે ગર્જના કરતા આવીને તેને મળ્યા. મહારાજ! આ બાજુ ભીમસેન અને અર્જુનનો સિંહનાદ સાંભળી ધર્મપુત્ર યુધિષ્ઠિરને ખૂબ પ્રસન્નતા થઈ. તેમનો બધો શોક દૂર થઈ ગયો અને તેમને અર્જુનના વિજયની પણ પૂરી આશા બંધાઈ. ભીમસેને સિંહનાદ કરવાથી તેઓ આનંદિત થઈને મનમાં-ને-મનમાં કહેવા લાગ્યા—'ભીમ! તેં ખરી સૂચના કરી. તેં આજે મોટા ભાઈનું કહ્યું કરીને બતાવી દીધું. ભાઈ! જેમની સાથે તું દ્વેષ રાખે છે તેમનો વિજય કદાપિ ન થઈ શકે. મારું એ સદ્ભાગ્ય છે કે આજ મેં શ્રીકૃષ્ણ અને અર્જુનના સિંહનાદનો શબ્દ પણ સંભળાય રહ્યો છે. અહો! જેણે ઇન્દ્રને જીતીને ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો, એક જ ધનુષથી નિવાતકવચોને જીતી લીધા, વિરાટનગરમાં બધા કૌરવ મહારથીઓને પરાસ્ત કર્યા અને દુર્યોધનને છોડાવવા માટે ગન્ધર્વરાજ ચિત્રસેનને પણ નમાવ્યો, શ્રીકૃષ્ણ જેના સારથી છે અને જે મને હંમેશાં પરમ પ્રિય છે તે અર્જુન હજુ જીવતો છે—આ કેટલી આનંદની વાત છે! શું શત્રુઓની રક્ષામાં સૂર્યાસ્ત પહેલાં જ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરીને પાછા ફરેલા અર્જુનને મળી ભેટ થઈ શકશે! અર્જુનના હાથે જય

કથને અને ભીમસેનના હાથે પોતાના ભાઇઓને મરાએલા જોઈ મન્દબુદ્ધિ દુર્યોધન બચેલા વીરોની રક્ષા માટે અમારી સાથે વેર છોડીને સન્ધિ કરવા ચાહશે ?' આ પ્રમાણે એક બાજુ તો મહારાજ યુધિષ્ઠિર કરુણાર્દ્ર થઇને તરેહ તરેહની કલ્પનાઓમાં લાગ્યા હતા અને એક બાજુ તુમુલ સંગ્રામ થઇ રહ્યો હતો.

## ભીમસેનના હાથે કર્ણનો પરાજય, દ્રોણની સાથે દુર્યોધનની મન્ત્રણા તથા યુધામન્યુ અને ઉત્તમૌજાની સાથે યુદ્ધ

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! મને ત્રણે લોકમાં કોઈ એવો વીર નથી દેખાતો કે જે રણાંગણમાં ક્રોધથી ભરાએલા ભીમસેનની સામે ટકી શકે. ભલા, જે, રથ પર રથ ઉછાળીને પટકે છે અને હાથી પર હાથી ઉછાળીને લગાવે છે તેની આગળ બીજો તો કોણ, સાક્ષાત્ ઇન્દ્ર પણ કેવી રીતે ઊભો રહી શકે ? મને તો ભીમનો જેવો ભય છે તેવો નથી અર્જુનથી, નથી સાત્યકિથી કે નથી ધૃષ્ટદ્યુમ્નથી. સંજય ! એ તો બતાવો કે જ્યારે ભીમરૂપ પ્રચંડ અગ્નિ મારા પુત્રોને ભસ્મ કરવા લાગ્યો ત્યારે તેને કયા કયા વીરોએ રોક્યો ?

સંજય કહેવા લાગ્યો-રાજન્ ! જે સમયે ભીમસેન આ પ્રમાણે ગર્જી રહ્યો હતો તે વખતે મહાબલી કર્ણ પણ ખૂબ ભીષણ સિંહનાદ કરતો તેની સામે આવ્યો. ભીમસેને તેને પોતાની સામે ઊભેલો જોયો તો તે એકદમ ક્રોધથી તમતમી ઊઠ્યો અને તેના પર તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યો. કર્ણે પણ ભીષણ બાણ વરસાવતાં તેનો દૃઢતાથી સામનો કર્યો. તે સમયે ભીમસેનનો ભીષણ સિંહનાદ સાંભળવાથી અનેક યોદ્ધાઓના હાથમાંથી ધનુષ પડી ગયાં, કેટલાંયના હાથમાંથી હથિયારો સરી પડ્યાં, કેટલાંકના તો પ્રાણ નીકળી ગયા, અને તેમનાં જે હાથી-ઘોડા વગેરે વાહનો હતાં તે પણ ભયભીત થઇને મળમૂત્ર છોડવા લાગ્યાં. આ જોઈ કર્ણે ભીમસેન પર વીસ બાણ છોડ્યાં તથા પાંચ બાણોથી તેના સારથીને વીંધી દીધો. આ ઉપર ભીમસેને તેનું ધનુષ કાપી નાખ્યું અને દશ બાણોથી તેને પણ ઘાયલ કરી દીધો, પછી તેણે ખૂબ વેગથી ત્રણ બાણ તેની છાતીમાં માર્યાં. આ ભારે ચોટથી કર્ણ કંઈક વિર્ચાસત થઈ ગયો. પરન્તુ ફરીથી તે ધનુષને કાન સુધી ખેંચીને ભીમસેન પર બાણ વરસાવવા લાગ્યો. ત્યારે ભીમસેને એક ક્ષુરપ્ર બાણથી તેના ધનુષની દોરી કાપી નાખી તથા એક બાણથી તેના સારથીને રથથી નીચે પાડીને તેના ચારે ઘોડાઓને ધરાશાયી કરી દીધા. આથી ભયભીત થઇને કર્ણ તુરત જ પોતાના રથથી કૂદીને વૃષસેનના રથ પર ચઢી ગયો.

આ પ્રમાણે સંગ્રામમાં કર્ણને પરાસ્ત કરીને ભીમસેન મેઘ સમાન ખૂબ જોરથી ગર્જવા લાગ્યો. આ સિંહનાદને સાંભળવાથી. ધર્મરાજ સમજી ગયા કે ભીમસેને કર્ણને પરાસ્ત કરી દીધો છે. આથી તેઓ બહુ પ્રસન્ન થયા. આ બાજુ જ્યારે આપના પુત્ર દુર્યોધને જોયું કે અમારી સેના ખેરવિખેર થઈ રહી છે તથા અર્જુન, સાત્યકિ અને ભીમસેન જયદ્રથની નજીક જઇ પહોંચ્યા છે તો તે ખૂબ વેગથી દ્રોણાચાર્યની પાસે આવ્યો અને કહેવા લાગ્યો—'આચાર્યચરણ ! અર્જુન, ભીમસેન અને સાત્યકિ—આ ત્રણે મહારથીઓ અમારી આ વિશાળ સેનાને પરાસ્ત કરીને કશા પણ રોકાણ વિના સિન્ધુરાજની પાસે પહોંચી ગયા છે. આ ત્રણને કોઈ કાબુમાં લઇ શક્યું નથી અને તેઓ ત્યાં આપણી સેનાનો સંહાર કરી રહ્યા છે. ગુરુજી ! સાત્યકિ અને ભીમ કેવી રીતે આપને પરાસ્ત કરીને નીકળી ગયા ? આ વાત તો સમુદ્રને સૂકવી નાખવા સમાન સંસારને આશ્ચર્ય પમાડનારી છે. જ્યારે આ ત્રણ મહારથીઓ આપને વટાવીને નીકળી ગયા છે તો મને નિશ્ચય થાય છે કે આ સંગ્રામમાં અભાગી દુર્યોધનનો નાશ જરૂર થવાનો છે. ખેર, જે થવાનું હતું તે થઇ ગયું. હવે આગળને માટે વિચાર કરો અને સિન્ધુરાજની રક્ષાને માટે આપણે જે કંઇ કરવું જોઇએ તેનો નિર્ણય કરીને તે પ્રમાણે વ્યવસ્થા કરો.'

દ્રોણે કહ્યું—પ્રિય ! આ સમયે આપણું જે કર્તવ્ય છે તે સાંભળ જો, પાંડવોના ત્રણ મહારથીઓ આપણી સેનાને ઓળંગીને અંદર ઘુસી ગયા છે. આ વખતે જયદ્રથ ક્રોધમાં ભરાએલા અર્જુનથી ખૂબ ડરેલો છે. તેની રક્ષા કરવાનું જ આપણું સૌથી મોટું કર્તવ્ય છે. તેથી આપણે પ્રાણોની પણ પરવા ન કરીને તેની રક્ષા કરવી જોઇએ. આ યુદ્ધરૂપી સદ્દામાં આપણી હારજીતનો

આધાર તેની રક્ષા કરવા ઉપર જ છે. માટે જ્યાં મોટા-મોટા ધનુર્ધરો જયદ્રથની રક્ષા કરવામાં તત્પર હોય ત્યાં તમે જલદી જાઓ અને તે રક્ષા કરનારાઓનું રક્ષણ કરો. હું અહિં જ રહીને તમારી પાસે બીજા યોદ્ધાઓને પણ મોકલીશ અને હું જાતે પણ પાંચાલ અને સૃંજય વીરોને આગળ વધતા રોકીશ.

આચાર્યની આ આજ્ઞા સાંભળી દુર્યોધન પોતાના ઉપર આ મોટી જવાબદારી લઇ પોતાના અનુયાયીઓ સાથે તુરત જ ત્યાંથી ચાલી નીકળ્યો. જે સમયે અર્જુને કૌરવસેનામાં પ્રવેશ કર્યો હતો તે વખતે કૃતવર્માએ તેના ચક્રરક્ષકો-ઉત્તમૌજા અને યુધામન્યુને સેનાની અંદર જવા દીધા નહોતા. હવે તેઓ બહારથી જ ચક્કર લઇને આગળ જઈ તેમાં ઘુસી અર્જુનની પાસે પહોંચી ગયા. આ જોઇ કુરુરાજ દુર્યોધન ખૂબ વેગથી તેમની પાસે ગયો અને બન્ને ભાઈઓની સાથે સ્થિર થઇને યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે યુધામન્યુએ ત્રીસ બાણોથી દુર્યોધન પર, વીસથી તેના સારથી પર અને ચારથી ચારે ઘોડાઓ પર ચોટ કરી. દુર્યોધને એક બાણથી યુધામન્યુની ધ્વજા અને એકથી તેનું ધનુષ કાપી નાખ્યું. પછી એક બાણથી તેના સારથિને નીચે પાડી દીધો અને ચારથી ચારે ઘોડાઓને વિંધી દીધા. આ ઉપર યુધામન્યુએ ક્રોધમાં ભરાઇને ત્રીસ બાણોથી દુર્યોધનના વક્ષઃસ્થળ પર ઘા કર્યો. તથા ઉત્તમૌજાએ તેના સારથીને વિંધીને યમરાજને ઘેર પહોંચાડી દીધો. ત્યારે દુર્યોધને પાંચાલરાજકુમાર ઉત્તમૌજાના ચારે ઘોડાઓને અને બે બાજુના રક્ષકોને મારી નાખ્યા. ઘોડા અને રક્ષકો માર્યા જતાં ઉત્તમૌજા સ્ફૂર્તિથી પોતાના ભાઇ યુધામન્યુના રથ પર ચઢી ગયો. ત્યાંથી તેણે દુર્યોધનના ઘોડાઓ ઉપર પુષ્કળ બાણ વરસાવ્યાં. આથી તે ઘોડા મરીને પૃથ્વી પર પડી ગયા. પછી તેણે ત્વરાથી દુર્યોધનનું ધનુષ અને ભાથાને પણ કાપી નાખ્યાં. ત્યારે દુર્યોધન રથમાંથી કૂદી પડ્યો અને હાથમાં ગદા લઇને બન્ને ભાઈઓ તરફ દોડ્યો. તેને આવતો જોઈ યુધામન્યુ અને ઉત્તમૌજા પણ રથથી કૂદી પડ્યા. દુર્યોધને ક્રોધમાં ભરાઇને સારથી, ધ્વજા અને ઘોડાઓ સહિત તેમના રથને ચૂરેચૂરા કરી દીધો. તે પછી તે તુરત જ રાજા શલ્યના રથ પર ચઢી ગયો. આ બાજુ તે બન્ને રાજકુમારો પણ બીજા રથો ઉપર ચઢીને અર્જુનની પાસે પહોંચી ગયા.

રાજન્! આ વખતે ભીમસેન પણ કર્ણને પડતો મૂકીને શ્રીકૃષ્ણ અને અર્જુનની પાસે જવા માટે ઉત્સુક હતો. પરન્તુ જ્યારે તે તે તરફ જવા લાગ્યો ત્યાં કર્ણે પાછળથી આવીને તેના પર બાણ વરસાવવાં શરૂ કર્યાં અને તેને લલકારીને કહ્યું: 'ભીમ! આજ અર્જુનને જોવા માટે ઉતાવળા થઇને મને પીઠ બતાવીને કેમ જાઓ છો? તમારું આ કામ કુન્તીના પુત્રને યોગ્ય નથી. જરા મારી સામે ઊભા રહીને મારા પર બાણવર્ષા કરો.' ભીમસેન કર્ણની આ ઉશ્કેરણીને સહન ન કરી શક્યો. અને પોતાનો રથ પાછો વાળીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે બાણોની વર્ષા કરીને પહેલાં તો કર્ણના સાથીદારોને સાફ કરી દીધા. પછી તેનો પણ અન્ત કરવા માટે ક્રોધમાં ભરાઇને તરેહ તરેહનાં બાણો વરસાવવા લાગ્યો. તેણે એકવીસ બાણ છોડીને કર્ણના શરીરને વિંધી દીધું. કર્ણે પણ પાંચ તીખાં બાણ મારીને તેના ઘોડાઓને ઘાયલ કરી દીધા. પછી થોડી જ વારમાં કર્ણના ધનુષથી છૂટેલાં બાણોથી તેનો રથ, ધ્વજા અને સારથી પણ ઢંકાઈ ગયાં. તેણે ચોસઠ બાણોથી ભીમસેનના મજબુત કવચને કાપી નાખ્યું તથા તેના પર અનેક મર્મભેદી બાણોની ચોટ કરી. તે વખતે કર્ણે બાણોની એવી ઝડી લગાવી દીધી કે તેના આખા શરીર ઉપર બાણો વાગી ગયાં.

ભીમસેન કર્ણના આ વર્તાવને ન સહી શક્યો. તેની આંખો ક્રોધથી લાલ થઇ ગઈ અને તેણે કર્ણ પર પચીસ નારાચ છોડ્યાં. તે પછી તેણે ફરી તેના પર ચૌદ બાણોથી ચોટ કરી. પછી એક બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું અને ખૂબ સ્ફૂર્તિથી સારથી તેમજ ચારે ઘોડાને સાફ કરી અનેક ચમચમતાં બાણ તેની છાતીમાં માર્યાં. તે તેને ઘાયલ કરીને પૃથ્વી પર જઇ પડ્યાં. કર્ણને પોતાના પરાક્રમનું ખૂબ અભિમાન હતું. પરન્તુ આ વખતે તેનું ધનુષ કપાઈ ગયું હતું તેથી તે મુંઝવણમાં પડી ગયો. છેવટે તે એક બીજા રથ પર સત્વર ભાગી ગયો.

# ભીમસેનના હાથે કર્ણનો પરાજય તથા ધૃતરાષ્ટ્રના સાત પુત્રોનો વધ

ધૃતરાષ્ટ્રે કહ્યું:—સંજય! કર્ણે તો સાક્ષાત્ મહાદેવજીના શિષ્ય પરશુરામ પાસેથી અસ્ત્રવિદ્યા શીખી હતી છતાં તેને ભીમસેને આ પ્રમાણે રમતની પેઠે કેવી રીતે જીતી લીધો? મારા પુત્રો તો સૌથી વધુ ભરોંસો કર્ણનો જ રાખતા હતા. આ વખતે તેને ભીમની આગળથી ભાગતો જોઈ દુર્યોધને શું કહ્યું? અને તે પછી મહાબળી ભીમે કેવી રીતે યુદ્ધ કર્યું તથા કર્ણે તેને સંગ્રામભૂમિમાં અગ્નિ સમાન પ્રજ્વલિત થતો જોઈ શું કર્યું?

સંજયે કહ્યું—રાજન્! હવે બીજા રથ પર ચઢીને કર્ણ ભીમસેન તરફ ચાલ્યો, તે વખતે કર્ણને કુપિત થએલો જોઈને આપના પુત્રો તો એમ જ સમજવા લાગ્યા કે હવે ભીમસેન આગની જ્વાળામાં પડવાનો જ છે. કર્ણે ધનુષનો ભયંકર ટંકાર અને તાળીઓનો શબ્દ કરતાં ભીમસેન પર હુમલો કર્યો. બસ, બન્ને વીરો—કુપિત થએલા બે સિંહો સમાન-ઝપટ લગાવતા બે બાજો સમાન-ક્રોધે ભરાએલા બે ચિત્તા સમાન-પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. રાજન્! જુગાર રમતી વખતે, વનમાં રહેતી વખતે અને અજ્ઞાતવાસ વખતે પાંડવોને અનેક ક્લેશ ઉઠાવવા પડ્યા છે. આપના પુત્રોએ તેમનું સમૃદ્ધ રાજ્ય તથા રત્નો વગેરે હરી લીધું છે. આપના પુત્રોની સલાહથી આપ પણ નિરન્તર તેમને જાતજાતના ક્લેશ આપતા રહ્યા છો. આપે પુત્રો સહિત નિરપરાધી કુન્તીને લાક્ષાભવનમાં ભસ્મ કરી દેવાનો વિચાર કર્યો હતો. આપના દુષ્ટ પુત્રોએ સભાની વચ્ચે જ દ્રૌપદીને અનેક રીતે દુઃખ પહોંચાડ્યું હતું. દુઃશાસને તેના કેશ પકડીને ખેંચ્યા અને કર્ણે તેને આ કઠોર વચન સંભળાવ્યાં કે 'હવે આ પાંડવો તારા પતિ નથી. તું કોઈ બીજો પતિ ખોળી લે.' આ બધી બાબતોનું આ વખતે ભીમસેનને સ્મરણ થઈ આવ્યું. તેથી તે પોતાના પ્રાણોનો મોહ છોડીને ધનુષનો ટંકાર કરતો કર્ણ પર તૂટી પડ્યો. તેણે પોતાના બાણોની જાળથી કર્ણના રથ પર સૂર્યનો પ્રકાશ પડતો બંધ કરી દીધો. ત્યારે કર્ણે પોતાના તીક્ષ્ણ બાણોથી તે જાળને કાપીને નવ બાણોથી ભીમસેન પર ચોટ કરી. આના જવાબમાં ભીમસેને ફરી કર્ણને બાણોથી આચ્છાદિત કરી દીધો. તે બન્નેનો રણસંગ્રામ તે વખતે બળદ સમાન ભયાનક દેખાતો હતો. બીજા મહારથીઓ તો એ સંગ્રામને ખૂબ આશ્ચર્ય સાથે જોઈ રહ્યા હતા. બન્ને વીરોએ એકબીજા ઉપર બાણવર્ષા કરતાં કરતાં સંપૂર્ણ આકાશને બાણમય કરી દીધું હતું. તે બાણોના પ્રકાશથી, તેમાં ચમકારા જેવું થતું હતું. બન્ને વીરોના આકરા મારથી ઘોડા, હાથીઓ અને મનુષ્યો મરીને ધરતી પર લોટપોટ થઈ રહ્યાં હતાં. રાજન્! તે સમયે આપના પુત્રોના અનેક યોદ્ધાઓ માર્યા ગયા. તેમાં કેટલાક તો પ્રાણહીન થઈને પડતા હતા અને કેટલાક પડી ચૂક્યા હતા. આ પ્રમાણે જોતજોતામાં તે સંપૂર્ણ રણભૂમિ હાથી, ઘોડા અને મનુષ્યોની લાશોથી ઢંકાઈ ગઈ.

રાજન્! હવે ક્રોધમાં ભરાયેલા કર્ણે ભીમ પર ત્રીસ બાણોથી ચોટ કરી. ભીમે ત્રણ બાણોથી તેનું ધનુષ કાપી નાખ્યું તથા એક ભલ્લથી તેના સારથીને રથથી નીચે પાડ્યો. ત્યારે ઈન્દ્ર જેમ વજ્રનો પ્રહાર કરે છે તેમ કર્ણે એક મહાશક્તિ ઘૂમાવીને છોડી. પરન્તુ ભીમે સાત બાણોથી તેને વચ્ચે જ કાપી નાખી તથા કર્ણ પર યમદંડ સમાન તીક્ષ્ણ બાણોની વર્ષા શરૂ કરી. કર્ણે બીજું વિશાળ ધનુષ ચઢાવીને ભીમ પર નવ બાણ છોડ્યાં. તેમને ભીમસેને નવ બાણોથી જ કાપી નાખ્યાં. પછી તેણે કર્ણના ધનુષને પણ કાપી નાખ્યું તથા પોતાનાં બાણોની વર્ષાથી સારથીને પણ નીચે પાડી દીધો.

કર્ણને આ પ્રમાણે આપત્તિમાં પડેલો જોઈ રાજા દુર્યોધને પોતાના ભાઈ દુર્જયને કહ્યું: 'અરે! તું તુરત જ આ ભીમને મારીને કર્ણને સહાયતા કર." ત્યારે દુર્જય જેવી આજ્ઞા એમ કહીને બાણોની વર્ષા કરતો ભીમસેન તરફ ચાલ્યો. તેણે નવ બાણ ભીમસેન પર તથા આઠ બાણ તેના ઘોડાઓ ઉપર છોડ્યાં, તથા છથી તેના સારથીને, ત્રણથી ધ્વજાને અને સાતથી સ્વયં ભીમને વિંધી દીધો. આથી ભીમસેન ક્રોધથી તપી ઉઠ્યો. તેણે પોતાનાં તેજ બાણોથી દુર્જયનાં મર્મસ્થાનોને વિંધીને તેને સારથી અને ઘોડા સહિત યમરાજને હવાલે કરી દીધો. દુર્જયની આવી દુર્દશા જોઈને કર્ણનું હૃદય ભરાઈ આવ્યું. તેણે રોતાં રોતાં તેની પ્રદક્ષિણા કરી. આ વખતે ભીમસેને કર્ણના રથને તોડી ફોડી નાખ્યો.

આ પ્રમાણે રથહીન અને ફરીથી પરાજિત થવા છતાં કર્ણ એક બીજા રથ પર ચઢીને પાછો ભીમસેનની સામે આવ્યો અને તેને બાણોથી વિંધવા લાગ્યો. ભીમસેને તેના ઉપર દશ બાણો છોડીને ફરી સિત્તેર બાણોથી ચોટ કરી ત્યારે કર્ણે નવ બાણોથી ભીમસેનની છાતી વીંધીને એકથી તેની ધ્વજા કાપી નાખી. પછી તેણે આખા શરીરને તોડીને આરપાર નીકળી જાય એવું એક અત્યન્ત તીક્ષ્ણ બાણ છોડ્યું. તે ભીમસેનને ઘાયલ કરીને પૃથ્વીને ચીરીને અંદર ઘુસી ગયું. ત્યારે ભીમસેને એક વજ્ર સમાન કઠોર ચાર હાથ લાંબી છ ખૂણાવાળી ગદા ઉપાડી અને તેને ફેંકીને કર્ણના ઘોડા મારી નાખ્યા. પછી બે બાણથી તેની ધ્વજા કાપીને સારથીને પણ મારી નાખ્યો. હવે કર્ણ ઘોડા વગરના રથને છોડીને પોતાનું ધનુષ ખેંચીને ઊભો થઈ ગયો. આ વખતે અમે કર્ણનું ખૂબ જ અદ્ભુત પરાક્રમ જોયું. તે રથહીન હોવા છતાં પણ ભીમસેનને રોકતો જ રહ્યો. ત્યારે દુર્યોધને દુર્મુખને કહ્યું: 'ભાઈ દુર્મુખ! જો, ભીમસેને કર્ણને રથહીન કરી દીધો છે. તેથી તેની પાસે રથ પહોંચાડી દે.' આ સાંભળી દુર્મુખ ખૂબ વેગથી ભીમસેન પર બાણો વરસાવતો



કર્ણ તરફ ચઢ્યો. દુર્મુખને સંગ્રામમાં કર્ણની સહાયતા કરતો જોઈ ભીમસેન બહુ પ્રસન્ન થયો અને કર્ણને પોતાના બાણોથી રોકીને તેની તરફ પોતાનો રથ લઈ ગયો. ત્યાં પહોંચીને તેણે તે જ ક્ષણે નવ બાણોથી તેને યમરાજને ઘેર પહોંચાડી દીધો.

હવે કર્ણે કશો પણ વિચાર ન કરતાં ઘોર બાણોથી ભીમસેન પર ઘા કર્યો. તે બાણ તેના જમણા બાહુને ઘાયલ કરીને પૃથ્વીમાં ધસી ગયાં. ત્યારે ભીમસેને ત્રણ બાણોથી કર્ણને અને સાતથી તેના સારથીને વિંધી દીધો. તે બાણોની ચોટથી કર્ણ બહુ વ્યાકુળ થઈ ગયો અને પોતાના ઘોડાને વેગથી હાંકીને યુદ્ધક્ષેત્રથી ચાલ્યો ગયો. પરન્તુ અતિરથી ભીમસેન હજુ પણ પોતાનું ધનુષ ખેંચીને ત્યાં જ ઊભો રહ્યો.

ધૃતરાષ્ટ્ર કહેવા લાગ્યા—સંજય! પુરુષાર્થને ધિક્કાર છે. તે તો વ્યર્થ જ છે. હું તો દૈવને જ મુખ્ય ગણું છું. જુઓ, કર્ણ એવી સાવધાનીથી યુદ્ધ કરી રહ્યો હતો છતાં ભીમસેનને કાબુમાં ન કરી શક્યો. દુર્યોધનના મુખથી મેં કેટલીયે વાર સાંભળ્યું હતું કે કર્ણ બળવાન છે, શૂરવીર છે, મહાન ધનુર્ધર છે અને પરિશ્રમને તો કંઈ ગણતો જ નથી. તેની સહાયતા રહેતાં મને દેવતાઓ પણ સંગ્રામમાં નહિ જીતી શકે. પછી પાંડવોની તો વાત જ શું છે?' ત્યારે તે જ કર્ણને દુર્યોધને ભીમના હાથે પરાસ્ત થઈને યુદ્ધથી ભાગતો જોયો તો શું કહ્યું? સંજય! ભલા, ભીમસેનની સામે ટકવાની હિંમત કોનાથી થઈ શકે? એ સંભવ છે કે કોઈ પુરુષ યમરાજને ઘેર જઈને પણ પાછો આવી શકે પણ ભીમસેન સામે જઈને કદી પાછો નથી આવી શકતો. જે મૂઢ મોહવશ થઈને ક્રોધમાં ભરાયેલા ભીમની સામે ગયો તો તે એમ સમજો કે પતંગિયાની પેઠે આગમાં જ જઈને પડ્યો છે. ભીમસેને અમારી સભામાં સમસ્ત કૌરવોની સામે મારા પુત્રોના વધની પ્રતિજ્ઞા કરી હતી. તેને યાદ કરીને કર્ણને પરાજિત જોતાં દુર્યોધન અને દુઃશાસન તો ડરના માર્યા તેની આગળથી ભાગી જ ગયા હશે. કર્ણને રથહીન અને ભીમસેનને હાથે પરાજિત જોઈને જરૂર દુર્યોધનને શ્રીકૃષ્ણનું અપમાન કરવા માટે પશ્ચાત્તાપ થયો હશે. યુદ્ધમાં ભીમસેનના હાથથી પોતાના ભાઈઓનો વધ થતો જોઈ તેને પોતાના અપરાધ માટે જરૂર સન્તાપ થયો હશે. ભલા, પોતાના જીવનની રક્ષા ચાહનાર એવો કયો પ્રાણી હશે કે જે સાક્ષાત્ કાળ સમાન ઊભા રહેલા ભીમસેનની સામે જશે! મારી સમજ! હવે તો મારા પુત્રોનું જીવન સંકટમાં જ છે.

સંજય બોલ્યો—કુરુરાજ ! આ મહાભય આવી પડતાં આપ ચિન્તા કરવા નીકળ્યા છો. પરન્તુ તે વાતમાં કશો સન્દેહ નથી કે સંસારના આ ભીષણ સંહારની જડ આપ જ છો. આપે પુત્રોની વાતોમાં ફસાઈને પોતે જ આ મહાન વેર બાંધ્યું છે. આપને ઘણું ઘણું કહેવામાં આવ્યું. પરન્તુ મરણ ઉપર ગએલો પુરુષ જેમ હિતકારક ઔષધ ગ્રહણ કરતો નથી તે જ પ્રમાણે આપે પણ કોઈનું કહેવું ન માન્યું. રાજન્ ! આપે જાતે જ આ ન જીરવી શકાય તેવું વિષ પીધું છે. તેથી હવે આપ જ તેનું બધું ફળ ભોગવો.

ઠીક, હવે આગળ જે પ્રમાણે યુદ્ધ થયું તે હું સંભળાવું છું. કર્ણને ભીમસેનને હાથે પરાસ્ત થએલો જોઈ આપના પાંચ પુત્રો દુર્મર્ષણ, દુઃસહ, દુર્મદ, દુર્ધર અને જય એકી સાથે ભીમસેન પર તૂટી પડ્યા. તે તેને ચારે બાજુથી ઘેરીને તીડની માફક પોતાનાં બાણો વરસાવવા લાગ્યા. ભીમસેન તેમને અકસ્માત આવતા જોઈ હસતાં હસતાં તેમની સામે ગયો. જ્યારે કર્ણે આપના પુત્રોને ભીમસેનની સામે જતા જોયા તો તે પણ ત્યાં પાછો આવ્યો. હવે કૌરવલોક તેને ચારે બાજુથી ઘેરીને બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ ભીમસેને પચીસ જ બાણોથી સારથી અને ઘોડાઓ સહિત તે પાંચે ભાઈઓને ખતમ કરી દીધા. તે વખતે અમે ભીમસેનનું ખુબ અદ્‌ભુત પરાક્રમ જોયું. તે એક બાજુથી પોતાનાં બાણોથી કર્ણને રોકી રહ્યા હતો અને બીજી તરફ આપના પુત્રોનો સંહાર કરતો હતો.

---

## ભીમસેન અને કર્ણનો સંગ્રામ, ચૌદ ધૃતરાષ્ટ્રપુત્રોનો સંહાર તથા કર્ણદ્વારા ભીમનો પરાભવ

સંજયે કહ્યું—રાજન્ ! પ્રતાપી કર્ણ આપના પુત્રોને મરતા જોઈ ખૂબ જ કુપિત થઇ ગયો. તેને પોતાનું જીવવું પણ ભારે લાગવા માંડ્યું. તેની નજર આગળ જ ભીમસેને આપના પુત્રોને મારી નાખ્યા એથી તે પોતાને અપરાધી જેવો સમજવા લાગ્યો. એટલામાં જ ભીમસેને કુપિત થઇને કર્ણ પર તીક્ષ્ણ બાણોની વર્ષા શરૂ કરી. ત્યારે કર્ણે હાસ્ય કરીને ભીમસેનને પહેલાં પાંચ અને પછી સિત્તેર બાણોથી ઘાયલ કરી દીધો. આના જવાબમાં ભીમે અત્યન્ત તીક્ષ્ણ પાંચ બાણોથી કર્ણનાં મર્મસ્થાનોને વિંધીને એક ભલ્લથી તેનું ધનુષ કાપી નાખ્યું. આથી કર્ણ અત્યન્ત ખિન્ન થઇ બીજું ધનુષ લઈ ભીમસેન પર બાણો વરસાવવા લાગ્યો. એટલામાં જ ભીમે તેનો સારથી અને ઘોડાને પણ ખતમ કરી દીધા તથા તેના ધનુષના બે ટુકડા કરી નાખ્યા. આથી મહારથી કર્ણ તે રથથી કૂદી પડ્યો અને એક ગદા ઘુમાવીને તેને ખુબ ક્રોધમાં ભરાઈને ભીમસેન પર ફેંકી. પરન્તુ ભીમસેને સમસ્ત સેનાની આગળ જ તેને બાણોથી વચમાં જ રોકી દીધી.

હવે કર્ણે ભીમસેન પર પચીસ બાણો છોડ્યાં અને ભીમે નવથી તેનો જવાબ આપ્યો. તે બાણ કર્ણના કવચને ફોડીને તેની જમણી ભુજામાં લાગ્યાં અને પૃથ્વી પર જઈ પડ્યાં. આ પ્રમાણે ભીમસેનનાં બાણોથી સતત આચ્છાદિત થવાથી કર્ણ ફરીથી યુદ્ધથી પાછો હટવા લાગ્યો. આ જોઈ રાજા દુર્યોધને પોતાના ભાઈઓને કહ્યું: 'અરે ! બધા સાવધાન રહીને તુરત જ કર્ણ બાજુ વધો.' ભાઈની આ વાત સાંભળી આપના પુત્રો-ચિત્ર, ઉપચિત્ર, ચિત્રાક્ષ, ચારુચિત્ર, શરાસન, ચિત્રાયુધ અને ચિત્રવર્મા બાણોની વર્ષા કરતા ભીમ ઉપર તૂટી પડ્યા. પરન્તુ ભીમસેને તેમને આવતા જોઈ એક જ બાણમાં ધરાશાયી કરી દીધા. આપના મહારથી પુત્રોને આ પ્રમાણે માર્યા જતા જોઈ કર્ણનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું અને તેને વિદુરજીનાં વચન યાદ આવવા લાગ્યાં. પરન્તુ થોડી જ વારમાં તે બીજા રથ પર ચઢીને ભીમસેનની સામે આવી ગયો અને તેના પર બાણોની વર્ષા કરવા લાગ્યો. કર્ણના ધનુષથી છૂટેલાં બાણોથી તે એકદમ ઢંકાઈ ગયો અને તેનું શરીર ઘાયલ થઈ ગયું. આ સમયે કર્ણ એટલા વેગથી બાણ છોડી રહ્યો હતો કે તેનું ધનુષ, ધ્વજા, અને છત્ર પણ બાણોની વર્ષા જેવું જ લાગતું હતું. તેના આ પ્રબળ વેગથી આખું આકાશ છવાઈ ગયું. પરન્તુ જેવી રીતે કર્ણે ભીમસેનને બાણોથી આચ્છાદિત કર્યો તે જ રીતે ભીમે પણ તેના પર બાણોની ઝડી લગાવી દીધી. આ સમયે સંગ્રામમાં ભીમસેનનું અદ્‌ભુત પરાક્રમ જોઈને આપના યોદ્ધાઓ પણ તેની પ્રશંસા કરવા લાગ્યા. ભૂરિશ્રવા, કૃપાચાર્ય, અશ્વત્થામા, શલ્ય, જયદ્રથ, ઉત્તમૌજા, યુધામન્યુ, સાત્યકિ, શ્રીકૃષ્ણ અને અર્જુન—આ કૌરવ અને પાંડવ પક્ષના દશ મહા-

રથીઓ ધન્ય ધન્ય કહીને ખૂબ જોરથી સિંહનાદ કરવા લાગ્યા.

ત્યારે આપના પુત્ર રાજા દુર્યોધને પોતાના પક્ષના રાજાઓ, રાજકુમારો અને પોતાના ભાઈઓને કહ્યું; 'ધનુર્ધરો! જુઓ, ભીમસેનના ધનુષથી છૂટેલાં બાણો કર્ણને નષ્ટ કરે તે પહેલાં જ તમે તેને બચાવવાનો પ્રયત્ન કરો.' દુર્યોધનની આજ્ઞા થતાં તેના સાત ભાઈ ક્રોધમાં ભરાઈને ભીમસેન પર તૂટી પડ્યા અને તેને ચારે બાજુથી ઘેરી લીધો. તેઓ ભીમસેન પર બાણોની વર્ષા કરીને તેને ખૂબ પીડિત કરવા લાગ્યા. ત્યારે મહાબલી ભીમસેને તેમના ઉપર સૂર્યનાં કિરણો જેવાં ચકચકતાં સાત બાણ છોડ્યાં. તે બાણ તેઓનાં હૃદય ચીરીને તેમનું લોહી પીને આરપાર નીકળી ગયાં. આ પ્રમાણે મર્મસ્થળ વિંધાઈ જવાથી તે સાત ભાઈઓ પોતાના રથોથી પૃથ્વી પર પડી ગયા. રાજન! આ પ્રમાણે ભીમસેનના હાથથી આપના સાત પુત્રો—શત્રુંજય, શત્રુસહ, ચિત્ર, ચિત્રાયુધ, દૃઢ, ચિત્રસેન અને વિકર્ણ માર્યા ગયા. આપના આ મરેલા પુત્રોમાંથી પાંડુનન્દન ભીમ પોતાના પ્યારા ભાઈ વિકર્ણને માટે તો બહુ જ શોક કરવા લાગ્યો. તે બોલ્યો; 'ભાઈ વિકર્ણ! મેં પ્રતિજ્ઞા કરી હતી કે હું ધૃતરાષ્ટ્રના તમામ પુત્રોને મારીશ, તેથી જ તું પણ મરાયો છે. મેં મારી પ્રતિજ્ઞાની રક્ષા કરવા માટે જ આમ કર્યું છે. ભાઈ! તું તો ખાસ કરીને રાજા યુધિષ્ઠિર અને અમારા જ હિતમાં તત્પર રહેતો હતો. હાય! યુદ્ધ ખૂબ જ કઠોર ધર્મ છે.'

તે પછી તે ખૂબ જોરથી સિંહનાદ કરવા લાગ્યો. ભીમસેનનો તે ભીષણ શબ્દ સાંભળી ધર્મરાજને ખૂબ પ્રસન્નતા થઈ. આ બાજુ આપના એકત્રીસ પુત્રોને યુદ્ધમાં મરાએલા જોઈ દુર્યોધનને વિદુરનાં વચન યાદ આવવા લાગ્યાં. તે મનમાં વિચારવા લાગ્યો કે 'વિદુરે જે અમારા હિતને માટે કહ્યું હતું તે બધું અત્યારે આગળ આવી ગયું.' ખૂબ વિચાર કરવા છતાં પણ તેને આમ થવાનું કોઈ સમાધાન ન મળ્યું. રાજન્! દ્યૂત રમાતી વખતે દ્રૌપદીને સભામાં બોલાવીને આપના દુર્બુદ્ધિ પુત્રે અને કર્ણે જે કહ્યું હતું કે 'કૃષ્ણે! પાંડવો તો હવે નષ્ટ થઈને સદાને માટે દુર્ગતિમાં પડી ગયા છે. તું કોઈ બીજો પતિ પસંદ કરી લે.'—તેનું જ ફળ અત્યારે આગળ આવી રહ્યું છે. વિદુરે ખૂબ જ કરગરતા થઈને આપને પ્રાર્થના કરી હતી પરન્તુ તેમને કોઈ સન્તોષજનક ઉત્તર મળ્યો ન હતો. હવે આપ અને દુર્યોધન એ કુબુદ્ધિનું ફળ ભોગવો.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! આમાં ખાસ કરીને મારો જ અપરાધ અધિક છે, તેથી જ આજ તેનું ફળ મારી સામે આવી રહ્યું છે—એ વાત મારે સ્વીકારવી પડે છે. પરન્તુ જે થવાનું હતું તે થઈ ગયું. હવે આમાં શું થઈ શકે? ઠીક, મારા અન્યાયથી હવે આગળ વીરોનો સંહાર કેવી રીતે થયો, તે મને બતાવો.

સંજયે કહ્યું—મહારાજ! મહાબલી કર્ણ અને ભીમ મેઘ જેમ જળ વરસાવે છે તેવી જ રીતે બાણોની વર્ષા કરી રહ્યા હતા. ભીમના નામના ચિહ્નવાળાં અનેક બાણ કર્ણના પ્રાણનો અન્ત લાવવા જતાં હોય તેમ તેના શરીરમાં ઘુસી જતાં હતાં. આ પ્રમાણે કર્ણનાં છોડેલાં સેંકડો હજારો બાણ પણ વીરવર ભીમને આચ્છાદિત કરી રહ્યાં હતાં. ભીમના ધનુષથી છૂટેલાં બાણોથી આપણી સેનાનો સંહાર થઈ રહ્યો હતો. યુદ્ધમાં મરેલા હાથી, ઘોડા અને મનુષ્યોને લીધે આખી રણભૂમિ આંધીથી ઉખડેલાં વૃક્ષોથી છવાઈ ગએલી જમીન જેવી લાગતી હતી. આપણા યોદ્ધાઓ ભીમસેનનાં બાણોના મારથી વ્યાકુળ થઈને મેદાન છોડીને ભાગવા લાગ્યા. કર્ણ અને સિંધુ સૌવીર દેશના યોદ્ધાઓ તથા કૌરવોની



સેના યુદ્ધસ્થળથી દૂર જઈને ઊભી રહી. આ સમયે રણમાં મરેલા હાથી, ઘોડા અને મનુષ્યોના રુધિરથી ભયંકર નદી વહેવા લાગી. તેમાં મરેલા હાથીઓ, ઘોડા અને મનુષ્યો તરવા લાગ્યાં.

રાજન્ ! હવે કર્ણે ભીમસેન પર ત્રણ બાણોથી ઘા કરીને અનેક વિચિત્ર પ્રકારનાં બાણોની વર્ષા શરૂ કરી દીધી. ત્યારે ભીમસેને એક અત્યન્ત તીક્ષ્ણ કર્ણી નામના બાણથી કર્ણના કાન પર પ્રહાર કર્યો. આથી તેનો કુણ્ડલવાળો શોભતો કાન કપાઈને જાંઘ પર પડ્યો. ત્યારપછી ભીમસેને એક બાણથી તેની છાતી પર ઘા કરીને દશ બાણ બીજાં પણ છોડ્યાં. તે તેનું કપાળ ફોડીને તેમાં લાગ્યાં. આ પ્રમાણે અત્યન્ત ઘાયલ થઈ જવાથી કર્ણને મૂર્છા આવી ગઈ. તેણે રથની બેઠકનો આધાર લઈ આંખો બંધ કરી દીધી. થોડી વારમાં જ્યારે તે સચેત થયો ત્યારે તે ક્રોધમાં ભરાઈને ખૂબ વેગથી ભીમસેનના રથ પર દોડ્યો અને તેના પર સો બાણ છોડ્યાં. ત્યારે ભીમસેને એક ક્ષુરપ્ર બાણથી તેનું ધનુષ કાપીને ભારે ગર્જના કરી. કર્ણે બીજું ધનુષ લીધું પણ ભીમસેને તેને પણ કાપી નાખ્યું. આ જ પ્રમાણે તેણે એક-પછી-એક કર્ણનાં અઢાર ધનુષ કાપી નાખ્યાં. કર્ણે જોયું કે ભીમસેને સિંધુ-સૌવીર અને કૌરવોના અનેક યોદ્ધાઓને મારી નાખ્યા છે તથા તેમના હાથી, ઘોડા અને મનુષ્યોથી સંપૂર્ણ રણભૂમિ છવાઈ ગઈ છે તો તેને ખૂબ જ ક્રોધ થયો અને તે ભીમ પર ખૂબ જ તીક્ષ્ણતીક્ષ્ણ બાણોથી વર્ષા કરવા લાગ્યો. પરંતુ ભીમસેને તેના દરેક બાણને ત્રણત્રણ બાણ મારીને કાપી નાખ્યાં તથા કર્ણ પર ભીષણ બાણવર્ષા આરંભી દીધી.

હવે કર્ણે પોતાના અસ્ત્રકૌશલ્યથી અનેક બાણો છોડીને ભીમસેનનો ભાથો, ધનુષ, પ્રત્યંચા, ઘોડાઓની લગામ અને જોતરને પણ કાપી નાખ્યાં. તથા તેના ઘોડાઓને મારીને પાંચ બાણોથી તેના સારથીને પણ ઘાયલ કરી દીધો. તે સારથી તુરત જ કૂદીને યુધામન્યુના રથ પર જઈ બેઠો. આ પ્રમાણે ધનુષ કપાઈ જતાં ભીમસેને એક ગદા ઉપાડી અને ક્રોધમાં ભરાઈને કર્ણના રથ પર છોડી. કર્ણે દશ બાણો છોડીને તેને વચમાં જ કાપી નાખી. હવે ભીમસેને હાથમાં ઢાલ-તલવાર લઈ લીધી. અને તલવારને ઘુમાવીને કર્ણના રથ પર ફેંકી. તે દોરી સહિત કર્ણના ધનુષને કાપીને જમીન-પર પડી. ત્યારે કર્ણ બીજું ધનુષ લઈને ભીમસેનને મારી નાખવાના વિચારથી તેના પર બાણોની વર્ષા કરવા લાગ્યો. કર્ણનાં બાણોથી વ્યથિત થઈને ભીમસેન આકાશમાં ઊછળ્યો. તેનું આ અદ્ભુત કર્મ જોઈ કર્ણ ખૂબ જ ગભરાયો અને તેણે



રથમાં છુપાઈને ભીમસેનથી પોતાને બચાવી લીધો. ભીમસેને જ્યારે જોયું કે કર્ણ ગભરાઈને રથના પાછળના ભાગમાં છુપાયો છે, ત્યારે તે તેની ધ્વજાની લાકડી પકડીને ઊભો થઈ ગયો અને ગરુડ જેમ સર્પને ખેંચે તેમ કર્ણને રથની બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ત્યારે કર્ણે તેના પર ખૂબ વેગથી હુમલો કર્યો. ભીમનાં શસ્ત્ર સમાપ્ત થઈ ગયાં હતાં તેથી તે કર્ણના રથના રસ્તાથી બચવા માટે અર્જુને મારેલા હાથીઓની લોથોમાં છુપાઈ ગયો. પછી કર્ણ પર પ્રહાર કરવા માટે તેણે એક મોટા હાથીની લાશ ઉઠાવી લીધી. પરન્તુ કર્ણે પોતાનાં બાણોથી તેના ટુકડેટુકડા કરી દીધા. ત્યારે ભીમસેને તે ટુકડાઓને જ ફેંકવા શરૂ કર્યા તથા બીજી પણ-રથનાં પૈડાં અથવા ઘોડા-જે ચીજ દેખાઈ તેને ઉઠાવીને કર્ણ પર ફેંકવા લાગ્યો. પરન્તુ તે જે ચીજ ફેંકે તેને કર્ણ કાપી નાખતો હતો.

હવે ભીમસેને મુક્કો ઉગામીને તેનાથી જ કર્ણને



ખતમ કરી દેવાનો વિચાર કર્યો પરન્તુ તેને અર્જુનની પ્રતિજ્ઞા યાદ આવી જવાથી પોતે સમર્થ હોવા છતાં પણ તેને મારી નાખવાનો વિચાર છોડી દીધો. આ સમયે કર્ણે વારંવાર પોતાનાં તીક્ષ્ણ બાણોના મારથી ભીમને મૂર્છિત જેવો કરી દીધો. પરન્તુ કુન્તીની વાત યાદ કરીને તેણે પણ આ શસ્ત્રહીન અવસ્થામાં ભીમનો વધ ન કર્યો. પછી કર્ણે તેની પાસે જઇ તેને ધનુષની અણી લગાવી. તેનો સ્પર્શ થતાં જ ભીમસેનનો ક્રોધ ભડકી ઊઠ્યો. અને તે કર્ણનું ધનુષ પકડી લઇ તેના મસ્તક પર જ લગાવવા માંડ્યો. ભીમસેનની ચોટ ખાતાં કર્ણની આંખો ક્રોધથી લાલ થઈ ગઇ અને તે તેને કહેવા લાગ્યો; 'અરે નમૂછિયા! અરે મૂર્ખ! અરે પેટભરા! તારામાં અસ્ત્રશસ્ત્ર વાપરવાના તો કંઇ શઉર નથી અને યુદ્ધ કરવાની ચપળતા એટલી છે કે મારી સાથે ભીડવાની પણ કલ્પના કરી બેસે છે. અરે દુર્બુદ્ધિ! જ્યાં તરેહતરેહની ખાવાપીવાની ચીજો ખૂબ હોય ત્યાં જ તારે તો રહેવું જોઇએ. યુદ્ધમાં તારે કદી મોંઢું ન બતાવવું જોઈએ. તું ફળ, ફૂલ, મૂળ વગેરે ખાવામાં તથા વ્રત, નિયમ વગેરેનું પાલન કરવામાં જરૂર કુશળ છે. પરન્તુ યુદ્ધ કરતાં તું નથી જાણતો. ભલા ક્યાં એવું મુનિનું જીવન અને ક્યાં યુદ્ધ! બાપ! તારામાં યુદ્ધ કરવાના શઉર નથી, તું તો વનમાં રહીને જ પ્રસન્ન રહે. તેથી હવે તું વનમાં ચાલ્યો જા અને જો તારે લડવું હોય તો બીજા લોકોની સાથે લડવું જોઇએ. મારા જેવા વીરોની સાથે આવું તને શોભતું નથી. મારા જેવાઓની સાથે લડાઈમાં તો આવી અથવા આથી પણ વધુ દુર્ગતિ થાય છે. હવે તું યા તો કૃષ્ણ પાસે ચાલ્યો જા યા તો અર્જુન પાસે, તેઓ તારી રક્ષા કરશે. અથવા તો અહિંથી ઘેર ચાલ્યો જા. બચ્ચા! યુદ્ધ કરીને તું શું લઈશ?'

કર્ણનાં આવાં કઠોર વચન સાંભળી ભીમસેને બધા યોદ્ધાઓની સામે હસીને કહ્યું; 'રે દુષ્ટ! મેં તને કેટલીયે વાર પરાસ્ત કર્યો છે. તું તારા મુખથી જ પોતાની આટલી શેખી શા માટે કરી રહ્યો છે? અમારા પૂર્વના પુરુષો પણ જય-પરાજય તો ઇન્દ્રનો પણ જોતા આવ્યા છે. રે અકુલીન! હજુ પણ તું મારી સાથે મલ્લયુદ્ધ કરીને જોઇ લે. જેમ મેં મહાબલી અને મહાભોગી કીચકને પાડ્યો હતો-તેવી જ રીતે આ બધા રાજાઓની આગળ તને પણ કાળને હવાલે કરી દઇશ.'

બુદ્ધિમાન કર્ણ ભીમસેનના આ શબ્દોથી તેનો મતલબ સમજી ગયો અને બધા ધનુર્ધરોની સામે જ યુદ્ધથી ખસી ગયો. ભીમસેનને રથહીન કરીને કર્ણે શ્રીકૃષ્ણ અને અર્જુનની સામે જ તેને આવી ન કહેવા યોગ્ય વાતો કહી તો શ્રીકૃષ્ણની પ્રેરણાથી અર્જુને કર્ણ પર પુંકળ બાણ છોડ્યાં. ગાંડીવથી છૂટેલાં તે બાણ કર્ણના શરીરમાં ઘુસી ગયાં. તેનાથી પીડિત થઇને તે તુરત જ ભીમસેનની આગળથી ભાગી ગયો. ત્યારે ભીમ સાત્યકિના રથ પર સવાર થઇ પોતાના ભાઇ અર્જુનની પાસે આવ્યો. આ જ વખતે અર્જુને ખૂબ સ્ફૂર્તિથી કર્ણને લક્ષ્ય કરીને એક કાળ સમાન ભયંકર બાણ છોડ્યું. પરન્તુ તેને અશ્વત્થામાએ વચ્ચેથી જ કાપી નાખ્યું. આથી અર્જુને કુપિત થઇને અશ્વત્થામાને ચોસઠ બાણોથી ઘાયલ કરી દીધો. અને બૂમ પાડીને કહ્યું; 'જરા ઊભા રહો, ભાગો નહિ' પરન્તુ અર્જુનનાં બાણોથી પીડિત થઇને અશ્વત્થામા રથોથી ભરેલી હાથીઓની સેનામાં ઘુસી ગયો. અર્જુને પોતાનાં બાણોથી સેનાને વ્યથિત કરતાં કેટલેક દૂર સુધી તેનો પીછો કર્યો. તે અનેક હાથી, ઘોડા અને મનુષ્યોને વિંધતો તે સેનાનો સંહાર કરવા લાગ્યો.

## સાત્યકિનું રાજા અલમ્બુષ, ત્રિગર્ત અને શૂરસેન દેશના વીરોને પરાસ્ત કરીને અર્જુનની પાસે પહોંચવું તથા અર્જુનનું ધર્મરાજાને માટે ચિન્તાતુર થવું

રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! મારો દેદીપ્યમાન યશ દિવસે દિવસે મન્દ પડતો જાય રહ્યો છે. મારા અનેક યોદ્ધાઓ માર્યા ગયા છે. આથી હું મારા સમયને પલટાએલો સમજું છું. હવે મને એવું જ અનુમાન થાય છે કે જયદ્રથ જીવિત નથી. અચ્છા તે યુદ્ધ જે રીતે થયું તેનું યથાવત્ વર્ણન કરો. જે સાત્યકિ જે વિશાળ વાહિનીને ખળભળાવીને અન્દર ઘુસી ગયો હતો તેના યુદ્ધનું વર્ણન કરો.

સંજયે કહ્યું—રાજન! સાત્યકિ પોતાના શ્વેત ઘોડાઓથી જોડાએલા રથ પર બેસીને મોટી ગર્જના કરતો જાય રહ્યો હતો. આપના બધા મહારથીઓ મળીને પણ તેને રોકવામાં સફળ ન થયા. આ વખતે રાજા અલમ્બુષ તેની સામે આવ્યો અને તેને રોકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મહારાજ! એ બન્ને વીરોનો જેવો સંગ્રામ થયો તેવો તો કોઈ સંગ્રામ નથી થયો. તે વખતે બન્ને પક્ષના યોદ્ધાઓ તેમનું જ યુદ્ધ જોવા લાગ્યા. અલમ્બુષે સાત્યકિ પર ખૂબ જોરથી દશ બાણોનો પ્રહાર કર્યો પણ સાત્યકિએ તેમને વચ્ચેથી જ કાપી નાખ્યાં. પછી તે ધનુષને કાન સુધી ખેંચીને સાત્યકિ પર ત્રણ તીક્ષ્ણ બાણ છોડ્યાં. તે તેનું કવચ ફાડીને તેના શરીરમાં ઘુસી ગયાં. પછી ચાર બાણોથી અલમ્બુષે તેના ચારે ઘોડાઓને પણ ઘાયલ કરી દીધા. ત્યારે સાત્યકિએ ચાર તેજ બાણોથી અલમ્બુષના ચારે ઘોડાઓને મારી નાખ્યા તથા એક ભલ્લથી તેના સારથીનું શિર કાપીને અલમ્બુષના કુણ્ડલમણ્ડિત મસ્તકને પણ ધડથી અલગ કરી દીધું.




આ પ્રમાણે અલમ્બુષનું કામ ખતમ કરીને તે આપની સેનાઓને ચીરતો અર્જુન તરફ વધવા લાગ્યો. તેણે જેવો એ અપાર સૈન્યસમુદ્રમાં પ્રવેશ કર્યો કે અનેક ત્રિગર્ત વીરો તેના ઉપર તૂટી પડ્યા અને તેને ચારે બાજુથી ઘેરીને બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ સાત્યકિએ તે સેનામાં ઘુમીને એકલાએ જ પચાસ રાજકુમારોને પરાસ્ત કરી દીધા. તે સમયે તે મહાન શૂરવીર નૃત્ય કરતો હોય તેમ એકલો હોવા છતાં પણ સો રથીઓ પેઠે ક્ષણમાં પૂર્વમાં, ક્ષણમાં પશ્ચિમમાં, ક્ષણમાં ઉત્તરમાં તો તુરત દક્ષિણ દિશામાં નજરે પડતો હતો. તેનું આ અદ્ભુત પરાક્રમ જોઈને ત્રિગર્તવીરો તો ગભરાઈને ભાગી ગયા. હવે શૂરસેન દેશના યોદ્ધાઓ બાણોની વર્ષા કરીને તેને આગળ વધતો રોકવા લાગ્યા. થોડીક વારમાં તેમને હઠાવીને તે ફરી કલિંગ દેશના વીરો સાથે ભીડાઈ ગયો. પછી તે દુસ્તર કલિંગસેનાને પાર કરીને તે અર્જુનની પાસે પહોંચ્યો. જેમ પાણીમાં તરીતરીને મનુષ્ય જમીન ઉપર પહોંચી વિશ્રામ લે તેમ અર્જુનને જોતાં પુરુષસિંહ સાત્યકિને ખૂબ શાન્તિ મળી.

તેને આવતો જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'અર્જુન! જો તારી પાછળ સાત્યકિ આવી રહ્યો છે. આ મહાપરાક્રમી વીર તારો શિષ્ય અને મિત્ર છે. તેણે બધા યોદ્ધાઓને તણખલાની પેઠે પરાસ્ત કરી દીધા છે. તે તને પ્રાણોથી પણ પ્રિય છે. અત્યારે તે કૌરવ યોદ્ધાઓનો ભયંકર સંહાર કરીને અહિં આવી પહોંચ્યો છે. તેણે પોતાનાં બાણોથી દ્રોણાચાર્ય અને ભોજવંશી કૃતવર્માને પણ નીચું ઘલાવ્યું છે. તથા તને જોવા માટે તે અનેક સારાસારા યોદ્ધાઓને મારીને અહિં આવ્યો છે. તેને ધર્મરાજાએ તારી ખબર લેવા માટે મોકલ્યો છે. તેથી જ તે પોતાના બાહુબળથી શત્રુની સેનાને ચીરીને અહિં આવી પહોંચ્યો છે.'



ત્યારે અર્જુને કંઈક ઉદાસ થઈને કહ્યું; 'મહાબાહો! સાત્યકિ મારી પાસે આવી રહ્યો છે—તેથી મને પ્રસન્નતા નથી. તેના અહિં ચાલ્યા આવવાથી હું એ પણ કહી શકતો નથી કે 'હવે ધર્મરાજ જીવતા હશે કે નહિ હોય.' તેણે તો તેમની જ રક્ષા કરવી જોઈતી હતી. હવે ધર્મરાજ દ્રોણનો શિકાર બની જાય તેવી સ્થિતિમાં છે અને આ બાજુ જયદ્રથનો વધ પણ થયો નથી. તેમાં પણ વળી આ ભૂરિશ્રવા સાત્યકિ ઉપર જઈ રહ્યો છે. હવે સૂર્ય ઢળી ચૂક્યો છે અને મારે અવશ્ય જયદ્રથનો વધ કરવાનો છે. સાત્યકિ થાકી ગએલો છે અને તેના ઘોડા અને સારથી પણ શિથિલ થઈ ચૂક્યા છે. પરન્તુ ભૂરિશ્રવા થાકેલો નથી અને તેના અનેક સહાયકો પણ તૈયાર છે. આવી સ્થિતિમાં શું તે ભૂરિશ્રવાની સાથે ભીડીને કુશળ રહી શકશે? ધર્મરાજે દ્રોણ તરફથી નિર્ભય થઈને તેને મારી પાસે મોકલી દીધો તેમાં હું તેમની ભૂલ જ ગણું છું. દ્રોણ નિરન્તર તેમને પકડવાનો લાગ જોતા જ રહે છે તો શું આ વખતે મહારાજ કુશળ રહી શક્યા હશે?'

## સાત્યકિ તથા ભૂરિશ્રવાનું ભીષણ યુદ્ધ તથા સાત્યકિદ્વારા ભૂરિશ્રવાનો વધ

સંજય કહે છે—રાજન! રણદુર્મદ સાત્યકિને આવતો જોઈ ભૂરિશ્રવા ક્રોધમાં ભરાઈને તેના તરફ દોડયો અને તેને કહેવા લાગ્યો; 'અહા! આ સંગ્રામભૂમિમાં મારી ઘણા દિવસોની ઇચ્છા પૂરી થઈ. હવે જો તું મેદાન છોડીને નહિ ભાગે તો જીવતો નહિ બચી શકે.' આ ઉપર સાત્યકિએ હસીને કહ્યું; 'કુરુપુત્ર! મને યુદ્ધમાં તમારાથી જરાય ભય નથી. કેવળ વાતો બકીને મને કોઈ ડરાવી નથી શકતો, જરા કામ કરીને બતાવો. વીરવર! તમારી ગર્જના સાંભળીને તો મને હસવું આવે છે. મારું મન તો આજે તમારા ઉપર બે હાથ ચલાવવા માટે ખૂબ ઉતાવળું થઈ રહ્યું છે. આજ તમને માર્યા વિના હું યુદ્ધના મેદાનથી પાછો નહિ હઠું.'

આ પ્રમાણે એકબીજાને ખરું ખોટું સંભળાવીને તે બન્ને વીરો ક્રોધમાં ભરાઈને યુદ્ધ કરવા લાગ્યા. ભૂરિશ્રવાએ સાત્યકિને પોતાનાં બાણોથી આચ્છાદિત કરીને તેને પૂરો કરી નાખવાના વિચારથી પહેલાં દશ બાણોથી ઘાયલ કર્યો અને પછી તેના ઉપર અનેક તીક્ષ્ણ તીરોની ઝડી લગાવી દીધી. પરન્તુ સાત્યકિએ પોતાના અસ્ત્ર-કૌશલથી તેને વચ્ચે જ કાપી નાખી. તે પછી તેઓ પરસ્પર તરેહતરેહનાં શસ્ત્રોની વર્ષા કરવા લાગ્યાં. બન્નેયે બન્નેના ઘોડાને મારી નાખ્યા અને ધનુષોને કાપી નાખ્યાં. આમ બન્નેયે રથહીન થઈ ગયા અને ઢાલતરવાર લઈને પરસ્પર પેંતરા બદલવા લાગ્યા. તે યશસ્વી વીરો ભ્રાન્ત, ઉદ્ભ્રાન્ત, આવિદ્ધ, આપ્લુત, સૃત, સમ્પાત અને સમુદીર્ણ આદિ અનેક પ્રકારના દાવો બતાવતા તક મળતાં એકબીજા ઉપર તલવારોના પ્રહાર કરવા લાગ્યા. બન્નેય પોતાની શિક્ષા, સ્ફૂર્તિ, સફાઈ અને કુશળતાનો પરિચય આપતા એકબીજાને નીચું દેખાડવા ચાહતા હતા. અન્તે બન્નેયે તલવારોથી એકબીજાની ઢાલો કાપી નાખી અને ફરી પરસ્પર બાહુયુદ્ધ કરવા લગ્યા. બન્નેય મલ્લયુદ્ધમાં નિષ્ણાત હતા. તેમની છાતીઓ પહોળી અને હાથ લાંબા હતા. તેમની લડવાની કુશળતા જોઈને યોદ્ધાઓને ખૂબ પ્રસન્નતા થતી હતી. તે સમયે સંગ્રામભૂમિમાં ભીડએલા તે બન્ને વીરોનો વજ્ર અને પર્વતના અથડાવા સમાન ઘોર દ્વન્દ્વ થઈ રહ્યો હતો. તેમણે ભુજાઓ લપેટીને, મસ્તકથી મસ્તક લગાડીને, પગ ખેંચીને, તોમર, અંકુશ અને લાસન નામના પેંચ

બનાવીને પેટમાં ઘુંટણ ટેકાવીને, પૃથ્વી પર ઘુમાવીને, આગળ-પાછળ હટીને, ધક્કા મારીને, પાડીને અને ઉપર ઉછળીને ખુબ જ યુદ્ધ કર્યું. મલ્લયુદ્ધના જે બત્રીસ દાવ છે તે બધાને બતાવતાં તેમણે ઝઝૂમીને કુસ્તી કરી.

અન્તમાં સિંહ જેમ હાથીને ખેંચે છે તેમ કુરુશ્રેષ્ઠ ભૂરિશ્રવાએ સાત્યકિને પૃથ્વી પર ઘસડીને એકદમ ઊંચો કરીને પછાડ્યો. પછી તેની છાતીમાં લાત મારીને તેના વાળ પકડી લીધા અને મ્યાનમાંથી તલવાર કાઢી. હવે તે સાત્યકિના કુણ્ડલથી શોભતા મસ્તકને કાપવાની તૈયારીમાં હતો તથા સાત્યકિ પણ તેના પંજામાંથી છૂટવા માટે કુંભાર જેમ ડંડાથી ચાકડો ઘુમાવે છે તેમ વાળ પકડેલા ભૂરિશ્રવાના હાથ સહિત પોતાનું માથું ઘુમાવી રહ્યો હતો. આ જ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું—'મહાબાહો! જો, તારો શિષ્ય સાત્યકિ આ વખતે ભૂરિશ્રવાની નાગચૂડમાં ફસાઈ ગયો છે. તે ધનુર્વિદ્યામાં તારાથી કમ નથી. આજે જો ભૂરિશ્રવાના હાથથી તે મારી જશે તો તેનું પરાક્રમ લોકો અપયશ સમજશે.' શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં મહાબાહુ અર્જુને મનમાં ભૂરિશ્રવાના પરાક્રમની પ્રશંસા કરી અને પછી શ્રીવસુદેવનન્દનને કહ્યું: 'માધવ! આ વખતે મારી દૃષ્ટિ જયદ્રથ પર લાગેલી છે. તેથી હું સાત્યકિને જોતો નથી. તો પણ આ યદુશ્રેષ્ઠની રક્ષા માટે હું એક દુષ્કર કર્મ કરું છું.'




આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણની વાત માનતાં તેણે ગાણ્ડીવ ધનુષ પર એક તીક્ષ્ણ બાણ ચઢાવ્યું અને તેનાથી ભૂરિશ્રવાના જે હાથમાં તલવાર હતી તે હાથ કાપી નાખ્યો.

આ જોઈ બધાં પ્રાણીઓને બહુ દુઃખ થયું. ભૂરિશ્રવા સાત્યકિને છોડીને દૂર ઊભો રહ્યો અને અર્જુનની નિન્દા કરવા લાગ્યો. તેણે કહ્યું; 'અર્જુન! હું બીજાની સાથે યુદ્ધ કરવામાં લાગેલો હતો, તમારી સામે તો મારી નજર પણ ન હતી, એવી સ્થિતિમાં મારો હાથ કાપી તમે ખૂબ જ ક્રૂર કર્મ કર્યું છે. જ્યારે ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિર પૂછશે તો શું તમે તેમને એમ જ કહેશો કે 'મેં સાત્યકિ સાથે યુદ્ધમાં લાગેલા ભૂરિશ્રવાને મારી નાખ્યો છે'? તમને આ અસ્ત્રનીતિ સાક્ષાત્ ઇન્દ્રે શીખવી છે કે મહાદેવજીએ અથવા દ્રોણે? તમે તો સંસારમાં અસ્ત્રધર્મના પ્રસિદ્ધ જાણકાર ગણાઓ છો. છતાં આજ, બીજાની સાથે યુદ્ધ કરતી વખતે તમે મારા પર કેમ પ્રહાર કર્યો? તમે આ નીચ પુરુષોના જેવું અત્યન્ત પાપમય કર્મ કેમ કર્યું? સત્પુરુષો તો આ પ્રમાણે કદી નથી કરતા. મનુષ્ય જેવા લોકોની સંગતિમાં બેસે છે તેના ઉપર તેમનો રંગ જલદીથી ચઢી જાય છે. આ વસ્તુ તમારામાં પણ દેખાય છે. તમે રાજવંશમાં અને કુરુકુળમાં ઉત્પન્ન થએલા છો. સાથે જ સદાચારી પણ છો. છતાં પણ આ સમયે ક્ષાત્રધર્મથી કેમ ડગી ગયા? જરૂર તમે આ કામ શ્રીકૃષ્ણની શીખવણીથી કર્યું હશે; પરન્તુ તે તમારે કરવું ઉચિત ન હતું.'

અર્જુને કહ્યું-રાજન્! ખરેખર ઘરડા થવાની સાથે મનુષ્યની બુદ્ધિ પણ ઘરડી થઈ જાય છે. તેથી જ આપે આ બધી ઢંગધડા વગરની વાતો કરી છે. આપ શ્રીકૃષ્ણને સારી રીતે જાણો છો છતાં પણ તેમની અને મારી નિન્દા કરી રહ્યા છો. આપ ધર્મયુદ્ધને જાણનારા અને સમસ્ત શાસ્ત્રોના મર્મજ્ઞ છો; તથા હું પણ કોઈ અધર્મ કરું એવો નથી. એવું જાણવા છતાં પણ આપ આવી બહેકાબહેકી વાતો કેમ કરી રહ્યા છો? ક્ષત્રિયો પોતાના ભાઈ, પિતા, પુત્ર, સમ્બન્ધી અને બન્ધુબાન્ધવો સહિત શત્રુઓની સાથે સંગ્રામ કરતા હોય છે. એવી સ્થિતિમાં મારે પોતાના શિષ્ય અને સમ્બન્ધી સાત્યકિની રક્ષા શા માટે ન કરવી જોઈએ? વળી તો મારા જમણા હાથ બરાબર છે, અને પોતાના પ્રાણોની પણ પરવા ન કરીને અમારે માટે ઝુઝી રહ્યો છે. રણભૂમિમાં કેવળ પોતાની જ રક્ષા ન કરવી જોઈએ, બ

જે પોતાને માટે ઝૂઝી રહ્યા હોય તેમની પણ રક્ષાનું અવશ્ય ધ્યાન રાખવું જોઈએ. તેમની રક્ષા થવાથી જ સંગ્રામમાં રાજાની પણ રક્ષા થાય છે. જો હું સંગ્રામભૂમિમાં સાત્યકિને મારી સામે મરતાં દેખત તો મને પાપ લાગત; તેથી જ મેં તેની રક્ષા કરી છે. આપ જે એમ કહીને મારી નિન્દા કરો છો કે બીજાઓની સાથે યુદ્ધમાં લાગેલો હતો તે વખતે મેં તમને ઠગી લીધો છે, પરન્તુ તે આપનો બુદ્ધિભ્રમ જ છે. જે સમયે પોતાના અને સામા પક્ષના યોદ્ધાઓ લડી રહ્યા હતા અને આપ અને સાત્યકિ બાથંબાથ હતા તે જ વખતે તો મેં આ કામ કર્યું છે. ભલા, આ સૈન્યસમુદ્રમાં એક યોદ્ધાનું એકની જ સાથે યુદ્ધ થાય એવું કેવી રીતે થઈ શકે? આપે તો આપની જ નિન્દા કરવી જોઈએ કે જ્યારે આપ આપની રક્ષા નથી કરી શકતા તો આપના આશ્રિતોની કેવી રીતે કરશો?

અર્જુને આ પ્રમાણે કહેતાં ભૂરિશ્રવાએ સાત્યકિને છોડીને મરણ પર્યન્ત ઉપવાસ કરવાનો નિયમ લઈ લીધો. તેણે ડાબા હાથથી બાણ પાથરીને બ્રહ્મલોકમાં જવાની ઇચ્છાથી પ્રાણોને વાયુમાં, નેત્રને સૂર્યમાં અને મનને સ્વચ્છ જળમાં હોમી દીધાં (ધ્યાન કરી દીધાં) તથા મહોપનિષદ્ નામના બ્રહ્મનું ધ્યાન કરતાં તેણે યોગમાં સ્થિર થઈને મુનિવ્રત ધારણ કરી લીધું. આ સમયે સેનાના બધા લોકો શ્રીકૃષ્ણ અને અર્જુનની નિન્દા કરવા લાગ્યા. છતાં તેમણે સામાં કંઈ કડવાં વચન ન કહ્યાં. તો પણ અર્જુનને પોતાની અને ભૂરિશ્રવાની ચર્ચા સહન ન થઈ. તેણે કોઈ જાતનો ક્રોધ પ્રકટ ન કરતાં કહ્યું; 'મારા આ વ્રતને અહીં બધા રાજાલોક જાણે છે કે જો કોઈ અમારા પક્ષનો મનુષ્ય મારાં બાણ પહોંચે એટલા પ્રદેશની અંદર હશે તો કોઈ પુરુષ તેને મારી નહિ શકે. ભૂરિશ્રવાજી! મારા આ નિયમ ઉપર વિચાર કરીને આપે મારી નિન્દા ન કરવી જોઈએ. ધર્મનો મર્મ સમજ્યા વિના બીજાની નિન્દા કરવી તે સારી વાત નથી. મેં આપનો શસ્ત્ર હાથ કાપીને કોઈ અધર્મ નથી કર્યો. બાળક અભિમન્યુની પાસે તો કાંઈ પણ હથિયાર ન હતું અને તેનો રથ અને કવચ પણ તૂટી ગયાં હતાં. છતાં પણ આપલોકોએ મળીને તેને મારી નાખ્યો! આ કર્મને કયો ધર્માત્મા પુરુષ સારું કહેશે?' અર્જુનની આ વાત સાંભળી ભૂરિશ્રવાએ મુખ નીચું કરી દીધું અને ચૂપચાપ બેસી રહ્યા.

ત્યારે અર્જુને કહ્યું—મારો જે પ્રેમ, મહાબળી ભીમસેન અને નકુળ-સહદેવ પ્રત્યે છે તેવો આપ પ્રત્યે પણ છે. હું અને મહાત્મા કૃષ્ણ આપને કહીએ છીએ કે આપ ઉશીનરના પુત્ર શિબિના સમાન પુણ્યલોકને પ્રાપ્ત થાઓ.

શ્રીકૃષ્ણે કહ્યું—રાજન્! તમે નિરન્તર અગ્નિહોત્ર કરનારા છો. જે લોક સદા પ્રકાશમાન છે તથા બ્રહ્માદિ દેવગણો પણ જેની સ્પૃહા રાખે છે, તેમાં તમે મારા જ સમાન ગરુડ પર ચઢીને જાઓ.

આ જ વખતે સાત્યકિ ઊઠ્યો અને તેણે નિર્દોષ ભૂરિશ્રવાનું શિર કાપવા માટે તરવાર કાઢી. તેને શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમસેન, યુધામન્યુ, ઉત્તમૌજા, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, વૃષસેન અને જયદ્રથ-બધાંએ રોક્યો, પરન્તુ બધા કહેતા જ રહ્યા અને તેણે અનશન-વ્રતધારી ભૂરિશ્રવાનું શિર કાપી નાખ્યું. પછી તેણે પોતાની નિન્દા કરનારા કૌરવોને લલકારીને કહ્યું; 'અરે ધર્મિષ્ઠતાનો ઢોંગ રચનારા પાપીઓ! તમે જે ધર્મની બાંગ પોકારીને મને કહી રહ્યા છો કે મારે ભૂરિશ્રવાનો વધ ન




કરવો જોઈએ, પણ જે વખતે તમે લોકોએ સમરાંગણમાં શસ્ત્રહીન બાળક અભિમન્યુની હત્યા કરી હતી તે વખતે તમારો ધર્મ ક્યાં ચાલ્યો ગયો હતો? મારી તો આ પ્રતિજ્ઞા છે કે જો કોઈ પુરુષ સંગ્રામમાં મારો તિરસ્કાર કરી મને જમીન પર ઘસડી જીવતા છતાં મને છાતીમાં લાત મારશે

તો પછી અહીંને તે મુનિવ્રતધારણ કરીને કેમ નથી બેસી જતો, હું તેને જરૂર મારી નાખવાનો.'

રાજન્ ! સાત્યકિએ આ પ્રમાણે કહ્યું તે પછી કૌરવોમાંથી કોઈએ કંઈ ન કહ્યું. પરન્તુ મુનિઓ સમાન વનવાસી યશસ્વી ભૂરિશ્રવાનો આ પ્રમાણે વધ કરવો કોઈને ઠીક લાગ્યો નહિ. ભૂરિશ્રવાએ પોતાના જીવનમાં ઘણાં દાન કર્યાં હતાં અને કેટલીય વાર મંત્રથી પવિત્ર જળથી તેનો અભિષેક થયો હતો. તેથી તે દેહ છોડીને પોતાના પરમ પુણ્યના તેજથી પૃથ્વી અને આકાશને પ્રકાશિત કરતો ઊર્ધ્વલોકમાં ચાલ્યો ગયો.

---

## અર્જુનનો અનેક મહારથીઓ સાથે ભીષણ સંગ્રામ તથા જયદ્રથનું શિર કાપવું

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! ભૂરિશ્રવાના માર્યા ગયા પછી જે રીતે આગળ યુદ્ધ થયું તે મને સંભળાવો.

સંજયે કહ્યું—મહારાજ ! ભૂરિશ્રવાના પરલોક સિધાવ્યા પછી મહાબાહુ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: 'માધવ ! હવે જે બાજુ જયદ્રથ છે ત્યાં જ ઘોડા હાંકો. આજ જયદ્રથની આગળ ત્રણ માર્ગ છે—જો તે યુદ્ધમાં લડતાં-લડતાં મરાશે તો તત્કાળ સ્વર્ગ પ્રાપ્ત કરશે. જો પીઠ બતાવીને ભાગતી વખતે મારો શિકાર બની ગયો તો નરકમાં પડશે અને જો ભાગી ગયો તો અપયશ ભોગવનાર બનશે. હવે સૂર્ય એકદમ અસ્તાચળ ઉપર જઈ રહ્યો છે. તેથી આપ મારી પ્રતિજ્ઞા સફળ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપ ઘોડાઓને એવી તેજ ગતિથી હાંકો કે જેથી સૂર્ય અસ્ત ન થાય, મારી પ્રતિજ્ઞા પૂરી થાય અને હું જયદ્રથને મારી શકું.'

ત્યારે અશ્વવિદ્યામાં કુશળ ભગવાન કૃષ્ણે ઘોડાઓને જયદ્રથના રથ તરફ હાંક્યા. અર્જુનને જયદ્રથનો વધ કરવા માટે વધતો જોઈ રાજા દુર્યોધને કર્ણને કહ્યું; 'વીરવર ! હવે થોડો જ દિવસ બાકી રહ્યો છે. આજ તમારાં બાણોથી તમે શત્રુ પર પ્રહાર કરો. જો કોઈ રીતે આજનો દિવસ નીકળી જાય તો પછી જરૂર આપણો જ વિજય થશે. કારણ કે સૂર્યાસ્ત સુધી જ જો જયદ્રથની રક્ષા કરી શકાશે તો પછી અર્જુનની પ્રતિજ્ઞા જૂઠી થઈ જશે અને તે જાતે જ અગ્નિમાં પ્રવેશ કરી દેશે. પછી અર્જુન ન રહેતાં તેના ભાઈ અને સાથી લોકો એક ક્ષણ પણ જીવતા નહિ રહી શકે. આમ આપણો કાંટો નીકળી જતાં આપણે નિશ્ચિન્ત થઈને પૃથ્વીનું રાજ્ય ભોગવીશું. આથી તમે અશ્વત્થામા, કૃપાચાર્ય, શલ્ય તથા મને અને બીજા યોદ્ધાઓને સાથે લઈને અર્જુનની સાથે પૂરેપૂરી તાકાતથી સંગ્રામ કરો.'

દુર્યોધનની આ વાત સાંભળી કર્ણે કહ્યું: 'પ્રચંડ પ્રહાર કરનાર મહાન ધનુર્ધર વીરવર ભીમે પોતાનાં બાણોથી મારા શરીરને ખૂબ જ ખોખરું કરી દીધું છે. તો પણ 'યુદ્ધમાં લાગ્યું જ રહેવું જોઈએ' એ નિયમને લીધે જ હું અહિં ઊભો રહ્યો છું. ભીમનાં બાણોથી વ્યથિત થવાને લીધે મારાં અંગોમાં હાલવાની પણ શક્તિ નથી. તો પણ અર્જુન જયદ્રથને મારી ન શકે એટલા માટે હું યથાશક્તિ યુદ્ધ કરીશ; કારણ કે મારું જીવન તો આપને જ માટે છે.'

જે વખતે કર્ણ અને દુર્યોધન આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા તે વખતે અર્જુન પોતાનાં તીક્ષ્ણ બાણોથી આપની સેનાનો સંહાર કરવા લાગ્યો. અનેક હાથી, ઘોડા, ધ્વજા, છત્ર, ધનુષ અને યોદ્ધાઓનાં શિર કપાઈ કપાઈને પડવા લાગ્યાં. આગ જેમ ઘાસ-ફૂસને બાળી નાખે છે તેવી જ રીતે અર્જુને વતતતમાં આપની સેનાનો સંહાર કરી દીધો. આમ જ્યારે મોટા ભાગના યોદ્ધાઓ માર્યા ગયા તો તે લડતો લડતો જયદ્રથની પાસે પહોંચી ગયો. અર્જુનનું આ પરાક્રમ આપના પક્ષના વીરો ન સહી શક્યા. આથી જયદ્રથની રક્ષા માટે દુર્યોધન, કર્ણ, વૃષસેન, શલ્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય અને જયદ્રથે પોતે પણ અર્જુનને ચારે બાજુથી ઘેરી લીધો. આ બધા મહારથીઓ જયદ્રથને પાછળ રાખીને શ્રીકૃષ્ણ અને અર્જુનનો વધ કરવાની ઈચ્છાથી નિર્ભય થઈને ચારે બાજુ ઘૂમવા લાગ્યા. સૂર્ય લાલ રંગ ધારણ કરી ચૂક્યો હતો, તેઓ બધા તેના ડૂબવાની રાહ જોઈ રહ્યા હતા અને અર્જુન પર સેંકડો તીક્ષ્ણ તીરોની વર્ષા કર્યે જતા હતા. પરન્તુ રણોન્મત્ત અર્જુન તેમનાં બાણોના બબ્બે, ત્રણ-ત્રણ અને આઠ-આઠ ટુકડા કરી તે બધા રથીઓને વિંધી નાખતો હતો.

હવે તેના પર અશ્વત્થામાએ પચ્ચીસ, વૃષસેને સાત, દુર્યોધને વીસ તથા કર્ણ અને શલ્યે ત્રણ ત્રણ બાણોથી ઘા કર્યો. આ પ્રમાણે બધા લોકો ભયંકર ગર્જના કરતા તેને વારંવાર વિંધવા લાગ્યા. પછી જલદી જ ...

અસ્ત થઈ જાય એવી ઇચ્છાથી તેમણે પોતના રથેને ઘેરીને ગોળાકાર ઊભા રાખ્યા અને અર્જુન પર ચારે બાજુથી તેને ઘેરીને બાણોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ આમ છતાં પણ દુર્ધર્ષ વીર ધનંજય આપની સેનાના અનેક વીરોને ધરાશાયી કરી સિન્ધુરાજ તરફ વધતો જ ગયો. ત્યારે કર્ણ પોતનાં વેગીલાં બાણોથી તેને રોકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેણે તેના પર પચાસ પચાસ બાણોનો ઘા કર્યો. આથી અર્જુને તેનું ધનુષ કાપીને નવ બાણોથી તેના ઉપર ચોટ કરી. પ્રતાપી કર્ણે બીજું ધનુષ ઉઠાવ્યું અને આઠ હજાર બાણ છોડીને એકદમ અર્જુનને ઢાંકી દીધો. અર્જુને પણ પોતાના હાથની સફાઈ બતાવતાં બધા યોદ્ધાઓના જોતાંજોતાં જ તેને બાણોથી આચ્છાદિત કરી દીધો. આ પ્રમાણે બાણોના સમૂહમાં ઢંકાઈ જવા છતાં તેઓ એકબીજા પર પ્રહાર કરતા રહ્યા. આ સમયે તેઓ ખૂબ જ સ્ફૂર્તિ અને સફાઈથી યુદ્ધ કરી રહ્યા હતા. તથા ત્યાં ઊભેલા બધા યોદ્ધાઓ તેમના આ અદ્‌ભુત સંગ્રામને જોઈ રહ્યા હતા. એટલામાં જ અર્જુન ધનુષને કાન સુધી ખેંચીને કર્ણના ચારે ઘોડાઓને મારી નાખ્યા તથા એક ભલ્લથી સારથીને નીચે પાડી દીધો.



કર્ણને રથહીન જોતાં અશ્વત્થામાએ તેને પોતાના રથ પર ચઢાવી લીધો. અને ફરી તે અર્જુનની સાથે લડવા લાગ્યો. આ વખતે શલ્યે અર્જુન પર ત્રીસ બાણોનો ઘા કર્યો, કૃપાચાર્યે વીસ બાણોથી શ્રીકૃષ્ણને અને બારથી અર્જુનને વિંધ્યો. તથા સિન્ધુરાજે ચારથી અને વૃષસેને સાત બાણોથી શ્રીકૃષ્ણ અને અર્જુનને ઘાયલ કરી દીધા. આ જ પ્રમાણે અર્જુને પણ સોસઠ બાણોથી અશ્વત્થામા પર, સોથી શલ્ય પર, દસથી જયદ્રથ પર, ત્રણથી વૃષસેન પર અને વીસથી કૃપાચાર્ય પર ચોટ કરી. પછી આ બધા મહારથીઓ અર્જુનની પ્રતિજ્ઞા ભંગ કરાવવાના વિચારથી એકી સાથે મળીને તેના પર તૂટી પડ્યા. તેમણે મોટીમોટી ગદાઓ, લોઢાના પરિઘો, શક્તિઓ તથા બીજાં પણ તરેહતરેહનાં શસ્ત્રોથી તેના ઉપર એકીસાથે ચોટ કરી. પરન્તુ આ પ્રમાણે આક્રમણ કરતી કૌરવસેનાને જોઈને અર્જુન હસ્યો અને આપના અનેક વીરોનો વિધ્વંસ કરતો આગળ વધવા લાગ્યો.

રાજન! જે વખતે અર્જુન ધનુષની દોરી ખેંચતો હતો તે વખતે તેનાથી ઇન્દ્રના વજ્ર જેવો ભયાનક અવાજ થતો હતો. તે સાંભળીને આપની સેના ગાયોની પેઠે ચક્કરમાં પડી જતી હતી તે એવી સ્ફૂર્તિથી બાણ છોડતો હતો કે અમને એ જણાતું ન હતું કે તે ક્યારે બાણ લે છે, ક્યારે તેને ધનુષ પર ચઢાવે છે અને ક્યારે તેને છોડે છે. હવે તેણે કુપિત થઈને દુર્જય ઐન્દ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો. તેનાથી સેંકડો–હજારો દિવ્ય બાણો પ્રકટ થઈ ગયાં. કૌરવોએ પણ શસ્ત્રોની વર્ષાથી આકાશમાં અન્ધકાર જેવું કરી દીધું હતું. તેને પોતાના દિવ્યાસ્ત્રના મન્ત્રોથી અભિમન્ત્રિત બાણોદ્વારા અર્જુને નષ્ટ કરી દીધું. આ સમયે શૂરવીરતાનો દમ ભરનારા જેજે વીરો તેની સામે આવ્યા તેઓ બધા અગ્નિની જ્વાળામાં પડનારાં પતંગિયાંની પેઠે નષ્ટ થઈ ગયા. આ પ્રમાણે અનેક શૂરવીરોનાં જીવન અને યશ નષ્ટ કરતો અર્જુન યુદ્ધસ્થળમાં સાક્ષાત્ મૃત્યુ સમાન વિચરી રહ્યો હતો. અર્જુને તે સમયે જે અસ્ત્રપ્રયોગ કર્યો તેમાં સારાસારા વીરો ડૂબી ગયા. શિર કપાએલાં શરીરો, હાથ વગરની લાશો, આંગળીઓ વગરના હાથે, સૂંઢ કપાએલા હાથીઓ, ગરદન કપાએલી ગરદનવાળા ઘોડાઓ, તૂટી ગએલા રથો તથા પગ કપાએલા, હાથ-પગ કપાઈ ગએલા એવા સેંકડો-હજારો તરફડી રહેલા અને મૂર્છિત પડેલા વીરોને લીધે તે રણભૂમિ ભીરુ પુરુષો માટે અત્યન્ત

ભયાનક બની રહી હતી. અર્જુનનું આવું મૂર્તિમાન કાળ સમાન, પહેલાં કદી ન પ્રકટેલું પરાક્રમ જોઈને કૌરવોમાં ખૂબ સનસનાટી ફેલાઈ ગઈ. આ પ્રમાણે ભયાનક કર્મદ્વારા પોતાની ભીષણતાની છાપ પાડીને તે મોટા મોટા મહારથીઓને વટાવી આગળ વધી ગયો.

અર્જુનને જયદ્રથ તરફ વધતો જોઈ કૌરવ યોદ્ધાઓ તેના બચવાની આશા છોડી દઈ સંગ્રામભૂમિમાંથી પાછા વળવા માંડ્યા. આ સમયે આપના પક્ષનો જે વીર અર્જુનની સામે આવતો હતો તેના ઉપર અર્જુનના પ્રાણાન્તક બાણો પડતાં હતાં. મહારથી અર્જુને આપની સમ્પૂર્ણ સેનાને માથા વગરનાં ધડોથી વ્યાપ્ત કરી દીધી. આ પ્રમાણે આપની ચતુરંગિણી સેનાને વ્યાકુળ કરીને તે જયદ્રથની સામે આવ્યો. તેણે અશ્વત્થામાને પચાસ, વૃષસેનને ત્રણ, કૃપાચાર્યને નવ, શલ્યને સોળ, કર્ણને બત્રીસ અને જયદ્રથને ચોસઠ બાણોથી વીંધીને મોટો સિંહનાદ કર્યો. જયદ્રથથી અર્જુનનાં બાણ સહન ન થઈ શક્યાં, તે અંકુશ ખાધેલા હાથી સમાન અત્યન્ત ક્રોધમાં ભરાઈ ગયો. આથી તેણે ત્રણ બાણોથી શ્રીકૃષ્ણને અને છ થી અર્જુનને વીંધીને આઠ બાણોથી તેમના ઘોડા ઘાયલ કરી દીધા તથા એક બાણ તેમની ધ્વજા પર છોડ્યું. પરન્તુ અર્જુને તેનાં છોડેલાં બાણોને વ્યર્થ કરીને એકી સાથે બે બાણ મારીને તેના સારથીનું શિર અને ધ્વજાને કાપી નાખ્યાં. આ જ વખતે સૂર્યને એકદમ અસ્તાચળની પાસે જતો જોઈ શ્રીકૃષ્ણે કહ્યું; 'પાર્થ ! આ સમયે જયદ્રથને છ મહારથીઓએ પોતાની વચ્ચે રાખ્યો છે. આથી સંગ્રામમાં તે છએને પરાસ્ત કર્યા વિના જયદ્રથને મારવો સંભવિત નથી. તેથી આ સમયે હું સૂર્યને ઢાંકવા માટે એવો ઉપાય કરીશ કે જયદ્રથને ચોક્કસ ચોક્ખું એમ જ જણાય કે સૂર્ય અસ્ત થઈ ગયો. તેથી તે હર્ષિત થઈને તને મારવા માટે બહાર નીકળી આવશે અને પોતાની રક્ષા માટે કશો પ્રયત્ન નહિં કરે. તે જ ક્ષણે તું તેના પર પ્રહાર કરજે. સૂર્ય અસ્ત થઈ ગયો છે એમ સમજીને તેને છોડી ન દેતો.' આ ઉપર અર્જુને કહ્યું; 'આપ જેમ કહો છો તેમ જ કરીશ.'

ત્યારે યોગીશ્વર શ્રીકૃષ્ણે યોગયુક્ત થઈને સૂર્યને ઢાંકવા માટે અન્ધકાર ઉત્પન્ન કરી દીધો. અન્ધકાર ફેલાતાં જ આપના યોદ્ધાઓ સૂર્ય અસ્ત પામી ગયો છે એમ સમજીને અર્જુનનો નાશ થવાનો જાણી હર્ષમાં ભરાઈ ગયા. હર્ષના માર્યા તેમણે સૂર્ય તરફ જોવાનું



પણ ધ્યાન ન રાખ્યું. આ જ વખતે રાજા જયદ્રથ માથું ઊંચું કરીને સૂર્ય તરફ જોવા લાગ્યો. ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનને ફરી કહ્યું; 'વીર ! જુઓ, સિન્ધુરાજ તમારો ભય છોડીને સૂર્ય બાજુ જોઈ રહ્યો છે. આ દુષ્ટને મારવાનો આ જ સૌથી સારો અવસર છે. ફોરન તેનું શિર ઉડાવીને પ્રતિજ્ઞા પૂરી કરી લે.' શ્રીકૃષ્ણની આ વાત સાંભળતાં પ્રતાપી પાણ્ડુનન્દન પોતાનાં પ્રચણ્ડ બાણોથી આપની સેનાનો સંહાર કરવા લાગ્યો. તેણે કર્ણનું અને વૃષસેનનાં ધનુષ કાપીને એક બાણથી શલ્યના સારથીને નીચે પાડી દીધો. તથા કૃપ અને અશ્વત્થામા—બન્ને મામા ભાણેજને ખૂબ ઘાયલ કરી દીધા. આ પ્રમાણે આપના બધા મહારથીઓને અત્યન્ત વ્યાકુળ કરી તેણે એક દિવ્ય અસ્ત્રથી અભિમન્ત્રિત, ગન્ધ અને પુષ્પ વગેરેથી પૂજેલું ઇન્દ્રના વજ્ર સમાન પ્રચણ્ડ બાણ કાઢ્યું. તેને વિધિવત્ વજ્રાસ્ત્રથી અભિમન્ત્રિત કરીને ખૂબ સ્ફૂર્તિથી ગાણ્ડીવ પર ચઢાવ્યું. આ વખતે શ્રીકૃષ્ણે જલદી કરવાનો ઇશારો કરતાં ફરી કહ્યું; 'ધનંજય ! સૂર્ય અસ્તાચળ પર પહોંચવાની તૈયારીમાં છે. દુષ્ટ જયદ્રથનું શિર સત્વર કાપી નાખ. શિર આ વિષયમાં તને એક વાત કહું છું—તેનો પિતા વૃદ્ધક્ષત્ર જગત્પ્રસિદ્ધ હતો. તેને પાછળ

ઉંમરે આ પુત્ર પ્રાપ્ત થયો હતો. તે વખતે રાજા વૃદ્ધક્ષત્રને આ આકાશવાણી સંભળાઈ કે 'રાજન્! આપનો આ પુત્ર કુળ, શીલ, અને દમ વગેરે ગુણોમાં સૂર્ય અને ચન્દ્રવંશીઓ સમાન થશે. આ શૂરવીરનો ક્ષત્રિયલોક સર્વદા સત્કાર કરશે. પરન્તુ સંગ્રામમાં યુદ્ધ કરતી વખતે એક શ્રેષ્ઠ ક્ષત્રિય તેનું શિર કાપી નાખશે.' આ સાંભળી સિન્ધુરાજ વૃદ્ધક્ષત્ર ખૂબ વાર સુધી વિચારતો રહ્યો. પછી તેણે પુત્રસ્નેહને વશ થઈ પોતાના કુટુમ્બીઓને કહ્યું, 'જે પુરુષ મારા પુત્રનું મસ્તક પૃથ્વી પર પાડશે તેના મસ્તકના પણ સો ટુકડા થઈ જશે.' આ પ્રમાણે કહીને તે જયદ્રથનો રાજ્યાભિષેક કરીને વનમાં ચાલ્યો ગયો. અને ખૂબ ઉગ્ર તપસ્યા કરવા લાગ્યો. હાલ તે આ સમન્તપંચક ક્ષેત્રની બહાર ખૂબ ઘોર તપસ્યા કરી રહ્યો છે. તેથી તું દિવ્ય અસ્ત્રથી જયદ્રથનું શિર કાપીને વૃદ્ધક્ષત્રના ખોળામાં જ પાડ. જો તેં તેના મસ્તકને પૃથ્વી પર પાડ્યું તો જરૂર તારા મસ્તકના સો ટુકડા થઈ જશે."

શ્રીકૃષ્ણની આ વાત સાંભળી અર્જુને તે વજ્રતુલ્ય બાણ ચલાવ્યું. તે બાણ સિન્ધુરાજના મસ્તકને કાપીને તેને બાજની માફક લઈને આકાશમાં ઊડ્યું અને સમન્તપંચક ક્ષેત્રની બહાર લઈ ગયું આ વખતે આપના



વેવાઈ રાજા વૃદ્ધક્ષત્ર સાયંસન્ધ્યોપાસના કરી રહ્યા હતા. તે બાણે તે મસ્તક તેમના ખોળામાં નાખ્યું. જ્યારે રાજા વૃદ્ધક્ષત્ર જપ કરીને ઊઠ્યા તો તે મસ્તક તેમના ખોળામાંથી પૃથ્વી પર પડ્યું. અને તે પડતાં જ તેમના શિરના પણ સો ટુકડા થઈ ગયા.



રાજન્! આ પ્રમાણે જ્યારે અર્જુને જયદ્રથને મારી નાખ્યો ત્યારે શ્રીકૃષ્ણે તે અન્ધકાર દૂર કરી દીધો. હવે આપના પુત્રોને માલુમ પડ્યું કે આ બધી તો શ્રીકૃષ્ણની રચેલી માયા જ હતી. આ પ્રમાણે અર્જુને આઠ અક્ષૌહિણી સેનાનો વધ કરીને આપના જમાઈ જયદ્રથનો વધ કર્યો. જયદ્રથને મરેલો જોઈ આપના પુત્રો દુઃખથી આંસુ વહાવવા લાગ્યા અને પોતાના વિજય માટે નિરાશ થઈ ગયા. આ બાજુ જયદ્રથનો વધ થતાં શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમસેન, સાત્યકિ, યુધામન્યુ અને ઉત્તમૌજાએ પોતપોતાના શંખો વગાડ્યા. તે મહાન શંખનાદને સાંભળી ધર્મપુત્ર યુધિષ્ઠિરને નિશ્ચય થઈ ગયો કે અર્જુને સિન્ધુરાજને મારી નાખ્યો છે. ત્યારે તેમણે વાજાં વગડાવીને પોતાના યોદ્ધાઓને હર્ષિત કર્યા તથા સંગ્રામમાં દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરવા માટે તેમના પર

આક્રમણ કર્યું, હવે સર્વાસ્ત્ર પછી સોમકવીરોના સાથે આચાર્યનું ખૂબ રોમાંચકારી યુદ્ધ થવા લાગ્યું. તે બધા વીરો દ્રોણના પ્રાણો લેવાની ઇચ્છા કરી તેમની સાથે લડવા લાગ્યા. આ બાજુ વીરવર અર્જુન પણ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી બધી બાજુથી આપના યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યો.

---

## કૃપાચાર્યની મૂર્છા અને સાત્યકિ તથા કર્ણનું યુદ્ધ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! જ્યારે અર્જુને જયદ્રથને મારી નાખ્યો તે વખતે મારા પક્ષના યોદ્ધાઓએ શું કર્યું?

સંજયે કહ્યું—ભારત! સિન્ધુરાજને યુદ્ધમાં અર્જુનને હાથે મરાએલો જોઈ કૃપાચાર્યે ક્રોધમાં ભરાઈ તેના પર ખૂબ ઘોર બાણવર્ષા આરમ્ભી દીધી. બીજી બાજુ અશ્વત્થામાએ પણ આક્રમણ કર્યું. પછી બન્ને બે બાજુથી અર્જુન પર તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યા. આથી અર્જુનને ખૂબ વ્યથા થઈ. કૃપાચાર્ય ગુરુ હતા અને અશ્વત્થામા ગુરુપુત્ર હતો, અથી અર્જુન તે બન્નેના પ્રાણ લેવા ચાહતો ન હોતો. તે ધીગે ધીગે તેમના ઉપર બાણ છોડી રહ્યા હતો તો પણ તેનાં છોડેલાં બાણ કૃપ અને અશ્વત્થામાને વધારે ઇજા પહોંચાડતાં હતાં. બહુ બાણો લાગવાથી તેમને ખૂબ વેદના થઈ. કૃપાચાર્ય તો રથના પાછળના ભાગમાં બેસી ગયા અને તેમને મૂર્છા આવી ગઈ. આ જોઈ સારથી તેમને રણભૂમિની બહાર લઈ ગયો. તેમના ખસતાં અશ્વત્થામા પણ ત્યાંથી ભાગી ગયો. કૃપાચાર્યને પોતાનાં બાણોની પીડાથી મૂર્છિત જોઈને અર્જુનને ખૂબ દયા આવી. તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે ખૂબ ગળગળો થઈને રથ પર બેઠાંબેઠાં જ આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો—'પાપી દુર્યોધનના જન્મ વખતે જ બુદ્ધિમાન વિદુરજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે 'આ બાળક આપના વંશનો નાશ કરનારો છે. તેને મારી જ નાખવો જોઈએ, તો જ બધું કુશળ થશે. આનાથી કુરુવંશના મુખ્ય મહારથીઓને મહાન ભય પ્રાપ્ત થશે.' તે સત્યવાદી મહાત્માની કહેલી વાત આજ પ્રત્યક્ષ દેખાઈ રહી છે. દુર્યોધનને જ કારણે આજે હું મારા ગુરુને બાણશય્યા પર સૂતા જોઈ રહ્યો છું. ક્ષત્રિયોના આવા આચાર અને બળને ધિક્કાર છે. મારા જેવો કયો પુરુષ બ્રાહ્મણ-આચાર્યથી દ્રોહ કરશે? હાય! શરદ્વાનના પુત્ર, મારા આચાર્ય અને દ્રોણના પરમ સખા આ કૃપાચાર્ય મારાં જ બાણોથી પીડિત થઈને રથની બેઠકમાં પડ્યા છે, ઇચ્છા ન હોવા છતાં મેં બાણોથી તેમને ખૂબ જ ઘાયલ કરી દીધા. હવે તેમને દુઃખી થતા જોઈ મને બહુ ખેદ થાય છે. પહેલાં એક દિવસ અસ્ત્રવિદ્યાની શિક્ષા આપતાં આચાર્ય કૃપે મને કહ્યું હતું—'કુરુનન્દન! શિષ્યે ગુરુ ઉપર કદી પણ પ્રહાર ન કરવો જોઈએ.' તે સાધુ, મહાત્મા તેમજ આચાર્યના આદેશનું મેં આજે યુદ્ધમાં પાલન ન કર્યું. ગોવિન્દ! મને ધિક્કાર છે કે હું વારંવાર તેમના ઉપર પણ હાથ ઉપાડું છું.'

અર્જુન આ પ્રમાણે વિલાપ કરી જ રહ્યો હતો કે રાધાનન્દન કર્ણ સિન્ધુરાજને મરાએલો જોઈ તેની ઉપર ચઢી આવ્યો, આ જોઈ પંચાલરાજના બન્ને પુત્રો અને સાત્યકિએ તેના પર એકદમ હુમલો કર્યો. મહારથી અર્જુને જ્યારે કર્ણને આવતો જોયો તો તેણે હસીને ભગવાન દેવકીનન્દનને કહ્યું—'જનાર્દન! આ જુઓ, કર્ણ સાત્યકિના રથ તરફ વધી રહ્યો છે. યુદ્ધમાં સાત્યકિએ ભૂરિશ્રવાને મારી નાખ્યો છે તે તેનાથી સહન નથી થતું. માટે કર્ણ જાય છે ત્યાં જ આપ ઘોડાને હાંકો, અર્જુને એ પ્રમાણે કહેતાં ભગવાન શ્રીકૃષ્ણે આ સમયોચિત વાત કહી—'પાણ્ડુનન્દન! કર્ણને માટે સાત્યકિ એકલો જ પૂરતો છે. વળી પાંચાલરાજના બે પુત્રો પણ તેની સાથે છે તો પછી કહેવાનું જ શું છે! આ વખતે કર્ણની સાથે તારું યુદ્ધ થાય તે ઠીક નથી. કારણ કે તેના પાસે ઇન્દ્રની આપેલી શક્તિ છે. તને મારવા માટે જ તે ખૂબ પ્રયત્નથી તેને પાસે રાખે છે અને તેની પૂજા કરે છે. માટે કર્ણને સાત્યકિની પાસે જ જવા દે. હું તે દુરાત્માના અન્તકાળને જાણું છું. સમય આવશે ત્યારે હું તને કહીશ એટલે તું તેને બાણોથી મારીને પૃથ્વી પર પાડી દઈશ.'

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! ભૂરિશ્રવા અને જયદ્રથના માર્યા ગયા પછી જ્યારે કર્ણની સાથે સાત્યકિનું યુદ્ધ થયું તે વખતે સાત્યકિની પાસે તો કોઈ રથ હતો નહિ, તો પછી તે કોના રથ ઉપર સવાર બન્યો!

સંજયે કહ્યું—મહારાજ! ભગવાન શ્રીકૃષ્ણ ભૂત અને ભવિષ્યને પણ જાણે છે. તેમના જાણવામાં આ વાત પહેલેથી જ આવી ગઈ હતી કે ભૂરિશ્રવા સાત્યકિને હરાવી દેશે. તેથી તેમણે પોતાના સારથી દારુકને આજ્ઞા આપી દીધી હતી કે તું સવારમાં જ મારો રથ જોડીને તૈયાર રાખજે. રાજન્! દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો, સર્પો, રાક્ષસો અથવા મનુષ્યો—કોઈથી પણ શ્રીકૃષ્ણ અને અર્જુનને ન જીતી શકાય. બ્રહ્મા આદિ દેવતાઓ અને સિદ્ધ પુરુષો આ બન્નેના અનુપમ પ્રભાવને જાણે છે. હવે યુદ્ધના સમાચાર સાંભળો. સાત્યકિને રથહીન અને કર્ણને તેના ઉપર આક્રમણ કરતો જોઈને ભગવાન શ્રીકૃષ્ણે પોતાના શંખ પાંચજન્યને ઋષભ-સ્વરથી વગાડ્યો. આ શંખનાદ સાંભળતાં જ દારુક ભગવાનની સૂચના સમજી ગયો અને રથ તેમની પાસે લઈ આવ્યો. પછી સાત્યકિ ભગવાનની આજ્ઞાથી તેના ઉપર બેસી ગયો. તે રથ વિમાન સમાન દેદીપ્યમાન હતો. સાત્યકિ તેના ઉપર સવાર થઈને બાણોની ઝડી લગાવતો કર્ણ તરફ દોડ્યો. તે વખતે અર્જુનના ચક્રરક્ષક ઉત્તમૌજા અને યુધામન્યુ પણ કર્ણ પર તૂટી પડ્યા. કર્ણે પણ બાણવર્ષા કરતાં ક્રોધમાં ભરાઈને સાત્યકિ ઉપર હુમલો કર્યો. આ બન્ને વચ્ચે જેવું યુદ્ધ થયું તેવું આ પૃથ્વી ઉપર અથવા દેવલોકમાં દેવતાઓ, ગન્ધર્વો, અસુરો, નાગો અને રાક્ષસોનું યુદ્ધ પણ સાંભળવામાં નથી આવ્યું. મહારાજ! તે બન્નેના અદ્ભુત પરાક્રમને જોઈ બધા યોદ્ધાઓ યુદ્ધ બંધ કરીને તે બન્નેના જ અલૌકિક સંગ્રામને મુગ્ધ થઈ જોવા લાગ્યા. દારુક સારથીનું કામ પણ અદ્ભુત હતું. તે ક્ષણમાં રથને આગળ વધારતો તો ક્ષણમાં પાછો હટાવતો, ક્ષણમાં મંડલાકાર ઘુમાવતો તો વળી એકદમ આગળ વધી જઈને રથને ત્રાંસો લઈ લેતો. તેની રથ ચલાવવાની કળા જોઈ આકાશમાં ઊભેલા દેવતાઓ, ગન્ધર્વો અને દાનવો પણ આશ્ચર્યમુગ્ધ થઈ રહ્યા હતા. બધા તન્મય થઈને કર્ણ અને સાત્યકિનું યુદ્ધ જોઈ રહ્યા હતા. તે બન્ને વીરો એકબીજા ઉપર બાણોની ઝડી લગાવી રહ્યા હતા. સાત્યકિએ પોતાનાં બાણોની વૃષ્ટિથી કર્ણને ખૂબ ઘાયલ કર્યો. કર્ણ પણ ભૂરિશ્રવા અને જયદ્રથના મૃત્યુથી ખિન્ન થયેલો હતો. તે સાત્યકિને પોતાની દૃષ્ટિથી જ બાળી નાખતો હોય તેમ વારંવાર ખૂબ વેગથી હુમલો કરતો હતો, પરન્તુ સાત્યકિ તેને કુપિત જોઈ પોતાની બાણ-વર્ષાથી બરાબર વીંધતો જ રહ્યો. રણમાં આ બન્નેના પરાક્રમની ક્યાંય તુલના ન હતી. બન્નેય બન્નેનાં અંગો છેદી રહ્યા હતા. થોડી જ વારમાં સાત્યકિએ કર્ણના સમ્પૂર્ણ અંગમાં ઘા કરી દીધા અને એક ભલ્લ મારીને તેના સારથિને રથની બેઠકમાંથી નીચે પાડ્યો. એટલું જ નહિ, પોતાનાં તીક્ષ્ણ તીરથી તેણે કર્ણના ચારે શ્વેત ઘોડાઓને મારી નાખ્યા. પછી ધ્વજા કાપીને તેના રથના પણ સેંકડો ટુકડા કરી દીધા. આ પ્રમાણે સાત્યકિએ આપના પુત્રોના જોતાંજોતાં જ કર્ણને રથહીન કરી દીધો.

ત્યારે કર્ણપુત્ર વૃષસેન, મદ્રરાજ શલ્ય અને દ્રોણનન્દન અશ્વત્થામાએ આવીને સાત્યકિને ચારે બાજુથી ઘેરી લીધો. આ બાજુ કર્ણ રથહીન થઈ જતાં સમ્પૂર્ણ સેનામાં હાહાકાર મચી ગયો. તે શોકથી નિઃશ્વાસ ખેંચતો તુરત જ દુર્યોધનના રથ પર જઈ બેઠો. સાત્યકિ કર્ણ તથા આપના પુત્રોને મારવામાં સમર્થ હતો, તો પણ તેણે અર્જુન અને ભીમસેનની પ્રતિજ્ઞા રાખવા માટે તેઓના પ્રાણ ન લીધા. કેવળ તેમને ઘાયલ અને વ્યાકુળ કરીને જ છોડી દીધા. જે વખતે બીજી વાર જુગાર ખેલાયો હતો તે વખતે ભીમસેને આપના બધા પુત્રોને અને અર્જુને કર્ણને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી. કર્ણ વગેરે મુખ્યમુખ્ય વીરોએ સાત્યકિને મારી નાખવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યો, પરન્તુ તેઓ સફળ ન થઈ શક્યા. અશ્વત્થામા, કૃતવર્મા તથા બીજા સેંકડો ક્ષત્રિય મહારથીઓને સાત્યકિએ એક જ ધનુષથી પરાસ્ત કરી દીધા. તે શ્રીકૃષ્ણ અને અર્જુન સમાન પરાક્રમી હતો. તેણે આપની સમ્પૂર્ણ સેનાને હસતાં હસતાં જીતી લીધી. ત્યારપછી દારુકનો નાનો ભાઈ એક સુન્દર રથ સજાવીને સાત્યકિ પાસે લઈ આવ્યો. તેના ઉપર સવાર થઈ સાત્યકિએ ફરીથી આપની સેના ઉપર હુમલો કર્યો. પછી દારુક શ્રીકૃષ્ણની પાસે ચાલ્યો ગયો. આ બાજુ કૌરવો પણ કર્ણને માટે એક સુન્દર રથ લઈ આવ્યા. તેમાં ખૂબ વેગવાન ઉત્તમ ઘોડા જોડેલા હતા. આ રથ પર યન્ત્ર રાખવામાં આવેલું હતું, પતાકાઓ ફરફરતી હતી, નાના પ્રકારનાં શસ્ત્રો રાખવામાં આવેલાં હતાં તથા તેના ઉપર યોગ્ય સારથી બેઠેલો હતો. તેના ઉપર બેસીને કર્ણે પણ શત્રુઓ પર આક્રમણ કર્યું. રાજન્! તે યુદ્ધમાં ભીમસેને આપના એકત્રીસ પુત્રોને મારી નાખ્યા. આ પ્રમાણે આપની અનીતિને કારણે જ આ ભયંકર સંહાર થયો.

# અર્જુનનું કર્ણને ઝાટકવું, યુધિષ્ઠિરનું અર્જુન વગેરેને મળવું તથા ભગવાનનું સ્તવન કરવું

સંજયે કહ્યું—મહારાજ! એક તો ભીમસેનનો રથ તૂટી ગયો હતો, બીજું કર્ણે તેને ખૂબ કડુ વચનોથી પીડિત કર્યો હતો, તેથી તે ક્રોધને વશ થઈ અર્જુનને બોલ્યો.—'ધનંજય! સાંભળ છે ને! તારી સામે જ કર્ણે મને કહ્યું કે "અરે નપુંસક, મૂઢ, ખઉધરા, ગમાર, તું લડવું છોડી દે.' મારે માટે મુખથી આવી વાત કાઢનાર વધ કરવા યોગ્ય છે. તેથી તું તેનો વધ કરવા માટે મારી વાત યાદ રાખ અને એવો ઉપાય કર કે જેથી મારું વચન મિથ્યા ન થાય."

ભીમસેનની વાત સાંભળી અર્જુન આગળ વધ્યો અને કર્ણની પાસે જઈને બોલ્યો—'પાપી કર્ણ! તું જાતે જ પોતાની તારીફ કર્યા કરે છે. યુદ્ધમાં લાગેલા શૂરવીરોને બે જ પરિણામ પ્રાપ્ત થાય છે–જીત અથવા હાર. આજે યુદ્ધમાં સાત્યકિએ તને રથહીન કરી દીધો હતો, તારી ઇન્દ્રિયો વિકળ થઈ રહી હતી, તું મોતની સમીપ જઈ પહોંચ્યો હતો; તો પણ તારું મૃત્યુ મારા હાથથી થવાનું છે–એમ વિચારીને સાત્યકિએ તને જીવતો છોડી દીધો છે. દૈવયોગથી તેં પણ કોઈ રીતે મહાબલી ભીમસેનને રથહીન કરી દીધો હતો. પરન્તુ એમ કરીને તેં જે તેને કડવાં વચનો કહ્યાં છે તે મહાન પાપ છે, તે કામ નીચ પુરુષોનું છે. આખર તું સૂતનો જ પુત્ર ગણાય, તેથી તારી સમજ ગમારોના જેવી કેમ ન હોય! મહાપરાક્રમી ભીમ પ્રત્યે તેં જે અપ્રિય વાતો કહી છે, તે સહન કરવા જેવી નથી. આખી સેના જોઈ રહી હતી, મારી અને શ્રીકૃષ્ણની દૃષ્ટિ પણ ત્યાં જ હતી. ઘણી વાર ભીમે તને અનેકવાર રથહીન કરી દીધો હતો, પરન્તુ તેણે એક વખત પણ તારા પ્રત્યે કડવી જબાન વાપરી નથી. આમ છતાં પણ તેં તેને જે કડવાં વચન સંભળાવ્યાં છે તથા મારી હાજરી ન હોવાથી તમે બધાંએ મળીને સુભદ્રાનન્દન અભિમન્યુનો વધ કર્યો છે તે અન્યાયનું હવે તને થોડી જ વારમાં ફળ મળશે. હવે હું તને તારા સેવકો, પુત્રો અને બન્ધુઓ સહિત મારી નાખીશ. યુદ્ધમાં તારા દેખતાં જ હું તારા પુત્ર વૃષસેનનો વધ કરીશ. તેં વખતે મોહવશ જે બીજા રાજાઓ પણ મારી સામે આવી જશે તો તેમનો પણ સંહાર કરી નાખીશ. આ વાત હું મારાં શસ્ત્રોના સોગન્દ ખાઈને કહું છું.'

આ પ્રમાણે જ્યારે અર્જુને કર્ણના પુત્રનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી તે સમયે રથીઓએ મહાન કોલાહલ કર્યો. તે ભયંકર સંગ્રામ હજુ ચાલી રહ્યો હતો અને સૂર્ય અસ્ત થઈ ગયો. અર્જુનની પ્રતિજ્ઞા પૂરી થઈ ચૂકી હતી તેથી ભગવાન શ્રીકૃષ્ણે તેને છાતીએ લગાવી કહ્યું—'વિજય! બહુ સૌભાગ્યની વાત છે કે તેં પોતાની મહાન પ્રતિજ્ઞા પૂરી કરી લીધી. તે ઘણું જ સારું થયું કે પાપી વૃદ્ધક્ષત્ર પોતાના પુત્રની સાથે માર્યો ગયો. ભારત! કૌરવસેનાની સામે આવતાં દેવતાઓની સેના પણ પરાસ્ત થઈ જાય, તેમાં જરા પણ સંદેહ નથી. અર્જુન! હું તો તારા સિવાય ત્રણે લોકમાં કોઈ એવો પુરુષ નથી જોતો કે જે આ સેનાની સાથે લડી શકે. તારું બળ અને પરાક્રમ રુદ્ર, ઇન્દ્ર અને યમરાજના સમાન છે. આજ તેં એકલાએ જે પુરુષાર્થ કર્યો છે તેવો કોઈનાથી ન થઈ શકે. આ પ્રમાણે જ જ્યારે તું બન્ધુ–બાન્ધવો સહિત કર્ણને મારી નાખીશ ત્યારે ફરી તને ધન્યવાદ દઈશ.'

અર્જુને કહ્યું—'માધવ! આ તો તમારી જ કૃપા છે, કે જેથી હું પ્રતિજ્ઞા પૂરી કરી શક્યો. તમે જેના સ્વામી



હોય, રક્ષક હોય, તેનો વિજય થવામાં આશ્ચર્ય શું છે? અર્જુને આ પ્રમાણે કહેતાં ભગવાન ધીમે ધીમે ઘોડાને હાંકતા ચાલ્યા અને અર્જુનને યુદ્ધનું તે દારુણ દૃશ્ય બતાવવા લાગ્યા. તેઓ બોલ્યા-અર્જુન! જે લોકો યુદ્ધમાં વિજય અને યશ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા હતા તે જ આ શૂરવીર રાજાઓ આજ તમારાં બાણોથી મરીને પૃથ્વી પર પડેલા છે. તેમનાં શરીરોનાં મર્મસ્થાનો છિન્નભિન્ન થઈ ગયાં છે. જો કે તેમના દેહમાં પ્રાણ નથી તો પણ તેમના મુખ ઉપર પ્રસરી રહેલી દીપ્તિને લીધે તેઓ જીવતા જેવા દેખાઈ રહ્યા છે. જોકે તેમનાં અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્રો અને વાહનો અહિં પડેલાં છે, તેમનાથી આ રણભૂમિ ભરાઈ ગઈ છે.

આ પ્રમાણે સંગ્રામભૂમિ બતાવતાં જઈ રહેલા ભગવાન શ્રીકૃષ્ણે રાજનો સહિત પાંચજન્ય શંખ વગાડ્યો પછી અજાતશત્રુ રાજા યુધિષ્ઠિરની પાસે જઈને તેમને પ્રણામ કરીને કહ્યું-'મહારાજ! સૌભાગ્યની વાત છે કે આપનો શત્રુ માર્યો ગયો છે. હું આપને તેની વધામણી આપું છું. આપના નાના ભાઈએ પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી તે બહુ હર્ષની વાત છે.' આ સાંભળી રાજા યુધિષ્ઠિર રથથી કૂદી પડ્યા અને શ્રીકૃષ્ણ અને અર્જુનને ગળે લગાવીને મળ્યા. તે સમયે આનંદનાં ઉભરેલાં આંસુ-



ઓથી તેઓ ભીંજાઈ રહ્યા હતા. તેઓ બોલ્યા 'કમલ-નયન શ્રીકૃષ્ણ! આપના મુખથી આ પ્રિય સમાચાર સાંભળવાથી મારા આનંદનો પાર નથી. ખરેખર અર્જુને આ અદ્ભુત કામ કર્યું છે. સદ્ભાગ્યની વાત છે કે આજ હું આપ બન્ને મહારથીઓને પ્રતિજ્ઞાના ભારથી મુક્ત થએલા જોઈ રહ્યો છું. પાપી જયદ્રથ માર્યો ગયો તે બહુ જ સારું થયું. કૃષ્ણ! આપના દ્વારા સુરક્ષિત થઈને અર્જુને જે જયદ્રથનો વધ કર્યો છે તેથી મને બહુ જ પ્રસન્નતા થઈ છે. આપ સદા દરેક રીતે અમારું પ્રિય અને હિત સાધવામાં લાગ્યા રહો છો. જનાર્દન! જે કામ દેવતાઓથી પણ થઈ શકે તેવું નહોતું તેને અર્જુને આપની જ બુદ્ધિ, બળ અને પરાક્રમથી પૂરું કર્યું છે. આ ચરાચર જગત આપની જ કૃપાથી પોત-પોતાના વર્ણ અને આશ્રમનાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે. પહેલાં સમ્પૂર્ણ જગત એકાકાર અને અન્ધકારમય સમુદ્રમાં ડુબેલું હતું, તે આપના અનુગ્રહથી જગતના રૂપમાં પ્રકટ થયું છે. આપ સમ્પૂર્ણ લોકોની સૃષ્ટિ કરનારા અવિનાશી પરમેશ્વર છો. આપ જ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા (આધાર) છો. જેને આપનું દર્શન થઈ જાય છે તેને કદી મોહ નથી થતો, આપ પુરાણ-પુરુષ છો, પરમ દેવ છો, દેવતાઓના પણ દેવતા, ગુરુ અને સનાતન છો. જે લોકો આપના શરણમાં આવે છે તેઓ કદી મોહમાં નથી પડતા. હૃષીકેશ! આપ આદિ-અન્તથી રહિત, વિશ્વવિધાતા અને અવિકારી તત્ત્વ છો. જેઓ આપના ભક્ત છે તેઓ મહાનમહાન સંકટોને પાર કરે છે. આપ પરથી પણ પર છો. આપ-પરમેશ્વરનું શરણ લેનારને મુક્તિ પ્રાપ્ત થાય છે. ચારે વેદ જેમના યશનું ગાન કરે છે તે મહાત્મા શ્રીકૃષ્ણનું શરણ લઈને હું અનુપમ કલ્યાણ પ્રાપ્ત કરીશ. માધવ! આપ જ સર્વની ઉત્પત્તિ અને પ્રલયનું કારણ છો, સર્વના આત્મા છો, આપ ધનંજયના મિત્ર, હિતૈષી અને રક્ષક છો, આપના શરણમાં આવવાથી મનુષ્યની સુખપૂર્વક ઉન્નતિ થાય છે. જગદીશ્વર! જ્યારે પ્રલયકાળ આવે છે તે વખતે આ સર્વ આદિ-અન્તથી રહિત આપ પરમેશ્વરમાં જ લીન થઈ જાય છે. આપ જ પરમ દેવ નારાયણ, જ્ઞાનસ્વરૂપ શ્રીહરિ અને મુમુક્ષુઓના આશ્રયભૂત ભગવાન વિષ્ણુ છો. આપના તત્ત્વને દેવતાઓ પણ નથી જાણતા. એવા સર્વગુણસમ્પન્ન આપ પરમાત્માને પામે અમારાં સઘળાં બનાવ્યાં છે.'

યુધિષ્ઠિરે આ પ્રમાણે કહેતાં ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા; 'ધર્મરાજ! આપની ઉગ્ર તપસ્યા, પરમ ધર્મ, સાધુતા તથા સરળતાથી જ પાપી જયદ્રથ માર્યો ગયો છે. સંસારમાં શસ્ત્રજ્ઞાન, બાહુબળ, ધૈર્ય, ત્વરા તથા અમોઘ બુદ્ધિમાં કોઇ પણ અર્જુનના સમાન નથી. તેથી જ આપના નાના ભાઇએ રણભૂમિમાં શત્રુસેનાનો સંહાર કરીને સિન્ધુરાજનું મસ્તક કાપી નાખ્યું છે.'

આ સાંભળી યુધિષ્ઠિરે અર્જુનને ગળે લગાડયો અને તેના મુખ પર હાથ ફેરવી સાબાશી આપતાં કહ્યું; અર્જુન! જે કામ ઇન્દ્ર સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ કરી ન શકે તે કામ આજે તેં કરી બતાવ્યું છે. સૌભાગ્યની વાત છે કે આજે તારા માથા ઉપરનો ભાર ઊતરી ગયો, જયદ્રથને મારીને તે તારી પ્રતિજ્ઞા પૂરી કરી.' ત્યારપછી શૂરવીર ભીમસેન અને સાત્યકિએ પણ ધર્મરાજાને પ્રણામ કર્યા. તેમની સાથે પાંચાલ દેશના રાજકુમાર યુધામન્યુ અને ઉત્તમૌજા પણ હતા. તે બન્ને વીરોને હાથ જોડી ઊભેલા જોઇ યુધિષ્ઠિરે તેમનું અભિનન્દન કર્યું' તેઓ બોલ્યા—'આજે બહુ આનન્દની વાત છે કે તમને બન્નેને હું આ સૈન્યરૂપ સમુદ્રમાંથી મુક્ત થએલા જોઈ રહ્યો છું. તમે બન્ને યુદ્ધમાં વિજયી થયા, તમારી સામે આવીને દ્રોણાચાર્ય અને કૃતવર્મા પણ પરાસ્ત થઇ ગયા, અનેક પ્રકારના શસ્ત્રોથી તમે કર્ણને હરાવ્યો અને રાજા શલ્યને પણ મારી ભગાવ્યો. હવે તમને કુશળ જોઇને મને બહુ પ્રસન્નતા થઈ રહી છે તમે મારી આજ્ઞાનું પાલન કરો છો અને મારા પ્રત્યે ગૌરવ ધરાવો છો. સંગ્રામમાં કદી તમારી હાર થઇ હો તેમ નથી. સદ્ભાગ્યથી જ હું આજ તમને જીવતા-જાગતા જોઇ રહ્યો છું.

ભીમસેન અને સાત્યકિને આ પ્રમાણે કહીને ધર્મરાજે તેમને ફરી ગળે લગાડયા અને આનન્દનાં આંસુ વહાવવા લાગ્યા. રાજન્! આ સમયે પાંડવોની સમ્પૂર્ણ સેના આનન્દમગ્ન થઇ ગઇ. પછી સૌએ ખૂબ ઉત્સાહથી યુદ્ધમાં મન લગાવ્યું.

## દુર્યોધન અને દ્રોણાચાર્યની રોષપૂર્ણ વાતચીત તથા કર્ણ-દુર્યોધન-સંવાદ

સંજય કહે છે—રાજન્! જયદ્રથ માર્યો જતાં આપનો પુત્ર દુર્યોધન આંસુ વહાવવા લાગ્યો. તેની સ્થિતિ ખૂબ દયાજનક બની ગઈ. હવે શત્રુઓ ઉપર વિજય મેળવવાનો તેનો બધો ઉત્સાહ જતો રહ્યો. અર્જુન, ભીમસેન અને સાત્યકિએ કૌરવસેનાનો ખૂબ સંહાર કરી નાખેલો જોઈ તેનો ચહેરો ઉદાસ થઇ ગયો, આંખો ભરાઇ આવી. તે વિચારવા લાગ્યો—'આ પૃથ્વી પર અર્જુનના સમાન કોઈ યોદ્ધો નથી. જ્યારે અર્જુનને ક્રોધ ચઢી આવે છે તે સમયે તેની આગળ દ્રોણાચાર્ય, કર્ણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય પણ ટકી શકતા નથી. આજના યુદ્ધમાં તેણે મારા બધા જ મહારથીઓને હરાવીને સિન્ધુરાજનો વધ કર્યો પણ કોઇ પણ તેને રોકી ન શક્યું. હાય! મારી આટલી મોટી સેનાને પાંડવોએ દરેક રીતે નષ્ટ કરી દીધી. જેના ભરોસે અમે યુદ્ધને માટે અસ્ત્રશસ્ત્રોની તૈયારી કરી, જેના પરાક્રમનો આશ્રય લઈ સન્ધિ માટે આવેલા શ્રીકૃષ્ણને મેં તણખલા સમાન માન્યા તે કર્ણને પણ અર્જુને યુદ્ધમાં પરાસ્ત કરી દીધો.

મહારાજ! આખા જગતનો અપરાધ કરનાર આપનો પુત્ર જ્યારે આ પ્રમાણે વિચારતાં વિચારતાં ખૂબ વ્યાકુળ થઈ ગયો ત્યારે આચાર્ય દ્રોણના દર્શન કરવા માટે તેમની પાસે ગયો અને તેમને કૌરવસેનાના મહાન સંહારના સમાચાર સંભળાવ્યા. તેણે એ પણ બતાવ્યું કે શત્રુઓ વિજયી થઇ રહ્યા છે અને કૌરવો આપત્તિના સમુદ્રમાં ડૂબી રહ્યા છે. પછી કહેવા લાગ્યો—આચાર્ય! અર્જુને અમારી સાત અક્ષૌહિણી સેનાનો નાશ કરીને આપના શિષ્ય જયદ્રથનો પણ વધ કરી દીધો. ઓહ! જેમણે અમને વિજય અપાવવાની ઇચ્છાથી પોતાના પ્રાણ છોડીને યમલોકનો માર્ગ લીધો, તે ઉપકારી સુહૃદોનું ઋણ અમે કેવી રીતે ચૂકવી શકીશું? જે રાજાઓ અમારે માટે આ ભૂમિને જીતવા ચાહતા હતા તેઓ સ્વયં ઐશ્વર્ય છોડીને ભૂમિ પર સૂઇ રહ્યાં છે. આ પ્રમાણે સ્વાર્થને માટે મિત્રોનો સંહાર કરાવીને હવે હું હજાર વખત અશ્વમેધ યજ્ઞ કરું તો પણ મને પવિત્ર ન કરી શકું. હું આચારભ્રષ્ટ અને પતિત છું. પોતાના શુભસમ્બન્ધીઓ સાથે મેં દ્રોહ કર્યો છે. ઓહો! રાજાઓની વચ્ચે મારે માટે પૃથ્વી ફાટતી કેમ નથી કે જેથી હું તેમાં સમાઇ જઉં. મારા પિતામહ લોહીલુહાણ થઇને બાણશય્યા પર પડ્યા છે. તેઓ યુદ્ધમાં મારી ગયા પણ હું તેમની રક્ષા ન કરી શક્યો. કામ્બોજરાજ, અલમ્બુષ તથા

બીજા સુદર્શન મરેલા જેવા છતાં પણ હવે જીવવામાં મને શો લાભ છે! હે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ આચાર્ય! હું મારા યજ્ઞયાગ વગેરે શુભ કર્મોના, પરાક્રમના તથા પુત્રોના સોગન્દ ખાઈને આપની સામે સત્ય પ્રતિજ્ઞા કરું છું કે હવે હું પાંડવો સહિત સમ્પૂર્ણ પાંચાલ રાજાઓને મારીને જ શાન્તિ પામીશ. અથવા જે લોકો મારે માટે યુદ્ધ કરતાં કરતાં અર્જુનના હાથથી પ્રાણ ખોઈ બેઠા છે તેમના લોકમાં ચાલ્યો જઈશ. આ વખતે મારા સહાયકો પણ મને મદદ કરવા નથી ચાહતા. બીજાઓની તે વાત જવા દો, પરન્તુ સ્વયં આપ પણ અમારી ઉપેક્ષા કરો છો. અર્જુન આપનો વહાલો શિષ્ય છે ને, તેથી જ આવું થયું છે. આ સમયે તો હું કેવળ કર્ણને જ એવો જોઉં છું કે જે સાચા દિલથી મારો વિજય ઇચ્છે છે. જે મૂર્ખ, મિત્રને સારી રીતે પીછાણ્યા વિના જ તેને મિત્ર કરવાના કામ ઉપર મૂકે છે તેનું તે કામ ઊંધું જ વળે છે. જયદ્રથ, ભૂરિશ્રવા, અભીષાહ, શિબિ અને વસાતિ વગેરે રાજાઓ મારે માટે યુદ્ધમાં માર્યા ગયા. તેમના વિના મને આ જીવનથી કાંઈ લાભ નથી. તેથી હું જ્યાં તે શ્રેષ્ઠ પુરુષો પધાર્યા છે ત્યાં જ જાઉં છું. આપ તો કેવળ પાંડવોના આચાર્ય છો, હવે મને જવાની આજ્ઞા આપો.

રાજન્! આપના પુત્રની કહેલી વાતો સાંભળી આચાર્ય દ્રોણ મનમાં બહુ દુઃખી થયા. તેઓ થોડી વાર સુધી કંઈક વિચારતા રહ્યા, પછી અત્યન્ત વ્યથિત થઈ બોલ્યા—'દુર્યોધન! તું આ પ્રમાણે તારાં વાગ્બાણોથી મને છેદી શા માટે રહ્યો છે? હું તો હમેશથી તને કહેતો આવ્યો છું કે અર્જુનને યુદ્ધમાં જીતવો અસંભવિત છે. જે ભીષ્મપિતામહને અમે ત્રણ લોકના સર્વશ્રેષ્ઠ વીર સમજતા હતા તેઓ પણ જ્યારે મર્યા ગયા તો બીજાઓથી શું આશા રાખી શકાય? તેં જ્યારે જુગાર ખેલવો શરૂ કર્યો હતો, તે વખતે વિદુરજીએ કહ્યું—'બેટા દુર્યોધન! આ કૌરવસભામાં શકુનિ જે આ પાસા ફેંકી રહ્યો છે તેને પાસા ન સમજ, તે એક દિવસ તીક્ષ્ણ બાણો બની જશે.' તે જ પાસાઓ હવે અર્જુનના હાથથી બાણ બનીને આપણને મારી રહ્યા છે. તે દિવસે વિદુરની વાત તારી સમજમાં ન આવી. વિદુરજી ધીર છે, મહાત્મા પુરુષ છે. તેમણે તારા કલ્યાણ માટે સારી વાતો કહી હતી, પરન્તુ તેં વિજયના ઉલ્લાસમાં તેમની અવજ્ઞા કરી. આજે જે આ ભયંકર સંહાર મચ્યો છે તે તેમનાં વચનોના અનાદરનું જ ફળ છે. જે મૂર્ખ પોતાના હિતૈષી મિત્રોનાં હિતકર વચનોની અવગણના કરીને મનમાન્યો વર્તાવ કરે છે તે થોડા જ વખતમાં શોચનીય દશાને પ્રાપ્ત થાય છે. આટલું જ નહિ. તેં એક બીજો બહુ ભારે અન્યાય કર્યો કે અમારી સામે દ્રૌપદીને સભામાં બોલાવીને અપમાનિત કરી. તે ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થઈ છે, દરેક પ્રકારના ધર્મોનું પાલન કરે છે, તે આવા અપમાનને યોગ્ય ન હતી. ગાન્ધારીનન્દન! તે પાપનું જ આ મહાન ફળ પ્રાપ્ત થયું છે. જો આ ફળ અહિં ન મળ્યું હોત તો પરલોકમાં તારે આથી પણ અધિક દંડ ભોગવવો પડત. પાંડવો મારા પુત્રો સમાન છે. તેઓ સદા ધર્મનું આચરણ કરતા રહે છે. મારા સિવાય બીજો એવો કયો મનુષ્ય છે કે જે બ્રાહ્મણ કહેવાવા છતાં તેમનો દ્રોહ કરે? દુર્યોધન! તું તો મરી નહોતો ગયો, કર્ણ, કૃપાચાર્ય, શલ્ય અને અશ્વત્થામા આ બધા પણ જીવતા હતા; છતાં સિન્ધુરાજનું મૃત્યુ શાથી થયું? તમે બધાએ મળી તેને કેમ ન બચાવી લીધો? રાજા જયદ્રથ ખાસ કરીને મારા પર અને તારા પર જ પોતાના જીવનની રક્ષાનો ભરોસો રાખીને બેઠો હતો. તો પણ જો અર્જુનના હાથથી તેની રક્ષા ન થઈ શકી તો મને હવે મારા જીવનની રક્ષાનું પણ કોઈ ઠેકાણું નથી દેખાતું. જ્યાં મોટામોટા મહારથીઓની વચ્ચે સિન્ધુરાજ જયદ્રથ અને ભૂરિશ્રવા માર્યા ગયા ત્યાં તું કોના બચવાની આશા રાખે છે? જેઓને ઈન્દ્ર સહિત સમ્પૂર્ણ દેવતાઓ પણ મારી શકતા નહોતા તે ભીષ્મજીને જ્યારથી મેં મૃત્યુના મુખમાં પડેલા જોયા છે ત્યારથી હું એમ જ વિચારું છું કે હવે પૃથ્વી તારી રહી શકવાની નથી. આ જો, પાંડવો અને સૃંજયોની સેનાઓ એકી સાથે મળીને મારા ઉપર ચઢી આવી રહી છે. દુર્યોધન! હવે હું પાંચાલ રાજાઓને માર્યા વગર મારું કવચ ઉતારીશ નહિ. આજ યુદ્ધમાં હું તે જ કામ કરીશ કે જેમાં તારું હિત થાય. મારા પુત્ર અશ્વત્થામાને જઈને કહેજે કે તે યુદ્ધમાં પોતાના જીવનની રક્ષા કરતાં જેટલા થઈ શકે તેટલા સોમકોનો સંહાર કરે, તેમને જીવતા ન છોડે. દયા, દમ, સત્ય અને સરળતા વગેરે ગુણોમાં દૃઢ રહે. ધર્મપ્રધાન કર્મોને જ કરે, બ્રાહ્મણોને સન્તુષ્ટ રાખે, પોતાની શક્તિ અનુસાર તેમનો સત્કાર કરે તેમનું અપમાન કદી ન કરે,

કારણ કે તેઓ અગ્નિની જ્વાળા સમાન તેજસ્વી હોય છે. રાજન્! હવે હું મહાસંગ્રામને માટે શત્રુસેનામાં પ્રવેશ કરું છું. તારામાં શક્તિ હોય તો સેનાની રક્ષા કરજે, કારણ કે ક્રોધમાં ભરાએલા કૌરવો તથા સૃંજયોનું આજ રાત્રિમાં પણ યુદ્ધ થશે.' આ પ્રમાણે કહીને આચાર્ય દ્રોણ પાંડવો તથા સૃંજયો સાથે યુદ્ધ કરવા માટે ચાલ્યા ગયા.

આચાર્યની પ્રેરણા મળતાં દુર્યોધને પણ યુદ્ધ કરવાનો જ નિશ્ચય કર્યો. તેણે કર્ણને કહ્યું–'જુઓ,



શ્રીકૃષ્ણની સહાયતાથી અર્જુને દ્રોણાચાર્યનો વ્યૂહ ભેદીને બધા યોદ્ધાઓની સામે જ સિન્ધુરાજનો વધ કર્યો છે. મારી મોટા ભાગની સેના અર્જુનના હાથે નષ્ટ થઈ ગઈ. હવે થોડીક બચી છે, જો આ યુદ્ધમાં આચાર્ય દ્રોણે અર્જુનને રોકવાની પૂરેપૂરી કોશિશ કરી હોત તો લાખ પ્રયત્ન કરવા છતાં પણ અર્જુન તે દુર્ભેદ્ય વ્યૂહને તોડી ન શકત, પરન્તુ તે દ્રોણનો પરમ પ્રિય છે, તેથી જ તો આચાર્યે જયદ્રથને અભયદાન આપવા છતાં અર્જુનને વ્યૂહમાં ઘુસવાનો માર્ગ આપી દીધો. જો એમણે પહેલેથી જ સિન્ધુરાજને ઘેર જતા રહેવાની આજ્ઞા આપી દીધી હોત તો જરૂર મનુષ્યોનો આટલો મોટો સંહાર ન થાત. મિત્ર! જયદ્રથ પોતાના પ્રાણ બચાવવા માટે ઘેર જવાને તૈયાર હતો, પરન્તુ મેં અધમે જ દ્રોણથી અભય મેળવીને તેને રોકી લીધો. આજના યુદ્ધમાં ચિત્રસેન આદિ મારા ભાઈઓ પણ આપણા દેખતાં દેખતાં ભીમસેનના હાથે માર્યા ગયા.'

કર્ણે કહ્યું—ભાઈ! તમે આચાર્યની નિંદા ન કરો. તે તો પોતાનાં બળ, શક્તિ અને ઉત્સાહ અનુસાર પ્રાણોની પણ પરવા ન કરીને યુદ્ધ કરે જ છે. અર્જુન દ્રોણને વટાવીને સેનામાં ઘુસી ગયો હતો તેથી તેમાં મને તેમનો કાંઈ દોષ નથી દેખાતો. મેં પણ તે રણાંગણમાં તમારી સાથે રહીને ખૂબ પ્રયત્ન કર્યો, તો પણ સિંધુરાજ મરાઈ ગયા. આથી આમાં પ્રારબ્ધને જ મુખ્ય સમજો. મનુષ્યે ઉદ્યોગશીલ થઈને સદા નિઃશંક ભાવથી પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ. સિદ્ધિ તો દૈવને આધીન છે. આપણે કપટ કરીને પાંડવોને છેતર્યા, તેમને મારવા માટે ઝેર આપ્યું, લાક્ષાગૃહમાં બાળ્યા, જુગારમાં હરાવ્યા અને રાજનીતિનો આશ્રય લઈને તેમને વનમાં પણ મોકલ્યા. આ પ્રમાણે પ્રયત્ન કરીને આપણે તેમના વિરુદ્ધ જે કંઈ કર્યું તેને પ્રારબ્ધે વ્યર્થ કરી દીધું. છતાં પણ દૈવને (પ્રારબ્ધને) નિરર્થક સમજીને તમે યુદ્ધ જ કરતા રહો.

રાજન્ આ પ્રમાણે કર્ણ અને દુર્યોધન કેટલીય વાતો કરી રહ્યા હતા એટલામાં તેમને રણભૂમિમાં પાંડવોની સેના નજરે પડી. પછી તો આપના પુત્રોનું શત્રુઓની સાથે ઘમસાણ યુદ્ધ છેડાઈ ગયું.

---

## યુધિષ્ઠરદ્વારા દુર્યોધનનો પરાજય, દ્રોણના હાથે શિબિનો વધ તથા ભીમ દ્વારા કલિંગ, ધ્રુવ, જયરાત, દુર્મદ અને દુષ્કર્ણનો વધ

સંજય કહે છે—મહારાજ! પાંચાલ અને કૌરવ વીરોમાં પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. બધા યોદ્ધાઓ એકબીજાને બાણ, તોમર અને શક્તિઓથી વિંધીને યમલોક મોકલવા લાગ્યા. થોડી જ વારમાં યુદ્ધનું રૂપ ખૂબ ભયંકર બની ગયું. લોહીની નદી વહી નીકળી. તે વખતે આપના ધનુર્ધર પુત્ર દુર્યોધનનાં તીક્ષ્ણ બાણોનો માર ખાઈને પાંચાલ વીરો આમતેમ ભાગવા લાગ્યા. ઘેર્યા આઘાતથી પીડિત થઈને પાંડવ સૈનિકો ચારેબાજુ વ્યા

લાગ્યા. તે સમયે આપના પુત્રે જેવું પરાક્રમ કરી બતાવ્યું તેવું કૌરવપક્ષના કોઈ પણ બીજા વીરે ન કર્યું. દુર્યોધનદ્વારા પાંડવ-સેનાને નષ્ટ થતી જોઈ પાંચાલ વીરો ભીમસેનને આગળ કરીને તેના ઉપર તૂટી પડ્યા. તેણે ભીમસેનને દશ, નકુલ-સહદેવને ત્રણ ત્રણ, વિરાટ અને દ્રુપદને છ છ, શિખણ્ડીને સો, ધૃષ્ટદ્યુમ્નને સિત્તેર, યુધિષ્ઠિરને સાત અને કેકય તથા ચેદિ દેશના યોદ્ધાઓને અનેક તીખાં બાણોથી વીંધી દીધા. પછી સાત્યકિને પાંચ, દ્રૌપદીના પુત્રોને ત્રણ ત્રણ અને ઘટોત્કચને અનેક બાણોથી વીંધીને સિંહનાદ કર્યો. તે સિવાય પણ સેંકડો યોદ્ધાઓ અને તેમના હાથીઓને કાપી નાખ્યા. ત્યારે પાંડવોની સેના રણભૂમિમાંથી ભાગવા લાગી. આ જોઈ રાજા યુધિષ્ઠિર ક્રોધમાં ભરાઈને આપના પુત્રને મારી નાખવાની ઈચ્છાથી તેની તરફ વધ્યા. દુર્યોધને ત્રણ બાણોથી ધર્મરાજના સારથીને ઘાયલ કરીને એક બાણથી તેમના ધનુષને કાપી નાખ્યું. ત્યારે યુધિષ્ઠિરે તુરત જ બીજું ધનુષ લઈને બે ભલ્લથી દુર્યોધનના ધનુષના પણ ત્રણ ટુકડા કરી દીધા. પછી દશ તીક્ષ્ણ સાયકોથી તેને વીંધી દીધો. યુધિષ્ઠિરે છોડેલાં બાણો દુર્યોધનનાં મર્મસ્થાનોને છેદીને પૃથ્વીમાં સમાઈ ગયાં. ત્યારપછી ધર્મરાજાએ દુર્યોધન પર એક બીજું પણ ભયંકર બાણ ચલાવ્યું. તેની ચોટથી દુર્યોધનને મૂર્છા આવી ગઈ અને તે રથની બેઠક પર ઢળી ગયો. થોડી જ વારમાં જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તેણે ફરી મજબૂત ધનુષ હાથમાં લીધું. એટલામાં પાંચાલ વીરો વિજયની ઇચ્છાથી તુરત દુર્યોધન ઉપર આવી પહોંચ્યા. તેમને આવતા જોઈ દ્રોણાચાર્યે દુર્યોધનની રક્ષા માટે વચમાં જ રોકી લીધા. પછી તો આપની અને શત્રુઓની સેનામાં મહાન સંગ્રામ થવા લાગ્યો.

તે સમયે અર્જુન, સાત્યકિ, યુધિષ્ઠિર, ભીમસેન, નકુલ, સહદેવ, સેના સહિત ધૃષ્ટદ્યુમ્ન, રાજા વિરાટ, કેકય, મત્સ્ય, શાલ્વ તથા રાજા દ્રુપદે પણ દ્રોણાચાર્ય પર હુમલો કર્યો. દ્રૌપદીના પાંચે પુત્રો અને રાક્ષસ ઘટોત્કચ પણ પોતાની સેના સાથે લઈને તેમના ઉપર ધસ્યો. પ્રહાર કરવામાં કુશળ છ હજાર પાંચાલો તથા પ્રભદ્રકોએ પણ શિખણ્ડીને આગળ રાખીને દ્રોણ પર જ આક્રમણ કર્યું. આ પ્રમાણે પાંડવપક્ષના બીજા મહારથીઓ પણ આચાર્ય દ્રોણ તરફ જ વળ્યા. જે સમયે તે શૂરવીરો યુદ્ધને માટે પહોંચ્યા ત્યારે ભયંકર રાત્રિ શરૂ થઈ ગઈ હતી. તે સમયે દ્રોણાચાર્ય અને સંજયો વચ્ચે ભયાનક યુદ્ધ થવા લાગ્યું. બધે અન્ધાર છવાઈ જવાને લીધે ક્યાંય કશું સૂઝતું ન હતું. પોતાના કે સામા પક્ષનાની ઓળખાણ પડતી ન હતી. તે રાત્રિના ઘોર અંધકારમાં બધા લોકો ઉન્મત્ત જેવા થઈ રહ્યા હતા. રણભૂમિની ધૂળ રક્તની ધારાઓથી ચોંટી ગઈ હતી. રાત્રિસમયના તે ઘોર યુદ્ધમાં પાંડવો અને સંજયો ક્રોધમાં ભરાઈને એકી સાથે આચાર્ય દ્રોણ પર તૂટી પડ્યા. પરન્તુ આચાર્યની સામે જેજે મુખ્ય મહારથીઓ આવ્યા તેમાંથી કેટલાકને તો તેમણે યમલોક મોકલી દીધા અને કેટલાકને મારી ભગાડ્યા. દ્રોણે એકલાએ જ હજારો હાથી, દશ હજાર રથ, લાખો પાયદળ અને અબજો ઘોડેસવારોને કાપી નાખ્યા. ધૃષ્ટદ્યુમ્નના પુત્રોને તથા કેકયોને પણ વેગવાળાં બાણોથી ઘાયલ કરીને તેમણે પ્રેતલોક પહોંચાડ્યા.

આ પ્રમાણે દ્રોણાચાર્યને શત્રુસેનાનો સંહાર કરતા જોઈ પ્રતાપી રાજા શિબિ અત્યન્ત ક્રોધમાં ભરાઈને તેમની સામે આવ્યો. પાણ્ડવ-સેનાના મહારથીને આવતો જોઈ દ્રોણે દશ બાણ મારીને તેને ઘાયલ કર્યો. રાજા શિબિએ પણ તુરત જ બદલો લીધો. તેણે ત્રીસ બાણોથી દ્રોણને ઘાયલ કરીને એક ભલ્લથી તેમના સારથીને મારી નાખ્યો. ત્યારે દ્રોણે તેના ઘોડા અને સારથીને મારી તેના કુણ્ડલમણ્ડિત શિરને પણ ધડથી અલગ કરી દીધું. એટલામાં દુર્યોધને દ્રોણને માટે તુરત જ બીજો સારથી મોકલ્યો. તેણે આવીને ઘોડાઓની લગામ સંભાળી એટલે દ્રોણે ફરીથી શત્રુઓ પર હુમલો કર્યો.

આ બાજુ કલિંગરાજનો પુત્ર પોતાની સેનાની સાથે ભીમસેન પર તૂટી પડ્યો. ભીમસેને પહેલાં તેના પિતા કલિંગરાજને મારી નાખ્યો હતો તેથી તેના ઉપર તે રાજકુમારનો ક્રોધ ખૂબ જ વધી ગયો હતો. તેણે ભીમને પહેલાં પાંચ બાણોથી ઘાયલ કરીને પછી સાત બાણોથી વીંધી દીધો. ત્યારપછી તેના સારથી વિશોકને પણ ત્રણ બાણ મારીને એક બાણથી તેના રથની ધજા કાપી નાખી. હવે ભીમસેનના ક્રોધની સીમા ન રહી. તે પોતાના રથથી કૂદીને તેના રથ પર ચઢી ગયો અને તે ક્રોધમાં ભરાએલા કલિંગવીરને ખૂબ જોરથી મુક્કો માર્યો. પાણ્ડુનન્દન ભીમ અત્યન્ત બળવાન હતો. તેના મુક્કાની ચોટથી તેનાં પાંસળાંપાંસળાં જુદાં થઈ ગયાં. તેની આ દુર્દશા કર્ણ તથા તેના ભાઈઓથી સહન ન થઈ. તેમણે ઝેરી સાપની માફક હવે તીક્ષ્ણ

બાણોથી વિંધવા માંડયો. ત્યારે ભીમસેન કલિંગના રથને છોડીને ધ્રુવના રથ પર ચઢી ગયો. ધ્રુવ પણ તેના ઉપર સતત બાણો ચલાવી રહ્યો હતો. મહાબલી ભીમે તેને પણ મુક્કાથી મારી નાખ્યો. પછી તે જયરાતના રથ પર ચઢયો અને સિંહનાદ કરતાં તેને પણ એક ડાબા હાથથી ધુંબો લગાવ્યો. આ પ્રમાણે કર્ણની સામે જ તેણે તેને પણ મારી નાખ્યો. ત્યારે કર્ણે ભીમસેન પર એક સુવર્ણમયી શક્તિનો પ્રહાર કર્યો, પરન્તુ ભીમસેને હસતાં હસતાં જ તેને હાથમાં પકડી લીધી અને તેને જ પાછી કર્ણ પર ફેંકી. કર્ણ ઉપર આવતી તે શક્તિને શકુનિએ બાણથી કાપી નાખી. આ પ્રમાણે અદ્‌ભુત પરાક્રમી ભીમ યુદ્ધમાં મહાન પુરુષાર્થ કરીને ફરી પોતાના રથ પર આવીને બેઠો અને આપની સેના પર હુમલો કર્યો. ક્રોધમાં ભરાએલા યમરાજ સમાન ભીમસેનને આવતો જોઈ આપના પુત્રોએ બાણ મારીને તેને આગળ વધતો રોકી દીધો અને બાણવર્ષાથી તેને આચ્છાદિત કરી દીધો. આ જોઈ ભીમસેને પોતાનાં બાણોથી દુર્મદના સારથી અને ઘોડાને યમલોક પહોંચાડી દીધા. દુર્મદ કર્ણના રથ પર જઈ ચઢયો. હવે એક જ રથ પર બેઠેલા બન્ને ભાઈઓ ભીમ પર હુમલો કરી તેને તીખાં બાણથી વિંધવા લાગ્યા. ત્યારે ભીમસેને કર્ણ, અશ્વત્થામા, દુર્યોધન, કૃપાચાર્ય અને બાહ્‌લીકના જોતાં જોતાં જ દુર્મદ અને દુષ્કર્ણના રથને લાત મારીને તેમને જમીન ઉપર નાખ્યા. પછી આપના તે બન્ને પુત્રોને મુક્કાઓથી મારીમારીને કચ્ચરઘાણ બનાવી દીધું અને ખૂબ જોરથી ગર્જના કરી. તે સમયે કૌરવસેનામાં હાહાકાર મચી ગયો. ભીમની સામે જોઈને રાજાઓ કહેતા હતા કે—'આ ભીમ નથી; ભીમના રૂપમાં સાક્ષાત્ ભગવાન રુદ્ર કૌરવો સામે યુદ્ધ કરી રહ્યા છે.' મહારાજ! આમ કહીને બધા રાજાઓ ભાગવા લાગ્યા. બધાંના હોશ ઊડી ગયા હતા. બધા પોતાની સવારીઓ ત્વરાથી ભગાવી જતા હતા. તે વખતે બે જણા એક સાથે ભાગતા ન હતા, પણ એકલા જ પોતપોતાનો જીવ બચાવવા દોટ મૂકતા હતા.

આ પ્રમાણે તે રાત્રિની શરૂઆતમાં ભીમે કૌરવસેનાનો સારી રીતે સંહાર કર્યો. આથી નકુળ, સહદેવ, દ્રુપદ, વિરાટ, કેકય અને રાજા યુધિષ્ઠિરને બહુ પ્રસન્નતા થઈ, તેઓ ભીમસેનની પ્રશંસા કરવા લાગ્યા.

## આચાર્ય દ્રોણનું આક્રમણ, ઘટોત્કચ અને અશ્વત્થામાનું ઘોર-યુદ્ધ

સંજય કહે છે—સાત્યકિ પ્રત્યે રાજા સોમદત્તનો ક્રોધ બહુ જ વધી ગયો હતો. તેનું કારણ એ હતું કે સાત્યકિએ તેનો પુત્ર જ્યારે અન્નજળનો ત્યાગ કરીને બેઠેલો હતો તે વખતે તેને મારી નાખ્યો હતો. સોમદત્તે નવ બાણ મારીને સાત્યકિને વિંધી દીધો. પછી સાત્યકિએ પણ નવ બાણોથી તેને ઘાયલ કરી દીધો. સાત્યકિ બળવાન હતો અને તેનું ધનુષ પણ ખૂબ મજબૂત હતું આથી તેના મારથી સોમદત્ત અત્યન્ત ઘાયલ થઈ ગયો, અને મૂર્છિત થઈને રથની બેઠકમાં પડી ગયો. આ જોઈ તેનો સારથી તેને રણભૂમિમાંથી બહાર લઈ ગયો. ત્યારે સાત્યકિનો વધ કરવાની ઈચ્છાથી આચાર્ય દ્રોણ તેના ઉપર ધસી ગયા. તેમને આવતા જોઈ યુધિષ્ઠિર વગેરે વીરો સાત્યકિની રક્ષા માટે તેને ઘેરીને ઊભા થઈ ગયા. ત્યારપછી દ્રોણનું પાંડવોની સાથે યુદ્ધ શરૂ થયું. દ્રોણે પાંડવસેનાને બાણોથી આચ્છાદિત કરી દીધી અને યુધિષ્ઠિરને પણ ખૂબ ઘાયલ કર્યા. પછી સાત્યકિને દશ, ધૃષ્ટદ્યુમ્નને વીસ, ભીમસેનને નવ, નકુળને પાંચ, સહદેવને આઠ, શિખંડીને સો, દ્રૌપદીના દરેક પુત્રને પાંચ, વિરાટને આઠ, દ્રુપદને દશ, યુધામન્યુને ત્રણ અને ઉત્તમૌજાને ૭ બાણ મારીને વિંધી દીધા. ત્યારપછી બીજા યોદ્ધાઓને પણ ઘાયલ કરીને યુધિષ્ઠિર તરફ વધ્યા. તેમનાં બાણોથી આર્તનાદ કરતા પાંડવ સૈનિકો બધી દિશાઓમાં ભાગવા લાગ્યા. જે જે વીર આચાર્યની સામે આવતો, તેનું મસ્તક કાપીને આચાર્યનાં બાણો પૃથ્વીમાં સમાઈ જતાં. આ પ્રમાણે દ્રોણનાં બાણોથી ઘાયલ થએલી પાંડવસેના અર્જુનના જોતાં-જોતાં જ ભયભીત થઈને ભાગી નીકળી.

આ જોઈ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું—'ગોવિંદ! હવે આપ આચાર્યના રથ તરફ ચલો.' ત્યારે ભગવાને ઘોડાઓને દ્રોણના રથ તરફ હાંકયા. ભીમસેને પણ પોતાના સારથી વિશોકને આજ્ઞા આપી કે 'મને રથની પાસે લઈ ચાલ.' ભીમની આજ્ઞાથી વિશોકે પણ અર્જુનની પાછળ પોતાનો રથ ચલાવ્યો. તે બન્ને ભાઈઓને તૈયાર થઈ દ્રોણની સેના તરફ જતા જોઈ પ્રભદ્રક, પાંચાલ, સૃંજય, મત્સ્ય, ચેદિ, કારૂષ અને કેકય મહારથીઓએ પણ તેમને સાથ આપ્યો.

મહારાજ! ત્યારપછી તે રૂંવાટાં ખડાં કરી દેનારો સંગ્રામ છેડાઈ ગયો. અર્જુને અને ભીમે પોતાની સાથે રથીઓની મોટી સેના લઈને આપની સેનાના દક્ષિણ અને ઉત્તર ભાગમાં ઘેરો ઘાલ્યો. તે બન્ને વીરોને ત્યાં ઉપસ્થિત જોઈ સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્ન પણ આવી ગયા. અતિરથીના વધથી અશ્વત્થામા બહુ ચીઢાએલો હતો. તેણે સાત્યકિને આવતો જોઈ તેને મારી નાખવાનો વિચાર કરી તેના પર હુમલો કર્યો. આ જોઈ ભીમસેનના પુત્ર ઘટોત્કચે ક્રોધમાં ભરાઈને પોતાના શત્રુને રોક્યો. ઘટોત્કચનો રથ લોઢાનો બનેલો હતો. તેને આઠ પૈડાં હતાં. તે ખૂબ જ મોટો અને ભયંકર હતો. તેમાં બેસીને તે અશ્વત્થામા તરફ ચાલ્યો. એક અક્ષૌહિણી રાક્ષસી સેના તેની ચારે બાજુએ ઘેરાયેલી હતી. કોઈના હાથમાં ત્રિશૂળ હતું તો કોઈના હાથમાં મુદ્ગર. કોઈના હાથમાં પત્થરની શિલાઓ હતી તો કોઈના હાથમાં વૃક્ષ. ઘટોત્કચ પ્રલયકાળના દંડધારી યમરાજ જેવો જણાતો હતો. તેણે હાથમાં ઉઠાવેલા મહાન ધનુષને જોઈને રાજાઓ ભયથી વ્યાકુળ થઈ ગયા. તે ભયંકર શરીરવાળો રાક્ષસ પર્વત સમાન ઊંચો હતો. મોટીમોટી દાઢોને લીધે તેનું મુખ વિકરાળ તથા ભયંકર લાગતું હતું. કાન ખુંટા જેવા, દાઢી ખૂબ જ મોટી, વાળ ઊભા, આંખો ભયાનક, મોઢા ઉપર ચમકાટ અને પેટ આગળપડતું હતું. માથાના વાળ મુકુટથી ઢંકાએલા હતા. તે મુખ પહોળું કરીને ઊભા રહેલા યમરાજ સમાન સમ્પૂર્ણ પ્રાણીઓને ત્રાસ પહોંચાડી રહ્યો હતો. શત્રુઓ તેને જોતાં જ વ્યાકુળ થઈ જતા હતા. રાક્ષસરાજ ઘટોત્કચને હાથમાં ધનુષ લઈને આવતો જોઈ દુર્યોધનની સેનામાં ખળભળાટ મચી ગયો. એકેએક યોદ્ધાઓ ભયથી વ્યાકુળ થઈ ઊઠયા. તે રાક્ષસના સિંહનાદથી અત્યન્ત ભયભીત થઈને હાથીઓ મૂત્ર છોડવા લાગ્યા. મનુષ્યો વિહ્વળ થઈ ગયા. પછી તો ત્યાં ચારે બાજુથી પત્થરોની વર્ષા શરુ થઈ ગઈ. રાત્રિ હોવાથી તે સમયે રાક્ષસોનું બળ બહુ જ વધેલું હતું. તેમણે ચલાવેલાં લોઢાનાં ચક્ર, ભુશુણ્ડી, પ્રાસ, તોમર, શૂલ, શતઘ્ની અને પટ્ટિશ વગેરે અસ્ત્રશસ્ત્રો ત્યાં વરસી રહ્યાં હતાં. ખૂબ જ ભયંકર સંગ્રામ છેડાયો હતો. તેને જોઈને કૌરવપક્ષના રાજાઓ, આપના પુત્રો તથા કર્ણને બહુ જ કષ્ટ થયું. અને તેઓ ચારે દિશાઓમાં ભાગવા લાગ્યા. તે સમયે એક માત્ર અભિમાની વીર અશ્વત્થામા જ વિચલિત ન થઈને પોતાની જગ્યાએ સ્થિર રહ્યો. તેણે ઘટોત્કચની રચેલી માયા પોતાનાં બાણોથી નષ્ટ કરી દીધી.

માયાનો નાશ થવાથી ઘટોત્કચના ક્રોધની સીમા ન રહી. તેણે ભયંકર બાણોનો પ્રહાર કર્યો. તે બધાં બાણો અશ્વત્થામાના શરીરમાં ઘુસી ગયાં. ત્યારે અશ્વત્થામાએ પણ ક્રોધમાં ભરાઈને ઘટોત્કચને દશ બાણોથી વીંધી દીધો. આથી તેનાં મર્મસ્થાનોમાં ખૂબ ચોટ પહોંચી. અત્યન્ત પીડિત થવાથી તેણે લાખ આરાઓવાળું એક ચક્ર હાથમાં લીધું. તેની આજુબાજુ છરાઓ લગાડેલા હતા. તે ચક્ર અશ્વત્થામાના ઉપર તેણે છોડયું. પરન્તુ અશ્વત્થામાએ બાણ મારીને ચક્રના ટુકડેટુકડા કરી દીધા. તે વ્યર્થ થઈને પૃથ્વી પર પડી ગયું. આ જોઈ ઘટોત્કચે પોતાનાં બાણોની વર્ષાથી અશ્વત્થામાને આચ્છાદિત કરી દીધો. એટલામાં જ ઘટોત્કચનો પુત્ર અંજનપર્વા ત્યાં આવી પહોંચ્યો. જેમ વાવાઝોડાના વેગને પર્વત રોકી દે છે તેમ તેણે અશ્વત્થામાને રોકી દીધો. ત્યારે અશ્વત્થામાએ એક બાણથી અંજનપર્વાની ધ્વજા, બેથી રથના બન્ને સારથી, ત્રણથી ત્રિવેણુક, એકથી ધનુષ અને ચારથી ચારે ઘોડાઓને મારી નાખ્યા. રથહીન થઈ જતાં તેણે તલવાર ઉઠાવી, પરન્તુ દ્રોણકુમારે તીક્ષ્ણ તીરથી તેના પણ બે ટુકડા કરી દીધા. ત્યારે અંજનપર્વાએ ગદા ઘુમાવીને ફેંકી, પરન્તુ દ્રોણકુમારે તેને પણ બાણોથી તોડી નાખી. પછી તો તે પ્રલયકાળના મેઘ સમાન ગર્જના કરતો કૂદીને આકાશમાં ચાલ્યો ગયો અને ત્યાંથી વૃક્ષોની વર્ષા કરવા લાગ્યો. આ જોઈ અશ્વત્થામા તે માયાવીને બાણોથી વીંધવા લાગ્યો. ત્યારે તે નીચે ઊતરીને ફરી બીજા રથ ઉપર જઈ બેઠો. આ જ વખતે અશ્વત્થામાએ અંજનપર્વાને મારી નાખ્યો.

પોતાના મહાબળી પુત્રને અશ્વત્થામાના હાથથી મરાએલો જોઈ ઘટોત્કચ ક્રોધથી સળગી ઊઠ્યો અને અશ્વત્થામાની પાસે જઈને બોલ્યો 'દ્રોણકુમાર! હું તે પાંડવોનો પુત્ર છું કે જેઓ યુદ્ધમાં કદી પગ પાછો હઠાવતા નથી. હું રાક્ષસોનો રાજા છું અને રાવણના સમાન મારું બળ છે તું આ રણાંગણમાં ઊભો તો રહે. છૂટવા પામીશ જ નહિ. આજ હું તારી યુદ્ધની બધી હોંશ મટાડી દઈશ.' આ પ્રમાણે કહીને ક્રોધથી લાલ-લાલ આંખ કરીને તે મહાબળી રાક્ષસ અશ્વત્થામા ઉપર ઝાટક્યો અને તેના ઉપર રથના ધુંસરા જેવાં બાણોની વર્ષા કરવા લાગ્યો. પરન્તુ ઘટોત્કચનાં બાણોને

પાસે આવતા પહેલાં જ અશ્વત્થામા કાપી નાખતો હતો. આ પ્રમાણે અન્તરિક્ષમાં જાણે બાણોનો એક બીજો સંગ્રામ ચાલી રહ્યો હોય તેવું જણાતું હતું. જ્યારે બન્ને બાજુનાં બાણો ટકરાતાં તો તેમનાથી ચિનગારીઓ નીકળતી. તેથી તે રાત્રિમાં આકાશની વચ્ચે આગીઆઓ ફરી રહ્યા હોય તેવું લાગતું હતું.

રણભૂમિમાં અશ્વત્થામાદ્વારા પોતાની માયા નષ્ટ થઈ જોઈ ઘટોત્કચ ફરીથી આકાશમાં છુપાઈ ગયો અને બીજી માયા રચવા લાગ્યો. તે એક ઊંચો પર્વત બની ગયો. તેને અનેક શિખર હતાં. તે શિખરો વૃક્ષોથી ભરપૂર હતાં. જેમ પર્વતોથી ઝરણાં વહે છે તેમ તે પર્વતથી પણ શૂલ, પ્રાસ, તલવાર અને મૂસલ વગેરે પડવા લાગ્યાં. આ બધું જોઈને પણ અશ્વત્થામા વિચલિત ન થયો. તેણે હસતાં તે પર્વત પર વજ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો. તેનો સ્પર્શ થતાં જ તે પર્વત એકદમ અદૃશ્ય થઈ ગયો. ત્યારપછી ઘટોત્કચે ઇન્દ્રધનુષ સહિત કાળો મેઘ બનીને પથ્થરોની વર્ષાથી દ્રોણપુત્રને ઢાંકી દીધો. અશ્વત્થામા અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ હતો. તેણે પોતાના ધનુષ પર વાયવ્યાસ્ત્રનું સંધાન કર્યું અને તે કાળી મેઘઘટાને છિન્નભિન્ન કરી દીધી. પછી તેણે બાણોની વર્ષાથી સંપૂર્ણ દિશાઓને આચ્છાદિત કરીને પાંડવોના એક લાખ રથીઓને સાફ કરી દીધા.

ત્યારપછી ક્રોધમાં ભરાએલા ઘટોત્કચે અશ્વત્થામાની છાતીમાં દશ બાણ માર્યાં તે લાગતાં જ અશ્વત્થામા કાંપી ઊઠ્યો. એટલામાં જ ઘટોત્કચે અંજલિક નામનું બાણ મારીને તેનું ધનુષ પણ કાપી નાખ્યું ત્યારે અશ્વત્થામાએ બીજું મજબૂત ધનુષ હાથમાં લીધું અને ઘટોત્કચ પર તીક્ષ્ણ બાણોની વર્ષા શરૂ કરી દીધી. હવે તો ઘટોત્કચના ક્રોધની સીમા ન હતી, તેણે ભયંકર કર્મ કરનારા રાક્ષસોને આજ્ઞા કરી કે 'વીરો! દ્રોણના બેટાને મારી નાખો.' આજ્ઞા થતાં જ તે ભયંકર રાક્ષસો આંખો લાલ કરીને અનેક અસ્ત્ર લઈને અશ્વત્થામાને મારવા દોડ્યા. તેઓ અશ્વત્થામાના મસ્તક પર શક્તિ, શતઘ્નીઓ, પરિઘ, વજ્ર, શૂલ, પટ્ટિશ, તરવાર, ગદા, ભિંદિપાલ, મૂસલ, ફરશી, પ્રાસ, તોમર, કણપ, કમ્પન અને મુદ્ગર વગેરે ઘોર અસ્ત્રશસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા.

દ્રોણપુત્રના મસ્તક પર શસ્ત્રોની ઘટા પથરાતી જોઈ આપના યોદ્ધાઓ ખૂબ જ દુઃખી થયા, પરંતુ અશ્વત્થામા તોપણ જરા પણ વિચલિત ન થયો. તે વજ્ર સમાન તીક્ષ્ણ બાણોથી તે ઘોર રાક્ષસોનો વિધ્વંસ કરતો હતો. પછી તેણે પોતાનાં તીક્ષ્ણ બાણોને દિવ્ય મંત્રોથી અભિમંત્રિત કરીને રાક્ષસોની સેનાનો આરંભ શરૂ કર્યો. તેનાં બાણોથી ઘયલ થઈને રાક્ષસોનો સમુદાય વ્યાકુળ થઈ ગયો. અશ્વત્થામાનો માર પડવાથી તેઓ અત્યંત ક્રોધમાં ભરાઈને તેના પર તૂટી પડ્યા. તે સમયે અશ્વત્થામાએ એવું અદ્ભુત પરાક્રમ બતાવ્યું કે જે કોઈથી થઈ શકે નહિ. તેણે રાક્ષસરાજ ઘટોત્કચના દેખતાં દેખતાં જ પોતાનાં પ્રજ્વલિત બાણોથી તેની સેનાને ભસ્મસાત્ કરી દીધી. ત્યારે ક્રોધમાં ભરાએલા ઘટોત્કચે દાંતથી હોઠ દબાવીને તાળી વગાડી અને સિંહનાદ કરી આઠ ઘંટવાળી એક ભયાનક અશનિ અશ્વત્થામા પર છોડી. પરંતુ તેણે કૂદીને તે અશનિ હાથમાં પકડી લીધી અને ફરી તેને ઘટોત્કચ પર જ ચલાવી. ઘટોત્કચ કૂદીને રથથી દૂર જતો રહ્યો અને તે ભયંકર અશનિ તેના ઘોડા, સારથી, ધ્વજા તથા રથને ભસ્મ કરીને પૃથ્વીમાં સમાઈ ગઈ.



અશ્વત્થામાનું તે પરાક્રમ જોઈ બધા યોદ્ધાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. પોતાનો રથ નષ્ટ થઈ જવાથી ઘટોત્કચ ધૃષ્ટદ્યુમ્નના રથ પર જઈ બેઠો. અને એક ભયાનક ધનુષ હાથમાં લઈ અશ્વત્થામાની છાતી પર તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરવા લાગ્યો. આ જ પ્રકારે

ધૃષ્ટદ્યુમ્ન પણ નિર્ભય થઈને દ્રોણપુત્રના હૃદયમાં તીખાં બાણોથી ચોટ પહોંચાડવા લાગ્યો. આ બાજુથી અશ્વત્થામા પણ તેમના પર હજારો બાણોની વર્ષા કરવા લાગ્યો અને તે બન્ને પોતાનાં અસ્ત્રોથી તેનાં બાણોને કાપવા લાગ્યા. આ પ્રમાણે તેઓમાં ખૂબ વેગથી અત્યન્ત ભયાનક યુદ્ધ છેડાઈ ગયું. તે સમયે અશ્વત્થામાએ ત્યાં કોઈથી ન થઈ શકે એવું અત્યન્ત અદ્ભુત પરાક્રમ પ્રકટ કર્યું. તેણે આંખના પલકારામાં જ ઘોડા, સારથી, રથ અને હાથીઓ સહિત રાક્ષસોની એક અક્ષૌહિણી સેના સાફ કરી દીધી. ભીમસેન, ઘટોત્કચ, ધૃષ્ટદ્યુમ્ન, નકુળ, સહદેવ, યુધિષ્ઠિર, અર્જુન અને શ્રીકૃષ્ણ પણ જોતા જ રહી ગયા. તેનાં બાણોની ચોટ ખાઈને હાથીઓ પર્વતનાં શીખરોની માફક પૃથ્વી પર પડી જતા હતા. તેણે પોતાનાં નારાચથી પાંચાલોને વિંધીને દ્રુપદકુમાર સુરથને મારી નાખ્યો. પછી દ્રુપદના નાના ભાઈ શત્રુંજયને ખતમ કરી દીધો. તે પછી શ્રુતાહ્વયને યમલોક મોકલી દીધો. ત્યારપછી ત્રણ બાણોથી હેમમાલી, પૃષધ્ર અને ચન્દ્રસેનનો વધ કર્યો. ત્યારપછી કુન્તિભોજના દશ પુત્રોને પણ બાણોથી યમલોકના અતિથિ બનાવ્યા. તે પછી તેણે યમદંડ સમાન ઘોર બાણ ધનુષ પર ચઢાવ્યું અને ઘટોત્કચની છાતીમાં પ્રહાર કર્યો. તે મહાન બાણ તેની છાતી છેદીને પૃથ્વીમાં સમાઈ ગયું. ઘટોત્કચ મૂર્છિત થઈને પૃથ્વી પડી ગયો. તેને મરીને પડેલો સમજી ધૃષ્ટદ્યુમ્ને અશ્વત્થામાની પાસેથી પોતાનો રથ પાછો હઠાવ્યો. યુધિષ્ઠિરની સેનાના રાજાઓ ભાગવા લાગ્યા. વીરવર અશ્વત્થામા પાણ્ડવસેનાને પરાસ્ત કરીને સિંહની પેઠે ગર્જના કરવા લાગ્યો. તે સમયે બીજા બધા લોકોએ અને ખાસ કરીને આપના પુત્રોએ પણ દ્રોણકુમારનું વિશેષ સન્માન કર્યું. સિદ્ધો, ગન્ધર્વો, પિશાચો, નાગો, સુપર્ણો, પિતૃઓ, પક્ષીઓ, રાક્ષસો, ભૂતો, અપ્સરાઓ તથા દેવતાલોકો પણ અશ્વત્થામાની પ્રશંસા કરવા લાગ્યા.

## બાહ્લીક અને ધૃતરાષ્ટ્રના દશ પુત્રોનો વધ. યુધિષ્ઠિરનું પરાક્રમ, કર્ણ તથા કૃપનો વિવાદ અને અશ્વત્થામાનો કોપ

સંજય કહે છે—મહારાજ ! અશ્વત્થામાએ રાજા કુન્તિભોજના દસ પુત્રો તથા હજારો રાક્ષસોનો સંહાર કરી દીધો. આ જોઈ યુધિષ્ઠિર, ભીમસેન ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિએ ફરીથી યુદ્ધમાં જ મન લગાવ્યું. સંગ્રામમાં સાત્યકિ પર દૃષ્ટિ પડતાં જ સોમદત્ત પુનઃ ક્રોધથી સળગી ઊઠ્યો. તેણે ખૂબ ભારે બાણવર્ષા કરીને સાત્યકિને આચ્છાદિત કરી દીધો. પછી બન્ને પક્ષમાં ખૂબ ભયંકર યુદ્ધ થવા લાગ્યું. સોમદત્તને પાસે આવેલો જાણી સાત્યકિની રક્ષા માટે ભીમસેને દશ બાણ મારી તેને ઘાયલ કરી દીધો. સોમદત્તે પણ તેને સો બાણોથી વિંધી દીધો. આ જોઈ સાત્યકિ ક્રોધમાં ભરાઈ ગયો અને વજ્ર સમાન તીક્ષ્ણ દશ બાણોથી સોમદત્તને ઘાયલ કર્યો. ત્યારપછી ભીમસેને સાત્યકિનો પક્ષ લઈ સોમદત્તના મસ્તક પર એક ભયંકર પરિઘનો પ્રહાર કર્યો. સાથે જ સાત્યકિએ પણ અગ્નિ સમાન એક તેજસ્વી બાણ તેની છાતી પર માર્યું. પરિઘ અને બાણ બન્ને એકીસાથે સોમદત્તને લાગ્યાં. તેથી તે મૂર્છિત થઈને પડી ગયો.

પુત્ર મૂર્છિત થતાં બાહ્લીકે હુમલો કર્યો. તે વર્ષાકાળના મેઘ સમાન બાણોની વર્ષા કરવા લાગ્યો. ભીમસેને ફરી સાત્યકિનો પક્ષ લીધો અને નવ બાણોથી બાહ્લીકને વિંધી દીધો. ત્યારે પ્રતીપનન્દન બાહ્લીકે કુપિત થઈને ભીમની છાતીમાં શક્તિનો પ્રહાર કર્યો. તેની ચોટથી ભીમસેન કંપી ઊઠ્યો અને બેહોશ થઈ ગયો. પછી થોડી જ વારમાં સચેત થઈને પાણ્ડુનન્દન ભીમે તેના પર ગદા છોડી. તેના આઘાતથી બાહ્લીકનું શિર ધડથી જુદું થઈ ગયું. તે વજ્રથી તૂટેલા પર્વતની પેઠે પૃથ્વી પર પડી ગયો.

બાહ્લીકના માર્યા જવાથી આપના નાગદત્ત દઢરથ, મહાબાહુ, અયોભુજ, દઢ, સુહસ્ત, વિરજ, પ્રમાથી ઉગ્ર અને અનુયાયી આ દશ પુત્રો પોતાનાં બાણોથી ભીમસેનને પીડિત કરવા લાગ્યા. તેમને જોતાં જ ભીમસેન ક્રોધથી સળગી ઊઠ્યો, અને એકએકને મર્મસ્થાનોમાં બાણ મારવા લાગ્યો તેની કારી ચોટથી આપના પુત્રોનાં પ્રાણપંખી ઊડી ગયાં. અને તેઓ તેજહીન થઈને રથથી ભોંય પર પડ્યા. ત્યારબાદ વીરવર ભીમે આપના સાળાઓના સાત મહારથીઓને મારી નાખ્યા અને નારાચોથી મહારથી શતચન્દ્રને પણ મોતને ઘાટ ઊતાર્યો. તેમને માર્યા ગયેલા જોઈ શકુનિના ભાઈ ગવાક્ષ, શરભ, વિભુ, સુભગ અને ભાનુદત્ત—આ પાંચ મહારથીઓ

દોડ્યા અને ભીમસેન પર બાણોની વર્ષા કરવા લાગ્યા. તેમનાથી પીડિત થઈને ભીમસેને પાંચ બાણ ચલાવ્યાં અને તે પાંચેને મારી નાખ્યા. તે વીરોને મૃત્યુના મુખમાં પડેલા જોઈ કૌરવપક્ષના રાજાઓ વિહ્‌વળ થઈ ગયા. આ બાજુ યુધિષ્ઠિરે પણ આપની સેનાનો સંહાર શરુ કર્યો. તેમણે કુપિત થઈને અમ્બષ્ઠ, મલ્લ, ત્રિગર્ત અને શિબિ દેશના યોદ્ધાઓને યમલોક મોકલી દીધા. એટલું જ નહિ, રાજા યુધિષ્ઠિરે અભીષાહ, શૂરસેન, બાહ્‌લીક તથા વસાતિ વીરોનો પણ વધ કરીને આ પૃથ્વીને લોહીની ધારાઓથી કાદવવાળી બનાવી દીધી. તેમણે પોતાના બાણોથી મદ્રદેશના યોદ્ધાઓને પણ પ્રેતલોકના અતિથિ બનાવ્યા.

ત્યારે આપના પુત્રોએ આચાર્ય દ્રોણને યુધિષ્ઠિર તરફ પ્રેર્યા. આચાર્યે અત્યન્ત ક્રોધમાં ભરાઈને વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો, પરન્તુ ધર્મરાજે તેને તેવા જ દિવ્ય અસ્ત્રથી કાપી નાખ્યું. ત્યારે દ્રોણના કોપની સીમા ન રહી. તેમણે યુધિષ્ઠિર પર વારુણ, યામ્ય, આગ્નેય, ત્વાષ્ટ્ર અને સાવિત્ર વગેરે અસ્ત્રોના પ્રયોગ કર્યા પરંતુ તેઓ જરા પણ ગભરાયા નહિ તેમણે પણ દિવ્ય અસ્ત્રોના પ્રયોગ કરી તે બધાં અસ્ત્રોને નિષ્ફળ કરી દીધાં. ત્યારે દ્રોણે ઐન્દ્ર અને પ્રાજાપત્ય અસ્ત્ર પ્રકટ કર્યાં. આ જોઈ યુધિષ્ઠિરે મહેન્દ્ર-અસ્ત્ર પ્રકટ કરીને તે અસ્ત્રોનો નાશ કરી દીધો.

આ પ્રમાણે જ્યારે દ્રોણાચાર્યનાં અસ્ત્રો સતત નષ્ટ થતાં ગયાં ત્યારે તેમણે યુધિષ્ઠિરનો વધ કરવા માટે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. તે વખતે ઘોરરૂ અંધકાર છવાઇ ગયો. બ્રહ્માસ્ત્રના ભયથી સમ્પૂર્ણ પ્રાણીઓ થરથરી ઊઠયાં. તે બ્રહ્માસ્ત્રને પ્રકટ થએલું જોઇ યુધિષ્ઠિરે બ્રહ્માસ્ત્રથી જ તેને શાંત કરી દીધું. ત્યારે દ્રોણાચાર્ય ધર્મરાજને છોડીને ક્રોધથી આંખો લાલ કરી ચાલ્યા ગયા અને વાયવ્યાસ્ત્રથી દ્રુપદની સેનાનો સંહાર કરવા લાગ્યા. તેમના ભયથી પાંચાલ દેશના વીરો ભાગી નીકળ્યા. આ જ વખતે અર્જુન અને ભીમસેન રથીઓની વિશાળ સેના લઈને દ્રોણની પાસે આવ્યા. અર્જુને દક્ષિણ બાજુથી અને ભીમસેને ઉત્તર બાજુથી દ્રોણની સેનાને ઘેરો ઘાલ્યો. પછી તે બન્ને ભાઈ તેમના પર બાણોની વર્ષા કરવા લાગ્યા. પછી તે ત્યાં કેકય, સંજય, પાંચાલ, મત્સ્ય અને સાત્વત વીરો પણ આવી પહોંચ્યા. અર્જુને કૌરવસેનાનો સંહાર શરુ કર્યો. એક તો અંધકારમાં કંઇ સૂઝતું ન હતુ અને બીજું ખાને ઊંઘ સતાવી રહી હતી, તેથી આપની સેનનો એકુભાગ વિધ્વંસ થવા લાગ્યો. તે સમયે આચાર્ય દ્રોણ અને આપના પુત્રે પાંડવયોદ્ધાઓને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો પરંતુ તેઓ સફળ ન થઇ શકયા.

ત્યારે દુર્યોધને કર્ણને કહ્યું- 'મિત્ર! હવે તમે જ આ યુદ્ધમાં સમસ્ત મહારથી યોદ્ધાઓની રક્ષા કરો. આપણા વીરો પાંચાલ કેકય, મત્સ્ય અને પાંડવ મહારથીઓથી ઘેરાઇ ગયા છે.' કર્ણ બોલ્યો—'ભારત! ધૈર્ય ધારણ કરો. હું તમારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે આજ યુદ્ધમાં જો ઇન્દ્ર પણ અર્જુનની રક્ષા કરવા આવશે તો તેને પણ હરાવીને હું અર્જુનને મારી નાખીશ. એકલો હું જ પાંડવો અને પાંચાલોનો નાશ કરીશ. પાંડવોમાં સૌથી વધુ બળવાન છે અર્જુન; આથી તેના પર જ આજે ઇન્દ્રની આપેલી શક્તિનો પ્રહાર કરીશ. તે મર્યો જતાં બાકીના ચારે ભાઇ તમારે આધીન થઇ જશે. અથવા વનમાં ભાગી જશે. કુરુરાજ! જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી તમે લગાર પણ શોક ન કરો. અહિં એકત્રિત થએલા પાંચાલ, કેકય તથા વૃષ્ણિવંશીઓ સહિત સંપૂર્ણ પાંડવોને હું એકલો જ જીતી લઇશ અને મારા બાણોથી તેમની ધ્વજાઓના ટુકડા ઊડાવીને આ સમસ્ત પૃથ્વી તમારે આધીન કરી દઇશ.

જ્યારે કર્ણ આ પ્રમાણે કહી રહ્યો હતો તે જ વખતે કૃપાચાર્ય હસીને બોલ્યા-'ખુબ જ! ખુબ જ! કર્ણ! તું ખૂબ જ બહાદુર છે. જો વાતો બોલવાથી જ કામ બની જાય તો તને મેળવીને કુરુરાજને કંઇ કરવાનું રહે નહિ. તું તેમની પાસે ખૂબ મોટીમોટી વાતો કર્યા કરે છે. પરન્તુ નથી કદી તારું પરાક્રમ જોવામાં આવતું નથી કે તેનું કાંઇ ફળ આગળ આવતું. સંગ્રામમાં અનેક વાર તારું પાંડવોની સાથે યુદ્ધ થયું છે પરન્તુ સર્વત્ર તેં હાર જ ખાધી છે. કર્ણ! યાદ છે કે નહિ? જ્યારે ગન્ધર્વો દુર્યોધનને પકડીને લઈ જઈ રહ્યા હતા તે વખતે બધી સેના તો યુદ્ધ કરી રહી હતી, પણ એકલો તું જ સૌથી પહેલાં ભાગ્યો હતો. વિરાટનગરમાં સમ્પૂર્ણ કૌરવો એકઠા થયા હતા ત્યાં પણ અર્જુને એકલે એ જ સર્વને હરાવ્યા હતા. તું પણ તારા ભાઇઓ સાથે પરાસ્ત થયો હતો. એકલા અર્જુનનો સામનો કરવાની તો તારામાં શક્તિ છે નહિ, છતાં શ્રીકૃષ્ણ સહિત સમ્પૂર્ણ પાણ્ડવોને જીતવાની હિમ્મત

શાનો કરે છે? ભાઇ! ચુપચાપ યુદ્ધ કર, તું ઘણી ડીંગ હાંકે છે. બોલી બતાવ્યા વિના જ પરાક્રમ કરવું એ સત્પુરુષોનું વ્રત છે. એ તો જ્યાંસુધી અર્જુનનાં બાણો માથા ઉપર પડતાં નથી એટલી વાર જ તું ગાજી રહ્યો છે, જ્યારે તેનાં બાણોથી ઘાયલ થઈ જઈશ ત્યારે બધું ગાજવાનું ભૂલી જઈશ. ક્ષત્રિયો બાહુબળમાં શૂરા હોય છે. બ્રાહ્મણો વાણીમાં શૂરા હોય છે, અર્જુન ધનુષ વાપરવામાં શૂરો છે, પરન્તુ કર્ણ તો મનસુબા બાંધવામાં જ શૂરો છે. જેણે પોતાના પરાક્રમથી ભગવાન શંકરને સન્તુષ્ટ કર્યા છે તે અર્જુનને ભલા, કોણ મારી શકે છે?'

કૃપાચાર્યની આ વાત સાંભળી કર્ણે ખીજાઈને કહ્યું 'વર્ષાકાળના મેઘની પેઠે શૂરવીરો સદાય ગાજતા રહે છે અને પૃથ્વીમાં વાવેલા બીજની પેઠે તેઓ ફળ પણ તુરત જ આપે છે. બાબાજી! જો હું ગર્જું છું તો તેમાં આપનું શું નુકશાન થાય છે? મારી ગર્જનાનું ફળ તમે જોઈ લેજો, જ્યારે હું કૃષ્ણ અને સાત્યકિ સહિત સમ્પૂર્ણ પાંડવોનો વધ કરીને પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય દુર્યોધનને આપી દઈશ ત્યારે તમને ખબર પડશે.'



કૃપાચાર્ય બોલ્યા—સૂતપુત્ર! મને તારા આ મનસુબા બાંધવામાં અને પ્રલાપ કરવામાં વિશ્વાસ નથી. તું તો શ્રીકૃષ્ણ, અર્જુન અને ધર્મરાજ યુધિષ્ઠિરને સદા નિંદતો રહે છે, પરન્તુ વિજય તે પક્ષનો નિશ્ચિત છે, કે જ્યાં યુદ્ધકુશળ શ્રીકૃષ્ણ અને અર્જુન છે. જો દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો, મનુષ્યો, સર્પો અને રાક્ષસો પણ કવચ ધારણ કરીને યુદ્ધ કરવા આવે તો તે બન્નેને ન જીતી શકે. ધર્મપુત્ર યુધિષ્ઠિર બ્રાહ્મણભક્ત, સત્યવાદી, જિતેન્દ્રિય, ગુરુ અને દેવતાઓનું સમ્માન કરનારા, સદા ધર્મપરાયણ, અસ્ત્રવિદ્યામાં વિશેષ કુશળ, ધૈર્યવાન અને કૃતજ્ઞ છે તેમના ભાઈઓ પણ બળવાન છે અને તેમણે અસ્ત્રવિદ્યામાં પરિશ્રમ કરેલો છે. એ બધા જ બુદ્ધિમાન, ધર્માત્મા અને યશસ્વી છે તથા તેમના સમ્બન્ધીઓ પણ ઇન્દ્ર સમાન પરાક્રમી અને તેમના પ્રત્યે પ્રેમ રાખનારા છે. આથી પાંડવોનો કદી નાશ નહિ થઈ શકે. ભીમસેન તથા અર્જુન જો ઇચ્છે તો પોતાના અસ્ત્રબળથી દેવતાઓ, અસુરો, મનુષ્યો, યક્ષ, રાક્ષસો, ભૂતો અને નાગગણોથી યુક્ત સમ્પૂર્ણ જગતનો વિનાશ કરી શકે છે યુધિષ્ઠિર પણ રોષભરી દૃષ્ટિથી જોતાં જ આ ભૂમંડળને ભસ્મ કરી શકે છે. જેમના બળની કોઈ સીમા નથી, ભગવાન શ્રીકૃષ્ણ પણ જેમને માટે કવચ ધારણ કરીને તૈયાર છે, તે શત્રુઓને જીતવાનું સાહસ તું કેવી રીતે કરી રહ્યો છે?

આ સાંભળી કર્ણે હસીને કહ્યું—બાબા! તમે પાંડવોના વિષયમાં જે કંઈ કહ્યું છે તે બધું સત્ય છે. એટલું જ નહિ તે સિવાય બીજા પણ ઘણા ગુણો પાંડવોમાં છે ઇન્દ્ર વગેરે દેવતાઓ, દૈત્યો, યક્ષો, ગન્ધર્વો પિશાચો, નાગો અને રાક્ષસો પણ તેમને જીતી નથી શકતા તે પણ બરાબર છે. તો પણ હું તેમના ઉપર વિજય મેળવીશ. મને ઇન્દ્રે એક અમોઘ શક્તિ આપેલી છે. તેના દ્વારા હું યુદ્ધમાં અર્જુનને મારી નાખીશ. તેના મર્યા પછી તો તેના ભાઈઓ કોઈ રીતે પૃથ્વીનું રાજ્ય ભોગવી શકવાના નથી. તે બધાનો નાશ થઈ જતાં સમુદ્ર સહિત આ પૃથ્વી સહેજમાં કુરુરાજના હાથમાં આવી જશે. તમે તો સ્વયં બૂઢા થઈ જવાથી યુદ્ધ કરવામાં અસમર્થ છો. વળી પાંડવો ઉપર તમારો સ્નેહ છે. તેથી જ મોહવશ મારું અપમાન કરી રહ્યા છો. પરન્તુ યાદ રાખો. મારી બાબતમાં કોઈ ખરાબ વાત મોંમાંથી કાઢશો તો તલવારથી તમારી જીભ કાપી લઈશ. હે દુર્બુદ્ધિ બ્રાહ્મણ! તું કૌરવોને ડરાવવા માટે પાંડવોનાં વખાણ કરવા માગે છે. મને તો પાંડવોનો

કોઈ વિશેષ પ્રભાવ દેખાતો નથી. બન્ને ય પક્ષની સેનાઓનો એકસરખો સંહાર થઈ રહ્યો છે. દ્વિજાધમ! જેમને તું વધારે બળવાન સમજે છે તેમની સાથે હું મારી પૂરેપૂરી શક્તિ લગાવીને યુદ્ધ કરીશ. વિજય તો પ્રારબ્ધના હાથમાં છે.

સૂતપુત્ર કર્ણને પોતાના મામા પ્રત્યે કઠોર વચનો કહેતો જોઈ અશ્વત્થામા હાથમાં તલવાર લઈ વેગથી કર્ણ ઉપર ધસ્યો. દુર્યોધનના દેખતાં દેખતાં જ તે કર્ણની પાસે આવી પહોંચ્યો અને અત્યન્ત ક્રોધમાં ભરાઈને બોલ્યો—'અરે નીચ! મારા મામા શૂરવીર છે અને તેઓ અર્જુનના સાચા ગુણો બતાવી રહ્યા છે તો પણ તું અર્જુન સાથે દ્વેષ હોવાથી તેમનો તિરસ્કાર કરી રહ્યો છે! તું પોતાની શૂરવીરતાનાં ડીંગ હાંક્યા કરે છે, પરન્તુ જ્યારે તને હરાવીને અર્જુને તારા જોતાં જોતાં જ જયદ્રથનો વધ કર્યો તે વખતે ક્યાં હતું તારું પરાક્રમ? અને ક્યાં ગયાં હતાં તારાં અસ્ત્રશસ્ત્રો? જેણે યુદ્ધમાં સાક્ષાત્ મહાદેવજીને પણ સન્તુષ્ટ કર્યા છે તેને જીતવાના તું વ્યર્થ મનસૂબા બાંધ્યા કરે છે. શ્રીકૃષ્ણની સાથે રહેલા અર્જુનને ઇન્દ્ર વગેરે દેવતાઓ અને અસુરો પણ ન હરાવી શકે, તો પછી તું કેવી રીતે જીતવાનો હતો? નરાધમ! ઊભો રહે, હમણાં જ તારું શિર ધડથી જુદું કરું છું.'

આમ કહીને તે ખૂબ વેગથી કર્ણ તરફ ધસ્યો. પરન્તુ સ્વયં રાજા દુર્યોધને અને કૃપાચાર્યે પકડીને તેને રોકી લીધો. કર્ણ કહેવા લાગ્યો—'આ દુર્બુદ્ધિ નીચ બ્રાહ્મણ પોતાને બડો શૂરો અને લડવૈયો સમજે છે. કુરુરાજ! તમે તેને રોકો નહિ, છોડી દો. જરા તેને પણ મારા પરાક્રમનો સ્વાદ ચખાડું.'

અશ્વત્થામાએ કહ્યું—મૂર્ખ સૂતપુત્ર! તારો આ અપરાધ અમે તો સહન કરી લઈએ છીએ પરન્તુ અર્જુન તારા આ વધી ગયેલા ઘમંડનો જરૂર નાશ કરશે.

દુર્યોધન બોલ્યો—ભાઈ અશ્વત્થામા! શાન્ત થઈ જાઓ. તમે તો બીજાઓને માન આપનારા છો. આ અપરાધને ક્ષમા કરો. તમારે કર્ણ પર ક્રોધ ન કરવો જોઈએ. વિપ્રવર! મેં તો તમારા ઉપર અને કર્ણ, કૃપ દ્રોણ, શલ્ય તથા શકુનિ ઉપર જ આ મહાન કાર્યનો ભાર રાખેલો છે.

આ પ્રમાણે રાજાના મનાવવાથી અશ્વત્થામાનો ક્રોધ શાન્ત થઈ ગયો. કૃપાચાર્યનો સ્વભાવ પણ બહુ કોમળ હતો. તેઓ તુરત જ દયાળુ થઈને બોલ્યા-'સૂતપુત્ર! અમે તો તારા અપરાધને ક્ષમા કરી દઈએ છીએ, પરન્તુ તારા વધી ગયેલા ઘમંડનો અર્જુન અવશ્ય નાશ કરશે.

## અર્જુનદ્વારા કર્ણનો પરાજય અને અશ્વત્થામાનો દુર્યોધન સાથે સંવાદ તથા પાંચાલો સાથે ઘોર યુદ્ધ

સંજય કહે છે—ત્યારપછી પાંડવોના અને પાંચાલ દેશના વીરો કર્ણની નિન્દા કરતા ચારે બાજુથી ત્યાં આવી પહોંચ્યા. જ્યારે કર્ણ પર તેઓની દૃષ્ટિ પડી ત્યારે તેઓ ઉચ્ચ સ્વરથી ગર્જના કરતા બોલ્યા-આ પાંડવોનો કટ્ટો દુશ્મન છે, સદાનો પાપી છે. આ જ અનર્થોની જડ છે. કારણ કે આ જ દુર્યોધનની હામાં હા મેળવ્યા કરે છે. મારી નાખો આને.' આમ કહેતા બધા ક્ષત્રિય વીરો કર્ણનો વધ કરવા માટે તેના ઉપર તૂટી પડ્યા અને બાણોની અતિશય વર્ષા કરીને તેને ઢાંકી દીધો. તે બધા મહારથીઓને પોતાના ઉપર હુમલો કરતા જોઈ મહાબલી કર્ણે બાણોના મારથી પાંડવ સેનાને આગળ વધતી રોકી દીધી. તે વખતે અમે બધા લોકોએ કર્ણની અદ્ભુત સ્ફૂર્તિ જોઈ. મહારથી કર્ણે અનેક રાજાઓના બાણસમૂહોનું નિવારણ કરીને તેમના રથો અને ઘોડાઓ ઉપર પોતાનાં નામવાળાં બાણોનો પ્રહાર કર્યો. તેનાથી વ્યાકુળ થઈ તે આમતેમ ભાગવા લાગ્યા. કર્ણનાં સાયકોથી ઘવાઈને, ઘોડાઓનાં ઝુંડનાં ઝુંડ, હાથીઓ અને રથીઓ મરતા દેખાતા હતા.

કર્ણની તે સ્ફૂર્તિને મહાબલી અર્જુન સહન ન કરી શક્યો તેણે તેના ઉપર ત્રણ સો તીક્ષ્ણ બાણ માર્યાં. પછી તેના ડાબા હાથને એક બાણથી વિંધી દીધો. આથી તેના હાથમાંથી ધનુષ છૂટીને પડી ગયું. પરન્તુ અર્ધા જ ક્ષણમાં તેણે તેને ફરીથી ઉઠાવી લીધું અને અર્જુનને બાણસમૂહોથી ઢાંકી દીધો. પરન્તુ અર્જુને હસતાંહસતાં જ તે બાણવર્ષાનો સંહાર કરી નાખ્યો. તેઓ બન્ને એકબીજાની સાથે બીડાઈને

પરસ્પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. એટલામાં જ અર્જુને કર્ણનું પરાક્રમ જોઈને ખૂબ શીઘ્રતાથી તેના ધનુષને વચ્ચેથી જ કાપી નાખ્યું, પછી ચાર ભલ્લ મારીને તેના ચારે ઘોડાઓને યમલોક મોકલી દીધા. તે પછી તેના સારથીનું પણ શિર ઉતારી લીધું. ત્યારપછી ચાર બાણોથી તેના શરીરને વિંધી દીધું. તે બાણોથી કર્ણને ખૂબ જ પીડા થઈ અને તે પોતાના ઘોડા વગરના રથ ઉપરથી કૂદીને કૃપાચાર્યના રથ પર ચઢી ગયો. તે વખતે તેનાં બધાં અંગોમાં બાણો ઘુસેલાં હતાં. તેથી તે સિંસોળિયાંથી ભરાએલી શાવડી જેવો દેખાતો હતો. કર્ણને પરાસ્ત થએલો થએલો જોઈ ધનંજયનાં બાણોથી ઘવાએલા આપના યોદ્ધાઓ બધી બાજુ ભાગવા લાગ્યા.

તેમને ભાગતા જોઈ દુર્યોધન સાન્ત્વન આપતો પાછા વાળવા લાગ્યો. તેણે કહ્યું; 'શૂરવીરો! તમે એક ક્ષત્રિય છો. ભાગવું એ તમારે માટે શોભાની વાત નથી. આ જુઓ, હું જાતે અર્જુનનો વધ કરવા જઈ રહ્યો છું. પાંચાલો અને સોમકો સહિત અર્જુનને હું સ્વયં મારીશ.' આ પ્રમાણે કહીને ક્રોધમાં ભરાએલો દુર્યોધન બહુ જ મોટી સેના સાથે અર્જુન તરફ વધ્યો. આ જોઈ કૃપાચાર્યે અશ્વત્થામાની પાસે આવી કહ્યું—'આજ આ રાજા દુર્યોધન રોષમાં ભરાએલો છે, તેનાથી પોતાની વિચારશક્તિ ખોઈ બેઠો છે. જેમ પતંગિયાં બળી મરવા માટે દીવા પાસે જાય છે તે જ રીતે પોતાનો સર્વનાશ કરવા માટે આ અર્જુન સાથે લડવા માગે છે. આપણી આગળ જ પાર્થની સાથે લડાઈને તે પોતાના પ્રાણ ખોઈ બેસે તે પહેલાં જ તું એને રોકી લે.'

પોતાના મામાએ આ પ્રમાણે કહેતાં અશ્વત્થામા દુર્યોધનની પાસે જઈને બોલ્યો—'ગાન્ધારીનન્દન! હું તમારો હિતૈષી છું. મારા જીવતાં જ મારી અવગણના કરીને તમારે એકલાએ યુદ્ધ ન કરવું જોઈએ. તમે અર્જુનને જીતવાની બાબતમાં સન્દેહ ન રાખો. ચૂપચાપ ઊભા રહો. હું જઈને અર્જુનને રોકું છું.'

દુર્યોધન બોલ્યો—વિપ્રવર! આચાર્ય તો પોતાના પુત્રની માફક પાંડવોની રક્ષા કરે છે. અને તમે પણ સદા તેમના તરફ બેદરકારી બતાવો છો. હું નથી જાણતો કે તમારું પરાક્રમ શાથી મંદ થઈ ગયું છે. કદાચ મારું દુર્ભાગ્ય હોય અથવા તમે ધર્મરાજ ને દ્રૌપદીનું પ્રિય કરવા ચાહતા હશો. અશ્વત્થામા! મારા પર પ્રસન્ન થઈ જાઓ અને મારા દુશ્મનોનો નાશ કરો. તમે પાંચાલો અને સોમકોને તેમના અનુચરો સહિત મારી નાખો. પછી જેઓ બાકી રહી જશે તેમને હું સ્વયં મેતને ઘાટ ઉતારીશ. પહેલાં પાંચાલો, સોમકો અને કેકયોને જઈને રોકો, કારણકે તે લોકો અર્જુનથી સુરક્ષિત રહીને મારી સેનાને સાફ કરી રહ્યા છે. પહેલાં કરો અથવા પછી; પણ આ કામ તમે કરશો ત્યારે જ થઈ શકશે. માટે પાંચાલોને તમે સેવકો સહિત મારી નાખો. તમે આ જગતને પાંચાલો રહિત કરી દેશો—એવું સિદ્ધ પુરુષે એ કહ્યું છે. આ વાત કદી મિથ્યા હોઈ શકે નહિ. ઇન્દ્ર સહિત દેવતાઓ પણ તમારાં બાણોના પ્રહાર સહન કરી ન શકે, તો પાંડવો અને પાંચાલોની તો વાત જ શું છે? વીરવર! જુઓ, આ મારી સેના અર્જુનનાં બાણોથી પીડિત થઈને ભાગી રહી છે. માટે જલદી જાઓ; જાઓ! વાર ન થવી જોઈએ.

દુર્યોધને આ પ્રમાણે કહેતાં અશ્વત્થામાએ તેને ઉત્તર આપ્યો 'મહાબાહો! તમે જે કંઈ કહ્યું છે તે ઠીક છે. મને અને મારા પિતાજીને પાંડવો પ્યારા છે, તથા પાંડવો પણ અમારા બન્ને ઉપર પ્રેમ રાખે છે. પરંતુ આ વસ્તુ યુદ્ધ વખતે લાગુ નથી પડતી. આ વખતે તો અમે પ્રાણનો મોહ છોડીને નીડર થઈને પૂરી શક્તિથી યુદ્ધ કરીએ છીએ. પરંતુ તમે તો મહાન લોભી અને કપટી છો. દરેક ઉપર શંકા કરવાનો તમારો સ્વભાવ થઈ ગયો છે. પોતાના જ ઘમંડમાં ફૂલ્યા રહો છો. અમારા ઉપર તમારો વિશ્વાસ નથી થતો તેનું આ જ કારણ છે. ખેર, હું તો હવે જાઉં છું. તમારા હિતને માટે જીવવાનો લોભ છોડીને પ્રયત્નપૂર્વક શત્રુઓ સાથે યુદ્ધ કરતો રહીશ અને તેમના મુખ્યમુખ્ય વીરોને વીણીવીણીને મારીશ. પાંચાલો અને સોમકોનો વધ તો કરીશ જ, તેમને મરેલા જોઈ જે લોકો મારી સાથે લડવા આવશે તેમને પણ યમલોક મોકલી દઈશ. મારા પરાક્રમની હદમાં જેઓ જેઓ આવશે, તેઓ છૂટીને નહિ જઈ શકે.'

આ પ્રમાણે આપના પુત્રને કહીને અશ્વત્થામા સમસ્ત ધનુર્ધારીઓને ભગાવતો યુદ્ધ કરવા માટે શત્રુઓની સામે જઈને ખડો થઈ ગયો. તેણે કેકય અને પાંચાલ રાજાઓને પોકારીને કહ્યું; 'મહારથીઓ! તમે બધા લોકો એકી સાથે મારા પર પ્રહાર કરો.' આ સાંભળી તે બધા વીરો અશ્વત્થામા પર અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ કરવા

લાગ્યા. અશ્વત્થામાએ તેમનાં અસ્ત્રોનું નિવારણ કરીને પાંડવો અને ધૃષ્ટદ્યુમ્નની સામે જ તેમાંથી દશ વીરોને મારી નાખ્યા. અશ્વત્થામાનો માર પડવાથી પાંચાલ અને સોમક ક્ષત્રિયો ત્યાંથી હટીને આમતેમ બધી દિશાઓમાં ભાગવા લાગ્યા. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને અશ્વત્થામા ઉપર હુમલો કર્યો અને તેને મર્મભેદી બાણોથી વિંધી દીધો. વધુ ઘાયલ થવાથી અશ્વત્થામા ક્રોધમાં ભરાઇ ગયો અને હાથમાં બાણ લઇને બોલ્યો–'ધૃષ્ટદ્યુમ્ન! સ્થિર થઇને ક્ષણવાર ઊભો રહે. હમણાં થોડા જ વારમાં હું તને તીક્ષ્ણ ભલ્લોથી મારીને યમલોક પહોંચાડું છું. આમ કહીને તેણે ધૃષ્ટદ્યુમ્નને બાણોથી આચ્છાદિત કરી દીધો. ત્યારે પાંચાલરાજકુમારે અશ્વત્થામાને દબાવીને કહ્યુઃ–'અરે બ્રાહ્મણ! શું તું મારી પ્રતિજ્ઞા અને મારા ઉત્પન્ન થવાનું કારણ નથી જાણતો? આજ રાતમાં સવાર થતાં પહેલાં જ હું તારા પિતાને મારીને પછી તારો વધ કરીશ. જે બ્રાહ્મણ બ્રાહ્મણને યોગ્ય આચારનો ત્યાગ કરીને ક્ષત્રિય-ધર્મમાં તત્પર રહે છે, તે દરેક લોકોને માટે વધ કરવા યોગ્ય છે.'

ધૃષ્ટદ્યુમ્ને કહેલાં આ કઠોર વચન સાંભળીને અશ્વત્થામા પ્રચણ્ડ કોપથી સળગી ઊઠયો અને 'ઊભો રહે! ઊભો રહે!' એમ કહેતાં તેને બાણોથી ઢાંકી દીધો. સામેથી ધૃષ્ટદ્યુમ્ન પણ અશ્વત્થામા પર અનેક પ્રકારનાં બાણોના પ્રહાર કરવા લાગ્યો. તે બન્નેની બાણવર્ષાથી આકાશ અને દિશાઓ ભરાઇ ગઇ. ઘોર અન્ધકાર છવાઇ ગયો. આથી તેઓ એકબીજાને ન દેખાતા છતાં પણ લડવા લાગ્યા. બન્નેયના યુદ્ધની પદ્ધતિ બહુ અદ્ભુત અને સુંદર હતી. બન્નેની સ્ફૂર્તિ જોવાલાયક હતી. તે સમયે રણભૂમિમાં ઊભેલા હજારો યોદ્ધાઓ. તે બન્નેની પ્રશંસા કરી રહ્યા હતા. તે યુદ્ધમાં અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નના ધનુષ, ધ્વજા તથા છત્ર કાપી નાખ્યા તથા પાર્શ્વરક્ષક, સારથી અને ચારે ઘોડાને પણ મારી નાખ્યા. તે પછી પોતાના તીક્ષ્ણ બાણોથી મારીને તેણે સેંકડો અને હજારો પાંચાલોને ભગાડી દીધા. તેના આ પરાક્રમને જોઇને પાણ્ડવ–સેના વ્યથિત થઇ ગઇ. તેણે સો બાણોથી પાંચાલોનો નાશ કરીને ત્રણ તીક્ષ્ણ બાણોથી ત્રણ શ્રેષ્ઠ મહારથીઓના પ્રાણ લઇ લીધા. પછી ધૃષ્ટદ્યુમ્ન અને અર્જુનના દેખતાદેખતાં જ ત્યાં ઊભેલા સંખ્યાબંધ પાંચાલોનો સંહાર કરી દીધો. તેમના રથો અને ધ્વજાઓના પણ ચુરેચુરા ઊડાવી દીધા. હવે સૃંજયો અને પાંચાલોમાં નાસભાગ શરુ થઇ ગઇ. આ પ્રમાણે મહારથી અશ્વત્થામા સંગ્રામમાં શત્રુઓને જીતીને ખૂબ જોરથી ગર્જના કરવા લાગ્યો. તે વખતે કૌરવોએ તેની ખૂબ પ્રશંસા કરી.

---

## કૌરવ–સેનાનો સંહાર, સોમદત્તનો વધ, યુધિષ્ઠિરનું પરાક્રમ અને બન્ને સેનાઓમાં દીવાનો પ્રકાશ

**સંજય** કહે છે—ત્યારપછી પાણ્ડુનન્દન યુધિષ્ઠિર અને ભીમસેને અશ્વત્થામાને ઘેરી લીધો. એટલામાં જ રાજા દુર્યોધન દ્રોણાચાર્યની સાથે પાંડવો પર ચઢી આવ્યો. પછી તેઓમાં ભયંકર યુદ્ધ થવા લાગ્યું. તે સમયે ભીમસેને કુપિત થઇને અમ્બષ્ઠ, માળવા, બંગાળ, શિબિ તથા ત્રિગર્ત દેશના વીરોને યમલોક મોકલી દીધા. પછી અભીષાહ, શૂરસેન તથા અન્ય રણોન્મત્ત ક્ષત્રિયોનો વધ કરીને તેમના રક્તથી પૃથ્વીને ભીંજવીને કીચડમય બનાવી દીધી. બીજી બાજુ અર્જુને પણ મદ્ર, માળવા તથા પર્વતીય પ્રદેશના યોદ્ધાઓને પોતાનાં તીક્ષ્ણ બાણોથી મોતને ઘાટ ઊતાર્યા. આ બાજુ દ્રોણાચાર્ય પણ ક્રોધમાં ભરાઇને વાયવ્યાસ્ત્રથી પાણ્ડવ–યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યા. તેમના મારથી પીડિત થઇને પાંચાલ વીરો અર્જુન અને ભીમની સામે જ ભાગવા લાગ્યા. આ જોઇ તે બન્ને વીરો એકદમ દ્રોણ પર ચઢી આવ્યા. અર્જુન દક્ષિણ બાજુ હતો અને ભીમસેન ઉત્તરમાં. બન્ને દ્રોણાચાર્ય પર ખૂબ જ બાણવર્ષા કરવા લાગ્યા. આ જોઇ સૃંજય, પાંચાલ, મત્સ્ય અને સોમક ક્ષત્રિયો તેમની સહાયતા માટે આવી પહોંચ્યા. આ પ્રમાણે આપના પુત્રના મહારથી યોદ્ધાઓ પણ બહુ જ મોટી સેનાની સાથે દ્રોણાચાર્યના રથની પાસે આવી ગયા. કૌરવસેના પર ફરીથી અર્જુનના માર પડવા લાગ્યો. એક તો અંધારાને લીધે કંઇ દેખાતું નહેતું અને બધા લોકો ઊંઘથી વ્યાકુળ થયા હતા, તેથી આપની સેનાનો ભયંકર સંહાર થઇ રહ્યો હતો. કેટલાયે રાજાઓ પોતનાં વાહનોને ત્યાં જ છોડીને ભયભીત થઇને ચારે બાજુ નાસી ગયા.



બીજી બાજુ જ્યારે સાત્યકિએ જોયું કે સોમદત્ત પોતાના મહાન ધનુષનો ટંકાર કરી રહ્યો છે, ત્યારે તેણે સારથીને કહ્યું; 'સૂત! મને સોમદત્તની પાસે લઈ લે, મારા બળવાન શત્રુ સોમદત્તને માર્યા વિના હવે હું યુદ્ધથી પાછો નહિ ફરું.' આ સાંભળી સારથીએ ઘોડા ચલાવ્યા અને સાત્યકિને સોમદત્તની પાસે પહોંચાડી દીધો, તેને આવતો જોઈ સોમદત્ત પણ તેનો સામનો કરવા આગળ ધસ્યો. તેણે સાત્યકિની છાતીમાં સાઠ બાણ મારીને તેને ઘાયલ કરી દીધો. પછી સાત્યકિએ પણ તીક્ષ્ણ સાયકોથી સોમદત્તને વિંધી નાખ્યો, બન્નેય એકબીજાનાં બાણોથી ઘવાઈ અને લોહીલુહાણ થઈ ખીલેલાં કેસુડાંના વૃક્ષ જેવા શોભવા લાગ્યા. એટલામાં મહારથી સોમદત્તે અર્ધચન્દ્રાકાર બાણ મારીને સાત્યકિના મહાન ધનુષને કાપી નાખ્યું. પછી તેને પચીસ બાણોથી ઘાયલ કરીને એકદમ દશ બાણ બીજાં માર્યાં. ત્યારે સાત્યકિએ બીજું ધનુષ લઈને તુરત જ સોમદત્તને પાંચ બાણોથી વિંધી દીધો પછી તેણે હાસ્ય કરતાં એક ભલ્લ મારીને તેની સોનાની ધ્વજા કાપી નાખી. ત્યારે સોમદત્તે ફરી સાત્યકિને પચીસ બાણ માર્યાં. આથી સાત્યકિ કુપિત થઈ ગયો અને તેણે એક તીક્ષ્ણ ક્ષુરપ્રથી સોમદત્તનું ધનુષ કાપી નાખ્યું. મહારથી સોમદત્ત પણ બીજું ધનુષ લઈને સાયકોની વર્ષાથી સાત્યકિને આચ્છાદિત કરી દીધો. ત્યારે સાત્યકિ તરફથી ભીમસેને દશ બાણોનો પ્રહાર કર્યો. તે પછી ભીમસેને સોમદત્તની છાતીમાં એક પરિઘનો ઘા કર્યો. પરન્તુ સોમદત્તે હસતાં હસતાં તેના બે ટુકડા કરી દીધા. ત્યારપછી સાત્યકિએ ચાર બાણ મારીને તેના ચારે ઘોડાઓને પ્રેતરાજની સમીપ મોકલી દીધા. પછી એક ભલ્લથી સારથીનું શિર ધડથી અલગ કર્યું. ત્યારપછી સાત્યકિએ એક પ્રજ્વલિત અગ્નિસમાન ભયંકર બાણ છોડ્યું; તે સોમદત્તની છાતીમાં ઘુસી ગયું અને તે રથ પરથી પડીને મરણ પામ્યો.

સોમદત્તને માર્યો ગએલો જોઈ કૌરવ મહારથીઓ બાણો વરસાવતા સાત્યકિ પર તૂટી પડ્યા. આ જોઈ યુધિષ્ઠિર તથા બીજા પાંડવો પ્રભદ્રક વીરો સહિત બીજી બહુ મોટી સેના લઈ દ્રોણાચાર્યના સૈન્ય તરફ ધસી ગયા. તેમણે આચાર્યના જોતાંજોતાં જ સાયકોના મારથી આપની સેનાને ભગાડી દીધી. આ જોઈ આચાર્ય ક્રોધથી લાલ આંખો કરી યુધિષ્ઠિર પર તૂટી પડ્યા. અને તેમની છાતી પર સાત બાણ માર્યાં. ત્યારે યુધિષ્ઠિરે પણ પાંચ બાણોથી દ્રોણાચાર્યને વિંધી દીધા. તે પછી આચાર્યે યુધિષ્ઠિરની ધ્વજા અને ધનુષ કાપી નાખ્યું. યુધિષ્ઠિરે બીજું ધનુષ હાથમાં લીધું અને ઘોડા, સારથી ધ્વજા તેમજ રથ સહિત દ્રોણાચાર્ય પર એક હજાર બાણોની વર્ષા કરી. આ એક અદ્ભુત વસ્તુ બની. તેમનાં બાણોના આઘાતથી પીડિત તેમ જ વ્યથિત થઈને આચાર્ય બે ઘડી સુધી રથની બેઠકમાં મૂર્છિત ભાવથી પડી રહ્યા. પછી જ્યારે હોશમાં આવ્યા ત્યારે ખૂબ ક્રોધમાં ભરાઈને તેમણે યુધિષ્ઠિર પર વાયવ્યાસ્ત્રનો પ્રયોગ કર્યો. પરંતુ યુધિષ્ઠિર તેથી જરા પણ વિચલિત ન થયા તેમણે પોતાના અસ્ત્રથી આચાર્યના અસ્ત્રને શાંત કરી દીધું અને તેમના ધનુષને પણ કાપી નાખ્યું. દ્રોણે બીજું ધનુષ ઊઠાવ્યું, પરંતુ યુધિષ્ઠિરે એક તીક્ષ્ણ ભલ્લ મારીને તેને પણ કાપી નાખ્યું.

એવામાં ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું—' મહાબાહો! હું આપને જે કંઈ કહું છું તે સાંભળો, દ્રોણાચાર્ય સાથે આપ યુદ્ધ ન કરો, તેઓ યુદ્ધમાં સદા આપને પકડવાનો પ્રયત્ન કરે છે. માટે તેમની સાથે આપનું યુદ્ધ થવું હું યોગ્ય સમજતો નથી. જે તેમનો નાશ કરવાને માટે જ ઉત્પન્ન થયો છે તે ધૃષ્ટદ્યુમ્ન જ તેમનો વધ કરશે. આપ ગુરુ સાથે યુદ્ધ કરવું છોડીને જ્યાં રાજા દુર્યોધન છે ત્યાં જાઓ, રાજાએ રાજાની

સાથે જ લડાઈ કરવી જોઈએ. માટે આપ હાથી, ઘોડા અને રથની સેના લઈને ત્યાં જ જાઓ. ત્યાં મારી સહાયતાથી ભીમસેન અને અર્જુન કૌરવો સાથે યુદ્ધ કરી રહ્યા છે.' ભગવાનની વાત સાંભળી યુધિષ્ઠિરે થોડીવાર મનમાં વિચાર કર્યો અને પછી તુરત જ તેઓ જ્યાં ભીમસેન હતો તે તરફ ચાલ્યા ગયા. આ બાજુ દ્રોણ પણ તે રાતમાં પાંડવો અને પાંચાલોની સેનાનો સંહાર કરવા લાગ્યા.

**ધૃતરાષ્ટ્રે પૂછ્યું**—પાંડવોએ જ્યારે અમારી સેનાને વ્યાકુળ કરી નાખી, બધા સૈનિકોનાં તેજ ક્ષીણ કરી દીધાં અને બધા લોકો તે ઘોર અન્ધકારમાં ડૂબી રહ્યા હતા તે વખતે તમે લોકોએ શો વિચાર કર્યો? બન્ને સેનાઓને અજવાળું કેવી રીતે મળ્યું?

**સંજયે કહ્યું**—મહારાજ! દુર્યોધને સેનાપતિઓને આજ્ઞા આપીને જે સેના મરતાં બચી ગઈ હતી તેને વ્યૂહના આકાર પ્રમાણે ઊભી રખાવી. તેમાં સૌથી આગળ હતા દ્રોણ અને પાછળ હતા—શલ્ય, અશ્વત્થામા, કૃતવર્મા તથા શકુનિ. અને સ્વયં રાજા દુર્યોધન ચારે બાજુ ફરીને તે રાત્રિમાં સેનાની રક્ષા કરી રહ્યો હતો. તેણે પાયદળ સૈનિકોને આજ્ઞા કરી કે તમે લોકો હથિયાર મૂકી દો અને પોતાના હાથમાં સળગતી મશાલો લો. સૈનિકોએ પ્રસન્નતાપૂર્વક આજ્ઞાનું પાલન કર્યું. કૌરવોએ પ્રત્યેક રથની પાસે પાંચ દરેક હાથીવાં પાસે ત્રણ અને એકેક ઘોડાની પાસે એક દીવો રાખ્યો. પાયદળ સીપાઈઓ હાથમાં તેલ અને મશાલ લઈને દીવાઓ સળગાવ્યા કરતા હતા. આ પ્રમાણે ક્ષણભરમાં જ આપની સેનામાં અજવાળું થઈ ગયું.'

આપણી સેનાને આ પ્રમાણે દીવાઓથી ઝગમગતી જોઈ પાંડવોએ પણ પાયદળ સૈનિકોને તુરત જ દીવા સળગાવવાની આજ્ઞા કરી. તેમણે દરેક રથની આગળ દશ-દશ અને દરેક હાથીની સામે સાત-સાત દીવાઓનો પ્રબન્ધ કર્યો, બે દીવા ઘોડાઓની પીઠ પર, બે આજુ-બાજુ, એક રથની ધ્વજા પર અને બે રથની પાછળના ભાગમાં લગાવવામાં આવ્યા હતા. આવી ગોઠવણ બન્નેય સેનાઓમાં હતી. બન્ને બાજુના દીપકોનો પ્રકાશ પૃથ્વી, આકાશ અને સમ્પૂર્ણ દિશાઓમાં ફેલાઈ ગયો. સ્વર્ગ સુધી ફેલાઈ ગએલા તે મહાન પ્રકાશથી યુદ્ધ થતું સમજી દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો, સિદ્ધો અને અપ્સરાઓ પણ ત્યાં આવી પહોંચી. આ બાજુ યુદ્ધમાં મરાયેલા વીરો સીધા સ્વર્ગ તરફ જઈ રહ્યા હતા. આ પ્રમાણે સ્વર્ગવાસીઓના આવવા-જવાથી તે રણભૂમિ દેવલોક સમાન જણાતી હતી.

---

## દુર્યોધનનું સૈનિકોને પ્રોત્સાહન, કૃતવર્માનું પરાક્રમ, સાત્યકિદ્વારા ભૂરિનો વધ તથા ઘટોત્કચ સાથે અશ્વત્થામાનું યુદ્ધ

**સંજય કહે છે**—મહારાજ! જે સ્થાન પહેલાં ધૂળ અને અન્ધકારથી ઘેરાઈ ગયું હતું તે દીવાઓના પ્રકાશથી ઝળહળી ઊઠ્યું. જેમ અસંખ્ય નક્ષત્રોથી આકાશ સુશોભિત થાય છે તે જ પ્રમાણે તે દીપ-માળાઓથી રણભૂમિની શોભા બની રહી હતી. તે વખતે હાથીસ્વારો હાથીસ્વારો સાથે અને ઘોડેસ્વારો ઘોડેસ્વારો સાથે ભીડાઈ ગયા. રથીઓનો રથીઓ સાથે સામનો થવા લાગ્યો. સેનાનો ભયંકર સંહાર શરૂ થઈ ગયો. અર્જુન ખૂબ સ્ફૂર્તિથી બધા રાજાઓનો વધ કરતો કૌરવસેનાનો વિનાશ કરવા લાગ્યો.

**ધૃતરાષ્ટ્રે પૂછ્યું**—સંજય! જ્યારે અર્જુન ક્રોધમાં ભરાઈને દુર્યોધનની સેનામાં ઘુસ્યો તે વખતે તેણે શું કરવાનો વિચાર કર્યો? કોણકોણ વીરો અર્જુનનો સામનો કરવા માટે આગળ વધ્યા? આચાર્ય દ્રોણ જ્યારે યુદ્ધ કરતા હતા તે વખતે કોણ કોણ તેમના પાછળના ભાગમાં રક્ષા કરતા હતા? તથા ડાબા-જમણા પૈડાની રક્ષામાં કોનેકોને મૂકવામાં આવ્યા હતા? આ બધી વાતો મને બતાવો.

**સંજયે કહ્યું**—મહારાજ! તે રાત્રિમાં દુર્યોધને આચાર્ય દ્રોણની સલાહ લઈને પોતાના ભાઈઓ તથા કર્ણ, વૃષસેન, મદ્રરાજ શલ્ય, દુર્દર્પ, દીર્ઘબાહુ તથા તે બધાના સેવકોને કહ્યું—'તમે બધા પૂરેપૂરા સાવધાન રહીને પરાક્રમ કરતા દ્રોણની પાછળ રહીને તેમની રક્ષા કરો. કૃતવર્મા જમણા પૈડાની અને શલ્ય ડાબી બાજુના પૈડાની રક્ષા કરે.' ત્યારપછી ત્રિગર્ત દેશના જે મહારથીઓ મરતાં બચ્યા હતા, તે બધાને આપના પુત્રે આચાર્યની આગળ રહેવાની આજ્ઞા કરી અને કહ્યું—'વીરો! આચાર્ય દ્રોણ ખૂબ સાવધાનીથી યુદ્ધ કરી રહ્યા.

છે. પાંડવો પણ બરાબર તત્પરતાથી તેમના સામનો કરે છે. માટે તમેલોકો ખૂબ સાવધાન રહીને આચાર્યની મહારથી ધૃષ્ટદ્યુમ્નથી રક્ષા કરો. પાંડવ સેનામાં ધૃષ્ટદ્યુમ્ન સિવાય બીજો કોઈ યોદ્ધો મને એવો દેખાતો નથી કે જે દ્રોણ સાથે લોઢું લઇ શકે. માટે આ વખતે આચાર્યની રક્ષા જ આપણે માટે મહત્ત્વનું કામ છે. તેઓ સુરક્ષિત રહેતાં જરૂર પાંડવો, સૃંજયો અને સોમકોનો નાશ કરી નાખશે. પછી અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નને મારી નાખશે, કર્ણ અર્જુનને હરાવશે અને યુદ્ધની દીક્ષા લઇને હું ભીમસેન પર વિજય મેળવીશ. આટલાના મરવાથી બાકીના પાંડવો તેજહીન થઇ જશે પછી તો તેમને મારા બધા યોદ્ધાઓ નષ્ટ કરી શકશે. આ પ્રમાણે લાંબા વખત સુધીને માટે મારા વિજયની સંભાવના સ્પષ્ટ જણાઈ રહી છે.'

એમ કહીને દુર્યોધને સેનાને યુદ્ધ કરવાની આજ્ઞા આપી. પછી તો પરસ્પર વિજય મેળવવાની ઇચ્છાથી બન્ને સેનાઓમાં ઘોર સંગ્રામ થવા લાગ્યો. તે સમયે અર્જુન કૌરવસેનાને અને કૌરવો અર્જુનને ભાતભાતનાં અસ્ત્રશસ્ત્રોથી પીડા આપવા લાગ્યા. રાત્રિનું તે યુદ્ધ એટલું ભયાનક હતું કે તેવું યુદ્ધ તે પહેલાં કદી જોવામાં નહોતું આવ્યું કે કદી સાંભળવામાં પણ નહોતું આવ્યું. સામી બાજુ રાજા યુધિષ્ઠિરે પાંડવો, પાંચાલો અને સોમકોને આજ્ઞા આપી હતી કે 'તમે બધા ય લોકો દ્રોણનો વધ કરવા માટે એકી સાથે તેમના ઉપર તૂટી પડો.' રાજાની આજ્ઞા મળતાં તે પાંચાલ અને સૃંજય વગેરે ક્ષત્રિયો ભૈરવનાદ કરતા દ્રોણ ઉપર ચઢી આવ્યા. તે સમયે કૃતવર્માએ યુધિષ્ઠિરને અને ભૂરિએ સાત્યકિને રોક્યો. સહદેવનો કર્ણે અને ભીમસેનનો દુર્યોધને સામનો કર્યો. શકુનિએ નકુળને આગળ વધતાં રોક્યો. શિખણ્ડીનો કૃપાચાર્યે અને પ્રતિવિન્ધ્યનો દુઃશાસને મુકાબલો કર્યો. સેંકડો પ્રકારની માયા જાણનાર રાક્ષસ ઘટોત્કચને અશ્વત્થામાએ રોક્યો. આ પ્રમાણે દ્રોણને પકડવા માટે આવતા મહારથી દ્રુપદનો વૃષસેને સામનો કર્યો. મદ્રરાજ શલ્યે વિરાટને અટકાવ્યો. નકુળનન્દન શતાનીક પણ દ્રોણ તરફ ધસી રહ્યો હતો, તેને ચિત્રસેને બાણ મારીને, રોક્યો. મહારથી અર્જુનનો રાક્ષસરાજ અલમ્બુષે મુકાબલો કર્યો.

ત્યારપછી આચાર્ય દ્રોણે શત્રુસેનાનો સંહાર શરુ કર્યો, પરન્તુ પાંચાલ રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ને ત્યાં પહોંચીને વિઘ્ન ઊભું કર્યું. તથા પાંડવોની તરફથી જે બીજા મહારથીઓ લડવાને આવ્યા, તેમને આપના મહારથીઓએ પોતાના પરાક્રમથી રોકી દીધા. કૃતવર્માએ યુધિષ્ઠિરને રોક્યા એટલે તેમણે પહેલાં પાંચ અને પછી વીસ બાણો મારીને તેને વિંધી દીધો. આથી કૃતવર્મા ક્રોધમાં ભરાઇ ગયો અને એક ભલ્લ મારીને તેણે ધર્મરાજનું ધનુષ કાપી નાખ્યું. પછી સાત બાણોથી તેમને ઘાયલ કર્યાં. યુધિષ્ઠિરે બીજું ધનુષ હાથમાં લઈ કૃતવર્માની ભુજાઓ તથા છાતીમાં દશ બાણ માર્યાં. તેમની ચોટથી તે કંપી ઊઠયો અને રોષમાં ભરાઇને તેણે સાત બાણોથી તેમને ખૂબ ઘાયલ કર્યાં. ત્યારે યુધિષ્ઠિરે તેનું ધનુષ અને ભાથા કાપી નાખ્યા અને તેના ઉપર પાંચ તીક્ષ્ણ ભલ્લથી પ્રહાર કર્યો. તે ભલ્લો તેનું કીંમતી કવચ તોડીને પૃથ્વીમાં સમાઈ ગયાં. કૃતવર્માએ પળ વારમાં જ બીજું ધનુષ લીધું અને પાણ્ડુનન્દન યુધિષ્ઠિરને સાઠ તથા તેમના સારથીને નવ બાણોથી વિંધ્યો. આ જોઈ યુધિષ્ઠિરે તેના ઉપર એક શક્તિ છોડી. તે શક્તિ કૃતવર્માના ડાબો હાથ છેદીને જમીનમાં સમાઇ ગઇ. ત્યારે કૃતવર્માએ અર્ધા જ નિમેષમાં યુધિષ્ઠિરના ઘોડા અને સારથીને મારીને તેમને રથહીન કરી દીધા. હવે તેમણે ઢાલ અને તલવાર હાથમાં લીધી. પરન્તુ કૃતવર્માએ તેને પણ કાપી નાખી. પછી તેણે સો બાણ મારીને તેમના કવચને છિન્નભિન્ન કરી નાખ્યું. આ પ્રમાણે જ્યારે ધનુષ કપાઇ ગયું, રથ નકામો થઈ ગયો; કવચ પણ છિન્નભિન્ન થઇ ગયું ત્યારે તેઓ તેનાં બાણોના પ્રહારથી પીડિત થઇને ત્યાંથી ભાગી ગયા. ત્યારે કૃતવર્મા દ્રોણાચાર્યનાં પૈડાંની રક્ષા કરવા લાગ્યો.

મહારાજ ! ભૂરિએ ખૂબ વેગથી સાત્યકિનો સામનો કર્યો. આથી સાત્યકિએ ક્રોધમાં ભરાઈને પાંચ તીક્ષ્ણ બાણોથી તેની છાતીમાં ઘા કરી દીધો. તેનાથી રક્તની ધારા વહેવા લાગી. ત્યારે ભૂરિએ પણ સાત્યકિની બન્ને બાહુઓની વચ્ચે દશ બાણ માર્યાં. આ જોઇ સાત્યકિએ હસતાં હસતાં જ તેના ધનુષને કાપી નાખ્યું, પછી છાતીમાં નવ બાણ મારીને તેને ઘાયલ કરી દીધો. ભૂરિએ પણ બીજું ધનુષ લઇ તુરત જ બદલો લીધો. તેણે ત્રણ બાણોથી સાત્યકિને ઘાયલ કરીને એક ભલ્લ મારીને તેનું ધનુષ પણ કાપી નાખ્યું. હવે તો સાત્યકિના ક્રોધની સીમા ન રહી. તેણે એક પ્રચણ્ડ વેગવાળી શક્તિથી ભૂરિની છાતી પર પ્રહાર કર્યો. તે શક્તિએ

તેનાં અંગોને ચીરી નાખ્યાં અને તે પ્રાણહીન થઇને રથથી નીચે પડી ગયો.

તેને માર્યો ગએલો જોઇ મહારથી અશ્વત્થામાએ ખૂબ વેગથી સાત્યકિ પર હુમલો કર્યો અને તેના ઉપર બાણોની ઝડી લગાવી દીધી. આ જોઈ મહારથી ઘટોત્કચ ઘોર ગર્જના કરતો અશ્વત્થામા ઉપર તૂટી પડયો અને રથના ધૂસરા જેવાં ભરે બાણોની વર્ષા કરવા લાગ્યો. તેણે વજ તથા અશનિ સમાન દેદીપ્યમાન બાણો, ક્ષુરપ્ર, અર્ધચન્દ્ર, નારાચ, શિલીમુખ, વારાહકર્ણ, નાલીક અને વિકંર્ણ વગેરે અસ્ત્રોની ઝડી લગાવી દીધી. આ જોઇ અશ્વત્થામાએ દિવ્યાસ્ત્રથી અભિમન્ત્રિત કરેલાં બાણો મારીને તે ઘોર અસ્ત્રવૃષ્ટિને શાન્ત કરી દીધી અને રાક્ષસ ઉપર પોતાનાં બાણોની વર્ષા આરંભી. પછી તો ઘટોત્કચ અને અશ્વત્થામા વચ્ચે ઘોર યુદ્ધ થવા લાગ્યું. તે વખતે રાત્રિનો અન્ધકાર ખૂબ ગાઢ થઇ ગયો હતો. ઘટોત્કચે અશ્વત્થામાની છાતીમાં દશ બાણ માર્યાં, તેની ચોટથી તેનું આખું શરીર કંપી ઉઠ્યું. અને મૂર્છિત થઇને તે રથની ધ્વજાનો આધાર લઇ બેસી ગયો. થોડી જ વારમાં જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તેણે યમદંડ સમાન એક ભયંકર બાણ ઘટોત્કચ ઉપર છોડ્યું. તે બાણ તેની છાતી છેદીને પૃથ્વીમાં ઘુસી ગયું અને ઘટોત્કચ મૂર્છિત થઇને રથની બેઠક ઉપર પડી ગયો. તેને બેહોશ જોઇ સારથી તુરત જ રણભૂમિમાંથી બહાર લઇ ગયો.

## ભીમસેનદ્વારા દુર્યોધનનો, કર્ણદ્વારા સહદેવનો, શલ્યદ્વારા વિરાટનો અને શતાનીકદ્વારા ચિત્રસેનનો પરાજય

**સંજય કહે છે**—ભીમસેન યુદ્ધ કરતો કરતો દ્રોણાચાર્યના રથ તરફ વધી રહ્યા હતો. એટલામાં દુર્યોધને તેને બાણોથી વિંધી દીધો. આ જોઇ ભીમસેને પણ તેને દશ બાણોથી ઘાયલ કર્યો. ત્યારે દુર્યોધને ફરી વીસ બાણો મારીને તેને વિંધ્યો. ભીમસેને દશ બાણોથી તેનુ ધનુષ અને ધ્વજા કાપી નાખ્યાં, પછી નેવુ બાણ મારીને તેને ખૂબ ઘાયલ કર્યો. તે ચોટ ખાઈને દુર્યોધન ક્રોધથી સળગી ઊઠ્યો અને બીજું ધનુષ લઇ તેણે તીક્ષ્ણ બાણોથી ભીમસેનને સારી રીતે પીડિત કર્યો. પછી ક્ષુરપ્રથી તેનું ધનુષ કાપીને ફરી દશ બાણોથી તેને ઘાયલ કરી દીધો. ભીમે બીજું ધનુષ લીધું પરન્તુ દુર્યોધને તેને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે ત્રીજું, ચોથું અને પાંચમું ધનુષ પણ કાપી નાખ્યું. ભીમ જેજે ધનુષ હાથમાં લેતા હતો તેને આપનો પુત્ર કાપી નાખતો હતો. ત્યારે ભીમસેને દુર્યોધન ઉપર એક શક્તિ ફેંકી, પરન્તુ તેણે તેના પણ ત્રણ ટુકડા કરી દીધા. તે પછી ભીમે બહુ જ મોટી ગદા લીધી અને ખૂબ વેગથી ઘુમાવીને દુર્યોધનના રથ પર ફેંકી. તે ગદાએ આપના પુત્રના ઘોડા અને સારથીને ઊડાવી દઇને રથના પણ ચૂરેચૂરા કરી દીધા. દુર્યોધન ભીમના ડરથી પહેલેથી જ ભાગીને નન્દકના રથ ઉપર ચઢી ગયો હતો. આ સમયે ભીમસેન કૌરવોનો તિરસ્કાર કરતો ખૂબ જોરથી સિંહનાદ કરી રહ્યો હતો અને આપના સૈનિકોમાં હાહાકાર મચી ગયો હતો.

બીજી બાજુ દ્રોણનો સામનો કરવાની ઇચ્છાથી સહદેવ વધી રહ્યા હતો. તેને કર્ણે રોકયો. સહદેવે કર્ણને નવ બાણોથી ઘાયલ કરીને પછી દશ બાણ બીજાં માર્યાં. ત્યારે કર્ણે પણ સહદેવને સો બાણોથી વિંધીને બદલો ચૂકવ્યો અને તેના ચઢાવેલ વિશાળ ધનુષને કાપી નાખ્યું. માદ્રીનન્દને બીજું ધનુષ લઇ ફરીથી કર્ણને વીસ બાણ માર્યાં. કર્ણે તેના ઘોડાઓને મારીને સારથીને પણ યમલોકમાં મોકલી દીધો. રથહીન થઇ જતાં સહદેવે હાથમાં ઢાલ-તરવાર લીધી પરન્તુ કર્ણે તીક્ષ્ણ બાણ મારીને તેના પણ ટુકડેટુકડા કરી દીધા. ત્યારે ક્રોધમાં ભરાઇને સહદેવે એક ખૂબ જ ભયંકર ગદા કર્ણના શિર ઉપર ફેંકી. પરન્તુ કર્ણે બાણો લગાવીને તેને પણ પાડી નાખી. આ જોઇ સહદેવે શક્તિનો પ્રહાર કર્યો. પણ કર્ણે તેને પણ કાપી નાખી. હવે સહદેવ રથથી નીચે કૂદી પડયો અને રથનું પૈડું હાથમાં લઇને તેને કર્ણ ઉપર ઝપટાવ્યું. તે ચક્રને એકદમ પોતાના ઉપર આવતું જોઇ સૂતપુત્રે હજારો બાણ મારીને તેના પણ ટુકડેટુકડા કરી દીધા, ત્યારે માદ્રીકુમાર રથનું ધુંસરું, મરેલા હાથીઓનાં અંગો તથા મરેલા ઘોડા અને મનુષ્યોના લાશો ઊઠાવી ઊઠાવીને કર્ણને મારવા લાગ્યો. પરન્તુ તેણે તે બધાંને પોતાનાં બાણોથી કાપી નાખ્યાં. પછી તો સહદેવ પોતાને શસ્ત્રહીન સમજીને યુદ્ધ

કરવું બંધ કરી ચાલતો થયો. કર્ણે તેને પાછો ભગાડી હાસ્ય કરતાં કહ્યું: 'એ ચાંપલા! આજથી તું પોતાનાથી મોટા રથીઓની સાથે યુદ્ધ ન કરતો.'

આ પ્રમાણે ટાણો લગાવીને કર્ણ પાછો અને પાંચાલોની સેના તરફ ચાલ્યો. તે વખતે સહદેવ મૃત્યુની સમીપ પહોંચી ગયો હતો. કર્ણ ધારત તો તેને મારી નાખત, પરન્તુ કુન્તીને આપેલું વરદાન યાદ કરીને તેણે સહદેવનો વધ ન કર્યો. સહદેવનું મન બહુ જ ઉદાસ થઈ ગયું હતું. તે કર્ણનાં બાણોથી તો પીડિત હતો જ તેનાં વાગ્બાણોથી પણ તેના દિલને ખૂબ ચોટ પહોંચી હતી. આથી તેને જીવવા ઉપરથી વૈરાગ્ય જેવું થઈ ગયું. તે સત્વર જઈને પાંચાલરાજકુમાર જનમેજયના રથ પર બેસી ગયો.

આ પ્રમાણે દ્રોણનો મુકાબલો કરવા માટે રાજા વિરાટ પણ પોતાની સેના સહિત આવી રહ્યો હતો. તેને વચમાં જ રોકીને મદ્રરાજ શલ્યે બાણવર્ષાથી ઢાંકી દીધો. તેણે ખૂબ ગર્વતથી રાજા વિરાટને સો બાણ માર્યાં. આ જોઈ વિરાટે પણ તુરત જ બદલો લીધો. તેણે પહેલાં નવ, પછી તોંતેર અને તે પછી સો બાણ મારીને શલ્યને ઘાયલ કરી દીધો. પછી મદ્રરાજે તેના રથના ચારે ઘોડાઓને મારીને બે બાણથી સારથી અને ધ્વજાને પણ કાપી નાખ્યાં. ત્યારે રાજા વિરાટ રથથી કૂદી પડ્યો અને ધનુષ ચડાવીને તીક્ષ્ણ બાણોની વર્ષા કરવા લાગ્યો. તેને રથહીન જોઈ તેનો ભાઈ શતાનીક રથ લઈને તુરત જ વિરાટની સહાયતા માટે આવી પહોંચ્યો. તેને આવતો જોઈ મદ્રરાજે અનેક બાણો મારીને યમલોક મોકલી દીધો.

પોતાનો વીર બન્ધુ માર્યો જતાં મહારથી વિરાટ તુરત જ તેના રથમાં બેસી ગયો અને ક્રોધથી આંખો ફાડીને એવા બાણ વર્ષા કરવા લાગ્યો કે જેથી શલ્યનો રથ ઢંકાઈ ગયો. ત્યારે મદ્રરાજે સેનાપતિ વિરાટની છાતીમાં ખૂબ જોરથી બાણ માર્યું. તેની ચોટ તે સહન ન કરી શક્યો. તે મૂર્છિત થઈને રથની બેઠકમાં પડી ગયો. આ જોઈ તેનો સારથી તેને રણભૂમિથી દૂર લઈ ગયો. આ બાજુ શલ્ય સેંકડો બાણ વરસાવીને વિરાટની સેનાનો સંહાર કરવા લાગ્યો. આથી તે સેના રાત્રિના અંધકારમાં ભાગવા લાગી. તેને ભાગતી જોઈ ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન જ્યાં રાજા શલ્ય હતો ત્યાં જ નીકળી પડ્યા. પરન્તુ રાક્ષસ અલમ્બુષે ત્યાં પહોંચી તેમને વચમાં રોકી લીધા. આ જોઈ અર્જુને ચાર તીક્ષ્ણ બાણો મારી તેને વિંધી નાખ્યો. ત્યારે અલમ્બુષ ભયભીત થઈને ભાગી ગયો. તેને પરાસ્ત કરીને અર્જુન તરત જ દ્રોણની પાસે પહોંચ્યો અને પાયદળ, હાથીસ્વારો તથા ઘોડેસ્વારો પર બાણસમૂહોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેના મારથી કૌરવ સૈનિકો વાવાઝોડાથી ઊખડેલા વૃક્ષોની પેઠે ધરાશાયી થવા લાગ્યા. મહારાજ! અર્જુને જ્યારે આ પ્રમાણે સંહાર આરંભ કર્યો ત્યારે આપના પુત્રની સમ્પૂર્ણ સેનામાં નાસભાગ મચી ગઈ.

એક બાજુથી નકુલપુત્ર શતાનીક પોતાનાં અગ્નિ સમાન બાણોથી કૌરવસેનાને ભસ્મ કરતો આવી રહ્યો હતો. તેને આપના પુત્ર ચિત્રસેને રોક્યો. શતાનીકે ચિત્રસેનને પાંચ બાણ માર્યાં. ચિત્રસેને પણ શતાનીકને દશ બાણ મારીને બદલો ચૂકવ્યો. ત્યારે નકુલપુત્રે ચિત્રસેનની છાતીમાં અત્યન્ત તીક્ષ્ણ નવ બાણ મારીને તેના શરીરનું કવચ કાપી નાખ્યું. પછી અનેક તીક્ષ્ણ સાયકોથી તેના રથની ધ્વજા અને ધનુષને પણ કાપી નાખ્યાં. ચિત્રસેને બીજું ધનુષ હાથમાં લઈ શતાનીકને નવ બાણ માર્યાં. મહાબલી શતાનીકે પણ તેના ચારે ઘોડા અને એક સારથીને મારી નાખ્યા. પછી એક અર્ધચન્દ્ર શર બાણ મારીને તેના રત્નજડિત ધનુષને પણ કાપી નાખ્યું. આથી રથહીન થયેલો ચિત્રસેન ભાગીને તુરત કૃતવર્માના રથ પર જઈ ચઢ્યો.

---

## દ્રુપદ-વૃષસેન, પ્રતિવિન્ધ્ય-દુઃશાસન, નકુળ-શકુનિ અને શિખણ્ડી-કૃપાચાર્યનું યુદ્ધ તથા ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ અને અર્જુનનું પરાક્રમ

સંજય કહે છે—દ્રોણાચાર્યનો મુકાબલો કરવા માટે રાજા દ્રુપદ પોતાની સેનાની સાથે વધી રહ્યો હતો. તે સમયે વૃષસેન સેંકડો બાણોની વર્ષા કરતો તેમની સામે આવ્યો. આ જોઈ દ્રુપદે તે કર્ણનન્દનની ભુજાઓમાં અને છાતીમાં સાઠ બાણ માર્યાં. વૃષસેન ક્રોધમાં ભરાઈ ગયો અને તેણે રથ ઉપર બેઠેલા રાજા દ્રુપદની છાતીમાં અનેક તીક્ષ્ણ બાણ માર્યાં. આ પ્રમાણે બન્ને યે એકબીજાના શરીર પર ઘા કર્યા હતા, બન્નેયનાં અંગોમાં બાણો ઘુસેલાં દેખાતાં હતાં, બન્ને લોહીથી લથપથ થઈ રહ્યા હતા. આ જ વખતે રાજા દ્રુપદે એક

ભલ્લ મારીને વૃષસેનના ધનુષને કાપી નાખ્યું. વૃષસેને બીજું મજબુત ધનુષ હાથમાં લીધું અને તેના પર દ્રુપદ તરફ લક્ષ્ય કરીને એક ભલ્લ છોડયું. તે ભલ્લ દ્રુપદની છાતી છેદીને પૃથ્વીમાં સમાઇ ગયું અને તેનાથી ઘવાએલા રાજા દ્રુપદને મૂર્ચ્છા આવી ગઈ. આથી સારથી પોતાની ફરજ વિચારીને તેને ત્યાંથી દૂર લઈ ગયો. પછી તો તે ભયંકર રાત્રિમાં દ્રુપદની સેના રણભૂમિથી ભાગી નીકળી. વૃષસેનના ડરથી સોમક ક્ષત્રિયો પણ ત્યાં ટકી શકયા નહિ. પ્રતાપી વૃષસેન સોમકોના અનેક શૂરવીર મહારથીઓને પરાસ્ત કરીને તુરત જ રાજા યુધિષ્ઠિરની પાસે પહોંચ્યો.

બીજી બાજુ પ્રતિવિન્ધ્ય ક્રોધમાં ભરાઈને કૌરવસેનાને દગ્ધ કરી રહ્યો હતો. તેનો સામનો કરવા માટે આપનો પુત્ર મહારથી દુઃશાસન પહોંચ્યો. તેણે પ્રતિવિન્ધ્યના લલાટમાં ત્રણ ત્રણ બાણ મારીને તેને સારી રીતે ઘાયલ કરી દીધો. પ્રતિવિન્ધ્યે પણ પહેલાં નવ અને પછી સાત બાણોથી દુઃશાસનને વિંધી દીધો. ત્યારે દુઃશાસને પોતાનાં ઉગ્ર સાયકોથી પ્રતિવિન્ધ્યના ઘોડાઓને મારીને એક ભલ્લથી તેના સારથીને પણ યમલોક મોકલી દીધો. તે પછી તેના રથના પણ ટુકડેટુકડા કરી દીધા. પછી એક ક્ષુરપ્ર બાણથી તેનું ધનુષ પણ કાપી નાખ્યું. આથી પ્રતિવિન્ધ્ય સુતસોમના રથ પર જઇ બેઠો. અને હાથમાં ધનુષ લઈ આપના પુત્રને બાણોથી વિંધવા લાગ્યો. ત્યારપછી આપના યોદ્ધાઓ ખૂબ મોટી સેના સાથે આવીને આપના પુત્રને ચારે બાજુથી ઘેરાઇને યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે બન્ને સેનાઓમાં મહાન સંહારકારક યુદ્ધ થયું.

આ પ્રમાણે એક બાજુ નકુળ પણ આપની સેનાનો સંહાર કરી રહ્યો હતો. તેનો સામનો કરવા માટે ક્રોધમાં ભરાએલો શકુનિ જઈ પહોંચ્યો. તે બન્ને પરસ્પર કટ્ટર વૈર રાખતા હતા અને બન્ને ય શૂરવીર હતા. બન્ને ય એકબીજાના વધની ઇચ્છાથી પરસ્પર ઘા કરવા લાગ્યા. જેમ નકુળ બાણોની ઝડી લગાવી રહ્યો હતો તેમ શકુનિ પણ બાણવર્ષા કરતો હતો. શરીરમાં બાણો ઘુસી જવાને લીધે તેઓ બન્નેક કાંટાળા વૃક્ષ જેવા લાગતા હતા. એટલામાં જ શકુનિએ નકુળની છાતીમાં એક કર્ણી નામનું બાણ માર્યું. તેની કારી ચોટથી નકુળને મૂર્ચ્છા આવી ગઈ. અને તે રથના પાછળના ભાગમાં બેસી ગયો. પછી હોશમાં આવતાં તેણે શકુનિને સાઠ બાણ માર્યાં, ત્યારપછી તેની છાતીમાં સો નારાચોનો પ્રહાર કર્યો. અને તેના બાણ ચઢાવેલા ધનુષને પણ કાપી નાખ્યું. પછી ધ્વજા કાપીને જમીન પર પાડી નાખી. અને એક તીક્ષ્ણ બાણથી તેની બન્ને સાથળોને ચીરી નાખી. આ ચોટને શકુનિ ન સહી શકયો અને બેહોશ થઇને રથની બેઠકમાં જોરથી પડી ગયો. ત્યારે સારથી તેને રણભૂમિમાંથી બહાર લઇ ગયો, અને નકુળનો સારથી તેના રથને આચાર્ય દ્રોણની પાસે લઇ ગયો.

બીજી બાજુ કૃપાચાર્યે શિખણ્ડી પર હુમલો કર્યો. તેમને પાસે આવેલા જોઇ શિખણ્ડીએ તેમને નવ બાણોથી ઘાયલ કર્યા. કૃપાચાર્યે પણ પહેલાં પાંચ બાણ મારીને પછી વીસ બાણોથી તેના ઉપર ઘા કર્યો. પછી તો તે બન્ને વચ્ચે મહાભયંકર ઘોર સંગ્રામ છેડાઇ ગયો. શિખણ્ડીએ એક અર્ધચન્દ્રાકાર બાણથી કૃપાચાર્યનું ધનુષ કાપી નાખ્યું. તેમણે શિખણ્ડી પર શક્તિનો પ્રહાર કર્યો. પરન્તુ તેણે અનેક બાણ મારીને તે શક્તિના ટુકડેટુકડા કરી નાખ્યા. ત્યારે કૃપાચાર્યે બીજું ધનુષ લઇને શિખણ્ડીને તીક્ષ્ણ બાણોથી આચ્છાદિત કરી દીધો. આથી શિથિલ થઈને તે રથના પાછળના ભાગમાં બેસી ગયો. તેને એવી અવસ્થામાં જોઇ કૃપાચાર્ય તેના પર સતત બાણ વરસાવવા લાગ્યા. ત્યારે તે ભાગીને પાછો ખસી ગયો. આ જોઇ પાંચાલ અને સોમક વીરો તેને ચારે બાજુથી ઘેરીને ઊભા થઈ ગયા. આ પ્રમાણે આપના પુત્રો પણ ખૂબ મોટી સેના સાથે કૃપાચાર્યના રક્ષણ માટે તેમની ચારે બાજુ ઘેરાઈ ગયા. પછી બન્ને દળોમાં ઘોર સંગ્રામ થવા લાગ્યો. તે સમયે કોઈને પોતાનું પણ ભાન ન હતું. મોહવશ પિતા પુત્રને અને પુત્ર પિતાને મારી રહ્યા હતા. મિત્રો મિત્રોના પ્રાણ લઈ રહ્યા હતા. બન્ને પક્ષના લોકો આવેશમાં સ્વજનો પર પણ હાથ ચલાવી દેતા હતા. રાત્રિસમયના તે યુદ્ધમાં કોઈ નિયમ ન રહ્યો, કોઈ વ્યવસ્થા કે મર્યાદા પણ રહી ન હતી.

તે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પણ દ્રોણ પર આક્રમણ કર્યું. તે વારંવાર ધનુષ ટંકારતો દ્રોણ તરફ ધસવા લાગ્યો. તેને જતો જોઇ પાંડવ અને પાંચાલ યોદ્ધાઓ તેને ચારે બાજુથી ઘેરીને રક્ષવા લાગ્યા. આ પ્રમાણે આપના પુત્રો પણ સેનાથી સુર-

ક્ષિન્ન થઈને સાવધાનીથી આચાર્યની રક્ષા કરવા લાગ્યા. આ જ વખતે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યની છાતીમાં પાંચ બાણ મારીને સિંહનાદ કર્યો. ત્યારપછી દ્રોણનો પક્ષ લઈ કર્ણે દશ, અશ્વત્થામાએ પાંચ, સ્વયં દ્રોણે સાત, શલ્યે દશ, દુઃશાસને ત્રણ, દુર્યોધને વીસ અને શકુનિએ પાંચ બાણ મારીને ધૃષ્ટદ્યુમ્નને વિંધી દીધો. પરન્તુ તે આથી જરા પણ વિચલિત ન થયો. તેણે તે સાતે મહારથીઓને બાણોથી ઘાયલ કરી દીધા, પછી દ્રોણ, અશ્વત્થામા, કર્ણ અને આપના પુત્રને ત્રણત્રણ બાણોથી વિંધી દીધા. આમાંના દરેક મહારથીએ ધૃષ્ટદ્યુમ્નને ફરીથી પાંચ-પાંચ બાણ માર્યાં. પછી દ્રુમસેને કુપિત થઈને પહેલાં એક બાણથી, ને તે પછી ત્રણ સપાટાથી ધૃષ્ટદ્યુમ્નને ઘાયલ કર્યો. ધૃષ્ટદ્યુમ્ને પણ તેને ત્રણ બાણ માર્યાં, પછી એક ભલ્લથી તેના શિરને ધડથી અલગ કરી દીધું.

ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ને તે મહારથી યોદ્ધાઓને પણ બાણોથી ઘાયલ કર્યા. પછી એક ભલ્લ મારીને કર્ણનું ધનુષ કાપી નાખ્યું. કર્ણ બીજું ધનુષ લઈ ધૃષ્ટદ્યુમ્ન પર બાણોની વર્ષા કરવા લાગ્યો. આ પ્રમાણે કર્ણને ક્રોધમાં ભરાએલો જોઈ બાકીના ૭ મહારથીઓએ ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવાની ઇચ્છાથી તુરત જ તેને ઘેરી લીધો. તે સમયે ધૃષ્ટદ્યુમ્નને દુશ્મનોના પંજામાં ફસાએલો જોઈ સાત્યકિ બાણોની ઝડી લગાવતો ત્યાં આવી પહોંચ્યો. તે મહાન ધનુર્ધરને જોતાં જ કર્ણે તેના પર દશ બાણ માર્યાં, સાત્યકિએ પણ બધા વીરોના જોતાં જોતાં કર્ણને દશ બાણોથી વિંધી દીધો. ત્યારે કર્ણે વિપાઠ, કર્ણી, નારાચ, વત્સદન્ત અને છરાઓથી સાત્યકિને વિંધીને ફરીથી તેને સેંકડો બાણોથી ઘાયલ કર્યો. તે યુદ્ધમાં આપના પુત્રો તથા કવચધારી કર્ણ પણ સાત્યકિ પર દરેક બાજુથી તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરતો હતો. પરન્તુ તેણે પોતાનાં બાણોથી બધાંનાં બાણોનું નિવારણ કરીને એક બાણથી વૃષસેનની છાતી છેદી નાખી. તે ચોટથી મૂર્છિત થઈને વૃષસેન ધનુષ છોડી રથ પર પડી ગયો. પછી તો કર્ણ સાત્યકિને પોતાનાં સાયકોથી પીડિત કરવા લાગ્યો. આ પ્રમાણે સાત્યકિ પણ વારંવાર કર્ણને વિંધવા લાગ્યો. આ બાજુ આપના યોદ્ધાઓ સાત્યકિને મારી નાખવાની ઇચ્છાથી તેના ઉપર તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. આ જોઈ તેણે ઉગ્ર બાણોથી શત્રુઓનાં માથાં કાપવાં શરુ કર્યાં. જ્યારે તે આપના વીરોનો વધ કરવા લાગ્યો ત્યારે તેઓનું કરુણ આક્રન્દ પ્રેતોના ચિત્કાર સમાન લાગતું હતું ને આર્ત ક્રન્દનોથી આખી રણભૂમિ ગૂંજી રહી હતી. આથી તે રાત્રિ બહુ ભયાનક લાગતી હતી. દુર્યોધને સાત્યકિનાં બાણોથી પીડિત થઈને પોતાની સમ્પૂર્ણ સેના ભાગી રહેલી જોઈ. તેણે ખૂબ જોરથી થઈ રહેલો તેનો આર્તનાદ પણ સાંભળ્યો. ત્યારે તેણે સારથીને કહ્યું—'જ્યાં આ કોલાહલ થઈ રહ્યો છે, ત્યાં જ મારો રથ લઈ લે.' તેની આજ્ઞા થતાં જ સારથીએ ઘોડાઓને સાત્યકિના રથ તરફ હાંકી દીધા. જ્યાં...ને દુર્યોધન પાસે પહોંચ્યો કે સાત્યકિએ બાર બાણોથી તેને વિંધી દીધો. દુર્યોધને પણ કુપિત થઈને સાત્યકિને દશ બાણોથી ઘાયલ કર્યો. ત્યારે સાત્યકિએ આપના પુત્રની છાતીમાં એંશી બાણ માર્યાં. પછી તેના ઘોડાઓને યમલોક પહોંચાડ્યા. ત્યારપછી તુરત જ સારથીને પણ મારી નાખ્યો. તે પછી એક ભલ્લ મારીને તેના ધનુષને પણ કાપી નાખ્યું. રથ અને ધનુષ રહિત થઈ જવાથી દુર્યોધન તરત જ કૃતવર્માના રથ પર ચઢી ગયો. આ પ્રમાણે જ્યારે દુર્યોધને પરાસ્ત થઈ પીઠ બતાવી તો સાત્યકિ તે મધ્ય રાત્રિએ પોતાનાં બાણોથી ફરી આપની સેનાને રોળવા લાગ્યો.

બીજી બાજુ શકુનિએ હજારો રથો, હાથીસ્વારો અને ઘોડેસ્વારોની સેનાથી અર્જુનની ચારે બાજુ ઘેરો ઘાલ્યો અને તેના પર અનેક પ્રકારનાં શસ્ત્રોની વર્ષા શરૂ કરી દીધી. તે બધા ક્ષત્રિય યોદ્ધાઓ કાળની પ્રેરણાથી મહાન અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ કરતા અર્જુનની સાથે યુદ્ધ કરવા લાગ્યા. અર્જુને મહાન સંહાર મચાવતાં તે હજારો રથ, હાથી અને ઘોડાઓની સેનાને આગળ વધતી રોકી દીધી. ત્યારે શકુનિએ હસતાં હસતાં અર્જુનને તીક્ષ્ણ બાણોથી વિંધી દીધો અને સો બાણોથી તેના મહાન રથની ગતિ પણ રોકી દીધી. અર્જુને પણ શકુનિને વીસ તથા બીજા મહારથીઓને ત્રણત્રણ બાણ માર્યાં. પછી શકુનિનું ધનુષ કાપીને તેના ચારે ઘોડાઓને યમલોક મોકલી દીધા. ત્યારે તે તેના રથ ઉપરથી ઊતરીને ઉલૂકના રથ પર ચઢી ગયો. એક જ રથ ઉપર ચઢેલા તે બન્ને મહારથી પિતા-પુત્રો અર્જુન પર બાણોની ઝડી લગાવવા લાગ્યા. અર્જુન પણ તે બન્નેને તીક્ષ્ણ બાણોથી ઘાયલ કરીને સેંકડો અને હજારો બાણોના

મરવી આપની સેનાને મારવા લાગ્યો. તે સમયે બધી સેના ખેરવિખેર થઈને ચારે દિશાઓમાં ભાગવા લગી. આ પ્રમાણે તે યુદ્ધમાં આપની સેના ઉપર વિજય મેળવીને શ્રીકૃષ્ણ અને અર્જુન બહુ જ પ્રસન્ન થઈ શંખ વગાડવા લાગ્યા.



બીજી બાજુ ધૃષ્ટદ્યુમ્ને ત્રણ તીક્ષ્ણ બાણોથી આચાર્ય દ્રોણને વિંધી દીધા અને તેમના ધનુષની દોરી કાપી નાખી દ્રોણે તે ધનુષ મૂકી દઈ બીજું ધનુષ લઈ ધૃષ્ટદ્યુમ્નને સાત તથા તેના સારથીને* પાંચ બાણ માર્યાં પરન્તુ ધૃષ્ટદ્યુમ્ને પોતાનાં બાણોથી તે બધાં અસ્ત્રોનું નિવારણ કરી દીધું અને કૌરવસેનાનો સંહાર કરવા લાગ્યો. જોતજોતમાં રણભૂમિમાં લોહીની નદી વહેવા લગી. આ આ પ્રમાણે આપની સેનાનો પરાજય કરીને ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડીએ પોતપોતાના શંખ વગાડ્યા.

---

## દ્રોણ અને કર્ણ દ્વારા પાંડવ—સેનાનો સંહાર તથા ભયભીત થએલા યુધિષ્ઠિરની વાતથી શ્રીકૃષ્ણનું ઘટોત્કચને કર્ણ સાથે યુદ્ધ કરવા માટે મોકલવું

સંજય કહે છે—મહારાજ! જ્યારે દુર્યોધને જોયું કે પાંડવો મારી સેનાનો વિધ્વંસ કરી રહ્યા છે, અને બધી સેના ભાગી રહી છે ત્યારે તેને ખૂબ ક્રોધ થયો. તે એકદમ દ્રોણાચાર્ય અને કર્ણની પાસે પહોંચ્યો અને રોષમાં ભરાઈને કહેવા લાગ્યો—' આ વખતે પાંડવોની સેના મારી સેનાનો વિધ્વંસ કરી રહી છે અને આપ બન્ને તેને જીતવામાં સમર્થ હોવા છતાં અસમર્થની પેઠે તમાશો જુઓ છો. જો આપ મને ત્યજી દેવા ન ચાહતા હોવ તો હવે પણ આપના લાયક પરાક્રમ કરીને યુદ્ધ કરો.'

આ ઠપકો સાંભળી તે બન્ને વીરો પાંડવોનો સામનો કરવા માટે ધસ્યા. આ પ્રમાણે પાંડવો પણ પોતાની સેનાની સાથે વારંવાર ગર્જના કરતા તે બન્ને પર તૂટી પડ્યા. તે વખતે દ્રોણ ગર્વે ક્રોધમાં ભરાઈને દશ બાણોથી સાત્યકિને વિંધી દીધો. સાથે જ કર્ણે દશ, આપના પુત્રે સાત, વૃષસેને દશ અને શકુનિએ સાત બાણ માર્યાં. તે તરફ દ્રોણાચાર્યને પાંડવસેનાનો સંહાર કરતા જોઈ સોમક ક્ષત્રિયો તુરત જ ત્યાં પહોંચ્યા. અને ચારે બાજુથી દ્રોણાચાર્ય પર બાણો વરસાવવા લાગ્યા. આચાર્ય પણ ચારે બાજુએ બાણની ઝડી લગાવીને ક્ષત્રિયોના પ્રાણ લેવા માંડ્યા. તેમના મારથી પીડિત થઈને પાંચાલ-યોદ્ધાઓ એકબીજા તરફ જોઈને આર્ત ચિત્કાર મચાવી રહ્યા હતા. કોઈ પિતાને છોડીને ભાગ્યા અને કોઈ પુત્રને, કોઈને પોતાના સગા ભાઈ, મામા અને ભાણેજની પણ ખબર ન રહી. બધાને પોતપોતાના પ્રાણોની જ પડી હતી. શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમસેન, યુધિષ્ઠિર અને નકુળ—સહદેવ જોતા જ રહી ગયા અને તેમની સેના દ્રોણના પ્રહારોથી પીડિત થઈ બળી રહેલી હજારો મશાલોને ફેંકી ફેંકીને તે રાતમાં ભાગી નીકળી. ચારે બાજુએ અન્ધકારનું રાજ્ય હતું. કંઈ પણ સૂઝતું ન હતું. કેવળ કૌરવસેનાના દીપકોના પ્રકાશથી શત્રુઓ ભાગતા નજરે પડતા હતા. મહારથી દ્રોણ અને કર્ણ ભાગી રહેલી તે સેનાને પણ પાછળથી બાણ વરસાવી મારી રહ્યા હતા.

આ બધું જોઈ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું—' અર્જુન! દ્રોણ અને કર્ણે ધૃષ્ટદ્યુમ્નને સાત્યકિને તથા સમગ્ર પાંચાલ યોદ્ધાઓને પણ પોતાનાં બાણોથી અત્યન્ત ઘાયલ કરી દીધા છે. તેમની બાણવર્ષાથી તમારા મહારથીઓના

પગ ઊખડી ગયા છે. હવે સેના રોકવા છતાં પણ રોકાતી નથી.' અર્જુનને આ પ્રમાણે કહ્યા પછી ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન બન્નેયે સેનાને કહ્યું–' પાણ્ડવસેનાના શૂરવીરો ! તમે ભયભીત થઈને ભાગો નહિ. ભયને હૃદયમાંથી કાઢી નાખો. અમે પણ હમણાં જ વ્યૂહ રચીને દ્રોણ અને કર્ણને દબાવી દેવાનો પ્રયત્ન કરીએ છીએ.'

શ્રીકૃષ્ણ અને અર્જુન આ પ્રમાણે વાત કરી જ રહ્યા હતા એટલામાં ભયંકર કર્મ કરનારો ભીમસેન પોતાની સેનાને પાછી વાળીને તુરત જ ત્યાં આવી પહોંચ્યો. તેને આવતો જોઈ જનાર્દને ફરીથી અર્જુનને કહ્યું; ' પાંડુનન્દન ! આ જો, સોમક અને પાંચાલ યોદ્ધાઓને સાથે લઈ ભીમસેન ખૂબ વેગથી દ્રોણ અને કર્ણ તરફ વધી રહ્યો છે. હવે સેનાને ધૈર્ય બંધાવવા માટે તું પણ તેની સાથે રહીને યુદ્ધ કર.'

ત્યારપછી અર્જુન અને શ્રીકૃષ્ણ દ્રોણ અને કર્ણની પાસે જઈને સેનાના અગ્રભાગમાં ઊભા થઈ ગયા. પછી યુધિષ્ઠિરની બહુ વિશાળ સેના પણ પાછી ફરી. દ્રોણ અને કર્ણે ફરી શત્રુઓનો સંહાર શરૂ કર્યો. બન્ને બાજુની સેનાઓમાં ઘમસાણ યુદ્ધ થવા લાગ્યું. તે સમયે આપના સૈનિકો પણ હાથમાંથી મશાલો ફેંકી દઈને ઉન્મત્તની પેઠે પાંડવોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ચારે બાજુએ અંધકાર અને ધૂળ છવાઈ રહી હતી. જેમ સ્વયંવરમાં રાજાઓ પોતાનું નામ બોલીને પરિચય આપે છે તેવી રીતે ત્યાં પ્રહાર કરનારા યોદ્ધાઓના મુખથી તેમના નામ બોલતાં સંભળાઈ રહ્યાં હતાં. જ્યાંજ્યાં દીવાનો પ્રકાશ દેખાય ત્યાંત્યાં લડાકુ સૈનિકો પતંગિયાંની પેઠે તૂટી પડતા હતા. આ પ્રમાણે યુદ્ધ થતાં થતાં તે મહારાત્રિનો અંધકાર બહુ ગાઢ થઈ ગયો.

ત્યાર પછી કર્ણે ધૃષ્ટદ્યુમ્નની છાતીમાં દશ મર્મભેદી બાણોનો પ્રહાર કર્યો. ધૃષ્ટદ્યુમ્ને પણ કર્ણને દશ બાણોથી વિંધી તુરત જ બદલો ચૂકવ્યો. આ આ પ્રમાણે તેઓ બન્ને એકબીજાને સાયકોથી વિંધવા લાગ્યા. થોડી જ વારમાં કર્ણે ધૃષ્ટદ્યુમ્નના ઘોડાઓને મારીને તેના સારથિને ઘાયલ કર્યો પછી તીક્ષ્ણ બાણોથી તેનું ધનુષ કાપીને એક ભલ્લથી સારથિને પણ મારી નાખ્યો. ત્યારે ધૃષ્ટદ્યુમ્ન એક ભયંકર પરિઘના પ્રહારથી કર્ણના ઘોડાઓને ઠાર નાખ્યા, પછી પગે ચાલીને યુધિષ્ઠિરની સેનામાં જઈને સહદેવના રથ પર બેસી ગયો. આ બાજુ કર્ણના સારથીએ રથમાં નવા ઘોડા જોડી દીધા. હવે કર્ણ ફરીથી પાંચાલ મહારથીઓને પોતાનાં બાણોથી પીડિત કરવા લાગ્યો. આથી તે સેના ભયભીત થઈને રણમાંથી ભાગી નીકળી. તે સમયે પાંચાલો અને સૃંજયો એટલા ડરી ગયા હતા કે પાંદડું ખખડવાથી પણ તેમને કર્ણ આવી જવાનો સન્દેહ થઈ જતો હતો. કર્ણ તે ભાગી રહેલી સેનાને પણ પાછળથી બાણ મારીને કચરી રહ્યો હતો.

પોતાની સેનાને ભાગતી જોઈ રાજા યુધિષ્ઠિર પણ પલાયન કરવાનો વિચાર કરીને અર્જુનને બોલ્યા— ' ધનંજય ! તું જ જેમનો બન્ધુ અને સહાયક છે તે અમારા સૈનિકોનો આ આર્તનાદ સતત સંભળાઈ રહ્યો છે. તેઓ કર્ણનાં બાણોથી પીડિત થઈ રહ્યા છે હવે આ સમયે કર્ણનો વધ કરવા માટે જે કંઈ કરવું જોઈએ તે કરો.' આ સાંભળી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું—' મધુસૂદન ! આજ રાજા યુધિષ્ઠિર કર્ણનું પરાક્રમ જોઈને ભયભીત થઈ ગયા છે. એક બાજુ દ્રોણાચાર્ય અમારા સૈનિકોને તેઓ ચોકરાવી રહ્યા છે અને બીજી બાજુ કર્ણનો ત્રાસ ફેલાયેલો છે. તેથી તેઓ ભાગી રહ્યા છે; તેઓને ઊભા રહેવાનો કોઈ આશ્રય મળતો નથી. હું જોઉં છું કે કર્ણ ભાગી રહેલા યોદ્ધાઓને પણ મારી રહ્યો છે. તેથી આપ જ્યાં કર્ણ છે ત્યાં ચાલો. આજ બેમાંથી એક વાત બની જાય; ચાહે હું તેને મારી નાખું કે તે મને.'

ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા—અર્જુન ! તને અને રાક્ષસ ઘટોત્કચને છોડીને બીજો કોઈ એવો નથી કે જે કર્ણ સાથે લડી શકે. પરન્તુ કર્ણની સાથે તારું યુદ્ધ થવાનો સમય હજુ આવ્યો નથી. કારણ કે તેની પાસે ઇન્દ્રની આપેલી એક દેદીપ્યમાન શક્તિ છે, તેણે તેને કેવળ તારે માટે જ રહેવા દીધી છે. મારા વિચાર પ્રમાણે આ વખતે મહાબલી ઘટોત્કચ જ કર્ણનો સામનો કરવા જાય. તેની પાસે દિવ્ય, રાક્ષસ અને આસુર (દેવતાઓનાં, રાક્ષસોનાં અને અસુરોનાં)—ત્રણે પ્રકારનાં અસ્ત્રો છે, આથી તે જરૂર કર્ણ ઉપર વિજયી થશે.

શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેતાં અર્જુને ઘટોત્કચને બોલાવ્યો. તે કવચ, ધનુષ, બાણ અને તલવાર વગેરેથી સુસજ્જિત થઈને તેમની આગળ હાજર થયો. અને શ્રીકૃષ્ણ અને અર્જુનને પ્રણામ કરીને શ્રીકૃષ્ણ તરફ જોઈને બોલ્યો—' હું સેવામાં ઉપસ્થિત છું, આજ્ઞા કરો, હું શું કામ કરું ?' ભગવાને

હસીને કહ્યું—' બેટા ઘટોત્કચ ! હું જે કહું તે સાંભળ– આજ તારે પરાક્રમ બતાવવાનો સમય આવ્યો છે. આ



કામ બીજાથી થઇ શકે એવું નથી. કારણ કે તમારી પાસે અનેક પ્રકારનાં અસ્ત્રો છે. રાક્ષસી માયા તો છે જ. હિડિમ્બાનન્દન ! જુઓ છો ને, જેમ ગોવાળીઓ ગાયોને હાંકે છે, તેવી જ રીતે કર્ણ આજ પાંડવસેનાને ખદેડી રહ્યો છે. તે આ દળના મુખ્યમુખ્ય ક્ષત્રિયોને મારી નાખે છે, તેનાં બાણોથી પીડિત થઇને અમારા સૈનિકો ક્યાંય ટકી શકતા નથી; યુદ્ધમેદાનમાંથી ભાગી જાય છે. આવી રીતે કર્ણ સંહાર કરી રહ્યો છે. તેને રોકનારો તમારા જેવો સારો કોઈ દેખતો નથી. અત્યારે તમારું બળ અત્યન્ત છે. તમારી માયા દુસ્તર છે, કારણ કે રાત્રિને વખતે રાક્ષસોનું બળ બહુ જ વધી જાય છે. તેમના પરાક્રમની કોઈ હદ નથી રહેતી, શત્રુઓ તેમને દબાવી શકતા નથી. આ મધ્યરાત્રિમાં તમે તમારી માયા ફેલાવીને મહાન ધનુર્ધર કર્ણને મારી નાખો, પછી ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરો દ્રોણનો પણ વધ કરી નાખશે.'

ભગવાનની વાત સમાપ્ત થતાં અર્જુને પણ ઘટોત્કચને કહ્યું;–બેટા ! હું તને, સાત્યકિને તથા ભાઇ ભીમસેનને જ આપણી સેનાના મુખ્ય વીરો સમજું છું. આ રાતમાં તમે કર્ણની સાથે દ્વૈરથ યુદ્ધ કરો. મહારથી સાત્યકિ પછવાડેથી તમારી રક્ષા કરશે. સાત્યકિની સહાયતા લઇને તમે શૂરવીર કર્ણને મારી નાખો.'

ઘટોત્કચ બોલ્યો–ભારત ! હું એકલો જ કર્ણ, દ્રોણ તથા અન્ય ક્ષત્રિય વીરો માટે પૂરતો છું. આજ રાતમાં હું સૂતપુત્રની સાથે એવું યુદ્ધ કરીશ કે જ્યાં સુધી આ પૃથ્વી રહેશે ત્યાંસુધી લોકો તેની ચર્ચા કરતા રહેશે. આજ હું રાક્ષસધર્મનો આશ્રય લઇને સમ્પૂર્ણ કૌરવસેનાનો સંહાર કરીશ; કોઈને જીવતો નહિ છોડું.

આ પ્રમાણે કહીને મહાબાહુ ઘટોત્કચ તમારી સેનાને ભયભીત કરતો કર્ણ તરફ વધ્યો. કર્ણે પણ હસતાં હસતાં તેનો સામનો કર્યો. પછી તો ગર્જના કરી રહેલા તે બન્ને વીરોમાં ઘોર સંગ્રામ છેડાઇ ગયો.

## ઘટોત્કચને હાથે અલમ્બુષ (બીજા) નો વધ તથા કર્ણ અને ઘટોત્કચનું ઘોર યુદ્ધ

સંજય કહે છે—મહારાજ ! દુર્યોધને જ્યારે જોયું કે ઘટોત્કચ કર્ણનો વધ કરવાની ઇચ્છાથી તેના રથ તરફ વધી રહ્યો છે ત્યારે તેણે દુઃશાસનને કહ્યું; 'ભાઇ ! સંગ્રામમાં કર્ણને પરાક્રમ કરતો જોઇ આ રાક્ષસ તેના ઉપર ખૂબ વેગથી હુમલો કરી રહ્યો છે. તમે ખૂબ મોટી સેના સાથે ત્યાં જઇને તેને રોકો અને કર્ણની રક્ષા કરો.' દુર્યોધન આમ કહી જ રહ્યા હતો ને જટાસુરનો પુત્ર અલમ્બુષ તેની પાસે આવીને બોલ્યો–દુર્યોધન ! જો તમે આજ્ઞા આપો તો હું તમારા પ્રસિદ્ધ શત્રુઓને તેમના સહાયકો સહિત મારી નાખવા ચાહું છું. મારા પિતાનું નામ જટાસુર હતું. તે સમસ્ત રાક્ષસોના નેતા હતા. હમણાં થોડાક જ દિવસો થયા આ નીચ પાંડવોએ તેમને મારી નાખ્યા છે. હું તેનો બદલો ચૂકવવા માગું છું. તે માટે આપ મને આજ્ઞા આપો.'

આ સાંભળી દુર્યોધનને ખૂબ પ્રસન્નતા થઇ. તેણે કહ્યું–'અલમ્બુષ ! શત્રુઓને જીતવા માટે તો દ્રોણ અને કર્ણ વગેરે સહિત હું પૂરતો છું. પણ તમે મારી આજ્ઞાથી આ ક્રૂર કર્મ કરનારા ઘટોત્કચનો નાશ કરો.' 'તથાસ્તુ' કહીને અલમ્બુષે ઘટોત્કચને યુદ્ધને માટે લલકાર્યો અને તેના ઉપર અનેક પ્રકારનાં શસ્ત્રોની વર્ષા શરુ કરી દીધી. પરન્તુ ઘટોત્કચ એકલો જ અલમ્બુષ, કર્ણ અને કૌરવોની દુસ્તર સેનાને કચડવા લાગ્યો. તેની આવું બળ જોઇને અલમ્બુષે તેના ઉપર અનેક જાતનાં બાણોની

ઝડી લગાવી દીધી, અને પોતાનાં સાયકોથી પાંડવસેનાને મારી હઠાવી. આ પ્રમાણે ઘટોત્કચનાં બાણોથી ક્ષત-વિક્ષત થઈને આપની સેના પણ હજારો મશાલો ફેંકી ફેંકીને ભાગવા લાગી.

ત્યારપછી અલમ્બુષે ક્રોધમાં ભરાઈને ઘટોત્કચને દશ બાણ માર્યાં. તેણે પણ ભયંકર ગર્જના કરતાં અલમ્બુષના ઘોડા અને સારથીને મારીને તેના આયુધોના પણ ટુકડેટુકડા કરી દીધા, પછી તો અલમ્બુષ ક્રોધમાં ભરાઈ ગયો અને તેણે ઘટોત્કચને ખૂબ જોરથી મુક્કો માર્યો. મુક્કાની ચોટથી ઘટોત્કચ કંપી ઊઠયો. પછી તેણે પણ અલમ્બુષને મુક્કો માર્યો અને જમીન પર પટકીને રોષથી તેને રગડવા લાગ્યો. અલમ્બુષે મહામુશીબતે પોતાને ઘટોત્કચના પંજામાંથી છોડાવ્યો અને તેને પણ જમીન પર નાખીને રોષપૂર્વક રગડવો શરુ કર્યો. આ પ્રમાણે બન્ને મહાકાય રાક્ષસો ગર્જના કરતા લડી રહ્યા હતા. તેઓમાં ખૂબ રોમાંચકારી યુદ્ધ થઈ રહ્યું હતું. તેઓ બન્ને મોટા પરાક્રમી અને માયાવી હતા અને માયાયુદ્ધમાં પોતપોતાની વિશેષતા બતાવતા યુદ્ધ કરી રહ્યા હતા. એક આગ બનીને પ્રગટ થતો હતો તો બીજો સમુદ્ર. એકને નાગ બનતો જોઈ બીજો ગરુડ થઈ જતો. આ પ્રમાણે કોઈ મેઘ તો કોઈ પવન, એક પર્વત તો એક વજ્ર, એક હાથી તો બીજો સિંહ-બનીને પ્રગટ થતો હતો. એક સૂર્યનું રૂપ બનતો તો બીજો રાહુ બનીને ગ્રસવા જતો. આ પ્રમાણે એકબીજાને મારી નાખવાની ઈચ્છાથી બન્નેય સેંકડો માયાઓની સૃષ્ટિ કરતા હતા. તેમનું યુદ્ધ ખૂબ જ વિચિત્ર હતું. તેઓ પરિઘ, ગદા, પ્રાસ, મુદ્ગર, પટ્ટિશ, મૂસલ અને પર્વતનાં શિખરોથી પરસ્પર પ્રહાર કરતા હતા. તેમની માયાશક્તિ ખૂબ જ અદ્‌ભુત હતી તેથી તેઓ કોઈવાર ઘોડેસ્વાર થઈને લડતા તો કોઈ વાર બે હાથીસ્વારના રૂપમાં યુદ્ધ કરતા હતા. કોઈવાર બન્ને ય પદાતિ યોદ્ધાઓના રૂપમાં જ લડતા દેખાતા હતા.

એટલામાં અલમ્બુષને મારી નાખવાની ઈચ્છાથી ઘટોત્કચ ઊંચે ઊછળ્યો અને બાજની પેઠે ઝપટ લગાવીને તેણે અલમ્બુષને પકડી લીધો. પછી તેને ઊંચો કરીને જમીન ઉપર પછાડી દીધો અને તલવાર કાઢીને તેનું ભયંકર મસ્તક કાપી નાખ્યું. લોહી નીતરતા તે મસ્તકને લઈ તે ઘટોત્કચ દુર્યોધનની પાસે ગયો અને તેને તેના રથમાં ફેંકીને બોલ્યો—'આ તારો સહાયક



બન્ધુ; તેને મેં મારી નાખ્યો. જોઈ લીધું ને તેનું પરાક્રમ? હવે તું તારી તથા કર્ણની પણ આ જ દશા જોઈશ.' આમ કહીને ઘટોત્કચ તીક્ષ્ણ બાણોની વર્ષા કરતો કર્ણ તરફ ચાલ્યો. તે સમયે મનુષ્યો અને રાક્ષસોમાં અત્યન્ત ભયંકર અને આશ્ચર્યજનક યુદ્ધ થવા લાગ્યું.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! અર્ધી રાતને વખતે જ્યારે કર્ણ અને ઘટોત્કચનો સામનો થયો ત્યારે તે બન્નેમાં કેવી રીતે યુદ્ધ થયું? તે રાક્ષસનું રૂપ કેવું હતું, તેનો રથ, ઘોડા અને અસ્ત્રશસ્ત્ર કેવાં હતાં?

સંજયે કહ્યું-ઘટોત્કચનું શરીર બહુ જ મોટું હતું; તેનું મુખ તાંબા જેવું અને આંખો ભુરા રંગની હતી. પેટ આગળ વધેલું, માથાના વાળ ઊભા, દાઢી-મૂછ લીલાં, કાન ખુંટા જેવા, દાઢી મોટી અને મોંઢાનો ફેદ કાન સુધી લંબાએલો હતો. દાઢો તીક્ષ્ણ અને વિકરાળ હતી. જીભ અને હોઠ તાંબા જેવા લાલ-લાલ અને લાંબા હતા. ભમરો મોટી મોટી, નાક મોટું, શરીરનો રંગ કાળો, કંઠ લાલ અને દેહ પહાડ જેવો ભયંકર હતો. ભુજાઓ વિશાળ હતી, મસ્તકનો ઘેરાવો મોટો, આકૃતિ બેડોળ અને શરીરનું ચામડું સખત હતું. તેનો ઉપરનો ભાગ વધી ગએલો અને માંસલ હતો, નિતમ્બ-પ્રદેશ મોટો હતો. બાજુઓ ઉપર ભુજબંધ વગેરે આભુ-






(ધ્વજો) શોભતાં હતાં. મસ્તક પર સોનાનો ચમચમતો મુકુટ; કાનોમાં કુણ્ડળ અને ગળામાં સુવર્ણની માળા હતી, તેણે કાંસાનું બનેલું કવચ પહેર્યું હતું. તેનો રથ પણ બહુ જ મોટો હતો. તેના ઉપર ચારે બાજુએ રીંછનું ચામડું મઢેલું હતું. તેની લંબાઇ અને પહોળાઇ ચાર સો હાથ હતી. દરેક પ્રકારનાં શ્રેષ્ઠ આયુધો તેમાં રાખેલાં હતાં. તેના ઉપર ધજા ફરકી રહી હતી. આઠ પૈડાંથી તે રથ ચાલતો હતો. તેનો ઘરઘરાટ મેઘની ગમ્ભીર ગર્જના કરતાં પણ વધી જતો હતો. તે રથને સો ઘોડા જોડેલા હતા, તેઓ ખૂબ જ ભયંકર અને ઇચ્છા પ્રમાણે રૂપ બદલનારા તથા વેગવાળા હતા. વિરૂપાક્ષ નામનો રાક્ષસ તેનો સારથી હતો. તેના મુખ અને કુણ્ડલો ઉપરથી દીપ્તિ વરસી રહી હતી.

એવા રથ પર સ્વાર થઇને ઘટોત્કચને આવતો જોઇ કર્ણે ખૂબ અભિમાનપૂર્વક આગળ વધીને તેને રોક્યો. પછી તે બન્નેયે અત્યન્ત વેગશાળી ધનુષ લઇને એક બીજાને ઘાયલ કરતાં બાણોથી આચ્છાદિત કરી દીધા. બન્નેય બન્નેને શક્તિ અને સાયકોથી ઘાયલ કરવા લાગ્યા, તે રાત્રિયુદ્ધ એટલી વાર સુધી ચાલતું રહ્યું કે જાણે એક વર્ષ વીતી ગયું હોય. એટલામાં જ કર્ણે દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું. આ જોઇ ઘટોત્કચે રાક્ષસી માયા ફેલાવી. તે સમયે રાક્ષસોની બહુ જ મોટી સેના પ્રકટ થઇ. કોઇના હાથમાં શૂળ હતું તો કોઇના હાથમાં મુદ્ગર, કોઇએ પત્થરની ચટ્ટાનો લીધેલી હતી તો કોઇએ વૃક્ષ. તે સેનાથી ઘેરાએલો ઘટોત્કચ જ્યારે મહાન ધનુષ લઇને આગળ વધ્યો તો તેને જોઇને તમામ રાજાઓ વ્યથિત થઇ ગયાં. તે જ વખતે ઘટોત્કચે ભીષણ સિંહનાદ કર્યો. તે સાંભળી હાથીઓ ભયભીત થઇ પેશાબ છોડવા લાગ્યા, મનુષ્યો તો ખૂબ જ વિહ્વળ થઇ ગયા. ત્યારપછી બધી બાજુએ પત્થરોની ભયંકર વર્ષા થવા લાગી. તે અર્ધી રાતને સમયે રાક્ષસોનું બળ બહુ વધેલું હતું. તેમણે છોડેલાં લોઢાનાં ચક્ર, ભુશુણ્ડી, શક્તિ, તોમર, શૂળ, શતઘ્ની અને પટ્ટિશ વગેરે અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ થઇ રહી હતી. મહારાજ ! તે અત્યન્ત ઉગ્ર અને ભયંકર યુદ્ધને જોઇને આપના પુત્રો અને સૈનિકો વ્યથિત થઇને રણભૂમિથી ભાગી નીકળ્યા. કેવળ અભિમાની કર્ણ જ ત્યાં ડટ્યો રહ્યો. તેને જરા પણ વ્યથા ન થઇ. તેણે પોતાનાં બાણોથી ઘટોત્કચની રચેલી માયાનો સંહાર કરી નાખ્યો.

જ્યારે માયા નષ્ટ થઇ ગઇ ત્યારે ઘટોત્કચ ખૂબ રોષમાં ભરાઇને ઘોર બાણોનો પ્રહાર કરવા લાગ્યો. તે બાણો કર્ણનું શરીર છેદીને પૃથ્વીમાં સમાઇ ગયાં. ત્યારે કર્ણે દશ બાણ મારીને ઘટોત્કચને વિંધી દીધો. તેથી તેનાં મર્મસ્થાનોમાં ખૂબ ચોટ પહોંચી અને કુપિત

થઈને તેણે એક દિવ્ય ચક્ર હાથમાં લીધું. તથા તેને કર્ણ ઉપર ચલાવ્યું. પરન્તુ તે કર્ણના બાણોથી ટુકડે-ટુકડા થઈ ભાગ્યહીનના મનોરથની પેઠે સફળ થયા વિના જ નષ્ટ થઈ ગયું. હવે તો ઘટોત્કચના ક્રોધનું ઠેકાણું ન રહ્યું. તેણે બાણોની વર્ષા કરીને કર્ણને ઢાંકી દીધો. સૂતપુત્રે પણ પોતાનાં સાયકોથી તુરત જ ઘટોત્કચના રથને આચ્છાદિત કરી દીધો. ત્યારે ઘટોત્કચે કર્ણ પર એક ગદા ઘુમાવીને ફેંકી પરન્તુ કર્ણે તેને બાણોથી કાપી નાખી. આ જોઈ ઘટોત્કચ ઊડીને આકાશમાં ચાલ્યો ગયો અને ત્યાંથી કર્ણ પર વૃક્ષોની વર્ષા કરવા લાગ્યો. કર્ણ પણ નીચેથી બાણો છોડીને તે માયાવી રાક્ષસને વિંધવા લાગ્યો. તેણે રાક્ષસના બધા ઘોડાઓને મારી નાખીને તેના રથના સેંકડો ટુકડા કરી નાખ્યા. તે વખતે ઘટોત્કચના શરીરમાં બે આંગળ પણ એવી જગ્યા ન હતી કે જેમાં બાણ ન લાગ્યાં હોય. તેણે પોતાના દિવ્ય અસ્ત્રથી કર્ણના દિવ્યાસ્ત્રોને કાપી નાખ્યાં અને તેની સાથે માયાપૂર્વક યુદ્ધ કરવા લાગ્યો.

તે આકાશમાં અદૃશ્ય થઈને બાણ છોડી રહ્યો હતો. તેનાં બાણ દેખાતાં પણ ન હતાં અને આવીને લાગતાં હતાં, તે માયાથી સર્વને મોહિત કરતો વિચરવા લાગ્યો અને માયાના જ બળથી ખૂબ ભયંકર અને અશુભ મોઢું બનાવીને કર્ણનાં દિવ્ય અસ્ત્રો ગળી ગયો. પછી તે ધૈર્યહીન અને ઉત્સાહશૂન્ય જેવો થઈને સેંકડો ટુકડાઓમાં પડતો દેખાવા લાગ્યો. આથી તેને મરેલો સમજીને કૌરવોના મુખ્ય વીરો ગર્જના કરવા લાગ્યા. એટલામાં જ તે કેટલાક નવાં નવાં શરીર ધારણ કરીને બધી દિશાઓમાં દેખાવા લાગ્યો. જોતજોતામાં તેને સેંકડો મસ્તક અને સેંકડો પેટ બની ગયાં. પછી શરીર વધારીને તે મૈનાક પર્વત જેવો દેખાવા લાગ્યો, થાડી જ વારમાં તેની આકૃતિ અંગૂઠા જેવડી થઈ ગઈ. પછી સમુદ્રના તરંગોની માફક ઊછળીને તે ક્ષણમાં ઉપર તો ક્ષણમાં આમતેમ લહેરાવા લાગ્યો. એક જ ક્ષણમાં પૃથ્વી ફાડીને પાણીમાં ડૂબી જતો અને ફરી ઉપર આવીને અહિંતહિં નજરે પડતો હતો. તે પછી આકાશથી ઊતરીને ફરી પોતાના સુવર્ણજડિત રથ પર જઈ બેઠો; પછી માયાના જ પ્રભાવથી પૃથ્વી, આકાશ અને દિશાઓમાં ઘૂમીને કવચથી સુસજ્જિત થઈ કર્ણના રથની પાસે આવીને બોલ્યો–'સૂતપુત્ર ! ઊભો રહે. હવે તું મારી પાસેથી જીવતો બચીને ક્યાં જઈશ ! આજ હું આ સમરાંગણમાં તારો શોખ પૂરો કરી દઈશ.'

આ પ્રમાણે કહીને તે રાક્ષસ ફરીથી આકાશમાં ઊડી ગયો અને કર્ણના ઉપર રથના ધૂંસરા જેવાં ભારે બાણોની વર્ષા કરવા લાગ્યો. તેની બાણવર્ષાને કર્ણે દૂરથી જ કાપી નાખી. આ પ્રમાણે પોતાની માયાને નષ્ટ થએલી જોઈ ઘટોત્કચ ફરીથી અદૃશ્ય થઈ ને નવી માયાની સૃષ્ટિ કરવા લાગ્યો. એક જ ક્ષણમાં તે ખૂબ જ ઊંચો પર્વત બની ગયો અને તેના ઉપરથી પાણીના ઝરણાની પેઠે શૂલ, પ્રાસ, તલવાર અને મૂસલ વગેરે અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ થવા લાગી. પરન્તુ કર્ણને આથી જરા પણ ભય ન થયો. તેણે હાસ્ય કરતાં દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું. તે અસ્ત્રનો સ્પર્શ થતાં જ તે પર્વતનું નામ-નિશાન પણ ન રહ્યું. એટલામાં જ તે રાક્ષસ ઇન્દ્રધનુષ સહિત મેઘ બનીને ચઢી આવ્યો અને સૂતપુત્ર પર પત્થરોની વર્ષા કરવા લાગ્યો. પરન્તુ કર્ણે વાયવ્યઅસ્ત્રનું સન્ધાન કરીને તે કાળા મેઘને વીખેરી નાખ્યો ઉડાડી દીધો. એટલું જ નહિ, પોતાના બાણસમૂહોથી સમસ્ત દિશાઓને આચ્છાદિત કરીને ઘટોત્કચે ચલાવેલાં સમ્પૂર્ણ અસ્ત્રોનો નાશ કરી નાખ્યો.

ત્યારે ભીમસેનના પુત્રે કર્ણની આગળ મહામાયા પ્રકટ કરી. કર્ણે જોયું કે ઘટોત્કચ રથ પર બેસીને આવી રહ્યો છે, તેની સાથે રાક્ષસોની બહુ મોટી સેના છે. રાક્ષસોમાં કેટલાક હાથીઓ ઉપર સવાર થએલા છે. તેમની પાસે નાના પ્રકારનાં અસ્ત્રશસ્ત્રો અને કવચ દેખાઈ રહ્યાં છે. ઘટોત્કચે પાસે આવતાં જ કર્ણને પાંચ બાણ મારીને વિંધી દીધો, અને બધા રાજાઓને ભયભીત કરતો ભૈરવ સ્વરથી ગર્જના કરવા લાગ્યો. પછી તેણે અંજલિક નામના બાણના પ્રહારથી કર્ણનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે કર્ણ બીજું ધનુષ લઈ આકાશચારી રાક્ષસો તરફ બાણ મારવા લાગ્યો. આથી તેમને ખૂબ પીડા થઈ. ઘોડા, સારથી તથા હાથીઓ સહિત સમ્પૂર્ણ રાક્ષસો કર્ણને હાથે માર્યા ગયા. તે સમયે પાંડવપક્ષના હજારો ક્ષત્રિય યોદ્ધાઓમાં રાક્ષસ ઘટોત્કચ સિવાય બીજો કોઈ પણ કર્ણ તરફ આંખ ઊંચી કરીને જોઈ પણ શકતો નહોતો.

ઘટોત્કચ ક્રોધથી સળગી ઊઠ્યો. તેની આંખોમાંથી ચિનગારીઓ છૂટવા લાગી. તેણે હાથથી હાથ મસળી દાંતથી હોઠ દબાવી ફરી માયાના બળથી બીજો રથ ઉત્પન્ન કર્યો. તેને હાથી સમાન મોટા તાજા તથા પિશાચો જેવાં મુખવાળા ગધેડાઓ જોડેલા હતા. તે રથ પર બેસીને તે કર્ણની

સામે આવી ગયો અને તેના ઉપર એક ભયંકર અશનિનો પ્રહાર કર્યો. કર્ણે પોતાનું ધનુષ મૂકી દીધું. અને




કૂદીને તે અશનિ હાથમાં પકડી લીધી. પછી તેણે તે ઘટોત્કચ પર જ ચલાવી દીધી. ઘટોત્કચ તો રથથી કૂદીને બહાર જઈ ઊભો રહ્યો પરન્તુ તે અશનિ ઘોડા, સારથી તથા ધ્વજા સહિત તે રથને બાળીને ભસ્મ કરી પૃથ્વીમાં સમાઈ ગઈ. કર્ણનું આ પરાક્રમ જોઈને દેવતાઓ પણ આશ્ચર્ય પામવા લાગ્યા. સમસ્ત પ્રાણીઓએ તેની પ્રશંસા કરી. આ પરાક્રમ કરીને કર્ણ પોતાના રથ પર જઈ બેઠો અને ફરી રાક્ષસસેના પર બાણ વરસાવવા લાગ્યો. હવે ઘટોત્કચ ગન્ધર્વનગર સમાન ફરી અદૃશ્ય થઈ ગયો, અને માયાથી કર્ણનાં દિવ્ય અસ્ત્રોનો નાશ કરવા લાગ્યો, છતાં પણ કર્ણે ધૈર્ય છોડ્યું નહિ, તેણે યુદ્ધ ચાલુ જ રાખ્યું.

ત્યારપછી ક્રોધમાં ભરાએલા ઘટોત્કચે પોતાનાં અનેક સ્વરૂપ બનાવ્યાં અને કૌરવ મહારથીઓને ભયભીત કરી દીધા. ત્યારપછી સિંહ, વાઘ, વરુ, લપકારા મારતી જીભવાળા સાપ અને લોઢાના જેવી ચાંચોવાળાં પક્ષીઓ ચારે દિશાઓમાંથી કૌરવસેના પર તૂટી પડ્યાં. ઘટોત્કચ તો કર્ણનાં બાણોથી ઘાયલ થઈને અન્તર્ધાન થઈ ગયો, પરન્તુ માયામય, રાક્ષસો, યાતુધાનો, કૂતરાઓ અને ભયંકર મુખવાળાં વરુઓ પ્રકટ થઈને ચારે બાજુએથી જાણે કર્ણને ખાઈ જશે તેમ તેના ઉપર દોડ્યાં. તથા લોહીથી ખરડાએલાં ભયંકર અસ્ત્રશસ્ત્ર લઈને કઠોર વાણી બોલતાં તેને ડરાવવા લાગ્યાં.

કર્ણે તેમાંના પ્રત્યેકને અનેક બાણો મારીને વીંધી દીધાં અને દિવ્ય અસ્ત્રોથી રાક્ષસી માયાનો સંહાર કરીને ઘટોત્કચના ઘોડાઓને પણ યમલોક મોકલી દીધા. આમ ફરી પોતાની માયા નષ્ટ થઈ જતાં 'હમણાં તને મોતના મુખમાં મોકલું છું" એમ કર્ણને કહીને ઘટોત્કચ ફરી અન્તર્ધાન થઈ ગયો.

## ભીમસેનની સાથે અલાયુધનું યુદ્ધ તથા ઘટોત્કચના હાથથી તેનો વધ

સંજય કહે છે—રાજન્! આ પ્રમાણે કર્ણ અને ઘટોત્કચનું યુદ્ધ થઈ રહ્યું હતું ત્યાં અલાયુધ નામનો એક રાક્ષસ પૂર્વનું વેર યાદ કરીને ખૂબ મોટી સેના લઈ દુર્યોધનની પાસે આવ્યો અને યુદ્ધની લાલસાથી બોલ્યો—' મહારાજ! આપને તો ખબર હશે જ કે ભીમસેને અમારા બાન્ધવો હિડિમ્બ, બક અને કિર્મીરનો વધ કરેલો છે. તેથી આજે અમે જાતે જ ઘટોત્કચનો વધ કરીશું તથા શ્રીકૃષ્ણ અને પાંડવોને તેમના સાથીઓ સહિત મારીને ખાઈ જઈશું. આપ આપની સેનાને પાછી હટાવી લ્યો. આજ પાંડવોની સાથે અમારું રાક્ષસોનું યુદ્ધ થશે.'

તેની વાત સાંભળી દુર્યોધનને બહુ પ્રસન્નતા થઈ. તેણે બન્ધુઓ સહિત અલાયુધને કહ્યું—' ભાઈ! તમને તો તમારી સેના સહિત અમે આગળ રાખીશું અને સાથે રહીને અમે પણ શત્રુઓ સામે લડીશું. મારા યોદ્ધાઓના હૃદયમાં વેરની આગ સળગી રહી છે. તેઓ યુદ્ધ છોડીને નહિ બેસે.

' અચ્છા, એમ થાઓ. ' કહીને રાક્ષસરાજ અલાયુધ રાક્ષસોને સાથે લઈને ખૂબ ઉતાવળથી યુદ્ધ કરવા આવ્યો. ઘટોત્કચની પાસે જેવો તેજસ્વી રથ હતો તેવો જ અલાયુધની પાસે પણ હતો, તેનો પણ ઘરઘરાટ ભયાનક હતો, તેના ઉપર રીંછનું ચામડું મઢેલું હતું. લંબાઈપહોળાઈ પણ તેટલી જ—ચાર સો હાથની હતી. તેવા જ હાથી સમાન મોટા તાજા સો ઘોડા તેને જોડેલા હતા. તેનું ધનુષ પણ બહુ જ મોટું હતું તેનાં બાણ પણ રથના ધુંસરા જેવાં અને લાંબા હતાં. તે પણ

ઘટોત્કચના જેવો જ વીર હતો, પરંતુ રૂપમાં તે ઘટોત્કચ કરતાં સુંદર હતો.

"મહારાજ! અલાયુધના આવવાથી જાણે સમુદ્રમાં ડૂબી રહેલાને જહાજ મળી જાય તેમ કૌરવોને બહુ પ્રસન્નતા થઈ. તેમણે પોતાનો નવો જન્મ થયેલો માન્યો. તે સમયે કર્ણ અને ઘટોત્કચ વચ્ચે અલૌકિક યુદ્ધ ચાલી રહ્યું હતું. દ્રોણ, કૃપાચાર્ય અને અશ્વત્થામા આદિ ઘટોત્કચના પરાક્રમને જોઈ થરથરી ઊઠ્યા હતા. સંપૂર્ણ સેનાને કર્ણના જીવવાની આશા રહી ન હતી. દુર્યોધને જોયું કે કર્ણ મોટી વિપત્તિમાં ફસાઈ ગયો છે ત્યારે તેણે અલાયુધને બોલાવીને કહ્યું—'આ કર્ણ ઘટોત્કચની સાથે ભીડાએલો છે, અને તેનામાં શક્તિ છે તેટલું પરાક્રમ બતાવી રહ્યો છે. વીરવર! તમારી ઇચ્છા હતી તે પ્રમાણે જ આ ઘટોત્કચને તમારા ભાગમાં રાખીએ છીએ. આ પાપી પોતાના માયાબળનો આશ્રય લઈ કર્ણને મારી નાખે તે પહેલાં જ તમે તેનો નાશ કરી દો.'

દુર્યોધને આ પ્રમાણે કહેતાં અલાયુધે 'બહુ સારૂં' કહીને ઘટોત્કચ પર હુમલો કર્યો. ભીમસેનના પુત્રે જ્યારે પોતાના શત્રુને આગળ આવતો જોયો ત્યારે તેણે કર્ણને છોડી દીધો અને તેને બાણોના પ્રહારથી પીડિત કરવા લાગ્યો. પછી બન્ને રાક્ષસો ક્રોધમાં ભરાઈને એકબીજાની સાથે ભીડાઈ ગયા. ભીમસેને જોયું કે ઘટોત્કચ અલાયુધના પંજામાં ફસાઈ ગયો છે ત્યારે તે પોતાના તેજસ્વી રથ પર બેસીને બાણવૃષ્ટિ કરતો ત્યાં આવી પહોંચ્યો. આ જોઈ અલાયુધે ઘટોત્કચને છોડીને ભીમસેનને લલકાર્યો અને તેના સાથી રાક્ષસો પણ અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્ર લઈને ભીમસેન પર તૂટી પડ્યા.

જ્યારે અનેક રાક્ષસો ભીમસેનને બાણોથી વિંધવા લાગ્યા ત્યારે તેણે પ્રત્યેકને પાંચ-પાંચ બાણ મારીને બધાને ઘાયલ કરી દીધા. ભીમની સાથે યુદ્ધ કરવા આવેલા ક્રૂર રાક્ષસો તેના મારથી પીડિત થઈને ભયંકર ચિત્કાર કરતા દશે દિશાઓમાં ભાગવા લાગ્યા. આ જોઈ અલાયુધ ખૂબ વેગથી ભીમસેન પર ધસ્યો અને તેના ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. તેણે ભીમસેને છોડેલાં કેટલાયે બાણોને કાપી નાખ્યાં અને કેટલાયને હાથમાં પકડી લીધાં. ભીમસેને ફરી તેના ઉપર બાણ વરસાવ્યાં, પરંતુ તેણે પોતાનાં તીક્ષ્ણ સાયકો મારીને ફરી તેમને વ્યર્થ કરી દીધાં. પછી તેણે ભીમસેનના ધનુષના પણ ટુકડેટુકડા કરી દીધા, ઘોડા અને સારથીનું પણ કામ ખતમ કરી દીધું.

ઘોડા અને સારથી માર્યા જતાં ભીમસેને રથથી ઊતરીને ભયંકર ગર્જના કરી અને તે રાક્ષસ પર ખૂબ ભારે ગદાનો પ્રહાર કર્યો. અલાયુધે પણ ગદાથી જ ગદાને તોડી પાડી. ત્યારે ભીમે બીજી ગદા લીધી



અને તે રાક્ષસ સાથે તેનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. તે વખતે એકબીજા ઉપર ગદાના આઘાતથી જે ભયંકર શબ્દ થતો હતો હતો તેનાથી પૃથ્વી કાંપી ઊઠતી હતી. થોડી જ વારમાં ગદા ફેંકીને બન્ને મુક્કા મારતા લડવા લાગ્યા. તેમના મુક્કા અથડાવાથી વીજળીના કડાકા જેવો અવાજ થતો હતો. આ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં બન્ને અત્યન્ત ક્રોધમાં ભરાઈ ગયા અને રથનાં પૈડાં, ધૂંસરાં તથા બીજી જે કોઈ વસ્તુ પાસે દેખાય તેને ઉઠાવી ઉઠાવીને એકબીજાને મારવા લાગ્યા. બન્નેના શરીરથી રક્તની ધારા વહી રહી હતી.

ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે ભીમસેનની આ અવસ્થા જોઈ ત્યારે તેમણે તેની રક્ષા માટે ઘટોત્કચને કહ્યું—'મહાબાહો! જુઓ, તમારી સામે જ બધી સેનાના જોતાં જોતાં અલાયુધે ભીમને પોતાના પંજામાં ફસાવી લીધા છે. તેથી પહેલાં રાક્ષસરાજ અલાયુધનો જ વધ કરો. પછી કર્ણને મારજો.' શ્રીકૃષ્ણની વાત સાંભળી ઘટોત્કચ કર્ણને છોડીને અલાયુધ સાથે ભીડાઈ ગયો. પછી તો તે રાત્રિને સમયે બન્ને રાક્ષસોમાં તુમુલ યુદ્ધ

થવા લાગ્યું. અલાયુધ ક્રોધમાં ભરાએલો હતો. તેણે એક ખૂબ જ મોટું પરિઘ લઈ ઘટોત્કચના મસ્તક ઉપર લગાવ્યું. તેનાથી ઘટોત્કચને જરાક મૂર્છા જેવું થઈ ગયું, પરન્તુ તે બળવાને પોતાને સંભાળી લીધો, અને અલાયુધ ઉપર એક બહુ જ ભારે ગદા ચલાવી. વેગથી ફેંકવામાં આવેલી તે ગદાએ અલાયુધના ઘોડા, સારથી અને રથનો ચૂરો કરી દીધો.

અલાયુધ રાક્ષસી માયાનો આશ્રય લઈ ઊછળીને આકાશમાં ઊડી ગયો. તે ઉપર જતાં જ લોહીની વર્ષા થવા લાગી. આકાશમાં મેઘોની કાળી ઘટા છવાઈ ગઈ, વિજળી ચમકવા લાગી, કડાકાઓ સાથે વજ્રપાત થવા લાગ્યો. તે મહાસમરાંગણમાં ખૂબ જોરથી કડકડાટ ફેલાઈ ગયો. તેની માયા જોઈ ઘટોત્કચ પણ આકાશમાં ઊડી ગયો અને બીજી માયા રચીને તેણે અલાયુધની માયાનો નાશ કરી દીધો, આ જોઈ અલાયુધ ઘટોત્કચ ઉપર પત્થરોની વર્ષા કરવા લાગ્યો. પરન્તુ ઘટોત્કચે પોતાનાં બાણોની વર્ષાથી તે પત્થરોને નષ્ટ કરી દીધા.

પછી બન્ને એકબીજા પર નાના પ્રકારનાં આયુધોની વર્ષા કરવા લાગ્યા. લોઢાનાં પરિઘ, શૂલ, ગદા, મુસલ, મુદ્‌ગર, પિનાક, તરવાર, તોમર, પ્રાસ, કમ્પન, નારાચ ભાલા, બાણ, ચક્ર, ફરશી, લોઢાની ગોળીઓ, ભિન્દિપાલ, ગોશીર્ષ અને ઉલૂખલ આદિ અસ્ત્રશસ્ત્રોથી તથા પૃથ્વી ઉપરથી ઊખેડેલાં મોટામોટાં વૃક્ષોથી તેઓ પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. અનેક પ્રકારનાં પર્વતોનાં શિખર લઈને પણ તેઓ એકબીજાને મારતા હતા. તે બન્ને રાક્ષસોનું યુદ્ધ પૂર્વકાળના વાનરરાજ વાલી અને સુગ્રીવના યુદ્ધથી ચઢી જતું હતું. બન્નેયે દોડીને એકબીજાની ચોટી પકડી લીધી. પછી બાહુઓથી લડતા બાથંબાથા આવી ગયા. આ જ વખતે ઘટોત્કચે અલાયુધને બળપૂર્વક પકડી લીધો અને વેગથી ઘૂમાવીને જમીન પર પછાડ્યો. પછી તેના કુણ્ડળથી શોભતા મસ્તકને કાપીને તેણે ભયંકર ગર્જના કરી અને તે મસ્તકને દુર્યોધન સામે ફેંકી દીધું.

અલાયુધને માર્યો ગયો જોઈ દુર્યોધન પોતાની સેના સહિત અત્યન્ત વ્યાકુળ થઈ ગયો.

## ઘટોત્કચનું પરાક્રમ અને કર્ણની અમોઘ શક્તિથી તેનો વધ

**સંજય કહે છે**—મહારાજ! રાક્ષસ અલાયુધનો વધ કરીને ઘટોત્કચ મનમાં બહુ પ્રસન્ન થયો અને આપની સેનાની સામે ઊભો થઈ સિંહનાદ કરવા લાગ્યો. તેની ગર્જના સાંભળી આપના યોદ્ધાઓને બહુ ભય થયો. આ બાજુ કર્ણ પર તેના શત્રુઓ બાણો વરસાવતા હતા અને તે ધૈર્યપૂર્વક તેમનાં અસ્ત્રશસ્ત્રોનો નાશ કરતો જતો હતો. તેણે પોતાનાં વજ્ર સમાન બાણોથી શત્રુઓનો સંહાર શરુ કર્યો. તેનાં સાયકોથી કેટલાયે વીરોનાં અંગ છિન્નભિન્ન થઈ ગયાં, કેટલાકના સારથી માર્યા ગયા અને કેટલાકના ઘોડા નષ્ટ થઈ ગયા. કર્ણની સામે કોઈ રીતે પોતાનો બચાવ ન કરી શકવાથી તે યોદ્ધાઓ યુધિષ્ઠિરની સેનામાં ભાગી ગયા. પોતાના યોદ્ધાઓને કર્ણદ્વારા પરાજિત થઈને ભાગતા જોઈ ઘટોત્કચને બહુ ક્રોધ થયો અને તે ઉત્તમ રથમાં બેસીને સિંહ પેઠે તડૂકતો કર્ણનો સામનો કરવા માટે આવી પહોંચ્યો. આવતાં જ તેણે વજ્ર-સરીખાં બાણોથી કર્ણને વિંધી દીધો. પછી બન્નેય એકબીજા પર કર્ણી, નારાચ, શિલીમુખ, નાલિક, દણ્ડ, અશનિ, વત્સદન્ત, વારાહકર્ણ, વિપાઠ, શૃંગ તથા ક્ષુરપ્રની વર્ષા કરવા લાગ્યા, તેમની અસ્ત્રવર્ષાથી આકાશ છવાઈ ગયું.

મહારાજ! જ્યારે કર્ણ યુદ્ધમાં કોઈ રીતે વધી ન શક્યો ત્યારે તેણે પોતાનું ભયંકર અસ્ત્ર પ્રકટ કર્યું. અને તેનાથી તેનો રથ, ઘોડા તથા સારથીનો નાશ કરી દીધો. હિડિમ્બાકુમાર રથહીન થતાં જ અન્તર્ધાન થઈ ગયો. તેને અદૃશ્ય થતો જોઈ કૌરવ યોદ્ધાઓ બૂમો પાડી પાડીને કહેવા લાગ્યા કે 'માયાથી યુદ્ધ કરનારો આ રાક્ષસ યુદ્ધમાં પોતે જ નથી દેખાતો તો કર્ણને કેમ નહિ મારી શકે!' એટલામાં જ કર્ણે સાયકોની જાળથી સમ્પૂર્ણ દિશાઓને આચ્છાદિત કરી દીધી. તે વખતે બાણોથી આકાશમાં અંધારું છવાઈ ગયું હતું તો પણ રાક્ષસ કે બીજું કોઈ પ્રાણી આકાશમાંથી મરીને પડ્યું નહિ. તે પછી અમે અન્તરિક્ષમાં તે રાક્ષસની ભયંકર માયા જોઈ. પહેલાં તે લાલ રંગનાં વાદળોના રૂપમાં પ્રકાશિત થઈ. પછી બળતી આગની જ્વાળાઓ સમાન ભયંકર દેખાવા લાગી. ત્યારપછી તેનાથી વિજળી પ્રકટ થઈ, ઉલ્કાપાત થવા લાગ્યો અને હજારો દુન્દુભિઓના વાગવા જેવો ભયંકર અવાજ થવા લાગ્યો. તે પછી બાણ, શક્તિ, ઋષ્ટિ, પ્રાસ

મુસલ, ફરસાં, તલવાર, પટ્ટિશ, તોમર, પરિઘ, ગદા, શૂલ અને શતઘ્નીઓની વૃષ્ટિ થવા લાગી. હજારોની સંખ્યામાં પત્થરોની મોટી મોટી ચટ્ટાનો પડવા લાગી, વજ્રપાત થવા લાગ્યો. આગ- સમાન પ્રજ્વલિત ચક્ર પડવા લાગ્યાં. કર્ણે બાણોથી તે અસ્ત્રવર્ષાને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો પરન્તુ તેને સફળતા ન મળી. બાણોથી કપાઈને ઘોડાઓ પડવા લાગ્યા, વજ્રોના મારથી હાથી ધરાશાયી થવા લાગ્યા. અને બીજાં અનેક અસ્ત્રોના પ્રહારથી મોટા મોટા મહારથીઓનો સંહાર થવા લાગ્યો. મરીને પડતી વખતે હતો તેમનો મહાન આર્તનાદ ચારે બાજુ ફેલાઈ રહ્યો હતો. ઘટોત્કચે છોડેલાં અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્રોથી ઘવાઈને દુર્યોધનના સૈનિકો ખૂબ ગભરાટથી આમતેમ ભાગી રહ્યા હતા. બધી બાજુએ હાહાકાર મચી ગયો હતો. બધા લોકો વિષાદમાં ડૂબેલા અને ભયભીત થઈ ગયા હતા. તે સમયે આપના પુત્રની સેના પર ભયંકર મોહ છવાઈ રહ્યો હતો. કેટલાય શૂરવીરોનાં આંતરડાં તૂટી ગયાં હતાં, તેમનાં મસ્તક કપાઈ ગયાં હતાં અને સમ્પૂર્ણ અંગ છિન્નભિન્ન થઈ રહ્યાં હતાં. તેઓ બધા ય રણભૂમિમાં આવી દશામાં પડી ગયા હતા. ઠેકાણે ઠેકાણે પત્થરોની ચટ્ટાનોથી કચડાએલા ઘોડા અને હાથીઓ દેખાઈ રહ્યા હતા, રથોના તો ચૂરેચૂરા થઈ ગયા હતા.

તે સમયે કાળની પ્રેરણાથી ક્ષત્રિયોનો વિનાશ થઈ રહ્યો હતો. સમસ્ત કૌરવયોદ્ધાઓ ઘાયલ થઈને ભાગતા ભાગતા પોકારી રહ્યા હતા.–" કૌરવો ! ભાગો, આ સેના નથી; ઇન્દ્ર વગેરે દેવતાઓ પાંડવોનો પક્ષ લઈને અમારો નાશ કરી રહ્યા છે. આ પ્રમાણે જ્યારે કૌરવો વિપત્તિના મહા સમુદ્રમાં ડૂબી રહ્યા હતા ત્યારે સૂતપુત્ર કર્ણે જ દ્વીપ બનીને તેમની રક્ષા કરી. તે સંપૂર્ણ શસ્ત્રવર્ષાને પોતાની છાતી ઉપર ઝીલતો એકલો જ મેદાનમાં લાગી રહ્યો હતો. એટલામાં જ ઘટોત્કચે કર્ણના ચારે ઘોડાઓને લક્ષ્ય કરીને એક શતઘ્ની ચલાવી. તેના પ્રહારથી ઘોડાઓએ ધરતી પર ઘુંટણ ટેકવી દીધાં, તેમના દાંત પડી ગયા, આંખો અને જીભ બહાર નીકળી આવી. પછી તેઓ નિષ્પ્રાણ થઈને પડી ગયા.

ઘોડા મરી જવાથી કર્ણ પોતાના રથ પરથી ઊતરી પડ્યો અને મનમાં કંઈક વિચારવા લાગ્યો. તે સમયે કૌરવયોદ્ધાઓ ભાગી રહ્યા હતા. રાક્ષસી માયા વડે તેમનાં દિવ્ય અસ્ત્રોનો નાશ થઈ ગયો હતો. તો પણ તે ગભરાયો નહિ અને સમયને યોગ્ય કર્તવ્યનો વિચાર કરવા લાગ્યો. આ જ વખતે તે ભયંકર માયાનો પ્રભાવ જોઈ સમસ્ત કૌરવોએ મળીને તેને કહ્યું–" ભાઈ ! હવે તમે રાક્ષસનો તુરત જ વધ કરો. નહિ તો આ તમામ કૌરવો હમણાં જ નષ્ટ થઈ જાય છે. ભીમસેન અને અર્જુન આપણું શું કરી લેશે ! આ સમયે અડધી રાત્રિમાં આ રાક્ષસનો પ્રતાપ બહુ જ વધી ગએલો છે. માટે તેનો જ નાશ કરો. અમારાથી જે આ ભયંકર સંગ્રામમાંથી બચી જશે તે જ સેના સહિત પાંડવો સાથે યુદ્ધ કરશે. તેથી તમે ઇન્દ્રની આપેલી શક્તિથી તેનો સંહાર કરી નાખો. કર્ણ ! બધા કૌરવો ઇન્દ્ર સમાન બળવાન છે. કદાચ એવું ન થાય કે તેઓ બધાય આ રાત્રિયુદ્ધમાં પોતાના સૈનિકો સહિત માર્યાં જાય."

મધ્યરાત્રિનો સમય હતો, રાક્ષસ કર્ણ પર સતત પ્રહાર કરી રહ્યો હતો. સમ્પૂર્ણ સેના ઉપર ભયનું વાતાવરણ છવાઈ ગયું હતું. આ બાજુ કૌરવો તેનાથી ત્રાસી રહ્યા હતા. આ બધું જોઈને કર્ણે રાક્ષસના ઉપર શક્તિ છોડવાનો વિચાર કર્યો. હવે તેનાથી સંગ્રામમાં શત્રુના ઘા સહન ન થયા. તેના વધની ઇચ્છાથી કર્ણે તે 'વૈજયન્તી' નામની અસહ્ય શક્તિ હાથમાં



લીધી. મહારાજ! આ તે જ શક્તિ હતી કે જેને કર્ણે કેટલાંય વર્ષોથી અર્જુનને મારવા માટે સુરક્ષિત રાખી મૂકી હતી; તે સદા તેની પૂજા કર્યા કરતો હતો. મૃત્યુની સગી બહેન અથવા લપકારા મારતી કાળની જિહ્વા સમાન તે શક્તિ કર્ણે ઘટોત્કચના ઉપર ચલાવી દીધી. તેને જોતાં જ રાક્ષસ ભયભીત થઈ ગયો અને વિન્ધ્યાચળ સમાન વિશાળ શરીર ધારણ કરીને ત્યાંથી ભાગ્યો. રાત્રિમાં પ્રજ્વલિત થતી આ શક્તિએ રાક્ષસની સમ્પૂર્ણ માયા ભસ્મ કરીને તેની છાતીમાં ઊંડી ચોટ કરી અને તેને ચીરીને ઉપર નક્ષત્રમણ્ડળમાં સમાઈ ગઈ. ઘટોત્કચ ભૈરવનાદ કરતો પોતાના પ્યારા પ્રાણોથી હાથ ધોઈ બેઠો. તે સમયે શક્તિના પ્રહારથી તેનાં મર્મસ્થળો ચીરાઈ ગયાં હતાં, તો પણ તેણે શત્રુઓનો નાશ કરવાની ઇચ્છાથી આશ્ચર્યજનક રૂપ ધારણ કર્યું. તેણે પોતાના શરીરને પર્વત સમાન બનાવી દીધું, તે પછી તે નીચે પડ્યો. જો કે તે મરી ગયો હતો પણ તેણે પોતાના પર્વત જેવા શરીરથી કૌરવોના સૈન્યના એક ભાગનો સંહાર કરી નાખ્યો. તેના દેહની નીચે એક અક્ષૌહિણી સેના દબાઈને મરી ગઈ. આમ મરતાંમરતાં પણ તે પાંડવોનું હિત સાધતો ગયો. માયા નાશ પામી અને રાક્ષસ માર્યો ગયો—આ આ જોઈ કૌરવ યોદ્ધાઓ હર્ષ-



નાદ કરવા લાગ્યા. સાથે જ શંખ, ભેરી, ઢોલ અને નગારાં પણ વાગી ઊઠ્યાં. કર્ણની પ્રશંસા થવા લાગી અને દુર્યોધનના રથમાં બેસીને તેણે આપની સેનામાં પ્રવેશ કર્યો.

---

## ઘટોત્કચના મૃત્યુથી ભગવાનની પ્રસન્નતા તથા પાંડવોના હિતૈષી ભગવાન-દ્વારા કર્ણનો બુદ્ધિમોહ

**સંજય કહે છે**—ઘટોત્કચના માર્યા જવાથી સમસ્ત પાંડવો શોકમગ્ન થઈ ગયા. બધાંની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. પરન્તુ વસુદેવનન્દન શ્રીકૃષ્ણને બહુ પ્રસન્નતા હતી, તેઓ આનન્દમાં ભરાઈ ગયા હતા. તેમણે ખૂબ જોરથી સિંહનાદ કર્યો અને હર્ષથી નાચવા લાગ્યા. પછી અર્જુનને ગળે લગાવીને તેમણે તેની પીઠ થાબડી અને વારંવાર ગર્જના કરી. ભગવાનને આટલા પ્રસન્ન જોઈ અર્જુન બોલ્યો—'મધુસૂદન! આજ આપને વિના કારણે આટલો હર્ષ કેમ થઈ રહ્યો છે? ઘટોત્કચના માર્યા જવાથી અમારે માટે શોકનો પ્રસંગ ઊભો થયો છે, આખી સેના પીઠ બતાવીને ભાગી રહી છે, અમે લોકો બહુ ગભરાઈ ગયા છીએ તો પણ આપ પ્રસન્ન છો! જનાર્દન! બતાવો, આ પ્રસન્નતાનું શું કારણ છે? જો બહુ છુપાવવાની વસ્તુ ન હોય તો અવશ્ય બતાવી દો, મારું ધૈર્ય છૂટી જવા લાગ્યું છે.'

ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા—ધનંજય! મારે માટે ખરેખર આ ખૂબ આનંદનો પ્રસંગ આવ્યો છે. કારણ જાણવા માગતો હોય તો સાંભળ. તું જાણે છે કે કર્ણે ઘટોત્કચને માર્યો છે; પરન્તુ હું કહું છું કે ઘટોત્કચે જ કર્ણને માર્યો છે. તેણે ઇન્દ્રે કર્ણને આપેલી શક્તિ નિષ્ફળ બનાવી દઈ તેને વધ્ય બનાવી દીધો છે. હવે તને મારવાની તેની પાસે કોઈ શક્તિ નથી. હવે તું કર્ણને મરેલો જ સમજ. કર્ણના હાથમાં શક્તિ હોય તો સંસારમાં કોઈ પણ મનુષ્ય એવો નથી કે તેની સામે ટકી શકે. અને જો તેની પાસે કવચ અને કુંડળ પણ હોત તો તે દેવતાઓ સહિત ત્રણે લોકને પણ જીતી શકે. તે અવસ્થામાં ઇન્દ્ર, કુબેર, વરુણ અથવા યમરાજ પણ યુદ્ધમાં તેનો સામનો ન કરી શકત. આપણે બન્ને પણ, સુદર્શનચક્ર અને ગાણ્ડીવ ધનુષ લઈને પણ, તેને જીતવામાં અસમર્થ થઈ જાત, તારું જ હિત કરવા માટે



ઇન્દ્રે તેને કવચકુંડળના બદલામાં અમોઘ શક્તિ આપી દીધી હતી. અને ત્યારથી કર્ણ સદાને મરાએલો જ સમજતો હતો. આજ પણ જો કે તેની પાસે તે બધી વસ્તુઓ રહી નથી, તો પણ તારા સિવાય બીજો કોઇ પણ તેને મારી શકે એવો નથી. કર્ણ બ્રાહ્મણોનો ભક્ત, સત્યવાદી, તપસ્વી, વ્રતધારી અને શત્રુઓ પર પણ દયા કરનારો છે. તેથી તે વૃષ ( ધર્મ ) કહેવાય છે. સમ્પૂર્ણ દેવતાઓ ચારે બાજુથી કર્ણ પર બાણોની વર્ષા કરે અને દૈત્યો તેના ઉપર લોહી અને માંસ ભીંજાળે તો પણ તેને જીતી ન શકે. કર્ણ આજ કવચ, કુંડળ તથા ઇન્દ્રની આપેલી શક્તિથી રહિત થઇ જવાથી સાધારણ મનુષ્ય જેવો થઇ ગયો છે, તો પણ તેને મારવાનો એક જ ઉપાય છે. જ્યારે તેનામાં કંઈ નબળાઇ દેખાય, તે અસાવધાન હોય અને તેનું રથનું પૈડું જમીનમાં ઘુસી જવાથી તે સંકટમાં પડ્યો હોય એવા સમયમાં મારી સૂચના ઉપર ધ્યાન આપીને તું તેને મારી નાખજે. તારા હિતને માટે મેં જરાસન્ધ, શિશુપાળ વગેરેને એક પછી એક મારી નંખાવ્યા છે, તથા હિડિમ્બ, કિર્મીર, બક, અલાયુધ વગેરે રાક્ષસોને પણ મેં જ મરાવ્યા છે. જરાસન્ધ અને શિશુપાળને જો પહેલેથી જ ન માર્યા હોત તો આ સમયે તેઓ ખૂબ ભયંકર બની ગયા હોત. દુર્યોધન પોતાને સહાયતા કરવા માટે તેમને જરૂર પ્રાર્થના કરત અને તેઓ આપણી સાથે દ્વેષ હોવાને લીધે કૌરવોનો પક્ષ લીધા વિના ન રહ્યા હોત. દુર્યોધનનો સહકાર થઇને તેઓ સમ્પૂર્ણ પૃથ્વીને જીતી લેત. મેં જે ઉપાયોથી તેમને નષ્ટ કર્યા છે તે સાંભળ. એક સમયે યુદ્ધમાં રોહિણીનન્દન બલરામજીએ જરાસન્ધનો તિરસ્કાર કર્યો. આથી ક્રોધમાં ભરાઇને તેણે અમને મારી નાખવા માટે સર્વસંહારિણી ગદાનો પ્રહાર કર્યો. તે ગદાને પોતાના ઉપર આવતી જોઈ ભાઈ બલરામે તેનો નાશ કરવા માટે સ્થૂણાકર્ણ નામના અસ્ત્રનો પ્રયોગ કર્યો. તે અસ્ત્ર લાગવાથી તે ગદા પૃથ્વી પર પડી ગઈ. પડતાં સાથે પૃથ્વીમાં ચીરા પડી ગયા અને પર્વતો હાલી ઊઠ્યા. જે સ્થાનમાં તે ગદા પડી, ત્યાં એક જરા નામની ભયંકર રાક્ષસી રહેતી હતી. તેને આ ગદા વાગવાથી તે પુત્રો અને બાન્ધવો સહિત મારી ગઈ.

જરાસંધ જુદાજુદા બે ટુકડાઓના રૂપમાં પેદા થયો હતો. તે ટુકડાઓને આ જ જરા નામની રાક્ષસીએ જોડીને જીવતા કર્યા હતા. આથી તેનું નામ જરાસંધ થયું. તેને મુખ્ય બે જ આધાર હતા—જરા અને ગદા. પણ બલરામજીના અસ્ત્રપ્રયોગથી તે ગદા અને જરા—બંનેથી રહિત થઇ ગયો હતો. તેથી જ ભીમસેન તારી સામે તેનો વધ કરી શક્યો. આ પ્રમાણે તારું હિત કરવા માટે જ એકલવ્યનો અંગૂઠો કાપી લેવડાવવામાં આવ્યો. ચેદિરાજ શિશુપાલને મેં તારી સામે જ મારી નાખ્યો. તેને પણ દેવતાઓ અને અસુરો સંગ્રામમાં જીતી શકે તેમ ન હતા. તેમનો તથા બીજા દેવદ્રોહીઓનો વિનાશ કરવા માટે જ મારો અવતાર થયો છે. હિડિમ્બાસુર, બક અને કિર્મીર—આ રાવણ સમાન બળવાન તથા બ્રાહ્મણો અને યજ્ઞો ઉપર દ્વેષ રાખનારા હતા. લોકકલ્યાણને માટે જ મેં ભીમસેનદ્વારા તેમને મરાવી નાખ્યા. આ જ પ્રમાણે ઘટોત્કચને હાથે અલાયુધનો નાશ કરાવ્યો અને કર્ણદ્વારા શક્તિનો પ્રહાર કરાવીને ઘટોત્કચનું કામ પણ પૂરું કર્યું. જો આ મહાસંગ્રામમાં કર્ણે પોતાની શક્તિદ્વારા ઘટોત્કચને માર્યો ન હોત તો મારે જ તેનો વધ કરવો પડત. મેં ઘટોત્કચનો વધ પહેલેથી ન કર્યો, કારણ કે મારે તેનાદ્વારા તમારું પ્રિય કાર્ય કરાવવું હતું. ઘટોત્કચ પાપાત્મા હતો તથા બ્રાહ્મણોનો દ્વેષી અને યજ્ઞોનો નાશ કરનાર હતો. તે ધર્મનો લોપ કરી રહ્યો હતો. તેથી જ મેં આ પ્રમાણે તેનો વિનાશ કરાવ્યો છે. જેઓ ધર્મનો લોપ

કરનારા છે તેઓ બધા જ મારે માટે નાશ કરવા યોગ્ય છે. મેં ધર્મની સ્થાપના કરવાની પ્રતિજ્ઞા કરી લીધી છે. જ્યાં વેદ, સત્ય, દમ, પવિત્રતા, ધર્મ, લજ્જા શ્રી, ધૈર્ય અને ક્ષમાનો વાસ છે ત્યાં હું સદા રહું છું. આ વાત હું સત્યના સોગંદ ખાઈને કહું છું. હવે તારે કર્ણનો નાશ કરવાની ચિન્તા ન કરવી જોઈએ. હું એવો ઉપાય બતાવીશ કે જેથી તું કર્ણનો અને ભીમસેન દુર્યોધનનો નાશ કરી શકશે. અત્યારે તો તારી સેના ચારે બાજુએ ભાગી રહી છે અને કૌરવવીરોનો તેને ઘેરી ઘેરીને મારી રહ્યા છે, તે તરફ તારે ધ્યાન આપવાની જરૂર છે.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! જો કર્ણની શક્તિ એક જ વીરનો નાશ કરીને નિષ્ફળ થઈ જનારી હતી તો કર્ણે બધાને છોડીને અર્જુન પર જ તેનો પ્રહાર કેમ ન કર્યો ? અર્જુનના માર્યા જવાથી સમસ્ત પાંડવો અને સંજયો આપોઆપ જ નષ્ટ થઈ જાત. જો કોઈ એમ કહે કે અર્જુન સૂતપુત્ર સાથે લડવા આવ્યો ન હતો તેથી સૂતપુત્ર તેને શક્તિ મારી શક્યો ન હતો, તો પણ કર્ણે જાતે જ તેને યુદ્ધ માટે બોલાવવો જોઈતો હતો. વળી અર્જુનની એવી પ્રતિજ્ઞા પણ હતી કે 'જો કોઈ મને યુદ્ધ માટે લલકારશે તો તેને જીત્યા વિના હું પગ પાછો નહિ હઠાવું.' તેથી અર્જુનને કર્ણ સાથે લડવા આવવું જ પડત.

સંજયે કહ્યું—મહારાજ ! ભગવાન શ્રીકૃષ્ણની બુદ્ધિ આપણા કરતાં વધારે છે. તેઓ જાણતા હતા કે કર્ણ પોતાની શક્તિથી અર્જુનને મારવા ચાહે છે. તેથી જ તેમણે કર્ણની સાથે દ્વૈરથયુદ્ધમાં રાક્ષસરાજ ઘટોત્કચને મૂક્યો. આવા આવા તો અનેક ઉપાયોથી ભગવાન અર્જુનની રક્ષા કરતા આવ્યા છે. અને ખાસ કરીને કર્ણની અમોઘ શક્તિથી તેમણે જ અર્જુનની રક્ષા કરી છે. નહિ તો જરૂર તે શક્તિ અર્જુનનો નાશ કરી નાખત.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! તેમ છતાં કર્ણ પણ બહુ બુદ્ધિમાન છે, તેણે પોતે જ હજુ સુધી તે શક્તિનો અર્જુન પર પ્રહાર કેમ ન કર્યો ? તમે પણ બહુ સમજુ છો તો તમે જ આ વાત કર્ણને શા માટે યાદ ન કરાવી ?

સંજયે કહ્યું—મહારાજ ! દરરોજ રાતે દુર્યોધન, શકુનિ અને દુઃશાસન—આ બધા કર્ણને આ જ પ્રાર્થના કરતા કે 'ભાઈ ! કાલના યુદ્ધમાં તમે બધું છોડીને સૌથી પહેલાં અર્જુનને જ મારી નાખો. પછી તો અમે પાંડવો અને પાંચાલો ઉપર દાસની પેઠે શાસન કરીશું. જો એ ન બને તો તમે શ્રીકૃષ્ણને જ મારી નાખો; કારણ કે તેઓ જ પાંડવોનું બળ છે અને તેઓ જ તેમના રક્ષક અને આધાર છે.'

રાજન્ ! જો કર્ણે શ્રીકૃષ્ણને મારી નાખ્યા હોત તો જરૂર આજ સમસ્ત પૃથ્વી તેના વશમાં આવી જાત. કર્ણે પણ શ્રીકૃષ્ણ ઉપર શક્તિનો પ્રહાર કરવાનો વિચાર કર્યો હતો, પરન્તુ યુદ્ધમાં શ્રીકૃષ્ણની પાસે જતાં જ તેના ઉપર એવો મોહ છવાઈ જતો કે તેનાથી આ વાત ભુલાઈ જતી હતી (અર્થાત્ કર્ણરૂપ બુદ્ધિ કૃષ્ણરૂપ સત્ત્વનો નાશ કરવાનો વિચાર કરે—આત્માનો નાશ કરવાનો વિચાર કરે પણ આત્માની પાસે જતાં જ બુદ્ધિ આત્મરૂપ બની જતાં આત્માનો વધ કરવાનો તેનો નિશ્ચય અદૃશ્ય બની જાય છે—જયનારાયણ ભટ્ટ) વળી સામી બાજુથી ભગવાન સદા બીજા મોટામોટા મહારથીઓને (જટિલ બાબતોને) કર્ણ સાથે લડવા મોકલતા. તેઓ નિરન્તર એ જ ફિકરમાં રહેતા હતા કે કેવી રીતે કર્ણની શક્તિને વ્યર્થ કરી દઉં. મહારાજ જેઓ કર્ણથી અર્જુનની આ પ્રમાણે રક્ષા કરતા હતા તેઓ પોતાની રક્ષા કેમ ન કરે ? ત્રણે લોકમાં કોઈ પણ એવો પુરુષ નથી કે જે જનાર્દન ઉપર વિજય મેળવી શકે. ઘટોત્કચના માર્યા ગયા પછી સાત્યકિએ ભગવાન કૃષ્ણને આ જ પ્રશ્ન કર્યો હતો કે 'ભગવન્ ! જો કર્ણે તે અમોઘ શક્તિ અર્જુન પર જ છોડવાનો નિશ્ચય કર્યો હતો તો હજુ સુધી તેના ઉપર કેમ ન છોડી ?'

ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા—દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને જયદ્રથ આ બધા મળીને કર્ણને આ જ સલાહ આપ્યા કરતા હતા કે 'કર્ણ ! તમે અર્જુન સિવાય બીજા કોઈ ઉપર શક્તિનો પ્રયોગ ન કરશો. તેના માર્યા જતાં પાંડવો અને સંજયો આપોઆપ જ નષ્ટ થઈ જશે.' અને કર્ણ તેમની આગળ એ પ્રમાણે જ કરવાની પ્રતિજ્ઞા કરી ચૂક્યો હતો. તેના હૃદયમાં હંમેશાં અર્જુનનો વધ કરવાનો વિચાર રહેતો હતો પરન્તુ હું જ તેને મોહમાં નાખી દેતો હતો. તેણે અર્જુન પર શક્તિનો પ્રહાર ન કર્યો તેનું આ જ કારણ છે. સાત્યકિ ! તે શક્તિ અર્જુનને માટે મૃત્યુરૂપ છે એ વિચારી વિચારીને હું રાતમાં ઊંઘ આવતી

નહોતી. હવે તે ઘટોત્કચ ઉપર જવાથી વ્યર્થ થઈ ગઈ એ જોઈને હું એમ સમજું છું કે અર્જુન મોતના મુખમાંથી છૂટી ગયો. હું યુદ્ધમાં અર્જુનની રક્ષા કરવાનું જેટલું આવશ્યક સમજું છું તેટલું માતા, પિતા, તમારા જેવા ભાઈઓ અને મારા પ્રાણોની રક્ષા કરવાનું પણ આવશ્યક નથી માનતો. ત્રણે લોકોના રાજ્ય કરતાં પણ જો કોઈ દુર્લભ વસ્તુ હોય તો તેને પણ હું અર્જુન વિના નથી ઇચ્છતો. તેથી આજ અર્જુન જાણે મરીને જીવતો થયો હોય એમ મને બહુ આનન્દ થઈ રહ્યો છે. આ રાત્રિમાં મેં રાક્ષસને જ કર્ણની સાથે લડવા મોકલ્યો તેનું આ જ કારણ છે, તેના સિવાય બીજો કોઈ પુરુષ કર્ણને દબાવી શકે એમ ન હતો.

મહારાજ ! અર્જુનનું પ્રિય અને હિત કરવામાં નિરન્તર લાગી રહેનારા ભગવાને તેમને સાત્યકિએ પૂછયું ત્યારે આ જ ઉત્તર આપ્યો હતો.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય ! આમાં કર્ણ, દુર્યોધન અને શકુનિનો તથા સૌથી વધારે તો તારો અન્યાય છે; તમને બધાને ખબર હતી કે તે શક્તિ કેવળ એક જ વીરને મારી શકે છે, ઇન્દ્ર વગેરે દેવતાઓ પણ તેની ચોટ સહન કરી શકતા નથી, તો પણ કર્ણે તેને શ્રીકૃષ્ણ અને અર્જુન પર કેમ ન છોડી ? તમે યુદ્ધ વખતે તેને યાદ કેમ કરાવતા નહિ ?

સંજય બોલ્યો—મહારાજ ! અમે લોકો રોજ રાતમાં તેને એ પ્રમાણે જ કરવાની સલાહ આપ્યા કરતા હતા, પરન્તુ પ્રાતઃકાળ થતાં દૈવવશાત્ કર્ણની તથા બીજા યોદ્ધાઓની બુદ્ધિ પણ મારી જતી હતી. શક્તિ હાથમાં રહેતાં છતાં જે તેણે શ્રીકૃષ્ણ અથવા અર્જુનને ન માર્યા તેમાં હું દૈવને જ મુખ્ય કારણ સમજું છું.

---

## યુધિષ્ઠિરનો વિષાદ તથા ભગવાન કૃષ્ણ તથા ભગવાન વ્યાસ દ્વારા તેનું નિવારણ

ધૃતરાષ્ટ્રે પૂછયું—સંજય ! હવે આગળની વાત બતાવો. ઘટોત્કચના માર્યા ગયા પછી કૌરવ-પાંડવોમાં કેવી રીતે યુદ્ધ થયું ?

સંજયે કહ્યું—મહારાજ ! કર્ણદ્વારા તે રાક્ષસના માર્યા જતાં આપના સૈનિકો બહુ પ્રસન્ન થયા. તેઓ ઉચ્ચ સ્વરથી ગર્જના કરવા લાગ્યા અને ખૂબ વેગથી આમતેમ દોડવા લાગ્યા. સામી બાજુ તે અન્ધારી રાત્રિમાં પાંડવસેનાનો સંહાર થઈ રહ્યો હતો, આથી યુધિષ્ઠિરનું મન ખૂબ ખિન્ન થઈ ગયું. તેઓ ભીમસેનને બોલ્યા—'મહાબાહો ! ધૃતરાષ્ટ્રની સેનાને રોકો, હું તો ઘટોત્કચના મરવાથી ખૂબ ગભરાઈ ગયો છું, મારાથી કંઈ થઈ શકતું નથી.' આમ કહીને તેઓ પોતાના રથ પર બેસી ગયા. તેમની આંખોથી આંસુ વહેવા લાગ્યાં, તેઓ નિઃશ્વાસ લેવા લાગ્યા. તે સમયે કર્ણનું પરાક્રમ જોઈ તેઓ અત્યન્ત અધીર થઈ ગયા.

તેમને આ અવસ્થામાં જોઈ ભગવાન કૃષ્ણે કહ્યું—'કુન્તીનન્દન આપ ખેદ ન કરો. આવી વ્યાકુળતા આપને શોભતી નથી. આ તો અજ્ઞાની મનુષ્યોનું કામ છે. ઊઠો અને યુદ્ધ કરો. આ મહાસંગ્રામની જવાબદારી સંભાળો. જો આપ જ ગભરાઈ જશો તો વિજય મળવામાં સન્દેહ જ રહેશે.' શ્રીકૃષ્ણની વાત સાંભળી યુધિષ્ઠિરે આંખો લૂછતાં કહ્યું—'મહાબાહો ! મને ધર્મની ખબર છે. જે મનુષ્ય કોઈના કરેલા ઉપકારોને ભૂલી જાય છે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. જનાર્દન ! ઘટોત્કચ બાળક હતો, તો પણ તેણે, અર્જુન અસ્ત્રપ્રાપ્તિ માટે તપ કરવા વનમાં ગયો હતો ત્યારે અમોને બહુ સહાયતા કરી હતી. તે પ્રમાણે આ મહાસંગ્રામમાં પણ તેણે અમારા માટે બહુ પરાક્રમ કર્યું છે. તે મારો ભક્ત હતો તથા મારો પણ તેના ઉપર બહુ પ્રેમ હતો. તેથી હું તેના મૃત્યુથી શોકમાં ડૂબી રહ્યો છું. શોક કરતાં કરતાં મને મૂર્છા આવી જાય છે. ભગવન્ ! જુઓ, કૌરવો કેવા મારી સેનાને કચરી રહ્યા છે, તથા મહારથી દ્રોણ અને કર્ણ કેવા સાવધાન દેખાઈ રહ્યા છે, કેવા હર્ષનાદ કરી રહ્યા છે ! જનાર્દન ! આપના અને અમારા જીવતાં છતાં ઘટોત્કચ કર્ણના હાથે કેમ માર્યો ગયો ? અર્જુનના જોતાં જોતાં જ તેનું મૃત્યુ થયું છે. વીરવર ! હવે હું જાતે જ કર્ણને મારવા માટે જઈશ.' આ પ્રમાણે કહીને પોતાનું મહાન ધનુષ ટંકારતા તેઓ ખૂબ ઉતાવળથી ચાલવા લાગ્યા.

આ જોઈ ભગવાન કૃષ્ણે અર્જુનને કહ્યું—'આ રાજા યુધિષ્ઠિર કર્ણને મારવા માટે જઈ રહ્યા છે. આ સમયે તેમને એકલા છોડી દેવા ઠીક નથી.' આમ કહીને તેમણે ખૂબ વેગથી ઘોડા હાંક્યા અને દૂર પહોંચેલા રાજાને પકડી

હવે મારે નીચ કર્મ પણ કરવું પડશે. આ બધા લોકો જે અસ્ત્રોને નથી જાણતા તેઓને તે અસ્ત્રોના પ્રયોગ કરીને હું મારી નાખું તેના કરતાં નિષ્ઠુર કર્મ બીજું કયું હોઈ શકે, સારું અથવા ખરાબ જે કંઈ કામ તું કરાવવા ચાહે તે બધું હું તારા કહેવાથી જ કરીશ. તે સિવાય મારી ઈચ્છાથી તો અશુભ કર્મ મારાથી કદી બનશે નહિ. સમસ્ત પાંચાલ રાજાઓનો સંહાર કરીને યુદ્ધમાં પરાક્રમ બતાવ્યા પછી જ હવે હું આ કવચ ઉતારીશ. તેને માટે હું મારાં હથિયારોનો સ્પર્શ કરી સત્યના સોગન્દ ખાઉં છું. પરન્તુ તું જે એમ સમજે છે કે અર્જુન યુદ્ધમાં થાકી ગયો છે, તેમાં તારી ભૂલ છે. અર્જુનનું સાચેસાચું પરાક્રમ હું કહું છું; સાંભળ–તે સવ્યસાચી કુપિત થતાં દેવતાઓ, ગન્ધર્વો, યક્ષો અને રાક્ષસો પણ તેને નથી જીતી શકતા. ખાણ્ડવ-વનમાં તેણે ઇન્દ્રનો સામનો કર્યો. અને પોતાનાં બાણોથી તેની બાણવર્ષા રોકી દીધી. તથા બળના ઘમંડમાં ફુલાએલા યક્ષો, નાગો અને દૈત્યોને પરાસ્ત કર્યા. ઘોષ-યાત્રા વખતે જ જ્યારે ચિત્રસેન વગેરે ગન્ધર્વો તને બાંધીને લઈ જતા હતા તે વખતે તેણે જ છોડાવ્યો હતો તે યાદ છે ને? દેવતાઓના શત્રુ નિવાતકવચ નામના દૈત્યો કે જેમને સ્વયં દેવતાઓ પણ મારી શકતા નહોતા તેમને અર્જુને જ પરાસ્ત કર્યા. હિરણ્ય-નગરમાં રહેનારા હજારો દાનવોને જેણે જીતી લીધા હતા તે પુરુષસિંહ અર્જુનને મનુષ્યો કેવી રીતે હરાવી શકે છે! તારા દરેક પ્રકારના પ્રયત્ન છતાં પણ તેણે તારી સેનાનો સત્યાનાશ કરી નાખ્યો, આ બધું તો તું રોજ તારી આંખે જુએ છે.'

મહારાજ! આ પ્રમાણે જ્યારે દ્રોણાચાર્ય અર્જુનની પ્રશંસા કરવા લાગ્યા ત્યારે આપના પુત્ર કુપિત થઈ કહ્યું–'આજ હું, દુઃશાસન, કર્ણ અને મામા શકુનિ બધા મળીને કૌરવ સેનાને બે ભાગમાં વહેંચીને બે જગાએ મોરચા બાંધીશું અને યુદ્ધમાં અર્જુનને મારી નાખીશું.' આ સાંભળી આચાર્ય હાસ્ય કરતાં બોલ્યા–

"અચ્છા જાઓ, પરમાત્મા તમારું કુશળ કરે. ભલા, એવો કયો ક્ષત્રિય છે જે ગાણ્ડીવધારી અર્જુનનો નાશ કરી શકે! દુર્યોધન! મનુષ્યની તો વાત જ નથી, ઇન્દ્ર, વરુણ, યમ, કુબેર તથા અસુર, નાગ અને રાક્ષસો પણ તેનો વાળ પણ વાંકો નથી કરી શકતા. તું જે કંઈ કહી રહ્યો છે, તેવી વાતો તો મૂર્ખાઓ જ કર્યા કરે છે. ભલા, સંગ્રામમાં અર્જુન સાથે લોહું લઈને કોણ કુશળ-પૂર્વક ઘેર પાછો જઈ શકનાર છે! તું તો નિર્દય છે અને પાપમાં જ તારું મન રહ્યા કરે છે. તેથી જ તને દરેક ઉપર સન્દેહ રહે છે. તથા જે લોકો તારું હિત સાધવામાં લાગેલા છે તેમની આગળ પણ તું અંટ-સંટ વાતો બકી નાખે છે. પણ તું પણ એક ખાનદાન ક્ષત્રિય છે. તું જાતે જ તારે માટે અર્જુન સાથે લડીને તેને મારી નાખ. આ બધા નિરપરાધ સિપાઈઓના જાન લેવા શા માટે ઇચ્છે છે, તું જ આ વેરવિરોધનું મૂળ કારણ છે. તેથી તું પોતે જ જઈને અર્જુનનો સામનો કર અને આ તારો મામો કે જે કપટભર્યો જુગાર રમવામાં બહાદુર છે તે તારી સાથે આવે. બીજાઓને દગો દેવામાં જ તેણે પોતાની બુદ્ધિનું પોત બતાવ્યું છે. અને તે હવે તને પાંડવો ઉપર વિજય પણ અપાવશે. તું કર્ણને સાથે લઈને ધૃતરાષ્ટ્રને ખૂબ ઉમંગથી સંભળાવ્યા કરતો કે 'પિતાજી! હું, કર્ણ અને દુઃશાસન–ત્રણે મળીને પાંડવોને જીતી લઈશું.' આવી રીતે સભામાં પણ મેં તને કેટલીય વાર ડીંગ મારતો સાંભળ્યો છે. આજે તે લોકોને સાથે લઈને તે કહેલી વાત સાચી કરી બતાવ. જો પેલો તારો શત્રુ નિર્ભય થઈને સામો જ ઊભો છે. ક્ષત્રિયધર્મનો ખ્યાલ કરીને તેની સાથે યુદ્ધ કર. તારી જીત થાય તેના કરતાં તું અર્જુનને હાથે મરાય તે વધુ જ સારું છે. જા નીડર થઈને લડ.'

આમ કહીને દ્રોણાચાર્ય જે બાજુ શત્રુઓ ઊભા હતા તે તરફ ચાલી નીકળ્યા. પછી સેનાને બે ભાગમાં વહેંચીને યુદ્ધ શરૂ કરવામાં આવ્યું.

## બન્ને દળોનું દ્વન્દ્વયુદ્ધ, વિરાટ, પૌત્રો સહિત દ્રુપદ અને કેકય વગેરેનો વધ; દુર્યોધન અને દુઃશાસનનો પરાજય, ભીમ અને કર્ણ તથા અર્જુન અને દ્રોણનું યુદ્ધ

સંજય કહે છે—મહારાજ! જ્યારે રાત્રિના ત્રણ ભાગ વીતી ગયા અને એક જ ભાગ બાકી રહ્યો તે વખતે કૌરવો અને પાંડવોમાં ખૂબ ઉત્સાહપૂર્વક યુદ્ધ થવા લાગ્યું. થોડી જ વાર પછી ચન્દ્રમાની પ્રભા ફીકી પડી ગઈ અને પૂર્વ દિશા તરફ અરુણોદયની લાલી પથરાવા લાગી. તે સમયે બન્ને સેનાઓના યોદ્ધાઓ પોત-

પોતાની સવારી છોડીને સન્ધ્યાવન્દનને માટે ઊતરી અને સૂર્યની સંમુખ જપ કરતાકરતા હાથ જોડીને ઊભા થઈ ગયા.

ત્યારપછી કૌરવસેના ફરી બે ભાગમાં વહેંચાઈ ગઈ અને દ્રોણાચાર્યે દુર્યોધનને સાથે લઈ સોમક, પાંડવ અને પાંચાલ યોદ્ધાઓ ઉપર આક્રમણ કર્યું. કૌરવ સેનાને બે ભાગમાં જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું–'ધનંજય! શત્રુઓને ડાબી બાજુ રાખી આચાર્ય દ્રોણને જમણી બાજુ રાખ.' ભગવાનની આજ્ઞા સ્વીકારી અર્જુને તે પ્રમાણે જ કર્યું. ભગવાનનો અભિપ્રાય ભીમસેન સમજી ગયો અને બોલ્યો–'અર્જુન! મારી વાત સાંભળ. ક્ષત્રિય-માતા જે કામ માટે પુત્રને જન્મ આપે છે તેને કરી બતાવવાનો આ અવસર આવી ગયો છે. તેથી હવે પરાક્રમ કરીને સત્ય, લક્ષ્મી, ધર્મ અને યશ પ્રાપ્ત કર. આ શત્રુસેનાનો સંહાર કરી નાખ.'

ત્યારે અર્જુને કર્ણ અને દ્રોણને હટાવીને શત્રુઓની ચારે બાજુએ ઘેરો નાખી દીધો. પછી તે સેનાના મુખ ઉપર ઊભો રહી મોટામોટા ક્ષત્રિયોને પોતાના બાણાગ્નિથી દગ્ધ કરવા લાગ્યો. તેને કોઈ પણ આગળ વધતો રોકી શક્યું નહિ. એટલામાં જ દુર્યોધન, કર્ણ અને શકુનિએ અર્જુન પર બાણો વરસાવવા શરૂ કર્યાં. પરન્તુ તેણે તેમનાં અસ્ત્રોનું નિવારણ કરીને દરેકને દસ-દસ બાણોથી વિંધી દીધા. તે સમયે બાણવૃષ્ટિની સાથે જ ધૂળની પણ વૃષ્ટિ થવા લાગી. ચારે બાજુ ઘોર અન્ધકાર છવાઈ ગયો, તેથી અમે લોકો એકબીજાને ઓળખી પણ શકતા ન હતા. કેટલાયે રથીઓ રથ તૂટી જવાથી એકબીજાના કેશ, કવચ અને હાથો પકડીને ઝૂઝી રહ્યા હતા. કેટલાક લોકો મરેલા ઘોડા અને હાથીઓ ઉપર જ ચિપકીને પ્રાણ ખોઈ બેઠા.

આ સમયે દ્રોણાચાર્ય સંગ્રામમાં ઉત્તર દિશા તરફ જઈને ઊભા રહ્યા. તેમને જોતાં જ પાણ્ડવસેના થરથરી ઊઠી. કેટલાક ઉપર ભય છવાઈ ગયો, કેટલાક તો ભાગી નીકળ્યા અને કેટલાક મન ઉદાસ કરીને ઊભા રહ્યા. તેઓમાં જે શૂરા હતા તેઓ ક્રોધ અને રોષમાં ભરાઈ ગયા. કેટલાક તેજસ્વી વીરો પ્રાણોની પરવા ન કરીને દ્રોણાચાર્ય પર તૂટી પડ્યા. પાંચાલ રાજાઓ ઉપર દ્રોણાચાર્યનાં બાણોનો વધુ માર પડ્યો. તેઓ અત્યન્ત વેદના સહન કરીને પણ યુદ્ધમાં ટકી રહ્યા હતા.

એટલામાં જ રાજા વિરાટ અને દ્રુપદે દ્રોણ પર ચઢાઈ કરી. દ્રુપદના ત્રણ પૌત્રો અને ચેદિદેશના યોદ્ધાઓએ પણ તેમાં સાથ આપ્યો. આ જોઈ દ્રોણાચાર્યે ત્રણ તીક્ષ્ણ બાણોથી દ્રુપદના ત્રણે પૌત્રોના પ્રાણ લઈ લીધા. તે પછી તેમણે ચેદિ, કેકય, સંજય તથા મત્સ્ય દેશના મહારથીઓને પણ પરાસ્ત કર્યા. ત્યારે રાજા દ્રુપદ અને વિરાટ ક્રોધમાં ભરાઈને દ્રોણ પર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. દ્રોણે તેમની બાણવર્ષા રોકી અને પોતાનાં બાણોથી તેમને ઢાંકી દીધા. હવે તે બન્નેના ક્રોધની સીમા ન રહી. તેઓ પણ દ્રોણને બાણોથી વિંધવા લાગ્યા. આ જોઈ દ્રોણે અત્યન્ત ક્રોધમાં ભરાઈ બે ખૂબ તીક્ષ્ણ ભાલાથી તે બન્નેનાં ધનુષ કાપી નાખ્યાં. ધનુષ કપાઈ જતાં વિરાટે દસ તોમર ચલાવ્યા અને દ્રુપદે ભયંકર શક્તિનો પ્રહાર કર્યો. દ્રોણે પણ તીક્ષ્ણ ભલ્લોથી તે દસ તોમરોને કાપીને બાણોથી દ્રુપદની શક્તિ પણ તોડી નાખી. પછી બે ભલ્લોથી વિરાટ અને દ્રુપદનું પણ કામ ખતમ કરી દીધું.

આ પ્રમાણે વિરાટ, દ્રુપદ, કેકય, ચેદિ, મત્સ્ય, પાંચાલ અને ત્રણે દ્રુપદપૌત્રોના મરાઈ જવાથી દ્રોણનું પરાક્રમ જોઈને ધૃષ્ટદ્યુમ્નને બહુ ક્રોધ થયો, સાથે દુઃખ પણ થયું. તેણે બધા મહારથીઓની વચ્ચે આ સોગન્દ ખાધા કે 'આજ જે દ્રોણને જીવતા છોડીને પાછો ફરે અથવા દ્રોણથી અપમાનિત થઈને તેનો બદલો ન લે, તે યજ્ઞયાગાદિ કાર્યોના પોતાના પુણ્યને ખોઈ બેસે, તેનું ક્ષત્રિયત્વ અને બ્રહ્મતેજ નષ્ટ થઈ જાય.' સમ્પૂર્ણ ધનુર્ધારીઓની વચ્ચે આવી પ્રતિજ્ઞા કરીને ધૃષ્ટદ્યુમ્ન પોતાની સેના સાથે દ્રોણ પર ચઢી આવ્યો. પાંડવો અને પાંચાલો એક બાજુથી દ્રોણ પર બાણવર્ષા કરવા લાગ્યા તથા બીજી બાજુ દુર્યોધન, કર્ણ અને શકુની વગેરે મુખ્ય વીરો તેમની રક્ષામાં ઊભા રહ્યા. પાંચાલોએ પોતાના બધા મહારથીઓની સાથે દ્રોણને હરાવવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યો. પરન્તુ તેઓ તેમના પર આંખ ઊંચી કરીને પણ જોઈ ન શક્યા.

તે સમયે ભીમસેન ક્રોધમાં ભરાઈને પોતાનાં બાણોથી આપની સેનામાં નાસભાગ મચાવતો દ્રોણની સેનામાં ઘૂસી ગયો, સાથે જ ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રોણની પાસે જઈ પહોંચ્યો. પછી તો ઘમસાણ યુદ્ધ થવા લાગ્યું. બહુ ભીષણ સંહાર મચ્યો, રથીઓનાં ઝુંડનાં ઝુંડ એકબીજાની સાથે ભીડાઈને કપાઈ મરવા લાગ્યાં. જે લોકો વિમુખ થઈને ભાગતા તેમની પીઠ ઉપર માર પડતો હતો. આ

પ્રમાણે તે ઘમસાણ યુદ્ધ ચાલી રહ્યું હતું તે વખતે પૂર્વ રૂપે સૂર્ય ભગવાનનો ઉદય થઈ ગયો. તે સમયે બન્ને પક્ષના વીરોએ કવચ પહેરેલાં રાખીને જ સૂર્યોપસ્થાન કર્યું પછી પૂર્વવત્ યુદ્ધ થવા લાગ્યું. સૂર્યોદય પહેલાં તેઓ જેની સાથે લડતા હતા તેઓનું તેમની જ સાથે ફરી દ્વન્દ્વ યુદ્ધ છેડાઈ ગયું. બન્ને પક્ષના યોદ્ધાઓ બહુ પાસેપાસે આવીને બીડાઈ યુદ્ધ કરી રહ્યા હતા. આથી તલવાર, તોમર અને ફરશીઓના મારથી ત્યાંનું દશ્ય બહુ ભયાનક થઈ ગયું. હાથી અને ઘોડાઓની કપાએલી લાશોથી ત્યાં રક્તની નદી વહી રહી હતી. મહારાજ! તે સમયે દ્રોણાચાર્ય અને અર્જુન સિવાય સમસ્ત સેના વ્યાકુળ, ભયભીત અને દુઃખી થઈ રહી હતી. દ્રોણ અને અર્જુન જ પોતપોતાના પક્ષના રક્ષક થયા. ગભરાએલા શત્રુપક્ષના લોકો તે બન્નેની સામે આવતાં વેંત જ યમલોકનો માર્ગ પકડી લેતા હતા. કૌરવો અને પાંચાલોની સેનાઓ અત્યન્ત ઉદ્વિગ્ન થઈ ગઈ હતી. એક તો આખી સેના આમતેમ ઉપર આવી ગઈ હતી. બીજું ધૂળ ઊડી ઊડીને બધાને ઢાંકી દેતી હતી. તેથી અમે લોકો તે મહાસાગરમાં કર્ણ, દ્રોણ, અર્જુન, યુધિષ્ઠિર, ભીમસેન નકુળ-સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દુઃશાસન અશ્વત્થામા દુર્યોધન, શકુનિ, કૃપ, શલ્ય કૃતવર્મા તથા બીજા કોઈ વીરને દેખી શકતા ન હતા. પૃથ્વી, આકાશ અથવા પોતાનું શરીર સુદ્ધાં દેખાતું ન હતું એવું જણાતું હતું કે જાણે ફરી રાત થઈ ગઈ. કેણુ કૌરવ છે કે કોણુ પાંડવ અથવા પાંચાલ તેની પણ જાણ પડતી ન હતી.

તે સમયે દુર્યોધન અને દુઃશાસન નકુળ-સહદેવની સાથે બીડાએલા હતા. કર્ણ ભીમસેન સાથે લડતો હતો. અને અર્જુન દ્રોણાચાર્ય સાથે લોઢું લઈ રહ્યો હતો. તે ઉગ્ર સ્વભાવવાળા મહારથીઓનો અલૌકિક સંગ્રામ ચાલવા લાગ્યો. તેઓ વિચિત્ર ગતિઓથી પોતાના રથોનું સંચાલન કરતા હતા. તે યુદ્ધ એટલું ભયંકર અને આશ્ચર્યજનક હતું કે બધા રથીઓ ચારે બાજુ ઊભા થઈને તેનો ખેલ જોવા લાગ્યા. માદ્રીનન્દન નકુલે આપના પુત્રને જમણી બાજુ કરી દીધો અને તેના ઉપર સેંકડો બાણોની ઝડી લગાવી દીધી. પછી તો ત્યાં મોટો કોલાહલ મચ્યો. દુર્યોધન પણ નકુળને જમણી બાજુ લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરન્તુ નકુળ આગળ તેની કોઈ યુક્તિ ચાલી નહિ. તેને બાણવર્ષાથી પીડિત કરીને દુર્યોધનને પોતાની આગળથી ભગાડી દીધો.

બીજી બાજુ ક્રોધમાં ભરાએલા દુઃશાસને સહદેવ પર હુમલો કર્યો હતો. તે આવતાં જ માદ્રીનન્દન સહદેવે એક ભલ્લ મારીને તેના સારથીનું મસ્તક ઊડાવી દીધું. આ કામ એટલી ઝડપથી થયું કે કોઈ સૈનિક યા સ્વયં દુઃશાસનને પણ તેની ખબર ન પડી. જ્યારે લગામ પકડનાર કોઈ ન રહેવાથી ઘોડા ગમે તેમ ભાગવા લાગ્યા ત્યારે દુઃશાસનને ખબર પડી કે મારો સારથી મરી ગયો છે. તેણે જાતે ઘોડાઓની રાશ પકડી અને રણભૂમિમાં યુદ્ધ કરવા લાગ્યો. સહદેવે તે ઘોડાઓને તીક્ષ્ણ બાણોથી મારવાનું શરૂ કર્યું. બાણોના મારથી ઘોડાઓ આમતેમ ભાગવા લાગ્યા. દુઃશાસન જ્યારે ઘોડાઓની લગામ લેતો ત્યારે ધનુષ ચલાવી શકતો નહોતો અને ધનુષ લેતો ત્યારે ઘોડા સંભાળી શકતો નહોતો. આ મોકો જોઈને સહદેવ તેને વિંધતો રહ્યો. આ જોઈ કર્ણ તેની રક્ષા માટે વચ્ચે કૂદી પડ્યો. ત્યારે ભીમસેન પણ સાવધાન થઈ ગયો અને ત્રણ બાણોથી કર્ણની ભુજાઓમાં તથા છાતીમાં ઘા કરીને ગર્જના કરવા લાગ્યો.

કર્ણે પણ તીક્ષ્ણ બાણોની વર્ષા કરતાં ભીમસેનને રોકી દીધો. પછી તે બન્નેમાં તુમુલ સંગ્રામ થવા લાગ્યો. ભીમસેને ગદા મારીને કર્ણના રથનું ટેકણ તોડી નાખ્યું તેના સેંકડો ટુકડેટુકડા થઈ ગયા. કર્ણે ભીમની જ ગદા ઊઠાવી લીધી અને તેને ઘુમાવીને ભીમ ઉપર જ ફેંકી. પરન્તુ ભીમે બીજી ગદાથી તે ગદાને તોડી નાખી. પછી તેણે કર્ણ પર એક ખૂબ જ ભારે ગદા ફેંકી. પરન્તુ તેણે પુંખળ બાણો મારી તે ગદાને ફેરવી નાખી. તે ગદા પાછી ફરીને ભીમના જ રથ ઉપર પડી. તે વાગવાથી તેના રથની વિશાળ ધ્વજા તૂટી પડી અને સારથીને પણ મૂર્છા આવી ગઈ. આથી ભીમસેનનો ક્રોધ ખૂબ જ વધી ગયો. તેણે પોતાનાં બાણોથી કર્ણની ધ્વજા, ધનુષ અને બાણનો ભાથો કાપી નાખ્યો. કર્ણે ફરી બીજું ધનુષ લીધું અને તીક્ષ્ણ તીરોથી તેના ઘોડા, પાર્શ્વરક્ષક તથા સારથીને મારી નાખ્યો. રથહીન થઈ જતાં ભીમસેન નકુળના રથ પર જઈ બેઠો.

આ પ્રમાણે મહારથી દ્રોણ તથા અર્જુન પણ વિચિત્ર પ્રકારે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ સેનાની વચ્ચે વિચિત્ર ગતિઓથી રથ ચલાવતા એકબીજાને જમણી બાજુ લાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. તે વખતે બધા યોદ્ધાઓ તે બન્નેનું પરાક્રમ જોઈને ચકિત થઈ રહ્યા હતા. અર્જુનને જીતવા માટે આચાર્ય દ્રોણ જે જે ઉપાયો

અજમાવતા તે બાણોને અર્જુન હસતાં હસતાં જ નિષ્ફળ બનાવી દેતો હતો. ત્યારે દ્રોણાચાર્યે ક્રમશઃ ઐન્દ્ર, પાશુપત, ત્વાષ્ટ્ર, વાયવ્ય અને વારુણાસ્ત્રને પ્રકટ કર્યાં; પરન્તુ અર્જુને તે અસ્ત્રોને દ્રોણના ધનુષથી છૂટતાં સાથે જ વિધિપૂર્વક શાન્ત કરી દીધાં. આ જોઈ દ્રોણે મનમાં અર્જુનની પ્રશંસા કરી અને તેના જેવો શિષ્ય મળવાથી પોતાને સર્વ શસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ સમજ્યો. તે બન્નેનું યુદ્ધ જોવા માટે આકાશમાં હજારો દેવતાઓ, ગન્ધર્વો, ઋષિઓ અને સિદ્ધોના સમૂહ એકઠા થયા હતા. દ્રોણ અને અર્જુનની પ્રશંસાથી ભરેલી તેમની વાતો પણ સંભળાતી હતી.

ત્યારપછી દ્રોણાચાર્યે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું, તે અર્જુન તથા બીજાં પ્રાણીઓને સન્તાપ કરવા લાગ્યું. તે અસ્ત્ર પ્રકટ થતાં જ પર્વતો, વનો અને વૃક્ષો સહિત પૃથ્વી ડોલવા લાગી, સમુદ્રમાં તોફાન મચી ગયું. બન્ને બાજુની સેનાઓ ભયભીત થઈ ગઈ પરન્તુ અર્જુન તેનાથી જરા પણ વિચલિત ન થયો. તેણે બ્રહ્માસ્ત્રથી જ તે અસ્ત્રનો નાશ કરી દીધો પછી બધા ઉપદ્રવો શાન્ત થઈ ગયા. તે પછી દ્રોણ અને અર્જુન વચ્ચે ઘોર યુદ્ધ થવા લાગ્યું.

## સાત્યકિ અને દુર્યોધનનું યુદ્ધ, દ્રોણનું ઘોર કર્મ, ઋષિઓનો દ્રોણને અસ્ત્રો છોડી દેવાનો ઉપદેશ તથા અશ્વત્થામાનું મૃત્યુ સાંભળી દ્રોણનું જીવન ઉપરથી નિરાશ થવું

સંજય કહે છે—મહારાજ! તે સમયે દુઃશાસન ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે ધૃષ્ટદ્યુમ્નને પોતાનાં બાણોથી ખૂબ પીડિત કર્યો, ત્યારે તે પણ ક્રોધમાં ભરાઈ ગયો અને આપના પુત્રના ઘોડાઓ ઉપર બાણવર્ષા કરવા લાગ્યો. એક જ ક્ષણમાં તેણે એટલાં બધાં બાણો વરસાવ્યાં કે દુઃશાસનનો રથ તેમનાથી ઢંકાઈને ધ્વજ અને સારથી સહિત અદૃશ્ય થઈ ગયો. ધૃષ્ટદ્યુમ્નનાં બાણોથી દુઃશાસનને ખૂબ પીડા થવા લાગી. આથી તેની સામે તે ટકી ન શક્યો અને પીઠ દેખાડીને ભાગી ગયો. આ પ્રમાણે દુઃશાસનને પરાજિત કરીને ધૃષ્ટદ્યુમ્ન હજારો બાણોની વૃષ્ટિ કરતો દ્રોણાચાર્યની પાસે જઈ પહોંચ્યો.

તે વખતે જે યુદ્ધ થઈ રહ્યું હતું તે બરાબર ન્યાયયુક્ત હતું. કોઈ હથિયાર વગરના ઉપર ઘા કરતો ન હતો. આ યુદ્ધમાં અપવિત્ર અને અયોગ્ય બાણોનો પ્રહાર કરવામાં આવતો નહોતો. બધા લોકો ધર્મમય સંગ્રામ કરીને ઉત્તમ લોક અને યશ પ્રાપ્ત કરવા ચાહતા હતા.

એટલામાં દુર્યોધન અને સાત્યકિ વચ્ચે લડાઈ શરૂ થઈ. તેઓ બન્ને નિઃશંક થઈને લડવા લાગ્યા. બન્ને સાથે બાળપણમાં બનેલી ક્રીડાઓની વાતો યાદ કરીને પરસ્પર પ્રેમપૂર્વક જોતા વારંવાર હસવા લાગતા હતા. ત્યારે દુર્યોધન પોતાના વ્યવહારની નિંદા કરતો મિત્ર સાત્યકિને બોલ્યો—'સખે! ક્ષત્રિયના આચારને ધિક્કાર છે, જેને લીધે આજ તું મારા પર અને હું તારા પર પ્રહાર કરી રહ્યો છું. તું મારા પ્રાણોથી પણ અધિક પ્રિય હતો અને મારા પર પણ તારો એવો જ પ્રેમ હતો. પરન્તુ આજ આ રણભૂમિમાં આપણું બધું નષ્ટ થઈ ગયું છે!'

દુર્યોધને આ પ્રમાણે કહેતાં સાત્યકિએ કહ્યું—'રાજન્! ક્ષત્રિયોનો વ્યવહાર જ એવો છે. તેઓ પોતાના ગુરુ સાથે પણ લડે છે. જો તમે મને પ્રિય માનતા હો તો મને જલદી મારી નાખો, વિલંબ ન કરો. તમારે લીધે હું પુણ્યવાનોના લોકમાં જાઉં. હવે હું જીવતો રહીને મારા મિત્રો ઉપર પડેલી આપત્તિ જોવા નથી ઇચ્છતો.' આ પ્રમાણે સ્પષ્ટ ઉત્તર આપી સાત્યકિ પોતાના પ્રાણોની પરવા ન કરતાં તુરત જ દુર્યોધનનો સામનો કરવા માટે આવી ગયો. ત્યારે દુર્યોધને સાત્યકિને દસ બાણ માર્યાં. સાત્યકિએ પણ તેના ઉપર ક્રમથી પચાસ, ત્રીસ અને દસ બાણોની વર્ષા કરી. દુર્યોધને ફરીથી હસતાં હસતાં ત્રીસ બાણોથી સાત્યકિને વિંધી દીધો, તથા ક્ષુરપ્ર બાણથી તેના ધનુષને પણ કાપી નાખ્યું. સાત્યકિએ પણ બીજું ધનુષ લઈ હાથોની સ્ફૂર્તિ બતાવતાં આપના પુત્ર પર બાણોની ઝડી લગાવી દીધી. દુર્યોધને પોતાનાં બાણોથી તે બાણોના ટુકડે ટુકડા કરી નાખ્યા અને સાત્યકિને તોંતેર બાણ મારીને ઘાયલ કરી દીધો. પછી જ્યારે તે ધનુષ પર બાણ ચડાવી રહ્યો હતો તે જ વખતે સાત્યકિએ તેના ધનુષને કાપી નાખ્યું અને અનેક બાણોથી તેને ઘાયલ પણ કરી દીધો. દુર્યોધન વેદનાથી વ્યાકુળ થઈ બીજા રથ પર જઈ બેઠો. થોડીવાર પછી જ્યારે વ્યથા કંઈક ઓછી થઈ તો સાત્યકિના રથ પર બાણ વરસાવતો તે ફરીથી આગળ વધ્યો. આ પ્રમાણે સાત્યકિ પણ દુર્યોધનના રથ પર બાણોની વર્ષા કરવા લાગ્યો. પછી બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ છેડાઈ ગયું. તેમાં સાત્યકિને જ પ્રબળ થતો જોઈ

કર્ણ આપના પુત્રની રક્ષા માટે શીઘ્ર આવી પહોંચ્યો. મહાબળી ભીમસેનથી આ સહન થઈ શક્યું નહિ. તે પણ બાણોની વૃષ્ટિ કરતો કરતો ત્યાં ધસી આવ્યો. કર્ણે હસતાં હસતાં તીક્ષ્ણ બાણ મારીને ભીમસેનનું ધનુષ તથા બાણ કાપી નાખ્યાં તથા તેના સારથીને પણ મારી નાખ્યો. ત્યારે ભીમસેનના ક્રોધની સીમા ન રહી. તેણે ગદા લઈને શત્રુનું ધનુષ, બાણ, સારથી અને અને રથના ઘોડાનો નાશ કરી દીધો. કર્ણ આ વાતને સહન કરી શક્યો નહિ. તે તરેહતરેહનાં અસ્ત્રો અને બાણોનો પ્રયોગ કરીને ભીમની સાથે લડવા લાગ્યો. આ જ પ્રમાણે ભીમસેન પણ કુપિત થઈને કર્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. બીજી બાજુ દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંડવોને પીડા કરવા લાગ્યા. આ આચાર્યના સેનાપતિપણાનો પાંચમો દિવસ હતો. તેઓ ક્રોધમાં ભરાએલા હતા, અને પાંચાલ વીરોનો મહાન સંહાર કરી રહ્યા હતા. પાંચાલો પણ ખૂબ ધૈર્યવાન હતા. તેઓ તેમની સાથે યુદ્ધ કરતાં જરા પણ ગભરાતા ન હતા. પાંચાલ વીરોને મરતા અને દ્રોણાચાર્યને પ્રબળ થતા જોઈ પાંડવોને બહુ ભય થયો. તેમણે વિજયની આશા છોડી દીધી. તેમને સન્દેહ થવા લાગ્યો કે આ મહાન અસ્ત્રવેત્તા આચાર્ય શું અમારો બધાનો નાશ તો નહિ કરી નાખે?

કુન્તીના પુત્રોને ભયભીત જોઈ ભગવાન શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા—'પાંડવો! દ્રોણાચાર્ય ધનુર્ધારીઓમાં સર્વશ્રેષ્ઠ છે, તેમના હાથમાં ધનુષ રહેતાં ઈન્દ્ર આદિ દેવતાઓ પણ તેમને જીતી ન શકે. જ્યારે તેઓ હથિયાર મૂકી દે ત્યારે જ કોઈ મનુષ્ય તેમનો વધ કરી શકે છે. હું માનું છું કે અશ્વત્થામાના માર્યા જવાથી તેઓ યુદ્ધ નહિ કરે. માટે કોઈ જઈને તેમને અશ્વત્થામાના મૃત્યુના સમાચાર સંભળાવો.

મહારાજ! અર્જુનને આ વાત જરા પણ પસંદ ન આવી, પરન્તુ બીજા બધા લોકોને ગમી ગઈ, કેવળ રાજા યુધિષ્ઠિરે ખૂબ મુશ્કેલીથી આ વાત સ્વીકારી. માળવાના રાજા ઇન્દ્રવર્માની પાસે એક હાથી હતો. તેનું નામ અશ્વત્થામા હતું. પોતાની જ સેનાના તે હાથીને ભીમસેને એક ગદાથી મારી નાખ્યો. અને શરમાતાં શરમાતાં દ્રોણાચાર્યની સામે જઈને જોરજોરથી બૂમો પાડવા લાગ્યો—'અશ્વત્થામા માર્યો ગયો' મનમાં હાથીનો ખ્યાલ રાખીને ભીમસેને આ ખોટી વાત ઉડાડી.



તે અપ્રિય વાત સાંભળી આચાર્ય દ્રોણ એકદમ સૂકાઈ ગયા. તેમનું બધું શરીર શિથિલ થઈ ગયું. છતાં પણ તેઓ પોતાના પુત્રનું પરાક્રમ જાણતા હતા. આથી તેમને આ વાત જૂઠી હોવાનો સન્દેહ થયો. પછી તો ધૈર્યથી વિચલિત ન થતાં તેમણે ધૃષ્ટદ્યુમ્ન પર હુમલો કર્યો અને તેના ઉપર એક હજાર બાણોની વર્ષા કરી. આ જોઈ વીસ હજાર પાંચાલ મહારથીઓએ ચારે બાજુથી બાણોની ઝડી લગાવીને દ્રોણાચાર્યને ઢાંકી દીધા. દ્રોણે તેમનાં બાણોનો નાશ કરીને તેઓનો પણ સંહાર કરવા માટે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. તે અસ્ત્ર પાંચાલોનાં મસ્તક અને હાથોને કાપીકાપીને પાડવા લાગ્યું. પૃથ્વી પર પડેલા વીરોની લાશો પથરાઈ ગઈ. આચાર્યે તે વીસે હજાર પાંચાલ મહારથીઓને રણમાં મારી નાખ્યા. પછી વસુદાનનું શિર ધડથી અલગ કરી દીધું. તે પછી પાંચસો મત્સ્યો, છ હજાર સૃંજયો, દશ હજાર હાથીઓ તથા દશ હજાર ઘોડાઓનો સંહાર કરી નાખ્યો.

આ પ્રમાણે દ્રોણાચાર્યને ક્ષત્રિયોનો નાશ કરવા માટે તૈયાર થએલા જોઈ વિશ્વામિત્ર, જમદગ્નિ, ભારદ્વાજ, ગૌતમ, વસિષ્ઠ, કશ્યપ અને અત્રિ ઋષિ તેમને બ્રહ્મલોકમાં લઈ જવા માટે ત્યાં પધાર્યા. સાથે જ સિકત

પૃશ્નિ, ગર્ગ, વાલખિલ્ય, ભૃગુ અને અંગિરા વગેરે પણ હતા. તે બધા સૂક્ષ્મ રૂપ ધારણ કરેલા હતા. મહર્ષિઓએ દ્રોણાચાર્યને કહ્યું—'દ્રોણ ! હથિયાર મૂકી દો અને અહિ ઊભેલા અમારા સામું જુઓ. અત્યાર સુધી તમે અધર્મથી યુદ્ધ કર્યું છે. હવે તમારા મૃત્યુનો સમય આવ્યો છે. હજુ પણ આ અત્યન્ત ક્રૂરતાપૂર્ણ કર્મનો ત્યાગ કરો. તમે વેદવેદાંગના વિદ્વાન છો. સત્ય અને ધર્મમાં તત્પર રહેનારા છો. સૌથી મોટી વસ્તુ તો એ છે કે તમે બ્રાહ્મણ છો, તમને આ કામ શોભતું નથી. તમે પોતાના સનાતન (બ્રાહ્મણ) ધર્મમાં સ્થિર થાઓ. તમારો આ મનુષ્યલોકમાં રહેવાનો સમય પૂરો થઈ ગયો છે. જે લોકો બ્રહ્માસ્ત્ર જાણતા ન હતા તેમને પણ તમે બ્રહ્માસ્ત્રથી દગ્ધ કર્યાં છે. તમે આ સારું નથી કર્યું. ફેંકી દો આ અસ્ત્રશસ્ત્રો, હવે ફરી આવું પાપકર્મ ન કરો.'

આચાર્યે ઋષિઓની આ વાત સાંભળી, ભીમસેનના કથન ઉપર પણ વિચાર કર્યો અને પોતાની સામે આવેલા ધૃષ્ટદ્યુમ્નને પણ જોયો. આ બધાં કારણોથી તેઓ ખૂબ ઉદાસ થઈ ગયા. હવે તેમને અશ્વત્થામાના મરવા ઉપર પણ સન્દેહ થયો. તેઓ વ્યથિત થઈને યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા—'ખરેખર મારો પુત્ર મરાયો છે કે નહિ ?' દ્રોણના મનમાં એવો નિશ્ચય હતો કે યુધિષ્ઠિર ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તો પણ કોઈ રીતે જૂઠું બોલે નહિ. નાનપણથી જ તેમની સચ્ચાઈમાં આચાર્યને વિશ્વાસ હતો.

આ બાજુ ભગવાન શ્રીકૃષ્ણે વિચાર્યું કે આચાર્ય દ્રોણ હવે પૃથ્વી પર પાંડવોનું નામનિશાન પણ રહેવા દેશે નહિ. આથી તેમણે ધર્મરાજને કહ્યું—' જો દ્રોણ ક્રોધમાં ભરાઈને અર્ધો દિવસ સુધી પણ યુદ્ધ કરશે તો હું સત્ય કહું છું કે તમારી તમામ સેનાનો નાશ થઈ જશે. આથી તમે અમને—બધા લોકોને દ્રોણથી બચાવો, બીજાઓની પ્રાણરક્ષા માટે જો કદાચિત્ અસત્ય બોલવું પડે તો તે બોલનારને પાપ લાગતું નથી.

તે બન્ને આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા ત્યાં ભીમસેન બોલી ઊઠ્યો—' મહારાજ ! દ્રોણના વધનો ઉપાય સાંભળી મેં આપની સેનામાંના માલવનરેશ ઇન્દ્રવર્માનો અશ્વત્થામા નામનો હાથી મારી નાખ્યો છે. અને તે પછી મેં જઈને દ્રોણને કહ્યું કે 'અશ્વત્થામા માર્યો ગયો.' તે મારી વાત ઉપર વિશ્વાસ ન આવવાથી તેઓ આપને પૂછવા આવી રહ્યા છે. તેથી આપ શ્રીકૃષ્ણની વાત માનીને દ્રોણને કહી દો કે 'અશ્વત્થામા' માર્યો ગયો છે.' આપના કહેવાથી પછી તેઓ યુદ્ધ નહિ કરે. કારણ કે આપ સત્યવાદી છો એ વાત ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે.'

મહારાજ ! ભીમની વાત સાંભળીને તથા શ્રીકૃષ્ણની પ્રેરણાથી યુધિષ્ઠિર તે પ્રમાણે કહેવા માટે તૈયાર થઈ ગયા. તેઓ અસત્યના ભયમાં ડૂબેલા હતા તો પણ વિજયની આસક્તિને લીધે દ્રોણાચાર્યને 'અશ્વત્થામા મરાયો' એ વાક્ય ઊંચેથી કહીને પછી ધીમેથી બોલ્યા; 'પરન્તુ હાથી.' આ પહેલાં યુધિષ્ઠિરનો રથ પૃથ્વીથી ચાર આંગળ ઊંચો ચાલતો હતો તે તેમના મુખથી અસત્ય નીકળતાં સાથે જ જમીનને અડી ગયો. મહારથી દ્રોણ યુધિષ્ઠિરના મુખથી આ વાત સાંભળી પુત્રશોકથી વિહ્વળ થઈ જીવન ઉપરથી નિરાશ થઈ ગયા તથા ઋષિઓના કથન અનુસાર પોતાને પાંડવોના અપરાધી માનવા લાગ્યા.



# આચાર્ય દ્રોણનો વધ

સંજય કહે છે—મહારાજ! રાજા દ્રુપદે મહાન યજ્ઞ કરીને તેના પ્રજ્વલિત અગ્નિમાંથી દ્રોણનો નાશ કરવા માટે જે પુત્ર પ્રાપ્ત કર્યો હતો તે ધૃષ્ટદ્યુમ્ને જ્યારે જોયું કે આચાર્ય દ્રોણ ખૂબ ઉદ્વિગ્ન છે અને તેમનું ચિત્ત શોકથી આકુળવ્યાકુળ થઈ રહ્યું છે ત્યારે તેણે અવસરનો લાભ ઉઠાવવા માટે તેમના ઉપર હુમલો કરી દીધો. ધૃષ્ટદ્યુમ્ને એક વિજય અપાવનારું મજબુત ધનુષ હાથમાં લઈ તેના ઉપર એક અગ્નિ સમાન તેજસ્વી બાણ ચઢાવ્યું. આ જોઈ દ્રોણે તેને રોકવા માટે આઙ્ગિરસ નામનું ધનુષ અને બ્રહ્મદંડ સમાન અનેક બાણ હાથમાં લીધાં. પછી તે બાણોની વર્ષાથી તેમણે ધૃષ્ટદ્યુમ્નને ઢાંકી દીધો. તેને ઘાયલ પણ કરી નાખ્યો તથા તેનાં બાણ, ધનુષ અને ધ્વજાને કાપીને સારથિને પણ મારી નાખ્યો. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને હસીને બીજું ધનુષ ઉઠાવ્યું અને આચાર્યની છાતીમાં ચમકતું બાણ માર્યું. તેની કારી ચોટથી દ્રોણને ચક્કર આવી ગયા. હવે તેમણે એક તીક્ષ્ણ ધારવાળો ભાલો લીધો અને તેનાથી ફરી તેનું ધનુષ કાપી નાખ્યું, એટલું જ નહિ, તે સિવાય પણ તેની પાસે જેટલાં ધનુષ હતાં તે બધાંને કાપી નાખ્યાં. કેવળ ગદા અને તરવાર જ તેની પાસે રહેવા દીધાં. તે પછી તેમણે નવ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને વિંધી દીધો. ત્યારે તે મહારથીએ પોતાના ઘોડાને દ્રોણના રથના ઘોડા સાથે મેળવી દીધા અને બ્રહ્માસ્ત્ર છોડવાનો વિચાર કર્યો. એટલામાં જ દ્રોણે તેના રથની ધૂંસરી અને પૈડાંને પણ કાપી નાખ્યાં. તેના ધનુષ, ધ્વજા અને સારથિનો નાશ તો પહેલેથી જ થઈ ચૂક્યો હતો, આ ભારે વિપત્તિમાં ફસાતા ધૃષ્ટદ્યુમ્ને ગદા ઉઠાવી; પરન્તુ આચાર્યે તીક્ષ્ણ સાયકોથી તેના પણ ટુકડેટુકડા કરી દીધા. હવે તેણે ચમકતી તલવાર હાથમાં લીધી અને પોતાના રથ ઉપરથી દ્રોણાચાર્યના રથ ઉપર પહોંચી તેમની છાતીમાં તે કટાર ભોંકી દેવાનો વિચાર કર્યો. આ જોઈ દ્રોણે શક્તિ ઉઠાવી અને એક-પછી-એક ધૃષ્ટદ્યુમ્નના ચારે ઘોડાઓને મારી નાખ્યા. જો કે બન્નેના ઘોડા ભળી ગયેલા હતા તો પણ તેમણે પોતાના લાલ રંગના ઘોડાઓને બચાવી લીધા. તેમની આ બાજી ધૃષ્ટદ્યુમ્નથી સહન ન થઈ શકી, તે દ્રોણ ઉપર ઝટપટ તરવારના હાથ બતાવવા લાગ્યો. આ જ વખતે એક હજાર 'વૈતસ્તિક' નામનાં બાણ મારીને આચાર્યે તેની તેની ઢાલ-તરવારના ટુકડેટુકડા કરી દીધા. આ બાણો ખૂબ પાસેથી યુદ્ધ કરવામાં ઉપયોગી થાય છે. તથા વેંતભરનાં હોવાથી જ વૈતસ્તિક કહેવાય છે. દ્રોણ, કૃપ, અર્જુન, કર્ણ, પ્રદ્યુમ્ન, સાત્યકિ તથા અભિમન્યુ સિવાય



બીજા કોઈની પાસે આવાં બાણો ન હતાં.

તલવાર કાપી નાખ્યા પછી આચાર્યે પોતાના શિષ્ય ધૃષ્ટદ્યુમ્નનો વધ કરવાની ઈચ્છાથી એક ઉત્તમ બાણ ધનુષ પર મૂક્યું. સાત્યકિ આ જોઈ રહ્યો હતો. તેણે દસ તીક્ષ્ણ બાણ મારીને કર્ણ અને દુઃશાસનની સામે જ દ્રોણનું તે અસ્ત્ર કાપી નાખ્યું તથા ધૃષ્ટદ્યુમ્નને તેમના પંજામાંથી બચાવી લીધો. તે સમયે સાત્યકિ દ્રોણ, કર્ણ અને કૃપાચાર્યની વચ્ચે બેપરવાઈથી ઘૂમી રહ્યો હતો. તેની હિમ્મત જોઈ શ્રીકૃષ્ણ અને અર્જુન તેની પ્રશંસા કરતા શાબાશી આપવા લાગ્યા તથા બન્ને બાજુના સૈનિકો આજ તેના પરાક્રમનાં મુક્ત કંઠે વખાણ કરવા લાગ્યા.

જ્યારે સાત્યકિએ દ્રોણાચાર્યનું તે બાણ કાપી નાખ્યું ત્યારે દુર્યોધન વગેરે મહારથીઓને ખૂબ ક્રોધ થયો. કૃપાચાર્ય, કર્ણ તથા આપના પુત્રો તેની પાસે

પહોંચીને ખૂબ ત્વરાથી તેને ધારવાળાં બાણ મારવા લાગ્યા. આ જોઈ રાજા યુધિષ્ઠિર નકુળ-સહદેવ અને ભીમસેન ત્યાં આવી ગયા તથા સાત્યકિની ચારે બાજુએ ઊભા રહી તેની રક્ષા કરવા લાગ્યા. સાત્યકિએ પોતાના ઉપર એકદમ થવા માંડેલી બાણવર્ષાને રોકી દીધી તથા દિવ્ય અસ્ત્રોથી શત્રુઓનાં બધાં અસ્ત્રોનો નાશ કરી નાખ્યો.

તે સમયે ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના ક્ષત્રિય યોદ્ધાઓને કહ્યું–'મહારથીઓ ! શું જુઓ છો ? પૂરી શક્તિ લગાવીને દ્રોણાચાર્ય પર હુમલો કરો. વીરવર ધૃષ્ટદ્યુમ્ન એકલો જ દ્રોણ સાથે લોહું લઈ રહ્યો છે અને પોતાની પૂરી શક્તિથી તેમના નાશના પ્રયત્નમાં લાગી ગયો છે. મને આશા છે કે તે આજ દ્રોણને મારી નાખશે. હવે તમે લોકો પણ એની સાથે જ તેમના ઉપર તૂટી પડો.' યુધિષ્ઠિરની આજ્ઞા મળતાં જ સૃંજય મહારથીઓ દ્રોણને મારી નાખવાની ઇચ્છાથી આગળ ધસ્યા. તેમને આવતા જોઈ દ્રોણાચાર્ય 'આજ તો મરવું જ છે' એવો નિશ્ચય કરીને ખૂબ વેગથી તેમના ઉપર ત્રાટક્યા. તે સમયે પૃથ્વી કંપી ઊઠી, ઉલ્કાપાત થવા લાગ્યો. દ્રોણની ડાબી આંખ તથા ડાબો હાથ ફરકવા લાગ્યાં. એટલામાં જ દ્રુપદકુમારની સેનાએ તેમને ચારે બાજુથી ઘેરી લીધા. હવે તેમણે ક્ષત્રિયોનો સંહાર કરવા માટે ફરી બ્રહ્માસ્ત્ર ઉઠાવ્યું. તે વખતે ધૃષ્ટદ્યુમ્ન રથ વિના જ ઊભો રહ્યો હતો. તેનાં આયુધો પણ નષ્ટ થઈ ચૂક્યાં હતાં. તેને આવી અવસ્થામાં જોઈ ભીમસેન તુરત જ તેની પાસે ગયો અને તેને પોતાના રથમાં બેસાડી બોલ્યો—'વીરવર ! તમારા સિવાય બીજો કોઈ યોદ્ધો એવો નથી કે જે આચાર્યની સાથે લોહું લેવાનું સાહસ કરે. તેમને મારવાનો ભાર તમારા ઉપર જ છે.'

ભીમસેનની વાત સાંભળી ધૃષ્ટદ્યુમ્ને એક મજબૂત ધનુષ હાથમાં લીધું અને દ્રોણને પાછા હઠાવવાની ઇચ્છાથી તેમના ઉપર બાણોની વર્ષા શરૂ કરી. પછી તો બન્નેય ક્રોધમાં ભરાઈને એકબીજા ઉપર બ્રહ્માસ્ત્ર વગેરે દિવ્ય અસ્ત્રોનો પ્રહાર કરવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્ને બારેકરે અસ્ત્રોથી દ્રોણાચાર્યને આચ્છાદિત કરી દીધા અને તેમણે છોડેલાં બધાં અસ્ત્રોને કાપીને તેમની રક્ષા કરનારા વસાતિ, શિબિ, બાહ્લીક અને કૌરવ યોદ્ધાઓને પણ ઘાયલ કર્યા. ત્યારે દ્રોણાચાર્યે તેનું ધનુષ કાપી નાખ્યું અને બાણોથી તેના મર્મસ્થાનોને પણ વિંધી દીધાં. આથી ધૃષ્ટદ્યુમ્નને ખૂબ વેદના થઈ.

હવે ભીમસેનથી રહી શકાયું નહિ. તે આચાર્યના રથની પાસે જઈ તેમના પ્રત્યે ધીમેધીમે બોલ્યો–'જો બ્રાહ્મણોએ પોતાનું કર્મ છોડીને યુદ્ધ ન કર્યું હોત, તો ક્ષત્રિયોનો આટલો ભીષણ સંહાર ન થાત. પ્રાણીઓની હિંસા ન કરવી–તેને બધા ધર્મોમાં શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે અને તેનો આધાર છે બ્રાહ્મણો. અને આપ તો બ્રાહ્મણોમાં પણ સર્વથી ઉત્તમ વેદવેત્તા છો. બ્રાહ્મણ થઈને પણ સ્ત્રી, પુત્ર અને ધનના લોભથી આપે ચાંડાળની પેઠે મ્લેચ્છો તથા બીજા રાજાઓનો સંહાર કરી નાખ્યો છે. તેના માટે આપે હથિયાર ગ્રહણ કર્યાં, જેનું મુખ જોઈને તમે જીવી રહ્યા છો, તે અશ્વત્થામાના મરણની આપને ખબર હજી આપવામાં નથી આવી. શું યુધિષ્ઠિરના કહેવા છતાં પણ આપને વિશ્વાસ ન આવ્યો ? તેમની વાત ઉપર તો સંદેહ ન જ કરવો જોઈએ.

ભીમનું કથન સાંભળી દ્રોણાચાર્યે ધનુષ નીચે મૂકી દીધું અને પોતાના પક્ષના યોદ્ધાઓને પોકારીને કહ્યું–'કર્ણ ! કૃપાચાર્ય અને દુર્યોધન ! હવે તમે લોકો જાતે જ યુદ્ધ કર્યાં કરો. આ જ મારું તમને વારંવાર કહેવાનું છે. હવે હું અસ્ત્રોનો ત્યાગ કરું છું. આ પ્રમાણે કહીને તેમણે અશ્વત્થામાનું નામ લઈ લઈને પોકાર કર્યો. પછી બધાં અસ્ત્રશસ્ત્રોને ફેંકી દઈને રથના પાછ-



રથના આગળમાં બેસી ગયા અને બધાંને અભયદાન આપી ધ્યાનમગ્ન થઈ ગયા.

ધૃષ્ટદ્યુમ્નને આ એક તક હાથમાં આવી. તેણે ધનુષ અને બાણ છોડી દીધાં અને તલવાર હાથમાં લીધી. પછી તે કૂદીને એકદમ દ્રોણની પાસે પહોંચી ગયો. દ્રોણાચાર્ય યોગનિષ્ઠ હતા અને ધૃષ્ટદ્યુમ્ન તેમને મારવા ઇચ્છતો હતો–આ જોઈ બધા લોકો હાહાકાર કરવા લાગ્યા. બધાંએ એક સ્વરથી તેને ધિક્કાર્યો.

આ બાજુ આચાર્ય શસ્ત્રો છોડીને પરમજ્ઞાનસ્વરૂપમાં સ્થિત થઈ ગયા, અને યોગધારણા દ્વારા મનમ–ને–મનમાં પુરાણ પુરુષ વિષ્ણુનું ધ્યાન કરવા લાગ્યા, તેમણે મુખ ઊંચું કર્યું અને ભૃકુટિ વચ્ચે દૃષ્ટિ સ્થિર કરી. પછી વિશુદ્ધ ભાવમાં સ્થિત થઈ હૃદયકમલમાં એકાક્ષર બ્રહ્મ–પ્રણવની ધારણા કરીને દેવદેવેશ્વર અવિનાશી પરમાત્માનું ચિન્તન કર્યું તે પછી તેઓ શરીર ત્યજીને મોટામોટા સન્તોને પણ દુર્લભ એવી ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા. જ્યારે તેઓ સૂર્ય સમાન તેજસ્વી સ્વરૂપથી ઊર્ધ્વલોકમાં જઈ રહ્યા હતા તે સમયે સંપૂર્ણ આકાશમણ્ડલ દિવ્ય જ્યોતિથી પ્રકાશમાન થઈ ઊઠ્યું, આ પ્રમાણે આચાર્ય બ્રહ્મલોક ચાલ્યા ગયા અને ધૃષ્ટદ્યુમ્ન મોહગ્રસ્ત થઈને ત્યાં જ ચૂપચાપ ઊભો હતો. મહારાજ! યોગયુક્ત મહાત્મા દ્રોણાચાર્ય જે સમયે પરમ ધામ જઈ રહ્યા હતા તે સમયે મનુષ્યોમાંથી કેવળ હું, કૃપાચાર્ય, શ્રીકૃષ્ણ, અર્જુન અને યુધિષ્ઠિર–આ પાંચ જ તેમનું દર્શન કરી શક્યા હતા. બીજા કોઈને તેમના મહિમાનું જ્ઞાન પણ ન થઈ શક્યું.

આ પછી ધૃષ્ટદ્યુમ્ને દ્રોણના શરીર ઉપર હાથ ચલાવ્યો તે વખતે બધાં પ્રાણીઓ તેને ધિક્કારી રહ્યાં હતાં. દ્રોણના શરીરમાં ચેતના રહી ન હતી; તેઓ કંઈ પણ બોલતા ન હતા. એવી સ્થિતિમાં ધૃષ્ટદ્યુમ્ને તલવારથી તેમનું મસ્તક કાપી લીધું અને ખૂબ ઉમંગમાં ભરાઈને કટારને ઘુમવતો સિંહનાદ કરવા લાગ્યો, આચાર્યના શરીરનો રંગ શામળો હતો, તેમની ઉંમર પંચ્યાશી વર્ષની થઈ ચૂકી હતી, માથાથી લઈને કાન સુધીના વાળ સફેદ થઈ ગયા હતા; તો પણ આપના હિતને માટે તેઓ સંગ્રામમાં સોળ વર્ષના તરુણની માફક વિચરતા હતા.

કુન્તીનન્દન અર્જુન પોકારતો રહી ગયો કે દ્રુપદકુમાર! આચાર્યનો વધ ન કરો. તેમને જીવતા જ ઉઠાવી લાવો.' પરન્તુ તેણે ન સાંભળ્યું. આપના સૈનિકો પણ 'ન મારો, ન મારો'નું રટણ કરતા જ રહી ગયા. અર્જુન તો કરુણામાં ભરાઈને ધૃષ્ટદ્યુમ્નની પાછળ પાછળ દોડ્યો પણ ખરો. છતાં કંઈ ફળ ન નીકળ્યું. બધા લોકો બૂમો પાડતા જ રહી ગયા અને ધૃષ્ટદ્યુમ્ને તેમનો વધ કરી જ નાખ્યો. લોહીથી ભીંજાએલી લાશ તો રથ ઉપરથી ઢળી પડી પણ તેમના મસ્તકને ધૃષ્ટદ્યુમ્ને આપના પુત્રોની સામે ફેંકી દીધું. તે યુદ્ધમાં આપના ઘણા જ યોદ્ધાઓ માર્યા ગયા હતા, અધમૂઆ મનુષ્યોની સંખ્યા પણ ઓછી ન હતી. દ્રોણના મરતાં જ બધાંની હાલત મડદાં જેવી થઈ ગઈ, આપના પક્ષના રાજાઓએ દ્રોણના મૃત શરીરને બહુ ખોળ્યું. પણ ત્યાં એટલી લાશો પડેલી હતી કે તેઓ તેને મેળવી ન શક્યા.

ત્યારપછી ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન એકબીજાને ગળે લગાવીને સેનાની વચ્ચે ખુશીના માર્યા નાચવા લાગ્યા. ભીમે કહ્યું–'પાંચાલરાજકુમાર! જ્યારે કર્ણ અને દુષ્ટ દુર્યોધન મરાશે તે વખતે ફરી તમને આ પ્રમાણે છાતીએ લગાવીશ.'

## કૌરવોનું ભયભીત થઈને ભાગવું, પિતાનું મૃત્યુ સાંભળી અશ્વત્થામાનો કોપ અને તેના દ્વારા નારાયણાસ્ત્રનો પ્રયોગ

**સંજય કહે છે**—મહારાજ! આચાર્ય દ્રોણના માર્યા ગયા બાદ કૌરવોને બહુ શોક થયો. તેમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેમનો લડવાનો બધો ઉત્સાહ જતો રહ્યો. તેઓ આર્ત સ્વરથી વિલાપ કરતા આપના પુત્રને વિંટળાઈને બેસી ગયા. દુર્યોધનથી હવે ત્યાં ઊભું રહી શકાયું નહિ. તે ભાગીને બીજે ચાલ્યો ગયો. આપના સૈનિકો ભૂખ-તરસથી વ્યાકુળ અને ઉદાસ થઈ ગયા હતા. દ્રોણના મૃત્યુથી બધાના ઉપર ભય સવાર થઈ ગયો હતો તેથી બધા ભાગી ગયા. ગાન્ધારરાજ શકુનિ, સૂતપુત્ર કર્ણ, મદ્રરાજ શલ્ય, આચાર્ય કૃપ અને કૃતવર્મા પણ પોતપોતાની સેનાને લઈ ભાગી નીકળ્યા. દુઃશાસન પણ આચાર્યનું મૃત્યુ સાંભળી ગભરાઈ ગયો હતો આથી તે પણ હાથીઓની સેના લઈ ભાગી નીકળ્યો. બચી ગએલા સંશપ્તકોને સાથે લઈ

યુદ્ધમાં પણ પલાયન કરી ગયો. કોઈ હાથી પર ચઢીને ભાગ્યું તો કોઈ રથ પર, કેટલાક લોકો ઘોડાઓને રણભૂમિમાં જ છોડીને ભાગીને ઊભા રહ્યા. કોઈ પિતાને જલદી નાસવાનું કહેતા હતા તો કોઈ ભાઈઓને. કેટલાક સમ્બન્ધીઓને અને મિત્રોને લઈને ભાગી રહ્યા હતા. આ પ્રમાણે જ્યારે આપની સેના ભયભીત તેમજ અસમર્થ થઈને જઈ રહી હતી તે વખતે અશ્વત્થામાએ દુર્યોધનની પાસે જઈને પૂછ્યું–'ભારત ! તમારી આ સેના ત્રાસ પામીને કેમ ભાગી રહી છે ? તમે તેને રોકવાનો પ્રયત્ન કેમ નથી કરતાં ? પહેલાંની માફક તમારું મન આજે સ્વસ્થ નથી દેખાતું. કર્ણ વગેરે પણ અહીં ઊભા નથી રહી શકતા. બીજા દિવસોમાં પણ ભયાનક યુદ્ધો થયાં છે પણ સેનાની આજના જેવી દશા તો કદી નથી થઈ. બતાવો તો, કયા મહારથીનું મૃત્યુ થયું છે જેથી તમારી સેના આવી અવસ્થાએ આવી પડી છે. ?'

દ્રોણપુત્રનો આ પ્રશ્ન સાંભળીને પણ દુર્યોધન તે ઘોર અપ્રિય સમાચાર મોઢામાંથી કાઢી ન શક્યો. કેવળ અશ્વત્થામા તરફ જોઈને આંસું વહાવતો જ રહ્યો. તે પછી કૃપાચાર્યને કહ્યું–' આપ જ સેનાના ભાગવાનું કારણ બતાવી દો.'

ત્યારે કૃપાચાર્ય વારંવાર ખેદ પામતા અશ્વત્થામાને દ્રોણના માર્યા જવાના સમાચાર સંભળાવવા લાગ્યા. તેમણે કહ્યું–'પ્રિય ! અમે આચાર્ય દ્રોણને આગળ રાખીને પાંચાલ રાજાઓ સાથે સંગ્રામ કરી રહ્યા હતા. તે યુદ્ધમાં જ્યારે ખૂબ જ કૌરવયોદ્ધાઓ માર્યા ગયા ત્યારે તમારા પિતાએ કુપિત થઈને બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું અને ભલ્લ નામના બાણોથી હજારો શત્રુઓને સંહાર કરી દીધા. તે સમયે કાળની પ્રેરણાથી પાંડવો, કેકયો મત્સ્યો અને પાંચાલોમાંથી જે વીરો દ્રોણની સામે આવ્યા તેઓ નષ્ટ થઈ ગયા. પછી તો પાંચાલ યોદ્ધાઓ ભાગીને દૂર ઊભા રહ્યા. તેમનું બળ અને પરાક્રમ ધૂળમાં મળી ગયું. તેઓ ઉત્સાહ ખોઈ બેઠા અને અચેત જેવા થઈ ગયા.

તેમને દ્રોણના બાણોથી પીડિત જોઈ પાંડવોના વિજય ચાહનારા શ્રીકૃષ્ણે કહ્યું–'આચાર્ય દ્રોણ મનુષ્યોથી કદી જીતાય એમ નથી, બીજાઓની તો વાત જ શું ઇન્દ્ર પણ તેમને પરાસ્ત નથી કરી શકતો પણ મારો વિશ્વાસ છે કે અશ્વત્થામાના માર્યા ગયા પછી તેઓ લડાઈ નહિ કરી શકે. તેથી કોઈ જઈ અશ્વત્થામાના મરણના ખોટા સમાચાર તેમને જણાવી દો. આ વાત બીજા બધાએ માની, કેવળ અર્જુનને તે પસંદ ન આવી. યુધિષ્ઠિરે પણ ખૂબ મુશ્કેલીથી તેનો સ્વીકાર કર્યો. ભીમસેને લજ્જાપૂર્વક તમારા પિતાની સામે જઈને કહ્યું–'અશ્વત્થામા મરાયો.' પરન્તુ તેમણે તેના ઉપર વિશ્વાસ ન કર્યો. આ જ વખતે ભીમસેને માળવા-નરેશ ઇન્દ્રવર્માનો અશ્વત્થામા નામનો હાથી મારી નાખ્યો. તેને યુધિષ્ઠિરે પણ જોયો. દ્રોણે સાચી વાત જાણવા માટે યુધિષ્ઠિરને પૂછ્યું–'અશ્વત્થામા મર્યો ગયો કે નહિ ?' અસત્ય બોલવામાં કેટલો દોષ છે તે જાણવા છતાં પણ યુધિષ્ઠિરે કહી દીધું ' અશ્વત્થામા મરાયો...... પરન્તુ હાથી ! છેલ્લા શબ્દો તેમણે ધીમેથી કહ્યા તેથી તમારા પિતા તે સાંભળી શક્યા નહિ. હવે તેમને તમારા માર્યા ગયામાં વિશ્વાસ આવ્યો. તેઓ સન્તાપથી પીડિત થઈ ગયા. હવે યુદ્ધમાં તેમને પહેલાંના જેવો ઉત્સાહ ન રહ્યો તેમણે દિવ્ય અસ્ત્રોનો ત્યાગ કરી દીધો અને સમાધિ લગાવીને બેસી ગયા. તે સમયે પાસે જઈ ધૃષ્ટદ્યુમ્ને ડાબા હાથથી તેમના વાળ પકડી લીધા અને જમણા હાથથી તેમનું મસ્તક ધડથી જુદું કરી દીધું. બધા યોદ્ધાઓ પોકારી રહ્યા હતા કે 'ન મારો' અર્જુન તો રથમાંથી ઊતરી તેની પાછળ દોડ્યો અને હાથ ઊંચા કરી વારંવાર કહેવા લાગ્યો 'આચાર્યને જીવતા ઊઠાવી લાવો, મારો નહિ' આ પ્રમાણે બધા લોકો ના કહેતા જ રહી ગયા, પરન્તુ તે ક્રૂરે તમારા પિતાને મારી જ નાખ્યા. તેમના મરી જવાથી અમારો ઉત્સાહ પણ જતો રહ્યો તેથી હવે ભાગી રહ્યા છીએ.'

ધૃતરાષ્ટ્રે પૂછ્યું– સંજય ! આચાર્ય દ્રોણને માનવ, વારુણ, આગ્નેય, બ્રાહ્મ, ઐન્દ્ર અને નારાયણાસ્ત્રનું પણ જ્ઞાન હતું. તેઓ ધર્મમાં રહેનારા હતા તો પણ ધૃષ્ટદ્યુમ્ને તેમને અધર્મપૂર્વક મારી નાખ્યા. તેઓ શસ્ત્રવિદ્યામાં પરશુરામ અને ઇન્દ્રની બરોબરી ધરાવતા હતા. તેમનું પરાક્રમ કાર્તવીર્ય સમાન અને અગ્નિ સમાન અને બુદ્ધિ બૃહસ્પતિ તુલ્ય હતી. તેઓ પર્વત સમાન સ્થિર અગ્નિ સમાન તેજસ્વી હતા ધર્મિષ્ટ પિતાને ધૃષ્ટદ્યુમ્ન-દ્વારા અધર્મપૂર્વક માર્યા ગયા સાંભળી અશ્વત્થામાએ શું કહ્યું ?

સંજય કહે છે—પાપી ધૃષ્ટદ્યુમ્ને મારા પિતાને કપટથી મારી નાખ્યા છે–આ સાંભળી અશ્વત્થામા

પ્રહેલાં તો રડી પડ્યો. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પરન્તુ પછી તે ક્રોધથી ભરાઈ ગયો. તેનું આખું શરીર ક્રોધથી તમતમી ઊઠ્યું. વારંવાર આંખોથી આંસુ લૂછતો તે દુર્યોધનને બોલ્યો–'રાજન્! મારા પિતાએ હથિયાર છોડી દીધાં હતાં તો પણ તે નીચોએ તેમને મરાવી નાખ્યા. આ ધર્મના ઢોંગીઓનું કરેલું પાપ આજ મને માલુમ પડી ગયું. યુધિષ્ઠિરે પણ જે નીચતાપૂર્ણ ક્રૂર કર્મ કર્યું છે તે પણ મેં સાંભળી લીધું. મારા પિતા રણમાં મૃત્યુ પામીને અવશ્ય વીરોના લોકમાં ગયા છે, તેથી તેમને માટે મને શોક નથી. પરંતુ ધર્મમાં સ્થિત હોવા છતાં પણ જે તેમના કેશ પકડવામાં આવ્યા અને બધા સૈનિકોની સામે તેમનું અપમાન કર્યું—આ મારાં મર્મસ્થાનોને કાપી નાખે છે, મારા જેવા પુત્રના જીવતા રહેવા છતાં પણ તેમને આવો દિવસ જોવો પડ્યો! દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ને મારું અપમાન કરીને જે આ મહાન પાપ કર્યું છે તેનું પરિણામ તેને હવે જલદી જ ભોગવવું પડશે. યુધિષ્ઠિર પણ કેટલો જૂઠો છે! તેણે બહુ જ મોટો અન્યાય કરીને મારા પિતાની પાસે હથિયાર છોડાવી દીધાં છે. આથી પૃથ્વી આજે તે ધર્મરાજ કહેવડાવનારાનું લોહી પીશે. આજ હું મારું સત્ય અને પુણ્યકર્મોના સોગન્દ ખાઈને કહું છું કે સમ્પૂર્ણ પાંચાલોનો સંહાર કર્યા વિના હું કદાપિ જીવતો નહિ રહું. દરેક પ્રકારના ઉપાયોથી પાંચાલોના નાશનો પ્રયત્ન કરીશ. સાધારણ અથવા કઠોર કર્મ કરીને હું પાપી ધૃષ્ટદ્યુમ્નનો નાશ કરી દઈશ. પાંચાલોનો સર્વનાશ કર્યા વિના મને શાન્તિ વળશે નહિ. સંસારના મનુષ્યો પુત્ર એટલા માટે ઈચ્છે છે કે તે આ લોક તથા પરલોકના મહાન ભયથી પિતાની રક્ષા કરે. પરન્તુ હું જીવતો જ છું છતાં મારા પિતાની પુત્રહીન જેવી દુર્દશા થઈ છે. ધિક્કાર છે મારાં દિવ્ય અસ્ત્રોને. ધિક્કાર છે મારી આ ભુજાઓ અને પરાક્રમને, કે મારા જેવો પુત્ર હોવા છતાં પણ મારા પિતાના વાળ ખેંચવામાં આવ્યા. હવે હું એવું કામ કરું કે જેથી પરલોકવાસી પિતાના ઋણથી મુક્ત થઈ જાઉં. શ્રેષ્ઠ પુરુષે પોતાની પ્રશંસા કદી ન કરવી જોઈએ છતાં મારા પિતાનો વધ મારાથી સહ્યો જતો નથી તેથી હું મારું પરાક્રમ કહીને બતાવું છું. આજ શ્રીકૃષ્ણ અને પાંડવો મારું પરાક્રમ જુવે. આ જ હું તેમની સમ્પૂર્ણ સેનાને માટીમાં મેળવી પ્રલય જેવો દેખાવ ઊભો કરી દઈશ.

રથમાં બેસીને સંગ્રામભૂમિમાં યુદ્ધ કરી રહેલા મને આજે દેવતાઓ, ગન્ધર્વો, અસુરો નાગો અને રાક્ષસો પણ નથી જીતી શકતા. સંસારમાં મારાથી અથવા અર્જુનથી અધિક બીજો કોઈ અસ્ત્રવેત્તા નથી. હું એક એવું અસ્ત્ર જાણું છું કે તેને અર્જુન કે કૃષ્ણ પણ નથી જાણતા. ભીમસેન, યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા સાત્યકિને પણ તેનું જ્ઞાન નથી. પહેલાંના કાળમાં મારા પિતાએ ભગવાન નારાયણને નમસ્કાર કરીને તેમની વિધિવત્ પૂજા કરી હતી. ભગવાને તેમની પૂજા સ્વીકારી અને વર માગવાને કહ્યું. મારા પિતાએ સર્વોત્તમ નારાયણાસ્ત્રની યાચના કરી. ત્યારે ભગવાન બોલ્યા—'હું આ અસ્ત્ર તમને આપું છું. હવે યુદ્ધમાં કોઈ તમારો સામનો કરી શકશે નહિ, પરન્તુ બ્રહ્મન્! તેનો એકદમ પ્રયોગ ન કરવો જોઈએ; કારણ કે આ અસ્ત્ર શત્રુનો નાશ કર્યા વગર પાછું ફરતું નથી. ન મારવા યોગ્યને પણ મારી નાખે છે. તેને શાન્ત કરવાનો ઉપાય આ છે-શત્રુઓ પોતાનો રથ છોડીને ઊતરી જાય, હથિયાર નીચે મૂકી દે અને હાથ જોડીને તે અસ્ત્રના શરણે જાય તો જ તે શાન્ત પડે છે. બીજા કોઈ ઉપાયથી તેનું નિવારણ નથી થતું.' આ પ્રમાણે કહીને તેમણે અસ્ત્ર આપ્યું અને મારા પિતાએ તે ગ્રહણ કરીને મને પણ શીખવાડ્યું હતું, ભગવાને અસ્ત્ર આપતી



વખતે એ પણ કહ્યું હતું કે 'તમે આ અસ્ત્રથી અનેક પ્રકારનાં દિવ્ય અસ્ત્રોનો નાશ કરી શકશો અને સંગ્રામમાં ખૂબ તેજસ્વી બનશો.' આ પ્રમાણે કહીને ભગવાન પોતાના પરમ ધામમાં ચાલ્યા ગયા. આ નારાયણાસ્ત્રદ્વારા હું યુદ્ધમાં પાંડવો, પાંચાલો, મત્સ્ય દેશના ક્ષત્રિયો અને કેકયોને મારી ભગાડીશ. પાંડવોને અપમાનિત કરીને મારા સમ્પૂર્ણ શત્રુઓનો વિધ્વંસ કરી નાખીશ. બ્રાહ્મણ અને ગુરુ સાથે દ્રોહ કરનારા પાંચાલકુલકલંક ધૃષ્ટદ્યુમ્નને પણ આજે જીવતો નહિ છોડું.'

અશ્વત્થામાની વાત સાંભળી કૌરવોની ભાગી રહેલી સેના પાછી ફરી. બધા મહારથીઓએ મોટામોટા શંખ વગાડવા શરુ કર્યા, ભેરી વાગવા લાગી અને હજારો દુન્દુભિઓ ગાજી ઊઠ્યાં. તે વાજાંના તુમુલ ધ્વનિથી આકાશ અને પૃથ્વી ગુંજી ઊઠ્યાં. મેઘની ગંભીર ગર્જના સમાન તે તુમુલ ધ્વનિ સાંભળી પાંડવમહારથીઓ એકઠા થઈ વિચાર કરવા લાગ્યા. આ જ વખતે અશ્વત્થામાએ આચમન કરીને દિવ્ય નારાયણાસ્ત્રને પ્રકટ કર્યું.

---

## અર્જુનદ્વારા યુધિષ્ઠિરને ઠપકો, ભીમનો ક્રોધ, ધૃષ્ટદ્યુમ્નનો દ્રોણના વિષયમાં આક્ષેપ અને સાત્યકિ સાથે તેનો વિવાદ

સંજય કહે છે—મહારાજ! નારાયણાસ્ત્ર પ્રકટ થતાં જ મેઘ સહિત પવનના સપાટા ઊઠવા લાગ્યા. વગર વાદળાંએ ગર્જના થવા લાગી, પૃથ્વી ડોલી ઊઠી, સમુદ્રમાં તોફાન થઈ આવ્યું અને મોટી મોટી નદીઓના પ્રવાહ અવળી દિશામાં વહેવા લાગ્યા. પર્વતોનાં શિખરો ટુકડે ટુકડા થઈને પડવા લાગ્યાં. તે ઘોર અસ્ત્રને જોઈને દેવતાઓ, દાનવો અને ગન્ધર્વો ઉપર પણ ભારે ભય છવાઈ ગયો. સમસ્ત રાજા લોક ભયથી થરથરી ઊઠ્યા.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! તે સમયે પાંડવોએ ધૃષ્ટદ્યુમ્નની રક્ષા માટે શું કર્યું?

સંજયે કહ્યું—કૌરવસેનાનો તુમુલ નાદ સાંભળી યુધિષ્ઠિર અર્જુનને બોલ્યા—'ધનંજય! ધૃષ્ટદ્યુમ્નદ્વારા આચાર્ય દ્રોણના માર્યા જવાથી કૌરવો બહુ જ ઉદાસ થઈ વિજયની આશા ખોઈ બેઠા હતા અને પોતપોતાનો જાન બચાવવા માટે ભાગી જઈ રહ્યા હતા. હવે તો સેના પાછી આવી રહી છે. તેને કોણે પાછી વાળી તેની ખબર હોય તો કહે, જાણે એવું જણાય છે કે દ્રોણના માર્યા જવાથી કૌરવોનો પક્ષ લઈને સાક્ષાત્ ઇન્દ્ર યુદ્ધ કરવા ન આવી રહ્યો હોય! તેનો ભૈરવનાદ સાંભળી આપણા હાથીઓ ગભરાઈ ગયા છે, બધાંનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં છે. આવો કયો મહારથી છે કે જે બધી સેનાને યુદ્ધને માટે પાછી વાળી રહ્યો છે!'

અર્જુન બોલ્યા—જે વીરે જન્મ લેતાં જ ઉચ્ચૈઃશ્રવા ઘોડાના જેવો અવાજ કર્યો હતો અને જેને સાંભળી આ પૃથ્વી હાલી ઊઠી અને ત્રણે લોક થરથરવા લાગ્યા હતા, તે અવાજને સાંભળી કોઈ અદૃશ્ય રહેનાર પ્રાણીએ જેનું નામ અશ્વત્થામા રાખી દીધું હતું, આ તે જ શૂરવીર અશ્વત્થામા છે, તે જ સિંહનાદ કરી રહ્યો છે. ધૃષ્ટદ્યુમ્ને જેમને અનાથની પેઠે કેશ પકડીને મારી નાખ્યા હતા તેમનો જ બદલો લેવા માટે તે આવ્યો છે. આપે પણ રાજ્યના લોભથી જૂઠું બોલીને ગુરુને દગો દીધો. ધર્મને જાણવા છતાં પણ આ મહાન પાપ કર્યું! આથી અન્યાયપૂર્વક વાલીનો વધ કરવાથી રામચન્દ્રને જેમ અપયશ મળ્યો, તેવી જ રીતે જૂઠું બોલીને ગુરુને મરાવી નાખવાનું સ્થાયી કલંક આપને માટે પણ ત્રણે લોકમાં ફેલાઈ જશે. આચાર્ય એમ સમજતા હતા કે પાણ્ડુનન્દન યુધિષ્ઠિર ધર્મજ્ઞ છે, મારા શિષ્ય છે, તેઓ કદી જૂઠું નહિ બોલે.' આ જ ભરોસાથી તેમણે આપનો વિશ્વાસ કરી લીધો, પરન્તુ આપ સત્યની ઓથ લઈને હળાહળ જૂઠું બોલ્યા. 'હાથી મર્યો હતો' તેના દ્વારા અશ્વત્થામાને મરેલો બનાવ્યો. પછી તેઓ હથિયાર છોડીને અચેત થઈ ગયા તે સમયે તેમને જે વ્યાકુળતા થઈ હતી તે આપે પણ જોઈ જ હતી. પુત્રના સ્નેહથી શોકમગ્ન થઈ જેઓ રણથી વિમુખ થઈ ગયા હતા, એવા ગુરુને પોતાના સનાતન ધર્મનો તિરસ્કાર કરીને આપે શસ્ત્રથી મરાવી નાખ્યા. અશ્વત્થામા પિતાના મૃત્યુથી કુપિત થએલો છે. તે ધૃષ્ટદ્યુમ્નને આજે કાળનો ગ્રાસ બનાવવા ચાહે છે. નિઃશસ્ત્ર ગુરુને અધર્મપૂર્વક મરાવીને હવે આપ આપના મન્ત્રીઓ સાથે અશ્વત્થામાનો સામનો કરવા જાઓ, શક્તિ હોય તો ધૃષ્ટદ્યુમ્નની રક્ષા કરો. હું તો માનું છું કે આપણે બધા લોક મળીને પણ ધૃષ્ટદ્યુમ્નને બચાવી શકીશું નહિ. હું વારંવાર ના કહેતો રહ્યો તો પણ શિષ્ય હોવા છતાં

તેણે ગુરુની હત્યા કરી નાખી. તેનો અર્થ એ છે કે હવે આપણું આયુષ્ય લગભગ પૂરું થઈ ગયું છે, થોડું જ બાકી રહી ગયું છે. તેને લીધે જ આપણું મગજ ખરાબ થઈ ગયું. આપણે આ મહાન પાપ કરી નાખ્યું. જેઓ સદા પિતાની માફક આપણા ઉપર સ્નેહ રાખતા હતા, ધર્મદૃષ્ટિએ પણ જે આપણા પિતા જ હતા, તે ગુરુદેવને આ ક્ષણભંગુર રાજ્ય માટે આપણે મરાવી નાખ્યા. ધૃતરાષ્ટ્રે ભીષ્મ અને દ્રોણને પુત્રો સહિત સમ્પૂર્ણ રાજ્ય સોંપી દીધું હતું. તેઓ પણ સદા તેમની સેવામાં લાગેલા રહેલા હતા, નિરન્તર તેમનો સત્કાર કરતા હતા તોપણ આચાર્ય સદા મને જ પોતાના પુત્ર કરતાં અધિક માનતા હતા. ઓહ! મેં ઘણું જ ભારે અને ભયંકર પાપ કર્યું કે રાજ્યસુખના લોભમાં પડીને એવા ગુરુની હત્યા કરાવી. મારા ગુરુદેવને એવો વિશ્વાસ હતો કે અર્જુન મારે માટે પિતા, ભાઈ, સ્ત્રી, પુત્ર અને પ્રાણોને પણ ત્યજી શકે છે. પરન્તુ હું કેટલો રાજ્યલોભી નીકળ્યો! તેઓને મારી નાખવામાં આવતા હતા અને હું દેખતો જ રહ્યો. એક તો તેઓ બ્રાહ્મણ, બીજું વૃદ્ધ અને ત્રીજું આચાર્ય હતા; તે ઉપરાંત તેમણે પોતાનાં શસ્ત્રો પણ છોડી દીધાં હતાં અને મુનિવૃત્તિથી બેઠેલા હતા. આવી અવસ્થામાં તેમની હત્યા કરાવીને હું જીવવા કરતાં મરી જવું જ સારું સમજું છું.

સંજય કહે છે—મહારાજ! અર્જુનની વાત સાંભળી ત્યાં જેટલા મહારથીઓ બેઠા હતા તે બધા ચુપ થઈ ગયા; કોઈએ સારું-ખોટું કંઈ કહ્યું નહિ. ત્યારે મહાબાહુ ભીમ ક્રોધમાં ભરાઈને બોલ્યો—'પાર્થ! વનવાસી મુનિ અથવા ઉત્તમ વ્રતોનું પાલન કરનાર બ્રાહ્મણની પેઠે તું પણ ધર્મોપદેશ કરવા બેસી ગયો છે. જે ક્ષત્રિય પોતાની તથા બીજાઓની રક્ષા કરે છે, સંગ્રામમાં શત્રુઓનો નાશ કરવાનું જેનું લક્ષ્ય છે, જે સ્ત્રીઓ અને સત્પુરુષો પર ક્ષમાભાવ રાખે છે, તે ક્ષત્રિય શીઘ્ર ધર્મ, યશ તથા લક્ષ્મી પ્રાપ્ત કરે છે. ક્ષત્રિયના બધા સદ્‌ગુણોથી યુક્ત હોવા છતાં આજે મૂર્ખાઓના જેવી વાતો કરવી એ તને શોભતું નથી. ભાઈ! તારું મન ધર્મમાં લાગેલું છે, તારી અન્દર દયા છે-ને બહુ સારી વાત છે, પરન્તુ ધર્મમાં પ્રવૃત્ત રહેવા છતાં પણ તારું રાજ્ય અધર્મપૂર્વક છીનવી લેવામાં આવ્યું, શત્રુઓએ દ્રૌપદીને સભામાં લાવીને તેના કેશ ખેંચ્યા અને આપણને બધાને વલ્કલ ધારણ કરાવીને વનમાં કાઢી મૂક્યા. શું આપણી સાથે આવો જ વર્તાવ યોગ્ય હતો? આ બધી વાતો સહન કરવા યોગ્ય ન હતી છતાં આપણે સહન કરી લીધી. અમે જે કંઈ કર્યું છે તે બધું ક્ષત્રિયધર્મમાં સ્થિત રહીને જ કર્યું છે. શત્રુઓના તે અધર્મને યાદ કરીને આજ હું તારી સહાયતાથી તેમને સહાયકો સહિત મારી નાખીશ. હું ક્રોધમાં ભરાઈને આ પૃથ્વીને ચીરી નાખી શકું છું. પર્વતોને તોડી ફોડી અને વિખેરી શકું છું. મારી ભારે ગદાની ચોટથી મોટા મોટા પર્વતોનાં વૃક્ષોને તોડી નાખીશ. ઇન્દ્ર વગેરે દેવતાઓ, રાક્ષસો, અસુરો, નાગો અને મનુષ્યો પણ જો એકી સાથે લડવા આવી જાય તો તેમને બાણોથી મારીને ભગાડી દઈશ. પોતાના ભાઈનાં આવાં પરાક્રમને જાણવા છતાં પણ તારે અશ્વત્થામાથી ડરવું ન જોઈએ. અથવા તું બધા ભાઈઓ સાથે અહિં જ ઊભો રહે, હું એકલો જ ગદા હાથમાં લઈ શત્રુઓને પરાસ્ત કરી દઈશ.'

ભીમસેનને આ પ્રમાણે કહેતાં ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો 'અર્જુન! વેદો ભણવા અને ભણાવવા, યજ્ઞ કરવો અને કરાવવો તથા દાન દેવું અને લેવું—આ છ કર્મો જ બ્રાહ્મણોએ કરવાં જોઈએ આમાંથી કયા કર્મનું પાલન દ્રોણાચાર્ય કરતા હતા! પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈને તેમણે ક્ષત્રિયધર્મ સ્વીકાર્યો હતો. એવી સ્થિતિમાં જો મેં તેમનો વધ કર્યો તો તેમાં તમે મારી નિંદા કેમ કરો છો? જે બ્રાહ્મણ કહેવાવા છતાં બીજાઓ પ્રત્યે માયાનો પ્રયોગ કરે છે, તેને જો કોઈ માયાથી મારી નાખે તો તેમાં ખોટું શું છે? મારી ઉત્પત્તિ શા કામ માટે થઈ હતી તે તો તમે જાણો છો; છતાં પણ મને ગુરુહત્યારો કેમ કહો છો? જે ક્રોધવશ થઈ બ્રહ્માસ્ત્ર ન જાણનારાઓને પણ બ્રહ્માસ્ત્રથી નષ્ટ કરે તો તેને દરેક પ્રકારના ઉપયોગથી કેમ મારી ન નાખવો જોઈએ? તેમણે બીજાઓનો નહિ, મારા જ ભાઈઓનો સંહાર કર્યો હતો. આથી તેના બદલામાં તેમનું મસ્તક કાપી લેવા છતાં પણ મારો ક્રોધ શાન્ત નથી થતો. રાજા ભગદત્ત તમારા પિતાના મિત્ર હતા, તેમને મારીને જેમ તમે અધર્મ નથી કર્યો, તેવી જ રીતે મેં પણ ધર્મથી જ શત્રુનો વધ કર્યો છે. જો તમે તમારા પિતામહને મારીને પણ યુદ્ધમાં ધર્મનું પાલન થયેલું સમજો છો તો મેં જે પાપી શત્રુનો સંહાર કર્યો તેમાં અધર્મ શાના ગણો છો? બહેન દ્રૌપદી અને તેના પુત્રોનો ખ્યાલ

કરીને જ હું તમારી કઠોર વાતોને સહન કરી લઉં છું તેમાં બીજું કાંઈ કારણ નથી. અર્જુન ! આથી નથી તમારા મોટા ભાઈ અસત્યવાદી કે નથી હું પાપી. દ્રોણાચાર્ય પોતાના જ અપરાધને લીધે માર્યા ગયા છે. માટે હવે જઈને યુદ્ધ કરો.'

ધૃતરાષ્ટ્ર બોલ્યા—સંજય ! જે મહાત્માએ અંગો સહિત સંપૂર્ણ વેદોનું અધ્યયન કર્યું હતું, જેમનામાં ધનુર્વેદ સાક્ષાત્ રહેલો હતો, તેવા આચાર્ય દ્રોણની તે નીચ, ક્રૂર અને ગુરુઘાતી ધૃષ્ટદ્યુમ્ન નિન્દા કરતો રહ્યો અને ક્ષત્રિયે તેના ઉપર ક્રોધ ન કર્યો ? ધિક્કાર છે આવા ક્ષત્રિયપણાને ! બતાવો, તે અનુચિત વાત સાંભળી પાંડવો તથા બીજા ધનુર્ધર રાજાઓએ ધૃષ્ટદ્યુમ્નને શું કહ્યું ?

સંજયે કહ્યું—મહારાજ ! તે સમયે અર્જુને દ્રુપદકુમાર તરફ ત્રાંસી નજરે જોયું અને આંસુ વહાવતાં નિશ્વાસ નાખતાં કહ્યું—' ધિક્કાર છે ! ધિક્કાર છે !!' તે સમયે યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ-સહદેવ તથા શ્રીકૃષ્ણ વગેરે બધા લોકો સંકોચવશાત્ ચુપ થઈ ગયા, કેવળ સાત્યકિથી ન રહેવાયું, તે બોલી ઊઠ્યો—' અરે ! શું અહીં કોઈ એવો માણસ નથી કે જે આવી અમંગળ વાત બકનાર આ પાપી નરાધમને તુરત જ મારી નાખે ? ઓ નીચ ! શ્રેષ્ઠ પુરુષોની વચ્ચે બેસીને આવી હલકી વાત કરતાં તને લજ્જા નથી આવતી ? તારી જીભના સેંકડો ટુકડા કેમ નથી થઈ જતા ? તારું મસ્તક કેમ ફાટી નથી જતું ? ગુરુની નિન્દા કરતી વખતે તું રસાતળમાં કેમ નથી ચાલ્યો જતો ? આવું નીચ કર્મ પોતે કરવા છતાં ઉલટો ગુરુ ઉપર દોષારોપણ કરે છે ! તને તો મારી જ નાખવો જોઈએ. ક્ષણવાર પણ તારા જીવવાથી સંસારને કંઈ લાભ નથી ! નરાધમ ! તારા સિવાય બીજો એવો શ્રેષ્ઠ પુરુષ કોણ છે કે જે ધર્માત્મા ગુરુના કેશ પકડીને તેમનો વધ કરવા તૈયાર થઈ જાય ? તેં થઈ ગએલી અને થનારી-તારી આગળ પાછળની સાત સાત પેઢીઓને નરકમાં ડુબાડી દીધી. હવે જો ફરી એવી વાત મારી સામે મોંમાંથી કાઢી છે તો વજ્ર સમાન મારી ગદા મારીને તારું માથું ઊડાવી દઈશ. તું હત્યારો છે. તને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું છે તેથી તને જોઈને પ્રાયશ્ચિત્ત માટે લોકો સૂર્યનારાયણનાં દર્શન કરે છે. ઊભો રહે. મારી ગદાની એક જ ચોટ તું ખાઈ લે.

આ પ્રમાણે જ્યારે સાત્યકિએ દ્રુપદપુત્રનો તિરસ્કાર કર્યો ત્યારે તેણે ક્રોધમાં ભરાઈને સાત્યકિને ધુત્કારતાં કહ્યું—'સાંભળી સાંભળી તારી વાતો તારા જેવા નીચ લોકોનો સત્પુરુષો ઉપર આક્ષેપ કરવાનો સ્વભાવ જ હોય છે જો કે સંસારમાં ક્ષમાની બહુ પ્રશંસા કરવામાં આવે છે તો પણ તારા જેવા પાપી પ્રત્યે ક્ષમા ન કરવી જોઈએ. તું માથાથી પગ સુધી દુરાચારી, નીચ અને અને પાપી છે, પોતે નિંદાને યોગ્ય હોવા છતાં પણ બીજાઓની નિન્દા કરવા ચાહે છે. ભૂરિશ્રવાનો હાથ કપાઈ ગયો હતો, તે પ્રાણ જાય ત્યાં સુધી અનશનનું વ્રત લઈને બેઠો હતો, તે સમયે તેં બધાના ના કહેવા છતાં પણ જે તેનું મસ્તક કાપી લીધું તેનાથી મોટું પાપ કયું હોઈ શકે ? તું મોટો ધર્માત્મા પુરુષ હતો તો ભૂરિશ્રવાએ તને લાત મારીને જમીન પર પાડીને ઘસડ્યો તે વખતે જ તેનો વધ કેમ ન કર્યો ? પોતે પાપી થઈને બને કેમ કઠોર વચનો કહી રહ્યો છે. ? હવે ચૂપ રહે, ફરી એવી કોઈ વાત મોંમાંથી ન કહેતો, નહિ તો બાણોથી મારીને હમણાં જ તને યમલોક પહોંચાડી દઈશ હવે ચુપચાપ યુદ્ધ કર, કૌરવોની સાથે જ પ્રેતલોકમાં જવાનો ઉપાય ન કર.'

ધૃષ્ટદ્યુમ્નનાં આવાં કઠોર વચન સાંભળી સાત્યકિ ક્રોધથી કાંપી ઊઠ્યો, તેની આંખો લાલ લાલ થઈ ગઈ. હાથમાં ગદા લઈ ઊછળીને તે દ્રુપદકુમારની સામે જઈ પહોંચ્યો અને બોલ્યો—'હવે હું કાંઈ કડવી વાત કહ્યા વિના કેવળ તને મારી જ નાખીશ; કારણ કે તું એ જ લાગનો છે.' આ પ્રમાણે મહાબળી સાત્યકિને ધૃષ્ટદ્યુમ્ન પર એકદમ તૂટી પડતો જોઈ ભગવાન કૃષ્ણના ઈશારાથી ભીમસેન પોતાના રથથી કૂદી પડ્યો અને પોતાના બન્ને હાથોમાં પકડી લઈ સાત્યકિને રોક્યો. પરંતુ તે જોર કરી છૂટી ગયો અને આગળ દોડ્યો. ભીમસેને દોડીને છઠ્ઠા પગલા ઉપર સાત્યકિને પકડી પાડ્યો અને પોતાના બન્ને પગ જમાવીને તેને ભીડાઈ ગયો અને ખૂબ બળથી તેને કાબુમાં લીધો. એટલામાં જ સહદેવ પણ પોતાના રથથી કૂદીને ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો—'નરશ્રેષ્ઠ અન્ધક, વૃષ્ણિ તથા પાંચાલોથી અધિક અમારો કોઈ મિત્ર નથી. તમે જેવા અમારા મિત્ર છો તેવા જ અમે પણ તમારા મિત્ર છીએ. તમે બધા ધર્મ સમજો છો તો મિત્રધર્મ તો ધ્યાનમાં રાખીને તમારા ક્રોધને રોકો. તમે ધૃષ્ટદ્યુમ્નનો અપરાધ ક્ષમા કરો અને ધૃષ્ટદ્યુમ્ન તમારો.'

જે વખતે સહદેવ સાત્યકિને શાન્ત કરી રહ્યો હતો તે સમયે ધૃષ્ટદ્યુમ્ને હસીને કહ્યું—'ભીમસેન! છોડી દો, છોડી દો, સાત્યકિને. તે યુદ્ધના ઘમંડમાં વકરી ગયો છે હું હમણાં જ તીક્ષ્ણ બાણોથી તેનો મદ ઉતારી દઉં છું, અને તેની જીવનલીલા પણ સમાપ્ત કરી દઉં છું'

તેની વાત સાંભળી સાત્યકિ સાપની માફક ફુંફાડા મારતો ભીમસેનના હાથોમાંથી છૂટવાનો ઉદ્યમ કરવા લાગ્યો. બન્ને વીરો પોતપોતાની જગાએ સાંઢની માફક ગર્જી રહ્યા હતા. આ જોઈ ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન તુરત જ વચ્ચે આવી ગયા અને ખૂબ પ્રયત્નથી તે બન્નેને શાન્ત કર્યા. આ પ્રમાણે ક્રોધથી લાલ કરેલી આંખોવાળા તે બન્ને ધનુર્ધર વીરોને આપસમાં લડતા રોકીને પાણ્ડવપક્ષના ક્ષત્રિય યોદ્ધાઓ શત્રુઓનો સામનો કરવા માટે આવી ગયા.

## નારાયણાસ્ત્રનો પ્રભાવ જોઈ યુધિષ્ઠિરનો વિષાદ તથા ભગવાન્ કૃષ્ણે બતાવેલા ઉપાયથી તેનું નિવારણ, અશ્વત્થામાની સાથે ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા ભીમસેનનું ઘોર યુદ્ધ

સંજય કહે છે—રાજન્! ત્યારપછી અશ્વત્થામાએ દુર્યોધનને ફરીથી પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી—'ધર્મનો અંચળો પહેરેલા કુન્તીપુત્ર યુધિષ્ઠિરે યુદ્ધ કરી રહેલા આચાર્યને જૂઠી વાત કહીને તેમની પાસે શસ્ત્રો છોડાવ્યાં છે, તેથી આજ તેમના જોતાંજોતાં જ તેમની સેનાને મારી ભગાડીશ અને ધૃષ્ટદ્યુમ્નને પણ મારી નાખીશ. જો પાંડવો રણભૂમિમાં મારી સામે યુદ્ધ કરતા રહેશે તો તે બધાનો પણ હું વધ કરી નાખીશ. આ મારી સત્ય પ્રતિજ્ઞા છે, માટે સેનાને પાછી વાળીને લઈ લો.'

તેની વાત સાંભળી આપના પુત્રે સેનાને પાછી વાળી અને ભય છોડીને જોરથી સિંહનાદ કર્યો. પછી કૌરવો અને પાંડવોમાં યુદ્ધ શરૂ થયું. હજારો શંખ અને રણભેરીઓ વાગી ઊઠી. આ જ વખતે અશ્વત્થામાએ પાંડવો તથા પાંચાલોને લક્ષ્ય બનાવીને નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો હતો. તેનાથી હજારો બાણ નીકળીને આકાશમાં છવાઈ ગયાં, તે બધાં બાણોના અગ્રભાગ પ્રજ્વલિત થઈ રહ્યા હતા. તેમનાથી અંતરિક્ષ અને દિશાઓ ભરાઈ ગઈ. પછી લોઢાના ગોળાઓ, ચતુશ્ચક્રો, દ્વિચક્રો, શતઘ્નીઓ, અને જેમની ચારે બાજુએ છરાઓ લાગેલા હતા, તેવાં સૂર્યમંડલના આકારનાં ચક્રો પ્રકટ થયાં આ પ્રમાણે અનેક પ્રકારના શસ્ત્રોથી આકાશને વ્યાપ્ત જોઈ પાંડવો પાંચાલો અને સંજયો ગભરાઈ ગયા. પાંડવમહારથીઓ જેમજેમ યુદ્ધ કરતા જાય તેમતેમ તે અસ્ત્રનું જોર વધતું જતું હતું. તેનાથી પાંડવસેના ભસ્મ થવા લાગી. આ સંહાર જોઈ ધર્મરાજને બહુ ભય થયો. તેમણે જોયું કે મારી સેના અચેત જેવી થઈને ભાગી રહી છે અને અર્જુન ચુપચાપ ઊભો છે તો બધા યોદ્ધાઓને કહ્યું—'ધૃષ્ટદ્યુમ્ન! પાંચાલોની સેના સાથે તમે ભાગી જાઓ.




સાત્યકિ! તમે વૃષ્ણિ અને અંધકોની સાથે ચાલી નીકળો. હવે ધર્માત્મા કૃષ્ણ જે કંઈ થઈ શકશે તે કરશે. તેઓ સમ્પૂર્ણ જગતને કલ્યાણનો ઉપદેશ આપે છે તો આપણું શું નહિ કરે? હું બધા સૈનિકોને કહી રહ્યો છું કે કોઈ પણ યુદ્ધ ન કરો. ભાઈઓ સહિત હું અગ્નિપ્રવેશ કરીશ. અર્જુનની મારા પ્રત્યે જે શુભ કામના છે તે હવે તુરત જ પૂરી થઈ જવી જોઈએ, કારણ કે સહાય તેનું કલ્યાણ કરનારા આચાર્યનો મેં વધ કરાવ્યો છે, આથી તેને માટે હું પણ બંધુઓ સહિત મરી જઈશ.'

જ્યારે યુધિષ્ઠિર આ પ્રમાણે કહી રહ્યા હતા તે વખતે ભગવાને બન્ને હાથ ઊંચા કરીને બધાને રોકયા

અને આ પ્રમાણે કહ્યું— 'યોદ્ધાઓ ! તમારાં હથિયાર તુરત જ નીચે મૂકી દો, અને સવારીઓ ઉપરથી ઊતરી જાઓ. નારાયણાસ્ત્રની શાન્તિનો ઉપાય આ જ બતાવવામાં આવેલો છે. પૃથ્વી ઉપર ઊભા રહેલા નિઃશસ્ત્ર યોદ્ધાને આ હથિયાર મારશે નહિ. વળી જેમ જેમ આ શસ્ત્રની સામે યોદ્ધાઓ યુદ્ધ કરતા જશે તેમ તેમ કૌરવો વધુ બળવાન થતા જશે. જેઓ આ અસ્ત્રનો સામનો કરવા માટે મનમાં વિચાર પણ કરશે તેઓને આ અસ્ત્ર રસાતળમાં ભાગવા છતાં પણ માર્યા વિના નહિ છોડે.'

ભગવાન કૃષ્ણની વાત સાંભળી બધા યોદ્ધાઓએ શસ્ત્ર ત્યજી દેવાનો વિચાર કરી લીધો. બધાને શસ્ત્રો છોડવા માટે તૈયાર થએલા જોઈ ભીમસેને કહ્યું—'વીરો કોઈ પણ શસ્ત્રો ન ફેંકી દેશો, હું મારા બાણોથી અશ્વત્થામાનાં અસ્ત્રોને રોકું છું. આ ભારે ગદાથી તેનાં અસ્ત્રોનો નાશ કરીને હું તેના ઉપર કાળની પેઠે પ્રહાર કરીશ. આ નારાયણાસ્ત્રનો સામનો કરવા માટે હજુ સુધી કોઈ યોદ્ધા સમર્થ નથી થયો તો પણ આજ કૌરવપાંડવોના જોતાંજોતાં જ હું તેનો સામનો કરીશ. અર્જુન ! અર્જુન ! તું તારા ગાંડીવને નીચું ન નાખી દેતો નહિ તો ચન્દ્રમાની પેઠે તારા ઉપર પણ હથિયાર છોડવાનું કલંક લાગી જશે.'

અર્જુન બોલ્યો— 'ભાઈ ! નારાયણાસ્ત્ર, ગાયો અને બ્રાહ્મણોની સામે પોતાનાં અસ્ત્ર નીચે મૂકી દેવાનું મારું વ્રત છે.

અર્જુનને આ પ્રમાણે કહેતાં ભીમસેન એકલો જ મેઘની પેઠે ગર્જના કરતો અશ્વત્થામાની સામે ગયો અને તેના ઉપર બાણસમૂહોની વર્ષા કરવા લાગ્યો. અશ્વત્થામાએ પણ હસીને તેના ઉપર નારાયણાસ્ત્રથી અભિમન્ત્રિત બાણોની ઝડી લગાવી દીધી. મહારાજ ! ભીમસેન જ્યારે તે અસ્ત્રની સામે બાણ મારવા લાગ્યો તે વખતે જેમ હવાના જોરથી આગ પ્રજ્વલિત થઈ ઊઠે છે તેમ તે અસ્ત્રનો વેગ વધવા લાગ્યો. તે જોઈ ભીમ સિવાય પાંડવોના બધા સૈનિકો ભયભીત થઈ ગયા. બધા લોકો પોતપોતાનાં દિવ્ય અસ્ત્રોને નીચે રાખીને રથ, હાથી અને ઘોડા વગેરે વાહનો ઉપરથી ઊતરી ગયા. હવે તે ભયંકર અસ્ત્ર બધી જગાએથી ખસીને ભીમના મસ્તક પર આવી પડ્યું. તેના તેજમાં ભીમસેન અદૃશ્ય જેવો થઈ ગયો. આથી બધાં પ્રાણીઓ અને પાંડવલોક હાહાકાર મચાવવા લાગ્યાં. ભીમસેનની સાથે તેનો રથ, સારથી તથા ઘોડા પણ અશ્વત્થામાના અસ્ત્રથી ઢંકાઈ જઈ અગ્નની વચ્ચે આવી પડ્યાં. જેમ પ્રલયકાળમાં સંવર્તક નામનો અગ્નિ આ સ્થાવર-જંગમ જગતને ભસ્મ કરીને પરમાત્માના મુખમાં સમાઈ જાય છે તેવી જ રીતે તે અસ્ત્રે ભીમસેનને બાળી નાખવા માટે તેની ચારે બાજુ ફરી વળ્યું. તેનું તેજ ભીમસેનની અન્દર પણ પેઠું. આ જોઈ અર્જુન અને શ્રીકૃષ્ણ બન્ને વીરો તુરત જ ભીમ તરફ દોડ્યા. ત્યાં પહોંચીને તેઓ બન્ને તે અસ્ત્રની આગમાં ઘુસી ગયા. પરન્તુ અસ્ત્ર છોડી દેવાને લીધે તે આગ તેમને બાળી ન શકી. નારાયણાસ્ત્રની શાન્તિ માટે તેઓ ભીમસેનનાં અસ્ત્રશસ્ત્રોને જોરથી ખેંચવા લાગ્યા. તેઓના ખેંચવાથી ભીમસેન ખૂબ જોરથી ગર્જના કરવા લાગ્યો. આથી તે અસ્ત્ર તે કરતાં પણ વધુ ઉગ્ર બનવા લાગ્યું.

ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે ભીમને કહ્યું—'પાણ્ડુનન્દન ! આ શી વાત છે? ના કહેવા છતાં તમે કેમ યુદ્ધ બન્ધ નથી કરતા ! જો આ વખતે યુદ્ધ કરવાથી જ કૌરવોને જીતી શકાતા હોત તો અમે અને આ બધા રાજાઓ પણ યુદ્ધ કરત. અહિં હાથી કામ નહિં ચાલે. તમારા પક્ષના બધા યોદ્ધાઓ રથથી નીચે ઊતરી ચૂક્યા છે, તમે પણ જલદી ઊતરી જાઓ.' આ પ્રમાણે



કહીને શ્રીકૃષ્ણે તેને રથ ઉપરથી નીચે ખેંચી લીધો. નીચો ઊતરીને ભીમે જ્યાં પોતાનું અસ્ત્ર ધરતી પર મૂકી દીધું કે નારાયણાસ્ત્ર શાન્ત થઇ ગયું.

આ પ્રમાણે તે અસ્ત્ર તે જ શાન્ત થઇ જતાં બધી દિશાઓ સાફ થઇ ગઇ, ઠંડી હવા આવવા લાગી તથા પશુપક્ષીઓનો કોલાહલ બંધ થઈ ગયો. હાથી ઘોડા વગેરે વાહનો પણ સુખી થઈ ગયાં. પાંડવોની જે સેના મરતાં બચી હતી છે હવે આપના પુત્રોનો નાશ કરવા માટે ફરી હર્ષે ભરાઈ ગઈ. તે સમયે દુર્યોધને દ્રોણપુત્રને કહ્યું–' અશ્વત્થામન્ ! એક વાર ફરી આ અસ્ત્રનો પ્રયોગ કરો, જુઓ આ પાંચાલોની સેના વિજયની ઇચ્છાથી ફરી સંગ્રામભૂમિમાં આવી ગઈ છે, ' આપના પુત્રે આ પ્રમાણે કહેતાં અશ્વત્થામા દીનતાપૂર્વક બોલ્યો–' રાજન્ ! આ અસ્ત્રનો બીજી વાર પ્રયોગ નથી થઇ શકતો. એવું કરવાથી તે પ્રયોગ કરનાર ઉપર જ આવી પડે છે. શ્રીકૃષ્ણે તેને શાન્ત કરવાનો ઉપાય બતાવી દીધો, નહિ તો આજ સમ્પૂર્ણ શત્રુઓનો વધ થઇ જ જવાનો હતો. દુર્યોધને કહ્યું–ભાઈ ! તમે તો સર્વ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ છો. જો આનો ઉપયોગ બીજી વાર ન થઇ શકતો હોય તો બીજા કેઈ આવા અસ્ત્રથી આ લોકોનો સંહાર કરો, કારણ કે આ બધા ગુરુદેવ દ્રોણના હત્યારા છે. તમારી પાસે અનેક દિવ્ય અસ્ત્રો છે, તમે જો મારવા ચાહો તો ક્રોધમાં ભરાએલો ઇન્દ્ર પણ તમારી પાસેથી બચીને ન જઇ શકે.'

પિતાનું મૃત્યુ યાદ આવવાથી અશ્વત્થામા ફરી ક્રોધમાં ભરાઈને ધૃષ્ટદ્યુમ્ન તરફ દોડ્યો. પાસે જઇને તેણે પહેલાં વીસ અને ફરી પાંચ બાણોથી તેને ઘાયલ કર્યો. ધૃષ્ટદ્યુમ્ને પણ ચોસઠ બાણ મારીને અશ્વત્થામાને વિંધ્યો તથા વીસ બાણોથી સારથીને અને ચારથી ચારે ઘોડાઓને ઘાયલ કરી દીધા. ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામાને વારંવાર વિંધતો પૃથ્વીને કંપાયમાન કરતો હોય તેમ ગર્જવા લાગ્યો, અશ્વત્થામાએ પણ કુપિત થઇને ધૃષ્ટદ્યુમ્નને દશ બાણ માર્યાં, પછી બે ક્ષુરપથી તેની ધજા અને ધનુષ કાપી નાખ્યાં. તે પછી બીજાં કેટલાયે બાણોથી ધૃષ્ટદ્યુમ્નને પીડિત કર્યો. અને ઘોડા તથા સારથીને મારી તેને રથહીન કરી દીધો. ત્યારપછી તેના સૈનિકોને પણ મારી ભગાડ્યા. આ જોઇ સાત્યકિએ પોતાના રથને અશ્વત્થામાના રથ પાસે લઈ ગયો. ત્યાં પહોંચીને તેણે અશ્વત્થામાને પહેલાં આઠ અને પછી વીસ બાણોથી વિંધી દીધો, તે પછી સારથી અને ઘોડાઓને ઘાયલ કરી દીધા, અને તેનું ધનુષ અને ધ્વજાને કાપીને રથ પણ તોડી નાખ્યો. ત્યાર પછી તેની છાતીમાં ત્રીસ બાણ માર્યાં.

એ સમયે દુર્યોધને વીસ, કૃપાચાર્યે ત્રણ, કૃતવર્માએ દશ, કર્ણે પચાસ, દુઃશાસને સો તથા વૃષસેને સાત બાણ મારીને સાત્યકિને ઘાયલ કર્યો. ત્યારે સાત્યકિએ એક જ ક્ષણમાં તે બધા મહારથીઓને રથહીન કરીને રણભૂમિમાંથી ભગાડી દીધા. એટલામાં અશ્વત્થામા બીજા રથ ઉપર બેસીને પાછો આવ્યો અને સેંકડો બાણોની વૃષ્ટિ કરતો સાત્યકિને રોકવા લાગ્યો. સાત્યકિએ જ્યારે તેને જોયો ત્યારે ફરી તેના રથના ટુકડા કરીને મારી ભગાડ્યો. સાત્યકિનું તે પરાક્રમ જોઇ પાંડવો વારંવાર શંખ વગાડવા લાગ્યા અને સિંહનાદ કરવા લાગ્યા. આ પ્રમાણે દ્રોણપુત્રને રથહીન કરીને સાત્યકિએ વૃષસેનના ત્રણ હજાર મહારથીઓને, કૃપાચાર્યના પંદર હજાર હાથીઓનો તથા શકુનિના પચાસ હજાર ઘોડાઓનો સંહાર કરી નાખ્યો. આ જ વખતે અશ્વત્થામા બીજા રથ ઉપર આરૂઢ થઇને સાત્યકિનો વધ કરવા માટે ક્રોધમાં ભરાઈને આવી પહોંચ્યો. સાત્યકિ ફરી એને તીક્ષ્ણ બાણોથી વિંધવા લાગ્યો, આથી પીડિત થઇ અશ્વત્થામાએ હસતાં હસતાં કહ્યું–' સાત્યકિ ! તું આચાર્યને મારવાવાળાની સહાયતા કરે છે, પણ આ ધૃષ્ટદ્યુમ્ન અને તું બન્નેય મારા ગ્રાસ બની ચૂક્યા છો; હવે કોઈ રીતે બચીને જઇ શકવાના નથી. વીર ! હું મારા સત્ય અને તપસ્યાના સોગન્દ ખાઈને કહું છું કે સમસ્ત પાંચાલોનો નાશ કર્યા વિના મને ચેન પડશે નહિ.'

આ પ્રમાણે કહીને અશ્વત્થામાએ સાત્યકિ ઉપર એક ખૂબ જ તીક્ષ્ણ બાણ માર્યું તેણે સાત્યકિનું કવચ છેદીને તેને અત્યન્ત ચોટ પહોંચાડી. તેનું કવચ છિન્નભિન્ન થઇ ગયું, તેના હાથમાંથી ધનુષ અને બાણ પડી ગયાં અને તે લોહીથી લથપથ થઇને રથના પાછલા ભાગમાં જઇને બેસી ગયો. આ જોઈ સારથી તેને અશ્વત્થામાની આગળથી દૂર લઈ ગયો. તે પછી અર્જુન, ભીમસેન, બૃહત્ક્ષત્ર, ચેદિરાજકુમાર, સુદર્શન–આ પાંચ મહારથીઓ આવી પહોંચ્યા અને બધાએ અશ્વત્થામાને ચારે બાજુથી ઘેરી લીધો. તેઓએ વીસ ડગલાં છેટેથી અશ્વત્થામાને પાંચ પાંચ બાણ માર્યાં. અશ્વત્થામાએ પણ એકી સાથે પચીસ બાણો મારીને તે બધાંનાં

બાણોને કાપી નાખ્યાં. તે પછી બૃહત્ક્ષત્રને સાત, સુદર્શનને ત્રણ, અર્જુનને એક અને ભીમસેનને ૭ બાણોથી વિંધ્યો. ત્યારે ચેદિ દેશના યુવરાજે વીસ, અર્જુને આઠ અને બીજાઓએ ત્રણ ત્રણ બાણોથી અશ્વત્થામાને ઘાયલ કરી દીધો. તે પછી અશ્વત્થામાએ અર્જુનને ૭ શ્રીકૃષ્ણને, દશ, ભીમસેનને પાંચ, ચેદિયુવરાજને ચાર અને સુદર્શન તથા બૃહત્ક્ષત્રને બબ્બે બાણ માર્યાં. પછી ભીમસેનના સારથીને છ બાણોથી ઘાયલ કરીને બે બાણોથી તેની ધ્વજા અને ધનુષ કાપી નાખ્યાં. તે પછી પોતાનાં સાયકોની વર્ષાથી અર્જુનને પણ વિંધીને તેણે સિંહ સમાન ગર્જના કરી. પછી ત્રણ બાણોથી તેણે પોતાના રથની પાસે જ ઊભા રહેલા સુદર્શનના બન્ને હાથ અને મસ્તક ઉડાવી દીધાં, રથશક્તિથી બૃહત્ક્ષત્રને મારી નાખ્યો તથા અગ્નિ સમાન તેજસ્વી બાણોથી ચેદિ દેશના યુવરાજને સારથી અને ઘોડા સહિત યમલોક મોકલી દીધો.

આ જોઈ ભીમસેનના ક્રોધની સીમા ન રહી, તેણે સેંકડો તીક્ષ્ણ બાણોથી અશ્વત્થામાને ઢાંકી દીધો. પરંતુ અશ્વત્થામાએ પોતાનાં સાયકોથી તેની બાણવર્ષાનો નાશ કરી દીધો અને ક્રોધમાં ભરાઈને તેને પણ ઘાયલ કરી દીધો. ત્યારે ભીમસેને યમદંડ સમાન ભયંકર દશ નારાચ ચલાવ્યા. તે અશ્વત્થામાની છાતીને ચીરીને નીચે ઘુસ્યા. આ ચોટથી અત્યન્ત પીડિત થઈ તેણે આંખો બંધ કરી દીધી અને ધ્વજાનો આધાર લઈ બેસી ગયો. થોડી વારમાં જ્યારે હોશમાં આવ્યો ત્યારે તેણે ભીમસેનને સો બાણ માર્યાં. આ પ્રમાણે બન્નેય વર્ષાકાળના મેઘ સમાન એક-બીજા ઉપર બાણોની વર્ષા કરવા લાગ્યા. મહારાજ! તે યુદ્ધમાં અમોને ભીમસેનના અદ્ભુત બળ, અદ્ભુત વીરતા, અદ્ભુત પ્રભાવ તથા અદ્ભુત કાર્યનું દર્શન થયું. તેણે દ્રોણપુત્રનો વધ કરવાની ઇચ્છાથી બાણોથી ખૂબ જ ભયંકર વૃષ્ટિ કરી. આ બાજુ અશ્વત્થામા પણ બહુ મહાન અસ્ત્રવેત્તા હતો, તેણે અસ્ત્રોની માયાથી તેની બાણવૃષ્ટિ રોકી લીધી અને તેનું ધનુષ કાપી નાખ્યું. પછી ક્રોધમાં ભરાઈને તેને અનેક બાણોથી ઘાયલ કર્યો. ધનુષ કપાઈ જતાં ભીમસેને ભયંકર રથશક્તિ હાથમાં લીધી અને તેને ખૂબ વેગથી ફેરવીને અશ્વત્થામાના રથ ઉપર ચલાવી. પરન્તુ તેણે તીક્ષ્ણ બાણ ચલાવીને તેના ટુકડેટુકડા કરી નાખ્યા. આ જ વખતે ભીમસેને એક મજબૂત ધનુષ હાથમાં લીધું અને અસંખ્ય બાણોનો પ્રહાર કરીને અશ્વત્થામાને વિંધી દીધો. ત્યારે અશ્વત્થામાએ એક બાણ મારીને ભીમસેનના સારથીનું લલાટ ચીરી નાખ્યું. તે પ્રહારથી સારથી મૂર્છિત થઈ ગયો. તેના હાથમાંથી ઘોડાની લગામ છૂટી ગઈ. સારથી બેહોશ થતાં જ ભીમસેનના ઘોડા બધા ધનુર્ધારીઓના જોતાંજોતાં જ ભાગી નીકળ્યા. વિજયી અશ્વત્થામા હર્ષમાં ભરાઈને શંખ વગાડવા લાગ્યો તથા પાંચાલ યોદ્ધાઓ અને ભીમસેન ભયભીત થઈને આમતેમ ભાગી નીકળ્યા.

## અશ્વત્થામા દ્વારા આગ્નેયાસ્ત્રનો પ્રયોગ અને વ્યાસનું તેને શ્રીકૃષ્ણ અને અર્જુનનો મહિમા સંભળાવવું

સંજય કહે છે—મહારાજ! અર્જુને જોયું કે મારી સેના ભાગી રહી છે, એટલે દ્રોણપુત્રને જીતવાની ઇચ્છાથી તેણે જાતે આગળ વધી તેને અટકાવ્યો. પછી તે સોમક તથા મત્સ્ય રાજાઓની સાથે કૌરવો તરફ વળ્યો. અર્જુને અશ્વત્થામાની પાસે પહોંચીને કહ્યું—'તારા જેટલી શક્તિ, જેટલું વિજ્ઞાન, જેટલી વીરતા અને જેટલું પરાક્રમ હોય, કૌરવો પર જેટલો પ્રેમ અને અમારા ઉપર જેટલો દ્વેષ હોય તે બધું આજ અમારા ઉપર બતાવી દે. ધૃષ્ટદ્યુમ્નના અથવા શ્રીકૃષ્ણ સહિત મારા સામના માટે આવી જા. તું આજકાલ બહુ ઉદ્ધત થઈ ગયો છે. આજે તારો બધો ઘમંડ હું દૂર કરીશ.'

રાજન્! અશ્વત્થામાએ ચેદિ દેશનો યુવરાજ, પુરુવંશી બૃહત્ક્ષત્ર અને સુદર્શનને મારી નાખ્યો તથા ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા ભીમસેનને પણ પરાજિત કરી દીધા હતા. આવાં આવાં કારણોને લીધે જ ક્રુદ્ધ અર્જુને આચાર્યપુત્રને આ અપ્રિય વચન કહ્યાં હતાં. તેનાં તીક્ષ્ણ અને કઠોર વચનો સાંભળી અશ્વત્થામા શ્રીકૃષ્ણ અને અર્જુન ઉપર કોપાયમાન થઈ ગયો. તે સાવધાન થઈને રથ પર બેઠો અને આચમન કરીને તેણે આગ્નેયાસ્ત્ર હાથમાં લીધું. પછી તેને મંત્રોથી અભિમન્ત્રિત કરીને પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ જેટલા શત્રુઓ હોય તે બધાનો નાશ કરવાના હેતુથી છોડ્યું. તે બાણ ધૂમાડા વગરના અગ્નિ સમાન

સંસારને મોહિત કરતા કૃષ્ણના રૂપમાં વિચરી રહ્યા છે. નારાયણના જ તપથી મહામુનિ નર પ્રકટ થયા. અર્જુનને તેમનો જ અવતાર જાણ. તેના પ્રભાવ નારાયણના જ સમાન છે. તે બન્ને ઋષિઓ સંસારને ધર્મમર્યાદામાં રાખવા માટે પ્રત્યેક યુગમાં અવતાર લે છે. અશ્વત્થામા! તેં પણ પૂર્વજન્મમાં ભગવાન શંકરને પ્રસન્ન કરવા માટે ઘોર નિયમોનું પાલન કરતાં તારા શરીરને સૂકવી નાખ્યું હતું. આથી પ્રસન્ન થઈને ભગવાને તને અનેક મનોવાંછિત વરદાન આપ્યાં હતાં. જે મનુષ્ય ભગવાન શંકરના સર્વમય સ્વરૂપને જાણીને લિંગરૂપે ( સંસારના મૂળ કારણરૂપે ) તેમની પૂજા કરે છે તેને સનાતન શાસ્ત્રજ્ઞાન તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

વેદવ્યાસજીની આ વાતો સાંભળી અશ્વત્થામાએ મનમાં શંકરને પ્રણામ કર્યા અને શ્રીકૃષ્ણમાં તેનો આદરભાવ થઈ ગયો. તેણે રોમાંચિત શરીરે મહર્ષિ વ્યાસને પ્રણામ કર્યા અને સેનાને છાવણી તરફ પાછા ફરવાની આજ્ઞા કરી. ત્યારપછી કૌરવ-પાંડવ—બન્ને પક્ષની સેનાઓ પોતપોતાની છાવણીમાં ચાલી ગઈ. આ પ્રમાણે વેદોના પારગામી આચાર્ય દ્રોણ પાંચ દિવસો સુધી પાંડવસેનાનો સંહાર કરી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! ધૃષ્ટદ્યુમ્નદ્વારા અતિરથી વીર દ્રોણાચાર્યના માર્યા ગયા પછી મારા પુત્રો તથા પાંડવોમાં આગળ કયાં કયાં કાર્ય થયાં?

## વ્યાસદ્વારા અર્જુન પ્રત્યે ભગવાન શંકરના મહિમાનું વર્ણન

સંજયે કહ્યું—મહારાજ! તે દિવસનું યુદ્ધ સમાપ્ત થઈ જતાં મહર્ષિ વેદવ્યાસ સ્વેચ્છાએ ફરતા ફરતા અકસ્માત અર્જુનની પાસે આવી ગયા. તેમને જોઈ અર્જુને પૂછ્યું—'મહર્ષે! જ્યારે હું મારા બાણોથી શત્રુઓનો સંહાર કરી રહ્યો હતો ત્યારે મેં જોયું કે એક અગ્નિ સમાન તેજસ્વી મહાપુરુષ મારી આગળઆગળ ચાલી રહ્યા છે. તેઓ જ મારા શત્રુઓનો નાશ કરતા હતા, પરંતુ લોકો સમજતા હતા કે હું કરી રહ્યો છું. હું તો કેવળ તેમની પાછળપાછળ ચાલતો હતો. ભગવન્! બતાવો, તે મહાપુરુષ કોણ હતા? તેમના હાથમાં ત્રિશૂળ હતું. તેઓ સૂર્ય સમાન તેજસ્વી હતા તેમના પગ પૃથ્વીનો સ્પર્શ કરતા ન હતા. તેઓ ત્રિશૂળનો પ્રહાર કરી રહ્યા હતા પણ હાથમાંથી કદી ત્રિશૂળ છોડતા ન હતા. તેમના તેજથી તે એક જ ત્રિશૂળમાંથી હજારો નવાંનવાં ત્રિશૂળ પ્રકટ થઈ જતાં હતાં.'




વ્યાસ બોલ્યા—અર્જુન! તેં ભગવાન શંકરનું દર્શન કર્યું છે. તે તેજોમય અન્તર્યામી પ્રભુ સર્વ જગતના ઈશ્વર છે. સર્વના શાસક તથા વરદાતા છે. તમે તે ભગવાન ભુવનેશ્વરના શરણે જાઓ. તેમનું હૃદય વિશાળ છે સર્વત્ર વ્યાપક હોવા છતાં પણ તે જટાધારી ત્રણ નેત્રવાળું સ્વરૂપ ધારણ કરે છે. તેઓ રુદ્ર કહેવાય છે. તે સર્વનો સંહાર કરનારા છતાં નિર્વિકાર છે. કોઈથી પરાજિત ન થનારા અને સર્વને સુખ દેનારા છે. સર્વના સાક્ષી, જગતની ઉત્પત્તિનું કારણ, જગતના આધાર, વિશ્વના આત્મા અને વિશ્વરૂપ છે. તે જ પ્રભુ સર્વ કર્મોના આધાર અને કર્મોના ફળદાતા છે. સમ્પૂર્ણ ભૂતોના સ્વામી તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનના કારણ પણ તેઓ જ છે. તેઓ જ યોગ છે અને યોગેશ્વર છે. તેઓ જ સર્વથી શ્રેષ્ઠ સ્વયમ્ભૂ પરમેષ્ઠી છે. તેઓ જ ત્રણે લોકોના સ્રષ્ટા અને ત્રિભુવનના આધાર છે. વિશુદ્ધ પરમાત્મા છે. ભયાનક હોવા છતાં ચન્દ્રમાને મુકુટરૂપે ધારણ કરે છે. તે સનાતન પરમેશ્વર સમ્પૂર્ણ વાગીશ્વરોના પણ

ઈશ્વર છે તેઓ અજેય છે. જન્મ, મૃત્યુ અને જરા વગેરે વિકાર તેમને સ્પર્શી પણ શકતા નથી. તેઓ જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનથી જાણી શકાય તેવા અને જ્ઞાનમાં સર્વથી શ્રેષ્ઠ છે. ભક્તો પર કૃપા કરીને તેમને અભીષ્ટ વર આપે છે. ભગવાન શંકરના દિવ્ય પાર્ષદો અનેક પ્રકારનાં રૂપોમાં દેખાય છે. તેઓ સદા મહાદેવનું પૂજન કર્યા કરે છે. પ્રિય! તે સાક્ષાત્ ભગવાન શંકર જ તારા ઉપર કૃપા કરીને તારી આગળઆગળ ચાલનાર તેજસ્વી પુરુષ છે. તે રોમાંચકારી ઘોર સંગ્રામમાં અશ્વત્થામા, કૃપાચાર્ય અને કર્ણ જેવા મહાન ધનુર્ધરો જે સેનાની રક્ષા કરી રહ્યા હોય તેને અનેક પ્રકારનાં રૂપ ધારણ કરનાર ભગવાન મહેશ્વર સિવાય બીજો કોણ નષ્ટ કરી શકે? ત્રણે લોકમાં તેમની બરાબરી કરી શકે તેવો કોઈ પ્રાણી નથી. અને જો તેઓ જ તારી આગળ ઊભા રહે તો તેમની સામે ટકવાનું સાહસ કોણ કરી શકે, સંગ્રામમાં ભગવાન શંકરના કુપિત થતાં તેમની ગન્ધથી પણ શત્રુઓ બેહોશ થઈને કાંપવા લાગે છે. અને અધમૂઆ થઈને પડી જાય છે. જે ભક્ત મનુષ્યો સદા અનન્ય ભાવથી ઉમાનાથ ભગવાન શિવની ઉપાસના કરે છે તેઓ આ લોકમાં સુખ પ્રાપ્ત કરી અન્તે પરમપદને પ્રાપ્ત થાય છે. તેથી કુંતીનન્દન! તું પણ સદા શાન્તસ્વરૂપ ભગવાન શંકરને નમસ્કાર કરતો રહે.

જે નીલકંઠ, સૂક્ષ્મસ્વરૂપ અને અત્યન્ત તેજસ્વી છે, સંસારસમુદ્રથી તારનાર સુન્દર તીર્થ છે, સૂર્યસ્વરૂપ છે, દેવતાઓના પણ દેવતા, અનન્તરૂપધારી, હજારો નેત્રોવાળા અને કામનાઓને પૂર્ણ કરનારા છે, પરમ શાન્ત અને સર્વના પાલક છે તે ભગવાન ભૂતનાથને સદા પ્રણામ છે. જેમને હજારો મસ્તક, હજારો નેત્ર, હજારો ભુજાઓ અને હજારો ચરણ છે. હે કુન્તીનન્દન! તે વરદાયક ભગવાન ભુવનેશ્વરના તમે શરણમાં જાઓ. તે નિરહંકાર ભાવથી પ્રજાનું પાલન કરે છે, તેમના મસ્તક પર જટાજૂટ સુશોભિત છે. તેઓ ધર્મસ્વરૂપ અને ધર્મના સ્વામી છે. કોટિ કોટિ બ્રહ્માંડોને ધારણ કરવાને લીધે તેમનું ઉદર અને શરીર વિશાળ છે તેમણે વાઘચર્મ ઓઢેલું છે. બ્રાહ્મણો પર તે કૃપા રાખનારા અને બ્રાહ્મણોના પ્રિય છે, જેમના હાથમાં ત્રિશૂળ, ઢાલ, તરવાર, અને પિનાક વગેરે શસ્ત્રો શોભી રહ્યાં છે તે શરણાગતવત્સલ ભગવાન શિવને હું શરણે જાઉં છું.' આ પ્રમાણે તેમનું શરણ ગ્રહણ કરવું જોઈએ. જેઓ દેવતાઓના સ્વામી અને કુબેરના સખા છે તે ભગવાન શિવને પ્રણામ છે. જેઓ સુંદર વ્રતનું પાલન કરે છે અને સુન્દર ધનુષ ધારણ કરે છે, જેઓ ધનુર્વેદના આચાર્ય છે તે ઉગ્ર આયુધવાળા દેવશ્રેષ્ઠ ભગવાન રુદ્રને નમસ્કાર છે. જેમનાં અનેક રૂપ છે, અનેક ધનુષ છે, જે અતિબળ અને તપસ્વી છે તે ભગવાન શિવને પ્રણામ છે. જેઓ ગણપતિ, વાક્પતિ, યજ્ઞપતિ તથા જળ અને દેવતાઓના પતિ છે. જેમનો વર્ણ પીળો અને મસ્તકના કેશ સુવર્ણ સમાન કાન્તિમાન છે, તે ભગવાન શંકરને નમસ્કાર છે.

હવે હું મહાદેવજીનાં દિવ્ય કર્મો મારા જ્ઞાન અને બુદ્ધિ અનુસાર બતાવું છું. જો તેઓ કુપિત થઈ જાય તો દેવતાઓ, ગન્ધર્વો, અસુરો અને રાક્ષસો પાતાળમાં છુપાઈ જવા છતાં બચી શકતા નથી. એક સમયે દક્ષે ભગવાન શંકરની અવગણના કરી, તેથી તેના યજ્ઞમાં મહાન ઉપદ્રવ આવી પડ્યો, બધા દેવતાઓ ઉપર ભય સીનો થયો, જ્યારે તેમને તેમનો ભાગ અર્પણ કરવામાં આવ્યો ત્યારે જ દક્ષનો યજ્ઞ પૂર્ણ થઈ શક્યો. ત્યારથી દેવતાઓ પણ સદા તેમનાથી ભયભીત રહે છે.

પૂર્વકાળની વાત છે: ત્રણ બળવાન અસુરોએ આકાશમાં પોતાનાં નગરો બનાવ્યાં હતાં. તે નગરો વિમાનની પેઠે આકાશમાં વિચરતાં હતાં. તે ત્રણ નગરોમાં એક લોઢાનું, બીજું ચાંદીનું અને ત્રીજું સોનાનું બનેલું હતું. જે સોનાનું બનેલું હતું તેનો સ્વામી કમલાક્ષ હતો, ચાંદીના બનેલા નગરમાં તારકાક્ષ રહેતો હતો તથા લોઢાના બનેલામાં વિદ્યુન્માલીનો નિવાસ હતો. ઈન્દ્રે તે પુરોને તોડવા માટે પોતાનાં બધાં અસ્ત્રોનો પ્રયોગ કર્યો, પરન્તુ તે સફળ ન થઈ શક્યો. ત્યારે ઈન્દ્ર વગેરે બધા દેવતાઓ દુઃખી થઈને ભગવાન શંકરના શરણમાં ગયા, ત્યાં જઈ તેમણે કહ્યું—'ભગવન્! આ ત્રણ પુરમાં રહેનારા દૈત્યોને બ્રહ્માએ વરદાન આપેલું છે. તેના ઘમંડમાં ફુલાઈને આ ભયંકર દૈત્યો ત્રણે લોકોને કષ્ટ પહોંચાડી રહ્યા છે. મહાદેવ! આપના સિવાય બીજો કોઈ તેમનો નાશ કરવામાં સમર્થ નથી. આપ જ આ દેવદ્રોહીઓનો વધ કરો.'

દેવતાઓએ આ પ્રમાણે કહેતાં ભગવાન શંકરે તેમનું હિત સાધવા માટે 'તથાસ્તુ' કહ્યું અને ગન્ધમાદન તથા વિન્ધ્યાચળ—આ બન્ને પર્વતોને પોતાના રથની ધ્વજ બનાવ્યા. સમુદ્ર અને વનો સહિત આ

પૃથ્વી જ તેમનો રથ બની. નાગરાજ શેષને રથની ધુંસરીની જગાએ રાખવામાં આવ્યો. ચન્દ્રમા અને સૂર્ય પૈડાં બન્યા. પ્રતાપી ભગવાન શંકરે સમ્પૂર્ણ પ્રાણીઓને દોરડાં બનાવ્યાં. ચારે વેદ રથના ચાર ઘોડા બન્યા. ગાયત્રી અને સાવિત્રી સહિત ઉપવેદ લગામ બન્યા. ૐકાર ચાબુક બન્યો અને બ્રહ્માજી સારથી. મંદરાચળને ગાણ્ડીવ ધનુષનું રૂપ આપવામાં આવ્યું અને વાસુકિ નાગને તેની દોરી બનાવવામાં આવ્યો. ભગવાન વિષ્ણુ ઉત્તમ બાણ બન્યા, અગ્નિદેવને તે બાણનો અગ્રભાગ બનાવવામાં આવ્યા, વાયુને બાણની પાંખો અને વૈવસ્વત યમને બાણનો પૃષ્ઠભાગ બનાવ્યા. વિજળી તે બાણની ધાર બની, મેરુને મુખ્ય ધ્વજા બનાવવામાં આવ્યો. આ પ્રમાણે સર્વદેવમય દિવ્ય રથ તૈયાર કરી ભગવાન શંકર તેના ઉપર આરૂઢ થયા. તે સમયે સમ્પૂર્ણ દેવતાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. ભગવાન શંકર તે રથમાં એક હજાર વર્ષ સુધી રહ્યા, જ્યારે અસુરોનાં તે ત્રણે નગરો આકાશમાં એકઠાં થયાં ત્યારે તેમણે ત્રણ બાણોથી તે ત્રણે નગરોને તોડી નાખ્યાં. દાનવો તેમની સામે આંખ ઊંચી કરીને પણ જોઈ ન શક્યા. કાલાગ્નિ સમાન બાણોથી જે વખતે તેઓ ત્રણે લોકોને ભસ્મ કરી રહ્યા હતા તે સમયે પાર્વતી દેવી પણ જોવા માટે ત્યાં આવી. તેના ખોળામાં એક બાળક હતું. તેના શિર ઉપર પાંચ શિખાઓ હતી. ઇન્દ્ર ઇર્ષ્યાથી તે બાળક ઉપર વજ્રનો પ્રહાર કરવા ગયો પરન્તુ તે બાળકે હસીને તેને અટકાવી દીધો. ઇન્દ્રે ઊંચો કરેલો હાથ વજ્ર સહિત જેમનો તેમ રહી ગયો.

પોતાનો તેવો જ હાથ લઈને ઇન્દ્ર બ્રહ્માજીના શરણમાં ગયો. તથા તેમને પ્રણામ કરીને બોલ્યો—'ભગવન્! પાર્વતી પાસે એક બાળક હતો, અમે તેને ઓળખી શક્યા નહિ. તેણે યુદ્ધ કર્યા વિના જ રમતમાત્રમાં અમને જીતી લીધા. આથી અમે આપને પૂછીએ છીએ કે તે કોણ હતો?' તેમની વાત સાંભળી બ્રહ્માએ તે અતુલ તેજસ્વી બાળકનું ધ્યાન કર્યું અને બધું રહસ્ય જાણી લઈને દેવતાઓને કહ્યું—'તે બાળકના રૂપમાં ચરાચર જગતના સ્વામી ભગવાન શંકર હતા. તેમનાથી શ્રેષ્ઠ કોઈ દેવતા નથી. આથી હવે તમે મારી સાથે આવીને તેમનું જ શરણ લો.' તે સમયે બ્રહ્માની સાથે બધા દેવતાઓ ભગવાન મહેશ્વરની પાસે ગયા. બ્રહ્માએ તથા દેવોએ તેમને પ્રણામ કર્યાં. પછી બ્રહ્માએ સ્તુતિ કરીને કહ્યું કે 'હે ભૂત અને ભવિષ્યના સ્વામી જગદીશ્વર! આ ઇન્દ્ર તમારા ક્રોધથી દુઃખી છે, તેના ઉપર કૃપા કરો.'

બ્રહ્માની વાત સાંભળી મહેશ્વર પ્રસન્ન થઈ ગયા. દેવતાઓ ઉપર કૃપા કરવા માટે તેઓ ખડખડાટ હસી પડ્યા. પછી તો દેવતાઓએ પાર્વતી સહિત મહાદેવજીને પ્રસન્ન કર્યા. ઇન્દ્રનો હાથ સારો થઈ ગયો. તે ભગવાન શંકર જ રુદ્ર, શિવ, અગ્નિ, સર્વજ્ઞ, ઇન્દ્ર, વાયુ અને અશ્વિનીકુમાર છે. તેઓ જ વિજળી અને મેઘ છે. સૂર્ય, ચન્દ્રમા, વરુણ, કાળ, મૃત્યુ, યમ, રાત, દિવસ, માસ, પક્ષ, ઋતુ, સંવત્સર, સન્ધ્યા, ધાતા, વિધાતા, વિશ્વાત્મા અને વિશ્વકર્મા પણ તેઓ જ છે. તેઓ નિરાકાર હોવા છતાં પણ સર્વ દેવતાઓના આકાર ધારણ કરે છે. બધા દેવતાઓ તેમની સ્તુતિ કરતા રહે છે. વેદ, વેદાંગ, ઉપનિષદ્, પુરાણ તથા અધ્યાત્મ શાસ્ત્રોમાં જે પરમ રહસ્ય છે તે ભગવાન મહેશ્વર જ છે... અર્જુન! આવો છે મહાદેવજીનો મહિમા. એટલું જ નહિ, તેઓ સર્વવ્યાપક અને અનન્ત છે. હું એક હજાર વર્ષ સુધી કહેતો રહું તો પણ તેમના ગુણોનો પાર આવી શકે નહિ.

અર્જુન! જે લોકો સર્વ પ્રકારનાં પાપોમાં અને દુઃખોમાં ડૂબેલા છે, તેઓ પણ જો તેમના શરણમાં આવી જાય તો તેનાથી મુક્ત થઈ જાય છે, તથા તેમને આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, ધન અને પુષ્કળ ભોગસામગ્રી મળે છે. ભગવાન શંકર કુપિત થતાં સર્વનો સંહાર કરી નાખે છે. મહાભૂતોના ઈશ્વર હોવાથી તેમને મહેશ્વર કહે છે. ભગવાન શંકર દિવ્ય અને માનવ-બધા પ્રકારના ભોગોના સ્વામી છે. સંપૂર્ણ વિશ્વને વ્યાપ્ત કરવાને લીધે તેઓ વિભુ અને પ્રભુ છે. જો કે તેમને સર્વ તરફ નેત્રો છે, તો પણ તેમને એક વિચિત્ર પ્રકારનું અગ્નિમય નેત્ર પણ છે, તે સદા પ્રજ્વલિત રહે છે. તેઓ સર્વ લોકોમાં વ્યાપ્ત હોવાથી સર્વ કહેવાય છે, સર્વ મનુષ્યોનું કલ્યાણ ચાહે છે તેથી તેમને શિવ કહે છે. મહાન્ વિશ્વનું પાલન કરવાથી મહાદેવ, અવિચળ-હોવાથી સ્થાણુ અને સર્વની ઉત્પત્તિરૂપ હોવાથી ભવ કહેવાય છે. કપિનો અર્થ શ્રેષ્ઠ થાય છે અને વૃષનો અર્થ ધર્મ થાય છે. તેઓ ધર્મ તથા શ્રેષ્ઠ બન્ને છે, તેથી તેમને વૃષાકપિ કહે છે. તેમણે પોતાનાં બે નેત્રો બંધ કરીને બળાત્કારથી લલાટમાં ત્રીજું નેત્ર ઉત્પન્ન કર્યું તેથી તેઓ ત્રિનેત્ર કહેવાય છે.



અર્જુન! જે તારા શત્રુઓનો સંહાર કરતા જણાતા હતા તેઓ પિનાકધારી મહાદેવજી જ છે. તે જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી તે વખતે શ્રીકૃષ્ણે સ્વપ્નમાં ગિરિરાજ હિમાલયના શિખર ઉપર તેમનું જ તને દર્શન કરાવ્યું હતું. તેજ ભગવાન શંકર અહિં યુદ્ધમાં તારી આગળ ચાલતા રહે છે. જેનાથી તેં દાનવોનો સંહાર કર્યો તે અસ્ત્રો તને તેમણે જ આપ્યાં છે. ભગવાનનું આ શતરુદ્રિય ઉપાખ્યાન સંગ્રામમાં વિજય અપાવનાર છે. અર્જુન! જા, યુદ્ધ કર. તારો પરાજય કદી થઇ શકતો નથી. કારણકે તારા સલાહકાર અને રક્ષક ભગવાન શ્રીકૃષ્ણ છે.

સંજય કહે છે—મહારાજ! પરાશરનન્દન વ્યાસ અર્જુનને આ પ્રમાણે કહીને આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.

વેદોના સ્વાધ્યાયથી જે ફળ મળે છે તે આ પર્વના પઠન અને શ્રવણથી મળે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને આના અધ્યયનથી અન્તઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થાય છે.

## દ્રોણપર્વ સમાપ્ત



# સંક્ષિપ્ત મહાભારત

## કર્ણપર્વ

### કર્ણના સેનાપતિપણાનીચે યુદ્ધનો આરંભ અને ભીમદ્વારા ક્ષેમધૂર્તિનો વધ

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

અંતર્યામી ભગવાન્ નારાયણને, તેમના નિત્ય સખા નરરત્ન અર્જુનને, તેમની લીલા પ્રકટ કરનારી ભગવતી સરસ્વતીને તથા તેના વક્તા મહર્ષિ વેદવ્યાસને નમસ્કાર કરીને આસુરી સમ્પત્તિઓ ઉપર વિજય પ્રાપ્ત કરાવી અન્તઃકરણને શુદ્ધ કરનાર મહાભારત ગ્રન્થનો પાઠ કરવો જોઈએ.

વૈશંપાયન કહે છે—રાજન્! દ્રોણાચાર્યના મરણ પછી દુર્યોધન વગેરે રાજાઓ ખૂબ જ ગભરાઈ ગયા. શોકથી તેમનો ઉત્સાહ નષ્ટ થઈ ગયો. તેઓ દ્રોણ માટે અત્યન્ત પશ્ચાત્તાપ કરતા અશ્વત્થામાની પાસે આવીને બેઠા અને થોડીવાર સુધી શાસ્ત્રીય રીતે સમજાવી તેને આશ્વાસન આપ્યું, પછી સન્ધ્યાકાળ થતાં પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા. કર્ણ, દુઃશાસન અને શકુનિએ દુર્યોધનના જ તંબુમાં તે રાત વ્યતીત કરી. સૂતી વખતે તેઓ ચારે જણા પાંડવોને આપેલાં દુઃખો ઉપર વિચાર કરવા લાગ્યા. પાંડવોને જુગારમાં જે કષ્ટ ભોગવવું પડ્યું હતું તથા દ્રૌપદીને ભરી સભામાં ઘસડી લાવવામાં આવી હતી—તે બધી વાતો યાદ કરતાં તેમને ઘણો પશ્ચાત્તાપ થયો, તેમનું ચિત્ત ખૂબ વ્યગ્ર થઈ ગયું.



ત્યારપછી જ્યારે સવાર થયું ત્યારે દરેકે શાસ્ત્રવિધિ અનુસાર પોતપોતાનું નિત્યકર્મ પૂરું કર્યું; પછી ભાગ્યને ભરોસે તેમણે ધૈર્યપૂર્વક સેનાને તૈયાર કરવાની આજ્ઞા આપી અને યુદ્ધને માટે નીકળી પડ્યા. દુર્યોધને કર્ણનો સેનાપતિપદે અભિષેક કર્યો અને દહીં, ઘી, અક્ષત, સુવર્ણમુદ્રાઓ, ગાયો, સોનું તથા કિંમતી વસ્ત્રોથી શ્રેષ્ઠ બ્રાહ્મણોની પૂજા કરીને તેમના આશીર્વાદ પ્રાપ્ત કર્યા. પછી સ્તુતિપાઠકોએ જયજયકાર કર્યો. આ પ્રમાણે પાંડવો પણ પ્રાતઃકાર્યો સમાપ્ત કરી યુદ્ધનો નિશ્ચય કરી છાવણીની બહાર નીકળ્યા.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! હવે તમે મને કર્ણે સેનાપતિ થયા પછી શું કાર્ય કર્યું તે કહો.

સંજયે કહ્યું—મહારાજ! કર્ણની સમ્મતિ જાણીને દુર્યોધને રણશીંગું વગડાવ્યું અને સેનાને તૈયાર થવાની આજ્ઞા આપી. તે સમયે મોટામોટા ગજરાજો, રથો, કવચ પહેરેલા મનુષ્યો અને ઘોડાઓનો કોલાહલ થવા લાગ્યો. કેટલાયે યોદ્ધાઓ ઉતાવળા થઈને એકબીજાને લલકારવા લાગ્યા. એ જોરદાર અવાજથી આકાશ ગૂંજી ઊઠ્યું. આ જ સમયે સેનાપતિ કર્ણ એક ચક્રાંકિત રથ પર બેઠેલો દેખાયો. તેના રથ ઉપર શ્વેત ધ્વજા ફરકી રહી હતી. ઘોડાઓ પણ સફેદ હતા. તેની ધ્વજામાં સર્પનું ચિહ્ન કરેલું હતું. રથમાં સેંકડો બાણના ભાથાઓ ગદા, કવચ, શતઘ્ની, કિંકિણી, શક્તિ, શૂલ, તોમર અને ધનુષો રાખ્યાં હતાં. કર્ણે શંખ વગાડ્યો અને તેનો અવાજ સાંભળતાં જ યોદ્ધાઓ ઉતાવળા થઈને દોડ્યા. આ પ્રમાણે કૌરવોની બહુ મોટી સેનાને તેણે છાવણીની બહાર કાઢી તથા પાંડવોને જીતવાની ઇચ્છાથી તેનો મગરના આકારનો વ્યૂહ બનાવીને રણભૂમિ તરફ કૂચ કરી, આ મકર-વ્યૂહના મુખની જગાએ કર્ણ પોતે ઊભો રહ્યો. તેની બે નેત્રોની જગાએ શૂરવીર શકુનિ અને ઉલૂક ઊભા રહ્યા. મસ્તકભાગમાં અશ્વત્થામા તથા કંઠ-દેશમાં દુર્યોધનના બધા ભાઈઓ હતા. વ્યૂહના મધ્યભાગમાં મોટી સેનાથી ઘેરાયેલો




કુન્તીનો અને સૂર્યનો એકવીર પુત્ર એવો સૂતપુત્ર કર્ણ

રાજા દુર્યોધન હતો. ડાબી બાજુના ભાગમાં કૃતવર્મા ઊભો રહ્યો, તેની સાથે રણોન્મત્ત ગોપાલોની નારાયણી સેના પણ હતી. જમણા પગની બાજુ કૃપાચાર્ય હતા, તેમની સાથે મહાન ધનુર્ધર ત્રિગર્તો અને દાક્ષિણાત્યોની સેના હતી. ડાબા પગની બાજુએ પાછલા ભાગમાં મદ્રદેશના યોદ્ધાઓ રાજા શલ્ય સાથે ઊભા હતા, જમણા ચરણની પાછળ રાજા સુષેણ હતો, તેની સાથે એક હજાર રથી અને ત્રણસો હાથીઓની સેના હતી. વ્યૂહના પાછળના ભાગમાં પોતાની મોટી સેનાથી ઘેરાએલા બંને ભાઈ–ચિત્ર અને ચિત્રસેન હતા.

આ પ્રકારે વ્યૂહ બનાવીને જ્યારે કર્ણે રણાંગણ–તરફ કૂચ કરી ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિરે અર્જુનને જોઈ કહ્યું—'પાર્થ! જો તો ખરો, કર્ણે કૌરવસેનાની કેવી મોરચાબંધી કરી છે અને વીર મહારથીઓ કેવું તેનું રક્ષણ કરી રહ્યા છે. ધૃતરાષ્ટ્રની મહાસેનામાં જેટલા મોટામોટા વીર હતા, તેમાંના ઘણાખરા માર્યા ગયા છે, હવે જે થોડા રહી ગયા છે, તેમને તો હું તણખલા સમાન સમજું છું. આ સેનામાં સૂતપુત્ર કર્ણ જ એક મહાન ધનુર્ધર વીર છે, જેને દેવતાઓ પણ જીતી નથી શકતા. મહાબાહો! હવે આ કર્ણને મારી નાખવાથી જ તારો વિજય થશે, અને મારા હૃદયનો કાંટો પણ નીકળી જશે. આથી હવે તું તને જેમ ઠીક લાગે તેમ આપણી સેનાની વ્યૂહરચના કર.'

ભાઈની વાત સાંભળીને અર્જુને શત્રુઓની સામે પોતાની સેનાનો અર્ધચન્દ્રાકાર વ્યૂહ બનાવ્યો. તેના ડાબા ભાગમાં ભીમસેન, જમણા ભાગમાં ધૃષ્ટદ્યુમ્ન તથા મધ્યમાં રાજા યુધિષ્ઠિર અને અર્જુન ઊભા રહ્યા. નકુળ અને સહદેવ—એ બંને યુધિષ્ઠિરની પાછળ હતા. પાંચાલદેશના યુધામન્યુ અને ઉત્તમૌજા અર્જુનના રથનાં પૈડાંના રક્ષણ માટે રહ્યા. બાકીના વીરો વ્યૂહમાં જ્યાં સ્થાન મળ્યું ત્યાં ખૂબ ઉત્સાહથી ઊભા રહ્યા. આ પ્રમાણે કૌરવો તથા પાંડવોએ વ્યૂહ બનાવીને યુદ્ધ શરૂ કરવાનો વિચાર કર્યો. બન્ને દળમાં ઊંચા અવાજ કરનારાં વાજિંત્રો વાગી ઊઠ્યાં. વિજયાભિલાષી શૂરવીરોનો સિંહનાદ સંભળાવા લાગ્યો. મહાન ધનુર્ધર કર્ણને વ્યૂહમાં કવચધારણ કરીને ઊભેલો જોઈ કૌરવ યોદ્ધાઓ દ્રોણાચાર્યના વિયોગનું દુઃખ ભૂલી ગયા.

ત્યારપછી કર્ણ અને અર્જુન સામસામા આવીને ઊભા રહ્યા, બંને એક–બીજાને દેખતા જ ક્રોધમાં આવી ગયા. તેમના સૈનિકો પણ ઊછળતા કૂદતા પરસ્પર ભીડાઈ ગયા. પછી તો તેઓમાં ભયાનક યુદ્ધ ઉપડ્યું. હાથીસ્વારો, ઘોડેસ્વારો તથા પાયદળ યોદ્ધાઓ એકબીજા પર પ્રહાર કરવા લાગ્યા. તેઓ અર્ધચન્દ્ર, ભલ્લ, ક્ષુરપ્ર, તલવાર, પટ્ટિશ અને ફરસીઓથી પોતાના પ્રતિપક્ષીઓનાં માથાં કાપવા લાગ્યા. મરેલા વીરો હાથીઓ, ઘોડાઓ તથા રથોમાંથી ગબડીગબડીને પૃથ્વી પર પડવા લાગ્યા. સૈનિકોના હાથ, પગ અને હથિયારો કપાવા લાગ્યાં. તેનાથી ત્યાં મહાન સંહાર શરૂ થઈ ગયો. આ વખતે ભીમસેન વગેરે પાંડવો અમારા ઉપર ચઢી આવ્યા. ભીમસેન હાથી ઉપર બેઠો હતો. તેને દૂરથી જ આવતો જોઈને હાથી પર બેઠેલા ક્ષેમધૂર્તિએ યુદ્ધને માટે લલકાર્યો અને તેના ઉપર હુમલો કરી દીધો. પહેલાં તો એ બંનેના હાથીઓ જ લડવા લાગ્યા. હાથીઓ લડતાં લડતાં ભેગા થતાં, તે બંને વીર એકબીજા પર જોરથી તોમરોના પ્રહાર કરવા લાગ્યા. પછી ધનુષ ઊઠાવીને બંનેએ બંનેને વિંધવાનું શરૂ કર્યું. થોડી જ વારમાં તેમણે એકબીજાનાં ધનુષ કાપીને સિંહનાદ કર્યો અને પરસ્પર શક્તિ તેમજ તોમરોની ઝડી વરસાવી દીધી. એટલામાં ક્ષેમધૂર્તિએ ખૂબ જ વેગથી એક તોમરનો પ્રહાર કરી ભીમસેનની છાતી છેદી નાખી. પછી ગર્જના કરતાં તેણે બીજા ૭ તોમર માર્યા.

ભીમસેને પણ ધનુષ ઉઠાવ્યું અને બાણોની વર્ષાથી



શત્રુના હાથીને ખૂબ જ પીડિત કર્યો. આથી તે ભાગવા લાગ્યો, રોકવા છતાં પણ રોકાયો નહિ. ક્ષેમધૂર્તિએ કોઈ રીતે હાથીને કાબુમાં લાવી દીધો અને ક્રોધે ભરાઈને ભીમને બાણોથી વિંધી નાખ્યો, અને તેના હાથીનાં મર્મસ્થાનો પર પણ પ્રહાર કર્યો. હાથી તે આઘાતને સહન કરી શક્યો નહિ. તે પ્રાણ છોડીને પૃથ્વી પર ઢળી પડ્યો. ભીમસેન તેના પડતા પહેલાં જ કૂદીને જમીન પર આવી ગયો અને પોતાની ગદાના પ્રહારથી શત્રુના હાથીને પણ મારી નાખ્યો. ક્ષેમધૂર્તિ પણ હાથી ઉપરથી કૂદીને નીચે આવી ગયો અને તલવાર ઉઠાવીને ભીમસેન તરફ દોડ્યો. આ જોઈને ભીમસેને તેના ઉપર ગદાનો પ્રહાર કર્યો. તે સજ્જડ પ્રહારથી ક્ષેમધૂર્તિનું પ્રાણ-પંખેરુ ઊડી ગયું અને તે તલવાર સહિત જ તેના હાથીની પાસે ઢળી પડ્યો. મહારાજ! ક્ષેમધૂર્તિ કુલૂત દેશનો યશસ્વી રાજા હતો, તેને મરી ગયેલો જાણીને આપની સેના વ્યથિત થઈને નાસવા લાગી.

## વિન્દ-અનુવિન્દ અને ચિત્રસેન તથા ચિત્રનો વધ, અશ્વત્થામા અને ભીમસેનનું ભયંકર યુદ્ધ

**સંજય કહે છે**—રાજન્! ત્યારપછી મહાન ધનુર્ધર કર્ણે પોતાનાં તીક્ષ્ણ બાણોથી પાંડવ સેનાનો સંહાર શરૂ કર્યો. તેનાં નારાચોના મારથી પીડિત થઈને હાથીઓનાં *ઝુંડનાં ઝુંડ ચીસો પાડતાં નાસવા લાગ્યાં.* આ જોઈને સતપુત્ર કર્ણ પર નકુળે હુમલો કર્યો. બીજી બાજુએ અશ્વત્થામા દુષ્કર પરાક્રમ બતાવી રહ્યો હતો, તેનો ભીમસેને સામનો કર્યો. કેકય દેશના વિન્દ અને અનુવિન્દને સાત્યકિએ રોક્યા. શ્રુતકર્માએ ચિત્રસેનનો મુકાબલો કર્યો, પ્રતિવિન્ધ્યે ચિત્રને રોક્યો. દુર્યોધન રાજા યુધિષ્ઠિર સાથે બાથ ભીડી અને અર્જુને ક્રોધે ભરાએલા સંશપ્તકો પર હુમલો કર્યો. ધૃષ્ટદ્યુમ્ન કૃપાચાર્યની અને શિખંડી કૃતવર્માની સાથે લડવા લાગ્યો. શ્રુતકીર્તિ શલ્યની સાથે અને સહદેવ આપના પુત્ર દુઃશાસનની સાથે યુદ્ધ કરવા લાગ્યો.

આ પ્રમાણે આ દ્વન્દ્વયુદ્ધમાં કેકય વીર વિન્દ અને અને અનુવિન્દ સાત્યકિ ઉપર તેજસ્વી બાણોની વર્ષા કરવા લાગ્યા. આ જોઈને સાત્યકિએ પણ તે બન્નેને પોતાનાં સાયકોથી આચ્છાદિત કરી દીધા. વિન્દ-અનુવિન્દે સાત્યકિની છાતીમાં ચોટ પહોંચાડી, ત્યારે તેણે તે બન્નેનાં ધનુષ કાપી નાખ્યાં અને તીક્ષ્ણ બાણો મારીને તેમને આગળ આવતા રોકી દીધા. ત્યારે તેમણે બીજાં ધનુષ હાથમાં લીધાં અને સાત્યકિને બાણોથી ઢાંકી દેવાનું શરૂ કર્યું. તેમની બાણવર્ષાથી ચારે દિશામાં અન્ધકાર છવાઈ ગયો. પછી એ બન્ને મહારથીઓએ એકબીજાનાં ધનુષ કાપી નાખ્યાં. હવે સાત્યકિના ક્રોધની સીમા ન રહી, તેણે તરત જ બીજું ધનુષ લઈને તેની પણછ ચઢાવી અને એક અમન્ત તીક્ષ્ણ ક્ષુરપ્ર



ચલાવીને અનુવિન્દનું માથું ઉડાડી દીધું.

પોતાના શૂરવીર ભાઈને મારી નાખેલો જોઈને મહારથી વિન્દે પણ બીજું ધનુષ ઉઠાવ્યું અને સાત્યકિને બાણોથી વિંધીને ખૂબ જ જોરથી ગર્જના કરી. પછી તેની છાતી અને હાથોને હજારો બાણોથી ઘાયલ કર્યા, છતાં પણ સાત્યકિનો ચહેરો મ્લાન થયો નહિ. તેણે હસતાં હસતાં પચીસ બાણ મારીને વિન્દને ઘાયલ કરી દીધો. ત્યારપછી બન્ને મહારથીઓએ એકબીજાનું ધનુષ કાપીને સારથી અને ઘોડાઓને મારી નાખ્યા.

આ પ્રમાણે જ્યારે તેઓ રથહીન થઈ ગયા ત્યારે ઢાલ અને તલવાર હાથમાં લઈ પરસ્પર લડવા લાગ્યા. બન્ને તરેહતરેહના પેંતરાઓથી એકબીજાનો વધ કરવા પ્રયત્ન કરતા હતા. એટલામાં જ સાત્યકિએ વિન્દની ઢાલના બે ટુકડા કરી દીધા. પછી વિન્દ પણ સાત્યકિની ઢાલને કાપી નાખીને તીક્ષ્ણ તલવાર લઈ દાવ ચલાવવા લાગ્યો. એવામાં સાત્યકિએ તક સાધીને તલવારનો એક એવો ઝપાટો માર્યો કે કવચ સહિત વિન્દના શરીરના બે ટુકડા થઈ ગયા. વિન્દ પ્રાણહીન થઈને પૃથ્વી ઉપર ઢળી પડ્યો. સાત્યકિ તેને મારીને તુરત જ યુધામન્યુના રથ પર ચઢી ગયો. ત્યારપછી એક બીજો રથ તૈયાર કરીને લાવવામાં આવ્યો. સાત્યકિ તેના ઉપર સવાર થયો અને ફરીથી પોતાનાં સાયકોથી કૈકય-સેનાનો સંહાર કરવા લાગ્યો. તેનો માર પડતાં કેકયોની સેના ઊભી રહી ન શકી, તે પોતાના પ્રબળ શત્રુનો સામનો કરવો છોડી દઈ ચારે દિશાઓમાં નાસી ગઈ.

ત્યારપછી શ્રુતકર્માએ ક્રોધે ભરાઈને પચાસ બાણોથી રાજા ચિત્રસેનને ઘાયલ કર્યો. અભિસાર-નરેશ ચિત્રસેને પણ નવ બાણોથી શ્રુતકર્માને વિંધીને પાંચ સાયકોથી તેના સારથીને પણ પીડિત કર્યો. ત્યારે શ્રુતકર્માએ ચિત્રસેનનાં મર્મસ્થાનોમાં તીક્ષ્ણ બાણો માર્યાં. તેની સખત ચોટ લાગવાથી વીરવર ચિત્રસેનને મૂર્છા આવી ગઈ. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે એક ભલ્લ મારીને શ્રુતકર્માનું ધનુષ કાપી નાખ્યું અને સાત બાણોથી તેને પણ વિંધી નાખ્યો. શ્રુતકર્માને ફરીથી ક્રોધ ચઢ્યો, તેણે શત્રુના ધનુષના બે ટુકડા કરી દીધા અને ત્રણસો બાણ મારીને તેને ખૂબ ઘાયલ કર્યો. પછી એક અત્યન્ત તીક્ષ્ણ બાણ લગાવીને તેનું માથું ધડથી નીચે પાડ્યું. અભિસાર નરેશને માર્યો ગએલો જોઈને તેના સૈનિકો શ્રુતકર્મા પર તૂટી પડ્યા, પરન્તુ તેણે પોતાનાં સાયકોના મારથી તે બધાને હઠાવી દીધા.

બીજી બાજુ પ્રતિવિન્ધ્યે ચિત્રને પાંચ બાણોથી ઘાયલ કરીને ત્રણ સાયકોથી તેના સારથીને વિંધી દીધો અને એક બાણ મારીને તેની ધ્વજા પણ કાપી નાખી. આથી ચિત્રે તેના બાહુઓ અને છાતીમાં નવ બાણ માર્યાં. આ જોઈ પ્રતિવિન્ધ્યે તેનું ધનુષ કાપી પચીસ બાણોથી તેને પણ ઘાયલ કર્યો. પછી ચિત્રે પણ પ્રતિવિન્ધ્ય પર એક ભયંકર શક્તિનો પ્રહાર કર્યો, પરંતુ તેણે તે શક્તિને હસતાં હસતાં જ કાપી નાખી. પછી તેણે પ્રતિવિન્ધ્ય પર ગદા ચલાવી. તે ગદાએ પ્રતિવિન્ધ્યના ઘોડાઓને, સારથીને અને રથને ચૂરેચૂરા કરી દીધા. પ્રતિવિન્ધ્ય પહેલેથી જ કૂદીને પૃથ્વી ઉપર આવી ગયો હતો, તેણે ચિત્ર પર શક્તિનો પ્રહાર કર્યો. શક્તિને પોતાના ઉપર આવતી જોઈને ચિત્રે તેને હાથથી જ પકડી લીધી અને ફરીથી તેને પ્રતિવિન્ધ્ય પર જ ચલાવી. તે શક્તિ પ્રતિવિન્ધ્યની જમણી ભુજા પર ચોટ કરતી પૃથ્વી ઉપર આવીને પડી. આથી પ્રતિવિન્ધ્ય ઘણો જ ગુસ્સે થઈ ગયો, તેણે ચિત્રને મારવા માટે તોમરનો પ્રહાર કર્યો. તે ચિત્રનું કવચ અને છાતીને છેદીને




જમીનમાં ઘુસી ગયું. રાજા ચિત્ર પોતાના હાથ પહોળા કરી ભૂમિ ઉપર ઢળી પડ્યો.

ચિત્રને માર્યો ગએલો જોઈ આપના સૈનિકોએ પ્રતિવિંધ્ય પર જોરથી હુમલો કર્યો, પરન્તુ તેણે પોતાનાં સાયક-સમૂહોની વર્ષા કરી તેમને નસાડી મૂક્યા. આ વખતે કૌરવ સેનાના સમસ્ત યોદ્ધાઓ નાસતા હતા, માત્ર અશ્વત્થામા જ મહાબળવાન ભીમસેનનો સામનો કરવા આગળ વધ્યો. પછી તે બન્નેનો ઘોર સંગ્રામ થવા લાગ્યો.

અશ્વત્થામાએ પહેલાં એક બાણથી અને પછી નવ બાણોથી ભીમસેનનાં મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો. આથી ભીમસેને પણ એક હજાર બાણોથી દ્રોણપુત્રને

ઢાંકી દઈ, સિંહ સમાન ગર્જના કરી. પરન્તુ અશ્વત્થામાએ પોતાનાં સાયકોથી ભીમસેનનાં બાણોને રોકી, હસતાંહસતાં ભીમના કપાળમાં એક નારાચ માર્યું. આથી ભીમે પણ ત્રણ નારાચોથી અશ્વત્થામાના કપાળને વિંધી નાખ્યું. આથી દ્રોણકુમારે સો બાણ મારીને ભીમને વ્યથિત કર્યો પરન્તુ તેનાથી ભીમ જરા પણ વિચલિત થયો નહિ. તેણે પણ તેજસ્વી સો બાણ માર્યાં પરંતુ તે ડગ્યો નહિ. હવે તેણે ભયંકર અસ્ત્રોના પ્રયોગ કરવા માંડ્યા અને ભીમસેન પોતાનાં અસ્ત્રોથી તે અસ્ત્રોનો નાશ કરવા લાગ્યો. આથી તેઓમાં ભયંકર અસ્ત્રયુદ્ધ જામી ગયું. આ સમયે ભીમ અને અશ્વત્થામાનાં છોડેલાં બાણો પરસ્પર અથડાઈને આપની સેનાની ચારે બાજુ પ્રકાશ ફેલાવતાં હતાં. સાયકોથી આચ્છાદિત થયેલું આકાશ ભયંકર દેખાતું હતું. બાણોના ટકરાવાથી ઉત્પન્ન થયેલી આગ બંને સેનાઓને બાળી રહી હતી. આ બન્ને વીરોનું અદ્ભુત તેમજ અચિન્ત્ય પરાક્રમ જોઈને સિદ્ધો અને ચારણોના સમુદાય વિસ્મિત થઈ રહ્યા હતા. દેવતાઓ, સિદ્ધો અને મહર્ષિઓ આ બંનેને શાબાશી આપી રહ્યા હતા. એ બંને મહારથીઓ મેઘ સમાન લાગતા હતા. તેઓ બાણરૂપી જળને ધારણ કરી શસ્ત્રોરૂપી વિદ્યુતથી પ્રકાશિત થઈ રહ્યા હતા અને બાણોની વર્ષાથી એકબીજાને આચ્છાદિત કરી રહ્યા હતા. બંનેયે એકબીજાની ધ્વજા કાપીને સારથી તેમજ ઘોડાઓને મારી નાખ્યા. પછી એકબીજાને બાણોથી ઘાયલ કરવા લાગ્યા. ખૂબ વેગથી એકબીજા ઉપર કરવામાં આવતા આઘાતોથી જ્યારે તેઓ અત્યન્ત ઘવાઈ ગયા ત્યારે તે રથના પાછલા ભાગમાં ઢળી પડ્યા. અશ્વત્થામાનો સારથી તેને મૂર્છિત સમજીને રણભૂમિથી દૂર લઈ ગયો. ભીમના સારથિએ પણ તેને અચેત જાણીને એ પ્રમાણે જ કર્યું.

---

## સંશપ્તકો અને અશ્વત્થામાની સાથે અર્જુનનો સંગ્રામ, અર્જુનના હાથથી દંડધાર અને દંડનો વધ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! અર્જુનનું સંશપ્તકોની તથા અશ્વત્થામાની સાથે કેવી રીતે યુદ્ધ થયું?

સંજયે કહ્યું—મહારાજ! સાંભળો. સંશપ્તકોની સેના સમુદ્ર સમાન અપાર હતી, તો પણ અર્જુને એમાં પ્રવેશ કરીને તોફાન ઊભું કરી દીધું. તે તેજસ્વી બાણોથી કૌરવ-વીરોના માથાં કાપી નાખવા લાગ્યો. થોડી જ વારમાં હજારો બાણોની વર્ષા કરીને તેણે રથો હાથીઓ અને ઘોડાઓને તેમના સ્વારો સહિત યમલોક મોકલી દીધા. તીક્ષ્ણ બાણો મારી મારીને શત્રુઓના સારથી, ધ્વજા, ધનુષ, બાણ તથા રત્નજડિત અંબાડીઓથી સુશોભિત હાથીઓને પણ મારી નાખ્યા. આ જોઈ મોટામોટા યોદ્ધાઓ સાંઢોની પેઠે ગર્જના કરતા તૂટી પડ્યા અને તીક્ષ્ણ બાણોથી તેને ઘાયલ કરવા લાગ્યા. આ સમયે અર્જુન અને આ યોદ્ધાઓમાં રોમાંચકારી યુદ્ધ શરૂ થયું. અર્જુન પર બધી દિશાઓમાંથી બાણ-વર્ષા થવા લાગી, છતાં પણ તે પોતાનાં અસ્ત્રોથી તેનું નિવારણ કરીને બાણો છોડતો શત્રુઓના પ્રાણ લેવા લાગ્યો. જેવી રીતે હવા વાદળોને છિન્નભિન્ન કરી દે છે, તેવી રીતે તે વિપક્ષીઓના રથોના ટુકડા ઉડાવી રહ્યો હતો.

તે વખતે અર્જુન એકલો હોવા છતાં પણ એક હજાર મહારથીઓ સમાન પરાક્રમ બતાવી રહ્યો હતો. તેનો આ પુરુષાર્થ જોઈને દેવતાઓ, સિદ્ધો, ઋષિઓ અને ચારણો પણ તેની પ્રશંસા કરવા લાગ્યા. દેવતાઓએ દુંદુભિ વગાડ્યાં અને અર્જુન તથા શ્રીકૃષ્ણ પર ફૂલોની વર્ષા કરી. પછી ત્યાં આ પ્રમાણે આકાશવાણી થઈ: 'જેમણે ચન્દ્રમાની કાન્તિ, અગ્નિની દીપ્તિ, વાયુનું બળ અને સૂર્યનો પ્રતાપ ધારણ કર્યો છે, તે જ આ શ્રીકૃષ્ણ અને અર્જુન રણભૂમિમાં વિરાજમાન છે. એક રથ પર બેઠેલા આ બંને વીરો બ્રહ્મા તથા શંકર સમાન અજેય છે. તેઓ દરેક પ્રાણીઓથી શ્રેષ્ઠ નર-નારાયણ છે.'

આ આશ્ચર્યજનક વૃત્તાન્તને જોવા તથા સાંભળવા છતાં પણ અશ્વત્થામાએ યુદ્ધ માટે બરાબર તૈયાર થઈ શ્રીકૃષ્ણ તથા અર્જુન પર હુમલો કર્યો. તેણે શ્રીકૃષ્ણને સાઠ અને અર્જુનને ત્રણ બાણ માર્યાં. અર્જુને ક્રોધમાં ભરાઈને ત્રણ બાણોથી તેનું ધનુષ કાપી નાખ્યું. આ જોઈ તેણે બીજું અત્યન્ત ભયંકર ધનુષ હાથમાં લીધું અને શ્રીકૃષ્ણ પર ત્રણસો તથા અર્જુન પર એક હજાર બાણોનો પ્રહાર કર્યો. એટલું જ નહિ અશ્વત્થામાએ અર્જુનને આગળ આવતો રોકીને

તેના ઉપર હજારો, લાખો અને અબજો બાણ વરસાવ્યાં. તે વખતે એવું જણાતું હતું કે જાણે તેના બાજુના ભાથા, ધનુષ, પ્રત્યંચા, રથ, ધજા તથા કવચ અને હાથ, છાતી, મુખ નાક, કાન, આંખ, તથા માથું વગેરે અંગો તેમજ રોમેરોમમાંથી બાણ છૂટતાં ન હોય! આ પ્રમાણે તેણે પોતાના બાણસમૂહોથી શ્રીકૃષ્ણ અને અર્જુનને વિંધી નાખ્યા અને અત્યન્ત પ્રસન્ન થઇને મેઘ સમાન ભયંકર ગર્જના કરી. અશ્વત્થામાની ગર્જના સાંભળીને અર્જુને તેનાં છોડેલાં પ્રત્યેક બાણના ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા. ત્યારપછી તેણે સંશપ્તકોના રથ, હાથી, ઘોડા, સારથી, ધ્વજા અને પાયદળ સિપાઈઓને ભયંકર બાણોથી મારવાનું શરૂ કર્યું. ગાંડીવમાંથી છૂટતાં નાના પ્રકારનાં બાણો ત્રણ ગાઉ દૂર ઊભેલા હાથીઓ અને મનુષ્યોને પણ મારી નાખતાં હતાં. આ વખતે અર્જુને શત્રુઓના ઘણા જ ઘોડેસ્વારો તેમજ પાયદળોને સફાચટ કરી દીધા. શત્રુઓમાંથી જે લોકો રણમાં પીઠ બતાવી નાસી ન જતાં સામે લડવા ઊભા રહ્યા, તેમનાં ધનુષ, બાણ, ભાથા, પ્રત્યંચા, હાથ, છાતી, હથિયાર, છત્ર, ધજા, ઘોડા, રથ, ઢાલ, કવચ અને મસ્તકને અર્જુને કાપી નાખ્યાં. પાર્થનાં બાણોનાં પ્રહારથી રથ, ઘોડા અને હાથીઓ સાથે જ તેમના સ્વારો ધરાશાયી થઇ ગયા.

આ જોઈ અંગ, વંગ, કલિંગ અને નિષાદ દેશોના વીરો અર્જુનને મારવાની ઇચ્છાથી હાથી પર સ્વાર થઇ ત્યાં ચઢી આવ્યા. પરન્તુ અર્જુને તેમના હાથીઓનાં કવચ, મર્મસ્થાન સૂંઢ, મહાવત, અને ધ્વજા પતાકા વગેરેને પણ કાપી નાખ્યાં. આથી તે હાથીઓ વજ્ર લાગવાથી પર્વતના શિખરની જેમ જમીન ઉપર ઢળી પડયા. એટલામાં અશ્વત્થામાએ પોતાના ધનુષ પર દશ બાણો ચડાવ્યાં અને તે દશે બાણને એકીસાથે છોડયાં. તેમાંથી પાંચ બાણોએ અર્જુનને ઘાયલ કર્યો અને પાંચ બાણોએ શ્રીકૃષ્ણને ચોટ કરી. બંનેનાં શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગી. તેમનો આવો પરાભવ જોઈને દરેકે એમ જ માન્યું કે હવે તેઓ માર્યા ગયા.

આ વખતે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું—'અર્જુન! ઢીલાશ કેમ કરે છે, તેને મારી નાખ. જેમ દવા ન કરવાથી રોગ વધી જઇ કષ્ટદાયક બની જાય છે, તેમ બેદરકારી રાખવાથી આ શત્રુ પણ પ્રબળ થઇ મહાન દુઃખ આપનાર બની જશે.' 'બહુ સારું' કહીને અર્જુને ભગવાનની આજ્ઞા સ્વીકારી અને સાવધાન થઇને અશ્વત્થામાના હાથ, છાતી, માથું અને જાંઘને બાણોથી છેદી નાખી. પછી ઘોડાઓના લગામ કાપીને તેમને બાણોથી વીંધવા લાગ્યા. ઘોડાઓ ગભરાઇને ભાગ્યા અને અશ્વત્થામાને રણભૂમિથી દૂર લઈ ગયા. અશ્વત્થામા અર્જુનનાં બાણોથી એટલો બધો ઘાયલ થયો હતો કે ફરીથી પાછા આવી લડવાની તેની હિંમત ચાલી નહિ. થોડી વાર સુધી તેણે ઘોડાઓને રોકી આરામ લીધો. અને પછી તેણે કર્ણની સેનામાં પ્રવેશ કર્યો. ત્યારપછી શ્રીકૃષ્ણ અને અર્જુન સંશપ્તકોનો સામનો કરવા ઉપડી ગયા.

એટલામાં ઉત્તર બાજુએથી પાંડવસેનામાં મોટો આર્તનાદ સંભળાયો. ત્યાં દણ્ડધાર પાંડવોની ચતુરંગિણી સેનાનો સંહાર કરી રહ્યો હતો. આ જોઇ ભગવાન શ્રીકૃષ્ણે રથને પાછો વાળી એ દિશામાં ચલાવ્યો અને અર્જુનને કહ્યું—'મગધદેશનો રાજા દણ્ડધાર ઘણો જ પરાક્રમી છે, તે કદાપિ પણ પોતાનો સામનો કરનારને ટકવા દેતો નથી. તેની પાસે શત્રુઓનો સંહાર કરનાર એક મહાન ગજરાજ છે, વળી તેણે યુદ્ધનું ઉત્તમ શિક્ષણ લીધેલું છે, અને તેનું બળ તો સૌથી અધિક છે જ. આથી કોઇ પણ રીતે તે રાજા ભગદત્તથી કમ નથી. પહેલાં તું એનો જ સંહાર કરી દે, પછી સંશપ્તકોને માર.' એ પ્રમાણે કહીને ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને દણ્ડધારની પાસે લાવી દીધો. તે પોતાના મદોન્મત્ત ગજરાજ દ્વારા પાંડવયોદ્ધાઓને કચરી રહ્યો હતો. ત્યાં પહોંચતાં જ તેણે શ્રીકૃષ્ણને બાર અને અર્જુનને સોળ બાણ મારીને તેમના ઘોડાઓને પણ ત્રણ ત્રણ બાણથી ઘાયલ કર્યા. તે પછી તે વારંવાર હસવા અને ગર્જના કરવા લાગ્યો.

ત્યારે અર્જુને તેનાં ધનુષ-બાણ, પ્રત્યંચા અને ધ્વજાને કાપી નાખ્યાં. આથી કોપાયમાન થઇ દણ્ડધાર શ્રીકૃષ્ણ અને અર્જુનને ગભરાવી નાખવાની ઇચ્છાથી પોતાના મદોન્મત્ત ગજરાજને તેમની તરફ લઇ ગયો અને તોમરોથી એ બંને પર પ્રહાર કર્યો. આ જોઇ પાણ્ડુનન્દન અર્જુને ત્રણ બાણ મારીને તેની બન્ને ભુજાઓને અને મસ્તકને એક સાથે કાપી નાખ્યાં. ત્યારપછી તેના હાથીને પણ સો બાણ માર્યાં. તેની વેદનાથી પીડિત થઇને હાથી જોરથી બૂમો પાડવા લાગ્યો અને ચક્કર ખાતો લથડાતો આમતેમ નાસવા લાગ્યો. અન્તે ઠોકર ખાઇને તે મહાવતની સાથે જ ઢળી પડ્યો અને મરણ પામ્યો.

યુદ્ધમાં દણ્ડધાર મરાયા પછી તેનો ભાઈ દણ્ડ શ્રીકૃષ્ણ અને અર્જુનનો વધ કરવા માટે ચઢી આવ્યો. આવતાં વેંત જ તે શ્રીકૃષ્ણને ત્રણ અને અર્જુનને તેજ બનાવેલાં પાંચ તોમર મારીને ભીષણ ગર્જના કરવા લાગ્યો. આથી અર્જુને તેની બન્ને ભુજાઓ કાપી નાખી અને તેના મસ્તક ઉપર એક અર્ધચન્દ્રાકાર બાણ માર્યું. તેની ચોટથી દણ્ડનું મસ્તક કપાઈને હાથી ઉપરથી જમીન ઉપર જઈ પડ્યું. ત્યારપછી તેણે દણ્ડના હાથીને પણ બાણોથી ઘાયલ કરી દીધો, તેની ચોટથી અત્યંત વ્યથિત થઈને તે હાથી જમીન પર પડી મરી ગયો. ત્યારપછી બીજા યોદ્ધાઓ પણ ઉત્તમ હાથીઓ ઉપર સવાર થઈ વિજયની ઈચ્છાથી ચઢી આવ્યા, પરન્તુ તેમને પણ તેણે મોતના ઘાટે ઊતારી દીધા. પછી તો શત્રુની તે બહુ મોટી સેના ભાગીને દૂર જઈ ઊભી અને અર્જુન સંશપ્તકોનો સંહાર કરવા માટે ચાલ્યો ગયો.




## અર્જુન દ્વારા સંશપ્તકોનો તથા અશ્વત્થામાના હાથથી રાજા પાંડયનો વધ

સંજય કહે છે—મહારાજ! અર્જુને પોતાનો રથ મંગળના ગ્રહની પેઠે વક્ર અને અતિવક્ર ગતિથી ખૂબ જ આડો-અવળો ચલાવીને ઘણા જ સંશપ્તકોનો સંહાર કરી નાખ્યો. અનેક પાયદળો, ઘોડેસવારો, રથીઓ અને હાથીઓ અર્જુનનાં બાણોના મારથી પોતાનું ધૈર્ય ગુમાવી બેઠા, કેટલાયે નાસી ગયા અને ઘણા તો પડીને મરી ગયા. તેણે ભલ્લ, ક્ષુર, અર્ધચન્દ્ર તથા વત્સદંત આદિ અસ્ત્રોથી પોતાના શત્રુઓના ઘોડા, સારથી, ધ્વજા, ધનુષ, બાણ, હાથ, હાથનાં હથિયાર, ભુજાઓ અને મસ્તક કાપી નાખ્યાં. એટલામાં ઉપાયુધના પુત્રે ત્રણ બાણોથી અર્જુનને વિંધી દીધો. આ જોઈ અર્જુને તેનું માથું ધડથી જુદું કરી નાખ્યું. આથી ઉપાયુધના સમસ્ત સૈનિકો ક્રોધે ભરાઈને અર્જુન પર અનેક પ્રકારનાં અસ્ત્રશસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. પરન્તુ અર્જુને પોતાનાં અસ્ત્રોથી શત્રુઓની અસ્ત્રવર્ષા અટકાવી દીધી, અને બાણોની ઝડી વરસાવીને ઘણા જ શત્રુઓનો વધ કરી નાખ્યો.

આ સમયે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું—'અર્જુન! તું રમત કેમ કરી રહ્યો છે? હવે આ સંશપ્તકોને



થઈ કરી કર્ણના વધ માટે જલદીથી તૈયાર થઈ જા.' 'હા, એ પ્રમાણે જ કરું છું'–કહીને અર્જુને બાકીના સંશપ્તકોનો સંહાર શરૂ કરી દીધો. અર્જુન એટલી બધી ઝડપથી બાણ હાથમાં લેતો, સંધાન કરતો અને છોડતો કે ઘણી જ સાવધાનીથી જોનારાઓ પણ તેની બધી ક્રિયાઓને જોઈ નહોતા શકતા. અર્જુનનું હસ્તલાઘવ જોઈ ખુદ ભગવાન શ્રીકૃષ્ણ પણ આશ્ચર્યચકિત થઈ ગયા. તેમણે અર્જુનને કહ્યું–'પાર્થ! આ પૃથ્વી પર દુર્યોધનના કારણે મહાભયંકર સંહાર થઈ રહ્યો છે. આજે તેં જેવું પરાક્રમ કર્યું છે તેવું સ્વર્ગમાં માત્ર ઇન્દ્રે જ કર્યું હતું.' આ પ્રમાણે વાતો કરતા શ્રીકૃષ્ણ અને અર્જુન જઈ રહ્યા હતા, એટલામાં જ તેમને દુર્યોધનની સેનાના શંખ, દુન્દુભિ, ભેરી અને પણવ વગેરે વાજાંઓના અવાજ સંભળાયા. પછી શ્રીકૃષ્ણે ઘોડાઓને હંકાર્યા અને ત્યાં પહોંચીને જોયું તો રાજા પાંડ્ય દુર્યોધનની સેનાનો વિકટ સંહાર કરી રહ્યો છે. તે જોઈ તેઓ ખૂબ વિસ્મય પામ્યા. રાજા પાંડ્ય અસ્ત્રવિદ્યામાં તથા ધનુર્વિદ્યામાં પ્રવીણ હતો. તેણે અનેક બાણો મારીને શત્રુદળનો નાશ કરી નાખ્યો હતો. શત્રુઓના મુખ્ય વીરોએ જે જે અસ્ત્રો તેના ઉપર છોડ્યાં હતાં, તે દરેકને તેણે પોતાનાં સાયકોથી કાપીને તે વીરોને યમલોકમાં મોકલી દીધા હતા.

ધૃતરાષ્ટ્રે કહ્યું—સંજય! તું હવે મને રાજા પાંડ્યનું પરાક્રમ, અસ્ત્રશિક્ષા, પ્રભાવ અને બળનું વર્ણન સંભળાવ.

સંજયે કહ્યું—આપ જેમને શ્રેષ્ઠ મહારથીઓ માનો છો, તે દરેકને રાજા પાંડ્ય પોતાના પરાક્રમની સામે તુચ્છ ગણાતો હતો. તેને ભીષ્મ અને દ્રોણની સમાન કહીએ તે પણ તેનાથી સહન થતું ન હતું. શ્રીકૃષ્ણ અને અર્જુનથી ગાંઠ પણ વાતમાં તે પોતાને કમ માનતો ન હતો. આ પ્રમાણે પાંડ્ય સમસ્ત રાજાઓ તથા સંપૂર્ણ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતો. તે કર્ણની સેનાનો સંહાર કરી રહ્યો હતો. તેણે બધા યોદ્ધાઓને છિન્નભિન્ન કરી દીધા, હાથીઓને અને તેમના સવારોને પતાકા, ધ્વજ અને અસ્ત્રોથી હીન કરીને પાદરક્ષકો સહિત મારી નાખ્યા. પુલિંદ, ખસ, બાહ્લીક, નિષાદ, આન્ધ્ર, કુન્તલ, દાક્ષિણાત્ય અને ભોજદેશીય શૂરવીરોને શસ્ત્રહીન તથા કવચશૂન્ય કરીને મોતને ઘાટ ઉતાર્યા. આ પ્રમાણે તેને કૌરવોની ચતુરંગિણી સેનાનો નાશ કરતો જોઈ અશ્વત્થામા તેનો સામનો કરવા માટે આવ્યો. તેણે રાજા પાંડ્ય ઉપર પ્રહાર કર્યો, તેથી તેણે અશ્વત્થામાને એક કર્ણી નામનું બાણ મારીને વિંધી નાખ્યો. ત્યારપછી અશ્વત્થામાએ મર્મસ્થાનોને છેદી નાખે, તેવાં અત્યન્ત ભયંકર બાણ હાથમાં લઈ રાજા પાંડ્યના ઉપર હસતાં હસતાં તેમનો પ્રહાર કર્યો, પછી તેણે તીક્ષ્ણ ધારવાળાં કેટલાક નારાચ લઈ પાંડ્ય ઉપર તેમનો દશમી ગતિથી પ્રયોગ કર્યો+ પરન્તુ પાંડ્યે નવ તીક્ષ્ણ બાણ મારીને તે નારાચોને કાપી નાખ્યાં અને તેનાં પૈડાંની રક્ષા કરનારા યોદ્ધાઓને પણ મારી નાખ્યા.

પોતાના શત્રુની આવી સ્ફૂર્તિ જોઈને અશ્વત્થામા ધનુષને ગોળાકાર થાય એટલું ખેંચતો બાણોની ઝડી વરસાવવા લાગ્યો. આઠ–આઠ બળદોથી ખેંચવામાં આવતી આઠ ગાડીઓમાં જેટલાં બાણ હતાં, તે બધાં અશ્વત્થામાએ અર્ધા પહોરમાં જ સમાપ્ત કરી દીધાં. આ વખતે તેનું સ્વરૂપ ક્રોધે ભરાયેલા યમરાજ સમાન હતું. તેને જોનારા લોકો પોતાના હોશ-કોશ ગુમાવી બેઠા. અશ્વત્થામાએ ચલાવેલાં બધાં બાણોને પાંડ્યે વાયવ્યાસ્ત્રથી ઉડાવી દીધાં અને ઊંચા અવાજથી ગર્જના કરી.



+ દશમી ગતિથી મારેલું બાણ મસ્તકને ધાયી અલગ કરી દે છે.

આથી દ્રોણકુમારે તેની ધ્વજા કાપીને ચારે ઘોડાઓ અને સારથીને યમલોકમાં મોકલી દીધા, તથા અર્ધચન્દ્રાકાર બાણથી ધનુષ કાપી નાખી રથની ધ્વજા પણ ઉડાડી દીધી. આ વખતે એ મહારથી પાંડ્ય રથહીન થઇ ગયો હતો, છતાં પણ અશ્વત્થામાએ તેને માર્યો નહિ. તેની સાથે અશ્વત્થામાની હજુ યુદ્ધ કરવાની ઇચ્છા હતી. એવામાં એક મહાબળવાન ગજરાજ ખૂબ જ વેગથી દોડતો ત્યાં આવી પહોંચ્યો, તેનો સવાર મરી ગયો હતો. રાજા પાંડ્ય હાથીના યુદ્ધમાં નિપુણ હતો. આ પર્વત સમાન ઊંચા ગજરાજને જોતાં જ તે તેની પીઠ ઉપર જઇ બેઠા. તે હાથીને અંકુશ મારીને આગળ હાંક્યો અને સિંહનાદ કરીને દ્રોણપુત્ર ઉપર એક અત્યંત તેજસ્વી તોમરનો પ્રહાર કર્યો. તોમરના પ્રહારથી અશ્વત્થામાના માથાનો સુવર્ણમય મુકુટ ચૂરેચૂરા થઇને ખખડતો જમીન ઉપર જઇ પડ્યો. હવે તો ક્રોધના માર્યા દ્રોણકુમારનું શરીર બળવા લાગ્યું. તેણે શત્રુને પીડા આપનાર યમદંડ સમાન ભયંકર ચૌદ બાણ હાથમાં લીધાં. એમાંથી પાંચ બાણોથી તેણે હાથીને પગથી લઇ સૂંઢ સુધી વીંધી નાખ્યો, ત્રણથી રાજાની બંને ભુજાઓ અને મસ્તકને કાપી નાખ્યું અને બાકીનાં છ બાણોથી પાંડ્યના અનુયાયી છ મહારથીઓને યમલોકમાં પહોંચાડ્યા.

આ પ્રમાણે મહાબળવાન પાંડ્યને મારીને જ્યારે અશ્વત્થામાએ પોતાનું કર્તવ્ય પૂરું કરી લીધું ત્યારે આપનો પુત્ર દુર્યોધન પોતાના મિત્રો સાથે તેની પાસે આવ્યો અને ખૂબ જ પ્રસન્નતાથી તેણે તેનો સ્વાગત-સત્કાર કર્યો.

## અંગરાજનો વધ, સહદેવ દ્વારા દુઃશાસનનો તથા કર્ણ દ્વારા નકુળનો પરાજય અને કર્ણ દ્વારા પાંચાલોનો સંહાર

સંજય કહે છે—મહારાજ! આપના પુત્રની આજ્ઞાથી મોટા મોટા હાથીસ્વારો ક્રોધે ભરાઇ ધૃષ્ટદ્યુમ્નને મારવાની ઇચ્છાથી તેની તરફ ગયા. પૂર્વ અને દક્ષિણ દેશના ગજયુદ્ધમાં કુશળ જે મુખ્ય વીરો હતા, તે બધા તથા તેમના સિવાય અંગ, બંગ, પુંડ્ર, મગધ, મેકલ, કોસલ, મદ્ર, દશાર્ણ, નિષધ અને કલિંગદેશના યોદ્ધાઓ પણ પાંચાલોની સેના પર બાણ, તોમર અને નારાચોની વર્ષા કરતા આગળ વધ્યા.



તેમને આવતા જોઇને ધૃષ્ટદ્યુમ્ન તેમના હાથીઓ ઉપર નારાચોની વર્ષા કરવા લાગ્યો. દરેક હાથીને તેણે દસ-દસ, છ-છ, અને આઠ-આઠ બાણો મારીને ઘાયલ કરી દીધા. તે વખતે ધૃષ્ટદ્યુમ્નને હાથીઓની સેનાથી ઘેરાયલો જોઇને પાંડવો અને પાંચાલ યોદ્ધાઓ તેજસ્વી અસ્ત્ર-શસ્ત્ર લઇને ગર્જના કરતા ત્યાં આવી પહોંચ્યા અને તે હાથીઓ પર બાણોની વર્ષા કરવા લાગ્યા. નકુળ, સહદેવ, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રકો, સાત્યકિ, શિખંડી અને ચેકિતાન-આ બધા વીરો ચારે બાજુથી બાણોની ઝડી વરસાવવા લાગ્યા.

આથી મ્લેચ્છોએ પોતાના હાથીઓને શત્રુઓની તરફ દોડાવ્યા. તે હાથીઓ અત્યન્ત ક્રોધમાં ભરાયા હતા, તેથી રથો, ઘોડાઓ અને મનુષ્યોને સૂંઢથી પકડીને પછાડી દેતા હતા અને પગથી કચરી નાખતા હતા. કેટલાયે યોદ્ધાઓને તેમણે દંતૂશળથી ચીરી નાખ્યા અને કેટલાયને સૂંઢમાં લપેટીને ઉપર ફેંકી દીધાં. દાંતોથી કચરેલા જે લોકો જમીન ઉપર પડતા હતા, તેમની સ્થિતિ બહુ ભયાનક થઇ જતી હતી. આ સમયે સાત્યકિએ અંગરાજના હાથીનો સામનો કર્યો. તેણે

ભયંકર વેગવાળા નારાચોથી તે હાથીના મર્મસ્થાનો વિંધી નાખ્યાં. તેની અસહ્ય વેદનાથી હાથી મૂર્છિત થઈને ઢળી પડ્યો. અંગરાજ તેના ઓથે પોતાનું શરીર છુપાવીને બેઠો, તે હવે ત્યાંથી જવા ઈચ્છતો હતો એટલામાં સાત્યકિએ તેની છાતી ઉપર નારાચથી પ્રહાર કર્યો. તે ચોટને સહન ન કરી શકવાથી તે પૃથ્વી ઉપર ઢળી પડ્યો. તે પછી નકુળે યમદંડ સમાન ત્રણ નારાચ હાથમાં લઈ અંગરાજને ખૂબ જ ઘાયલ કર્યો. તથા સો બાણોથી તેના હાથીને પણ ઘાયલ કર્યો આથી અંગરાજે નકુળ પર એકસો આઠ તોમરોનો પ્રહાર કર્યો, પરંતુ તેણે પ્રત્યેક તોમરના ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા અને એક અર્ધચંદ્રાકાર બાણ મારીને તેના મસ્તકને પણ કાપી નાખ્યું. પછી તો તે મ્લેચ્છરાજ હાથીની સાથે જ જમીન પર પડ્યો.

આ પ્રમાણે અંગદેશનો રાજકુમાર માર્યો જતાં ત્યાંના મહાવતો ક્રોધમાં આવી ગયા અને હાથીઓ સહિત નકુલ પર ચઢી આવ્યા. તેમની સાથે જ મેકલ, ઉત્કલ, કલિંગ, નિષધ અને તામ્રલિપ્ત વગેરે દેશોના યોદ્ધાઓ પણ નકુળને મારવાની ઇચ્છાથી ત્યાં આવી તેના ઉપર બાણો અને તોમરોની વર્ષા કરવા લાગ્યા. આ બધાનાં અસ્ત્રોથી નકુળને ઢંકાઈ ગયેલો જોઈને પાંડવો, પાંચાલો અને સોમક ક્ષત્રિયો ક્રોધે ભરાઈ ત્યાં આવી પહોંચ્યા. પછી તો પાંડવ પક્ષના રથી વીરોનું તે હાથીઓની સાથે ઘોર યુદ્ધ થવા લાગ્યું. તેમણે બાણોની ઝડી વરસાવી દીધી અને હજારો તોમરો ચલાવ્યાં, તેના મારથી હાથીઓનાં કુમ્ભસ્થળ ફાટી ગયાં, મર્મસ્થાનોમાં ઘા થયા, દાંત તૂટી ગયા અને તેમની દશા ખરાબ થઈ ગઈ. એમાંથી આઠ મોટા મોટા ગજરાજોને સહદેવે ચોસઠ બાણ માર્યાં. તેની ચોટથી પીડિત થઈ તે હાથીઓ પોતાના સવારો સહિત પડીને મરી ગયા.

મહારાજ! સહદેવ જ્યારે ક્રોધે ભરાઈ આપની સેનાને અસ્તવ્યસ્ત કરી રહ્યો હતો, તે વખતે દુઃશાસન તેની સામે ધસ્યો. આવતાં જ તેણે સહદેવની છાતીમાં ત્રણ બાણ માર્યાં. આથી સહદેવે સિત્તેર નારાચોથી દુઃશાસનને તેમજ ત્રણથી તેના સારથીને વિંધી નાખ્યા. આ જોઈ દુઃશાસને સહદેવનું ધનુષ કાપીને તેની છાતી અને ભુજાઓમાં તોતેર બાણ માર્યાં. આથી સહદેવના ક્રોધની સીમા રહી નહિ, તેણે જોરથી દુઃશાસનના રથ પર તલવારથી ઘા કર્યો. તે તલવાર પ્રત્યંચા સહિત ધનુષને કાપીને જમીન ઉપર પડી. પછી સહદેવે બીજું ધનુષ લઈને દુઃશાસન પર પ્રાણાન્તકારી બાણ છોડ્યું. પરન્તુ તેણે તીક્ષ્ણ ધારવાળી તલવારથી તેના બે ટુકડા કરી નાખ્યા તથા સહદેવને ઘાયલ કરીને તેના સારથીને પણ નવ બાણ માર્યાં. આથી સહદેવનો ક્રોધ વધી ગયો અને તેણે કાળ સમાન વિકટ બાણ હાથમાં લઈ તેને આપના પુત્ર પર ચલાવ્યું. તે બાણ દુઃશાસનના કવચને તોડી તેના શરીરને ચીરીને જમીનમાં ઘુસી ગયું. આથી આપનો પુત્ર બેહોશ થઈ ગયો. આ જોઈ તેનો સારથી તીક્ષ્ણ બાણોનો માર સહન કરતાં કરતાં રથને રણભૂમિથી દૂર લઈ ગયો,

આ પ્રમાણે દુઃશાસનને પરાસ્ત કરી સહદેવે દુર્યોધનની સેના પર દૃષ્ટિ નાખી. અને તેનો બધી બાજુથી સંહાર શરૂ કર્યો. બીજી બાજુ નકુળ પણ કૌરવ સેનાને નસાડી રહ્યો હતો. આ જોઈ કર્ણ ક્રોધે ભરાઈ ત્યાં આવ્યો અને નકુળને રોકી તેનો સામનો કરવા લાગ્યો. તેણે નકુળનું ધનુષ કાપી તેને ત્રણ બાણોથી ઘાયલ કર્યો. ત્યારે નકુળે પણ બીજું ધનુષ લઈને કર્ણને સિત્તેર અને તેના સારથીને ત્રણ બાણ માર્યાં. પછી એક ક્ષુરપ્રથી કર્ણનું ધનુષ કાપીને તેના પર ત્રણસો બાણોનો પ્રહાર કર્યો. નકુળદ્વારા કર્ણને આ પ્રમાણે દુઃખી થતો જોઈ બધા રથીઓને બહુ આશ્ચર્ય થયું, દેવતાઓ પણ અત્યંત વિસ્મિત થયા.

ત્યારપછી કર્ણે બીજું ધનુષ ઊંચક્યું અને નકુળના ગળાની પાંસળી ઉપર પાંચ બાણ માર્યાં. ત્યારે નકુળે પણ સાત બાણોથી કર્ણને વિંધીને તેનું ધનુષ કાપી નાખ્યું. કર્ણે ફરીથી બીજું ધનુષ લીધું અને નકુળને ચારે દિશાઓથી ઢાંકી દીધો. પરન્તુ મહારથી નકુળે કર્ણનાં છોડેલાં દરેક બાણને કાપી નાખ્યાં. આ વખતે સપક્ષ સર્પોથી ભરાયેલું આકાશ જાણે તીડોથી છવાઈ ગયું હોય એવું લાગતું હતું. આ બન્નેના બાણોથી આકાશમાર્ગ બંધ થઈ ગયો હતો, અંતરિક્ષની કોઈ પણ વસ્તુ તે વખતે જમીન પર પડતી ન હતી, આ બન્ને મહારથીઓનાં દિવ્ય બાણોથી બંને સેનાઓ નષ્ટ થવા લાગી. આથી બધા યોદ્ધાઓ બાણો પડવાના સ્થાનથી દૂર જતા રહ્યા અને આ તમાશો જોવા લાગ્યા. જ્યારે બધા જ લોકો ત્યાંથી હટી ગયા ત્યારે તે બન્ને મહારથી પરસ્પર બાણોની વર્ષાથી એકબીજાને ચોટ લગાવવા લાગ્યા. કર્ણે હસતાં હસતાં આ યુદ્ધમાં બાણોની

લાગ પાયમાં જેવું કરી દીધું. જેમ વાદળોની ઘટા છવાઈ જવાથી અંધકાર થઈ જાય છે તેવું જ કર્ણના બાણોથી, અંધારું છવાઈ ગયું. ત્યારપછી કર્ણે નકુળનું ધનુષ કાપી નાખ્યું અને હસતાં હસતાં તેના સારથીને પણ મારી નીચે પાડ્યો. પછી તેજસ્વી ચાર બાણોથી તેના ચારેય ઘોડાઓને તરત જ યમલોકમાં મોકલી દીધા. ત્યારબાદ પોતાનાં બાણોના મારથી તેણે નકુળના દિવ્ય રથના તલ-તલ જેવડા ટુકડા કરી નાખી તેની ધ્વજાને પણ ઉડાવી દીધી, તેમજ રથનાં પૈડાંના રક્ષકને મારી તેની ગદા, તલવાર, ઢાલ તથા તથા અન્ય સામગ્રીને પણ નષ્ટ કરી દીધી.

રથ, ઘોડા અને કવચથી રહિત થઈ જવાથી નકુળે એક ભયાનક પરિઘ ઉઠાવ્યું પરન્તુ કર્ણે તીક્ષ્ણ બાણોથી તેના પણ ટુકડેટુકડા કરી દીધા. આ વખતે તેની ઈન્દ્રિયો વ્યાકુળ થઈ ગઈ અને તે તરત જ રણભૂમિ છોડીને નાસી ગયો. કર્ણે હસતાં હસતાં તેનો પીછો પકડ્યો અને તેના ગળામાં ધનુષ નાખી દીધું. પછી તે કહેવા લાગ્યો—'પાંડુનન્દન! હવે બળવાનોની સાથે યુદ્ધ કરવાનું સાહસ કરતો નહિ. જો તારો બરોબરીયો હોય, એવાની સાથે જ બાથ ભીડવી જોઈએ. માદ્રીકુમાર! હારી ગયો તેથી શું થઈ ગયું? શરમાઈશ નહિ. જા, ઘરમાં સંતાઈ જા અથવા જ્યાં શ્રીકૃષ્ણ તથા અર્જુન હોય ત્યાં ચાલ્યો જા.'

આ પ્રમાણે કહીને કર્ણે નકુળને છોડી દીધો. એક તે વખતે નકુળને મારવો કર્ણ માટે સહેલ હતો તો પણ કુન્તીના વચનને યાદ કરીને તેણે તેને જીવતો જ છોડી દીધો, કારણ કે કર્ણ ધર્મને જાણનાર હતો. નકુળને આ પરાજયથી ઘણું દુઃખ થયું. તે ધડકતે હૈયે અને અત્યન્ત સંકોચ સાથે જઈને યુધિષ્ઠિરના રથ પર ગયો.

એટલામાં સૂર્યદેવ આકાશના મધ્યભાગમાં આવી ગયા. આ બપોરના વખતે સૂતપુત્ર-કર્ણ ચારે બાજુ ચક્રની માફક ઘૂમી પંચાલોનો સંહાર કરવા લાગ્યો. શત્રુઓના રથ તૂટી ગયા, ધ્વજા-પતાકાઓ કપાઈ ગઈ, ઘોડા અને સારથીઓ મરાઈ ગયા તથા રથના ભુક્કે-ભુક્કા થઈ ગયા. થોડી જ વારમાં પંચાલ સેનાના રથી નાસતા દેખાયા. હાથીઓનાં શરીર લોહીથી લથપથ થઈ ગયાં. તેઓ અહીં-તહીં નાસવા લાગ્યા, જાણે તેઓ જંગલમાં સળગેલા દાવાનળથી બળ્યા હોય તેવું જણાતું હતું. આ વખતે અમને બધે કર્ણે છોડેલાં બાણોથી કપાએલાં અનેક શિર, ભુજાઓ અને પગ દેખાતાં હતાં. સંગ્રામભૂમિમાં સૃંજય વીરો પર કર્ણનો ભીષણ માર પડી રહ્યો હતો તો પણ પતંગિયાં જેમ અગ્નિ ઉપર તૂટી પડે છે તેમ તેઓ કર્ણ તરફ આગળ વધી જ રહ્યા હતા. મહારથી કર્ણ ઠેકાણેઠેકાણે પાંડવ સેનાને ભસ્મ કરી રહ્યો હતો, આથી ક્ષત્રિયો તેને પ્રલયકાળના અગ્નિની સમાન માની તેની આગળથી નાસવા લાગ્યા. પંચાલ વીરોમાંથી પણ જે યોદ્ધાઓ મરતાં બચ્યા હતા તેઓ બધા મેદાન છોડીને નાસી ગયા.

## ઉલૂક-યુયુત્સુ, શ્રુતકર્મા-શતાનીક, શકુનિ-સુતસોમ અને શિખણ્ડી કૃતવર્માનું દ્વંદ્વયુદ્ધ, અર્જુનદ્વારા અનેક વીરોનો સંહાર તથા બંને બાજુની સેનાઓમાં ધમસાણ યુદ્ધ

સંજયે કહ્યું—રાજન્! એક બાજુ આપનો પુત્ર યુયુત્સુ કૌરવોની સેનાને હેરાન કરી રહ્યો હતો. આ જોઈ ઉલૂક ખૂબ સ્ફૂર્તિથી તેની સામે આવ્યો. તેણે ક્રોધરૂપ થઈને એક ક્ષુરપ્રથી યુયુત્સુનું ધનુષ કાપી નાખ્યું અને કર્ણી નામના બાણથી તેને પણ ઘાયલ કરી દીધો. યુયુત્સુએ તરત જ બીજું ધનુષ લઈ સાઠ બાણોથી ઉલૂક પર અને ત્રણ બાણોથી તેના સારથી પર ઘા કરીને પછી અનેક બાણોથી તેને વિંધી નાખ્યો. આથી ઉલૂકે વીસ બાણોથી યુયુત્સુને ઘાયલ કરી તેની ધ્વજાને કાપી નાખી, એક બાણથી તેના સારથીનું માથું ઉડાવી દીધું, ચારે ઘોડાઓને ધરાશાયી કરી દીધા અને પાંચ બાણોથી તેને પણ વિંધી નાખ્યો. મહાબળી ઉલૂકના પ્રહારથી યુયુત્સુ ઘણો જ ઘાયલ થઈ ગયો અને એક બીજા રથ ઉપર ચઢી તુરત જ ત્યાંથી નાસી ગયો. આ પ્રમાણે યુયુત્સુને પરાસ્ત કરીને ઉલૂક ઝટપટ પંચાલ અને સૃંજય વીરો તરફ ચાલ્યો ગયો.

બીજી બાજુ આપના પુત્ર શ્રુતકર્માએ શતાનીકના રથ, સારથી અને ઘોડાઓને નષ્ટ કરી દીધા. ત્યારે મહારથી શતાનીકે ક્રોધમાં આવી તે અશ્વહીન રથમાંથી જ આપના પુત્ર ઉપર એક ગદા ફેંકી. તે તેના

રથ,' સારથિ અને ઘોડાઓને ચૂરેચૂરા કરીને જમીન ઉપર જઇ પડી. આ પ્રમાણે તે બન્ને વીરો રથહીન થઇને એક-બીજા તરફ જોતા રણભૂમિથી દૂર જતા રહ્યા.

આ સમયે શકુનિએ અત્યન્ત તીક્ષ્ણ બાણોથી સુતસોમને ઘાયલ કરી દીધો. પરન્તુ તેનાથી તે જરા પણ વિચલિત થયો નહિ. તેણે પોતાના પિતાના પરમ શત્રુને સામે જોઇને તેને હજારો બાણોથી આચ્છાદિત કરી દીધો. પરન્તુ શકુનિએ પોતાનાં બાણો છોડીને તેનાં બધાં તીરોને કાપી નાખ્યાં. ત્યારપછી તેણે સુતસોમના સારથી ધ્વજા અને ઘોડાઓના પણ તલ જેવા ટુકડા કરી નાખ્યા. આથી સુતસોમ પોતાનું શ્રેષ્ઠ ધનુષ લઇ રથમાંથી કૂદી પડ્યો અને બાણોની વર્ષા કરીને આપના સાળાના રથને આચ્છાદિત કરી દીધો. પરન્તુ શકુનિએ પોતાનાં બાણોની વર્ષાથી તેનાં દરેક બાણોને નષ્ટ કરી દીધાં, પછી અનેક તીક્ષ્ણ તીરોથી તેણે સુતસોમનું ધનુષ અને ભાથાઓને પણ કાપી નાખ્યા.

આથી સુતસોમ એક તલવાર લઇને ભ્રાન્ત, ઉદ્‌ભ્રાન્ત, આવિદ્ધ, આપ્લુત, પ્લુત, સૃત, સમ્પાત અને સમુદીર્ણ વગેરે ચૌદ ગતિથી તેને બધી દિશાઓમાં ઘુમાવવા લાગ્યો. આ સમયે તેના પર જે બાણ છોડવામાં આવતું તેને તે તલવારથી જ કાપી નાખતો હતો. આથી શકુનિએ અત્યન્ત ક્રોધાયમાન થઇ તેના ઉપર સર્પોના સમાન વિષવાળાં બાણોની વર્ષા શરૂ કરી દીધી. પરન્તુ સુતસોમે પોતાની શસ્ત્રકુશળતા અને પરાક્રમથી તે દરેકને કાપી નાખ્યાં. આથી શકુનિએ એક તીક્ષ્ણ બાણથી તેની તલવારના બે ટુકડા કરી નાખ્યા. સુતસોમે પોતાના હાથમાં રહેલા તલવારના અડધા ભાગને જ શકુની પર માર્યો. તે તેનું ધનુષ અને દોરીને કાપીને પૃથ્વી ઉપર જઇ પડ્યો. ત્યારપછી તે શ્રુતકીર્તિના રથ પર ચઢી ગયો અને શકુનિ પણ એક બીજું ભયંકર ધનુષ લઇને અનેક શત્રુઓનો સંહાર કરતો બીજે સ્થાને પાંડવો સાથે સંગ્રામ કરવા લાગ્યો.

બીજી બાજુ શિખંડી અને કૃતવર્માની જામી હતી. શિખંડીએ કૃતવર્માની પાંસળી પર પાંચ તીક્ષ્ણ બાણ માર્યાં. આથી મહારથી કૃતવર્માએ ક્રોધે ભરાઇ તેના ઉપર સાઠ બાણ માર્યાં અને એક બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું. મહાબલી શિખંડીએ તરત જ બીજું ધનુષ લઇ અત્યંત તીક્ષ્ણ નવ બાણ છોડ્યાં. તે તેના કવચ સાથે અથડાઇ નીચે પડી ગયાં. પછી તેણે એક તીક્ષ્ણ બાણથી કૃતવર્માનું ધનુષ કાપી નાખ્યું તથા તેની છાતી અને ભુજાઓ પર એંશી બાણ છોડ્યાં. આથી તેનાં બધાં અંગોમાંથી રુધિર વહેવા લાગ્યું. આથી કૃતવર્માએ બીજું ધનુષ લઇ અનેક તીક્ષ્ણ બાણોથી શિખંડીના ખભાઓ ઉપર પ્રહાર કર્યો. આ પ્રમાણે તે બન્ને વીરો એક-બીજાને ઘાયલ કરતા લોહી-લોહાણ થઇ ગયા હતા. તથા બન્ને જ એક-બીજાના પ્રાણ લેવા માટે તત્પર થએલા હતા.

એટલામાં કૃતવર્માએ શિખંડીને પ્રાણહીન કરવા માટે એક ભયંકર બાણ છોડ્યું. તેની ચોટથી તે તત્કાળ મૂર્છિત થઇ ગયો અને વિહ્વળ થઇને પોતાની ધ્વજાના દંડનો આધાર લઇ બેસી ગયો. તે જોઇને તેનો સારથી તેને તરત જ રણભૂમિમાંથી લઇ ગયો. આથી પાંડવસેનાના પગ ઊખડી ગયા અને તે અહીં-તહીં નાસવા લાગી.

મહારાજ! આ વખતે અર્જુન આપની સેનાનો સંહાર કરી રહ્યો હતો. આપની સેનાના ત્રિગર્ત, શિબિ, કૌરવ, શલ્ય, સંશપ્તક અને નારાયણી સેનાના વીરો તેની સામે ટક્કર લઇ રહ્યા હતા. સત્યસેન, ચંદ્રદેવ, મિત્રદેવ, શત્રુંજય, સૌશ્રુતિ, ચિત્રસેન, મિત્રવર્મા, અને ભાઇઓ સહિત ત્રિગર્તરાજ—આ બધા વીરો સંગ્રામભૂમિમાં અર્જુન પર જાતજાતના બાણસમૂહોની વર્ષા કરી રહ્યા હતા. સેંકડો અને હજારો યોદ્ધાઓ અર્જુનથી ટક્કર લઇ નષ્ટ થઇ જતા હતા. આ વખતે તેના પર સત્યસેને ત્રણ, મિત્રદેવે ત્રેસઠ, ચંદ્રદેવે સાત, મિત્રવર્માએ ત્યોતેર, સૌશ્રુતિએ સાત, શત્રુંજયે વીસ અને સુશર્માએ નવ બાણ છોડ્યાં. આ પ્રમાણે સંગ્રામભૂમિમાં અનેક યોદ્ધાઓનાં બાણોથી વિંધાઇને અર્જુને એ બધા રાજાઓને ઘાયલ કરી નાખ્યા. તેણે સાત બાણથી સૌશ્રુતિને, ત્રણથી સત્યસેનને, વીસથી શત્રુંજયને, આઠથી ચંદ્રદેવને, સો બાણથી મિત્રદેવને, ત્રણથી શ્રુતસેનને, નવથી મિત્રવર્માને અને આઠથી સુશર્માને વિંધીને અનેક તીક્ષ્ણ બાણથી શત્રુંજયને મારી નાખ્યો, સૌશ્રુતિનું શિર ધડથી અલગ કરી દીધું, ત્યારપછી ચંદ્રદેવને પોતાનાં બાણોથી યમરાજને ઘેર મોકલી દીધો અને પાંચ પાંચ બાણોથી બીજા મહારથીઓને આગળ આવતા રોકી દીધા.

આ વખતે સત્યસેને ક્રોધમાં ભરાઇને શ્રીકૃષ્ણ પર એક વિશાળ તોમર ફેંક્યું અને ભયાનક ગર્જના કરી.

રથ, સારથિ અને ઘોડાઓને ચૂરેચૂરા કરીને જમીન ઉપર જઇ પડી. આ પ્રમાણે તે બન્ને વીરો રથહીન થઇને એક-બીજા તરફ જોતા રણાંગણથી દૂર જતા રહ્યા.

આ સમયે શકુનિએ અત્યન્ત તીક્ષ્ણ બાણોથી સુતસોમને ઘાયલ કરી દીધો. પરન્તુ તેનાથી તે જરા પણ વિચલિત થયો નહિ. તેણે પોતાના પિતાના પરમ શત્રુને સામે જોઇને તેને હજારો બાણોથી આચ્છાદિત કરી દીધો. પરન્તુ શકુનિએ પોતાનાં બાણો છોડીને તેના બધાં તીરોને કાપી નાખ્યાં. ત્યારપછી તેણે સુતસોમના સારથી ધ્વજા અને ઘોડાઓના પણ તલ જેવડા ટુકડા કરી નાખ્યા. આથી સુતસોમ પોતાનું શ્રેષ્ઠ ધનુષ લઇ રથમાંથી કૂદી પડયો અને બાણોની વર્ષા કરીને આપના સાળાના રથને આચ્છાદિત કરી દીધો. પરન્તુ શકુનિએ પોતાનાં બાણોની વર્ષાથી તેનાં દરેક બાણોને નષ્ટ કરી દીધાં. પછી અનેક તીક્ષ્ણ તીરોથી તેણે સુતસોમનું ધનુષ અને ભાથાઓને પણ કાપી નાખ્યા.

આથી સુતસોમ એક તલવાર લઇને ભ્રાન્ત, ઉદ્ભ્રાન્ત, આવિદ્ધ, આપ્લુત, પ્લુત, સૃત, સમ્પાત અને સમુદીર્ણ વગેરે ચૌદ ગતિથી તેને બધી દિશાઓમાં ઘૂમાવવા લાગ્યો. આ સમયે તેના પર જે બાણ છોડવામાં આવતું તેને તે તલવારથી જ કાપી નાખતો હતો. આથી શકુનિએ અત્યન્ત ક્રોધાયમાન થઇ તેના ઉપર સર્પોના સમાન વિષવાળાં બાણોની વર્ષા શરૂ કરી દીધી. પરન્તુ સુતસોમે પોતાની શસ્ત્રકુશળતા અને પરાક્રમથી તે દરેકને કાપી નાખ્યાં. આથી શકુનિએ એક તીક્ષ્ણ બાણથી તેની તલવારના બે ટુકડા કરી નાખ્યા. સુતસોમે પોતાના હાથમાં રહેલા તલવારના અડધા ભાગને જ શકુની પર માર્યો. તે તેનું ધનુષ અને દોરીને કાપીને પૃથ્વી ઉપર જઇ પડયો. ત્યારપછી તે શ્રુતકીર્તિના રથ પર ચઢી ગયો અને શકુનિ પણ એક બીજું ભયંકર ધનુષ લઇને અનેક શત્રુઓનો સંહાર કરતો બીજે સ્થાને પાંડવો સાથે સંગ્રામ કરવા લાગ્યો.

બીજી બાજુ શિખણ્ડી અને કૃતવર્માને જામી હતી. શિખણ્ડીએ કૃતવર્માની પાંસળી પર પાંચ તીક્ષ્ણ બાણ માર્યાં. આથી મહારથી કૃતવર્માએ ક્રોધે ભરાઇ તેના ઉપર સાઠ બાણ માર્યાં અને એક બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું. મહાબલી શિખણ્ડીએ તરત જ બીજું ધનુષ લઇ અત્યંત તીક્ષ્ણ નવ બાણ છોડયાં. તે તેના કવચ સાથે અથડાઈ નીચે પડી ગયાં. પછી તેણે એક તીક્ષ્ણ બાણથી કૃતવર્માનું ધનુષ કાપી નાખ્યું તથા તેની છાતી અને ભુજાઓ પર એંશી બાણ છોડયાં. આથી તેનાં બધાં અંગોમાંથી રુધિર વહેવા લાગ્યું. આથી કૃતવર્માએ બીજું ધનુષ લઇ અનેક તીક્ષ્ણ બાણોથી શિખણ્ડીના ખભાઓ ઉપર પ્રહાર કર્યો. આ પ્રમાણે તે બંને વીરો એક-બીજાને ઘાયલ કરતા લોહી-લોહાણ થઇ ગયા હતા. તથા બંને ય એક-બીજાના પ્રાણ લેવા માટે તત્પર થએલા હતા.

એટલામાં કૃતવર્માએ શિખંડીને પ્રાણહીન કરવા માટે એક ભયંકર બાણ છોડયું. તેની ચોટથી તે તત્કાળ મૂર્છિત થઇ ગયો અને વિહ્વળ થઇને પોતાની ધ્વજાના ડંડાનો આધાર લઇ બેસી ગયો. તે જોઇને તેનો સારથી તેને તરત જ રણભૂમિમાંથી લઇ ગયો. આથી પાંડવસેનાના પગ ઊખડી ગયા અને તે અહીં-તહીં નાસવા લાગી.

મહારાજ ! આ વખતે અર્જુન આપની સેનાનો સંહાર કરી રહ્યો હતો. આપની સેનાના ત્રિગર્ત, શિબિ, કૌરવ, શાલ્વ, સંશપ્તક અને નારાયણી સેનાના વીરો તેની સાથે ટક્કર લઇ રહ્યા હતા. સત્યસેન, ચંદ્રદેવ, મિત્રદેવ, સુતંજય, સૌશ્રુતિ, ચિત્રસેન, મિત્રવર્મા, અને ભાઇઓ સહિત ત્રિગર્તરાજ-આ બધા વીરો સંગ્રામભૂમિમાં અર્જુન પર જુદાજુદા બાણસમૂહોની વર્ષા કરી રહ્યા હતા. સેંકડો અને હજારો યોદ્ધાઓ અર્જુનથી ટક્કર લઇ નષ્ટ થઇ જતા હતા. આ વખતે તેના પર સત્યસેને ત્રણ, મિત્રદેવે ત્રેસઠ, ચંદ્રદેવે સાત, મિત્રવર્માએ ત્યોતેર, સૌશ્રુતિએ સાત, શત્રુંજયે વીસ અને સુશર્માએ નવ બાણ છોડયાં. આ પ્રમાણે સંગ્રામભૂમિમાં અનેક યોદ્ધાઓનાં બાણોથી વિંધાઇને અર્જુને એ બધા રાજાઓને ઘાયલ કરી નાખ્યા. તેણે સાત બાણથી સૌશ્રુતિને ત્રણથી સત્યસેનને, વીસથી શત્રુંજયને, આઠથી ચંદ્રદેવને, સો બાણથી મિત્રદેવને, ત્રણથી શ્રુતસેનને, નવથી મિત્રવર્માને અને આઠથી સુશર્માને વિંધીને અનેક તીક્ષ્ણ બાણથી શત્રુંજયને મારી નાખ્યો, સૌશ્રુતિનું શિર ધડથી અલગ કરી દીધું, ત્યારપછી ચન્દ્રદેવને પોતાનાં બાણોથી યમરાજને ઘેર મોકલી દીધો અને પાંચ પાંચ બાણોથી બીજા મહારથીઓને આગળ આવતા રોકી દીધા.

આ વખતે સત્યસેને ક્રોધમાં ભરાઈને શ્રીકૃષ્ણ પર એક વિશાળ તોમર ફેંક્યું અને ભીષણ ગર્જના કરી.

તે તોમર તેમની ડાબી ભુજાને ઘાયલ કરીને જમીન ઉપર પડ્યું. આ પ્રમાણે શ્રીકૃષ્ણને ઘાયલ થયેલા જોઈ મહારથી અર્જુને પોતાના તીક્ષ્ણ બાણોથી સત્યસેનની ડાબી ભુજાને તોડી ને તેનું કુંડલમંડિત વિશાળ મસ્તક ધડથી અલગ કરી દીધું. ત્યારપછી તેણે પોતના તીક્ષ્ણ બાણોથી મિત્રવર્મા પર આક્રમણ કર્યું તથા એક તીક્ષ્ણ વત્સદન્તથી તેના સારથી પર ચોટ કરી. પછી મહાબલી અર્જુને સેંકડો બાણથી સંશપ્તકો પર ઘા કર્યા અને તેમાંથી સેંકડો-હજારો વીરોને ધરાશાયી કરી દીધા. તેણે એક ક્ષુરપ્રથી ચિત્રસેનનું મસ્તક ઊડાવી દીધું અને




સુશર્માની પાંસળી પર ચોટ કરી. આથી બધા સંશપ્તક વીરો તેને ચારે બાજુથી ઘેરીને તરેહ-તરેહના શસ્ત્રોનો મારો ચલાવવા લાગ્યા.

હવે મહારથી અર્જુને ઐન્દ્રાસ્ત્ર પ્રગટ કર્યું તેમાંથી હજારો બાણ નીકળવા લાગ્યાં, તેમની ચોટથી અનેક રાજકુમારો, ક્ષત્રિય વીરો અને હાથી-ઘોડા મરીને પૃથ્વી પર પથરાઈ ગયાં. આ પ્રમાણે જ્યારે ધનુર્ધર ધનંજય સંશપ્તકોનો સંહાર કરવા લાગ્યો ત્યારે તેમના પગ ઊખડી ગયા. તેમાંથી મોટા ભાગના વીરો પીઠ બતાવી નાસી ગયા. આ પ્રમાણે વીર અર્જુને તેમને રણાંગણમાં પરાસ્ત કરી દીધા.

રાજન્! બીજી બાજુ મહારાજ યુધિષ્ઠિર બાણવર્ષા કરી રહ્યા હતા તેમનો સામનો સ્વયં રાજા દુર્યોધને કર્યો. ધર્મરાજે તેને જોતાં જ બાણોથી વીંધી નાખ્યો. આથી દુર્યોધને નવ બાણથી યુધિષ્ઠિર પર અને એક ભલ્લથી તેમના સારથી પર ચોટ કરી. હવે યુધિષ્ઠિરે દુર્યોધન પર તેર બાણ છોડ્યાં. તેમાંથી ચાર વડે તેના ચારે ઘોડાઓને મારીને પાંચમાથી તેના સારથીનું માથું ઊડાવી દીધું, છઠ્ઠાથી તેની ધ્વજા કાપી નાખી, સાતમાથી ધનુષના ટુકડા કરી દીધા, આઠમાથી તલવાર ટુકડા કરી જમીન પર પાડી અને બાકીના પાંચ બાણોથી સ્વયં દુર્યોધનને પીડિત કર્યો. હવે આપનો પુત્ર તે અશ્વહીન રથમાંથી કૂદી પડ્યો. દુર્યોધનને આ પ્રમાણે વિપત્તિમાં પડેલો જોઈને કર્ણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય વગેરે યોદ્ધાઓ તેના રક્ષણ માટે આવી પહોંચ્યા આ સમયે બધા પાંડવ લોકો પણ મહારાજ યુધિષ્ઠિરને ઘેરીને સંગ્રામભૂમિમાં આગળ વધવા લાગ્યા. બસ, બંને બાજુથી ભયંકર સંગ્રામ થવા લાગ્યો બંને ય પક્ષના વીરો વીરધર્મ અનુસાર એક-બીજાં પર પ્રહાર કરતા હતા. જે કોઈ પીઠ બતાવતું તેના પર કોઈ પ્રહાર નહોતો કરતો રાજન્! આ વખતે યોદ્ધાઓમાં મુક્કા-મુક્કી અને દ્વંદ્વયુદ્ધ થયું. તેઓ એકબીજાના કેશ પકડીને પણ ખેંચવા લાગ્યા. યુદ્ધ એટલે સુધી વધી ગયું કે પોતાના-પારકાનું ભાન પણ ન રહ્યું. આ પ્રમાણે તુમુલ યુદ્ધ શરૂ થતાં યોદ્ધાઓ તરેહતરેહનાં શસ્ત્રોથી અનેક પ્રકારે એક-બીજાના પ્રાણ લેવા લાગ્યા. રણભૂમિમાં સેંકડો-હજારો માથા વગરનાં ધડ થઈ ગયાં. તેમનાં શસ્ત્રો અને કવચો લોહીમાં લથપથ થઈ ગયાં. છતાં પણ યોદ્ધાઓ પોતાનું કર્તવ્ય સમજીને વિજયની લાલસાથી બરાબર ઝઝૂમી રહ્યા હતા. તેમની સામે પોતાનો અગર પારકો જે કોઈ આવતું તેને તેઓ સાફ કરી નાખતા હતા. સંગ્રામભૂમિ બંને પક્ષના વીરોથી ખળભળી રહી હતી તથા તૂટેલા રથ, મરેલા હાથી, ઘોડા તેમ જ યોદ્ધાઓથી અદ્ભુત લાગતી હતી. ત્યાં ક્ષણમાં લોહીની નદી વહેવા લાગી હતી, કર્ણ પંચાલોનો, અર્જુન ત્રિગર્તોને અને ભીમસેન કૌરવો તથા હાથીસવારોનો સંહાર કરી રહ્યો હતો. આ પ્રમાણે ત્રીજા પ્રહર સુધી કૌરવ અને પાંડવ સેનાઓનો ભીષણ સંહાર ચાલતો રહ્યો.

# દુર્યોધન અને કર્ણનો રાજા યુધિષ્ઠિર, અર્જુન તેમજ સાત્યકિ સાથે સંગ્રામ

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! તમે કહ્યું કે યુધિષ્ઠિરે મહાગ્યો દુર્યોધનને રથહીન કર્યો હતો, તો ત્યારપછી એ બન્નેનું કેવી રીતે યુદ્ધ થયું? તે સિવાય ત્રીજા પ્રહરનું રોમાંચકારી યુદ્ધ પણ કેવું થયું! તે બધો વૃત્તાન્ત મને સંભળાવો.

સંજયે કહ્યું—રાજન્! જ્યારે બન્ને તરફની સેનાઓ પરસ્પર લડવા લાગી ત્યારે આપનો પુત્ર એક બીજા રથ પર ચઢીને સંગ્રામભૂમિમાં આવ્યો. તેણે પોતાના સારથીને કહ્યું, 'સૂત! ચાલ, જલદી ચાલ, મને જ્યાં રાજા યુધિષ્ઠિર છે ત્યાં જલદી પહોંચાડી દે.' આથી સારથી તરત જ તે રથ હાંકીને ધર્મરાજાની સામે લઈ ગયો. યુધિષ્ઠિરે એક તીક્ષ્ણ બાણથી તેમનું ધનુષ કાપી નાખ્યું. આથી મહારાજ યુધિષ્ઠિરે એક બીજું ધનુષ લઈને દુર્યોધનનું ધનુષ અને ધ્વજા કાપી નાખ્યાં. તેથી દુર્યોધને પણ બીજું ધનુષ લઈને તેમને ઘાયલ કરી નાખ્યા. આ પ્રમાણે તે બન્ને વીરો અત્યંત ક્રોધમાં આવી એકબીજા પર શસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. બન્ને એક-બીજા પર ઘા કરવાની તક શોધવા લાગ્યા, બન્ને બાણોની ચોટથી ઘાયલ થઈ ગયા તથા બન્ને વારંવાર સિંહગર્જના અને શંખધ્વનિ કરવા લાગ્યા. હવે રાજા યુધિષ્ઠિરે ત્રણ વજ્ર સમાન વેગવાન અને દુર્ધર્ષ બાણોથી દુર્યોધનની છાતી પર ચોટ કરી. આના બદલામાં આપના પુત્રે તેમને પાંચ તીક્ષ્ણ બાણોથી ઘાયલ કરી દીધા. ત્યારપછી તેણે તેમના પર લોઢાની એક અત્યન્ત તીક્ષ્ણ શક્તિ છોડી. તેને આવતી જોઈ રાજા યુધિષ્ઠિરે ત્રણ બાણોથી તેના ટુકડે-ટુકડા કરી દીધા તથા પાંચ બાણોથી દુર્યોધનને પણ ઘાયલ કરી નાખ્યો.

હવે દુર્યોધન ગદા ઉઠાવીને ખૂબ વેગથી યુધિષ્ઠિર તરફ દોડ્યો. આ જોઈ તેમણે આપના પુત્ર ઉપર એક અત્યંત દેદીપ્યમાન શક્તિ છોડી. તેણે તેના કવચને તોડીને તેની છાતી પર ચોટ પહોંચાડી. આથી તે અત્યંત વ્યાકુળ થઈ જમીન ઉપર પડી ગયો અને મૂર્છિત થઈ ગયો. આ સમયે ભીમસેને પોતાની પ્રતિજ્ઞા યાદ કરી ધર્મરાજાને કહ્યું, 'મહારાજ! તમે તેને ન મારો.' આ સાંભળીને ધર્મરાજ ત્યાંથી ખસી ગયા.

હવે આપના યોદ્ધાઓ કર્ણને આગળ કરીને પાંડવ સેના પર તૂટી પડ્યા. અને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા, કર્ણે અનેક તેજસ્વી બાણો સાત્યકિ ઉપર છોડ્યાં. આથી સાત્યકિએ તરત જ તેને તથા તેના રથ, સારથી અને ઘોડાઓને અનેક તીક્ષ્ણ તીરોથી ઢાંકી દીધા. કર્ણને આ પ્રમાણે સાત્યકિના બાણોથી વ્યથિત થતો જોઈને તેના પક્ષના અનેક અતિરથીઓ હાથી, ઘોડા, રથી અને પાયદળોને લઈ દોડ્યા. તેમનો સામનો દ્રુપદપુત્ર આદિ અનેક વીરોએ કર્યો. આથી ત્યાં હાથી, ઘોડા, રથ અને સૈનિકોનો ભયંકર સંહાર થવા લાગ્યો.

એટલામાં પુરુષપ્રવર શ્રીકૃષ્ણ અને અર્જુન પોતાના નિત્યકર્મથી પરવારીને તથા શાસ્ત્રાનુસાર ભગવાન શંકરનું પૂજન કરીને યુદ્ધમાં આવ્યા. અર્જુને ગાંડીવ ધનુષ ચઢાવીને બધી દિશાઓને બાણોથી વ્યાપ્ત કરી દીધી. શત્રુઓના અનેક રથ, આયુધ, ધ્વજા અને સારથીઓને નષ્ટ કરી નાખ્યા તથા ઘણા જ હાથીઓ, મહાવતો, ઘોડેસ્વારો, ઘોડા, અને પાયદળોને યમરાજને ઘેર મોકલી દીધા. આ જોઈ રાજા દુર્યોધન એકલો જ અર્જુન પર તૂટી પડ્યો. અર્જુને સાત બાણોથી તેના ધનુષ, સારથી ધ્વજા અને ઘોડાઓનો નાશ કરી એક બાણથી તેનું છત્ર કાપી નાખ્યું. ત્યારપછી જ્યારે તેણે દુર્યોધન પર નવું પ્રાણાન્તક બાણ છોડ્યું કે તરત જ અશ્વત્થામાએ વચમાંથી જ તેના સાત ટુકડા કરી નાખ્યા. આથી અર્જુને પોતાનાં બાણોથી અશ્વત્થામાનું ધનુષ, તથા ઘોડાઓને મારી નાખ્યા તથા કૃપાચાર્યના પ્રચંડ દંડના પણ ટુકડા કરી નાખ્યા. ત્યારપછી તેણે કૃતવર્માનું ધનુષ, ધ્વજા અને ઘોડાઓનો નાશ કરી દીધો તથા દુઃશાસનનું ધનુષ પણ કાપી નાખી કર્ણની સામે ગયો. કર્ણ પણ તરત જ સાત્યકિને છોડીને અર્જુનની સામે આવ્યો અને તેને ત્રણ અને શ્રીકૃષ્ણને વીસ બાણોથી ઘાયલ કરી વારંવાર બાણોની વર્ષા કરવા લાગ્યો.

એટલામાં સાત્યકિ પણ આવી ગયો તેણે પહેલાં કર્ણ પર નવ્વાણું અને પછી સો બાણની ચોટ કરી. ત્યારપછી પાંડવપક્ષના અન્ય યોદ્ધાઓ પણ કર્ણ પર ઘા કરવા લાગ્યા. યુધામન્યુ, શિખંડી, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રક વીરો, ઉત્તમૌજા, યુયુત્સુ, નકુલ-સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, ચેદિ, કરૂષ, મત્સ્ય અને કેકય દેશના વીરો તથા ચેકિતાન અને ધર્મરાજ યુધિષ્ઠિર—આ બધા શૂરવીરોએ ઘણી જ

બળવાન સેના લઈને તેને ચારે તરફથી ઘેરી લીધો તથા તેના પર તરેહતરેહનાં અસ્ત્ર-શસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. પરંતુ કર્ણે પોતાનાં તીક્ષ્ણ બાણોથી તે બધી શસ્ત્રવૃષ્ટિને છિન્ન-ભિન્ન કરી નાખી. વાતવાતમાં કર્ણની અસ્ત્રશક્તિથી આક્રાન્ત થઈને પાંડવોની સેના શસ્ત્રહીન અને ઘાયલ થઈને ભાગવા લાગી. અર્જુને હસતાંહસતાં પોતાનાં અસ્ત્રોથી કર્ણનાં અસ્ત્રોનો નાશ કરી સંપૂર્ણ દિશાઓ, આકાશ અને પૃથ્વીને બાણોથી વ્યાપ્ત કરી દીધાં. તેનાં બાણ મૂશળ, અને પરિઘની માફક જોરથી લાગી રહ્યાં હતાં. તથા કેટલાંક તો શતઘ્ની અને વજ્ર સમાન જણાતાં હતાં.

આ પ્રમાણે આપના અને પાંડવપક્ષના યોદ્ધાઓ વિજયની લાલસાથી યુદ્ધમાં લાગ્યા હતા. આ વખતે સૂર્યદેવ અસ્તાચળના શિખર ઉપર આવી પહોંચ્યા. અંધકાર ફેલાવા લાગ્યો. તથા મોટા-મોટા ધનુર્ધરો પોત-પોતાના યોદ્ધાઓ સહિત છાવણી તરફ ચાલવા લાગ્યા. કૌરવોને જોઈ પાંડવો પણ પોતાની છાવણીએ ચાલ્યા. બધા વીરો વાજતે ગાજતે સિંહનાદ તથા ગર્જના કરતા પોતાના શત્રુઓની હાંસી તેમ જ શ્રીકૃષ્ણ અને અર્જુનની સ્તુતિ કરતા જતા હતા. આ પ્રમાણે તેમણે છાવણીમાં જઈ રાત્રિમાં વિશ્રામ લીધો.

## કર્ણનો પ્રસ્તાવ અને દુર્યોધનના આગ્રહથી શલ્યનું આનાકાની બાદ કર્ણના સારથી થવાનો સ્વીકાર કરવું

રાજા ધૃતરાષ્ટ્રે પૂછ્યું:—સંજય! ત્યારપછી દુર્યોધને શું કર્યું? તે મંદબુદ્ધિ તો કર્ણની મિત્રતા રાખીને પાંડવોને તેમના પુત્ર અને શ્રીકૃષ્ણ સહિત પરાસ્ત કરવાની બડાઈ મારતો હતો. પરંતુ બહુ ખેદની વાત છે કે કર્ણ પોતાના પરાક્રમથી પાંડવોને સંગ્રામમાં જીતી ન શક્યો. નિઃસંદેહ જય-પરાજય દૈવાધીન જ છે. જણાય છે કે હવે જુગારનું પરિણામ સમીપ જ આવી ગયું છે. હાય! આ દુર્યોધનના પાપે મારે કાંટા સમાન અનેક ભયંકર કષ્ટ સહેવાં પડશે. હું હંમેશ પોતાના પુત્રોના માર્યા ગયાની અને હારની જ વાતો સાંભળી રહ્યો છું. શું પાંડવોને રોકી શકે એવો અમારી સેનામાં કોઈ પણ વીર નથી?

સંજયે કહ્યું—રાજન્! જે પુરુષ વીતી ગયેલી વાતોનો પાછળથી વિચાર કરે છે, તેનું તેણે કરવા ધારેલું કામ તો નથી થતું, ઉલટું ચિન્તા પણ તેને ખાય છે. હવે આપને આ કાર્યમાં સફળતા મળવી એ તો ખૂબ દૂરની વાત છે, કારણ કે પહેલેથી જાણી-જોઈને જ આપે આનો યોગ્ય-અયોગ્યનો વિચાર નથી કર્યો. મહારાજ! પાંડવોએ તો આપને વારંવાર કહ્યું હતું કે લડાઈ ન કરો, પરંતુ આપે મોહવશ થઈ સાંભળ્યું જ નહિ. આપે પાંડવો ઉપર ઘણો જ જુલમ ગુજાર્યો છે. આ સમયે પણ આપના જ પાપે આ રાજાઓનો ઘોર સંહાર થઈ રહ્યો છે. પરંતુ જે બીના બની ગઈ તેના વિષયમાં આપ ચિંતા ન કરો. હવે જે પ્રમાણે આ ભયંકર સંહાર થયો તે સાંભળો.

તે રાત્રિ વીત્યા પછી કર્ણ રાજા દુર્યોધન પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "રાજન્! આજે મારી અર્જુનની સાથે લડાઈ થશે, તેમાં હું તે વીરનું કામ ખતમ કરી દઈશ અગર તે મને મારી નાખશે. હું ઇન્દ્રની આપેલી શક્તિ ખોઈ બેઠો છું, એથી મારા ઉપર આજ અર્જુન અવશ્ય હુમલો કરશે. હવે જે વાત મારે કહેવાની છે તે સાંભળો. મારાં અને અર્જુનનાં દિવ્ય અસ્ત્રોનો પ્રભાવ તો એક જ છે, પરંતુ શત્રુના પરાક્રમને કચરી નાખવામાં, હાથની ઝડપમાં, યુદ્ધકુશળતામાં અને અસ્ત્રસંચાલનમાં અર્જુન મારી સમાન નથી. તે સિવાય બળ, વીર્ય, વિજ્ઞાન, પરાક્રમ અને નિશાન સાધવામાં પણ તે મારી બરાબરી કરી શકતો નથી. મારું જે વિજય નામનું ધનુષ છે, તેને વિશ્વકર્માએ ઇન્દ્ર માટે બનાવ્યું હતું. તેના દ્વારા ઇન્દ્રે દૈત્યો પર વિજય પ્રાપ્ત કર્યો હતો. ઇન્દ્રે આ શ્રેષ્ઠ ધનુષ પરશુરામજીને આપ્યું હતું અને તેમણે તે મને આપ્યું. આ પ્રચંડ ધનુષ ગાંડીવથી પણ ચઢીયાતું છે. આના દ્વારા પરશુરામજીએ એકવીસ વાર પૃથ્વીને જીતી હતી. આનાથી આજ સંગ્રામભૂમિમાં વિજયી વીર અર્જુનને ધરાશાયી કરીને હું આપને અને આપના બંધુ-બાંધવોને આનંદિત કરીશ. જેવી રીતે ધર્મમાં પૂર્ણ અનુરાગ રાખનારા સંયમી પુરુષના કાર્યમાં સફળતા મેળવવી સ્વાભાવિક જ છે તેવી રીતે એવું કોઈ કામ નથી કે જે હું આપના માટે પૂર્ણ ન કરી શકું. પરંતુ જે બાબતમાં હું અર્જુનથી કમ છું તે પણ મારે અવશ્ય બતાવી દેવી જોઈએ. હવે

દોરી દિવ્ય છે, તેના ભાથા અક્ષય છે તથા તેની પાસે અગ્નિદેવે આપેલો દિવ્ય રથ છે, જે કોઈ પણ રીતે તોડી શકાતો નથી બીજું તેના ઘોડા મન સમાન વેગવાન છે, ધ્વજ પણ દિવ્ય અને દેદીપ્યમાન છે તથા તેના ઉપર એક વિસ્મય પમાડનાર વાનર બેઠેલો છે. તેથી પણ ચડી જાય તેવી વાત તો એ છે કે જગતની રચના કરનાર શ્રીકૃષ્ણ જાતે જ તેના સારથી અને રક્ષક છે. આ બધી બાબતોમાં હું કમ છું, તો પણ હું અર્જુનની સાથે યુદ્ધ કરવા ઇચ્છું છું. આપણા પક્ષમાં મહારાજ શલ્ય અવશ્ય શ્રીકૃષ્ણની બરાબરી કરી શકે છે. જો તેઓ મારા સારથી બને તો જરૂર તમારો વિજય થઇ શકે છે. આથી આપ તેમને મારું સારથીપણું કરવા માટે તૈયાર કરી લો. અને કેટલાક આદમીઓ મારે માટે ગાડાં ભરીને બાણ લઈને ચાલે તથા બળવાન ઘોડાઓથી જોડેલા કેટલાય રથ મારી પાછળપાછળ ચાલે જેથી જરૂર પડતાં હું તુરત બીજે રથ બદલી શકું. મહારાજ શલ્ય શ્રીકૃષ્ણના સમાન જ અશ્વવિદ્યાના મર્મજ્ઞ છે. જો એ મારી સારથી બને તો મારો રથ શ્રીકૃષ્ણના રથ કરતાં પણ ચડી જાય. પછી તો ઇન્દ્ર સહિત દેવતાઓ પણ મારે સામે આવવાનું સાહસ નહીં કરી શકે. બસ, હું આટલો પ્રબન્ધ કરાવવા ઇચ્છું છું, પછી હું સંગ્રામભૂમિમાં જે કામ કરી દેખાડીશ, તે આપ જોશો જ. અરે, પછી તો જે કોઈ પાંડવ વીરો સંગ્રામમાં મારી સામે આવશે, તેમને હું સર્વથા પરાસ્ત કર્યા વગર નહિ છોડું.

સંજયે કહ્યું—જ્યારે કર્ણે આપના પુત્રને આ પ્રમાણે કહ્યું ત્યારે તેણે પ્રસન્ન ચિત્તથી તેની પ્રશંસા કરતાં કહ્યું, 'કર્ણ ! તમારો જેવો વિચાર છે, તે પ્રમાણે જ હું કરીશ, ગાડાવાળા તમારાં બાણ લઈ ચાલશે તથા અમે બધા રાજાઓ તમારી પાછળ-પાછળ ચાલીશું.' રાજન્ ! કર્ણના એ પ્રમાણે કહેવાથી આપનો પુત્ર ઘણા વિનયથી મહારથી શલ્ય પાસે ગયો અને તેને પ્રેમપૂર્વક કહેવા લાગ્યો, 'મદ્રેશ્વર ! આપ સત્યવ્રત અને વક્તાઓમાં અગ્રગણ્ય છો. હું શિર ઝુકાવીને અત્યન્ત વિનય સાથે આપને એક પ્રાર્થના કરું છું: આપ અર્જુનના નાશ અને મારા હિત માટે કેવળ પ્રેમભાવથી જ કર્ણનું સારથીપણું કરો, આપના સારથી થવાથી રાધાપુત્ર કર્ણ મારા શત્રુઓને પરાસ્ત કરી દેશે. આપના સિવાય કર્ણના ઘોડાઓની લગામ પકડનાર બીજી કોઈ યોગ્ય વ્યક્તિ નથી. આપ સંગ્રામમાં સાક્ષાત શ્રીકૃષ્ણના સમાન છો, આથી જે પ્રમાણે ત્રિપુર-યુદ્ધ



સમયે બ્રહ્માજીએ ભગવાન શંકરને સહાયતા કરી હતી તથા જેવી રીતે શ્રીકૃષ્ણ સંપૂર્ણ આપત્તિઓમાં અર્જુનની રક્ષા કરતા રહે છે, તે પ્રમાણે આપ કર્ણની રક્ષા કરો. શરૂઆતમાં જ શત્રુઓની સૈન્ય શક્તિ કમ હોવા છતાં પણ તેમણે અમારી ઘણી જ સેના નષ્ટ કરી નાખી હતી, તો હવે તો કહેવાનું જ શું ? માટે એવો ઉપાય કરો, જેથી પાંડવો મારી રહી-સહી સેનાનો સંહાર કરી ન શકે, પહેલાં સંગ્રામભૂમિમાં અર્જુન આ પ્રમાણે શત્રુઓનો સંહાર કરી શકતો ન હતો, પરન્તુ હવે શ્રીકૃષ્ણના સંગથી જ તેની એટલી શક્તિ વધી ગઈ છે. હવે પાંડવોની સેનામાં આપનો અને કર્ણનો હિસ્સો બાકી રહી ગયો છે. આપ કર્ણની સાથે મળીને એવી યુક્તિ કરો કે જેથી પાંચાલો અને સૃંજયો સહિત કુન્તીના પુત્રો તરત જ નષ્ટ થઈ જાય. કર્ણ રથીઓમાં શ્રેષ્ઠ છે અને આપ સારથીઓમાં સર્વોત્તમ છો. આપ બન્નેના જેવો સંયોગ સંસારમાં કદી થયો નથી, થશે નહિ. જે પ્રમાણે શ્રીકૃષ્ણ બધી અવસ્થાઓમાં અર્જુનની રક્ષા કરે છે, તે પ્રમાણે આપ પણ કર્ણની રક્ષા કરો. આપના સારથી થવાથી તો કર્ણ ઇન્દ્ર અને સમસ્ત દેવતાઓથી પણ અજેય થઈ જશે, તો પાંડવોની તો વાત જ શી છે !'

# ત્રિપુરોની ઉત્પત્તિ અને તેમના નાશનો પ્રસંગ

દુર્યોધનની આ વાત સાંભળીને શલ્ય એકદમ ક્રોધમાં આવી ગયો. તેની ભમરો ચઢી ગઈ અને હાથ વારંવાર કાંપવા લાગ્યા. તેને પોતાના કુળ, ઐશ્વર્ય, વિદ્યા અને બળનો પણ ગર્વ હતો. એટલા માટે તેણે ક્રોધથી આંખો લાલ કરીને કહ્યું: 'દુર્યોધન! અવશ્ય જ તમે મારું અપમાન કરી રહ્યા છો, અથવા તમને મારા પરાક્રમ માટે સંદેહ છે. તેથી જ તમે મને સારથીનું કામ કરવાની આજ્ઞા આપી રહ્યા છો, તમે કર્ણને મારા કરતાં પણ શ્રેષ્ઠ સમજીને તેની પ્રશંસા કરો છો. પરંતુ હું તેને સંગ્રામમાં મારા સમાન નથી સમજતો. તમે જે મોટામાં મોટા વીર હોય તેને જીતવાનો મારે ભાગ રાખો, હું તેને યુદ્ધમાં જીતીને મારે ઘેર ચાલ્યો જઈશ. અથવા આજે હું એકલો જ યુદ્ધ કરીશ હું શત્રુઓનો સંહાર કરું તે સમયે તમે મારું પરાક્રમ જોઈ લેજો. જરા મારા આ વજ્ર સમાન મોટા અને કસાયેલા બાહુઓ તો જુઓ. મારું વિચિત્ર ધનુષ, સર્પ સમાન બાણો અને સુવર્ણથી મઢેલી ગદા ઉપર તો નજર નાખો. હું મારા તેજથી આખી પૃથ્વીને તોડી નાખી શકું છું. પર્વતોને છિન્ન-ભિન્ન કરી શકું છું અને સમુદ્રને સૂકવી શકું છું. આ પ્રમાણે શત્રુઓનું દમન કરવામાં સંપૂર્ણ રીતે સમર્થ હોવા છતાં પણ તમે મને એ નીચ સૂતપુત્રના સારથીનું કામ કરવાની આજ્ઞા કેવી રીતે આપી રહ્યા છો? તે નીચ કરતાં તો હું દરેક પ્રકારે શ્રેષ્ઠ છું, એટલા માટે તેનું દાસપણું કરવા હું કોઈ પણ રીતે તૈયાર નથી થઈ શકતો. જે પુરુષ પ્રેમને લીધે તેને આશ્રિત થયેલ કોઈ શ્રેષ્ઠ વ્યક્તિને નીચ પુરુષને આધીન કરી દે છે, તેને નીચને ઉચ્ચ અને ઉચ્ચને નીચ કર્યાનું પાપ લાગે છે. બ્રહ્માએ બ્રાહ્મણોને પોતાના મુખમાંથી, ક્ષત્રિયોને ભુજાઓમાંથી, વૈશ્યોને સાથળમાંથી તથા શૂદ્રોને પગમાંથી ઉત્પન્ન કર્યા છે—એવો શ્રુતિનો મત છે. આમાં ક્ષત્રિય જાત દરેક વર્ણોની રક્ષા કરનારી, દરેક પાસેથી કર લેનારી અને દાન આપનારી છે. બ્રાહ્મણોનું કામ યજ્ઞ કરાવવો, ભણાવવું અને વિશુદ્ધ દાન લેવાનું છે. ખેતી, પશુપાલન અને ધર્માનુસાર દાન આપવાનું કામ વૈશ્યોનું છે. તથા શૂદ્રોને બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યોની સેવા કરવાના કામ માટે રાખેલ છે આ વાત તો મેં બિલકુલ નથી સાંભળી કે ક્ષત્રિય શૂદ્રની સેવા કરે. મેં રાજર્ષિઓના વંશમાં જન્મ લીધો છે, મારા મસ્તક પર શાસ્ત્રાનુસાર રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. લોકો મને મહારથી કહે છે અને બન્દીજનો મારી સ્તુતિ કર્યા કરે છે. આવો હોવા છતાં પણ હું સૂતપુત્રનું સારથીપણું કરું—એ વાત મારાથી બની શકે તેમ નથી. આ પ્રમાણે અપમાનિત થઈને તો હું કોઈ પ્રકારે યુદ્ધ નહિ કરી શકું. તેથી હવે હું આપની પાસે ઘેર જવાની આજ્ઞા માગું છું.'

પુરુષસિંહ શલ્ય એ પ્રમાણે કહીને ઊભો થયો અને ત્યાં જે રાજાઓ બેઠા હતા તેમની વચ્ચે થઈને ક્રોધપૂર્વક જવા લાગ્યો. ત્યારે આપના પુત્રે ઘણા પ્રેમ અને માનથી તેને રોક્યો અને ખૂબ મીઠા શબ્દોમાં સમજાવતાં કહેવા લાગ્યો, 'રાજન્! તમે તમારે માટે જેવું માનો



છો તે નિઃસન્દેહ તે પ્રમાણે જ છે. પરન્તુ મારા કહેવાનો જે અભિપ્રાય છે તેને પણ જરા સાંભળવાની કૃપા કરો. આપના પૂર્વપુરુષો સદા સત્ય જ બોલતા રહ્યા છે. હું માનું છું કે તેથી જ આપ લોકો *'આર્તાયનિ' કહેવાઓ છો તથા આપ પોતાના શત્રુઓ માટે શલ્ય

*ઋત એટલે સત્ય વ્યવહાર. તેવો વ્યવહાર કરનાર વંશમાં ઉત્પન્ન થયેલ તે આર્તાયનિ.

(કોટ) સમાન છો, આથી આપ પૃથ્વી ઉપર 'શલ્ય' નામથી પ્રખ્યાત છો. આપ ધર્મજ્ઞ છો અને પહેલાં મારું પ્રિય કરવાનું વચન આપી ચૂક્યા છો, આથી હવે આપના તે જ વચનનું પાલન કરવાની કૃપા કરો. આપની અપેક્ષાએ તો કર્ણ બળવાન નથી ને હું પણ નથી, છતાં પણ આપ અશ્વવિદ્યાના શ્રેષ્ઠ જ્ઞાતા હોવાથી આપને હું એવી પ્રાર્થના કરી રહ્યો છું. કર્ણ શસ્ત્રવિદ્યામાં અર્જુનથી શ્રેષ્ઠ છે અને આપ અશ્વવિદ્યામાં શ્રીકૃષ્ણથી ચઢિયાતા છો.

આથી રાજા શલ્યે કહ્યું—'દુર્યોધન! આ બધા રાજાઓની આગળ તમે મને શ્રીકૃષ્ણથી પણ શ્રેષ્ઠ કહી રહ્યા છો તેથી હું તમારા પર પ્રસન્ન છું. અચ્છા લો, હું કર્ણનું સારથીપણું સ્વીકારી લઉં છું, પરન્તુ કર્ણની સાથે મારે એક શરત રહેશે તે એ કે યુદ્ધને વખત હું તેને ગમે તેવાં વચન કહી શકીશ, એમાં તેણે કોઈ જાતની ફરિયાદ ન કરવી.' આ ઉપર કર્ણે અને આપના પુત્રે 'બહુ સારું' એ પ્રમાણે કહીને શલ્યની શરત સ્વીકારી લીધી.

દુર્યોધને કહ્યું—મહારાજ શલ્ય! પૂર્વકાળમાં મહર્ષિ માર્કણ્ડેયે મારા પિતાઓને એક ઉપાખ્યાન કહ્યું હતું. તે બધી કથા હું આપને સંભળાવું છું. સાંભળો, અને મેં જે પ્રાર્થના કરી છે તે ઉપર કોઈ પ્રકારનો વિચાર ન કરો.

પહેલાં તારકામય નામનો એક સંગ્રામ થયો હતો. તેમાં દેવતાઓએ દૈત્યોને પરાસ્ત કરી દીધા. તે સમયે તારક દૈત્યને તારાક્ષ, કમલાક્ષ અને વિદ્યુન્માલી નામના ત્રણ પુત્રો હતા. તેમણે કઠોર નિયમોનું પાલન કરી, ઘોર તપસ્યા કરી પોતાના શરીરને ખૂબ સૂકવી નાખ્યું. તેમના સંયમ, તપ, નિયમ અને સમાધિથી પિતામહ બ્રહ્મા પ્રસન્ન થયા અને તેમને વરદાન આપવા પધાર્યા. આ ત્રણે દૈત્યોએ સર્વલોકેશ્વર શ્રીબ્રહ્માજીને પ્રણામ કર્યા અને તેમને કહ્યું, 'પિતામહ! આપ અમને એવું વરદાન આપો કે અમે ત્રણ નગરોમાં બેસીને આ બધી પૃથ્વી પર વિચરતા રહીએ. આ પ્રમાણે એક હજાર વર્ષો વીત્યા પછી જ્યારે અમારાં ત્રણે પુર મળી એક જગ્યાએ આવ્યાં હોય ત્યારે જે દેવતા તેમનો એક જ બાણથી નાશ કરી શકે તેનાથી જ અમારું મૃત્યુ થાય.' આથી બ્રહ્માજી 'એ પ્રમાણે થાઓ' એમ કહીને પોતાના લોકમાં ચાલ્યા ગયા.

બ્રહ્મા પાસેથી આવું વરદાન મેળવી તે દૈત્યો ખૂબ પ્રસન્ન થયા. તેમણે પરસ્પર વિચાર કરીને મયદાનવની પાસે જઈ તેને ત્રણ નગરો બનાવવા કહ્યું. બુદ્ધિમાન મયદાનવે પોતાના તપના પ્રભાવથી ત્રણ નગર તૈયાર કર્યાં. તેમાં એક સોનાનું, એક ચાંદીનું અને એક લોઢાનું હતું. સોનાનું નગર સ્વર્ગમાં, ચાંદીનું અંતરિક્ષમાં અને લોઢાનું પૃથ્વી ઉપર ફરવા લાગ્યું. આ ત્રણે નગરો ઇચ્છાનુસાર આવ-જા કરી શકતાં હતાં. આ દરેકની લંબાઈ-પહોળાઈ સો-સો યોજનની હતી. આમાં મોટાં-મોટાં ભુવન અને સડકો હતી. તથા અનેક મહેલો તથા રાજભવનોથી તેઓ બહુ શોભાયમાન લાગતાં હતાં. સોનાના નગરનો રાજા તારકાક્ષ હતો, રૂપાના નગરનો રાજા કમલાક્ષ હતો અને લોઢાનાનો વિદ્યુન્માલી હતો. આ ત્રણે દૈત્યોએ પોતાના શસ્ત્રબળથી ત્રણે લોકના લોકોને પોતાના આધીન કરી દીધા. આ દૈત્યોની પાસે જ્યાં-ત્યાંથી કરોડો દાનવ યોદ્ધાઓ આવીને એકઠા થઈ ગયા. એ ત્રણે નગરોમાંથી જે કોઈ માણસ જેની ઇચ્છા કરતો, તેની તે ઇચ્છાને મયાસુર પોતાની માયાથી તે જ વખતે પૂરી કરી દેતો હતો.

તારકાક્ષને હરિ નામનો એક મહાબળવાન પુત્ર હતો. તેણે ઘોર તપસ્યા કરી. આથી બ્રહ્મા તેના ઉપર પ્રસન્ન થઈ ગયા. તેમને સંતુષ્ટ જોઈને હરિએ વરદાન માગ્યું કે 'અમારા નગરમાં એક એવી વાવ બની જાય કે જેમાં શસ્ત્રથી ઘાયલ થએલા યોદ્ધાઓ નાખવાથી તેઓ સાજા થઈ વધારે બળવાન થઈ જાય.' આ પ્રમાણે બ્રહ્માજી પાસેથી વરદાન મેળવીને તારકાક્ષના પુત્ર હરિએ પોતના નગરમાં એક મરેલા માણસને સજીવન કરવાની વાવ બનાવડાવી. દૈત્યો જેવા રૂપમાં અને જેવા વેષમાં મરતા હતા તેવા રૂપમાં અને વેષમાં તે વાવમાં નાખવાથી સજીવન થઈને નીકળતા હતા, આ પ્રમાણે તેઓ તે વાવ મેળવીને બધા લોકોને કષ્ટ આપવા લાગ્યા તથા પોતાની ઘોર તપસ્યાથી સિદ્ધિ પામીને તેઓ દેવતાઓનો ભય વધારવા લાગ્યા.

યુદ્ધમાં તેમનો કોઈ પણ રીતે નાશ થઈ શકતો ન હતો. હવે તો તેઓ લોભ અને મોહથી અંધ થઈને એકદમ મદોન્મત્ત થઈ ગયા. અને મર્યાદા છોડીને લુંટ-ફાટ કરવા લાગ્યા. વરદાનના મદમાં ચકચૂર થઈને તેઓ વારંવાર દેવતાઓને નસાડી ઇચ્છાનુસાર વિચરવા લાગ્યા. તે મર્યાદાહીન દુષ્ટ દાનવોએ દેવતાઓનાં પ્રિય ઉદ્યાનોને અને ઋષિઓના પવિત્ર આશ્રમોને નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ્યા.

આ પ્રમાણે જ્યારે બધા લોકો દુઃખી થવા લાગ્યા ત્યારે મરુદ્ગણોને સાથે લઈને દેવરાજ ઇન્દ્રે તેમનાં નગરો

ઉપર ચઢાઈ કરી દીધી અને તેમના ઉપર તેઓ બધી બાજુથી વજ્રપ્રહાર કરવા લાગ્યા. પરંતુ જ્યારે બ્રહ્માજીના વરદાનના પ્રભાવથી તે અભેદ્ય નગરોને તોડવામાં તેઓ સમર્થ ન થયા ત્યારે તેઓ ભયભીત થઈને અનેક દેવતાઓને સાથે લઈને બ્રહ્માજીની પાસે ગયા અને તેમણે દૈત્યોએ આપેલા કષ્ટની બધી વાતો સંભળાવી. પછી પ્રણામ કરીને તેમના વધનો ઉપાય પૂછ્યો. ત્યારે ભગવાન બ્રહ્માજીએ કહ્યું; 'જો દૈત્યો તમોને દુઃખ આપી રહ્યા છે, તો તેઓ મારો અપરાધ કરવાનું પણ નહિ ચૂકે. હું તો બધા પ્રાણીઓ માટે સમાન છું, પરંતુ મારો નિયમ છે કે અધર્મીઓનો તો નાશ જ કરવો જોઈએ, એટલા માટે મારે એ ત્રણે નગરોનો એક જ બાણથી નાશ કરવો પડશે. પરંતુ આ કામ કરવામાં મહાદેવજી સિવાય બીજો કોઈ સમર્થ નથી. માટે તમે બધા તેમની પાસે જઈ આ વરદાન માગો. તેઓ અવશ્ય આ દૈત્યોને મારી નાખશે.

આ વાત સાંભળીને ઇન્દ્ર વગેરે દેવતાઓ બ્રહ્માને આગળ કરીને મહાદેવને શરણે ગયા. ભગવાન શંકર પોતાને શરણે આવેલાઓને અભય આપનાર અને સર્વના આત્મસ્વરૂપ છે. તેમની પાસે જઈને તેઓ બધા તેમની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારે તેમને તેજોમય પાર્વતીપતિ મહાદેવજીનું દર્શન થયું. બધાએ તેમને પ્રણામ કર્યા અને મહાદેવજીએ આશીર્વાદ દ્વારા સત્કાર કરીને દરેકને બેસાડ્યા. પછી તે હસતાંહસતાં કહેવા લાગ્યા, 'બોલો, તમારી શી ઇચ્છા છે?'

ભગવાનની આજ્ઞા થતાં દેવતાઓ સ્વસ્થ ચિત્તે કહેવા લાગ્યા, 'દેવાધિદેવ! આપને નમસ્કાર છે. પ્રજાપતિ પણ આપની સ્તુતિ કરે છે, અને બધા દેવોએ પણ આપની સ્તુતિ કરી છે, આપ સર્વના સ્તુતિપાત્ર છો અને બધા આપની સ્તુતિ કરે છે. શંભો! અમે આપને નમસ્કાર કરીએ છીએ. આપ સર્વના આશ્રયસ્થાન અને સર્વનો સંહાર કરનાર છો, એવા બ્રહ્મસ્વરૂપ આપને અમે નમસ્કાર કરીએ છીએ. આપ બધાના અધીશ્વર અને નિયન્તા છો તથા વનસ્પતિ, મનુષ્યો, ગયો અને યજ્ઞોના પતિ છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. દેવ! અમે મન, વાણી અને કર્મથી આપને શરણે આવ્યા છીએ, આપ અમારા ઉપર કૃપા કરો.'

ત્યારે ભગવાન શંકરે પ્રસન્ન થઈને તેમનું સ્વાગત કરતાં કહ્યું. 'દેવગણ! આપ છોડી કહો કે હું આપનું શું કામ કરું!'

આ પ્રમાણે જ્યારે મહાદેવજીએ દેવતાઓ, ઋષિઓ અને પિતૃગણોને અભયદાન આપ્યું ત્યારે બ્રહ્માજીએ તેમનો સત્કાર કરી સંસારના હિતને માટે કહ્યું, 'સર્વેશ્વર! આપની કૃપાથી આ પ્રજાપતિપદ પર પ્રતિષ્ઠિત થઈ મેં દાનવોને એક મહાન વર આપી દીધાં છે. આથી તેમણે દરેક પ્રકારની મર્યાદા છોડી દીધી છે. હવે આપના સિવાય બીજા કોઈથી તેમનો સંહાર થઈ શકે તેમ નથી. દેવતાઓ આપનો શરણે આવીને આ જ પ્રાર્થના કરી રહ્યા છે માટે આપ તેમના પર કૃપા કરો.'

ત્યારે મહાદેવજીએ કહ્યું, 'દેવતાઓ! હું ધનુષબાણ ધારણ કરી રથમાં સવાર થઈ સંગ્રામભૂમિમાં તમારા શત્રુઓનો સંહાર કરીશ. આથી તમે મારે માટે એક એવો રથ અને ધનુષ-બાણ તૈયાર કરો કે જેના દ્વારા હું આ નગરોને પૃથ્વી ઉપર પાડી શકું.'

દેવતાઓએ કહ્યું—'દેવેશ્વર! અમે ત્રણે લોકોનાં તત્ત્વોને બધેથી એકઠાં કરી આપને માટે એક તેજોમય રથ તૈયાર કરીશું.' એવું કહીને તેમણે વિશ્વકર્મા પાસે એક વિશાળ રથ તૈયાર કરાવ્યો. તેમણે વિષ્ણુ, ચંદ્રમા અને અગ્નિના બાણ બનાવ્યાં અને અને મોટામોટા નગરો તથા પર્વતો, વનો અને દ્વીપોથી યુક્ત વસુન્ધરાનો જ રથ બનાવી દીધો, ઇન્દ્ર, વરુણ, યમ અને કુબેર આદિ લોકપાલોના ઘોડા બનાવ્યા. અને મનને આધાર-ભૂમિ બનાવી દીધી. આ પ્રમાણે જ્યારે તે શ્રેષ્ઠ રથ તૈયાર થઈ ગયો ત્યારે મહાદેવજીએ તેમાં પોતાનાં આયુધો મૂક્યાં, બ્રહ્મદંડ, કાલદંડ, રુદ્રદંડ અને જ્વર—આ બધાં આયુધો સર્વ તરફ મુખ કરી તે રથની રક્ષા કરવા લાગ્યાં. અથર્વા અને અંગિરા તેના પૈડાંના રક્ષક બન્યા. ઋગ્વેદ, સામવેદ અને સમસ્ત પુરાણો તે રથની આગળ ચાલનારા યોદ્ધાઓ થયા. ઇતિહાસ અને યજુર્વેદ પૃષ્ઠરક્ષક બન્યા તથા દિવ્ય વાણી અને વિદ્યાઓ પાર્શ્વરક્ષક બની. સ્તોત્રો તથા વષટ્કાર અને ઓમ્કાર રથના અગ્ર ભાગમાં સુશોભિત હતા. તેમણે છ ઋતુઓથી સુશોભિત સંવત્સરને પોતાનું ધનુષ બનાવ્યું તથા પોતાની છાયાને ધનુષની અખંડ પ્રત્યંચાના સ્થાનમાં રાખી.

આ પ્રમાણે રથને તૈયાર જોઈ તેઓ કવચ અને ધનુષ ધારણ કરી વિષ્ણુ, સોમ અને અગ્નિથી બનેલા દિવ્ય બાણો લઈ યુદ્ધ માટે તૈયાર થઈ ગયા અને સમસ્ત યુદ્ધ સામગ્રીથી સુસજ્જિત થઈ પૃથ્વીને કમ્પાયમાન કરતા

રથ પર સવાર થયા. મોટા-મોટા ઋષિઓ, ગન્ધર્વો, દેવતાઓ અને અપ્સરાઓના સમૂહ તેમની સ્તુતિ કરવા લાગ્યા. આ સમયે ભગવાન શંકર ઘણા જ સુશોભિત દેખાતા હતા. તેમણે હસીને કહ્યું, 'મારો સારથી કોણ બનશે?' દેવતાઓએ કહ્યું, 'દેવેશ્વર! આપ જેને આજ્ઞા આપશો તે આપનો સારથી બની જશે.' ત્યારે ભગવાને કહ્યું, 'તમે જાતે જ વિચાર કરીને જે મારાથી શ્રેષ્ઠ હોય તેને મારો સારથી બનાવો.'

આ સાંભળીને દેવતાઓએ પિતામહ બ્રહ્માજી પાસે જઈને તેમને પ્રસન્ન કરી કહ્યું, 'ભગવન્! આપે અમને પહેલેથી જ કહ્યું હતું કે હું તમારું હિત કરીશ, તેથી હવે આપનું તે વચન પૂરું કરો. દેવ! અમે જે રથ તૈયાર કર્યો છે તે ઘણો જ દુર્ધર્ષ છે. ભગવાન શંકર તેમાં બેસીને યુદ્ધ કરશે. પરંતુ સહિત પૃથ્વી જ તે રથ છે, તેનો સારથી દેખાતો નથી. સારથી આ બધાથી શ્રેષ્ઠ હોવો જોઈએ, કારણ કે રથ તેને આધીન રહે છે. અમારી દૃષ્ટિમાં આપના સિવાય કોઈ પણ તેનો સારથી બનવા યોગ્ય નથી. આપ સર્વગુણ-સંપન્ન અને બધા દેવતાઓમાં શ્રેષ્ઠ છો. આથી હવે આપ જ રથ પર બેસીને ઘોડાઓની લગામ સંભાળો.'

બ્રહ્માજીએ કહ્યું—દેવતાઓ! તમે જે કહો છો તેમાં કોઈ વાત ખોટી નથી. આથી જે વખતે ભગવાન શંકર યુદ્ધ કરશે તે વખતે હું અવશ્ય તેમના ઘોડાઓને હાંકીશ.

ત્યારે દેવતાઓએ સંપૂર્ણ લોકોના સ્રષ્ટા ભગવાન બ્રહ્માજીને સારથી બનાવ્યા. જે વખતે તેઓ તે વિશ્વવન્દ્ય રથ ઉપર બેઠા, ત્યારે તેના ઘોડાઓએ મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા. પરમ તેજસ્વી ભગવાન બ્રહ્માએ રથ પર ચઢીને ઘોડાઓની લગામ અને ચાબુક સંભાળ્યાં અને મહાદેવજી કહ્યું 'દેવશ્રેષ્ઠ રથ પર સવાર થાઓ.' ત્યારે ભગવાન શંકર વિષ્ણુ, સોમ અને અગ્નિથી ઉત્પન્ન થયેલાં બાણ લઈને પોતાના ધનુષથી શત્રુઓને કંપાયમાન કરતા રથમાં બેઠા. તે સમયે મહર્ષિઓ ગન્ધર્વો, દેવસમૂહો અને અપ્સરાઓએ તેમની સ્તુતિ કરી. ભગવાન શિવ રથ પર બેસીને પોતાના તેજથી ત્રણે લોકોને દેદીપ્યમાન કરવા લાગ્યા. તેમણે ઈન્દ્રાદિ દેવતાઓને કહ્યું, 'તમે એવો સંદેહ ન રાખશો કે આ બાણો નગરોનો નષ્ટ કરી નહિ શકે. હવે તમે આ બાણોથી આ નગરોનો અંત આવી ગયો જ સમજો.' આથી દેવતાઓ પ્રસન્ન થયા. ત્યારપછી દેવાધિદેવ મહાદેવજી તે વિશાળ રથ પર ચઢીને બધા દેવતાઓ સાથે ચાલ્યા. તેમની આ પ્રકારની કૃપાથી આખો સંસાર અને દેવતાઓ પ્રસન્ન થયા. ઋષિગણો અનેક સ્તોત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. અને કરોડો ગાંધર્વગણો તરેહ-તરેહનાં વાજાં વગાડવા લાગ્યા. હવે ભગવાન શંકરે હસીને કહ્યું, 'પ્રજાપતે! ચાલો, જ્યાં દૈત્યગણો છે ત્યાં જ ઘોડાઓને હાંકો.' ત્યારે બ્રહ્માજીએ પોતાના મન અને વાયુ સમાન વેગવાન ઘોડાઓને દૈત્યો અને દાનવોથી રક્ષાએલાં પેલાં ત્રણ નગરો તરફ હાંક્યા.

આ વખતે નન્દીશ્વરે મોટી ગર્જના કરી, જેથી બધી દિશાઓ ગૂંજી ઊઠી. તેના તે ભીષણ નાદ સાંભળીને તારકાસુરના અનેક દૈત્યોનો નાશ થઈ ગયો. તે સિવાય જે બાકી રહ્યા તેઓ યુદ્ધ માટે તેમની સામે આવી ગયા. હવે ત્રિશૂળપાણિ ભગવાન શંકરે ક્રોધાયમાન થઈને પોતાના ધનુષ પર બાણ ચઢાવીને તેને પાશુપતાસ્ત્રથી અભિમન્ત્રિત કર્યું. પછી તે ત્રણે નગરોને એકઠાં કરવાનું ચિંતન કરવા લાગ્યા. આ પ્રમાણે જ્યારે તેઓ ધનુષ ચઢાવીને તૈયાર થઈ ગયા ત્યારે તે ત્રણે નગરો મળીને એક થઈ ગયાં. આ જોઈને દેવતાઓ હર્ષધ્વનિ કરવા લાગ્યા તથા સિદ્ધો અને મહર્ષિઓ તેમની સ્તુતિ કરી જય-જયકાર કરવા લાગ્યા. આ પ્રમાણે જ્યારે અસહ્ય તેજસ્વી ભગવાન શંકર અસુરોના સંહારની તૈયારી કરી રહ્યા હતા ત્યારે તેમની સામે ત્રણે નગરો એકત્રિત થઈને પ્રકટ થયાં. તેમણે તરત જ પોતાનું દિવ્ય ધનુષ ખેંચીને બાણ છોડ્યું. તે બાણ છૂટતાં જ ત્રણે નગરોનો નાશ થઈ ગયો. તે સમયે ભયંકર આર્તનાદ થયો. મહાદેવજીએ તે અસુરોને ભસ્મ કરી પશ્ચિમ સમુદ્રમાં નાખી દીધા. આ પ્રમાણે ત્રિલોકહિતકારી ભગવાન શિવે કુપિત થઈને તે ત્રણ નગરોને બાળી નાખ્યાં અને દૈત્યોનો જડ-મૂળથી નાશ કરી નાખ્યો. પછી પોતાના ક્રોધથી ઉત્પન્ન થયેલા અગ્નિને રોકીને તેમણે કહ્યું, 'તું ત્રિલોકીને ભસ્મ ન કર.'

આ પ્રમાણે દૈત્યોનો નાશ થઈ જતાં સમસ્ત દેવતાઓ, ઋષિઓ અને લોકો સ્વસ્થ થઈ ગયા અને શ્રેષ્ઠ વચનોથી ભગવાન શંકરની સ્તુતિ કરવા લાગ્યા. પછી ભગવાનની આજ્ઞા લઈને બ્રહ્માદિ દેવગણો પોત પોતાના સ્થાનોમાં ચાલ્યા ગયા. આ રીતે મહાદેવજીએ સમસ્ત લોકોનું કલ્યાણ કર્યું. હવે, તે સમયે જે પ્રમાણે

જગતકર્તા ભગવાન બ્રહ્માજીએ તેમનું સારથીપણું કર્યું હતું તે પ્રમાણે તમે પણ વીરવર કર્ણના અશ્વોનું સંચાલન કરો. રાજન્ ! એમાં સંદેહ નથી કે તમે શ્રીકૃષ્ણ, કર્ણ અને અર્જુનથી પણ શ્રેષ્ઠ છો. કર્ણ યુદ્ધ કરવામાં મહાદેવજી સમાન છે તો આપ રથ હાંકવામાં સાક્ષાત્ બ્રહ્માજી સમાન છો. આથી આપ બંને મળીને મારા શત્રુઓને તે દૈત્યોની પેઠે જ પરાસ્ત કરી શકો છો. મહારાજ ! આપ એવો ઉપાય કરો કે જેથી કર્ણ સંગ્રામભૂમિમાં અર્જુનનો વધ કરી શકે. કર્ણનો અમારો અને રાજ્યનો આધાર હવે આપના જ ઉપર છે. અમારો વિજય પણ આપના પર જ અવલંબિત છે. આથી આપ કર્ણના ઘોડાઓનું નિયન્ત્રણ કરો.

મહારાજ ! કર્ણને સ્વયં પરશુરામજીએ ધનુર્વિદ્યા શીખવી છે. જો એનામાં કોઈ દોષ હોય તો તેઓ તેને કદી દિવ્ય અસ્ત્રો ન આપે. હું તો કર્ણને ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન થયેલો કોઈ દેવપુત્ર જ સમજું છું. તે વિશાળ બાહુવાળો અને કવચ-કુંડળ પહેરેલો ઉત્પન્ન થયો છે. તેથી તેનો જન્મ સૂતકુળમાં હોવાનું કોઈ પણ પ્રકારે સંભવે નહિ.

## શલ્યને સારથી બનાવી કર્ણનું યુદ્ધને માટે પ્રસ્થાન

દુર્યોધને કહ્યું—વીરવર ! સારથી તો રથીથી પણ શ્રેષ્ઠ હોવો જોઈએ. એટલા માટે સંગ્રામભૂમિમાં કર્ણના ઘોડાઓને હાંકો, જે પ્રમાણે ત્રિપુરોના નાશ માટે દેવતાઓએ પ્રયત્ન કરી બ્રહ્માજીને ભગવાન શંકરના સારથી બનાવ્યા હતા, તે પ્રમાણે હું કર્ણથી પણ શ્રેષ્ઠ એવા આપને તેના સારથી બનાવવા ઇચ્છું છું.

શલ્યે કહ્યું—રાજન્ ! જે રીતે બ્રહ્માજી શંકરના સારથી થયા હતા અને એક જ બાણથી સંપૂર્ણ દૈત્યોનો સંહાર થયો હતો, તે બધું મને માલુમ છે. આ પ્રસંગ શ્રીકૃષ્ણને પણ વિદિત જ છે. તેઓ ભૂત-ભવિષ્યની બધી વાતોને પૂરેપૂરી જાણે છે. આ બધું જાણીને જ તેમણે અર્જુનનું સારથીપણું ગ્રહણ કર્યું છે. જો કર્ણ કોઈ રીતે અર્જુનને મારી નાખે તો, શ્રીકૃષ્ણ જાતે યુદ્ધ કરવા લાગે. અને જ્યારે તેઓ કોપાયમાન થશે ત્યારે તમારી સેનાનો કોઈ પણ રાજા શત્રુઓની સેનાનો સામનો નહિ કરી શકે.

સંજયે કહ્યું—રાજન્ ! જ્યારે મદ્રરાજ શલ્યે એ પ્રમાણે કહ્યું ત્યારે દુર્યોધન કહેવા લાગ્યો, 'મહારાજ ! આપ કર્ણનું અપમાન ન કરો. તે સમસ્ત શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ અને સંપૂર્ણ અસ્ત્રવિદ્યામાં પારંગત છે. આ વાત તો પ્રત્યક્ષ જ છે કે તે રાત્રે ઘટોત્કચે સેંકડો માયાઓ રચી હતી ત્યારે તેને કર્ણે જ માર્યો હતો. આ દિવસોમાં અર્જુન પણ ડરનો માર્યો કદી કર્ણની સામે ઊભો નથી રહ્યો. મહાબળી ભીમને પણ કર્ણે ધનુષની અણીથી ગોદા-વીને યુદ્ધ માટે ઉત્તેજિત કર્યો હતો અને તેને 'ઓ મૂઢ ! ઓ ખાઉધરા !' એવું કહીને સંબોધ્યો હતો. તેણે માદ્રીપુત્ર શૂરવીર નકુળને પણ યુદ્ધમાં પરાસ્ત કરી દીધો હતો અને કોઈ વિશેષ કારણથી જ તેને માર્યો ન હતો. કર્ણે જ વૃષ્ણિકુલતિલક સાત્યકિને યુદ્ધમાં હરાવ્યો હતો અને તેને બળાત્કારથી રથહીન કરી દીધો હતો. તેણે ધૃષ્ટદ્યુમ્નાદિ સૃંજય વીરોને તો યુદ્ધમાં કેટલીયે વાર નીચે જોવડાવ્યું છે. ભલા ! એવા મહારથી કર્ણને પાંડવો કેવી રીતે હરાવી શકે ? કર્ણ તો કુપિત થતાં વજ્રધર ઇન્દ્રને પણ મારવા શક્તિમાન છે. આપ પણ સંપૂર્ણ અસ્ત્રોના જ્ઞાતા અને સમસ્ત વિદ્યાઓમાં પારંગત છો. પૃથ્વીમાં આપના સમાન કોઈનું પણ બાહુબળ નથી. આપ શત્રુઓ માટે શલ્ય સમાન છો, આથી આપ 'શલ્ય' નામથી પ્રસિદ્ધ છો. બધા મનુષ્યો મળીને પણ આપના પંજામાં ફસતાં છૂટી શકે નહિ. રાજન્ ! કૃષ્ણ શું આપના બાહુબળથી પણ બળમાં ચડિયાતા છે ? જે પ્રમાણે અર્જુન મર્યા પછી શ્રીકૃષ્ણ પાંડવ-સેનાની રક્ષા કરશે તે પ્રમાણે જો કર્ણ મરી જાય તો આપને અમારી વિશાળ વાહિનીની રક્ષા કરવી પડશે. મહારાજ ! હું તો આપના બળથી જ મારા ભાઈઓ અને સમસ્ત રાજાઓના ઋણથી મુક્ત થવા ઇચ્છું છું.'

કર્ણે કહ્યું—મદ્રરાજ ! જે પ્રમાણે બ્રહ્માજી ભગવાન શંકરના અને શ્રીકૃષ્ણ અર્જુનના સારથી બનીને તેમનું હિત કરી રહ્યા છે તે પ્રમાણે આપ સર્વદા અમારા હિતમાં તત્પર રહો.

શલ્ય બોલ્યો—પોતાની કે બીજાની નિંદા અથવા સ્તુતિ કરવી એ શ્રેષ્ઠ પુરુષોનું કામ નથી. તો પણ તમારા વિશ્વાસ માટે હું મારી પ્રશંસાની જે વાતો કહું છું તે સાંભળો. હું સાવધાનીથી ઘોડાઓને હાંકવામાં, તેમના ગુણદોષ જાણવામાં તથા તેમની ચિકિત્સા કરવામાં ઇન્દ્રના

સારથી માતલિ સમાન છું. આથી તમે ચિંતા ન કરો. અર્જુનની સાથે યુદ્ધ કરતી વખતે હું તમારો રથ હાંકીશ.

દુર્યોધને કહ્યું—કર્ણ ! મહારાજ શલ્ય શ્રીકૃષ્ણથી પણ શ્રેષ્ઠ સારથી છે. હવે તે તમારા સારથી થશે. માતલિ જેવી રીતે ઇન્દ્રનો રથ હાંકે છે, તે પ્રમાણે તે તમારા રથના ઘોડાઓને હાંકશે. હવે તમે નિઃસન્દેહ પાંડવોને હરાવી શકશો.

રાજન ! ત્યારે કર્ણે પ્રસન્ન થઈને પોતાના સારથીને કહ્યું–' સૂત ! તમે જલદી મારો રથ તૈયાર કરીને લાવો.' સારથિએ કર્ણના વિજયી રથને વિધિવત્ સજાવીને 'મહારાજનો જય થાઓ.' એવું કહીને રથ લાવી દીધો. કર્ણે શાસ્ત્રવિધિથી તે શ્રેષ્ઠ રથનું પૂજન કર્યું અને તેની પ્રદક્ષિણા કરીને સૂર્યદેવની સ્તુતિ કરી. પછી તેની પાસે જ



ઊભા રહી મદ્રરાજને કહ્યું, ' રાજન્ ! રથ પર બેસો.' મહાતેજસ્વી શલ્ય રથના અગ્રભાગ પર બેઠા. ત્યારપછી કર્ણ પણ તેના ઉપર સવાર થયો. તે સમયે ત્યાં તે બંને તેજસ્વી વીરોનું સ્તુતિગાન થઈ રહ્યું હતું. મહારાજ શલ્યે ઘોડાઓની લગામ લીધી અને કર્ણ રથ પર બેસીને ધનુષના ટંકાર કરવા લાગ્યો.

ત્યારે દુર્યોધને કર્ણને કહ્યું, ' વીરવર ! હું સમજતો હતો કે મહારથી ભીષ્મ અને દ્રોણ અર્જુન અને ભીમસેનને મારી નાખશે, પરંતુ તેઓ આ કાર્યને ન કરી શક્યા. હવે તમે કાં તો ધર્મરાજને કેદ કરી લો અથવા અર્જુન, ભીમસેન અને નકુળ-સહદેવને મારી નાખો. અચ્છા હવે તમે યુદ્ધ માટે પ્રસ્થાન કરો. તમારો જય થઓ, કલ્યાણ થાઓ. તમે પાંડુપુત્રોની સમ્પૂર્ણ સેનાને ભસ્મ કરી દો.'

કર્ણે દુર્યોધનની વાતનો સ્વીકાર કરીને શલ્ય રાજાને કહ્યું—' મહાબાહો ! ઘોડાઓને હાંકો, જેથી હું અર્જુન ભીમ, નકુળ-સહદેવ, અને યુધિષ્ઠિરને મારી શકું. આજે પાંડવોના નાશ અને દુર્યોધનના વિજય માટે હું હજારો તીક્ષ્ણ બાણ છોડીશ.'

શલ્ય બોલ્યો—સૂતપુત્ર ! તું પાંડવોનું અપમાન શા માટે કરી રહ્યો છે ? તેઓ તો સમસ્ત શસ્ત્રોના પારગત, મહાન ધનુર્ધર, રણમાં પીઠ ન બતાવનાર, અજેય અને અત્યંત પરાક્રમી છે. તેઓ સાક્ષાત ઇન્દ્રને પણ ભયભીત કરી શકે છે. જે સમયે તું ગાંડીવ ધનુષનો વજ્ર સમાન ભીષણ ટંકાર સાંભળીશ તે સમયે આ પ્રમાણે ગાલ વગાડવાનું ભૂલી જઈશ. જે સમયે ભીમસેન હાથીઓના દાંત ખેંચી કાઢીને તેનાથી હાથીઓની સેનાનો સંહાર કરશે તે સમયે તું આ પ્રમાણે વાતો બનાવી શકીશ નહિ. જે સમયે તું ધર્મરાજ યુધિષ્ઠિર અને નકુળ-સહદેવને પોતાનાં તીક્ષ્ણ બાણોથી શત્રુઓનો સંહાર કરતા જોઈશ તે સમયે આવી કોઈ વાત કહી નહિ શકે.

## શલ્યના સારથીપણા નીચે કર્ણનું યુદ્ધભૂમિમાં પ્રસ્થાન અને બંનેનું કટુ-સંભાષણ

સંજયે કહ્યું—રાજન્ ! ત્યારે મદ્રરાજની આ બધી વાતોની ઉપેક્ષા કરીને કર્ણે તેમને કહ્યું, ' અચ્છા હવે રથ આગળ ચલાવો.'

સંજય કહે છે—મહારાજ ! જ્યારે મહાન ધનુર્ધર કર્ણ યુદ્ધ માટે તૈયાર થઈ ગયો ત્યારે તેને જોઈને સમસ્ત કૌરવવીરો હર્ષધ્વનિ કરવા લાગ્યા. કર્ણ યુદ્ધ માટે નીકળતાં જ આપના પક્ષના બધા વીરોએ પણ મૃત્યુનો ભય છોડીને દુન્દુભિ અને ભેરીના નાદ સાથે યુદ્ધભૂમિ તરફ કૂચ કરી. તે સમયે સમ્પૂર્ણ પૃથ્વી કમ્પવા લાગી તથા કર્ણના ઘોડાઓ પૃથ્વી ઉપર પડી ગયા. ત્યાં કૌરવોનો વિનાશ સૂચવનારા અનેક ઉત્પાત થયા. પરંતુ દૈવવશાત્ દરેકની બુદ્ધિ પર એવી મોહજાળ

છવાઇ હતી કે તેમણે તેની કંઇ પણ પરવા કરી નહિ. કર્ણે કૂચ કર્યા પછી દરેક રાજાઓએ જયઘોષ કર્યો, ત્યારે રાજા કર્ણે શલ્યને સંબોધી કહ્યું, 'આ સમયે હું અસ્ત્ર-શસ્ત્ર ધારણ કરી રથમાં બેઠો છું, હવે મને કુપિત થએલા વજ્રધર ઇન્દ્રનો પણ ભય નથી, આ ભીષ્મ વગેરે યોદ્ધાઓને યુદ્ધમાં પડેલા જોઈને મને યુદ્ધ કરવાની તત્પરતા થઈ રહી છે વાસ્તવમાં અર્જુનનો મુકાબલો રણભૂમિમાં મારા સિવાય કોઈ કરી શકતું નથી. તે સાક્ષાત્ ઉગ્ર રૂપવાળા મૃત્યુના સમાન જ છે. આચાર્ય દ્રોણમાં શઅસ્ત્રચાલનની કુશળતા, બળ, ધૈર્ય અને વિનય આદિ દરેક ગુણ હતા, તેમની પાસે મોટામોટાં અસ્ત્ર-શસ્ત્રો પણ હતાં, પણ તેઓ કાળના મુખમાં ચડયા ગયા. તેમની પછી દરેકને હું કમજોર જ સમજું છું. અસ્ત્ર, બળ, પરાક્રમ, નીતિ અને મોટાં હથિયાર પણ મનુષ્યને સુખ પહોંચાડવામાં સમર્થ નથી. જુઓ, ગુરુ દ્રોણાચાર્યમાં આ બધી વસ્તુઓ રહેવા છતાં પણ તેઓ શત્રુઓના હાથથી માર્યા ગયા. તેઓ અગ્નિ અને સૂર્ય સમાન તેજસ્વી, વિષ્ણુ અને ઇન્દ્ર સમાન પરાક્રમી, બૃહસ્પતિ અને શુક્ર સમાન નીતિકુશળ હતા, છતાં પણ શસ્ત્રો તેમની રક્ષા કરી શક્યાં નહિ આ સમયે દુર્યોધનનું બળ ઢીલું પડી ગયું છે. આવી સ્થિતિમાં હું પોતાનું કર્તવ્ય સારી રીતે સમજું છું. હવે આપ શત્રુઓની સેના તરફ રથ આગળ વધારો, જ્યાં સત્યપ્રતિજ્ઞ રાજા યુધિષ્ઠિર છે, જ્યાં ભીમસેન, અર્જુન, શ્રીકૃષ્ણ, સાત્યકિ, સંજય વીરો અને નકુળ-સહદેવ યુદ્ધના મેદાનમાં ઉભા છે. ત્યાં મારા સિવાય બીજો કયો યોદ્ધો તે બધા વીરોની સામે ટક્કર લઈ શકે છે! માટે મદ્રરાજ! આપ રથને જલદીથી રણભૂમિમાં પંચાલ, પાંડવ અને સંજય વીરોની તરફ લઈ ચાલો. હું તેમને મારી નાખીશ અથવા આચાર્ય દ્રોણના માર્ગે યમરાજની પાસે ચાલ્યો જઈશ. ધૃતરાષ્ટ્રનન્દન દુર્યોધન સર્વદા મારા કલ્યાણ માટે પ્રયત્ન કરતા રહે છે, તેમના માટે હું મારા પ્રિય ભોગો અને દુસ્ત્યજ પ્રાણોને પણ ન્યોચ્છાવર કરી શકું છું. મને આ શ્રેષ્ઠ રથ ભગવાન પરશુરામજીએ આપ્યો હતો. તેમાં તરેહ-તરેહનાં ધનુષ, ભલ્લ, ગદા, બાણ, ખડ્ગ અને મોટાં મોટાં હથિયારો રાખેલાં છે. જે સમયે તે ચાલે છે ત્યારે તેનાથી વજ્રપાત સમાન ભયંકર અવાજ થવા લાગે છે. તેને શ્વેત ઘોડા જોડેલા છે. તથા તેમાં ઉત્તમઉત્તમ બાણના ભાથાઓ સુશોભિત છે. આ શ્રેષ્ઠ રથમાં બેસીને હું અવશ્ય જ અર્જુનને મારી નાખીશ. જો સ્વયં કાળ પણ અર્જુનને બચાવવા ઇચ્છશે તો હું તેનો પણ નાશ કરી નાખીશ, અથવા ભીષ્મની પેઠે જાતે જ યમલોકમાં ચાલ્યો જઈશ. વધારે શું કહું, જો તેના રક્ષણ માટે યમ, વરુણ, કુબેર અને ઇન્દ્ર પણ પોતાના અનુયાયીઓ સહિત એક સાથે મળીને યુદ્ધભૂમિમાં આવશે તો હું દરેક સહિત હરાવી દઇશ.'

જ્યારે યુદ્ધના ઉત્સાહમાં ભરાઇ કર્ણે આવી વાતો કહી ત્યારે તેને સાંભળીને મદ્રરાજ હસ્યો અને તેનો તિરસ્કાર કરી તેને વચમાં જ રોકીને કહેવા લાગ્યો,



'કર્ણ! બસ, હવે ચુપ રહે તું જોશમાં આવીને ઘણી મોટીમોટી વાતો કહી ગયો. ભલા! ક્યાં નરશ્રેષ્ઠ અર્જુન અને ક્યાં નરાધમ તું એ તો બનાવ કે અર્જુન સિવાય બીજો એવો કોણ છે. જે સાક્ષાત્ વિષ્ણુ ભગવાનથી રક્ષાએલા યાદવોના રાજભવનમાંથી બલાત્કારે સ્વયં પુરુષોત્તમની નાની બહેનનું હરણ કરી શકે તથા ત્રણે લોકના અધીશ્વરોના પણ ઈશ્વર ભગવાન શંકરને યુદ્ધ માટે લલકારી શકે. જ્યારે વિરાટનગરમાં પુરુષશ્રેષ્ઠ અર્જુને તમારી બધી સેના અને દ્રોણાચાર્ય, અશ્વત્થામા તેમજ ભીષ્મ સહિત તમને પરાસ્ત કર્યા હતા તે સમયે

તેં તેને કેમ હણી ન લીધો ? હવે આજે તારા વધ માટે જ આ બીજું યુદ્ધ ઉપસ્થિત થયું છે. જો તું શત્રુના ભયથી ભાગી નહિ જાય તો અવશ્ય માર્યો જઈશ.'

મદ્રરાજના આ પ્રમાણેનાં કટુ-ભાષણથી કૌરવ સેનાપતિ કર્ણ અત્યન્ત ક્રોધમાં આવી ગયા અને તેમને કહેવા લાગ્યા, 'રહેવા દો, આ પ્રમાણે શા માટે બકબકો છો, હવે હમણાં જ મારું અને અર્જુનનું યુદ્ધ થવાનું જ છે. તેમાં જો તે મને હરાવી દેશે તો તમારી વાત સાચી ગણાશે.' આના પર મદ્રરાજે 'એમ જ થાઓ' એટલું કહીને કંઈ જવાબ આપ્યો નહિ. ત્યારે કર્ણે યુદ્ધ માટે ઉત્સુક થઈને તેમને કહ્યું; 'શલ્ય ! રથ ચલાવો.'

યુદ્ધ માટે કૂચ કરતી વખતે કર્ણ પોતાની સેનાને ઉત્સાહિત કરવા માટે પાંડવોના જેજે વીરો મળે તેમને કહેવા લાગ્યો–'આજે તમારામાંથી જે કોઈ મને શ્વેતવાહન અર્જુનનો પત્તો કહેશે તેને હું યથેચ્છ ધન આપીશ જો એટલાથી પણ તેને તૃપ્તિ નહિ થાય તો તે ઉપરાંત રત્નોથી ભરેલું એક ગાડું આપીશ. જો તેનાથી પણ તેને સંતોષ નહિ થાય તો હાથીના સમાન બળવાન છ બળદોથી જોડેલો એક સોનાનો રથ આપીશ. જો એથી પણ તે પ્રસન્ન ન થાય તો તેને સો હાથી, સો ગામો, સો સુવર્ણમય રથ, સો કેશવાળા અને હૃષ્ટ-પુષ્ટ ઘોડા તથા સુવર્ણથી મઢેલાં શીંગડાંવાળી ચાર સો દૂઝણી ગાયો આપીશ. વળી આ બધાને મેળવીને પણ તે પ્રસન્ન ન થાય તો જે બીજું તે જાતે લેવા ઈચ્છશે તે આપી દઈશ. મારી પાસે પુત્ર, સ્ત્રી તથા બીજાં પણ જે ભોગસાધનો છે તે બધાં તથા તે જે વસ્તુ માગશે તે તેને આપીશ. જે પુરુષ મને શ્રીકૃષ્ણ અને અર્જુનનો પત્તો મેળવી આપશે, તેને હું તે બન્નેને મારીને તેમનું બધું ધન આપીશ.' રણક્ષેત્રમાં ઊભેલા કર્ણે આવી આવી અનેક વાતો કહી તથા પોતાનો શ્રેષ્ઠ શંખ વગાડ્યો. તેને સાંભળીને દુર્યોધન તથા તેના અનુયાયીઓ બહુ પ્રસન્ન થયા. બધી બાજુ દુન્દુભિ અને મૃદંગોના અવાજો થવા લાગ્યા. તથા યોદ્ધાઓ સિંહ સમાન ગર્જના કરવા લાગ્યા.

ત્યારે મદ્રરાજ શલ્યે હસીને કહ્યું, 'સૂતપુત્ર ! તારે હાથીના સમાન બળવાન છ બળદોથી જોડેલો રથ આપવાની આવશ્યકતા નથી, અર્જુન જાતે જ તને દેખાશે. તું મૂર્ખતાથી જ કુબેરની માફક ધન લુટાવવા ચાહે છે. આજે અર્જુનને તો તું વિના પ્રયત્ને જ દેખી શકીશ. તું જે બુદ્ધિહીન પુરુષો સમાન પોતાનું બધું ધન આપી દેવા તૈયાર થયો છે તેથી એવું માલુમ પડે છે કે અપાત્રને ધન આપવામાં જે દોષ હોય છે તેની તને ખબર નથી. તું જે અપાર ધન આપવા ઇચ્છે છે તેનાથી તો યજ્ઞો વગેરે કર. તું મોહવશ થયા જ કૃષ્ણ અને અર્જુનને મારવાની ઇચ્છા કરે છે. મેં એ વાત તો કદી નથી સાંભળી કે કોઈ શિયાળે યુદ્ધમાં સિંહને મારી નાખ્યો હોય. તને કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કામનો કંઈ પણ વિવેક નથી. નિઃસંદેહ તારો કાળ આવી પહોંચ્યો છે. કોઈ પણ જીવતો રહેનારો પુરુષ ભલા આવી ઉટપટાંગ વાતો બોલતો હશે ! તું જે કામ કરવા ઇચ્છે છે તે કોઈ પોતાની ભુજાઓના બળથી સમુદ્ર પાર કરવા અથવા પહાડની ટોચ ઉપરથી કૂદવા ઇચ્છે તેના જેવું છે. જ્યારે સવ્યસાચી અર્જુન પોતાનું દિવ્ય ધનુષ લઈને સેનાને પીડિત કરતો તને તીક્ષ્ણ બાણોથી વિંધશે ત્યારે તને પશ્ચાત્તાપ થશે. જે પ્રમાણે કોઈ માતાની ગોદમાં સૂતેલો બાળક ચંદ્રમાને પકડવા ઇચ્છે તે પ્રમાણે તું અજ્ઞાનથી જ રથમાં બેઠેલા તેજસ્વી અર્જુનને હરાવવાની વાત વિચારે છે જે પ્રમાણે કોઈ કૂતરો ઘરમાં બેઠેલો વનમાં રહેનારા સિંહ તરફ ભસે તે પ્રમાણે તું પુરુષસિંહ અર્જુન વિશે બકબક કરી રહ્યો છે. કર્ણ ! સસલાંની સાથે રહેનારું શિયાળ પણ જ્યાં સુધી સિંહને જોતું નથી ત્યાંસુધી પોતાને સિંહ સમાન જ સમજે છે. તે પ્રમાણે તું જ્યાંસુધી રથ પર ચઢેલા શ્રીકૃષ્ણ અને અર્જુનને દેખતો નથી ત્યાંસુધી તું પોતાને સિંહ સમાન સમજી રહ્યો છે. જે વખતે તારી નજર અર્જુન પર પડશે તે વખતે તું તત્કાળ જ શિયાળ બની જઈશ. જે પ્રમાણે પોતપોતાની યોગ્યતા અનુસાર લોકમાં ઉંદર અને બિલાડી, કૂતરો અને વાઘ, શિયાળ અને સિંહ, સસલું અને હાથી, મિથ્યા અને સત્ય તથા વિષ અને અમૃત પ્રસિદ્ધ છે તે જ પ્રમાણે બધા લોકોને તારી અને અર્જુનની યોગ્યતાની પણ ખબર છે.

શલ્યે આ પ્રમાણે તિરસ્કાર કરતાં તેનાં કટુ-(સોયના ઘા સમાં) જેવાં વાક્યો ઉપર વિચાર કરી કર્ણે અત્યંત કુપિત થઈને કહ્યું, 'શલ્ય ! ગુણવાનોના ગુણોને તો ગુણવાન જ પારખી શકે છે, ગુણહીનોને તેની ખબર પડતી નથી. તમારામાં કોઈ ગુણ તો છે નહિ. એથી તમને ગુણ-અવગુણનું જ્ઞાન શું હોય ? અરે ! અર્જુનનાં મોટાં મોટાં અસ્ત્રો, પરાક્રમ, ધનુષ, બાણ અને વીરતાને જેટલાં હું

જાણું છું તેટલા તમે નથી જાણી શકતા, મારાં આ ભયંકર બાણો મનુષ્યો ઘોડાઓ હાથીઓનો સંહાર કરનારાં, અત્યંત ભીષણ અને કવચ તેમજ હાડકાંને પણ ફોડી નાખે તેવાં છે. હું રોષે ભરાતાં તેમનાથી પર્વતરાજ મેરુને પણ તોડી શકું છું પરંતુ અર્જુન અને શ્રીકૃષ્ણને છોડીને હું કોઈ બીજા પુરુષ પર તેમનો પ્રયોગ કરી શકીશ નહિ. કારણ કે સંપૂર્ણ વૃષ્ણીવંશીઓની લક્ષ્મી શ્રીકૃષ્ણને આશ્રિત છે અને સમસ્ત પાંડવોના વિજયનો આધાર અર્જુન પર છે મારા સિવાય એવો કોણ જે આ બંન્નેને યુદ્ધમાં પાછા હઠાવી શકે અર્જુનની પાસે ગાંડીવ ધનુષ છે અને શ્રીકૃષ્ણ પાસે સુદર્શન ચક્ર. પરંતુ તે બીકણ પુરુષોને જ ડરાવનારી ચીજો છે મને તો તેનાથી હર્ષ જ થાય છે. તમે તો દુષ્ટ સ્વભાવના, મૂર્ખ અને મોટામોટા યુદ્ધોથી અનભિજ્ઞ છો. આ સમયે ભયથી અકળાઈ ગયા છો અને ડરના કારણે જ આટલી બધી બેફામ વાતો બનાવી રહ્યા છો. અરે. પાપી દેશમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિયકુળકલંક દુર્બુદ્ધિ શલ્ય ! હું આ બંનેને મારીને આજ ભાઈબંધુઓ સહિત તમારું કામ પણ ખતમ કરી દઈશ. તમે અમારા શત્રુ હોવા છતાં




પણ મિત્ર જેવા બની મને શ્રીકૃષ્ણ અને અર્જુનથી ડરાવી રહ્યા છો. આ વાત પહેલાંથી જ મારા સાંભળવામાં આવેલી છે કે મદ્ર દેશના માણસો દુષ્ટચિત્તના અસત્ય બોલનારા અને કુટિલ હોય છે તથા મરણના છેલ્લા શ્વાસ સુધી પોતાની દુષ્ટતા છોડતા નથી. તે અબુધ લોકો મદિરાપાન કરી હસે છે, બૂમો પાડે છે, ઉટપટાંગ ગીતો ગાય છે. મન માન્યાં આચરણ કરે છે અને પરસ્પર અશ્લીલ વાતો કર્યા કરે છે. તેઓમાં ભલા, ધર્મ કેવી રીતે રહી શકતો હશે ? તે લોકો તો પોતાના ઘમંડ અને નીચ કર્મો માટે પ્રસિદ્ધ છે. એટલા માટે તેમની સાથે વેર અથવા મિત્રતા ન રાખવી જોઈએ. તેઓમાં સ્નેહ નામની તો કોઈ વસ્તુ છે જ નહિ. જ્યારે કોઈ મનુષ્યને વીંછી કરડે છે ત્યારે લોકો તેનું વિષ ઊતારવા માટે આ મંત્ર બોલે છે—'અરે વીંછી ! જે પ્રમાણે મદ્રદેશના લોકો સાથે મિત્રતા નથી થઈ શકતી તે પ્રમાણે હવે તારું વિષ નષ્ટ થઈ ગયું છે, કારણ કે મેં અથર્વવેદના મંત્રથી તેની શાન્તિ કરી દીધી છે.' તેથી આ વાત બરાબર જ જણાય છે. મદ્રદેશની સ્ત્રીઓ પણ બહુ સ્વેચ્છાચારિણી હોય છે આથી તેમના ગર્ભથી જન્મ લઈને તું ધર્મની વાત કેવી રીતે બોલી શકે !

'હું બુદ્ધિમાન રાજા દુર્યોધનનો પ્રિય મિત્ર છું, મારા પ્રાણ અને સંપત્તિ તેમના જ માટે છે. પરંતુ માલુમ પડે છે કે તમને પાંડવોએ પોતાની તરફ ફોડી દીધા છે આથી તમે અમારી સાથે દરેક પ્રકારે શત્રુ જેવું વર્તન કરી રહ્યા છો. પરંતુ યાદ રાખો કે જેવી રીતે નાસ્તિક લોકો કોઈ ધર્મજ્ઞ પુરુષને ધર્મપથથી વિચલિત કરી શકતા નથી તેવી રીતે તમારા જેવા સેંકડો પુરુષો પણ મને સંગ્રામથી વિમુખ કરી નહિ શકે. ગુરુવર પરશુરામજીએ મને સંગ્રામમાં પીઠ ન બતાવી દેહત્યાગ કરનાર પુરુષસિંહોની જે સદ્ગતિ થાય છે તે બતાવી હતી તેનું મને આજે પણ સ્મરણ છે. હું તો એમ સમજું છું કે ત્રણે લોકમાં એવી કોઈ વ્યક્તિ નથી કે જે મને આ કામથી હટાવી શકે. એટલા માટે તમે ચુપ રહો હું તમને મારીને માંસાહારી જીવોને હવાલે કરી દેત પરંતુ એક તો મને મારા મિત્ર દુર્યોધન અને રાજા ધૃતરાષ્ટ્રના કામનો ખ્યાલ છે, બીજું, તમને મારવાથી મારી નિંદા થશે, ત્રીજું, મેં ક્ષમા કરવાનું વચન આપ્યું છે—આ ત્રણ કારણોથી જ તમે હજી સુધી જીવો છો. પરંતુ ફરીથી આવી વાતો કહેશો તો હું મારી વજ્ર તુલ્ય ગદાથી તમારું માથું પૃથ્વી પર પાડી દઈશ.'

ત્યારપછી કર્ણે સ્વસ્થ થઈને કહ્યું, 'ચાલો, રથ હાંકો.'

# રાજા શલ્યનું કર્ણને એક હંસ અને કાગડાનું ઉપાખ્યાન સંભળાવવું

સંજયે કહ્યું—રાજન્ ! કર્ણનાં આ વચનો સાંભળીને રાજા શલ્યે તેને એક દૃષ્ટાન્ત સંભળાવતાં કહ્યું—'કુલકલંક કર્ણ ! હું તને એક દૃષ્ટાન્ત સંભળાવું છું. કહે છે સમુદ્રના તટ પર કોઈ ધર્માત્મા રાજાના રાજ્યમાં એક ધનધાન્યસંપન્ન વૈશ્ય રહેતો હતો. તે યજ્ઞ વગેરે કરનાર, દાની, ક્ષમાશીલ, પોતાના કર્મોમાં સ્થિત, પવિત્રાત્મા તથા સમસ્ત જીવો ઉપર દયા કરનાર હતો. તેને એક નાનો છોકરો હતો. તે એક કાગડાને પોતાનો એઠો ભાત, દહીં, દૂધ અને ખીર વગેરે નાખતો હતો. તે ખાઈ ખાઈને કાગડો ખૂબ હૃષ્ટ-પુષ્ટ થઈ ગયો અને ઘમંડમાં ભરાઈને બીજા કાગડાઓનું અને પોતાનાથી શ્રેષ્ઠ પક્ષીઓનું અપમાન કરવા લાગ્યો. એક વખત તે સમુદ્રતટ ઉપર માનસરોવરમાં રહેનારા હંસ આવ્યા ત્યારે પોતાને શ્રેષ્ઠ માનનાર તે ઘમંડી કાગડાએ તે હંસોને કહ્યું, 'આવો, આજે આપણે ઊડવાની શરત બકીએ. આ સાંભળી ત્યાં આવેલા બધા હંસ હસી પડ્યા અને તે મૂર્ખ કાગડાને કહેવા લાગ્યા, 'અમે માનસરોવરમાં રહેનારા હંસ છીએ અને આખી પૃથ્વી ઉપર ઊડયા કરીએ છીએ. અમારી લાંબી ઉડાનને લીધે બધા પક્ષીઓ




અમારું સન્માન કરે છે. ભાઈ ! તું એક કાગડો થઈને બળવાન હંસને ઊડવાની શરતમાં શા માટે આમંત્રણ આપે છે ? કહે તો ખરો કે તું અમારી સાથે કેવી રીતે ઊડીશ ?

હંસની વાત સાંભળીને કાગડાએ તેમને વારંવાર ધિક્કાર્યા અને પોતે ક્ષુદ્ર જાતિનો હોવા છતાં પોતાની બડાઈ હાંકતો કહેવા લાગ્યો, હું તો એકસો એક પ્રકારની રીતે ઊડી શકું છું. તે દરેક રીતો સોસો યોજનની અદ્ભુત અને સુંદર છે તેમાંથી કેટલીકનાં નામ આ પ્રમાણે છે: ઉડ્ડીન (ઊંચે ઊડવું). અવડીન (નીચે ઊડવું). પ્રડીન (ચારે તરફ ઊડવું) ડીન (સાધારણ ઊડવું). નિડીન (ધીરે ધીરે ઊડવું). સંડીન (લલિત ગતિથી ઊડવું), તિર્યગ્ડીન (ત્રાંસી રીતે ઊડવું) વિડીન (બીજાની ચાલની નકલ કરતાં ઊડવું), પરિડીન (બધી બાજુ ઊડવું) અભિડીન (સામેની બાજુ ઊડવું), મહાડીન (ઘણા વેગથી ઊડવું), નિર્ડીન (પાંખો હલાવ્યા વિના ઊડવું), અતિડીન (પ્રચંડતાથી ઊડવું), સંડીનડીન—ડીન (સુંદર ગતિથી શરૂ કરી પછી ચક્કર લગાવી નીચેની તરફ ઊડવું), સંડીનોડ્ડીનડીન (સુંદર ગતિથી આરંભ કરી પછી ચક્કર લગાવી ઊંચે ઊડવું ), ડીન-વિડીન (એક પ્રકારની ઉડાનમાં બીજા પ્રકારની ઉડાન બતાવવી), સંપાત (ક્ષણભર સુંદરતાથી ઊડીને પાંખો ફફડાવવી), સમુદીષ (થોડીવાર ઉપરની બાજુ ઊડી પછી નીચેની બાજુ ઊડવું), વ્યતિરિક્તક (કોઈ લક્ષ્યનો સંકલ્પ કરી ઊડવું), ગતાગત (કોઈ લક્ષ્ય સુધી ઊડીને પાછા આવવું) અને પ્રતિગત (પલટો ખાવો) વગેરે છે. તમારી સામે બધી ગતિઓ દેખાડીશ, ત્યારે તમને મારી શક્તિનો ખ્યાલ આવશે. આમાંથી હું કોઈ પણ ગતિથી આકાશમાં ઊડી શકું છું. તમને જે યોગ્ય લાગે તે ગતિ કહો અને બતાવો કે હું કઈ ગતિથી ઊડું ?'

કાગડાએ આ પ્રમાણે કહ્યા પછી એક હંસે હસીને કહ્યું, 'કાગડા ! તું અવશ્ય એકસો પ્રકારની ગતિઓ જાણતો હોઈશ, બધાં પક્ષીઓ તો એક જ પ્રકારની ગતિ જાણતાં હોય છે. હું પણ એક પ્રકારની ગતિથી જ ઊડીશ, બીજી કોઈ ગતિનું મને જ્ઞાન નથી. તને જે રીતની ગતિ પસંદ હોય તેનાથી ઊડ.'

આ સાંભળી ત્યાં જે બીજા કાગડાઓ હતા તેઓ હસી પડ્યા અને કહેવા લાગ્યા, 'ભલા આ હંસ એક જ પ્રકારની ગતિથી સો પ્રકારની ગતિને કેવી રીતે જીતી શકશે?' હવે તે કાગડો અને હંસ હોડ બકીને ઊડ્યા. કાગડો સો પ્રકારની ઊડથી પ્રેક્ષકોને આશ્ચર્યચકિત કરવા લાગ્યો તથા હંસ પોતાની એક જ પ્રકારની મૃદુલ ગતિથી ઊડી રહ્યો હતો. કાગડા કરતાં તેની ગતિ મંદ હતી. આ જોઈ કાગડાઓ હંસોનો તિરસ્કાર કરતાં આ પ્રમાણે કહેવા લાગ્યા, 'આ હંસ ઊડ્યો તો ખરો, પરંતુ કાગડાની ગતિથી તો તેની ગતિ આટલી બધી મંદ છે.' આ સાંભળી હંસે ઉત્તરોત્તર વેગ વધારી પશ્ચિમ બાજુ સમુદ્ર ઉપર ઉડવું શરૂ કર્યું. આ લાંબી ગતિમાં કાગડો ઊડતાંઊડતાં થાકી ગયો. તેને વિશ્રામ લેવા માટે ક્યાંયે કોઈ ટાપુ અથવા વૃક્ષ દેખાયું નહિ. આથી તેને ઘણી બીક લાગી. તે વિચારવા લાગ્યો કે, 'હું થાકીને કદાચ આ સમુદ્રમાં તો પડી નહિ જાઉં?'




અંતે તે ખૂબ થાકી જવાથી હંસની પાસે આવ્યો. તેની આવી ખરાબ સ્થિતિ જોઈને હંસે સત્પુરુષોના મતનું સ્મરણ કરી, તેને બચાવી લેવાના વિચારથી કહ્યું. 'ભાઈ! તમે તમારી અનેક પ્રકારની ગતિઓનો ઉલ્લેખ કર્યો, પરંતુ તેનું વર્ણન કરતી વખતે તમારી આ ગુહ્ય ગતિનો ઉલ્લેખ કેમ ન કર્યો? ભલા, આ સમયે તમે 'કઈ ઊડથી ઊડી રહ્યા છો, જેથી વારંવાર તમારી ચાંચ અને પાંખો પાણીથી પલળી જાય છે?'

કર્ણ! ત્યારે તે કાગડાએ હંસને કહ્યું, 'ભાઈ હંસ! હું તો કાગડો છું. વ્યર્થ કા કા કર્યા કરું છું. હું મારા પ્રાણ તમને સોંપું છું. તમે મને કોઈ રીતે આ સમુદ્રના કાંઠા સુધી લઈ જાઓ.' આ પ્રમાણે કહીને તે સમુદ્રમાં પડી ગયો. આ જોઈને હંસે કહ્યું, 'કાગડા! તું તો મોટી બડાઈ મારી કહેતો હતો કે હું એકસોએક પ્રકારે ઊડી જાણું છું. તો પછી અત્યારે આ પ્રમાણે થાકીને કેમ પડી જાય છે?' કાગડાએ પીડિત થઈને કહ્યું, 'હંસ! હું એંઠવાડ ખાઈને એવો ઘમંડી બની ગયો હતો કે હું મને સાક્ષાત ગરુડ સમાન માનવા લાગ્યો હતો. આથી મેં અનેક કાગડાઓ અને બીજાં પક્ષીઓનું પણ ઘણું જ અપમાન કર્યું હતું. હવે હું તમારે શરણે છું. તમે મને કોઈ ટાપુના તટ પર પહોંચાડી દો. ભાઈ! જો હું જીવતો-જાગતો મારા દેશમાં પહોંચી જઈશ તો પછી કદી કોઈનું અપમાન કરીશ નહિ. હવે કોઈ રીતે તમે મને આ આપત્તિમાંથી ઊગારી લો.'

આ પ્રમાણે દીન વચનો કહીને તે અચેત બની વિલાપ કરવા લાગ્યો. તેને કા કા કરતો અને સમુદ્રમાં ડૂબતો જોઈને હંસને દયા આવી ગઈ. તેણે તેને પંજાથી પકડીને ધીરેથી પોતાની પીઠ પર ચઢાવી લીધો. પછી તેઓ જે જગાએથી શરત લગાવી ઊડ્યા હતા ત્યાં આવી પહોંચ્યા. ત્યાં પહોંચીને હંસે કાગડાને નીચે ઊતાર્યો અને તેને ધૈર્ય આપી પોતે કોઈ દૂર દેશમાં ચાલ્યો ગયો.

કર્ણ! આ પ્રમાણે એંઠવાડ ખાઈને પુષ્ટ થયેલો તે કાગડો હવે પોતાના બળ અને વીરતાનો ઘમંડ ભૂલીને શાન્ત થયો. જેવી રીતે પૂર્વકાળમાં તે કાગડો વૈશ્યોનું એંઠું ખાતો હતો તેવી રીતે તને પણ ધૃતરાષ્ટ્રના પુત્રોએ તેમનું ઉચ્છિષ્ટ ખવડાવી ખવડાવીને પાળ્યો છે. આથી તું તારા સમકક્ષ અને તારી અપેક્ષાએ શ્રેષ્ઠ પુરુષોનું પણ અપમાન કરે છે. વિરાટનગરમાં તો દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, ભીષ્મ તથા બધા કૌરવો પણ તારી રક્ષા કરી રહ્યા હતા, તે સમયે તેં એકલાએ જ અર્જુનનું નિકંદન કેમ કાઢી ન નાંખ્યું? તે સમયે તારું પરાક્રમ ક્યાં ચાલ્યું ગયું હતું? જ્યારે

સંગ્રામભૂમિમાં અર્જુને તારા ભાઈનો વધ કર્યો તે સમયે સમસ્ત કૌરવ યોદ્ધાઓની સમે સૌથી પહેલાં તો તું જ ભાગી ગયો હતો. આ પ્રમાણે દ્વૈતવનમાં ગન્ધર્વોના આક્રમણ વખતે પણ બધા કૌરવોને છોડીને પહેલાં તેં જ પીઠ દેખાડી હતી. તે સમયે પણ અર્જુને જ ચિત્રસેનાદિ ગંધર્વોને યુદ્ધમાં પરાસ્ત કરી દુર્યોધન અને તેમની રાણીઓને છોડાવી હતી. પરશુરામજીએ રાજાઓની સભામાં શ્રીકૃષ્ણ અને અર્જુનનો જે પુરાતન પ્રભાવ કહ્યો હતો તે તો તેં સાંભળ્યો જ હતો. તે સિવાય ભીષ્મ અને દ્રોણ પણ રાજાઓની આગળ તે બંનેની અજેયતાનું વર્ણન કરતા હતા. તે વાતો પણ તેં વારંવાર સાંભળી જ છે. હું તને એવી કેટલીયે વાતો બતાવું કે જેથી તને જણાશે કે અર્જુન તારા કરતાં કેટલાય ગણો શ્રેષ્ઠ છે. હવે થોડી જ વારમાં શ્રીકૃષ્ણ અને કુન્તીનન્દન અર્જુનને તું તેમના શ્રેષ્ઠ રથ પર બેઠેલા જોઈશ. માટે જે પ્રમાણે કાગડો બુદ્ધિમાન હંસને શરણે ગયો હતો તે પ્રમાણે તું પણ શ્રીકૃષ્ણ અને અર્જુનનો આશ્રય લઈ લે. જે સમયે તું એક જ રથ પર બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુનને યુદ્ધમાં પરાક્રમ બતાવતા જોઈશ તે સમયે આવી વાતો બનાવી શકીશ નહિ. જેમ આગિયો સૂર્ય અને ચન્દ્રમાનો તિરસ્કાર કરે તેમ તું મૂર્ખતાથી તેમનું અપમાન ન કર. મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુન પુરુષોમાં શ્રેષ્ઠ છે. તું તેમનો તિરસ્કાર ન કર અને આવી મોટી મોટી વાતો કરવી છોડી દે.

## કર્ણ અને શલ્યનું કટુ-સંભાષણ અને દુર્યોધનનું તેમને સમજાવવું

સંજયે કહ્યું—મહારાજ! શલ્યની આ અપ્રિય વાતો સાંભળીને કર્ણે કહ્યું—શલ્ય! અર્જુનનો રથ હાંકનાર કૃષ્ણનું બળ અને અર્જુનનાં દિવ્યાસ્ત્રોને જેટલાં હું જાણું છું તેટલાં તમે તેને નથી જાણતા. હું તે બંનેની સાથે નિઃસંકોચ થઈ સંગ્રામ કરીશ પરંતુ વિપ્રવર પરશુરામજીએ મને જે શાપ આપ્યો છે તે આજે મને ઘણો જ દુઃખી કરી રહ્યો છે. પૂર્વકાળમાં હું દિવ્યાસ્ત્રોની પ્રાપ્તિ માટે બ્રાહ્મણનો વેષ ધારણ કરી પરશુરામજીને ત્યાં રહ્યો હતો. તે સમયે અર્જુનનું હિત કરવા માટે ત્યાં પણ ઇન્દ્રે જ મારા કામમાં વિઘ્ન નાખ્યું હતું. એક વાર ગુરુજી મારી સાથળ પર માથું રાખી સૂઈ રહ્યા હતા, તે વખતે તે બેડોળ કીડાના રૂપે આવીને મારી સાથળ ઉપર કરડ્યો. તેના જોરથી કરડવાથી મારા શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગી. પરન્તુ ગુરુની નિદ્રાનો ભંગ થાય એ ભયથી હું જરા પણ હાલ્યો નહિ. જાગ્યા પછી તેમણે તે બધી વાત જાણી. મને આવો ધૈર્યવાન જોઈને તેમણે કહ્યું, 'અરે! તું બ્રાહ્મણ હોઈ શકે જ નહિ. સાચેસાચું કહે તું કઈ જાતિનો છે?' ત્યારે મેં તેમને સાચે-સાચું કહી દીધું કે, 'હું સૂત છું.' મારી વાત સાંભળીને મહાતપસ્વી પરશુરામજી ક્રોધમાં ભરાઈ ગયા અને મને શાપ આપ્યો કે 'સૂત! તેં બ્રાહ્મણનો વેષ ધારણ કરીને આ બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત કર્યું છે, એથી જ્યારે કામ પડશે ત્યારે તને તેનું સ્મરણ રહેશે નહિ.' આથી આ અત્યન્ત ભયંકર ઘોર સંગ્રામ વખતે હું તેને ભૂલી ગયો છું. શલ્ય! ભરત-વંશમાં ઉત્પન્ન થયેલો આ અર્જુન ઘણો જ પરાક્રમી, ભીષણ અને બધાનો સંહાર કરનાર છે. જણાય છે કે આજે ઘણું તુમુલ યુદ્ધ થશે અને તે અનેક ક્ષત્રિય વીરોને નષ્ટ કરી નાખશે. છતાં પણ સત્યપ્રતિજ્ઞ અર્જુનની સાથે હું અવશ્ય સંગ્રામ કરીશ અને તેને મૃત્યુના મુખમાં નાખી દઈશ. મને એક બીજું અસ્ત્ર પણ મળ્યું છે, તેનાથી હું સંગ્રામભૂમિમાં અતુલ તેજસ્વી અર્જુનને મારી નાખીશ. શલ્ય! હું સંગ્રામ-ભૂમિમાં અર્જુનની સાથે જય અથવા મૃત્યુને સામે રાખીને યુદ્ધ કરીશ. મારા સિવાય એવો બીજો કોઈ વીર નથી જે ઇન્દ્ર સમાન પરાક્રમી પાર્થની સામે એકલો રથ ઉપર ચઢીને યુદ્ધ કરી શકે. તમે તો નર્યા મૂર્ખ અને મૂઢ છો. તમે મને અર્જુનના બળ-પરાક્રમની વાતો શા માટે સંભળાવો છો? હવે હું જાતે જ સંગ્રામભૂમિમાં તેના પરાક્રમથી પ્રસન્ન થઈ ક્ષત્રિયોની સભામાં તેનું વર્ણન કરીશ. જે પુરુષ અપ્રિય, નિષ્ઠુર, ક્ષુદ્ર, આક્ષેપ કરનાર અને ક્ષમાશીલોનો તિરસ્કાર કરનાર હોય છે તેના જેવા સેંકડોને પણ હું મારી ભેગા ભેળી દઉં છું. પરંતુ આજે કેવળ સમય જોઈને હું તમને ક્ષમા આપી રહ્યો છું. મારો તો તમારી સાથે ઘણો સરળ વર્તાવ છે પરંતુ તમે વાંકીચૂંકી વાતો કરી રહ્યા છો. તમે ખૂબ જ મિત્રદ્રોહી છો. મિત્રતા તો સાત ડગલાં સાથે ચાલવાથી થઈ જાય છે. અત્યારે ઘણો જ ઘોર સમય આવી ગયો છે. રાજા દુર્યોધન રણભૂમિમાં આવી ગયા છે. હું

તેમનો વિજયની ઇચ્છાથી અહીં આવ્યો છું પરંતુ તમે તો અર્જુનની જ ગુણગાથા ગાયે જાઓ છો. આજે વિજય પ્રાપ્ત કરવા માટે હું અર્જુન પર મારું અપ્રમેય અને અજેય બ્રહ્માસ્ત્ર છોડીશ. આ અસ્ત્રના પ્રભાવથી હું હાથમાં દંડ લીધેલ યમ, પાશ ધારણ કરેલ વરુણ, ગદાધર કુબેર અને વજ્રધારી ઇન્દ્રથી તથા બીજા કોઈ આતતાયી શત્રુથી પણ ડરતો નથી. આથી મને શ્રીકૃષ્ણ અને અર્જુનથી પણ કોઈ પ્રકારનો ભય નથી.

પરંતુ મને એક ભય અવશ્ય છે—એક વખતે હું યુદ્ધમાં વિજયના ઉદ્દેશથી અસ્ત્ર મેળવવા માટે ફરી રહ્યો હતો. તે સમયે અનેક ભીષણ બાણ છોડવાનો અભ્યાસ કરતાં કરતાં મેં ભૂલથી એક હોમધેનુના વાછરડાને બાણ મારી દીધું. બિચારું વાછરડું નિર્જન વનમાં ચરી રહ્યું હતું. આ જોઈ તેના માલીક બ્રાહ્મણે કહ્યું, કે, 'તમે આ નિરપરાધ હોમધેનુના બચ્ચાને માર્યું છે તેથી સંગ્રામમાં લડતાંલડતાં તમારા રથનું પૈડું પૃથ્વીમાં



ખુંપી જશે અને તમે મોટી આપત્તિમાં પડી જશો' બ્રાહ્મણના તે પ્રબળ શાપથી મને આજે પણ ભય ઉત્પન્ન થયો છે. તે બ્રાહ્મણને મેં હજાર ગાયો અને છસો બળદ આપવા માંડયા પરન્તુ તેથી હું તેને પ્રસન્ન કરી શક્યો નહિ. મેં ઘણા સત્કારપૂર્વક તે બ્રાહ્મણને મારું ઘર અને સેવા-સામગ્રીઓ સહિત બધી સંપત્તિ આપવા કહ્યું પરન્તુ તેણે તેને લેવાનું સ્વીકાર્યું નહિ. આ પ્રમાણે જ્યારે હું બીજા પણ પ્રયત્નોથી મારો અપરાધ ક્ષમા કરાવવા લાગ્યો ત્યારે તે બ્રાહ્મણે કહ્યું, 'સૂતપુત્ર ! મેં જે વાત કહી છે તે ફેરવી શકાશે નહિ, મિથ્યા વાણી પ્રજાનો નાશ કરે છે જો હું મારા કથનને મિથ્યા કરી દઉં તો મને પાપ લાગશે. આથી ધર્મની રક્ષા માટે હું જુઠું બોલી શકતો નથી. મને જુઠું બોલાવી તમે મારી બ્રાહ્મણ જાતિનો ઉચ્છેદ ન કરો. જગતમાં કોઈ પણ માણસ મારી વાતને મિથ્યા નહિ કરી શકે. આથી હવે તમે શાન્ત થઈ જાઓ.'

'જોકે તમે મારો તિરસ્કાર કર્યો છે તો પણ મેં સૌહાર્દવશ તમને આ પ્રસંગ સંભળાવ્યો છે. હવે તમે ચૂપ રહો અને આગળની વાત પર ધ્યાન આપો. તમે મારા સાથી, સ્નેહી અને મિત્ર છો, આ ત્રણ કારણોથી જ હજી સુધી જીવતા રહ્યા છો, આ સમયે રાજા દુર્યોધનના બહુ મોટા કામની જવાબદારી પણ મારા જ ઉપર છે, હું તમારાં કઠોર વચનોને ક્ષમા કરવાની પ્રતિજ્ઞા કરી ચૂકયો છું. શત્રુઓ પર વિજય તો હું તમારા જેવા હજારો શલ્યોની સહાયતા વિના પણ મેળવી શકું છું પરન્તુ મિત્રનો દ્રોહ કરવો એ મોટું પાપ છે. આથી તમે હજી સુધી જીવતા છો.'

શલ્યે કહ્યું—કર્ણ ! તું તારા શત્રુઓ વિષેમાં જે કંઈ કહી રહ્યો છે તે બધી તારો બકવાદ જ છે. હું હજારો કર્ણોની સહાયતા વિના પણ યુદ્ધમાં શત્રુઓને જીતી શકું છું.

મદ્રરાજના આ પ્રમાણે કહેવાથી કર્ણ તેમને કઠોર વાકયો કહેવા લાગ્યો, તે બોલ્યો, 'મહારાજ ! હું જે વાત કહું છું તેને જરા ધ્યાન દઈ સાંભળો. આ વાતની ચર્ચા મેં મહારાજ ધૃતરાષ્ટ્ર પાસે સાંભળી હતીઃ એક વખત તેમના મહેલમાં કેટલાક બ્રાહ્મણો અનેક અદ્ભુત દેશો અને પ્રાચીન વૃત્તાન્તોનું વર્ણન કરી રહ્યા હતા. તેમાં એક ઘરડા બ્રાહ્મણે વાહીક અને મદ્રદેશની નિન્દા કરતાં કહ્યું હતું કે—'જે હિમાલય, ગંગા, સરસ્વતી, યમુના અને કુરુક્ષેત્રની બહાર સિન્ધુ અને તેને મળનારી પાંચ નદીઓની વચ્ચે આવેલો વાહીક દેશ છે તે ધર્મહીન અને અપવિત્ર છે. તેનાથી હમેશાં દૂર રહેવું જોઈએ. હું એક ગુપ્ત કાર્ય માટે કેટલાક દિવસ વાહીક દેશમાં રહ્યો હતો, તે સમયે મેં ત્યાંના લોકોના આચાર-વિચારના વિષે ઘણી વાતો જાણી લીધી હતી. જ્યાં શાકલ

નામનું નગર અને આપગા નામની નદી છે ત્યાં જર્તિકા નામના વાહીકો રહે છે. તેમનું વર્તન ઘણું જ નિન્દનીય હોય છે. એવો કોણ બુદ્ધિમાન હશે જે તે દુશ્ચરિત, સંસ્કારહીન અને દુરાત્મા વાહીકોની સાથે ક્ષણભર પણ રહેવું પસંદ કરે!' તે બ્રાહ્મણે વાહીકોને એવા દુરાચારી બતાવ્યા હતા. તો તેઓમાં ધર્મ કેવી રીતે રહી શકે! વાહીક દેશના લોકો ઉપનયન આદિ સંસ્કારોથી રહિત હોવાથી પતિત ગણાય છે. તેમની સ્ત્રીઓ ઘરના નોકરો પાસે મૈથુન કરાવી પ્રજા ઉત્પન્ન કરે છે. તેઓ ધર્મભ્રષ્ટ તથા યજ્ઞના અધિકારથી વંચિત હોય છે. આ બધા કારણોથી તેમના આપેલું હવ્ય, કવ્ય અને દાનનો દેવતાઓ, પિતૃઓ તથા બ્રાહ્મણો સ્વીકાર કરતા નથી. આ વાત લોકોમાં ખૂબ પ્રસિદ્ધ છે. એક વિદ્વાન બ્રાહ્મણે તો એટલે સુધી કહ્યું હતું કે 'વાહીક લોકો કાષ્ઠ અને માટીનાં કુંડાંઓમાં ભોજન કરે છે. તેઓ શરાબમાં ચકચૂર રહે છે, કૂતરાઓ તેમના વાસણોને ચાટતા હોય છે છતાં પણ તેમાં ખાતી વખતે તેમને જરા પણ ઘૃણા આવતી નથી. તેઓ ઘેટી, ઊંટડી અને ગધેડીનું દૂધ પણ પીએ છે તથા તે દૂધનું દહીં, માખણ અને છાશ વગેરે પણ ખાય-પીએ છે. એટલું જ નહિ પણ તેઓ વર્ણસંકર સંતાન ઉત્પન્ન કરનાર અને દુરાચારી હોય છે, શુદ્ધ-અશુદ્ધનો વિચાર છોડીને દરેક પ્રકારનું અન્ન ખાઈ લે છે. એટલા માટે વિદ્વાનોએ કહ્યું છે કે, 'આરટ્ટ' નામથી પ્રસિદ્ધ તે વાહીકોના સંસર્ગનો ત્યાગ કરવો.'

'આ પ્રમાણે કારસ્કર, માહિષક, કલિંગ, કેરલ, કર્કોટક, વીરક અને દુર્ધર્મ નામના દેશોનો પણ ત્યાગ કરવો ઉચિત છે. પ્રસ્થલ, મદ્ર, ગાન્ધાર, આરટ્ટ, ખશ, વસાતિ, સિન્ધુ તથા સૌવીર દેશો હંમેશાં નિન્દિત અને અપવિત્ર માનવામાં આવ્યા છે. પાંચાલ દેશના લોકો વેદોનો સ્વાધ્યાય કરે છે. કુરુ દેશના નિવાસીઓ ધર્મનો આશ્રય લે છે. મત્સ્ય દેશના લોકો સત્યવાદી અને શૂરસેન દેશના લોકો યજ્ઞ કરનાર હોય છે, પૂર્વના લોકો દાસવૃત્તિ કરે છે, દક્ષિણી લોકોનો વર્તાવ શૂદ્રો સમાન હોય છે. વાહીક લોકો ચોર તથા સૌરાષ્ટ્રનિવાસીઓ વર્ણસંકર હોય છે. મગધ દેશના મનુષ્યો ઇશારાથી જ વાત સમજી જાય છે, કોસલની પ્રજા દૃષ્ટિના સંકેતને સમજે છે. કુરુ અને પાંચાલના લોકો અર્ધી વાત કહેવાથી પૂરી વાત સમજી શકે છે, તથા શાલ્વ દેશના નિવાસીઓ પૂરી વાત કહેવાથી જ તેને સમજી શકે છે. શિબિ દેશની પ્રજા પહાડી લોકોની માફક મૂર્ખ હોય છે યવન લોકો બધી વાતોને અનાયાસે જ સમજી લે છે અને સાધારણ રીતે શૂરવીર હોય છે. મ્લેચ્છ જાતિના લોકો પોતાના સંકેત અનુસાર વર્તાવ કરે છે. આ સિવાય બીજા બધા લોકો પૂરી વાત કહ્યા વિના તેને સમજી શકતા નથી. વાહીક અને મદ્રદેશના મનુષ્યો તો પૂરા ગમાર હોય છે. તેઓ કોઈ રથીનો સામનો કરી શકતા નથી. શલ્ય! તમે પણ એવા જ છો. તમારામાં ઉત્તર આપવાની પણ યોગ્યતા નથી. હું તો દાંડી પીટીને કહું છું—મદ્રદેશ પૃથ્વીના સમસ્ત દેશોનો મળ છે. એમ સમજીને તમે તમારી વાચા બંધ કરો, મારો વિરોધ ન કરો, નહિ તો પહેલાં તમારો વધ કરીને પછી શ્રીકૃષ્ણ અને અર્જુનનો વધ કરીશ.'

શલ્યે કહ્યું—કર્ણ! તું જે દેશનો રાજા બની બેઠો છે તે અંગદેશમાં શું થાય છે? પોતાના જ સગાંસંબંધીઓ જ્યારે રોગથી પીડિત થઈ જાય છે ત્યારે તેમનો ત્યાગ કરવામાં આવે છે લોકો પોતાની જ સ્ત્રી અને બાળકોને બજારમાં વેચે છે. જે દિવસે રથી અને મહારથીઓની ગણના કરતી વખતે ભીષ્મજીએ તને જે કંઈ કહ્યું હતું, તે તારા દોષો પર ધ્યાન આપ અને ક્રોધ છોડીને શાન્ત થઈ જા. બ્રાહ્મણો બધાય દેશોમાં છે, સર્વત્ર ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે તથા સુન્દર વ્રતનું પાલન કરનારી સતી સાધ્વી સ્ત્રીઓ પણ બધા દેશોમાં છે. બધા દેશોમાં પોત-પોતાના ધર્મનું પાલન કરનારા અને દુષ્ટોને દંડ આપનારા રાજાઓ પણ છે. આ પ્રમાણે ધાર્મિક મનુષ્યો પણ સર્વત્ર હોય છે. અમુક દેશના બધા જ લોકો પાપ કરનાર હોય છે તે બરાબર નથી, તે જ દેશમાં એવા એવા સત્-ચરિત્રવાળા અને સદાચારી મનુષ્યો પણ હોય છે કે જેમની બરાબરી દેવતાઓ પણ કરી નથી શકતા. કર્ણ! બીજાઓના દોષો બતાવવામાં બધા લોકો પ્રવીણ હોય છે, પરંતુ તેમને પોતાના દોષો દેખાતા નથી.

આ પ્રમાણે કર્ણ અને શલ્યને પરસ્પર વિવાદ કરતા જોઈને રાજા દુર્યોધને તે બંનેને અટકાવ્યા. તેણે કર્ણને મિત્રભાવથી સમજાવ્યો તથા શલ્યની સામે હાથ જોડીને પ્રાર્થના કરી. તેના અટકાવવાથી કર્ણ શાન્ત

ગયો અને તેણે શલ્યની વાતનો કોઈ ઉત્તર આપ્યો નહિ. શલ્યે પણ પોતાનું મુખ શત્રુઓ તરફ ફેરવી દીધું. ત્યારે રાધાનન્દન કર્ણે હસીને શલ્યને ફરીથી રથ આગળ હાંકવાની આજ્ઞા આપી.

## કૌરવસેનાની વ્યૂહરચના, કર્ણ અને શલ્યની વાતચીત અને બન્ને બાજુના વીરોનું યુદ્ધ

સંજય કહે છે—મહારાજ! ત્યારપછી કર્ણે પાંડવોનો અનુપમ વ્યૂહ જોયો. આ વ્યૂહ શત્રુઓનું આક્રમણ સહન કરી શકે તેવો હતો. ધૃષ્ટદ્યુમ્ન એ વ્યૂહની રક્ષા કરતો હતો. તેને જોઈ કર્ણ સિંહના જેવી ગર્જના કરતો આગળ વધ્યો. પોતાનું યુદ્ધચાતુર્ય બતાવતાં તેણે કૌરવ સેનાનો વ્યૂહ રચ્યો અને પાંડવ સૈનિકોનો સંહાર કરતાં યુધિષ્ઠિરને પોતાની જમણી બાજુએ કરી દીધા.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! રાધાનન્દન કર્ણે પાંડવો તથા ધૃષ્ટદ્યુમ્ન વગેરે મહાન ધનુર્ધરોનો સામનો કરવા કેવો વ્યૂહ બનાવ્યો? વ્યૂહની બન્ને બાજુએ તથા તેની આજુબાજુ કોણકોણ વીરો ઊભા રહ્યા? પાંડવોએ પણ મારા પુત્રોની સામે કેવો વ્યૂહ બનાવ્યો હતો? પછી બન્ને સેનાઓનું અત્યન્ત દારુણ યુદ્ધ કેવી રીતે શરૂ થયું? તે વખતે અર્જુન ક્યાં હતો કે જેથી કર્ણ યુધિષ્ઠિર ઉપર ચઢાઈ કરી શક્યો? જો અર્જુન પાસે હોત તો તેમની પાસે કોણ જઈ શકત?

સંજયે કહ્યું—મહારાજ! આપની સેનાના વ્યૂહનું વર્ણન સાંભળો. કૃપાચાર્ય, મગધદેશના યોદ્ધાઓ અને કૃતવર્મા વ્યૂહના જમણા ભાગમાં હતા. મહારથી શકુનિ અને તેનો પુત્ર ઉલૂક ચળકતા ભાલા લઈ ગાંધારદેશના ઘોડેસવારો તથા પર્વતીય યોદ્ધાઓ સાથે આપની સેનાનું રક્ષણ કરતા હતા. એ પ્રમાણે લડાઈમાં કુશળ ચોવીસ હજાર સંશપ્તકો વ્યૂહની ડાબી બાજુ હતા. કામ્બોજો, શકો અને યવનો તેની રક્ષામાં હતા, તેઓ રથ, ઘોડા અને પાયદળથી યુક્ત હતા. કર્ણ વચ્ચે ઊભો હતો. તે સેનાના મુખનું રક્ષણ કરતો હતો. કર્ણનો પુત્ર તેનું રક્ષણ કરતો હતો. પાછળ અભિમાની દુઃશાસન હાથીપર સવાર થઈ અનેક સેનાઓથી ઘેરાઈને વ્યૂહના પાછળના ભાગમાં ઊભો હતો. તેની પાછળ દુર્યોધન પોતે જ હતો. તેની રક્ષામાં તેના મહાબળવાન ભાઈઓ મદ્ર અને કેકય વીરોની સેના થઈને ઊભા હતા. અશ્વત્થામા, કૌરવોના મુખ્ય મહારથીઓ, માતેલા હાથીઓ અને શૂરવીર મ્લેચ્છો દુર્યોધનની રથ-સેનાની પાછળ ચાલતા હતા. આ પ્રમાણે અનેક ઘોડેસવારો રથો, અને ગજવેલા હાથીઓથી યુક્ત આ વ્યૂહ દેવતાઓ અને અસુરોના વ્યૂહ જેવો શોભી રહ્યો હતો.

ત્યારપછી સેનાના મોં આગળ કર્ણને ઊભેલો જોઈ રાજા યુધિષ્ઠિર અર્જુનને કહેવા લાગ્યા, 'અર્જુન! જો તો ખરો, સંગ્રામમાં કર્ણે કેવો વિશાળ વ્યૂહ બનાવ્યો છે. મોરચાઓમાં ગોઠવાએલા સૈનિકોથી આ શત્રુસેના કેવી શોભી રહી છે! આ જોઈ આપણે એવી નીતિ રાખવી જોઈએ કે જેથી શત્રુઓની આ મહાસેના આપણને હરાવી શકે નહિ.'

રાજાએ આ પ્રમાણે કહેતાં અર્જુને હાથ જોડી કહ્યું, 'આપે જે આજ્ઞા કરી છે તેમ જ થશે.' યુધિષ્ઠિર બોલ્યા—તું કર્ણ સાથે, ભીમસેન દુર્યોધન સાથે, નકુળ વૃષસેન સાથે, અને સહદેવ શકુનિ સાથે યુદ્ધ કરે. શતાનીક દુઃશાસન સાથે, સાત્યકિ કૃતવર્મા સાથે, ધૃષ્ટદ્યુમ્ન અશ્વત્થામા સાથે, તથા હું કૃપાચાર્ય સાથે લડીશ. દ્રૌપદીના બધા પુત્રો શિખંડીને સાથે લઈ ધૃતરાષ્ટ્રના બીજા પુત્રો સાથે યુદ્ધ કરે. એ પ્રમાણે આપણા પક્ષના મુખ્યમુખ્ય યોદ્ધાઓ શત્રુવીરોનો સંહાર કરે.'

ધર્મરાજાએ આ પ્રમાણે કહેતાં અર્જુને 'તથાસ્તુ' કહી તેમની આજ્ઞા સ્વીકારી લીધી અને સૈનિકોને પણ એ પ્રમાણે કરવાની આજ્ઞા કરી. પછી તે પોતે જ વ્યૂહના મુખ આગળ જવા નીકળ્યો. મહારથી અર્જુનને આવતો જોઈ શલ્યે રણોન્મત્ત કર્ણને કહ્યું, 'કર્ણ! તું જેને માટે વારંવાર પૂછતો હતો તે કુન્તીનન્દન અર્જુન આ પહોંચ્યો. તેના રથનો ઘુઘુમ નાદ સંભળાય છે. અહીં આ અપશુકન થવા લાગ્યા. જો, પેલો રુંવાટાં ખડાં કરી દેનો અત્યન્ત ભયંકર માથા વગરનો કેતુ નામનો ગ્રહ 'સૂર્યમંડળને ઘેરીને ઊભો છે. તારી ધ્વજા હાલી ઊઠી છે, ઘોડાઓ કાંપે છે. મને તો આ અપશુકનોથી લાગે છે કે આજે હજારો રાજાઓ

મરીને રણભૂમિમાં સૂશે. જેમના હાથમાં શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગધનુષ તથા વક્ષઃસ્થળમાં કૌસ્તુભ મણિ શોભી રહ્યો છે એવા ભગવાન શ્રીકૃષ્ણ હવા સાથે વાત કરતા સફેદ ઘોડાઓને હાંકતા આવી રહ્યા છે. આ જો, ગાંડીવ ધનુષનો ટંકાર થવા લાગ્યો. અર્જુને છોડેલાં તીક્ષ્ણ બાણો શત્રુઓના પ્રાણ લઈ રહ્યાં છે. યુદ્ધમાં લાગેલા વીર રાજાઓનાં મસ્તકોથી રણભૂમિ ઢંકાઈ જવા લાગી છે. જરા આપણી સેના તરફ તો જો, તે અર્જુનના મારથી ખૂબ વ્યાકુળ થાય છે. આ પાંડવવીરો દોડીદોડીને તારા પક્ષના રાજાઓનો સંહાર કરે છે. તથા હાથી, ઘોડા, રથી અને પાયદળના સમૂહનો પણ નાશ કરે છે. આ જો, આ મહાબળવાન અર્જુન સંશપ્તકોના લલકારવાથી તે તરફ આગળ વધીને એ બધા શત્રુઓનો સંહાર કરી રહ્યો છે.'

મહારાજ! શલ્યની આ વાત સાંભળી કર્ણે ક્રોધમાં ભરાઈને કહ્યું—'શલ્ય! તમે પણ જોઈ લો, સંશપ્તક વીરોએ ક્રોધમાં ભરાઈને અર્જુન ઉપર ચારે બાજુથી હુમલો કર્યો છે. હવે તેને ત્યાં જ ખતમ થએલો સમજો. તે રણ–સમુદ્રમાં ડુબી ચૂકેલો જ છે.

શલ્યે કહ્યું—અરે! જે બંને હાથોથી પૃથ્વીને ઉઠાવી શકે છે, ક્રોધમાં આવી જવાથી સંપૂર્ણ પ્રજાને ભસ્મ કરવાની શક્તિ ધરાવે છે અને દેવતાઓને પણ જે નીચે પાડી શકે છે, તે જ અર્જુન વિજય મેળવશે. (બિચારા સંશપ્તકોમાં એટલી તાકાત ક્યાં છે?)

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! જ્યારે સેનાઓની મોરચેબંધી થઈ ગઈ ત્યારપછી અર્જુને સંશપ્તકો ઉપર અને કર્ણે પાંડવો ઉપર શી રીતે હુમલો કર્યો? આનું વર્ણન વિસ્તારથી કરો.

સંજયે કહ્યું—મહારાજ! એ વખતે શત્રુસેનાને વ્યૂહરચનામાં ઊભી રહેલી જોઈ અર્જુને પણ તેની સામે વ્યૂહરચના કરી. વ્યૂહના મુખ પર ધૃષ્ટદ્યુમ્ન ઊભો હતો. તે ખૂબ શોભી રહ્યો હતો. તે કાળના જેવો જ દેખાતો હતો. દ્રૌપદીના પુત્રો ચારે બાજુએથી તેનું રક્ષણ કરતા હતા. વ્યૂહ તૈયાર થઈ જતાં અર્જુન સંશપ્તકોને જોઈને ક્રોધમાં ભરાઈ ગયો અને ગાંડીવ ધનુષનો ટંકાર કરતો તેમની તરફ દોડ્યો. સંશપ્તકો પણ મરણપર્યંત લડવાનો નિશ્ચય કરીને મનમાં વિજયની ઇચ્છાથી અર્જુનનો વધ કરવા માટે તેની ઉપર તૂટી પડ્યા અને તેને ચારે બાજુથી પીડિત કરવા લાગ્યા.

મેં અર્જુનનું નિવાતકવચો સાથેના યુદ્ધનું જે ભયંકર વર્ણન સાંભળ્યું છે તેવું જ ભયંકર યુદ્ધ થવા લાગ્યું. અર્જુને શત્રુઓનાં ધનુષ, બાણ, તલવાર, ચક્ર, ફરસી, હથિયારો ઉઠાવેલા હાથ તથા જુદીજુદી જાતનાં અસ્ત્ર-શસ્ત્ર કાપી નાખ્યાં અને હજારો વીરોનાં માથાં ધડથી જુદાં કરી દીધાં. તેણે પહેલાં પૂર્વ દિશામાં ઊભા રહેલા શત્રુઓનો વધ કરીને પછી ઉત્તર દિશાના સૈનિકોનો સંહાર કર્યો. ત્યારપછી દક્ષિણ અને પશ્ચિમમાં ઊભા રહેલા સૈનિકોનો સંહાર કર્યો. જેવી રીતે પ્રલયકાળમાં રુદ્ર પ્રાણીઓનો સંહાર કરે છે તેવી રીતે ક્રોધમાં ભરાએલા અર્જુને શત્રુઓની સેનાનો વિનાશ કરી દીધો.

તે વખતે પાંચાલ, ચેદિ અને સૃંજય દેશના વીરોનો આપના સૈનિકો સાથે અત્યંત દારુણ સંગ્રામ થયો. કૃપાચાર્ય, કૃતવર્મા અને શકુનિ કોશલ, કાશી, મત્સ્ય, કરૂષ, કેકય તથા શૂરસેનદેશના વીરો સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે યુદ્ધમાં અસંખ્ય વીરોનો વિનાશ થઈ રહ્યો હતો. બીજી બાજુ દુર્યોધન પોતાના ભાઈઓને સાથે લઈને મદ્રદેશના મહારથીઓ તથા મુખ્યમુખ્ય કૌરવ વીરોથી સુરક્ષિત રહીને પાંડવ, પાંચાલ અને ચેદી દેશના યોદ્ધાઓ તેમજ સાત્યકિ સાથે લડી રહેલા કર્ણની રક્ષા કરતો હતો. તે વખતે કર્ણે તીક્ષ્ણ બાણોથી પાંડવોની વિશાળ સેનાનો સંહાર કર્યો, અને મોટા મોટા રથીઓને કચડતાં તેણે યુધિષ્ઠિરને ખૂબ પીડા પહોંચાડીને હજારો શત્રુઓના પ્રાણ લીધા. ત્યારપછી બાણોની ઝડી વરસાવી તેણે પ્રભદ્રકોના સિત્યોતેર શ્રેષ્ઠ વીરોને સાફ કરી દીધા. પછી પચીસ બાણોથી પચીસ પાંચાલ વીરોનો વધ કરી નાખ્યો અને હજારો ચેદિદેશના યોદ્ધાઓને સાયકોના નિશાન બનાવી યમલોક પહોંચાડ્યા. તે વખતે ઝુંડેઝુંડ પાંચાલ રથીઓએ આવી તેને ચારે બાજુએથી ઘેરી લીધો. ત્યારે કર્ણે પાંચ દુઃસહ બાણ છોડી ભાનુદેવ, ચિત્રસેન, સેનાબિન્દુ, તપન તથા શૂરસેન–આ પાંચે પાંચાલોને મારી નાખ્યા. આ શૂરવીરોના માર્યા જવાથી પાંચાલસેનામાં હાહાકાર મચી ગયો. પાંચાલોના દશ રથીઓએ કર્ણને ઘેરી લીધો. આ જોઈને તેણે પોતાનાં બાણોથી તરત તેમને મારી નાખ્યા. તે વખતે કર્ણના રથનાં પૈડાંનું રક્ષણ કરનાર તેના દુર્જય પુત્રો સુષેણ અને સત્યસેન પ્રાણોનો મોહ છોડીને યુદ્ધ કરી રહ્યા હતા અને કર્ણનો મોટો પુત્ર વૃષસેન પોતે જ તેની પાછળ રહી તેના પાછળના ભાગનું રક્ષણ કરતો હતો.

ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીના પાંચે પુત્રો, ભીમસેન, જનમેજય, શિખંડી, મુખ્ય મુખ્ય પ્રભદ્રકો, ચેદિ, કેકય, પાંચાલ તથા મત્સ્ય દેશના વીરો અને નકુળ-સહદેવ કવચ વગેરેથી સુસજ્જિત થઈ કર્ણને મારવાની ઈચ્છાથી તેની તરફ દોડયા. પાસે આવતાં જ તેમણે કર્ણ પર બાણોની ઝડી લગાવી દીધી. કર્ણના પુત્રો તથા આપના પક્ષના યોદ્ધાઓએ તે વખતે તેમને આગળ વધતા રોકયા. સુષેણે ભલ્લ મારીને ભીમસેનનું ધનુષ કાપી નાખ્યું અને સાત નારાચોથી તેના હૃદયમાં ઘા કરીને ખૂબ જોરથી ગર્જના કરી. ત્યારે ભીમસેને બીજું ધનુષ હાથમાં લીધું અને તેની પ્રત્યંચા ચઢાવીને સુષેણનું ધનુષ કાપી નાખ્યું. તે ઉપરાંત તેણે તેને દશ બાણોથી વિંધી નાખ્યો. એટલું જ નહિ પરંતુ ભીમે કર્ણ ઉપર સિત્તેર તીક્ષ્ણ બાણોનો પ્રહાર કર્યો અને દશ બાણોથી તેના પુત્ર



ભાનુસેનને ઘોડા, સારથી વગેરે સહિત મારી નાખ્યો. ત્યારપછી ભીમે આપની સેનાને પીડિત કરવાનો આરંભ કર્યો. તેણે કૃપાચાર્ય અને કૃતવર્માનું ધનુષ કાપીને તે બન્નેને ખૂબ ઘાયલ કર્યા, દુઃશાસનને ત્રણ અને શકુનિને ૭ બાણોથી વિંધીને ઉલૂક અને પતત્રિને રથહીન કરી દીધા; પછી સુષેણને કહે, હવે તને પણ મારી નાખું છું' એમ કહી તેણે એક સાયક પોતાના હાથમાં લીધું. પરંતુ કર્ણે તેને કાપી નાખ્યું અને ભીમને પણ ત્રણ બાણોથી ઘાયલ કર્યો. આથી ભીમે બીજું ખૂબ ચકચકિત બાણ હાથમાં લીધું અને તેને સુષેણ ઉપર છોડયું. કર્ણે તેને પણ કાપી નાખ્યું અને ભીમને મારી નાખવાની ઈચ્છાથી તેના ઉપર ત્યોત્તેર બાણોનો પ્રહાર કર્યો. આ બાજુ સુષેણે પોતાનું ધનુષ લઈને નકુળની બન્ને ભુજાઓ તથા છાતીમાં પાંચ બાણ માર્યાં. ત્યારે નકુળે તેને વીસ બાણોથી ઘાયલ કર્યો અને ભીષણ સિંહનાદ કરીને કર્ણને પણ ભયભીત કરી નાખ્યો. આ જોઈ સુષેણના ક્રોધની સીમા ન રહી, તેણે નકુળને સાઠ અને સહદેવને સાત બાણોથી ઘાયલ કર્યા. બીજી બાજુ સાત્યકિ અને વૃષસેન વચ્ચે યુદ્ધ જામ્યું હતું. સાત્યકિએ ત્રણ બાણથી વૃષસેનના સારથીને મારી નાખી એક ભાલાથી ધનુષ કાપી નાખ્યું. પછી સાત ભલ્લોથી તેના ઘોડા ખતમ કરીને એક બાણથી ધ્વજા કાપી નાખી અને ત્રણ સાયકોથી તેની છાતીમાં ઘા કર્યો. આ પ્રહારથી વૃષસેનનું આખું શરીર શૂન્ય થઈ ગયું. એક ક્ષણ બેહોશ રહ્યા પછી તે ઊઠયો અને હાથમાં ઢાલ-તલવાર લઈ સાત્યકિને મારી નાખવાની ઈચ્છાથી તેની તરફ ઝપટયો. વૃષસેન તેની તરફ આવી રહ્યો હતો એટલામાં જ સાત્યકિએ દશ બાણોથી તેની ઢાલ-તલવારના ટુકડે ટુકડા કરી દીધા.

આ જ વખતે ત્યાં દુઃશાસનની દૃષ્ટિ પડી. તેણે વૃષસેનને રથ અને શસ્ત્ર વગરનો જોઈને તરત જ પોતાના રથમાં ચઢાવી લીધો અને દૂર લઈ જઈને તેને બીજા રથમાં બેસાડયો. ત્યારપછી વૃષસેને ત્યાં આવી દ્રૌપદીના પુત્રોને ત્યોત્તેર, સાત્યકિને પાંચ, ભીમસેનને ચોસઠ, સહદેવને પાંચ, નકુળને ત્રીસ, શતાનીકને સાત, શિખંડીને દશ, ધર્મરાજને સો તથા બીજા વીરોને પણ અનેક બાણોથી વિંધી નાખ્યા. ત્યારપછી તે ફરીથી કર્ણના પૃષ્ઠ ભાગનું રક્ષણ કરવા લાગ્યો. સાત્યકિએ લોઢાના ચકચકિત નવ બાણોથી દુઃશાસનના સારથી, ઘોડા, તથા રથનો નાશ કર્યો. પછી તેના કપાળમાં ત્રણ બાણ માર્યાં. ત્યારે દુઃશાસન બીજા રથ ઉપર સવાર થઈ કર્ણના ઉત્સાહ અને બળને વધારતો પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ને કર્ણને દશ, દ્રૌપદીના પુત્રોએ ત્યોત્તેર, સાત્યકિએ સાત, ભીમસેને ચોસઠ, સહદેવે સાત, નકુળે ત્રીસ, શતાનીકે સાત

શિખંડીએ દશ, ધર્મરાજે સો તથા બીજા વીરોએ પણ પુષ્કળ બાણ માર્યાં. બધાએ સૂતપુત્રને ઠીકઠીક પીડિત કર્યો. ત્યારે કર્ણે પણ તે દરેક જણને દશદશ બાણ મારી વીંધી નાખ્યા. તેમના ઘોડા, સારથી અને રથ જ્યારે કર્ણનાં બાણથી ઢંકાઇ ગયાં ત્યારે તેમણે વિવશ થઈને કર્ણને આગળ વધવાનો માર્ગ આપ્યો. પોતાની બાણવૃષ્ટિથી મહાન ધનુર્ધરોનું માનમર્દન કરતો કર્ણ હાથીઓની સેનામાં ઘુસી ગયો. પછી ચેદિ વીરોના ત્રીસ રથીઓને સાફ કરીને તેણે રાજા યુધિષ્ઠિર ઉપર હુમલો કર્યો. તે વખતે શિખંડી, સાત્યકિ તથા પાંડવ લોકો રાજા યુધિષ્ઠિરને બધી બાજુએથી ઘેરી તેમનું રક્ષણ કરવા લાગ્યા. એ પ્રમાણે આપના પક્ષના શૂરવીર યોદ્ધાઓ પણ કર્ણનું રક્ષણ કરવા લાગ્યા. તે વખતે યુધિષ્ઠિર વગેરે પાંડવો તથા કર્ણ વગેરે આગે બધા નિર્ભય થઇ યુદ્ધમાં લાગી ગયા.

## કર્ણ અને યુધિષ્ઠિરનો સંગ્રામ કર્ણની મૂર્છા, કર્ણદ્વારા યુધિષ્ઠિરનો પરાભવ તથા ભીમસેન દ્વારા કર્ણનું પરાસ્ત થવું

**સંજય કહે**—મહારાજ! પછી કર્ણે તે સેનાને ચીરીને ધર્મરાજ ઉપર હુમલો કર્યો. તે વખતે શત્રુઓએ તેના ઉપર અનેક પ્રકારનાં હજારો અસ્ત્રશસ્ત્રો ચલાવ્યાં, પરંતુ તેણે એ બધાના ટુકડેટુકડા કરી નાખ્યા. એટલું જ નહિ, તેણે પોતાનાં ભયંકર બાણોથી શત્રુઓને પણ ઘાયલ કરી દીધા. તેમનાં, મસ્તકો, હાથ, તથા જાંઘોને કાપી નાખ્યાં. કર્ણનાં બાણોથી ઘણા શત્રુઓ ઘાયલ થઇને બન્યા. ઘણાનાં અંગો કપાઈ ગયાં. તેથી તેઓ યુદ્ધ છોડીને ભાગવા લાગ્યા. રણભૂમિ શત્રુપક્ષના લાખો યોદ્ધાઓની લાશોથી છવાઇ ગઇ. તે વખતે કર્ણ પ્રાણીઓનો અન્ત કરનાર યમરાજ જેવો ક્રોધમાં ભરાએલો હતો, પાંડવ અને પાંચાલ સૈનિકોએ તેને રોક્યો ખરો, પરન્તુ તે બધાને હરાવી તે યુધિષ્ઠિર ઉપર ધસી ગયો.

ત્યારે કર્ણને પોતાની પાસે જ ઊભો રહેલો જોઇ યુધિષ્ઠિરની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ. તેમણે કર્ણને કહ્યું, 'સૂતપુત્ર! તું યુદ્ધમાં હમેશાં અર્જુન સાથે વેર રાખે છે અને દુર્યોધનને મળી અમોને કષ્ટ પહોંચાડે છે. આજે તારામાં જે બળ અને પરાક્રમ હોય તે બધું બતાવ, તારો પુરુષાર્થ પ્રકટ કર.' આમ કહીને યુધિષ્ઠિરે કર્ણને દશ બાણોથી વિંધી નાખ્યો. સૂતપુત્ર કર્ણે પણ હસતાં હસતાં યુધિષ્ઠિરને દશ બાણોથી વિંધી તુરત જ બદલો ચૂકવ્યો. ત્યારે યુધિષ્ઠિરે પર્વતોનો પણ નાશ કરે તેવું યમદંડ જેવું ભયંકર બાણ ચઢાવ્યું અને સૂતપુત્રનો વધ કરવાની ઇચ્છાથી તેને છોડ્યું. તે વેગપૂર્વક છોડેલું બાણ વિજળીના જેવો કડાકો કરી અહારથી કર્ણની ડાબી કૂખમાં ઘુસી ગયું. તેના મારથી કર્ણને મૂર્છા આવી ગઇ, તેનું આખું શરીર શિથિલ થઇ ગયું, ધનુષ હાથમાંથી છૂટીને રથ ઉપર જઇ પડ્યું. જાણે પ્રાણ નીકળી ગયા હોય તેમ નિશ્ચેષ્ટ અને અચેત થઇને કર્ણ શલ્યની સામે જ પડી ગયો. રાજા યુધિષ્ઠિરે અર્જુનનું હિત કરવા માટે કર્ણ ઉપર ફરીથી પ્રહાર ન કર્યો. કર્ણને આ અવસ્થામાં જોઇ કૌરવ સેનામાં હાહાકાર મચી ગયો.

થોડી જ વારમાં કર્ણની મૂર્છા દૂર થઇ ત્યારે તેણે વિજય નામનું પોતાનું મહાન ધનુષ તાણીને તેજ કરેલાં બાણોથી યુધિષ્ઠિરની પ્રગતિ રોકી દીધી. તે વખતે બે ચન્દ્રદેવ અને દંડધાર નામના પાંચાલ રાજકુમારો યુધિષ્ઠિરના રથનાં પૈડાંનું રક્ષણ કરતા હતા. કર્ણે તે બન્નેને ખરીઓના જેવા આકારવાળાં બે બાણોથી મારી નાખ્યા. આ જોઇ યુધિષ્ઠિરે કર્ણને ફરીથી ત્રીસ બાણથી ઘાયલ કર્યો. સાથે જ સુષેણ અને સત્યસેનને પણ ત્રણત્રણ બાણથી ઘાયલ કર્યા. પછી નેવું બાણોથી શલ્યને અને ત્યોતેર બાણોથી સૂતપુત્રને પણ વિંધી નાખ્યો. તથા તેની રક્ષા કરનારા યોદ્ધાઓને પણ ત્રણ ત્રણ બાણોથી ઘાયલ કર્યા. ત્યારે કર્ણે હસીને પોતાના ધનુષનો ટંકાર કર્યો અને એક ભલ્લ તથા સાઠ બાણોથી યુધિષ્ઠિરને ઘાયલ કરીને જોરથી ગર્જના કરી. પછી તો પાંડવ પક્ષના યોદ્ધાઓ ખૂબ રોષમાં ભરાઈને દોડ્યા અને યુધિષ્ઠિરની રક્ષા માટે કર્ણને બાણ મારીને પીડિત કરવા લાગ્યા. સાત્યકિ, ચેકિતાન, યુયુત્સુ, પાંડ્ય, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રૌપદીના પુત્રો, પ્રભદ્રક, નકુળ-સહદેવ, ભીમસેન, ધૃષ્ટકેતુ તથા કરૂષ, મત્સ્ય, કેકય કાશી અને કોશલ દેશના યોદ્ધાઓ કર્ણ ઉપર બાણોના પ્રહાર કરવા લાગ્યા. પાંચાલ દેશનો જનમેજય પણ તેને પોતાનાં બાણોથી વિંધવા લાગ્યો. પાંડવવીરો કર્ણ ઉપર બધી બાજુએથી વારાહકર્ણ, નારાચ, નાલીક, બાણ, વત્સદંત, વિપાટ




ઘબરાએલા ભીમે એક ભલ્લ મારીને વિવિત્સુના માથાને ધડથી જુદું કરી દીધું. તેને મરતો જોઇ બધા ભાઇઓ ભીમ ઉપર તૂટી પડ્યા, ત્યારે તેણે આપના બે પુત્રો વિકટ અને સહને મારી નાખ્યા, ભીમસેને તીક્ષ્ણ નારાચોથી હાથમાં આવેલા ક્રાથને પણ યમલોકમાં મોકલી દીધો. મહારાજ! આ પ્રમાણે જ્યારે આપના વીર ધનુર્ધર પુત્રો માર્યા જવા લાગ્યા ત્યારે રણભૂમિમાં ખૂબ જોરથી હાહાકાર મચ્યો, તેમની સેનાનો સંહાર કરીને ભીમે નન્દ અને ઉપનન્દને પણ યમલોકમાં મોકલી દીધા. હવે તો આપના પુત્રો ગભરાઇ ગયા. તેઓ ભીમસેનને પ્રલયકાળના યમરાજ જેવો ભયંકર જાણી ત્યાંથી નાસી ગયા. આપના આટલા પુત્રોને માર્યા ગએલા જોઇ કર્ણનું મન ખૂબ ઉદાસ થઇ ગયું. તેની આજ્ઞાથી મદ્રરાજ શલ્યે ફરીથી ઘોડાઓને આગળ ચલાવ્યા. આ ઘોડા ખૂબ જોરથી ભીમસેનના રથ આગળ આવી ગયા. પછી તો એકબીજાના વધની ઇચ્છા રાખનાર કર્ણ અને ભીમસેન વચ્ચે વાલી અને સુગ્રીવના જેવું ભયંકર યુદ્ધ થવા લાગ્યું, કર્ણે પોતાના સુદૃઢ ધનુષને કાન સુધી ખેંચી ત્રણ બાણોથી ભીમસેનને વિંધી નાખ્યો. તેણે પણ એક ભયંકર બાણ હાથમાં લઇ તેને કર્ણ ઉપર છોડ્યું. આ બાણે કર્ણનું કવચ ફાડી નાખીને તેના શરીરને છેદી નાખ્યું. આ પ્રચંડ પ્રહારથી કર્ણને ખૂબ દુઃખ થયું. તે વ્યાકુળ થઇને કાંપવા લાગ્યો. ત્યારપછી રોષમાં ભરાઇ તેણે ભીમસેનને પચીસ બાણ માર્યાં પછી અનેક બાણોના પ્રહાર કરી એક બાણથી તેની ધ્વજા કાપી નાખી. ત્યારપછી એક ભલ્લ મારી તેના સારથીને પણ મારી નાખ્યો, હાથમાંનું ધનુષ પણ કાપી નાખ્યું. અને પછી એક જ ક્ષણમાં તેણે ભીમસેનને રથ વગરનો કરી દીધો.

રથ તૂટતાં જ મહાબાહુ ભીમસેન હાથમાં ગદા લઇને હસતાં હસતાં કૂદી પડ્યો, પછી જોરથી ઉછળીને તે આપની સેનામાં ઘૂસી ગયો અને ગદા મારીમારીને બધા સૈનિકોનો સંહાર કરવા લાગ્યો. પગપાળા હોવા છતાં પણ તેણે પોતાની ગદાથી સાતસો હાથીઓને તેમના સ્વારો, ધ્વજાઓ અને અસ્ત્રશસ્ત્ર સહિત મારી નાખ્યા, ત્યારપછી તેણે શકુનિના અત્યંત બળવાન બાવન હાથીઓને મારી નાખ્યા તથા એકસોથી વધારે રથ અને હજારો પાયદળ સૈનિકોનો સંહાર કરી દીધો. ઉપર સૂર્ય તપી રહ્યો હતો અને સામે ભીમ-




સેન કૌરવસેનાને તપાવી રહ્યો હતો, તેથી બધા યોદ્ધાઓ ભીમના ડરથી મેદાન છોડી નાસવા લાગ્યા, બીજી બાજુ પાંચસો રથીઓ આવી તેની ચારે બાજુ બાણ છોડવા લાગ્યા, પરંતુ ભીમસેને એ બધાને [illegible] મારી

નાખ્યા. તેણે તેમની ધ્વજ-પતાકા અને આયુધોના પણ ટુકડા કરી દીધા ત્યારપછી દુર્યોધને મોકલેલા ત્રણ હજાર ઘોડેસવારોએ શક્તિ, ઋષ્ટિ અને પ્રાસ લઈને ભીમસેન ઉપર હુમલો કર્યો. ભીમસેને ખૂબ જોરથી આગળ વધી તેમનો સામનો કર્યો અને જુદીજુદી જાતના ગદાના ઘાવોથી તે બધાને મારી નાખ્યા, ત્યારપછી ભીમસેન બીજા રથ ઉપર સવાર થયો અને ખૂબ ક્રોધમાં ભરાઈને કર્ણનો સામનો કરવા ગયો.

આ વખતે કર્ણ અને યુધિષ્ઠિર વચ્ચે યુદ્ધ ચાલતું હતું. કર્ણે પોતાનાં બાણોથી યુધિષ્ઠિરને ઢાંકી દઈ તેમના સારથીને પણ મારી નાખ્યો. સારથી ન રહેતાં ઘોડા ભાગી નીકળ્યા. તેમના રથને ભાગતો જોઈ કર્ણ બાણવૃષ્ટિ કરતો તેમની પાછળ પડયો. કર્ણને ધર્મરાજની પાછળ પડેલો જોઈ ભીમસેન ક્રોધમાં ભરાઈ ગયો. તેણે પોતાનાં બાણોથી પૃથ્વી અને આકાશને ચારે બાજુથી ઢાંકી દીધાં. ત્યારપછી કર્ણ ઉપર પણ ભીષણ બાણવર્ષા કરી કર્ણ પાછો ફર્યો. તેણે પણ બંધી બાજુએથી તીક્ષ્ણ બાણોથી ભીમને આચ્છાદિત કરી દીધો. કર્ણ અને ભીમ બન્ને ધનુર્ધરોમાં શ્રેષ્ઠ હતા. તે વખતે એકબીજા ઉપર જુદી જુદી જાતનાં બાણોના પ્રહાર કરતા તે બન્નેએ અન્તરિક્ષમાં બાણોની જાળ બનાવી દીધી. તે વખતે મધ્યાહ્ન હતો છતાં પણ તે બન્નેનાં સાયકોથી રોકાઈ જવાથી સૂર્યનાં કિરણો નીચે આવી શકતાં ન હતાં. તે વખતે શકુનિ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ અને કૃપાચાર્ય પાંડવસેના સાથે લડી રહ્યા હતા. તેમને યુદ્ધ કરતા જોઈ નાસતી કૌરવસેના પાછી વળી. પછી બન્ને પક્ષની સેનાઓ એક બીજા સાથે ભીડાઈ ગઈ. આ બપોરના વખતે જેવું ભયંકર યુદ્ધ થયું તેવું મેં કદી જોયું પણ ન હતું અને સાંભળ્યું પણ નહતું. એક પક્ષના સૈનિકોનાં ઝુંડ બીજા પક્ષના સૈનિકોના ઝુંડ સાથે લડવા લાગ્યાં. ભીષણ મારકાપ મચી ગઈ. છૂટેલાં બાણ-સમૂહના અવાજો દૂર સુધી સંભળાવા લાગ્યા. તે વખતે મહાન યશની ઇચ્છાવાળા બન્ને પક્ષના યોદ્ધાઓની સિંહગર્જના એક પળ માટે પણ બંધ થતી ન હતી. બન્ને દળમાં એવું ભયંકર યુદ્ધ થયું કે લોહીની




નદીઓ વહી નીકળી. કેટલાયે ક્ષત્રિયો તેમાં ડૂબીને યમલોકમાં પહોંચતા હતા. બધી બાજુએ માંસ ખાનાર પશુપક્ષીઓના અવાજ સંભળાતા હતા. આ ભયંકર સંગ્રામમાં કૌરવસેના ખૂબ કષ્ટ પામવા લાગી. તે વખતે તેની દશા સમુદ્રમાં ભાંગી ગયેલી નૌકા જેવી થઈ રહી હતી.

---

## અર્જુનદ્વારા સંશપ્તકોનો સંહાર

સંજય કહે છે—મહારાજ ! જે વખતે ક્ષત્રિયોનો સંહાર કરનારું તે ભયાનક યુદ્ધ ચાલી રહ્યું હતું તે વખતે બીજી બાજુ જોરજોરથી ગાંડીવ ધનુષનો ટંકાર સંભળાતો હતો. ત્યાં અર્જુન સંશપ્તકોનો તથા નારાયણી સેનાનો સંહાર કરતો હતો. મહારથી સુશર્માએ અર્જુન ઉપર બાણોની ઝડી વરસાવી તથા સંશપ્તકો પણ અર્જુન ઉપર બાણ છોડવા લાગ્યા. ત્યારપછી સુશર્માએ અર્જુનને દશ બાણોથી વિંધી શ્રીકૃષ્ણના જમણા હાથમાં ત્રણ બાણ માર્યાં પછી એક ભલ્લ મારીને તેણે અર્જુનની ધ્વજ છેદી નાખી. ધ્વજ ઉપર બાણ વાગતાં જ તેની ઉપર બેઠેલા વાનરે ખૂબ જોરથી ગર્જના કરીને બધાને ભયભીત કરી દીધા. તે ભયંકર અવાજ સાંભળીને આપની સેના થરથરી ઊઠી, ભયના માર્યા કોઈ હાલીચાલી પણ ન શક્યા. થોડીવારમાં જ્યારે હોંશમાં આવ્યા ત્યારે તે બધા અર્જુન ઉપર બાણવર્ષા કરવા લાગ્યા. પછી

બધાએ મળી અર્જુનનો રથ ઘેરી લીધો. જો કે તેમની ઉપર તીક્ષ્ણ બાણ વરસી રહ્યાં હતાં તો પણ તેઓ રથ પકડીને જોરજોરથી ગર્જના કરવા લાગ્યા. કોઈએ ઘોડાઓને પકડ્યા, કોઈએ પૈડાં પકડ્યાં. કેટલાક લોકોએ રથની ધૂંસરી પકડવાનો પ્રયત્ન કર્યો. આ પ્રમાણે હજારો




યોદ્ધાઓ રથને જોરથી પકડી સિંહનાદ કરવા લાગ્યા. કેટલાક લોકોએ ભગવાન શ્રીકૃષ્ણના બન્ને હાથ પકડી લીધા, કેટલાક યોદ્ધાઓએ રથ ઉપર ચડી અર્જુનને પણ પકડી લીધો. શ્રીકૃષ્ણે પોતાનો હાથ હલાવીને તે લોકોને જમીન ઉપર પાડી નાખ્યા, તથા અર્જુને પણ પણ પોતના રથ ઉપર ચડેલા કેટલાયે પાયદળ સૈનિકોને ધક્કા મારી નીચે પાડી નાખ્યા. પછી આજુબાજુ ઊભા રહેલા સંશપ્તક યોદ્ધાઓને નજીકથી યુદ્ધ કરવાના ઉપયોગમાં આવનારાં બાણ મારી ઢાંકી દીધા. ત્યારપછી અર્જુને દેવદત્ત શંખ તથા શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો શંખ વગાડ્યો. તેના અવાજથી પૃથ્વી અને આકાશ ગૂંજવા લાગ્યાં. તે અવાજ સાંભળી સંશપ્તકોની સેના ભયથી થરથરી ઊઠી. પછી અર્જુને નાગાસ્ત્રનો પ્રયોગ કરીને તે બધાના પગ બાંધી દીધા. પગ બંધાઈ જવાથી નિશ્ચેષ્ટ થઈને તેઓ પત્થરનાં પૂતળાં જેવા દેખાવા લાગ્યા. આ અવસ્થામાં અર્જુને તેમનો સંહાર શરૂ કર્યો. જ્યારે માર પડવા લાગ્યો ત્યારે તેઓએ રથ છોડી દીધો અને પોતાનાં બધાં અસ્ત્રશસ્ત્રોને અર્જુન ઉપર ચલાવવા પ્રયત્ન કર્યો પરંતુ પગ બંધાઈ ગયેલા હોવાથી તેઓ હાલી પણ ન શક્યા અને અર્જુન તેમનો વધ કરવા લાગ્યો.

આ વખતે સુશર્માએ ગારુડાસ્ત્રનો પ્રયોગ કર્યો. તેનાથી ઘણાં ગરુડ ઉત્પન્ન થઈ સર્પોને ખાવા લાગ્યાં. આ ગરુડોને જોઈ સર્પોનાં ટોળાં સંતાવા લાગ્યાં. આ પ્રમાણે નાગપાશથી છૂટેલા યોદ્ધાઓ અર્જુનના રથ ઉપર સાયકો તથા બીજાં અસ્ત્રશસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. ત્યારે અર્જુને બાણવૃષ્ટિથી અસ્ત્રવર્ષાનું નિવારણ કરીને યોદ્ધાઓનો સંહાર શરૂ કર્યો. એટલામાં સુશર્માએ અર્જુનની છાતીમાં ત્રણ બાણ માર્યાં, આનાથી અર્જુનને ખૂબ ઈજા થઈ. તે વ્યથિત થઈને રથના પાછળના ભાગમાં બેસી ગયો. થોડી જ વારમાં તેને ચેતન આવ્યું. પછી તુરત જ તેણે ઐન્દ્રાસ્ત્ર પ્રકટ કર્યું. તેમાંથી હજારો બાણ નીકળી ચારે દિશાઓમાં છવાઈ ગયાં અને આપની સેના તથા ઘોડા અને હાથીઓનો વિનાશ કરવા લાગ્યાં. એ પ્રમાણે સેનાનો સંહાર થતો જોઈ સંશપ્તકો અને નારાયણી સેનાના નાયકોને ખૂબ ભય લાગ્યો. તે વખતે ત્યાં એક પણ પુરુષ એવો ન હતો કે જે અર્જુનનો સામનો કરી શકે. બધા વીરોના દેખતાં આપની સેના કપાઈ રહી હતી. તે નિશ્ચેષ્ટ થઈ ગઈ હતી. તેનાથી કોઈ જાતનું પરાક્રમ થઈ શકતું ન હતું. આ બધી મેં નજરે જોએલી ઘટના છે. અર્જુને ત્યાં દશ હજાર યોદ્ધાઓને મારી નાખ્યા. સંશપ્તકોમાંથી જેઓ બચી ગયા હતા તેઓએ મરી જવાનો અથવા વિજય મેળવવાનો નિશ્ચય કરીને ફરીથી અર્જુનને ઘેરી લીધો. પછી તો ત્યાં અર્જુનની સાથે આપના સૈનિકોનો ભયંકર સંગ્રામ થયો.

# કૃપાચાર્યદ્વારા શિખંડીનો પરાજય, સુકેતુનો વધ, ધૃષ્ટદ્યુમ્નદ્વારા કૃતવર્મા અને દુર્યોધનનું પરાસ્ત થવું તથા પાંચાલ વગેરે મહારથીઓનો સંહાર

સંજય કહે છે—રાજન્! આ પ્રમાણે કૌરવ સેનાને અર્જુનના મારથી પીડિત થતી જોઇ કૃતવર્મા, કૃપાચાર્ય, અશ્વત્થામા, ઉલૂક, શકુનિ, દુર્યોધન તથા તેના ભાઇઓએ આવીને તેને બચાવી. તે વખતે થોડીવાર સુધી ત્યાં ઘોર સંગ્રામ થયો. કૃપાચાર્યે બાણોની એવી વર્ષા કરી કે તીડની ફાફડ તેના બાણોથી પાંચાલોની આખી સેના આચ્છાદિત થઇ ગઇ. આ જોઇ શિખંડી ખૂબ ક્રોધમાં ભરાઇને તેમનો સામનો કરવા ગયો અને તેમની ઉપર ચારે બાજુએથી બાણ વરસાવવા લાગ્યો. પરંતુ કૃપાચાર્ય અસ્ત્રવિદ્યાના મહાન પંડિત હતા, તેમણે શિખંડીની બાણવર્ષા શાંત કરી દઇ તેને દસ બાણોથી વિંધી નાખ્યો. પછી તીક્ષ્ણ બાણોના પ્રહારથી તેનો સારથી અને ઘોડાઓને પણ મારી નાખ્યા. ત્યારે શિખંડી તરત જ રથ ઉપરથી કુદી પડ્યો અને હાથમાં ઢાલ-તલવાર લઇને કૃપાચાર્ય ઉપર દોડ્યો. તેમણે તેને




પોતાના ઉપર આક્રમણ કરતો જોઇ અનેક બાણ મારીને રોકી દીધો. શિખંડીએ પણ વારંવાર તલવાર ઘુમાવીને કૃપાચાર્યનાં બાણ કાપી નાખ્યાં. ત્યારે કૃપાચાર્યે પોતાના સાયકોથી શીઘ્રતાથી શિખંડીની ઢાલ કાપી નાખી. હવે તે ફક્ત તલવાર લઇને તેમની તરફ દોડ્યો. કૃપાચાર્ય પોતાનાં બાણોથી તેને વારંવાર પીડા કરવા લાગ્યા. તેની આ અવસ્થા જોઇ ચિત્રકેતુનો પુત્ર સુકેતુ તરત જ ત્યાં આવી પહોંચ્યો અને કૃપાચાર્ય ઉપર બાણવર્ષા કરવા લાગ્યો. શિખંડીએ જોયું કે બ્રાહ્મણદેવ હવે સુકેતુ ઉપર ઊભળ્યા છે ત્યારે તે લાગ જોઇ ત્યાંથી નાસી નીકળ્યો. ત્યારપછી સુકેતુએ કૃપાચાર્યને પહેલાં નવ બાણોથી વિંધી પછી ત્યોતેર બાણોથી ઘાયલ કર્યા. ત્યારપછી તેમના બાણ સહિત ધનુષને કાપી સારથીનાં મર્મસ્થાનોમાં પણ ઘા કર્યો.

આ જોઇ કૃપાચાર્યે ત્રીસ બાણોથી સુકેતુનાં સંપૂર્ણ મર્મસ્થાનોમાં ચોટ પહોંચાડી. આથી સુકેતુનું આખું શરીર કંપી ઊઠ્યું. તે ખૂબ વ્યાકુળ થઇ ગયો. આ અવસ્થામાં કૃપાચાર્યે એક ક્ષુરપ્ર મારી તેનું માથું કાપી નાખ્યું. સુકેતુના મૃત્યુથી તેના સૈનિકો ભયભીત થઇ ચારે દિશામાં નાસવા લાગ્યા.

બીજી બાજુ ધૃષ્ટદ્યુમ્ન અને કૃતવર્મા લડી રહ્યા હતા. ધૃષ્ટદ્યુમ્ને ક્રોધમાં ભરાઇ કૃતવર્માની છાતીમાં નવ બાણ માર્યાં તથા તેના ઉપર સાયકોની ભયંકર ઝડી વરસાવી. કૃતવર્માએ પણ હજારો બાણ મારી તે બાણવર્ષા શાંત કરી દીધી. આ જોઇ ધૃષ્ટદ્યુમ્ને કૃતવર્માની નજીક જઇ તેને આગળ વધતો રોકી દીધો, અને તરત જ તેના સારથીને તીક્ષ્ણ ભાલાથી યમલોકનો અતિથિ બનાવી દીધો. આ પ્રમાણે મહાબળવાન ધૃષ્ટદ્યુમ્ને પોતાના બળવાન શત્રુને જીતી સાયકોની વર્ષાથી કૌરવ સેનાને આગળ વધતી રોકી દીધી. ત્યારે આપના સૈનિકો સિંહનાદ કરી ધૃષ્ટદ્યુમ્ન ઉપર તૂટી પડ્યા. પછી ઘમસાણ યુદ્ધ થવા લાગ્યું.

તે દિવસે અર્જુન સંશપ્તકોમાં, ભીમસેન કૌરવોમાં અને કર્ણ પાંચાલોમાં ઘૂસીને શત્રુઓનો સંહાર કરી રહ્યો હતો. એક બાજુ દુર્યોધન નકુળ-સહદેવ સાથે લડતો હતો. તેણે ક્રોધમાં ભરાઇને નવ બાણથી નકુળને અને ચાર બાણથી તેના ઘોડાઓને વિંધી નાખ્યા. પછી એક છરીના જેવા આકારવાળા બાણથી તેણે સહદેવની સુવર્ણમયી ધજા કાપી નાખી. નકુળે પણ કુપિત થઇને આપના પુત્રને એકવીસ બાણ માર્યાં અને સહદેવે પાંચ

બાણોથી તેને ઘાયલ કર્યો. હવે તો આપનો પુત્ર ક્રોધથી સળગી ઊઠયો. તેણે તે બન્ને ભાઈઓની છાતીમાં પાંચ બાણ માર્યાં, પછી બે ભલ્લથી તે બન્નેનાં ધનુષ કાપી નાખ્યાં. પછી તેણે એકત્રીસ બાણોથી તેમને ઘાયલ કર્યાં.

ધનુષ કપાઈ જવાથી એ બન્ને ભાઈઓએ ફરીથી બીજાં ધનુષ લઈને દુર્યોધન ઉપર ખૂબ ભારે બાણવર્ષા શરૂ કરી. દુર્યોધન પણ બાણોની ઝડી લગાવીને તે બન્નેને રોકવા લાગ્યો. તે વખતે તેના ધનુષમાંથી છૂટેલાં બાણ બધાં દિશાઓને આચ્છાદિત કરતાં હોય તેવાં લાગતાં હતાં. આકાશ બાણમય બન્યું હતું. નકુળ-સહદેવને તેનું રૂપ મહાપ્રલયકાળના યમરાજ જેવું દેખાતું હતું. તે વખતે પાંડવ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન ત્યાં આવી પહોંચ્યો. તે નકુળ-સહદેવને પાછળ રાખી દુર્યોધનની પ્રગતિ રોકવા લાગ્યો. આપના પુત્રે હસીને ધૃષ્ટદ્યુમ્નને પહેલાં પચીસ બાણ માર્યાં. પછી પાંસઠ બાણ મારી સિંહનાદ કર્યો. ત્યારપછી તેણે એક તીક્ષ્ણ ક્ષુરપ્રથી ધૃષ્ટદ્યુમ્નનું બાણ સહિત ધનુષ અને હાથનું કવચ કાપી નાખ્યું

ત્યારે ધૃષ્ટદ્યુમ્ને દુર્યોધન ઉપર પંદર બાણ છોડયાં. તે બાણ તેનું કવચ છેદીને પૃથ્વીમાં સમાઈ ગયાં. આથી દુર્યોધનને ખૂબ ક્રોધ ચડયો. તેણે એક ભલ્લ મારીને ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપી નાખ્યું. પછી ખૂબ શીઘ્રતાથી તેની ભમરોની વચ્ચે તેણે દશ બાણ માર્યાં. ધૃષ્ટદ્યુમ્ને પણ પોતાનું કપાયેલું ધનુષ ફેંકી દઈ બીજું ધનુષ અને સોળ ભલ્લ હાથમાં લીધાં. તેમાંથી પાંચ ભલ્લથી તેણે દુર્યોધનના ઘોડા અને સારથીને મારી નાખ્યા, એકથી તેનું ધનુષ કાપી નાખ્યું અને દશ ભલ્લથી લીધા, કેટલાક યોદ્ધાઓએ ... ધ્વજ, શક્તિ, ગદા અને પકડી લીધો, શ્રીકૃષ્ણે પોતાનો હા... દુર્યોધન રથ વગરનો જમીન ઉપર પાડી નાખ્યા, તથા ... ગયું ગયાં પોતના રથ ઉપર ચઢેલા કેટલાયે પાયદળ સૈનિકોને ધક્કા મારી નીચે પાડી નાખ્યા, પછી આજુબાજુ ઊભા રહેલા સંશપ્તક યોદ્ધાઓને નજીકથી યુદ્ધ કરવાના ઉપ-યોગમાં આવનારાં બાણ મારી ઢાળી દીધા. ત્યારપછી અર્જુને દેવદત્ત શંખ તથા શ્રીકૃષ્ણે પાંચજન્ય નામનો શંખ વગાડયો. તેના અવાજથી પૃથ્વી અને આકાશ ગૂંજવા લાગ્યાં. તે અવાજ સાંભળી સંશપ્તકોની

જય, શ્રુતકર્મ, રોચમાન તથા સિંહસેનને પોતાનાં બાણોનું



નિશાન બનાવ્યા. આ વીરોએ પણ કર્ણને રથોથી ઘેરી લીધો, કર્ણ મોટો અનાપી હતો. તેણે પોતાની સાથે યુદ્ધ કરતા તે આઠ વીરોને આઠ તીક્ષ્ણ બાણ મારી ખૂબ ઘાયલ કરી દીધા. પછી કેટલાયે હજાર યોદ્ધાઓને મારી નાખ્યા. ત્યારપછી જિષ્ણુ, દેવાપિ, ભદ્ર, દંડ, ચિત્ર, ચિત્રાયુધ, હરિ, સિંહકેતુ, રોચમાન અને શલભને તથા ચેદિદેશના મહારથીઓને પણ મારી નાખ્યા. આ યુદ્ધમાં કર્ણે જેવું પરાક્રમ કર્યું હતું તેવું કદી ભીષ્મ, દ્રોણ કે બીજા કોઈએ પણ કર્યું ન હતું. તેણે હાથી ઘોડા, રથ અને પાયદળ-બધાનો મહાન સંહાર કર્યો. કર્ણનું આ પરાક્રમ જોઈ મારા મનમાં એવો વિચાર આવ્યો કે હવે એક પણ પાંચાલ યોદ્ધો જીવતો રહેશે નહિ. ૬૬ તે મહાસંગ્રામમાં કર્ણને પાંચાલ સેનાનો સંહાર જોઈ રાજા યુધિષ્ઠિર ખૂબ ક્રોધમાં ભરાઈ તેની વિરુદ્ધ દોડયા, તેમની સાથે ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો તથા સીધેજ હજારો યોદ્ધાઓએ જઈ કર્ણને ચારે બાજુએથી ભયંકર ... સીપો, શિખંડી, સહદેવ, નકુળ, જનમેજય, ... કે તથા બીજા પ્રભદ્રક યોદ્ધાઓ ધૃષ્ટદ્યુમ્નની આગળ ... કર્ણ પર અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. જેવી ...ત ગરુડ એકલો જ ઘણા સર્પોને પકડી લે છે તે પ્રમાણે એકલો કર્ણ ચેદિ, પાંચાલ અને પાંડવ વીરો

ઉપર પ્રહાર કરતો હતો. જ્યારે કર્ણ પાંડવો સાથે લડતો હતો, તે વખતે ભીમસેન રણમાં બધી બાજુએ ફરીને પોતાનાં યમદંડ જેવાં બાણોથી વાહીક, કેકય, વસાતીય, મદ્ર અને સિન્ધુ દેશના યોદ્ધાઓનો સંહાર કરતો હતો. ભીમનાં બાણથી માર્યા ગયેલા રથીઓ, ઘોડેસ્વારો, સારથીઓ પાયદળ યોદ્ધાઓ તથા હાથી-ઘોડાઓની લાશોથી રણભૂમિથી ઢંકાઈ ગઈ હતી. સમગ્ર સેના ભીમસેનના ભયથી ઉત્સાહ ખોઈ બેઠી હતી. કોઈ કશું કરી શકતું ન હતું. બધાની ઉપર ભય છવાઈ ગયો હતો. કર્ણ પાંડવ સેનાને નસાડી મૂકતો હતો અને ભીમસેન કૌરવ સૈન્યને ખુંદી રહ્યો હતો. આ પ્રમાણે રણભૂમિમાં ફરતા આ બન્ને વીરોની અદ્‌ભુત શોભા થઈ હતી.

## અર્જુનદ્વારા સંશપ્તકોનો સંહાર અને અશ્વત્થામાનો પરાજય

**સંજય કહે છે**—એક બાજુ તો આ ભયંકર સંગ્રામ ચાલતો હતો અને બીજી બાજુ અર્જુન સંશપ્તક સેનાનો સંહાર કરતો હતો. શત્રુઓને જીતી અર્જુને ભગવાન્ શ્રીકૃષ્ણને કહ્યું, 'જનાર્દન! આ સંશપ્તકો તો હવે યુદ્ધમાં મારાં બાણોનો માર સહન ન કરી શકવાથી ટોળે ટોળાં થઈ નાસી જઈ રહ્યા છે. બીજી બાજુ સૃંજયોની બહુ મોટી સેના પણ ખેરવિખેર થઈ રહી છે. તે બાજુ કર્ણ ખૂબ આનંદથી રાજાઓની સેનામાં ફરી રહ્યો છે. જુઓ, તેની પતાકા દેખાય છે. આપ તો જાણો જ છો કે કર્ણ કેટલો બળવાન અને પરાક્રમી છે. બીજો કોઈ મહારથી તેને યુદ્ધમાં જીતી શકે તેમ નથી. તે આપણી સેનાને ખૂંદી રહ્યો છે. માટે ત્યાં જ ચાલો. હવે અહિંની લડાઈ બંધ કરી મહારથી કર્ણ પાસે જવું જોઈએ.

આ સાંભળી ભગવાન હસતાં હસતાં બોલ્યા, 'પાંડુનન્દન! હવે તમે જલદીથી જ કૌરવોનો નાશ કરો. એમ કહી ગોવિન્દે ઘોડાઓને હાંક્યા. તે હંસ જેવા સફેદ રંગવાળા ઘોડા શ્રીકૃષ્ણ અને અર્જુનને લઈને આપની વિશાળ સેનામાં ઘૂસી ગયા. તેમના ત્યાં જવાથી જ આપની સેના ચારે બાજુ નાસવા લાગી. અર્જુનને પોતાની સેનામાં ફરતો જોઈ દુર્યોધને સંશપ્તકોને ફરીથી તેની સાથે લડવાની આજ્ઞા કરી. સંશપ્તક યોદ્ધાઓ એક હજાર રથ, ત્રણસો હાથી, ચૌદ હજાર ઘોડા અને બે લાખ પાયદળ સેના લઈને ફરીથી અર્જુન ઉપર ચઢી આવ્યા. તેઓ તેને પોતાની બાણવર્ષાથી આચ્છાદિત કરતા ઘેરીને ઊભા રહ્યા.

હવે અર્જુને હાથમાં પાશ લીધેલા યમરાજ જેવું રૂપ પ્રકટ કર્યું. તે સંશપ્તકોનો સંહાર કરવા લાગ્યો. તે વખતે તેનો દેખાવ જોવા લાયક હતો. તેણે વિજળી સમાન ચમકતાં બાણોથી સમ્પૂર્ણ આકાશ ઢાંકી દીધું. તેના ધનુષની પ્રત્યંચાનો અવાજ સાંભળી એવું લાગતું હતું કે જાણે પૃથ્વી, આકાશ, દિશાઓ, સમુદ્ર તથા પર્વત ફાટી જઈ રહ્યાં છે. થોડી જ વારમાં અર્જુને દશ હજાર યોદ્ધાઓનો નાશ કર્યો. પછી તે ખૂબ સ્ફૂર્તિથી તે આતતાયી શત્રુઓના હથીયાર સહિત હાથ, ભૂજાઓ, જાંઘો તથા માથાં કાપવા લાગ્યો. આ પ્રમાણે અર્જુન સંશપ્તકોની ચતુરંગિણી સેનાનો નાશ કરી રહ્યો હતો, તે વખતે સુદક્ષિણનો નાનો ભાઈ ત્યાં આવી તેના ઉપર બાણવર્ષા કરવા લાગ્યો. તે વખતે અર્જુને બે અર્ધચન્દ્રાકાર બાણોથી તેની પરિઘ જેવી મોટી ભૂજાઓ કાપી નાખી, તથા એક ક્ષુર મારી તેનું પૂર્ણ ચન્દ્રમા જેવું માથું ધડથી જુદું કરી નાખ્યું. તે લોહીલુહાણ થઈ જમીન ઉપર પડ્યો. તેના મૃત્યુથી ત્યાં મહાભયંકર સંગ્રામ શરૂ થયો. યોદ્ધાઓની દુર્દશા થવા લાગી. અર્જુને એક એક બાણથી કામ્બોજ, યવનો તથા શકોના ઘોડાઓનો સંહાર કરી નાખ્યો. કામ્બોજ વગેરે યોદ્ધાઓ પણ લોહીથી લથપથ થઈ ગયા. તે આખી રણભૂમિ લોહીથી લાલ થઈ ગઈ. રથ, સારથી, ઘોડેસ્વાર, હાથીસ્વાર અને મહાવત બધા જ માર્યા ગયા. આ પ્રમાણે ત્યાં ભયાનક નરસંહાર થયો.

ત્યારપછી અશ્વત્થામા અર્જુનનો સામનો કરવા ચઢી આવ્યો. તે વખતે તે ક્રોધમાં ભરાયેલા કાળ જેવો દેખાતો હતો. રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ ઉપર દૃષ્ટિ પડતાં જ તેણે ભયંકર અસ્ત્રશસ્ત્રોની વૃષ્ટિ શરૂ કરી. અશ્વત્થામાનાં છોડેલાં બાણ ચારે બાજુથી આવીને શ્રીકૃષ્ણ અને અર્જુન ઉપર પડવા લાગ્યાં. તેઓ રથમાં બેઠાં-બેઠાં જ તેનાં બાણોથી ઢંકાઈ ગયા. પ્રતાપી અશ્વત્થામાએ તે બન્નેને નિશ્ચેષ્ટ બનાવી દીધા. તેઓ કંઈ પણ કરી શકતા ન હતા. તેમની આ દશા જોઈ સમસ્ત જગતમાં હાહાકાર મચી ગયો. સંગ્રામમાં શ્રીકૃષ્ણ

બાણ મારીને નિષાદરાજના પુત્રને પણ મોતને ઘાટ ઉતાર્યો. હવે કૌરવોની હિંમત નાશ પામી છે, પહેલાંના જેવી તેમની ગર્જના સંભળાતી નથી. ભીમસેને દુર્યોધનની ત્રણ અક્ષૌહિણી સેનાને આગળ વધતી રોકીને મારી નાખી. જેની આંખો નબળી હોય છે તે જેમ બપોરના સૂર્ય સામે જોઈ શકતો નથી તેમ કૌરવ પક્ષના રાજાઓ પણ ભીમની સામે આંખ ઊંચી કરી જોઈ શકતા નથી. તેના બાણોના મારથી ઘાયલ થયેલા શત્રુઓને ક્યાંય પણ ચેન પડતું નથી.'

ભગવાન શ્રીકૃષ્ણના મુખથી આ વાતો સાંભળી અર્જુને ભીમસેનના દુષ્કર પરાક્રમ તરફ જોયું. પછી તેણે પોતાના બાકી રહેલા શત્રુઓને બાણોથી મારવાનું શરૂ કર્યું. સંશપ્તક યોદ્ધાઓ જો કે ખૂબ બળવાન હતા પરંતુ તેઓ અર્જુનના મારથી યુદ્ધમાં ટકી ન શક્યા; ભયભીત થઈ તેઓ બધી દિશાઓમાં નાસી ગયા.

## બન્ને પક્ષના યોદ્ધાઓનું દ્વન્દ્વયુદ્ધ અને ભીમસેનનું પરાક્રમ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! પાંડવો અને પાંચાલોનો માર ખાવાથી જ્યારે અમારી સેના દુઃખી થઈ નાસવા લાગી ત્યારે કૌરવોએ શું કર્યું?

સંજયે કહ્યું—મહારાજ! તે વખતે મહાબાહુ ભીમસેન ઉપર કર્ણની દૃષ્ટિ પડી. ભીમસેનને જોતાં જ તેની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ અને તે તેના ઉપર ચડી આવ્યો. તેણે ભીમસેનના ભયથી નાસી જતી તમારી સેનાને ખૂબ પ્રયત્ન કરી રોકી અને તેને વ્યવસ્થાપૂર્વક ગોઠવીને તે પાંડવો તરફ ચાલ્યો. આ જોઈ પાંડવ મહારથીઓ—ભીમસેન, સાત્યકિ, શિખંડી, જનમેજય, ધૃષ્ટદ્યુમ્ન તથા પ્રભદ્રક વિગેરે પણ ક્રોધમાં ભરાઈ તમારી સેનાનો સંહાર કરવા તેની ઉપર ચારે બાજુથી તૂટી પડ્યા. આ યુદ્ધમાં શિખંડીએ કર્ણનો સામનો કર્યો અને ધૃષ્ટદ્યુમ્ને મોટી સેનાથી ઘેરાએલા દુઃશાસનનો સામનો કર્યો. નકુલે વૃષસેન ઉપર અને યુધિષ્ઠિરે ચિત્રસેન ઉપર હુમલો કર્યો. સહદેવે ઉલૂક ઉપર હુમલો કર્યો. સાત્યકિએ શકુનિ ઉપર અને દ્રૌપદીના પુત્રોએ કૌરવો ઉપર આક્રમણ કર્યું. અર્જુનનો સામનો મહારથી અશ્વત્થામાએ કર્યો. કૃપાચાર્યનું યુધામન્યુ સાથે અને કૃતવર્માનું ઉત્તમૌજા સાથે યુદ્ધ થયું. ભીમસેને એકલાએ જ બધા કૌરવો અને તેમની સેનાનો વેગ રોક્યો.

મહારાજ! શિખંડીએ કર્ણને રણભૂમિમાં નિર્ભય ફરતો જોઈ તેને પોતાનાં બાણોનું નિશાન બનાવ્યો અને તેને આગળ વધતો રોકી દીધો. આ રોકાણથી કર્ણ રોષમાં ભરાઈ ગયો. તેના હોઠ ફરકવા લાગ્યા. તેણે શિખંડીની બન્ને ભમરો વચ્ચે ત્રણ બાણ માર્યાં. આથી ખૂબ દુઃખી થઈ શિખંડીએ પણ કર્ણને તેજ કરેલાં નેવું બાણ માર્યાં. ત્યારે મહારથી કર્ણે ત્રણ બાણોથી શિખંડીના સારથી અને ઘોડાઓને મારી



નાખ્યા. આથી શિખંડીને ખૂબ કોપ થયો. તેણે પોતાના રથમાંથી કૂદીને કર્ણ ઉપર શક્તિનો પ્રહાર કર્યો. કર્ણે ત્રણ બાણોથી તે શક્તિના ટુકડેટુકડા કરી નાખ્યા અને નવ તીક્ષ્ણ બાણથી તેને પણ વિંધી નાખ્યો. શિખંડીના શરીરમાં ખૂબ ઘા થઈ ગયા હતા, તેથી તે કર્ણના ધનુષથી છૂટેલાં બાણોથી પોતાને બચાવતો બચાવતો ત્યાંથી તરત જ નાસી નીકળ્યો. હવે કર્ણ પાંડવસૈનિકોને પોતાનાં બાણોથી મારીને નીચે પાડવા લાગ્યો.

બીજી બાજુ આપના પુત્ર દુઃશાસને ધૃષ્ટદ્યુમ્નને ખૂબ પીડિત કર્યો. ત્યારે ધૃષ્ટદ્યુમ્ને દુઃશાસનની છાતીમાં ત્રણ બાણ માર્યાં. પછી દુઃશાસને પણ એક તીક્ષ્ણ ભલ્લથી ધૃષ્ટદ્યુમ્નની ડાબી ભુજાને વિંધી દીધી.

આથી ધૃષ્ટદ્યુમ્ન ક્રોધમાં ભરાઈ ગયો અને એક તીક્ષ્ણ ક્ષુરપ્ર મારીને તેણે દુઃશાસનનું ધનુષ કાપી નાખ્યું. આ જોઈ પાંચાલ યોદ્ધાઓ જોરથી ગર્જના કરવા લાગ્યા. હવે આપના પુત્રે બીજું ધનુષ હાથમાં લીધું અને હસતાંહસતાં બાણોની ઝડી વરસાવી ધૃષ્ટદ્યુમ્નને ચારે બાજુથી ઘેરી લીધો. ત્યારપછી પાંચાલ દેશના સૈનિકોએ પણ પોતાના સેનાપતિને બચાવવા માટે આપના પુત્રને ઘેરી લીધો. પછી તો આપના યોદ્ધાઓનો શત્રુઓ સાથે ઘોર સંગ્રામ થવા લાગ્યો.

એટલામાં પોતાના પિતાની પાસે ઊભા રહેલા વૃષસેને નકુલને પહેલાં પાંચ અને પછી આઠ બાણ માર્યાં. ત્યારે શૂરવીર નકુળે પણ હસતાંહસતાં એક તીક્ષ્ણ નારાચથી વૃષસેનની છાતી છેદી નાખી. આ ચોટથી વૃષસેન ખૂબ ઘાયલ થઈ ગયો. પછી તો એ બન્ને વીરો હજારો બાણોની વર્ષાથી એકબીજાને ઢાંકવા લાગ્યા. એટલામાં જ કૌરવસેનામાં ભંગાણ પડ્યું. કર્ણ પાછો ફરી તેને રોકવા લાગ્યો. તે પાછો ફરતાં પછી નકુળે ફરી કૌરવો ઉપર ચઢાઈ કરી. કર્ણનો પુત્ર વૃષસેન પણ નકુળનો સામનો કરવાનું છોડી દઈ પોતાના પિતાના રથનાં પૈડાંનું રક્ષણ કરવા લાગ્યો.

આ પ્રમાણે ક્રોધમાં ભરાએલા ઉલૂકને લડાઈમાં સહદેવે રોક્યો. તેણે ઉલૂકના ચારે ઘોડાઓને મારી નાખી તેના સારથીને પણ મારી નાખ્યો. ઉલૂક રથમાંથી કૂદી નાઠો અને તરત જ ત્રિગર્તોની સેનામાં ઘુસી ગયો.

એક બાજુ સાત્યકિ અને શકુનિ વચ્ચે લડાઈ થઈ રહી હતી. સાત્યકિએ તેજ કરેલાં વીસ બાણોથી શકુનિને ઘાયલ કરી દીધો અને એક ભલ્લ મારી તેની ધ્વજા પણ કાપી નાખી. આથી શકુનિને ખૂબ ક્રોધ ચઢ્યો. તેણે સાત્યકિનું કવચ કાપીને તેની ધ્વજાના પણ ટુકડેટુકડા કરી દીધા. સાત્યકિએ શકુનિને ફરીથી ત્રણ બાણોથી ઘાયલ કર્યો, ત્રણ બાણ તેના સારથીને પણ માર્યાં. ત્યારપછી અનેક બાણ મારી તેણે શકુનિના ઘોડાઓને મારી નાખ્યા. પછી તરત જ શકુનિ રથ ઉપરથી કૂદી પડ્યો અને ઉલૂકના રથ ઉપર બેસીને ત્યાંથી નાસી ગયો. હવે સાત્યકિ આપની સેના ઉપર બાણ વરસાવવા લાગ્યો. તેનાં બાણો વાગવાથી ઘાયલ થઈ આપના સૈનિકો ચારે બાજુ નાસવા લાગ્યા. ઘણાઓ તો પોતાના પ્રાણ છોડી દઈને રણભૂમિમાં જ પડી ગયા.

બીજી બાજુ, આપના પુત્ર દુર્યોધને ભીમસેનને રોક્યો. પરંતુ ભીમસેને તરત જ તેના ઘોડા અને સારથીને મારી નાખ્યા. પછી રથ અને ધ્વજાના પણ ટુકડા ઉડાવી દીધા. આથી પાંડવપક્ષના યોદ્ધાઓ ખૂબ પ્રસન્ન થયા. આ પ્રમાણે પરાસ્ત થઈ દુર્યોધન ભીમની સામેથી નાસી ગયો. આ બાજુ યુધામન્યુએ કૃપાચાર્યને ઘાયલ કરી તરત જ તેમનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ કૃપાચાર્યે બીજું ધનુષ હાથમાં લઈ બાણો મારીને યુધામન્યુના રથની ધ્વજા, સારથી અને છત્ર નીચે પાડી નાખ્યાં. આથી મહારથી યુધામન્યુ પોતે જ રથ હાંકતો નાસી ગયો.

આ પ્રમાણે એક બાજુ ઉત્તમૌજાએ બાણોની ઝડી વરસાવી કૃતવર્માને ઢાંકી દીધો. પછી તે બન્ને વચ્ચે અત્યંત ભયાનક યુદ્ધ શરૂ થયું. કૃતવર્માએ ઉત્તમૌજાની છાતીમાં ચોટ કરી, તે મૂર્છિત થઈ રથની બેઠકમાં બેસી ગયો. તેની આ અવસ્થા જોઈ સારથી તેને રણભૂમિમાંથી દૂર હટાવી ગયો. ત્યારપછી કૌરવોની આખી સેના ભીમસેન ઉપર તૂટી પડી. દુઃશાસન અને શકુનિએ હાથીઓની ખૂબ મોટી સેનાથી તેને ઘેરી લઈ બાણ મારવાનું શરૂ કર્યું. હાથીઓની સેના જોતાં જ ભીમસેનના ક્રોધની સીમા ન રહી. તેણે દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરતાં હાથીઓથી જ હાથીઓનો સંહાર કર્યો. પોતાનાં બાણોથી તેણે હાથીઓનાં હજારો ઝુંડોનો નાશ કરી દીધો. તે સમયે વીજળીના ગડગડાટ જેવો ભીમના ધનુષનો ટંકાર સાંભળી હાથીઓ મળમૂત્ર છોડતા ખૂબ જોરથી ભાગી રહ્યા હતા. મહારાજ! ભીમસેનનું આ પરાક્રમ સંપૂર્ણ પ્રાણીઓનો સંહાર કરનાર રુદ્રના જેવું દેખાતું હતું.

## કર્ણથી પરાજિત અને ઘાયલ થઈને યુધિષ્ઠિરનું પોતાની છાવણીમાં વિશ્રામ માટે જવું

સંજય કહે છે—રાજન્! બીજી બાજુ યુધિષ્ઠિરને આવતા જોઈ આપનો પુત્ર દુર્યોધન ક્રોધમાં ભરાઈ ગયો. તેણે પોતાની અડધી સેના સાથે શીઘ્ર જલદીથી તેમની નજીક જઈ તેમને ચારે બાજુએથી ઘેરી લીધા અને ત્યોત્તેર ક્ષુરપ્ર મારીને તેમને વિંધી નાખ્યા. કુન્તીનન્દન યુધિષ્ઠિરે પણ ક્રોધમાં ભરાઈને આપના પુત્રને તરત જ

ત્રીસ ભલ્લ માર્યાં. આ જોઈ તેમને પકડવા માટે કૌરવ યોદ્ધાઓ તૂટી પડ્યા. શત્રુઓનો આ ખોટો વિચાર જાણી મહારથી નકુળ, સહદેવ તથા ધૃષ્ટદ્યુમ્ન એક અક્ષૌહિણી સેનાને સાથે લઈ યુધિષ્ઠિરની પાસે આવી પહોંચ્યા. ત્યાં મહાત્મા સહદેવે ખૂબ સ્ફૂર્તિથી દુર્યોધનને વીસ બાણ માર્યાં. એટલામાં કર્ણ યુધિષ્ઠિરની સેનાનો સંહાર કરવા લાગ્યો. તેનાં બાણોથી પીડિત થઈને તેમની સેના એકદમ ભાગવા લાગી. ત્યારે રાજા યુધિષ્ઠિરને ખૂબ ક્રોધ ચડ્યો. તેમણે તેજ કરેલાં પચાસ બાણોથી કર્ણને વિંધી નાખ્યો. ત્યારપછી તે બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થવા લાગ્યું. ધર્મરાજા ખૂબ જોરથી તેજ કરેલાં જુદી જુદી જાતનાં બાણ, ભલ્લ, શક્તિઓ, ઋષ્ટિઓ તથા મુસલોથી આપની સેનાનો સંહાર કરવા લાગ્યા. તે વખતે આપના યોદ્ધાઓમાં હાહાકાર મચી ગયો. ધર્માત્મા યુધિષ્ઠિર જ્યાં જ્યાં દૃષ્ટિ નાખતા હતા ત્યાં ત્યાંથી સૈનિકો સાફ થઈ જતા હતા. આ જોઈ કર્ણ ખૂબ કુપિત થઈને યુધિષ્ઠિર ઉપર નારાચ, અર્ધચન્દ્ર તથા વત્સદંત વગેરેનો પ્રહાર કરવા લાગ્યો. યુધિષ્ઠિરે પણ તેજ કરેલાં બાણોથી કર્ણને ઘાયલ કરી નાખ્યો. પછી કર્ણે હસતાં હસતાં તેજ કરેલાં બાણોથી તથા ત્રણ ભલ્લોથી યુધિષ્ઠિર ઉપર પ્રહાર કરી તેમની છાતી છેદી નાખી. આથી ધર્મરાજને ઘણી પીડા થઈ. તેઓ રથના પાછળના ભાગમાં બેસી ગયા અને સારથીને ત્યાંથી ચાલવાની આજ્ઞા આપી. તેમને જતા જોઈ દુર્યોધન સહિત બધા કૌરવો 'આને પકડો, પકડો' કહીને બૂમો પાડતા તેમની પાછળ દોડ્યા. એટલામાં જ પાંચાલ યોદ્ધાઓ સાથે સત્તર સો કેકય વીરોએ આવી તેમને આગળ વધતા રોકી દીધા.

તે સમયે રાજા યુધિષ્ઠિર બાણોના પ્રહારથી ખૂબ ઘાયલ થઈ ગયા હતા. તેઓ નકુલ તથા સહદેવની વચ્ચે રહીને ધીરે ધીરે જઈ રહ્યા હતા. તેમના હોશ ઠેકાણે ન હતા. આવી સ્થિતિમાં પણ કર્ણે દુર્યોધનના હિતની ઈચ્છાથી યુધિષ્ઠિરનો પીછો કર્યો અને તેમને ત્રણ તીક્ષ્ણ બાણોથી વિંધી નાખ્યા. યુધિષ્ઠિરે પણ કર્ણની છાતીમાં બાણ મારી તેનો બદલો લીધો. ત્યારપછી ત્રણ બાણોથી તેના સારથીને અને ચાર બાણોથી તેના ચારે ઘોડાઓને વિંધી નાખ્યા પછી નકુળ અને સહદેવે પણ ખૂબ બળ વાપરી કર્ણ ઉપર બાણવર્ષા કરી. આ પ્રમાણે સૂતપુત્ર કર્ણે પણ તીક્ષ્ણ ધારવાળાં બે ભલ્લોથી નકુળ અને સહદેવને ઘાયલ કરી દીધા. પછી યુધિષ્ઠિરના ઘોડા મારી નાખી તેમના મસ્તકના ટોપને નીચે પાડી નાખ્યો. આ પ્રમાણે નકુળના પણ ઘોડા મારી નાખી તેના રથની ધૂંસરી અને ધનુષ પણ કાપી નાખ્યું. રથ તૂટી જવાથી બન્ને પાંડુકુમારો ખૂબ ઘાયલ થઈ સહદેવના રથ ઉપર બેસી ગયા.

આ બન્નેને રથ વગરના જોઈ તેમના મામા મદ્રરાજ શલ્યને દયા આવી. તેણે સૂતપુત્ર કર્ણને કહ્યું, 'કર્ણ ! તારે તો આજે અર્જુન સાથે યુદ્ધ કરવાનું છે. છતાં અત્યન્ત ક્રોધમાં ભરાઈ ધર્મરાજ સાથે શા માટે લડે છે ? તેમને મારવાથી તને શું ફાયદો થશે ! અહિં જો, અર્જુન રથીઓની સેનાનો સંહાર કરે છે. તે પોતાનાં બાણોની વર્ષાથી આપણી સંપૂર્ણ સેનાને કાળનો ગ્રાસ બનાવી રહ્યો છે. આ બાજુ ભીમસેન દુર્યોધનને દબાવી રહ્યો છે. આપણા જોતાં તે તેને મારી ન નાખે તે માટે પ્રયત્ન કરવો જોઈએ. આ માદ્રીપુત્રો કે યુધિષ્ઠિરને મારવાથી શું લાભ થશે ? દુર્યોધનના પ્રાણ સંકટમાં પડ્યા છે, તેને બચાવ.'

કર્ણે શલ્યની આ વાત સાંભળી અને જોયું કે દુર્યોધન ભીમસેનની ચુંગાલમાં ફસાઈ ગયો છે. ત્યારે યુધિષ્ઠિર અને નકુળ-સહદેવને ત્યાં છોડી તે આપના પુત્રને



બચાવવા માટે ત્યાં દોડયો. તેના ચાલ્યા ગયા પછી યુધિષ્ઠિર સહદેવના તેજ ગતિના ઘોડાવાળા રથમાં બેસી ત્યાંથી નાસી ગયા. તેઓ પોતાનો પરાજય થવાથી ખૂબ લજ્જિત થઇ રહ્યા હતા. નકુળ અને સહદેવ સાથે ઘાયલ અવસ્થામાં છાવણીમાં જઇને તે રથમાંથી ઊતર્યા અને એક સુંદર પલંગ ઉપર સૂઇ ગયા. તે વખતે તેમના શરીરમાંથી બાણ કાઢી નાખવામાં આવ્યાં, તો પણ હૃદય પરના કારી ઘાથી તેમને ખૂબ પીડા થતી હતી. તેમણે માદ્રીના બન્ને પુત્રોને કહ્યું—'ભીમસેન મેઘની જેમ ગર્જના કરી કરીને લડી રહ્યો છે. તમે બન્ને સહાયતા માટે તેની પાસે જાઓ.' તેમની આજ્ઞા થતાં નકુળ બીજા રથ ઉપર બેઠો. સહદેવ પાસે તો રથ હતો જ, બન્ને ભાઇ પોતાના શીઘ્રગામી ઘોડા હાંકી ભીમસેનની સેનામાં જઇ પહોંચ્યા.

---

## અર્જુનદ્વારા અશ્વત્થામાનો પરાજય, કર્ણદ્વારા ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ, શ્રીકૃષ્ણ અને અર્જુનનું યુધિષ્ઠિરને મળવા છાવણીમાં જવું

સંજય કહે છે—મહારાજ! તે વખતે અશ્વત્થામા રથીઓની ખૂબ મોટી સેના લઇને જ્યાં અર્જુન ઊભો હતો ત્યાં એકદમ આવી પહોંચ્યો. તેને આવતો જોઇ અર્જુને તેને આગળ વધતો રોકી દીધો. આથી અશ્વત્થામા ખીજાઇ ઊઠયો. તે બાણોના મારથી શ્રીકૃષ્ણ અને અર્જુનને ઢાંકી દેવા લાગ્યો. આ જોઇ અર્જુને દસનાંદસનાં દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કર્યો, પરંતુ અશ્વત્થામાએ તેનું નિવારણ કરી દીધું. તે વખતે અર્જુને અશ્વત્થામાનો વધ કરવા માટે જે જે અસ્ત્રોનો પ્રહાર કર્યો તે બધાંને દ્રોણકુમારે કાપી નાખ્યાં. તેણે પોતાનાં બાણોથી દિશાઓ તથા ઉપદિશાઓને ઢાંકી દઇ શ્રીકૃષ્ણના જમણા હાથમાં ત્રણ બાણ માર્યાં. ત્યારે અર્જુને તેના ઘોડાઓને ઘાયલ કરી સંગ્રામમાં લોહીની નદી વહેવડાવી દીધી. તેણે અશ્વત્થામાનું ધનુષ કાપી નાખ્યું. આ જોઇ તેણે અર્જુન ઉપર વજ્ર જેવા ભયંકર પરિઘનો પ્રહાર કર્યો, પરંતુ અર્જુને તેને હસતાં-હસતાં જ કાપી નાખ્યું. હવે અશ્વત્થામાનો ક્રોધ ખૂબ વધી ગયો. તેણે ઐન્દ્રાસ્ત્રનો પ્રયોગ કર્યો, પરંતુ અર્જુને મહેન્દ્રાસ્ત્રથી તેને શાંત કરી દીધું. તેણે સાથેસાથે અશ્વત્થામાને પણ પોતાનાં બાણોથી ઢાંકી દીધો. દ્રોણકુમારે પોતાના સાયકોથી તે બાણોને કાપી નાખ્યાં અને સો બાણોથી શ્રીકૃષ્ણને તથા ત્રણસોથી અર્જુનને વિંધી નાખ્યો. ત્યારે અર્જુને પણ અશ્વત્થામાનાં મર્મસ્થાનોમાં સો બાણ માર્યાં અને તેના સારથીને એક ભલ્લથી મારી નાખી રથથી નીચે પાડી નાખ્યો. તે વખતે અશ્વત્થામાએ પોતે જ ઘોડાઓની લગામ સંભાળી અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને બાણોથી ઢાંકી દેવાનું શરૂ કર્યું. તેના પરાક્રમની બધા યોદ્ધાઓ વખાણ કરતા હતા. એટલામાં તરત જ અર્જુને હસતાં હસતાં તેના ઘોડાઓની લગામ ક્ષુરપ્રોથી કાપી નાખી. હવે તે ઘોડાઓ બાણોના મારથી ખૂબ પીડિત થઇને નાસવા લાગ્યા. તે વખતે પાંડવો વિજય મેળવીને ચારે બાજુ તીક્ષ્ણ બાણોની વર્ષા કરતા આપની સેનાને ખૂંદવા લાગ્યા. તેમણે કૌરવ સૈનિકોને એટલી બધી પીડા પહોંચાડી કે તેઓ આપના પુત્રોના રોકવા છતાં રોકાયા વગર નાસવા લાગ્યા.

ત્યારપછી દુર્યોધને ખૂબ પ્રેમથી કર્ણને કહ્યું, મહાબાહો! જુઓ, પાંડવોએ અમારી આ સેનાને ખૂબ કષ્ટ પહોંચાડયું છે. તમારા હોવા છતાં તે ભયથી ભાગી રહી છે. હવે જે યોગ્ય હોય તે કરો. પાંડવોથી દુઃખી થયેલા અમારા આ હજારો યોદ્ધાઓ હવે તમારી સહાય માટે પોકાર કરી રહ્યા છે.' દુર્યોધનની આ વાત સાંભળી કર્ણે હસતાં હસતાં ધનુષ ઉપર ભાર્ગવાસ્ત્રનું સન્ધાન કર્યું. પછી તો તેમાંથી લાખો, કરોડો અને અબજો બાણ પ્રકટ થયાં. તે બધાં અગ્નિ જેવાં પ્રજ્વલિત થઇ રહ્યાં હતાં. આ ભયંકર બાણોથી સમગ્ર પાંડવસેના આચ્છાદિત થઇ ગઇ. તે વખતે કશું દેખાતું ન હતું. તે યુદ્ધમાં ભાર્ગવાસ્ત્રના મારથી હજારો હાથીઓ, ઘોડા, રથીઓ અને પાયદળ પ્રાણ વગરના થઇ પડતા હતા. પૃથ્વી કાંપી ઊઠી. પાંડવોની સંપૂર્ણ સેના વ્યાકુળ થઇ ગઇ. કર્ણદ્વારા માર્યા જતા પાંચાલ અને ચેદિ દેશના યોદ્ધાઓ ભયના માર્યા નાસવા લાગ્યા અને બૂમો પાડવા લાગ્યા. તેઓ શ્રીકૃષ્ણ અને અર્જુનને પોકારવા લાગ્યા.

કર્ણનાં બાણોથી માર્યા જતાં સૃંજયોનો આર્તનાદ સાંભળીને કુન્તીનન્દન અર્જુને ભગવાન વાસુદેવને કહ્યું, 'મહાબાહુ શ્રીકૃષ્ણ! આપ આ ભાર્ગવાસ્ત્રના પરાક્રમને તો જુઓ. યુદ્ધમાં કોઇ પણ રીતે તેનો નાશ થઇ શકી

થકાતો. અહીં કર્ણ પોતાના યોદ્ધાઓને આગળ વધારતો વારંવાર મારી તરફ જુએ છે. આ વખતે તેની સામેથી નાસી જવાનું પણ મને ઠીક લાગતું નથી.' શ્રીકૃષ્ણે કહ્યું, 'પાર્થ ! કર્ણે રાજા યુધિષ્ઠિરને ખૂબ ઘાયલ કરી દીધા છે. તેથી તેમને મળીને અને ધીરજ આપીને પછી કર્ણનો વધ કર.' આમ કહી જનાર્દન યુધિષ્ઠિરને મળવા આગળ ચાલ્યા. તેમનો વિચાર એ હતો કે અર્જુન ધર્મરાજને મળશે ત્યાં સુધીમાં કર્ણ યુદ્ધ કરી કરીને ખૂબ થાકી જશે. ભગવાનની આજ્ઞા અનુસાર અર્જુન પોતાના ઘાયલ થયેલા ભાઈને મળવા માટે આગળ જવા લાગ્યો. ચાલતાંચાલતાં તેણે પોતાની સેનામાં ચારે બાજુ દૃષ્ટિ કરી, પરંતુ ક્યાંય પોતાના મોટા ભાઈને જોયા નહિ. ત્યારે તે તરત જ ભીમસેન પાસે પહોંચ્યો અને પૂછ્યું, 'રાજા યુધિષ્ઠિર ક્યાં છે ?'




ભીમે કહ્યું—ધર્મરાજ યુધિષ્ઠિર અહીંથી છાવણીમાં ચાલ્યા ગયા છે. કર્ણનાં બાણોથી ઘાયલ થવાથી તેમના શરીરમાં ખૂબ પીડા થતી હતી. તેઓ જીવતા હશે કે કેમ તેમાં પણ શંકા છે.

અર્જુન બોલ્યો—જો આવી સ્થિતિ હોય તો જલદીથી તેમને મળવું જોઈએ. કર્ણનાં બાણોથી ઘાયલ થવાથી ચોક્કસ તે છાવણી તરફ ચાલ્યા ગયા હશે. તેમની શી સ્થિતિ છે તે જોવા માટે તમે જલદી જાઓ. હું અહીં ઊભો રહી શત્રુઓને રોકતો રહીશ.

ભીમે કહ્યું— અર્જુન ! જો હું ચાલ્યો જાઉં તો, શત્રુપક્ષના વીરો એમ કહે કે 'ભીમસેન ડરી ગયો' માટે તમે જઈને તેમની ખબર લો.

અર્જુન બોલ્યો—મારા શત્રુ સંશપ્તકો સામે જ ઊભા છે. તેમને માર્યા વિના હું પણ અહીંથી નથી જઈ શકતો.

ભીમે કહ્યું—ધનંજય ! હું મારા પરાક્રમથી સંશપ્તકોનો સામનો કરીશ, તમે નિશ્ચિન્ત થઈને જાઓ.

ભીમની વાત સાંભળી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, 'હૃષીકેશ ! હવે હું રાજા યુધિષ્ઠિરનાં દર્શન કરવા ચાહું છું. આપ ઘોડાઓને વેગથી હાંકો.' ત્યારે ભગવાન ગરુડની માફક તેજ ચાલનારા ઘોડાઓને હાંકી ખૂબ જલદી રાજા યુધિષ્ઠિરની પાસે પહોંચી ગયા. પછી બન્નેએ રથમાંથી ઊતરી ધર્મરાજના ચરણોમાં પ્રણામ




કર્યા. તેમને કુશળ જોઈને તેઓ ખૂબ પ્રસન્ન થયા. ત્યારપછી રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ અને અર્જુનનું અભિનન્દન કર્યું. તે વખતે ધર્મરાજાએ એમ સમજી લીધું કે કર્ણ મરાઈ ગયો છે. આથી તેઓએ ખૂબ પ્રસન્નતાપૂર્વક આ વચનો કહ્યાં, 'દેવકીનન્દન ! તમારું

સ્વાગત છે. ધનંજય! તારું પણ સ્વાગત છે. આ વખતે તમને બન્નેને જોઈ મને ખૂબ પ્રસન્નતા થઈ છે, કારણ કે તમોએ પોતે કુશળ રહી મહારથી કર્ણને મારી નાખ્યો છે. તે દરેક પ્રકારની અસ્ત્રવિદ્યામાં નિપુણ અને કૌરવોનો આગેવાન હતો. પરશુરામે અસ્ત્રવિદ્યા શીખવીને તેને મહાન શક્તિશાળી બનાવી દીધો હતો. યુદ્ધમાં તેના ઉપર વિજય મેળવવો કઠણ હતો. તે વિશ્વવિખ્યાત મહારથી અને સંસારનો સર્વશ્રેષ્ઠ વીર હતો. તે દુર્યોધનનું હિત સાધતો અને અમોને દુઃખ દેવા માટે તે તૈયાર રહેતો. અમારા મિત્રો માટે તો તે કાળ જેવો હતો. એવા મહાબળવાન કર્ણને તમે બન્નેએ યુદ્ધમાં મારી નાખ્યો–આ ખૂબ આનંદની વાત થઈ. ભાઈ શ્રીકૃષ્ણ અને અર્જુન! આજે કર્ણે મારી સાથે ભયંકર યુદ્ધ કર્યું હતું. તેણે મારા બન્ને ચક્રરક્ષકો તથા સારથીને મારી નાખ્યા. તેણે મારા ઘોડાઓને પણ મારી નાખ્યા અને મારા પક્ષના ઘણા યોદ્ધાઓને જીતી મને પરાસ્ત કર્યો હતો. એટલું જ નહિ પરંતુ તેણે મારું અપમાન કરી મને ઘણાં કડવાં વેણ કહ્યાં. ધનંજય! વધારે શું કહું? આ વખતે હું જે જીવું છું તે તો ભીમસેનનો પ્રભાવ છે. મારાથી તો આ અપમાન સહ્યું જતું નથી. કર્ણે મને આટલો બધો ઘાયલ અને અપમાનિત કર્યો તો હવે મને જીવવાથી શો લાભ? હવે હું રાજ્ય લઈને પણ શું કરીશ? પહેલાં કદી ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્યે પણ મારું અપમાન કર્યું ન હતું, માટે અર્જુન! હું તને પૂછું છું કે શી રીતે કુશળ રહી તેં કર્ણનો વધ કર્યો! આ બધા સમાચાર મને કહે. વીરવર! કર્ણનાં બાણોથી



જ્યારે હું ખૂબ ઘાયલ થઈ ગયો ત્યારે તેનો વધ કરવા માટે મેં તારું સ્મરણ કર્યું હતું. આ વખતે કર્ણનો વધ કરીને તેં મારા તે સ્મરણને સફળ બનાવ્યું છે ને? કહે તેં સૂતપુત્રને શી રીતે માર્યો?'

## અર્જુનની વાતથી કર્ણને જીવતો જાણી યુધિષ્ઠિરનું તેને ધિક્કારવું તથા યુધિષ્ઠિરનો વધ કરવા તૈયાર થયેલા અર્જુનને ભગવાનદ્વારા ધર્મનું તત્વ સમજાવવું

સંજય કહે છે—મહારાજ! ધર્માત્મા રાજા યુધિષ્ઠિરની આ વાત સાંભળીને આતુરથી વીર અર્જુન આ પ્રમાણે બોલ્યો—'રાજન! આજે તો હું સંશપ્તકો સાથે યુદ્ધ કરતો હતો. તે વખતે અશ્વત્થામા બાણોની વર્ષા કરતો એકદમ મારી સામે આવી પહોંચ્યો. મારો રથ જોતાં જ તેની આખી સેના યુદ્ધ કરવા માટે તૈયાર થઈ ગઈ. ત્યારે મેં તે સેનાના પાંચસો વીરોને મારી નાખી અશ્વત્થામા ઉપર આક્રમણ કર્યું. અશ્વત્થામા પોતાનાં તીક્ષ્ણ બાણોથી મને અને ભગવાન શ્રીકૃષ્ણને પીડા કરવા લાગ્યો. મારી સાથે યુદ્ધ કરતી વખતે તેની પાછળ આઠ બળદ બાણોનો બોજો ખેંચતા હતા. તેણે તે બધાં બાણ મારા ઉપર ચલાવ્યાં, પરંતુ મેં મારાં સાયકોથી તે બધાંને કાપી નાખ્યાં. ત્યારપછી તેના ઉપર મેં વજ્ર સમાન ત્રીસ બાણ માર્યાં. તેનાથી વિંધાઈ જવાથી તેનું રૂપ શિકારી જનાવર જેવું દેખાતું હતું. પછી તો પોતાના આખા શરીરમાંથી લોહીની ધારાઓ વહેવડાવતો તે કર્ણના રથીઓની સેનામાં ઘૂસી ગયો. તે વખતે તેને બીજા મોટામોટા યોદ્ધાઓ પણ લોહીથી લથપથ જ જણાયા. ત્યારપછી કૌરવસેનાને પરાજિત અને સૈનિકોને ભયભીત જોઈ કર્ણ પચાસ મોટામોટા રથીઓને સાથે લઈ ખૂબ વેગથી મારી સામે આવ્યો. મેં તેના સૈનિકોનો તો સંહાર કરી નાખ્યો પણ કર્ણને

ત્યાં જ ઊઠી ઈ અમે તમારા દર્શન માટે જલદીથી




અહિં ચાલ્યા આવ્યા. મેં સાંભળ્યું કે કર્ણે આપને યુદ્ધમાં ખૂબ જ ઘાયલ કરી દીધા છે. કર્ણ ખૂબ ક્રૂર છે. તેની સામેથી આપ અહિં ચાલ્યા આવ્યા એ અયોગ્ય નથી. હું સમજું છું કે તે વખતે યુદ્ધમાંથી દૂર થવું જ જોઈતું હતું. યુદ્ધમાં આપની સામે જ મેં કર્ણના અદ્ભુત અસ્ત્રને જોયું છે. પાંચાલોમાં કોઈ એવો વીર નથી કે જે આજે કર્ણના વેગને સહન કરી શકે. મહારાજ! સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્ન મારા પીઠનું રક્ષણ કરે. રાજકુમાર યુધામન્યુ અને ઉત્તમૌજા મારા પગના ભાગનું રક્ષણ કરે, પછી હું આ સંગ્રામમાં મહારથી કર્ણ સાથે યુદ્ધ કરીશ. આપની પણ ઇચ્છા હોય તો આવો અને જુઓ કે અમે બન્ને કેવી રીતે એકબીજાને જીતવાનો પ્રયત્ન કરીએ છીએ. જો હું આજે બળપૂર્વક કર્ણને તેના બન્ધુ-બાન્ધવો સહિત ન મારી નાખું તો મને પ્રતિજ્ઞા કરીને તેનું પાલન ન કરનારને જે ગતિ મળે છે તે મળે. હવે હું આપની પાસે યુદ્ધમાં જવાની આજ્ઞા માગું છું. આપ આશીર્વાદ આપો કે જેથી રણમાં મારો વિજય થાય. રાજન! હું સૂતપુત્ર કર્ણનો, તેની સેનાનો તથા સંપૂર્ણ શત્રુઓનો સંહાર કરીશ.'

યુધિષ્ઠિર કર્ણના બાણોની ચોટથી ખૂબ દુઃખી થતા હતા. અર્જુનના મોંમાંથી જ્યારે તેમણે કર્ણ જીવતો છે એમ જાણ્યું ત્યારે તેમને ખૂબ ક્રોધ ચડ્યો. તેમણે ધનંજયને આ પ્રમાણે કહ્યું, 'તાત! તારી સેના શત્રુઓથી પરાભવ પામીને રણમાંથી નાસી ગઈ છે. અને તું જ્યારે કર્ણને ન મારી શક્યો ત્યારે ભીમસેનને ત્યાં એકલો છોડી અહિં ભાગી આવ્યો. આ તો તેં ખૂબ સ્નેહ નિભાવ્યો! વીરમાતા કુન્તીના ગર્ભમાંથી જન્મ લઈને તેં આ સારું કામ નથી કર્યું.




દ્વૈતવનમાં તેં સાચી પ્રતિજ્ઞા કરી હતી કે 'હું એકલો જ કર્ણને મારી નાખીશ' પછી તેને જીવતો છોડી તું અહિં શાથી ચાલ્યો આવ્યો? અર્જુન તું જન્મ લઈને સાત જ દિવસનો થયો હતો તે વખતે આકાશવાણીએ કુન્તીને કહ્યું હતું—'આ બાળક ઇન્દ્ર સમાન પરાક્રમી થશે. બધા શત્રુઓ ઉપર વિજય મેળવશે. તે ખાંડવવનમાં સંપૂર્ણ દેવતાઓ તથા બધાં પ્રાણીઓને જીતી લેશે. રાજાઓની વચ્ચે તે મદ્ર, કલિંગ, કેકય તથા કૌરવ વીરોનો સંહાર કરશે. સંસારમાં તેનાથી મોટો ધનુર્ધર નહિ હોય, કોઈ પણ પ્રાણી કદી યુદ્ધમાં તેને પરાસ્ત કરી શકશે નહિ. તે સંપૂર્ણ વિદ્યાઓનો જ્ઞાતા તથા જિતેન્દ્રિય થશે. સર્વનું ભલું કરતો જ તે બધાને પોતાના આધીન કરી લેશે. તેની કાન્તિ ચન્દ્રમા જેવી થશે અને વાયુ સમાન તેનો વેગ હશે. તે સ્થિરતામાં મેરુ અને ક્ષમામાં પૃથ્વી સમાન થશે. સૂર્ય જેવો તેજસ્વી

કુબેર જેવો ધનવાન, ઇન્દ્ર જેવો પરાક્રમી અને ભગવાન વિષ્ણુ જેવો તે બળવાન થશે. કુન્તી ! જેવી રીતે અદિતિના ગર્ભથી શત્રુહન્તા વિષ્ણુએ જન્મ લીધો હતો તેવી રીતે તારો આ મહાત્મા પુત્ર પણ તારા ગર્ભથી ઉત્પન્ન થયો છે. પોતાના પક્ષનો વિજય તથા શત્રુપક્ષનો સંહાર કરવાથી તે પ્રખ્યાત થશે. તેનાથી જ વંશપરંપરાનો વિસ્તાર થશે.' આ પ્રમાણે શતશૃંગ પર્વત ઉપર આ આકાશવાણી થઇ હતી. તપસ્વીઓએ પણ તેને સાંભળી હતી. પરન્તુ તે સાચી ન થઇ. જરૂર હવે દેવતાઓ પણ જૂઠું બોલવા લાગ્યા છે. હંમેશાં તારા વખાણ કરનારા મોટામોટા ઋષિઓના મોંમાંથી પણ મેં આવી વાતો સાંભળી છે. એટલા માટે મને દુર્યોધનની ઉન્નતિ વિષે કદી પણ વિશ્વાસ નથી થયો, તથા આજ સુધી મને આ વાતની ખબર ન હતી કે તું કર્ણના ભયથી ડરે છે. આવી પરિસ્થિતિમાં હવે હું શું કરી શકું છું ! આજે કૌરવો, પોતાના મિત્રો તથા બીજા બધા યોદ્ધાઓના જોતાં મારે સૂતપુત્રના વશમાં થવું પડ્યું, એટલા માટે મારા જીવનને ધિક્કાર છે. પાર્થ ! જો આજે તારો પુત્ર મહારથી અભિમન્યુ જીવતો હોય તો તે શત્રુપક્ષના બધા મહારથીઓનો નાશ કરી નાખત. જો તે હોત તો યુદ્ધમાં મારે આવું અપમાન કદી સાંભળવું ન પડત. જો ઘટોત્કચ જીવતો હોત તો પણ મારે યુદ્ધમાંથી નાસી જવું ન પડત. પરંતુ હું મારા પોતાના દુર્ભાગ્ય માટે શું કરું, જણાય છે કે મારાં પૂર્વજન્મનાં પાપ ખૂબ જ મોટાં છે. તેથી જ દુરાત્મા કર્ણે તને તણખલા સમાન પણ ન ગણીને મારી સાથે આવું વર્તન કર્યું. આવું વર્તન બન્ધુહીન તેમજ અસમર્થ મનુષ્ય સાથે જ કરવામાં આવે છે. જે પુરુષ આપત્તિમાં પડેલાને આપત્તિમાંથી છોડાવે છે તે જ તેનો સાચો ભાઈ અને સુહૃદ છે-આવું પ્રાચીન મુનિઓનું કથન છે, તથા સત્પુરુષોએ પણ સદા આ ધર્મનું પાલન કર્યું છે, પરંતુ તેં ન કર્યું. તારી પાસે વિશ્વકર્માનો બનાવેલો રથ છે, તેની ધ્વજા ઉપર કપિ વિરાજમાન છે, એટલું જ નહિ, તારા હાથમાં ગાંડીવ જેવું ધનુષ છે તથા ભગવાન શ્રીકૃષ્ણ તારો રથ હાંકે છે. આ બધું હોવા છતાં પણ તું કર્ણથી ડરીને નાસી શી રીતે આવ્યો ? જો યુદ્ધમાં આજે કર્ણનો સામનો કરવાની તારી શક્તિ નથી તો જે રાજા તારા કરતાં અસ્ત્રબળમાં મોટો હોય તેને જ તારું ગાંડીવ આપી દે. ધિક્કાર છે તારા આ ગાંડીવને, ધિક્કાર છે તારા આ હાથોને તથા ધિક્કાર છે તારાં આ અસંખ્ય બાણોને, અગ્નિએ આપેલા આ રથ અને ધ્વજાને પણ ધિક્કાર છે.'

યુધિષ્ઠિરના આમ કહેવાથી અર્જુનને ખૂબ ક્રોધ ચડ્યો. તેણે ધર્મરાજાને મારી નાખવાની ઇચ્છાથી હાથમાં તલવાર લીધી. ભગવાન શ્રીકૃષ્ણ તો બધાંના હૃદયની વાત જાણનાર છે, તેમણે અર્જુનનો કોપ જોતાં જ



તેનો વિચાર જાણી લીધો અને કહ્યું, 'અર્જુન ! આ શું ? તેં તલવાર કેમ લીધી ? અહિં કોઈની સાથે યુદ્ધ કરવાનું હોય એવું તો જણાતું નથી. તું જેનો વધ કરવા ઇચ્છતો હોય તેવો કોઈ મનુષ્ય પણ અહિં નથી. પછી પ્રહાર કરવા કેમ ઇચ્છે છે ? તને ધૂન તો નથી આવી ! હું પૂછું છું, બતાવ, હવે શું કરવાનો તારો વિચાર છે?'

શ્રીકૃષ્ણના પૂછવાથી ક્રોધે ભરાયેલા અર્જુને યુધિષ્ઠિર તરફ જોતાં કહ્યું-'ગોવિંદ ! મેં ગુપ્ત રીતે એ પ્રતિજ્ઞા કરી છે કે 'જે મને એમ કહેશે કે તારું ગાંડીવ બીજાને આપી દે તેનો હું વધ કરીશ.' રાજાએ તમારા સામે જ મને એમ કહ્યું છે. તેથી હું ક્ષમા નથી કરી શકતો.' આજે તેમનો વધ કરીને હું મારી પ્રતિજ્ઞા પૂરી કરીશ. એટલા માટે મેં તલવાર લીધી છે. આ વખતે આપને

શું કરવું યોગ્ય લાગે છે? આપ જ આ જગતના ભૂત અને ભવિષ્યને જાણો છો. આપ જેમ કહેશો તેમજ કરીશ.'

આ સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું-ધિક્કાર છે! ધિક્કાર છે!!' પછી તેમણે અર્જુનને કહ્યું, 'પાર્થ! આજે મને માલુમ પડ્યું કે તેં કદી વૃદ્ધ પુરુષોની સેવા નથી કરી, તેથી જ તને આ સ્વપ્ને ક્રોધ ચડયો છે. ધનંજય! જે ધર્મના હૃદયને જાણે છે તે કદી આવું કરતો નથી. અત્યારે અહિં તેં જેવું વર્તન કર્યું છે તેનાથી તારી ધર્મભીરુતા અને અજ્ઞાનતાનો પત્તો મળે છે, જે ન કરવા જેવું કામ કરે છે અને કરવા લાયક કામ નથી કરતો તે માણસ અધમ છે. જેઓ પોતે ધર્મનું આચરણ કરીને શિષ્યોને ધર્મનો ઉપદેશ કરે છે, તેવા ગુરુજનોનો આ વિષયમાં શો નિર્ણય છે તેને તું જાણતો નથી. તે નિર્ણયને ન જાણનાર તારી માફક જ અસમર્થ તેમજ મોહિત થઈ જાય છે. શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ તે જાણવું સહેલું નથી, તેનું જ્ઞાન શાસ્ત્રથી થાય છે અને તને તો શાસ્ત્રની જાણ પણ નથી. અજ્ઞાનથી પોતાને ધર્મવેત્તા માનીને તું જે ધર્મનું રક્ષણ કરવા જાય છે તેમાં જીવહિંસાનું પાપ છે, આ વાત તારા જેવા ધાર્મિકની સમજમાં નથી આવી. તાત! મારા વિચારથી પ્રાણીઓની હિંસા ન કરવી તે જ સૌથી મોટો ધર્મ છે. કોઈના પ્રાણોની રક્ષા માટે જૂઠું બોલવું પડે તો બોલી દેવું પણ તેની હિંસા થવા ન દેવી. ભલા! તારા જેવો શ્રેષ્ઠ પુરુષ બીજા સાધારણ મનુષ્યની માફક પોતાના ધર્મજ્ઞ ભાઈ તેમજ ચક્રવર્તી રાજાને મારવા શી રીતે તૈયાર થાય? ભારત! જે પુરુષ યુદ્ધ ન કરતો હોય, શત્રુતા ન રાખતો હોય, રણમાંથી વિમુખ થઈ નાસી જતો હોય, શરણમાં આવતો હોય, હાથ જોડતો હોય અથવા અસાવધાન હોય તેવા મનુષ્યનો વધ કરવો તેને શ્રેષ્ઠ પુરુષ સારું નથી સમજતા. તારા મોટા ભાઈમાં પણ કરીને આ બધી વાતો છે. તું સમજ્યા વગર બાળકની માફક પહેલાં પ્રતિજ્ઞા કરી હતી તેને લીધે મૂર્ખતાવશ અધર્મયુક્ત કાર્ય કરવા તૈયાર થઈ ગયો છે. પાર્થ! કહે તો ખરો, કે દુર્બોધ તેમજ સૂક્ષ્મ ધર્મનો સારી રીતે વિચાર કર્યા વગર જ તું પોતાના જ્યેષ્ઠ ભાઈનો વધ કરવા માટે કેવી રીતે દોડયો છો! પાંડુનન્દન! હવે હું તને ધર્મનું રહસ્ય બતાવું છું. પિતામહ ભીષ્મ, ધર્મજ્ઞ યુધિષ્ઠિર, વિદુરજી તથા યશસ્વિની કુન્તીદેવી તને ધર્મના જે તત્ત્વનો ઉપદેશ કરે તે હું સારી રીતે બતાવું છું. સાંભળ: સત્ય બોલવું એ બહુ સારું કામ છે. સત્યથી મોટું કશું નથી. છતાં પણ સત્યવાદીને જ કોઈ કોઈ વખત સત્યનાં સ્વરૂપનું પૂર્ણ જ્ઞાન થવું કઠણ હોય છે. સત્યનું પાલન કેવી રીતે થઈ શકે તે જો, જ્યાં સત્યનું પરિણામ અસત્ અને અસત્યનું પરિણામ સત્ હોય ત્યાં અસત્ય બોલવું યોગ્ય છે. ત્યાં સત્ય ન બોલતાં અસત્ય બોલવું જ ઉચિત છે. વિવાહકાળમાં, દૂષિત સ્ત્રીઓની સાથે, કોઈના પ્રાણ સંકટમાં આવી ગયેલા હોય ત્યાં, સર્વસ્વનો નાશ થતો હોય તેવા વખતમાં તથા બ્રાહ્મણોના ભલા માટે જરૂર પડે તો અસત્ય બોલવું જોઈએ. આ પાંચ બાબતોમાં અસત્ય બોલવાથી પાપ લાગતું નથી. જ્યાં કોઈનું સર્વસ્વ લૂંટાઈ જતું હોય ત્યાં તેને બચાવવા માટે અસત્ય બોલવું એ જ આપણું કર્તવ્ય છે. ત્યાં અસત્ય જ સત્ય અને સત્ય જ અસત્ય થઈ જાય છે. જે આવા વખતમાં સત્ય બોલે છે તેને લોકો મૂર્ખ સમજે છે. પહેલાં સત્ય અને અસત્ય બોલવાનો નિર્ણય કરીને જેમાં પરિણામે સત્ય હોય તેનું પાલન કરવું જોઈએ. જે આમ કરે છે તે જ ધર્મવેત્તા છે. જેની બુદ્ધિ નિષ્કામ છે, તે મનુષ્ય આંધળા પશુને મારનાર બલાક નામના શીકારીની માફક ખૂબ કઠોર કર્મ કરીને પણ જો મહાન પુણ્ય પ્રાપ્ત કરે તો તેમાં શું આશ્ચર્ય! આ પ્રમાણે જે ધર્મ પાળવાની ઇચ્છા રાખે છે પરંતુ મૂર્ખ અને ગમાર છે તે નદીઓના સંગમ ઉપર વસેલા કૌશિક મુનિ માફક જો અજ્ઞાનપૂર્વક ધર્મ કરીને મહાન પાપ મેળવે તો તેમાં શું આશ્ચર્ય છે?

અર્જુને કહ્યું—ભગવન! મને બલાક અને કૌશિક મુનિની કથા કહો, તેથી હું આ વિષયને સારી રીતે સમજી જઈશ.

શ્રીકૃષ્ણે કહ્યું—ભારત! બલાક નામનો એક વ્યાધ હતો. તે કામના અથવા આસક્તિથી નહિ પરંતુ પોતાની સ્ત્રી અને પુત્રોના જીવનના રક્ષણ માટે મૃગોને મારતો હતો અને ઘરડાં માતપિતા તથા બીજાં આશ્રિતોનું પાલનપોષણ કરતો હતો, નિરંતર પોતાના ધર્મમાં લાગી રહેતો હતો, સત્ય બોલતો હતો અને

કોઈની નિન્દા કરતો ન હતો. એક દિવસ તે મૃગો મારવા માટે જંગલમાં ગયો. ખૂબ પ્રયત્ન કરવા છતાં પણ તેને તે દિવસે કોઈ શિકાર મળ્યો નહિ. એટલામાં જ તેણે પાણી પીતા એક શિકારી જનાવરને જોયું. તે આંધળું હતું. તે નાકથી સૂંઘીને જ આંખનું કામ કરતું હતું. જો કે તેવા જનાવરને તે શિકારીએ પહેલાં કદી જોયું ન હતું છતાં પણ તેણે તેને મારી નાખ્યું. આના મરવાથી આકાશમાંથી ફૂલોની વૃષ્ટિ થવા માંડી. વ્યાધને લઈ જવા માટે સ્વર્ગમાંથી એક સુંદર વિમાન ઊતરી આવ્યું. તેના ઉપર અપ્સરાઓના ગાવાનો અને નાચવાનો ધ્વનિ થતો હતો. વાત એમ હતી કે તે જન્તુએ પૂર્વ જન્મમાં તપ કરીને સંપૂર્ણ પ્રાણીઓનો સંહાર કરી નાખવા માટે વરદાન પ્રાપ્ત કર્યું હતું. તેથી બ્રહ્માએ તેને આંધળું બનાવી દીધું હતું. તે પ્રાણી બધા જીવોનો નાશ કરવાના વિચારવાળું હતું તેથી તેને મારવાથી શિકારી સ્વર્ગમાં ગયો. આ પ્રમાણે ધર્મને સમજવું ઘણું કઠણ છે.

આ પ્રમાણે કૌશિક નામનો એક તપસ્વી બ્રાહ્મણ હતો. તે ખૂબ ભણ્યો ન હતો. તે ગામથી દૂર નદીઓના સંગમ વચ્ચે રહેતો હતો. તેણે હંમેશાં સાચું બોલવાનું વ્રત લીધું હતું. આથી તે 'સત્યવાદી' નામથી પ્રખ્યાત થઈ ગયો. એક દિવસની વાત છે: કેટલાક લોકો લુંટારાઓના ભયથી છૂપાવા માટે તેના આશ્રમની પાસેના વનમાં ઘૂસી ગયા. લૂંટારાઓ પણ ખૂબ પ્રયત્નથી તેમને શોધતા હતા. તેઓ સત્યવાદી કૌશિકની પાસે આવ્યા અને કહ્યું. 'ભગવન્! આ રસ્તે આવેલા ઘણા લોકો કયે રસ્તે ગયા છે? અમે સાચી વાત પૂછીએ છીએ. જો આપ જાણતા હો તો કહો.' તેમના પૂછવાથી કૌશિકે સાચી વાત કહી દીધી, 'આ વનમાં જ્યાં ગીચ વૃક્ષો, લતાઓ અને ઝાડી છે ત્યાં જ તેઓ ગયા છે.' આ જાણવાથી તે નિર્દય ડાકુઓએ તે લોકોને પકડીને મારી નાખ્યા.

આ પ્રમાણે વાણીનો દુરુપયોગ કરવાથી કૌશિકને ખૂબ પાપ લાગ્યું અને તે પાપથી તેને અત્યન્ત દુઃખદ નરકની હવા ખાવી પડી, કારણ કે તે ધર્મના સૂક્ષ્મ સ્વરૂપને બિલકુલ જાણતો ન હતો. આ પ્રમાણે જેણે શાસ્ત્રનો ખૂબ ઓછો અભ્યાસ કર્યો છે, જે ગમાર છે, ધર્મના વિવેકને બરાબર નથી જાણતો તે પુરુષ જો વૃદ્ધ પુરુષોને પોતાનો સંદેહ નથી પૂછતો તો તેને મહાન નરકનું કષ્ટ ભોગવવું પડે છે. હવે તમારે માટે ટુંકમાં ધર્મ બતાવું છું. કેટલાએ માણસો પરમ જ્ઞાન રૂપ ધર્મને તર્ક દ્વારા જાણવાનો પ્રયત્ન કરે છે, પરન્તુ ઘણા લોકો એમ કહે છે કે વેદોથી જ ધર્મનું જ્ઞાન થાય છે. મેં અહિં જે ધર્મના સ્વરૂપની વ્યાખ્યા કરી છે તે બધાં પ્રાણીઓના લાભને દૃષ્ટિમાં રાખીને કરી છે. ધર્મ સંબંધમાં એવો નિશ્ચય છે કે જે અહિંસાયુક્ત છે, તે જ ધર્મ છે. હિંસકોને હિંસાથી રોકવા માટે ધર્મની આ વ્યાખ્યા કરેલી છે. ધર્મ જ પ્રજાને ધારણ કરે છે, અને ધારણ કરવાથી જ તેને ધર્મ કહે છે. એટલા માટે જે પ્રાણરક્ષાથી યુક્ત છે—જેમાં કોઈ પણ જીવની હિંસા કરવામાં આવતી નથી તે ધર્મ છે. આ જ ધર્મવેત્તાઓનો સિદ્ધાન્ત છે. જે લોકો અન્યાયપૂર્વક બીજાનું ધન છીનવી લેવાની ઇચ્છા રાખીને બીજાઓ પાસે સત્ય બોલાવવાની ઇચ્છા રાખે છે, ત્યાં જો મૌન રાખવાથી છૂટકારો મળી જાય તો તેમ જ કરવું. કોઈ પણ રીતે બોલવું જ નહિ. પરન્તુ જો બોલવાનું અનિવાર્ય થઈ જાય અને ન બોલવાથી લૂંટારાઓને સંશય થાય તો ત્યાં અસત્ય બોલવું જ સારું છે. તેને જ વિચાર કર્યા વિના સત્ય સમજો. જે માણસ કોઈ કામ માટે પ્રતિજ્ઞા કરીને તેનું પ્રકારાન્તરથી પાલન કરે છે તેને તેનું ફળ મળતું નથી—આવો મનીષી વિદ્વાનોનો સિદ્ધાન્ત છે. પ્રાણસંકટમાં, વિવાહમાં, બધા કુટુમ્બીઓનો પ્રાણ જતો હોય તેવો વખત આવે તો, અથવા મશ્કરીમાં જો અસત્ય બોલાઈ જાય તો તે અસત્ય મનાતું નથી. ધર્મનું તત્ત્વ જાણનારા વિદ્વાનો આવા વખતમાં અસત્ય બોલવામાં પાપ માનતા નથી. જ્યારે લૂંટારાઓ સાથે ફસાઈ ગયા હોઈએ ત્યારે જો જુઠા સમ ખાવાથી છૂટકારો મળતો હોય તો ત્યાં જુઠું બોલવું જ સારું છે. તેને વિચાર્યા વિના જ સત્ય સમજો. બની શકે ત્યાંસુધી લૂંટારાઓને ધન ન આપવું જોઈએ, કેમકે પાપીઓને આપેલું ધન દાતાને દુઃખ આપે છે. તેથી ધર્મ માટે જુઠું બોલવાથી મનુષ્યને જુઠું બોલ્યાનો દોષ લાગતો નથી. અર્જુન! હું તમારું હિત ઇચ્છું છું, એટલા માટે મારી બુદ્ધિ તથા ધર્મ અનુસાર મેં ટુંકમાં તમને આ ધર્મનું લક્ષણ બતાવ્યું છે તેને તમે સાંભળ્યું. હવે કહો, શું આ વખતે પણ યુધિષ્ઠિરને તમે વધ્ય માનો છો?

# ભગવાન શ્રીકૃષ્ણનું અર્જુનને પ્રતિજ્ઞાભંગ, ભ્રાતૃવધ તથા આત્મઘાતથી બચાવવું તથા યુધિષ્ઠિરને વનમાં જતા રોકવું

અર્જુન બોલ્યો—શ્રીકૃષ્ણ! કોઈ બહુ વિદ્વાન તથા બુદ્ધિમાન મનુષ્ય જેવો ઉપદેશ આપી શકે છે તથા જેનું આચરણ કરવાથી અમારું કલ્યાણ થવાનો સંભવ છે, તેવી વાત આપે બતાવી છે. આપ અમારા માતાપિતા સમાન છો. આપ જ અમારે માટે પરમ ગતિ છો. એટલા માટે આપે બહુ સુખકારી વાત કહી છે. ત્રણે લોકોમાં આપનાથી અજાણી કોઈ વાત નથી. તેથી આપ જ ધર્મને પૂર્ણ રૂપથી સારી રીતે જાણો છો. હવે હું રાજા યુધિષ્ઠિરને મારવા યોગ્ય નથી જાણતો. મારી આ પ્રતિજ્ઞા માટે મહેરબાની કરી આપ જ એવી વાત કરો જેથી તે પ્રતિજ્ઞાનું પાલન પણ થાય અને યુધિષ્ઠિરનો વધ પણ ન કરવો પડે. ભગવન્! આપ મારા વ્રતને જાણો છો. જે મનુષ્ય મને મારા ગાંડીવ ધનુષને અને અર્જુનના પરાક્રમમાં મારા કરતાં વધારે નિપુણ હોય તેને આપી દેવાનું કહે છે તેને હું હણી નાખ્યા વગર રહેતો નથી. આ પ્રમાણે ભીમસેનને કોઈ 'મૂછ વગરનો કે ખુબ ખાઉધરો' કહે છે. તો તે તરત જ તેને મારી નાખે છે. આ રાજાએ આપની સામે જ મને કહ્યું છે કે 'તું તારું ધનુષ બીજા કોઈને આપી દે.' આ દશામાં હું તેમને મારી નાખું તો તેમના વિના આ સંસારમાં હું એક ક્ષણ પણ રહી શકું નહિ. અને જો હું તેમનો વધ ન કરું તો પ્રતિજ્ઞાભંગના પાપથી શી રીતે મુક્ત થાઉં? શું કરું? મારી બુદ્ધિ કામ કરતી નથી. કૃષ્ણ! સંસારના લોકોની સમજમાં મારી પ્રતિજ્ઞા પણ સાચી રહે અને રાજા યુધિષ્ઠિરનો વધ પણ ન થાય તથા મારું જીવન સુરક્ષિત રહે એવી કોઈ સલાહ આપો.

શ્રીકૃષ્ણે કહ્યું—વીરવર! સાંભળ રાજા યુધિષ્ઠિર થાકી ગયા છે અને ખૂબ દુઃખી છે. કર્ણે પોતાના તીક્ષ્ણ બાણોથી સંગ્રામમાં તેમને ખૂબ ઘાયલ કરી નાખ્યા છે, એટલું જ નહિ પરંતુ તેઓ જ્યારે યુદ્ધ કરતા ન હતા ત્યારે પણ તેણે તેમને બાણોનો પ્રહાર કર્યો છે. એટલા માટે દુઃખ અને રોષથી ભરાઈને તેમણે તને ન કહેવા યોગ્ય વાત કહી છે. તેઓ જાણે છે કે પાપી કર્ણને તો ફક્ત તું જ મારી શકે છે, અને તેને મારીને કૌરવોને સહેલાઈથી જ જીતી શકાય. આ વિચારથી તેમણે તને આ વાત કહી નાખી છે. એટલા માટે તેમનો વધ કરવો ઉચિત નથી. અર્જુન! તારે તારી પ્રતિજ્ઞાનું પાલન કરવું હોય તો જે ઉપાયથી તેઓ જીવતા રહેવા છતાં મરેલા સમાન થઈ જાય તેવી વાત કહું છું. સાંભળ. આ જ ઉપાય અહિં બરાબર થશે. સંમાનનીય પુરુષ જ્યાં સુધી સંસારમાં તેને સન્માન મળે ત્યાં સુધી પોતાને જીવતો ગણે છે. જે દિવસે તેનું મોટું અપમાન થઈ જાય તે વખતે તે જીવતો હોવા છતાં પોતાને મરેલો સમજે છે. તેં ભીમસેને, નકુલ-સહદેવે તથા બીજા વૃદ્ધ પુરુષોએ તેમજ શૂરવીરોએ રાજા યુધિષ્ઠિરનું સદા સન્માન કર્યું છે. આજે તું તેમનું જરાક અપમાન કર. જો કે યુધિષ્ઠિર પૂજ્ય હોવાથી તારે તેમને 'આપ' કહેવું જોઈએ, તોપણ તું તેમને 'તું' કહી દે. ગુરુજનને 'તું' કહેવું તે તેમના વધ કરવા બરાબર મનાય છે. જેના દેવતા અથર્વા અને અંગિરા છે એવી એક સર્વોત્તમ-શ્રુતિમાં કહ્યું છે કે પોતાનું ભલું ઇચ્છનારાઓએ વિચાર કર્યા વગર તે જ પ્રમાણે વર્તવું જોઈએ. તે શ્રુતિનો અર્થ આ છે. ગુરુને 'તું' કહેવું,



તે તેને મારી યમરાજ મારી નાખવા બરાબર છે.' એટલા માટે મેં જેમ કહ્યું તેમ તું ધર્મરાજ માટે 'તું'નો પ્રયોગ કર, તારા મોંમાંથી પોતાના માટે 'તું'નો પ્રયોગ સાંભળીને ધર્મરાજ તેને પોતાનો વધ માની લેશે, ત્યારપછી તું તેમના ચરણોમાં પ્રણામ કરી સાંત્વન આપ અને તારાથી કહેવાઇ ગયેલી વાતોની ક્ષમા માગ. તારા ભાઈ રાજા યુધિષ્ઠિર સમજુ છે, તેઓ ધર્મનો ખ્યાલ કરીને પણ તારા પર ક્રોધ નહિ કરે. આ પ્રમાણે તું મિથ્યાભાષણ તથા ભ્રાતૃવધના પાપથી મુક્ત થઇ પ્રસન્નતાપૂર્વક સૂતપુત્ર કર્ણનો વધ કરજે.

પોતાના મિત્ર ભગવાન શ્રીકૃષ્ણની આ વાત સાંભળી અર્જુને તેમની ખૂબ પ્રશંસા કરી. પછી તે હઠપૂર્વક ધર્મરાજને એવાં કડવાં વચન કહેવા લાગ્યો, કે તેણે તેવાં વચન પહેલાં કદી કહ્યાં ન હતાં. તે બોલ્યો, 'તું ચૂપ રહે. બોલ નહિ, તું પોતે તો લડાઈથી નાસીને એક ગાઉ દૂર નાસી આવ્યો છે. તું શું ઠપકો આપીશ, હા ભીમસેનને મારી નિન્દા કરવાનો અધિકાર છે, કારણ કે તે સમય સંસારના મુખ્ય વીરો સાથે લડી રહ્યો છે, યુ-



ઓને દુઃખ પહોંચાડી રહ્યો છે, અસંખ્ય શૂરવીરો, અનેક રાજાઓ, રથીઓ, ઘોડેસ્વારો તથા હજારો હાથીઓને મારી નાખીને કામ્બોજો અને પર્વતીય યોદ્ધાઓનો તે જેવી રીતે સિંહ મૃગોનો નાશ કરે છે તેમ નાશ કરી રહ્યો છે. તું હવે કઠોર વચનોના ચાબુકથી મને ન માર, મારા ક્રોધને ફરીથી ઉગ્ર ન કર.'

અર્જુન ધર્મભીરુ હતો. તે યુધિષ્ઠિરને આવી કડવી વાણી સંભળાવીને ખૂબ ઉદાસ થઇ ગયો, તેને એમ લાગ્યું કે જાણે મારાથી કોઈ મોટું પાપ થઇ ગયું. તેના મનમાં ખુબ ખેદ થયો. વારંવાર શ્વાસ લઇને તેણે ફરીથી તલવાર લીધી. આ જોઇ શ્રીકૃષ્ણે કહ્યું; 'અર્જુન! આ શું? તેં ફરીથી તલવાર કેમ લીધી! મને જવાબ આપ. તારું અભીષ્ટ સિદ્ધ કરવા માટે હું ફરીથી કોઈ ઉપાય બતાવીશ.'

ભગવાન શ્રીકૃષ્ણના આમ કહેવાથી અર્જુન દુઃખી થઈને બોલ્યો 'ભગવન્! મેં હઠમાં આવીને ભાઇના અપમાન રૂપ મહાન પાપ કર્યું છે. તેથી હવે આ શરીરનો પણ નાશ કરી નાખીશ.' અર્જુનની વાત સાંભળી ભગવાને કહ્યું, 'પાર્થ! મહારાજ યુધિષ્ઠિરને માત્ર 'તું' કહેવાથી તું આટલો શોકમાં કેમ ડૂબી ગયો! અરે, એટલા માટે આપઘાત કરવા ઇચ્છે છે? અર્જુન! શ્રેષ્ઠ પુરુષોએ કદી આવું કામ નથી કર્યું. ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ સમજવું મુશ્કેલ છે. અજ્ઞાનીઓ માટે તો ખૂબ જ કઠણ છે. અહિ જે કર્તવ્ય છે તે હું બતાવું છું, સાંભળ, ભાઇનો વધ કરવાથી જે નરકની પ્રાપ્તિ થાય છે તેનાથી પણ ભયંકર નરક આપઘાત કરવાથી મળશે. તેથી હવે તું પોતાના મુખથી પોતાનાં જ વખાણ કર. આમ કરવાથી એમ ગણાશે કે તેં પોતાના જ હાથે પોતાને માર્યો.

આ સાંભળીને અર્જુને શ્રીકૃષ્ણની વાતનું અભિનન્દન કર્યું અને 'તથાસ્તુ' કહી ધનુષ્યને નમાવતાં યુધિષ્ઠિરને કહ્યું, 'રાજન્! હવે મારા ગુણ સાંભળો. પિનાકધારી ભગવાન શંકર સિવાય બીજો કોઇ મારા જેવો ધનુર્ધર નથી. મારી વીરતાનું તેમણે પણ અનુમોદન કર્યું છે. જો હું ઇચ્છું તો આ ચરાચર જગતનો એક ક્ષણમાં જ નાશ કરી નાખું. મારા પગમાં રથ અને ધ્વજાઓનું ચિહ્ન છે. મારા જેવો વીર જો યુદ્ધમાં જાય તો તેને કોઈ જીતી શકતું નથી. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ–બધી દિશાઓના રાજાઓનો મેં સંહાર કર્યો છે. કૃષ્ણ! હવે આપણે બન્ને વિજયશાળી રથ ઉપર બેસીને સૂતપુત્ર કર્ણનો વધ કરવા જલદીથી જ જઈએ.

આજે રાજા યુધિષ્ઠિર પ્રસન્ન થાય તે માટે હું કર્ણને મારાં બાણોથી નષ્ટ કરી દઈશ.' આ પ્રમાણે કહીને અર્જુન ફરીથી યુધિષ્ઠિરને કહેવા લાગ્યો. 'આજે કાં તો કર્ણની માતા પુત્ર વગરની થશે કે કાં તો કુન્તી આજે અર્જુન વગરની થશે. હું સાચું કહું છું. મારાં બાણોથી કર્ણને માર્યા વગર આજે હું કવચ નહિ ઊતારું.'

આમ કહીને તરત જ અર્જુને પોતાનાં હથીયાર અને ધનુષ નીચે મૂકી દીધાં. તલવાર મ્યાનમાં ઘાલી દીધી પછી લજ્જિત થઈને તેણે યુધિષ્ઠિરના ચરણમાં માથું ઝુકાવ્યું અને હાથ જોડી કહ્યું, 'મહારાજ! મેં જે કંઈ કહ્યું છે તેની ક્ષમા આપો અને મારા પર પ્રસન્ન થાઓ. હું આપને પ્રણામ કરું છું, હવે હું ખૂબ પ્રયત્ન કરી ભીમસેનને યુદ્ધમાંથી છોડાવવા અને કર્ણનો વધ કરવા જઈ રહ્યો છું રાજન્! મારું જીવન તમારું પ્રિય કરવા માટે જ છે. આ હું સાચું કહું છું.' એમ કહીને અર્જુને રાજાના બન્ને પગનો સ્પર્શ કર્યો અને પછી તે રણભૂમિ તરફ જવા તૈયાર થયો.

ધર્મરાજ યુધિષ્ઠિર અર્જુનનાં કઠોર વચનો સાંભળીને પોતાના પલંગમાં બેઠા થયા. તે વખતે તેમનું ચિત્ત ખૂબ દુઃખી થઈ ગયું. તેઓ કહેવા લાગ્યા, 'પાર્થ! મેં સારાં કર્મ નથી કર્યાં તેથી તમારા ઉપર ઘોર સંકટ આવી પડ્યું. મારી બુદ્ધિ મારી ગઈ છે, હું આળસુ અને ડરપોક છું તેથી આજે વનમાં ચાલ્યો જાઉં છું. મારા ન રહેવાથી તમે સુખેથી રહેજો. મહાત્મા ભીમસેન પણ રાજા થવા યોગ્ય છે. હું તો ક્રોધી અને કાયર છું. હવે મારામાં તારી આ કઠોર વાતો સાંભળવાની શક્તિ નથી.' આમ કહીને તેઓ પલંગમાંથી કૂદી પડ્યા અને વનમાં જવા તૈયાર થયા.



આ જોઈ ભગવાન શ્રીકૃષ્ણે તેમને પ્રણામ કરી કહ્યું; 'રાજન્! આપને તો સત્યપ્રતિજ્ઞ અર્જુનની આ પ્રતિજ્ઞા માલુમ છે કે જે કોઈ તેને તેનું ગાંડીવ બીજાને આપી દેવા કહે છે તેનો તે વધ કરે છે, છતાં પણ તમોએ તેને તે વાત કહી દીધી. તેથી અર્જુને પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ કરતાં મારા કહેવાથી આપનો અનાદર કર્યો છે. ગુરુજનોનું અપમાન જ તેમનું મરણ છે. એટલા માટે મેં તથા અર્જુને જે સત્યની રક્ષા તરફ દૃષ્ટિ રાખી આપની સાથે ન્યાયવિરુદ્ધનું આચરણ કર્યું છે તેની આપ ક્ષમા કરો, અમે બંને આપના શરણમાં આવ્યા છીએ. આમાં મારો પણ અપરાધ છે, એટલા માટે આપના ચરણોમાં ઝૂકીને આપની પાસે ક્ષમાની ભીખ માગું છું. આપ મને પણ ક્ષમા કરો. આજે આ પૃથ્વી પાપી કર્ણના લોહીનું પાન કરશે. હું આપને સાચી પ્રતિજ્ઞાથી કહું છું કે હવે આપ સૂતપુત્રને મરેલો જ માનો.'

ભગવાનની આ વાત સાંભળી યુધિષ્ઠિરે તેમને તરત જ પોતાના પગ પરથી ઊભા કર્યા અને હાથ જોડીને કહ્યું, 'ગોવિન્દ! આપ જે કંઈ કહો છો તે બિલકુલ બરાબર છે. ખરેખર મારાથી આ ભૂલ થઈ ગઈ છે. માધવ! તમે આ રહસ્ય સમજાવીને મારા ઉપર મોટી કૃપા કરી છે, અને મને ડૂબતો બચાવી લીધો છે. આજે આપે અમને મહાન મુશ્કેલીથી બચાવ્યા છે. આપ જેવા સ્વામીથી અમે બંને આ સંકટના ભયંકર સમુદ્રને તરી ગયા છીએ. અમે તો અજ્ઞાનથી મોહિત થઈ રહ્યા હતા. આપની જ બુદ્ધિરૂપ નાવનો આશરો લઈ અમે મન્ત્રીઓસહિત શોકસાગરને પાર કર્યો છે. અચ્યુત! અમે આપ વડે જ સનાથ છીએ.

# અર્જુનનું યુધિષ્ઠિર પાસે ક્ષમા માગવું, યુધિષ્ઠિરનું અર્જુનને આશીર્વાદ આપવું, અર્જુનની રણયાત્રા અને ભગવાન શ્રીકૃષ્ણદ્વારા અર્જુનના પરાક્રમનું વર્ણન

સંજય કહે છે—મહારાજ! ધર્મરાજનાં આ પ્રેમયુક્ત વચન સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને પણ કહ્યું. કારણ કે અર્જુને ભગવાનની આજ્ઞા પ્રમાણે જે યુધિષ્ઠિરનો અનાદર કર્યો હતો તેથી મોટું પાપ થઇ ગયું હોય એમ સમજીને તે ઉદાસ બેઠો હતો. ભગવાન



શ્રીકૃષ્ણે હસતાં હસતાં કહ્યું, 'અર્જુન! રાજા યુધિષ્ઠિરને માત્ર 'તું' કહેવાથી તેને આટલો શોક થાય છે તો જો તેં તેમનો વધ કર્યો હતો શું થાત? ખરેખર ધર્મનું સ્વરૂપ સમજવું બહુ કઠણ છે. જેની બુદ્ધિ મંદ છે તેને માટે તો તે અત્યંત કઠણ છે. તું પ્રતિજ્ઞાને લીધે ભાઇનો વધ કરીને ઘોર અન્ધકારમાં પડત.' ત્યારે અર્જુન બહુ શરમાઇને રાજાના ચરણમાં પડ્યો અને બોલ્યો, 'રાજન્! ધર્મપાલનની ઇચ્છાથી મેં જે કંઇ કહી દીધું છે તેની ક્ષમા કરો અને મારા ઉપર પ્રસન્ન થાઓ.' ધર્મરાજે જોયું કે અર્જુન પગ પર રડી રહ્યો છે, ત્યારે તેમણે તેને ઉઠાડી પોતાને ગળે વળગાડ્યો. અને પોતે જ રડવા લાગ્યા. બન્ને ઘણા વખત સુધી રડ્યા. પછી બન્નેનો એકબીજા ઉપર શુદ્ધ ભાવ થઇ ગયો, બન્ને પ્રેમ અને પ્રસન્નતાથી ભરાઇ ગયા.

ત્યારપછી યુધિષ્ઠિર ફરી અર્જુનને ભેટ્યા અને તેનું માથું સૂંઘીને ખુબ પ્રેમથી કહ્યું, 'મહાબાહો! હું યુદ્ધમાં ખુબ પ્રસન્નતાથી લડી રહ્યો હતો, પરન્તુ કર્ણે બધા સૈનિકો સામે મારું કવચ, રથની ધ્વજા, ધનુષ, બાણ,



શક્તિ અને ઘોડાનો નાશ કરી દીધો, તેના આ કામને યાદ કરીને હું બહુ દુઃખી થઇ રહ્યો છું. હવે જીવવા ઇચ્છતો નથી. જો આજે તમે યુદ્ધમાં તે વીરને નહિ મારી નાખો તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ.'

તેમના આમ કહેવાથી અર્જુને કહ્યું, 'રાજન્! હું નકુળ-સહદેવ તથા ભીમસેનના સોગંદ ખાઇ હથિયારોનો સ્પર્શ કરી કહું છું કે 'કાંતો આજે હું કર્ણને મારી નાખીશ કે હું રણભૂમિમાં શયન કરીશ.' રાજા યુધિષ્ઠિરને આ પ્રમાણે કહીને અર્જુને ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું, 'માધવ! આજે યુદ્ધમાં હું અવશ્ય કર્ણને મારીશ. આપની બુદ્ધિના બળથી જ હું એ દુરાત્માનો વધ કરીશ.'

આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા, 'અર્જુન! તું પોતે જ મહાબળવાન કર્ણને મારવાને શક્તિમાન છે. હું તો હંમેશાં ઇચ્છું છું કે તું કર્ણને કોઇ પણ રીતે

મારી નાંખ.' અર્જુનને આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણે ધર્મરાજને કહ્યું, 'રાજન્! આપ કર્ણનાં બાણોથી બહુ પીડિત થઈ ગયા છો, એમ સાંભળીને હું અને અર્જુન બન્ને તમને મળવા આવ્યા હતા. સૌભાગ્યની વાત છે કે આપ કર્ણથી માર્યા ન ગયા અને તેના દ્વારા કેદ પણ ન કરાયા. હવે અર્જુનને શાંત કરી તેના વિજય માટે આશીર્વાદ આપો.'

યુધિષ્ઠિર બોલ્યા—ભાઈ અર્જુન! આવ, આવ, ફરીથી મને ભેટ. તેં કહેવા યોગ્ય અને હિતની જ વાત કહી છે, અને મેં તે માટે ક્ષમા પણ કરી દીધી. ધનંજય! હું તને આજ્ઞા કરું છું—જા અને કર્ણનો નાશ કર.

આ સાંભળી અર્જુને ફરીથી પોતાના મોટા ભાઈના ચરણો પકડી લીધા અને તેમના ઉપર માથું રાખી પ્રણામ કર્યાં. રાજા તેને ઉઠાડીને ફરીથી ભેટ્યા અને તેનું માથું સૂંઘીને કહ્યું, 'ધનંજય! તેં મારું બહુ સન્માન કર્યું છે. તેથી હું આશીર્વાદ આપું છું કે સર્વત્ર તારો મહિમા વધ અને તને સનાતન વિજય પ્રાપ્ત થાય.'

અર્જુને કહ્યું—મહારાજ! જેણે તમને બાણોથી પીડિત કર્યા છે, એ કર્ણને આજે તેનાં પાપોનું ભયંકર ફળ મળશે. આજે તેને મારીને જ હું આપનાં દર્શન કરીશ. આ સત્ય પ્રતિજ્ઞાપૂર્વક હું આપનો ચરણસ્પર્શ કરું છું.

આ સાંભળી યુધિષ્ઠિરનું ચિત્ત પૂબ પ્રસન્ન થયું. તેમણે અર્જુનને ફરીથી કહ્યું, 'પાર્થ! તને સદા અક્ષય યશ, પૂર્ણ આયુષ્ય, મનોવાંછિત કામના, વિજય, તથા બળ પ્રાપ્ત થાય. તારે માટે હું જે કંઈ ઇચ્છું છું તે બધું તને મળે. હવે જા અને જલદી કર્ણનો નાશ કરી નાંખ.'

આ પ્રમાણે ધર્મરાજને પ્રસન્ન કર્યા પછી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, 'ગોવિન્દ! હવે મારો રથ તૈયાર થાય તેને ઉત્તમ ઘોડા જોડીને તેમાં બધી જાતનાં અસ્ત્રશસ્ત્ર રાખીને સૂતપુત્રનો વધ કરવા માટે આપણે જલદી જઈએ.' અર્જુનના આ પ્રમાણે કહેવાથી ભગવાન શ્રીકૃષ્ણે દારુકને કહ્યું, 'તું અર્જુનના કહ્યા પ્રમાણે બધી તૈયારી કર.' ભગવાનની આજ્ઞા સાંભળતાં જ તેણે બધી સામગ્રીથી રથ તૈયાર કર્યો અને તેને ઘોડા જોડી અર્જુન પાસે લાવી દીધો. અર્જુને ધર્મરાજની આજ્ઞા લઈને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તે પોતાના મંગળમય રથમાં બેઠો. તે વખતે ધર્મરાજ યુધિષ્ઠિરે તેને આશીર્વાદ આપ્યા. ત્યારપછી અર્જુને રથને કર્ણ તરફ લઈ જવા કહ્યું. થોડે દૂર ગયા ત્યાં તેના મનમાં ખૂબ ચિન્તા થઈ તે વિચારવા લાગ્યો, 'મેં કર્ણને મારવાની પ્રતિજ્ઞા તો કરી છે પરંતુ તે શી રીતે પૂરી થશે!' અર્જુનને ચિન્તામાં પડેલો જોઈ ભગવાને કહ્યું, 'ગાંડીવધારી અર્જુન! તેં



તારા ધનુષથી જે જે વીરો ઉપર વિજય મેળવ્યો છે તેમને જીતનાર આ સંસારમાં તારા સિવાય કોઈ નથી. દ્રોણ, ભીષ્મ, ભગદત્ત, અવન્તીનો રાજકુમાર, વિન્દ-અનુવિન્દ, કામ્બોજરાજ સુદક્ષિણ શ્રુતાયુ તથા અચ્યુતાયુ માંથી કોણ એવો વીર હતો કે જે તારી સામે ટકી શક્યો. તારી પાસે દિવ્ય અસ્ત્રો છે, સ્ફૂર્તિ છે, યુદ્ધ વખતે તને ગભરાટ થતો નથી અને વળી તને અસ્ત્રશસ્ત્રનું પૂરું જ્ઞાન છે. લક્ષને વિંધી તેને પાડી નાખવાની કળા તું જાણે છે. નિશાન મારતી વખતે તારું મન એકાગ્ર રહે છે. તું ઇચ્છે તો દેવતાઓ અને ગન્ધર્વો સહિત આ ચરાચર જગતનો નાશ કરી શકે છે. આ ભૂમંડળ પર તારા જેવો યોદ્ધો નથી. બ્રહ્માજીએ આ સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી આ મહાન ગાંડીવ ધનુષની પણ રચના કરી. અને તેનાથી તું યુદ્ધ કરે છે, માટે તારી બરાબરી કરનાર કોઈ નથી. તો પણ તારા હિતને માટે મારે

એક વાત કહેવી છે. તું કર્ણને તારાથી નાનો સમજી તેની અવગણના ન કરીશ. હું તો મહારથી કર્ણને તારા કરતાં પણ વધારે બળવાન માનું છું. તેથી પૂરો પ્રયત્ન કરી તારે તેનો વધ કરવો જોઈએ. તે અગ્નિ જેવો તેજસ્વી અને વાયુ સમાન વેગવાન છે. ક્રોધાયમાન થતાં તે કાળ જેવો થઈ જાય છે. તેના શરીરનો બાંધો સિંહ જેવો છે, તે ખૂબ બળવાન છે, તેની ઊંચાઈ આઠ હાથ છે. હાથ મોટા અને છાતી પહોળી છે, તેને જીતવું તે બહુ કઠણ છે. તે ખૂબ શૂરવીર અને અભિમાની છે. તેનામાં યોદ્ધાઓના બધા ગુણો છે. તે પોતાના મિત્ર કૌરવોને અભય આપનાર અને પાંડવોનો દ્વેષ કરનાર છે. મારો તો એવો ખ્યાલ છે કે ફક્ત તું જ તેને મારી શકીશ બીજો કોઈ તેને મારવા શક્તિમાન નથી. એટલા માટે આજે તે દુરાત્મા, ક્રૂર અને પાપી કર્ણને મારીને તારો મનોરથ પૂરો કર.'

અર્જુન ! હું તારા પરાક્રમને જાણું છું. તારા પરાક્રમની સામે થવું તે દેવતાઓ અને અસુરો માટે પણ કઠણ છે. જેવી રીતે સિંહ ખિજાયેલા હાથીને મારી નાખે છે એવી રીતે તું પણ તારા બળ અને પરાક્રમથી શૂરવીર કર્ણનો સંહાર કર. તે માટે હું તને આજ્ઞા આપું છું. તું શત્રુઓ માટે અજેય છે. તારા બળથી જ આ પાંડવ અને પાંચાલ યોદ્ધાઓ રણમાં ઊભા છે. તારાથી સુરક્ષિત રહેલા આ પાંડવ, પાંચાલ, મત્સ્ય, કરૂષ તથા ચેદિ દેશના વીરોએ અસંખ્ય શત્રુઓનો સંહાર કરી નાખ્યો છે. તારા સંરક્ષણમાં યુદ્ધ કરનાર પાંડવ મહારથીઓ સિવાય કૌરવોને હરાવી શકે તેવો બીજો કોણ છે ? તું તો દેવતા, અસુર અને મનુષ્યો સહિત આ ત્રણે લોકોને યુદ્ધમાં જીતી શકે છે. પછી આ કૌરવ સેના શી વિસાતમાં છે ? કેઈ ઈન્દ્ર સમાન પરાક્રમી કેમ ન હોય ? તારા સિવાય બીજો કે નાથી રાજા ભગદત્તને જીતી શકાવાનો હતો ! 'અક્ષૌહિણી સેનાના સ્વામી તથા યુદ્ધમાં કદી પાછા ન હઠનાર ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, ભૂરિશ્રવા કૃતવર્મા, જયદ્રથ, શલ્ય તથા દુર્યોધન જેવા મહારથીઓ ઉપર તારા સિવાય કોણ વિજય મેળવી શકે ? ભયંકર પરાક્રમવાળા, તુષાર, યવન ખશ, દાર્વાભિસાર, દરદ, શક, માઠર, તંગણ, આન્ધ્ર, પુલિન્દ, કિરાત મ્લેચ્છ, પર્વતીય તથા સમુદ્રના કિનારા ઉપર રહેનાર યોદ્ધાઓ ક્રોધે ભરાઈને દુર્યોધનની સહાયતા માટે આવ્યા હતા પરન્તુ તેમને તારા સિવાય બીજો કોઈ જીતી શકનાર નથી.

જો તું રક્ષક ન હોત તો વ્યૂહ આકારમાં ઊભી રહેલી કૌરવોની વિશાળ સેના ઉપર કોણ ચડાઈ કરવા શક્તિમાન થાત ? તમારી જ સહાયતાથી પાંડવ પક્ષના વીરોએ તેનો સંહાર કર્યો છે. ભીષ્મ અસ્ત્રવિદ્યામાં ખૂબ હોશિયાર હતા. તેમણે ચેદિ, કાશી, પાંચાલ, કરૂષ, મત્સ્ય તથા કેકયદેશના વીરોને બાણો વરસાવી મારી નાખ્યા હતા. તેઓ જ્યારે એક વખત ધનુષનો ગુણ પકડતા હતા ત્યારે હજારો રથીઓને સફાચટ કરી નાખતા હતા. તેમણે લાખો હાથીઓ અને મનુષ્યોનો સંહાર કર્યો, દશ દિવસના યુદ્ધમાં તારી ઘણી સેનાનો નાશ કરી તેમણે કેટલાયે રથ સૂના કરી દીધા. સંગ્રામમાં ભગવાન રુદ્ર અને વિષ્ણુ સમાન પોતાનું ભયંકર રૂપ પ્રકટ કરીને ચેદિ, પાંચાલ અને કેકય વીરોનો સંહાર કરતાં તેઓએ રથ, ઘોડા અને હાથીઓથી ભરેલી પાંડવ સેનાનો વિનાશ કરી દીધો. એ પ્રમાણે ભીષ્મ અદ્વિતીય વીર હતા, પરંતુ તેમને પણ શિખંડીએ તારા સંરક્ષણમાં રહીને મારી નાખ્યા. આજે તેઓ બાણશય્યા ઉપર પડેલા છે. પાર્થ ! જયદ્રથનો વધ કરતી વખતે યુદ્ધમાં તે જેવું પરાક્રમ કર્યું હતું તેવું પરાક્રમ તારા સિવાય બીજું કોઈ કરી શકતું નથી. રાજાઓ સિંધુરાજના વધને તારું આશ્ચર્યજનક પરાક્રમ માને છે. પણ હું એવું નથી સમજતો, કેમકે તારા જેવા વીરના હાથે એવું કામ થાય તે કંઈ આશ્ચર્યની વાત નથી. મારો તો એવો વિશ્વાસ છે કે જો આખો ક્ષત્રિય સમાજ ભેગો થઈ તારી સામે આવી જાય તો પણ તે એક જ દિવસમાં નષ્ટ થઈ જાય.

અર્જુન ! જે વખતે ભીષ્મ અને દ્રોણાચાર્ય માર્યા ગયા તે વખતે આ કૌરવસેનાનું સર્વસ્વ લુંટાઈ ગયું. તેમના મુખ્ય યોદ્ધાઓ નાશ પામ્યા, તેમાં ઘોડા, રથ, હાથીઓનો પણ નાશ થઈ ગયો. તે વખતે આ સેના સૂર્ય, ચન્દ્ર, અને તારા વગરના આકાશ જેવી લાગતી હતી તેમના મુખ્ય વીરોમાંથી બીજા તો માર્યા ગયા પણ કેવળ અશ્વત્થામા, કૃતવર્મા, કર્ણ, શલ્ય, તથા કૃપાચાર્ય–આ પાંચ બાકી રહી ગયા છે. આ પાંચેને મારીને તું શત્રુ વગરનો થઈ જા અને રાજા યુધિષ્ઠિરને દ્વીપ, નગર, સમુદ્ર, પર્વત, મોટામોટાં વન તથા આકાશ અને પાતાળ સહિત આખી પૃથ્વી આપ. ભલે તારા ગુરુ દ્રોણાચાર્યનું સંમાન કરવાથી તું અશ્વત્થામા ઉપર

કૃપાદૃષ્ટિ રાખ, અથવા આચાર્યનું ગૌરવ રાખવા માટે તને કૃપાચાર્ય ઉપર દયા આવતી હોય, માતાના બન્ધુજન તરફ આદર બુદ્ધિ હોવાથી તું સામે આવેલ કૃતવર્માને મારવા ન ઇચ્છે તથા માદ્રીના ભાઈ મદ્રરાજ શલ્યને પણ દયાવશ બનીને ન મારે, પરંતુ પાંડવો પ્રત્યે અત્યંત નીચતાભર્યું વર્તન કરનાર આ પાપી કર્ણને તો આજે તારાં તીક્ષ્ણ બાણોથી મારી જ નાખ. તે તારે માટે પુણ્યનું કામ થશે. હું તને આજ્ઞા આપું છું કે કર્ણનો વધ કરવામાં કોઈ દોષ નથી.

'દુર્યોધને પાંચે પુત્રો સહિત માતા કુન્તીને અડધી રાત્રે લાક્ષાભવનમાં જે બાળવાનો પ્રયત્ન કર્યો હતો તથા તમારી સાથે જુગાર રમવામાં જે પ્રવૃત્ત થયા, તે બધાં ષડ્યન્ત્રોનું મૂળ આ દુરાત્મા કર્ણ જ છે. દુર્યોધનને હંમેશાં વિશ્વાસ રહે છે કે કર્ણ મારું રક્ષણ કરશે. અને એટલા માટે જ તે મને પણ કેદ કરવા ઇચ્છતો હતો. તેણે તમારી સાથે જે જે ખરાબ કામ કર્યાં છે તે બધાંનું મૂળ આ કર્ણ જ છે. મિત્ર! કૌરવોના છ મહારથીઓએ ભેગા થઈ જે સુભદ્રાકુમારને માર્યો હતો તે સંગ્રામમાં આ કર્ણે જ અભિમન્યુનું ધનુષ કાપી નાખ્યું હતું. જ્યારે કર્ણે તેનું ધનુષ કાપી નાખ્યું ત્યારે બાકીના છળકપટમાં પ્રવીણ યોદ્ધાઓએ બાણોથી તેને મારી નાખ્યો. તે વીરના આવા મૃત્યુથી બધાંને દુઃખ થયું. ફક્ત આ દુષ્ટ કર્ણ અને દુર્યોધન જ હસતા હતા. એટલું જ નહીં પણ તેણે દ્રૌપદીને કૌરવોની સભામાં આવાં કડવાં વચન કહ્યાં હતાંઃ—'કૃષ્ણે! પાંડવો તો નાશ પામીને હંમેશ માટે નરકમાં પડ્યા છે હવે તું બીજો પતિ કરી લે. આજથી તું ધૃતરાષ્ટ્રની દાસી છે. તેથી રાજમહેલમાં જઈને તારું કામ સંભાળી લે. હવે પાંડવો તારા સ્વામી નથી રહ્યા. તે તારા માટે કશું કરી શકતા પણ નથી. તું દાસોની સ્ત્રી છે, અને પોતે પણ દાસી જ છે.'

એ પ્રમાણે એ પાપીએ ઘણું કહ્યું તે તમે પણ સાંભળ્યું હતું. તે સિવાય તેણે તમારી સાથે પણ અન્યાય કર્યો છે. હવે તેનાં પાપોનો તથા તેના જીવનનો પણ તારાં બાણ નાશ કરે. આજે દુરાત્મા કર્ણ પોતાના શરીર ઉપર ગાંડીવ ધનુષ પરથી છૂટેલાં બાણો ખાઈને આચાર્ય દ્રોણ અને ભીષ્મનાં વચન યાદ કરે. તારાં સાયકોથી પીડિત થયેલા રાજાઓ આજે વધારે દુઃખી થઈને હાહાકાર કરતાં કર્ણને રથ ઉપરથી નીચે પડતો જુએ. રાજા શલ્ય પણ આજે તારાં હજારો બાણથી છિન્નભિન્ન થઈને રથી અને ઘોડા વગરના રથને છોડી ભયભીત થઈ નાસી જાય. પાર્થ! જો તું સૂતપુત્ર કર્ણના દેખતાં તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે તેના પુત્રને મારી નાખે તો તે ભીષ્મ, દ્રોણ, અને વિદુરની વાતો યાદ કરે. તારો મોટો શત્રુ દુર્યોધન તારા હાથથી કર્ણને માર્યો ગયેલો જોઈને આજે પોતાના જીવન અને રાજ્યથી નિરાશ થઈ જાય, એમ લાગે છે કે પાંચાલદેશીય વીરો, દ્રૌપદીના પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, ધૃષ્ટદ્યુમ્નના પુત્રો, શતાનીક, નકુળ-સહદેવ, દુર્મુખ, જનમેજય, સુધર્મા, અને સાત્યકિ કર્ણના કબજામાં પડ્યા હશે તેમનો ઘોર આર્તનાદ સંભળાય છે. જેઓ પોતાના મિત્ર માટે પ્રાણની પણ પરવા કર્યા વિના લડાઈમાં સામે ઉભા રહે છે તે સેંકડો પાંચાલ-વીરોને કર્ણ સંહારતો લાગે છે. તેઓ કર્ણરૂપી સમુદ્રમાં નાવ વગર ડૂબી જાય છે. હવે તારે નાવ બની તેમનો ઉદ્ધાર કરવો જોઈએ. કર્ણે ભૃગુવંશી પરશુરામ પાસેથી જે અસ્ત્ર મેળવ્યું હતું તેનું ભયંકર રૂપ આજ પ્રકટ થયું હોય તેમ લાગે છે. તે ઘોર અસ્ત્ર પોતાના તેજથી પ્રજ્વલિત થઈને તારી સેનાને બધી બાજુએથી ઘેરીને દુઃખ આપી રહ્યું છે, આ જો, ભીમ સંજય યોદ્ધાઓથી ઘેરાઈને ખૂબ ક્રોધમાં આવી લડતાં લડતાં કર્ણના બાણોથી ઘાયલ થઈ પીડિત થઈ રહ્યો છે, મેં યુધિષ્ઠિરની સેનામાં તારા સિવાય એક એવો વીર નથી જોયો કે જે કર્ણ સાથે લડીને કુશળપૂર્વક ઘેર પાછો આવે એટલા માટે તું તારી પ્રતિજ્ઞા પ્રમાણે તેજ કરેલાં બાણોથી આજે કર્ણને મારીને ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કર. વીરવર! હું સાચું કહું છું કે ફક્ત તું જ કર્ણ સહિત કૌરવોને યુદ્ધમાં જીતી શકે છે, બીજો કોઈ જીતી શકતો નથી. તેથી કર્ણને મારી તું તારી ઇચ્છા સફળ કર.

## અર્જુનના વીરોચિત ઉદગાર, બન્ને પક્ષની સેનાઓમાં દ્વંદ્વયુદ્ધ, સુષેણનો વધ, ભીમસેનનું પરાક્રમ તથા અર્જુનના આવવાથી તેની પ્રસન્નતા

સંજય કહે છે—મહારાજ! ભગવાન શ્રીકૃષ્ણનું આ વચન સાંભળીને અર્જુન એક ક્ષણમાં જ શોકરહિત તેમજ પ્રસન્ન થઈ ગયો. પછી પ્રત્યંચા સુધારીને ગાંડીવનો ટંકાર કરતાં તેણે ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું, 'ગોવિન્દ! તમો મારા સ્વામી તેમજ સંરક્ષક છો તો મારો વિજય નક્કી છે. સંસારના ભૂત અને ભવિષ્યનું નિર્માણ'




તમારા હાથમાં છે. જેની ઉપર આપ પ્રસન્ન છો તેના વિજયમાં સંદેહ નથી. કૃષ્ણ ! કર્ણની તો શી વાત છે ? આપની સહાયતા મળતાં તો હું ત્રણે લોકને પરલોકના પથિક બનાવી શકું છું. જનાર્દન ! હું જોઉં છું કે પાંચાલોની સેના નાસી રહી છે. કર્ણ રણભૂમિમાં નિર્ભયતાથી ફરે છે, એ પણ જોઉં છું. કર્ણે પ્રકટ કરેલા ભાર્ગવાસ્ત્રને પણ હું જોઉં છું. નક્કી, આ લડાઈમાં જ કર્ણ માર્યો જશે અને જ્યાંસુધી આ પૃથ્વી રહેશે ત્યાંસુધી બધા પ્રાણીઓ તેની ચર્ચા કરશે. આજે પણ ગાંડીવમાંથી છૂટેલાં બાણ કર્ણને મારી નાખશે. કૃષ્ણ ! હું આપને સાચી વાત કહું છું, કે આજે કર્ણના મૃત્યુથી દુર્યોધન રાજ્ય અને જીવનની આશા છોડી દેશે. મારાં બાણોથી કર્ણના ટુકડે-ટુકડા થયેલા જોઈને દુર્યોધન આપનાં તેના ભલા માટે કહેલાં વચન યાદ કરશે. કૌરવોની સભામાં પાંડવોની નિન્દા કરતાં તેણે જે કઠોર વાતો કહી હતી તે માટે આજે તેને ખૂબ પશ્ચાત્તાપ થશે. આજે કર્ણના મૃત્યુથી ધૃતરાષ્ટ્રના બધા પુત્રો દુર્યોધન સાથે સિંહના ડરથી નાસતાં મૃગલાં માફક નાસી જશે. કર્ણના પુત્રો અને મિત્રોને પણ હું આજે મારી નાખીશ, સૂતપુત્રને મરેલો જોઈ દુર્યોધન પોતાને માટે ચિન્તા કરશે. રાજા ધૃતરાષ્ટ્રને હું તેમના પુત્ર, પૌત્ર, મન્ત્રી, તથા સેવકો સહિત રાજ્યની આશાથી નિરાશ કરી દઈશ. આજે હું એકલો જ કૌરવો તથા બાહ્લીકોને સેના સહિત મારા બાણોની જ્વાળામાં બાળી દઈશ. મારા એક હાથમાં બાણની તથા બીજા હાથમાં બાણ સહિત દિવ્ય ધનુષની રેખાઓ છે. પગમાં પદ્મ રથ અને ધ્વજાનું ચિહ્ન છે. મારા જેવાં લક્ષણોવાળા યોદ્ધાને યુદ્ધમાં કોઈ પણ ન જીતી શકે.'

ભગવાનને આ પ્રમાણે કહીને અદ્વિતીય વીર અર્જુન ક્રોધથી લાલ આંખો કરી રણભૂમિમાં જઈ પહોંચ્યો. તે વખતે તેના મનમાં બે ઇચ્છા હતી. ભીમસેનને સંકટમાંથી છોડાવવો તથા કર્ણનું માથું ધડથી જુદું કરવું.

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય ! મારા પુત્રો તથા પાંડવ-સંજયોમાં પહેલેથી જ મહાભયંકર સંગ્રામ થયો હતો. પછી અર્જુનના આવી પહોંચવાથી યુદ્ધનું સ્વરૂપ કેવું થઈ ગયું ?

સંજયે કહ્યું—રાજન્ ! એ વખતે અર્જુન ઘોડા અને સારથી સહિત રથો, સવારો સહિત હાથીઓ અને ઘોડા, પાયદળ તેમજ સંપૂર્ણ શત્રુઓને પોતાનાં બાણથી મારવા લાગ્યો. તેના આવ્યા પહેલાં કૃપાચાર્ય અને શિખંડી એકબીજા સાથે લડતા હતા. શ્રુતશ્રવાનું અશ્વત્થામા



સાથે અને યુધામન્યુનું ચિત્રસેન સાથે યુદ્ધ થઇ રહ્યું હતું. ઉત્તમૌજાએ કર્ણના પુત્ર સુષેણ ઉપર અને સહદેવે શકુનિ ઉપર આક્રમણ કર્યું હતું. નકુળકુમાર શતાનીક અને કર્ણપુત્ર વૃષસેન સામસામે લડતા હતા. નકુળે કૃતવર્મા ઉપર અને ધૃષ્ટદ્યુમ્ને સેના સહિત કર્ણ ઉપર ચઢાઇ કરી હતી. દુઃશાસને સંશપ્તકોની સેના લઇને ભીમસેન ઉપર ચઢાઈ કરી હતી. તે લડાઇમાં ઉત્તમૌજાએ કર્ણપુત્ર સુષેણને પોતાનાં બાણોનું નિશાન કરી તેને મારી નાખ્યો. સુષેણને મરેલો જોઈ કર્ણ ખૂબ દુઃખી થયો. તેણે ક્રોધમાં ભરાઈને ઉત્તમૌજાના ઘોડા મારી નાખ્યા બાણોથી તેની ધ્વજા પણ કાપી નાખી. ઉત્તમૌજા પણ પોતાનાં તીક્ષ્ણ બાણ તથા ચમકતી તલવારથી કૃપાચાર્યના પાર્શ્વરક્ષકો તેમજ ઘોડાઓને મારીને શિખંડીના રથમાં ચઢી ગયો. રથ ઉપર બેઠેલા શિખંડીએ જ્યારે કૃપાચાર્યને રથ વગરના જોયા ત્યારે તેણે તેમને મારવાનો વિચાર છોડી દીધો. ત્યારપછી અશ્વત્થામાએ આગળ આવી કૃપાચાર્યના રથને પોતાની પાછળ છુપાવી દીધો, અને તેમનો આ લડાઇમાંથી ઉદ્ધાર કર્યો. બીજી બાજુએ ભીમસેન પોતાનાં તીક્ષ્ણ બાણોથી આપના પુત્રોની સેનાને ખૂબ રંજાડવા લાગ્યો.

આ ભયંકર યુદ્ધમાં ઘણા શત્રુઓથી ઘેરાએલા ભીમસેને પોતાના સારથીને કહ્યું, 'સારથે! તું ઘોડાઓને જલદી હાંકીને મને ધૃતરાષ્ટ્રના પુત્રો પાસે લઈ જા. આજે તે બધાને હું યમલોકમાં પહોંચાડી દઇશ.' આ સાંભળતાં જ સારથીએ ઘોડાઓની ચાલ વધારી અને તરત જ આપના પુત્રોની સેનામાં જઇ પહોંચ્યો. કૌરવ પક્ષના યોદ્ધાઓ પણ બધી બાજુથી હાથીઓ, ઘોડા, રથ અને પાયદળ સાથે આગળ આવ્યા. ભીમસેનના રથ ઉપર ચારે બાજુએથી બાણવર્ષા થવા લાગી અને ભીમે એ બધાં બાણોને કાપવા લાગ્યો. તેણે શત્રુઓનાં છોડેલાં બધાં બાણના બબ્બે-ત્રણ-ત્રણ ટુકડા કરી નાખ્યા. ત્યારપછી તેનાથી માર્યા ગયેલા હાથીઓ, ઘોડા, રથ અને પાયદળના ચિત્કાર સંભળાવા લાગ્યા. ભીમસેનના બાણોના મારથી રાજાઓનાં અંગ ચિરાઇ થઈ રહ્યાં હતાં છતાં પણ તેમણે બધી બાજુએથી તેના ઉપર બાણ છોડવા કર્યાં. ત્યારે ભીમસેને પોતાનું પ્રચંડ રૂપ ધારણ કર્યું. તેને કોઈ શત્રુ રોકી શક્યો નહિ. મહાત્મા ભીમસેનથી ત્રાસ પામી આપની સેના ભયભીત થઈ રણમાંથી નાસવા લાગી. આ જોઈ ભીમસેને પ્રસન્ન થઇ પોતાના સારથીને ફરીથી કહ્યું,

'સૂત! આ ધોળા ધ્વજાઓવાળા ઘણા રથ આ બાજુ આવે છે તે કોના પક્ષના છે તે જાણી યુદ્ધ કરતી વખતે મને મારા કે પારકાનું ભાન રહેતું નથી. અરે! એવું પણ ન થાય કે હું આપણી સેનાને બાણોથી આચ્છાદિત કરી નાખું. વિશોક! રાજા યુધિષ્ઠિર બાણોના મારથી ખૂબ ગભરાયા છે. અર્જુન તેમને મળવા ગયો હતો. તે હજુ પાછો આવ્યો નથી. ખબર નથી કે યુધિષ્ઠિર જીવે છે કે નહિ. અર્જુનના પણ સમાચાર નથી મળ્યા. આથી મને ખૂબ દુઃખ થાય છે. તો પણ હું શત્રુઓની ભયંકર સેનાનો સામનો કરીશ. તું મારા રથમાં બધાં ભાથાંઓની તપાસ કર અને જો કે હવે કેટલાં બાકી રહ્યાં છે! કયી કયી જાતનાં કેટલાં બાણ રહ્યાં છે તે બધું કહે.'

વિશોકે કહ્યું—વીરવર! હવે આપણી પાસે સાઠ હજાર માર્ગણ છે, દશ હજાર ક્ષુર અને ભલ્લ છે. બે હજાર નારાચ બાણ બચ્યાં છે. અને ત્રણ હજાર પ્રદર છે. હવે એટલાં અસ્ત્રશસ્ત્રો બાકી રહ્યાં છે કે છ બળદોથી જોડેલું ગાડું પણ તેઓને ખેંચી શકતું નથી. ગદાઓ તથા તલવારો હજારોની સંખ્યામાં છે. પ્રાસ, મુદ્ગર, શક્તિ અને તોમર પણ ઘણાં છે. આપ અસ્ત્રશસ્ત્ર ખૂટી જવાની બીક ન રાખો.

ભીમસેન બોલ્યો—સૂત! આજે હું એકલો બાણ



કૌરવોને મારી નાખીશ નહી તો તે બધા મને પીડિત કરશે. આ વખતે દેવતાઓ મારૂં એક જ કામ સિદ્ધ કરે. જેવી રીતે યજ્ઞમાં આવાહન કરતાં જ ઇન્દ્ર આવી પહોંચે છે તેવી રીતે અર્જુન પણ અહિં આવી જાય. વિશોક ! આ છિન્ન ભિન્ન થયેલી કૌરવોની સેના તરફ તો જો. આ રાજાઓ કેમ નાસી રહ્યા છે ? મને લાગે છે કે નરશ્રેષ્ઠ અર્જુન અહીં આવી પહોંચ્યો છે અને તે જ પોતાનાં બાણોથી સેનાને ઢાંકી દઇ રહ્યો છે. કૌરવો ઉપર મોહ છવાઈ ગયો છે, બધા નાસી રહ્યા છે. રણમાં હાહાકાર થઇ રહ્યો છે. હાથીઓ ખૂબ જોરથી બૂમો પાડી રહ્યા છે.

વિશોકે કહ્યું—કુમાર ભીમસેન ! ક્રોધમાં ભરાયેલા અર્જુન દ્વારા ખેંચાતા ગાંડીવ ધનુષનો ટંકાર શું તમને નથી સંભળાતો ? પાંડુનન્દન ! લો, તમારી બધી ઇચ્છાઓ પૂરી થઇ ગઈ. અહીં જુઓ, હાથીઓની સેનામાં અર્જુનના રથની ધ્વજાનો વાનર દેખાય છે. તે ધ્વજા ઉપર ચઢીને શત્રુઓને ભયભીત કરતો ચારે બાજુએ જુએ છે. હું પોતે જ તેને જોઇ બીઉં છું. અર્જુનનો આ વિચિત્ર મુકુટ, જેમાં સૂર્ય જેવાં ચમકતાં મોતી લગાડેલાં છે તે કેટલો સુંદર દેખાય છે. તેની પાસે દેવદત્ત નામનો સફેદ શંખ છે. ભગવાન શ્રીકૃષ્ણના હાથમાં સૂર્ય જેવા તેજવાળું ચક્ર તેમનો યશ વધારી રહ્યું છે. યદુવંશીઓ તેમની હંમેશા પૂજા કરે છે. શ્રીકૃષ્ણ પાસે તેમનો ચન્દ્રમા જેવો ઉજ્જવલ પાંચજન્ય શંખ છે. જુઓ, ભગવાનના વક્ષસ્થળ ઉપર કૌસ્તુભમણિ તેમજ વૈજયન્તી માળા કેવી શોભી રહી છે ? નક્કી જ શ્રીકૃષ્ણ ઘોડા હાંકે છે અને મહારથી અર્જુન શત્રુઓની સેનાને ખદેડતો ખદેડતો અહીં આવી રહ્યો છે. આ જુઓ, અર્જુને પોતાનાં બાણોથી ઘોડા અને સારથી સહિત સાતસો રથીઓને મારી નાખ્યા; સાતસો હાથીઓ, અને હજારો ઘોડેસ્વારો તથા પાયદળને મારી નાખ્યું. આ પ્રમાણે કૌરવ યોદ્ધાઓનો સંહાર કરતો અર્જુન હવે તમારી પાસે આવી રહ્યો છે. તમારી ઇચ્છા પૂરી થઇ ગઇ.

ભીમસેન બોલ્યો—વિશોક ! તેં બહુ પ્રિય સમાચાર કહ્યા. તેથી મને ઘણો આનંદ થયો. આ શુભસમાચાર માટે હું તને ચૌદ ગામોની જાગીર આપીશ, અને સો દાસીઓ તથા વીસ રથ પણ તને ઇનામ રૂપે મળશે.

## અર્જુન અને ભીમસેન દ્વારા કૌરવ સેનાનો સંહાર તથા ભીમના હાથે શકુનિનું મૂર્છિત થવું.

સંજય કહે છે—મહારાજ ! જેવી રીતે દેવરાજ ઇન્દ્ર હાથમાં વજ્ર લઇને જમ્ભાસુરને મારવા ગયો હતો તેવી રીતે અર્જુને પણ રથમાં બેસી વિજય માટે ગમન કર્યું. તેને આવતો જોઇ કૌરવ પક્ષના વીરો ક્રોધમાં ભરાઈને રથ, ઘોડા, હાથીઓ અને પાયદળ સાથે લઈ અર્જુન સામે આવ્યા. પછી તો ત્રિલોકનું રાજ્ય લેવા જેમ અસુરો સાથે દેવતાઓ અને ભગવાન વિષ્ણુનું યુદ્ધ થયું હતું તે પ્રમાણે તે યોદ્ધાઓ સાથે અર્જુનનો સંગ્રામ થવા લાગ્યો. તે સંગ્રામ દેહ, પ્રાણ અને પાપનો નાશ કરનાર હતો, તે વખતે કૌરવવીરોએ નાનામોટાં જેટલાં અસ્ત્રશસ્ત્રોનો ઉપયોગ કર્યો તે બધાને ક્ષુર, અર્ધચન્દ્ર તથા તીક્ષ્ણ ભલ્લોથી એકલા અર્જુને કાપી નાખ્યાં, એટલું જ નહિ તેણે તેમનાં માથાં, અને હાથ કાપીને છત્ર, ચામર, ધ્વજા, ઘોડા, રથ, પાયદળ તથા હાથીઓ વગેરેનો નાશ કર્યો. તે બધા મરીને જમીન ઉપર પડ્યાં, આ પ્રમાણે ધનંજય પોતાનાં વજ્ર જેવાં બાણોથી શત્રુઓના ઘોડા, હાથીઓ, અને રથ વગેરેના ટુકડા ઉડાડી દઇ કર્ણને મારવાની ઇચ્છાથી તે તેની પાસે જઇ પહોંચ્યો. તેને ત્યાં જોઈને કર્ણ પોતાના સૈનિકો રથીઓ, ઘોડેસવારો, હાથીસવારો, તથા પાયદળની સેના સાથે લઇને ફરીથી તેની ઉપર તૂટી પડ્યો અને એકી સાથે પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેને વિંધવા લાગ્યો. ત્યારે અર્જુને પણ પોતાનાં બાણ લીધાં અને હજારો રથીઓ, હાથીસ્વારો તથા ઘોડેસ્વારોને મારી નાખ્યા. એ પ્રમાણે જ્યારે કૌરવ મહારથીઓ ઉપર અર્જુનનાં બાણ વરસવા લાગ્યાં ત્યારે તેઓ ભયભીત થઇને અહીં તહીં ભાગવા લાગ્યા તો પણ તેણે અર્જુનના આસરે મહારથીઓને મારી નાખ્યા. જુદી જુદી જાતનાં તીક્ષ્ણ બાણો વાગવાથી તેઓ હિંમત ખોઇ બેઠા અને અર્જુનને છોડી બીજી તરફ નાસવા લાગ્યા. એ પ્રમાણે તે સેનાને હંફાવી તેણે કર્ણની સેના ઉપર ધસારો કર્યો. તે વખતે પ્રતાપી ભીમસેને અર્જુનના આવ્યાના સમાચાર સાંભળ્યા, પછી તો તે પોતાના પ્રાણની પણ પરવા કર્યા વિના તમારી સેનાને કચડવા લાગ્યો. તે વખતે તેના અલૌકિક બળથી કૌરવ સૈનિકોના હોશકોશ ઉડી ગયા,

ત્યારે રાજા દુર્યોધને પોતાના મહાધનુર્ધર યોદ્ધાઓને આજ્ઞા કરી, 'વીરો! ભીમસેનને મારી નાખો. તેના મરી જવાથી હું પાંડવોની સમ્પૂર્ણ સેનાને મરેલી માનું છું.' રાજાઓએ આપના પુત્રની આજ્ઞા સ્વીકારી અને તેમણે ભીમસેનને ચારે બાજુથી ઘેરીને તેના ઉપર બાણવર્ષા શરૂ કરી. ત્યારે ભીમે પણ બાણોની ઝડી વરસાવી અને મહાસેનામાં ગાબડું પાડી તેમાંથી બહાર નીકળી ગયો. ત્યારપછી તેણે દશ હજાર હાથીઓ, બે લાખ બસો પાયદળ, પાંચ હજાર ઘોડા અને એકસો રથોનો



સંહાર કરીને લોહીની નદી વહાવી. મહારથી ભીમ શત્રુઓની સેનામાં જે બાજુએ ઘૂસી જતો ત્યાં તે લાખો યોદ્ધાઓનો સંહાર કરી નાખતો હતો. તેનું આ પરાક્રમ જોઈ દુર્યોધને શકુનિને કહ્યું, 'મામા! તમે મહાબળવાન ભીમસેનને મારી નાખો તેને જીતવાથી હું પાંડવોની વિશાળ સેનાને જીતાએલી સમજું છું.'

આ સાંભળીને શકુનિએ સંગ્રામમાં લડવાની તૈયારી કરી અને પોતાના ભાઈઓને પણ સાથે લીધા. તેણે ભીમસેન પાસે જઈને તેને આગળ વધતો અટકાવી દીધો. હવે ભીમસેન શકુનિ તરફ ધસ્યો. શકુનિએ તેની છાતીમાં ડાબી બાજુએ અનેક તીક્ષ્ણ નારાચનો પ્રહાર કર્યો. તે ભીમસેનનું કવચ છેદીને શરીરની અંદર ઊતર્યાં. તેથી ખૂબ ઘાયલ થઈ તેણે ખૂબ રોષથી શકુનિ ઉપર એક બાણ માર્યું, પરંતુ શકુનિએ તેના સાત ટુકડા કરી દીધા. પછી બે બાણથી તેણે સારથીને અને સાત બાણથી ભીમસેનને વિંધ્યો. ત્યારપછી એક બાણથી ધ્વજ અને બે બાણથી છત્ર કાપી નાખ્યું. પછી ચાર બાણથી તેણે ભીમના ચારે ઘોડાઓને પણ ઘાયલ કર્યાં.

ત્યારે ભીમસેનને ખૂબ ક્રોધ ચડ્યો. તેણે સુબલપુત્ર ઉપર લોહની બનેલી એક શક્તિ નાખી. પાસે આવતાં જ શકુનિએ તેને હાથથી પકડી લીધી, પછી તેણે તે જ શક્તિને ભીમ ઉપર પાછી ફેંકી. ભીમના ડાબા હાથ ઉપર વાગીને તે જમીન ઉપર પડી. હવે ભીમે પ્રાણોની પરવા છોડી દઈ પોતાનાં બાણોથી શકુનિની સેનાને ઢાંકી દીધી. પછી તેના ચારે ઘોડા તથા સારથીને મારી એક બાણથી તેના રથની ધ્વજા પણ કાપી નાખી. શકુનિ તરત જ રથ ઉપરથી કૂદીને એક બાજુએ ઊભો રહ્યો, અને ધનુષનો ટંકાર કરતો ભીમ ઉપર ચારે બાજુએથી બાણની વૃષ્ટિ કરવા લાગ્યો. આ જોઈ પ્રતાપી ભીમે ખૂબ જોરથી તેની ઉપર આઘાત કર્યો. પછી તેનું ધનુષ કાપી તેને વિંધી નાખ્યો. બળવાન શત્રુના અનેક ઘા થવાથી ખૂબ ઘાયલ થઈને શકુનિ જમીન ઉપર પડ્યો, તેને મૂર્ચ્છિત જાણીને આપનો પુત્ર દુર્યોધન ત્યાં આવી પહોંચ્યો અને તેને પોતાના રથ ઉપર બેસાડી રણભૂમિમાંથી દૂર લઈ ગયો. હવે તો કૌરવ યોદ્ધા ભયભીત થઈ ચારે બાજુ નાસવા લાગ્યા અને ભીમ હજારો બાણોની વર્ષા કરતો કરતો ખૂબ જોરથી તેમની પાછળ પડ્યો. તેના મારથી પીડિત થઈને બધા યોદ્ધા કર્ણના શરણે ગયા. મહારાજ! તે વખતે કર્ણ જ તેમનો રક્ષક થયો.

## કર્ણના મારથી પાંડવસેનાનું નાસવું, શ્રીકૃષ્ણ અને અર્જુનને આવતા જોઈ શલ્ય અને કર્ણની વાતચીત, તથા અર્જુન દ્વારા કૌરવ સેનાનો વિધ્વંસ

ધૃતરાષ્ટ્રે પૂછ્યું—સંજય! ભીમસેને કૌરવ યોદ્ધાઓને વેરવિખેર કરી દીધા તે વખતે દુર્યોધન, શકુનિ, કર્ણ, કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા અને દુઃશાસને શું કર્યું? સૂતપુત્રે કયું પરાક્રમ કર્યું? મારા પુત્રો તથા બીજા બળવાન રાજાઓએ શું કામ કર્યું?

સંજયે કહ્યું—મહારાજ! બે દિવસે ત્રીજા પહોરમાં,

પ્રતાપી સૂતપુત્રે ભીમસેનના જોતાંજોતાં બધા સોમકોનો સંહાર કરી નાખ્યો. તથા ભીમસેને પણ કૌરવોની અત્યન્ત બળવાન સેનાનો નાશ કરી નાખ્યો. ત્યારપછી કર્ણે શલ્યને કહ્યું, 'હવે મારો રથ પાંચાલો તરફ લઈ જાઓ.' સેનાપતિની આજ્ઞાથી મદ્રરાજે પોતાના ઘોડાને પાંચાલ તથા કુરુપદેશીના વીરો તરફ ચલાવ્યા. કર્ણનો રથ જોતાં જ પાંડવ અને પાંચાલ વીરો થરથરી ઊઠયા. ત્યારપછી કર્ણે પોતાનાં હજારો બાણોથી પાંડવ સેનાના સો સો તથા હજાર હજાર વીરોને મારી નીચે પાડવા લાગ્યો. આ જોઈ પાંડવ પક્ષના અનેક મહારથીઓએ કર્ણને ચારે બાજુએથી ઘેરી લીધો. તે વખતે સાત્યકિએ તેજ કરેલાં વીસ બાણોથી કર્ણના ગળાની પાંસળામાં પ્રહાર કર્યો. પછી શિખંડીએ પચીસ, ધૃષ્ટદ્યુમ્ને સાત, દ્રૌપદીના પુત્રોએ ચોસઠ, સહદેવે સાત અને નકુલે સો બાણ મારી તેને ઘાયલ કર્યો. આ પ્રમાણે ભીમસેને કર્ણની પાંસળી ઉપર નેવું બાણ માર્યાં.

ત્યારપછી સૂતપુત્રે હસીને પોતાના ધનુષનો ટંકાર કર્યો, અને તેજ કરેલાં બાણોથી તે બધા યોદ્ધાઓને



વિંધી નાખ્યા. તેણે સાત્યકિનું ધનુષ અને ધ્વજા કાપી નાખી તેની છાતીમાં નવ બાણોનો પ્રહાર કર્યો. પછી ક્રોધમાં ભરાઈ ભીમસેનને પણ ત્રીસ બાણોથી ઘાયલ કર્યો; એક ભલ્લથી સહદેવની ધ્વજા કાપી ત્રણ બાણોથી તેના સારથીને પણ મારી નાખ્યો અને દ્રૌપદીના પુત્રોને રથહીન કરી નાખ્યા. આ બધું કામ થોડી જ વારમાં થયું. જોનારાઓ માટે આ આશ્ચર્યકારક વાત હતી. મહારથી કર્ણે ચેદી તથા મત્સ્ય દેશના યોદ્ધાઓને પણ પોતાનાં તીક્ષ્ણ બાણોનો સ્વાદ ચખાડ્યો. કર્ણનો માર ખાઈને તેઓ ભયભીત થઈને નાસી ગયા. કર્ણનું આ અદ્ભુત પરાક્રમ હતું. જેવી રીતે વરુ પશુઓને ભયભીત કરી નસાડે છે તેમ કર્ણે પાંડવ વીરોને નસાડી મૂક્યા. પાંડવોની સેનાને નાસતી જોઈ કૌરવ પક્ષના યોદ્ધાઓ ભયંકર ગર્જના કરી સામી બાજુએથી ચડી આવ્યા. રાજા દુર્યોધન અત્યંત આનંદમાં આવી જઈ જુદીજુદી જાતનાં વાજાં વગડાવવા લાગ્યો. વાજાંનો અવાજ સાંભળી પાંચાલ મહારથીઓ મરવાની પરવા કર્યાં વિના ત્યાં પાછા આવ્યા, કર્ણે તેમાંથી ઘણાને પાછા નસાડયા. પાંચાલ દેશના વીસ રથીઓ તથા ચેદિ દેશના હજારો યોદ્ધાઓનો કર્ણે પોતાનાં બાણોથી નાશ કરી દીધો. એ પ્રમાણે પાંડવ પક્ષના ઘણા યોદ્ધાઓનો નાશ થઈ ગયો, અને મહાબળવાન ભીમસેન સાથે યુદ્ધ કરતાં આપના પણ ઘણા યોદ્ધાઓ માર્યા ગયા.

અહિં અર્જુન કૌરવોની ચતુરંગિણિ સેનાનો વિનાશ કરી જ્યારે આગળ વધ્યો ત્યારે ક્રોધમાં ભરાયેલા કર્ણને તેણે જોયો. ત્યારે તેણે ભગવાન્ શ્રીકૃષ્ણને કહ્યું, 'જનાર્દન ! આ જુઓ, રણમાં સૂતપુત્રની ધ્વજા દેખાય છે, અને આ ભીમસેન વગેરે યોદ્ધા કૌરવ મહારથીઓ સાથે લડી રહ્યા છે. ત્યાં પાંચાલ યોદ્ધા કર્ણના ભયથી નાસી જઈ રહ્યા છે. ત્યાં કર્ણના રક્ષણ હેઠળ રહી કૃપાચાર્ય, કૃતવર્મા, તથા અશ્વત્થામા રાજા દુર્યોધનનું રક્ષણ કરે છે. જો આપણે તેમની સામે નહિ જઈએ તો તેઓ સોમકોનો સંહાર કરી નાખશે, તેથી મારો વિચાર છે કે આપ યને મહારથી કર્ણ પાસે લઈ જાઓ હું લડાઈમાં કર્ણનો વધ કર્યાં વિના પાછો ફરીશ નહિ.'

ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુન સાથે દ્વૈરથ યુદ્ધ કરાવવા તમારી સેનામાં કર્ણ તરફ પોતાનો રથ વાળ્યો. તેઓ રથમાં બેઠાંબેઠાં ચારે બાજુએ ઊભી રહેલી પાંડવ સેનાને ધીરજ આપતા હતા. વીરવર અર્જુન તમારી સેનાને પરાસ્ત કરતો કરતો આગળ વધી રહ્યો હતો. સફેદ ઘોડાવાળા રથપર બેસીને પોતાના સારથી ભગવાન શ્રીકૃષ્ણ સાથે અર્જુનને આવતો જોઈ મહારાજ શલ્યે

કર્ણને કહ્યું, 'કર્ણ! તું બીજા લોકોને જેના માટે પૂછતો હતો તે અર્જુન પોતાનું ગાંડીવ ધનુષ લઈને સામે ઊભો છે. પેલો તેનો રથ આવે. જો આજે તું તેને મારી નાખીશ તો અમારું ભલું થશે. અર્જુનના ધનુષની પ્રત્યંચામાં ચન્દ્રમા તેમજ તારાઓનું ચિહ્ન છે. તેની ધ્વજાના શિખર ઉપર ભયંકર વાનર દેખાય છે. તે વાનર ચારે બાજુ તાકી તાકીને જુએ છે અને વીરોને ડરાવે છે. અર્જુનના રથ ઉપર બેસીને ઘોડા હાંકતા



ભગવાન શ્રીકૃષ્ણનો શંખ, ચક્ર તથા શાર્ઙ્ગ ધનુષ દેખાય છે. ગાંડીવનો ટંકાર થાય છે અને અર્જુનનાં છોડેલાં તીક્ષ્ણ બાણ યોદ્ધાઓના પ્રાણ લે છે. આજે આ રણભૂમિ યોદ્ધાઓનાં કપાયેલાં શરીરથી ભરાએલી પડી રહી છે. પુણ્ય પૂરું થવાથી જેમ પ્રાણીઓ સ્વર્ગમાંથી નીચે પડે છે તેમ આ જુદાજુદા દેશના રાજાઓ જમીન ઉપર પડ્યા છે. જેમ સિંહ હરણોના ટોળાને ગભરાવી દે છે તેમ આજે અર્જુને પોતાના શત્રુઓની સેનાને ખૂબ ગભરાટમાં નાખી દીધી છે. અર્જુન જરાક વારમાં ખૂબ જ યોદ્ધાઓનો નાશ કરી દે છે. એટલા માટે આ કૌરવ સેના ચારે બાજુએ વેરવિખેર થઈ ગઈ છે. આ જો, અર્જુન બધી સેનાને છોડીને તારી પાસે આવવાની ઉતાવળ કરે છે. ભીમસેનને પીડિત જોઈને તે ક્રોધમાં લાલચોળ થયો છે. તેથી આજે તારા સિવાય બીજા કોઈ સાથે તે યુદ્ધ નહી કરે. તેં જરાસંઘનો રથ તોડી નાખી તેમને ખૂબ ઘાયલ કરી નાખ્યા છે. શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો, સાત્યકિ, ઉત્તમૌજા, નકુળ તથા સહદેવને પણ તારાં ઘણાં બાણ વાગ્યાં છે. આ બધું જોઈ અર્જુન ખૂબ જ ક્રોધમાં ભરાઈ ગયો છે. તે બધા રાજાઓનો નાશ કરવા માટે એક તારા જ ઉપર ચઢી આવ્યો છે. કર્ણ! હવે તું પણ તેનો સામનો કરવા આગળ વધ, કેમ કે તારા સિવાય બીજો એક પણ ધનુર્ધર અર્જુનનો સામનો કરી શકે તેવો નથી. ફક્ત તું જ આજે શ્રીકૃષ્ણ અને અર્જુનને યુદ્ધમાં હરાવી શકે એમ છે. તારા ઉપર જ આ ભાર રહેલો છે. તેથી અર્જુનની સામે ધસ. તું ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય જેવો બળવાન છે. આ મહાસંગ્રામમાં આગળ વધતા અર્જુનને જલદી રોક. જો આ કૌરવસેનાના મહારથી તેના ભયથી નાસી રહ્યા છે. સૂતનન્દન! તારા સિવાય આ ભયને દૂર કરે તેવો બીજો કોઈ નથી. આ બધા કૌરવો તને ટાપુ જેવા રક્ષક માની તારી પાસે દોડી આવે છે. અને તારી પાસે રક્ષણની ઇચ્છાથી અહીં ઊભા રહ્યા છે.

કર્ણે કહ્યું—શલ્ય! હવે તમે ઠેકાણે આવ્યા છો અને મારી સાથે એકમત બન્યા છો. મહાબાહો! અર્જુનથી ન બીઓ. તમે આજે મારા આ હાથ અને વિદ્યાનું બળ જોશો. હું એકલો જ આ પાંડવોની મહાન સેના તથા શ્રીકૃષ્ણ અને અર્જુનનો વધ કરીશ. આ મેં તમને સાચું કહ્યું છે. આ બન્ને વીરોને આજે માર્યા વગર હું મારા પગ પાછા નહિ વાળું. આજે કાં તો હું તેમને મારીશ કે હું પોતે મરીશ. આ બેમાંથી એક કામ કર્યા વિના હું પાછો ફરીશ નહિ.

શલ્યે કહ્યું—કર્ણ! મહારથી લોકો એકલા અર્જુનને જ જીતવો પણ અશક્ય માને છે. આજે તો તે વળી શ્રીકૃષ્ણથી સુરક્ષિત છે. આવી દશામાં તેને જીતવાનું સાહસ કોણ કરી શકે?

કર્ણે કહ્યું—હું જાણું છું કે અર્જુન જેવો મહારથી આ દુનિયામાં કદી થયો નથી. તેના હાથમાં પ્રત્યંચાનાં ચિહ્નો છે. તેને કદી પરસેવો વળતો નથી તેમજ તે કદી કાંપતો પણ નહોતો. અર્જુનનું ધનુષ પણ ખૂબ મજબૂત છે. તે મોટો કાર્યકુશળ અને ચપળતાથી હાથ ચલાવનાર છે. પાંડુનન્દન અર્જુન સમાન બીજો કોઈ યોદ્ધો ક્યાંય નથી. તેનાં બાણ કદી નિશાન ચૂકતાં નથી. પછી તેના

જેવો યોદ્ધો આ પૃથ્વી ઉપર કોણ હોઈ શકે? અતિરથી વીર અર્જુને શ્રીકૃષ્ણની સહાયતાથી ખાંડવવનમાં અગ્નિદેવને સંતુષ્ટ કર્યા હતા. અને અગ્નિદેવે શ્રીકૃષ્ણને ચક્ર અને અર્જુનને ગાંડીવ ધનુષ, સફેદ ઘોડા જોડેલો રથ, કદી ખાલી ન થાય એવાં બાણ અને તરકસ તથા ઘણાં દિવ્ય અસ્ત્રવાળો બાણનો ભાથો આપ્યો. આ બધી વસ્તુઓ અગ્નિદેવે ભેટ આપી હતી અને અર્જુને ઇન્દ્રલોકમાં જઈને અસંખ્ય રાક્ષસોનો સંહાર કર્યો હતો. અને ત્યાં તેને દેવદત્ત શંખ પણ મળ્યો હતો. તેથી આ પૃથ્વીમાં તેનાથી મોટો યોદ્ધો કોણ હોય? જે મહાનુભાવે પોતાની સુંદર યુદ્ધકળાથી સાક્ષાત મહાદેવને પ્રસન્ન કર્યા હતા અને જેણે તેમની પાસેથી અત્યન્ત ભયંકર પાશુપતાસ્ત્ર નામનું મહાન અસ્ત્ર મેળવ્યું કે જે અસ્ત્ર ત્રિભુવનનો સંહાર કરવા પણ શક્તિમાન છે, જેને બધા લોકપાલોએ પોતાનાં જુદાંજુદાં અનેક દિવ્ય અસ્ત્રો આપ્યાં, જેણે વિરાટનગરમાં એકલાએ જ અનેક મહારથીઓને જીતીને બધું ગોધન હરી લીધું અને તેમનાં વસ્ત્ર પણ ઉતારી લીધાં, વળી જેની સાથે ભગવાન્ શ્રીકૃષ્ણ પણ હાજર છે એવા બધા ગુણ ધરાવતા અર્જુનને લડાઈ માટે લલકારવો એ ઘણું કઠણ કામ છે, એ વાતને હું સારી રીતે સમજું છું. તે સિવાય સમગ્ર સંસાર ભેગો મળી જેમના ગુણ દશહજાર વર્ષે પણ નથી ગણી શકતો, જે શંખ, ચક્ર અને તલવાર ધારણ કરેલા છે, તે અનન્તપરાક્રમી ભગવાન્ નારાયણ જ અર્જુનનું રક્ષણ કરે છે. શ્રીકૃષ્ણ અને અર્જુનને એક રથ ઉપર બેઠેલા જોઈ મને ભય લાગે છે, હું કંપી ઊઠું છું. અર્જુન બધા ધનુર્ધરોમાં શ્રેષ્ઠ છે, તથા ચક્રયુદ્ધમાં નારાયણસ્વરૂપ શ્રીકૃષ્ણનો મુકાબલો કરનાર પણ કોઈ નથી. આ બન્ને વીર આવા પરાક્રમી છે. હિમાલય પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય, પણ શ્રીકૃષ્ણ અને અર્જુન વિચલિત થતા નથી. આ બન્ને મહારથીઓ શૂરવીર અને અસ્ત્રવિદ્યામાં મહાન વિદ્વાન છે. બન્નેનાં અસ્ત્રશસ્ત્ર સુદૃઢ છે. શલ્ય! કહો તો ખરા કે આવા પરાક્રમી શ્રીકૃષ્ણ અને અર્જુનનો સામનો મારા સિવાય કોણ કરી શકે? આજે પહેલાં કદી થયું નહિ હોય તેવું ભયંકર યુદ્ધ થશે. કાં તો હું તે બન્નેને મારી નાખીશ કે કાં તો તેઓ મને મારી નાખશે.

આમ કહીને શત્રુઓનો નાશ કરનાર કર્ણે મેઘના જેવી ગર્જના કરી. પછી તે તમારા પુત્ર દુર્યોધન પાસે ગયો. દુર્યોધને તેને નમસ્કાર કર્યા અને તેને છાતીએ લગાડ્યો. ત્યારે કર્ણે કુરુરાજ દુર્યોધન, કૃપાચાર્ય, કૃતવર્મા, ભાઈઓ સહિત શકુનિ, અશ્વત્થામા, તથા પોતાના નાના ભાઈને તથા હાથીસવારોને, ઘોડેસવારોને તેમજ પાયદળ સૈનિકોને કહ્યું, રાજાઓ! તમે શ્રીકૃષ્ણ અને અર્જુન ઉપર હુમલો કરી તેમને બધી બાજુથી ઘેરી લો. અને ચારે બાજુએથી યુદ્ધ કરી સારી રીતે તેમને થકવી નાખો. તમારાથી જ્યારે તે ખૂબ ઘાયલ થશે ત્યારે હું તેમને સહેલાઈથી મારી નાખીશ.' 'બહુ સારું' કહીને અર્જુનને મારવાની ઇચ્છાથી તે બધા વીરો તેની ઉપર તૂટી પડ્યા, અને પોતાનાં બાણોથી પ્રહાર કરવા લાગ્યા.

તે મહારથીઓએ ચલાવેલાં બધાં બાણોને અર્જુને હસતાં હસતાં કાપી નાખ્યાં. અને તમારી સેનાને ભસ્મ કરતો આગળ વધવા લાગ્યો. આ જોઈ કૃપાચાર્ય, કૃતવર્મા, દુર્યોધન, તથા અશ્વત્થામા તેની તરફ દોડ્યા, અને તેની ઉપર બાણવર્ષા કરવા લાગ્યા. અર્જુને પોતાનાં સાયકોથી તેમનાં બાણોના ટુકડા કરી નાખ્યા, અને ખૂબ જોરથી તેણે દરેક મહારથીની છાતીમાં ત્રણ ત્રણ બાણ માર્યાં. ત્યારે અશ્વત્થામાએ દશ બાણોથી અર્જુનને તથા ત્રણથી શ્રીકૃષ્ણને અને ચારથી તેમના ઘોડાઓને ઘાયલ કર્યા. પછી અર્જુનની ધ્વજા ઉપર બેઠેલા વાનરને તેણે અનેક બાણ માર્યાં. આ જોઈ અર્જુને ત્રણ બાણોથી અશ્વત્થામાના ધનુષને, એકથી તેના સારથીના માથાને, ચાર સાયકોથી તેના ચાર ઘોડાઓને તથા ત્રણથી તેની ધ્વજાને કાપી રથની નીચે પાડી નાખી ત્યારપછી તેણે કૃપાચાર્યનું પણ બાણસહિત ધનુષ, કાપી ધ્વજા, પતાકા, ઘોડા તથા સારથીનો નાશ કર્યો. પછી તેમને પણ હજારો બાણોથી ઘાયલ કરી લીધા. ત્યારપછી અર્જુને ગર્જના કરતાં દુર્યોધનની ધ્વજા, અને ધનુષ કાપી નાખ્યાં. કૃતવર્માના ઘોડાઓને મારી નાખ્યા, તેના રથની ધ્વજા પણ ખંડિત કરી દીધી. પછી ખૂબ સ્ફૂર્તિથી તમારી સેનાના ઘોડા, સારથીઓ, તરકસો, ધ્વજાઓ, હાથીઓ અને રથોનો નાશ કર્યો. તે વખતે તમારી વિશાળ સેનામાં છિન્નભિન્ન થઈ જ્યાંત્યાં વિખેરાઈ ગઈ.

# અર્જુન અને ભીમસેનદ્વારા કૌરવવીરોનો સંહાર તથા કર્ણનું પરાક્રમ

સંજય કહે છે—મહારાજ ! બીજી તરફ કૌરવોના મહાન વીરોએ ભીમસેન તરફ ધસારો કર્યો હતો. કુન્તીનન્દન ભીમ કૌરવસમુદ્રમાં ડૂબવાની તૈયારીમાં હતો પણ એટલામાં અર્જુને આવી તેને બચાવી લીધો. તેણે સૂતપુત્ર કર્ણની સેનાને છોડી કૌરવો ઉપર હલ્લો કર્યો, અને શત્રુઓને મારવા લાગ્યો. અર્જુને છોડેલાં બાણ આકાશમાં ફેલાઈને જાળ જેવાં લાગતાં હતાં, જે આકાશમાં પક્ષીઓ ઉડતાં હતાં તે આકાશને અર્જુન બાણોથી વ્યાપ્ત કરી કૌરવોનો કાળ બની ગયો. તે ભલ્લો, ક્ષુરપ્રો, તથા ચમકતાં નારાચોથી શત્રુઓનાં અંગેઅંગ છેદી નાખતો હતો. કેટલાકનાં માથાં પણ બાણથી છેદાઈ નીચે પડતાં હતાં. રણભૂમિ મરી ગયેલા અને મરતા યોદ્ધાઓની લાશોથી ઢંકાઈ ગઈ. અર્જુનનાં બાણોથી છિન્નભિન્ન થયેલા રથ, હાથી અને ઘોડાઓથી ત્યાંની જમીન વૈતરણી નદી જેવી થઈ ગઈ હતી. તેને જોઈને ખૂબ ભય ઉત્પન્ન થતો હતો. તે વખતે ચારસો મહાવતોની સેના અર્જુન ઉપર ચડી આવી પરંતુ તેનાં બાણોથી તે નાશ પામી જેવી રીતે સમુદ્રમાં તોફાનથી વહાણ તૂટી જાય છે તેવી રીતે અર્જુનનાં સાયકોથી કૌરવસેના વેરવિખેર થઈ ગઈ. ગાંડીવ ધનુષથી છૂટેલાં બાણ વીજળીની પેઠે તમારી સેનાને બાળી નાખવા લાગ્યાં. જેવી રીતે બહુ મોટા જંગલમાં દવ લાગવાથી ગભરાઈને બધાં પ્રાણીઓ નાસે છે તેમ રણભૂમિમાંથી અર્જુનનાં બાણોથી ગભરાઈને કૌરવ સેના ચારેબાજુ નાઠી. જ્યારે બધા કૌરવો ભાગી ગયા ત્યારે અર્જુને ભીમસેન પાસે જઈને થોડીવાર આરામ લીધો. પછી ભીમસેનની સાથે કંઈક મન્ત્રણા કરી અને કહ્યું, 'રાજા યુધિષ્ઠિરના શરીરમાંથી બાણો કાઢી નાખવામાં આવ્યાં છે અને તેઓને ઠીક છે.' ત્યારપછી ભીમસેનની આજ્ઞા લઈને અર્જુન કર્ણની સેના તરફ ચાલ્યો. તે વખતે તમારા દશ વીરોએ તેને ઘેરી લીધો અને તેને બાણ મારવા લાગ્યા. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે રથ આગળ ચલાવી તેમને પોતાની જમણી બાજુ કરી દીધા. અર્જુનના રથને બીજી બાજુએ જતો જોઈ તેઓ તેના ઉપર તૂટી પડ્યા. ત્યારે તેણે તેમની ધજાઓ, ધનુષો અને બાણોને નાશ કર્યો અને અર્ધચન્દ્ર બાણોથી તરત કાપી નાખ્યાં. પછી બીજાં દશ ભલ્લથી દેહનાં માથાં કાપી નાખ્યાં. આમ અર્જુન તે દશ કૌરવોને મારીને આગળ વધ્યો.

તેને જતો જોઈ કૌરવ પક્ષના નેવું સંશપ્તક યોદ્ધાઓ યુદ્ધ માટે આગળ આવ્યા. 'જો અમે પાછા ફરીએ તો પરલોકમાં અમને ઉત્તમ ગતિ ન મળે' એવા સોગન લઈને તેમણે અર્જુનને ચારે બાજુએથી ઘેરી લીધો. ભગવાન શ્રીકૃષ્ણે તેમની પરવા કર્યા વિના પોતાના વિજળી માફક ચાલતા રથને કર્ણ તરફ હાંક્યો. આ જોઈ સંશપ્તકોએ તેમના ઉપર બાણની વૃષ્ટિ કરતાં પીછો પકડ્યો. ત્યારે અર્જુને તીક્ષ્ણ બાણોથી તેમના સારથી, ધનુષ, અને ધ્વજાનો નાશ કરીને તેમનો પણ તેણે નાશ કર્યો ! તેમના મર્યા બાદ ઘી કૌરવ મહારથીઓએ રથ, હાથી તથા ઘોડાઓની સેના લઈને અર્જુન ઉપર હલ્લો કર્યો, તે વખતે તેમના મનમાં જરાપણ ભય ન હતો. તેમણે સામે આવતાં જ શક્તિ, ઋષ્ટિ, તોમર, પ્રાસ, ગદા, તલવાર તથા બાણોથી અર્જુનને ઢાંકી દીધો. તેમની શસ્ત્રવર્ષા આકાશમાં ચારે બાજુ ફેલાઈ ગઈ. પરંતુ અર્જુને બાણ મારી તેનો તરત જ નાશ કર્યો. ત્યારપછી તમારા પુત્ર દુર્યોધનની આજ્ઞા લઈને



લઈને તેરસો ગાંડા હાથીઓ ઉપર બેઠેલા મ્લેચ્છ જાતિના યોદ્ધાઓ અર્જુનની બન્ને બાજુએ બાણ મારવા લાગ્યા. તેઓ કર્ણી, નાલીક, નારાચ, તોમર, પ્રાસ, શક્તિ, મુસળ અને ભિન્દિપાલોના મારથી અર્જુનને પીડા કરવા લાગ્યા. ત્યારે અર્જુને તીક્ષ્ણ ભલ્લો અને અર્ધચન્દ્રાકાર બાણોથી મ્લેચ્છોએ કરેલી શસ્ત્રવર્ષાને બંધ કરી દીધી, પછી જુદીજુદી જાતનાં બાણોથી હાથીઓને તેમના સવારો સહિત મારી નાખ્યા. હવે અધિકાંશ સેના નષ્ટ થઈ ગઈ, ત્યારે બચેલી સેના વ્યાકુળ થઈને નાસી ગઈ. તે વખતે ભીમસેન અર્જુન પાસે આવી પહોંચ્યો, અને મરણથી બચેલા ઘોડેસ્વારોનો નાશ કરવા લાગ્યો. તેણે ઘણા હાથીઓ અને પાયદળોને પણ પોતાની ગદાનો સ્વાદ ચખાડ્યો. તેના પ્રહારોથી યોદ્ધાઓનાં માથાં ફૂટી ગયાં. હાડકાં તૂટી ગયાં અને પગ ભાગી ગયા. તેઓ આર્તનાદ કરતા જમીન ઉપર પડયા. એ પ્રમાણે દશ હજાર પાયદળ સૈનિકોનો નાશ કરી દીધો. ત્યારપછી ભીમ હાથમાં ગદા લઈને જ્યાંત્યાં ફરવા લાગ્યો. મહારાજ! એ વખતે આપના સૈનિકોને એમ લાગ્યું કે સાક્ષાત યમરાજ અહીં આવી પહોંચ્યા છે. હવે ભીમે હાથીઓની સેનામાં પ્રવેશ કર્યો અને પોતાની ભારે ગદાથી એકએક ક્ષણમાં બધાનો નાશ કરવા લાગ્યો. ગજસેનાનો સંહાર કરી મહાબળવાન ભીમ ફરીથી પોતાના રથ ઉપર બેઠો અને અર્જુનની પાછળ પાછળ જવા લાગ્યો.

ત્યારપછી કૌરવોમાં ખૂબ જોરથી આર્તનાદ થવા લાગ્યો. હાથી, ઘોડા તથા પાયદળના પ્રાણ લેનાર અર્જુનનાં બાણોના ઘાથી બધા લોકો હાહાકાર મચાવી રહ્યા હતા. બધાની ઉપર અત્યંત ક્રોધ છવાઈ ગયો હતો. બધા એકબીજાની પાછળ છુપાતા હતા. આ પ્રમાણે આપની બધી સેના અલાતચક્રની માફક ઘૂમી રહી હતી. તે યુદ્ધમાં કોઈ પણ રથી, સવાર, ઘોડો, કે હાથી એવો ન હતો કે જે અર્જુનનાં બાણથી ઘાયલ ન થયો હોય. તેનું આ પરાક્રમ જોઈને બધા કૌરવોએ કર્ણના જીવવાની આશા છોડી દીધી. બધાએ ગાંડીવધારીના પ્રહારને પોતાની જાત માટે અસહ્ય માન્યો અને તેનાથી પરાસ્ત થઈને પાછા હટયા. સામકોથી વિંધાઈ જવાથી તેઓ કર્ણને એકલો જ છોડી નાસી ગયા. પરંતુ તેઓ સહાય માટે કર્ણને જ પોકારતા હતા.

મહારાજ! ત્યારપછી આપના પુત્રો નાસીને કર્ણ પાસે આવ્યા, તે વખતે તેઓ ખૂબ દુઃખી હતા. તે વખતે ફક્ત કર્ણ જ તેમનો આશરો હતો. કર્મ કરનારો જીવ મૃત્યુથી ડરી જેવી રીતે ધર્મનો આશ્રય લે છે તેમ આપના પુત્રો પણ અર્જુનથી ભયભીત થઈ કર્ણના શરણમાં ગયા. કર્ણે જાણ્યું કે તેઓ લોહીથી તરબોળ હતા, અને બાણોના મારથી વ્યાકુળ થયેલા હતા. ત્યારે તેણે તેમને કહ્યું, 'મારી પાસે આવી જાઓ, ડરો નહી.' તે વખતે કર્ણે અર્જુનના વધનો નિશ્ચય કર્યો. આ જોઈ પાંચાલ-રાજાઓની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ, તેઓ કર્ણ પર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. ત્યારે કર્ણે પણ હજારો બાણ મારી તેમનો નાશ કરી દીધો. હવે તે પાંચાલદેશના રાજકુમારોનો વધ કરવા લાગ્યો. તેણે 'અંજલિક' નામનું બાણ મારી જનમેજયના સારથીને મારી નાખ્યો અને ત્યારપછી તેના ઘોડાઓને પણ મારી નાખ્યા. પછી શતાનીક અને સુતસોમ પર ભલ્લોની વૃષ્ટિ કરી તે બન્નેનાં ધનુષ કાપી નાખ્યાં. ૭ બાણોથી ધૃષ્ટદ્યુમ્નને વિંધી નાખ્યો, તેના ઘોડા પણ મારી નાખ્યા. એ પ્રમાણે સાત્યકિના ઘોડાનો નાશ કરી સતપુત્રે કૈકયરાજકુમાર વિશોકનો પણ નાશ કરી દીધો. રાજકુમારના મર્યા જવાથી કૈકયસેનાપતિ ઉગ્રકર્માએ કર્ણ ઉપર હલ્લો કર્યો. તેણે પોતાનાં ભયંકર વેગવાન બાણોથી કર્ણના પુત્ર પ્રસેનને ઘાયલ કર્યો. ત્યારે કર્ણે ત્રણ અર્ધચન્દ્રાકાર બાણોથી ઉગ્રકર્માના બન્ને હાથ તથા માથું કાપી નાખ્યું. તે પ્રાણ વગરનો થઈને જમીન ઉપર જઈ પડયો. આ બાજુ જ્યારે કર્ણે સાત્યકિના ઘોડા મારી નાખ્યા ત્યારે તેના પુત્ર પ્રસેને તેજ કરેલાં સાયકોથી સાત્યકિને ઢાંકી દીધો. ત્યારપછી તે સાત્યકિના બાણોનું નિશાન બની માર્યો ગયો.

પુત્રના મૃત્યુથી કર્ણના હૃદયમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી. તેણે સાત્યકિ ઉપર એક શત્રુસંહારકારી બાણ છોડયું અને કહ્યું, 'શૈનેય! હવે તું મરી ગયો' પરન્તુ કર્ણના તે બાણને શિખંડીએ કાપી નાખ્યું, અને કર્ણને પણ ત્રણ બાણથી વિંધી નાખ્યો. ત્યારે કર્ણે બે ક્ષુરોથી શિખંડીની ધ્વજા તથા ધનુષ કાપી નાખ્યું અને ૭ બાણોથી તેને પણ વિંધી નાખ્યો. ત્યારપછી તેણે ધૃષ્ટદ્યુમ્નના પુત્રનું માથું કાપી નાખ્યું અને એક તીક્ષ્ણ બાણ મારી સુતસોમને પણ ઘાયલ કર્યો. પછી સૂતપુત્રે સોમકોનો સંહાર કરતાં ભયંકર લડાઈ કરી, તેણે ઘણા ઘોડા, રથ અને હાથીઓનો નાશ કરી બધી દિશાઓને બાણોથી ઢાંકી દીધી. ત્યારે ઉત્તમૌજા,

જનમેજય, યુધામન્યુ, તથા ધૃષ્ટદ્યુમ્ન ગર્જના કરતા ક્રોધમાં ભરાઈને કર્ણની સામે આવ્યા અને તેની ઉપર બાણવર્ષા કરવા લાગ્યા. આ પાંચેયે તેની ઉપર જોરદાર હુમલો કર્યો પરંતુ કર્ણે તેમનાં ધનુષ ધ્વજાઓ, ઘોડાઓ સારથી અને પતાકાઓને કાપી નાખીને પાંચ બાણોથી એ પાંચેયને વીંધી નાખ્યા. જે વખતે તે પાંચાલો ઉપર બાણ છોડી રહ્યો હતો તે વખતે તેના ધનુષનો ટંકાર સાંભળી એવું લાગતું હતું કે જાણે પૃથ્વી પર્વતો અને ઝાડ સહિત ફાટી જશે. તેણે શિખંડીને બાર, ઉત્તમૌજાને ૭, અને યુધામન્યુ, જનમેજય તથા ધૃષ્ટદ્યુમ્નને ત્રણ ત્રણ બાણ માર્યાં. આ પ્રમાણે સૂતપુત્ર કર્ણે તે પાંચે મહારથીઓને પરાસ્ત કરી નાખ્યા. તેઓ કર્ણરૂપી સમુદ્રમાં ડૂબતા હતા. પરંતુ દ્રૌપદીના પુત્રોએ ત્યાં જઈને તેમને રણસામગ્રીથી સજાવેલા રથોમાં બેસાડ્યા અને એ પ્રમાણે પોતાના મામાઓને બચાવ્યા.

ત્યારપછી સાત્યકિએ કર્ણનાં છોડેલાં ઘણાં બાણ કાપી નાખ્યાં પછી કર્ણને પણ ઘાયલ કર્યો અને આઠ બાણોથી આપના પુત્ર દુર્યોધનને પણ વીંધી નાખ્યો. ત્યારે કૃપાચાર્ય, કૃતવર્મા, દુર્યોધન તથ કર્ણ મળીને સાત્યકિ ઉપર તીક્ષ્ણ બાણ છોડવા લાગ્યા. જેવી રીતે ચાર દિક્પાલો સાથે એકલા હિરણ્યકશિપુનું યુદ્ધ થયું હતું એ પ્રમાણે આ ચારે વીરોનો યદુકુળભૂષણ સાત્યકિએ બરાબર સામનો કર્યો. એટલામાં ઉક્ત પાંચાલ મહારથીઓ કવચ પહેરી બીજા રથ ઉપર બેસી ત્યાં આવી પહોંચ્યા. તેઓ સાત્યકિનું રક્ષણ કરવા લાગ્યા. આ વખતે શત્રુઓનું આપના સૈનિકો સાથે ઘોર યુદ્ધ થયું કેટલાયે રથી, હાથીસ્વાર, ઘોડેસ્વાર અને પાયદળો જુદીજુદી જાતનાં અસ્ત્રશસ્ત્રો પહેરી જ્યાંત્યાં ભટકવા લાગ્યા. તેઓ એકબીજાના ધક્કાઓથી જ પડી જતા હતા અને આર્તસ્વરથી બૂમો પાડતા હતા અનેક સૈનિકો આ લડાઈમાં પ્રાણોથી હાથ ધોઈને રણભૂમિમાં સૂઈ રહ્યા હતા.

---

## ભીમદ્વારા દુઃશાસનનું રક્તપાન અને તેનો વધ, યુધામન્યુદ્વારા ચિત્રસેનનો વધ તથા ભીમના હર્ષોદ્ગાર

સંજય કહે છે—મહારાજ! જ્યારે તે ભયંકર લડાઈ ચાલતી હતી તે વખતે રાજા દુર્યોધનનો નાનો ભાઈ અને આપનો પુત્ર દુઃશાસન નિર્ભય થઈ બાણોની વર્ષા કરતો ભીમસેન ઉપર ચઢી આવ્યો. તેને જોતાં જ ભીમસેન દોડ્યો અને જે પ્રમાણે મૃગ ઉપર સિંહ આક્રમણ કરે છે તેમ તે તેની નજીક જઈ પહોંચ્યો પછી તો શમ્બરાસુર અને ઇન્દ્રની માફક ક્રોધમાં ભરાયેલા તે બન્ને વીરો વચ્ચે મહાભયંકર યુદ્ધ થવા લાગ્યું. બન્ને જણ પ્રાણોની પરવા કર્યા વિના લડવા લાગ્યા. ભીમસેને બે છુરાથી આપના પુત્રનું ધનુષ અને ધ્વજા કાપી નાખ્યાં. એક બાણથી તેના કપાળમાં ઘા કર્યો. અને બીજાથી તેના સારથીને પણ મારી નાખ્યો. ત્યારે દુઃશાસને પણ બીજું ધનુષ લઈને બાર બાણોથી ભીમસેનને વિંધી નાખ્યો અને પોતે જ ઘોડાઓને કાબુમાં રાખતાં તેણે ફરીથી બાણોની ઝડી વરસાવી. ત્યારપછી દુઃશાસને ભીમસેન ઉપર એક ભયંકર બાણ ચલાવ્યું. તે બાણ તેનાં અંગ છેદી નાખવા સમર્થ અને વજ્ર સમાન અસહ્ય હતું. તેનાથી ભીમસેનનું શરીર છેદાઈ ગયું. તે મૂર્છિત થઈ ગયો. પછી થોડી જ વારમાં જ્યારે હોશમાં આવ્યો ત્યારે તે ફરીથી સિંહની તદ્રૂપ ત્રાડ પાડવા લાગ્યો.

તે વખતે તુમુલ યુદ્ધ કરતાં દુઃશાસનને એવું પરા-



કેમ કહ્યું કે જે બીજો કોઈ ન કરી શકે. તેણે એક બાણથી ભીમસેનનું ધનુષ કાપી નાખીને સાત બાણોથી તેના સારથીને પણ વિંધી નાખ્યો. ત્યારપછી તીક્ષ્ણતીક્ષ્ણ બાણોથી તે ભીમસેનને પણ વિંધવા લાગ્યો. ત્યારે ભીમસેને ક્રોધમાં ભરાઈને આપના પુત્ર ઉપર એક ભયંકર શક્તિ ચલાવી. તેને એકદમ પોતાના ઉપર આવતી જોઈ આપના પુત્રે દસ બાણોથી તેને કાપી નાખી. તેના આ કામથી આપના સૈનિકો આશ્ચર્ય પામ્યા અને હર્ષમાં ભરાઈ તેની પ્રશંસા કરવા લાગ્યા. પરંતુ ભીમસેનનો ક્રોધ ખૂબ વધી ગયો. તે તેની તરફ રોષે ભરાયેલી દૃષ્ટિથી જોઈને કહેવા લાગ્યો, 'વીર દુઃશાસન! આજે તેં મને ખૂબ ઘાયલ કર્યો, પણ હવે તું પણ મારી ગદાનો સ્વાદ ચાખ!' એમ કહી તેણે દુઃશાસનનો વધ કરવા પોતાની ભયંકર ગદા હાથમાં લીધી અને પછી કહ્યું, 'દુરાત્મન્! આજે આ સંગ્રામમાં હું તારું રક્તપાન કરીશ.'

ભીમ આ પ્રમાણે કહેતો હતો એટલામાં દુઃશાસને તેના ઉપર એક શક્તિ ચલાવી. અહીંથી ભીમે પણ પોતાની ભયંકર ગદા ઘુમાવીને ફેંકી તે દુઃશાસનની છોડેલી શક્તિના ટુકડા કરતી તેના કપાળમાં જઈને વાગી. ગદા વાગવાથી દુઃશાસનનો રથ દસ હાથ દૂર ખસી ગયો. તેના શરીર ઉપર પણ તે ગદાની ચોટ લાગી આથી તેનું કવચ તૂટી ગયું. આભૂષણ અને હાર વીખરાઈ ગયા, કપડાં ફાટી ગયાં, તથા તે અત્યંત વેદનાથી વ્યાકુળ થવા લાગ્યો અને કાંપતોકાંપતો જમીન ઉપર પડ્યો. એટલું જ નહિ, વળી તે ગદાના પ્રહારથી દુઃશાસનના ઘોડા માર્યા ગયા અને રથની ધ્વજા પણ તૂટી ગઈ. દુઃશાસનની આ દશા જોઈ પાંડવ અને પાંચાલ યોદ્ધાઓ પ્રસન્ન થઈ સિંહનાદ કરવા લાગ્યા.

આ પ્રમાણે આપના પુત્રને નીચે પાડી ભીમસેન હર્ષમાં ભરાઈ ગયો અને બધી દિશાઓને ગજાવતો તે ગર્જના કરવા લાગ્યો. આ ભયંકર અવાજ સાંભળી પાસે ઊભા રહેલા યોદ્ધાઓ મૂર્છાવશ થઈ જમીન ઉપર પડ્યા. તે વખતે ભીમસેનને પાછળની વાતો યાદ આવી: 'દેવી દ્રૌપદી રજસ્વલા હતી, તેણે કોઈ અપરાધ કર્યો ન હતો, છતાં પણ તેના વાળ તેણે ખેંચ્યા અને ભરીસભામાં તેનાં વસ્ત્ર ખેંચવા લાગ્યો' તેની સાથે જ તેને કૌરવોએ દીધેલાં ઘણાં દુઃખોનું સ્મરણ થતાં તે ક્રોધથી પ્રજ્વલિત થઈ ગયો તથા ત્યાં ઊભા રહેલા કર્ણ, દુર્યોધન, કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્માને કહેવા લાગ્યો:

'પેલો આ! હું દુઃશાસનને હમણાં જ મારી નાખું છું. તમે બધા મળી તેને બચાવી શકતા હોવ તો બચાવો.'

આમ કહી ભીમસેન રથ ઉપરથી કૂદી પડ્યો અને દુઃશાસનને મારવાની ઈચ્છાથી દોડતો તેની પાસે જઈ પહોંચ્યો. પછી સિંહ જેમ મોટા હાથીને પકડે છે તેમ તેણે કર્યું અને દુર્યોધનની સામે જ દુઃશાસનને પકડી લીધો. ત્યારપછી તેની સામે આંખો કરી ભીમે તલવાર લીધી અને એક પગથી તેનું ગળું દબાવ્યું. તે વખતે દુઃશાસન થરથર કાંપી રહ્યો હતો. દુઃશાસનની સામે જોઈને ભીમસેન બોલ્યો, 'દુઃશાસન! યાદ છે ને, તે દિવસે તેં, કર્ણે અને દુર્યોધને મને 'બળદ' કહ્યો હતો. દુરાત્મન્! રાજસૂય યજ્ઞમાં અવભૃથસ્નાનથી પવિત્ર થયેલી મહારાણી દ્રૌપદીના વાળ તેં કયા હાથે ખેંચ્યા હતા! બતાવ, આજે ભીમસેન તેનો જવાબ આપે છે.' ભીમનાં આ ભયંકર વચન સાંભળી દુઃશાસને તેની તરફ જોયું. તે વખતે તેનો દેખાવ ભયંકર થઈ ગયો હતો. તે ક્રોધથી તપી ઊઠીને ખૂબ આવેશથી બોલ્યો, 'આ છે તે હાથ, જે હાથીની સૂંઢ જેવો બળવાન છે, જેનાથી મેં હજારો ગાયોનું દાન તથા કેટલાયે ક્ષત્રિય વીરોનો સંહાર કર્યો છે. ભીમસેન! જે વખતે મુખ્યમુખ્ય કૌરવો, બીજા સભાસદો તથા તમે બધા બેઠા હતા તે વખતે મેં આ જ જમણા હાથથી દ્રૌપદીના વાળ ખેંચ્યા હતા.'



દુઃશાસનની આ ગર્વભરી વાત સાંભળી ભીમસેન તેની છાતી ઉપર ચઢી બેઠો અને પોતાના બન્ને હાથોથી તેનો ડાબો હાથ પકડી જોરથી મચડવા લાગ્યો. પછી બધા યોદ્ધાઓને સંભળાવતા તે બોલ્યો, 'હું દુઃશાસનનો હાથ ઉખેડી નાખું છું. હવે તે મરણ જ પડ્યો છે. જેનામાં તાકાત હોય તે આવી તેને મારા હાથથી બચાવે.' આ પ્રમાણે બોલી મહાબલી ભીમસેને તેનો ડાબો હાથ ઉખેડી નાખ્યો. દુઃશાસનનો તે હાથ વજ્ર જેવો કઠણ હતો. ભીમસેન તેનાથી જ તેને બધા યોદ્ધાઓના દેખતાં મારવા લાગ્યો. ત્યારપછી દુઃશાસનની છાતી ચીરીને તે તેનું ગરમગરમ રક્ત પીવા લાગ્યો. પછી તેણે તલવાર લીધી અને તેનું માથું ધડથી જુદું કરી નાખ્યું. એ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી તેણે દુઃશાસનનું ગરમ-ગરમ લોહી પીધું. તે તેનું લોહી ચાખીને કહેવા




લાગ્યો, 'મેં માતાના દૂધનો, દહીં અને ઘીનો તથા દિવ્ય રસનો સ્વાદ ચાખ્યો છે. તે સિવાય પણ સંસારમાં ઘણા અમૃત જેવા સ્વાદિષ્ટ દિવ્ય રસો હોય છે પરંતુ મારા શત્રુના આ રક્તનો સ્વાદ તો તે બધા સ્વાદ કરતાં વિલક્ષણ છે. આમાં તે બધા કરતાં વધારે સારો સ્વાદ છે.'

એમ કહીને તે વારંવાર તેનું લોહી પીને ખૂબ હર્ષમાં આવી કૂદવા લાગ્યો. તે વખતે જેમણે તેની તરફ જોયું તે બધા મૂર્છા ખાઈ જમીન ઉપર પડી ગયા. જેઓ ગભરાયા નહીં તેમના હાથમાંથી હથિયારો નીચે પડી ગયાં. કેટલાકે પોતાની આંખો બંધ કરી દીધી. રક્તપાન વખતે તેનું રૂપ ખૂબ ભયંકર દેખાતું




હતું. તે વખતે બધા યોદ્ધાઓ ભયભીત થઈને 'અરે! આ મનુષ્ય નથી રાક્ષસ છે' એમ કહીને નાસવા લાગ્યા. ચિત્રસેનને નાસતો જોઈ યુધામન્યુએ પોતાની સેના સાથે તેનો પીછો પકડ્યો અને તેજ કરેલાં સાત બાણોથી તેને વીંધી નાખ્યો. ચિત્રસેને પણ યુધામન્યુને ત્રણ અને તેના સારથીને છ બાણ મારી વીંધી નાખ્યો. ત્યારે યુધામન્યુએ ધનુષને કાન સુધી ખેંચી એક તીક્ષ્ણ બાણ માર્યું અને ચિત્રસેનનું માથું ધડથી જુદું કરી દીધું. પોતાના ભાઈના મરણથી કર્ણ ખૂબ ક્રોધે ભરાઈ ગયો અને પોતાનું પરાક્રમ બતાવતો પાંડવ સેનાને ભગાડવા લાગ્યો. તે વખતે અત્યંત તેજસ્વી નકુલે આગળ આવી તેનો સામનો કર્યો.

આ બાજુ ભીમસેન દુઃશાસનના લોહીને ખોબામાં ભરી જોરથી ગર્જના કરી બધા વીરોને કહેવા લાગ્યો, 'નીચ દુઃશાસન! આ જો હું તારા ગળાનું લોહી પીઉં છું. હવે ફરીથી આનંદમાં આવી તું મને 'બળદ, બળદ' કહીને પોકાર તો ખરો. તે દિવસે કૌરવસભામાં જે મને 'બળદ-બળદ' કહી આનંદથી નાચતા હતા તે

બધાને આજે વારંવાર 'બળદ' બનાવતો હું પોતે જ નાચું છું. મને ઝેર ખવડાવીને નદીમાં નાખી દીધો હતો અને ત્યાં કાળા સાપ મને કરડ્યા. પછી અમોને લાક્ષાગૃહમાં બાળવાનું કાવત્રું થયું અને જુગારમાં આખું રાજ્ય છીનવી લઈ અમોને જંગલમાં મોકલ્યા. સૌથી વધારે દુઃખ તો એનું થાય છે કે ભરી સભામાં દ્રૌપદીના વાળ ખેંચાયા. યુદ્ધમાં અમારે દુઃખદાયક બાણોનો માર ખાવો પડે છે અને ઘરમાં પણ કદી સુખ મળતું નથી. રાજા વિરાટના નગરમાં જે ક્લેશ ભોગવવો પડ્યો તે તો જુદો જ છે. શકુનિ, દુર્યોધન અને કર્ણથી અમારે જે જે કષ્ટ સહન કરવું પડ્યું એ બધાનું મૂળ કારણ તું હતો.'

એમ કહીને અત્યન્ત ક્રોધમાં ભરાયેલો ભીમસેન અર્જુન અને શ્રીકૃષ્ણ પાસે ગયો, તે વખતે તેનું શરીર લોહીથી તરબોળ હતું. તે હસતાંહસતાં બોલ્યો, 'વીરો! મેં યુદ્ધમાં દુઃશાસન માટે જે પ્રતિજ્ઞા કરી હતી તેને આજે પૂરી કરી દીધી. હવે આ રણયજ્ઞમાં દુર્યોધનરૂપી યજ્ઞપશુનો વધ કરીને બીજી આહુતિ આપીશ અને આ કૌરવોની આંખો સામે જ્યારે તે દુરાત્માના માથાને લાત મારીશ અને તેને કચડી નાખીશ ત્યારે મને શાંતિ મળશે' એમ કહીને તે ગર્જના કરવા લાગ્યો.




## ધૃતરાષ્ટ્રના દશ પુત્રોનો વધ, કર્ણને ભય અને શલ્યનું તેને સમજાવવું, અર્જુનદ્વારા વૃષસેનનો વધ તથા કર્ણ વિષે શ્રીકૃષ્ણ અને અર્જુનની વાતચીત

સંજય કહે છે—મહારાજ! દુઃશાસનના મૃત્યુથી તમારા પુત્ર નિષંગી, કવચી, પાશી, દંડધાર, ધનુર્ધર, અલોલુપ, સહ, ષંઢ, વાતવેગ અને સુવર્ચા—આ દશ મહારથીઓ એકીસાથે ભીમસેન ઉપર તૂટી પડ્યા અને તેને બાણોથી ઢાંકી દેવા લાગ્યા. તેમને પોતાના ભાઈના મૃત્યુથી ખૂબ દુઃખ થયું હતું, એટલા માટે તેઓએ બાણો મારી ભીમસેનને આગળ વધતો રોકી દીધો. આ મહારથીઓને ચારે બાજુથી બાણ ચલાવતા જોઈ તે ક્રોધથી સળગી ઊઠ્યો. તેની આંખો લાલ થઈ ગઈ અને તે ક્રોધમાં ભરાયેલા કાળ જેવો દેખાવા લાગ્યો. તેણે ભલ્લ નામનાં દશ બાણ મારી આપના તે દશે પુત્રોને મારી નાખ્યા.

તેમના મૃત્યુથી કૌરવોની સેના ભીમના ડરથી નાસવા લાગી. કર્ણ તેને જોતો જ રહી ગયો. મહારાજ! પ્રજાનો નાશ કરનાર યમરાજ જેવા ભીમના તે પરાક્રમને જોઈ કર્ણને ખૂબ ભય લાગ્યો. રાજા શલ્ય તેનો દેખાવ જોઈ તેના મનનો ભાવ સમજી ગયો. તેણે કર્ણને આ સમયને યોગ્ય વાત કહી: 'રાધાનન્દન! ભય ન ધરો. તમારા જેવા વીરને આ શોભતું નથી. આ રાજાલોકો ભીમના ભયથી ગભરાઈને નાસી જાય છે. દુર્યોધન પણ ભાઈઓના મૃત્યુથી દુઃખી થઈને કર્તવ્યવિમૂઢ થઈ ગયો છે. ભીમસેન જ્યારે દુઃશાસનનું લોહી પીતો હતો ત્યારથી કૃપાચાર્ય વિગેરે વીરો તથા મરણથી બચેલા કૌરવો દુર્યોધનને ચારે બાજુથી ઘેરીને ઉભેલા છે. તેઓ બધા શોકથી વ્યાકુળ છે. બધાનું ચેતન લુપ્ત થઈ ગયું છે. એવી દશામાં તમે પુરુષાર્થનો ભરોસો રાખો અને ક્ષાત્રિયધર્મને સામે રાખી અર્જુનનો સામનો કરો. દુર્યોધને બધો ભાર તમારા ઉપર જ રાખ્યો છે. તમે તમારા બળ અને શક્તિ પ્રમાણે તે ભાર ઉઠાવો. જો વિજય થશે તો ખૂબ કીર્તિ મળશે અને પરાજય થશે તો અક્ષય સ્વર્ગની પ્રાપ્તિ નક્કી જ છે.'

શલ્યની વાત સાંભળી કર્ણે પોતાના હૃદયમાં યુદ્ધ માટે ક્રોધ અને રોષ ઉત્પન્ન કર્યો. આ બાજુ મહાન વીર નકુળે વૃષસેન ઉપર ચઢાઈ કરી અને રોષમાં ભરાઈને પોતાના શત્રુઓને બાણોથી પીડિત કરવાનું શરૂ કર્યું. તેણે વૃષસેનનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે કર્ણના પુત્રે બીજું ધનુષ લઈ નકુળને ઘાયલ કર્યો. તે અસ્ત્ર-વિદ્યાનો જાણકાર હતો. તેથી માદ્રીકુમાર ઉપર દિવ્ય અસ્ત્રોની વર્ષા કરવા લાગ્યો. તેણે ઉત્તમ અસ્ત્રપ્રહારથી નકુળના સફેદ રંગના ચારે ઘોડાને મારી નાખ્યા. ઘોડા મરી જવાથી નકુળ હાથમાં ઢાલ અને તલવાર લઈને રથમાંથી કૂદી પડ્યો અને કૂદતો કૂદતો રણભૂમિમાં ફરવા લાગ્યો. તેણે મોટામોટા રથીઓ, ઘોડેસ્વારો અને હાથીસ્વારોને તલવારથી મારી નાખ્યા અને તેણે એકલાએ જ બે હજાર યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો. પછી વૃષસેનને પણ ઘાયલ કર્યો અને કેટલાયે પાયદળ, ઘોડા તથા હાથીઓને મારી નાખ્યા.

ત્યારે કર્ણના પુત્રે નકુળને અઢાર બાણોથી વિંધી નાખ્યો. તેણે નકુળ ઉપર તીક્ષ્ણ સાયકોની ઝડી લગાવી. નકુળ તે ઝડીને વીખેરી નાખતો અને યુદ્ધમાં અનેક જાતની ચતુરાઈ બતાવતો યુદ્ધભૂમિમાં ફરવા લાગ્યો. એટલામાં જ વૃષસેને નકુળની ઢાલના ટુકડા કરી નાખ્યા. ઢાલ તૂટી જવાથી તેણે તલવાર ચલાવવા માંડી પરંતુ કર્ણના પુત્રે છ બાણથી તે તલવારના પણ ટુકડા કરી નાખ્યા. પછી તેજ કરેલાં સાયકોથી તેણે નકુળની છાતીમાં ઊંડા ઘા કર્યા. આથી નકુળને ખૂબ દુઃખ થયું અને તરત જ તે છલંગ મારી ભીમસેનના રથ ઉપર ચઢી ગયો. હવે એક જ રથ ઉપર બેઠેલા તે બન્ને મહારથીઓને વિંધવા વૃષસેન બાણવૃષ્ટિ કરવા લાગ્યો. તે વખતે ત્યાં બીજા પણ કૌરવ યોદ્ધાઓ આવી પહોંચ્યા અને આ બન્ને ભાઈઓ ઉપર બાણ વરસાવવા લાગ્યા.

તે વખતે નકુળ વૃષસેનનાં બાણોથી પીડિત છે, તેની તલવાર તથા ધનુષ કપાઈ ગયાં છે અને અને તે રથ વગરનો થયેલો છે એમ માની દ્રૌપદીના પાંચે પુત્રો, સાત્યકિ તથા દ્રુપદના પાંચ પુત્રો ગર્જના કરતા આવી પહોંચ્યા અને પોતાનાં બાણોથી તમારી સેનાના રથ, હાથીઓ તેમજ ઘોડાનો સંહાર કરવા લાગ્યા. આ જોઈ તમારા મુખ્યમુખ્ય મહારથીઓ કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા, દુર્યોધન, ઉલૂક, વૃક, ક્રાથ અને દેવાવૃધ વગેરેએ બાણ મારીને શત્રુઓના તે અગિયારે મહારથીઓને આગળ વધતા રોકી દીધા.

ત્યારે મેઘસમાન કાળા અને પર્વતોનાં શિખરો જેવાં ઊંચા તેમજ ભયંકર વેગવાળા હાથીઓ સહિત કુલિન્દોની સેનાએ આપના મહારથીઓ ઉપર હુમલો કર્યો. કુલિન્દરાજના પુત્રે લોઢાનાં દશ બાણ મારીને સારથી અને ઘોડાઓ સહિત કૃપાચાર્યને ખૂબ ઘાયલ કર્યા. પરંતુ છેવટે કૃપાચાર્યે છોડેલાં બાણો લાગતાં તે હાથી સહિત જમીન પર પડ્યો અને મરી ગયો. કુલિન્દરાજકુમારનો નાનો ભાઈ ગાન્ધારરાજ શકુનિ સાથે લડતો હતો, તે સૂર્યનાં કિરણો જેવાં ચમકતાં તોમરોથી ગાંધારરાજના રથની ધ્વજા કાપીને ખૂબ જોરથી ગર્જના કરવા લાગ્યો. એટલામાં જ શકુનિએ તેનું માથું કાપી નાખ્યું. કુલિન્દરાજકુમારના બીજા નાના ભાઈએ દુર્યોધનની છાતીમાં ખૂબ બાણ માર્યાં ત્યારે દુર્યોધને તેને તીક્ષ્ણ બાણોથી વિંધીને તેના હાથીને પણ કાપી નાખ્યો. હાથી પોતાના શરીરમાંથી લોહી વહાવતો જમીન ઉપર પડ્યો. હવે કુલિન્દકુમાર બીજો હાથી લાવ્યો. તેણે સારથી અને ઘોડા સહિત ક્રાથના રથને કચડી નાખ્યો. પરંતુ થોડી જ વારમાં ક્રાથનાં બાણોથી વિદીર્ણ થઈને તે હાથી સહિત ધરાશાયી થયો.

ત્યારપછી હાથી પર જ બેઠેલા એક પર્વતીય રાજાએ ક્રાથ ઉપર આક્રમણ કર્યું. તેણે પોતાનાં બાણો દ્વારા ક્રાથના ઘોડા, સારથી, ધ્વજા તથા ધનુષને કાપી નાખ્યાં, અને તેને પોતાને પણ મારી નાખ્યો. ત્યારે વૃકે તે પહાડી રાજાને બાર બાણ મારી ખૂબ ઘાયલ કર્યો. બાણોના મારથી તેનો વિશાળ હાથી વૃક તરફ દોડ્યો અને ચારે પગથી રથ અને ઘોડાઓ સહિત વૃકને કચરી નાખ્યો. છેવટે દેવાવૃદ્ધ-કુમારનાં બાણોથી પીડાઈને રાજા સહિત તે હાથી પણ માર્યો ગયો. આ બાજુ દેવાવૃધકુમાર પણ સહદેવના પુત્રનાં બાણથી પીડિત થઈને માર્યો ગયો. ત્યારપછી બીજો કુલિન્દ યોદ્ધો હાથી ઉપર સવાર થઈ શકુનિને મારવા આગળ આવ્યો અને તેને બાણોથી પીડિત કરવા લાગ્યો. આ જોઈ ગાન્ધારરાજે તેનું માથું કાપી નાખ્યું. બીજી બાજુ નકુળનો પુત્ર શતાનીક તમારી સેનાના મોટા મોટા હાથીઓ, ઘોડા, રથ અને પાયદળનો સંહાર કરવા લાગ્યો. તે વખતે કલિંગરાજના એક પુત્રે તેનો સામનો કર્યો. તેણે હસતાં હસતાં ઘણાં તીક્ષ્ણ

બાણ મારી શતાનીકને ઘાયલ કર્યો. ત્યારે શતાનીકે ક્રોધમાં ભરાઇ ક્ષુર કાર બાણથી કલિંગરાજકુમારનું માથું કાપી નાખ્યું.

આ જ વખતે કર્ણકુમાર વૃષસેને શતાનીક ઉપર આક્રમણ કર્યું. તેણે નકુળપુત્રને ત્રણ બાણોથી ઘાયલ કરી અર્જુનને ત્રણ, ભીમસેનને ત્રણ, નકુળને સાત અને શ્રીકૃષ્ણને બાર બાણથી વિંધી નાખ્યા. તેનું આ પરાક્રમ જોઇ બધા કૌરવો હર્ષમાં ભરાઇને તેની પ્રશંસા કરવા લાગ્યા. અર્જુને જોયું કે કર્ણપુત્ર દ્વારા નકુળના ઘોડા માર્યા ગયા છે અને શ્રીકૃષ્ણ પણ તેના દ્વારા ખૂબ ઘાયલ થયા છે ત્યારે તે કર્ણની સામે ઊભા રહેલા તેના પુત્ર તરફ દોડયો. તેને તે પોતાના ઉપર આક્રમણ કરતો જોઇ વૃષસેને અર્જુનને એક બાણથી ઘાયલ કર્યો અને જોરથી ગર્જના કરી. પછી તેના ડાબા હાથમાં તેણે કેટલાયે ભયંકર બાણ માર્યાં. એટલું જ નહિ પરન્તુ તેણે ફરીથી શ્રીકૃષ્ણને નવ તથા અર્જુનને દશ બાણોથી વિંધી નાખ્યા.

હવે અર્જુનને અત્યંત ક્રોધ ચડયો અને તેણે તેને મારવાનો નિશ્ચય કર્યો. ક્રોધ વધતાં તેની આંખો લાલ થઇ ગઇ. તે વખતે હસતાં હસતાં તે કર્ણ, દુર્યોધન અને અશ્વત્થામા વગેરેને કહેવા લાગ્યો, 'કર્ણ! મારો પુત્ર અભિમન્યુ એકલો હતો, હું તેની સાથે ન હતો, તેથી દગાથી તમે બધાએ ભેગા થઇ તેને માર્યો. આ કામને બધા લોકો ખરાબ માને છે. પરન્તુ આજે હું તારી સામે જ તારા પુત્ર વૃષસેનનો વધ કરીશ. રથીઓ! તમે બધા મળી તેને બચાવી શકો તો બચાવો. કર્ણ! વૃષસેનનો વધ કરીને હું તને મારી નાખીશ. બધા ઝઘડાનું મૂળ તું જ છે. દુર્યોધનનો આશ્રય મળવાથી તું ખૂબ અભિમાની થઇ ગયો છે, એટલા માટે આજે હું બળાત્કારે તારો વધ કરીશ. દુર્યોધનનો વધ ભીમસેન કરશે.'

એમ કહીને અર્જુને ધનુષનો ટંકાર કર્યો અને વૃષસેન પર નિશાન સાધ્યું. પછી તુરત જ તેનો વધ કરવા દશ બાણ છોડયાં, આ બધાં બાણ તેનાં મર્મસ્થાનોમાં વાગ્યાં. ત્યારપછી તેણે વૃષસેનનું ધનુષ અને બન્ને હાથ કાપી નાખ્યા પછી ચાર ક્ષુરોથી તેનું માથું કાપી નાખ્યું. માથું અને હાથ કપાઇ જવાથી તે રથમાંથી નીચે પડી ગયો. પુત્રના વધથી કર્ણને ખૂબ દુઃખ થયું. તે રોષમાં આવી તુરત જ શ્રીકૃષ્ણ અને અર્જુન તરફ દોડયો.



મહારાજ! તે વખતે કર્ણને આવતો જોઇ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, 'ધનંજય! આજે તારે જેની સાથે લડવાનું છે તે મહારથી કર્ણ આવી ગયો છે, હવે તૈયાર થા. જો, આ તેનો રથ, તેને સફેદ ઘોડા જોડેલા છે. રથીના સ્થાન ઉપર કર્ણ બેઠેલો છે. રથ ઉપર જાતજાતની ધ્વજાઓ ફરકે છે. તે ધ્વજામાં નાની નાની ઘંટડીઓ શોભી રહી છે. જરા તેની ધ્વજા તો જો, તેમાં સર્પનું ચિહ્ન છે. કર્ણ બાણ છોડતો આગળ વધી રહ્યો છે. તેને જોઇને આ પાંચાલ મહારથીઓ ભયથી તેમની સેના સાથે નાસી જાય છે. એટલા માટે, કુન્તીનન્દન! તારે તારું બધું બળ લગાડી તેનો વધ કરવો જોઇએ. રણમાં તું દેવતા, અસુર, ગંધર્વ તથા સ્થાવર જંગમરૂપ ત્રણે લોકોને જીતી શકનાર છે તે હું જાણું છું. જેની મૂર્તિ ખૂબ મોટી અને ભયંકર છે, જેને ત્રણ આંખો છે, જેઓના માથા ઉપર મોટી જટા છે. તે મહાદેવને બીજા લોકો જોઇ પણ શકતા નથી પછી તેમની સાથે યુદ્ધ કરવાની તો વાત જ શી? પરંતુ તેં બધા જીવોનું કલ્યાણ કરનાર તે ભગવાન શંકરની યુદ્ધદ્વારા આરાધના કરી છે, દેવતાઓએ પણ તને વરદાન આપ્યાં છે. એટલા માટે તું ત્રિશૂલધારી દેવદેવ ભગવાન શંકરની કૃપાથી જેમ ઇન્દ્રે નમુચિનો વધ કર્યો હતો તેમ કર્ણનો વધ કર. હું આશીર્વાદ આપું છું કે યુદ્ધમાં તારો વિજય થાઓ.'

અર્જુન બોલ્યો-મધુસૂદન! સંપૂર્ણ લોકોના ગુરુ આપ મારા ઉપર પ્રસન્ન છો તેથી મારો વિજય નક્કી છે. તેમાં જરા પણ સંદેહ નથી. હૃષીકેશ! ઘોડાઓને હાંકી રથને કર્ણ પાસે લઇ જાઓ. હવે અર્જુન કર્ણને માર્યા વગર પાછો ફરશે નહિ. આજે આપ મારાં બાણોથી કર્ણને ટુકડે ટુકડા થયેલ જોશો અથવા મને જ કર્ણના બાણથી માર્યો ગએલો જોશો. આજે ત્રણે લોકોને મોહિત કરનાર આ ભયંકર યુદ્ધ થશે. જ્યાંસુધી પૃથ્વી રહેશે ત્યાંસુધી સંસારનાં માણસો તેને સંભારશે.


૭૨૬

ભગવાન શ્રીકૃષ્ણને એમ કહી અર્જુન જલદી આગળ વધ્યો. તે વારંવાર કહેવા લાગ્યો, 'હૃષીકેશ! ઘોડાઓને જલદી ચલાવો. કર્ણ સાથે લડવાનો વખત વીતી જાય છે,' અર્જુનના આ પ્રમાણે કહેવાથી ભગવાને વિજયનું વરદાન આપી તેનો સત્કાર કર્યો અને ઘોડાઓને હાંક્યા. એક જ ક્ષણમાં અર્જુનનો રથ કર્ણની સામે જઇને ઊભો રહ્યો.

## ઇન્દ્ર વગેરે દેવતાઓની પ્રાર્થનાથી બ્રહ્મા અને શિવનું અર્જુનનો વિજય જાહેર કરવું તથા કર્ણનો શલ્ય સાથે અને અર્જુનનો શ્રીકૃષ્ણ સાથે વાર્તાલાપ

સંજય કહે છે—મહારાજ! અહિં જ્યારે કર્ણે જોયું કે વૃષસેન માર્યો ગયો, ત્યારે તેને ખૂબ દુઃખ થયું. તે બન્ને આંખોમાંથી આંસુ વહાવવા લાગ્યો. પછી ક્રોધથી લાલ આંખો કરીને કર્ણ અર્જુનને યુદ્ધ માટે લલકારતો આગળ વધ્યો. એ વખતે ત્રિભુવન ઉપર વિજય મેળવવા માટે ઉન્મત્ત થયેલ ઇન્દ્ર અને બલિની પેઠે આ બન્ને વીરોને એકબીજા સાથે લડવા માટે તૈયાર થયેલા જોઇને બધાં પ્રાણીઓને આશ્ચર્ય થયું, કૌરવો અને પાંડવોનાં સૈન્યો શંખ અને ભેરી વગાડવા લાગ્યાં. શૂરવીરો પોતાના હાથ ઠોકવા લાગ્યા અને સિંહનાદ કરવા લાગ્યા. તે બધાનો પ્રચંડ અવાજ ચારે દિશાઓમાં ગૂંજવા લાગ્યો.


૭૨૭

તે બન્ને વીરો જ્યારે એકબીજાનો સામનો કરવા દોડ્યા ત્યારે યમરાજ અને કાળ જેવા લાગતા હતા અને ઇન્દ્ર તથા વૃત્રાસુરના સમાન ક્રોધથી ભરાયેલા હતા. તેઓ રૂપ અને બળમાં દેવતાઓ સમાન હતા. તેમને જોઇને એવું લાગતું હતું કે જાણે સૂર્ય અને ચન્દ્રમા દૈવ-ઇચ્છાથી એકત્ર થઇ ગયા હોય. બન્નેયે યુદ્ધ માટે

અનેક પ્રકારનાં શસ્ત્ર ધારણ કર્યાં હતાં. તેમને એક-બીજાની સામે ઊભા રહેલા જોઈને આપના યોદ્ધાઓ ખૂબ આનંદિત થયા. તે બન્નેમાં કોનો વિજય થશે એ વિશે બધા લોકોને સંદેહ હતો.

મહારાજ! કર્ણ અને અર્જુનનું યુદ્ધ જોવા માટે દેવતાઓ, દાનવો, ગંધર્વો, નાગો, યક્ષો, પક્ષીઓ વેદજ્ઞાતા મહર્ષિઓ, શ્રાદ્ધાન્નભોજી પિતૃઓ તથા તપ, વિદ્યા તેમજ ઔષધિઓના અધિષ્ઠાતાઓ અનેક પ્રકારનાં રૂપ ધારણ કરીને અન્તરિક્ષમાં ઊભા રહ્યા હતા. બ્રહ્મર્ષિઓ અને પ્રજાપતિઓ સાથે બ્રહ્મા તથા ભગવાન શંકર પણ દિવ્ય વિમાનોમાં બેસીને ત્યાં યુદ્ધ જોવા આવ્યા હતા. દેવતાઓએ બ્રહ્માને પૂછ્યું, 'ભગવન્! કૌરવો અને પાંડવોના આ મહાન વીરોમાંથી કોણ વિજયી થશે? અમે તો ઇચ્છીએ છીએ કે તે બન્નેનો એક રૂપે જ વિજય થાય. કર્ણ અને અર્જુનના વિવાદથી આખો સંસાર સંદેહ કરવા લાગ્યો છે. પ્રભો! આપ સાચી વાત કહો, આમાંથી કોનો વિજય થશે?'

આ પ્રશ્ન સાંભળીને ઇન્દ્રે દેવાધિદેવ પિતામહને પ્રણામ કરીને કહ્યું, 'ભગવન્! આપ પહેલાં જ કહી ગયા છો કે શ્રીકૃષ્ણ અને અર્જુનનો જ વિજય નક્કી છે. આપની આ વાત સાચી હોવી જોઈએ. પ્રભો! હું આપના ચરણમાં પ્રણામ કરું છું. મારા ઉપર પ્રસન્ન થાઓ.'

ઇન્દ્રની પ્રાર્થના સાંભળીને બ્રહ્મા અને શંકરે કહ્યું, 'દેવરાજ! મહાત્મા અર્જુનનો વિજય નક્કી જ છે, તેણે ખાંડવવનમાં અગ્નિદેવને સંતુષ્ટ કર્યા છે, સ્વર્ગમાં આવીને તમને પણ સહાયતા કરી છે, અર્જુન સત્ય અને ધર્મમાં અડગ રહેનારો છે. એટલા માટે તેનો સેનના... ...ણ અવશ્ય થશે, તેમાં જરા પણ સંદેહ નથી. મગ ... જ ...ભામી સાક્ષાત્ ભગવાન નારાયણે તેના સારથી અભિમાની થઈ ગયો... તે મનસ્વી, બળવાન, શૂરવીર, ત્યારે તારો વધ કરીશ. દુર્યોધન... ...ની છે. તેણે ધનુર્વેદનું

એમ કહીને અર્જુને ધનુષનો ટંકાર કર્યો અને જ વિજય સેન પર નિશાન તાક્યું. પછી તુરત જ તેનો વધ થાય તેવાં દશ બાણ છોડ્યાં, આ બધાં બાણ તેનાં મર્મસ્થળોમાં શ્રેષ્ઠ વાગ્યાં. ત્યારપછી તેણે વૃષસેનનું ધનુષ અને બન્ને ભુજાઓને કાપી નાખ્યા પછી ચાર ક્ષુરોથી તેનું મસ્તક કાપી નાખ્યા જ માથું અને હાથ કપાઈ જવાથી તે રથમાંથી નીચે પડી ગયો. પુત્રના વધથી કર્ણને ખૂબ દુઃખ થયું. તે રોષભારની આવી ત્વરત જ શ્રીકૃષ્ણ અને અર્જુન તરફ દોડ્યો. પરા-



પણ છે. તેઓ પર કોઈનું શાસન નથી ચાલતું અને તેઓ બધાને પોતાના શાસનમાં રાખે છે. દેવલોક કે મનુષ્યલોકમાં તેમની બરોબરી કરી શકે તેવું કોઈ નથી. દેવતાઓ, ઋષિઓ અને ચારણો સહિત આ ત્રણે લોક તેમજ સંપૂર્ણ વિશ્વબ્રહ્માંડ તેમના જ શાસનમાં છે તેમની જ શક્તિથી બધા લોકો પોતપોતાનાં કામમાં પ્રવૃત્ત રહે છે. તેથી વિજય તો શ્રીકૃષ્ણ અને અર્જુનનો જ થશે. કર્ણ વસુઓ અથવા મરુતોના લોકમાં જશે.'

બ્રહ્મા અને શંકરના આ પ્રમાણે કહેવાથી ઇન્દ્રે બધાં પ્રાણીઓને બોલાવીને તેમની આજ્ઞા સંભળાવી. તે બોલ્યો, 'અમારા પૂજ્ય પ્રભુઓએ સંસારના હિતમાં જે કંઈ કહ્યું છે, તે તમોએ સાંભળ્યું હશે. તેમના કહેવા પ્રમાણે જ થશે. તેનાથી વિપરીત થવું અશક્ય છે. માટે હવે નિશ્ચિન્ત થઈ જાઓ.' ઇન્દ્રની વાત સાંભળી બધાં પ્રાણીઓ વિસ્મય પામ્યાં અને હર્ષમાં ભરાઈને શ્રીકૃષ્ણ અને અર્જુનની પ્રશંસા કરતાં તેમના ઉપર સુગન્ધિત ફૂલોની વર્ષા કરવા લાગ્યા. દેવતાઓ અનેક પ્રકારનાં વાજાં વગાડવા લાગ્યા.

ત્યારપછી શ્રીકૃષ્ણ તથા અર્જુને અને શલ્ય તથા કર્ણે પોતાના જુદાજુદા શંખ વગાડ્યા. તે વખતે બન્ને વચ્ચે કાયરોને ડરાવનારું યુદ્ધ શરૂ થયું. બન્નેના રથો ઉપર નિર્મળ ધ્વજાઓ શોભી રહી હતી. કર્ણની

વિરોધથી કોઈ લાભ નથી. આપસઆપસના આ ઝઘડાઓને ધિક્કાર છે. તમારા ગુરુદેવ અસ્ત્રવિદ્યાના મહાન પ્રખ્યાત હતા, પરંતુ યુદ્ધમાં માર્યા ગયા. આ જ દશા ભીષ્મ વિગેરે મહારથીઓની પણ થઈ. હું અને મામા કૃપાચાર્ય તો અવધ્ય છીએ તેથી હજુ સુધી બચ્યા છીએ. હવે તમે પાંડવો સાથે મળી જઈને ચિરકાળ સુધી રાજ્યનું શાસન કરો. મારા કહેવાથી અર્જુન પણ શાન્ત થઈ જશે શ્રીકૃષ્ણ પણ વિરોધ ઈચ્છતા નથી. યુધિષ્ઠિર તો બધા પ્રાણીઓના હિતમાં જ લાગી રહ્યા છે તેથી તેઓ પણ માની જશે. બાકી રહ્યા ભીમ અને નકુળ-સહદેવ, તેઓ પણ ધર્મરાજને આધીન છે. તેમની ઇચ્છા વિરુદ્ધ તેઓ કંઈ નહિ કરે. તમારી સાથે પાંડવોની સન્ધિ થવાથી બધી પ્રજાનું કલ્યાણ થશે. પછી તમારી અનુમતિ લઈને આ રાજાઓ પણ પોતપોતાના દેશમાં પાછા જશે અને બધા સૈનિકોને યુદ્ધમાંથી છુટકારો મળી જશે રાજન્! જો આપ મારી વાત નહિ સાંભળો તો નક્કી શત્રુઓને હાથે આપ માર્યા જશો અને એ સમયે આપને ખૂબ પશ્ચાત્તાપ થશે આજે તમે અને આખા સંસારે એ જોઈ લીધું કે અર્જુને એકલાએ જે પરાક્રમ કર્યું છે તે ઇન્દ્ર યમરાજ, વરુણ અને કુબેર પણ નથી કરી શકત અર્જુન ગુણોમાં મારા કરતા પણ અધિક છે. તો પણ મને પૂર્ણ વિશ્વાસ છે કે તે મારી વાતની અવગણના નહિ કરે. એટલું જ નહિ, તે હંમેશાં તમને અનુસરણ કરશે મહારાજન્! તમે પ્રસન્નતાપૂર્વક સન્ધિ કરી લો. આપની ગાઢ મિત્રતાના કારણથી જ હું તમને આ કહી રહ્યો છું. જો તમે તેને પ્રેમપૂર્વક સ્વીકારી લેશો તો હું કર્ણને પણ યુદ્ધથી રોકી દઈશ. વિદ્વાન મનુષ્યો ચાર પ્રકારના મિત્રો બતાવે છે. એક સહજ મિત્ર હોય છે, જેમની મૈત્રી સ્વાભાવિક રીતે જ થાય છે. બીજા સન્ધિ કરીને બનાવેલા મિત્ર હોય છે, ત્રીજા તેઓ છે કે જેઓ ધન આપીને મિત્ર બનાવેલા હોય છે કોઈનો પ્રબળ પ્રતાપ જોઈને જે પોતે જ શરણે આવી જાય તે ચોથા પ્રકારનો મિત્ર છે. પાંડવો સાથે તમારી બધા પ્રકારની મિત્રતા સંભવિત છે. વીરવર! જો તમે પ્રસન્નતાપૂર્વક પાંડવો સાથે મિત્રતા કરી લેશો તો તમારાથી સંસારનું મોટું કલ્યાણ થશે.

આ પ્રકારે જ્યારે અશ્વત્થામાએ દુર્યોધનને હિતની વાત કહી ત્યારે તેણે મનમાં ને મનમાં ચિન્તન કરીને કહ્યું: 'મિત્ર! તમે જે કંઈ કહો છો તે ઠીક છે. પણ એના સંબંધમાં કંઈક મારી વાત પણ સાંભળો. આ દુર્બુદ્ધિ ભીમસેને દુઃશાસનને માર્યા પછી જે વાત કહી હતી તે હજુ પણ મારા હૃદયથી દૂર થતી નથી. એવી દશામાં શી રીતે શાન્તિ મળે? શી રીતે સન્ધિ થાય! ગુરુપુત્ર! આ સમયે તમારે કર્ણને યુદ્ધ બંધ કરવાની વાત પણ ન કરવી જોઈએ. કેમકે અર્જુન બહુ થાકી ગયો છે તેથી હવે કર્ણ તેને બળપૂર્વક મારી નાખશે.'

અશ્વત્થામાને આમ કહીને દુર્યોધને વિનયથી તેને પ્રસન્ન કરી લીધો, પછી પોતાના સૈનિકોને કહ્યું, 'અરે! તમે લોકો હાથમાં બાણ લઈને ચૂપ કેમ બેઠા છો!




શત્રુઓ ઉપર ધા કરીને તેમને મારી નાખો.' એટલામાં સફેદ ઘોડાવાળા કર્ણ તથા અર્જુન યુદ્ધ માટે સામસામે આવી ગયા. બન્નેએ એક બીજા પર મહાન અસ્ત્રપ્રહાર કરવો શરૂ કરી દીધો. બન્નેના સારથી અને ઘોડાઓનાં શરીર બાણોથી વિંધાઈ ગયાં. લોહીની ધારા વહેવા લાગી. તેઓ પોતાનાં વજ્ર સમાન બાણોથી ઇન્દ્ર અને વૃત્રાસુરની માફક એકબીજા ઉપર પ્રહાર કરવા લાગ્યા. એ વખતે હાથી, ઘોડા, રથ અને પાયદળોથી યુક્ત બન્ને તરફની સેના ભયથી કાંપી રહી હતી. એટલામાં કર્ણ મત્ત હાથીની જેમ અર્જુનને મારવાની ઇચ્છાથી

આજ્ઞા આપો. આ જોઇ સોમકોએ બૂમો પાડીને કહ્યું, 'અર્જુન! હવે વિલમ્બ કરવો વ્યર્થ છે. કર્ણ સામે જ આવેલો છે, તેનું માથું છેદી નાખો.' એ પ્રમાણે અમારા પક્ષના યોદ્ધાઓ પણ કર્ણને કહેવા લાગ્યા, 'કર્ણ! જાઓ તમારાં તીખાં બાણોથી અર્જુનને મારી નાખો.'

ત્યારે પહેલાં કર્ણે અર્જુનને મોટાં મોટાં દશ બાણોથી વિંધી દીધો. પછી અર્જુને પણ ચકચકતી ધારવાળાં દશ બાણોથી કર્ણની બાંયમાં હસતાંહસતાં પ્રહાર કર્યો. હવે બન્ને એકબીજાને પોતાનાં બાણોનું નિશાન બનાવવા લાગ્યા અને દર્પમાં આવીને ભયંકર રીતે આક્રમણ કરવા લાગ્યા. અર્જુને ગાંડીવ ધનુષની પ્રત્યંચા સુધારીને કર્ણ ઉપર નારાચ, નાલીક, વરાહકર્ણ, ક્ષુર, અંજલિક અને અર્ધચન્દ્ર વિગેરે બાણોની ઝડી વરસાવી. પરન્તુ અર્જુન જેને બાણ તેના ઉપર છોડતો હતો તેમને તે પોતાનાં સાયકોથી નષ્ટ કરતો હતો. પછી તેણે આગ્નેયાસ્ત્રનો પ્રહાર કર્યો. તેનાથી પૃથ્વીથી આકાશ સુધી આગની જ્વાળાઓ ભભૂકી ઊઠી. યોદ્ધાઓનાં વસ્ત્રો બળવા લાગ્યાં, તેઓ રણમાંથી ભાગી ગયા, જેવી રીતે જંગલની વચ્ચે વાંસનું વન બળતી વખતે જોરથી અવાજો થાય છે તેમ આગની જ્વાળામાં ઝઝૂમતા સૈનિકોના આર્તનાદ થવા લાગ્યા.

આગ્નેયાસ્ત્રને વધતું જોઇ તેને શાન્ત કરવા માટે કર્ણે વારુણાસ્ત્રનો પ્રયોગ કર્યો. તેનાથી તે આગ બુઝાઇ ગઇ. તે વખતે વાદળાંની ઘટા છવાઇ ગઇ અને ચારે દિશાઓમાં અંધકાર છવાઇ ગયો. બધી બાજુએ પાણી જ પાણી નજરે પડવા લાગ્યું. ત્યારે અર્જુને વાયવ્યાસ્ત્રથી કર્ણના છોડેલા વારુણાસ્ત્રને શાન્ત કરી દીધું. વાદળાંની તે ઘટા છિન્ન ભિન્ન થઇ ગઇ. ત્યારપછી તેણે ગાંડીવ ધનુષ, તેની પ્રત્યંચા તથા બાણોને અભિમન્ત્રિત કરીને ખૂબ પ્રભાવશાળી ઐન્દ્રાસ્ત્ર પ્રગટ કર્યું. તેનાથી ક્ષુરપ્ર, અંજલિક, અર્ધચન્દ્ર, નાલીક, નારાચ અને વારાહકર્ણ વગેરે તીક્ષ્ણ અસ્ત્રો હજારોની સંખ્યામાં છૂટવા લાગ્યાં. તે અસ્ત્રોથી કર્ણનું આખું અંગ, ઘોડા, ધનુષ, બન્ને પૈડાં અને ધ્વજાઓ વિંધાઇ ગયાં. તે વખતે કર્ણના શરીરમાં ઘણો ઘાવ થવાથી તે લોહીની ધારાઓથી લથબથ થઇ રહ્યો હતો.

ક્રોધથી તેની આંખો ઉઘડી ગઇ. પછી તેણે પણ સમુદ્ર જેવી ગર્જના કરનાર ભાર્ગવાસ્ત્ર પ્રગટ કર્યું અને અર્જુનના મહેન્દ્રાસ્ત્રથી પ્રગટ થયેલાં બાણોના ટુકડા કરી નાખ્યા. એ પ્રમાણે પોતાના અસ્ત્રથી શત્રુના અસ્ત્રને દબાવીને કર્ણે પાંડવસેનાના રથીઓ, હાથીસ્વારો અને પાયદળનો સંહાર શરૂ કર્યો. ભાર્ગવાસ્ત્રના પ્રભાવથી જ્યારે તે પાંચાલો અને સોમકોને પણ પીડિત કરવા લાગ્યો ત્યારે અર્જુન પણ ક્રોધમાં આવીને તેની ઉપર તૂટી પડ્યો અને ચારે બાજુથી તીક્ષ્ણ બાણો મારીને તેને વિંધવા માંડ્યો. પરંતુ સૂતપુત્રે પાંચાલોના રથો, હાથીસ્વાર અને ઘોડેસવારોના સમુદાયનો પોતાનાં બાણોથી નાશ કરી નાખ્યો. તેઓ બધા લડતાં લડતાં મરણ પામ્યા. તે સમયે આપના સૈનિકો કર્ણનો વિજય સમજીને સિંહનાદ કરવા લાગ્યા અને તાળીઓ પાડવા લાગ્યા.

આ જોઇને ભીમસેને ક્રોધે ભરાઇને અર્જુનને કહ્યું, 'ધનંજય! ધર્મની અવગણના કરનાર આ પાપી કર્ણે તારી સામે પાંચાલોના મહાન-મહાન વીરોનો શી રીતે નાશ કર્યો? તને તો કાલિકેય નામનો દાનવ પણ હરાવી શક્યો નથી, સાક્ષાત્ મહાદેવ સાથે તું યુદ્ધ કરી ચૂક્યો છે. તોપણ તેમને આ સૂતપુત્રે તારા પહેલાં જ બાણ મારીને કેવી રીતે મારી નાખ્યા? તારાં છોડેલાં બાણોને તેણે કાપી નાખ્યાં, એ તો મને એક અચંબાની વાત લાગે છે. અરે! સભામાં દ્રૌપદીને તેણે જે દુઃખ દીધું છે તે યાદ કર. તે પાપીએ નિર્ભય થઇને આપણને નપુંસક કહી જે તીક્ષ્ણ અને કઠોર વાતો કહી હતી તેને પણ યાદ કર. તે બધી વાતો યાદ કરીને જલદીથી જ કર્ણનો નાશ કરી નાખ. તું આટલો બેદરકાર કેમ રહે છે? આ બેદરકારીનો વખત નથી.'

પછી શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહ્યું, 'વીરવર! આ શું વાત છે? તેં જેટલી વખત પ્રહાર કર્યા તેને દરેક વખત કર્ણે નિષ્ફળ કર્યા. આજે તારા ઉપર કેવો મોહ છવાઇ રહ્યો છે? ધ્યાન નથી રાખતો? આ તારા શત્રુ કૌરવો કેવા દર્પથી ફુલાઇને ગર્જના કરી રહ્યા છે? જેવી બહાદુરીથી તેં ભયંકર રાક્ષસો અને દમ્ભોદ્ભવ નામના અસુરોને માર્યા હતા તેવી બહાદુરીથી આજે કર્ણનો પણ નાશ કર.'

# કર્ણ અને અર્જુનનું યુદ્ધ

સંજય કહે છે—મહારાજ! ભીમસેન અને શ્રીકૃષ્ણના આ પ્રમાણે કહેવાથી અર્જુને સૂતપુત્રના વધનો વિચાર કર્યો. તેણે પોતાને પૃથ્વી ઉપર આવવાનાં અનેક પ્રયોજન ઉપર ધ્યાન દઈને ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું, 'ભગવન્! હવે હું સંસારનું કલ્યાણ અને સુતપુત્રનો વધ કરવા માટે મહાભયંકર અસ્ત્ર પ્રકટ કરી રહ્યો છું. એટલા માટે આપ, બ્રહ્મા, શંકર, સમસ્ત દેવતાઓ અને બ્રહ્મવેત્તાઓ મને આજ્ઞા આપો.' ભગવાનને આ પ્રમાણે કહીને અર્જુને બ્રહ્માને નમસ્કાર કરીને જેનો મનથી જ પ્રયોગ થાય છે તેવા બ્રહ્માસ્ત્રને પ્રકટ કર્યું. પરંતુ કર્ણે પોતાનાં બાણોથી તે અસ્ત્રને શાંત કરી નાખ્યું.

આ જોઈને ભીમસેન ક્રોધથી તમતમી ઊઠ્યો. તેણે સત્યપ્રતિજ્ઞ અર્જુનને કહ્યું, 'સવ્યસાચિન્! બધા લોકો જાણે છે કે તમો પરમ બ્રહ્માસ્ત્રના જાણકાર છો. એટલા માટે હવે કોઈ બીજા અસ્ત્રનો પ્રયોગ કરો' આ જોઈને અર્જુને એક બીજું અસ્ત્ર ધનુષ ઉપર મૂક્યું. પછી તો તેમાંથી પ્રજ્વલિત બાણોની વર્ષા થવા લાગી. તેનાથી ચારે દિશાઓ ઢંકાઈ ગઈ, ખૂણેખૂણો ભરાઈ ગયો. માત્ર બાણો જ નહિ પરંતુ તેમાંથી ભયંકર ત્રિશૂળ, ફરસી, ચક્ર અને નારાચ આદિ શસ્ત્રો પણ હજારોની સંખ્યામાં છૂટીને ઊભા રહેલા યોદ્ધાઓના પ્રાણ લેવા લાગ્યાં. કોઈનાં માથાં કપાઈ ગયાં તો કોઈ ભયથી પડી ગયા, કોઈ બીજાઓને મરતા જોઈને જ રણમાંથી નાસવા લાગ્યા. એ પ્રમાણે કિરીટધારી અર્જુને શત્રુપક્ષના મુખ્ય યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો.

બીજી બાજુથી કર્ણે પણ અર્જુન ઉપર હજારો બાણોની વર્ષા કરવા લાગ્યો. પછી ભીમસેન, શ્રીકૃષ્ણ અને અર્જુનને ત્રણ બાણોથી વીંધીને તેણે જોરથી ગર્જના કરી. ત્યારે અર્જુને તેને અઢાર બાણ માર્યાં. તેમાંથી એક બાણ વડે તેણે કર્ણની ધ્વજા કાપી નાખી. ચાર બાણોથી રાજા શલ્યને અને ત્રણ બાણોથી કર્ણને ઘાયલ કર્યો. બાકીનાં દશ બાણોનો પ્રહાર રાજકુમાર સભાપતિ પર કર્યો. બે બાણોથી રાજકુમારની ધ્વજા અને ધનુષ કાપી નાખ્યું. પાંચ બાણોથી ઘોડા અને સારથી માર્યા ગયા. પછી બે બાણોથી તેના બન્ને હાથ કપાઈ ગયા અને એકથી માથું ઊડાવી દીધું. આ પ્રમાણે ઘાયલ થઈને તે રાજકુમાર નીચે પડી ગયો. ત્યારપછી ફરીથી અર્જુને ત્રણ, આઠ, બે, ચાર અને દશ બાણોથી કર્ણને વિંધી નાખ્યો. પછી અસ્ત્રશસ્ત્ર સહિત ચારસો હાથીસ્વારો, આઠસો રથીઓ, એક હજાર ઘોડેસ્વારો તથા આઠ હજાર પાયદળ સૈનિકોને મારી નાખ્યા. એટલું જ નહિ, તેણે કર્ણને તેના સારથી, રથ, ઘોડા અને ધ્વજા સહિત બાણોથી ઢાંકી દીધો. તેથી તે હવે દેખાતો ન હતો. ત્યારપછી તેણે કૌરવોને પોતાનાં બાણોનું નિશાન બનાવ્યા. અર્જુનનો માર ખાઈને તેઓ કર્ણની પાસે આવ્યા અને કહેવા લાગ્યા, 'કર્ણ! તમે જલદીથી બાણવર્ષા કરીને અર્જુનને મારી નાખો, નહી તો એ—પહેલાં અર્જુન કૌરવોને જ પૂરા કરવા ધારે છે.'

તેમની પ્રેરણાથી કર્ણે પૂરા બળથી સતત બાણોની વર્ષા કરી. તેનાથી પાંડવ તેમજ પાંચાલ સૈનિકોનો નાશ થવા લાગ્યો. કર્ણ અને અર્જુન બન્ને અસ્ત્રવિદ્યાના પૂર્ણ જાણકાર હતા. તેથી મોટામોટાં અસ્ત્રોના પ્રયોગ કરીને તેઓ એકબીજાના શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. એટલામાં જ રાજા યુધિષ્ઠિર મન્ત્ર અને ઓષધિઓના ઉપચારથી પૂર્ણ સ્વસ્થ થઈને કર્ણ અને અર્જુનનું યુદ્ધ જોવા માટે આવ્યા. કુશળ વૈદ્યોએ તેમના શરીરમાંથી બાણ કાઢીને ઘા મટાડી દીધા હતા. ધર્મરાજને સંગ્રામમાં આવેલા જોઈને સૌને ખૂબ પ્રસન્નતા થઈ.

તે વખતે સૂતપુત્ર કર્ણે ક્ષુદ્રક નામનાં સો બાણ માર્યાં. પછી શ્રીકૃષ્ણને સાઠ બાણોથી વિંધીને અર્જુનને પણ આઠ બાણોથી ઘાયલ કર્યો. સાથે જ ભીમસેન ઉપર પણ તેણે હજારો બાણોની વર્ષા કરી. ત્યારે પાંડવ તેમજ સોમક વીરો કર્ણનાં છોડેલાં બાણોને કાપી નાખવા લાગ્યા. પરંતુ તેણે અનેક બાણ મારીને તે યોદ્ધાઓને આગળ વધતા રોકી દીધા અને પોતાનાં અસ્ત્રોથી તેમનાં અસ્ત્રોને નાશ કરીને રથ, ઘોડા, તથા હાથીઓનો પણ સંહાર કરી નાખ્યો. હવે તો આપના યોદ્ધાઓ એમ સમજ્યા કે કર્ણનો વિજય થઈ ગયો. તેઓ તાળીઓ પાડવા લાગ્યા અને સિંહનાદ કરવા લાગ્યા.

તે વખતે અર્જુને હસતાં હસતાં દશ બાણો મારી રાજા શલ્યનું કવચ વિંધી નાખ્યું. પછી બાર તથા સાત બાણ મારીને કર્ણને પણ ઘાયલ કર્યો. કર્ણના શરીરમાં ઘણા ઘા થઈ ગયા. તે લોહીથી લથપથ થઈ ગયો. ત્યારપછી કર્ણે પણ અર્જુનને ત્રણ બાણ

માર્યાં અને શ્રીકૃષ્ણને મારવાની ઇચ્છાથી તેણે પાંચ બાણ ચલાવ્યાં. તે શ્રીકૃષ્ણના કવચને છેદીને જમીન પર જઈને પડ્યાં. આ જોઈને અર્જુન ક્રોધથી સળગી ઊઠ્યો. તેણે અનેક ચમકતાં બાણ મારીને કર્ણનાં મર્મસ્થાન છેદી નાખ્યાં. તેનાથી તેને ખૂબ પીડા થઈ, તે વિચલિત થઈ ગયો. છતાં કોઈ રીતે ધૈર્ય ધારણ કરીને તે રણભૂમિમાં ટકી રહ્યો. ત્યારપછી અર્જુને બાણોની એવી જાળ ફેલાવી કે દિશાઓ, ખૂણા, સૂર્યનું તેજ તથા કર્ણનો રથ બધું જ દેખાતું બંધ થઈ ગયું. તેણે કર્ણના રથનાં પૈડાંની રક્ષા કરનારાઓને, ચરણોની રક્ષા કરનારાઓને, આગળ ચાલનારાઓને અને પાછળ રહીને રક્ષણ કરનારાઓને બધાને વાતવાતમાં મારી નાખ્યા. એટલું જ નહિ પરંતુ દુર્યોધન જેમનો આદર કરતો હતો તે બે હજાર કૌરવ વીરોનો પણ રથ, ઘોડા અને સારથી સહિત ધ્વંસ કર્યો. હવે તો આપના બચી ગયેલા પુત્રો કર્ણનો આશરો છોડીને નાસી ગયા. કૌરવ યોદ્ધાઓ મરેલા અથવા ઘાયલ થયેલા બાપ-બેટાઓને પણ છોડીને નાસી ગયા. તે વખતે જ્યારે કર્ણે ચારે તરફ જોયું તો તેને બધું સૂનું જ દેખાયું. ભયભીત થઈને નાસી ગયેલા કૌરવોએ તેને એકલો જ છોડી દીધો હતો. તો પણ તેને જરા પણ ગભરાટ ન થયો. તેણે પૂર્ણ ઉત્સાહથી અર્જુન ઉપર હુમલો કર્યો.

## ભગવાન દ્વારા અર્જુનની સર્પમુખ બાણથી રક્ષા તથા અશ્વસેન નાગનો વધ

સંજય કહે છે—રાજન્! ત્યારપછી ભાગી ગયેલા કૌરવ સૈનિકો ધનુષથી છોડેલું બાણ જેટલે દૂર જાય છે તેનાથી દૂર જઈને ઊભા રહ્યા. ત્યાંથી તેઓએ જોયું કે અર્જુનનું અસ્ત્ર ચારે બાજુએ વિજળીની પેઠે ચમકી રહ્યું છે. પછી એ પણ જોવામાં આવ્યું કે કર્ણ પોતાનાં ભયંકર બાણોથી તેના અસ્ત્રને નષ્ટ કરી નાખે છે. હવે અર્જુન પ્રચંડ રૂપ ધારણ કરીને કૌરવોને ભસ્મ કરવા લાગ્યો. આ જોઈને કર્ણે આથર્વણ અસ્ત્રનો પ્રયોગ કર્યો. તે શત્રુનાશક અસ્ત્ર તેને પરશુરામજી પાસેથી પ્રાપ્ત થયું હતું. તેનાથી તેણે અર્જુનના અસ્ત્રને શાંત કરી દીધું અને તેને પણ ચમકતાં સાયકોથી વિંધી નાખ્યો. તે વખતે કર્ણ અને અર્જુનની અસ્ત્રવર્ષાથી આખું આકાશ ઢંકાઈ ગયું. તેમાં જરા-પણ જગા ખાલી ન રહી. કૌરવો અને સોમકોને ચારે બાજુએ માત્ર બાણો જ દેખાવા લાગ્યાં. તેનાથી ઘોર અંધકાર છવાઈ ગયો. બાણો સિવાય બીજું કંઈ જ દેખાતું ન હતું. ત્યાં યુદ્ધ કરતી વખતે વીરતા, અસ્ત્ર-સંચાલન, માયાબળ તથા પુરુષાર્થમાં કોઈ વખત અર્જુન ચડી જતો હતો અને કોઈ વખતે કર્ણ. બન્ને એક-બીજાનાં છિદ્ર જોઈને ભયંકર પ્રહાર કરવા લાગ્યા. આ જોઈને બધા યોદ્ધાઓ આશ્ચર્ય પામતા હતા. તે વખતે અન્તરિક્ષમાં ઊભાં રહેલાં પ્રાણી કર્ણ અને અર્જુનની પ્રશંસા કરવા લાગ્યાં. 'વાહ રે કર્ણ! શાબાશ અર્જુન!' આ શબ્દ આકાશમાં ચારે બાજુએ સંભળાતો હતો.

તે વખતે પાતાળલોકમાં રહેનારો અશ્વસેન નામનો નાગ જેને અર્જુન સાથે વેર હતું, તેને કર્ણ અને અર્જુનના યુદ્ધની ખબર પડી. તે વેગથી ત્યાં આવી પહોંચ્યો અને આ અર્જુન ઉપર વેર વાળવાનો સારો લાગ છે એમ વિચારીને બાણનું રૂપ લઈને કર્ણના બાણના ભાથામાં પેસી ગયો. એ વખતે યુદ્ધમાં જ્યારે કર્ણ કોઈ રીતે અર્જુનથી અધિક પરાક્રમ ન બતાવી શક્યો ત્યારે તેને પોતાનું સર્પમુખ બાણ યાદ આવ્યું. તે બાણ ખૂબ ભયંકર હતું. અગ્નિમાં તપાવેલું હોવાથી તે હંમેશાં ચમકતું રહેતું હતું. કર્ણે અર્જુનને જ મારવા માટે તેને ખૂબ પ્રયત્નથી અત્યાર સુધી સાચવી રાખ્યું હતું. તે હંમેશાં તેની પૂજા કરતો અને સોનાના ભાથામાં ચન્દનના ચૂર્ણમાં રાખતો હતો. તે બાણને તેણે ધનુષ ઉપર ચઢાવ્યું. અને અર્જુન ઉપર તાક્યું. પરંતુ એ બાણને બદલે અશ્વસેન નાગ જ ધનુષ ઉપર ચઢી ગયો હતો, આ જોઈ ઇન્દ્રાદિ લોકપાલો 'હાય! હાય!' કરવા લાગ્યા.

તે વખતે મદ્રરાજ શલ્યે આ ભયંકર બાણને ધનુષ ઉપર ચઢાવેલું જોયું તો કહ્યું, 'કર્ણ! તારું આ બાણ શત્રુના ગળામાં નહિ વાગે, જરા વિચાર કરીને નિશાન ઠીક કર, જેથી તે માથું કાપી શકે.'

આ સાંભળી કર્ણની આંખો ક્રોધથી લાલ બની ગઈ. તે શલ્યને કહેવા લાગ્યો, 'મદ્રરાજ! કર્ણ બે વાર નિશાન સાંધતો નથી. મારા જેવો વીર કપટથી યુદ્ધ નહિ કરે.'

આ પ્રમાણે કહીને તેણે જેની વર્ષો સુધી પૂજા કરી હતી તે બાણને શત્રુ ઉપર છોડ્યું. અને તેનો તિરસ્કાર કરતાં જોરથી કહ્યું, 'અર્જુન! હવે તું મરી ગયો.'

કર્ણના ધનુષથી છૂટેલું તે બાણ અન્તરિક્ષમાં જતાં જ પ્રજ્વલિત થઈ ગયું. તેને ખૂબ જોરથી આવતું જોઈ ભગવાન શ્રીકૃષ્ણે રમતમાં જ પોતાના રથને એકદમ પગથી દબાવી દીધો. બાર દેવાથી રથનાં પૈડાં થોડાં થોડાં જમીનમાં ઊતરી ગયાં. વળી સોનાનાં ઘરેણાંથી સજાવેલા ઘોડાઓ પણ ઘૂંટણો ટેકવી પૃથ્વી પર જરા નીચા




નમી ગયા. ભગવાનની આ ચતુરાઈ જોઈને આકાશમાં તેમની પ્રશંસા થવા લાગી અને ફૂલોની વર્ષા થવા લાગી. કર્ણનું છોડેલું આ બાણ રથ નીચે થવાથી અર્જુનના ગળામાં ન વાગતા મુકુટમાં વાગ્યું તે માથેથી નીચે જઈ પડ્યો. અર્જુનનો તે મુકુટ પૃથ્વી, અન્તરિક્ષ, સ્વર્ગ અને વરુણલોકમાં પણ પ્રખ્યાત હતો. ચન્દ્રમા, સૂર્ય અને અગ્નિની પ્રભા જેવો તે ચમકતો હતો. સાક્ષાત્ બ્રહ્માજીએ ખૂબ પ્રયત્નથી તે ઇન્દ્ર માટે તૈયાર કર્યો હતો. તેમાંથી ખૂબ સુગન્ધ આવતી હતી. અર્જુન દૈત્યોને મારવા જ્યારે યુદ્ધમાં ગયો હતો તે વખતે ઇન્દ્રે પ્રસન્ન થઈને તેને પોતાના હાથે તે મુકુટ પહેરાવ્યો હતો. તે મુકુટ કર્ણની સાથે યુદ્ધ કરતી વખતે સર્પના વિષના જોરથી સળગીને જમીન પર પડ્યો. તેનાથી અર્જુનને જરા પણ ગભરાટ ન થયો. તે પોતાના માથા ઉપર સફેદ ફેંટો બાંધીને ધૈર્યપૂર્વક અડગ રહ્યા. તે વખતે તે મરણના મુખમાંથી બચી ગયો હતો, કેમકે સર્પમુખ બાણના રૂપમાં અર્જુનની સાથે વેર રાખનાર તક્ષક નાગનો પુત્ર જ હતો. મુકુટ ઉપર વાગ્યા પછી તે ફરીથી કર્ણના ભાથામાં ઘૂસવા ઇચ્છતો હતો પરંતુ કર્ણ તેને જોઈ ગયો. કર્ણના પૂછવાથી તે કહેવા લાગ્યો. 'કર્ણ! તમે સારી રીતે વિચાર કરીને બાણ ન છોડ્યું. તેથી હું અર્જુનનું માથું ન કાપી શક્યો, હવે જરા બરાબર નિશાન સાંધીને બાણ મારો. હું મારા તેમજ તમારા શત્રુનું માથું હમણાં જ કાપી નાખું છું.'

કર્ણે પૂછ્યું, 'તું કોણ છે?' નાગે કહ્યું, 'હું નાગ છું. અર્જુને ખાંડવવનમાં મારી માતાનો વધ કરીને મારો મોટો અપરાધ કર્યો છે. તેથી તે મારો દુશ્મન છે. જો વજ્રધારી ઇન્દ્ર પોતે તેનું રક્ષણ કરવા આવે તો પણ મારાથી તેને મરવું પડશે. કર્ણ બોલ્યો, 'નાગ! આજે હું બીજાના બળની મદદ લઈને વિજયી થવા નથી ઇચ્છતો. જો તારું સન્ધાન કરવાથી હું હજારો અર્જુનને મારી શકું તો પણ હું એક બાણનું બે વખત સન્ધાન નહિ કરું. મારી પાસે સર્પબાણ છે, ઉત્તમ પ્રયત્ન છે, અને હૃદયમાં રોષ પણ છે. આ સઘળાથી હું પોતે જ અર્જુનને મારી નાખીશ. તમે પ્રસન્નતાપૂર્વક પાછા જાઓ.

કર્ણની આવાત નાગરાજ સહી શક્યો નહિ. તે પોતે જ અર્જુનનો વધ કરવાના વિચારથી પ્રચંડ રૂપ ધારણ કરી તેની તરફ દોડ્યો. આ જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, 'આ મહાન સર્પ તારો દુશ્મન છે. તેને મારી નાખ.' અર્જુને પૂછ્યું, 'આ કોણ છે?' ભગવાને કહ્યું, 'ખાંડવ વનમાં જ્યારે તું અગ્નિદેવને તૃપ્ત કરતો હતો તે વખતે તેની માતા તેને બચાવવા માટે તેને ગળી ગઈ હતી. એ પ્રમાણે પોતાની માતાના પેટમાં પોતાના શરીરને છૂપાવીને જ્યારે તે તેની સાથે આકાશમાં ઊડી રહ્યો હતો તે વખતે તેં તે બન્નેને એક જ માનીને ફક્ત તેની માતાને જ મારી નાખી, તે વેરને યાદ કરીને તે આજે તારી સામે ધસી રહ્યો છે.'

ત્યારે અર્જુને આકાશમાં તીવ્ર ગતિથી ઊડતા તે નાગને ચમકતાં ૭ બાણ માર્યાં. બાણના પ્રહારથી તેના શરીરના ટુકડે-ટુકડા થઈ ગયા અને તે જમીન ઉપર પડ્યો. તેના માર્યા ગયા પછી ભગવાને પૃથ્વીમાં ઘૂસેલા રથને પોતાના હાથથી ઉપર કાઢ્યો. તે વખતે કર્ણે શ્રીકૃષ્ણને બાર તથા અર્જુનને નવ બાણ માર્યાં પછી એક ભયંકર બાણથી અર્જુનને વિંધી ખૂબ જોરથી ગર્જના કરવા લાગ્યો તથા હસવા લાગ્યો.

## અર્જુનના પ્રહારથી કર્ણની મૂર્છા, પૃથ્વીમાં પેસી ગએલા પૈડાને કાઢતી વખતે કર્ણની ધર્મ ઘોષણા તથા ભગવાનનું તેને ફીટકારવું

સંજય કહે છે—મહારાજ ! ક્રોધે કરીને જે પોતાની પ્રસન્નતા પ્રકટ કરી હતી તે અર્જુનથી સહી શકાઇ નહીં. તેણે હજારો બાણો મારીને તેનાં મર્મસ્થાન વિંધી નાખ્યાં. પછી કાળની માફક નવ સાયકોથી તેને ઘાયલ કર્યો. આ પ્રહારોથી કર્ણના શરીરમાં ખૂબ ઘા થયા. તેના મસ્તક ઉપર જે સુંદર મુકુટ હતો, જેમાં હીરા તથા સોનું જડેલું હતું અને કુંડળ શોભી રહ્યાં હતાં તે અર્જુનનાં બાણોના ઘાથી કુંડળ સહિત પડી ગયો. તેણે જે કવચ પહેર્યું હતું તે પણ ખૂબ કીંમતી અને શોભાયમાન હતું. તે કવચને બનાવતાં કારીગરોને બહુ જ વખત લાગ્યો હતો. પરંતુ અર્જુને એક ક્ષણમાં તેના પણ ટુકડેટુકડા કરી જમીન ઉપર પાડી નાખ્યું. તે પછી તેજ કરેલાં ભયંકર ચાર બાણ મારી તેણે તેને પણ ઘાયલ કર્યો. જેવી રીતે વાત, પિત્ત અને કફના પ્રકોપથી સાન્નિપાત જ્વરમાં રોગીને ખૂબ પીડા થાય છે તેમ શત્રુના વારંવાર પ્રહાર થવાથી કર્ણને ખૂબ પીડા થઇ. અર્જુનમાં શીઘ્રતા, ઉદ્યોગ અને બળ બધું જ હતું. તેથી તે પ્રજ્વલિત બાણો છોડીને કર્ણનાં મર્મસ્થાનોને છેદવા લાગ્યો. પછી તેણે તેની છાતીમાં યમદંડ જેવાં નવ બાણ માર્યાં. આ પ્રમાણે વારંવાર પ્રહાર થવાથી કર્ણ ખૂબ દુઃખી થવા લાગ્યો. તેની મુઠી ઉઘડી ગઇ અને ધનુષ તથા બાણ નીચે પડી ગયાં. તે રથમાં જ બેઠેલ બની નીચે પડી ગયો.

અર્જુન શ્રેષ્ઠ હતો અને શ્રેષ્ઠ પુરુષોના વ્રતનું પાલન કરતો હતો. તેણે જ્યારે કર્ણને સંકટમાં પડેલો જોયો ત્યારે તેણે તેને મારવાનો વિચાર છોડી દીધો. આ જોઇ તરત જ ભગવાન બોલી ઉઠ્યા, 'આ બેદરકારી કેવી ! બુદ્ધિમાન પુરુષ સંકટમાં પડેલા શત્રુને મારીને ધર્મ અને યશ પ્રાપ્ત કરે છે. તું પણ તેનો નાશ કરવાની ઉતાવળ કર. જો તે પહેલાંની માફક શક્તિશાળી થઇ જશે તો પછી તારા ઉપર આક્રમણ કરશે.' ત્યારે અર્જુને કહ્યું: 'બહુ સારું ભગવન ! એમ જ કરીશ' એમ કહીને તેણે શ્રીકૃષ્ણનું સન્માન કર્યું અને તરત જ ઉત્તમ બાણોનો પ્રહાર શરૂ કર્યો. તેણે 'વત્સદન્ત' નામવાળાં બાણોથી કર્ણને તેના રથ અને ઘોડા સહિત ઢાંકી દીધો અને પુંખ ભાગથી ચારે દિશાઓને બાણોથી આચ્છાદિત કરી દીધી.

ત્યારપછી જ્યારે કર્ણ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે ધૈર્ય ધારણ કરીને અર્જુનને દશ અને શ્રીકૃષ્ણને છ બાણોથી વિંધી નાખ્યા. હવે અર્જુને કર્ણ ઉપર એક ભયંકર બાણ છોડવાનો વિચાર કર્યો. આ બાજુ કર્ણના વધનો પણ વખત આવી પહોંચ્યો હતો. તે વખતે કાળે અદૃશ્ય રહીને કર્ણને બ્રાહ્મણે આપેલો શાપ યાદ કરાવ્યો અને તેના વધની સૂચના આપતાં કહ્યું, 'હવે પૃથ્વી તારા રથનાં પૈડાં ગળવા ઇચ્છે છે' તે વખતે પરશુરામે આપેલા અસ્ત્રને તે ભૂલી ગયો. અહિં પૃથ્વી બ્રાહ્મણના શાપ અનુસાર તેના રથનાં બન્ને પૈડાં



ગળવા લાગી. રથ ડગમગવા લાગ્યો અને તેનું એક પૈડું જમીનમાં ઊતરવા લાગ્યું.

આ પ્રમાણે જ્યારે પૈડું જમીનમાં ગરવા લાગ્યું ત્યારે પરશુરામે આપેલાં અસ્ત્રો તે ભૂલી ગયો અને સર્પમુખ બાણ પણ વિફળ ગયું. હવે કર્ણ ખૂબ ગભરાયો. આ પ્રમાણે જ્યારે અનેક સંકટો એક સાથે આવ્યા

તે શોકમાં ડૂબી ગયો ત્યારે હાથ હલાવી હલાવીને ધર્મની નિંદા કરવા લાગ્યો—'ધર્મવેત્તા લોકો હંમેશાં કહે છે કે ધર્મ અવશ્ય મનુષ્યની રક્ષા કરે છે હું પણ શાસ્ત્રમાં કહ્યા અનુસાર અને મારી શક્તિ પ્રમાણે ધર્મનું પાલન કરું છું. પરંતુ આજ ધર્મ મને મારે છે, બચાવતો નથી. એટલા માટે હું તો એમ માનું છું કે ધર્મ હંમેશાં પોતાના ભક્તોની રક્ષા કરતો નથી.'

જ્યારે કર્ણ આ વાતો કહેતો હતો તે વખતે તેનો સારથી અને તેના ઘોડા લથડી રહ્યા હતા. તે પોતે પણ અર્જુનનાં બાણોથી વિંધાઈ રહ્યો હતો. મર્મસ્થાનોમાં ઘા થવાથી તે દુઃખી થઈ રહ્યો હતો. હવે કામ કરવાની શક્તિ તેનામાં ન હતી. તેથી તે ધર્મની નિંદા કર્યા કરતો હતો. ત્યારપછી તેણે શ્રીકૃષ્ણને ત્રણ અને અર્જુનને સાત ભયંકર બાણ માર્યાં, ત્યારે અર્જુને પણ કર્ણને વજ્ર જેવાં ભયંકર સત્તર બાણ માર્યાં. તે તેના શરીરને વિંધીને પૃથ્વી ઉપર જઈ પડયા. આ પ્રહારથી કર્ણ કાંપી ઊઠયો પણ બળપૂર્વક પોતાના શરીરને સ્થિર રાખી તેણે બ્રહ્માસ્ત્ર પ્રકટ કર્યું. આ જોઈને અર્જુને પણ પોતાનાં બાણોને અભિમન્ત્રિત કરી કર્ણ ઉપર તેમની વર્ષા શરૂ કરી. પરંતુ સામે આવતાં જ કર્ણે તેમને કાપી નાખ્યાં. ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણે કહ્યું, 'પાર્થ! રાધાનંદન કર્ણ તારાં બાણોનો નાશ કરી નાખે છે, તેથી હવે તું કોઈ ઉત્તમ અસ્ત્રનો પ્રયોગ કર.' આ સાંભળી અર્જુન સાવધ થઈ ગયો. તેણે મંત્ર ભણીને પોતાના ધનુષ ઉપર બ્રહ્માસ્ત્રને પ્રકટ કર્યું, અને બાણોથી બધી દિશાઓને ઘેરી લઈ કર્ણને મારવા લાગ્યો. ત્યારે કર્ણે ચકચકિત બાણોથી અર્જુનના ધનુષની દોરી કાપી નાખી. અર્જુને બીજી દોરી ચઢાવી પરંતુ કર્ણે તેને પણ કાપી નાખી. એ પ્રમાણે તેણે ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, આઠમી, નવમી, દશમી અને અગીઆરમી વખત ચઢાવેલી દોરીને પણ કાપી નાખી. પરંતુ અર્જુન પાસે સો દોરીઓ હતી તે કર્ણ જાણતો ન હતો. તેણે ફરીથી નવી દોરી ચઢાવી અને તેને અભિમન્ત્રિત કરીને કર્ણ ઉપર બાણવર્ષા શરૂ કરી. તે વખતે કર્ણે પોતાના અસ્ત્રથી અર્જુનના અસ્ત્રને કાપી નાખીને અદ્ભુત પરાક્રમ દેખાડ્યું.

અહિં શ્રીકૃષ્ણે અર્જુનને કર્ણનાં બાણોથી પીડિત થયેલ જોયો ત્યારે કહ્યું. 'અર્જુન! અસ્ત્ર લઈને બળપૂર્વક પ્રહાર શરૂ કર.' ત્યારે તેણે મન્ત્ર ભણીને રૌદ્રાસ્ત્રને ધનુષ ઉપર ચઢાવ્યું. અને તેને કર્ણ પર છોડવાનો વિચાર કર્યો. એટલામાં કર્ણના રથનું પૈડું જમીનમાં વધારે ખૂંચી ગયું. તે જોઈને કર્ણ તરત રથ ઉપરથી ઊતરી પડયો. અને બન્ને હાથે રથના પૈડાને બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેણે સાત ટાપુવાળી આ



૭૩૩

પૃથ્વીને પર્વત અને વન સહિત ચાર આંગળાથી ઊંચી કરી, પણ ખૂંચેલું પૈડું નીકળ્યું નહિ. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે અર્જુન તરફ જોઈને કહેવા લાગ્યો. 'કુન્તીનન્દન! તું મોટો ધનુર્ધર છે. જ્યાંસુધી હું આ ખૂંચી ગયેલું પૈડું બહાર ન કાઢું ત્યાંસુધી ક્ષણભર રોકા. તારે નીચ પુરુષોના માર્ગમાં ન ચાલવું જોઈએ. તારે માટે તો શ્રેષ્ઠ પુરુષોનું આચરણ જ ઉચિત છે. જેના માથાના વાળ વિખરાઈ ગયા છે, જે પીઠ બતાવીને ભાગી જાય છે, બ્રાહ્મણ છે, હાથ જોડી રહ્યો છે, શરણમાં આવ્યો છે, અને પ્રાણરક્ષા માટે પ્રાર્થના કરી રહ્યો છે, જેણે પોતાનાં હથિયાર છોડી દીધાં છે, જેની પાસે બાણ નથી, જેનું કવચ તૂટી ગયું છે, અસ્ત્રશસ્ત્રો તૂટી ગયાં છે, પડી ગયો છે, એવા યોદ્ધા ઉપર ઉત્તમ વ્રતનું આચરણ કરનાર યોદ્ધો શસ્ત્ર ચલાવતો નથી. તમે પણ સંસારના મોટા વીર અને સદાચારી છો, યુદ્ધ-ધર્મને જાણનાર છો. તમે ઉપનિષદોનો અભ્યાસ કર્યો છે, તમે દિવ્ય અસ્ત્રોના જાણનાર અને ઉદાર હૃદયવાળા છો. જ્યાંસુધી હું આ ખૂંચી ગયેલા

પૈડને બહાર ન કાઢું ત્યાંસુધી રોકાઈ જા. તું રથ ઉપર છે અને હું જમીન ઉપર છું. વળી હું ગભરાયેલો છું. માટે મારા ઉપર પ્રહાર કરવો યોગ્ય નથી.'

કર્ણની વાત સાંભળીને રથ ઉપર બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણે કર્ણને કહ્યું, 'રાધાનન્દન ! સૌભાગ્યની વાત છે કે અત્યારે તું ધર્મની વાત યાદ કરે છે. ખરેખર, એવું જોવામાં આવે છે કે નીચ મનુષ્ય વિપત્તિમાં પડીને


૭૩૪

પ્રારબ્ધની જ નિન્દા કરે છે, પોતાનાં કુકર્મોની નહિ. કર્ણ ! પાંડવોના વનવાસનું તેરમું વર્ષ પૂરું થયા છતાં પણ તેં તેમને રાજ્ય પાછું આપ્યું નહિ તે વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો ? તારી સલાહ લઈને જ્યારે દુર્યોધને ભીમસેનને ઝેર ભેળવેલું ભોજન કરાવ્યું અને તેને સર્પો કરડાવ્યા ત્યારે તારો ધર્મ ક્યાં હતો ? વારણાવતમાં લાક્ષાભવનમાં સૂતેલા પાંડવોને બાળી નાખવાની જ્યારે વ્યવસ્થા કરી ત્યારે તારો ધર્મ ક્યાં ગયો હતો ! ભરી સભામાં દુઃશાસનના કબજામાં રહેલી રજસ્વલા દ્રૌપદીનું લક્ષ્ય કરી જ્યારે તેની મશ્કરી કરી ત્યારે તારો ધર્મ ક્યાં ચાલ્યો ગયો હતો ! યાદ છે ને ! તેં દ્રૌપદીને કહ્યું હતું, 'કૃષ્ણે ! પાંડવો નાશ પામી ગયા, હંમેશ માટે નરકમાં પડયા. હવે તું બીજા કોઈને તારો પતિ બનાવ.' આમ કહીને જ્યારે તું તેની તરફ આંખો ફાડીફાડીને જોવા લાગ્યો હતો તે વખતે તારો ધર્મ ક્યાં ગયો હતો ? પછી રાજ્યના લોભથી તે શકુનિની સલાહ લઈને જ્યારે પાંડવોને બીજીવાર જુગાર માટે બોલાવ્યા તે સમયે તારો ધર્મ ક્યાં ચાલ્યો ગયો હતો ? અભિમન્યુ બાળક હતો અને એકલો જ હતો, તો પણ તમે અનેક મહારથીઓએ જ્યારે તેને ચારે બાજુથી ઘેરી લઈને મારી નાખ્યો, એ વખતે જો ધર્મ ન હતો તો આજે પણ ધર્મનું નામ પોકારવાથી અને બકવાદ કરવાથી શું લાભ છે ? હવે ગમે તેટલો ધર્મ કરી નાખે પણ તારો છુટકારો થવાનો નથી. પુષ્કરે રાજા નળને જુગારમાં જીતી લીધો હતો પરંતુ તેણે પોતાના પરાક્રમથી ફરીથી પોતાનું રાજ્ય અને યશ મેળવ્યો. એ પ્રમાણે નિર્લોભી પાંડવો પણ પોતાના હાથોના બળથી શત્રુઓનો સંહાર કરીને પોતાનું રાજ્ય પ્રાપ્ત કરશે. તથા આ મહાપુરુષોના હાથથી જ ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ થઈ જશે.'

ભગવાન્ વાસુદેવના આ પ્રમાણે કહેવાથી કર્ણે શરમથી પોતાનું માથું નમાવી દીધું. તે કંઈ જવાબ વાળી શક્યો નહિ.

---

## કર્ણનો વધ અને શલ્યનું દુર્યોધનને સાંત્વન આપવું

સંજય કહે છે—મહારાજ ! ત્યારપછી કર્ણ ધનુષ લઈને ખૂબ જોરથી અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે વખતે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, 'તું કર્ણને દિવ્ય અસ્ત્રથી જ ઘાયલ કરીને મારી નાખ.' ભગવાનના આ પ્રમાણે કહેવાથી અર્જુનને કર્ણે કરેલા અત્યાચારો યાદ આવ્યા. પછી તો તેને ખૂબ ક્રોધ ચઢ્યો. એના રુંવેરુંવામાં આગ લાગી ઊઠી. તેના શરીરમાંથી જ આગના તણખા પડવા લાગ્યા. આ એક આશ્ચર્યકારક વાત થઈ. આ જોઈને કર્ણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. અને અર્જુને તેને બ્રહ્માસ્ત્રથી જ દબાવી દીધું. તે પછી તેણે કર્ણને લક્ષ્ય કરી આગ્નેય અસ્ત્ર છોડ્યું, તે પોતાના તેજથી ખૂબ પ્રજ્વલિત દેખાતું હતું. પરંતુ કર્ણે તેને વારુણાસ્ત્રથી શાંત કરી દીધું. આથી આકાશમાં વાદળાં ચડી આવ્યાં અને ચારે દિશાઓમાં ઘોર અંધકાર છવાઈ ગયો. પરંતુ અર્જુને તેથી ગભરાયા વગર વાયવ્યાસ્ત્રના પ્રયોગથી તે બધાં વાદળાંને હટાવી દીધાં.

ત્યારે સૂતપુત્ર કર્ણે અર્જુનને મારવા માટે બળતી આગ જેવું એક ભયંકર બાણ ધનુષ ઉપર ચઢાવ્યું. તેથી પર્વતો અને વન સહિત આખી પૃથ્વી ડોલવા લાગી. કર્ણે તેને છોડ્યું અને તે બાણે અર્જુનની છાતી છેદી નાખી. ખૂબ ઊંડી ચોટ થવાથી તેને ચક્કર આવ્યા. હાથ ઢીલા થઈ ગયા અને ગાંડીવ ધનુષ ખસવા લાગ્યું અને તેનું આખું શરીર કાંપવા લાગ્યું. આ વખતે કર્ણ રથ ઉપરથી કૂદી પડ્યો અને રથનું પૈડું જમીનમાંથી ખેંચી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ દૈવવશાત્ તે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ ગયો.

એટલામાં અર્જુનને ચેતન આવ્યું અને તેણે યમ-દંડના જેવું ભયંકર બાણ હાથમાં લીધું. એ વખતે શ્રીકૃષ્ણે કહ્યું, 'કર્ણ રથ ઉપર ચઢે તે પહેલાં જ તેનું માથું કાપી નાખો.' બહુ સારું કહી અર્જુને ભગવાનની આજ્ઞા સ્વીકારી કર્ણની ધ્વજા ઉપર પ્રજ્વલિત બાણ માર્યું. ધ્વજા તૂટી ગઈ અને તેના પડવાની સાથે જ કૌરવોનો યશ, ઘમંડ, વિજય, અભીષ્ટ વસ્તુઓ મેળવવાની આશા તથા હૃદયનું પણ પતન થઈ ગયું. તે વખતે ખૂબ જોરથી હાહાકાર થઈ રહ્યો. હવે અર્જુન કર્ણને મારવા માટે ઉતાવળ કરવા લાગ્યો. તેણે પોતાના ભાથામાંથી ઇન્દ્રના વજ્ર જેવું અને યમરાજના દંડ જેવું એક અંજલિક નામનું બાણ કાઢ્યું. તેની લંબાઈ લગભગ ત્રણ હાથની હતી. તે ખૂબ વેગથી ચાલતું હતું. તે બાણ ચારે બાજુ ફેલાયેલા, અગ્નિ જેવું ઘોર તથા પિનાક અને સુદર્શન ચક્ર જેવું ભયંકર હતું. અર્જુને તે અસ્ત્રને ગાંડીવ ઉપર ચઢાવ્યું અને તેને ખેંચીને કહ્યું, જો મેં તપ કર્યું હોય, ગુરુને સેવાથી પ્રસન્ન રાખ્યા હોય, યજ્ઞ કર્યો હોય અને હિતેચ્છુ મિત્રોની વાતો ધ્યાન દઈને સાંભળી હોય તો એ સત્યના પ્રભાવથી આ બાણ મારા પ્રચંડ શત્રુ કર્ણનો નાશ કરે એમ કહીને તેણે તે બાણ કર્ણનો વધ કરવાના ઉદ્દેશથી તેની તરફ છોડ્યું. તેના હાથમાંથી છૂટતાં જ તે સૂર્યના જેવું પ્રકાશિત થયું. ચારે દિશાઓમાં અજવાળું ફેલાઈ ગયું. દિવસનો ત્રીજો પહોર ચાલતો હતો. તે વખતે અર્જુને આ બાણથી કર્ણનું માથું કાપી નાખ્યું. અંજલિકથી કપાયેલું માથું પૃથ્વી પર પડ્યું અને તેનું ધડ પણ લોહીની ધાર વહાવતું જમીન ઉપર પડ્યું. તે વખતે કર્ણના શરીરમાંથી તેજ નીકળીને આકાશમાં ફેલાઈ ગયું અને સૂર્યમંડળમાં વિલીન થઈ ગયું. આ



અદ્ભુત દૃશ્યને ત્યાં ઊભા રહેલા દરેક માણસે પોતાની આંખોથી જોયું.

અર્જુને કર્ણને મારી નાખેલો જોઈને પાંડવ પક્ષના યોદ્ધા ખૂબ જોરથી શંખ ફૂંકવા લાગ્યા. શ્રીકૃષ્ણ, અર્જુન તથા નકુળ-સહદેવે પણ હર્ષમાં આવીને પોતપોતાના



શંખ વગાડયા. સોમકોએ સેના સહિત સિંહનાદ કર્યો. બીજા યોદ્ધાઓએ પણ ખૂબ પ્રસન્ન થઈને વાજાં વગાડવાં શરૂ કરી દીધાં. કેટલાએ રાજાઓ આવીને અર્જુનને ભેટયા. કેટલાએ એકબીજાને ભેટીને નાચવા લાગ્યા.

કર્ણના શરીરને લોહીથી લથપથ થઈને પૃથ્વીપર પડેલું જોઈ મદરાજ શલ્ય તે તૂટી ગયેલી ધ્વજાવાળો રથ લઈ ત્યાંથી નાસી ગયો. કર્ણના મૃત્યુના સમાચાર સાંભળી કૌરવ પક્ષના બીજા યોદ્ધાઓ પણ ભયભીત થઈને નાસી ગયા. તે વખતે દુર્યોધનની આંખોમાં આંસુ ભરાઈ ગયાં. તે વારંવાર શ્વાસ લેવા લાગ્યો. બન્ને પક્ષના યોદ્ધાઓ કર્ણની લાશ જોવા માટે તેની આસપાસ ટોળે વિંટળાઈ ગયા. કોઈ આનંદિત હતું તો કોઈ ભયભીત હતું. કોઈના ચહેરા ઉપર શોક પ્રસરેલો હતો તો કોઈના ચહેરા ઉપર આનંદ. જેની જેમની પ્રકૃતિ હતી તેવા પ્રકારના હર્ષ કે શોકમાં તેઓ મગ્ન થએલા હતા.

કર્ણના મરણના આનંદથી ભીમસેને ભયંકર સિંહનાદ કરીને પૃથ્વી અને આકાશ કંપાવી નાખ્યું. તે ધૃતરાષ્ટ્રના પુત્રોને ડરાવતો તાળીઓ પાડીને નાચવા-કૂદવા લાગ્યો. સોમક, સંજય તથા બીજા ક્ષત્રિયો પણ ખૂબ હર્ષમાં આવીને એકબીજાને છાતીએ લગાડતા શંખનાદ કરવા લાગ્યા. તે વખતે મદરાજ શલ્યનું ચિત્ત ઠેકાણે ન હતું. તે રાજા દુર્યોધન પાસે જઈને આંસુ વહાવતાં ખૂબ દુઃખ સાથે કહેવા લાગ્યો, 'રાજન્! તમારી સેનાના હાથી, ઘોડા, રથ અને યોદ્ધા નષ્ટભ્રષ્ટ થઈ ગયા, જાણે કે તેમની ઉપર યમરાજનું આધિપત્ય થઈ ગયું. આજે કર્ણ અને અર્જુન વચ્ચે જેવું યુદ્ધ થયું હતું તેવું કદી પહેલાં થયું ન હતું. કર્ણે ચઢાઈ કરીને શ્રીકૃષ્ણ, અર્જુન તથા બીજા શત્રુઓને કાબુમાં લઈ લીધા હતા, પરંતુ કાંઈ સારૂં પરિણામ ન આવ્યું નક્કી દૈવ પાંડવોને આધીન થઈને કામ કરી રહ્યું છે. તે તેમનું રક્ષણ કરે છે અને અમારો નાશ કરે છે. તમારા



અર્થની સિદ્ધિ માટે પ્રયત્ન કરતા બધા વીરો શત્રુઓના હાથથી માર્યા ગયા તેનું આ જ કારણ છે. તમારી સેનાના પ્રમુખ વીરો કુબેર, યમ અને કુબેર સમાન પ્રભાવશાળી હતા. તેઓમાં પરાક્રમ, શૌર્ય, બળ, તેજ અને બીજા ઘણા ઉત્તમ ગુણો હતા. તેઓ એક રીતે અવધ્ય હતા છતાં પણ તેમને પાંડવોએ મારી નાખ્યા. તેથી હે ભારત! તમે શોક ન કરો. આ બધો પ્રારબ્ધનો ખેલ છે. બધાને હમેશાં સિદ્ધિ નથી મળતી, એમ ધારીને હિંમત રાખો.'

મદરાજની આ વાત સાંભળીને અને મનમાં પોતે કરેલ અન્યાયોનું પણ સ્મરણ કરીને દુર્યોધન ખૂબ ઉદાસ થઈ ગયો. તેની બુદ્ધિ કાંઈ કામ કરતી ન હતી. ખૂબ દુઃખથી પીડિત થઈને તે વારંવાર ઉચ્છ્વાસ લેતો હતો.

---

## ભીમ અને અર્જુન વગેરેના ભયથી દુર્યોધનના રોકવા છતાં કૌરવ સેનાનું નાસી જવું તથા બન્ને બાજુની સેનાઓનું શિબિરમાં જવું

સંજય કહે છે—મહારાજ! તે વખતે કૌરવ-સૈનિકો ભીમસેનના ભયથી વ્યાકુળ થઈને નાસી રહ્યા હતા. તેમની આ દશા જોઈને દુર્યોધન હાહાકાર કરીને ઊઠ્યો અને પોતાના સારથીને કહ્યું, 'સૂત! તું ધીરે ધીરે ઘોડાઓને આગળ લઈ જા. હું હાથમાં ધનુષ લઈને આપણી બધી સેનાની પાછળ ઊભો રહીશ. તે વખતે અર્જુન મને હરાવી શકશે નહિ. જો તે મારી સાથે લડવા આવશે તો ચોક્કસ હું તેને મારી નાખીશ..

આજે હું અર્જુન શ્રીકૃષ્ણ તથા તથા ઘમંડી ભીમસેનને બચી ગયેલા બીજા શત્રુઓ સહિત મારી નાખીશ અને કર્ણના ઋણથી મુક્ત થઈશ.'

દુર્યોધનની આ શૂરવીરો જેવી વાત સાંભળીને સારથીએ ઘોડાઓને આગળ ચલાવ્યા. તમારી બાજુથી યુદ્ધ માટે પચીસ હજાર પાયદળ ઊભું હતું. તેને ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ને પોતાની ચતુરંગિણી સેનાથી ઘેરી લીધું અને બાણોથી મારવું શરૂ કરી દીધું. તે સૈનિકો પણ તેમનો સામનો કરવા લાગ્યા. ભીમ ધર્મયુદ્ધ કરવાવાળો હોવાથી પોતે રથ ઉપર બેસીને પાયદળ સાથે ન લડયો. તે વખતે ભીમસેન હાથમાં ગદા લઈને રથમાંથી ઊતરી પડીને તે બધાંની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેને પોતાના બાહુબળનો પૂરો વિશ્વાસ હતો. હાથમાં ગદા લઈને આજ પછી મારક મહાબળવાન ભીમસેને આપના પચીસ હજાર યોદ્ધાઓને મારી નાખ્યા, એક બાજુથી અર્જુને રથીઓની સેના ઉપર ધસારો કર્યો અને બીજી બાજુથી નકુળ, સહદેવ તથા સાત્યકિ દુર્યોધનની




સેનાનો સંહાર કરતાં કરતાં શકુનિ ઉપર તૂટી પડયા. શકુનિના ઘણા ઘોડે સ્વારોને પોતાનાં તીક્ષ્ણ બાણો મારીને તેઓ આગળ દોડયા. પછી આ ચારે યોદ્ધાઓનું ભયંકર યુદ્ધ થયું. અહિં અર્જુનને આવતો જોઈને તમારા યોદ્ધાઓ બીકના માર્યા નાસવા લાગ્યા, ઘણાંના રથ ભાંગી ગયા, ઘણા સારથિના મારથી અત્યંત દુઃખી થવા લાગ્યા. આ પ્રમાણે અર્જુનના હાથથી માર્યાં જઈને પચીસ હજાર યોદ્ધાઓ કાળના મોંમાં સમાઈ ગયા.

અહિં ધૃષ્ટદ્યુમ્નના ડરથી તમારા સૈનિકોમાં વિક્ષેપ પડી ગયા. ચેકિતાન, શિખંડી અને દ્રૌપદીના પુત્રો તમારી મોટી સેનાનો સંહાર કરી શંખ વગાડવા લાગ્યા. તેમણે આપના નાસી જતા સૈનિકોનો પણ પીછો પકડયો. પછી અર્જુને ફરીથી રથસેના પર ચિચાઈ કરી અને પોતાના વિશ્વવિખ્યાત ગાંડીવનો ટંકાર કરતાં તેણે બધાને બાણોથી ઢાંકી દીધા. પૃથ્વી ઉપર પુષ્કળ ધૂળ ઊડી અને ચારે બાજુએ ગાઢ અંધકાર છવાઈ ગયો. કોઈને કંઈ દેખાતું ન હતું. તે વખતે વળી કૌરવસેના નાસવા લાગી. આ જોઈને આપના પુત્ર દુર્યોધને શત્રુઓ ઉપર હુમલો કર્યો અને પાંડવોને યુદ્ધ માટે લલકાર્યા. પાંડવસેના દુર્યોધન ઉપર તૂટી પડી. તેણે પણ ક્રોધથી ભરાઈને હજારો યોદ્ધાઓને મારી નાખ્યા. તે યુદ્ધમાં અમે દુર્યોધનનો અદ્ભુત પુરુષાર્થ જોયો. તે એકલો હોવા છતાં બધા પાંડવ વીરો સાથે યુદ્ધ કરી રહ્યો હતો.

દુર્યોધને જ્યારે પોતાની સેના પર દૃષ્ટિ કરી તો તેણે બધાને દુઃખી જોયા, ત્યારે તેણે બધાનો ઉત્સાહ વધારતાં કહ્યું, 'યોદ્ધાઓ! હું જાણું છું કે તમો ભયથી કાંપી રહ્યા છો પરંતુ મારી જાણમાં એવો એક પણ દેશ નથી કે જ્યાં તમે નાસી જાઓ અને ત્યાં પાંડવોથી તમારા દેહનું રક્ષણ થાય. એથી દયામાં નાસવાથી શો લાભ છે? હવે શત્રુઓ પાસે થોડી જ સેના રહી ગઈ છે. શ્રીકૃષ્ણ અને અર્જુન પણ ઘાયલ થઈ ગયા છે, આજે હું એ બધા લોકોને મારી નાખીશ. આપણો વિજય નક્કી જ છે. જેટલા ક્ષત્રિયો અહિં આવેલા છે તેઓ ધ્યાન દઈને સાંભળી લો, જ્યારે મોત શૂરવીર અને કાયર બન્નેને મારે છે તો મારા જેવો ક્ષત્રિયવ્રતનું પાલન કરનાર હોય એવો કોણ મૂર્ખ છે કે જે યુદ્ધ નહિ કરે? આપણો શત્રુ ભીમસેન ક્રોધે ભરાયો છે. જો નાસી જશો તો તેના હાથમાં પડીને તમો માર્યા જશો. માટે બાપદાદાઓના આચરણનું પાલન કરો અને ક્ષત્રિય ધર્મનો ત્યાગ ન કરો. ક્ષત્રિય માટે યુદ્ધમાંથી નાસી જવા સિવાય બીજું મોટું પાપ નથી. તરા ધર્મયુદ્ધ સિવાય સ્વર્ગનો બીજો કોઈ માર્ગ નથી. લડાઈમાં મરેલો યોદ્ધો તુરત સ્વર્ગપ્રાપ્ત કરે છે.'

આપનો પુત્ર આ પ્રમાણે વ્યાખ્યાન કરતો જ રહી ગયો. પરન્તુ ઘાયલ થએલા સૈનિકોએ તેની વાત ન સાંભળી. બધા જ ચારે દિશામાં નાસી ગયા. તે વખતે મહારાજ




શલ્યે દુર્યોધનને કહ્યું, 'મહારાજ! જરા-આ રણભૂમિ તરફ તો જુઓ, કેટલા મનુષ્યો અને ઘોડાઓની લાશો પડી છે. પર્વત જેવા હાથીઓ બાણોથી છિન્નભિન્ન થઈને મરેલા પડયા છે. અને આ શૂરવીર સૈનિકો અનેક પ્રકારના ભોગ, વસ્ત્ર, આભૂષણો, સ્ત્રી-પુત્રો, સુખ તથા શરીરનો પણ ત્યાગ કરીને ધર્મની પરાકાષ્ઠાનું પાલન કરતાં કરતાં પોતાના યશ સાથે સ્વર્ગ આદિ લોકમાં પહોંચી ગયા છે.-દુર્યોધન! હવે આ સૂર્ય અસ્ત થવા આવ્યો છે.- તમે પણ છાવણી તરફ ચાલ્યા જાઓ.'

રાજા શલ્ય આટલું કહી બંધ થઈ ગયો. તેનું ચિત્ત શોકથી વ્યાકુળ થઈ રહ્યું હતું. અહિં દુર્યોધનની પણ દયાજનક સ્થિતિ હતી. તે આર્ત થઈને-'હે કર્ણ, હે કર્ણ' પોકારી રહ્યો હતો. તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. અશ્વત્થામા તથા બીજા રાજાઓ આવીને તેને વારંવાર ધીરજ આપતા હતા. બધા કૌરવો કર્ણના વધથી દુઃખી હતા. તેઓ-'હે કર્ણ, હે કર્ણ!' પોકારતા ખૂબ જલદીથી શિબિરમાં ચાલ્યા ગયા. દેવતાઓ અને ઋષિઓ પણ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. પશુ-પક્ષીઓ પોતપોતાની મોજ અનુસાર આકાશ અને પૃથ્વીનાં સ્થાનોમાં ચાલ્યાં. નાગ માનુષો કર્ણ અને અર્જુનનો અદ્ભુત સંગ્રામ જોઈને આશ્ચર્ય પામતા બન્નેનાં વખાણ કરતા જતા હતા




મહારાજ! ઉત્તમ યાચકોને કર્ણે હમેશાં કહ્યું છે કે 'હું આપીશ.' કદી પણ 'મારી પાસે નથી' એવા ઉદ્‌ગાર તેના મોંમાંથી નીકળ્યા નથી. એવો સત્પુરુષ કર્ણ પણ અર્જુનના હાથે માર્યો ગયો. તેનું બધું જ ધન બ્રાહ્મણોના કબજામાં હતું. બ્રાહ્મણો માટે તે પોતાના પ્રાણ પણ આપવાની આનાકાની કરતો ન હતો. જે મહાદાનેશ્વર તથા મહારથી હતો, તે કર્ણ આપના પુત્રોની વિજયની આશા, સુખ અને રક્ષણ-બધું જ સાથે લઈને સ્વર્ગમાં ચાલ્યો ગયો. કર્ણના માર્યા ગયા પછી જ્યારે સૂર્ય અસ્ત થયો ત્યારે મંગળ તથા બુધ વક્ર ગતિથી ઉદય પામ્યા. પૃથ્વીમાં ગડગડાટ થવા લાગ્યો. ચારે દિશાઓમાં આગ લાગી. તેમાં ધૂમાડો છવાઈ ગયો. સમુદ્રોમાં તોફાન ઊઠ્યું, ગર્જનાઓ થવા લાગી, બધાં પ્રાણીઓ દુઃખી થવા લાગ્યાં અને બૃહસ્પતિ રોહિણીને ઘેરીને ચન્દ્રમા તથા સૂર્યની પેઠે તેજસ્વી રૂપમાં પ્રકટ થયા. તે વખતે પૃથ્વી કંપી, ઉલ્કાપાત થવા લાગ્યો તથા આકાશમાં ઊભા રહેલા દેવતાઓ હાહાકાર કરી ઊઠયા,

આ પ્રકારે કર્ણના માર્યા પછી આનંદથી ભરાઈને શ્રીકૃષ્ણ તથા અર્જુને સોનાની જાળીથી મઢેલા સફેદ શંખ હાથમાં લઈને હોઠે લગાડયા અને એકીસાથે વગાડવાનું શરૂ કર્યું. તેના અવાજથી શત્રુઓનું હૃદય ચીરાવા લાગ્યું. પાંચજન્ય અને દેવદત્તના ગંભીર અવાજથી પૃથ્વી, આકાશ તથા દિશાઓ ગૂંજવા લાગી. આ શંખનાદ સાંભળતા જ બધા કૌરવ સૈનિકો મદ્રરાજ શલ્ય અને રાજા દુર્યોધનને રણભૂમિમાં છોડીને ચાલ્યા ગયા. તે વખતે બધા લોકોએ ભેગા થઈને શ્રીકૃષ્ણ તથા અર્જુનનું સન્માન કર્યું. તે બન્ને ઉદય પામેલા સૂર્ય અને ચન્દ્રમા જેવા લાગતા હતા, તેમના પરાક્રમની તુલના કરી શકતી ન હતી. તેઓ પોતાના શરીરમાંથી બાણ કાઢી નાખીને મિત્રમંડળથી ઘેરાઈ પોતાની છાવણીમાં જઈ પહોંચ્યા. જ્યારે કર્ણ માર્યો ગયો તે વખતે દેવતાઓ ગંધર્વો, મનુષ્યો, ચારણો, મહર્ષિઓ, યક્ષો તથા નાગલોકોએ વિજય તથા અભ્યુદયની ઇચ્છા પ્રગટ કરતાં તે બન્નેની પૂજા કરી. બધાએ તેમના ગુણોની પ્રશંસા કરી.

કર્ણના મૃત્યુ પછી જ્યારે કૌરવોના હજારો યોદ્ધા ભયભીત થઈને નાસી ગયા ત્યારે તમારા પુત્રે રાજા શલ્યની સલાહ માનીને યુદ્ધ બંધ કરવાની આજ્ઞા કરી અને સેનાને એકત્રિત કરીને પાછો વળ્યો મરતાં બચેલી નારાયણી સેના સાથે કૃતવર્મા, હજારો ગાંધારો સાથે શકુનિ તથા હાથીઓની સેના સાથે કૃપાચાર્ય પણ શિબિર તરફ પાછા વળ્યા. અશ્વત્થામા પણ પાંડવોનો વિજય જોઈને વારંવાર ઉચ્છ્વાસ લેતો લેતો છાવણી તરફ ચાલ્યો ગયો. બચેલા સંશપ્તકો સાથે સુશર્મા અને દૂરથી ધ્જાવાળા રથ સાથે રાજા શલ્ય પણ ડરતો તેમજ શરમાતો છાવણી તરફ ચાલ્યો. કર્ણનું મૃત્યુ જોઈને બધા કૌરવો ભયથી વ્યાકુળ થઈ કાંપી રહ્યા હતા. તેમના શરીરમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી. તેથી બધા દુઃખી થઈને ચાલ્યા ગયા. હવે તેમને પોતાના જીવન અને રાજ્યની આશા ન રહી. દુર્યોધન દુઃખ અને શોકમાં ડૂબી ગયો હતો. તે ખૂબ પ્રયત્નથી બધાને એકત્ર કરીને છાવણીમાં લઈ આવ્યો. રાજાની આજ્ઞા માનીને બધા સૈનિકોએ શિબિરમાં આવી વિશ્રામ કર્યો. તે બધાની મુખમુદ્રા ફીકી પડી ગઈ હતી.




## કર્ણના વધના સમાચારથી પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરદ્વારા શ્રીકૃષ્ણ અને અર્જુનની પ્રશંસા. રાજા ધૃતરાષ્ટ્ર અને ગાન્ધારીનો શોક તથા કર્ણપર્વના શ્રવણનું માહાત્મ્ય

સંજય કહે છે—રાજન્! આ પ્રમાણે જ્યારે કર્ણ માર્યો ગયો અને કૌરવસેના નાસી ગઈ ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને છાતી સાથે લગાવીને હર્ષપૂર્વક કહ્યું, 'પાર્થ! ઇન્દ્રે વૃત્રાસુરને માર્યો હતો અને તેં કર્ણને માર્યો આજથી સંસારના લોકો વૃત્રાસુર-વધની માફક કર્ણ-વધની કથા કહેશે અને સાંભળશે. તું ઘણા દિવસથી કર્ણનો વધ કરવા ઇચ્છતો હતો. આજે તે કામ પૂરું થયું છે. તેથી ધર્મરાજાને આ સમાચાર કહીને ઋણમુક્ત થઈ જા. તારે અને કર્ણને જ્યારે યુદ્ધ થતું હતું ત્યારે તેઓ પણ તે યુદ્ધ જોવા આવ્યા હતા. પણ ખૂબ ઘાયલ હોવાથી વધારે વખત રોકાઈ શક્યા ન હતા, અને છાવણીમાં ચાલ્યા ગયા હતા. તેથી આપણે તેમની પાસે જવું જોઈએ.'

અર્જુને 'બહુ સારું' કહીને આજ્ઞા સ્વીકારી. પછી ભગવાન્ શ્રીકૃષ્ણે તેજ વખતે રથ વળ્યો. છાવણીમાં પહોંચી તેઓ અર્જુનને સાથે લઈ રાજા યુધિષ્ઠિરને

મહેલમાં યુધિષ્ઠિર તે વખતે સોનાના પલંગ પર સૂતા હતા. શ્રીકૃષ્ણ અને અર્જુને તેમના ચરણોમાં પ્રણામ કર્યા. તે બન્નેની પ્રસન્નતા જોઈને યુધિષ્ઠિર સમજી ગયા કે કર્ણ માર્યો ગયો છે. તેથી તેઓ ઊભા થયા અને આનંદના આંસુ વહાવવા લાગ્યા. પછી તે બન્નેને ભેટીને વારંવાર કુશળના સમાચાર પૂછવા લાગ્યા ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણે રણમેદાનમાં જે કંઈ બન્યું હતું તે બધું તેમને કહ્યું, અને અન્તમાં કર્ણના મૃત્યુના સમાચાર પણ કહ્યા. ત્યારપછી ભગવાને કંઈક હસતાં હસતાં કહ્યું, 'મહારાજ! સૌભાગ્યની વાત છે કે આપ ભીમસેન, અર્જુન તથા નકુલ-સહદેવ કુશળ છે. મહારથી કર્ણ માર્યો ગયો અને આપનો વિજય તથા અભિવૃદ્ધિ થઈ રહી છે, એ પણ ખૂબ આનંદની વાત છે. આજે સૂતપુત્રના આખા શરીરમાં બાણો વાગેલાં છે અને તે જમીન ઉપર પડ્યો છે. આ અવસ્થામાં આપ આપના શત્રુને જઈને જુઓ. મહાબાહો! હવે આપ પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય ભોગવો.'

ભગવાન શ્રીકૃષ્ણની વાત સાંભળીને ધર્મરાજ ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યા, 'દેવકીનન્દન! આ ખૂબ આનંદની વાત બની. આપ સારથી હતા, તેથી જ અર્જુન કર્ણને મારી શક્યો. તે આપની બુદ્ધિનો જ પ્રસાદ છે. તેમાં આશ્ચર્યની કોઈ વાત નથી.' આમ કહીને યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણના બન્ને હાથ પકડી લીધા. પછી બન્નેને કહ્યું, 'નારદજીએ મને કહ્યું હતું કે અર્જુન અને શ્રીકૃષ્ણ પહેલાંના નર અને નારાયણ ઋષિ છે.' તત્ત્વજ્ઞાની વ્યાસજીએ પણ અનેક વાર તેની ચર્ચા કરી હતી. કૃષ્ણ! તમારી જ કૃપાથી આ પાંડુનન્દન અર્જુન શત્રુઓનો સામનો કરીને વિજય મેળવી શક્યો છે. જે દિવસે તમે અર્જુનના સારથી થવાનો સ્વીકાર કર્યો તે દિવસે જ નક્કી થઈ ગયું કે અમારા પક્ષનો વિજય થશે. જ્યારે ભીષ્મ, દ્રોણ અને કર્ણ જેવા વીરો આપની બુદ્ધિથી માર્યા ગયા તો બાકીના તેમના અનુયાયી લોકોને હું મરેલા જ સમજું છું.'

આ પ્રમાણે કહીને રાજા યુધિષ્ઠિર સોનાથી સજાવેલા રથમાં બેસીને રણભૂમિ જોવા ચાલ્યા. ત્યાં જતાં વેંત જ તેમણે જોયું કે નરરત્ન કર્ણ હજારો બાણોથી ઘાયલ થઈને પૃથ્વી ઉપર પડ્યો છે. તે વખતે સુગન્ધિત તેલના હજારો સોનાના દીવા સળગાવ્યા. તેના પ્રકાશમાં બધા લોકોએ કર્ણના શરીરને જોયું. તેનું કવચ છિન્નભિન્ન થઈ ગયું હતું અને શરીર બાણોથી વિંધાઈ ગયું હતું. કર્ણને પુત્રો સહિત મરેલો જોઈને યુધિષ્ઠિરે ફરીથી શ્રીકૃષ્ણ અને અર્જુનની પ્રશંસા કરતાં કહ્યું, 'ગોવિન્દ! આપ વીર અને વિદ્વાન છો અને મારા સ્વામી પણ છો. તમારાથી સુરક્ષિત રહીને આજે ખરેખર હું મારા ભાઈઓ સહિત રાજા થઈ ગયો છું. રાધાનન્દન કર્ણને મરેલો જાણીને દુર્યોધન રાજ્ય અને જીવન બન્ને માટે




નિરાશ થઈ જશે. પુરુષોત્તમ! આપની કૃપાથી અમે કૃતાર્થ થઈ ગયા. ઘણા આનંદની વાત છે કે ગાંડીવધારી અર્જુનનો વિજય થયો.'

આ પ્રમાણે રાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ અને અર્જુનની પ્રશંસા કરી. તે વખતે નકુળ, સહદેવ, ભીમસેન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી તથા પાંડવ, પાંચાલ અને સૃંજય યોદ્ધાઓએ "મહારાજનો અભ્યુદય થાઓ" એમ કહી યુધિષ્ઠિરનું સન્માન કર્યું. પછી શ્રીકૃષ્ણ અને અર્જુનની પ્રશંસા કરતાં કરતાં તેઓ શિબિર તરફ ચાલ્યા ગયા. રાજા ધૃતરાષ્ટ્ર! આપના જ અન્યાયથી આ રોમાંચકારી યુદ્ધ થયું છે. હવે વારંવાર શોક કેમ કરો છો?

વૈશમ્પાયન કહે છે—જનમેજય! આ અપ્રિય સમાચાર સાંભળતાં જ ધૃતરાષ્ટ્ર જડમૂળથી કાપી નાખેલા

ઝાડની જેમ મૂર્ચ્છા આવતાં પડી ગયા. એ પ્રમાણે



દીર્ઘદૃષ્ટિવાળી ગાંધારી પણ પછાડ ખાઈને પડી ગઈ અને ખૂબ વિલાપ કરીને કર્ણના મૃત્યુના શોકમાં ડૂબી ગઈ, તે વખતે ગાંધારીને વિદુરજીએ અને ધૃતરાષ્ટ્રને સંજયે સાન્ત્વન આપ્યું. પછી બન્ને મળીને ધૃતરાષ્ટ્રને સમજાવવા લાગ્યા અને રાજમહેલની સ્ત્રીઓએ ગાંધારીને ગાંધારીને બેઠી કરી. રાજાને ખૂબ દુઃખ થયું. તેમની વિવેકશક્તિ નષ્ટ થઈ ગઈ, તેઓ ચિન્તા અને શોકમાં ડૂબી ગયા. મોહાચ્છન્ન થઈ જવાથી તેમને કંઈ જાતનું ભાન ન રહ્યું. વિદુર અને સંજયે ખૂબ આશ્વાસન આપવાથી પ્રારબ્ધને મોટું માની તેઓ શાંત થઈ બેસી ગયા.

જે માણસ કર્ણ અને અર્જુનના આ યુદ્ધનો સ્વાધ્યાય કરે છે અથવા તેને સાંભળે છે તેને વિધિપ્રમાણે કરેલા યજ્ઞનું ફળ મળે છે. સનાતન ભગવાન વિષ્ણુ યજ્ઞસ્વરૂપ છે. અગ્નિ, વાયુ, ચન્દ્રમા અને સૂર્ય પણ યજ્ઞનું જ સ્વરૂપ છે. તેથી જે માણસ દોષદૃષ્ટિનો ત્યાગ કરી આ યુદ્ધનું વર્ણન સાંભળે છે કે વાંચે છે તે ઉત્તમ લોકોમાં જનાર અને સુખી થાય છે. તથા તેના ઉપર ભગવાન વિષ્ણુ, બ્રહ્મા, તથા શંકર સંતુષ્ટ રહે છે. આ પર્વના સ્વાધ્યાયથી બ્રાહ્મણને વેદ-પાઠનું ફળ મળે છે. ક્ષત્રિયોને બળ તથા યુદ્ધમાં વિજય પ્રાપ્ત થાય છે, વૈશ્યોનું ધન વધે છે અને શૂદ્ર નીરોગી તેમજ સ્વાસ્થ્ય સંપન્ન થાય છે. આ પર્વમાં સનાતન વિષ્ણુના મહિમાનું ગાન થાય છે, તેથી એના પાઠથી મનુષ્યની કામનાઓ પૂર્ણ થાય છે અને તે સુખી થાય છે.

## કર્ણપર્વ સમાપ્ત



અમદાવાદને આંગણે　　　　　શ્રી હરિઃ

## અપૂર્વ અવસર

# શ્રી રામનામ બેંકનું મહત્વનું નિવેદન

મહાગુજરાતની ધાર્મિક જનતાને સુવિદિત છે, કે પ. પૂ. શ્રી 'પુનિત' મહારાજની પ્રેરણાથી અને શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયના સહકારથી, સંવત ૨૦૦૦ની સાલમાં, આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે. કળિયુગમાં ભગવન્નામ એ પ્રભુપ્રાપ્તિનું સુલભ સાધન હોવાથી તેનો પ્રચાર કરવાનો આ સંસ્થાનો મુખ્ય હેતુ છે. અમને જણાવતાં આનંદ થાય છે કે, આ ધ્યેય સિદ્ધ કરવા માટે આ સંસ્થાની લગભગ ૨૫૦ થી ૩૦૦ શાખાઓ, નિઃસ્વાર્થભાવે, અનેકવિધ કેન્દ્રોમાં, પ્રચારકાર્ય કરી રહી છે. અહીં એટલું જણાવવું બસ થશે કે, આ સંસ્થા પાસે અત્યારે લગભગ આઠ—નવ અબજ ભગવન્નામમંત્રો લખાઈને આવી ગયા છે. જનતા-જનાર્દનના શુભાશીર્વાદનો આથી સુંદર અને સચોટ બીજો કયો નમૂનો હોઈ શકે? હજુ પણ વધુ શાખાઓ ખોલીને પ્રચાર કરવાની અમારી ભાવના છે. જ્યાં જ્યાં ગુજરાતી સમાજ વસતા હોય ત્યાં ત્યાં પોતાનું કાર્યક્ષેત્ર વધારવાની ઉચ્ચ ભાવના અમે સેવીએ છીએ. સેવાભાવે જેઓ શાખા ખોલવા ઇચ્છતા હોય તેમણે સંસ્થાનું વિસ્તૃત સૂચિપત્ર મંગાવી લેવું. સૂચિપત્ર વાંચ્યા પછી આપને જરૂર ખાત્રી થશે, કે જગતભરની સર્વ ભગવન્નામપ્રચારક સંસ્થાઓમાં આ સંસ્થા પ્રથમ નંબર ધરાવે છે.

**આ બેંકની યોજનાઓની ટૂંકી માહિતી નીચે મુજબ છેઃ—**

(૧) ૫૧૦૦૦) રામનામ લખવાની, ખાનાંવાળી, નોટની કિંમત ૦-૪-૦ છે. તે નોટ એક માસમાં લખીને પાછી આપનારને બૃહદ્‌ગુજરાતના જાણીતા હરિકીર્તનકાર પૂ. શ્રી 'પુનિત' મહારાજ વિરચિત, 'ભક્તિ-ઝરણું' ના ૧ થી ૨૫ ભાગમાંથી, ગમે તે એક ભાગ, મફત મળશે. અથવા પૂ. શ્રી 'પુનિત' મહારાજનો મોટો રંગીન ફોટો મફત મળશે. બહારગામવાળાઓએ ૦-૬-૦ ની ટીકીટો બીડવી.

(૨) ૧૨૫૦૦૦) રામનામ લખવાની ખાનાંવાળી નોટની કિંમત ૦-૮-૦ છે. તે નોટ બે માસમાં લખીને પાછી આપનારને પૂ. શ્રી 'પુનિત' મહારાજનો મોટો દર્શનીય ત્રિરંગી ફોટો મફત મળશે. બહારગામવાળાઓએ ૦-૧૦-ની ટીકીટો બીડવી.

—(૩) ૫૧૦૦૦) રામનામ લખવાની, ખાનાંવાળી પાંચ નોટોની કિંમત ૧-૪-૦ છે. તે લખીને પાછી આપનારને "શ્રીપુનિતકાવ્યકુંજ"નો ગમે તે એક ભાગ, મફત મળશે. "શ્રીપુનિતકાવ્યકુંજ"ના કુલ ચાર ભાગ છે. પહેલા ભાગમાં 'ભક્તિ-ઝરણું' ભાગ ૧ થી ૫; બીજા ભાગમાં 'ભક્તિ-ઝરણું' ભાગ ૬ થી ૧૦; ત્રીજા ભાગમાં 'ભક્તિ-ઝરણું' ભાગ ૧૧ થી ૧૫ અને ચોથા ભાગમાં 'ભક્તિ-ઝરણું' ભાગ ૧૬ થી ૨૦ નો સમાવેશ કરવામાં આવ્યો છે. પાકા પૂંઠાવાળા "પુનિતકાવ્યકુંજ"ને ત્રિરંગી ફોટા, સોનેરી સુવાક્યો, સુંદર બાઇન્ડીંગ વિગેરેથી સુશોભિત બનાવવામાં આવ્યું છે. ભજનો કાયમ માટે, તિજોરીની જેમ, સચવાય એ દૃષ્ટિએ આ પુસ્તક ચોક્કસ વસાવવું જ જોઈએ. બહારગામવાળા ભાઈઓએ રૂ. ૧-૮-૦ મનીઓર્ડર દ્વારા મોકલવા.

આ ઉમદા કાર્યમાં રસ લેતી જનતા તરફથી, સ્વાભાવિક રીતે જ, અમને એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, 'આ મંત્રો લખાઈ રહ્યા બાદ આપ તેની શું વ્યવસ્થા કરવા ઇચ્છો છો?' તેના જવાબમાં અમે માત્ર

એટલું જ કહેતા હતા કે, આ તો પ્રભુનું એક પવિત્ર કાર્ય છે અને પ્રભુના કાર્યની જવાબદારી પ્રભુના માથે જ હોવી જોઈએ પ્રભુ જેમ પ્રેરણા કરશે તેમ તેની વ્યવસ્થા થશે.'

તે દરમિયાન, तुण्डे तुण्डे मतिर्भिन्ना એ લોકોક્તિ મુજબ, અમને જાહેર જનતા તરફથી અનેકવિધ અભિપ્રાયો મળી રહ્યા હતા અને તે દરેક અભિપ્રાયને યથોચિત મહત્ત્વ આપીને અમે યોગ્ય વિચારણા કરતા હતા. હિંદુસ્તાનના લબ્ધપ્રતિષ્ઠ મહાનુભાવોનું માર્ગદર્શન પણ મેળવતા હતા. બધાના વિચારો સાંભળીને અમારે આખરી નિર્ણય કરવાનો હતો.

પરમ કૃપાળુ પરમાત્માની પ્રેરણાથી, બહુ વિચાર-વિનિમયને અંતે, અમે એવો નિર્ણય કર્યો છે, કે એક સુંદર મંત્રમંદિર બનાવવું. તેના સ્થળની પણ પસંદગી થઈ ચૂકી છે. જનસેવાની ઉત્કૃષ્ટ ભાવનાથી પ્રેરાઈને મણિનગર (અમદાવાદ)માં સ્થાપવામાં આવેલા શ્રી પુનિતસેવાશ્રમની બાજુમાં તેની સ્થાપના કરવામાં આવશે, અને તે નિમિત્તે આગામી માગસર સુદ ૧ થી ૧૫ સુધીના પંદર દિવસોમાં ઉપરોક્ત સ્થળે, એક અભૂતપૂર્વ મહોત્સવ યોજવામાં આવ્યો છે. તત્સંબંધી વધુ વિગતો આ પ્રમાણે છેઃ

[૧] રામાયણ નવાહ્ન

માગસર સુદ ૧ થી ૯ સુધી, દરરોજ, સવારે ૯ થી ૧૨ અને બપોરે ૨ થી ૬ સુધી, શ્રી તુલસીકૃત રામાયણનું પ્રવચન થશે.

[૨] રામ મહાયજ્ઞ

માગસર સુદ ૧૦ થી સુદ ૧૪ સુધી, દેશકાળને અનુસરીને, હોમાત્મક રામ મહાયજ્ઞ થશે.

[૩] સંતોનાં પ્રવચનો

તે ઉપરાંત સળંગ ૧૫ દિવસ સુધી રોજ સાંજે ૬ થી ૭ સુધી, ભગવન્નામમહિમા વિષે, ભારતપ્રસિદ્ધ સંત-મહાત્માઓનાં પ્રવચનો થશે.

[૪] ભક્તોનાં ભજનો

તે સિવાય રોજ રાત્રે ૯ થી ૧૨ સુધી, ગુજરાતના જાણીતા ભક્તોનાં ભજન-કીર્તનો અને વ્યાખ્યાનો પણ ગોઠવવામાં આવશે.

[૫] શ્રી મંત્રમંદિરની સ્થાપના

અત્યાર સુધી લખાઈ આવેલા અને ઉત્સવની શરૂઆત પહેલાં લખાઈ આવશે તે તમામ મંત્રોની સ્થાપના, બનતાં સુધી પૂ. શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીજીના વરદ હસ્તે, માગસર સુદ પૂર્ણિમાના રોજ સવારે કરવામાં આવશે.

આ મંત્રમંદિરની નીચે, લખાઈ આવેલા મંત્રોને વ્યવસ્થિત રૂપમાં, વિધિપૂર્વક, પધરાવવામાં આવશે. અને તેના પર એક હવા-ઉજાસવાળું અને જપ-ધ્યાન વિ. માટે સંપૂર્ણ સગવડ ધરાવતું એક ભોંયરું બનાવવામાં આવશે.

**સૌથી ઉપર ભગવાન શ્રી રામચંદ્રજીના ચરણારવિંદોની પ્રતિષ્ઠા કરવામાં આવશે અને તેની સાથે જ તુલસીક્યારો પણ રોપવામાં આવશે.**

[ખાસ નોંધઃ—જે ભૂમિ પર અબજોની સંખ્યામાં ભગવન્નામમંત્રોની પ્રતિષ્ઠા કરવામાં આવી હોય તે ભૂમિની પવિત્રતા કોઈપણ યાત્રાધામ કરતાં જરાય ઓછી નથી અને આવી પવિત્રતમ તપોભૂમિમાં મુમુક્ષુ જનો, જપ, ધ્યાન યા સમાધિ દ્વારા દિવ્ય પ્રેરણા પ્રાપ્ત કરીને, પ્રભુપ્રાપ્તિને પંથે પ્રગતિ કરી શકે એ આશયથી જ ભોંયરું તૈયાર કરાવવાનો શુભ સંકલ્પ કર્યો છે.)

## સહકાર અને મદદ માટે અપીલ

આ કાર્ય ઘણું મોટું હોવાથી એકલા હાથે પાર પડે તેવું નથી. ઝાઝા હાથનો સહકાર હોય તો જ તેને સાંગોપાંગ પાર ઉતારી શકાય. જે ભક્ત ભાઈબહેનોએ, જાતે મંત્રો લખીને યા બીજાઓ પાસે લખાવીને આ યોજનાઓમાં પોતાનો સહકાર આપ્યો છે તેમને આ કાર્યમાં વધુ રસ હોય તે સમજી શકાય તેમ છે

'શ્રી 'ભક્તિમાર્ગ કાર્યાલય'ના અધિપતિ શ્રી મગનભાઈ દેસાઈની તો એવી ભાવના હતી, કે આ મહોત્સવ નિમિત્તે કોઈની આર્થિક મદદ ન સ્વીકારતાં જાતે જ ખર્ચ ઉપાડી લેવું. પરંતુ આ નિર્ણયથી અનેક ભાઈ-બહેનોનાં દિલ દુભાયાં; તેમણે બધાએ પૂ. શ્રી 'પુનિત' મહારાજ પાસે જઈને ભારપૂર્વક જણાવ્યું, કે આ ધર્મકાર્યમાં અમને પણ સેવાનો લાભ મળવો જોઈએ. આથી અમે ધર્મસંકટમાં મૂકાઈ ગયા અને શહેરની અગ્રગણ્ય ધાર્મિક વ્યક્તિઓની સલાહ લેવાનું નક્કી કર્યું. સર્વાનુમતે એવો નિર્ણય જણાવ્યો કે, જો જનતા જાતે જ પોતાની રાજીખુશીથી સેવા કરવા ઇચ્છતી હોય તો તેમને સેવાનો લાભ મળે એવી કોઈ વ્યવસ્થા કરવી જોઈએ.

અત્યાર સુધીમાં અમારી પાસે આઠ અબજ ઉપરાંત મંત્રો લખાઈને આવ્યા છે, છતાં અમારી એવી ભાવના છે, કે પૂરા અગિયાર અબજ મંત્રોની, 'મંત્ર-મંદિર'માં સ્થાપના થાય તો વધુ સારૂ આશા છે કે, 'રામનામ બેંક'ની શાખાઓ, 'વિશ્વમંગલ'ના એજન્ટો અને જાહેર જનતા, વધુ પ્રમાણમાં ભગવન્નામ-મંત્રો લખાવી આપીને, અમારી આ ભાવના પરિપૂર્ણ કરશે.

આ પરિસ્થિતિમાં અમે એવો નિર્ણય કર્યો છે, કે આ મહોત્સવ નિમિત્તે તન, મન અને ધનથી સહકાર આપવાની જેમની ઇચ્છા હશે તેમની સેવાનો સાભાર સ્વીકાર કરવામાં આવશે. આશા છે, કે જેમને આ પવિત્ર કાર્યમાં રસ હોય તે બધાં, પોતાની શક્તિ પ્રમાણે, નીચે જણાવેલા સરનામે મનીઑર્ડર દ્વારા, ચેક દ્વારા, શ્રી 'પુનિત' મહારાજ દ્વારા યા રૂબરૂમાં પોતાની રકમો મોકલી આપશે. સરનામું:—

વ્યવસ્થાપક, શ્રી રામનામ બૅંક C/O શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬, અમદાવાદ.

ઉપરના સરનામે રકમો મોકલવાથી તેનો સ્વીકાર કરવામાં આવશે અને તેની પાકી પહોંચ તેમને ટપાલ દ્વારા મોકલાશે.

આ કાર્ય અંગે શહેરના પ્રતિષ્ઠિત નાગરિકોની એક કમિટિની પણ રચના કરવામાં આવશે અને અખબારો દ્વારા તેની જાણ કરાશે

વિશેષમાં જણાવવાનું કે જ્યાં જ્યાં અમારી શાખાઓ ચાલે છે ત્યાં ત્યાં શાખાના સંચાલકોને રકમ આપવાથી પણ અમને પહોંચી જશે. તેની પહોંચ સીધી અહીંથી જ રવાના કરવામાં આવશે જેમણે રકમ મોકલી હોય અને પહોંચ ન મળે તેણે સીધી અહીં ફરિયાદ કરવી

જનતા ખાસ નોંધી લે, કે તેની એક પણ પાઈનો આ કાર્યમાં દુરુપયોગ નહિ થાય; કારણ કે, આ મહોત્સવના તમામ કાર્યક્રમો પૂ. શ્રી 'પુનિત' મહારાજની અંગત દેખરેખ નીચે જ થનાર છે.

આ સંબંધી વધુ માહિતી માટે નીચેના સ્થળે રૂબરૂ મળો યા પત્રવ્યવહાર કરો:—

વ્યવસ્થાપક,

**શ્રી રામનામ બૅંક**
C/O શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
સલાપસ ક્રોસરોડ, અમદાવાદ

